# વિશ્વમાનવ

નવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું સામયિક: ૧૯૭૧ જાન્યુઆરી
ર્ષિક રૂ. ૧૨; છૂટક રૂ. ૧.૫૦







- લોકશાહી: માળખું અને મૂલ્ય
- અપ્રસ્તુતતાનું રાજકારણ
- નવી કોંગ્રેસની તરફેણમાં
- ધ્રુવીકરણની દિશામાં



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળધર રામજીમંદિર પોળ વડોદરા-૧ (ફોન: ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (દ્વૈમાસિક)

**વિશ્વમાનવ** [માસિક: સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧.૫૦]

પરામર્શ નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી

સંપાદન પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * મુકુંદરાય મુનિ * સુમન શાહ * સુભદ્રા ગાંધી

ચિત્રરેખાંકન નગેશ પિંગળે (વડોદરા) * સી. એમ. નસિકકર (વડોદરા)

પ્રકાશન પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯ (ફોન : ૭૯૪૩૬)

મુદ્રણ એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ-૭

હિસાબ-લવાજમ જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા-૧

* સંપાદકીય પત્રવ્યવહાર: પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (વિવેચન) : સુમન શાહ, સ્ટેશન રોડ, કપડવંજ (જિ. ખેડા)

મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રૉસલેન, મુંબઈ-૩

## અનુક્રમણિકા





**ભૂલ સુધાર**
ગતાંકમાં પ્રકાશિત 'વજીરનો હાથી'નો અનુવાદ સદ્ગત જયન્તિ દલાલે કર્યો હતો.

પહેલું પાનું

# લોકશાહી : માળખું અને મૂલ્ય

૧

'લોકશાહી એક જીવનપદ્ધતિ છે', એવો પોપટપાઠ આપણે વારંવાર રટીએ છીએ; પરંતુ લોકશાહીનું રહસ્ય, મોટે ભાગે, એ સૂત્રમાં ગોપિત રહી જતું હોય છે. કેમ કે લોકશાહી તરીકે ઓળખાતી રાજકીય પરિપાટીના સંદર્ભમાં, ઘણે ભાગે, એના માળખાના અમુક પ્રકારને આપણે લોકશાહી જેવું અભિધાન આપીએ છીએ, જેમાં વિવિધ પક્ષો, જૂથો, વ્યક્તિઓને પોતાના વિચાર-આચારની સ્વતંત્રતા હોય અને તે પ્રગટ કરવાનો પૂરો અવકાશ હોય, તથા મુક્ત, ગુપ્ત અને શુદ્ધ પુખ્તવય મતાધિકાર દ્વારા લોકોના ચૂંટાયેલા પ્રતિનિધિઓ જ અંતિમ નિર્ણાયક પરિબળ બને એવી ગુંજાયશ હોય. મહદ્અંશે આ માળખાને જ લોકશાહીની લાક્ષણિકતા લેખીએ છીએ. દા. ત. ભારત લોકશાહી રાષ્ટ્ર છે, એવો દાવો કરીએ છીએ ત્યારે આપણે તેના લોકશાહી બંધારણના માળખાને જ લક્ષમાં લેતા હોઈએ છીએ.

પરિણામે, સર્વસાધારણ રીતે, એવી માન્યતા પ્રવર્તે છે કે જે દેશનું બંધારણ લોકશાહી માળખાનું હોય તે લોકશાહી દેશ; અને જે એ બંધારણની મર્યાદામાં રહીને વર્તે તે સરકાર, પક્ષ, જૂથ, વ્યક્તિ લોકશાહી; અથવા જે કોઈ એ બંધારણની મર્યાદા ઓળંગે એ બિનલોકશાહી. આ સમજણ છીછરી છે, કેમ કે લોકશાહી અમુક પ્રકારના માળખાથી વિશેષ છે. લોકશાહીનું મૂલ્ય તેના માળખામાં નહિ, પણ તેની પ્રક્રિયામાં છે.

હા, લોકશાહી માળખું, અવશ્ય, મૂલ્યવિકાસનું સાધન છે; લોકશાહી માળખા વિના લોકશાહીના આત્માને પ્રગટાવવાનો કોઈ અવકાશ જ નથી. વળી લોકશાહી માળખું તૂટ્યું-ફૂટ્યું હશે તોય તે નવેસરથી તૈયાર કરી શકાશે. ત્યારે, જ્યાં એ માળખાનું અસ્તિત્વ જ શક્ય નથી, અથવા જ્યાં એ માળખાને જ નાબૂદ કરવાની નેમ હોય, ત્યાં લોકશાહીના અંકુરને પાંગરવા માટે કોઈ અવકાશ જ ન રહે. આ દૃષ્ટિએ માળખાનું મહત્ત્વ તો છે જ.

ઉપરની વાત સાચી હોવા છતાં, લોકશાહીનું માળખું પોતે લોકશાહી મૂલ્ય નથી. લોકશાહી માળખામાંની આંતરિક પ્રક્રિયા (inner process) જ લોકશાહીને મૂલ્ય અર્પે છે. બલ્કે, લોકશાહીનો આત્મા લોકશાહી પ્રક્રિયા દરમ્યાન અને તેની દ્વારા જ પ્રગટે છે... લોકશાહીનું આ રહસ્ય છે.

૨

જ્યાં લોકશાહી માળખાનો સ્વીકાર થયેલો છે તેવા દેશોની સરકારો મોટે ભાગે લોકશાહી માળખાની અંદર રહીને પોતાની રમત રમતી હોય છે, એ સાચું હોય તોય, એ રમત 'અનિવાર્ય' રીતે લોકશાહી પ્રક્રિયાને પોષક જ બને છે એવું નથી. દા. ત. દરેક સમાજમાં—ગમે તેવા શ્રેષ્ઠ ગણાતા સમાજમાં પણ—અનેક પ્રકારનાં હિત-ઘર્ષણોય

હોવાનાં, અનેક પ્રકારના અન્યાયો અને અનિષ્ટો હોવાનાં. હવે જો, લોકશાહી માળખાનો સ્વીકાર કરી ચૂકેલી સરકાર અનિષ્ટો દેખાતાં જ, તેમને ત્વરિત નિર્મૂળ કરવાની શુભ નિષ્ઠાથીય, પોતાને હસ્તકના કાયદા, જેલ, વટહુકમો, પોલીસ અને લશ્કરનો પહેલેથી જ ઉપયોગ કરવા માંડે, અને છતાં પોતે લોકશાહી માળખાની અંદર જ રહીને વર્તી હોવાનો દાવો આગળ ધરે, તો લોકશાહીની ભાવના — આત્મા અને મૂલ્યની જ વિડંબના સમજવી રહી.

આપણા દેશની વાત કરીએ તો આપણા લોકશાહી બંધારણમાં કેન્દ્રના વડા પ્રધાનને રાષ્ટ્રપતિના વટહુકમ દ્વારા અમુક ઉદ્યોગોનું તાબડતોબ રાષ્ટ્રીયકરણ કરી નાખવાની, વટહુકમ દ્વારા રાજાઓનું તાબડતોબ રાષ્ટ્રીયકરણ જાહેર કરી દેવાની, વટહુકમ દ્વારા લોકસભાને બરખાસ્ત કરી દેવાની, વટહુકમ દ્વારા અમુક રાજ્યમાં રાષ્ટ્રપતિ અમલ સ્થાપવાની બંધારણી સત્તાઓ છે. અને રાષ્ટ્રપતિ કશી ઊંડી તપાસ વિના, પરંપરા સ્વીકારીને વડા પ્રધાનની સલાહ અનુસાર વટહુકમો જાહેર કરતા રહે, તો તે બંધારણથી વિરોધી ન ગણાય. અરે, રાષ્ટ્રપતિ અને વડા પ્રધાન રાષ્ટ્રીય હિત માટે ઝડપી પગલાંનું ઓઠું આગળ ધરી ગૌરવ લઈ શકે !

સવાલ એ નથી કે ઉપર કહ્યા તે ઉદ્દેશો ઇષ્ટ કે અનિષ્ટ છે. માની લઈએ કે આ દરેક પગલું દેશહિતની દૃષ્ટિએ જ લેવાયું છે. સવાલ લોકશાહી ક્રમિક પ્રક્રિયાનો છે. લોકશાહીના વિકાસની ખેવના કરનારા વડા પ્રધાન અને રાષ્ટ્રપ્રમુખ સામે મહત્ત્વની વાત વટહુકમો કાઢવા-ન-કાઢવાની નથી. મહત્ત્વની વાત આવાં અંતિમ પગલાંની અનિવાર્યતા સિદ્ધ કરવાની છે. એટલે કે, આ પૂર્વે, બીજી તમામ લોકશાહી પ્રક્રિયા પસાર કરી હોવી જોઈએ. તેનું કશું પરિણામ ન આવ્યું હોય અને હવે પછી લોકશાહી પ્રક્રિયા શક્ય જ રહી ન હોય, એટલે કે લોકસભા મળી જ ન શકે તેવી ગંભીર રાષ્ટ્રીય કટોકટી વ્યાપી ચૂકી હોય, ત્યારે જે અંતિમ પગલાં ભરવાનું લોકશાહીમાં માન્ય ઠરે, તે સાધારણ કઠોર પરિસ્થિતિમાંય ન્યાય્ય ન જ ઠરે.

થોડી લાંબી અને છતાં મૂલ્ય દૃષ્ટિએ પાયાની પ્રક્રિયા ઓળંગી જઈને, રાતોરાત ફતવાઓ દ્વારા — અન્યથા મુશ્કેલ અને લાંબો સમય માગે તેવો નિર્ણય, ટૂંકા રસ્તાની સરળ તરકીબ દ્વારા દેશને માથે ઠોકવાની પદ્ધતિ લોકશાહીની જ વિઘાતક નીવડે છે.

લોકશાહી પ્રક્રિયાની જાળવણીની આ વાત, રખે કોઈ એમ સમજે કે લોકશાહી બંધારણ અથવા તેના કાયદાકાનૂન અથવા તેના અમુક બાહ્યાચારની ટેકનિકલ બાજુ જાળવવા માટેની ચૂંથ છે. આથી ઊલટું જ, લોકશાહીની ઔપચારિકતા — બાહ્ય ટેકનિકેલિટી — જાળવીને તેના આત્માને કુંઠિત કરનારી છતાં લોકશાહીનો દાવો કરતી પદ્ધતિ સામેનો આ પોકાર છે.

દેશદાઝ અને ત્વરિત નિર્ણયના લોભેય, વચલી ક્રમિક શ્રેણીઓ કુદાવી જઈને — ક્રમિક ક્રમને વટાવી જઈને — અંતિમ પગલાંના જોરે જેઓ લોકશાહી સગવડોનો વ્યવહાર કરે છે, તેઓ બાહ્ય રીતે — ઔપચારિક રીતે બંધારણની મર્યાદામાં વ્યવહાર કર્યાનો દેખાવ અને દાવો કરવા છતાં, હકીકતમાં, લોકશાહી બંધારણનાં મૂળિયાંને જ મચોડે છે, તોડે છે. અંતે લોકશાહીને જ ધરાશાયી કરવા કટિબદ્ધ બનેલા સર્વસત્તાવાદીઓને જ માર્ગ મોકળો કરી આપે છે એ રખે ભૂલીએ.

૬-૧-૭૧ ભોગીલાલ ગાંધી

# અવકાશોપનિષદ | નિકોલા સોપ

[નિકોલા સોપ, અત્યારનો કદાચ પ્રમુખ યુગોસ્લાવ કવિ છે. બોસ્નિયામાં આવેલા જાજ્સમાં ઈ. સ. ૧૯૦૪માં જન્મેલો આ કવિ, હિટલરની બેલગ્રેડની બૉમ્બવર્ષામાં હમેશ માટે અપંગ છે. આ કવિતા, કવિના 'Space Poems' કાવ્યસંગ્રહમાંથી ડબલ્યુ. એચ. ઑડેને અનુવાદ માટે લીધેલી. 'એન્કાઉન્ટર' નવે. '૬૯માં પ્રકાશિત ઑડેનના અંગ્રેજી અનુવાદને આધારે આ ગુજરાતી અનુવાદ તૈયાર કર્યો છે.]

૧

ભૂરાશ પર બધાં ઝૂલ્યાઝોલ્યા કરે છે.
એકબીજાની નજીક સરી, એક બીજાથી એકદમ છૂટા
પડે છે.
હવા પર તરતાં તરતાં ગમે ત્યારે મળે છે:
એકબીજા એકબીજાની સાથે ટકરાય છે.
જ્યારે તેઓ અડકે છે ત્યારે હલાવેલાં ખાલી
ફાતરાંની જેમ ખખડે છે
બારીઓ નજીક આવે છે ત્યારે બે નજીકના
ચહેરાઓ અડકે છે.
બધું જ ક્ષણ માટે બને છે:
ચુંબન, પ્રિયના હાથનું ગ્રહણ અને પછી વિદાય
વિરાટમાળાઓમાં સંચરણના કોઈ યુગ પછી
ફરી મળાય ત્યાં સુધી...

૨

અવકાશમાં રહેઠાણો અને
શ્વાસ થંભાવતાં અતલ ઊંડાણોનાં દર્શન કરાવતી
બારીઓ.
તમારું બારણું ઉઘાડો
અને તમારા બારણાના ઉંબરથી બીજાના રહેઠાણ
પર
અવકાશમાં ઝૂલતાઝોલતા ઊતરો.

તમે તમારાં કોઈ પગલાં પાછળ નહિ છોડો, તમને
કોઈ પગથી હાથ નહિ લાગે.
જાઓ, જાઓ
નજીક ખેંચો, ઠોકરાઓ, લથડો
અને તમારા નજીકના પડોશીના હાથમાં જઈ પડો.
કેવળ આનંદના ઉછાળામાં તમે એકબીજા
એકબીજાને હવામાં ઊંચે ફેંકશો.

૩

અવકાશમાં સ્થિર થતી આવતી બધી વસ્તુઓ
હજી ગતિમાં છે
એકબીજા સાથે અથડાતી, ધાર સાથે ધાર.
પૃથ્વી પરથી આણેલાં આપણાં મનપસંદ ચિત્રોને
ક્યાં ટાંગીશું?

આપણાં સામયિકો?
અહીં તો દીવાલો જ નથી.
તમારી પેટીઓ જાળવીને ખોલજો.
પેટીનાં ઢાંકણાંઓ આસ્તેકથી ઊંચકજો
નહિ તો બધું જ ઊડી જશે...
આપણી પૃથ્વીની ક્ષુદ્ર વસ્તુઓ તો અહીં કાળગ્રસ્ત
ગણાય.
અહીં તો કોઈ જુદી જ વસ્તુમાંથી બનેલી વસ્તુની
જરૂર છે.

કોઈ જુદા જ પ્રકારના સમતોલનની જરૂર છે.
વજનહીન, જકડી ન રાખે એવી સંવાદી વસ્તુઓનો
અહીં ખપ છે.
એવી વસ્તુઓ, જે અહીંથી ઊડી ન જાય.

૪

નવી વ્યવસ્થાને અનુકૂળ થઈ
બધા પદાર્થો શાંતિથી જેમાં સ્થિર થતા હશે
એ પહેલી મિજબાની કેવી આનંદદાયક રહેશે!
મહેમાનો કોણ જાણે કેમ હજી આવ્યા નથી.
નવી પરિસ્થિતિમાં કદાચ રસ્તો ચૂકી ગયા હશે?
હજી એમના પગો સરકી સરકી જતા હશે?
હજી એમનાં પગલાં કઢંગી રીતે પડતાં હશે?
હજી અવકાશની સપાટીમાં એમને નર્યાં ઊંડાણ
દેખાતાં હશે?
બારીમાંથી જરા બહાર જુઓ અને સાંભળો
સાંભળો, વિરાટ માળાઓમાં ઊડતા રહેતા કશાકને...

૫

મહેમાનો માટે બધું જ તૈયાર છે, વ્યવસ્થિત છે.
નાનકડા તાંતણા ટેબલ સાથે પ્લેટસને બાંધી રાખે છે,
ખાદ્ય પદાર્થોને પ્લેટ સાથે બાંધી રાખે છે.
બધું ઊડી જતાં રોકે છે.
કારણ, બધી જ વસ્તુઓ હળવીફૂલ હોવાને કારણે
હલાઈ છે, ફરફરે છે, ભૂરી છે, પીંછાં જેવી છે.
પણ આવનાર મહેમાનો ક્યાં હશે?
એમની હળવાશ એમને ક્યાં લઈ ગઈ હશે?
ટેબલની ફરતે, નવી ભોંય પર ટેકવેલી ખુરશીઓ
મહેમાનોને પોતાની સાથે જકડી રાખવા રાહ જુએ છે:
રખે, હળવાશ મહેમાનોને ઉડાડીને લઈ ન જાય.

૬

દરેક વસ્તુએ અહીં વજન ગુમાવી દીધું છે.
બધી વસ્તુઓ એકદમ ઊડી જાય
તે પહેલાં તેમને બાંધી રાખવી જોઈએ.
દરેક વસ્તુ પાંખાળું પંખી છે
એના પિંજરમાં એને ફફડવા દો.

અસત લાગણીથી પ્યાલી ઊંચકીને
જ્યારે પીવાની શરૂઆત કરવાને એ કહેશે
કેવું ભવ્ય બની રહેશે!
એ અવાજ આપણને હજી બરાબર યાદ છે.
એ રોશે, પણ આંસુઓ ખરશે નહિ,
આંસુઓ એના ગાલ પરથી સરકશે નહિ
એને બદલે, ચમકતી અને ચળકતી આંસુઓની માળા
કોઈ અદૃશ્ય તાંતણે હવામાં તરતી રહેશે.

૭

હું હમેશા ભૂલતો રહું છું કે વસ્તુઓ વજનહીન છે.
બારીઓ ખોલું છું ને એકદમ
પંખીઓની જેમ મારી બધી વસ્તુઓ
બહાર અવકાશમાં દૂર દૂર ઊડી જાય છે.
આ નવી વજનહીન સ્થિતિમાં
અમારા ખંડોમાં વસ્તુઓને ગોઠવવી અમારે માટે
ખૂબ અઘરી છે
આ બધી વસ્તુઓ કોઈ બીજી જ વસ્તુઓની બનેલી છે.
કોઈ જુદા જ પ્રકારના સમતોલનથી એવી સંવાદી છે
કે ખોવાઈ નહિ જ જાય.
પણ આ બધું યાદ રાખતાં કેટલો સમય લાગશે?

૮

મારા મહેમાનો, ભૂલો ના કરશો.
વસ્તુઓ હવે કંઈ એના જૂના સંબંધો પર ટકેલી
નથી.
એમની માલિકી પણ ચોક્કસ નથી રહી.
નવા પ્રકારનું સમતોલન તમને આવડી જશે
કે તમે હળવા બની જવાના છો.
અવકાશો અને ઊંડાણો ઉપર
તમે નિરાંતે ઊંઘી શકશો.
મારા મહેમાનો, આ નવા અવકાશમાં
જૂની હકીકતોને સંભારતા સંભારતા, તમે સૌ
લાંબું જીવો.

ગુરુત્વાકર્ષણ ખતરનાક છે:
માનવીના હાથમાં વસ્તુઓને લાવી મૂકે છે
તેથી વસ્તુ એ હાથની બની જાય છે.

ગુરુત્વાકર્ષણમાંથી જ માલિકીની ભાવના જન્મી છે.
પરિગ્રહની વૃત્તિનો જન્મ પણ ગુરુત્વાકર્ષણમાંથી જ
થયો છે
પણ અહીં વસ્તુઓ તરે છે, વસ્તુઓ બધાની છે.
કોઈ અસીમ શાંતિનાં વર્તુળમાં વસ્તુ ઘેરે છે
તેથી જ દરેક દરેક જણનું લાગે છે.
કોઈ સીમિત સ્થળને વસ્તુ વરી નથી.
માલિકની યાદીમાંથી વસ્તુ પોતાને છોડાવી લે છે.

૯

હા, હા, માલિકીપણાની ભાવના ગુરુત્વાકર્ષણમાંથી
જ જન્મેલી.
ગુરુત્વાકર્ષણે વસ્તુઓને બાંધી રાખી
વસ્તુઓને નિઃસત્ત્વ કરી.
જ્યાં હોય ત્યાં
ઘરમાં ઘર બહાર છત પર પિંજરસ્થ વસ્તુઓએ
પોતાને માનવીની કહેવડાવી
આનંદપૂર્વક માનવીઓની ચાકરી કર્યે રાખી.
અને રાત્રે આ વસ્તુઓ
કામથી હારી થાકી
પોતાના પડછાયા પર સૂઈ રહેતી.
ધૂમ્ર બનવાના એમના કોડ હતા:
એકાએક મુક્ત થઈએ,
ધૂમ્ર સાથે, ધૂમ્ર બનીએ
મુક્ત... ગતિશીલ... હળવા... ઊંચે ને ઊંચે
...ધૂમ્ર...

૧૦

મારા મહેમાનો, અવકાશમાં ઝૂલતાઓલતા
તમે બધા એકઠા થઈ ચૂક્યા છો.
હું તમારામાં નવું સમતોલન જોઉં છું;
પ્યાલીઓ ટકરાવવા તમે ઉત્સુક છો,
અહીં કશું જ તૂટશે નહિ, કશું જ તરડશે નહિ.
છલકાયેલા શરાબને
લાલ વાદળાની જેમ તરતો જોવો એ પણ લહાવો છે!
શરાબને લાલ વાદળાની જેમ તરતો રાખનાર
હજી સુધી અજ્ઞાત એવાં બળોને ભૂલી જઈને
આપણે હજી આ ઘટના તરફ વિસ્મિત થઈએ છીએ.

૧૧

ચાલો ત્યારે, દોસ્તો, આપણે પ્યાલીઓ ટકરાવી
ચૂક્યા.
બધાનું સ્વાસ્થ્ય ઇચ્છીએ છીએ.
પણ ઊભા રહો, વાત કરતાં થોભો.
શાંતિ; મહેરબાની કરીને શાંતિ.
ક્યાંક કોઈક ટિકટિકને હું સાંભળું છું.
એમ લાગે છે કે કોઈક ખિસ્સામાં પૃથ્વીલોકનું ઘડિયાળ
ટિકટિક કરી રહ્યું છે.
કોઈક સંતાડી રહ્યું છે:
સાવ કાળગ્રસ્ત પદ્ધતિએ કોઈ કાળ માપી રહ્યું છે.
કોઈ પણ હોય, પણ આ યંત્ર એને શું ખપ લાગશે?
જ્યારથી અવકાશમાં લંગર નાખ્યું છે ત્યારથી
આ ઘડિયાળને કાંઈ હવે ઊડવાનું કે કામ કરવાનું નથી.
આ ઘડિયાળના ટુકડા પર સૂવાનું પણ નથી.

૧૨

આ યંત્ર વિશે જરા વિચારીએ.
એક ડબલું
કહેવાય છે કે એમાં આવીને સમય રોકાય છે.
કાચના નાના ગોળ ચંદા પર આ ડબલું
અગાઉથી જ સમયની કલાકો અને સેકન્ડોમાં નોંધ
રાખે છે.
હરગિજ નહિ,
કાંટાઓ જ્યારે ચાલે ત્યારે સમયે ચાલવું જ
જોઈએ, એવું નથી.
ના, રે ના, એ તો અંદરની સ્પ્રિંગ કાંટાને ચલાવે છે.
સમય અટકે કે ઘડિયાળને વટાવી ધસે
ઘડિયાળને ફંગોળે છે, એના ફનાફાતિયા કરે છે,
એને પુનર્જીવિત કરે છે.
ટકોરાનો શો અર્થ છે?
પાર્થિવ કબાટ ઘડિયાળનાં ડંકાઓનો શો અર્થ છે?

૧૩

ક્યારનાં, બધી જ વસ્તુઓનું જાણે કે રૂપાન્તર થઈ
ગયું છે!
કોઈને કલ્પના સુધ્ધાં નહોતી કે આપણે જેને
જીવડાંઓનાં દર

માનતા હતા
તે નવાં નવાણનાં તળિયાં બન્યાં છે.
અંદર, કોઈને ખબર ન પડે તેમ ગુપ્ત રીતે ચૂર્ણચૂર્ણ
કરવાનું ચાલે છે.
કોઈ જૂના ગ્રન્થાલયમાં અંદર પેસતાં જ
શ્વાસ લેવાનું ભાગ્યે જ સાહસ કરતાં ભૂતકાલીન
પાનાંઓ અને ભૂખરા અક્ષરો પર
ખરી પડતાં ફૂવડાંઓની અસર જોઈએ છીએ
તેવો, બધી જ વસ્તુઓને માટીભેગી કરી દેતો
કાળગ્રસ્ત અન્તરાલમાંનો સુક્કો ઉચ્છ્‌વાસ નથી.

૧૪

ના, ના, કાળગ્રસ્ત અન્તરાલમાંનો આ સુક્કો
ઉચ્છ્‌વાસ નથી જ
પણ રૂપાન્તર છે.
શ્વાસ લેતી નવી વસ્તુઓથી ચિત્કાર ઊભરતો
આ જૂનો કબાટ ફાટ ફાટ છે,
અંદરના વધી ગયેલા દબાણને કારણે
તાળામાંની ચાવી બહાર ધકેલાય છે.
નવી વસ્તુઓ ઊંડાણેથી બહાર આવતા
અને અપરિચિત વસ્તુઓની મોહક કિનારીઓ વચ્ચે
કબાટમાં રહ્યું રહ્યું ઘડિયાળ
મંથરિયું થઈ જૂનો સમય ગજાવે છે.
આ બધાના હેતુ, આ બધાનું નામ
હજી પાડવાનું બાકી છે.

૧૫

દરેક વસ્તુને પકડીને એનું નામ પૂછવું પડશે.
ખૂબ નજીક ધરો અને એના
અપરિચિત ધબકારા સાંભળો.
બાળક જેવા કુતૂહલથી આમતેમ ફેરવો,
ખોલવાનો પ્રયત્ન કરો, અંદર ડોકિયું કરી જુઓ
એનું ગુપ્ત રહસ્ય શું હશે
નવો હેતુ શો હશે એ જાણવાને
એના રણકારને સાંભળવાને વસ્તુને હલાવો.

૧૬

જુઓ, અકસ્માતે અહીં આવી પડેલા, મારા મહેમાનો
હું શું જોઉં છું?
તમારામાંનું કોઈક પૃથ્વી પરની રીતે સૂવાને ઇચ્છે છે:
એનું માથું ઝોકે છે,
ખિસ્સામાં પેલું પાર્થિવ ઘડિયાળ રાખેલું, કદાચ
એ જ હોવો જોઈએ.
એની સામે જુઓ: ઘસઘસાટ ઊંઘે છે.
મધરાતના ડંકાઓ કદાચ એને માટે વાગ્યા હશે.
શાંત રહો અને સાંભળો:
એ હજી કંઈ અર્થહીન બકે છે, કેટલું વિચિત્ર!
આ મોડો આવનાર, આ અવકાશીને કેવી રીતે
પહોંચ્યો હશે?
'ફેટનના રથ પર ચઢીને' તમે મને કહ્યું?
મારી જમણી બાજુએ ઝૂલતી કન્યા, તમે મને કહ્યું.

૧૭

હા, એમ જ હશે.
આ વણનોતર્યો મહેમાન કોક ખૂણેથી મળી આવેલો
ફેટનના રથ પર ચઢીનો આવેલો.
આ રથ હજી પાંખાળો છે પણ એનો ભાંગી ભુક્કો
થવાનો છે
આ રથ પર એ ખૂબ ઊંચે ઊડ્યો.
બધી જ એની જૂની સોગાદો,
એનું પાર્થિવ રાચરચીલું પાસે રાખીને
એનું પહેલાંનું જૂનું વજન, જૂના પેલા આકારો
અને પરિગ્રહો સાથે
ઝૂલતાંઝોલતાં, એ સમતોલન જાળવવા ઇચ્છે છે.
આસ્તેકથી ખોલો.
જુઓ.
સતારો ઝૂલવા માંડ્યો છે:
નવી સંવાદિતા ધીમે ધીમે એનો કબજો લઈ રહી છે.
ચૂપ. ચૂપ.
ચૂપચાપ એની બધી વસ્તુઓ એકઠી કરો.
રથ પર લાદો અને રથમાં એને પણ લાદો...
અને...મોકલી આપો એક ધક્કાથી ગબડતો ઠેઠ
પૃથ્વી સુધી
........પાતાળના દેવ હેડ્સ સુધી...
અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા

# સ્વરૂપાંતર | કાન્તિ પટેલ

હોટલમાં બધા બેઠેલાઓ પોતપોતાને ઘેર પહોંચી ગયા હોય એમ લાગે છે. કારણ આ કોર કાઉન્ટર પાસેની ખુરશી પર બેસીને કાળી ફ્રેમનાં ચશ્માં પહેરેલો માણસ પરચૂરણું ગણવામાં ડૂબી ગયો છે. વેઇટરો બધા પાછળના કિચનમાં કપડાં બદલવામાં, વાળમાં કાંસકો ફેરવવામાં કે વધ્યુંઘટ્યું ખાવામાં મશગૂલ હશે. ઑર્ડર આપવાનો કોઈ અવાજ ત્યાં નથી. બત્તીઓ બળે છે. ઝાંખી બત્તીઓ છે. સનમાઇકા જડેલાં ટેબલ પર માફકસરનો થોડોક પ્રકાશ વેરવા સિવાય બત્તીઓ ઝાઝું કંઈ કરી શકતી નથી. માણસોના ચહેરાને ઓળખવામાં પણ એ સહાયભૂત થઈ શકે એમ નથી. પણ એ સારું છે. આસપાસની વેન્ટિલેશનની બારીઓ પર પણ પડદા લગાડી દેવામાં આવ્યા છે, જેથી બહારનો પ્રકાશ અંદર પ્રવેશી શકે નહિ. દિવસના પણ અંધારાયુક્ત હવામાન રહે એવી અહીં ખાસ યોજના છે. સામે જમણી તરફના ખૂણામાં રેકર્ડચેન્જર શાંત પડ્યું છે. તેની અંદરના પડદા પર અત્યાર સુધી સ્પિનિંગ ચાલતું હતું. હવે તે ચૂપ છે. હોટલની છત ઘણી નીચી છે. ક્યારેક અતિ ઊંચા માણસને ચાલતાં સંભાળવું પડે.

વકરો ગણાઈ રહેવા આવ્યો છે. વેઇટરો બધા પોતાનાં મૂળ કપડાં પહેરીને તૈયાર થઈ ગયા છે. હોટલનો મૅનેજર પણ એક ગ્લાસ ઠંડું પાણી પી લીધા પછી દરવાજા બહાર નીકળી ગયો. તેની પાછળ પાછળ બધા દરવાજા બહાર નીકળ્યા. બધું લૉક-અપ. શટર ઑન.

ગયા બધા. અહીં અંધારું છે. ધીરે ધીરે ખુરશી-ટેબલની ભિન્નતા ઓગળવા લાગી. પેલું રેકર્ડચેન્જર પણ તેમાં એક થવા પ્રયત્ન કરવા લાગ્યું. કાઉન્ટર ઉપર એક બાજુના ખૂણામાં પડેલો ફ્લાવર વાઝ પણ ખુરશીટેબલના ઓગળતા અંધારા રૂપમાં તણાવા લાગ્યો. ઇલેક્ટ્રિક વૉલ ક્લૉકનું પણ એવું જ થયું. જુદા જુદા શેઇડ ઓઢીને લટકતા બત્તીના ગોળાઓ સુધ્ધાં પાકી કેરીની જેમ ટપ્‌ટપ્‌ નીચે વહેતા પ્રવાહમાં પડવા લાગ્યા. બધો પ્રવાહ પહેલો તો ત્યાં ને ત્યાં ગોળ ગોળ ઘૂમરીઓ લેવા લાગ્યો. પછી તે રસ્તો કાઢવા પ્રયત્નો કરવા લાગ્યો. તેમાં સફળ ન થતાં એનો વિફરાટ વધ્યો. હવે એમાં ભ્રમણકક્ષા ગુમાવી બેઠેલા કોઈ ગ્રહની શક્તિ ઉમેરાઈ અને બધું તડોતડ તૂટવા લાગ્યું. શટરની કાણાંકાણાંવાળી દીવાલમાં મોટાં ગાબડાં પડતાં સંભળાયાં. પાછળનો કિચનનો દરવાજો તો ક્યારનો કોકડું વળીને પ્રવાહમાં ઢબૂરાઈ ગયો. બે બાજુની દીવાલો પણ તળિયેથી પીગળવા લાગી. હવે હોટલ ત્યાં નથી. હવે અંધારું ત્યાં નથી. હવે માત્ર પ્રવાહ છે. એ પ્રવાહમાં પીગળીને બધું એકરૂપ થઈ ગયું છે. હવે તેમાં ખુરશી-ટેબલનો ભેદ નથી.

એ પ્રવાહનું વહેણ હોટલની બહાર તણાવા લાગ્યું. એ મુખ્ય રસ્તા પર આવ્યું: રસ્તા પરની ધોળી, લાલ, કાળી, મોટરગાડીઓ એમાં ખેંચાવા લાગી. આસપાસની દુકાનો સુધ્ધાં તેને શરણે થઈ તેમાં ભળી ગઈ. મકાનોનું પણ એમ બન્યું. મ્યુનિસિપાલિટીના બત્તીના થાંભલાઓનું પણ એમ થયું. માણસો તો કોઈ હતા જ નહિ. સમય પણ જોવાનું

શક્ય નહોતું. કારણ ઘડિયાળો બધી પ્રવાહમાં જઈ તળિયે બેસી ગઈ હતી.

પ્રવાહ આગળ ને આગળ વધતો હતો. તેમાં બધું ભળી જવાને પ્રતાપે તે ખાસ્સો મોટો થઈ ગયો હતો. તેની ગતિનો ગુણાકાર થતો જતો હતો. તેને જોવાનું શક્ય નહોતું. આસપાસમાં આધારરૂપ જે કંઈ હતું તે કડડભૂસ થઈ એમાં જ ભળી ગયું હતું. જોનારા હતા તે, અને જેને આધારે જોવાતું હતું તે, બંને એમાં એકાકાર થઈ ગયા હતા તેથી અલગ પડીને તેના વિષે વિચારવાનું અથવા તેના પર દૃષ્ટિ માંડવાનું શક્ય નહોતું.

શહેરની શેરીએ શેરીએ એ પ્રવાહ ફરી વળ્યો. એની સપાટી કેટલી પ્રારંભાઈ માથા, બે માથાં, ત્રણ માથાંભેર વધી ગઈ હતી. છેવટે ચાર, છ, સાત માળનાં મકાનો પણ તેનાથી બચી શક્યાં નહિ. પછી તો આઠ, દશ, પંદર માળનાં મકાનોનું પણ એવું જ થયું. મકાનો નહોતાં તેવી જગ્યાના વૃક્ષોનું પણ એમ જ થયું. હવાઈ હુમલા સામે રક્ષણના ઉપાય તરીકે બ્લૅક આઉટ જાહેર કરાય તેમ આખુંય શહેર અત્યારે અંધકારના દરિયામાં પરપોટો બની તળિયે ઢબૂરાઈ ગયું હતું. રસ્તાઓ અને રેલવે લાઇન, બધું જ પેલા પ્રવાહના કોઈ અદૃશ્ય ખૂણે લપાઈ બેઠું. પછી એ પ્રવાહની સપાટી, પૂરવેગે ઉપર ને ઉપર વધવા લાગી. તેટલો જ તેનો વ્યાપ પણ વધ્યો. શહેર સમગ્ર અને શહેરની ઉપરનો કેટલાયે માઈલ સુધીનો અવકાશ પેલા નાનકડા પ્રવાહના વિસ્તૃત રૂપથી છવાઈ ગયો. હોટલમાં હતો તેના કરતાં એ અનેકગણો વિરાટ થઈ ગયો હતો. હવે તો એ હોટલ પણ હતી નહિ. પ્રવાહ સિવાય કંઈ જ શક્ય નહોતું.

પછી એકાએક એ પ્રવાહ અટક્યો. અચાનક એની ગતિને કોઈ બ્રેક લાગી ગઈ. અનેકગણી ઊંચાઈ અને અનેકગણા વિસ્તાર સુધી પ્રસરી ગયેલો પ્રવાહ પાણીની જેમ સ્થિર થઈ ગયો. તેનો અર્ધપારદર્શક સ્તર વસ્તુઓને ઉઘાડી પાડીને બતાવવા લાગ્યો. પણ જોનારું કોણ હતું?

એક પછી એક ડોકાંઓ બહાર આવવા લાગ્યાં. પ્રવાહ શોષાતો ગયો. તેની સપાટી નીચી ને નીચી થતી થતી છેક જમીન પાસે આવીને ઊભી રહી ગઈ. હવે એમાંની વસ્તુઓ, એમાંનાં મકાનો, એમાંના થાંભલાઓ, એમાંનાં વૃક્ષો બધું જ ઉઘાડું પડી જતું હતું. પણ એ બધું અસંખ્ય પ્રમાણમાં હતું, અને એકમેકમાં ભળી ગયું હતું. પ્રવાહની તેજાબયુક્ત ભીનાશથી તે બધાની ઉપલી સપાટી તેમ જ આકાર-માં ભિન્નતા આવી ગઈ હતી. રૂપ, રંગ, આકાર બધું જ બદલાઈને હવે વસ્તુઓ વસ્તુપણાથી ચલિત થઈ ગઈ હતી. કેટલાંક સંમિશ્રણ વિચિત્ર પ્રકારનાં, જોવા જેવાં થઈ ગયાં હતાં. થોડાંક મકાનોને દરવાજે ઘેરદાર વૃક્ષો પહેરેગીરની માફક ખડાં થઈ ગયાં હતાં. કેટલાંક વૃક્ષોની ડાળીઓ પર મોટરગાડીઓ લટકી પડી હતી. ખુરશીઓ ઊંધી ગબડીને તેના ઉપર રમકડાંની ટૅન્કો ગોઠવાઈ ગઈ હતી. દુકાનમાં શૉપિંગ કરતી સ્ત્રીઓના બનાવટી વાળ ગાંધીના ફોટાની ટાલ પર વળગી પડ્યા હતા. હાથમાં પાવડા રાખીને ચાલતા મજૂરોનાં માથાં પર રેશમી દુપટ્ટાઓ વીંટ-ળાઈ વળ્યા હતા. ઝૂકીને નાયિકાને ચુંબન કરવા તત્પર અભિનેતા, કોઈ હૉસ્પિટલનું નમૂનાનું ખી ખી હસતું હાડપિંજર જોઈ ચકરીઓ ખાતો જણાતો હતો. આ બધું આમ હતું, પણ જોનારું તો કોઈ નહોતું તેથી તેના વિચિત્રપણાનો મૂળ, અસલી સ્વરૂપ જોડે કોઈ સંબંધ બંધાતો નહોતો. પણ સંબંધ બંધાયા વગર પણ બધું બન્યે જતું હતું.

દેખી શકાય તેવા અજવાળાની ઝાંય હવે ઠેકઠેકાણે પ્રસરી ગઈ હતી. અવાજોની આછીપાતળી લીલા ક્યાંક દૃષ્ટિગોચર થતી હતી. રસ્તા ઉપર એકલદોકલ ટ્રાફિકની અવરજવર ચાલુ થયેલી જણાતી હતી. કેટલાક પોલીસો રોન ભરતા નજરે ચડતા હતા. દૂધવાળાઓની સાઇકલ અહીંતહીં દોડી જતી હતી.

પછી એવું થયું કે પેલો જે પ્રવાહ, આખું શહેર ઘૂમી આવ્યો હતો તે સંકોચ પામતો શેરીનાં બાકાંઓમાંથી પાછો હોટલમાં ધસી આવ્યો. તેમાંથી

ખુરશી, ટેબલ, ફ્લાવર વાઝ, વૉલ ક્લૉક, પાર્વતીના અર્ધનગ્ન ફોટાવાળું કેલેન્ડર બધું ધીમે ધીમે બહાર ફેંકાવા લાગ્યું. અસ્પષ્ટતાની સીમાઓમાંથી બધી આકૃતિઓ બહાર આવતી જણાઈ. ખુરશીઓ જ માત્ર નહિ, ખુરશીમાં બેઠેલાં માણસો પણ હવે તો જણાવા લાગ્યા. એ માણસોમાંના કેટલાક કંઈક ખાવામાં મશગૂલ હતા, કેટલાક હસતા હતા. કેટલાક વિચારમગ્ન હાલતમાં બેસી ચાની વાટ જોતા હતા. કાઉન્ટર પરનો માણસ એક ખૂણામાં બેઠેલી બૉબ્ડ કટવાળી સ્ત્રીને ધ્યાનપૂર્વક જોઈ રહ્યો હતો. ટેબલના ભાગમાં, ઉપર લટકતા લાઇટના શેઇડ્સમાંથી આછી રોશની પ્રગટતી હતી. વેઇટરોની અવરજવર અને ખુમરીણું ચાલુ હતી. આ પછી થોડી વારે પેલા પ્રવાહે ઊલટ પલટો એવી રીતે ખાધો કે ત્યાં હાજર આકૃતિઓએ વળી જુદો સ્વાંગ ધારણ કરી લીધો. ત્યાંના અવાજોની સૃષ્ટિ પણ બદલાઈ ગઈ. હસાહસ અને ખાખાંણીખીને સ્થાને તીણી ચીસો અને ચિચિયારીઓ સંભળાવા લાગી. રેકર્ડના ગીતને સ્થાને અશ્લીલ—નગ્ન ગાળોનાં ઝૂમખાંઓ હવામાં તરવા લાગ્યાં. આકારો પણ અવનવો રચાયે જતા હતા. એક છરીવાળો હાથ બધે આમતેમ ઘૂમતો હતો. કેટલાક જાંઘ સુધી ઉઘાડા પગોની અવરજવર નજરે ચડતી હતી. કોઈક બે જણા વચ્ચે કોઈક વસ્તુ માટે ખેંચાખેંચ ચાલતી હતી. એ વસ્તુ ઘણી કીમતી હોય એમ આસપાસની આકૃતિઓ લોલુપ નજરે તેને જોઈ રહી હતી. અંદરના ભાગમાં બે આકૃતિઓ પરસ્પર બિઝાઈને વિચિત્ર ચેષ્ટાઓ કરતી જણાતી હતી. ચારેકોર કંઈક અસાધારણ બની રહ્યાની ગંધ આવતી હતી પણ કોઈને એની દરકાર નહોતી. કોઈ ત્યાં જોનાર નહોતું, કારણ બધા ત્યાં આચરનાર હતા. અને જે કંઈ થતું હતું તે પણ એવું અંગત અને અલિપ્ત હતું કે એકના કાર્યની ગંધ બીજા સુધી પહોંચી શકતી નહોતી. અવાજો બધા ભેગા થઈને કંઈ અર્થ પ્રગટ કરવા મથતા હતા પણ તેમ થઈ શક્તું નહોતું. દિવસ આખો વાગ્યા કરેલું રેકર્ડચેન્જર અત્યારે માદક સુરાવલિ રેલાવતું હતું. તેના તાલ સાથે કેટલીક નગ્ન આકૃતિઓ નૃત્યના ઠેકા લેતી હતી. કેટલાક બેઠા રહીને ધુમાડાનાં વર્તુળો ઉડાડતા હતા. વેઇટરો બધા ગ્રાહક થઈ સોફા જેવી ખુરશીઓ પર બેસી ગયા હતા. ઑર્ડરો લેનાર કોઈ નહોતું તેથી હોટલ-મૅનેજર આકુળવ્યાકુળ નજરે આમતેમ ડોકું ઘુમાવતો હતો. પછી તો તે પણ ફૅમિલીરૂમનું દ્વાર ઉઘાડી એક જગ્યાએ સ્થાયી બેસી ગયો. તેના ખોળામાં આવીને એક બૉબ્ડ હેરવાળી આકૃતિ લપાઈ ગઈ. આ પછી લાઇટો ઑફ કરવામાં આવી. બધી જ બત્તીઓ પ્રકાશ રેલાવતી અટકી ગઈ. અંધારું બધે ફરી વળ્યું. ચિત્રવિચિત્ર આકૃતિઓ તેમાં ઢંકાઈ ગઈ. અંધારાનો પરિચિત પ્રવાહ બધા આકારોને પોતાનામાં તાણી લઈ પહેલાંની જેમ શહેરની લટાર મારવા નીકળી પડ્યો. પછી તો હોટલ પણ નહોતી અને અંધારું પણ નહોતું. તેથી સૂની પડેલી સ્ટ્રીટ પણ પેલા પ્રવાહને અનુસરીને વહેવા લાગી ગઈ. જોનારું કોઈ નહોતું.



# ત્રણ અંગત પત્રો | ચંદ્રકાન્ત ટોપીવાળા

## (૧) નિરંજન ભગતને: સુન્દરમ્-સમીક્ષા વિશે—

.. પ્રથમ વાર, આ રીતે મળવાનું ગમતું નથી પણ હવે છૂટકો પણ નથી.

'સુન્દરમ્'ની કવિતા વિશે 'સમર્પણ'માં અને 'કવિલોક'માં છેલ્લે તમને વાંચીને થાય છે કે એક યુરોપીય સાહિત્યના સજ્જ સહૃદયના હાથે પણ આવાં અનએસ્થેટિક, પોતાના કોઈ પણ જાતના પ્રતિભાવ વગરનાં તારણિયાં દોહનિયાં અને સંકલનિયાં સપાટ વિવેચનો થતાં રહેશે તો ગુજરાતી ભાષા અને સાહિત્ય જોખમમાં છે. તમારી પાસેથી ઘણા ઊંચા સત્ત્વની અપેક્ષા છે. સાહિત્યેતર પરિબળોથી એંચાઈને આ રીતે તમે વેડફાતા જાઓ એમાં તમારો નાશ જોઉં છું. જે સંયમથી તમે કવિતા છોડી એ સંયમથી તમે વિવેચનનો સ્વીકાર કરો એવી મિત્રભાવે વિનંતી કરું છું.

## (૨) સુમન શાહને: 'જન્મીલું મરણ'ના આસ્વાદોની સમીક્ષા વિશે—

દોસ્ત, તેં જ્યારે ડૉ. ભાયાણીને 'આસ્વાદો' પર લખવાનું કાર્ય સોંપ્યું ત્યારે, ભાષાશાસ્ત્ર અને સાહિત્યવિવેચનના સમન્વયનો રશિયન રચનાવાદે, ફ્રેન્ચ સંરચનાવાદે અને અમેરિકન નવા વિવેચને જે પ્રકારે ઉપયોગ કર્યો છે એવો ભાષાકીય વિવિધ પદ્ધતિ ચિકિત્સાનો ઉપયોગ આ ભાષાવિદ કરશે અને સાહિત્યવિવેચનની કોઈ નવી ધાર કાઢશે એવું મારા મનમાં હતું. પણ ડૉ. ભાયાણીનો આખો પ્રયત્ન વધારે પડતો ફાલતુ, ભિન્નાંગત વર્ગીકરણીય પદ્ધતિપ્રેરણે છેવટે સૂચિઆવટમાં વેડફાઈ ગયો. એટલું જ નહિ, પણ સાહિત્યવિવેચનમાં ભાષાશાસ્ત્રના પદ્ધતિવિજ્ઞાનથી શબ્દની અસરોના આલેખ જે રીતે નોંધપાત્ર બને છે તેની પણ ઉપેક્ષા થઈ છે. અને તેથી જ અજાણતાં ગાંઠનો વધતોઓછો 'ઉમેરો થયાનું' એમને લાગ્યું છે.

સાહિત્યવિવેચનમાં સંવેદનની વ્યક્તિમત્તા અને અંગત પ્રતિભાવનું સાકલ્ય છેવટે તો મૌલિસ્થાને છે, એનો અસ્વીકાર, બીજા વિશ્વયુદ્ધ પછી વિકસેલાં આધુનિક ભાષાવિજ્ઞાનનાં વિવિધ શાખાધોરણોએ જે ડૉ. ભાયાણીએ કર્યો હોત, તો જરૂર આનંદ થાત. આસ્વાદોનો તો પરસ્પર છેદ ઊડ્યો પણ દોસ્ત, 'આસ્વાદો'ના અવલોકનનો તો સમૂળગો છેક ઊડી ગયો. શું કહે છે, બોલ?

## (૩) રમેશ પારેખને: એમના સંપાદકો વિશે—

કેટલા વખતથી લખવા ધારું છું. છેવટે તમે કયા મિજાજથી સ્વીકારશો એની દરકાર વગર આજે લખી નાખું છું.

મને એમ થાય છે કે તમે બહુ કાચા સંપાદકોના હાથમાં સપડાયા છો અને કાવ્યસંગ્રહ શિક્ષણકક્ષાએ અભ્યાસ સુધી પહોંચે ત્યારે તો વિશેષ સપડાયા છો એવું લાગે છે. તમારામાં પ્રારંભમાં ઘણી મોટી શક્યતાઓ જોયેલી, પણ પછી પારાવાર નીરસ જેવું લહેકાઓ (એને demasculanisation કહીશું?) અને ચતુર ઇન્દ્રિયવ્યત્યયોમાં રહી તમે શાંતિપૂર્વક નિરંજન-રાજેન્દ્રી લયવારસાનો સ્વીકાર કરી લીધો છે. તમારી ઘણી રચનાઓ આથી રાજેન્દ્ર-નિરંજનની parody જેવી બનીને જ માત્ર ઊભી રહી જાય છે. કૃતિએ કૃતિએ અવતરવાની દરકાર રાખવા જેટલી નિરાંત સંપાદકો, માસિકો અને ભાવકો તમને આપે એમ હું ઇચ્છું છું, તમે ઇચ્છો છો?

# કેટલાક બિનંગત પત્રો | સુમન શાહ

(૧) 'પ્રાગૈતિહાસિક અને શોકસભાઓ'ના પ્રવેશકો વિશે —

પ્રિય મુરબ્બી ગુલાબદાસ બ્રોકર,

અમારા વડોદરામાં પિંજર-ચકલીવાળા ફૂટપાથિયા જોષીઓ આવે છે. સ્ટેશનથી આર્ટ્સ ફેકલ્ટી તરફ ચાલવા માંડો એટલે ઉનાળાની કોઈ ધીખતી બપોરે એ તમને મળી આવે. પિંજરની ચકલી કૂદતી બહાર આવે, પરબીડિયું ઉપાડે ને મહીંથી પેલો તમને તમારું ભવિષ્ય વાંચી બતાવે. જુવાનડો ઘણી વાર કુતૂહલથી એ જોઈ મા'રાજને પાસે જાય, ઠઠ્ઠો કરી મોજ કરે. એથી પણ વધારે વાર તો મા'રાજને પોતે જ તમને હાથ ઝાલીને નીચે બેસાડી દે — પછી તમારો ભવિષ્ય જાણ્યે જ છૂટકો. આ હાથ ખેંચવાની પ્રથા આમ તો વડોદરાના બીજા ભાગોમાંયે ગાયકવાડીથી પ્રચારમાં છે.

તમારા સંદર્ભમાં આ પ્રથા મને એકથી અનેક વાર વર્ષોથી યાદ આવ્યા કરતી. પણ આ 'પ્રાગૈતિહાસિક૦'નો પ્રવેશક વાંચીને એ યાદ તીવ્રતાપૂર્વક પાછી તાજી થઈ છે. આપણા વૃદ્ધ વિવેચકે ધૂળમાંથી હીરા શોધી લાવવાનું અથવા તો હીરાને પોતીકી ધૂળમાં રગદોળવાનું, એનો ક્ષેત્રપ્રવેશ કરાવવાનું સત્કારતું, કે પોતાની મર્યાદાઓ સામે મળેલી શિખામણો બીજાને પાછી આપવાનું અથવા તો પોતાનાં ભયસ્થાનોને બીજાનાં કરીને બતાવવાનું વગેરે વગેરે પ્રકારનું બિનસાહિત્યિક વિવેચકકામ આદિકાળથી કર્યું છે. વાયકથનો એ સંપૂર્ણ સાજ તમારી પાસે છે. વધારામાં એમાં તમારી ખેલદિલી, ઉદારતા વગેરેથી ભર્યું ભર્યું તમારું ગૃહસ્થીપણું ઉમેરાતાં જાણે કે અમને સુરેશ જોષી, મધુ રાય, રાધેશ્યામ શર્મા, બીજા પણ કેટલાક અને છેલ્લે કિશોર જાદવ જેવા વાર્તાકારો તમે જ દેખાડ્યા! એવું લાગે છે. તમારા પરિચય-પ્રવેશકો વિના આપણા આ અંધકારમય મકાનમાં તેઓને કોણ પહેચાની શકત? આપણા નાનકડા મંદિરની ગીચ વસ્તીમાં તેઓને કોણ જગ્યા આપત?

મને લાગે છે મુરબ્બી કે આમ કરીને વૃદ્ધોએ પોતાની જ જગ્યાને વધુ સુરક્ષિત અને મોકળાશભરી બનાવી છે. જોકે હાલને તબક્કે એ બધું પ્રસ્તુત અપ્રસ્તુત કરી દઈને સીધી જ વાત ઉપર આવીએ: નવી ગુજરાતી વાર્તા અને નવા વાર્તાકારોને શોધી લાવવાની દલાલીરૂપે તમે જે પ્રવેશકો હાલ લગી લખ્યા છે તેથી ગુજરાતી વાર્તાવિવેચનને કશો જ ફાયદો થયો નથી. તમે પ્રવેશકો લખવા હવે સદંતર બંધ કરી દો. વાર્તાકલાને તમારા તરફથી એથી મોટો કોઈ અર્ઘ્ય નહિ હોય. તમારા પિંજરમાંની ચકલી ક્યારનીયે ઊડી ગઈ છે. જીભની તો ખબર નથી પણ તમારો હાથ લખતાં હવે લંગડાય છે. ગુજરાતી વાર્તા તમારાથી એટલે બધે દૂર નીકળી ચૂકી છે કે એને પાસે લાવવાનો અગર તો એની પાસે દોડી જવાનો તમારો ગમે તેટલો ઉત્સાહવાળો દેખાતો ખેલદિલીભર્યો પ્રયાસ પણ હવામાં ભરાયેલો એક બાચકો જ પુરવાર થાય છે.

'આપણે ત્યાંની નવી વાર્તા વિષેની વાત કરવાની પણ હવે કશી નવાઈ નથી રહી.' એવા ભાનપૂર્વક તમે તમારા પ્રવેશકની શરૂઆત કરી છે. ત્યાં, નવી વાર્તા વિશે જાણે કે ખૂબ લખાયું હોય એવી ભ્રામક હૈયાધારણ બંધાવવાનું પાતક તો થયું જ છે, પણ વધારે નોંધપાત્ર તો તમારો ત્યાર પછીનો અત્યુત્સાહ છે—જેણે તમને એ વિધાનમાં રહેલા એક સાચા વદતોવ્યાઘાતની દિશામાં લાંબે લગી ઘસડ્યા છે. ખરેખર, 'નવીનોમાં પણ નવીન' શીર્ષકબૂમ હેઠળ જે માલની તમે ખોકરી માંડી બેઠા તેનાં રૂપ રંગ ઢંગનો તમને પોતાને જ કશો પરિચય નથી; ને પરિણામે તમેયે અહીં કશી નવાઈ નથી કરી. જોકે એમાં નવાઈ પામવા જેવું કંઈ જ નથી: સ્વભાવ પ્રમાણે વાર્તા કરતાં વાર્તાકારથી તમે—વિશેષે તો એની ખાસ પ્રકારની, એક ગુજરાતી યુવાન અને નાગાલેન્ડ! પ્રકારની, પરિસ્થિતિથી મુગ્ધ થઈ ગયા છો. ને એ મુગ્ધતાને કુતૂહલને નામે બરાબરની ગાઈ છે. દયા ખાવા જેવી વાત તો એ છે કે એ કુતૂહલનો સંતોષ તમે એમની વાર્તાઓમાં શોધ્યો છે! પછી વાર્તાઓ વિશેના કુતૂહલની વાત આવે છે. વાર્તાઓ વિશે કુતૂહલ થવું એટલે શું થવું એ મને હજી સમજાયું નથી. તમારા લેખમાં સંખ્યાબંધ સ્થાનોએ દૂષિત અને કઢંગી વાક્યરચનાઓની ગૂંચો, મોં-માથાં વિનાનાં લોચાદિયાં વિધાનો વગેરેનો મારો એવો તો જબરો રહ્યો છે કે તમે આ પ્રવેશક લખીને કિશોર જાદવને અત્યંત વરવે રૂપે રજૂ કરો છો એમ કહેવામાં કશી અત્યુક્તિ થતી નથી. એકિઝસ્ટેન્શિયલ, સરરિઅલ, ડ્રીમક્વૉલિટી વગેરે સંજ્ઞાઓની તમે આજની રૂપ જોર્ષને ફેંકાફેંકી જ કરી છે. વ્યંજના અને તરંગાવલિ, દુર્બોધતા અને સુગમતા, મોટો વાચકવર્ગ અને વિશિષ્ટ વાચકવર્ગ, સહેલી વાર્તા અને અઘરી વાર્તા વગેરે દ્વન્દ્વોનો હિસાબકિતાબ તમે તમારી મરજી મુજબ જ તમારાં પોતાનાં લેખાંજોખાં પ્રમાણે ગણ્યો છે. તમારાં કેટલાંક વિધાનો ધ્યાનથી જોવા જેવાં છે:

(૧) 'આપણે સહુ જાણીએ છીએ તેમ ગુજરાતી નવી વાર્તા ખૂબ જ ટૂંકી હોય છે.'

(આના વિવરણમાં તમે 'નિરર્થક લંબાણો' નથી આવતાં એમ જણાવ્યું છે. 'ખૂબ જ' એટલે કેટલી ટૂંકી? ને શું આ નવી વાર્તાનું વ્યાવર્તક લક્ષણ છે? અને શું જૂની વાર્તામાં 'નિરર્થક લંબાણો' આવતાં હતાં? તમે જૂની નવલકથા વિશે કહો છો કે તમારી, પોતાની વાર્તા વિશે?)

(૨) '...કારણ કે તેના લેખકોએ વાર્તાની અનેક કડીઓને જોડતા અંકોડાઓને વાર્તાના નિરૂપણમાં જાણીબૂઝીને બાદ કરી નાખ્યા હોય છે. એ અંકોડાઓને આપણે ઉમેરી લઈએ એટલે એ એવી દુર્બોધ રહેતી નથી.'

(વાર્તાકારે અંકોડા જાણીબૂઝીને બાદ કર્યા છે એવું તમે ક્યાંથી જાણી લાવ્યા? અને ધારો કે આવા કલ્પિત શેષમાં, કલ્પિત અધ્યાહતમાં કલ્પિત ઉમેરો થાય તો વાર્તાના સ્વયંચાલિત રૂપનું શું થાય? તમે શું એમ માનો છો કે નવી વાર્તા આછાપાતળા રાચરચીલા સાથે આપેલું ભાડાનું મકાન છે!)

(૩) '...અંતે જતાં એ બધીયે વાર્તાઓમાંથી આપણે દુર્બોધતાને હટાવી લઈ શકીએ છીએ અને એક પ્રકારની, સળંગસૂત્રતા પણ શોધી લઈ શકીએ છીએ.'

(આ બધું ખરેખર 'શકીએ' છીએ ખરા? દુર્બોધતાને હટાવી દેવી એટલે શું? અંકોડા ઉમેરવા? એક પ્રકારની સળંગસૂત્રતા- એટલે કેવા પ્રકારની? એવી સૂત્રતા સ્થાપવાથી વાર્તાના રસાસ્વાદમાં મદદ થાય કે વિઘ્ન આવે? વાચકની સંડોવણી અને એની સમગ્ર પ્રતિભાવપૂર્ણ પ્રક્રિયા વિશેનો તમારો ખયાલ આમ તદ્દન બાલિશ છે. વાર્તાની સાદી સરળ આખ્ખી અંડરસ્ટૅન્ડિંગ વિશેની તમારી આ હિલચાલને નવી વાર્તા કદીયે ગાંઠે એમ નથી.)

આટલું લખ્યા પછી સૂત્રધારમાંથી તમે એકાએક જ પેલું પાત્ર અને પ્રેક્ષકો બધાં મરે એટલી બધી અણધારી રીતે ટીકાકાર બની ગયા છો. તમે લખો છો:

(૪) 'અનેક વસ્તુઓ વ્યંજિત કરવાનો દાવો પણ ઘણીયે વાર એવા નક્કર પાયા ઉપર મંડાયેલો હોતો નથી, કેમ કે, ઝાઝે ભાગે તેમાં કલાના ઉત્તમ ઉન્મેષ કરતાં ચાતુરીનું સામાન્ય તત્ત્વ વિશેષ દૃષ્ટિગોચર થતું હોય છે, એટલે વ્યંજિત વસ્તુઓનું બાહુલ્ય ઘણીયે વાર સામાન્ય કક્ષાનું જ જણાઈ આવતું હોય છે.'

(અનેકવ્યંજનાસંભવની વાત તમે જાદવની વાર્તા વિશે કરતા હતા, પ્રસ્તુત વિધાન નવી વાર્તાના સર્વ લેખકોના સંદર્ભમાં છે. એટલે નિર્દેશનો વિના એ સમર્થિત થતું નથી. વળી, 'બાહુલ્યની સામાન્ય કક્ષા' એટલે શું? 'કલાના ઉત્તમ ઉન્મેષ'નું સ્વરૂપ કયું? 'ચાતુરી'ની વ્યાખ્યા શી?)

કંટાળીને તમે લખો છો 'એ જે હોય તે...' ને પછી ઊંડા — જરાક ઊંડા — ઊતરીને તમે જે ફકરો લખ્યો છે તે બેનમૂન છે. ઓગણીસસો સિત્તેર લગી પહોંચેલા વયોવૃદ્ધ ગુજરાતી વિવેચનની 'સર્વ' લાક્ષણિકતાઓનું એ આબાદ પ્રતિનિધિત્વ કરે છે. સાહિત્યનો ઇતિહાસ હું લખું તો વિવેચનાત્મક પ્રકરણના દૃષ્ટાન્તલેખે એને સુવર્ણ અક્ષરે છાપું. હાલ તો આખો ને આખો ઉતારી જઉં છું:

(૫) 'એ જે હોય તે, પણ એક વાત તો સ્પષ્ટ છે કે જરાક ઊંડા ઊતરતાં, ઘણી બધી નવી વાર્તાઓ અટપટી રીતે કહેવાતી હોવા છતાં અંતે તો એવી અટપટી પણ નથી હોતી કે એવી અસ્પષ્ટ પણ નથી હોતી. પણ આ સંગ્રહમાંની વાર્તાઓ વિશે એવું કહી શકાય તેમ નથી. આમાં એક જાતની દેખીતી સ્પષ્ટતા છે અને સરળતા છે અને છતાં એ વાર્તાનું વારંવાર અવગાહન કરવા છતાં પણ, ઘણીયે વાર તેનો દોર કે મર્મ પકડવો અત્યંત મુશ્કેલ બની જાય છે. એ હંમેશાં વાર્તાની ગુણપક્ષે જ છે એવું કહેવું મુશ્કેલ થઈ પડે. પણ ખરા અર્થમાં આ વાર્તાઓ અટપટી પણ છે અને અસ્પષ્ટ પણ રહે છે...'

'મહોદ્ગાર' અને 'કાગ-કન્યા'ની આસપાસ ફરીને તમે કોઈને પણ લાગુ પાડી શકાય તેવાં કેટલાંક અનાવશ્યક સલાહસૂચનો કર્યાં છે. એ સૂચનો સ્વીકારીને જાદવ જેવો પ્રતિભાશાળી વાર્તાકાર પોતાની કારકિર્દી 'સુધારે', તો તે પછી સમ ખાવા જેટલી સર્જકતા — જે આજકાલ દેખાવા લાગી છે — નું ગુજરાતમાં નામોનિશાન ન રહે.

પણ સદ્ભાગ્યની વાત એ છે કે પેલા ફૂટપાથિયા જોષીઓના જોષ સાચા નથી પડતા અને 'સૂચનો'નું તો સમજાય તેવું છે. જોકે એમાં રહેલી રમૂજી કરુણતાનો અંત ક્યારે આવશે એવી ચિંતા જરૂર થાય છે. તમે તો કુશળ જ હો..., એટલે એવું ઇચ્છવાનો કશો અર્થ નથી.

પ્રિય ચન્દ્રકાન્ત બક્ષી,

ખરેખર, મને પ્રિયોમાં તમે છો. કેટલાક શક્તિશાળી સમકાલીનો વિશે મને જે મમતા છે તેમાં તમારે હિસ્સે ઘણીબધી આવે. પણ વાર્તાકલા કે કવિતાકલાના સંદર્ભમાં એ શક્તિવંતોમાંના કેટલાક પોતાની સર્જકતાને સખણી રાખીને બેસી રહેવાને બદલે ગાળોની ભાષામાં, તાત્ત્વિક ચર્ચાને નિરર્થક ગણીને, પોતાને રસ નથી એવું શેખીપૂર્વક કબૂલ કરીને વિવેચનનો 'વ' ઘૂંટવા બેસે છે ત્યારે પારાવારનું ધમસાણ થાય છે. તમે પણ અવારનવાર આવી ટપાટપ નથી કરતા રહ્યા એમ નહિ. જોકે ત્યાં લગી વાંધો નહોતો પણ અહીં એક બળવાન વાર્તાકારનો પરિચય કરાવવાને બહાને તમે મિત્રભાવના આવરણ હેઠળ મુરબ્બીવટ નહિ દાખવવાની દાનતથી જે મુરબ્બીવટ કરી છે, ને એક ખેરખાંની અદાથી જે ભયસ્થાનો ચીંધ્યાં છે એમાં કશો સાર નથી. જાદવની વાર્તાએ ફેંકેલી ચેલેન્જ ઉપાડવામાં તમે નિષ્ફળ નીવડ્યા છો — એટલે અહીં કશો 'પરિચય' મળતો નથી. એ લખાણ સમજ્યા પછી એમ લાગ્યું કે તમારામાં પણ હવે એ ગુજરાતી બુઢાપો ઊતરવાની ઘડી આવી લાગી છે.

જૂની-નવીનું ફલદાયી તુમુલ બરાબરનું જામે તે પહેલાં તો અહીં, 'અંતે તો વાર્તા જ ને!'-વાળાં બંદરો બિલ્લીનો ચપોચપ ન્યાય તોળવા બેસી ગયાં છે. પાયા વિનાની ઇમારતો ડોલીને ભુક્કાઈ જવાના ડરના માર્યા, બધું ફરીકામ સ્થિર સમતોલ સમજાઈ જાય તેવું સરળ કરી આપવાના એમના ઇરાદા અછતા નથી હવે. ગુજરાતી ભાષા જેવા માધ્યમની મર્યાદા(!)ને લીધે, નેશનલ થવાને, બદલે પ્રોવિન્શ્યલ થઈ ગયેલા તમારા જેવા પ્રોલિફિક રાઇટરને, ગુજરાતીના અધ્યાપકોએ આદરેલી માસ્તરપટ્ટીના સંજોગોમાં, વિવેચનમાં શ્રદ્ધા ન હોય કે સૈદ્ધાન્તિક ચર્ચા વિચારમાં રુચિ-રસ ન હોય એ સમજવા છતાં, તમને હું એક અંતિમવાદી (અને વિવેચકનું એ પહેલું લક્ષણ) ગણતો હતો પરંતુ મારી એ ભ્રમણાના પચાસ ટકા આ વાંચ્યા પછી ખોવાઈ ગયા છે. એટલું જ નહિ આધ્યાપકીય વિવેચનને ઔચિત્યપૂર્વક ખંખેરનારાઓમાંના એક એવા તમારામાં પણ હવે, કશું જ હાથમાં ન આવે તેવું ગોળ ગોળ, કશો જ અર્થ ન નીકળે તેવું બોદું, લખવાની સઢણો પ્રવેશવા માંડી છે. શૈલીના નકાબ હેઠળ આ બદલાતો જતો ચહેરો કુશળતાપૂર્વક છુપાવવામાં તમે સફળ થયા નથી.

—નહિ તો તમે, 'ગુજરાતી કથાસાહિત્યમાં એક નીઓ-સુરેશ જોષીના જન્મનો ભ્રમ થઈ જાય એવો કથાકાર બહુ સશક્ત હસ્તાક્ષર સાથે પ્રવેશ કરે છે,' એવું સંદિગ્ધ દહીંદૂધિયું વાક્ય ન લખ્યું હોત. સુરેશભાઈને આ ભ્રમયુક્ત બોલકા શબ્દોથી કશો ન્યાય નથી થતો પણ જાદવને તો ભારોભાર અન્યાય થાય છે. આન્ડ મારવાની પદ્ધતિથી બક્ષી પણ બચી શક્યા નહિ!

—Absurdityને આટલી બેહૂદી સરળતાથી શોધી આપવા બદલ તમને જેટલા ધન્યવાદ ઘટે છે તેથી અનેકગણા તો એને સમજવાનું આટલું સીધુંસટ કોષ્ટક બનાવવા બદલ ઘટે છે. ગુજરાતી સાહિત્યના માસ્તરોમાંના કેટલોક ઘણા સમયથી ગુજરાતી વિવેચનની ગોટાળાભરેલી પરિભાષા અને બેસમજ પર્યાયયોજના વિશે વિમાસે છે. 'અસંબદ્ધ'ને સમજવા 'પડશે'-પ્રકારની લાચારી, અથવા ઉપકાર કરીને વાર્તાની બહાર તમે કોઈ જાદુગરની રીતે, 'અસંબદ્ધનું દર્શન' ખોલ્યું છે. એ જોઈને 'અસંબદ્ધ' મને ઘણું સુતરું લાગ્યું. મને લાગે છે કે તમારા જેવાં બિનશિક્ષક માધ્યમો, ઘણી ગૂંચો ઉકેલી શકે અને જનસામાન્યની મૂંઝવણો દૂર થાય. લોકપ્રિય સાહિત્યકારો આખરે તો 'શાંતિ' જ પ્રસારતા હોય છે!

—જે સમજથી અને જે ઊંડા રસથી આ પુસ્તકમાં વાર્તાકલાની આધુનિકતાને તમે છેડી છે તે જોતાં તમને કેટલાક માસ્તરી સવાલો પૂછી શકાય. એક નીવડેલા લેખકની દાનત એને ઉડાવી જવાની હોય એ જાણતાં છતાં તમારી વાર્તાકલા વિશેની સૈદ્ધાન્તિક સમજદારીને છંછેડવાની વૃત્તિ રોકી શકાય એમ નથી:

(૧) વાર્તાના માધ્યમમાં ગદ્ય પુરાય એટલે શું? માધ્યમ ગદ્યનું કે વાર્તાનું?

(૨) 'ઉત્તરદાયી બનતું હોય છે.' એનો શો અર્થ?

(૩) ચીસ લગાવીને મૂકી શકાતા નથી એવા માપદંડો ક્યા?

(૪) બે અથવા વધારે વાર વાંચી શકાતી વાર્તા 'સારી', 'જીવતી', 'આંદોલન જગાવતી'?

(૫) 'સુરેખ વાર્તાઓ' કેવી હોય? જેની રેખાઓ અને રેખાઓ વચ્ચેના સંબંધો જડી આવે તે? એને 'કોતરી' શકાય? શામાંથી?

(૬) 'ઘડાયેલી' (શામાંથી?)
'ઢળાયેલી' (શામાં?)
'વાર્તા જ નક્કર છે.'—આમાં 'નક્કર' એટલે શું?

(૭) 'વાર્તા એ માત્ર ગદ્ય નથી પણ ગદ્યને અનુશાસન અને શિસ્તથી સજાવેલી એક 'ફિનિશ્ડ પ્રોડક્ટ' છે.'—માં 'સજાવવું' એટલે શું? સજાવવું કેવી રીતે? 'અનુશાસન'નું સ્વરૂપ શું? અને છેલ્લે,

(૮) 'માધ્યમ' 'વાર્તા' (ગદ્ય) છે, દર્શન અસંબદ્ધતા, ABSURDITY છે. ગુજરાતી સાહિત્યના એક બહુ ઓછા ખેડાયેલા, એક અત્યાધુનિક માધ્યમને એમણે આ વાર્તાઓમાં હિંમતથી ખહેલાવ્યું છે.' એ વિધાનમાં, 'માધ્યમ', 'વાર્તા', 'ગદ્ય', 'અત્યાધુનિક' 'વાર્તાઓ' વગેરે સંજ્ઞાઓનું 'ગુજરાતી' કરીએ તો ક્યા સંબંધે ક્યો અર્થ હાથ આવે?

ટૂંકમાં, તમારી પાસેથી, 'વાર્તા' નામનું પોલાણ છે ને એમાં 'વાર્તા' નામના ગદ્યથી 'વાર્તા' નામની 'વાર્તા' સરજી શકાય છે એવો સૂર સંભળાય છે. આધુનિક કે અત્યાધુનિકને આમ બીતાં બીતાં ચંદ્રકાન્તભાઈ, શા માટે વધાવ્યું? ગ્રીસ લૂછેલો કે ચોપડેલો, તમારો માનદંડ, અહીં નથી ટૂંકો જ પડ્યો છે, કેમ કે એનું કદ તમારી પોતાની વાર્તાનું છે.

ને તેથી જ વાર્તાઓ લખવામાં સુખ સલામતી રહેલી છે. વિવેચનનો બકવાસ, કરતા હોય તેઓને જ કરવા દો. કેમ કે, નહિતર તો તમારી સર્જકછબીઝ નાહકની ચેરચેર થાય... કુશળ હશો.

પ્રિય કિશોર જાદવ,

સાહિત્ય પરિષદની વ્યાસપીઠેથી, 'નવી વાર્તા મને તો બિલકુલ સમજાતી નથી' એવા ઉદ્ગારો એકરારો કરતાં જરા પણ નહિ લજવાતા બલ્કે પોતાના અજ્ઞાનનું એ રીતે ગૌરવ કરાવતા પ્રસિદ્ધ સાહિત્યસ્વામીઓની આ બનાવટી દુનિયામાં, પ્રાગૈતિહાસિક અને શૌકસભાનાં પ્રકાશન બદલ, મહેશ દવે દ્વારા હું તમને હાર્દિક અભિનંદન આપી દેત. આપું પણ છું. પણ અસલ સિંહને અથવા વાઘને બનાવટી યાળ અથવા બજારુ વાઘચર્મ ઓઢાડવાનું તમે કરી બેઠા છો.

> "'સરસ્વતીચંદ્ર'ના પ્રકાશન વેળા તટસ્થ નિરીક્ષણના બેત્રણ પ્રયોગો થયેલા ખરા, પણ અર્વાચીનોમાં એકમાત્ર વિનાયક પુરોહિત સિવાય બીજા કોઈએ આ કથાનું શુદ્ધ કલાકૃતિ તરીકે પરીક્ષણ કર્યું નથી."

—એમ કહી ગયેલા સદ્ગત મડિયા (જુઓ 'ગ્રંથ' ડિસે. ૬૬: 'એકસોમી સાલગ્રેહ' એ લેખ) જ્યારે તમારે વિષે, તમારે નામે dream realismનું ગૌરવ ઐતિહાસિક રીતે આંકે છે ત્યારે અભ્યાસીઓ શંકામાં પડી જાય છે: કેમ કે મડિયાએ 'ક્ષિતિજ' નવલકથા વિશેષાંક (૧૯૬૩, ફેબ્રુ.)માંની સુરેશ હ. જોષીની 'નવલકથા વિષે' લેખમાંના 'સરસ્વતીચંદ્ર'ની આકરી સમીક્ષાને ધ્યાનમાં લીધી જ નહોતી, ને એ બેજવાબદાર વિધાન ઠઠાડ્યું હતું. ટૂંકમાં આ બધાં કીર્તિવંત નામોનો બડબડાટ તમારે તમારા આ પુસ્તકને વગાડવાની જરૂર નહોતી. નાગાલેન્ડ જેટલે દૂર છો તેથી તમે સ્થાપિતોની બાંય પકડી કે તેઓએ તમારા લગી હાથ લંબાવ્યો એની મને તો ખબર નથી. જોકે પ્રકાર પ્રકારની દહેશતો અને બિનસાહિત્યિક આશયોથી આવું આપણે ત્યાં આગળના જમાનાથી બનતું આવ્યું છે. પણ સાચુકલો અવાજ હવામાં ખોવાઈ ન જાય એવી—એટલી—સ્પંદનશીલ હવા છેલ્લા દાયકાથી આપણે ત્યાં લહેરાઈ રહી છે, એટલું જરૂર જાણજો. તમારી વાર્તાઓ અને આધુનિક વાર્તાકલા વિશેના તમારા વિચારોની સમીક્ષા ક્યારેક અન્યત્ર કરીશું. બાકી તમારા વાસ્તવિક ક્ષેમકુશળનો તાગ વિનાયક આપે જ છે.

(૨) 'કૃતિ'—૫ અથવા 'હોહે' લુઇસ બોર્હેસ અને 'કલ્પો કે કલ્પના મરી પરવારી છે' વિશે—

સર્વપ્રિય લાભશંકર ઠાકર,
રાધેશ્યામ શર્મા,
ચન્દ્રકાન્ત ટોપીવાળા,

'ક્રેપ્સ લાસ્ટ ટેઈપ' અને બીજાં કેટલાંક નોંધપાત્ર અનુવાદ પ્રકાશન પછી 'કૃતિ' એક વધારે વાર ગમવાનો વારો, લાભશંકરભાઈ, 'હોહે' લુઇસ બોર્હેસ'માં આવ્યો. બોધકથાઓનું આ ગુજરાતી પ્રકાશન જોઈ સારી ખુશી ઊપજી. ઉન્મૂલનવાદી ગાળાગાળી કે

કાચાં કવેતાઈ લખાણોના સંપાદનમાંથી બહાર નીકળી, 'કૃતિ' આવું પુષ્પ અને સાચા અર્થમાં સાહિત્ય-પદાર્થ કહી શકાય તેવું ઉત્તરોત્તર વધુ ને વધુ પ્રગટાવશે તો એનો મિજાજ હાલો નહિ લાગે, બલકે પોસાશે. 'ક્ષિતિજ' એક જમાનામાં આવાં દુ:સાહસો આદરવાની જગ્યા હતું. એના અભાવમાં 'કૃતિ' નવી ભૂમિકા ઉપર વિશ્વસાહિત્યપ્રકાશનનું એકનું એક ગુજરાતી સ્થાન બની રહો એમ ઇચ્છીએ.

આઠ પેરાબલ્સની ફેન્ટેસ્ટિકલ લેબિરિન્થ, શર્મા!

—No way to any exploration!

પણ કિર્કેગાર્દ યાદ આવે:

It is duty of human understanding to understand that there are things which it cannot understand, and what those things are... The paradox is not a concession but a category, an ontological definition which expesses the relation between an existing cognitive sprit and eternal truth...

બોધકથાઓ સામાન્ય રીતે 'બાળકો' માટે હોય, અહીં ઊલટું છે. બાળકના જેવી નિર્દોષ ભૂમિકાએથી બોર્હેસ પરમોચ્ચ સત્યની રૂપન્સરવાણીઓ સ્ફુરાવે છે. પ્રત્યેક કથામાં એ પરમ, વાતાવરણરૂપે ઝૂમે છે: એને સૂંઘી શકાય, આંગળીના ટેરવાથી અડી શકાય. શબ્દો અને પદાવલિ અહીં ઓગળીને પદાર્થમાંથી ગતિપ્રવાહ બનવાને જાણે કે તળિયે બૂડી જાય છે. દશ્ય–શ્રુતિ–કલ્પનો આંખ-કાનમાં છુપાઈ-ચોંટી રહેતાં નથી—પેલા વાતાવરણમાં આસ્તેથી આપણને હસેલે છે. આનંદની વાત એ છે કે આ ગતિપ્રવાહને કોઈ પૂર્વનિશ્ચિત ઢાળ નથી; ઉપર ઝઝૂમતા કોઈ સર્જકેતર પંજાની અહીં છાયા નથી. બોધનું કોઈ 'પુષ્પ કોઈ ફ્લ બેસે એવી જગ્યા જ નથી. જે કંઈ ગણો તે કથા આખ્ખી પોતે જ છે. અખંડ પરિપૂર્ણની આ મુદ્રા, અને પ્રશિષ્ટોનો એકમાત્ર ગુણ—બહુવિધ સંયમ—બોર્હેસ પાસે છે; ને તેથી જ હું ultraist બોર્હેસને કે એની રચનાઓને 'ક્લાસિક' કહેવા લલચાઉં છું.

સ્વર્ગ નર્ક દેવો ઈશ્વર ભય નિદ્રા સ્વપ્ન જાગૃતિ 'મૃત પશુઓથી ઠાંસોઠાંસ નીકનું બિહામણું ખાલીપણું; 'કાળા પંકની અંદરનાં, વરુનાં પગેરું'થી જાગનું મૃત્યુ; હું-તું-તે-એક-બે-બહુનું માયાવી ઔપનિષદ—સૌ પર બોર્હેસની મૌલિક પ્રતિભા સક્રિય બની છે. તત્ત્વદર્શન વિચાર અને કવિતા સમેતની કથાનું આ રસાયન સાચે જ આસ્વાદ્ય છે. પરમેશ્વર સ્વપ્નમાં જ મળે છે. ને તેય 'અસહ્ય' રૂપે—વર આપનાર ને કરુણાનિધિને રૂપે. પણ કદાચ એવું નથી. પૅન્થરનું, વિદ્રોહને શામક આશ્વાસનપ્રદ સ્વપ્ન; અને દાન્તેનું સ્વપ્ન; જીવન-કટુતાનું પ્રક્ષાલક. બેયને પ્રભુદર્શન. પણ દાન્તેએ ગુમાવી તે મહામૂલી ક્ષણો પછીની યાતના—ઝંખના-તાપ વિનાનું મૃત્યુ—પૅન્થરનું તો જીવન છે! વરરૂપે શાપ આપી ગયેલા ઈશ્વરની સમગ્ર રચનાના એક ભાગ રૂપે રહેલો પૅન્થર ('શેક્સ્પિયર' પણ), ને એની આ દીનહીન દયનીય સ્થિતિ સામે ધુધવાટા લેતી, સૃષ્ટિની અફાટ વિષમ ભયાનકતા કેવી આકાર લે છે! દાન્તેની કરુણતા પશુની આગળ ફિક્કી tasteless લાગે છે—ને, એથી મહાન કરુણ બીજો કયો હોઈ શકે? જોકે, "સર્વ-કાંઈ અને નહિ-કાંઈ"ના તેને—'શેક્સ્પિયર'ને પ્રભુ જે ઉત્તર આપે છે... 'મારી જેમ બહુ છતાં કોઈ નથી'-માં સ્વયં પ્રભુની દિવ્ય લાચારી, 'એકથી બહુ' થતાર એ મહાન સર્જકની ભવ્ય નિઃસહાય નિષ્ફળતા એથી પણ વધારે તીવ્ર કરુણને આકારે છે. આ કથાઓમાં, મનુષ્ય અને ઈશ્વર બેયની વચ્ચેનાં અસત્ આભાસી આવરણોના થર બોર્હેસ આમ ભેદે છે. તો બીજી તરફ આસ્થાળુ બોર્હેસ પણ જડી આવે છે. "સ્વપ્ન" પ્રભુપ્રાપ્તિ-વિષયક છે. 'કેલિડોસ્કોપિક ઇમેજ'થી હજી સંભાવ્ય રૂપોની અનંતતા પણ સૂચવી છે. પ્રભુના આભાસની રીત—સામાન્યમાં જન્મ્યા જણાયા અનુભવાયા ને વિલુપ્ત થયા તે છે. જોકે પ્રત્યેક અરીસામાં પ્રત્યેક ચહેરામાં એ આભાસ પુનરાવર્તન-

પામે જ જાય છે. સર્વમાં ઈશ્વરને જોતા અવતાર-વાદી ભારતીયને ગળે ઊતરે એવી કથા છે. (તો પશ્ચિમને અડવું લાગે તેવું અનુમાન "સમસ્યા"ને અંતે મૂક્યું છે.) પણ 'હું' પેન્ચર છું — અતિશય જટિલ સૃષ્ટિરચનામાં મિથ્યાત્વનું ભાન મને ઝાઝો સમય ઠેરી શકતું નથી. સ્થિતિમાંથી હું જે દરેક ક્ષણે, ભ્રામક ગતિની અપેક્ષા બાંધું છું તે દરેક ક્ષણે મારી લાગણી Sense of lossની પણ છે ને! મોઢામોઢ થઈ શકાશે માત્ર મારા મૃત્યુ સાથે. "સાક્ષી" મૃત્યુવિષયક છે, મારા જવાથી જગતને શું નુકસાન છે? બેર્હેસ કહે છે, 'આ સેક્સનના મરતાં જ જગત થોડુંક પણ દરિદ્ર અચૂક બનશે.' વાત જુદે રૂપે કહેવાઈ છતાં મારી જ પેલી 'નહિ-કાંઈ ન-કોઈ'ની સ્થિતિ વર્ણવાઈ છે. અસ્તિત્વમાંથી કશુંક બની જવાની લાય સર્જક બેર્હેસને એક કલાત્મક કથા લખાવે છે: "હું અને બેર્હેસ". એક કલાકારના સભાન, ધારદાર આત્મનિરીક્ષણનો આ સંલાપ અહીં અતિશય નૈપુણ્યથી ગવાયો છે, પોતાની પસંદગીઓમાં ભાગીદાર એવા બીજા કોઈક બેર્હેસને હું–બેર્હેસ પિછાણે છે. એનું સર્જકપ્રતિભાને દિને દિને થતું રહેતું સર્વસ્વ-અર્પણ ટકી જવાની મૂળ એષણાનું જ પરિણામ છે. આ જીવિત છે કે વંચના છે તે નક્કી કરવાનું રહે છે, 'હું બેર્હેસમાં રહી જવાનો'—ઉદ્‌ગારમાં 'હું'ની લાચારી, ચિરમની એષણા, સ્થિતિની કબૂલાત અને પરિણામની નિશ્ચિત સંભાવના વગેરે વગેરે વિધવિધ તત્ત્વો સમરસ થતાં સંભળાશે.

ઊંઘને ગોતે તેટલી હળવાશથી મૃત્યુને ખંખોળતો સેક્સન બતાવનારો બેર્હેસ જ્યારે, ભૂગર્ભમાં ચાલતી ટ્રેનમાંના મહૂદીના ચહેરાનું કે ટિકિટબારીએ પરચૂરણ આપતા હાથનું જિસસ સાથે 'રૂપક' આરોપે છે ત્યારે ખરેખર ખળભળી જવાય છે. આટલી આસાનીથી આટલી તીવ્રતાથી આટલા લાઘવથી આપણને સંસ્પર્શવાની એની સર્જશક્તિ દાદ માગી લે તેવી છે.

તમને પણ દાદ ઘટે છે, શર્માજી. નર્મદથી માંડીને ગાંધીયુગના પદ્યકારો — જેઓ ક્યારના પોતાની ભૂલાર 'મહાકાવ્ય' ઢૂંઢી રહ્યા છે — તેઓને વાંચવા આ ટૂંકી બોધકથાઓ ગુજરાતીમાં ઊતારી! જોકે, અનુવાદને હજી પણ પ્રાસાદિક બનાવી શકાયો હોત — "સર્વકાંઈ નહિ-કાંઈ" જેવી કથાને તો ખાસ. ગુજરાતીની સાથે જ સંસ્કૃત અરબી-ફારસી અને સાથે જ તળપદા શબ્દોથી પર્યાયસુખ પામવાની સાથોસાથ ક્લિષ્ટ અધૂરી અનુવાદરચનાની મર્યાદા પણ ક્યારેક જન્મે જ છે. 'શાબ્દિક અભિવ્યક્તિ અને ભાષાસામર્થ્યની વાત મૂળના અંગ્રેજી અનુવાદના આધારે કેવી રીતે થાય? કેમ થાય?' એ તમારો મુશ્કેલીપ્રશ્ન યથાર્થ છે. પણ અંગ્રેજી અનુવાદક પ્રકાશકનાં નામ જાહેર કરવાનું તો તમે કરી જ શક્યા હોત. એમાં કોઈ 'જોખમ' નહોતું: One should not pour dwon all of his pockets into the hands of a guide! પશ્ચિમનું મોંઘું અવતારનારા આપણા, વિલક્ષણ રીતે 'મોંઘા' પડે છે, પ્લીઝ.

ચંદ્રમા, તારી ટોપીમાં હવે એકેડેમિયન પીંછું! પહેલાંની જેમ નાચી શકે નહિ, રાચી શકે નહિ... કે પછી કૂદીશ ભૂસકા મારીશ?

આગળપાછળનાં ઉપરનીચેનાં બધ્ધાં ખિસ્સાં ભરીને ધન્યવાદ આપું છું. ગેટઅપ તો એકેડેમેય ગમી જાય. પણ 'ગુજરાતના ધંધાદારી કથાકારોને' અર્પણ કરીને તેં આપણા ઉકરડાનો જે તીવ્ર સંદર્ભ આપ્યો છે...! આટલો 'આખ્યાપકી' ન થયો હોત તો? જે વિશે લગીરેય બેમત નથી તેવા આપણા સ્વીકૃત અતિપરિચિત પરિવેશને કોણ જાણે કેમ આપણે ભૂલી શકતા જ નથી... છેલ્લી દોઢેક સદીના નવલવિકાસઇતિહાસને તેં તારી 'લાંબી' પ્રસ્તાવનામાં થોડુંક ઔચિત્યજોખમ વહોરીને પણ ઠોકડાવી નાખ્યો છે. નવલથી પ્રાસ્તાવિક લાંબું ન થતું જોઈએ–ની ચિંતામાં તારે ઘણા સ્કેચી થવું પડ્યું છે એ, સમજવા છતાં મને કેટલીક ખાસ મુસીબતો પડી. ઉપાસ્યની સિદ્ધિને અર્થે સર્વકાંઈનો છેદ ઉડાવતા જવાની તારી રીત ઘણી સાહસિક લાગી છે. દા. ત. અજાણ્યો આ વાંચીને

જ અંદાજ બાંધે તો પ્રસ્તુત નવલેતર શબ્દ વિશે કે સારૌત આદિની સૃષ્ટિ અથવા તો સ્વયં બેકેટની નાટ્યનવલ-દુનિયા 'અવાન્તરો દ્વારા' જળવાયેલી દળદાર કદની જ — જાણે કે માગી લેવા જેવી એને લાગે! તારા હાથ ચડી તેના લઘુ કદનું માહાત્મ્ય તું ગાય એ કંઈ ઠીક નથી. જોકે આને 'નવલકથા' તરીકે ઉપસાવવાનું એક ધ્યેય પણ એ વિવરણમાં કારણભૂત બન્યું છે. ખરેખર તો આ વિકાસનાં પગેરું બેકેટમાં જ મળી આવે છે. 'પ્લે'ના પોલિફોનિક સંવાદોમાં, 'પિંગ'ના ગદ્યમાં, 'કાસકેન્ડો'નો વોઇસ કહે છે તેમ no more stories... no more wordsની ચકરાવાભરી એકધારી પદાવલિઓનાં શ્રુતિ આવર્તનોમાં, બેકેટ શબ્દથી અને માત્ર શબ્દથી જ મૂર્ત-અમૂર્ત સંસાર સરજે છે. કેમરે જોયેલા neverworldને તે યથાર્થ રીતે અહીં જોયું છે. અને માટે જ બેકેટને બેકેટમાં જ સંદર્ભી શકાય. એક લાગતા તેઓ સૌ જલદ રીતે જુદા છે. એ જ પ્રમાણે, બેકેટ ઉપાસનામાં, 'પૂર્વનિર્ણીત સત્યોને કલાકૃતિમાં ઢાળતો સાર્ત્ર' એવો બોલકો અર્ધ તું ધરી બેઠો છે એમાં તારી મને પરિચિત સાર્ત્રસૂઝ ભાગ ભજવી ગઈ લાગે છે. સાયકો-સાયકોલોજિકલ ડિટરમિનિઝમમાં મર્યાદિત એવા કોઈ પણ શાસ્ત્રને-દર્શનને સ્પર્શ્યા વિના માત્ર પોતાની મૌલિકતાને જોરે જ સાર્ત્રમાં (કે કામૂમાં) યાતનાઓ, જરા, વ્યાધિ,-હતાશા, મૃત્યુ આદિથી સભર 'મનુષ્ય' જ આપણને પાછો મળે છે. ખૂબીની વાત તો એ છે કે જીવનની નક્કર રજૂઆત અને પોતાની દાર્શનિક વિભાવનાઓ સંપૂર્ણપણે અવિશ્લેષ્ય રૂપમાં કેવી રીતે રજૂ થાય એને માટેનો એક આગવો કસબ તેઓ સફળતાપૂર્વક જન્માવી શક્યા છે. નાટકને લાગેવળગે છે ત્યાં સુધી, મૉડર્ન ફ્રેંચ થિયેટરે એક અપૂર્વ મૌલિક થિયેટર કામૂ-સાર્ત્રમાં જોયું છે. તત્ત્વજ્ઞાન ચિંતન નથી પણ an object of action છે, વિચારલીલા નથી પણ જીવનનો જ એક ભાગ છે એવી વિચારધારાએ અસ્તિત્વવાદી ચિંતનને fictionનું માધ્યમ બક્ષ્યું છે... no doubt, બેકેટની તો વાત જ નિરાળી છે... ને માટે જ સાર્ત્રની બાજુમાં એને ન મૂકાય.

ટૂંકમાં તારી પ્રસ્તાવના 'કલ્પો કે૦' શું છે વિશે ઘણું ઓછું — I mean positively ઘણું ઓછું કહે છે. અને કદાચ કશું જ કહી શકાય એમ નથી...

'વ્યાપક સંદર્ભમાં ચેતન અને નિશ્ચેતન અભિન્ન છે, એવા કોઈ રણકારને અહીં સાંભળી શકાય. જોકે અહીં જે રીતે બધું 'બને' છે તે પોતે જ એક જલદ પ્રક્રિયા છે. વાચક એ પ્રક્રિયાના એક અવિશ્લેષ્ય ભાગરૂપે છે, ને એના અસ્તિત્વનો નર્યો અક્રિય 'હું' જ અહીં કામ લાગી શકે છે. આને aesthetic happening કહેવાની કોઈ જગ્યા નથી, આવશ્યકતા પણ નથી. ને છતાં હું અહીં Sterility of Feeling feel કરું છું; નિષ્કંપનાને કલ્પવી છે, નિશ્ચેતનાને ચેતનાવવી છે; ગતિશીલ સંયમના લઘુતમ ભાગમાંની સ્થિતિને ગોચરવી છે; અનંતતાના અનુભવને કણ કણમાં હારી દેવો છે; સફેદ પ્રકાશની ગરમાશ અને ગરમ પ્રકાશની સફેદીમાં ઓળઘોળ થવું છે; કાળાશની, ભૂખરાશની પ્રકાશિતાને અડકવું છે — સાન્ત અને અનંત, પતન અને ઉત્પતન, પ્રકાશ અને ગરમી — એ સૌની 'વચમાં' પ્રવેશી શકાય તો વિરોધ અને વિરોધાભાસની 'વચમાં' ઊતરી શકાય.

White white skull-life. નિશ્ચેત થતાં જતાં નરનારીનો માનવસંદર્ભ. (મુદ્રા, ગરમી, શાંતિ, તોફાન, અરીસો, દીવાલ, જમીન, વાળ, આંખ વગેરે ઘણોઘણો પરિચિત, અનુભૂત પરિવેશ અહીં છે.) શું આ ગર્ભમાંનું જીવન છે? શું આ અનાદિ પ્રકૃતિ છે? ચેતનની આ પૂર્વાવસ્થા છે?... 'અનુભવ કહે છે'ની એક authentic સૃષ્ટિમાં બેકેટ આપણને ઘુમાવે છે... વિરામચિહ્નલુપ્તતામાં શું છે તેના જવાબમાં તમારે આખી કૃતિ વાંચી જવી જોઈશે. અતિશય અંગત એવા તત્ત્વદર્શનને બેકેટે અહીં શબ્દધ્વનિઓમાં ઓગાળી નાખ્યું છે. કશું સારવવાનો પ્રયાસ નરી બાલિશતા પુરવાર થશે.

જીવન અને નિર્જીવનની ગતિવિધિનું આ ચિત્ર ગુંજનમાં બતાવીને એકેટ આવશ્યક રીમાંનું પરિમાણ જન્માવે છે. દમનશીલ આજ્ઞાર્થક અવાજની જોહુકમી હેઠળ પ્રત્યાઘાતોનું રૂપ ઉકેલવું અશક્ય છે. શબ્દનું અવાજમાં, અવાજનું પ્રકાશમાં, પ્રકાશનું ગરમીમાં, ગરમીનું કાળા ઠંડા અંધકારમાં પરિવર્તન અને પ્રત્યેકનું પરાવર્તન અનુભવતો 'હું' એક લયલોલ પ્રક્રિયાને પામું છું. અતિશય અવળચંડી આ રચના મારું involvement-તો સંવાદી-જ બતાવે છે. કૃતિના સમાપનને અંતે પણ એ આજ્ઞાર્થક અવાજ મારા કાનોમાં પડઘાય છે; અને એ ઉષ્ણ-શીત-પ્રકાશ-અંધાર આંખોને વેદનાનો ચમત્કાર આપ્યા જ કરે છે...

આને નવલ-અનવલ ગણવા ન ગણવાની પંચાત તું અને શર્મા ભલે કરો; (જીત શર્માની ભલે થાઓ.) એ બધી આળપંપાળ છે, વાંચ્યું તેને પથરો ને જોયું તેને ફૂલ' એવી વાત છે. જોન વેઈને હમણાં જ ન કહ્યું.. કે... The 'forms' of literature have no importance in themselves, they are simply conveniences. વેઈનના આ વિધાનમાં ઘણું સ્વારસ્ય છે. જોકે ઐતિહાસિક દૃષ્ટિએ, એક મૂંઝવણ જરૂર થાય છે: ઓગણીસમી સદીના વાસ્તવવાદનો પરિત્યાગનાં એંધાણ છેક ચેખોવમાં મળી આવે છે. વીસમી સદીમાં મનુષ્યની સમગ્ર આંતરબાહ્ય સ્થિતિ ધ્યાનનું કેન્દ્ર બની. કલાઓ માટેના બધા જ સૈદ્ધાન્તિક પાયાઓ મિથ્યા પુરવાર થયા. Total illusionની અનુભૂતિને અખંડિત રાખવા કલાને બધાં જ કાગોમાંથી મુક્ત કરવામાં આવી.' કલાનું willથી bad faithની દિશાનું આ conversion એકેટ સુધી આવતાં તો ક્યાંનું ક્યાં પહોંચી ગયું છે! સર્જન પોતે જ વંચના છે એવી વંચનાથી જ્ઞાત રહીને પણ કલાકાર પોતાની સર્વ બ્રમણાઓનો છેદ ઉડાવતો ગયો. આ પ્રયાસ પોતે જ મહાભ્રમણા પુરવાર થતી રહી. આવી ધારોથી કપાતો કપાતો સર્જક ક્યાં આવીને ઊભો છે? અહીં ચન્દ્ર, નવલ-કથાકસબની અદ્ભુત stalemate આવી ગઈ છે. આથી વિશેષ anti કશું હોઈ શકે નહિ. ને તેથી જ કશાક તાજગીપૂર્ણ start માટે આપણે પૂરતા કંટાળો-પામેલા, પૂરતા સજ્જ કહો કે ચોમેરનું સંતનન પામેલા છીએ...

અનુવાદ તપાસનાર તપાસશે. જોકે હજારો પાનાં હજી લગી આપણે ત્યાં કોઈએ તપાસ્યાં નથી. તારાં તો સવાચાર છે. બાકી શીર્ષકથી જ જુદા પડવાનું આવે... પણ હું કબૂલું છું કે આ તારો અને માત્ર તારો જ અનુવાદ છે. જૂની પેઢીના રામુ કાકાને વળી આ શુભ ઘડીએ એક વધારે વારના ધન્યવાદ આપીએ: જીવંત કીડીને જોઈ શક્યા... એમની રમૂજમાંથી મેં એમના સિત્રાગનાઓના અંધાપાનું માપ કાઢ્યું ત્યારે મજા પડી. પણ એક કોલેજકન્યાએ પૂછ્યું કે ૧૯૬૩નાં કુંવારાં સુઝાન સોન્ટાગ શું હજી કુંવારાં છે—મેં કહ્યું, "ચન્દ્રકાત ટોપીવાળા સિવાય ગુજરાતમાં આ વિશે કોઈ કશું જ જાણતું નથી." પછી મજા ન પડી... આનું છું. (૨૫. ૧૨. ૭૦)

---

[પૃ. ૨૮નું અનુસંધાન]

ઝી૦: સારી રીતે પાસ થાઉં એ પૂરતું નથી. મારે તો રૅન્ક પણ મેળવવી જોઈએ.

દ૦: વિનીતની રૅન્કનો ખાસ મહિમા નથી. અંતિમ કક્ષાએ જે મેળવાય તેનું મૂલ્ય છે. અને તે તો તમે મેળવી શકશો.

મારી અનેક આનાકાની છતાં તેમણે મારી પાસે વિનીતનું ફૉર્મ ભરાવ્યું. ફૉર્મ ભરવાની મુદત પૂરી થઈ ગયેલી હોવા છતાં તારથી તેમણે પરીક્ષામાં બેસવાની મારે માટે મંજૂરી મેળવી, અને જે બે અઠવાડિયાં રહ્યાં હતાં તેમાં હું પરીક્ષાની તૈયારી કરવામાં ગૂંથાઈ ગયો.

# નવી કેડી | સ્નેહરશ્મિ

## ૪. અસહકાર

૧૯૨૦માં જે ભૂકંપના આંચકાથી આપણો આ વિરાટ દેશ ખળભળી ઊઠયો ને આખા જગતની મીટ એના ઉપર મંડાઈ તે આંચકાએ મને પૂરેપૂરો હલમલાવી દીધો. પહેલી ઑગસ્ટે લોકમાન્યે પોતાની જીવનલીલા સંકેલી લીધી ને અસહકારે જન્મ લીધો, એ પછી સપ્ટેમ્બરમાં કલકત્તામાં કોંગ્રેસની ખાસ બેઠકે અસહકારના ઠરાવને અપનાવ્યો ને જગતના ઇતિહાસમાં આવા વિશાળ પાયા પર અજોડ લેખાય એવા એક અહિંસક યુદ્ધની શરૂઆત થઈ, એમાં કરોડોની મુક્તિ માટે પોતાના સર્વસ્વનું બલિદાન આપવાનો આદર્શ દેશ સમક્ષ ગાંધીજી જેવી એક વિભૂતિને હાથે મુકાતાં એમાંથી એક મોટી મંત્ર-શક્તિ પ્રગટી. જાણે લોકસમુદાય માટે એ એક અજબ વશીકરણ હતું. ફનાગીરીનું આબાલવૃદ્ધ સૌને ઘેન ચડયું. શાળા-કૉલેજોના બહિષ્કાર માટેનું એમાં જે એલાન હતું તે તરત જ મને સ્પર્શી ગયું. જગન્નાથ શંકર શેઠ સ્કોલરશિપ માટેની મારી તૈયારીઓ જ્યારે એની ટોચે પહોંચી હતી, મેટ્રિકની પરીક્ષામાં મોટી સિદ્ધિઓ મેળવવાનાં રંગીન સ્વપ્નો જોવામાં, ને ભટ્ટાચાર્યને મુખે અવારનવાર થતા એના પ્રેરક ઉલ્લેખથી વધુ ને વધુ આત્મવિશ્વાસ મેળવવામાં હું મગ્ન હતો ત્યાં યુગનું એ ભવ્ય આહ્વાન આવી પડયું. એ વખતની મારી સ્મૃતિઓ હજુ જેવી ને તેવી મારા મનમાં તાજી છે. ચોક્કસ સમય યાદ નથી, પણ ઘણુંખરું ૧૯૨૦ના ઑક્ટોબરની આસપાસના એ દિવસો હશે. કોઈ મોટા ગુરુત્વા-કર્ષણથી હોય તેમ ભરચથી અમે કેટલાક વિદ્યાર્થીઓ સુરતના પાટીદાર આશ્રમમાં યોજાયેલી વિદ્યાર્થીઓ અને અધ્યાપકો માટેની એક સભામાં ગયા હતા, એમાં ગાંધીજી ઉદ્બોધન કરવાના હતા. એ પહેલાં એમને મેં જોયા ન હતા, પણ મારે મન એ ચિર-પરિચિત જેવા હતા — જાણે કે આત્મીય હતા. પહાડ જેવા મૌલાના શૌકતઅલી અને મહંમદઅલીની વચમાં 'સળેકડા' જેવા ગાંધીજીને જોતાં મારા અંગેઅંગમાં, અણુએ અણુમાં કોઈ અપૂર્વ ઊર્મિઓ છલકાઈ ઊઠી. અલીભાઈઓના લીલા ઝભ્ભા ને ચાંદતારા-અંકિત ઊંચી ટોપી ભવ્ય દૃશ્ય સર્જતાં હતાં. એ બંનેની વચ્ચે એક બાજુ સહેજ ઢળતા મસ્તકે ગાંધીજી બેઠા હતા. માત્ર હું નહિ, મારા બધા સાથીઓ પણ મંત્રમુગ્ધ બની એ દર્શનમાં લીન થઈ ગયા. ગાંધીજીની જાદુભરી વાણી મારા ચિત્તતંત્રને કોઈ અપૂર્વ પ્રકાશથી ભરી ગઈ. બધી મહત્ત્વાકાંક્ષાઓ; સિદ્ધિઓનાં તે રંગીન સ્વપ્નાં, કાશીબા ને નાનાં ભાઈબહેન ચિ. ગુલાબ, ગજરા, પાર્વતી માટેની ચિંતા — એ બધું જાણે કે મનમાંથી સરી પડ્યું — શેષ રહી માત્ર એક જ ઝંખનાઃ મુક્તિસંગ્રામ માટેની પાત્રતા પામવાની.

એ માટે સૌથી પહેલું કામ તો શાળા છોડવાનું હતું. એ મારે માટે કેટલું બધું મુશ્કેલ હતું એનો વિચાર કરવામાં પણ જાણે બલિદાન માટેની પાત્રતા ઝંખવાતી હોય એવી મારા મનની સ્થિતિ બની. સૌથી પહેલાં તો મારા સાથી લાઈ દાકરે મને મેટ્રિકની પરીક્ષા જે હાથવેંતમાં હતી તે થતાં સુધી થોભી જવા આગ્રહ કર્યો. તેની દલીલ એ હતી કે મેટ્રિક થયા પછી એક-બે વર્ષ ભણવાનું પડે તો આગળ વધવાની તક જતી રહે એવું નથી, પરંતુ મેટ્રિક થયા ન હોઈએ અને વચ્ચે એક-બે વર્ષ જતાં રહે તો ભણવાનું લગભગ અશક્ય બની જાય છે. પરંતુ આવી બધી દલીલો મને સ્પર્શી શકતી ન હતી,

કારણ કે એક વર્ષમાં તો સ્વરાજ આવી જવાનું હતું. ગાંધીજીનું એ અમોઘ વચન હતું. એમાં શરત એ હતી કે દેશ જો પોતાની ફરજ બરાબર અદા કરે તો સ્વરાજ એક વર્ષમાં અચૂક આવે. મૅટ્રિકની પરીક્ષાને હજુ ચારેક મહિના બાકી હતા. એટલે વર્ષમાં જો સ્વરાજ આવવાનું હોય તો મારો ફાળો એટલો ઓછો જ રહે. એ મને મંજૂર ન હતું. ભટ્ટાચાર્યને મેં મારો વિચાર જણાવ્યો. તેમણે કહ્યું: "આ પ્રશ્ન મને પણ મૂંઝવે છે. જો વિદ્યાર્થીઓ શાળા-પાઠશાળા છોડે તો અધ્યાપકોએ પણ છોડવી રહી. હું એમ માનું છું કે આ પળે સૌએ પોતાની ફરજ બજાવવી જ જોઈએ, પણ એમાં દરેકે પોત-પોતાની રીતે નક્કી કરવું જોઈએ અને તમારે આ નિર્ણય કરવામાં જો કોઈની પણ સલાહ લેવાની હોય તો તમારાં માતુશ્રીને પૂછવું જોઈએ." ભટ્ટાચાર્યની આ વાત મારા મર્મને હલમલાવી ગઈ. હું કઈ રીતે બાની પાસે જાઉં, કઈ રીતે એમની પાસે રજા માગું? એ તો રાહ જોતાં હતાં કે ક્યારે એમનો બોજ હું હળવો કરું. પણ જે પ્રચંડ આહ્વાન હતું, એની આગળ આ બધી વસ્તુ ઓગળી જતી લાગી. મને થયું મારે બા પાસે જવું જ જોઈએ અને તેમની રજા મેળવવી જ જોઈએ. પણ પછી થયું, બા રજા ન આપે તો? ગાંધીજીએ તો પ્રહ્લાદનું ઉદાહરણ આપ્યું હતું. પિતા પૂરતું એ ઉદાહરણ કદાચ ઠીક હશે. પણ માતાનો—અને તે પણ જેમણે પોતાનાં સર્વ સુખો કેવળ અમારી કલ્યાણ-કામના આગળ ગૌણ બનાવી દીધાં હતાં તેવી માતાનો બોલ કેમ ઉથાપી શકાય? હું ભારે મૂંઝવણમાં મુકાઈ ગયો. ઘડીભર તો થઈ ગયું કે એમને વેદના થાય એવું મારે ન કરવું જોઈએ. આ મનોમંથન ભારે અજંપો પેદા કરે એવું હતું. પરંતુ એમાંથી બા પાસે જવાનો મારો સંકલ્પ સફળતાપૂર્વક બહાર આવ્યો, અને હું સીખલી પહોંચ્યો.

એ દિવસનું દૃશ્ય આ લખતાં મારા મનમાં દૃબહૂ તાજું થાય છે. બા રસોડામાં જ હતાં. મને જોતાં જ કલ્લોલ કરી ઊઠેલાં મારાં નાનાં ભાંડુઓનો કલબલાટ અંબોટિયાને પાલવે હાથ લૂછતાં ફાળીબાને રસોડામાંથી અમારી પકાર (પરસાળ)માં લઈ આવ્યો. મને જોતાંવેંત તેમની આંખ મલકી ઊઠી, પણ તરત જ જાણે ધરતી પર ચોંટી ગયાં હોય તેમ એકીટશે મારા તરફ જોઈ રહ્યાં. મારો પહેરવેશ નવતર હતો. અમારા ગામના હરિજનો વણતા એવી દોટી (ખાદી)નો લગભગ પગની પાની સુધી પહોંચે એવો પાદરીઓના ઝભલા જેવો લાંબો ઝભ્ભો ને માથે એવી જ દોટીની સફેદ ટોપી. એ પહેરવેશ હજુ ચીખલી સુધી પહોંચ્યો ન હતો. એના અણસાર લોકોને આવ્યા હતા, ને અવારનવાર વાતવાતમાં એનો ઉલ્લેખ પણ થતો. મારાં ભાઈબહેનો માટે તો એ રમૂજની ઘટના બની. ને નાની પાલી (પાર્વતી)ને તો ખડખડાટ હસતાં ને તાળી પાડતાં આંખમાં પાણી આવી ગયાં. બાની દૃષ્ટિમાં ન કળાય એવા ભાવ હતા. પણ જરા વારમાં પોતની-જાતને સંભાળી લઈ મુખ મલકતું કરી એમણે મારા કુશળ સમાચાર પૂછવા માંડ્યા. ત્યાં અડોશીપડોશીઓ પણ મોં મલકાવતા ભેગા થઈ ગયા. પ્રશ્નોની ઝડી વરસી ને બધા પ્રશ્નોના હું ઊલટભેર જવાબ આપતો ગયો. પહેરવેશ અંગેના પ્રશ્નો પણ એમાં હતા જ ને હસતાં હસતાં મેં એમને જે જવાબો આપ્યા તેમાં કંઈક એવું હતું કે, "મહાત્મા ગાંધી જેવા આવી દોટીનાં કપડાં પહેરે છે એટલે મને થયું કે, લાવ, આપણે પણ પહેરી જોઈએ." આમ કરવામાં કુતૂહળ કે દેખાદેખીથી પ્રેરાયેલા આચરણ કરતાં મારા મનમાં કંઈક વિશેષ હતું કે કેમ તેની અટકળ કરવાનો લોકોને અવકાશ ન મળે એ રીતે એ પ્રસંગ મેં ઉકેલ્યો.

ચિ. ગુલાબ, ગજરા, પાર્વતી નિશાળે ગયાં ને અમે મા દીકરો એકલાં પડ્યાં. એટલે બાએ વાત ઉપાડી. વગર કારણે ગાડીભાડું ખરચું એવો હું ન હતો. એ પોતાની શ્રદ્ધા વ્યક્ત કરતાં મારા અણ-ધાર્યા આગમનનું કારણ તેમણે પૂછ્યું. અલીભાઈઓ ને ગાંધીજીને સાંભળ્યાની તેમને મેં વાત કરી. વિદ્યાર્થીઓ અને અધ્યાપકોને તેમણે કરેલું ઉદ્બોધન જે આખો વખત મારા મનમાં ઘૂંટાતું હતું તેનો

ઊર્મિલ શબ્દોમાં તેમને મેં સાર આપ્યો. જે સરકારના હાથ ખિલાફતને થયેલા અન્યાય ને પંજાબના ગોઝારા હત્યાકાંડથી ખરડાયેલા છે તેની શાળામાં એક દિવસ પણ ભણવું એમાં પાપ છે એ વાત મેં બને તેટલા ઝનૂનથી કહી. ખિલાફત શું, એને થયેલો અન્યાય શું, એના કશા જ ખ્યાલ તે વખતે મને ન હતા, પણ અમે બધા એ વખતના એક પ્રચંડ ઊર્મિઉછાળાની ટોચ પર હતા. ગાંધીજી જે કંઈ કહે તે અમારે મન વેદવાક્ય જેવું હતું. તેમના શબ્દોનું પોપટની જેમ પુનરુચ્ચારણ કરવું એમાં અમને અમારી દેશભક્તિની પરમ સાર્થકતા લાગતી. બાને માટે તો એ બધું હું અંગ્રેજી બોલતો ને તે એનો અર્થ સમજ્યા વિના સ્મિત સાથે સાંભળતાં તેના જેવું હતું. હા, પંજાબના જુલમની વાત નોખી હતી. જેમ મને એનો ખ્યાલ હતો તેમ બાને પણ એની માહિતી હતી. જલિયાંવાલા બાગની નિર્દય કતલ, માર્શલ લોના અત્યાચારો, લોકોને પેટે ચલાવવાના, જાહેરમાં ફટકા મારવાના ને એવા બનાવોનાં કારમાં ચિત્રો અમારા મનમાં પૂરાં અંકિત થઈ ગયેલાં હતાં, અને એનો અમને ભારે રોષ હતો. એટલે એ તો સમજાય એવું હતું ને ખિલાફતની વાત ભલે ન સમજાઈ હોય, પણ એટલું તો સ્પષ્ટ હતું કે મુસલમાન ભાઈઓના દિલમાં એ વાતનું ભારે દુઃખ હતું. મૌલાના શૌકતઅલી ને મૌલાના મહમદઅલીના વીરત્વની, એમની નીડરતાની ને હિંમતની કોઈ અદ્ભુત પ્રતિમા અમારા મનમાં અંકાઈ હતી. એ બે ભાઈઓ વચ્ચે બેઠેલા ગાંધીજીનું દર્શન કરવા તો ફિરસ્તા પણ સ્વર્ગમાંથી ધરતી પર ઊતરી આવ્યા હશે એવું મને એ દૃશ્ય લાગ્યું. તે વખતે તો હું કવિતા લખતો ન હતો પણ મારામાં જે કંઈ કવિતા પ્રસુપ્તપણે પડેલી હશે. તેને ઢંઢોળી, જગાડી મેં બા આગળ એ દૃશ્યનું બહુ સુરેખ શબ્દચિત્ર દોર્યું. બાએ એ બધું શાન્તિથી સાંભળ્યું. પછી ધીરે રહીને તેમણે કહ્યું; "ભાઈ, મૅટ્રિકની પરીક્ષા પછી આ બધું કરે તો!" તેમની આંખોમાં ને વાણીમાં જે ઊંડી સંવેદના હતી તે મને સ્પર્શ્યા વિના રહી નહિ. ઘડીભર તો મને થયું કે એમની વાત સ્વીકારી લઈ ત્રણચાર મહિના થોભી જાઉં, પણ સુરતના પાટીદાર આશ્રમમાં સાંભળેલી પ્રેરક વાણીનું ઘેન જબરદસ્ત હતું, એટલે બાની વાતનો સ્વીકાર કરવાની મારા મનની સ્થિતિ ન હોવા છતાં તે વખતે મેં એટલું જ કહ્યું કે, "હવે સ્વરાજ આવ્યું જ સમજો. એમાં અંગ્રેજ સરકારનાં સર્ટિફિકેટોની શી કિંમત રહેવાની છે?" આ પણ નેતાઓને મોઢે સાંભળેલા શબ્દો હતા. સ્વરાજ મળતાં કેમ જાણે બધાં મૂલ્યોમાં પણ આમૂલ ક્રાન્તિ સર્જાવાની હતી એવી પ્રતીતિ અમારા મનનો કબજો કરી બેઠી હતી, અને તેથી જ એ ખરબચડી રોટી ને વિદૂષકના ડગલા જેવી કફની એ બધાંનો અમે ભારે મહિમા કરતા થઈ ગયા હતા. અમારી આ વાત ચાલતી હતી તેવામાં અમારા પડોશની એક બહેન ખબર અંતર પૂછવા આવ્યાં ને અમારી ચર્ચા અધૂરી રહી.

જમીને હું બાલુભાઈને મળવા ગયો. તેમની સાથે વધુ વિગતે ચર્ચા થઈ. હું જે પગલું લઈ રહ્યો હતો તેની ગંભીરતાના મારા કરતાં તેમને વધુ વાસ્તવિક ખ્યાલ હતો. અંગ્રેજ સરકાર કૈસર સામે યુદ્ધમાં ઊતરી હતી તે વખતે જો આવી લડત ઉપાડાઈ હોત તો હિંદુસ્તાનના લોકોને મનાવી લીધા વિના એનો છૂટકો થાત નહિ; પણ જર્મનીની હાર પછી તો અંગ્રેજ સરકારના હાથ ઘણા મજબૂત બની ગયા હતા. જનરલ ડાયરે જે કંઈ કર્યું હતું તે કેવળ અકસ્માત ન હતો. જર્મનીને હરાવ્યા પછીતો અંગ્રેજ મિજાજનું એ એક જંગલી પ્રદર્શન હતું. એવું પુનરાવર્તન કરતાં ઇંગ્લંડના સામ્રાજ્યવાદીઓ સંકોચ નહિ અનુભવે. એટલે વિજયના નશામાં એ લોકો જ્યારે ચકચૂર છે, ત્યારે પોતાના ભયાનક પશુબળથી લોકોને દબાવી દેતાં એ રોક્યા રોકાશે નહિ; પણ જો લોકો ગાંધીજીના માર્ગને બરોબર અનુસરે તો અંગ્રેજોને રાજ કરવું ભારે પડે. દક્ષિણ આફ્રિકામાંના એમના સત્યાગ્રહના અખતરામાં ઘણાં મોટાં પરિણામોની શક્યતા રહેલી છે. સદ્‌ભાગ્યે

આપણા દેશના બીજા નેતાઓ પોતાના અંગત વિચારોને બાજુએ મૂકી ગાંધીજીના પ્રયોગને અજમાવવા તૈયાર થયા છે, એ જોતાં અસહકારની લડતથી પૂરું સ્વરાજ નહિ તો સાંસ્થાનિક દરજ્જાનું સ્વરાજ મળવાની ઘણી બધી શક્યતાઓ રહેલી હોવાનો ઇનકાર થઈ શકે એમ નથી. સવાલ માત્ર એટલો કે વ્યક્તિગત રીતે આપણે કેટલો ભોગ આપવાની તૈયારી રાખવી? આમ બહુ વેધક રીતે પરિસ્થિતિની છણાવટ કરી તેમણે મેં લેવા ધારેલા પગલાની ગંભીરતાનું મને પૂરું ભાન કરાવ્યું. એમની વાત સાંભળ્યા પછી જ્યારે તેમણે મારા નિશ્ચયમાં મને અડગ જોયો ત્યારે નहि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति એ ભગવાનના વચનમાં શ્રદ્ધા રાખી કાશીબાના મનનું સમાધાન કરી હું અસહકાર કરું તે માટે સંમતિ આપી.

વિદ્યાર્થીઓ અને અસહકાર અંગે બાલુભાઈની સમજ કંઈક આ પ્રકારની હતી: સરકારી શાળા-કૉલેજો છોડાવી ગાંધીજી વિદ્યાર્થીઓને રઝળાવવા નહોતા માગતા. ગાંધીજીનો અસહકાર એટલે સમાંતર સરકારની સ્થાપના. સરકારની અદાલતોની જગ્યાએ લોકોની અદાલતો સ્થપાય અને લોકો એને અપનાવતા થાય, સરકારી શાળા-કૉલેજોની જગ્યાએ વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય શાળામાં જાય ને એ જ પ્રમાણે સરકારી નોકરીનો ત્યાગ, ધારાસભાઓનો બહિષ્કાર આદિ અસહકારના બીજા કાર્યક્રમો જો બરોબર અમલમાં મુકાય તો સરકાર માટે કામ કરવાનું અશક્ય બની જાય. એટલે હું જો અસહકાર કરું તો એનો અર્થ એ નહિ કે મારું ભણવાનું બંધ થાય. હું સરકારી શાળા છોડી રાષ્ટ્રીય શાળામાં જાઉં એ એક વિદ્યાર્થી તરીકે મારે માટે પૂરતું લેખાય. એટલે કાશીબાને જો એટલી ખાતરી કરાવી શકાય કે અસહકાર કરવાથી ભણવાનું બંધ નથી થતું તો તેમની સંમતિ મેળવવામાં બહુ મુશ્કેલી નહિ પડે. બાલુભાઈ સાથેની વાતમાંથી મારા મનના ધૂંધળા વાતાવરણમાં કંઈક ઉઘાડ થતો જણાયો ને કાશીબાની સંમતિ મેળવવાની મને શક્યતા જણાવા લાગી.

બાલુભાઈનાં માતુશ્રી દેવકોરબાએ શરૂઆતમાં તો કાશીબાના જેવું જ વલણ લીધું, પણ બાલુભાઈ તેમની અસંમતિને ઘણી શિથિલ બનાવી શક્યા ને તેમણે મને વધુ એકાદ દિવસ કાશીબા સાથે ગાળી બધી બાજુનો વિચાર કરી જે તે નિર્ણય લેવા સૂચવ્યું.

બાલુભાઈ સાથે હું જ્યારે કાશીબા પાસે આવ્યો ત્યારે તેમણે મુખિયાને વલસાડ મામા પાસે મોકલ્યાના સમાચાર આપ્યા. જ્યારે બહુ અગત્યની બાબત હોય ત્યારે પગપાળા સંદેશા મોકલવાનો રિવાજ તે વખતે પ્રચલિત હતો. તાર કરતાં પણ એ વધુ અગત્યનું લેખાતું. જો કાશીબાએ એમને બોલાવ્યા ન હોત તોય છેવટનો નિર્ણય લેતાં પહેલાં હું એમને મળવાનો હતો જ, એટલે મને એ સમાચારથી આનંદ થયો.

કાશીબા બાલુભાઈ આગળ પોતાના મનનો ડૂમો હળવો કરે એવી મારી ઇચ્છા હોઈ એમને બાલુભાઈ સાથે વાત કરતાં મૂકી હું આડોશીપાડોશીઓને મળવા ગયો. મેં કલ્પ્યું ન હતું તે રીતે મારા વિચારો ફરી-ફરીને કાશીબા તરફ જ વળતા હતા. એમણે મારે માટે શું શું નો'તું કર્યું? કેટકેટલું જાતે વેઠી મને ફૂલની જેમ જાળવ્યો હતો! મારે અંગે એમણે કેવાં કેવાં સ્વપ્ન સેવ્યાં હતાં? મલ્લિકાર્જુનના દેરામાં પથ્થર-ઊંચકી હું કલેક્ટર થવાનો છું એવી કેવી દૃઢ પ્રતીતિ એમના મનમાં એમણે ગૂંથી લીધી હતી! એ મનોરથ એમણે કેટકેટલી વાર વાગોળ્યો હશે! આવા આવા અનેક વિચારો હું મારા પડોશીઓ સાથે વાત કરતો હતો તે દરમ્યાન મારા મનમાં ડોકાઈ મને અન્યમનસ્ક બનાવવા લાગ્યા. પણ પાટીદાર આશ્રમના પટાંગણમાંથી જે મંત્રશક્તિએ મારા મનનો કબજો લીધો હતો તેનું વશીકરણ આ બધી લાગણીઓ આડે કઠોર ખડકની જેમ આકાર લઈ રહ્યું હતું ને હું ભાવનાના તરંગો પર ફંગોળાયે જતો હતો.

સમાચાર મળતાં મામા જરા પણ સમય ગુમાવ્યા વિના તરત જ આવ્યા: તેમણે પણ મેટ્રિકની પરીક્ષા આપી જે કંઈ કરવું હોય તે કરવાની સલાહ આપી, પણ મારું મન વધુ ને વધુ મક્કમ બનતું ગયું. મારા નાના ભાઈ ચિ. ગુલાબે પણ અમારી આ સમસ્યા હલ કરવામાં પોતાનો હિસ્સો નોંધાવ્યો. મારો

નિર્ણયને ટેકો આપવામાં તેણે સહેજ પણ સંકોચ દાખવ્યો નહિ. આમ તો તે હજુ સાતમીમાં જ હતો, પણ મારી ગેરહાજરીમાં અમારાં ભાંડુઓમાં ઘરમાં તે સૌથી વડો હોઈ બાને સલાહ આપવાનો તે પોતાનો અધિકાર સમજતો. પોતાના વિચારોને આવેશ સાથે તેમ જ ઉગ્રતાથી વ્યક્ત કરવાની એને નાનપણથી જ ટેવ. એટલે આ વખતે એણે જાલિમ સરકારને હટાવવા માટે આખા કુટુંબે ફના થઈ જવું પડે તો તેમ કરતાં અચકાવું ન જોઈએ એવું ક્યાંક કોકના ભાષણમાંથી મેળવેલું કહ્યું. પણ એ તો બાળક; એટલે એના અભિપ્રાયો તરફ બધા રમૂજથી જુએ. મારા એક જૂના શિક્ષક આવ્યા. તેમણે પણ આ ચર્ચામાં ભાગ લઈ કહ્યું: "ભક્તાણી (મારાં બાને આ નામથી પણ લોકો બોલાવતા), ભગતજીના ગયા પછી તમે આ ઘરનો બોજ જેની સહાયથી ઉપાડતાં આવ્યાં છો તે ભગવાનને ભરોસે હવે બધું છોડી દો. ગાંધી અવતારી પુરુષ છે. એને પગલે ચાલનારનું બૂરું નહિ થાય, એ વિશ્વાસ રાખી હવે તમે ગીગાને આશીર્વાદ આપી એને જે કરવું હોય તે કરવાની છૂટ આપો." આ શબ્દોમાં જે સચ્ચાઈ હતી, જે શ્રદ્ધા હતી તેની અમારા સૌના મન પર બહુ ઊંડી છાપ પડી. એ પછી ન તો મામાએ કંઈ વાંધો લીધો, ન બાએ; અને હું હળવે તેમ જ આશાવંત હૈયે ભરૂચ પાછો આવ્યો.

પણ મારી કસોટી હજુ પૂરી થઈ ન હતી. મારા આચાર્ય છોટુભાઈ પુરાણી પાસે રજા મેળવવાનું મુશ્કેલ બન્યું. એ તો મોટા ત્યાગી અને દેશભક્ત, સાચા બ્રાહ્મણ — પરંતુ તેમને મારા ભાવિની દૃષ્ટિએ મેટ્રિકની પરીક્ષા સુધી થોભી જવામાં મારું હિત રહેલું જણાયું. મેટ્રિકની પરીક્ષામાં એ સૌની ધારણા હતી તે મુજબ જો હું પહેલા દસમાં આવું, સંસ્કૃતની સ્કોલરશિપ મેળવું ને પછી અસહકાર કરું તો મારો એ ત્યાગ ઘણો મોટો લેખાય અને એમાંથી અનેકને પ્રેરણા મળે. આમ જુદી જુદી દલીલો કરી પ્રેમથી, વાત્સલ્યથી તેમણે મને સમજાવવા પ્રયત્ન કર્યો, પણ મારો નિર્ણય અફર રહ્યો.

મેં અસહકારમાં ઝંપલાવ્યું અને જોતજોતામાં ભરૂચમાં એ લડતના એક વિદ્યાર્થીનેતા તરીકેનું મને સ્થાન મળી ગયું. બટુકનાથ વ્યાયામશાળાના મેદાનમાં મળેલી એક સભામાં મને ભાષણ કરવાની તક મળી. એ વખતે મારી સમજ પ્રમાણે વાણીની છટા અને ઉગ્ર તથા ઝનૂનભર્યાં વિધાનો મેં કર્યાં. અને એ વખતે ઉપરાઉપરી પડતી તાળીઓથી હું જાણે કે સાતમા આસમાને ચડ્યો. આ ઘેન ઘણું ભારે હતું, અને હું વ્યાખ્યાન કરવાની તકો શોધવા મંડ્યો. મારી શાળા હજુ અસહકારમાં ભળી નહોતી. એ વખતે શાળાઓને ફેરવવા માટે તેની સામે પિકેટિંગ કરવાનો પવન શરૂ થઈ ગયો હતો. એ પવન અમારે ત્યાં પણ જોરથી ઊપડ્યો, અને મારી પોતાની જ શાળા ઉપર પિકેટિંગ કરવા માટે ટોળાંઓમાં હું ફંગોળાયો. છોટુભાઈને જોતાં હું લગભગ ભાંગી ગયો. તે મારી પાસે આવ્યા. તેમણે કહ્યું, "આપણે પોતાને જે ઠીક લાગે તે કરવા સ્વતંત્ર છીએ; પરંતુ બીજાના ઉપર આપણા વિચારો બળજબરીથી લાદવા એ શું બરોબર છે? આપણે આપણી શાળાને પણ અસહકારમાં લઈ જવી છે, પણ એને માટે બધાની સંમતિ જોઈએ; એમાં કદાચ થોડો સમય પણ જાય." એ વખતની એમની બધી વાતો તો મને યાદ નથી, પણ એમના ગૌરવભર્યા વ્યક્તિત્વ આગળ હું અસંત શરમિંદો બની ગયો. મને થયું કે હું જે કંઈ કરી રહ્યો હતો, તેમાં અવિનયની પરિસીમા હતી. તેમાંથી પાછા વળવાનું મેં વિચાર્યું, પણ મારા સાથીઓએ મને પડકાર્યો, શાળાનાં પગથિયાં આગળ સૂઈ જવાની મને તેઓ ફરજ પાડવા મંડ્યા. એને તો હું વશ ન થયો, પણ ટોળાની બહાર પણ ન જઈ શક્યો. મારો સાથી ભાઈ ઠાકર મારી સાથે સંમત ન હતો. એને આ બધું ક્ષણિક ઊભરા જેવું લાગતું હતું; એટલે એ અસહકાર માટે બિલકુલ તૈયાર ન હતો. અને એથી પિકેટિંગની પરવા કર્યા વિના દૃઢતાથી શાળામાં જવાના મક્કમ નિર્ધાર સાથે તે આવ્યો હતો. પણ જ્યારે આંગણામાં સૂતેલા વિદ્યાર્થીઓને

એણે જોયા, ને એક શિક્ષકને એમની વચ્ચેથી રસ્તો કરી શાળામાં દાખલ થતા જોયા ત્યારે એનો સંયમ તૂટી ગયો. એણે એની પાસેનાં પુસ્તકો ફગાવી દીધાં અને મારી પાસે આવી કહ્યું : "હું અસહકાર નથી કરતો. એમાં હું માનતો નથી. પણ મને લાગે છે કે આ વાતાવરણમાં હું ભણી નહિ શકું. મારી કારકિર્દી જો આથી રોળાઈ જાય તો એનું પાપ તારા જેવાને માથે છે." એના બોલથી મેં ઘણો આઘાત અનુભવ્યો. મને કંઈ સમજ ન પડી કે મારે શું કરવું. એ તો ત્વરિત ગતિએ ત્યાંથી પાછો ફરી ગયો. એને સમજાવવા, મનાવવા પાછળ જવાય એમ ન હતું. લાગણીઓનાં આવા તુમુલ દ્વંદ્વો જાણે ડગલે ને પગલે અનુભવવા પડવાનાં ન હોય એનો મને ખ્યાલ આવ્યો, ને ત્યારે મને થયું કે સ્વરાજ્ય આવવાનું જ હોય તો એની પાછળ કેટલી બધી યાતનાઓ પડેલી હશે? અમે બંને જ્યારે પાછા મળ્યા ત્યારે શું બોલવું એની કંઈ સમજ પડતી ન હતી. અમે એક જ ઓરડામાં રહેતા, સૂતાં સૂતાં રોજ વાતો કરતા—આજે વાત માટે અમારા બેમાંથી એકેયની જીભ ઊપડતી ન હતી. બીજે દિવસે સવારે તો તે પોતાને ગામ ચાલ્યો ગયો. એ પછી મારો એની સાથેનો સંપર્ક તૂટી ગયો. એનું સરનામું પણ મારી પાસે ન હતું. આજ પણ તે દિવસની સ્મૃતિ મને બેચેન કરે છે.

અસહકાર તો કર્યો અને આને હું કહી પણ આવેલો કે હું રાષ્ટ્રીય શાળામાં ભણવાનું ચાલુ રાખીશ. પણ એક વર્ષમાં સ્વરાજ્ય મળવાનું હતું અને એ માટે ભણવાનું પણ એક વર્ષ મુલતવી રહે તો ઘણું સારું એવી સલાહ વિદ્યાપીઠની સ્થાપના કર્યા છતાં ગાંધીજી તરફથી મળી હોવાથી મને થયું કે જો આપણે બનતું કરી છૂટવું જ હોય તો એમાં કોઈ પણ વાતની કમીના શા માટે રાખવી? વળી ભરૂચમાં હજી રાષ્ટ્રીય શાળાની શરૂઆત થઈ નહોતી, એટલે મારે માટે એ વિકલ્પ પણ ઊભો થયો ન હતો, એટલે મેં સ્વયંસેવક તરીકે જોડાઈ જે કામ સોંપાય તે કરવાનું વિચાર્યું. આ વાત મેં બાલુભાઈને લખી, ત્યારે તેમણે બા સાથે જે સમજૂતી થઈ હતી, તેમાં આ એક પ્રકારનું સ્ખલન હોવાનું મને જણાવ્યું. મેં પત્ર દ્વારા એમની સાથે સંવાદ શરૂ કરી દીધો: ભરૂચમાં રાષ્ટ્રીય શાળા શરૂ થતાં તરત તેમાં જોડાઈશ, એવું મેં તેમને જણાવ્યું, પણ રાષ્ટ્રીય શાળા માત્ર અક્ષરજ્ઞાન માટે ન હતી, આઝાદી માટે પણ હતી. એટલે જો સરઘસ વગેરેમાં ભાગ લેતાં મારે પકડાવાનું થાય તો ભણતર તો આપોઆપ જ અટકવાનું હતું. એ બધું જોતાં અસહકાર કર્યા પછી આનુષંગિક જે કંઈ જવાબદારી આવે તે ઉપાડવામાં બા સાથે થયેલી સમજૂતીનો ભંગ થતો હોવાનું મને લાગતું ન હતું, એમ જણાવી હું ભરૂચનાં ગામડાંમાં કામ કરવા ઊપડી ગયો.

લડતના કામમાં જોડાયા પછી મારે સુરત જવાનું થયું. એ વખતે સુરતમાં પાટીદાર આશ્રમ અને અનાવિલ આશ્રમ તો જાણે યુદ્ધનાં મોટાં કેન્દ્રો બની ગયા હતા. એકમાં સેનાપતિ તરીકે હતા કલ્યાણજીભાઈ, બીજામાં હતા દયાળજીભાઈ. હું અનાવિલ આશ્રમમાં ગયો, ત્યાંના વાતાવરણથી પ્રભાવિત થયો. ત્યાંનું આશ્રમ-જીવન મને ઘણું ગમી ગયું. વળસકે ચાર વાગ્યે ઊઠવાનું, એ પછી સમૂહ પ્રાર્થના ને ત્યાર પછી નિત્ય કાર્ય વગેરે. એ બધું અત્યંત આકર્ષક હતું અને તેમાં હવે અસહકારી વિદ્યાર્થીઓ જ હતા, એટલે આખું વાતાવરણ દેશભક્તિના રંગે રંગાયેલું હતું. અહીં હું દયાળજીભાઈના ગાઢ સંપર્કમાં આવ્યો. ને તેમણે મને આખા વખતની પ્રવૃત્તિ મળી રહે એવાં કામોમાં જોતર્યો. મારા બનેવી અને પ્રિય સાથી નાથુભાઈ પણ આ જ આશ્રમમાં હતા. એ મારાથી એક વર્ષ પાછળ. એ પણ અસહકારમાં જોડાયા. એમના પિતાએ અપાત વાર્યો લીધો, પણ એ મક્કમ રહ્યા. એ ઉપરાંત બીજા પણ અનેક નવા સાથી મને મળ્યા. એમાં મારાથી પ્રમાણમાં નાના એવા આજે હોમિયોપાથ ડૉક્ટર તરીકે ઘણા જાણીતા બનેલા ડૉ. મગનલાલ દેસાઈ અને દિલ્હીના સરદાર વિદ્યાલયના આચાર્ય તરીકે ખ્યાતનામ બનેલા ડૉ. રઘુભાઈ નાયક સાથેનો

સંબંધ જીવનભરનો બન્યો. એ ઉપરાંત મારાથી એક વર્ષ આગળ, અને મેટ્રિકમાં આવી યુનિવર્સિટીમાં અગિયારમા નંબરે પાસ થયેલા ડૉ. મનુભાઈ નાયક પણ મારા મિત્ર બન્યા. એમની પાસેથી મને ઘણી પ્રેરણા મળી. શાંતિનિકેતન ભણવા ગયેલા કીકુભાઈ પણ આવી પહોંચ્યા ને એમની સાથે પણ મારી જીવનભરની મૈત્રીની ગાંઠ બંધાઈ. આ વાતાવરણમાં ભણવા વગેરેનું તો નામ જ લેવાપણું રહ્યું નહિ, અને લડતની ધૂન જ મન ઉપર આખો વખત સવાર થઈને વિહરતી હતી. ભરૂચ સાથેની ગાંઠ પણ છૂટતી ન હતી, એટલે અવારનવાર તક મળતાં હું ત્યાં જતો, અને ભટ્ટાચાર્ય સાથે રહેતો. એ દરમ્યાન ભરૂચની મારી સંસ્થાએ પણ અસહકારમાં ઝંપલાવ્યું હતું. અને છોટુભાઈ, ભટ્ટાચાર્ય વગેરે પણ અસહકારના રંગે પૂરા રંગાયા હતા. છોટુભાઈ ને હું મળ્યો ત્યારે સૌથી પહેલી વાત તેમણે મારા સ્વાધ્યાયની કરી. મારે વિનીતની પરીક્ષા આપવી જ જોઈએ એવો તેમણે આગ્રહ કર્યો. મેં તો ચોપડીઓ અભરાઈ પર ચડાવી દીધી હતી, એટલે હવે ભણવાની વાત આવે ત્યારે ચૂંક આવતી હોય એવું લાગતું. એટલે છોટુભાઈની વાતનો મેં વિવેક ખાતર મોઢેથી સ્વીકાર કર્યો. પણ મનમાં એ માટેની કશી જ તૈયારી ન હતી. ભટ્ટાચાર્યે પણ મારે વિનીતની પરીક્ષા આપવી જ જોઈએ એવો આગ્રહ કર્યો, પણ છૂટી ગયેલો અભ્યાસ ફરીથી ચાલુ કેમ થઈ શકે, અને પરીક્ષામાં સારી એવી સિદ્ધિ મેળવવાની જે ઝંખના હતી, તે હવે અલ્પ તૈયારીથી પાર પડી શકે તેમ ન હોઈ મેં પરીક્ષાને મારા મનમાં બહુ પ્રવેશવા દીધી નહિ. આમ છતાં જે ચાર-પાંચ દિવસ હું ભરૂચ રહ્યો તે દરમ્યાન ભટ્ટાચાર્યે મારી સાથે ગુજરાતીના અમારા પાઠ્યપુસ્તકમાંથી કેટલીક કવિતાઓ વાંચી. એ પૈકી 'ગિરનારને ચરણે'ના સંસ્કારો મારા મનમાં બહુ દૃઢપણે અંકિત થઈ ગયા. એમાંની કેટલીક પંક્તિઓ જેવી કે

> આવંત આ જગત જીવનને ભરીને,
> ઘારે અઘોર નીર સાગર કાલ કેરા;
> ને તે મહા કમલની દલ પાંખડીમાં,
> બેઠો, સખિ પરમ બ્રહ્મ પરાગ ઊડે.

મારે માટે ચિરસ્મરણીય બની ગઈ. એમાં સાગરનું એક મહાકમળ તરીકેનું જે ચિત્ર અંકિત થયું છે તે સૌન્દર્યાનુભૂતિ મારા ચિત્ત પર કાયમને માટે અંકિત થઈ ગઈ છે. સુંદર અને ભવ્યના આવા સુમેળે મારી કલ્પનાને ઘણી આંદોલિત કરી મૂકી. આ પંક્તિની જેમ

> હોતાં 'વિરાટ પગલાં સખિ, 'વિશ્વગોળે,'
> વર્ષો સહસ્ર કૂદતાં સૂપ્રલાંની ફાળે . .

પંક્તિઓથી જે 'ઇમેજ' ઊભી થતી હતી તે મારે માટે ઘણી આસ્વાદ્ય બની. વળી,

> ગાલે ઢળે નમણી પાંપણ અર્ધમીંચી,
> ઢાંકે પુનઃ પુનઃ પાલવ ઉરદેશ;
> સંકોરી-કોર સરતી કરવેલડીએ,
> તેના નથી રસિક શાસ્ત્રીય ભાષ્યકારો ?

આ પંક્તિમાંથી આપણી કિશોરીઓ અને યૌવનાઓનું જે આભિજાત્યપૂર્ણ, હૃદયંગમ, સુરેખ ચિત્ર ઊપસે છે, તે મનમાં કાયમને માટે અંકિત થઈ જાય છે. આજે પણ મને આપણી કવિતામાં આ પંક્તિઓ વાણીની મોટી સિદ્ધિ જેવી લાગે છે. આમ થોડાક દિવસ ભટ્ટાચાર્ય પાસે રહી, સારી એવી પ્રેરણા પામી ફરીથી હું સુરત આવ્યો, અને પરીક્ષાની વાત ભૂલી, આંદોલનમાં ગૂંથાઈ ગયો.

એ દરમ્યાન દયાળજીભાઈના વધુ પરિચયમાં મારે આવવાનું થયું, અને વિનીતની પરીક્ષાને પંદરેક દિવસ બાકી રહ્યા હશે, ત્યાં તેમણે મને કહ્યું, "તમારે વિનીતની પરીક્ષા તો આપવી જોઈએ." મેં જવાબ આપ્યો, "આવતે વર્ષે સ્વાધીન ભારતમાં આપીશ." એ સંવાદનું સ્વરૂપ કંઈક આવું બન્યું :

દ૦: આ વર્ષે પરીક્ષા આપવામાં કશું બગડતું નથી.

ઝી૦: મારી તૈયારી નથી.

દ૦: વગર તૈયારીએ પણ તમે સારી રીતે પાસ થઈ શકો એમ છો.

[અનુસંધાન પૃ. ૨૧ ઉપર]

# માનવ ચેતનાની નવી ક્ષિતિજો | અચ્યુત પટવર્ધન

આજના સંક્રાંતિકાળમાં ગત યુગનાં મૂલ્યો અને સંસ્થાઓ, જેમને માટે સામાન્ય મનુષ્યને આદર હતો, તે ક્રમશઃ લોપાતાં જાય છે. યુવાન પેઢીને એને ચિર સંસ્થાઓને માટે કોઈ શ્રદ્ધા આજે રહી નથી. માનવમનમાં એક પ્રકારનો ઉકળાટ થઈ રહ્યો છે. આ લક્ષણ કોઈ એક દેશ કે સંસ્થા માટે જ નથી, પરંતુ અનેક દેશોમાં આજે દૃષ્ટિગોચર થાય છે, વિસંવાદનું બળ અનેક ક્ષેત્રોને આજે સ્પર્શી રહ્યું છે; અને વિસંવાદનાં સ્વરૂપો ઘણી વાર અસભ્ય અને કદરૂપા આકારમાં પ્રગટ થાય છે. યુનિવર્સિટીઓમાં વિદ્યાર્થીઓનાં જે નાનામોટા બળવાઓ અને તેનાં હિંસક તોફાનો આપણા દેશમાં તેમ જ ફ્રાન્સ, ઇંગ્લંડ, અમેરિકા જેવાં અનેક દેશોમાં આજે પ્રવર્તે છે, તે સર્વ તેના અસભ્ય સ્વરૂપમાં દેખાય છે.

એટલે કે ગત યુગનાં સામાજિક મૂલ્યોને ઉખેડી નાખીને સમગ્ર સમાજની મૂલ્ય પદ્ધતિ ઉત્પન્ન કરવાનો નવા જમાનાએ સ્પષ્ટ સંકેત કર્યો છે. આવતી આંધીનાં આ નિશાનો છે. હિંદુસ્તાનમાં જે રાજકીય દર્શન સ્વાતંત્ર્ય પૂર્વેના યુગમાં હતું તેને માટે આદર ટળી ગયો છે. વિદ્યાર્થી આંદોલનો દિશામાં મુદ્રાવિહીન અને ચોંધારિયાં બન્યાં છે; અને એ છતાં અર્ધદગ્ધ વિદ્યાર્થીઓ તેમાં વધુ ને વધુ વમળાતા જાય છે.

આ સાંપ્રત યુગની કટોકટીઓ અને તેનાં લક્ષણો ઝીણવટથી વિચારવાં જરૂરી છે. એ લક્ષણોની પાછળ કયાં આંતરિક બળો કામ કરે છે? આ કટોકટી માનવ સમાજની સ્થિરતાને જોખમાવે એટલી બધી ઊંડી અને વ્યાપક [illegible] તુ ઊભું કરે એટલી દુઃખદ છે. એના ખરા સ્વરૂપમાં આ કટોકટી એ શ્રદ્ધેય મૂલ્યોની કટોકટી છે: 'A crisis of faith'. જ્યારે સામાન્ય રીતે સ્વીકૃત મૂલ્યો અને માન્યતાઓ સમાજના રીતરિવાજો, વ્યક્તિનાં ચારિત્ર્ય મૂલ્યો અને સંસ્થાનાં ધ્યેયોને—ઉદ્દેશોને— નવા જમાનાથી માત્ર પડકારાતા હોય; એમના વિષે શંકા ઉઠાવાતી હોય, ત્યારે એક વાત તો સ્પષ્ટ છે જ કે સામાજિક જીવનનો એક યુગ સમાપ્ત થઈ રહ્યો છે એમ લાગે.

ગત બે દાયકા દરમ્યાન, વિજ્ઞાન અને યંત્રવાદ ઘણાં આગળ વધ્યાં છે અને તેથી ભૌતિક વિશ્વ વિષે મનુષ્યની સમજણ ઘણી બદલાઈ છે. ભૌતિકશાસ્ત્રના પદાર્થ અને શક્તિ— Matter and Energy —ના ભેદો આજે ભૂંસાતા જાય છે. ભૌતિકશાસ્ત્ર આજે અધ્યાત્મશાસ્ત્રનું રૂપ પકડતું જાય છે— ભૌતિકશાસ્ત્રમાં ઘન પદાર્થ (solids)ની સમજણ બદલાઈ છે અને સજીવ અને નિર્જીવના ભેદ પણ ઓસરતા જાય છે. પરિણામે ભૌતિકશાસ્ત્ર આજે એમ સ્વીકારે છે કે સર્વ ઘટના આધ્યાત્મિક ઘટના છે, કેહા કે ભૌતિકથી અતીત છે.

એ રીતે વિચારતાં પ્રાકૃતિક વિજ્ઞાનોની જે સ્થિર પાર્શ્વભૂમિકા ગત યુગમાં હતી તેમાંથી આજે કેળવણીની દૃષ્ટિએ મનુષ્યને મુક્ત કરવો જોઈએ. કારણ, એ વિભાવના ખોટા મુદ્દાઓ પર આધારિત હતી. આ રીતે જોતાં વિજ્ઞાનની ક્ષિતિજો ખગોળશાસ્ત્ર અને વિશ્વવિજ્ઞાન બન્નેમાં વિસ્તરી છે અને બદલાઈ છે. આજે વૈજ્ઞાનિક રીતે બ્રહ્માંડની અનંતતા એ પ્રાકૃતિક હકીકત તરીકે સાબિત થાય છે. એટલે કે વિજ્ઞાન

અને ધર્મની વચ્ચેનું અંતર ભૂંસાતું જાય છે. કારણ કે બ્રહ્માંડની કલ્પના સાથે ધર્મચિંતન સામાન્ય રીતે જોડાયેલું છે.

આટલા વૈજ્ઞાનિક વિકાસ અને ક્રાન્તિ પછી પણ માનવ ગરીબી, અજ્ઞાન અને રોગથી બંધાયેલો છે એ કેવું આશ્ચર્ય છે! વૈજ્ઞાનિક શક્તિઓનો વિનાશ માટે ઉપયોગ વધ્યો છે. અણુશક્તિની શસ્ત્રસામગ્રી અને રાસાયણિક તેમ જ જીવશાસ્ત્રનાં અસ્ત્રશસ્ત્રો એવાં ઉત્પન્ન થઈ રહ્યાં છે કે જેથી જગતનો નાશ સહજમાં થઈ શકે.

જગતના ભાવિ વિષે ભયંકર નિરાશા પ્રવર્તે છે. વિકસતાં શક્તિશાળી ભૌતિક બળો અને જાગતી માનસ-ચેતના — આ બંનેની વિસંવાદિતા વચ્ચે મનુષ્યના હૃદયમાં મહામંથન જાગે છે. આ મંથનમાં ધર્મ-પિપાસાની કોઈ નવી તાલાવેલી રહેલી છે. પરંતુ તેને સંતોષે કોણ? કોણ તેનું સમાધાન કરે? સંસ્થારૂઢ ધર્મો આ ભૂખને સંતોષી શકે તેમ નથી.

પ્રાચીન ધર્મોમાં જીવ, જગત અને વિશ્વ વચ્ચે સંવાદિતા શોધવાનો જે યત્ન હતો તે યત્ન આજે વિજ્ઞાન કરે છે; ધર્મનું સ્થાન વિજ્ઞાને લીધું છે. વિજ્ઞાન આજે વિશ્વનો વિરાટ અને વ્યાપક ખ્યાલ આપે છે. કાળ, અવકાશ અને વિશ્વની અનંતતાના ખ્યાલોને મનુષ્ય સમજવા મથે છે. ત્યારે બીજી બાજુ મનુષ્યની આંતરિક શક્તિની મર્યાદામાં માણસ ત્રિશંકુ જેવો બને છે. માણસ વિચારે છે: માનવ જીવનનું રહસ્ય શું?

આજે મનુષ્યને સ્વર્ગની તમા નથી કેમ કે સંસારમાં વિજ્ઞાને અનેક સ્વર્ગીય સુખોની શોધ કરી છે. અંગત મોક્ષનો વિચાર તેને અર્થહીન લાગે છે. સમગ્ર માનવના કલ્યાણ વિના વ્યક્તિનું કલ્યાણ નથી તે સમજી શકાય છે. મંગળ ભાવિ માટે જ માણસ તલસે છે. તે કેમ સર્જવું? કેમ ઘડવું? ભૌતિક જગતનો આજનો સંઘર્ષ તે અંતર્ગત સંઘર્ષ છે, એ સમજાય તેવી હકીકત છે. તે સંઘર્ષમાં ઊંડી સંવેદના, ધર્મનું બીજ, પ્રભવસ્થાન રહેલું છે. નવા જ્ઞાનની ગંગાની તે ગંગોત્રી છે.

વિશ્વ સાથે આપણા Being — પ્રાણનું ઐક્ય છે એમ વિજ્ઞાન સમજાવે છે અને બુદ્ધિ તે વાત સત્ય છે તેમ સ્વીકારે છે. પરંતુ આપણું અણવિકસિત વ્યક્તિત્વ વૈશ્વિક પ્રાણ સાથે પ્રેમ, આદર, કે સુહૃદ-ભાવથી તાલ મેળવી શકતું નથી. માનવની ચેતના એટલો વિસ્તાર અને વ્યાપકતા લઈ શકતી નથી. છતાં આ બંધિયાર વ્યક્તિત્વની ભાગોળો ખોલી નાખી નવા વ્યક્તિત્વને વૈશ્વિક ચેતના સાથે સંવાદિતાથી સમ્યક્ ભાવ સર્જવો, ઓતપ્રોત થવું, તેમાં એકત્વ અનુભવવું એ જરૂરી છે તેમ સમજાય છે. આ સત્ય બુદ્ધિ સમજે છે પણ મન તેને ગ્રહણ કરીને ચાલતું નથી. તેથી હૃદયમંથન વધે છે. વ્યક્તિત્વના સીમાડા તૂટતા નથી. આંતરિક સંઘર્ષમાં ઊંડી ધર્મચેતના પડી છે. તેને કેમ ઉઘાડ આપવો?

વૈજ્ઞાનિક ક્ષેત્ર પર માનવનો વિજય અને આંતરિક ક્ષેત્ર પર તેનો પરાજય, બંને વિરોધી ઘટનામાં પાષાણહૃદય પણ પીગળી જાય એટલી કરુણતા પડી છે. સ્થાપિત ધર્મો પાસે આ આંતરકલહને ટાળવાનો કોઈ ઇલાજ, ઓસડ નથી. મનુષ્ય નિરાશ બન્યો છે. શી રીતે, શા યત્નથી, શા કાર્યથી, કઈ જીવનવ્યવસ્થાથી મનુષ્ય પોતાના સંકુચિત વ્યક્તિત્વને વિસ્તારતો જગતની સાથે તાદાત્મ્ય અનુભવી શકે? આજના યુગનો આ કૂટ પ્રશ્ન છે. તેનો ઉકેલ પામવા માનવ ચેતનાએ કટિબદ્ધ થવું જ પડશે. પ્રગતિની યાત્રાના આ વિકટ સ્થાને શું માનવ ચેતના હતાશ બની બેસી જશે? આશા સેવીએ કે નવયુગની વિકસમાન ચેતનાને, ભાવિનો માનવ સહજ રીતે આત્મસાત્ કરી શકશે.*

*અચ્યુત પટવર્ધનના 'ધી મૉડર્ન ક્રાઇસિસ ઍન્ડ ધી રિલિજિયસ રીલિંગ' પર આધારિત ('જ્યોતિ'માંથી)

ફિલ્મ

# 'પ્રતિદ્વન્દ્વી' કોણ?

રજનીકાન્ત રાવલ

સત્યજિત રાયનું નવું ચિત્ર ગયે મહિને કલકત્તામાં (દિલ્હી, મુંબઈની બેત્રણ ફિલ્મ ક્લબોમાં) રજૂ થયું. સત્યજિતની ફિલ્મ વિશે ફિલ્મી અને 'ઇલ્મી' બંને પ્રકારના રસિકોના મનમાં સહજ કૌતૂહલ, કંઈક નવું—કંઈક મૌલિક જોવા, જાણવા-માણવાની વૃત્તિ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. કલકત્તામાં તો સત્યજિતની ફિલ્મ રજૂ થતાં પહેલાં અને પછી ભારે તાણનું વાતાવરણ ઊભું કરે છે. ત્યાં તેમના પ્રશંસકો તથા થોડાક નિંદકો વચ્ચે રાજનીતિ, અર્થનીતિ, સ્પર્ધા, દ્વેષ કે ગમે તે કારણે વાક્-સંઘર્ષો થતા રહે છે. ('પ્રતિદ્વન્દ્વી' પહેલાંની તેમની ફિલ્મ 'અરણ્યેર દિનરાત્રિ'ની રજૂઆત વખતે પ્રદર્શકો અને વિતરકો વચ્ચે મોટો ગજગ્રાહ થયો હતો.) પથેર પાંચાલી, અપરાજિત, અપૂર સંસાર આ 'ચિત્ર-ત્રિદલ' પછી સત્યજિતની કલા ઉત્તરોત્તર નીચે ઊતરતી ગઈ છે એવું ક્યારેક સાંભળવા મળે છે. આથી વિરોધી મતવાળા સત્યજિતની વૈવિધ્ય-પ્રિયતા, મૌલિકતા, પ્રયોગશીલતા અને દાર્શનિકતાને બિરદાવે છે—ભલે પછી 'ફિલ્મ' તરીકે એને તેઓ નબળી ફિલ્મ ગણતા હોય (જેમ કે—અભિયાન, કાપુરુષ-મહાપુરુષ વગેરે).

'મહાનગર'માં કલકત્તાના એક મધ્યમ વર્ગના કુટુંબની—પલટાતા યુગના પરિવેશમાં—વ્યથાઓને તથા સમસ્યાઓને ગૂંથી લેવામાં આવી હતી. 'મહાનગર'માં મહાનગર ગૌણ હતું. પરંતુ 'પ્રતિદ્વન્દ્વી'માં મહાનગર કલકત્તા મુખ્ય પાત્ર છે, ફિલ્મના નાયક-સિદ્ધાર્થનું પ્રતિનાયક બન્યું છે. કલકત્તા શહેરની—દોડતી, ભાગતી, નાસતી ફૂટપાથો, ગલીઓ, મોટરો, બસો, રેસ્ટોરાં, હોટેલો—જિંદગીને કચકડામાં ઝડપવાનું કપરું કામ સત્યજિતે સહજતાથી કર્યું છે.

'પ્રતિદ્વન્દ્વી'ની વાર્તા (યુવાન વાર્તાકાર સુનીલ ગંગોપાધ્યાય) આપણા યુગની, અત્યારના કલકત્તાની કહાણી છે. આજના કલકત્તાની જીવતી-જાગતી, ત્યાંના નગર-જીવનની—લોહી અને આંસુથી ખરડાયેલી તસવીર છે. કલકત્તાની સડકો, દુકાનો, મકાનો, સિનેમા-થિયેટરો, ટ્રામ-બસો, તળાવો; મેદાનો—ભીડ, ધક્કામુક્કી, મારામારી, બૉમ્બના ધડાકા ને ધુમાડા વગેરેનું—કલકત્તાનું મોહક અને બીભત્સ, કોમળ અને કઠોર સ્વરૂપ અહીં બતાવાયું છે.

નાયકનું નામ સિદ્ધાર્થ (!) [જે બિચારો જીવનનો કે જીવન માટે કંઈ અર્થ સિદ્ધ કરી શકતો નથી.] કલકત્તા પ્રત્યેના તેના મોહનું તેના મનમાં ભાવાત્મક દ્વન્દ્વ ચાલતું રહે છે સતત. કલકત્તા તેને પોતાના મોહપાશમાં બાંધે છે.... ક્ષણવાર માટે છોડે છે. પતિતાની જાળમાંથી નીકળી પાછો પડે છે નિષ્પાપ કેયાના પ્રેમ-બંધનમાં. આત્મીય વગરનો, એકલોઅટૂલો, ભાવક સિદ્ધાર્થ. સત્યજિતે આ બન્ને ચરિત્રોનું—કલકત્તા અને સિદ્ધાર્થનું વિલક્ષણ રીતે વિશ્લેષણ કર્યું છે—જક્સ્ટાપોઝમાં રાખીને. અહીં તેમણે સાંપ્રત જીવનની વાસ્તવદર્શી, ગતિશીલ છબી ઉતારી છે. પ્રતિદ્વન્દ્વીમાં સત્યજિતે આજની નવી પેઢીનાં યુવક-યુવતીના ઉત્સાહ અને હતાશા, સ્વપ્નાં અને વિફલતાને (આદિનાથ, ટાલુ, સુનપાં, કેયા વગેરેનાં પાત્રો દ્વારા) માર્મિક રીતે વાચા અર્પી છે.

એક મધ્યમવર્ગનું કુટુંબ [પિતાના મૃત્યુના સંકેતથી ચિત્રનો આરંભ, એક નેગેટિવનાં દશ્ય દ્વારા. કાળી વિકૃત ફિગર. શોકનું વાતાવરણ. રુદનનો ખંડિત અવાજ.] મોટો દીકરો સિદ્ધાર્થ મેડિકલ કૉલેજમાં ભણતો હતો. ભણવાનું છોડી, નોકરીના શોધમાં એને નીકળવું પડે છે. નાની બહેન ક્યાંક નોકરી કરે છે. નાનો ભાઈ ક્રાન્તિકારી બનવાનાં સ્વપ્નો જુએ છે. માતા કુટુંબનો માળો વેર-વિખેર થઈ જવાની આશંકાથી ભયાક્રાન્ત છે. સિદ્ધાર્થે પણ ક્રાન્તિનાં સ્વપ્નો જોયાં હતાં. પરન્તુ હવે તેને નોકરી શોધવાની છે: ઘણી ટાંગાતોડ કર્યા

છતાં નોકરી નથી મળતી. વખત પણ શેય પસાર થતો નથી. શૂન્યાવસ્થાની વેદનાનો એ સતત અનુભવ કરે છે. સિદ્ધાર્થ પોતાના મિત્રોનું સંઘર્ષમય-નિરુદ્દેશ્ય જીવન નિહાળે છે, બહેનની કમાણી ખાતાં મનમાં ભારે ઊથલપાથલ જાગે છે, ઇન્ટરવ્યૂ માટેની લાંબી કતારોમાં એ ઊભો રહે છે, બાળપણમાં સાંભળેલો પેલા પક્ષીનો સ્વર તેના મનમાં વારે વારે પડઘાય છે... ને શૂન્યમાં વિલુપ્ત થાય છે. પથેરપાંચાલી અપરાજિત-અપૂર સંસારની જેમ અહીં પણ સત્યજિત બાળપણનાં મધુર-મોહક સ્મરણોનો—ફ્લેશ-બેક દ્વારા પ્રતીકાત્મક ઉપયોગ કરે છે. ધક્કામુક્કી, દોડાદોડી, મારામારી અને ધમાલની દુનિયામાં ટકી રહેવા જાણે સિદ્ધાર્થ બાળપણનાં સ્મરણોનું રેશમી દોરડું વારેઘડીએ પકડે છે.

સિદ્ધાર્થ કલકત્તા છોડી બીજે કોઈ ઠેકાણે નોકરી કરવા જવા રાજી નથી. કલકત્તામાં 'એવું કશુંક છે.' પણ છેવટે લાચાર બની ત્યાંથી તેને દિલ્હી જવું પડે છે. કલકત્તામાં એક છોકરી (કેયો)ના પરિચયમાં આવ્યો હતો. કદાચ પ્રેમ પણ ઉત્પન્ન થયો હતો. મા-વિહોણી કેયોનો બાપ બીજી વાર લગ્ન કરવાનો છે. સિદ્ધાર્થ દિલ્હીથી પત્ર લખે છે કેયોને. 'તું અહીં આવીશ?' આ પત્રનો નેપથ્યમાં અવાજ સંભળાય છે... અંતે 'ઇતિ સિદ્ધાર્થ' એ શબ્દો વંચાય છે. સિદ્ધાર્થ જે હોટલમાં રહેતો હતો ત્યાં નીચે એક મૃતદેહને ઉપાડી જતા ડાઘુઓનો અવાજ સંભળાય છે—'રામ નામ સત હૈ.' ચિત્ર પૂરું થાય છે.

ફિલ્મની શરૂઆત મૃત્યુથી અને અંત પણ મૃત્યુ વડે. આમ મૃત્યુના 'ક્લીપ્ડ શૉટ'માં જીવન ફ્રેમ કરવામાં આવ્યું છે. કલકત્તા તથા ત્યાંના નાગરિક-જીવનનાં 'પળપળનાં પ્રતિબિંબ' અહીં રજૂ થયાં છે. છતાં આ પ્રતિબિંબના પ્રભાવમાં એક સ્થાયીત્વની, સમગ્રતાની અનુભૂતિ છે. સત્યજિતનાં અન્ય ચિત્રો—ખાસ કરીને 'અભિયાન', 'ચિડિયા-ખાના' કરતાં પણ આ ચિત્ર વધુ ગતિશીલ છે. આ પ્રચંડ ગતિ આજના યુગના માનવીની ગતિની (પ્રગતિ કે અધોગતિ?) દ્યોતક છે. દોડતા, નાસતા, ભાગતા કલકત્તા વચ્ચે સત્યજિત જાણે તેમના કૅમેરામૅન (સૌમેન્દુ રાય)ને લઈ ઊતરી પડ્યા છે. તેમની બીજી ફિલ્મોની જેમ અહીં પણ સત્યજિત જીવનની વિલક્ષણ અનુભૂતિને અભિવ્યક્ત કરવાની પોતાની અનોખી રીત અજમાવે છે. સિદ્ધાર્થ મેડિકલ કૉલેજનો ભૂતપૂર્વ વિદ્યાર્થી. તેને ક્યારેક મનુષ્યનો બાહ્ય દેહ દેખાતો નથી... તેની નજરે તો દેહની અંદરના હાડપિંજરને જુએ છે. બહેનના બૉસ પર ક્રોધ આવતાં તેને ખતમ કરી નાખવાનું દૃશ્ય સિદ્ધાર્થના માનસ-પટ પર ઊભું થાય છે. સ્વપ્નનાં દૃશ્યોમાં સિદ્ધાર્થનો ભય, આતંક, ચિંતા વગેરે ભાવોનું—તેના અવચેતન મનના પ્રવાહોનું સુંદર નિરૂપણ કરવામાં આવ્યું છે.

'પ્રતિદ્વન્દ્વી'માં ગંભીર પ્રસંગો વચ્ચે ક્યારેક હળવાં હાસ્યચિત્રો પણ ગૂંથવામાં આવ્યાં છે. એક હિપ્પી, ડૉક્ટરના સ્ટેથેસ્કોપ વડે કરતાલનો અવાજ સાંભળે છે. ગુરુને જોઈ હિપ્પી કહે છે,—'હાફ ડિલા-ઇટફુલ'ની બૂમ પાડી ઊઠે છે. સિદ્ધાર્થ પણ ક્યારેક હ્યૂમર કરે છે... પણ તેમાં તેની પ્રચ્છન્ન વેદના જ પ્રગટ થતી દેખાય છે.

નવાગત અભિનેતા ધૃતિમાન ચટ્ટોપાધ્યાય સિદ્ધાર્થના પાત્ર માટેનાં અપેક્ષિત પરિમાણો સુંદર રીતે રજૂ કરે છે. સિદ્ધાર્થના ચરિત્રની સંકુલતાના, તેના મનના વિરોધી ભાવ-પ્રતિભાવને ધૃતિમાન સાહજિક અભિનયપટુતા દ્વારા પ્રગટ કરે છે. નવા ઍક્ટરો પાસેથી અભિનયનું અઘરું કામ કેમ લેવું એમાં સત્યજિત ઘણા દક્ષપુરુષ છે. આ માટેની અદ્ભુત ક્ષમતાનો પરિચય આપણને તેમનાં પાછલાં ચિત્રોમાંથી મળે છે. સંગીતનું સંચાલન તેમણે જ કર્યું છે જેમાં પ્રસંગને અનુરૂપ પાર્શ્વસંગીત વિશે તેમની ઊંડી સૂઝ અહીં પણ અનુભવાય છે. સુતપા, કેયો, આદિનાથ વગેરે ગૌણ પાત્રોના ચરિત્રાંકનમાં દિગ્દર્શકની કાબેલિયત દેખાય છે.

ચિત્રને અંતે મનમાં ઘણા પ્રશ્નો જાગે છે. સિદ્ધાર્થનું પ્રતિદ્વન્દ્વી કોણ? કલકત્તા? આજના ભારતની પરિસ્થિતિઓ? માનવ-મનની દુર્બળતાઓ, તેની આકાંક્ષાઓ, સ્વપ્નો, મનોરથો? કે પછી કઠોર નિયતિ? પ્રતિદ્વન્દ્વી કોણ?

# લોકશાહીની કટોકટી :

## લોકશાહીની કટોકટી : ઐતિહાસિક વિહંગાવલોકન | નરહરિ ભટ્ટ

ડિસેમ્બર તા. ૯ ૧૯૪૬ના દિવસે ભારતની બંધારણસભાની પહેલી બેઠક દેશનું લોકશાહી બંધારણ ઘડવા દિલ્હીમાં મળી ત્યારે પણ તે, દેશમાં છેલ્લા બે દાયકાઓ દરમિયાન જાગેલા અલગતાનાં પરિબળોની છાયાથી મુક્ત ન હતી. કેબિનેટ મિશને આપેલી ત્રિસ્તર યોજનાની, બ્રિટિશ સરકારની સાથે ચર્ચા કરવા, કોંગ્રેસ, લીગ અને શીખોના પ્રતિનિધિઓ લંડન ગયા હતા પણ આ યોજના અનુસારના વિભાગોની જોગવાઈના અર્થ અંગેના મતભેદ ટાળી શકાયા નહિ અને પરિણામે, લંડનની વાટાઘાટોને પડતી મૂકી, પં. જવાહર અને સરદાર બલદેવસિંહ ઝીણા અને તેમના સાથીઓને લંડનમાં રહેવા દઈ બંધારણસભાની પહેલી બેઠકમાં હાજરી આપવા ભારત આવી ગયા. દરમિયાન, ઝીણા અને લીગના તેમના સાથીઓને લંડનમાં તેમનો પ્રચાર કરવાની પૂરી મોકળાશ મળી.

અહીં બંધારણસભાનું કામકાજ શરૂ થયું પરંતુ મુસ્લિમ બેઠકોમાં લગભગ ૯૦ ટકા પ્રતિનિધિત્વ મેળવનાર લીગના પ્રતિનિધિઓ ગેરહાજર રહ્યા. દેશી રાજ્યોના પ્રતિનિધિઓ વિશે કોઈ નિર્ણય હાથ ધરવામાં આવ્યો નહોતો.

પ્રથમ બેઠક અધ્યક્ષપદની વરણી કરી રીતસરના કામનો આરમ્ભ કરે ત્યાં તેના કામકાજને ગંભીર રીતે સ્થગિત કરવા ડૉ. એમ. આર. જયકરે પ્રયત્ન કર્યો અને લીગના પ્રતિનિધિઓ આવે નહિ ત્યાં સુધી કામકાજ મુલતવી રાખવાનો પ્રયત્ન કર્યો. પણ તેમનો પ્રયત્ન કારગત નીવડ્યો નહિ અને બંધારણસભાએ લીગ અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓની હાજરી વિના તેનું કામકાજ આગળ ધપાવ્યું.

બંધારણસભાને જે કામ કરવાનું હતું તે ખૂબ જ ગંભીર જવાબદારીભર્યું હતું. તે જે વાતાવરણ હેઠળ મળી રહી હતી તે વાતાવરણ પણ ભલભલાની હિંમતની ભારે કસોટી કરે તેવું હતું. લીગે છેલ્લા બે દાયકામાં લોકશાહી વિરોધી અલગતાની જે ભાવના જગાવી હતી તેથી વાતાવરણ મુક્ત બન્યું ન હતું. બ્રિટિશ શાહીવાદની રાજકીય સત્તા હેઠળ ગુલામની એકતા આપણે મેળવી શક્યા હતા તેમ છતાં સામાજિક અને ધાર્મિક બાબતોમાંની તેની બાહ્ય તટસ્થતાએ ન્યાત, જાત, કોમ, ભાષા, પ્રાન્ત અને પ્રદેશોની અલગતાને સતત ઉત્તેજન આપ્યા કર્યું હતું. આ સૌ પરિબળોમાં મહાત્મા ગાંધીની આગેવાની હેઠળ એકતા અને લોકશાહી ભાવનાને જાગ્રત રાખવાનો પ્રયત્ન કોંગ્રેસ કરી રહી હતી. ક્યારેક દેશની લોકશાહી અને એકતાનાં અન્ય બળવાન તત્ત્વોનાં હિતોની રક્ષાના બહાના હેઠળ ઉપરનાં તત્ત્વોને મનાવવા સારુ કોંગ્રેસને તેના આદર્શોથી નીચે ઊતરવું પડ્યું હતું.

આ પાર્શ્વભૂમિકા પર દેશના લોકશાહી બંધારણનું માળખું ઘડવા બંધારણસભા મળી. દરમિયાન દેશના ભાગલા થઈ ગયા અને છેલ્લા બે દાયકાથી અલગ બનવા માગનારાઓની માગણી માન્ય રખાઈ અને તેમનો અલગ ચોકો બનાવી આપવામાં આવ્યો;

પરિણામે સ્વાભાવિક રીતે માનવામાં આવ્યું કે દેશ અલગતા અને કોમી અલગતાવાદથી મુક્ત બન્યો હોઈ તેનું બંધારણ લોકશાહી રીતે ઘડશે અને તે બંધારણ હેઠળ દેશનો કારભાર કરશે.

આ ભાવનાથી તેણે બંધારણ ઘડવાનું કામકાજ હિંમતપૂર્વક આગળ વધાર્યું. કોમ, ભાષા, પ્રાન્ત, પ્રદેશ; ન્યાત, જાત; વિકસિત અને પછાત; સ્પૃશ્ય અને અસ્પૃશ્ય વગેરે સમાજને છિન્નવિચ્છિન્ન કરે તે સઘળાં તત્ત્વોના દબાણ છતાં તેનું કામ આગળ ધપાવ્યું. દેશે પાકિસ્તાન થતાં જે પ્રદેશ અને લોકસંખ્યા ગુમાવ્યાં હતાં તે કરતાંય વિશેષ પ્રદેશ અને લોકસંખ્યા દેશી રાજ્યનું વિલીનીકરણ સાધી તેણે મેળવી લીધાં હતાં અને સ્થિર અને પ્રગતિશીલ રાજ્યની સફળ કામગીરી માટે તેણે ધારા ઘડનારી, કારોબારી અને ન્યાયતંત્રની સત્તાનો સમન્વય કરી સ્વતંત્ર બનેલા ભારતને લોકશાહી બંધારણ આપ્યું.

આ લોકશાહી બંધારણ હેઠળ દુનિયામાં ખૂબ જ વિશાળ કહી શકાય તેવી ચાર ચાર ચૂંટણીઓ પણ દેશમાં યોજાઈ અને, ભારતની આસપાસના દેશોમાં જ્યારે લોકશાહી તંત્રો નિષ્ફળ નીવડી રહ્યાં હતાં ત્યારે આ દેશમાં લોકશાહી સંગીન પાયા પર સ્થિર થઈ રહ્યાનાં ચિહ્નો જણાવા લાગ્યાં.

આમ છતાં, આજે આપણે જોઈએ છીએ કે, આપણે માન્યું હતું તે પ્રમાણે, લોકશાહીનો વિનાશ નોતરે તેવાં પરિબળો સાવ લુપ્ત થઈ ગયાં નથી. લીગના રાજકારણે જગાવેલી અલગતાની ભાવનાના પરિપાકરૂપ પાકિસ્તાન સર્જાઈ જતાં, અલગતાનાં તત્ત્વો છેવટનાં ત્યાં ચાલ્યાં જશે અને આ દેશને તેનું ભાવિ ઘડવામાં બાધારૂપ નહિ નીવડે તે આશા ઠગારી નીવડી છે.

જે મુસ્લિમ બહુમતીવાળા પ્રદેશો માટે સાર્વભૌમ રાજ્યની માગણી કરવામાં આવી હતી તે પ્રાન્તોએ પોતે આ માટે માગણી કરી ન હતી. તે પ્રાન્તોનાં પ્રધાનમંડળો પણ શુદ્ધ લીગવાદી ન હતાં. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન કોંગ્રેસ સત્તાના સ્થાન પરથી દૂર થઈ, વ્યક્તિગત સત્યાગ્રહ અને ક્વિટ ઇન્ડિયાની લડતોમાં તે પડી ત્યારે રાજકારણમાં આવેલા શૂન્યાવકાશનો ઝીણાએ પૂરો લાભ ઉઠાવ્યો હતો. કોમી રાજકારણથી અલિપ્ત રહેલા મુસ્લિમ આગેવાનો સિકંદર હયાતખાન, ખિઝર હયાતખાન, ખાન બહાદુર અલ્લાબક્ષ, હિદાયતુલ્લા શાદુલ્લાખાન, કંઈક અંશે ફઝલુલ હક; મુસ્લિમ-મંડળો, ખાકસારો, અહરારો, મોમીનો, શિયા પરિષદ; અને કેટલાક અપક્ષ પણ વગદાર મુસ્લિમો: સર સુલતાન અહમદ, સર મિરઝા ઇસ્માઈલ, છત્તારીના નવાબ — આ સૌ ઝીણાએ જગાવેલા કોમી વાવંટોળમાં ફેંકાઈ ગયા. ઝીણાને લિનલિથગો અને ઍમરીએ ટેકો આપ્યો. અને પાકિસ્તાન આખરે સર્જાયું તેમ છતાં, જુદી પ્રજા, જુદી સંસ્કૃતિ અને જુદી સમાજવ્યવસ્થાની વાત કરનારાઓના રાજકીય મનોરથો છતાં સારો સરખો મુસ્લિમ સમૂહ ભારતમાં રહી જવા પામ્યો. અને પાકિસ્તાન સર્જાયું તેના પ્રથમ દિવસે "પાકિસ્તાનમાં કોઈ મુસ્લિમ નથી, કોઈ હિંદુ નથી, તેમાં સૌ પાકિસ્તાની છે," એવી જ્વલંત લોકશાહી ભાવના તેના પ્રથમ ગવર્નર-જનરલ ઝીણાએ જગાવી, છતાં પાકિસ્તાન કેવળ મુસ્લિમોનું જ રાજ બની રહ્યું. તેમાંથી મોટી સંખ્યામાં બિનમુસ્લિમોને વિદાય થવું પડ્યું એટલું જ નહિ પરંતુ ભારત છોડી ત્યાં ગયેલા સંખ્યાબંધ મુસ્લિમો ભારત પાછા આવ્યા. ઝીણા જે સવાલનો ઉકેલ લાવવા માગતા હતા તે સવાલનો ઉકેલ આવ્યો નહિ, એટલું જ નહિ તેની શિરોવેદનાથી પાકિસ્તાન મુક્ત બન્યું, જ્યારે એ તત્ત્વો ભારતમાં આવી વસ્યાં.

બે દાયકા દરમિયાન આ તત્ત્વો શાંત રહ્યાં હતાં કેમ કે દેશનો કારોબાર કોંગ્રેસના હાથમાં હતો અને તેની આગેવાની પં. જવાહરના હાથમાં હતી. પં. જવાહર વિષે ગમે તે કહેવામાં આવે પરંતુ તેમનું કાયમી પ્રદાન દેશમાં લોકશાહીને સ્થિર કરવામાં રહેલું છે. તેમણે આપખુદી અજમાવી છે, પણ તેમની આપખુદી લોકશાહી પ્રક્રિયા દ્વારા સ્થપાઈ હોઈ તે અણગમતી લાગી નથી. તેમણે મુસ્લિમો પ્રત્યે

કુણી લાગણી રાખી છે પણ લોકશાહીનો પ્રખર તેજમાં કોમી તત્ત્વો ઝાંખાં બની બેઠાં હતાં.

જવાહર જતાં, સત્તાની ખેંચાખેંચમાં આખરે બેંગલોરમાં કોંગ્રેસના ટુકડા થયા અને સત્તા મેળવવાની સ્પર્ધામાં અંતરાત્મા બળવાન બન્યો અને પરિણામે, દેશમાં જે કોઈ અસંગતતાનાં તત્ત્વો સૂઈ રહ્યાં હતાં તેને જગાડી તેના ખભા પર બેસી સત્તા મેળવવાની હરીફાઈ જાગી.

ભારતમાં કોમી તત્ત્વો સત્તાધારીઓના પ્રત્યક્ષ અને પરોક્ષ ટેકાથી જેમ બળવાન બન્યાં હતાં તેમ આજે પણ સત્તાધારી પક્ષો સત્તા ટકાવી રાખવા, એના એ જ કોમી તત્ત્વોને—મુસ્લિમ લીગ જેવા સતેલા સાપને—જગાડી રહ્યા છે. કેરળમાં કમ્યુનિસ્ટો અને મુસ્લિમ લીગના ટેકાથી સત્તા હાથ કરવામાં આવી છે. ભારતના ભાગલા કરવા માટે જે લીગી તત્ત્વો જવાબદાર છે, તે લીગી તત્ત્વોનો ટેકો મેળવી અત્યારની સરકાર ટકી રહી છે અને લીગને ફરી રાજકારણમાં પ્રવેશવાનો માર્ગ મોકળો બની રહ્યો છે.

એ જ પ્રમાણે લોકશાહી પ્રક્રિયા દ્વારા લોકશાહી સંસ્થાઓના ખભા પર બેસી સત્તા કબજે કરી છેવટે લોકશાહીને ઘોળી પી જઈ સરમુખત્યારી સ્થાપવામાં પારંગત કમ્યુનિસ્ટોનો—રશિયા તરફી, ચીન તરફી અને તે પંથના અન્ય ફિરકાઓનો—પણ આજે સહારો લેવામાં આવે છે. ગયા વિશ્વયુદ્ધ પછી નાઝીઓના વર્ચસ્વ હેઠળથી મુક્ત બનેલા પૂર્વ યુરોપના દેશોમાં લોકશાહીના ખભા પર બેસી ત્યાંનાં લોકશાહી તત્ત્વોની સફાઈ કરી કમ્યુનિસ્ટ સરમુખત્યારી સ્થપાયાનો દુનિયાને અનુભવ છે. ખુદ કમ્યુનિસ્ટ દેશોમાં પણ સ્વતંત્ર વિચારની સહેજે લહેર ફેલાતાં ત્યાં પણ,—પૂર્વ જર્મની, હંગેરી, ચેકોસ્લોવેકિયા અને હવે અત્યારે પોલૅન્ડમાં—કમ્યુનિસ્ટ લશ્કરી બળે સરમુખત્યારીને જડબેસલાક બનાવી. આવો, ધોળા દિવસે જણાય તેવો, કમ્યુનિસ્ટોનો ઇતિહાસ હોવા છતાં, આજે દેશમાં લીગ પછી તેમનો સહારો મેળવવામાં આવ્યો છે, એટલું જ નહિ તેમના સહારાના આધારે નવી ચૂંટણીઓ લડવાના સંજોગો સર્જાઈ રહ્યા છે. કમ્યુનિસ્ટોના સાથમાં પશ્ચિમ બંગાળે વહીવટનો જે અનુભવ લઈ લીધો તેમાંથી નક્સલવાદ જાગ્યો અને આજે ત્યાં ખૂનોની પરંપરા સર્જાઈ રહી છે. સ્ત્રી બાળકો અને વિદ્યાનાં ધામ અને તેમાં વાઇસ ચાન્સેલર પણ તેમાંથી બચવા પામ્યા નથી.

ભારતમાં રાજકારણનું ચિત્ર ચૂંથાઈ રહ્યું છે. અવિભક્ત કોંગ્રેસ દેશવ્યાપી એક બળવાન પક્ષ હતો. એમ તો કમ્યુનિસ્ટ પક્ષ પણ દેશવ્યાપી પક્ષ હતો, પરંતુ તેનું વર્ચસ્વ એકસરખું સમગ્ર દેશમાં ક્યારે પણ ન હતું. હૈદરાબાદના રાજકારણમાં તેલંગણનો પ્રયત્ન કર્યો ત્યારે તેનું બળ ત્યાં કેન્દ્રિત બન્યું હતું. કેરળ, આન્ધ્ર, અને પશ્ચિમ બંગાળમાં તે તેનું વર્ચસ્વ જમાવી શક્યો છે. પરંતુ ત્યાં તેણે તેની આદેશિકતાના કારણે વર્ચસ્વ જમાવ્યું છે. આજે આ પક્ષમાં પણ ભાગલા પડી ગયા છે અને આ ભાગલા પોતપોતાના પ્રદેશમાં તેમના ચોકા જમાવી પડ્યા છે.

બેંગલોરમાં દેશવ્યાપી કોંગ્રેસ પક્ષના ભાગલા પડી જતાં તેના ટોચે દેશના લગભગ બધા જ પક્ષો પર ભીડ્યા છે. આ સૌ પક્ષો કોંગ્રેસના પગલે તૂટી રહ્યા છે. સમાજવાદી પક્ષો—પ્રજા સમાજવાદી અને સંયુક્ત-સમાજવાદી એક થઈ શક્યા નથી. પ્રજા સમાજવાદી પક્ષ લગભગ અદશ્ય બનવા પર છે, સિવાય કે તેને શાસક પક્ષ તરફથી પ્રાણવાયુ આપવામાં આવે. સંયુક્ત સમાજવાદી પક્ષ ઉત્તર પ્રદેશ અને બિહારમાં થોડું વર્ચસ્વ જાળવી શક્યો છે તે બાદ કરતાં તે પક્ષ અનુયાયીઓ કરતાં આગેવાનોનો પક્ષ છે અને તેના જેટલા આગેવાનો છે, તેટલા તેમાં મતમતાન્તરો છે અને આ સૌ પોતપોતાના અલગ ચોકાના નારા જમાવી રહ્યા છે.

આ પક્ષોને બાદ કરતાં દેશવ્યાપી પક્ષોમાં રહ્યા જનસંઘ અને સ્વતંત્ર પક્ષ. ઉદ્દામવાદ અને અંતિમ સમાજવાદી કાર્યક્રમોના નારામાં સ્વતંત્ર પક્ષ ઝાંખો પડવા લાગ્યો છે. જ્યારે એક તરફ મુસ્લિમ લીગને

શાસક પક્ષ તરફથી પ્રોત્સાહન મળી રહ્યું છે ત્યારે તેના પ્રત્યાઘાતરૂપે જનસંઘ સ્વાભાવિક રીતે બળ મેળવી રહ્યો છે. દેશમાં થયેલાં કોમી રમખાણોએ પણ જનસંઘને બળવાન બનાવવામાં ભાગ ભજવ્યો છે. આમ છતાં લીગને મુકાબલે જનસંઘ તેનું કોમી સ્વરૂપ ખંખેરી દેશવ્યાપી પક્ષ બનવાના પ્રયત્નો કરે છે, તેમ છતાં ઉત્તર ભારતનાં રાજ્યોને બાદ કરતાં તે બીજે તેનું બળ જમાવી શક્યો નથી.

દેશવ્યાપી પક્ષોનું અત્યારે જ્યારે ગ્રહણ થઈ રહ્યું છે ત્યારે, પ્રાદેશિક અને સંકુચિત હિતોના પક્ષો વધારે બળવાન બની રહ્યા છે. કેરળમાં રાજકારણની સમતુલામાં પોતાને અનુકૂળ સ્થાન મળી ગયાનો લાભ મેળવી તથા ત્યાં મલ્લાપુરમનો અલગ જિલ્લો એટલે કે 'કેરળનું પાકિસ્તાન' મેળવ્યા પછી સમસ્ત દેશમાં રાજકીય પક્ષો છિન્નભિન્ન થઈ રહ્યા છે ત્યારે મુસ્લિમ લીગ રાજકારણની સમતુલા હાથમાં લેવા બીજા પ્રદેશોમાં આગળ આવી રહી છે. સ્વતંત્રતા મળી તે અગાઉ ત્યારના જે યુક્ત પ્રાંતમાં તેણે અડ્ડો જમાવ્યો હતો તે જ નવું ઉત્તર પ્રદેશનું નામ ધારણ કરનાર પ્રદેશમાંય લીગ ફરી માથું ઊંચકી રહી છે.

તામિલનાડુમાં 'અલગ રાજ્ય' અને હિંદી વિરોધી સૂત્રોના જોરે ડી.એમ.કે. સત્તા મેળવી શક્યો છે; એટલું જ નહિ પણ દિલ્હીના દરબારમાં તેના ભાવ ઘણા ઊંચા બોલાય છે અને શાસક પક્ષે ચૂંટણી જંગમાં ઊતરવાનો ચાલો કર્યો છે ત્યારે તે તેના વિજય માટે ભાગલાવાદી અને સરમુખત્યારીના પાયા પર રચાયેલા લીગ અને કમ્યુનિસ્ટ પક્ષોના સાથમાં ડી.એમ.કે.નો સાથ મેળવવા મુસ્તાક છે.

પૂર્વ ભારતમાં—ઓરિસ્સામાં ઝારખંડ અને જન કૉંગ્રેસ, બિહારમાં ફુટકળિયા પક્ષો, બંગાળમાં માર્કસવાદી, નકસલવાદી છાપના કમ્યુનિસ્ટો, ફૉરવર્ડ બ્લૉક, બાંગલા કૉંગ્રેસના પ્રાદેશિક પક્ષો, પંજાબમાં કોમવાદી અકાલીઓ—આ છે દેશના રાજકીય પક્ષોનું ચિત્ર, જે દેશમાં સ્થિર બનેલી લોકશાહીને માટે ભયંકર ભાવિની આગાહી રૂપ છે.

બીજી બાજુ, બંધારણીય દૃષ્ટિએ વિચાર કરીએ ત્યારે પણ કેવળ નિરાશા જ દેખાય છે. બંધારણ રચનારાઓએ જે ભયને ટાળવા પ્રયત્ન કરી, કારોબારી, ધારામંડળ અને ન્યાયતંત્રની સમતુલા ગોઠવી હતી એ સમતુલામાં આજે વિક્ષેપ પડી રહ્યો છે. અવાસ્તવિક અને બાલિશ (infantile) ઉદ્દામવાદી કાર્યક્રમના પ્રખર પ્રકાશમાં સૌને ઝાંખા પાડવાની ધગશમાં શાસક પક્ષ આ સમતુલાને હચમચાવી રહ્યો છે. લોકશાહી પ્રક્રિયા દ્વારા શાસન ચલાવવાની ધીરજ તેણે ગુમાવી દીધી છે. એટલું જ નહિ પણ વહીવટી સત્તામાં આપખુદીનો અંશ આણી તે, ધારામંડળ અને ન્યાયતંત્રની સત્તાની અવગણના કરી રહ્યો છે. બૅન્કોનું રાષ્ટ્રીયકરણ કરવામાં તેણે બંધારણીય પરિસ્થિતિનો વિચાર કર્યા વિના લોકશાહી પ્રક્રિયાને વટાવી વટહુકમનો આશરો લીધો, જેમાં તેને છેવટે પીછેહઠ કરવી પડી. એ જ પ્રમાણે રાજવીઓના સાલિયાણાના પ્રશ્નમાં તેણે સંસદના ધારામંડળની સત્તાની અવગણના કરી મધરાતે રાષ્ટ્રપતિના હુકમથી આ મહત્ત્વનું વહીવટી પગલું લીધું; જેમાં તેને ન્યાયતંત્ર તરફથી જબરો ફટકો પડ્યો અને તેમાં ઉપસ્થિત થયેલા મુદ્દાના મારની કળ વળે તે અગાઉ સંસદ વિખેરી નાખી પ્રજાનું 'મેન્ડેટ' લેવા તેને બહાર પડવું પડ્યું છે. શાસક પક્ષની કારોબારીએ ધારામંડળ અને ન્યાયતંત્રની છડેચોક અવહેલના કર્યા કરી છે. એથી લોકશાહીના તંદુરસ્ત વિકાસ માટે ચિંતા ઉપજાવે તેવી પરિસ્થિતિ નિર્માણ થઈ છે.

આ દેશમાં આજ સુધીમાં અનેક પક્ષો ઊભા થયા છે. આ સૌમાં લોકશાહી ધોરણ જાળવનાર એકમાત્ર કૉંગ્રેસ પક્ષ હતો. તેના ભાગલા પડતાં શાસક પક્ષે તેના આંતરિક વ્યવહારમાં કૉંગ્રેસની લોકશાહી પ્રણાલીને બાજુ પર મૂકી તેના આગેવાન

ઇન્દિરા ગાંધીની વ્યક્તિપૂજા શરૂ કરી છે. આજે સૌ નાના મોટા પક્ષો લોકશાહી પ્રક્રિયાની અવગણના કરવાની હરીફાઈ કરી રહ્યા છે. ગાંધીજી અને જવાહરે તેમની "સરમુખત્યારી" સ્થાપી હતી; તેમણે તેમની "જીદ" અને "અંતરાત્માનું વર્ચસ્વ" સ્થાપ્યું હતું; પણ ક્યારેય લોકશાહી પ્રક્રિયાને તિલાંજલિ આપી ન હતી. આજે યુદ્ધ જાગતાં જેમ પહેલી ગોળીનો ભોગ સત્ય બને છે તેમ દેશમાં રાજકારણે જે વળાંક લેવા માંડ્યો છે તેમાં લોકશાહી પ્રણાલીનો ભોગ અપાઈ રહેલો છે. આ ક્યાં જઈને અટકશે તેની આગાહી કરવી મુશ્કેલ છે, પણ એમાં એક પરિણામ સ્પષ્ટ દેખાવા લાગ્યું છે કે આમાં નજીકના ભવિષ્યમાં ખુદ લોકશાહી અદૃશ્ય થવાનો ભય જાગ્યો છે; અને આ દેશમાંથી લોકશાહી અદૃશ્ય બનશે તો, ૧૮૫૭ પછી દેશમાં જે પરિસ્થિતિ નિર્માણ થઈ હતી તે પરિસ્થિતિમાં પાછા આપણે જઈ પડીશું.

## અપ્રસ્તુતતાનું રાજકારણ | નંદન કાગલ

ધારણાથીય આવશ્યકતા કરતાંયે વરસ વહેલેરા ચૂંટણી યોજવાનું આપણાં વડાં પ્રધાને ઠરાવ્યું તે ખરેખર તો આ દેશને એક સમર્થ અને ધ્યેયલક્ષી સરકાર પૂરી પાડવાની દિશામાં સાહસભર્યું પગલું છે, એમ માનીને રાહતનો દમ જરૂર ખેંચી શકાય. અને શ્રીમતી ગાંધી આવી જ છાપ ઊભી કરવા મથી રહ્યાં છે એ પણ સાચું. લોકસભાને વિખેરતાંવેંત એમણે રાષ્ટ્રજોગ વાયુપ્રવચનમાં કહ્યું હતું: 'દેશ સામે તોળાતી સમસ્યાઓને હલ કરવા માટે, અંતરાયોની આરપાર ચાલી જવું જરૂરી હોય ત્યારે સરકારે અસાધારણ પગલું ભરવું પડે એવી પળ રાષ્ટ્રજીવનમાં ક્યારેક ક્યારેક આવતી હોય છે... સમય કંઈ આપણે માટે થોભશે નહિ. રોજી, રોટી અને રહેઠાણની સવલતો વાંછતાં લાખો લોકો આપણને સક્રિય થવાની ફરજ પાડી રહ્યા છે... એટલે જ તો અમે જનતાના દરબારમાં હાજર થઈને નવેસરથી આદેશ મેળવવાનું નક્કી કર્યું છે.'

હા, એ વાત સાચી છે કે રોજી, રોટી અને રહેઠાણની ખેવના ધરાવતા લાખો લોકો સરકારને કંઈક કરવાની ફરજ પાડી રહ્યા છે. આ 'કંઈક' તે એ જ ને કે જેનાં વચનો ૧૯૬૭માં શ્રીમતી ગાંધીએ અને જૂની કોંગ્રેસની વર્તમાન નેતાગીરી સહિતના તેમના સાથીઓએ આપ્યાં હતાં? અને પછી દસ મુદ્દાના કાર્યક્રમમાં પણ એનું પુનરુચ્ચારણ કર્યાં નહોતું થયું? આ વચનો હજી સુધી પળાયાં નથી. અને હવે, એ પાળવા માટે નવા આદેશની જરૂર છે એવો દેખાડો કરવાનો શો અર્થ? આમજનતા માગે છે એ પગલાં અને ખેલમાં ઊતરેલા રાજકારણીઓ સ્ટૅમ્પ સાચવવા માટે ભરે છે એ પગલાં એકબીજાથી કેટલાં બધાં જુદાં પડે છે! ચૂંટણીઓ પોતે કરીને પ્રજા સમક્ષના પ્રશ્નોનું નિરાકરણ કરી નાખે તેવો જાદુઈ કીમિયો છે એ મતલબનો ખ્યાલ પણ બરાબર નથી. એમાં તો જોખમી અતિસરલીકરણો રહેલાં છે.

આ પૂર્વે અનેક રાજ્યોમાં મધ્યસત્ર ચૂંટણીઓ થઈ ચૂકી છે; અને એમાંની એક પણ ચૂંટણી પ્રજાકીય પ્રશ્નોના સાચા ઉત્તર સમી પુરવાર થઈ નથી. એનું કારણ સાફ છે: ચૂંટણી બહુ બહુ તો એટલું બતાવી શકે કે લોકોને શું જોઈએ છે. પ્રજાની ઇચ્છાને વાસ્તવિકતામાં રૂપાંતરિત કરવાનું કામ તો

એ ચૂંટણીને પરિણામે સત્તારૂઢ થયેલા પક્ષનું છે. આ પક્ષ પોતે પોતાને કારણે નાકામિયાબ નીવડે ત્યારે એકાએક ચૂંટણી યોજવાનો ઉપાય, બહુ તો, 'પ્રોમિસરી નોટ' તાજી કરાવવા બરોબર છે. અને આ ઉપાય વળી છેતરામણો પણ છે; કેમ કે, પેલી 'પ્રોમિસરી નોટ' બીજાં પાંચ વરસ માટે તાજી કરાવ્યા માત્રથી શ્રીમતી ગાંધીની મુશ્કેલીઓ અલોપ થઈ જવાની નથી. એ મુશ્કેલીઓ વણઉકલી જ રહેશે તો પેલા લાખોકરોડો લોકો શ્રીમતી ગાંધીને જ નહિ પરંતુ સંસદીય લોકશાહીને સુધ્ધાં ગળી જશે. દેશની સામે મોં વકાસીને પડેલા ને દિનપ્રતિદિન વકરે જતા પ્રશ્નો ચૂંટણીની જાદુઈ લકડીથી હલ થઈ જવાના છે એવી હવા ઊભી કરવાનાં જોખમો ઓછાં નથી.

વડા પ્રધાને કહ્યું છે કે દેશ સામે પડેલા પડકારોને નાથવા સારુ પોતે ચૂંટણીઓ યોજી રહ્યાં છે. એમના કહેવા પ્રમાણે તો એમનો આશય આ અવરોધોને જનોઇવાઢ ચીરવાનો છે; પણ આ અવરોધો કયા તે એમણે સ્પષ્ટ કર્યું નથી. પોતાનાં ઉચ્ચારણોમાં એમણે 'સ્થાપિત હિતો' અને 'પ્રત્યાઘાતી બળો' જેવી સંદિગ્ધ સંજ્ઞાઓ વાપરી છે. એમણે તો ગર્ભિત રીતે એમ પણ સૂચવ્યું છે કે સમાજવાદી આગેકૂચની એમની મકસદમાં સર્વોચ્ચ અદાલત અવરોધરૂપ છે. પણ મુદ્દાની વાત એ છે કે હજુ હમણાં જ વિખેરાઈ તે લોકસભાનું એકંદર કાઠું કંઈ આ અવરોધોમાં ગણી શકાય તેવું ન હતું. વરસેક પહેલાં કોન્ગ્રેસ પક્ષમાં ભાગલા પડ્યા તે પછી શ્રીમતી ગાંધીની સરકાર લઘુમતી સરકારમાં ફેરવાઈ ગઈ હતી; તેમ છતાં, લોકસભાની રચના વિષેનું મારું વિધાન તો સાચું જ છે. એનો અર્થ તો એ થયો કે નવી કોંગ્રેસ બહુમતી સાથે પાછી ફરે તો પણ પેલા અવરોધો તો જેમના તેમ રહેવાના જ છે.

રોજી, રોટી અને રહેઠાણની અછત દૂર કરવા માટે શ્રીમતી ગાંધીની સરકારે જે કોઈ પ્રત્યક્ષ કે પરોક્ષ પગલાં ભર્યાં તે લોકસભાએ—અને રાજ્યસભાએ પણ—બહાલ રાખ્યાં છે. પણ હકીકતે આ પગલાં પંડે જ અપૂરતાં હતાં, અને એને અંગે શ્રીમતી ગાંધીની સરકારે બીજા કોઈને નહિ પણ પોતાને જ દોષ દેવાનો રહે છે. એકમાત્ર 'આર્થિક સુધારો' ૧૪ મોટી બૅન્કોના રાષ્ટ્રીયકરણનો હતો. અને લોકસભાએ જંગી બહુમતીથી હર્ષનાદો વચ્ચે પસાર કર્યો હતો. આ બૅન્કો પોતાને હસ્તક લેતી વેળાએ શ્રીમતી ગાંધીએ જે અપેક્ષા જગાવી હતી તેની તેઓ પૂર્તિ ન કરી શક્યાં હોય તો એ કંઈ લોકસભાની કસૂર નથી. રાષ્ટ્રીયકરણને લગતો પહેલો કાયદો સર્વોચ્ચ અદાલતે રદ કર્યો અને વધુ વાજબી વળતરની જોગવાઈ કરતો બીજો કાયદો પસાર કરવાની સરકારને ફરજ પડી તે માટેય વિસર્જિત લોકસભાના કાઠાને જવાબદાર ઠરાવી શકાય તેમ નથી. રાજવીઓને લગતા બંધારણીય સુધારાનો ખરડો પણ લોકસભાએ તો દ્વિતૃતીયાંશ બહુમતીથી બહાલ રાખ્યો હતો. શ્રીમતી ગાંધીની મુશ્કેલીઓનું મૂળ કદાચ ભળતું જ છે—એમની ફરિયાદ પ્રધાનપણે સર્વોચ્ચ અદાલત સામે છે.

વડા પ્રધાનની પત્રકાર પરિષદના જે અંશોને આકાશવાણીએ વ્યાપક ને નાટ્યાત્મક પ્રસિદ્ધિ આપી એ પ્રમાણે તો ચૂંટણી પ્રચાર દરમ્યાન એમનો એક મહત્ત્વનો મુદ્દો સમાજવાદી નીતિઓને વેગવંત બનાવવા માટે બંધારણીય સુધારાઓની હિમાયતનો રહેશે. પણ ગોલકનાથના કેસમાં * સર્વોચ્ચ અદાલતે આપેલા ચુકાદા પછી તો ખુદ નવી સંસદ સુધ્ધાં બંધારણે બક્ષેલા મૂળભૂત અધિકારોમાં ફેરફાર કરી શકે તેમ નથી. વળી આવા હેતુસર બંધારણસભા બોલાવી શકાય તેની પણ કોઈ જોગવાઈ આપણા બંધારણમાં નથી. મૂળભૂત અધિકારોમાં સંસદને વધુ ફેરફાર કરવાની ચોખ્ખી ના પાડીને સર્વોચ્ચ અદાલતે 'ખોટું' કર્યું છે તેમ કહેવાનો મારો આશય નથી. પણ એટલું તો ખસૂસ કહેવું જોઈએ કે સંસદીય ચૂંટણી આ સમસ્યાનો ઇલાજ નથી. ગોલકનાથના

* જુઓ 'મૂળભૂત હકો—સર્વોપરી અદાલત અને સંસદ' વિશ્વમાનવ, ઑક્ટોબર '૬૭. —સં.

કેસમાં ૭ વિરુદ્ધ પાંચની બહુમતીથી પોતે આપેલા ચુકાદામાં સર્વોચ્ચ અદાલત પરિવર્તન કરે તે જ આનો સાચો ઉપાય હોઈ શકે.

શ્રીમતી ગાંધી અને એમના સાથીઓના નિર્ણય પાછળનું ખરું કારણ સાવ સીધું છે. એમને ખાતરી થઈ ચૂકી છે કે વરસ પછી નિયતગાળે ચૂંટણીઓ યોજાય તે કરતાં આવી તાત્કાલિક ચૂંટણી જ એમના પક્ષને વિશેષ લાભદાયી નીવડશે.

નવી કોંગ્રેસની કારોબારીનું અનુમાન છે કે આ ચૂંટણીને પરિણામે તે લોકસભામાં ૩૦૦ બેઠકો મેળવશે — વિસર્જિત લોકસભામાં હતી તે કરતાં ૭૫ વધુ. અવિભાજિત કોંગ્રેસ પણ આટલી બેઠકો તો ધરાવતી ન હતી. નવી કોંગ્રેસનો રાજ્યવાર અંદાજ આ પ્રમાણે છે — તમિળનાડુ: ૩૯માંથી ૧૨; મધ્યપ્રદેશ: ૩૭માંથી ૩૦; ઉત્તર પ્રદેશ: ૮૫માંથી ૪૪; કેરળ: ૧૯માંથી ૧૦; બિહાર: ૫૩માંથી ૨૭; ઓરિસ્સા: ૨૦માંથી ૮; પશ્ચિમ બંગાળ: ૪૦માંથી ૧૫; આસામ: ૧૪માંથી ૧૦; મહારાષ્ટ્ર: ૪૫માંથી ૩૭; આંધ્ર: ૪૧માંથી ૩૦; મૈસૂર: ૨૭માંથી ૧૦; ગુજરાત: ૨૪માંથી ૧૦; રાજસ્થાન: ૨૩માંથી ૧૯; હરિયાણા: ૯માંથી ૭; પંજાબ: ૧૨માંથી ૯; હિમાચલ પ્રદેશ: ૬માંથી ૬; જમ્મુ-કાશ્મીર: ૬માંથી ૬; કેન્દ્રશાસિત વિસ્તારો: ૧૬માંથી ૧૧.* શ્રીમતી ગાંધીનું નવગણિત કેટલે અંશે સાચું છે એ તો પરિણામો જ કહેશે.

નવી કોંગ્રેસનો ૩૦૦ બેઠકોની જીતનો અંદાજ ખરો આવવાની શક્યતા નથી, પણ એટલું ચોક્કસ કે લોકસભા અને વિધાનસભાઓની ચૂંટણીનો જુદાપો એના લાભમાં જશે. ચૂંટણી ફંડના સંચય, ઉપયોગ અને દુરુપયોગની બાબતમાં કેન્દ્ર ખાતેના સત્તાપક્ષનો હાથ હંમેશા ઊંચો રહેતો હોય છે. શાસક કોંગ્રેસ કેન્દ્રમાં હકૂમત ચલાવે છે એટલે એને ફાવતું આવશે.

આપણને કહેવામાં આવે છે કે વિધાનસભાઓની અને લોકસભાની ચૂંટણીઓ એકસાથે યોજાય ત્યારે પ્રાદેશિક બાબતો આગળ તરી આવે છે અને રાષ્ટ્રીય પ્રશ્નોને ખૂણો પાળવો પડે છે. પણ આ પૂર્વે પાર પડી ચૂકેલી ચારે સામાન્ય ચૂંટણીઓનો આપણો અનુભવ એવો નથી. એથી ઊલટું, બંનેની ચૂંટણીઓ વચ્ચેનો આ જુદાપો હવે પછી વિધાનસભાઓની ચૂંટણી ટાંકણે પ્રાદેશિક સંદર્ભમાં વિચારવાની પ્રક્રિયાને ઓર વેગ આપશે. તદુપરાંત, રાજ્ય સરકારો સમક્ષના પ્રશ્નો સાથેસાથ રાષ્ટ્રવ્યાપી મહત્ત્વના નથી તેમ સૂચવવું પણ બેહૂદું છે. રાજ્ય યાદી અને સમવર્તી યાદી ઉપરટપકે જોઈ જઈએ તોયે જણાઈ આવશે કે એમાંની બાબતો અતિમહત્ત્વની છે. ભારત જેવા દેશમાં કૃષિપ્રશ્નનું સ્થાન બુનિયાદી જ હોવાનું,— અને આપણે ત્યાં ખેતી તો સંપૂર્ણપણે રાજ્યો હસ્તકનો જ વિષય છે. શ્રીમતી ગાંધીના ઉદ્દામ સાંચામાં ઢળાયેલી નવી લોકસભા પણ એકમ રાજ્યોની ખેત-પરિસ્થિતિમાં કેવી રીતે મૂળભૂત પરિવર્તન લાવી શકશે?

ગ્રામીણ ભારતને જે વિકાસની ભૂખ છે તે રાજ્ય સરકારો જ ભાંગી શકે તેમ છે. અને કોંગ્રેસે અત્યાર લગી આપેલાં વચનોનો વિપર્યાસ પણ મુખ્યત્વે એ કક્ષાએ જ થયો છે. શ્રીમતી ગાંધીને એની પાકી ખબર છે. એમણે અને એમના સલાહકારોએ સમજી લેવું જોઈએ કે આર્થિક વિકાસનો

---

*સરખાવો: 'શાસક કોંગ્રેસનાં વર્તુળોમાં ફરી રહેલી એક યાદી અનુસાર એના રાજ્યવાર વિજયોનો સંભવિત અંદાજ સરવાળે ૨૨૯થી વિશેષ નથી: આંધ્ર (૨૫), આસામ (૧૦), બિહાર (૨૬), ગુજરાત (૫), હરિયાણા (૭), કાશ્મીર (૬), કેરળ (૫), મધ્યપ્રદેશ (૧૨), તમિળનાડુ (૫), મહારાષ્ટ્ર (૩૦), મૈસૂર (૮), નાગાલેન્ડ (૧), ઓરિસ્સા (૪), પંજાબ (૫), રાજસ્થાન (૮), ઉત્તરપ્રદેશ (૪૩), પશ્ચિમ બંગાળ (૬), દિલ્હી (૨), હિમાચલ પ્રદેશ (૪) અને તે ઉપરાંત (૬).

'શાસક કોંગ્રેસની આ જ બિનસત્તાવાર યાદી મુજબ, વિરોધી કોંગ્રેસ પક્ષને ૭૮ બેઠકો મળવાની વકી છે: આંધ્ર (૪); બિહાર (૧૦), ગુજરાત (૧૫), મધ્યપ્રદેશ (૪); મૈસૂર (૧૨), ઓરિસ્સા (૨), પંજાબ (૧) રાજસ્થાન (૧) ઉત્તરપ્રદેશ (૧૫) અને શેષ (૨)' — એસ. નિહાલ સિંહ, 'સ્ટેટ્સમેન', જાન્યુ. ૧, ૧૯૭૧. — સં.

દર અત્યારે માંડ ૩.૫ ટકાનો છે, અને એમાં વધારો કરવો હોય તો કહેવાતી હરિયાળી ક્રાન્તિને કારણે ગ્રામવિસ્તારોમાં સરજાયેલી સમૃદ્ધિને જોતર્યા વિના ચાલવાનું નથી. આ બાબતમાં પણ લોકસભા અસહાય છે. ખેતી પર આવક વેરો લાગુ કરવાનો એને અધિકાર નથી. આમજનતાની પ્રાથમિક જરૂરિયાતોના સંદર્ભમાં વિચારતાં નવી દિલ્હી ખાતેની લોકસભા કરતાં રાજ્યોની વિધાનસભાની કામગીરી વિશેષ મહત્ત્વની છે. ખરો પડકાર રાજ્ય કક્ષાએ છે. વિધાનસભાઓ ને લોકસભાની ચૂંટણીનો જુદાપો આ સીધીસાદી હકીકતને ઉવેખે છે. શ્રીમતી ગાંધીના અને એમના કેન્દ્રસ્થિત સાથીઓના હિતમાં હોય તે પગલું બારોબાર રાષ્ટ્રના હિતમાં પણ હોય જ તેવું માની લેવાને કોઈ કારણ નથી.

અનુ. પ્ર.

'ઇન્ડિયન એક્સપ્રેસ', ૩૧-૧૨-૭૦.

# નવી કોંગ્રેસની તરફેણમાં | રજની કોઠારી

૧૯૬૭ની સામાન્ય ચૂંટણી કરતાં પણ ૧૯૭૧ની સામાન્ય ચૂંટણી વિશેષ નિર્ણાયક પુરવાર થશે. વીતેલાં ચાર વર્ષો લોકશાહીયુક્ત રાજકારણની દ્રુતગતિના અને સામાજિક-આર્થિક વિકાસની દિશામાં નવા તબક્કાનાં હતાં. આ બંને પ્રક્રિયાઓ આડી ન ફંટાય અને લોકશાહીયુક્ત રાજકારણ પરત્વે લોકમાનસમાં અનાદર ને અનાસ્થાની લાગણી ન પ્રવર્તે એટલા સારુ આ ચૂંટણીનાં પરિણામો અસંદિગ્ધ હોવાં જોઈ શે.

આ સંદર્ભમાં, નવી કોંગ્રેસ લોકસભામાં સ્પષ્ટ બહુમતી મેળવશે કે કેમ એ સર્વાધિક મહત્ત્વનો પ્રશ્ન છે. નવી કોંગ્રેસ, ચૂંટણી પત્યે, સ્થિર સરકાર રચવાની સ્થિતિમાં નહિ હોય તો આપણા રાજકારણમાં અસ્થિરતાનો યુગ શરૂ થશે. આપણને એ પરવડે તેમ નથી. કોઈને કદાચ વિરોધાભાસી વિધાન જેવું લાગે, પણ ભારતીય રાજકારણમાં લોકશાહીને અનુકૂળ એવું મુક્ત સ્પર્ધાનું વાતાવરણ જળવાઈ રહે તે માટે પણ હવેના દાયકામાં સ્થિર અને શક્તિશાળી કેન્દ્ર સરકાર જરૂરી છે.

ગ્રામવિસ્તારોમાં વર્ષોથી પ્રવર્તતી આર્થિક અસમાનતા હવે હરિયાળી ક્રાન્તિને કારણે ઓર વકરે એવી સ્ફોટક પરિસ્થિતિ સરજાઈ રહી છે. ઉત્તરોત્તર વર્ગ-ચેતના વિકસી રહી હોય તેવાં ચિહ્નો દેખાઈ રહ્યાં છે. અંતિમવાદી તત્ત્વો નિજી સ્વાર્થ માટે જેનો લાભ ઉઠાવી શકે એવો અસંતોષ મધ્યમવર્ગી નગરજનોમાં અસરી રહ્યો છે. દરમ્યાનમાં બેરોજગારી વધી રહી છે, ભાવો ઊંચે ને ઊંચે ચડી રહ્યા છે અને શિક્ષણ હતાશા તથા વિમુખીકરણને પોષી રહ્યું છે. પ્રજામાં રાજકીય જાગૃતિ વધતી જાય છે તેની સાથે સાથે સર્વસંમતિનું ક્ષેત્ર સંકોચાતું આવે છે અને સામસામે આવી જવાનું વલણ વધતું આવે છે. અને આ બધું પાછું, લોકોની નજરમાંથી રાજકારણીઓ ખાસા ઊતરી ગયા હોય તેમ જ બુદ્ધિધનો, નોકરશાહો તથા લશ્કરી દળોના જાગ્રત વર્ગોમાં નિરાશાની લાગણી જોર કરી રહી હોય એવા દિવસોમાં બની રહ્યું છે.

આ સંજોગોમાં મજબૂત કેન્દ્ર સરકાર એ દેશને માટે સહુથી મહત્ત્વની જરૂરિયાત બની રહે છે. દેશને જરૂર છે નવા ચહેરાઓની અને નવકૌશલની—વહીવટી ક્ષેત્રે અને અન્ય સહાયક સંસ્થાઓમાં. સિદ્ધાંત-

વિહીન પક્ષિલતા અને તીખી ચર્ચાઓનાં ચોતરા કરતાં વધુ તો રાજ્યનીતિના એક કાર્યક્ષમ કરણું સમી લોકસભાની હવે જરૂર છે.

લોકલાગણીનો ક્યાસ કાઢવા માટે 'સેન્ટર ફોર ધ સ્ટડી ઑફ ડેવલપિંગ સોસાયટીઝ' દ્વારા છેલ્લાં વર્ષોમાં કેટલાક અભ્યાસો હાથ ધરવામાં આવ્યા હતા. એના આધારે કેટલાક મહત્ત્વના મુદ્દા જરૂર તારવી શકાય :

—લોકોમાં લોકશાહી સંસ્થાઓ પરત્વે સ્વીકૃતિની માત્રા વધતી જાય છે. ચૂંટણીઓ ને પક્ષો એમને મન કામગીરીને અસરકારક અને પ્રજાકીય બનાવવા માટેનાં જરૂરી ને વાજબી સાધનો છે.

—તેઓ સરકારને આર્થિક ને સામાજિક માળખામાં પરિવર્તન આણતી શક્તિ લેખે છે. તે સાથે, એક કાળે કેવળ કુટુંબ અને જ્ઞાતિ પૂરતી જ સીમિત હતી એવી વફાદારી પણ હવે લોકો રાજ્ય તરફ દાખવી રહ્યા છે.

—વધુ ને વધુ લોકો જુદા જુદા રાજકીય પક્ષો સાથે તાદાત્મ્ય અનુભવવા તરફ ઢળી રહ્યા છે. અને આ તાદાત્મ્યભાવ વ્યવસાય તથા જ્ઞાતિનાં જૂથોને અતિક્રમે છે.

—વિચારસરણીની બાબતમાં વ્યાપક સંમતિ પ્રવર્તે છે—જેમ કે, અર્થતંત્ર પર સરકારનો કાબૂ, સમાનતા, બિનસાંપ્રદાયિકતા, રાજ્ય સરકારો કરતાં કેન્દ્ર સરકાર પાસે વિશેષ સત્તા... એકંદરે, આ સર્વસંમતિ 'કેન્દ્રથી ડાબે' કહી શકાય તે રીતની છે.

—આવશ્યક પરિવર્તનો સિદ્ધ કરવાના એક ઉપકરણ લેખે ચૂંટણીની પ્રક્રિયામાં વિશ્વાસ વધી રહ્યો છે. લોકો મતદાન કરતી વખતે જાહેર મહત્ત્વના પ્રશ્નો પર પહેલાં કરતાં વધારે વિચાર કરે છે. જોકતી કડીઓ (સ્થાનિક મોટા ભા કે જ્ઞાતિપંચ આદિ) અને 'મત બૅન્કો'ને છકડ ખવડાવવાનું વલણ વધી રહ્યું છે.

મતદારોના રાજકીય શિક્ષણ બાબત આ બધાં ઉત્સાહપ્રદ પ્રમાણો છે.

આમારા અભ્યાસો પરથી નીકળતું એક તારણ તો વળી મનમાં વસી જાય એવું છે : મતાધિકારપાત્ર લોકોમાંના ૩૦થી ૩૫ ટકા લોકો 'સંકલ્પબદ્ધ પક્ષ-પરસ્ત' છે—અર્થાત્ તેઓ એક ચોક્કસ પક્ષ સાથે તીવ્રપણે તાદાત્મ્ય અનુભવે છે, એને એમણે મત આપ્યો છે અને ફરીથી પણ એને જ મત આપવા ઉત્સુક છે. આ લોકો રાજકીય ચર્ચાવિચારણામાં સારી પેઠે ઝુકાવે છે, પ્રચાર આંદોલનોથી પરિચિત છે અને આર્થિક-સામાજિક બાબતોમાં તેઓ ચોક્કસ અભિપ્રાયો પણ ધરાવે છે. લોકશાહીની પ્રક્રિયા અને તજ્જન્ય પ્રશક્યતાઓ વિષે આ વર્ગ સજાગ છે. જેમનાં મંતવ્યો હજુ પૂરેપૂરાં બંધાયાં ન હોય તેવા પ્રજાવર્ગોને આ વર્ગ પોતાની તરફેણમાં પ્રભાવિત કરી શકે તેમ છે. આ વર્ગની ક્ષમતાઓ બહુવિધ છે (તોલ બાંધવો, અસંતોષને ચૂંટણી-પરિણામો દ્વારા વાચા આપવી, અક્રિય સરકારો અને ઘમંડી નેતાઓને સત્તા પરથી ખદેડી મૂકવા...)

અત્યારે દેશ સમક્ષ પડેલા પ્રશ્નોની સ્પષ્ટ રજૂઆત જરૂરી છે. સત્તા ફરીને પ્રાપ્ત કરવા ઇચ્છતું વર્તમાન નેતૃત્વ ખરેખર કંઈક કરવા માગે છે એવો વિશ્વાસ જન્માવવો પણ જરૂરી છે. આમ નહિ થાય તો હમણાં જેનો ઉલ્લેખ કર્યો તે જાગ્રત વર્ગ અ-સ્થિરતા-સ્થાપક પરિબળ પુરવાર થશે. તાજેતરના ભૂતકાળમાં ચૂંટણી-પરિણામો સરકારો પરત્વે અસ્થિરતાજનક સાબિત થયાં તેનું કારણ એ જ છે કે કૉંગ્રેસ સહિત કોઈ પણ પક્ષે વર્તમાન પ્રશ્નોને સમ્યક્ પરિપ્રેક્ષ્યમાં પ્રસ્તુત કર્યા નથી. એમણે નથી આપ્યાં ચોક્કસ વચનો કે નથી માગ્યો સ્પષ્ટ આદેશ, અને કહ્યું કર્યું પાળ્યું નથી.

નવી કૉંગ્રેસ કેન્દ્રથી ડાબે કહી શકાય તેવી વ્યાપક સંમતિનું પ્રતિનિધિત્વ કરી રહી છે. તે સાથે, એની કામગીરી જોકે નબળી છે. ૧૯૭૧ની સંસદીય ચૂંટણીને આ સંદર્ભમાં પામવી રહી. કેન્દ્રમાં સ્થિર સરકાર પૂરી પાડી શકે એવો આ એક જ પક્ષ છે એ હકીકત ટાળી ટળાય તેમ નથી. પણ બીજી

બાબુએ, નવા પડકારોને પહોંચી વળાય તેવી નીતિઓ અખત્યાર કર્યા સિવાય તેની મકસદ બર આવી શકે તેમ પણ નથી.

મોટા ભાગના મતવિસ્તારોમાં આ પક્ષનું સંગઠન કાર્યક્ષમ રહ્યું નથી. એટલે એણે પ્રજાને સીધી અપીલ કરવાનો રસ્તો જ લેવો પડશે; પક્ષ જે કંઈ કરવા તાકે છે તેની રજૂઆત વાટે છાપ પાડીને જ આમ થઈ શકે. નવી કોંગ્રેસે, આ સંદર્ભમાં, ચાર બાબતો લક્ષમાં લેવી પડશેઃ

—પક્ષે પોતાની એવી પ્રતિમા ઉપસાવવી પડશે જેમાં એકરાગ અને આત્મશ્રદ્ધા ભારોભાર હોય. ઉમેદવારોની પસંદગી કરતી વખતે એણે આંતરિક જૂથબંધી અને પક્ષપલટા બાબત તકેદારી દાખવવી પડશે. પક્ષમાં છેક ઉચ્ચતમ કક્ષાએ તડાં છે એવી છાપ પણ એણે નિવારવી પડશે.

—યોગ્ય ઉમેદવારની પસંદગીની અગત્ય આ પૂર્વે કદીયે નહોતી તેટલી હવે છે. મતદારોના માનસ પરની આ પક્ષની પ્રતિમા ઘણે અંશે ઉમેદવારોની વય અને ઉત્સાહ પર આધારિત હશે. બિહાર અને ઉત્તર પ્રદેશમાં નવી કોંગ્રેસે કરેલી ધાલમેલને હરિયાણા, ને કેરળની મધ્યસત્ર ચૂંટણી દરમ્યાનની એની વર્તણૂક સાથે સરખાવતાં જણાય છે કે જુવાનીથી થનગનતા ઉમેદવારો ચમત્કારિક પરિણામો લાવી શકે છે—ચૂંટણીના ક્ષેત્રમાં તેઓ તદ્દન નવા નિશાળિયા જેવા હોય તોપણ. ૧૯૬૭માં કોંગ્રેસના સંખ્યાબંધ ખેરખાંઓ હાર્યા તે હકીકતનું ઇંગિત પણ આ દિશામાં જ છે.

—હવે 'નવાં વચનો' અપાવાં જોઈએ. મુંબઈની મહાસમિતિમાં સ્વીકારાયેલો દસ મુદ્દાનો કાર્યક્રમ સંદિગ્ધ છે, અને કેટલેક અંશે અવાસ્તવિક પણ. (જેમ કે, રાજવીઓનાં સાલિયાણાંની નાબૂદી એક રાજકીય નિશાન તરીકે ઠીક છે, પણ વિશાળ મતદારસમૂહને સ્પર્શવા માટે એ ભાગ્યે જ પ્રસ્તુત લેખાય.) ખરેખર તો, ગ્રામાધિષ્ઠિત ઉદ્યોગોમાં કામગીરીની વધુ તકો, આર્થિક સ્વયંનિર્ભરતા માટે સસ્તી શાખ, શહેરી વિસ્તારમાં સસ્તા વસવાટો, મફત તબીબી સગવડો; જીવનજરૂરિયાતની ચીજવસ્તુઓના ભાવમાં વધારાને ખાળવા વિશે સાફ બાંયધરી જેવાં સાદાં વચનોની જરૂર છે. અત્રે એ કહેવું પ્રસ્તુત લેખાશે કે આકાશસ્પર્શી વચનો કે દાવાઓની લોકોને મુદ્દલ જરૂર નથી. અહીં અબઘડી ગંધર્વલોક સર્જવાની માગણી કોઈ કરતું નથી.

—અને છેલ્લે, નવી કોંગ્રેસે ચૂંટણીની દોટમાં એકલવિહારી થવું પડશે. વડા પ્રધાને ચૂંટણી જોડાણની શક્યતા નકારી કાઢી છે. પણ એમના સાથીઓ તરફથી તેમ જ કેટલાંક રાજ્યો તરફથી વડા પ્રધાન પર પુનર્વિચારણા અર્થે દબાણ આવશે જ. પણ આવાં જોડાણો તો પક્ષની પ્રતિમાને ભેળસેળની બગાડશે. કેરળમાં મુસ્લિમ લીગના સમર્થનથી આ પક્ષને નહિ જેવો લાભ જરૂર મળ્યો, પણ એથી એની સર્વસામાન્ય છાપને અત્યધિક હાનિ પહોંચી.

આજે ૧૯૭૧માં નવી કોંગ્રેસ પ્રજા સમક્ષ જઈ રહી છે તે પોતાના પક્ષ માટે સ્થિર બહુમતીના સ્પષ્ટ આદેશની પ્રાપ્તિ અર્થે. એની ટહેલ મિશ્ર-સરકારની નથી; કેમ કે મિશ્ર સરકાર તો પ્રકૃતિગત રીતે જ દ્વિધાગ્રસ્ત હોવાની.

સં. અનુ. પ્ર.

'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા', ૪-૧-'૭૧

# ધ્રુવીકરણની દિશામાં | એન. એસ. જગન્નાથન

મતદારો પરંપરાગત વફાદારીઓથી નહિ પણ ચોક્કસ પ્રશ્નોથી કેટલે અંશે દોરાય છે તે સમજવા માટે રજની કોઠારીએ એક અભ્યાસ* હાથ ધર્યો હતો. એમણે એ અંગે ટાંકેલી ટકાવારી રસપ્રદ છે. દાખલા તરીકે, અર્થકારણ પર સરકારનું નિયંત્રણ સવિશેષ જોઈએ કે અલ્પતર એ મુદ્દા પરત્વે એમનો અભ્યાસ-નમૂનો આ પ્રમાણે વહેંચાયેલો હતો : ૩૮ ટકા લોકોને અત્યારે પ્રવર્તે છે તેના કરતાં ઓછા અંકુશો ખપતા હતા (એમાંના ૬ ટકા લોકોને તો તદ્દન વિનિયંત્રિત અર્થકારણ જરૂરી લાગ્યું હતું), ૨૮ ટકા લોકોને મન અત્યારે કરતાં વધુ અંકુશો જરૂરી હતા, અને ૧૪ ટકા લોકોને વર્તમાન પરિસ્થિતિથી સંતોષ હતો. એટલે કે, આ પ્રશ્ન પર જે લોકો ચોક્કસ વિચાર ધરાવતા હતા એમનામાંના ૪૭.૫ ટકાને ઓછાં નિયંત્રણો તો ૩૫ ટકાને વિશેષ નિયંત્રણો જરૂરી લાગ્યાં હતાં. વિશેષ વિશ્લેષણ કરતાં જણાયું કે નિયમિતપણે કોંગ્રેસ પક્ષને જ મત આપતારા વર્ગમાં—અને નવા મતદારોમાં પણ—પસંદગીનો આવો જ ક્રમ છે. (આ વર્ગીકરણમાં નવા મતદારો એટલે તરુણ મતદારો એમ સમજવાનું છે : ૭૩ ટકા ત્રીસ વર્ષથી નીચેના, તો ૫૦ ટકા ૧૯૬૭માં પ્રથમ વાર મતાધિકાર પ્રાપ્ત કરનારા.) કોંગ્રેસ તરફ સહાનુભૂતિ ધરાવતા લોકોમાંથી ૩૭.૭ ટકા ઓછાં નિયંત્રણોની તરફેણમાં હતા, તો ૨૭.૮ ટકાએ વિશેષ નિયંત્રણોની હિમાયત કરી હતી. બિનકોંગ્રેસી મતદારોમાંથી ૪૩.૩ ટકાએ ઓછાં નિયંત્રણોની અને માત્ર ૨૭.૯ ટકાએ વધુ નિયંત્રણોની તરફદારી કરી હતી. આ અભ્યાસ-નમૂનાએ પૂરા પાડેલા આંકડા પરથી એવું સૂચવાય છે કે હિન્દનો મતદાર પ્રશ્ન-કસોટીએ ધ્રુવીકૃત છે અને વિશેષ નિયંત્રણો વાંછતો વર્ગ કાઢી નાખવા જેવો તો નથી જ; તે સાથે એટલું પણ નિર્વિવાદ વરતાય છે કે ઓછાં નિયંત્રણોમાં માનનારો વર્ગ ૧૯૭૦ સુધી તો ભારતીય મતદારોમાં સહુથી મોટો વર્ગ રહ્યો છે. આમ, સમાજવાદી રૂઢમત અને ઉદ્દામ પ્રગતિશીલતા એ બંને અર્થકારણ પર વધુ ને વધુ નિયંત્રણોમાં આસ્થા ધરાવે છે તે જોતાં ડાબેરી નહિ પણ જમણેરી પરિબળોને મતદાર-સમૂહનું સવિશેષ સમર્થન પ્રાપ્ત છે.

એ જ પ્રમાણે પોતાને 'આધુનિકતાવાદી' માનનારો વર્ગ પણ 'મધ્યમમાર્ગીઓ'ની સરખામણીમાં નાનો છે. રસપ્રદ બીના તો એ છે કે આ પ્રમાણ સમગ્ર અભ્યાસ-નમૂના પરથી તારવી શકાય છે એટલું જ નહિ પણ કોંગ્રેસની તરફેણ કરતા નવા, તરુણ મતદારો પરત્વે પણ એ સાચું છે. (એથી ઊલટું, બિનકોંગ્રેસી વલણો ધરાવનારા તરુણ મતદારોની બહુમતી પોતાને 'મધ્યમમાર્ગી' કરતાં 'આધુનિક' કહેવડાવવું પસંદ કરે છે.) એ સાચું છે કે 'આધુનિક' હોવાનો દાવો પોતપોતાની રીતે સ્વતંત્રવાદી કે સમાજવાદી બંને કરી શકે તેમ હોઈ એ સંજ્ઞા અસ્પષ્ટ છે. પણ જ્યાં 'મધ્યમમાર્ગીઓ'નો સવાલ છે ત્યાં તો આવી સંજ્ઞાકીય સંદિગ્ધતાનો પ્રશ્ન પ્રસ્તુત જ નથી. અને આ મધ્યમમાર્ગીઓ જ તો મતદાર-સમૂહમાં બહુમતી ધરાવે છે. એટલે ચૂંટણી-ગણિત 'કેન્દ્રથી ડાબે' દોરી જાય છે એવી ધારણા, માનવામાં આવે છે તે હદે સ્વયંસિદ્ધ ને શંકાતીત નથી.

એનો અર્થ એ થયો કે કોઈ પણ પક્ષ એકલવિહારી બનીને ચૂંટણી જીતી શકે તેમ નથી. ૧૯૬૭ની અને અત્યારની પરિસ્થિતિઓ વચ્ચે કોઈ મહત્ત્વનો તફાવત હોય તો તે એટલો જ કે ત્યારે કોંગ્રેસ લોકસભામાં બહુમતી મેળવી શકે એમ હતી પણ હવે કોંગ્રેસનાં ભાગલા થતાં એકે પક્ષનું ગજું રહ્યું નથી. ચોથી ચૂંટણી પછીના ગાળામાં—કોંગ્રેસના ભાગલા પૂર્વે—અભ્યાસીઓએ તો કહ્યું જ હતું કે આગામી સામાન્ય ચૂંટણીમાં કોંગ્રેસ સંસદીય બહુમતી મેળવી શકે તેમ નથી. અને હવે એ કોંગ્-

* 'ઇકોનોમિક ઍન્ડ પૉલિટિકલ વીકલી', વાર્ષિક અંક, ૧૯૭૦.

સૌના સંદર્ભમાં તો આ અવલોકનનો અસ્વીકાર કેવી રીતે કરી શકાય? એટલે ચૂંટણી-જોડાણો અને સત્તા-ભાગીદારીનો યુગ આવી પહોંચ્યો છે.

૧૯૬૭ની ચૂંટણીઓના તર્કશાસ્ત્રમાં માન્યે જવું અને ત્યારે જેમ કૉંગ્રેસ-વિરોધ-વાદે ભારે લાભ કરી આપ્યો તેમ હવે 'ઇન્દિરા-કૉંગ્રેસ-વિરોધ-વાદ' લાભદાયી પુરવાર થશે એવી ગણતરીમાં રાચવું ભૂલભર્યું છે. સામે પક્ષે, વલણવિષયક વ્યાપક નિકટતાના આધાર પર થયેલાં જોડાણો ચૂંટણીમાં લાભદાયી નીવડશે. એટલું જ નહિ, આગામી વર્ષોમાં દેશની જરૂરિયાતને માફક આવે તેવા ધ્રુવીકૃત રાજકારણના વિકાસમાં પણ એ સહાયકારક સિદ્ધ થશે.

સં. અનુ૦ પ્ર.'

'ફવેસ્ટ', જાન્યુ-ફેબ્રુ. ૧૯૭૧.

[પૃ. ૪૯નું અનુસંધાન]

દાદાનું રમણ હતું રજસમાં, એમનું શમન થયું સત્ત્વમાં — અધ્યાત્મમાં; 'ભાઈ'નો આરંભ અને અંત બંને સાત્ત્વિક-આધ્યાત્મિક, જાણે ગામડાનો ગાંધી. મહાત્મા કહેતા હતા: હું રાજકારણનો માણસ નહિ. હું રહ્યો મુમુક્ષુ. પણ ગુલામ ભારતની મુક્તિ વિના મારી મુક્તિ શક્ય નથી.

મહાત્માએ જે કંઈ કર્યું તેના મૂળમાં હતી એક જ પ્રેરણા — અધ્યાત્મની. સ્વ. ડૉક્ટર રસિકભાઈ — ગામડાના આ ગાંધીની પ્રત્યેક નાની-મોટી પ્રવૃત્તિની પ્રેરણા હતી અધ્યાત્મની. એથી જ તો રસિકભાઈના મોટા મામા જ્ઞાનચંદ્રજી જેવા સંન્યાસીએ પોતાના ભાણેજને પોતાના ગુરુ સમો પ્રમાણ્યો! વિવિધ વ્યવસાયના જે જે કોઈની સાથ રસિકભાઈનો નાતો બંધાયો એ સૌ રસિકભાઈ પાસેથી કંઈક અદકું પામ્યા જ પામ્યા.

રસિકભાઈએ સીધા રાજકારણમાં કદી ઝંપલાવ્યું નહિ: એમણે સત્તાનાં સ્થાનો કદી શોધ્યાં નહિ. પણ એમની વાત સાંભળવા સૌ આતુર રહેતા. જ્યાં પોતે અધિકારપદે હતા અથવા જ્યાં પોતે જ સંસ્થાઓના સ્થાપક કે પ્રેરક હતા ત્યાંય તેમણે કદી પોતાની મમત પકડી રાખી ન હતી. મત પ્રગટ કરતા ને કહેવા જેવી બે વાત કહેતા. નિર્ણય કામ કરવાવાળા પર છોડી દેતા. સત્ય પણ મિષ્ટ જ બોલવાનું જાણે વ્રત. સત્ય કડવું હોઈ જ ન શકે લગભગ એવો સિદ્ધાંત. પરિણામે ક્યાંય મોટપ નહિ, તોછડાઈ નહિ, અધિકાર નહિ; કેવળ પ્રેમ અને સેવાનો જ આનંદ... આવા નિરીહ જનનો શત્રુ જન્મ્યો હોત તોય મિત્ર બની રહેત. — જન્મજાત અજાતશત્રુ હશે, આ બધામાં થોડીક અતિશયતા હશે... પણ એ આ લખનારની કોઈ અંગત મમતાની અતિશયતા નથી, એ વાતની પ્રતીતિ આ એક સમારંભ જે કરાવી રહ્યો હતો. એમના સાથી સેવકો ને દાક્તરો, એમના હાથ નીચેના કાર્યકરો, હૉસ્પિટલના ટ્રસ્ટીઓ, દર્દીઓ, ધનિકો અને અમલદારો, સ્થાનિક નેતાઓ તથા વિદ્વાનો ને વકીલો, સામાજિક પ્રવૃત્તિઓના પ્રમુખો અને પદવીધારીઓ; ગામના જ નહિ પ્રદેશનાં, અને પ્રદેશનાં જ નહિ, અમદાવાદ-મુંબઈનાં વિવિધ ક્ષેત્રે આગવું સ્થાન ધરાવનારાઓ — સૌએ જે વેણ ઉચ્ચાર્યાં ને જે શુભેચ્છાઓ પાઠવી, એ બધી એક જ વાતની પ્રતીતિ કરાવી ગઈ: આ માણસનો પિંડ અનોખો હતો, એના હૃદયમાં સૌને માટેનો મમભાવ વસેલો હતો જ.

કોકે — કદાચ, ઉમાશંકરે જ સૂત્રને રમતું મૂક્યું હતું: 'ગામડે ગામડે ગાંધી'. આજ પૂર્વે એવા સૂત્રની સાર્થકતા સૌએ પ્રમાણી હતી. પણ હવે પછીના, ગાંધીના ભયે એના પડછાયાથી પણ દૂર નાસી છૂટતા, યુગને આવું સૂત્ર હાંસીરૂપે ભાસે! ભલે ભાસે. પણ સાબરકાંઠા જેવા પ્રદેશના ઊંડાણમાં વેપારી આલમથી લથબથતું મોડાસા; તા. ૩જીની આખી બપોરે જાણે એક જ સૂત્રનું એકધારું ગુંજન કરી રહ્યું હતું: 'શક્ય છે... હજી શક્ય છે... 'ગાંધી' નહિ 'દાદા' અને 'ભાઈ' — ગાંધીની નાનકડી પ્રતિભાઓ તો શક્ય છે...

૬-૧-૭૧ **ભોગીલાલ ગાંધી**

વિશ્વમાનવ:

# સ્વ. ઘાટે: કુટકળ હૈયાધારણ? | ભોગીલાલ ગાંધી

૭૫ વરસનું લાંબું આયુ પૂરું કરીને કમ્યુનિસ્ટ પાર્ટી (સી. પી. આઈ)ના એક અગ્રણી નેતા એસ. વી. ઘાટે ગયા નવેમ્બરમાં દિલ્હીના પાર્ટી મથકે હૃદયરોગથી અવસાન પામ્યા. કમ્યુનિસ્ટ પાર્ટી અને તેના હમદર્દો માટે તો એ એક મોટી ખોટની ઘટના હતી. કદાચ, કશા જ ડોળ કે આડંબર વિના કમ્યુનિસ્ટોએ પોતાની પાર્ટીના જે જૂજ નેતાઓને સાચા દિલથી અંજલિ આપી હશે તેમાં ઘાટેનો અચૂક સમાવેશ થાય. અને સી. પી. આઈ.માંથી છૂટા પડ્યા પછી માર્ક્સવાદી કમ્યુનિસ્ટ પાર્ટી (સી. પી. એમ.)ના નેતાઓએ પણ જે સદ્ભાવથી અંજલિ આપી તે નોંધપાત્ર ગણાય. આ બેઉ પક્ષો વચ્ચે અને મુખ્ય નેતાગીરી વચ્ચે જીવલેણ વેરઝેર હોય તો પણ અપવાદ બની શકે એવું ઘાટેનું બધારણું હતું.

હા, એમનું બધારણું જ એવું કે મારા જેવા —કમ્યુનિસ્ટ પાર્ટીની નીતિરીતિથી ત્રાસીને લગભગ પંદર વરસથી બહાર નીકળેલા, અને આ ક્ષણેય એની એકેએક રમતથી પ્રજાને સાવધ કરવામાં કર્તવ્ય સમજનારા, એમની ભાષામાં નિંદ્ય રીતે વપરાતો શબ્દગૌરવ પૂર્વક વાપરું તો, મારા જેવા "ભાગેડુ" (રેનેગેડ)ને પ—ઘાટેના અવસાનના સમાચારથી કશીક અંગત દુઃખની લાગણી થયા વિના ન રહી.

ઘાટે સાથેનો મારો સંબંધ ૧૯૪૨ થી ૧૯૪૮ દરમ્યાન પાર્ટીના મુખ્ય મથકના કમ્યુન-જીવન દરમ્યાનનો; અને બાદ ૧૯૪૯ના અંતથી ૧૯૫૧ જૂન દરમ્યાન જેલની અંદરના સહજીવનનો. બેઠી દડી, એકવડું, કાઠું, સરળ અને હૂંફાળો આદમી. સાલસતા અને સચ્ચાઈ બાટેના આગ્રહમાંથી બહાર આવતી સીધી સોંસરી જબાન. કશા જ પરિગ્રહ વિનાનું સંન્યાસી સમું જીવન—મરાઠી ઢબનું ધોતિયું, ખમીસ, અને બહુ બહુ તો, હાફકોટથી અધિક કશું નહિ; અને ઓરી બેત્રણ જોડ હોય તો ભયો ભયો. આખા જીવનમાં એકમાત્ર રસ ક્રાંતિકારી સિદ્ધાંતનો અને ક્રાંતિકારી જીવનનો.

ઘાટેના ક્રાંતિકારી વિકાસની કહાણી કશા જ રોમાન્સ વિનાની છતાં સ્થિર બુદ્ધિની હતી. પોતાના વતન બેંગલોરમાં શાળાનો અભ્યાસ પૂરો કરી કૉલેજના અભ્યાસ અર્થે એ મુંબઈ આવ્યા. ઝેવિયર્સ કૉલેજમાં ગ્રેજ્યુએટ થયા ૧૯૧૯–૨૦માં, ૨૩–૨૪ વર્ષની ઉંમરે. એ વર્ષોના સહાધ્યાયી સી. જી. શાહે એમને સમાજવાદ, માર્ક્સવાદનો રંગ લગાડ્યો. સી. જી. શાહ એટલે ભારતના ચંદ ચુનંદા માર્ક્સવાદી પંડિતોમાંના એક—લગભગ અનન્ય. પણ સી. જી. માર્ક્સવાદી જ રહ્યા અને ઘાટે કમ્યુનિસ્ટ પાર્ટી તરફ વળ્યા. ૧૯૨૨માં ડાંગેનું 'સોશિયાલિસ્ટ' પત્ર હાથમાં આવ્યું; ડાંગેનું 'ગાંધી વિ. લેનિન' પુસ્તક હાથમાં આવ્યું. એ જ વરસે કૉંગ્રેસના ગયા અધિવેશનમાંથી પ્રતિનિધિ તરીકે ભાગ લઈ પાછા ફર્યા બાદ ગાંધીની અસરથી મુક્ત બન્યા.

આરંભથી જ કદી કૌટુંબિક ઉપાધિમાં પડ્યા નહિ. મુંબઈનાં શરૂઆતનાં વરસોમાં શ્રીકૃષ્ણ લૉજના મૅનેજર તરીકે પેટિયું રળતા રહ્યા. ૧૯૨૪માં ડાંગે, મુઝફ્ફર અહમદ, નલિની સેનગુપ્તા અને શૌકત ઉસમાની ઉપર 'કાનપુર કાવતરા કેસ' ચાલ્યો ત્યારે તેમના બચાવ માટે હિંમત કરનારા જૂજ જુવાનોમાં ઘાટે અને જોગલેકર મુખ્ય હતા. આ પછી તો તેમણે

લિસ વાયંટા કામદાર સંગઠનોમાં ઝંપલાવ્યું; અને દેશના એકત્રીસ જેટલા કમ્યુનિસ્ટ તથા કામદાર નેતાઓ ૧૯૨૮માં મેરઠ કાવતરા કેસમાં ઝડપાયા એમાં ઘાટેનો નંબર લાગી ગયો. ૧૨ વરસની સખ્ત મજૂરીની સજા સાંભળીને જેટલા સ્વસ્થ રહ્યા, એટલા જ સ્વસ્થ સજા પછી દોઢેક વરસે (કુલ ૧૯૨૯થી ૧૯૩૪ દરમ્યાન ૩ા વરસ બાદ) છૂટીને આવ્યા ત્યારેય હતા.

ઘાટેને શોખ હોય તો તે પુસ્તકોનો અને ચા-કોફીનો. એમનું કોઈ અંગત મિત્ર હોય તો તે ડૉ. નારાયણરાવનું કુટુંબ. એમનો કોઈ અંગત પરિવાર હોય તો તે પાર્ટી કમ્યુન; એમનો કાંઈ વિશેષ રસ હોય તો તે પાર્ટી સંગઠનોની બાબતનો, અને ખાસ આવડત હોય તો તે આંતરિક ઝઘડામાંથી મનમેળ ઊભો કરવાની. ૧૯૩૯થી ૧૯૪૩નાં વરસો એમણે મદ્રાસમાં પોતાનું મથક રાખીને તામિલનાડ, કેરળ, આંધ્ર અને કર્ણાટકમાં પાર્ટી સંગઠનો બાંધવામાં અને 'ન્યુ એજ' અંગ્રેજી માસિકના સંપાદન-સંચાલનમાં ગાળ્યાં હતાં. ૧૯૪૩થી તે છેક જીવનના અંત સુધી પાર્ટીના મુખ્ય મથક (પહેલાં મુંબઈ અને પછી દિલ્હી)ના સંચાલક તરીકે તથા પાર્ટી પ્રકાશનોના સંયોજક તરીકે વિતાવ્યાં હતાં. ભૂગર્ભ પ્રવૃત્તિ માટેય એ એક ઉત્તમ સંયોજક હતા.

આ બધું છતાં એમની લાક્ષણિકતા તો એ હતી કે ક્યાંય પોતાના નામનો, સ્થાનનો મોહ નહિ, કશો ઊહાપોહ નહિ; એકધારું એકનિષ્ઠ કર્મઠ જીવન.

જેવું સરળ જીવન તેવો શિસ્તનો આગ્રહ— સામા પાસે અને પોતાની જાત પાસેય. યરવડાના જેલનિવાસ દરમ્યાન રાજદ્વારી કેદીઓને થતા અન્યાયો સામે અમે સૌ કમ્યુનિસ્ટ સાથીઓએ જેલની અંદરની પાર્ટીની જનરલ બોડીમાં ભૂખ હડતાળનો નિર્ણય લીધો. અમે સૌ જાણતા હતા કે અજય ઘોષ ક્ષયના જૂના દર્દી હતા અને ઘાટે હૃદયરોગના. આ બેઉ નેતાઓ માટે બે-પાંચ દિવસના નકોરડા ઉપવાસમાં પણ જાનનું જોખમ હતું. એથી ઠરાવ કરીને એ બંનેને ઉપવાસમાં જોડાતાં જેમ તેમ વાર્યા હતા. પરંતુ જેલ બહારથી—પક્ષના કેન્દ્રમાંથી—ફતવો આવ્યો અને આ બંને નેતાઓ ઉપવાસ પર ઊતર્યા જ. ચોથે દિવસે ઘાટેના હૃદયરોગે દેખા દીધી. અમે સૌ વ્યગ્ર બની ગયા. પરંતુ ત્યારેય પાર્ટીની શિસ્તને માથે ચડાવીને તેમણે ઉપવાસ ચાલુ રાખવાનો સંકલ્પ જારી રાખ્યો. સદ્ભાગ્યે, બે એક દિવસમાં બહારથી રજા આવી ગઈ અને ઘાટેનું આયુષ્ય બીજા બે દાયકા લંબાઈ ગયું...

કોક વાર તો એમ લાગે કે જાણે ઘાટે કમ્યુનિસ્ટ દુનિયાનો માણસ જ નહિ. ગમે તેવી પરિસ્થિતિમાં શાંતિ, સ્વસ્થતા, સાદગી અને સંયમ—જવલ્લે જોવા મળતાં આ લક્ષણો ઘાટેએ આત્મસાત્ કર્યાં હતાં. ત્યાગની ભાવના જેટલી સહજ હતી એટલી જ સહજ સત્તાસ્થાનની વિરતિ હતી. અને છતાં, કદાચ એટલે જ, કમ્યુ. પક્ષના સિંહાસને ગમે તે આવ્યા ને ગયા પણ ઘાટેનું સ્થાન એવું ને એવું સુરક્ષિત રહ્યું, માનાર્હ રહ્યું.

આજે તો એ વાતનું આશ્ચર્ય લાગે છે કે આવો માણસ કમ્યુ. પાર્ટીના જાળામાં આવી તો પડ્યો પણ આટલાં વરસ—એક પૂરી અરધી સદી—શી રીતે જીવ્યો હશે? પાર્ટીના આંતરિક જાળામાં જીવનારા આ આદમીએ ઘણાં રહસ્યો ગોપિત રાખ્યાં હશે—પોતે પણ અનેકમાં અટવાયા હશે, અને થોડેઘણે અંશે ખરડાયા પણ હશે! ડાંગે, પી. સી. જોષી, રણદીવે, મિરજકર અને અજય ઘોષ જેવા ધીટ ધુરંધરોની અનેક ગુપ્ત કારવાઈઓ કન્ટ્રોલ કમિશનના સભ્ય અને (પાછળથી) ચેરમેન તરીકે એમની પાસે અનેક વાર આવી હશે જ. અને એમનેય ઘણું બધું લીનું સંકેલવું પડ્યું હશે? હા, પડ્યું હતું જ—એક ઘટના પૂરતો તો હું સાક્ષી છું.

વાત સાદી ન હતી. ઘણી ગંભીર હતી. ૧૯૪૮માં પી. સી. જોષીની "સુધારાવાદી પ્રત્યાઘાતી" નેતાગીરી સામે જેહાદ ચલાવીને, લગભગ ચૌદ વરસ અડીખમ

સિંહાસને જામી બેઠેલા જોષીને પદભ્રષ્ટ કરીને, મહામંત્રીપદે સત્તામાં આવનારા બી. ટી. રણદીવેએ અંધસાહસવાદી આત્મઘાતી નીતિ-રીતિ પક્ષને માથે લાદી. પક્ષના મોટા ભાગના નેતાઓ ભૂગર્ભવાસી અગર જેલમાં હોઈને રણદીવે માટે અત્યંત ધૃણાસ્પદ રીતરસમો અજમાવવાનું શક્ય બન્યું. ભૂગર્ભમાં અને જેલમાં પુરાઈ ગયેલા હરીફ નેતાઓના અસ્તિત્વને જ ભૂંસી નાખવાની સ્તાલિનશાહી તરકીબો માટે એમનો રસ્તો મોકળો બન્યો. રણદીવેની આ કારવાઈ સામે નાસિક જેલમાં પુરાયેલા ડાંગે અને યરવડા જેલમાં પુરાયેલા અજય ઘોષ અને ઘાટેએ ખબરદારી ઉચ્ચારી, અને જરૂર પડતાં તેઓ વિદ્રોહને રસ્તે વળ્યા.

હકીકતે તો, દેશની પરિસ્થિતિએ જ રણદીવેની નીતિને નિષ્ફળ પુરવાર કરી. અને થોડા જ સમય બાદ, ડાંગે, અજય અને ઘાટે સહિત હજારો કમ્યુનિસ્ટો ૧૯૫૧માં છૂટીને આવ્યા. રણદીવેનું સિંહાસન ડોલી તો ઊઠ્યું જ હતું. ત્યાં આ નેતાઓએ 'ઈપ્સ' (ઈનર પાર્ટી સ્ટ્રગલ)નું આયોજન કર્યું. એક પછી એક આક્ષેપોની ઝડી રણદીવે સામે વરસી રહી. અને રણદીવેને દૂષિત કારવાઈઓ માટે ગુનેગારના પીંજરામાં ઊભા કરવામાં આવશે, એમના શાસનકાળની ગુનાહિત કારવાઈઓ માટે એમને નસિયત કરવામાં આવશે, એમના હાથે ભોગ બનેલાઓને પુનઃપ્રતિષ્ઠિત કરવામાં આવશે, એવી ધારણાઓ પણ જાગી ગઈ.

પરંતુ, બન્યું ઊલટું જ. જેલની અંદર અજય અને ઘાટેએ અમને આપેલાં વચનો અને આશ્વાસનો એકાએક વરાળ બની ઊડી ગયાં. મારા જેવાને, બીજા કોઈના વલણથી નહિ, પણ ઘાટેના વલણથી, આઘાત થયો. ગુનેગારોને નસિયત કરવાની વાત વીસરાઈ રહી હતી; પાર્ટીના અન્ય નેતાઓનાં અગાઉનાં કુકર્મોની, આજ સુધી દટાઈ રહેલી કહાણીઓ બહાર આવવાને ભયે બધું જ બીતું સંકેલાઈ રહ્યું હતું. સેંકડો આગેવાનો પાસે ફરી ફરીને આત્મનિંદાઓ લખાવી લેનારા રણદીવેએ પોતાની ટીકાનો ઇનકાર કર્યો હતો; અને જે, કાંઈ 'ભૂલો' અંગે શરૂમાં એકરાર કર્યો હતો તેય પાછો ખેંચાઈ ગયો હતો.

ઘાટેનું આ રૂપ મારે માટે નવું હતું. મેં એમનામાં જે પ્રકારની નિષ્ઠાની અપેક્ષા રાખી હતી તેના પર આ એક નવો આઘાત હતો... મેં પાર્ટીની 'ઈપ્સ'માંથી મારો રસ પાછો ખેંચી લીધો અને પાર્ટીના ગુજરાતી મુખપત્રની જવાબદારી લેવાનો સ્પષ્ટ ઇન્કાર ભણ્યો; ત્યારે એક વડીલની લાગણીથી ઘાટેએ મારા વલણથી દુઃખી થઈ મને ધીરજ અને શાંતિનું દિલાસારૂપ આપ્યું... એય કેટલું મિથ્યા હતું! કદાચ ઘાટે સૌથી વિશેષ એ જાણતા હશે. મેં ત્યારે પાર્ટી છોડવાનો ઇરાદો સેવ્યો ન હતો એટલે પાર્ટીના 'ખડે પગા' મટી જવા છતાં પાર્ટી સભ્ય તરીકે ગુજરાતી મુખપત્ર અને ઇતર સાહિત્યની મર્યાદિત જવાબદારી લેવાની ખાતરી આપીને ત્યારે તો મેંય તેમને જીતી લીધા હતા. પણ એય કેટલું મિથ્યા નીવડ્યું!

ખેર... હવે એટલું તો માનું છું કે ભારતમાં જ્યારે કમ્યુનિઝમનું નામ પણ થોડાકને કાને પડ્યું હતું ત્યારથી — ૧૯૨૨થી — ઘાટે એના તરફ આકર્ષાયેલા; ૧૯૨૫થી કમ્યુ. જૂથો સાથે સંકળાયેલા; અને ૧૯૨૮માં કમ્યુનિસ્ટ પાર્ટીનો પિંડ બંધાયો ત્યારે તેના સેક્રેટરી તરીકે, કામદાર આંદોલનોના નેતા તરીકે, અને પછી પક્ષના મુખ્ય મથકના સંચાલક, ટ્રેઝરર અને કન્ટ્રોલ કમિશનના સભ્ય તથા ચેરમેન તરીકે ઘાટે રહ્યા: આ બધાં વરસો તેમણે સમર્પણની ભાવનાથી ગાળ્યાં હતાં; અને આ બધાં વરસો દરમ્યાન ઘાટે બીજા અનેક નેતાઓ કરતાં વિશેષ 'માનવ' રહી શક્યા હતા...

શક્ય છે કે ઘાટેએ મને બંધાવેલ કુટકળ દિલાસારૂપ અને મેં તેમને આપેલા કુટકળ આશ્વાસનની જેમ મારી આ માન્યતા પણ કુટકળ જ હોય. ખેર... છેવટે, તો એક માણસ બીજા માણસને કેટલું ઓછું ઓળખી શકે છે! એમાંય પક્ષોના જાળામાં જિંદગી વિતાવી દેનારાને વિષે, તો કશો જ દાવો શી રીતે થઈ શકે?

૧૨-૧-૭૧]

## ગામડે ગામડે ગાંધી ?

ગાંધીયુગમાં માટીમાંથી માણસ બન્યા અસંખ્ય લોકો એમાં સ્વ. ડૉ. રસિકભાઈ જેવાનું કાઠું અદકું વિકસ્યું. નાનકડા પછાત સાબરકાંઠા પ્રદેશમાં મોડાસા ગામમાં આવીને એ ઠરીઠામ થયા. ૨૭ વર્ષની એકધારી સાધનાના સુપરિણામરૂપ એક નાનકડી હૉસ્પિટલ ગામને વારસામાં આપી ગયા.

હૉસ્પિટલો તો બધે છે ને દર વરસે વધતી જ જાય છે. એનાં ઉદ્ઘાટનો ભારે ધામધૂમપૂર્વક થતાં રહે છે. એમાં પ્રધાનો અને શ્રીમંતોને આમંત્રીને એમની પધરામણીનો લાભ લેવાની ગણતરી થતી હોય છે. ગણતરી અરધીપરધી જ ફળતી હશે, પણ એનો લોભ તો વધતો જ જાય છે. પ્રધાનો ને શ્રીમંતોને નાકેય દમ આવે એટલી પડાપડી એમને જ્યાંત્યાં ઘસડી જવા માટે થતી હોય છે, અને જનાશય ટેવાતા જાય છે!

મોડાસામાં આ ત્રીજી તારીખે કંઈક જુદું બન્યું. ત્યાં ત્રણ પ્રસંગો હતા. ત્રણમાંથી એકે પ્રસંગે મુખ્ય મહેમાન તરીકે શોભાવવા ન તો પ્રધાનોને આમંત્ર્યા હતા, ને તો ધનિકોને. આમંત્રિતોમાં એક હતા શ્રી ઉમાશંકર જોશી જેવા વિદ્યાપુરુષ. એમાં એક વધુ ઔચિત્ય પણ હતું, તે એ કે તેઓ એ પ્રદેશનું જ ફરજંદ છે. ત્યાંની સંસ્થાઓ અને કાર્યકરો સાથે સારો પરિચયમાં આવ્યા છે. બીજા કાર્યક્રમ માટે હતા શ્રી બબલભાઈ સમા સેવાપુરુષ. જે પુરુષાર્થી પુરુષની પ્રતિમાની અનાવરણ વિધિ એમણે કરી તે હતા એ પ્રદેશની છેલ્લી અર્ધશતાબ્દીની લગભગ એકેએક જાહેર પ્રવૃત્તિના પ્રણેતા દાદા (મથુરાદાસ ગાંધી). બબલભાઈ માટે એમની પ્રતિમાના અનાવરણનો આ પ્રસંગ અત્યંત ભક્તિભરી અંજલિનો હતો. અને ત્રીજો પ્રસંગ હતો હૉસ્પિટલના એક નવા 'સારવાર સદન'ના ઉદ્ઘાટનનો. એને માટે આમંત્રવામાં આવ્યા હતા એક નિષ્ણાતને— ડૉક્ટર હરિભક્તિને.

આ બધા ઉપરાંત આ આખા સમારોહના પ્રમુખપદે જેમને આમંત્ર્યા હતા તે હતા ગુજરાતના નિર્વ્યાજ સંત સમા રવિશંકર મહારાજ.... આમ મુખ્ય મહેમાનોમાં એક હતા સંત, બીજા હતા સેવક, ત્રીજા વિદ્યાપુરુષ અને ચોથા એક નિષ્ણાત. ન પ્રધાન, ન શ્રીમંત એકે.

સાડાત્રણ કલાકના લાંબા કાર્યક્રમ દરમ્યાન ક્યાંય કોઈ મોટેરાઓની ખુશામદ ન હતી; ફંડફાળાની અપીલો ન હતી. જે કંઈ હતું તે દરેક વક્તાને મુખે પ્રગટ થતું એક જ ગુંજન. 'દાદા' (મથુરાદાસ) અને 'ભાઈ' (ડૉ. રસિકભાઈ)ની પ્રતિભાઓનું ભક્તિ અને આદરભર્યું સ્મરણ-અનુરણન.

મહાત્મા ગાંધીએ આ દેશના અસંખ્ય લોકોને માટીમાંથી માનવી બનાવ્યા. ૧૯૨૦-૨૨ની મહાત્માની હાકલે મથુરાદાસ જેવા અસંખ્ય જિંદાદિલો મુંબઈનો ધંધો-રોજગાર છોડી પોતાના પછાત વતનમાં પલાંઠી વાળી બેસી ગયા હતા. એક હાથમાં હતું સ્વરાજનું સાત્ત્વિક રાજકારણ; બીજા હાથમાં હતું સ્વરાજનું શાંત રચનાકારણ. સત્યાગ્રહો ને ખાદી ઉત્પાદન, જેલગમન ને અસ્પૃશ્યતા-નિવારણ.... ગાંધીનાં આ રામબાણો ધારણ કરનારા લવ-કુશોની પ્રતિભાઓ આખા દેશને નવી મર્દાનગી ને નવી જિંદાદિલી દઈ રહ્યાં હતાં.

સાબરકાંઠાનુંય એ સદ્ભાગ્ય હતું કે 'દાદા'ની હૂંફે 'ભાઈ' એમનું કાઠું અદકેરું દાખવી રહ્યા હતા.

[અનુસંધાન પૃ. ૪૪ ઉપર]

અસત્યની હજારો આવૃત્તિ થયાથી તે સત્ય થતું નથી, તેમ જ સત્ય કોઈની આંખે ન દેખાય તેથી અસત્ય બનતું નથી.

નવજીવન ૧-૩-'૨૫ — ગાંધીજી

[illegible]

[[illegible]]

બાબુભાઈ મણિલાલ ગાંધી, અમદાવાદના સૌજન્યથી

હું કેવળ સત્યનો ભક્ત છું અને સત્ય સિવાય
બીજો કોઈ મારો ગુરુ નથી.

—ગાંધીજી

રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય

# રાષ્ટ્રિય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'; ચાલો આપણે 'હું' અને 'મારું' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રિયતામાં એકરૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સંયોજ કૃતનિશ્ચય બનશે ત્યારે જ આપણે ખરા સ્વતંત્ર થઈશું."

—ગાંધીજી



[illegible]ના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય

રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય

રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય

# વિશ્વમાનવ



કનૈયાલાલ મુનશી

માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું સામયિક: ૧૯૭૧ ફેબ્રુઆરી: વાર્ષિક રૂ. ૧૨: છૂટક રૂ. ૧.૫૦ ૧૨૨

# દરેક મતદાર નિર્ણય કરે કે—

૧ : ધાકધમકી, લાંચ કે વ્યસનને વશ થયા વગર હું મારો મત આપીશ.

૨ : શાંતિમય માર્ગે પરિવર્તનમાં માનનારને અને સામાજિક ન્યાય માટે મથનારને હું મારો મત આપીશ.

૩ : હિંસા, સામ્પ્રદાયિકતા, જ્ઞાતિવાદ, પ્રદેશવાદ કે પરરાષ્ટ્રનિષ્ઠા સ્વીકારનારને તેમ જ લોકશાહી પ્રક્રિયાઓ વિષે અશ્રદ્ધા ધરાવનારને મારો મત આપીશ નહિ.

૪ : વ્યક્તિગત લાભથી પ્રેરાઈને પક્ષપલટો કરનારને મારો મત આપીશ નહિ.

૫ : ચૂંટણીની પ્રક્રિયા શુદ્ધિથી અને સહિષ્ણુતાથી ચાલે તેમાં હું જાગ્રતપણે રસ લઈશ.

લોકશાહી સુરક્ષા સંઘના આશ્રયે અમદાવાદમાં તા. ૧૦–૧–૧૯૭૧ના રોજ મળેલ સંમેલને સર્વાનુમતે પસાર કરેલ ઠરાવ.



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા–૧ (ફોન: ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (દ્વૈમાસિક)

**વિશ્વમાનવ** [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ.૧૨ શિ.૨૪ છૂટક રૂ.૧.૫૦]

પરામર્શ નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી
સંપાદન પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * મુકુંદરાય મુનિ * સુમન શાહ * સુભદ્રા ગાંધી
ચિત્રરેખાંકન નગેશ પિંગળે (વડોદરા) * સી. એમ. નાસિકકર (વડોદરા)
પ્રકાશન પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯ (ફોન : ૭૯૪૩૬)
મુદ્રણ એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ–૭
હિસાબ–લવાજમ જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા–૧

* સંપાદકીય પત્રવ્યવહાર: પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (વિવેચન): સુમન શાહ, સ્ટેશન રોડ, કપડવંજ (જિ. ખેડા)
મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી એન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રોસલેન, મુંબઈ–૩

**વિશ્વમાનવ**

# લોકશાહી સમાજવાદ : સમાજવાદી લોકશાહી

આપણા દેશે 'લોકશાહી સમાજવાદ'નો આદર્શ સ્વીકાર્યો છે. પરંતુ, વ્યવહારમાં જેમ બીજા ઘણા દેશોમાં બનવા પામ્યું છે તેમ, આ આદર્શ 'સમાજવાદી લોકશાહી'માં રૂપાંતર પામ્યો છે. આ રૂપાંતર સૈદ્ધાંતિક દૃષ્ટિએ અને વ્યાવહારિક દૃષ્ટિએ ચિંતાજનક છે.

૧૮૨૭માં રૉબર્ટ ઓવેન (બ્રિટિશ યુટોપિયન : ૧૭૭૧–૧૮૫૮)ના અનુયાયીઓએ ઓવેનના મુખ-પત્ર 'કો-ઑપરેટિવ મૅગેઝિન'માં 'સમાજવાદ' શબ્દનો સર્વપ્રથમ વિનિયોગ કર્યો હતો. ત્યારે તેમાં એટલું તો સ્પષ્ટતઃ અભિપ્રેત હતું કે તે જમાનામાં પ્રવર્તમાન 'લેસા ફેર' (એટલે કે રાજ્યની દખલ વિનાની મુક્ત, હરીફાઈયુક્ત મૂડીવાદી) સમાજરચનાને સ્થાને 'સહકારયુક્ત' (કો-ઑપરેટિવ) સમાજરચનાનો પુરસ્કાર થવો જોઈએ, જેમાં રાષ્ટ્રીય ઉત્પાદન ઉપર સૌ શ્રમિકોનો ન્યાયી અધિકાર હોય, અને તેની વ્યવસ્થા લોકશાહી પદ્ધતિની હોય.

અલબત્ત, આ પૂર્વે ફ્રાન્સના ઉમરાવ કુટુંબના ક્રાંતિકારી નબીરા *સેન્ટ સાયમને (૧૭૬૦–૧૮૨૫) સમાજવાદની વિભાવનામાં 'સહકાર' ઉપરાંત 'આયોજન'નું તત્ત્વ ઉમેર્યું હતું; અને રાષ્ટ્રીય આયોજનની જવાબદારી રાજ્યની લેખી હતી. તેણે વિજ્ઞાન, યંત્રવિદ્યા અને ભૌતિક વિકાસ ઉપર ઝોક આપ્યો હતો. બીજી બાજુ, ફ્રાન્સના વિચારક ફુરીઅરે (૧૭૭૨–૧૮૩૭) સમાજવાદનું એક નવું પાસું રજૂ કર્યું હતું; તે હતું નાનકડા વિકેન્દ્રિત સ્વપર્યાપ્ત કૉમ્યુનિટીવાળા સમાજનું. ફુરીઅરનો ઝોક વ્યક્તિની સર્જનાત્મક અભિવ્યક્તિ ઉપર હતો.

આમ, સમાજવાદી ચિંતનના આરંભથી બે પ્રવાહો દૃષ્ટિગોચર થાય છે. એક, વૈયક્તિક નૈતિક અને બીજો સામૂહિક ભૌતિક ઝોકવાળો.

આ પછી ફ્રેન્ચ ક્રાન્તિકારી લેખક પિઅરી જોસેફ પ્રૂધોં (૧૮૦૯–૧૮૬૫) ખાનગી મિલકત ઉપર આકરા પ્રહારો કરે છે અને ફુરીઅરના વૈયક્તિક-સ્વાતંત્ર્યલક્ષી તંતુને બળ આપે છે. કુટુંબને કેન્દ્રમાં રાખીને સ્વૈચ્છિક સંમતિનો તે આગ્રહ સેવે છે. ત્યારે, જર્મનીનો યુગપ્રવર્તક ક્રાંતિકારી કાર્લ માર્ક્સ (૧૮૧૮–૧૮૮૩) સેન્ટ સાયમનના ભૌતિકવાદી સામૂહિકતા-આધારિત પ્રવાહને પુષ્ટિ આપે છે, અને જગતના વિકાસમાં પોતે ચાવીરૂપ માનેલા વર્ગસંઘર્ષના સંદર્ભમાં, શહેરી કામદારવર્ગ (પ્રોલેતારિયત)ની સરમુખત્યારીને કેન્દ્રમાં સ્થાપી વૈજ્ઞાનિક સમાજવાદનું શાસ્ત્ર રચે છે.

આ પછીની દુનિયાએ અનેક સંમિશ્રણોયુક્ત સમાજવાદના પ્રયોગો કર્યા છે (દા. ત. સિન્ડિકેલિસ્ટ, ગિલ્ડ, ફેબિયન, કો-ઑપરેટિવ, એનાર્કિસ્ટ, ક્રિશ્ચિયન તથા નેશનલિસ્ટ વગેરે). ઝારના રશિયામાં લેનિને

---

* સેન્ટ સાયમને ફ્રેન્ચ ક્રાન્તિ દરમ્યાન ક્રાંતિકારીઓના પક્ષે સક્રિય ભાગ ભજવેલો અને સ્થાનિક 'કમ્યુન'નો તે પ્રમુખ પણ બનેલો. આ અગાઉ તેણે અમેરિકા જઈને ત્યાંની ક્રાંતિમાં પણ એક રેજિમેન્ટના કર્નલ તરીકે ભાગ લીધેલો.

માર્કસપ્રણીત ક્રાંતિવિજ્ઞાનને નવો વળાંક આપીને કામદારક્રાંતિ સિદ્ધ કરી, સામ્યવાદી સમાજવાદની સ્થાપના કરી, ત્યારથી બે પ્રબળ પ્રવાહો સમાંતરે વહેતા રહ્યા છે: એક છે લોકશાહી સમાજવાદનો; બીજો છે સામ્યવાદી સમાજવાદનો. પહેલો પ્રકાર તે વ્યક્તિસ્વાતંત્ર્ય-આધારિત સહકારયુક્ત લોકશાહી દ્વારા સમાજવાદની સ્થાપનાનો: બીજો પ્રકાર તે હિંસક વર્ગસંઘર્ષયુક્ત અને કામદારવર્ગી સરમુખત્યાર રાજ્યસત્તાને હસ્તક ઉત્પાદન અને વિતરણનાં અધિકતમ સાધનો ધરાવતો રાજ્યસત્તાવાદી સમાજવાદનો.

આ છતાં, નોંધપાત્ર ઘટના તો એ છે કે આરંભમાં માર્ક્સવાદી અસર નીચે આવેલાં અનેક સમાજવાદી જૂથોએ સમય જતાં, માર્ક્સની હિંસક ક્રાંતિ અને કામદારવર્ગી સરમુખત્યારીની અનિવાર્યતાને તિલાંજલિ આપી ખરી, પરંતુ ક્રાંતિના એક મુખ્ય સાધન તરીકે, માર્ક્સવાદી સમાજવાદના અકરૂપ વર્ગવિગ્રહનો ત્યાગ ન કર્યો. વૈયક્તિક સ્વાતંત્ર્ય અને લોકશાહીને સ્વીકાર્યા છતાં, રાજ્યહસ્તક ઉત્પાદન વિતરણનાં સાધનોનો આગ્રહ જતો ન કર્યો. પરિણામે, એક નવો જ પ્રકાર પેદા થયો. તે છે 'સમાજવાદી લોકશાહી' સમાજનો. ખાસ કરીને, બીજા વિશ્વયુદ્ધ પછીનાં નવોદિત રાષ્ટ્રોમાં આ પ્રકાર વધુ દેખા દે છે.

વાસ્તવમાં આ 'સમાજવાદી લોકશાહી' એક આંતરવિરોધી ઘટના છે. કેમ કે માર્ક્સવાદી વર્ગવિગ્રહ અને રાજ્યવાદનો લોકશાહી સાથે મેળ ખાય એમ નથી. એમાં તો ઊલટી વૈયક્તિક વિકાસ અને સ્વાતંત્ર્ય-આધારિત લોકશાહીની વિકૃતિ છે; એમાં તો 'સમાજવાદ' મુખ્ય છે અને 'લોકશાહી' ગૌણ છે. 'સમાજવાદ' સાધ્ય છે, 'લોકશાહી' સાધન. આમ, વર્ગવિગ્રહી રાજ્યવાદી અશુદ્ધ સાધ્ય એક વાર નિશ્ચિત રીતે પકડાઈ ગયા પછી સાધન વિશે વ્યવહારમાં ઉપેક્ષા રહી છે. અંતે, 'લોકશાહી'ના ભોગે 'સમાજવાદ' એકમેવ પ્રેરણા બની રહી છે.

આથી ઊલટું 'લોકશાહી સમાજવાદ'માં સમાજવાદનું નિર્ણાયક તત્ત્વ લોકશાહી છે. તે સમાજવાદના રૂપને ચોક્કસ દિશા અર્પે છે, અને અંતિમ આકાર પણ તે જ આપે છે. એટલે કે, લોકશાહી પ્રક્રિયા દ્વારા જન્મે અને લોકશાહી પદ્ધતિએ જ જીવંત રહે એવો જ, અને એટલો જ સામાજિક ન્યાય સમાજવાદ તરીકે આવકાર્ય ઠરે.

ટૂંકમાં, 'લોકશાહી' એ સાધન નથી, મૂલ્ય છે. એ મૂલ્યને અનુરૂપ પ્રક્રિયા દ્વારા જ 'સમાજવાદ' સિદ્ધ કરવાની તેમાં પ્રતિજ્ઞા છે, અન્યથા નહિ. આનો અર્થ એ કે લોકશાહી પ્રક્રિયા જેટલી અપૂર્ણ, દૂષિત, વિકૃત તેટલે અંશે ફલસ્વરૂપ સમાજવાદ અપૂર્ણ, દૂષિત અને વિકૃત, એ પ્રકારનું સમીકરણ સિદ્ધ થાય છે.

આ દૃષ્ટિએ, લોકશાહી સમાજવાદની નિષ્ઠા ધરાવનારાએ સમાજવાદનાં સૂત્રો પર નહિ, ઉત્તરોત્તર વધતા જતા સામાજિક ન્યાયની દિશા, પ્રક્રિયા અને ક્રમિક પદ્ધતિ ઉપર લક્ષ કેન્દ્રિત કરવું રહે છે.

ગાંધીએ પ્રબોધેલા સાધ્ય-સાધન-ઐક્યનું રહસ્ય અહીં છતું થાય છે. ગાંધીને અભિપ્રેત સાધન (પ્રક્રિયા) પોતે જ સર્જનાત્મક હોઈને તે સાધ્યમાં મૂલ્યરૂપે રૂપાંતર પામે છે—બલ્કે, શુદ્ધ પ્રક્રિયા શુદ્ધ પરિણામને જન્મ આપે છે, અને શાશ્વતી બક્ષે છે.

૧૭-૨-૧૯૭૧

—ભોગીલાલ ગાંધી




## મદારીનું પ્રણયગીત | રમેશ પારેખ

મારી છાતીના રાફડામાં ચાહવું બનીને
એક ગોટમોટ પોઢેલો નાગ છે
આવ સખી આવ... એને છંછેડી નાખ
તારી મહુવરમાં મૂંઝાતો રાગ છે

આંખોમાં કોઈ પાન ઊગ્યાનું ઘેન હાથચાલાકી જેટલું જ પોલું
વાદીનો ખેલ કોઈ ખાંધથી ઉતારે તો ખુલ્લા આકાશભર્યું બોલું
મારી પાસે એક ખોબો ભરીને નર્યો હું છું ને થીજેલી આગ છે
મુઠ્ઠી તો ખોલ, એમાં સુક્કીડિમાંગ બે'ક ડાળખી સિવાય બીજું શું છે?
કેવી કરપીણ આ તે ઘટના ભાળું કે સખી તુંય તારાં આંસુઓ ન લૂછે
ખરી જતા સગપણની વચ્ચે ફેંકીને એમ કહેવામાં આવ્યું : આ બાગ છે

મારી છાતીના રાફડામાં ચાહવું બનીને
એક ગોટમોટ પોઢેલો નાગ છે
એક ગોટમોટ પોઢેલો નાગ છે

## નૂતન ૨૦૨૭ વર્ષ | રાધેશ્યામ શર્મા

નિઃશબ્દતાના નકશીદાર દ્વાર પર
શબ્દધ્વનિ ટકોરા કરી શકે તો
વહી આવતા વર્ષોને થીજવીને
ટમટમતાં કોડિયાંની દીપશિખાને
સંકોરી ઝળહળતી કરી શકાય
બોલું બોલું કરતી સિંહાસન બત્રીશી
વીર વિક્રમની આણને સાચવી લેતી
સંવતના સૂરજોની કિરણાવલિ પ્રગટાવે
અને ત્યારે
આકાશની ભીની ભૂરાશ પીધેલ તારકોની
ધરાના લીલા લાવણ્ય પર બીજવર્ષા મૂકાવે
ઉલૂકોની આંખમાં રા' થયેલા તારકમંડળ
આંગણામાં ઊગેલા રાગના સાથિયાને
સળગીને ઓચિંતા પ્રગટ કરી દે,
તેના અજવાસે દાન્તેનો પે...લો દરજી
ગજકાતરને કોરાણે મેલી
'શિવ શિવ' કરતો સીવવા માંડે!

# ત્રણ કાવ્યો | સ્નેહરશ્મિ

## ૧. નૅશનલ હાઈવે પર

નજરથી દૂર
નૅશનલ હાઈવે પર એનું ઘર;
રાત.

રણમોરચે જતી
બખ્તરિયા ગાડીઓની
હાઈવે પર કતાર.

લશ્કરી વાહનોના
અંધારપટક્ષીણ પ્રકાશમાં
સહેજ સળવળી
ગાઢ અંધકારમાં ડૂબી
અબોલ બની જતો હાઈવે.

બખ્તરિયા ગાડીઓમાંના જવાનોની
અંધકારવીંટી આકૃતિમાં
પરિચિત રેખા ઝડપવા વલખતી
ઘરની મેડીની બારી પર
ચિન્તાભરી અનિમિષ બે આંખ.

"મિયાઉ" —
નિષ્ફળ ગયેલો સ્નિગ્ધ સંકેત,
પગની પાની પર, મૃદુ સ્પર્શ:
ફરીથી "મિયાઉ" —
અધીર આર્દ્ર.

હૈયા સરસી
લપેટાતી મીનીના
ચેતનભર્યા સ્પર્શને
આર્દ્ર કરતી
ગાલ પરથી ટપકતી
આંખો.

અંધકારમાં વિલીન થતી
બખ્તરિયા ગાડીઓના ગગડાટને
અખાત્રીજના જુવાળ જેવી
નીરવતાની ભરતીમાં
ડુબાડતી મધરાત —
ને હૈયા પર
અકળ સંવેદનામાં બિડાતાં
મીનીનાં ચંચળ પોપચાં પર
ઊતરવા મથતો
નિશ્ચિન્તતાનો ભાર.

## ૨. ડમરો

"આસ્રા અલબેલા ભાઈબંધ
કે ચાલ્યા ચાકરી રે લોલ
ભાઈબંધ, ડમરો લેતા જાજો,
કે આગળ નહિ, મળે રે લોલ.
મારી અલબેલી વાડીમાં
કે ડમરો નેપજે રે લોલ."

રણમોરચે જતી ટૅકોના
ખડખડાટ ને ઘણઘણાટ વચ્ચે
ગણગણતો હતો એક ટૅંક પર
એક જવાન ડમરાનું ગીત.
લાધ્યું'તું એને એ
એના છાત્રાલય પાસેના
સ્વપ્નિલ રસ્તા પરથી દર પરોઢે
પસાર થતા દૂધવાળાના
મુક્ત કંઠમાંથી.

કોઈ નવી જ સંવેદના સાથે
એના રોમરોમમાં આજે
રણકી ઊઠ્યું હતું એ.

હાથવેંતમાં હતી
ગીતના બોલ સાર્થ થવાની પળ,
ને ડમરાની ફોરમ
મધમઘી રહી હતી એના પ્રાણમાં
ત્યાં ઘેરાઈ ગઈ
આથમણી ક્ષિતિજ —

આંધી? તીડ? હિમ?
પ્રલયની ઝાળ?—
'વાડી વેરાન નહિ થાય—
નહિ થાય! નહિ થાય!'—
રટતો નીકળી પડ્યો એ
ઘેરાતી આંખે સામે
બાથ ભીડતો,
"દોસ્ત, ડમરો!"—
બોલી ઊઠ્યો સાથી એનો
ડમરાના એના ગુંજનમાં વિક્ષેપ પાડતો
ને ધરતો એની આંખ સામે દૂરબીન.

બીજી જ ક્ષણે
દુશ્મનની રાક્ષસી ટેંક પર
તૂટી પડ્યો એ
ને એક ટેંકના ભંગાર પર
બિડાતાં તેનાં નેણમાં
મઘમઘી ઊઠ્યો
મુક્ત પ્રફુલ્લ
ડમરો

### ૩. દુશ્મન

સુકાન પરની
સુદૃઢ પકડની જેમ
હાથમાં બંદૂક સાથે
ચોમેર સાવધ નજર નાખતો
ગણી ગણીને ડગલાં માંડતો
ખીણમાં આગળ વધી રહ્યો હતો
એક જવાન.

સહસા તેની નજર પડી
શત્રુદળના ગણવેશમાં
થોડેક દૂર પડેલા એક સૈનિક પર.
બરોબર નિશાન લઈ
જવાન આગળ વધ્યો.
નિશ્ચલ હતો
ભોંય પડેલો સૈનિક.
તેની પડખેનો
ને ગણવેશ પરના
ઠરી ગયેલા લાલ રંગ પર
ચળકતાં હતાં સૂર્યકિરણ.

બંદૂક પરની પકડ ઢીલી થઈ,
સૈનિકની બંધ આંખ
ને ઉઘાડા મોં પર પડતાં
સૂર્યકિરણોથી એ દાઝ્યો,
સહસા તેનો હાથ વળ્યો
પોતાના કોટના ખીસા તરફ

અકળ ભાવથી
જોઈ રહ્યો એમાંના
રેશમી રૂમાલને.
જોઈ રહ્યો તે
કમળ ને કમળપત્રોથી ભરેલું
રૂમાલ પરનું સરોવર,
તેમાં પાણી ભરતી પનિહારીઓ,
તરતાં બતક,
તળાવમાં ઊતરતું ધણ
ને ઊગતો સૂરજ.
જડાઈ ગઈ એની નજર
રૂમાલ પરના આશીર્વચન પર;
હરિ તારો બેલિયો, મારા લાલ.

સૂર્ય તરફ પીઠ કરી જવાન,
સૈનિકના મોં પર છાયા પાથરતો ઝૂક્યો
ઢાંકી દીધું એને
રક્ષામંત્ર અંકિત રૂમાલથી,
ને કોક અજાણ્યા ગામની માતાના
હૃદયના અબોલ વેદનાના સ્પર્શથી
તરંગિત થઈ ઊઠેલી
એની સકળ સંવેદના
પોઢેલા સૈનિક તરફ
પીઠ કરી જતી એની કેડી પર
ઢોળાઈ રહી.

# શ્રી ભગવાન ઉવાચ | ભૂપેશ અધ્વર્યુ

—પછી ત્યાં ઊમટ્યા જાદવ્ જોદ્ધા.
સહુની આંખ મહીંથી સાંધ્યરંગનું આભ ખરે છે.
આંખ આભને રચે—ખરે ને ફરી રચે ને ફરી ખરે
ને ફરી—

મહીંથી
માત્ર રાખથી ભરી ચસોચસ કાંસ નિજની,
અને પ્રવાહી શબનો રેલો ઝર્યાં કરતું નાક, લઈ ને
વીર, પૌરુષી, જોદ્ધાના પેટે પ્રસવેલું સ્વપ્ન,
ઋષિનો શાપ બનીને,

કરી એક ચીત્કાર, ધસે છે.
હે મદકુંભના દેવ, યુદ્ધના યૂપસ્તંભપે લક્ષ જાદવો
મતસમિધે હવિ ભક્ષવા હવે કરું આહ્વાન તમોને,
સ્વાહા—

સ્વાહા,.....
કુંજગલનથી વાંસળીઓનાં પગલાં આવ્યાં?
સ્વાહા,
મોરપીચ્છશા મુખની ઉપર
વૃંદાદલની પામરીઓનું તેજવલય પ્રગટેલું
(કો દી સ્વર્ણદ્વારિકા તામ્ર બને તો
સ્વર્ણ બનાવે એવું,

તડકા જેવું) લાવ્યા?
ક્યાં છે?
અસ્ત્રશસ્ત્રથી ચમકેલા વાયુને જોતું
એક પિપ્પલી-વૃક્ષ અચાનક લથડે.
એનાં લીલાં પર્ણો પરથી ઓસબિંદુઓ ખરે તૃણપે;
પલાશરંગી ઉત્તરીય પે ખરે,
સ્વાહા—ખરે કેશ પે—સ્વાહા—સ્વાહા—
ખરે કપોલે—સ્વાહા;

સ્વાહા,—શ્યામ રંગના શરીર ઉપર પડે,
આંખમાં આંસુનો આભાસ બનીને ઝરે,
અને હથેળી મહીં ચૂંથલાં મોરપીચ્છના છિન્ન
તાંતણા કંપી કંપી ઊડે.

સ્વાહા, સ્વાહા.
પ્રિય સખા ત્યાં નથી ધનંજય.
નથી પાંડવો, ધાર્તરાષ્ટ્ર યે નથી.
છતાં યે કુરુક્ષેત્રને કૃષ્ણ એકલો,
ધીરે ધીરે વધુ લથડતા તુંગ પિપ્પલી
વૃક્ષ નીચેથી, કહે:

હવે ક્યાંકથી અટવીએ અટવીએ ફરતો,
મુજ છળેલા સ્વર્ણ વિશ્વથી સાવ અજાણ્યો,
કોક પારધી આવે;
મારા ચરણપદ્મના હરિણ જાને કેમ કરીને એ સાંખે?

# ગઝલ | હરિકૃષ્ણ પાઠક

'આંગણું' આકાશને ઘેરી વળ્યું
ઘર તમારું એટલું ઓરું હતું.

વાત લંબાવ્યા કરી એ પામવા—
સાચને પણ જૂઠનું મ્હોરું હતું!

શ્વાસ એવી આશથી ચાલ્યા કર્યા:
લૂ મહીં યે ક્યાંક તો ફોરું હતું.

આખરે આકાશ તો વરસી પડ્યું;
મન ધરાનું સાવ ક્યાં કોરું હતું!

વિસ્તર્યાં કરતી ક્ષિતિજોએ કહ્યું:
ક્યાં કશું આઘું – કશું ઓરું હતું.

[ વિશ્વમાનવ:

## આવતી કાલ | માધવ રામાનુજ

આવતી કાલ
પડી છે અકબંધ
મારા પટારામાં.

સિગરેટના ધુમાડા જેવી ક્ષણો
શ્વાસમાં ભળી ભળીને
ઊડી જાય છે.

પંખી હોઉં તો
પાછો ફરું માળામાં રોજ સાંજે,
ચાંચમાં ચણ લઈને.

પણ જીવવાનું છે મારે
ક્ષણોની ચાંચમાંથી ખરતા
સમયની ચણ ચણીને.
પણ ક્ષણોએ ક્યાંય
બાંધ્યા હશે માળા?

કે સાધુ તો ચલતા ભલા?
કે પાની તો બહતા ભલા?
હા શબ્દો કવિ પાસે પાછા ફરે છે
સાંજ પડ્યે,
ચાંચમાં નવો લય લઈને.
સાંજ ગમે ત્યારે પડે.
લય ગમે ત્યારે જડે.
કાલની જરૂર ભાઈ,
ગમે ત્યારે પડે; એટલે જ
અકબંધ.....

હા, ગઈ કાલ પાસે
થોડાંક પગલાંની સચવાઈ રહી છે છાપ
અને આવતી કાલ તો—
મારા અસ્તિત્વની સભાનતામાં—
મારા સમયમાં—

## આંખમાં | મનસુખ વાઘેલા

શબ્દના શમને હવે ક્યાં દાટવું?
જન્મની ક્ષણ તો તમારી આંખમાં.

કોઈ દી સૂરજ આ તૂટી જાય તો?
પાંપણોનો ભ્રમ ભમે છે આંખમાં.

પુલ પર અંધાર કોનો તરફડે?
બત્તીઓનાં તેજ જાગતી આંખમાં!

આમ ને આમ જ બધા ક્યાં ચાલશે?
પાતળા રસ્તા નથી જ્યાં આંખમાં!

લીમડાની ડાળીની લીલાશ ક્યાં?
પાનખરનાં પાન મારી આંખમાં.

# ભટ્ટનાયકની દૃષ્ટિએ રસ અંગેનો અભિવ્યક્તિવાદ

તપસ્વી નાન્દી

ભટ્ટનાયકના રસનિષ્પત્તિ અંગેના વિચારનો ઉલ્લેખ અભિનવગુપ્તપાદાચાર્ય પોતાની અભિનવભારતીમાં અને ધ્વન્યાલોકલોચનમાં કરે છે. આથી ભટ્ટનાયક તેમના પુરોગામી હતા એ નિર્વિવાદ સિદ્ધ છે. છતાં, ભટ્ટનાયકે પોતાનો મત દર્શાવતાં રસના અભિવ્યક્તિવાદની આલોચના કરેલી જોવા મળે છે તે સ્પષ્ટ રીતે આનંદવર્ધનને નજરમાં રાખીને જ હોવી જોઈએ. ઉપર જણાવ્યું તેમ ભટ્ટનાયકનો મત અથવા તેમના મતનો સાર જેવો અભિનવે આપ્યો છે તેવો તેમના અનુગામીઓએ ઝીલ્યો છે, તેથી જેવું નિરૂપણ અભિનવે કર્યું છે તેના ઉપરથી જ મમ્મટે કાવ્યપ્રકાશમાં તથા હેમચંદ્રે વિવેકમાં નિરૂપ્યું છે. ભટ્ટનાયક વ્યંજનાવિરોધી હતા અને આનંદવર્ધને સ્થાપેલા વ્યંજનાવાદના ખંડન માટે, અર્થાત્ ધ્વનિધ્વંસ માટે જ તેમણે હૃદયદર્પણ નામનો ગ્રંથ રચ્યો હતો જે હાલ ઉપલબ્ધ નથી. તેમના *વિચારો અત્યંત પ્રામાણિક હોઈ તેમનો સબહુમાન* ઉલ્લેખ અભિનવ અનેક જગ્યાએ કરે છે, તેથી રસનિષ્પત્તિ અંગેના તેમના મંતવ્યની નોંધ જેવી અભિનવે કરી છે તેવી મૂળમાં પણ હશે જ એમ માનીને આપણે ચાલીશું. ભટ્ટનાયક રસનિષ્પત્તિ અંગે 'ભુક્તિવાદ' આપે છે, જે અંગે પ્રસ્તુત લેખને કોઈ નિસબત નથી. પણ, પોતાના મતના સ્થાપન દરમ્યાન તેમણે રસના અભિવ્યક્તિવાદનું જે ખંડન કર્યું છે એ અંગે એક વિચાર આપવા અહીં પ્રેરાયો છું.

ભટ્ટનાયકનો મત જે અભિનવે પોતાની અભિનવભારતીમાં ટાંક્યો છે તેમાં નીચે પ્રમાણે વાંચવા મળે છે:—

"रसो न प्रतीयते। नोत्पद्यते। नाभिव्यज्यते। ...शक्तिरूपत्वेन पूर्वं स्थितस्य पश्चादभिव्यक्तौ विषयार्जनतारतम्यापत्तिः। (Ns. G. O. S. Vol. I. p. 276, Edn. '56).

અર્થાત્ —રસ પ્રતીત થતો નથી. ઉત્પન્ન થતો નથી. અભિવ્યક્ત થતો નથી.....શક્તિસ્વરૂપે પૂર્વસ્થિત [રસની] પાછળથી [થતી] અભિવ્યક્તિમાં વિષયાર્જનથી [= વિભાવાદિના અર્જનથી] તારતમ્યની આપત્તિ [આવશે]. નોલી નીચે મુજબ ભાષાંતર આપે છે—

Rasa is neither perceived (prati), nor produced (utpad), nor manifested (abhivyaj). ... If it is supposed that Rasa first preexists in a potential *form (saktirupatvena) and is later* manifested, then the determinants must necessarily illuminate it little by little-" (p. 43, 44, 45. Edn. '68).

લોચનમાં અભિનવે ભટ્ટનાયકનો મત સ્પષ્ટ ટાંક્યો નથી, ફક્ત તેમના ભાવકત્વ અને ભોજકત્વ-વ્યાપારની ખંડનાત્મક ચર્ચા જ કરી છે (જુઓ લોચન ધ્વન્યા. ૨, ૨. ઉપરનું).

મમ્મટ કાવ્યપ્રકાશમાં અભિનવ ઉપર આધાર રાખીને ભટ્ટનાયકનો મત આપે છે તેમાં પણ ભટ્ટનાયકે

અભિવ્યક્તિવાદનો જે તિરસ્કાર કર્યો છે તેનો ઉલ્લેખ નીચે મુજબ વાંચી શકાય છેઃ

न ताटस्थ्येन नात्मगतत्वेन रसः प्रतीयते, नोत्पद्यते नाभिव्यज्यते. ૧. (કા. પ્ર. પૃ. ૯૦, ઝળકીકર, Edn. '21)

તેમાં ભટ્ટનાયક રસને કેમ અભિવ્યક્ત થયેલો માનતા નથી તેનું કારણ ટાંકવામાં નથી આવ્યું, જે આપણે અભિનવભારતીમાં 'शक्तिरूपत्वेन पूर्वं स्थितस्य....' વગેરેમાં વાંચીએ છીએ. જોકે 'न अभिव्यज्यते' એવા શબ્દોને ટીકાકારોએ ઉપર્યુક્ત રીતે સમજાવવાનો પ્રયાસ કર્યો છે. જેમ કે, જુઓ ઝળકીકર (પૃ. ૯૧, તે જ)—

नाभिव्यज्यते, न व्यञ्जनया उपस्थाप्यते। सिद्धस्यैव तत्संभवादिति भावः। इति विवरणम्।

અર્થાત્ ભાવ એ થયો કે જો રસાભિવ્યક્તિ વ્યંજનાથી થાય છે એમ માનવું હોય તો રસને પૂર્વસિદ્ધ માનવો પડે, કારણ, પૂર્વસિદ્ધ હોય તેને વિશે જ અભિવ્યક્તિ સંભવે. કાવ્યપ્રકાશ ઉપરની ટીકામાં શ્રીધર પણ ભટ્ટનાયકને પક્ષે આ જ વાત નોંધે છે—

अभिव्यक्तिः पुनर्विद्यमानस्यैव स्थायिनो ध्वनिवादिभि-[र]भ्युपगता। ... अभिव्यक्तिपक्षे विषयार्जनतार-तम्यादपि रसनीयत्वाभावः। [p. 68, K. P. Edn. with श्रीधर's comm. '56 Calcutta.] અહીં અભિનવભારતી શ્રીધરની નજરમાં હશે જ એ સ્પષ્ટ થાય છે.

માણિક્યચંદ્ર આ ઉપરના પોતાના સંકેતમાં જણાવે છે કેઃ नाप्यभिव्यज्यते। दीपादिप्रकाश्यघटादिवत्तस्य पूर्वसिद्धत्वाभावात्। अथ शक्तिरूपतयाऽस्ति चेत्तदा तदभिव्यक्तौ विषयार्जनतरतम्यप्रवृत्तिः स्यात्। (જુઓ સંકેત, પૃ. ૪૬, આનંદાશ્રમ Edn. '21). અહીં ભટ્ટનાયક રસાભિવ્યક્તિનો વિરોધ રસની કોઈ પણ સ્વરૂપે પૂર્વસ્થિતિના અનુસંધાનમાં કરતા હોય એમ સમજાતી અપાઈ છે. અહીં પણ અભિનવભારતી માણિક્યચંદ્રની નજરમાં છે જ. એવું જ સોમેશ્વરના સંકેતમાં પણ નોંધી શકાશે. જેમ કે—नाभिव्यज्यत इति। शक्तिरूपस्य हि शृंगारस्य पूर्वं स्थितस्य पश्चादभिव्यक्तौ विषयार्जनतारतम्यप्रवृत्तिः स्यात्। (જુઓ, પૃ. ૪૪, Edn. '59, રાજસ્થાન આવૃત્તિ) પ્રદીપકાર પણ તેમ જ સમજાવે છે—न सामाजिकगतत्वेन व्यज्यते। ... अन्यत्र सिद्धस्यैव व्यंग्यत्वात् रसस्य चासिद्धत्वात्। सर्वेषामेवाभिव्यक्तिप्रसंगाच्च। (જુઓ પ્રદીપ, પૃ. ૬૬, નિ. સા. આવૃત્તિ '૩૩) અર્થાત્ રસ પૂર્વસિદ્ધ હોય તો જ વ્યંગ્ય થઈ શકે. રસ તો વિભાવાદિની પૂર્વે અસિદ્ધ છે. અને વળી બધાને વિશે અભિવ્યક્તિ માનવી પડે. હેમચંદ્ર (વિવેક, પૃ. ૯૬, Edn. '38)માં પણ ભટ્ટનાયકના મતનું ઉપર મુજબનું જ નિરૂપણ છે.

આમ આ બધાં અવતરણોના અભ્યાસ ઉપરથી નિષ્કર્ષ એ તારવી શકાય કે ભટ્ટનાયક રસને અભિવ્યક્ત થતો સ્વીકારતા નથી એ માટે તેમની દલીલ એ હોઈ શકે કે રસ કોઈ પણ સ્વરૂપે પૂર્વસિદ્ધ નથી માટે અભિવ્યક્ત થઈ શકે નહિ. ઘડો હોય તો પ્રદીપથી અભિવ્યક્ત થાય. ઘડો ઘડાને સ્વરૂપે હોય જ નહિ તો તેની પ્રકાશ વડે અભિવ્યક્તિ શી રીતે થાય? વળી રસ સૂક્ષ્મ સ્વરૂપે, અર્થાત્ સ્થાયી સ્વરૂપે અર્થાત્ શક્તિસ્વરૂપે, પૂર્વસિદ્ધ હોય તો તેની અભિવ્યક્તિમાં વિભાવાદિના અર્જનથી તારતમ્યદોષ આવે. આની સમજૂતી નોંધીએ પૃ. ૪૫ની પાદટીપ નં ૧ માં સરસ આપી છે. મીમાંસકોના સ્ફોટવિરોધમાં આવી જ દલીલ જોવા મળે છે તે એમણે સ્પષ્ટ કર્યું છે.

આપણે અહીં જે વિગત વિચારવાની છે તે એ છે કે ભટ્ટનાયકના વિચારમાં ક્યાંય દોષ અથવા ઢીલી કડી છે કે કેમ?

ઉપર સ્પષ્ટ થયું તેમ તેઓ રસને કાં તો ઘટાદિની માફક પૂર્વસિદ્ધ માને છે, અથવા એને શક્તિસ્વરૂપે રહેલો અને પછી આવિર્ભાવ પામતો માને છે, હવે રસ પૂર્વસિદ્ધ તો છે નહિ. નાટક જોતાં પહેલાં રસ પડતો નથી. વળી શક્તિસ્વરૂપે પૂર્વસિદ્ધ હોય તો પણ તારતમ્યાપત્તિ આવે જ. આ ભટ્ટનાયકની વાત

બહુ જ તર્કશુદ્ધ છે. અને છતાં તેમનામાં જે દોષ રહી ગયો છે, તે તેમના તર્કમાં નથી પણ રસ અંગેના તેમના ખ્યાલમાં છે એવું મારું મંતવ્ય છે. રસાભિવ્યક્તિનો એમણે જે ખ્યાલ બાંધ્યો છે તે આનંદવર્ધને આપેલા વિચારો ઉપર આધારિત છે એ નિર્વિવાદ છે. આનંદવર્ધને પોતાના ધ્વનિસિદ્ધાન્તને સાધાર પુરવાર કરવા અનેક સ્થળોએ એમ કહ્યું છે કે અમારો આ ધ્વનિવ્યંજનાનો વાદ વૈયાકરણોના સ્ફોટ સિદ્ધાન્ત ઉપર આધારિત છે.

આથી જ, સ્વાભાવિક રીતે જે દલીલો સ્ફોટ-સિદ્ધાન્તના ખંડનમાં ચાલી શકે તે સઘળી રસાભિ-વ્યક્તિના ખંડનમાં પણ ચાલી શકે જ. ભટ્ટનાયકે પણ એ જ ચાલાકી વાપરી છે. તેમણે પણ મીમાંસકોની એ જ દલીલો અભિવ્યક્તિવાદ સામે ધરી દીધી છે! પણ દુર્ભાગ્યે કાર્ય તેઓ જેટલું માને છે તેટલું સરળ નથી. રસાભિવ્યક્તિ સમજાવવા આનંદવર્ધન સ્ફોટની અભિવ્યક્તિનો આધાર લે છે એ વાત સાચી. પણ તેથી કરીને રસનો સ્વભાવ પણ સ્ફોટના સ્વભાવથી અભિન્ન જ, એવું ફલિત થતું નથી. આ બંને વચ્ચે સમાંતરતા ફક્ત અભિવ્યંજનની પ્રક્રિયા પૂરતી જ મર્યાદિત માનવાની. અભિવ્યક્ત થતી વિગતમાં તો સ્વભાવભેદ છે જ. જેમ કે, સ્ફોટને પૂર્વસિદ્ધ મનાયો છે, પણ રસને પૂર્વસિદ્ધ લેખવાનું ક્યાંય આનંદ-વર્ધનમાં શોધ્યુંય જડતું નથી! સ્ફોટાભિવ્યક્તિ અને રસાભિવ્યક્તિ વચ્ચે સામ્ય ફક્ત અભિવ્યક્તિની પ્રક્રિયા પૂરતું જ. પણ આખીય અભિવ્યક્તિની વિગત બંનેમાં એકરૂપ નથી જ. આલંકારિકોની અભિવ્યક્તિ (suggestion) એ વૈયાકરણોની અભિવ્યક્તિ (manifestation) સાથે ફક્ત પ્રક્રિયાદશામાં જ સામ્ય ધરાવે છે. એ બન્ને વચ્ચે સાંગોપાંગ સામ્ય અથવા એકરૂપતા નથી જ. જેવી રીતે સ્ફોટની અભિવ્યક્તિ, તેવી રીતે વ્યંગ્યની અભિવ્યક્તિ— એ વાત સાચી. પણ જેવો સ્ફોટ તેવું જ વ્યંગ્ય; એમ માનવું એ દુરાગ્રહ! પ્રક્રિયાગત સામ્ય પારખવું તે સલામત, તેથી વિશેષ જોવું તે સાહસ, જે ભટ્ટનાયક ગજનિમીલિકયા ખેડી લે છે. ભટ્ટનાયકે રસના સ્વભાવને સ્ફોટના સ્વભાવથી અભિન્ન માન્યો તેમાં આ ગરબડ ઊભી થઈ! વાસ્તવમાં વ્યંજનાવાદીઓનો રસ તો—અભિનવના અને મમ્મટના શબ્દોમાં "तात्कालिक एव" છે. રસ વિભાવાદિની સ્થિતિની એક ક્ષણ પણ પહેલાં કે પછી ક્યાંય અનુભવાતો નથી જ. એ તો विभावादिजीवितावधिः છે.! જ્યારે સ્ફોટ અનાદિ સનાતન છે.

વાસ્તવમાં આ વ્યંજનાવાદીઓ ભારે ચાલાક છે. વૈયાકરણોને મોટા ભા કરી એમના આધારે જેટલું મળે તેટલું લઈ લેવું અને યોગ્ય સમયે તેમની મશ્કરી પણ કરી લેવી એવી નીતિ તેઓ ધરાવે છે. કારણ प्रथमे हि विद्वांसः એવા વૈયા-કરણોનો જ આડકતરો ઉલ્લેખ કરીને આનંદવર્ધને ક્યાં નથી કહેતા કે આ ધ્વનિતત્ત્વ એ કાંઈ शब्दार्थशासनज्ञानमात्रेणैव न वेद्यते — એ તો કાવ્યાર્થ-તત્ત્વજ્ઞો જ પામી શકે!

આથી ભટ્ટનાયક જ્યારે અભિવ્યક્તિવાદનો સામનો કરવા બહાર પડે છે ત્યારે એમના ખ્યાલથી પણ વધારે લપસણી ભૂમિ ઉપર તેઓ પદાર્પણ કરી રહ્યા છે એ ભૂલી જાય છે. રસાભિવ્યક્તિ જો સ્ફોટાભિવ્યક્તિની માફક હોય તો સ્ફોટસ્વભાવ એ જ રસસ્વભાવ એવું માનીને તેઓ ચાલે છે, એમાં એક મોટી તાત્ત્વિક ભૂલ કરી બેસે છે. અભિવ્ય-ક્તિવાદીઓને તો રસના સ્વભાવ વિષે જરાય ભ્રમ નથી, અને કોઈ કયારેય કાંઈ ઘેરી મુશ્કેલી ઉઠાવે તો, "અમારો રસ તો અલૌકિક છે" એવું ઠંડે પેટે કહી દે છે!

ભટ્ટનાયકની વિચારસરણીમાં રહેલી તાત્ત્વિક ભૂલ જેવી મને સૂઝી તેનો નિર્દેશ છે. આ અંગે સૌ વિદ્વાનોનાં મંતવ્યો હું આવકારું છું.

# પદ્મની વચ્ચે વજ્ર | અબૂ સઈદ ઐયૂબ

"The truth is cruel, but it can be loved, and it makes free those who have loved it."

["સત્ય નિર્દય છે, પણ એના ઉપર પ્રેમ કરી શકાય છે, અને જેઓ એના ઉપર પ્રેમ કરે છે તેઓને એ મુક્ત કરે છે.]

'અરૂપરતન'ની એક નાની સરખી ભૂમિકા લખીને રવીન્દ્રનાથે જણાવ્યું છે: "આ નાટકમાં એ જ વર્ણવાયું છે." તેમ છતાં વર્ણવાયું છે કે કેમ એ વિશે મતભેદને અવકાશ રહે છે. ઉકેલતાં મુશ્કેલી પડે એવા કોઈ લખાણના પાઠ વિશે મતભેદ થાય અને લખનાર પોતે પ્રસંગવશાત્ ત્યાં આવી પહોંચે એટલે પછી પ્રશ્ન રહેતો નથી. શું લખ્યું છે એ બાબતમાં તે જે કહે તે જ છેવટનું ગણાય છે. પરંતુ ઉકેલતાં મુશ્કેલી પડે એવા હસ્તલેખની સાથે સમજવામાં મુશ્કેલી પડે એવી કલાકૃતિને સરખાવી ન શકાય. નાટચરચના પૂરી થતાં જ નાટચકાર પણ તેનો એક વાચક કે દર્શક માત્ર બની જાય છે. તે સહૃદય પાઠક હોય છે એમાં શંકા નથી; પણ એટલું જ. અથવા એટલું પણ નહિ. કારણ, પોતાના રચેલા નાટકની સમજૂતી આપવામાં ખુદ રચનારની ભૂલ થવાનો સંભવ બીજા સહૃદય વાચકોના કરતાં જાણે કંઈ વધુ જ હોય છે. "જોકે પોતાની રચના વિશે લેખકના મનમાં ઘણી વાર અસંદિગ્ધ મત હોય છે તેમ છતાં તે મત ભૂલભરેલા હોઈ શકે એવાં ઇતિહાસમાં અનેક પ્રમાણ છે"—એમ રવીન્દ્રનાથે જ 'પંચભૂત'માં કહ્યું છે. ઇતિહાસને ફંફોસ્યા વગર પણ એટલું કહી શકાય એમ છે. રચના પહેલાં નાટકકારના મનમાં જરૂર એક અસ્પષ્ટ ભાવ આપાની પ્રણાલી દ્વારા પ્રગટ થવાનો માર્ગ શોધતો હતો—ઉપાખ્યાન, ચરિત્ર અને સંવાદના માધ્યમથી. પરંતુ માધ્યમ-માત્રના સ્વભાવમાં ઠીક ઠીક દુર્વિનય અને દુર્નમ્યતા હોય છે. કલાકાર તેને વશમાં લેવા પ્રયત્ન કરતો હોય છે પણ તેને પૂરેપૂરી સફળતા મળતી નથી. "Between the conception and the reality/Falls the shadow" [કલ્પના અને વસ્તુની વચ્ચે છાયા પડે છે.] એ કાળી છાયાનું અસ્તિત્વ કલાકારના આત્મવિશ્વાસને માટે હાનિકર હોય છે એટલે એ તેની નજરે પડવા છતાં જાણે પડી જ નથી હોતી. પરિણામે પોતાના રચેલા નાટકની સમજૂતી આપતી વખતે કલમના બંને કિનારાના સત્ય વચ્ચે ગોટાળો થવાનો સંભવ નકારી શકાય એમ નથી. તેમ છતાં વાચક તરીકે આપણે વિચાર કરવાનો છે તે આ કિનારાના સત્યનો જ. એ જ નાટક. પેલા કિનારાનું સત્ય જીવનચરિત્રકારના ક્ષેત્રમાં પડે છે, વિવેચકને મન તેનું મહત્ત્વ ખૂબ મર્યાદિત હોય છે.

પરંતુ આટલું બધું લંબાણ કરવાની શી જરૂર છે. ભૂમિકામાં રવીન્દ્રનાથે જે કહ્યું છે તે જ 'અરૂપ-રતન'માં વર્ણવાયું છે, એમ માની લઈએ તોયે આપણે એમ માનવાને બંધાયેલા નથી કે 'રાજા'માં પણ તે જ વર્ણવાયું છે. આ એટલા માટે કહેવું પડે છે કે એકથી વધુ

ત્યાર પછી ધીરે પગલે અનેક બાધાવિપત્તિ અને વ્યર્થતાને પાર કરીને તેનામાં સમાજબોધ, કલ્યાણબોધ, વિશુદ્ધ જ્ઞાન અને રૂપની તૃષ્ણા પ્રગટ્યાં. સૉક્રેટીસ અને બુદ્ધ, ઈસુ અને મહંમદ, શેક્સપિયર અને માઈકલ ઍંજેલો, માર્ક્સ અને આઇન્સ્ટાઈન જન્મ્યા. આપણી સામે કેટલા બધા અંધારા અને ખાડાટેકરાવાળા માર્ગો પ્રકાશિત અને સુગમ બન્યા છે, કેટલીય લગભગ અસંભવિત લાગતી વાતો (જેમ કે દારિદ્ર્યનો અંત, અને રોગોથી મુક્તિ) સુસંભવિત બની ગઈ છે, માણસનું તેમ જ પ્રાણીમાત્રનું અસ્તિત્વ જ એક કલ્પી ન શકાય એટલી બધી અસંભવિત વસ્તુ છે. કંઈ કેટલીયે સામગ્રી અને પરિસ્થિતિ અમુક જ ગુણ, માત્રા, સ્થાન અને કાળમાં ભેગી થાય એ એને માટે આવશ્યક છે. અને છતાં એ બધું જ આ પૃથ્વીનાં માટી, જળ, વાયુ અને વિદ્યુતમાં, આ સૂર્યના પ્રકાશમાં અને તાપમાં મોજૂદ છે. પૂરું વૈજ્ઞાનિક સત્ય ન હોવા છતાં તેની ખૂબ નજીક પહોંચે એવું (જાણે વૈજ્ઞાનિક સત્યનું અંતર્નિહિત ઇંગિત) એ છે કે, માણસને જન્મ આપવો અને તેનું લાલન કરવું એ જ આખી પ્રકૃતિના, આખા નક્ષત્રલોક અને સૌરમંડળના પૂર્વ-ઇતિહાસનું લક્ષ્ય છે. એ જ વાત રવીન્દ્રનાથે રાજાના મુખમાં મૂકી છે સુદર્શનાને ઉદ્દેશીને: "હું જોઈ શકું છું કે જાણે અનંત આકાશનો અંધકાર મારા આનંદના આકર્ષણથી ઘૂમતો ઘૂમતો કેટલાંય નક્ષત્રોનું તેજ ખેંચી લાવીને એક જગ્યાએ રૂપ ધારણ કરીને ઊભો છે. તેમાં કેટલાય યુગોનું ધ્યાન, કેટલાય આકાશનો આવેગ, કેટકેટલી ઋતુઓનો ઉપહાર ભરેલાં છે." (૭૭) કવિ જ્યારે ઊછળતા ભાવાવેગથી ગાઈ ઊઠે — "આકાશે દુઇ હાતે પ્રેમ બિલાય ઓ કે" (આકાશમાં કોણ બંને હાથે પ્રેમ લુટાવતો જાય છે.) — તો એ ઉચ્છ્વાસ લગારે અસંગત લાગતો નથી.

પરંતુ સાથોસાથ એ પણ કહેવું પડે કે બંને હાથે સુધાની સાથે ગરલ પણ વરસાવે છે તે અતિ નિષ્ઠુર ભયંકર પ્રેમી, તે સુદર્શનાના અંદરનીય કાળો રાજા જેમની પતાકામાં પદ્મફૂલની વચ્ચે વજ્ર ચીતરેલું છે. તેમના જ આદેશથી સમુદ્રમાં ભીષણ તોફાન જાગે છે, તીર્થયાત્રીઓનું વહાણ ડૂબી જાય છે, સાતસો-આઠસો નિરુપાય સ્ત્રીપુરુષો બાળકો અને વૃદ્ધો અસહાય યંત્રણાથી શ્વાસ રૂંધાઈને પ્રાણ ગુમાવે છે. સમાચાર મળતાં જ તરુણ કવિ વિહ્વળ થઈ જાય છે, તેમની નજર આગળ જગદ્વ્યાપી એક પ્રાણહીન મત્તતાની મૂર્તિ ખડી થાય છે — "ના જાને પરેર વ્યથા ના જાને આપન." — કેટકેટલાં દુષ્કાળ અને રેલ અને યુદ્ધો આવે છે. એ બધાંને ઢાંકી દે છે પ્રથમ મહાયુદ્ધની ભયંકર ઘટનાઓ. માણસનો આર્તસ્વર ખોવાઈ જાય છે "ચૌદિકેર ચિરતીરવતા"માં. એ જ માણસનું ભાગ્ય છે, હ્યુમન કંડિશન છે. ક્રમે ક્રમે દુઃખના ગગનચુંબી વિરાટ સ્વરૂપ સાથે રવીન્દ્રનાથ સુપરિચિત થઈ જાય છે." પરંતુ તે પહેલાં જ ઠાકુરદાને એનો પરિચય થઈ ગયેલો હતો. અર્થાત્ ઊર્મિ કવિ રવીન્દ્રનાથના પહેલાં જ નાટ્યકાર રવીન્દ્રનાથને અમંગલના વ્યાપક અસ્તિત્વનો મર્મે મર્મે અનુભવ થઈ ચૂક્યો હતો.

'માનસી'માંની 'સિંધુતરંગ' કવિતા લખતી વખતે રવીન્દ્રનાથ આવા મોટા માઠા સમાચાર સાંભળીને દિઙ્મૂઢ બની ગયા હતા, તેમને સમજાતું નહોતું કે ઈશ્વરની દયા અને નિર્દયતા જોડાજોડ શી રીતે રહી શકે છે. કોઈ વાર થતું કે ભગવાન ક્યાંય છે જ નહિ, ચારેકોર ફક્ત "જડનો વિલાસ" છે, કોઈ વાર સંદેહ જાગતો જાણે માણસના ભાગ્ય સાથે એ સમાન શક્તિશાળી દેવતા જુગાર ખેલે છે. 'નૈવેદ્ય' જ નહિ, 'બલાકા' રચાઈ ત્યારે પણ કવિ એમ વિચારવાનો પ્રયત્ન કરે છે કે માણસનું દુઃખ માણસનાં પાપની સજા છે. પરંતુ એક જણના પાપે બીજાને સજા શા માટે થાય — એવો પ્રશ્ન મનમાં જાગે છે. જેઓ યુદ્ધ મચાવે છે તેઓ કંઈ ઘણે ભાગે યુદ્ધનો માર ખાતા નથી, માર ખાઈને મરે છે લાખ્ખો નિરપરાધ નરનારી. એના જવાબ રૂપે તેઓ વિચારે છે — માણસ બધા એક જ ગણાય. સમાજદેહનાં એક ભાગમાં વિષસંચાર થાય તો બીજા ભાગમાં, કદાચ આખા દેહમાં ફોડા નીકળવાના જ, અને

દુઃસહ યંત્રણા પેદા કરવાના જ — એમ તો બની જ શકે. પરંતુ એ ઉત્તર સંતોષજનક નથી: રવીન્દ્રનાથને પોતાને પણ અંતે એનાથી સંતોષ થયો નહોતો. હું જાણું છું ત્યાં સુધી, રવીન્દ્રનાથ કદી પણ આ જન્મનાં દુઃખ અને અપમાનને ગયા જન્મનાં પાપનું ફળ માની ઉડાવી દેતા નહોતા, અથવા એક કાળનાં બધાં દુઃખોનું લેણું પછીના કાળના મબલક સુખોપભોગથી બાજસિક્કે વસૂલ થઈ જાય છે, એવા પોકળ વિશ્વાસથી પણ તેઓ આશ્વાસન મેળવતા નહોતા. દુઃખ વજ્રકઠિન સત્ય છે, અને તેનો કોઈ સહેલો ધર્મતાત્ત્વિક ખુલાસો આપી શકાય એમ નથી.

તેમ છતાં ઠાકુરદાનું ચિત્ત અવિચલિત છે, એટલું જ નહિ પ્રફુલ્લ છે. પોતાના દુર્ભાગ્યને તે દુર્ભાગ્ય જ માનતો નથી; પારકાના દુર્ભાગ્યને પણ મૂગે મોંઢે સહન કરતાં તે શીખેલો છે. એથી એને વ્યથા થતી નથી એવું નથી, પરંતુ જેમ પોતાની વ્યથા સાથે તેમ જ સમવ્યથા સાથે પણ સમાધાન કરી લેવાને તેણે મનને તૈયાર કરેલું છે. પોતાના દુઃખને ઈશ્વરપ્રાપ્તિનો અથવા સત્યોપલબ્ધિનો ઉપાય માની શકાય. પરંતુ વિધવા પાડોશણનો એકનો એક દીકરો જ્યારે કર્કટ રોગની યંત્રણાથી તરફડતો હોય ત્યારે તેને લીધે ઈશ્વરની પ્રેમકરુણામય અથવા જગતકલ્યાણકર મૂર્તિ મારી નજરમાં ઝાંખી પડી જાય છે. પણ ઠાકુરદા એમ વિચારે છે કે વ્યથા તો બધી જ મિત્રની આપેલી છે, અને મિત્રને મિત્ર જો સહી ન લઈ શકે તો એ મિત્રતા શાની? ગીતાની પ્રાર્થનાએ એને મોઢે સહેજ પરિવર્તિત અને પરિવર્ધિત રૂપ ધારણ કર્યું છે — પિતા જેમ પુત્રને, સખા જેમ સખાને, પ્રેમી જેમ પ્રિયાને સહી લે છે, તેમ હે અદશ્ય બંધુ, તું મને સહી લે, અને હું પણ તને સહી લઈ શકું એમ કર. નાટકમાં રાજા વારંવાર સુદર્શનાને પૂછે છે — મને સહન કરી શકશે ને? અથવા તેને જણાવે છે — તું સહન નહિ કરી શકે. ભગવાનને સહી લેવા પડશે, એવું કહેનાર ભગવદ્ભક્ત કવિ રવીન્દ્રનાથ છે. પ્રેમભક્તિનો એ એક આશ્ચર્યજનક આવિર્ભાવ છે. પણ કોઈએ એની બોદલેયરની બ્લેસફેમી કે વૉલતેરની આચરતી સાથે સરખામણી ન કરવી. ભક્તિના રંગપટના બધા જ રંગો એટલું જ નહિ, જાંબુડિયા-પારના (અલ્ટ્રા-વાયોલેટ) અનુમાનથી જણાતા રંગો પણ રવીન્દ્રકાવ્યમાં જોવા મળશે, પરંતુ કોરિમક આચરનીનો એકે રંગ નહિ મળે.

સુદર્શનાની સાથે આપણું તાદાત્મ્ય સધાઈ જાય છે પ્રથમ દર્શને જ અથવા પ્રથમ શ્રવણે જ્યારે અંધારા ઓરડાની અંદરથી આપણે તેનો વ્યાકુળ કંઠ સાંભળીએ છીએ — "દીવો, દીવો ક્યાં છે? આ ઓરડામાં શું એક દિવસ પણ દીવો નહિ સળગે?" માણસ સદાનો પ્રકાશનો તરસ્યો છે: તે અંધકારનો જીવ નથી. જેને પ્રકાશમાં ન પામ્યો, તેને શું સાચેસાચ પામ્યો છે ખરો — એ આશંકા તેના મનને અસ્વસ્થ બનાવશે જ. પાછળથી એક દિવસ રવીન્દ્રનાથ ગાવાના છે: "આમાર જીવને તોમાર આસન ગભીર અંધકારે." પરંતુ તે ગીતમાં તૃપ્તિ અને સાર્થકતાનો સૂર સંભળાવાનો છે. કારણ, તેમના જીવનમાં જેનું આસન છે તેમને તેઓ એ પહેલાં જ પ્રકૃતિના રૂપ, રંગ, ગંધ અને ગીતમાં પામી ચૂક્યા છે; તેમણે જોયું છે

> ... જેથાય માટિ ભેંગે
> કરછે ચાષા ચાષ,
> પાથર ભેંગે કાટછે જેથાય પથ
> ખાટછે બારો માસ.

[ખેડૂતો જ્યાં માટી ભાંગીને ખેડ કરી રહ્યા છે, મજૂરો જ્યાં પથ્થર ફોડીને રસ્તો બનાવી રહ્યા છે, બારે માસ મહેનત મજૂરી કરે છે.]

બધે જ જેઓ હૃદય હરી લે છે, બધાની નજર બહાર ગભીર અંધકારમાં તેમને પામવાથી પ્રાપ્તિ વધુ પરિપૂર્ણ બને છે. પરંતુ સુદર્શનાએ તો પોતાના રાજાને કદી જ પ્રકાશમાં જોયો નહોતો, લોકસમાજમાં જોયો નહોતો. એટલે તેની વ્યાકુળતા આપણને પણ વ્યાકુળ બનાવી દે છે; તેની પ્રાર્થનામાં આપણી પ્રાર્થના ભળી જાય છે.

છેવટે સુદર્શનાની મનઃકામના પૂરી થઈ. પણ શું એને પૂર્ણતા કહેવાય? તેનું દુઃખ તરુણ હતું, ચંચલ હતું, અધીરું હતું; બની ગયું પ્રૌઢ, સુસ્થિર અને ચિરસ્થાયી. સુદર્શના અધીરી બની ગઈ હતી પરમ સુંદરને દિવસના પ્રકાશમાં જોવાને; જોવા પામી પરમ ભયંકરને. અત્યાર સુધીમાં, બેશક, પથ્થરની દીવાલ સાથે માથું પછાડી પછાડી તેનો પ્રેમ કઠિન બની ગયો છે, સર્વંસહ થઈ ગયો છે. બધું જ તેણે સ્વીકારી લીધું હસતે મોઢે ન હોય તોયે ખુશી મને. પરંતુ તે ખુશીમાં શું અવસાદ અને વિષાદ ભળેલા નહોતા? છેલ્લો પડદો પડવાની સહેજ જ પહેલાં સુદર્શના જ્યારે બધો અહંકાર પૂર્ણ થઈ ગયેલે અવાજે બોલી ઊઠે છે—"મારા અંધકારના પ્રભુને, મારા નિષ્ઠુરને, મારા ભયાનકને પ્રણામ કરી લઉં" (૧૬૪)—ત્યારે તે આત્મનિવેદનનો પડઘો આપણા અંતરમાં પણ જાગે છે. તેમ છતાં તેના એ ગંભીર પ્રશાંત કંઠસ્વરમાં આપણે જેનું હૃદય બળી ગયું છે એવી પેલી પ્રૌઢતાનો સૂર સાંભળવા પામીએ છીએ, જેનો મહત્તર પ્રકાશ બીજા એક મહાકવિના નાટકમાં બહુ સમય પહેલાં જ આપણે પામ્યા હતા:

Men must endure
Their going hance, even as
their coming hither:
Ripeness is all.

[માણસોએ અહીંથી થતું પ્રસ્થાન સહી લેવું જોઈએ, જેમ અહીં થતું આગમન સહી લે છે તેમ—પક્વતા એ જ સર્વસ્વ છે.]

પરંતુ પડદો પડવાની વાત અત્યારે નહિ. રાજાને નજરે જોવાના જે આગ્રહે સુદર્શનાને વ્યાકુળ કરી મૂકી હતી તે આપણા મનમાં કદાચ પ્રશ્નના રૂપમાં પલટાઈ જશે—આ અંધારા ઓરડાના અદૃશ્ય પ્રેમી શું દિવસના પ્રકાશમાં જગત્સંસારની વચ્ચે પણ પ્રેમી રૂપે જ દેખા દેશે કે પછી ત્યાં તેનું રૂપ જુદું હશે? તેના પ્રેમકલ્યાણમય રૂપની વાત આપણે સાધુસંતોને મુખે સાંભળી છે, ધર્મશાસ્ત્રમાં વાંચી છે. એ વાત શું સાચી છે?

તોમાર પ્રણય યુગે યુગે મોર લાગિયા
જગતે જગતે ફિરિતેછિલ કિ જાગિયા,
એ કિ સત્ય?

[તારો પ્રણય યુગે યુગે મારે માટે જગતે જગતે જાગતો રહીને ફરતો હતો—એ શું સાચું છે?]

સુદર્શનાની સાથે આપણે પણ અમૂઝ બની જઈએ છીએ, આત્માભિમાનને બહેકવા દઈએ છીએ, એમ વિચારીએ છીએ કે હા, એ વાત જ તદ્દન સાચી છે, બીજી બધી માયા અને ઝાંઝવાનાં જળ છે. તરસ્યા રણનો મુસાફર જેમ દૂરથી ચળકતી રેતી ઉપર આસપાસના ટેકરાઓની છાયા જોઈને ધારી લે છે કે આ રહ્યું પાણી. ત્યાર પછી તે જેમ જેમ દોડે છે તેમ તેમ પાણી દૂર ભાગી જાય છે. આખરે શ્રાન્ત ક્લાન્ત થઈને બળબળતી રેતી ઉપર ઢળી પડે છે ત્યારે તેને સમજાય છે કે પૃથ્વી ઉપર પાણી છે, પણ ઝાંઝવાં પણ છે, તરસ છીપે છે, તો તરસથી છાતી ફાટી જતાં મરી પણ જવું પડે છે. નિયમનું રાજ્ય ચારે કોર ફેલાયેલું છે: નિયમ ખૂબ સૂક્ષ્મ છે પણ હૃદયહીન છે. સુદર્શના પણ એ વાત સમજશે, આપણે પણ તેની સાથે સાથે સમજીશું.

અથવા આગળથી જ સમજીએ છીએ. જરૂર આગળથી સમજીએ છીએ, કારણ, આપણે કંઈ સુખસંભોગમાં અપરિમિત ઐશ્વર્યમાં ઊછરેલી રાજમહિષી થોડા જ છીએ? જેમ આપણે પહેલેથી જ જાણીએ છીએ કે માખણના પૂતળા જેવો રૂપવાન રાજવેશધારી સુવર્ણ ખરો રાજા નથી. તેમ છતાં રૂપના નશાથી મતવાલી બનેલી પ્રેમિકા ભુલાવામાં પડે એ સ્વાભાવિક લાગે છે, કમળના પાંદડામાં ફૂલ મોકલે છે એ સુંદર પણ લાગે છે. ત્યાર પછી તરત જ સુદર્શનાના માથા ઉપર અચાનક ઉપરાઉપરી બે પ્રચંડ આઘાતો આવી પડ્યા. તેને ખબર પડી કે જે સુંદર છે તે તેનો રાજા નથી; અને તેનો રાજા દેખાવમાં અત્યંત ભયંકર છે. તે ભયાનક રૂપ જોવા માટે રાજમહેલ અને તેની આસપાસ બધે વિરાટ લખલખતી અગ્નિશિખાની જરૂર હતી યોગ્ય પટભૂમિકા રચવા માટે. અથવા એ ભાગ્યનો પરિહાસ

પણ હોય. સુદર્શનાએ ઓરડામાં દીવો પેટાવવા હુકમ્યું હતું, ત્યાં મહેલમાં અને બહાર આગ સળગી ઊઠી. આ રીતે આપણી પ્રાર્થના આઘાત બનીને પાછી આવે છે.

સુદર્શના ભય પામી ગઈ. રાજાનું ભયાનક રૂપ તેને અસહ્ય લાગ્યું. સાથોસાથ તેને ખબર પડી કે સુવર્ણ નકામો માણસ છે એમ જાણ્યા છતાં તેનું મનોહર રૂપ તે ભૂલી શકતી નથી. તે પોતાને અપવિત્ર માનવા લાગી, રાજા પાસે તેણે સજા માગી; પરંતુ રાજા તેને કોઈ જાતની પ્રગટ સજા કરવા માગતા નથી. ભાગી જવા તૈયાર થતાં રાજાએ ઉદાસીનભાવે તેને કહ્યું—જા, જવાય તેટલે દૂર જા. આ ઉદાસીનતા એ જ ભયંકર સજા છે. પિયરમા જઈને પણ એ આશામાં ને આશામાં પ્રહર વિતાવવા લાગી—ક્યારે રાજા તેને પાછી લઈ જવાને માટે આવે. બેશક, રાજા આવ્યા તેને નવી એક આફતમાંથી ઉગારવા માટે; પરંતુ ઉગારવાનું કામ પૂરું થતાં જ તેના તરફ નજર પણ કર્યા વગર ચાલ્યા ગયા.

આવા દુઃખના દિવસોમાં એક રાતે સુદર્શનાના મનમાં થયું કે કોણ જાણે ક્યાંક રાજાની વીણા વાગે છે. "જે નિઠુર હોય તેના કઠોર હાથે શું આવો કાલાવાલાભર્યો સ્વર વાગે ખરો! બહારના લોકોએ તો મારું અપમાન જ જોયું, પરંતુ ગોપન રાત્રિનો તે સૂર મારા હૃદય સિવાય કોઈએ સાંભળ્યો નહિ. તેં વીણા તે સાંભળી હતી, સુરંગમા? કે પછી એ મારું સ્વપ્ન હતું?" (૧૫૮) સુદર્શનાનું મન સંદેહથી જર્જરિત થઈ ગયું છે—આ વિનંતીનો સૂર તેના કલ્પનાપૂરક સ્વપ્નમાં જ તો ફક્ત વાગતો નથી ને? વ્યાકુળ પ્રશ્નના ઉત્તરમાં દાસી સુરંગમાએ જે કહ્યું તે અતિશય નિરાશાજનક હતું: "એ વીણા સાંભળવા મળે એ આશાએ જ તો હું તમારી સાથે રહું છું. અભિમાનને ગાળી નાખનારો સૂર વાગશે એમ જાણીને જ હું કાન માંડીને પડી રહી હતી." (૧૫૮) આટલી લાંબી પ્રસ્તાવના કર્યા પછી તેણે સહેજ પણ એમ ન કહ્યું કે હા, મેં પણ સાંભળ્યું છે. તમે નિશ્ચિંત રહો. રાજાએ સાચેસાચ આવીને વીણા વગાડી હતી: ખરેખર જે બન્યું બનતું બને છે તે તો અપમાન; સૌ કોઈ એ જુએ છે. વિનંતીના કોમળ સૂર ફક્ત સ્વપ્નમાં જ વાગે છે, કાતર હૃદય સિવાય બીજું કોઈ તે સાંભળી શકતું નથી.

જેમ જેમ આઘાત થતા ગયા તેમ તેમ સુદર્શનાનો પ્રેમ પુનરુજ્જીવિત થતો ગયો, તે બોલી ઊઠી—હું હજી કઠોર આઘાત સહી શકીશ. પણ બદલામાં તેને રાજાનો પ્રેમ મળ્યો નહિ. છેવટની મુલાકાત વખતે તેણે કહેવું પડ્યું—"પ્રભુ, જે આદર લઈ લીધો, તે પાછો આપશો નહિ. હું આપના ચરણની દાસી છું. મને સેવાનો અધિકાર આપો." (૧૬૩) વિશ્વચરાચરના રાજા વિશ્વ ઉપર કદાચ પ્રેમ રાખતા હશે, પરંતુ વ્યક્તિવિશેષ ઉપર પ્રેમ રાખતા નથી. તેમ છતાં કોઈ પણ પ્રત્યાશા મનમાં રાખ્યા વગર તેના ઉપર પ્રેમ રાખવો જોઈએ. આ થઈ ભગવત્પ્રેમની રીત. (વિશ્વપ્રેમ શું એના કરતાં કંઈ જુદો છે?) એમ લાગે છે કે રવીન્દ્રનાથ પણ સ્પિનોઝાની પેઠે એમ કહેવા માગે છે, કંઈ નહિ તોયે 'રાજા' નાટકમાં તો ખરું જ, કે—

"He who loves God cannot endevour to bring it about that God should love *him in return.*"

[જે ઈશ્વર ઉપર પ્રેમ કરે છે તે બદલામાં ઈશ્વર તેના ઉપર પ્રેમ કરે એવું થાય એ માટે પ્રયત્ન કરી શકતો નથી.]

બરાબર આ જ સૂર 'ગીતાંજલિ'માં સાંભળવા મળતો નથી. એ વિચિત્રવીણા વગાડી છે એક જ વીણાવાદકે, પરંતુ એક જ રાગિણી વગાડી છે એમ માનવાને કારણ નથી. ઉપરાંત, લિરિકમાં અને નાટકમાં ભેદ ફક્ત આંગિક (ટેકનિક)નો જ નથી મનોભંગિનો પણ હોઈ શકે. ચિત્રમાં રવીન્દ્રનાથે બીભત્સને ઍબ્સર્ડને કોઈ પણ જાતની બાધા વગર માની લીધું હતું, પણ કવિતામાં ન માની લઈ શક્યા.

અનુ૦ નગીનદાસ પારેખ

રાજા શાનું પ્રતીક છે? વ્યક્તિસ્વરૂપ ભગવાનનું, ઈશાવાસ્યમિદં સર્વં યત્કિંચ જગત્યાં જગત્નું, અથવા વિશેષ એક પ્રમુખ દૃષ્ટિકોણથી ઉપલબ્ધ કરેલા આ વિશ્વબ્રહ્માંડનું જ? એ સમસ્યાની ચર્ચા હવે પછી કોઈક લેખમાં કરવાની ઇચ્છા છે. સંભવ એવો છે કે રવીન્દ્રનાથનું હ્યુમેનિઝમ નામના નિબંધના ભાગરૂપે એ આવે.

# નવી કેડી | સ્નેહરશ્મિ

## ૫. દલુ કલુના સાન્નિધ્યમાં

વિનીતની પરીક્ષા આપવાનું નક્કી કર્યા પછી માંડ બે અઠવાડિયાં વાંચવા માટે મળ્યાં હતાં, તે પણ અણધાર્યાં છીનવાઈ ગયાં. મારી જમણી આંખે આંજણી થઈ. આ પહેલાં મને આંજણીનો અનુભવ ન હતો. પ્રમાણમાં એ ઠીક ઠીક મોટી હતી. એને લઈને વાંચવાનું મુશ્કેલ બન્યું; પણ એથી વધુ ખરાબ તો મારા મન પર જે અસર થઈ તે હતું. જાણે લડતનું કામ છોડી પરીક્ષામાં દિવસો બગાડવાનું મેં સ્વીકાર્યું એમાં એક વર્ષમાં સ્વરાજ્ય મેળવવાના સંકલ્પમાંથી હું કંઈક ચલિત થયો હોઉં તેવી લાગણી મનમાં અજંપો જગાડવા લાગી. એની જાણે સજા હોય તેમ આંજણી થઈ તેવું મેં માન્યું; અને ફોર્મ ભરાયું હોય તો છો, પણ પરીક્ષા તો નથી જ આપવી એવા નિર્ણય ઉપર હું આવ્યો. પરિણામે અભરાઈ પર ચડાવી દીધેલાં પુસ્તકો મેં પાછાં ફેંદવા માંડ્યાં હતાં તે કામ પડતું મૂકવા હું પ્રેરાયો. પણ એટલામાં એક બીજો અકસ્માત બન્યો. આશ્રમમાં પૂ. દયાળજીભાઈનાં વૃદ્ધ વિધવા માતુશ્રી હતાં. એ બધા છાત્રોને ઓળખે. અવારનવાર તેમની સાથે વાતચીત કરે, તેમના ઘરના સમાચાર પૂછે અને કોઈકની કંઈ મૂંઝવણ હોય તો તે ઉકેલવામાં મદદ કરે. દયાળજીભાઈનો તેમને માટેનો ભક્તિભાવ ઘણો બધો. હું તેમના ખાસ પરિચયમાં આવેલો નહિ એટલે તેમના સંબંધી મને કોઈ ખ્યાલ ન હતો પણ હું જમીને આવતો હતો ત્યાં રસ્તામાં તે મને મળ્યાં અને મને જોતાં વેંત કહ્યું.

"ભાઈ, તું તો બહુ નસીબદાર."

મેં કહ્યું, "અહીં આશ્રમમાં આવ્યો એટલે તે?"

"એ તો ખરું, પણ આ આંખે આંજણી થઈ તે."

"આંજણી થઈ તેમાં વળી નસીબ શું? મારે એ પરીક્ષા આપવી ન હતી તે હવે આ આંજણીથી બર આવશે એટલો નસીબદાર ખરો."

"એમ નહિ. આંજણી તો શુકનની નિશાની. અને 'ભાઈ' કહેતા હતા કે તું તો પહેલો નંબર લાવે તેવો છે એટલે આ તો શુકન થયા."

"પણ બા, હું હવે પરીક્ષા નથી આપવાનો. આ તો ભગવાને મને ચેતવણી આપી છે કે સ્વરાજ્ય મળ્યા પછી આવતે વર્ષે ભણવાનું ચાલુ કરવાનું. ત્યાં સુધી તો દેશનું જ કામ."

"પરીક્ષાને હવે ક્યાં વાર છે? એ પછી તારે જેટલું કામ કરવું હોય તેટલું કરજે. આ તો શુકન થયા. જા દીકરા, તારો પહેલો નંબર આવવાનો છે અને ભાઈની રજા વિના હવે બીજું કાંઈ ન કરાય."

બાએ માથે હાથ ફેરવ્યો મારી આંખમાં ઝળઝળિયાં આવ્યાં. કાશીબા યાદ આવી ગયાં. ભલે નાપાસ થાઉં પણ આ બંને માતાઓ, પૂજ્ય ભાઈ, પૂ. છોટુભાઈ, ભટ્ટાચાર્ય એ બધાં મારાથી ઓછાં દેશભક્ત હતાં? અને રાષ્ટ્રીય વિદ્યાપીઠની પરીક્ષા આપવી તે પણ લડતનું એક અંગ જ હતું ને! મારું મન ચગડોળે ચડ્યું. મારા સ્વભાવની આ અસ્થિરતાથી હું અકળાયો. એ ઘટનાને આજે

ખાસી અડધી સદી થઈ હોવા છતાં હું જોઉં છું કે મારા મનને હું વધુ કેળવી નથી શક્યો. આંજણી એ તો શુકનની નિશાની છે અને પુરુષને માટે જમણી આંખની આંજણી ખૂબ જ સારી, આ બાનું શુકનશાસ્ત્ર પણ મને લોભાવી ગયું અને મેં પરીક્ષા નહિ આપવી એવો થોડી ક્ષણ પહેલાં કરેલો સંકલ્પ સરી પડ્યો.

હું હવે પરીક્ષાની તૈયારીમાં પડ્યો. વાંચવાનું તો પૂરું થઈ શકે તેમ હતું નહિ અને વચ્ચેના ત્રણ મહિના ચોપડીઓ તરફ પાછા વળીને જોયું ન હતું એટલે પરીક્ષા માટે કેમ તૈયાર થવું એની તરકીબમાં હું પડ્યો. ભાઈ નાથુભાઈ પણ આશ્રમમાં જ હતા. એમણે પણ અસહકાર કર્યો હતો અને એ સિકસ્થ (આજની દસમી)માં હતા એમ છતાં એમની તેજસ્વિતા જોઈ વિનયમંદિરના આચાર્યે એમને વિનીતની પરીક્ષામાં બેસવાને યોગ્ય લેખ્યા હોવાથી એમણે પણ ફોર્મ ભર્યું હતું. એ વખતે છઠ્ઠીના પહેલાં બીજાં છોકરાઓને પ્રિલિમિનરી પરીક્ષામાં બેસવા દેવાનો રિવાજ કેટલીક શાળાઓમાં હતો. મેં પણ મુંબઈની ટ્યુટોરિયલ હાઈસ્કૂલમાં આ રીતે છઠ્ઠીમાંથી પ્રિલિમ આપેલી. અંગ્રેજીના પાઠ્યપુસ્તકના પેપર સિવાયનાં બીજાં બધાં જ પેપરમાં હું બેઠો હતો અને તેમાં મોખરાના સ્થાને ઉત્તીર્ણ પણ થયો હતો. આ યાદ તાજી થતાં મને હિંમત આવી. નાથુભાઈએ મૅટ્રિકનું પાઠ્યપુસ્તક વાંચ્યું ન હતું તે થોડા દિવસમાં તેમણે તૈયાર કરી લીધું હતું અને અભ્યાસક્રમ લગભગ પૂરો કર્યો હતો તે જોતા બાકી રહેલા થોડા દિવસોમાં અમે બંને જે જૂનાં પેપરો અને બીજી સ્કૂલનાં પ્રિલિમનાં પેપરો સાથે મળીને જોઈ જઈએ તો ઘણું થઈ શકે તેમ લાગતાં અમે સાથે સ્વાધ્યાય શરૂ કર્યો: પણ વિઘ્ન હજુ પૂરાં થયાં ન હતાં. આંજણીની પીડા વધી, તાવ પણ થોડો થોડો આવવા માંડ્યો અને પરીક્ષાને દિવસે તાવ સાથે હું મંડપમાં ગયો.

મંડપનું વાતાવરણ ખુશનુમા હતું. અમેય તે મૅટ્રિકની પરીક્ષામાં બેસનારાઓના લાલનપાલનની કોઈ કમીના હોતી નથી. પરંતુ આ તો આઝાદીના આશક નવલોહિયાઓ, મા ભારતીની આંખનાં રતન; એમને જોવા, એમને પ્રેરણા આપવા, એમને સુરતની અનન્ય લેખાતી કીમતી ખાદ્ય વાનગીઓ આપવા અનેક સ્ત્રીપુરુષો મંડપની ફરતે એકઠાં થયાં હતાં. એ ઉત્સાહ જોતાં મેં નવી તાજગી અનુભવી. તાવ ભુલાઈ ગયો. વિનીતની પરીક્ષા આપવી એ પણ એક દેશભક્તિનું મહાન કાર્ય છે એવી પ્રતીતિ મારા મનમાં બંધાઈ. અમે બધા મહાન બ્રિટિશ સલ્તનત સામેની પ્રચંડ ક્રાંતિના પ્રાણવાન પ્રતીકરૂપ છીએ એવો સાત્ત્વિક ગર્વ મારા અંતરમાં છલકાઈ ઊઠ્યો. એ સલ્તનતના સ્તંભરૂપ લેખાતા અનેક વિખ્યાત હિંદીઓ જેને જીવનની મોટી સિદ્ધિ લેખતા તે સરકારી યુનિવર્સિટીઓની પદવીઓ અને એનાથી મળતી તકોને ઠોકરે મારી અમે લોકો સ્વાધીનતાની પ્રાપ્તિ એ જ સાચી 'ડિગ્રિ' છે એનો જાણે લોકોને જ્વલંત પુરાવો આપતા હોઈએ એવી ખુમારી મેં અનુભવી.

મનની આ પ્રસન્ન સ્થિતિમાં જ્યારે પરીક્ષાનો પ્રશ્નપત્ર હાથમાં આવ્યો ત્યારે મારી આંખ આનંદથી ચમકી ઊઠી. નહિ આવડે એવું એમાં કશું જ ન હતું. એક ઇતિહાસનું પેપર બાદ કરતાં બધાં જ પેપરોમાં, શરીરમાં તાવ હોવા છતાં મેં આનંદ અનુભવ્યો. ઇતિહાસમાં મુશ્કેલી એ હતી કે એ વિષય માહિતીપ્રધાન હોઈ, બધી માહિતી પર નજર નાખી જવા જેટલો સમય હું મેળવી શક્યો ન હતો. પણ હું જે કાંઈ લખી શક્યો એનાથી મને અસંતોષ ન હતો. વધુમાં તો પરીક્ષા આપીને આશ્રમમાં જાઉં એટલે તરત જ બા આવે. શરીર પર હાથ ફેરવે અને "કાંઈ નહિ ભાઈ, તાવ જરાક જ છે અને આંજણીના શુકન ખોટા નહિ પડે." આમ ધીરજ આપે અને હું મોં મલકતું રાખી કહું, "આંજણીના તો કાંઈ નહિ, પણ બા, તમારો હાથ ફરે છે એટલે મને એમ લાગે છે કે મેં કાંઈ ભૂલ કરી હશે તે પણ પેપર તપાસનારના ધ્યાનમાં નથી આવવાની. તમારા આશીર્વાદ ફળવાના જ છે."

આમ અનેક વિઘ્નો છતાં વિનીતની પરીક્ષા તો હેમખેમ પાર પડી. હવે પરીક્ષા પહેલાં જ્યાંથી અધૂરું મૂક્યું હતું ત્યાંથી પાછું શરૂ કરી દેવાનું હતું. સુરત એ વખતે દલુ-કલુની જોડીથી ગાજતું હતું. દલુ એટલે શ્રી દયાળજીભાઈ દેસાઈ અને કલુ એટલે શ્રી કલ્યાણજીભાઈ મહેતા. જીવનમાં ઘણાં શક્તિશાળી સ્ત્રીપુરુષોનો પરિચય મેળવવાનું સદ્ભાગ્ય મને મળ્યું છે. સમર્થ અધ્યાપકોને ચરણે બેસી જ્ઞાનામૃતનું પાન કર્યું છે. ગુજરાત વિદ્યાપીઠ, મુંબઈ યુનિવર્સિટી, ગુજરાત યુનિવર્સિટી, સરદાર વલ્લભભાઈ યુનિવર્સિટી આદિ યુનિવર્સિટીઓની, સેનેટ અને અધિકાર મંડળોમાં તથા રાજ્યકક્ષાની, ભારતીય કક્ષાની તેમ જ આંતરરાષ્ટ્રીય કક્ષાની અનેક પરિષદોમાં પણ ભાગ લેવાનું અને એ નિમિત્તે ઘણી તેજસ્વી વ્યક્તિઓના સમાગમમાં આવવાનું સદ્ભાગ્ય સાંપડ્યું છે. પણ દલુ-કલુની મારા મન પર જે છાપ રહી છે અને એનું સ્મરણ કરતાં મારું મન જે આનંદથી પુલકિત થઈ ઊઠે છે, જે ઊંડી ઉષ્મા અનુભવે છે તેવું આચાર્ય કૃપાલાનીજી કે ગિદવાણીજી જેવી વિરલ વ્યક્તિઓ બાદ કરતાં આંગળીને વેઢે ગણી શકાય તેવી પરિમિત વ્યક્તિઓ માટે જ મેં અનુભવ્યું હશે. દક્ષિણ ગુજરાતની ગભરુ, નિખાલસ ને બાળક જેવી સરળ આમજનતામાંથી આવેલા આ બંને ધરતીજાયા એ પ્રદેશના ઉત્તમ પ્રતિનિધિઓ જેવા હતા. ફળદ્રુપ એવા એ પ્રદેશમાં, નદી, નાળાં, ઝરણાં અને તળાવોની મનોરમ ફૂલગૂંથણીથી ભરેલી એની હરિયાળી વાડીઓ જે માનવીઓના અખૂટ પરિશ્રમ અને તપથી પલ્લવિત બનતી રહી છે તે ખેડૂતોના એ વારસ હતા. દયાળજીભાઈ જ્ઞાતિએ અનાવિલ બ્રાહ્મણ અને કલ્યાણજીભાઈ પાટીદાર. બેમાંથી એકેયે યુનિવર્સિટીનું પ્રવેશદ્વાર દીઠેલું નહિ. પરંતુ એમની ચોમેરની અનેક યુગોના અનુભવોની સરસ્વતીએ એમને નિતપાંગરતા ને નિતતાજા રાખ્યા હતા, અને બેઉ—આપણી ઉચ્ચકોટિના કર્મનિષ્ઠ આજીવન સારસ્વત બન્યા. દયાળજીભાઈએ પોતાની કોમના વિદ્યાર્થીઓ માટે સુરતમાં અનાવિલ આશ્રમની સ્થાપના કરી અને કલ્યાણજીભાઈએ પણ એમના મોટા ભાઈ કુંવરજીભાઈ સાથે મળી અનાવિલ આશ્રમની બાજુમાં જ એમની કોમના બાળકો માટે પાટીદાર આશ્રમ સ્થાપ્યો. આ બંને આશ્રમો સહોદરની જેમ વિકસ્યા અને બંનેની ક્ષિતિજો પણ વિસ્તીર્ણ બનતી ગઈ. વખત જતાં નાતજાતનાં બંધન વિના એમાં સૌ કોઈને પ્રવેશ મળે તેવી પરિસ્થિતિ પણ સર્જાઈ અને એમણે રાષ્ટ્રીય સંસ્થાનું બિરુદ પ્રાપ્ત કર્યું.

આ બે સંસ્થાઓનો હું જ્યારે વિચાર કરું છું ત્યારે એ વખતના ગુજરાતમાં જે નવી સાંસ્કૃતિક ચેતના ઉદય પામી રહી હતી તેનું પ્રેરક દૃશ્ય નજર સમક્ષ રમી રહે છે. એ જ અરસામાં ચરોતરમાં શ્રી મોતીભાઈ પટેલ અને સૌરાષ્ટ્રમાં શ્રી નાનાભાઈ ભટ્ટ જેવા જીવનવીરોએ જ્ઞાનની નવી રોશનીઓ પ્રગટાવી હતી અને ગુજરાત એના વિવિધ ભાગોમાં પ્રગટેલી જ્ઞાનની આ નાની નાની ઘીની દીવડીઓના મધમધાટભર્યા પ્રકાશથી દીપી રહ્યું હતું. આ બધું જાણે ગાંધીજીના આગમનની તૈયારી રૂપ હોય, અને પોતાની ચોક્કસ યોજના મુજબ પ્રજાઓના જીવનને વળાંક આપવાના કુદરતના ક્રમ રૂપ હોય, એવું હું વર્ષોથી માનતો રહ્યો છું.

આ બે સારસ્વતો પૈકી આપણા સદ્ભાગ્યે શ્રી કલ્યાણજીભાઈ મહેતા હજુ પણ આપણી વચ્ચે છે. જીવનના આઠ દાયકા એ વટાવી ચૂક્યા છે. અનેક આઘાતોમાંથી એ પસાર થયા છે. મુક્તિ પછી જે નવા ભારતનું સર્જન એ ઝંખતા હતા એ ઝંખના અધૂરી રહી છે એટલું જ નહિ પણ ન ગમે અને વિષાદ પ્રેરે એવું ઘણું બની રહ્યું છે. આમ છતાં યુવાનીમાં જે વિશ્વાસથી એ પોતાની આવતી કાલને જોતા હતા તે જ શ્રદ્ધા અકર અને અચૂક રીતે આજ પણ એમની વાણી ને વર્તનમાંથી નીતરે છે. એ સમયની એમની એક કવિતા જે લાખો લોકોની જીભને ટેરવે રમતી થઈ ગઈ હતી તે એમને જોતાં મનમાં તાજી થાય છે, તેમાં એમણે કરેલી ઘોષણા—"દીવાલો દુર્ગની તૂટે તમારી આત્મ-

શ્રદ્ધાથી"— આજે પણ એમનાં મુખ પરની કરચલી-ઓમાં સુરેખ રીતે અંકિત થયેલી નજરે પડે છે, માસિક રૂપિયા સાતના પગારથી પ્રાથમિક શિક્ષક તરીકે શરૂ થયેલી એમની જીવનયાત્રાએ એમને 'ગરવા ગુજરાતી'ના માનભર્યા સ્થાને પ્રતિષ્ઠિત કર્યા છે. વિધાનસભાના સ્પીકરપદે એમની થયેલી વરણીથી એ આદરને પ્રત્યક્ષ આકાર પણ સમકાલીનોએ આપ્યો. એ પદે એમની વરણી થઈ ત્યારે એમના ભવ્ય પુરુષાર્થ માટેની વર્ષોથી મારા મનમાં બંધાયેલી પ્રતિમા વધુ સુરેખ બની. અભ્યાસકાળમાં એ અંગ્રેજી ભણ્યા ન હતા, વખત જતાં એમની જાહેર પ્રવૃત્તિઓમાં એમને અંગ્રેજીની જાણકારીની જરૂર જણાતાં ખપ પૂરતું અંગ્રેજી એમણે શીખી લીધું. કાયદાનો અભ્યાસ કરવાની એમને ભાગ્યે જ કોઈ જરૂરિયાત ઊભી થઈ હોય એટલે જ્યારે સ્પીકર તરીકે એમની વરણી થઈ ત્યારે એમાં માત્ર એમની સેવાઓને જ અંજલિ ન હતી પણ એમની નીરક્ષીર-વિવેકની શક્તિ, ન્યાયબુદ્ધિ, તટસ્થ વૃત્તિ અને સૂક્ષ્મ મેધાને પણ વિધાનસભાનો એ ભવ્ય અર્ઘ્ય હતો. અનાવિલ આશ્રમના મારા અલ્પ સમયના વસવાટ દરમ્યાન એમને નિકટથી જોવાની અને એમની વાણીમાંથી પ્રેરણા મેળવવાની મને જે તક મળી તે જે નવી કેડી પર મારું જીવન કંડારાઈ રહ્યું હતું તેમાં ઘણી પ્રેરક બની.

દયાળજીભાઈ સાથે મારે લાંબું રહેવાનું થયું ન હતું પરંતુ જે થોડો સમય એમની સાથે ગાળ્યો તેમાં એમના વ્યક્તિત્વથી હું અત્યંત પ્રભાવિત થયો અને એમની પાસેથી ઘણું શીખ્યો. જ્યારે જ્યારે એમનું સ્મરણ થાય છે ત્યારે ત્યારે સ્વામી વિવેકાનંદ યાદ આવે છે. સ્વામીજીની અને એમની મુખમુદ્રા લગભગ એક સરખી. મુંડન કરેલું તેજસ્વી માથું, શરીર ધાટીલું, ભરાવદાર ને ગોળમટોળ. પહેરવેશ સાદગીના ઉત્તમ નમૂના જેવો, અર્ધી બાંયનું બદન અને ટૂંકી ચડ્ડી. ફરવા જાય ત્યારે હાથમાં માથાથી ચાર આંગળ ઊંચી લાકડી. જેવો એમનો પહેરવેશ તેવું જ સાદું એમનું જીવન ને વર્તન. અવાજ ભવ્ય અને બુલંદ. એ વખતે લાઉડ સ્પીકરો ન હતાં, છતાં તાપીના ડક્કા ઓવારા ઉપરની એમની વાણીના સામે કાંઠે પણ પડઘા પડતા હોવાનું એમના અવાજને મળેલું બિરુદ, એમને પહેલવહેલાં મેં સાંભળ્યા ત્યારે એમના જેવો અવાજ, એમની વાક્છટા અને એમની નિર્ભયતા કેળવવાની મહત્ત્વાકાંક્ષા મારા મનમાં જાગ્યા વિના રહી નહિ. અને એકાંતમાં તક મળતાં હું એના અખતરા પણ કરી જોતો. આમ તો એક છાત્રાલયના ગૃહપતિ તરીકેની જ એમની કારકિર્દી. પણ એમના શીલ અને એમની પ્રતિભાની માત્ર અનાવિલ સમાજ ઉપર જ નહિ પરંતુ આખા દક્ષિણ ગુજરાતની સમગ્ર આમજનતા ઉપર બહુ ઊંડી છાપ. દંતકથા જેવી લેખાય એવી એમની કડક શિસ્તની અનેક વાતો લોકોમાં પ્રચલિત થઈ હતી. નીતિના એમના આગ્રહની યુવાનોમાં ઠેકડી પણ થતી પરંતુ એ ઠેકડી પણ એમને માટેના અખૂટ આદરમાં જ પરિણમતી. મને એ શિસ્તના સાથી કે ભાજન બનવાની તક સાંપડી નહિ, કારણ કે હું જ્યારે એમના પરિચયમાં આવ્યો ત્યારે એમનું કાર્યક્ષેત્ર ઘણું વિશાળ બની ગયું હતું. અસહકારની લડતના એક સેનાનીપદે એ નિયુક્ત થઈ ચૂક્યા હતા અને એથી એમનો ઘણો સમય સભા, સરઘસ આદિ પ્રવૃત્તિઓમાં જતો હતો. સરઘસોમાં મોખરે રહી શંખનાદ કરતી અને લોકોને વચ્ચે વચ્ચે પોતાના બુલંદ અવાજથી ઉદ્બોધતી એમની આકૃતિ લોકોની કલ્પનામાં ત્વરિત ગતિથી અંકિત થઈ જતી હતી, અને લોકોના પ્રેમની વૃષ્ટિમાં એમની પ્રતિભા નવપલ્લવિત બની રહી હતી. મને ખબર નથી આપણી સ્વાધીનતાના ઇતિહાસમાં કોઈ જગાએ નોંધાયું છે કે કેમ, પરંતુ ટિળક સ્વરાજ્ય ફાળા વખતે ગુજરાતે આપવાની રકમ કેટલી ભરાઈ છે એનો હિસાબ મેળવવા ભરૂચમાં જ્યારે દિનકરભાઈ દેસાઈના મેડા ઉપર ગાંધીજીની હાજરીમાં કાર્યકર્તાઓની સભા મળી ત્યારે રકમ ઘણી અધૂરી હોવાની માહિતી બહાર આવી. સંજોગવશાત્ તે સભામાં હાજર રહેવાની મને તક મળી હતી એટલે ત્યાં જે કાંઈ બન્યું એનો

હું પ્રત્યક્ષ સાથી છું — જોકે બધી વિગતો પૂરી યાદ નથી. ગાંધીજીએ કહ્યું કે ગુજરાતે તો આખા દેશને દાખલો પૂરો પાડવાનો છે અને ફાળે આવતી રકમ પૂરેપૂરી ભરપાઈ કરવાની છે. આ સાંભળતાં દયાળજીભાઈએ કહ્યું, "આપની રજા હોય તો મારું બધું ટિળક ફાળામાં આપવા રાજી છું." ગાંધીજીએ એ વિનંતી તરત સ્વીકારી લીધી. એટલે દયાળભાઈને પગલે ડૉ. ચંદુલાલ, કલ્યાણજીભાઈ અને ગાંધીજીના આફ્રિકાના સાથી પ્રાગજીભાઈએ પણ પોતાની મિલકતો ગાંધીજીને ચરણે ધરી દીધી. ભવ્ય હતી આ ઘટના. આની અસર એ થઈ કે ગુજરાતે પોતાને ફાળે આવતી રકમ ઉમળકાથી ભરી દીધી અને સ્વાધીનતાની લડત માટે પોતાની પાત્રતાને બિરદાવી.

દયાળજીભાઈના વધુ નિકટના પરિચયમાં આવવાની મને તીવ્ર ઝંખના હતી પણ કમભાગ્યે એ પાર પડી નહિ અને ૧૯૩૨ પછી એમણે રાજકારણમાંથી સંન્યાસ લઈ અનાવિલ આશ્રમ પર પોતાનું લક્ષ કેન્દ્રિત કર્યું. એ બે વર્ષ હું જેલમાં હતો અને ત્યાર પછી મારે મુંબઈમાં રહેવાનું થયું, એટલે દયાળજીભાઈ સંબંધી કોઈ અંગત માહિતી મેળવવાનું સદ્ભાગ્ય મને મળ્યું નહિ અને એમના અવસાનના જે કાંઈ સમાચાર મળ્યા એ ઘણા વેદનાજનક હતા. દયાળજીભાઈ આજન્મ દૃષ્ટિવંત શિક્ષક હતા, પ્રાચીન ગુરુકુળોનો એમના મનમાં મહિમા હતો અને આપણા દેશમાં આપણી આજની શાળાઓની જગ્યાએ એવાં વસતિગૃહયુક્ત ગુરુકુળો ઊભાં કરવાનાં એમનાં અરમાન હતાં. એની શરૂઆત એક ન્યાતના છાત્રાલયથી કરી પણ તેમાં તે સીમિત રહેવા માગતા ન હતા. એ જમાનો ન્યાતોની સેવામાં દેશસેવા જોનારો હતો. એથી એ વખતનાં બધાં દાનો અને જાહેર પ્રવૃત્તિઓ જ્ઞાતિઓને ધોરણે થતી. દયાળજીભાઈ એ બધી પ્રવૃત્તિઓનું સંગઠન કરી રાષ્ટ્રીય દૃષ્ટિ કેળવવાના મતના હતા. એથી અનાવિલ આશ્રમ, પાટીદાર આશ્રમ, એની વચ્ચે આવેલ સ્વરાજ્ય આશ્રમ અને નજીકમાં બીજી કોમના આશ્રમો એક થઈ શકે એ દૃષ્ટિએ ૧૯૨૦–૨૧માં રાષ્ટ્રીય કેળવણી મંડળ પાસે શિક્ષણનું એક વિશાળ સંકુલ ઊભું કરી શકાય એટલી જમીન એમણે ખરીદાવી હતી અને ત્યાં આ બધાં છાત્રાલયોને એકસૂત્રે સાંધે એવું વિનયમંદિર સ્થાપવાની એમની યોજના હતી. આ યોજના સાચે જ એક દૃષ્ટિવંત પુરુષની હતી અને એ જો પાર પડી હોત તો ગુજરાતને એક ભવ્ય સંસ્થા લાધી હોત. પણ વિધિનું નિર્માણ જુદું હતું: સરદાર વલ્લભભાઈ પટેલ જે મંડળે આ જમીન લીધી હતી. હતી તેના એક ટ્રસ્ટી હતા. તેમણે એક જગ્યે આવેલી સમતલ અને વિશાળ એવી આ જમીન દયાળજીભાઈ અને કલ્યાણજીભાઈના ઉગ્ર વિરોધ છતાં વેચાવી દીધી. આ ઘટનાનો ઉલ્લેખ કરતાં પાટીદાર આશ્રમના એ વખતના ગૃહપતિ શ્રી નરોત્તમભાઈ પટેલ પોતાનાં સંસ્મરણોમાં નોંધે છે કે, "આ જમીન વેચાતી અટકાવવા માટે સ્વ. દયાળજીભાઈએ આકાશ-પાતાળ એક કર્યાં. છેવટે ગાંધીજી સમક્ષ ધા નાખી પરંતુ એમના પ્રયત્નો નિષ્ફળ ગયા. આ બનાવનો એમને ભારે આઘાત લાગ્યો અને બે જ દિવસમાં તેઓ આ દુનિયા છોડીને ચાલ્યા ગયા." સરદાર વલ્લભભાઈની આ જમીન અંગે દૃષ્ટિ શી હતી એનો મને ખ્યાલ નથી એટલે અનુમાન કરવાનું સાહસ કર્યા વિના એટલું જ નોંધવું ઉચિત છે કે દયાળજીભાઈના જીવનનો આ પ્રસંગ જ્યારે જ્યારે યાદ આવે છે ત્યારે શુભ આશયના અભાવ વિના પણ કેવી કરુણ ઘટના સર્જાય છે તેનું અંતરખોજ કરાવતું દર્શન થાય છે.

# નવાં આચારમૂલ્યોની દિશામાં? | બંસીધર ગાંધી

આગામી શિશુની જાતિ આગળથી નક્કી કરી શકીશું?

અનેક પ્રકારની પરિસ્થિતિઓમાં સફળતાથી કામ કરી શકે એવી જ સંતતિ ઉત્પન્ન કરવા જરૂરી ડિઝાઇન ઘડી શકીશું?

નારી-શરીરના અંડકોષ અને નરશરીરના શુક્રકોષને 'કોલ્ડ સ્ટોરેજ'માં પ્રશીતન દ્વારા સાચવી રાખનારી બેંકોની યોજના કરી શકીશું? એ અંડકોષ કે શુક્રકોષ આપનાર વ્યક્તિના મૃત્યુ બાદ પણ તેમાંથી બાળક જન્મી શકે એવા યુગની ઝાંખી કરી શકીશું?

અને લગ્ન કે કુટુંબજીવનના ભાવિ વિષે કલ્પના કરી શકીશું?

વિજ્ઞાન, જાતીયતા અને આવતી કાલનાં નવાં આચારમૂલ્યોની ઝાંખી માટે તત્પર રહી શકીશું?

મનુષ્ય મનુષ્યને બાંધી રાખનારાં કુદરતી બંધનોમાં ધરમૂળથી પરિવર્તન થતું જાય છે. 'જાતીયતા અને સ્નેહ' જેવા શબ્દોના અભિપ્રેત અર્થો નવા જમાનામાં એકદમ બદલાઈ જાય તો નવાઈ નહિ. કદાચ કુટુંબજીવન અને લગ્નસંસ્થાનું ઘડતર નવેસરથી પણ કરવું પડે.

પ્રજનનને અંગેનું વિજ્ઞાન અંગદ કૂદકે ફાળ ભરી રહ્યું છે. તેને પરિણામે પૃથ્વી ઉપર વસતા મનુષ્યની રહેણીકરણી સદંતર બદલાઈ જવા સંભવ છે. સૈકાઓથી ચાલી આવતી પરંપરાથી આપણે એટલા બધા ટેવાઈ ગયા છીએ કે જાતીય જીવન, લગ્ન અને કુટુંબજીવનને લગતા આપણા સદાચારના ખ્યાલો બદલાતાં શું શું થશે તે આપણી કલ્પનામાં ઊતરી શકતું નથી. પ્રજનનશાસ્ત્રનું વિજ્ઞાન વિકસ્યું તે પહેલાં હજારો વર્ષોથી મનુષ્યને એટલું જ્ઞાન તો હતું જ કે પ્રજનનને માટે એક નર અને નારીનો સંયોગ જરૂરી છે જ. નારી દેહમાં લાંબા સમય સુધી ઘડાઈને બાળકનો દેહ જન્મ પામે છે ત્યારે એ નિઃસહાય હોય છે અને લાંબો સમય સુધી માબાપ દ્વારા સંરક્ષણ અને તાલીમ માગી લે છે. ત્યાર બાદ જ તે સ્વતંત્ર જીવન ગુજારી શકવા યોગ્ય બને છે. મનુષ્યેતર જાનવરો પૈકી બકરીનાં બચ્ચાં જન્મ બાદ થોડા સમયમાં જ કૂદતાં ફરે છે. જિરાફ અને અન્ય પ્રાણીઓમાં પણ એવું જ જોવા મળે છે પરંતુ મનુષ્યબાળક જન્મ પછી લાંબા સમય સુધી અસહાય જ રહે છે.

આમ હોવાથી મનુષ્ય-બાળકનો સારો ઉછેર થઈ શકે એ દૃષ્ટિએ કેટલીક પ્રણાલિકાઓ જગતના તમામ સમાજોમાં વિકસે એ અનિવાર્ય હતું. એટલે જ આપણી લગ્નપ્રથા ને કુટુંબપ્રથા વિકસી અને ધર્મ તથા કાયદાથી માવજત પામી પુષ્ટ થઈ. વળી, તત્ત્વજ્ઞાન, શિક્ષણ, વેપારવણજ, લલિત કલાઓ દ્વારા પરસ્પર આધારિત સામાજિક માળખું સર્જાયું.

બાળઉછેર માટે કોઈક સ્થળે ઠરીઠામ થવું જરૂરી ગણાય તેમ જ તેની જવાબદારી ઉઠાવવી પડે. બાળક ઊછરી શકે તે માટે જરૂરી ફરજો બજાવવા ઉપરાંત, તેને માટે ખોરાક લાવવાની, કપડાં બનાવવાની, તેનું સંરક્ષણ કરવાની, તેને માટે આશ્રયસ્થાન બનાવવાની એ બધી જવાબદારી મા પોતે એકલી સંભાળી ન જ શકે. એટલે જ બાપને

માતા સાથે રહી તેને મદદ કરવી પડે. આમ ગૃહજીવન સાથે માતાપિતા સંકળાયેલાં રહે. પ્રજનન એ એક જ લક્ષ્ય અર્થે સમાજે મનુષ્યની જાતીય કામનાઓના સ્વચ્છંદ ઉપર નિયંત્રણોની અને જાતજાતના વિહિત-નિષિદ્ધ કર્મોની કેરી વાડ ઊભી કરી દીધી।

કુટુંબમાં માતા, પિતા, મામા, માસી, દાદા, દાદી એ સર્વના નવજાત બાળક પ્રત્યેના સંબંધો, ફરજો વગેરે નિશ્ચિત હોય છે, અને સૌ પોતપોતાની ફરજો યથાશક્તિ બજાવવામાં ગૌરવ અનુભવે છે. સગપણને વિધિવત્ કરી લગ્નને સંસ્કારનું બિરુદ આપવામાં આવ્યું. પુરુષો માટે કુટુંબનું પાલનપોષણ એક મહત્ત્વની ફરજ બની રહી. બાળકોએ પણ માબાપની આજ્ઞામાં રહેવું, મોટેરાંઓને માન આપવું અને મોટેરાંઓએ બાળકની સુખાકારીનો ખ્યાલ રાખવો એ સ્વાભાવિક સ્વીકૃત હકીકત બની રહી. પતિપત્નીમાં જાતીયતા પરત્વે પરસ્પરની માલિકીની ભાવના બળવત્તર બની રહી. પતિપત્ની પરસ્પરની ફરજોમાં ચૂકી ન જાય એ માટે ધર્મશાસ્ત્ર ઘડનારાઓએ 'પાપ'નો ખ્યાલ જન્માવ્યો, પોષ્યો અને પુષ્ટ કર્યો. પ્રજનનના હેતુ સિવાયની કામવૃત્તિને અનિચ્છનીય ગણવામાં આવી. ધાર્મિક નિષેધો પાળવામાં ન આવે તો પાપ સિવાય પણ કેટલીક કુદરતી આફતો હતી જ. લગ્ન પહેલાંની સગર્ભાવસ્થા, ચાંદી-પરમિયા જેવા જાતીય રોગ, પતિપત્નીને પરસ્પર થઈ આવતો અભાવ અને સામાજિક અપ્રતિષ્ઠાનો હાઉ એ પ્રત્યેકે પ્રણાલિકાઓ જાળવી રાખવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો.

ક્વચિત્ અપવાદ બનતા. પોતાની જાતીય વૃત્તિને મર્યાદામાં રાખવાની શક્તિ અલગઅલગ મનુષ્યમાં ઓછીવત્તી હોય એ સ્વાભાવિક છે. એટલે કેટલીક અજુગતી મનાતી વર્તણૂક અહીંતહીં નભાવી લેવામાં આવે એ ખરું, પરંતુ સમાજજીવનનું એકંદર 'માળખું' તો જડબેસલાક જ રહ્યું છે. જુદી જુદી સંસ્કૃતિઓને સંગમકાળે ક્વચિત્ અરાજકતા આવી જતી પણ ઊભરો ઓસરે ત્યાં ખધું હતીભાગ થઈ રહેતું. લગ્ન અને કુટુંબજીવનની કોઈક વ્યવસ્થા સિવાય સુસંસ્કૃત સ્થાયી સમાજ ન જ નભી શકે એવી ભાવના સર્વ કાળે સર્વ પ્રમુખ સમાજોમાં રહેલી જ. આ બધામાં પાર વગરનાં નિયંત્રણો અહીંતહીં આવતાં હોવા છતાં પણ મનુષ્યની પાયાની જરૂરિયાત સદાય પૂરી પડી રહેતી. પુરુષની સાથીની, જાતીયતાની, તેનો વંશ કાયમ રાખે તે માટે સંતતિને જન્મ આપનારીની તેમ જ તેની માનસિક ભૂમિકાએ હૂંફ ને સોબતની જરૂરિયાતોની પૂર્તિ થઈ રહેતી. નારીને સગર્ભાવસ્થા અને સુવાવડ જેવા લાંબા ગાળામાં પૂરતું સંરક્ષણ અને પોષણ, આશ્રય વગેરે મળી રહેતાં. રોટલો રળી આપનારની અને સાથીની તેની પણ જરૂરત પૂરી પડી રહેતી. માતા કે દાદીનું ગૌરવભર્યું સ્થાન તે પામતી અને ઘરની રાણી—ગૃહિણી તરીકેનું ઊંચું સ્થાન તે ભોગવી શકતી.

આ પ્રણાલીમાં ઊણપો હશે. તે સંપૂર્ણ તો નહોતી જ. પરંતુ મનુષ્યની શોધકબુદ્ધિ આથી વધારે સારી પ્રણાલી વિકસાવી શકી નહોતી—કહો કે તેની મર્યાદા હતી. જેમ યુક્લિડની ભૂમિતિ ભણ્યા પછી અન્ય કોઈ ભૌમિતિક વ્યવસ્થાઓ ન જ સૂઝે તેમ માનવીની શોધક બુદ્ધિને નવી વ્યવસ્થા ન જડી હોય એ સંભવિત છે. તેથી જ તો આપણે બધા જીવન તો આમ જ રગડધગડ ચાલ્યા કરે એવી માન્યતા ધરાવીએ છીએ (પરંતુ ગૌસ જેવા કોઈકને ભૂમિતિની નવી વ્યવસ્થા સૂઝે) એવી જ રીતે, અત્યારે છે તે સિવાયની અન્ય કોઈ સમાજપ્રણાલી હોય કે હોઈ શકે એવી કલ્પના આપણને ભલે ન આવે. પરંતુ જગત પરિવર્તનશીલ છે. લાંબા ગાળાથી ચાલી આવતી પ્રણાલી ગમે તેટલી બળવત્તર હોય પણ તેમાં પરિવર્તન થયા જ કરે છે, ક્વચિત્ આખી પ્રણાલી પણ જડમૂળથી ઊખડી જાય એવી સંભાવના રહે છે. એવી નવી ક્ષિતિજો આપણે ખંખોળવી રહી.

નવાં નવાં વૈજ્ઞાનિક સંશોધનો નવી નવી સમસ્યાઓ જન્માવતાં રહે છે. જગતને દૂર દૂરને છેડે વસી

રહેલાં નર અને નારીના જનનકોશ દ્વારા બાળક જન્મી શકે—ભલે તે બંનેએ એકબીજાનાં દર્શન કર્યાં ન હોય—એટલું જ નહિ પણ એ બંને એક જ સમયે જીવતાં ન હોય છતાં! સત્તરમી સદીમાં જન્મેલા પુરુષનું શુક્રબીજ પચીસમી સદીમાં જન્મેલી નારીના અંડને અઠ્ઠાવીસમી સદીમાં ફલિત કરી શકે અને પરિણામે બાળક જન્મે એવી કલ્પના કોઈને અવાસ્તવિક ભલે લાગે પરંતુ વિજ્ઞાન એ બચીત કરી શકશે. ચંદ્ર સુધી પહોંચી જનાર માનવી, પ્રજનનક્ષેત્રે કદાચ ચંદ્રથીય આગળ વધી જાય. માતા બનવા ઇચ્છતી યુવતી અપરિણીત રહી, કોઈક નરના —જેનું તેણે મોઢુંય જોયું ન હોય કે જે તે સમયે જીવતો પણ ન હોય—શુક્રકોષથી માતા બની શકે. એવી કુંવારી માતાઓ અનેક હોય ત્યારે સામાજિક વ્યવસ્થાનાં આજનાં ધોરણો ન જ ટકી શકે. તેમાં પરિવર્તન આવે જ આવે. એક સ્ત્રીના શરીરમાંથી કાઢી લીધેલા અંડ તેના મૃત્યુ બાદ પણ પાંચપચીસ વર્ષે અન્ય સ્ત્રીના શરીરમાં રોપી શકાય અને પોતાના જનનતંત્રની કોઈક ખામીને કારણે વંધ્ય રહેલી એવી સ્ત્રી એ અંડને પોતાના દેહમાં ધારણ કરી, પોતાના રક્તથી પોષી, ઉછેરી બાળકને જન્મ આપી શકે. આવા સમાજમાં વાંઝિયામહેણાં જેવું કશું રહે જ નહિ.

આમ, માતા બનવા માટે કોઈ પુરુષની તાબેદારી ઉઠાવવાની કોઈ નારીને ફરજ જ ન પડે. નારી જેમ ઇચ્છાવર વરે તેમ ઇચ્છિત સંતતિ પણ મેળવી શકે. પોતાને પુત્ર જોઈએ કે પુત્રી એ ભવિષ્યની માતા પોતે પસંદ કરી શકશે. નરના શુક્રકોષો બે પ્રકારના હોય છે. એક પ્રકારના શુક્રકોષથી નરજાતિનું બાળક ઉત્પન્ન થાય અને અન્ય પ્રકારના શુક્રકોષથી નારીજાતિનું બાળક પેદા થાય. વૈજ્ઞાનિકોએ તો દાતા પુરુષના શુક્રકોષમાંથી એ બંને પ્રકાર જુદા જ પાડવાના રહે છે. તેમાં કશી ગફલત ન થાય તો પુત્ર કે પુત્રી ઇચ્છાનુસાર અવશ્ય ઉત્પન્ન કરી શકાય.

બાળકો ન જ જોઈતાં હોય તો તે માટે જાતજાતની યુક્તિપ્રયુક્તિઓ વિકસી ચૂકી છે. દાક્તરો વૈજ્ઞાનિક રીતે બધું જ કરી શકશે. સંતતિની જરૂર હશે ત્યાં નારી દેહમાં અંડ સ્થાપિત કરી, તેના પતિ દ્વારા તેને ફળાવી શકશે. માતા થવા ઇચ્છનારી યુવતી પોતાની પસંદગી પણ કરી શકશે. ક્યા કે કેવા પુરુષના શુક્રકોષની જરૂર છે એ તે સૂચવી શકે.

પ્રશીતન દ્વારા લાંબા સમય સુધી નારીના અંડકોષ કે પુરુષના શુક્રકોષોને સંઘરી શકાશે. તેની બેન્કો હશે. ક્યા નર કે નારીના એ પ્રજનનકોષો છે એ પરત્વે તેમની કિંમત ઓછીવત્તી અંકાશે.

બાળક માતાના ગર્ભસ્થાનમાં હોય ત્યારે તેમાં કોઈક અંગ વિકૃત છે કે કેમ તેની તપાસ કરી શકાય અને તે વિકૃતિ તે જ સમયે સુધારી શકાય તો બાળક અપંગ ન જન્મે. વિજ્ઞાન તે માટે પણ પ્રયત્નશીલ છે.

નારી દેહનીય જરૂર શા માટે! રાસાયણિક પોષણ આપીને ફલિત અંડને ન ઉછેરી શકાય? આવી રીતે જન્મેલા બાળકને તેની માતા કે પિતા કોણ છે તેની ખબરેય ન પડે. હા, તેને પાળનાર માતાપિતા તેને મળી રહે એ જુદી વાત.

ટિસ્યુ કલ્ચર દ્વારા વાયરસ ઉછેરી શકાય છે. તેવી જ રીતે ટિસ્યુ કલ્ચર દ્વારા બાળકો ઉછેરવામાં આવે તો?

ફલિત અંડનું વિભાજન થવા માંડે અને શરીરની જુદી જુદી પેશીઓ બંધાય, પછીથી કોષ પોતપોતાની પેશી સર્જવા માંડે. પરંતુ તે પહેલાં જો કોઈ પણ કોષ જુદો પાડવામાં આવે તો તે કોષ શરીરની બધી જ પેશીઓ સર્જવા સમર્થ હોય છે. યોગ્ય તબક્કે કોષ ઊંચકી તેને ટિસ્યુ કલ્ચર અગર તો રાસાયણિક રીતે માત્ર પોષણધારણ આપવાનું રહે. તે ઉપરાંત પુખ્ત માનવીના શરીરમાંથી લીધેલો કોઈ પણ કોશ આની જ રીતે ઉછેરી શકાય તો? તેમાંથી નવું બાળક ઉત્પન્ન થઈ શકે!

આમ કોઈ પણ કોષ તેનાં લક્ષણોની નોંધ મુજબનાં જ લક્ષણો ધરાવનાર માનવીને જન્માવી

શકે તો કોઈ પણ દેશમાં nationalised human eggs (રાષ્ટ્રીયકૃત માનવ અંડ) કે વીર્ય બૅન્કો દ્વારા રાજપુરુષો બહુમતી-લઘુમતીની, રંગદ્વેષની, ધર્મ-પરિવર્તનની કે વસ્તી નિયંત્રણ જેવી સમસ્યાઓ ઉકેલી શકે. સામ્યવાદી દેશોને પછી કદાચ દિમાગી ધુલાઈની જરૂર જ ન રહે—કેમ કે, પૃથ્વી પરનો પ્રત્યેક નવાગંતુક, પછીથી તો, અગાઉથી રાજ્યે નિયોજ્યા પ્રમાણેનો જ હોય ને!

આ બધું બને ત્યારે સામાજિક પરિસ્થિતિ કેવો વળાંક લે એ કલ્પવું રહ્યું. પતિપત્નીને બાળકની જરૂર જણાય ત્યારે તે રાસાયણિક પાત્રમાં તૈયાર થયેલું બાળક લાવી શકે. એ બાળકનાં લક્ષણોની બાંહી ધંધાદારી રાસાયણિક પેઢી તેને પૂરી પાડશે. એ બાળક પ્રત્યે માતાનું વલણ કેવું હશે? પિતાનું વલણ કેવું હશે? અને એ બાળકમાં કોઈ લક્ષણ જુદાં ઉત્પન્ન થયાં તો? એ પેઢી જવાબદાર ગણાશે? એ પેઢી ઉપર કાયદેસર કેસ ચલાવી શકાશે?

આજે પરદેશોમાં તો કૉલેજ હૉસ્ટેલમાં અપરિણીત યુવકયુવતીઓ છૂટથી જાતીય ઉપભોગ કરે જ છે. સંતતિનિયમને યુવતીઓને વણજોઈતી સગર્ભાવસ્થામાંથી મુક્તિ અપાવી છે. ફાર્મસીઓએ જાતીય રોગો સામે રક્ષણ આપ્યું છે. આવી જાતીયતા એમના મતે પાપરૂપ ગણાતી નથી—ભલે મોટેરાઓ કે ધર્મગુરુઓ તેમ માને. ઈશ્વરીય કોપની કોઈને ચિંતા નથી. પહેલાં માતાપિતા સંતતિના લગ્નસંબંધો નક્કી કરતા. પછી પરસ્પર પરિચય દ્વારા તે નક્કી થવા લાગ્યા, અને હવે! હવે કૉમ્પ્યુટરો દ્વારા નક્કી થઈ શકે છે. સિનેમાના પડદા પર કે રંગભૂમિ પર સંભોગનાં દૃશ્યો બતાવાય છે. અને પોતાનું મહેનતાણું લઈ પતિપત્ની અગર તો કોઈ પણ યુવકયુવતી નાટકોમાં પાત્રો ભજવે છે તેમ સંભોગલીલા પણ ભજવી બતાવે છે. આ જમાનામાં વૈજ્ઞાનિકોની આ બધી શોધો બાદ પતિપત્નીના સંબંધો કેવા હશે? તેમની પરસ્પર ફરજો, કંઈ રહેશે ખરી? જાતીય સંબંધોમાં બંને પૂરેપૂરો લગભગ સ્વૈરવિહાર કરી શકશે?

બાળકોના ઉછેરનું શું? ફક્ત એટલા પૂરતું જ કુટુંબજીવન અને લગ્નજીવન ટકાવી રાખવાં પડશે કે તે માટે કોઈ અન્ય ઉકેલ રહેશે? આજે માતાપિતા જે રીતે પોતાનાં બાળકો ઉછેરે છે તે સંબંધી ઘણાંના મનમાં અસંતોષ તો છે જ. બાળ ગુનેગારો, વેશ્યાગૃહો અને બીજા અનેક સામાજિક પ્રશ્નો આજેય આપણને મૂંઝવી રહ્યા છે. નવી પરિસ્થિતિમાં શું નહિ હોય?

માતપિતા બનવા માટે પરીક્ષાઓ આપવાની રહેશે? એવા ડિપ્લોમાવાળા લોકો જ બાળકોને કાયદેસર ઉછેરી શકશે? કે પછી રાજ્ય એ માટે સંસ્થાઓ ચલાવશે? બૅન્કોની માફક બાળકોનું પણ રાષ્ટ્રીયકરણ થશે?

અન્ય એક મુદ્દો પણ વિચારવા જેવો ગણાય. કેટલીક સ્ત્રીઓમાં માતૃત્વની ભાવના એટલી પ્રબળ હોય છે કે તે કોઈ પણ બાળકને સ્નેહ સમર્પી શકે છે. અને માબાપના સ્નેહ વગર ઊછરતાં બાળકો વિકૃત રહે છે એમ માનસશાસ્ત્રીઓ અને સુપ્રજનનશાસ્ત્રીઓ માને છે. એટલે આ પ્રકારની સ્ત્રીને જ બાળક ઉછેરવાની જવાબદારી સોંપવામાં આવે, એવું ન બને?

ઊધઈ, કીડી કે મધમાખ જેવો તો સમાજ નહિ બની જાય ને? બાળકો ભલે કારખાનામાં પેદા થાય; તેને ઉછેરી મોટાં કરનાર કારખાનાંઓની કલ્પના આજે તો આવતી નથી. એટલે એ ન સ્વપાય ત્યાં સુધી માતૃત્વસભર સ્ત્રીઓને જ એમનો ઉછેર સોંપવામાં આવે અને એ સિવાયનાં નરનારીઓ તેમના પોષણધારણ માટે જરૂરિયાતો મેળવવામાં લાગી જાય એવો રિવાજ ત્યારે રૂઢ બનશે.

એવું પણ બને કે નારીદેહના ગર્ભાશય વગેરે પ્રજનન અવયવો ઍપેન્ડિક્સ જેવા બની જાય; તેમનું કાર્યવ્યાપારમૂલ્ય (functional value) રહે જ નહિ. કામવ્યાપાર ફક્ત આનંદ ખાતર જ રહે; એનું નૈતિક મૂલ્ય રહે જ નહિ. સાથોસાથ એ વૃત્તિ જ ઘસાતી ચાલે એવું પણ ન બને? સ્ત્રીપુરુષ-

સંબંધના પ્રેરકબળ તરીકે ગણાતી કામવૃત્તિ જ આથમી જાય તો કેટકેટલી સમસ્યાઓ વિદાય લઈ લે? જૂનાં મૂલ્યો ફગાવી દેવાની સાથે કોઈક પ્રકારનાં નવાં મૂલ્યો પણ સ્થપાય. તેમને સ્વીકારવાની ને આવકારવાની તૈયારી કરી લેવી ઘટે.

આજે પશ્ચિમમાં કોલેજ યુવકયુવતીઓનું dating સહજ રૂપે matingમાં પરિણમી રહ્યું છે અને સૌરાષ્ટ્રમાં એક સમયે ખૂબ વગોવાઈ ગયેલા કાંચળિયા સંપ્રદાયને શરમાવે તેવા સંપ્રદાયો મુખ્યાં ત્યાં ઘાટ લઈ રહ્યા છે. નવપરિણીત દંપતીઓની ક્લબો સ્થપાય છે જ્યાં જાતીયતાના આનંદ પૂરતા સાથી-દારો બદલવાની અનેક રમતો આકાર લઈ રહી છે. જૂના જમાનામાં ટોળી ટોળીના સામુદાયિક લગ્નસંબંધો હતા. આપણે એ તરફ પાછા તો નથી જઈ રહ્યા ને? લગ્નજીવનને લગતા કાયદાઓ, પરિણીત સ્ત્રીપુરુષની પારસ્પરિક ફરજો તથા વફાદારીના ખ્યાલ પરત્વે નવા અભિગમો વગેરેને કારણે હાલના કાયદાઓ તથા સમાજજીવન વગેરેના ઉપર જોરદાર હથોડા પડી રહ્યા છે. નવો ઘાટ કેવો હશે એની કલ્પના કરવામાં તો મતિમુંઝાતિ જેવી પરિસ્થિતિ ઉત્પન્ન થવા પામી છે...

[Life (જુલાઈ, ૧૯૬૬)ના આધારે]

# ઇન્દિરાશાહી સમાજવાદ અને લોકશાહી | ભોગીલાલ ગાંધી

૧૯૬૯ના નવેમ્બરમાં અખંડ કોન્ગ્રેસનું વિભાજન થયું. આ વિભાજન પાછળ અનેક કારણ જવાબદાર લેખાય છે. પરંતુ જે એક મુદ્દો ઇન્દિરાજીએ સ્પષ્ટ કરી નાખ્યો હતો તે એ કે અખંડ કોન્ગ્રેસના મોવડી મંડળમાં વિશ્વાસ રાખી શકાય એમ નથી, કેમકે કોન્ગ્રેસે પોતે સ્વીકારેલા સમાજવાદમાં આ નેતાઓને વિશ્વાસ નથી. એટલું જ નહિ, આ મૂઠીભર વ્યક્તિઓ કોન્ગ્રેસની વિશાળ બહુમતીને ઠેબે ચડાવીને પોતાની પકડ જમાવી રાખવા મથે છે.

ઇન્દિરાજીએ આ નેતાઓ માટે બુઢ્ઢા (બોસિઝ) અને પ્રત્યઘાતી (રીએક્શનરી) જેવા શબ્દપ્રયોગ કર્યા. તેમની ચુંગાલમાંથી કોંગ્રેસને મુક્ત કરી, સમાજવાદના પાટે ચડાવવા બીડું ઝડપ્યું.

વિભાજન પછી તરત જ (૨૨, નવેમ્બર, ૧૯૬૯) નવી દિલ્હીમાં મળેલી પોતાના પક્ષની મહાસમિતિમાં ઇન્દિરાજીએ કોંગ્રેસના અગાઉ સ્વીકારાઈ ચૂકેલા કાર્યક્રમોના ઝડપી અમલની ખાતરી આપી; ગરીબી સામેનું યુદ્ધ વધુ અસરકારક રીતે લડી લેવાની પ્રતિજ્ઞા જાહેર કરી; અગાઉ સંપન્ન લોકો સરકારી યોજનાઓનો લાભ લેતા રહ્યા છે. હવે હરિજનો અને દલિતો એ લાભ ઉઠાવે તેવી જોગવાઈની આશા આપી. બાળકો માટે ખાસ 'સમાજવાદી હકપત્ર' (દૂધ, દવા, ખોરાક, શિક્ષણ પૂરું પાડવાનો!) અમલમાં મૂકવાની અભિલાષા પ્રગટ કરી. આ પછી તરત (ડિસે. ૧૯૬૯) મુંબઈમાં મળેલા તેમના પક્ષના અધિવેશનમાં ઘણા બધા ધમાકા સાથે તેમણે શહેરોના ગંદા વસવાટોને સ્થાને સુઘડ રહેઠાણો તૈયાર કરી આપવાનો અને ગામડાંમાંનાં ઘરબાર વિનાનાં કુટુંબોને ઘર તૈયાર કરી આપવાનો કાર્યક્રમ પણ જાહેર કરી દીધો. ત્યાર બાદ તેઓ જનરલ ઇન્સ્યુરન્સનું રાષ્ટ્રીયકરણ, શહેરી મિલકતની ટોચ મર્યાદા, રાજવીઓનું અરાજવીકરણ વગેરે સૂત્રોના ઢોલ પીટતાં રહ્યાં. આમ ટૂંકા ગાળામાં એક જ ધડાકે તેમણે પ્રજાના માનસ પર ધારી અસર કરી હતી.

આ પૂર્વે, રાષ્ટ્રપતિની ઉમેદવારી માટે પોતે જ પુરસ્કારેલા રેડ્ડીને એક ક્ષણમાં પડતા મૂકીને, પોતાને અણગમતા મોરારજીભાઈના હાથમાંથી નાણાખાતું એક ઝાટકે છીનવી લઈને, રાષ્ટ્રપતિના વટહુકમ દ્વારા તાબડતોબ બેંકોનું રાષ્ટ્રીયકરણ જાહેર કરી લઈને, અને પરિણામની પરવા કર્યા વિના કોંગ્રેસના ભાગલા વહોરી લઈને, ઇન્દિરાજીએ તેમના મતની 'ઇમરજન્સી'ની પ્રતીતિ કરાવી દીધી હતી.

## ૧ : ઇન્દિરાશાહી સમાજવાદની સૂરત

સ્વરાજ્યનાં ૨૨ વર્ષ સુધી મોટા ભાગની પ્રજાએ સ્વરાજ્યનો લાભ અનુભવ્યો ન હતો. વધતી જતી ગરીબી, બેકારી, મોંઘવારી અને ભ્રષ્ટતાથી ત્રાસી ઊઠેલી તથા નેતાઓની સત્તાલાલસાથી હતાશ બનેલી પ્રજાના મનમાં ઇન્દિરાજીએ નવી આશા જગાવી હતી; વાતાવરણમાં નવો તરવરાટ પેદા કરી દીધો હતો. સ્વાભાવિક રીતે જ, પ્રજાના મનમાં એક એવી અપેક્ષા પેદા થઈ હતી કે, હવે ઇન્દિરાજી એક પછી એક સમાજવાદી કદમ ઉઠાવશે. પોતાના પક્ષની અંદરનાં અને બહારનાં જે કોઈ પરિબળો

[ વિશ્વમાનવ :

આડે આવશે તેમની સામે અંતિમ સંઘર્ષ ખેડીને તેઓ ખરેખર હતાશ બનેલી પ્રજાનાં તારણહાર બની જશે...

પરંતુ, એક આખું વરસ કશા જ નક્કર અમલ વિના પસાર થઈ ગયું. અગાઉ, જેમ ક્રાંતિકારી નેતાનો પાઠ ભજવીને ઇન્દિરાજીએ પ્રજાની અપેક્ષાઓને ઊંચે ચગાવી હતી; તેમ આ વર્ષ દરમ્યાન, પેલાં પુરાણાં સૂત્રો રટવાની સાથોસાથ 'વ્યવહારુ' નેતાનો પાઠ તેમણે ભજવવા માંડ્યો હતો. એક બાજુ, પરિસ્થિતિની કઠોરતા, સમસ્યાઓની જટિલતા અને સાધનોની મર્યાદા આગળ ધરીને, તો બીજી બાજુએ પોતાના શાસનકાળમાં પરિસ્થિતિ સુધરી રહી હોવાની આબોહવા પેદા કરીને, તેઓ 'વચગાળા'નો કપરો સમય કાઢી નાખવા મથતાં હતાં! અને લગભગ એક જ વરસના ગાળામાં (ઑક્ટોબર ૧૯૭૦), પટણા મહાસમિતિની બેઠકમાં તેઓ વળી પાછી ખોબો ભરીને ખોળાધરીઓ આપતાં હતાં! દા. ત.—

* ૧૯૭૧ની સાલ સુધીમાં ટોચમર્યાદા ઉપરની બધી જમીનો જમીનમાલિકો પાસેથી છીનવી લઈને હકદાર ગણોતિયાઓને હસ્તક સુપરત કરી દેવામાં આવશે;
* ૧૯૭૧ની સાલ સુધીમાં રાજ્યો હસ્તક જે ખેડાણ યોગ્ય પડતર જમીન છે તે જમીનવિહોણા ખેતમજૂરોમાં વહેંચી આપવામાં આવશે;
* ૧૯૭૧ સુધીમાં શહેરોની મિલકતો ઉપર ટોચમર્યાદા મુકાઈ જશે;
* ૧૯૭૧ સુધીમાં ઓછામાં ઓછા વધારાના પાંચ લાખ બેકારોને માટે કામગીરી પૂરી પાડવામાં આવશે;
* ૧૯૭૫ની સાલ સુધીમાં દેશનાં દરેક જિલ્લામાં એવી વ્યવસ્થા ઊભી કરવામાં આવશે કે જેથી તમામે તમામ કુટુંબમાંથી ઓછામાં ઓછો એક સભ્ય દર મહિને રૂ. ૧૦૦ કમાતો હોય જ.

આ પાંચે ખોળાધરીઓ એવી છે કે જે સાંભળનારને ચકિત કરી દે તેવી છે; અને એ આપનારાને દુવા દેવાનો ઉમળકો રોકી શકાય જ નહિ. અને ઇન્દિરાજીએ તો આ ઉપરાંત દેશનાં જુદાં જુદાં રાજ્યોનાં દબાણોને વશ થઈને પાંચ જેટલા સ્ટીલના પ્રોજેક્ટનું વાગ્દાન કરી દીધું હતું. આસામને રિફાઇનરી તથા પેટ્રોકેમિકલ્સ કૉમ્પ્લેક્સનું વચન પણ આપી દીધું હતું!

આ અને આવું ઘણું બધું બે-પાંચ વર્ષમાં સિદ્ધ કરી દેવાના મનોરથ ઇન્દિરાજી સેવતાં હોય તો તેમની એ ભવ્ય ભાવના માટે ધન્યવાદ આપીએ. અને પોતાની સામે જે વાસ્તવતા ડોળા કાઢીને ઊભી છે તેની તરફ જો તેઓ આંખ બંધ કરીને કેવળ કલ્પનાના કિલ્લા રચતાં હોય તો આપણે તેમને તરંગી આદર્શવાદી કહીને વ્યવહારુ થવા બે શિખામણ આપી શકીએ. પરંતુ, બીજા કોઈના કરતાં નક્કર હકીકતોનો રોજ રોજ વધુ સામનો કરી રહેલાં ચતુર વડાં પ્રધાન જ્યારે પોતાની પ્રજાને પોકળ ખોળાધરીઓ દ્વારા રમાડતાં દેખાય ત્યારે તો ચિંતા કરવા જેવું જ ગણાય.

ઇન્દિરાજી જેનાથી પૂરાં વાકેફ છે એવી થોડીક વાસ્તવિક હકીકતો તરફ નજર નાખીએ:

(૧) બેકારીની સમસ્યાનો વિચાર કરીએ. પહેલી પંચવર્ષીય યોજના પૂર્વે ૩૩ લાખ બેકારો હતા; યોજનાને અંતે ૫૩ લાખ થયા; બીજી યોજનાને અંતે ૭૧ લાખ થયા, ત્રીજીને અંતે ૧૨૬ લાખ અને ચોથી યોજના પૂરી થતાં ૨૩૯ લાખ થવાનો અંદાજ છે.

—આ આંકડા એમ બતાવે છે કે ઇન્દિરાજીના પોતાના શાસનકાળમાં બેકારીનું રૂપ બિહામણું બની રહ્યું છે.

(૨) માથાદીઠ સરેરાશ આવક ૧૯૬૦–૬૧માં ૧૦૦ ગણીએ તો ઇન્દિરાજીના શાસન દરમ્યાન ૧૯૬૭–૬૮માં ૩૨૧-૩ હતી, ૧૯૬૮–૬૯માં ઘટીને ૩૧૯-૪ થઈ છે.

(૩) દર વરસે બે-અઢી ટકા રાષ્ટ્રીય આવક વધે છે; સાથે તેટલી જ વસ્તી વધે છે.

ઇન્દિરાજી પોતાના શાસનકાળની કારકિર્દી ગમે તેટલી ઊજળી બતાવવા મથે, પરંતુ ખુદ ઇન્દિરાજીના પ્રધાનોએ આપેલા આંકડા અનુસાર, છેલ્લાં બે વરસમાં જ—

(૪) નિકાસ ૭ ટકામાંથી ઘટીને ૪ ટકા થઈ છે;

(૫) ઔદ્યોગિક ઉત્પાદન ૮થી ૯ ટકામાંથી ૪થી ૫ ટકા થયું છે;

(૬) ભાવો ૧૫થી ૨૫ ટકા વધ્યા છે;

(૭) ઇન્દિરાજીએ પોતાના સમાજવાદી કાર્યક્રમના મંગલાચરણ જેનાથી કર્યાં તે બેંકોના રાષ્ટ્રીયકરણથી ખરેખર મૂળભૂત હેતુ સિદ્ધ થયો નથી: સરકાર પોતાના હસ્તક ૨૦૦ કરોડ રૂપિયા વધુ મેળવી શકી નથી; ડિપોઝિટનો વધારો ૧૩ ટકા જેટલો નીચો ઊતરી ગયો છે; ગરીબ ગૃહઉદ્યોગી વ્યવસાયીઓને ધિરાણ મળવાને બદલે ઇજારાશાહી ઉદ્યોગપતિઓને અગાઉ કરતાં વધારે ધિરાણ મળ્યું છે!

(૮) બીજી બાજુ, જેમને કમાણીનાં મોટાં સાધન ગણીને અબજો રૂપિયાની મૂડીથી ચલાવવામાં આવે છે તે રાજ્ય હસ્તકના ઉદ્યોગો જંગી ખોટથી ચાલે છે. કુલ ૫૫ મોટાં સાહસોમાં રૂ. ૩૩૩૩ કરોડનું રોકાણ થયું છે. તેમાંથી ૩૩ ઉદ્યોગો ખોટનો ધંધો કરે છે. એકંદરે ૪૮ કરોડનો નફો થયો હતો, ૮૩ કરોડની ખોટ! એક જ વરસમાં (૧૯૬૬–૬૭) ૪૫ કરોડની ખાધ! હિંદુસ્તાન સ્ટીલે ૧૯૬૭–૬૮ (ઇન્દિરાશાસન)માં આગલાં તમામ વરસો કરતાં વધુ ખોટ (રૂ. ૪૦ કરોડ) ખાધી હતી. મોટા ભાગનું ઉત્પાદન ઘટી રહ્યું છે. ખાનગી વિભાગના પોલાદનાં કારખાનાં રૂ. ૧૦૦ની મૂડી ઉપર રૂ. ૨૨૫નું વેચાણ કરે છે; ત્યારે આ પ્લાન્ટ સોએ ચોવીસનું કરે છે!

આમ, નેહરુયુગી સમાજવાદના ઓથારમાંથી દેશને બહાર કાઢવાને બદલે, ઇન્દિરા-સમાજવાદનો આ અખતરો દેશને વધુ કારમી આર્થિક ભીંસમાં જકડી રહ્યો છે.

પ્રામાણિકપણે અને વ્યવહારુ રીતે વિચારનારાને એટલી ચિંતા તો થયા વિના નહિ જ રહે કે, ઇન્દિરાજી સૂચવે છે તેની ઝડપી પ્રગતિ અને આબાદી સિદ્ધ કરવા માટે જે અબજો રૂપિયાની નવી મૂડી જોઈએ તે ક્યાંથી મેળવવાની છે? આજ સુધીમાં જે વિદેશી દેવાં કરેલાં છે (૧૯૬૮–૬૯ સુધીમાં ૧૭૩ અબજ રૂપિયા) તેનું વ્યાજ ચૂકવતાં પણ નાકે દમ આવે છે. હકીકતે, રૂ. ૧૨૦૦ કરોડની ખાધ તો ચોથી યોજનાના આરંભે જ દેખાઈ રહી છે. રહી સહી બધી બચત એમાં ઘસડાઈ જવાની છે... બીજી બાજુ, નવું દેવું કરવાની ગુંજાયશ જ ઘટી ગઈ છે.

નાણાંનો નક્કર માર્ગ વિચાર્યા વિના જ દુઃખી, ભોળી અને ગરજુ પ્રજાને વચનો આપીને લટકાવવાની નીતિ લોકશાહીમાં ભયંકર જોખમી છે. ગરીબી અને બેકારીને નામે પ્રજાને ઉશ્કેરીને સમાજવાદની રૂપાળી વાતોને નામે પાંચ-પંદર વર્ષ સત્તામાં ટકી રહેવાની વૃત્તિ લોકશાહી માટે કેવળ આત્મઘાતક છે.

સત્ય હકીકત તો એ છે કે, ઇન્દિરાજી આ વિકટ પરિસ્થિતિનો પ્રામાણિક સામનો કરવા જ તૈયાર નથી. ૧૯૭૧ના માર્ચમાં, નવા બજેટમાં સરકારી કર્મચારીઓને વધુ પગાર-ભથ્થાં આપવા માટે રૂ. ૧૧૦ કરોડ જોઈએ: નવા પ્લાન્ટ્સ નાખવા માટે વધુ રૂ. ૩૩૦ કરોડ જોઈશે; તે બધા સાથે ઓછામાં ઓછા રૂ. ૬૦૦ થી ૮૦૦ કરોડના નવા કરવેરા નાખવાની સ્થિતિ આવી ઊભી છે.

● પ્રજાના રોષથી બચવા માટે શું ઇન્દિરાજીએ બજેટ પહેલાં જ મધ્યસત્રી ચૂંટણી યોજીને સત્તા પાકી કરી લેવા તાક્યું છે? મધ્યસત્ર ચૂંટણી પાછળ આવું કોઈ છળ હોય તો તે લોકશાહીમાં અક્ષમ્ય ગણાવું જોઈએ.

ફરિયાદ એ નથી કે ઇન્દિરાજી પ્રજાની જરૂરિયાતો તાબડતોબ કેમ પૂરી પાડતાં નથી. કોઈ પણ નેતા કે કોઈ પણ પક્ષ સત્તામાં આવે, કોઈનાથી કશો જાદુ થવાનો નથી. જે વીસ વર્ષ દેશ ઊલટા રસ્તે ધકેલાયો છે તે જ રસ્તે આગળ ધકેલાઈ રહ્યો છે, એનું દુઃખ છે, એની ચિંતા છે.

પ્રમાણિકપણે અને ગંભીર બનીને જો આપણે પરિસ્થિતિ હળવી કરવી હોય તો તોતિંગ યોજનાઓના ઓથારમાંથી વહેલાં છૂટવું રહ્યું. ખૂબ જ વિશાળ પાયા પર ગ્રામોદ્યોગો અને ઇતર નાના નગર-ઉદ્યોગો ઊભા કરવા રહ્યા. તેને માટે ભરપટ્ટે નાનાં યંત્રો દેશમાં પેદા કરવાં જોઈએ; એ ઉદ્યોગોને પૂરો પાડવા કાચો માલ પેદા કરવો જોઈએ; એ માટે જમીનની અંદરની કુદરતી સામગ્રી (જલસહિત) બહાર કાઢીને, પ્રોસેસિંગમાં લાવીને, મોટા પાયા પર માલની લેવડ કરવાની સગવડો ઊભી કરવી જોઈએ. પાકા રસ્તા, રેલવે, વીજળી અને પેટ્રોલ પૂરતા પ્રમાણમાં મેળવવાં જોઈએ. આ બધાં માટે ધંધાદારી તાલીમ અને યાંત્રિક વૈજ્ઞાનિક શિક્ષણ પામેલાઓની મોટી કાર્યક્ષમ સેના ઊભી કરવી રહી. આજના શિક્ષિત બેકારોને તત્કાલ કામે લગાડી શકાય અને નવા બેકારો વધે નહિ તે રીતે શ્રમપ્રમુખી ઉદ્યોગ-વ્યવસાયો જ આપણો પાયો બની શકે. કેમ કે શ્રમ-શક્તિ ભરપૂર છે, અને આ રસ્તે મૂડી-રોકાણ પણ ઘણું ઓછું જોઈએ. મોટા યંત્રોદ્યોગમાં એક માણસની રોજગારી દીઠ રૂ. ૧૪૦૦૦ રોકવા પડે; નાના ઉદ્યોગમાં ૫૦૦ અને ગૃહઉદ્યોગમાં રૂ.૧૫૦નો સરેરાશ અંદાજ ગણાય છે.

ઇન્દિરાજીના સમાજવાદમાં કરકસરને સ્થાન નથી, શ્રમનું ગૌરવ નથી. એક બાજુ, પ્રજા દુઃખ યાતનાઓમાંથી પસાર થઈ રહી છે, બીજી બાજુ "દિલ્હીના સમાજવાદી સફેદ હાથી" તરીકે ઓળખાતો કેન્દ્રનો દરેક પ્રધાન વાર્ષિક રૂ.૭૩,૦૦૦નું ખર્ચ કરી રહ્યો છે. ઇન્કમટેક્સની ગણતરીએ જોતાં, લગભગ સાડાચાર લાખની કમાણી કરનારો ધનપતિ જ, કરવેરા ભર્યા પછી, આટલી બચત કરી શકે. બધું ખર્ચી નાખે તો આટલી સાહ્યબી ભોગવી શકે! આપણા દેશના રાષ્ટ્રપ્રમુખ ૭૦૦ એકરની વાડી વચ્ચે ૩૦૦ ખંડના મહેલમાં જે વૈભવથી જીવે છે તેની પાછળ સમાજરચનાનો કયો આદર્શ હોઈ શકે?

ઇન્દિરાજીની સમાજવાદી નિષ્ઠા વિશે જ શંકા આવે એવું છે. પોતે પશ્ચિમી શૈલીથી ઢબે જીવવા ટેવાયેલાં છે. ગરીબીની વાતો કરે છે પણ તેના સ્પર્શ માત્રથી તે દૂર રહ્યાં છે. એટલું જ નહિ, એક બાજુ મોનોપોલી ઉદ્યોગોને નાબૂદ કરવાની ધમકીઓ આપે છે, બીજી બાજુ, બિરલા, તાતા, મફતલાલ વગેરેને સૌથી વધુ પરવાનાઓ વહેંચે છે!

ઇન્દિરાજી જાહેરમાં પોતાની 'ઇમેજ' પ્રગતિશીલ, ઉદ્દામ, સમાજવાદી તરીકે ટકી રહે એ માટે વેશ સજે છે. બીજી બાજુ સ્થાપિત હિતોને રીઝવ્યા વિના, પોતાની પાંખમાં એમને લીધા વિના તેઓ પોતાનું સ્થાન ટકાવી રાખી શકે એમ છે નહિ, એ વાત બરાબર સમજે છે: આથી જ તો આ ચૂંટણી વખતે ઇન્દિરાજીએ અનેક ઉદ્યોગપતિઓ પાસેથી જે રીતે જંગી ફંડ 'પડાવ્યાં' છે તેમાં આંશિક સત્ય હોય તોય તે બહુ ગંભીર છે:

* કેરળમાં ચૂંટણી જીતવા રબરના ઉદ્યોગપતિઓને ધરખમ ભાવ વધારી આપીને ખુશ કર્યા;

* દવાના ભાવ ઘટાડવાની જાહેરાત કરીને દવાના વેપારીઓ પાસેથી પોતાના ચૂંટણી ભંડોળને તર કરવાની તરકીબ અજમાવી, અને રૂના વેપારનું રાષ્ટ્રીયકરણ કરવાની ધમકી દ્વારા ચૂંટણી ફંડ એકઠું કરવાની યુક્તિ અજમાવી;

* દેશમાં પ્રવર્તતી બેકારી દૂર કરવાની પ્રતિજ્ઞા પછી રૂ. ૧૦૦૦ કરોડ તત્કાળ ફાળવવાની માગને ઠુકરાવીને, ચોથી યોજનામાં રૂ. ૨૫૦ કરોડ જેવી રકમ ટેલિવિઝન અને મોટરગાડીઓ જેવા મોજશોખના ઉત્પાદન માટે ફાળવી.

આ બધાંનો મેળ બેસાડનારો સમાજવાદ કેવો હશે!

ઇન્દિરાજી જેમના જોરે ગરીબો અને બેકારોનાં દુઃખ ફેડવાના મનોરથો સેવે છે તે તેમના પક્ષના નેતાઓ—પ્રધાનો પણ તેમની સાથે સામી રમત રમી રહ્યા હોય એવું લાગે છે.

કોંગ્રેસના વિભાજન પછી તેમણે ભારે હોંશમાં આવીને એક પ્રયાસ આદર્યો હતો. રાજ્યોના મુખ્ય પ્રધાનોના પરિષદમાં કૃષિ-સુધારાઓ એક વરસમાં પાર પાડવા તેમણે દબાણ કર્યું હતું. પરંતુ ખુદ ઇન્ડિકેટી પ્રધાનોએ — વી. પી. નાયકે, બ્રહ્માનંદ રેડ્ડીએ, મોહનલાલ સુખડિયાએ—જમીનમાલિકી અંગે બાંધેલી ટોચમર્યાદા નીચી કરવાની સલાહને અમાન્ય કરી હતી. અને જે રાજ્યોમાં ટોચમર્યાદા વ્યક્તિગત છે તેને કુટુંબ દીઠ બનાવવા અંગેય પૂરી સંમતિ પ્રાપ્ત થઈ ન હતી. વધુ દબાણ કરવા જતાં સામું સૂચન એવું થયું હતું કે "શહેરી આવકની ટોચ મર્યાદા" વધુ મહત્ત્વની છે.

ઇન્દિરાજી ભલેને શહેરી આવકની ટોચ મર્યાદાનું સૂત્ર વારંવાર રટતાં રહે, પરંતુ તેઓ પોતે જ એ જાણે છે કે, એ તો સાપના રાફડામાં હાથ નાખવા બરાબર છે!

આમ ગ્રામવિસ્તારોમાંનાં સ્થાપિત હિતો ઇન્દિરાજીને જો કૃષિ સુધારા કરતાં રોકી રહ્યાં છે; તો શહેરી મિલકતના નિયંત્રણ સામે ઘણાં વધુ વગદાર અને બલવત્તર હિતો ફૂંફાડો મારે એમ છે. પરિણામે, એ સૂત્રો રટાતાં રહ્યાં છે— ગરીબ પ્રજાને આશ્વાસન પૂરતાં!

આ જ રીતે, ૧૯૭૧ સુધીમાં તમામ રાજ્યોમાં સરકારી પાતર (ખેડાણ યોગ્ય) જમીનો ખેતમજૂરોને વહેંચી આપવાની જોગવાઈનો અમલ પણ પોતાના જ પ્રભાવ નીચેનાં રાજ્યો પાસે ઇન્દિરાજી કરાવી શકતાં નથી!

● સવાલ નવા કાયદા પસાર કરવાની લોકસભાનો નથી; સવાલ જે કાયદાઓ છે એના પ્રામાણિક અમલનો છે.

આ બધા પછી, ઇન્દિરાજીના સમાજવાદની દિશા જાણી લઈએ.

ઇન્દિરાજી પોતે સમાજવાદનો પોતાનો અર્થ સ્પષ્ટ કરે છે: "રાજ્યહસ્તકના અને રાજ્યના કાબૂ નીચેના ઉદ્યોગો અને વ્યાપાર-વ્યવસાયો તથા નાણાંતંત્રનું પ્રમાણ ઉત્તરોત્તર વધે, ખાનગી અર્થતંત્રનું પ્રમાણ ઘટે..."

કમ્યુનિસ્ટો આ વ્યાખ્યા અપનાવી લેવા તૈયાર થશે. ઇન્દિરાજીએ પોતાને અભિપ્રેત અંતિમ કક્ષાનો સ્ફોટ નથી કર્યો. ત્યારે કમ્યુનિસ્ટો સૈદ્ધાંતિક રીતે કહેશે કે ઉત્પાદન અને વિતરણનાં બધાં સાધનો રાજ્યહસ્તક હોવાં જોઈએ, જેમાં રાજ્યની માલિકી તથા રાજ્યનો કાબૂ—બંને પ્રકારનો સમાવેશ હોઈને ઇન્દિરાજી માટે વિરોધ કરવા જેવું રહેતું નથી.

આવા સરકારી સમાજવાદને ચાળે ચડેલાં ઇન્દિરાજીના આદર્શો અને સામાજિક ન્યાય અર્થે નાછૂટકે ઓછામાં ઓછી રાજ્યની દખલમાં માનનારાઓ વચ્ચે કશો મેળ છે નહિ....

## ૨. ઇન્દિરાશાહી લોકશાહીની પ્રક્રિયા

ઇન્દિરાજીના શાસનકાળમાં સમાજવાદી સૂત્રોની ઓથે વિકૃત અને તકવાદી અર્થતંત્ર ફૂલ્યુંફાલ્યું છે, એ જેવી ગંભીર સમસ્યા છે; તેવી બીજી ગંભીર સમસ્યા લોકશાહીને નામે અને બંધારણની ઓથમાં તેમણે જે રીતરસમો અપનાવી છે તે છે.

કોંગ્રેસના વિભાજનનો યશ ઇન્દિરાજી લેવા ઇચ્છે કે ન ઇચ્છે; તેમની જવાબદારી રહેલી છે... શાસ્ત્રીજીના અવસાન બાદ સિન્ડિકેટે મોરારજીને બદલે ઇન્દિરાજીને શિરે કળશ ઢોળ્યો અને ઠીક ઠીક લાંબા સમય સુધી ઇન્દિરાજી સિન્ડિકેટની છાયા નીચે ઊછર્યાં. પરંતુ પુખ્તવયે પહોંચતાં સિન્ડિકેટની પકડમાંથી છૂટવા મથતાં ને છૂટયા પછી ઇન્દિરાજીએ જે વ્યૂહ ખેલ્યા છે તે પરથી તો એમ સ્વીકારવું જ રહ્યું છે કે ભારતના આટઆટલા રાજદ્વારીઓમાં ઇન્દિરાજીએ સૌને ટપી જાય એવી ચાણક્ય-પ્રતિભા પુરવાર કરી છે. ૧૯૬૯ના જૂનથી એમણે એક

પછી એક જે દાવ ખેલ્યા છે તે ભલભલાના મોંમાં આંગળાં નખાવે એવાં છે!

૧૯૬૬નાં અંતમાં ઇન્દિરાજી સત્તામાં આવ્યાં, તેવામાં જ કેન્દ્રના નાણાપ્રધાન સચીન ચૌધરી અને અશોક મહેતાએ બૅંકોના રાષ્ટ્રીયકરણની સિફારસ કરેલી; ત્યારે ઇન્દિરાજીએ જ ઠંડું પાણી રેડેલું; ૧૯૬૭માં ચૂંટણીનો ઢંઢેરો તૈયાર કરતી વખતે પણ રાષ્ટ્રીયકરણને બદલે "સામાજિક અંકુશ"ની સિફારસ કરવામાં આવી હતી. બાદ કામરાજે કૉન્ગ્રેસ પ્રમુખ તરીકે ઉદ્દામ નીતિનો આગ્રહ સેવ્યો અને તે વખતે ઉદ્દામ ગણાતા કામરાજ, સુબ્રહ્મણ્યમ, ચવાણ તથા અશોક મહેતાએ તૈયાર કરેલ ૧૦ મુદ્દાના કાર્યક્રમને વડા પ્રધાન ઇન્દિરાજીએ બહાલી આપી હતી. આ પછી ૧૯૬૮માં ઇન્દિરાજીની સરકારે સંસદની અંદર બૅંકોના સામાજિક અંકુશનો કાયદો પસાર કરાવ્યો ત્યારે બે વર્ષ માટે પ્રયોગ કરવાનું વચન ઇન્દિરાજીએ આપ્યું.

આમ સારી એવી લોકશાહી પરિપાટીથી લેવાયેલો — ગંભીર ચર્ચા-વિચારણાને અંતે સૌએ માન્ય રાખેલો નિર્ણય બદલવો હોય તો પણ તેની લોકશાહી પરિપાટી હતી. પોતાના નાણાપ્રધાન (જે નાયબ વડા પ્રધાન પણ હતા) સાથે તથા પ્રધાન મંડળના કૅબિનેટ-સભ્યો સાથે, અને કૉંગ્રેસ પ્રમુખ સાથે પોતાનો પરિપક્વ અભિપ્રાય રજૂ કરીને જરૂર એ પગલું પણ ભરી શકાયું હોત. કદાચ સાથીઓને ગળે ન ઉતારી શકાયું હોત; છતાં દેશના હિતમાં એ પગલું અતિશય તાત્કાલિક મહત્ત્વનું પોતાને લાગ્યું હોત, અને તેનો અમલ કરવાનો આગ્રહ સેવ્યા પછીય જો નાણાપ્રધાન નામક્કર ગયા હોત, તો નાણાખાતું લઈ લેવાનો અને રાષ્ટ્રીયકરણ જાહેર કરવાનો વડા પ્રધાનનો અધિકાર હતો જ હતો. પરંતુ લોકશાહીમાં આવી અંતિમ સત્તાનો ઉપયોગ આવશ્યક પ્રક્રિયાને અંતે જ કરી શકાય.

પરંતુ, ઇન્દિરાજીને બૅંકોના રાષ્ટ્રીયકરણની જેટલી ઉતાવળ હતી તેના કરતાં પોતાની અંતિમ સત્તાને બળે અણગમતા સાથીઓને હડસેલી દઈને, અપમાનિત કરીને, સત્તાનો દોર પોતાના હાથમાં સુદૃઢ બનાવવાની ઉતાવળ વિશેષ હતી.

આ બધા પછીય એટલું તો સ્વીકારવું રહ્યું કે ઇન્દિરાજીએ જે પાંચ ઉદ્દેશો માટે બૅંકોનું રાષ્ટ્રીયકરણ કર્યું તેમાં તેમને કશી એવી સફળતા નથી મળી, જે રિઝર્વ બૅન્ક હસ્તકના અધિકારો તથા "સામાજિક અંકુશ" દ્વારા ન મળી હોત. ઊલટાં, સરકારીકરણનાં દૂષણો જ નફામાં ભોગવવાનાં આવ્યાં છે! અને કશી સિક્યુરિટી વિના, જરૂરતના ધોરણે ધિરાણ-યોગ્યતાના આધારે જે રકમો ગુમાવાશે તેનો બોજ અંતે તો પ્રજાએ જ સહન કરવાનો આવશે!

ઇન્દિરાજીની સમાજવાદ માટેની લગની સાચી હોય તોય તેમણે ૧૯૬૯ના જુલાઈમાં બૅંગલોર મહાસમિતિ વખતે માંદગીને બિછાનેથી કૉંગ્રેસ કારોબારીને એક "અછડતી નોંધ" (stray thoughts) મોકલી આપી, તેમાં બાધેભારે એટલું જ સૂચન હતું કે રાષ્ટ્રીયકરણ પામેલી નાણાકીય સંસ્થાઓએ ધિરાણ-યોગ્યતાના ધોરણોમાં એવી રીતે ફેરફાર કરવો જોઈએ કે જેથી ધંધાદારીઓને અને લાયક વ્યક્તિઓને ઉત્તેજન મળે... આ ઉતાવળી— અછડતી નોંધ ઉપર પણ સાથીઓ સાથે વધુ વિચારણા કરવાની તેમને ગરજ ન હતી! એટલું જ નહિ, ૩૨ કલાકમાં જ સંસદની બેઠક શરૂ થવાની હતી ત્યારે તેની સમક્ષ બિલ રજૂ કરવાની— સામાજિક અંકુશનો ઠરાવ સંસદમાં પસાર કરવામાં આવ્યો હતો; હવે એ નિર્ણય બદલતાં એની સંમતિ લેવાની —ફરજ હતી.

લોકશાહીમાં સંસદની બેઠક ચાલુ હોય ત્યારે વા નજીકમાં મળવાની હોય ત્યારે, રાતોરાત કશું ભયંકર અનિષ્ટ તૂટી પડવાનું ન હોય ત્યારે, સંસદને ઓળંગીને ચાલવાની વૃત્તિ જોખમરૂપ જ છે. તેમાંય બંધારણે આપેલી 'અંતિમ' સત્તા—રાષ્ટ્રપ્રમુખના વટહુકમ દ્વારા કામ કઢાવી લેવાની—રાષ્ટ્રીયકરણ જાહેર કરાવી દેવાની તરકીબ—બંધારણે આપેલી અંતિમ સત્તાનો આવો ઉપયોગ તો અક્ષમ્ય જ લેખાવો જોઈએ.

ઇન્દિરાજીની આવી અવિચારી ઉતાવળનું તત્કાલ પરિણામ તો એ આવ્યું કે સર્વોચ્ચ અદાલતે તે વટહુકમને ગેરકાનૂની ઠરાવ્યો. કેમ કે બંધારણ મુજબ 'યોગ્ય વળતર' અપાયું ન હતું! પરિણામે ઇન્દિરાજીને પીછેહઠ કરવી પડી. ઘણું બધું વળતર આપીને જ રાષ્ટ્રીયકરણ ચાલુ રાખી શકાયું!

આવો જ બીજો કિસ્સો રાજાઓના અરાજવીકરણનો છે.

રાજાઓનું રાષ્ટ્રીયકરણ કરવાના ઉત્સાહમાં ઇન્દિરાજીએ લોકશાહીના આત્માને જ ઝંખવાવ્યો છે. લોકશાહીમાં રાજાઓનાં સાલિયાણાં અને વિશેષ હકોને યાવચ્ચંદ્રદિવાકરૌ સ્થાન હોઈ ન શકે, એ વાત લગભગ સર્વમાન્ય હતી. અખંડ કોંગ્રેસે પણ એ વિષે નિર્ણય લઈ લીધો હતો. સવાલ પ્રક્રિયાનો હતો.

લોકશાહી ધોરણે ત્રણ ક્રમિક માર્ગ હતા: (૧) સૌથી પ્રથમ રાજાઓ સાથે મંત્રણા કરીને બાંધછોડ દ્વારા સંમત ઉકેલ શોધવાનો. હકીકતે સરદાર પટેલે અત્યંત વિષમ સંજોગોમાં રાજાઓને રીઝવી જીતી લેવાનું શક્ય કરી બતાવ્યું હતું, આજે તો તેના કરતાં ઘણા વધુ સારા સંજોગો હતા. ઇન્દિરાજીએ જો કુનેહથી કામ લીધું હોત તો રાજવીઓને સારા જાગ્રત નાગરિક બનાવી શકાયાનું ગૌરવ પણ તેઓ લઈ શક્યાં હોત! પ્રગટ થયેલા હેવાલો મુજબ તો વાર્ષિક પાંચ કરોડના સાલિયાણાંને સ્થાને ૫૦-૬૦ કરોડ રૂપિયાનું એકસાથે વળતર આપવા સુધી ઇન્દિરાજી ખેંચાયાં હતાં. પરંતુ; જેમ કૃષિ સુધારા અને શહેરી મિલકતની ટોચમર્યાદામાં ગ્રામ અને શહેર વિસ્તારનાં સ્થાપિત હિતો આડે આવ્યાં હતાં તેમ રાજાઓ સાથેના સમાધાનમાં ઉદ્દામ તુર્કો આડા પડ્યા હતા.

(૨) આ ગમેતેમ હો, પણ માનો કે રાજાઓએ જ સમાધાન પર આવવાનો ઇનકાર કર્યો હોય અને વાટાઘાટો દ્વારા બાંધછોડનો માર્ગ અશક્ય બની ગયો હોય ત્યારે પાર્લમેન્ટમાં બંધારણ સુધારીને ઉકેલ આણવો રહે. ત્યારે પણ યોગ્ય વળતર આપીને જ ઉકેલ આણી શકાય. પરંતુ, વળતરની કશી જ બાંયધરી વિના ઇન્દિરાજીએ સંસદમાં પોતાની નેમ પાર પાડી દેવાની યુક્તિ રચી. પરિણામ એ આવ્યું કે,

(૩) લોકસભાએ ૨/૩ બહુમતીથી સુધારો પસાર કર્યો પણ રાજસભાએ એકથીય ઓછા મતે ઉડાવી દીધો.

આવી સ્થિતિમાં સાચો લોકશાહી રાહ રાજાઓને ફરીથી મનાવવાનો અથવા તો ફરીથી સંસદ પાસે ઠરાવ પસાર કરાવવાનો જ હોઈ શકે.

● લોકશાહીની નિષ્ઠા ધરાવનાર માટે આ માર્ગ છોડીને રાષ્ટ્રપતિ દ્વારા વટહુકમ બહાર પડાવવાનો રસ્તો નિંદ્ય જ હતો. તેમાંય કશા જ વળતરની ખાતરી આપ્યા વિનાનો વટહુકમ તો અસ્થાને જ હતો; અને સર્વોચ્ચ અદાલતે તેને ગેરબંધારણી જાહેર કર્યો જ. પરંતુ, ત્યારે ઇન્દિરાજીએ પોતાની લોકશાહી પ્રક્રિયાની કસર સ્વીકારવાને બદલે, કમ્યુનિસ્ટો તથા ઉદ્દામોએ સર્વોચ્ચ અદાલત અને ન્યાયમૂર્તિઓ સામે અવિશ્વાસ અને આશંકાનું વાતાવરણ પેદા કરવાની ધૃષ્ટતા કરી ત્યારે તેમને ઇન્દિરાજીનો ટેકો મળી ગયો!

ત્રીજો મહત્ત્વનો કિસ્સો છે ઉત્તર પ્રદેશનો. ઉત્તર પ્રદેશમાં ઇન્ડિકેટનો ટેકો ખસી જતાં ચરણસિંહની સરકાર ઊથલી પડી પરંતુ રાજ્યપાલ કંઈ પગલું ભરે તે પૂર્વે સિન્ડિકેટ, જનસંઘ અને સ્વતંત્ર પક્ષે ચરણસિંહને પોતાનો ટેકો હોવાની લેખી માહિતી તેમને આપી દીધી હતી. આ પક્ષોનો ટેકો ચરણસિંહની બહુમતી પુરવાર કરે તેટલો સધ્ધર હતો, છતાં કેન્દ્ર સરકારની ઇચ્છા અનુસાર રાજ્યપાલે રાષ્ટ્રપતિ-શાસન લાદવાની સલાહ આપી. પરંતુ, ત્યારે રાષ્ટ્રપતિ ગિરિ રશિયામાં પ્રવાસ કરતા હતા, એથી વિદેશમાં પ્રવાસ મથકે કાસદ મોકલીને, પરિસ્થિતિથી સાવ અજાણ રાષ્ટ્રપ્રમુખ પાસે સિક્કો મરાવી લેવામાં આવ્યો!

[ વિશ્વમાનવ:

● આ આખી ઘટના લોકશાહી દૃષ્ટિએ અત્યંત ચિંતા ઉપજાવે તેવી છે. લોકશાહીમાં સત્તાની ફેરબદલી માટે પક્ષો વચ્ચે કટ્ટર ખેંચતાણ અને ઘર્ષણ જામે; ગવર્નરને ખરેખર કટોકટી જણાતાં તે બંધારણના અસ્પષ્ટ આદેશોનું અર્થઘટન કરીને નિર્ણય લે; એ બંને વાત સમજાય તેવી છે. પરંતુ, એક વાર સ્પષ્ટ અર્થઘટન સ્વીકારાઈ ગયા પછી, કેવળ એક પક્ષના (શાસક પક્ષના) હિતને લક્ષમાં લઈને ગવર્નર વર્તે તો લોકશાહીને માથે એક મોટું કલંક જ ગણાય.

ઉત્તર પ્રદેશની ઘટના બન્યા પૂર્વે, બહુમતી જાણવાની પરિપાટી નક્કી થઈ ચૂકી હતી. વહીવટી સુધારણા કમિશન (ઍડમિનિસ્ટ્રેટિવ રિફોર્મ્સ કમિશન) તથા દેશભરના રાજ્યપાલોની પરિષદ તથા દેશની વિધાનસભાઓના પ્રમુખ (સ્પીકર્સ)ની પરિષદો ભરાઈ ચૂકી હતી. આ ત્રણેમાં એવી એકવાક્યતા સધાઈ હતી કે, રાજ્યપાલોએ સત્તા-જૂથની બહુમતી ટકી રહી છે કે નહિ તે ન જોતાં, વિધાનસભામાં એ સરકારની બહુમતી પુરવાર થાય છે કે નહિ તે જોવું જરૂરી છે. કેમ કે ભારતના બંધારણમાં એક પક્ષ વા અનેક પક્ષોના જોડાણવાળી સરકાર એવો કોઈ ભેદ નથી. એટલે જોડાણમાંથી અમુક પક્ષ નીકળી જાય એથી જ કાંઈ બહુમતી ખતમ થઈ જતી નથી. એથી જ કાંઈ "બંધારણી મશીનરી નિષ્ફળ ગઈ છે—બંધારણ તૂટી પડ્યું છે—" એવું પુરવાર થઈ શકતું નથી.

બીજી વાત એ પણ છે કે આવે વખતે, રાષ્ટ્રપતિએ વટહુકમ કાઢતા પહેલાં પોતાની જાતને પૂરતો સંતોષ થાય તે પછી જ પોતાના સારાસારવિવેક (ડિસ્ક્રીશન)ને અનુસરીને પગલું ભરવાનું હોય છે. બંધારણી રીતે ઉપરનાં બંને મુદ્દા મહત્ત્વના છે.

● આ છતાં, ઇન્દિરાજીએ પોતાની સત્તા-રમતના એક ભાગ તરીકે રાજ્યપાલ અને રાષ્ટ્રપ્રમુખ બંનેને પોતાની શેહમાં લઈ, બંનેનો અઘટતો ઉપયોગ કરીને, તથા સુધારણા કમિશન, રાજ્યપાલોની પરિષદ અને વિધાનસભાઓના પ્રમુખોની પરિષદે સ્પષ્ટ રીતે વ્યક્ત કરેલી ભલામણને ઉવેખીને, લોકશાહીની આધારશિલા ઉપર જ ઘા કર્યો છે.

હકીકતે તો, ઇન્દિરાજીએ પોતાના પગ નીચે આવેલો રેલો યાદ કરીને વર્તવું જોઈતું હતું. કૉંગ્રેસનું વિભાજન થતાં તેઓ એકાએક લઘુમતીમાં મુકાઈ ગયાં હતાં તે જ વખતે વિરોધ પક્ષોએ ઇન્દિરાજીના રાજીનામાની માંગ ઉઠાવી હતી. પણ ત્યારે રાષ્ટ્રપ્રમુખે તેનો અસ્વીકાર કરીને ઇન્દિરાજીને બચાવી લીધાં હતાં!

પોતાની વખતે એક અને બીજાની વખતે બીજો માપદંડ અપનાવવામાં કેવળ ઇન્દિરાજી નહિ, રાજ્યપાલ અને રાષ્ટ્રપ્રમુખ ભાગીદાર બન્યા એ આ દેશના લોકશાહી ભાવિ માટે ચોંકાવનારો ઇશારો છે. કેમ કે બંધારણે આ ત્રણેના હસ્તક અસાધારણ સત્તાઓ સુપરત કરેલી છે.

ચોથો કિસ્સો લોકસભાના વિસર્જનનો છે. આપણે ત્યાં ઇન્દિરાજીની સરકાર કૉંગ્રેસના વિભાજન પછીથી લઘુમતીમાં હતી; છતાં અન્ય પક્ષો અને સ્વતંત્ર ઉમેદવારોના ટેકે એને દરેક વખતે બહુમતી મળતી રહી હતી. ઘણી વાર તો સધ્ધર બહુમતીથી તેમનો વિજય થતો રહેતો હતો. આમ, એક રીતે, લઘુમતી સરકાર સ્થિર સરકાર તરીકે કામ કરતી રહી હતી. આમ છતાં, ઇન્દિરાજીએ પોતે થઈને આ પગલું ભર્યું છે એ નવાઈ છે.

બ્રિટનમાં આવું બન્યું છે ત્યારે તેનો જવાબ પ્રજાએ ચૂંટણીમાં સત્તા પક્ષને હરાવીને આપ્યો છે. વળી ડૉ. આંબેડકરે જણાવ્યા મુજબ, સર્વસાધારણ રીતે, હાઉસ ઑફ કૉમન્સના વિસર્જનની સલાહ વડા પ્રધાન દ્વારા મળે તે પછી રાજા વિરોધપક્ષના નેતાને બોલાવીને વિકલ્પ-સરકારની શક્યતા ચકાસી જોતા હતા. પાછળથી આ પ્રથા લોપ થઈ છે... નોંધવા જેવી વાત એ છે કે, સર્વસાધારણ રીતે, વડા પ્રધાનની સલાહ મુજબ રાષ્ટ્રપતિ પગલું ભરતા

હોય છે. પરંતુ રાષ્ટ્રપ્રમુખને માટે એ સલાહ બંધનકર્તા નથી. ખરી રીતે, સભાગૃહનું વિસર્જન અને વડા પ્રધાનની નિમણૂક એ બે પરમ-અધિકારો રાષ્ટ્રપ્રમુખે પોતાની વિવેકબુદ્ધિ અનુસાર પૂર્ણ જવાબદારીથી ભોગવવાના હોય છે (કલમ ૮૫). આવો વિવેક અને આવી જવાબદારી આ કિસ્સામાં પ્રત્યક્ષ થયાં નથી. વડા પ્રધાન રાજીનામું આપે તેથી અનિવાર્ય રીતે, લોકસભા બરખાસ્ત કરવાની જરૂર ન હોઈ શકે. બીજા પક્ષ-જૂથોને શાસનની ધુરા સંભાળવા આમંત્રવાની રાષ્ટ્રપતિની ફરજ રહે છે. સ્પષ્ટ રીતે પ્રશસ્ય એવી આ પરિપાટીને વડા પ્રધાન અને રાષ્ટ્રપ્રમુખે ઉવેખી છે એ લોકશાહી માટે શુભ ચિહ્ન તો નથી જ નથી.

લોકસભાનું વિસર્જન એ કોઈ સાધારણ ઘટના નથી. મધ્યસત્રી ચૂંટણીનો નિર્ણય પણ ઘણી મહત્ત્વની બાબત છે. આથી એવો નિર્ણય શા કારણે લેવામાં આવ્યો છે તે પ્રજા સમક્ષ (સંસદ ચાલુ હોય તો તેની સમક્ષ) સ્પષ્ટપણે રજૂ થવું જોઈએ. વિરોધ પક્ષો તથા સંસદને એવા નિર્ણય અંગે વિશ્વાસમાં લેવાને બદલે ટટળાવવાની તરકીબ અને નિર્ણય જાહેર કરતી વખતેય ધૂંધળાં કારણો આગળ ધરીને, પરિસ્થિતિ ગૂંચવણભરી રાખવાની તરકીબ ભલે ચતુરાઈભરી ઠરે, પણ લોકશાહીમાં એ તંદુરસ્ત પ્રથા તો નથી જ.

વળી ઇન્દિરાજીએ લોકસભાનું વિસર્જન કર્યું છે, પણ પ્રધાનમંડળ ચાલુ છે! ઇન્દિરાજી પોતે વડાપ્રધાન તરીકે ચાલુ છે! એટલું જ નહિ, એમની સરકાર 'રખેવાળ' (કેરટેકર) સરકાર નથી. તેમણે તો જાહેર કરી દીધું છે કે "લોકસભા બરખાસ્ત થયા છતાં પ્રધાનમંડળ પૂર્વવત્ પૂર્ણ સરકાર તરીકે જ ચાલુ છે!"—આખા દેશમાંથી ચૂંટાયેલા સભાસદોના પ્રતિનિધિત્વવાળી લોકસભા બરખાસ્ત થાય અને છતાં તેમાંના એક લઘુમતી પક્ષની સરકાર પૂર્ણ સરકાર તરીકે પૂર્વવત્ ચાલુ રહે એ અજબ ઘટના પણ ઇન્દિરાશાહી લોકશાહીની વિલક્ષણતા છે! ભવિષ્યના શુભાશયી સરમુખત્યાર (બેનિવોલન્ટ ડિક્ટેટર)નો ઇશારો અહીં જોવા મળે છે.

ઇન્દિરાજીએ એકાએક લોકસભા બરખાસ્ત કરી એ પણ ઇન્દિરાશાહી રાજકારણનું એક અંતિમ પ્રકારનું લક્ષણ છે. લોકસભા ચાલુ હતી ત્યાં સુધી એવા ઇરાદાનો ઇનકાર કર્યો કર્યો અને બેઠક પૂરી થતાં જ રાષ્ટ્રપતિના વટહુકમથી વિસર્જનની જાહેરાત કરી દઈ મધ્યસત્રી ચૂંટણીનો વ્યૂહ વિરોધ પક્ષો ઉપર લાદ્યો! ઇન્દિરાજીની જુગાર ખેલવાની હિંમતનો આ એક વધુ પુરાવો છે; સાથોસાથ લોકસભાની સલાહ ટાળવાનો વડા પ્રધાનનો ઇરાદો પણ પુરવાર થાય છે.

સર્વસાધારણ રીતે, લોકશાહી દેશોમાં, રાષ્ટ્રીય કટોકટી ઉપસ્થિત થઈ હોય ત્યારે લોકસભાનું વિસર્જન કરવાનું પગલું વાજબી લેખાતું હોય છે; અથવા સત્તા પક્ષ બહુમતી ગુમાવે અને બીજા પક્ષો સરકાર રચી શકે તેમ ન હોય ત્યારે, બંધારણી કટોકટી લેખીને, રાષ્ટ્રપતિ માટે નવી ચૂંટણી ફરમાવવાનું અનિવાર્ય બને છે.

પરંતુ અહીં આ બેમાંથી એકે સ્થિતિ નથી. આ છતાં, ઇન્દિરાજીને મન આવું ગંભીર પગલું ભરવા માટે ગંભીર કારણ હોવું જોઈએ. અને ઇન્દિરાજીને હૈયે રાષ્ટ્રીય હિત સમાયેલું હોય તો એ નિર્ણય વિરોધ પક્ષોને ગમે તેટલો નિંદ્ય લાગે છતાં તે આવકાર લાયક ગણાય. પરંતુ, ઇન્દિરાજીએ તા. ૨૭-૧૨-૭૦ની સાંજે આ નિર્ણય લેતાં આકાશવાણી ઉપરથી જે નિવેદન કર્યું અને ત્યાર બાદ અખબારી પરિષદ સમક્ષ તેમણે જે ઉત્તરો આપ્યા, તથા વ્યવસ્થિત નિવેદનો દ્વારા તેમણે જે વક્તવ્યો જાહેર કર્યાં એ બધાં વાંચ્યા પછી પણ વિસર્જનનું ખરેખરું અને સ્પષ્ટ કારણ હાથ ચડતું નથી, એ પણ ઇન્દિરાજીની લાક્ષણિકતાનો જ એક ભાગ છે.

એમણે જે કાંઈ કહ્યું છે તે એ કે—"અમે સત્તા ખાતર સત્તા પર રહ્યાં નથી. અમે સત્તાનો ઉપયોગ આપણી પ્રજાની વિશાળ બહુમતીને સારું જીવન જીવવા મળે અને

સામાજિક ન્યાયની વ્યવસ્થા માટેની તેમની આકાંક્ષાઓ સંતોષાય તે માટે કરવા મથીએ છીએ. આજની સ્થિતિમાં અમે જાહેર કરેલા અમારા કાર્યક્રમને અને વચનોને પાળી શકીએ એવું નથી."

બહુ તાજુબીભર્યું આ નિવેદન છે. ઇન્દિરાજીની આકાંક્ષાઓની આડે એવું કોણ આવ્યું છે, એવું શું આવ્યું છે, કે તેઓ પોતાનાં વચનો પોતે જ પાળી શકતાં નથી? સાદો અને સાચો જવાબ તો એ છે કે, જો તેઓ પોતે જ પોતાના જાહેર કરેલા આદર્શો માટે ગંભીર હોત તો તેમને અપરંપાર તક મળી જ હતી. એમણે જ્યારે જ્યારે સંસદમાં પોતાની આકાંક્ષા અનુસાર પ્રગતિશીલ ગણાતાં પગલાં સૂચવ્યાં છે ત્યારે ત્યારે તેમને ભારે બહુમતી મળી જ છે. (ચોખ્ખી બહુમતી અને ૨/૩ બહુમતીય!) 'પ્રત્યાઘાતીઓ' અને 'સ્થાપિત હિતો'ના હાથ હેઠા પડ્યા છે. આ પછી જો પોતાની અને પોતાના પક્ષની આંતરિક કમજોરી તથા તેમના આંતરિક વિસંવાદોને કારણે તેમને કેટલીક વાર અચકાવું પડ્યું હોય અથવા પીછેહઠ કરવી પડી હોય, તો તેમાં લોકસભાનો શો વાંક? તો પછી, મધ્યવર્તી ચૂંટણીમાં ઇન્દિરાજી ચોખ્ખી બહુમતીમાં આવે તેમ પ્રગતિશીલ પગલાંની બાબતમાં બહુ મોટો ફેર શો પાડવાનો?

ઇન્દિરાજીને વારંવાર પુછાયેલા આ પ્રશ્નો ઇરાદાપૂર્વક અનુત્તર રહ્યા છે. આથી આપણે ઇન્દિરાજીના ગર્ભિત હેતુઓ શોધવા રહ્યા. તેમણે લોકસભાના વિસર્જન પછી ત્રીજે જ દિવસે સંબોધેલી લાંબી અખબારી પરિષદમાં જે જવાબો આપ્યા હતા તેમાં તેમના ગર્ભિત હેતુઓનો ઇશારો મળે છે. તેમણે પોતાની પ્રગતિની આડે 'પ્રત્યાઘાતીઓ' અને 'સ્થાપિત હિતો' રોડાં નાખી રહ્યાનો જે ઉલ્લેખ કર્યો હતો, તેમાં તેઓ કોઈ પક્ષો કે નેતાઓ કરતાં સર્વોચ્ચ અદાલત અને તેના ન્યાયમૂર્તિઓનો સમાવેશ કરતાં હોય તો નવાઈ નહિ. કમ્યુનિસ્ટો અને સમાજવાદીઓ તથા ઉદ્દામો તરફથી આવા સ્પષ્ટ આક્ષેપો થયા છે. ઇન્દિરાજીએ એમાં પોતાનો સૂર પુરાવ્યો છે—એવું સમર્થન કર્યું છે. આ રહ્યો તેમનો ઇશારો:

"મેં ઘણી વાર કહ્યું છે તેમ, કાયદો અને બંધારણ પ્રજાના હકો રક્ષવા માટે છે. હવે જ્યારે એક બાજુ થોડાક લોકો અને બીજી બાજુ આમજનતા વચ્ચે સંઘર્ષ જાગે ત્યારે એના ઉકેલનો રસ્તો શોધવો રહ્યો..."

ટૂંકમાં, ઇન્દિરાજી ફરી ચૂંટાઈને બહુમતીમાં આવીને બંધારણમાં ધરમૂળથી સુધારા કરવા તાકે છે એ સ્પષ્ટ થાય છે. જો તેઓ વિજયી નીવડશે તો તેઓ 'પ્રોગ્રેસિવ' ન્યાયમૂર્તિઓની પસંદગી કરશે, અને 'પ્રત્યાઘાતીઓ'ની સંખ્યા નાની બની જાય એ રીતે સંખ્યામાં વધારો કરશે? કમ્યુનિસ્ટો અને ઇન્દિરાજી વચ્ચે આ બાબત કશો જ ફરક નથી.

પાંચમો મુદ્દો બંધારણમાં ફેરફાર કરવાના અધિકાર અંગેનો છે.

ઇન્દિરાજી બહુમતીમાં આવે અને બંધારણી સુધારા પૂરતી ૨/૩ બહુમતી પણ મેળવી શકે તો? તેઓ આરંભથી જ આ ચૂંટણીને 'લોકોના મેન્ડેટ' તરીકે આગળ ધરતાં હોઈ ને, બંધારણમાં ધરમૂળથી સુધારા કરવાની પોતાની નેમને નૈતિક આધાર મળી ગયાનું માનશે! પરંતુ લોકશાહી સૂક્ષ્મદૃષ્ટિએ આ એક ગંભીર 'ફેલસી' (ભ્રમણા) છે.

આપણે એ રખે ભૂલી જઈએ કે, અમુક રાજકીય-આર્થિક-સામાજિક કાર્યક્રમના આધારે મર્યાદિત હેતુ માટે તથા મર્યાદિત મુદત માટે, ચૂંટાતી લોકસભા અને આખા દેશના વર્તમાન હિતને અને ભાવિ વિકાસને લક્ષમાં રાખીને, લાંબા ગાળાની નેમથી, ખાસ બંધારણ ઘડવા માટે જ ચૂંટાયેલી બંધારણ સભા (કોન્સ્ટિટ્યૂઅન્ટ ઍસેમ્બ્લી) વચ્ચે મૂળભૂત ભેદ છે.

લોકસભા બંધારણસભાનું સ્થાન લેવા જાય તો કેવું પરિણામ આવે? આજે ઇન્દિરાજીની

## પ્રાસંગિક પરખ

# લોકશાહી સુરક્ષા સંમેલન

ચાલુ માસની દસમી તારીખે અમદાવાદમાં લોકશાહી સુરક્ષા સંમેલન મળી ગયું. કલ્યાણકૃત્ કશુંયે દુર્ગતિને પામતું નથી એ ગીતાવાક્યને તાપણે તાપવાનું હોય તો ભલે; પણ વાસ્તવિકતા તો એ છે કે સંમેલનને પોતે મતદારોને સ્પષ્ટ માર્ગદર્શન આપી શક્યું નથી. સંમેલને મતદારો જોગ અપીલ જરૂર કરી; પણ એ અપીલમાં શાંતિમય પરિવર્તનમાં શ્રદ્ધા, પરરાષ્ટ્રનિષ્ઠાનો વિરોધ, વ્યક્તિગત લાભ અર્થે થતા પક્ષપલટા પરત્વે નારાજી જેવા અર્થભ્રષ્ટ ઉદ્ગારો (cliche) જ હતા. લોકશાહી સુરક્ષા સંઘની આજ લગીની અલસગતિ અને આ સંમેલનની ફલશ્રુતિ જોતાં, હવે તો, દાદને બદલે ફરિયાદનો જ મિજાજ જાગવો જોઈએ.

એમ તો, સંમેલન સમક્ષ રજૂ કરવા માટે કેટલાક ઠરાવો પણ સંઘની કાર્યવાહક સમિતિએ વિચારી મૂકયા હતા. પણ સંમેલન મળ્યું ત્યારે યોજકોને જાણે કે બધું જ ઝડપભેર સમેસુતરે આટોપી લેવાની અધીરાઈ આવી ગઈ હતી. ઠરાવ વાર ચર્ચાની સ્વીકૃત રસમ નભાવવા જેટલી ધીરજ ને સાદી સૂઝ સુધ્ધાં એમણે દાખવી નહિ. ખૂબીની ખૂબી તો એ હતી કે ઠરાવો રજૂ કરનાર એની પાછળની ભૂમિકા સમજાવે એવી કોઈ જરૂર પણ સંમેલનના સંચાલકોના મનમાં વસી ન હતી.

અને આ વલણનાં પરિણામો જે આવવાં જોઈએ તે જ આવ્યાં. બંધારણને તોડવા મથતાં સરમુખત્યારશાહી તત્ત્વોને લગતો પહેલો જ ઠરાવ ગેરસમજનો ભોગ બન્યો. 'સરમુખત્યારી'ના ઉલ્લેખે ઘણાબધાને ઇન્દિરાજીની વહારે ધાવા પ્રેર્યા. આ જોસ્સો જોકે એક કરતાં વધુ કારણસર વિલક્ષણ હતો, પણ એની ચર્ચા અહીં પ્રસ્તુત નથી. આ ઠરાવ વસ્તુતઃ બંનેમાંથી એકે કોંગ્રેસની સામે હતો જ નહિ! એમાં ઇશારો હતો બિનલોકશાહી નીતિ-રીતિ ધરાવતા સામ્યવાદી પક્ષો સામે... આ મુદ્દો પકડાયો હોત તો શાસક ને સંસ્થા કોંગ્રેસ વચ્ચેની સત્તામારીમાં રાંક બિચારી ચર્ચા ભેરવાઈ ન પડી હોત.

એમ પણ કહી શકાય કે આ ઠરાવમાં સરમુખત્યારી તત્ત્વોને બદલે સામ્યવાદી પક્ષોનો ચોખ્ખો નામોલ્લેખ હોત તો વ્યર્થ વિતંડાની સંભવિતતા ઘટી જાત. સમજવું સમજાતું નથી તે તો એ કે સામ્યવાદી પક્ષોનો સ્પષ્ટ ઉલ્લેખ લોકશાહી સુરક્ષા સંઘના સૂત્રધારોએ શા માટે ટાળવો જોઈએ?

સપ્ટેમ્બર ૧૯૬૦માં લોકશાહી સુરક્ષા સંઘનું સંમેલન મળ્યું ત્યારે ઔપચારિક ભાષણો પછી પ્રતિનિધિઓએ વિભાગીય ચર્ચાજૂથોમાં વહેંચાઈ જઈ ને વિવિધ આનુષંગિક પ્રશ્નો વિશે વિગતે વિચારવિનિમય કર્યો હતો. 'લોકશાહીની લક્ષ્મણરેખા' પરના અભ્યાસજૂથે ઉક્ત સંમેલન સમક્ષ રજૂ કરેલો અહેવાલ જોતાં જણાય છે કે બંધારણીય મર્યાદાઓને છડેચોક તોડવા મથતા સામ્યવાદી પક્ષોને પ્રતિબંધિત કરવાના સૂચન પર પણ એણે વિચારણા કરી હતી. વાજબી રીતે જ, ચર્ચાજૂથનો અભિપ્રાય એ હતો કે આ રીતનો પ્રતિબંધ લોકશાહી સાથે સુસંગત ન લેખાય; પ્રજા નાસમજથી આ પક્ષોનું સમર્થન કરે તો એને જાગ્રત કરવી, સમજાવવી એ જ સાચો ઉપાય છે; આમેય લોકશાહી સુરક્ષા સંઘ જેવી સંસ્થા માટે જનસાધારણને રાજકીય શિક્ષણ આપવા કરતાં અગ્રિમતાની કામગીરી કઈ હોઈ શકે?

એ જ અભ્યાસજૂથે એમ પણ કહ્યું હતું કે હવે ભારતીય રાજકારણમાં મિશ્ર સરકારો અનિવાર્ય

બનતી આવે છે ત્યારે એવી અપેક્ષા સહેજે રહે છે કે લોકશાહીમાં માનતા પક્ષો સામ્યવાદીઓ સાથે સરકારનાં સૂત્રો ન સાહે.

ફેબ્રુઆરી '૭૧માં લોકશાહી સુરક્ષા સંમેલન આટલુંય ન કહી શક્યું ? કદાચ આવા કોઈ કથનથી, સામ્યવાદીઓનો ઓછેવત્તો સાથ મેળવનાર ઇન્દિરાજીની પરોક્ષ ટીકા થાત, તો માર્ક્સવાદી સામ્યવાદીઓ સાથેની દોસ્તીની કોશિશ કરનાર કામરાજ ને સંજીવ રેડ્ડી પર પણ છાંટા તો ઊડત જ ને ?

બલ્કે, એમ પણ લાગે છે કે, પાયાનો મુદ્દો ઉવેખાતાં આખી ચર્ચા જ, છેવટે છેવટે તો, નજીવા મુદ્દાઓની આસપાસ ડૉન કિહોટેની શૈલીએ ચાલી. જેમ કે, ગુજરાતમાં શાસક કૉંગ્રેસની સભાઓ તોડાતી હોવાનો હવાલો આપીને આ અશિસ્તને વખોડી કાઢવાનું સૂચન થયું ત્યારે એ દેખીતી નિર્દોષ વાતને ધાર્યું સમર્થન ન મળ્યું; કેમ કે, આવો ઠરાવ ગર્ભિતપણે સંસ્થા કૉંગ્રેસને દોષિત ઠરાવતો હતો. દલીલ એ હતી કે બીજા કોઈ ઠરાવમાં શાસક કૉંગ્રેસની ટીકા જેવું લાગવાથી કેટલાક મિત્રો એ ઠરાવ સ્વીકારવા તૈયાર ન હોય તો પછી સંસ્થા કૉંગ્રેસની ટીકા પણ શું કામ ચલાવી લેવી જોઈએ! લોકશાહીના ધીરગંભીર હિતચિંતકોની નહિ પણ વાદવિવાદ પ્રતિયોગિતાના ઉત્સાહી પક્ષકારોની યાદ આપે એવી સ્થિતિ સરજાઈ તે માટે સુરક્ષા સંઘે પોતાને જ ધન્યવાદ આપવાના રહે છે.

૧૮-૨-'૭૧ — **પ્રકાશ ન. શાહ**

## અબૂ સઈદ ઐયૂબને સાહિત્ય અકાદમીનો પુરસ્કાર

હમણાં સાહિત્ય અકાદેમીએ સોળ ભાષામાં ૧૯૭૦ની સાલના પુરસ્કારો જાહેર કર્યા તેમાં બંગાળીમાં શ્રી અબૂ સઈદ ઐયૂબના પુસ્તક 'આધુનિકતા ઓ રવીન્દ્રનાથ'ને એ પુરસ્કાર માટે પસંદ કરવામાં આવ્યું છે. ગયે વરસે એ જ પુસ્તક માટે એમને રવીન્દ્ર પુરસ્કાર અર્પણ કરવામાં આવ્યો હતો. શ્રી ઐયૂબની માતૃભાષા બંગાળી નથી, અને બંગાળીમાં આ એમનું પહેલું જ પુસ્તક છે એ રીતે પણ આ ઘટના ખાસ નોંધપાત્ર છે. શ્રી ઐયૂબનો જન્મ ૧૯૦૬માં થયો હતો. બી.એ.માં એમનો વિષય વિજ્ઞાન હતો અને પદાર્થવિદ્યામાં એમણે ઑનર્સ સાથે બી.એસસી.ની પદવી પ્રાપ્ત કરી હતી. ત્યાર પછી એમ.એ.માં એમણે તત્ત્વજ્ઞાનનો વિષય લીધો અને એમની વિશેષ ખ્યાતિ પણ એ વિષયમાં જ છે. એમણે કલકત્તા યુનિવર્સિટીમાં અને વિશ્વભારતીમાં એ વિષયના સંશોધન સહાયક અને વ્યાખ્યાતા તરીકે કામ કરેલું છે. 'પ્રાચ્ય ઓ પાશ્ચાત્ય દર્શન' નામે એક સંકલનગ્રંથ પણ એમણે પ્રગટ કરેલો છે. આમ, વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના પોતે વિદ્યાર્થી હોવા છતાં બંગાળી કવિતા એમનો શોખનો વિષય રહ્યો છે. પોતે તેર વરસના હતા ત્યારે જ 'ગીતાંજલિ'નો ઉર્દૂ અનુવાદ વાંચી એઓ ખૂબ પ્રભાવિત થયા હતા અને તેણે જ એમને બંગાળી શીખવા પ્રેર્યા હતા. આજે એઓ સ્વભાષા ઉર્દૂ કરતાં બંગાળીને જ વધુ સેવે છે. ઉર્દૂ, અંગ્રેજી, સંસ્કૃત, બંગાળી, અને થોડું ફ્રેંચ એઓ જાણે છે. ૧૯૪૦માં એમણે શ્રી હીરેન મુખર્જી સાથે મળીને 'આધુનિક બાંગલા કવિતા' નામે કાવ્યસંગ્રહનું સંપાદન કર્યું હતું અને ૧૯૫૫માં એમણે 'પચિશ બછરેર પ્રેમેર કવિતા' નામે એક કાવ્યસંગ્રહનું સંપાદન કર્યું હતું. (એ ગ્રંથની પ્રસ્તાવના રૂપે લખેલો લેખ 'કવિતા અને પ્રેમ' કોઈ વાર 'વિશ્વમાનવ'માં આપવાની ધારણા છે.) એમણે દસ વર્ષ સુધી જાણીતા અંગ્રેજી વિચાર ત્રૈમાસિક 'ક્વેસ્ટ'નું દક્ષતાપૂર્વક સંપાદન કર્યું હતું. એ વર્ષ પહેલાં જ એમણે જાદવપુર યુનિવર્સિટીમાં નવી કવિતાની તાત્ત્વિક ચર્ચા કરતાં ત્રણ વ્યાખ્યાનો

આપ્યાં હતાં. જેમાંનું એક 'પોયેટ્રિ ઍન્ડ ટ્રૂથ' 'ક્વેસ્ટ'માં પ્રગટ થયું હતું. એ ત્રણે વ્યાખ્યાનો એક પુસ્તકરૂપે 'મોડર્ન પોયેટ્રિ: એ ફિલોસોફિકલ ક્રિટિક' નામે પ્રગટ થવાનાં છે.

અત્યારે એઓ સિમલાના 'ઇન્સ્ટિટ્યૂટ ઑફ ઍડ્વાન્સ્ડ સ્ટડીઝ'ના ફેલો તરીકે કામ કરે છે અને ધર્મનિરપેક્ષ સમાજના સંદર્ભમાં રવીન્દ્રનાથ, ગાંધી અને મૌલાના આઝાદના ધર્મતત્ત્વ વિશે તુલનાત્મક સંશોધનમાં રોકાયેલા છે. એઓ અવારનવાર પોતાના પ્રિય વિષય કવિતા વિશે ઊંડા ચિંતનસભર અને વિચાર-પ્રેરક લેખો લખતા રહે છે. જે ગ્રંથ માટે એમને સાહિત્ય અકાદેમીનો પુરસ્કાર મળ્યો તેમાં એમણે આધુનિક કવિતાનાં બે પ્રધાન લક્ષણો— ૧. કાવ્યદેહ પ્રત્યે એકાગ્ર ધ્યાન અને ૨. જાગતિક અમંગલ વિશેની ચેતનાનું અત્યંત આધિક્ય — ની ચર્ચા કરી છે અને રવીન્દ્રનાથની ભાષા વિશે, અને જગતમાંના અશુભ પ્રત્યેની રવીન્દ્રનાથની દૃષ્ટિ વિશે આધુનિકો જે વાંધા ઉઠાવે છે તેનો રવીન્દ્રનાથનાં કાવ્યોના પરિશીલનપૂર્વક જવાબ આપવાનો પ્રયત્ન કર્યો છે. રવીન્દ્રનાથનાં કાવ્યોની ચર્ચા સિવાયનો એ ગ્રંથનો બાકીનો અર્ધો ભાગ, એ જ વિષયને લગતા એમના બીજા એક લાંબા લેખ સાથે ગુજરાતીમાં 'કાવ્યમાં આધુનિકતા' એ નામે ગયે વરસે પ્રગટ થયો હતો અને તેણે સારી ચર્ચા પણ જગાવી હતી, એ સૌને સ્મરણમાં હશે.

એમનાં પત્ની શ્રીમતી ગૌરી ઐયૂબને પણ સાહિત્યનો સારો શોખ છે અને તેઓ પણ અવારનવાર સાહિત્યવિષયક લેખો લખતાં રહે છે.

બંગાળી વિવેચન સાહિત્યમાં મૂલ્યવાન ઉમેરો કરી અકાદેમીનો પુરસ્કાર પ્રાપ્ત કરવા માટે શ્રી અબૂ સઈદ ઐયૂબને અભિનંદન.

૧૪-૨-'૭૧ ન.

## નગીનદાસભાઈને અભિનંદન

શ્રી નગીનદાસભાઈ પારેખનો અભિનવ ગ્રંથ 'અભિનવનો રસવિચાર તથા બીજા લેખો' સૂક્ષ્મ દૃષ્ટિથી વાંચ્યા પછી હું નિઃશંકપણે કહી શકું છું કે તે, પ્રાચીન ભારતીય સાહિત્યશાસ્ત્ર ઉપર ગુજરાતીમાં લખેલા આધુનિક ગ્રંથોમાં સર્વશ્રેષ્ઠ છે.

આ ગ્રંથમાં, અભિનવ ગુપ્તે ભરત નાટ્યશાસ્ત્ર ઉપર લખેલી અભિનવભારતી (અથવા નાટ્ય વિવૃતિ) નામની ઉત્કૃષ્ટ ટીકામાંથી છઠ્ઠા અધ્યાયમાંના રસ-સૂત્ર ઉપર લખેલી વિસ્તૃત તથા વિદ્વત્તાપ્રચુર ટીકાના સમગ્ર ભાગનો અનુવાદ છે. અભિનવની આ ટીકાની સંસ્કૃત ભાષા એટલી પ્રૌઢ તથા પારિભાષિક શબ્દોથી જટિલ છે કે તેના કેવળ અનુવાદ ઉપરથી તેનો પૂરેપૂરો અર્થ પ્રૌઢ વાચકો પણ સમજી શકે નહિ. તેથી નગીનદાસભાઈએ તેનો વિવરણાત્મક અનુવાદ કર્યો છે; અને ટીકામાંના કેટલાક મહત્ત્વના મુદ્દા ઉપર વિસ્તૃત ટિપ્પણીઓ લખી છે; તેથી આ ગ્રંથની ઉપયોગિતા ખૂબ વધી છે. વળી એ અનુવાદ કેવળ વાક્યવાક્યનો નથી; પણ દરેક ફકરાનો સમગ્ર અભિપ્રાય ધ્યાનમાં લઈ પોતાની ઢબે કરેલો છે. તેથી આ અનુવાદગ્રંથ છે એમ વાંચનારને લાગતું નથી, અભિનવના રસવિચાર ઉપર લખેલા સ્વતંત્ર ગ્રંથ જેવો તે લાગે છે.

આ ગ્રંથ અભ્યાસીને, કોઈ પણ પ્રૌઢ વિદ્યાર્થીને તથા અન્ય સુશિક્ષિતોને અભિનવના રસવિષયક વિચારોનો સંપૂર્ણ ખ્યાલ આપશે એવો મારો દૃઢ વિશ્વાસ છે.

આ ગ્રંથમાંના બીજા લેખોમાંથી કુંતકના 'વક્રોક્તિજીવિત' આ ગ્રંથની વિવેચનપૂર્વક કરેલી સમીક્ષાએ મારું ધ્યાન ખેંચ્યું. પોતાની અનેરી શૈલીમાં કરેલી

આ સમીક્ષામાં શ્રી નગીનદાસભાઈએ વક્રોક્તિજીવિતનું વાચકોને 'હાર્દ' આપ્યું છે.

'અભિનવની રસસૂત્ર ઉપરની આ ટીકાના' અંગ્રેજીમાં, હિંદીમાં તથા અંશતઃ મરાઠીમાં કરેલા અનુવાદો મારા જોવામાં આવ્યા છે. તેથી તુલનાત્મક દૃષ્ટિએ હું કહી શકું છું કે આ બધા અનુવાદોમાં નગીનદાસભાઈએ પોતાની વિશિષ્ટ શૈલીમાં કરેલો અનુવાદ ઊંચા સ્થાનને માટે 'અર્હ' છે.

આવા શ્રેષ્ઠ ગ્રંથને અકાદમી એવૉર્ડ આપીને ભારત સરકારે પોતાની 'ગુણજ્ઞતા' પુરવાર કરી છે.

શ્રી નગીનદાસભાઈને આ કીમતી એવૉર્ડ મળ્યા બદલ હાર્દિક અભિનંદન.

૮-૨-'૭૧ — રા. બ. આઠવલે

---

[પૃ. ૯૮નું અનુસંધાન]

તાકીને બંદૂકનો ઘોડો દબાવવા જાય છે ત્યારે ગૌરી એક ક્ષણ માટે સોમસાહેબના ખભા પર હાથ મૂકે છે. ગૌરીને ડર છે કે નિશાન ચૂકી તો નહિ જવાય ને! અને બંદૂકની 'ગુડ' બાજુ હોવાથી નિશાન લેવાતું નથી.

ફિલ્મમાં બીજા અનેક નાના નાના પ્રસંગોનું સુંદર આલેખન થયું છે—જેવા કે 'ચાહે કોઈ મુઝે જંગલી કહે' ગાતા ગાડાવાળાની સાથેના પ્રસંગો ('સરસરી'નો પ્રસંગ અને પાણીનો પ્રસંગ), પંખીઓ જાણી ન જાય કે સાહેબ પરદેશી છે તે માટે સોમસાહેબને પહેરાવવામાં આવતો સૌરાષ્ટ્રનો પોશાક, ઝાડ બનીને ટેકરો ચડતા સોમસાહેબ, ભૂતિયા મહેલમાંના પ્રસંગો વગેરે.

એ ત્રણ જગ્યાએ ટેક્નિકનો સારો ઉપયોગ થયો છે. સોમસાહેબની રોજબરોજની પ્રાણહીન ચેષ્ટાઓ બતાવવા માટે સોમસાહેબ વગેરે જ આપણને બધું બતાવ્યું છે. મહેલમાં વાત કહેતી ગૌરી જાણે રાણી હોય એવો આભાસ ઊભો કર્યો છે. નાનાં મોટાં સ્થૂળ, સૂક્ષ્મ પ્રતીકોના ઉપયોગમાંથી એક પ્રસંગ યાદ આવે છે: સમુદ્રના કિનારે ઊંચા ઊંચા રેતીના ઢગલાઓમાં ગૌરી દોડાદોડ કરી મૂકે છે—જાણે કે ભુવન સોમના સૂકા રણ જેવા ભાવપ્રદેશમાં ગૌરી દોડી રહી છે...

જોકે મૃણાલ સેને પહેલી દસેક મિનિટની ફિલ્મ લોકોની ધીરજનું માપ કાઢવા માટે બનાવી હોય તેવી છે. ભુવન સોમની સ્વગતોક્તિ માટે ઉપર અને નીચેથી બે પાટિયાં આવે છે એ ત્રાસજનક છે. વળી, લોકો કદાચ સમજી નહિ શકે એમ માનીને શરૂઆતમાં પાટા, એંજિન વગેરે બે ત્રણ વખત બતાવ્યા છે. એટલું બાદ કરતાં ફિલ્મ સર્વાંગસુંદર છે. ફિલ્મને અસરકારક બનાવવામાં વિજયરાઘવરાવનો ફાળો ઘણો છે. સાગર કાંઠે ઊડતાં પંખીઓ વખતે અને સોમસાહેબ પંખીઓનું પુસ્તક વાંચે છે ત્યારે ઊડતાં પંખીઓ વખતે સંગીતથી પટ્ટી સજીવ થઈ ગઈ છે.

# નવું વાચન

## નવજીવન પ્રકાશન મંદિરનાં

### સમૂળી ક્રાંતિ અને બીજા લેખો

કિશોરલાલ મશરૂવાળા

સંપાદક: નગીનદાસ પારેખ

ગુજરાતી ચિંતનાત્મક ગદ્ય સાહિત્યના લેખકોમાં શ્રી કિશોરલાલભાઈ અગ્ર સ્થાને છે. મૂલગામી સૂક્ષ્મ અને મૌલિક વિચાર, વિશદ તથા અસંદિગ્ધ નિરૂપણશૈલી એ એમની વિશેષતા છે. 'સમૂળી ક્રાંતિ'માં તો માનવ જીવનને આવરી લેતી ધર્મ, સમાજ, અર્થકારણ, રાજકારણ અને શિક્ષણ સહિતની પાયાની સમસ્યાઓનું સત્વ સમાયેલું છે. તે ઉપરાંત બીજા તલસ્પર્શી ૧૯ લેખોને પણ અહીં સંકલિત કરવામાં આવ્યા છે.

ભારતની સાહિત્ય અકાદમીએ ગુજરાતી દસ ઉત્તમ ગ્રંથો બધી ભાષાઓમાં પ્રગટ કરવાનો નિર્ણય કર્યો તેમાં આ ગ્રંથનું સંપાદન અભ્યાસી અધ્યાપક શ્રી. નગીનદાસ પારેખને સોંપાયું. એમની સૂક્ષ્મ સંપાદન દૃષ્ટિનો લાભ આ સંપાદનને મળ્યો છે.

પૃ. ૨૮૯ રૂ. ૬-૦૦

### ગાંધીજીનું પહેલું ચરિત્ર

લે: જોસફ ડોક; અનુ: બાલુભાઈ પારેખ

ગાંધીજીના આફ્રિકા-નિવાસ દરમ્યાન તેમના નિકટના પરિચયથી પ્રભાવિત થયેલા એક ધર્મપુરુષની કલમે ગાંધીજીનું સર્વ પ્રથમ જીવનચરિત્ર લખાયું એ સુયોગ જ અદ્ભુત છે. ૧૯૦૮માં પ્રગટ થયેલું આ ચરિત્ર ગાંધીજીની પાસેથી મેળવેલી સત્ય વીગતો ઉપર આધારિત છે એ એની બીજી વિશેષતા છે.

આ જીવનચરિત્ર ગાંધીશતાબ્દી વર્ષમાં પ્રગટ થાય છે અને શ્રી. ઉમાશંકર જોશીએ અનુવાદને બિરદાવેલ છે તે નોંધપાત્ર છે.

પૃ. ૨૦૦ રૂ. ૪-૦૦

### ટોલ્સ્ટોયની ૨૩ વાતો (ભા ૧થી ૪)

અનુ: જિતેન્દ્ર દેસાઈ

દુનિયાના મહાન સાહિત્યકાર અને તેથીય વિશેષ મહાન સંત પુરુષની ૨૩ વાર્તાઓનો સુવાચ્ય સચિત્ર અનુવાદ અહીં રજૂ થયો છે.

પૃ. ૫૭૦ રૂ. ૯-૦૦

### સરદાર વલ્લભભાઈ પટેલના લેખો

સં: મણિબહેન વ. પટેલ

સરદારની જબાન તાતાં તીર જેવી હતી, તે જ રીતે તેમની કલમ સીધી સોંસરી વેધક હતી. આ પુસ્તિકામાં ૧૯૨૦થી માંડીને એમના અંતકાળ સુધીના ૬૪ લેખો સંકલિત થયા છે.

ડેમી પૃ. ૧૧૫ રૂ. ૨-૫૦

### વૈષ્ણવ જન તો તેને કહીએ

છગનલાલ જોશી

ગાંધીજીને અત્યંત પ્રિય ભજન તે નરસિંહ મહેતાનું 'વૈષ્ણવ જન'. એમાં વર્ણવેલાં વૈષ્ણવ જનનાં ૨૦ લક્ષણો મહાત્મા ગાંધીના જીવનમાં કેવાં–કેટલાં વણાઈ ગયેલાં હતાં જે અહીં ચોટદાર રીતે રજૂ થયું છે. કાકાસાહેબે 'આવકાર'માં આ પુસ્તિકાની ખાસિયત દર્શાવી છે.

પૃ. ૧૦૪ રૂ. ૧-૫૦

### ગાંધીદીક્ષા: આશ્રમમાં અને જેલમાં

છગનલાલ જોશી

લેખક જણાવે છે તેમ આ સંસ્મરણોનું એક વિશેષ મૂલ્ય છે. 'ઊછરતી પેઢીનું ઘડતર કરવામાં આ સ્મરણો ઘણાં ઉપયોગી થવાની આશાએ એ ગાંધી શતાબ્દી પ્રસંગે પ્રગટ થયાં છે.

પૃ. ૧૦૪ રૂ. ૨-૦૦

### સત્યાગ્રહ આશ્રમનાં સંભારણાં

છગનલાલ જોશી

ગાંધીજી સાથે જીવનનાં મૂલ્યવાન વરસો વિતાવનારા છગનભાઈ સત્યાગ્રહ આશ્રમના વ્યવસ્થા-સંચાલનમાં ખૂંપેલા રહ્યા છે. તેમના અનુભવની આ પ્રસાદી છે — ગાંધીજીની આશ્રમજીવન દ્વારા આત્માની કેળવણી આપવાની જડીબુટ્ટીનાં અનેક રહસ્યો અહીં પ્રગટ થાય છે.

પૃ. ૧૬૬ રૂ. ૩-૦૦

# વિશ્વમાનવ ટ્રસ્ટનાં નવાં પ્રકાશનો

| | |
|---|---|
| **ઇન્દિરાજી કયે માર્ગે ?**<br>લે: ભોગીલાલ ગાંધી<br>[શ્રી મનુભાઈ પંચોળીના પ્રવેશક સાથે]<br>લોકશાહી મૂલ્યોની કસોટીએ પૃથક્કરણ<br>બીજી આવૃત્તિ<br>કિં. રૂ. ૨-૭૫ | **આદ્ય સુધારક દુર્ગારામ મહેતાજી**<br>લેખક: સંયોજક<br>ભોગીલાલ ગાંધી<br>જીવનના પ્રેરક પ્રસંગો : સુધારાની નોંધપોથી<br>સંસાર સુધારાનાં સંલાપણો<br>કિં. રૂ. ૨-૦૦ |
| **મિતાક્ષર**<br>લેખક<br>ભોગીલાલ ગાંધી<br>સાંસ્કૃતિક સાહિત્યિક અભ્યાસલેખો<br>કિં. રૂ. ૭-૫૦ | **રવીન્દ્રચિંતન**<br>લેખક<br>ભોગીલાલ ગાંધી<br>રવીન્દ્રનાથનું સાંસ્કૃતિક-રાષ્ટ્રીય ચિંતન<br>કિં. રૂ. ૪-૦૦ |
| **નવયુગનો પ્રહરી નર્મદ**<br>લે: ભોગીલાલ ગાંધી<br>પ્રેરક જીવનની ઝાંખી ઉપરાંત<br>મૌલિક ચિંતન અને સર્જનની<br>ચૂંટેલી સામગ્રી સાથે<br>રૂ. ૩-૫૦ | **હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસ**<br>[૧૮૮૫થી ૧૯૪૭]<br>લે: નરહરિભાઈ પરીખ<br>નરહરિ કે. ભટ્ટ<br>સરળ મુદ્દાસર ઐતિહાસિક આલેખન<br>આશરે રૂ. ૪-૦૦ |
| **રવીન્દ્રનાથનાં શિશુ કાવ્યો**<br>અનુ: સુભદ્રા ગાંધી<br>કલાગુરુ રવિશંકર રાવળની કલમે<br>પચાસ જેટલાં રેખાંકનો સાથે<br>શુભપ્રસંગે ભેટ. યોગ્ય આવૃત્તિ<br>આશરે રૂ. ૯-૫૦ | **ભારતીય અર્થકારણ: કયે માર્ગે ?**<br>લે: પ્રા. જાફરહુસેન લાલીવાલા<br>ભારતના વિવિધ પક્ષોના<br>આર્થિક કાર્યક્રમની આલોચના<br>આશરે રૂ. ૪-૦૦ |

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એક-રૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# ધી બરોડા સીટી કો-ઓપરેટીવ બેન્ક લિમિટેડ, વડોદરા.

## રજિસ્ટર્ડ ઓફિસ–સંસ્થાવસાહત

શાખાઓ

(૧) સરદારભવન શાખા, વડોદરા.

(૨) વાડી, બરાનપુરા કોર્નર, વડોદરા.

(૩) ફતેગંજ કેમ્પ, વડોદરા.

સ્થાપના
તા. ૧૧-૧૦-૧૯૨૭

### પ્રમુખ :— ડૉ. ઠાકોરભાઈ વિ. પટેલ

(૧) આ બેંકમાં કરંટ, સેવિંગ્સ તથા બાંધી મુદતની થાપણો આકર્ષક દરથી સ્વીકારવામાં આવે છે.

(૨) સેવિંગ્સ ખાતામાંથી ચેકથી નાણાં ઉપાડવાની સવલત આપવામાં આવે છે.

(૩) બાર માસ અગર તેથી વધુ મુદતની ફિક્સ્ડ ડિપોઝિટ મૂકનાર સભાસદોને નફામાંથી બોનસ આપવામાં આવે છે.

(૪) આ બેંક સ્થાનિક ક્લિયરિંગ હાઉસમાં સભ્ય તરીકે જોડાયેલ હોઈ સ્થાનિક ચેકો વિના વિલંબે વસૂલ કરી આપવામાં આવે છે.

(૫) આ બેંક પોતાના સભાસદોને જાત જામીન ઉપર, સ્થાવર મિલકતના તારણ ઉપર કાચા અગર પાકા માલના તારણ ઉપર તેમ જ સોનાચાંદીના દાગીના ઉપર નાણાં ધીરે છે.

(૬) બહારગામના ચેક, હુંડી વગેરે વાજબી કમિશન લઈ વસૂલ કરી આપવામાં આવે છે. તેમાં ગુજરાત રાજ્યના મુખ્ય સ્થળો ઉપરના ડ્રાફ્ટ પણ કાઢી આપવામાં આવે છે.

(૭) બેંકની હેડ ઓફિસમાં આધુનિક સેફ ડિપોઝિટ વૉલ્ટનાં ખાનાં ગોઠવવામાં આવેલાં છે. ભાડું સાઇઝ પ્રમાણે રૂ. ૧૨ થી ૫૦ સુધી છે.

રસિકલાલ શં. શાહ
મેનેજર

નાથાભાઈ મા. પરમાર
મંત્રી



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળધર રામજીમંદિર પોળ વડોદરા-૧ (ફોન: ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (દ્વૈમાસિક)

વિશ્વમાનવ [માસિક: સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧.૫૦]

પરામર્શ નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી

સંપાદન પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * મુકુંદરાય મુનિ * સુમન શાહ * સુભદ્રા ગાંધી

ચિત્રરેખાંકન નગેશ પિંગળે (વડોદરા) * સી. એમ. નાસિકકર (વડોદરા)

પ્રકાશન પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯ (ફોન : ૭૯૪૭૩૬)

મુદ્રણ એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ-૭

હિસાબ-લવાજમ જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા-૧

* સંપાદકીય પત્રવ્યવહાર: પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (સર્જન): અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હૉસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (વિવેચન): સુમન શાહ, સ્ટેશન રોડ, કપડવંજ (જિ. ખેડા)

મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રૉસલેન, મુંબઈ-૩

# વિષયાનુક્રમ



---

## સંવિવાદ

'પાંચમી સામાન્ય ચૂંટણી અને ભારતીય રાજકારણ' વિષે અમદાવાદમાં હીમવાન (પાલડી) ખાતે ટ્રસ્ટ તરફથી શનિવાર તા. ૨૭-૩-'૭૧ના રોજ એક વિચારગોષ્ઠિ યોજી છે. ચર્ચાની શરૂઆત સર્વશ્રી પુરુષોત્તમ માવળંકર, પ્રાર્તિદેવ દેશાઈ, પ્રવીણ શેઠ અને રમેશ ભટ્ટ કરશે. ગોષ્ઠિ પર આધારિત સંવિવાદ એપ્રિલ '૭૧ના અંકમાં પ્રગટ થશે.

---

# સ્વાધીનતાનું મૂલ્ય

સાખારોવે સ્થાપેલી માનવહક સમિતિને સોવિયેત સરકારે ગેરકાયદે જાહેર કરી છે. આ જાહેરાતથી રૂસના હાકેમો શું લાભશે તે તો તેઓ જ જાણે. પણ તેથી સાખારોવની લગન રૂંધી રૂંધાશે નહિ. ઇતિહાસ સાક્ષી પૂરે છે કે આવી તાવણી આખરે તો નિષ્ઠાને પુટ દેનારી પુરવાર થતી રહી છે.

સાખારોવે કારકિર્દીની શરૂઆત તો કરી એક તરુણ ને તેજસ્વી વિજ્ઞાની તરીકે. જગત આખું એમને રૂસી હાઇડ્રોજન બોમ્બના જનક લેખે જાણે છે. ૧૯૪૮થી (જ્યારે એમનું વય કેવળ સત્તાવીસનું હતું) '૫૫ લગી સરકારે એમને સલામતીનાં કારણોસર લગભગ જેલમાં રાખ્યા હતા. ૧૯૫૩માં સોવિયેત રશિયાની વિજ્ઞાન સંબંધી અકાદમીમાં એમની વરણી થઈ. એટલી નાની વયે તે પહેલાં કે તે પછી એ અકાદમીમાં કોઈનેય પ્રવેશ મળ્યો જાણ્યો નથી.

સ્તાલિનના કાળમાં અન્ય ક્ષેત્રોની પેઠે વિજ્ઞાનમાં પણ જોહુકમી ચાલતી હતી. રાજ્ય-પુરસ્કૃત લિસેન્કોએ બળતી જ અવૈજ્ઞાનિક માન્યતાઓને વેદવાક્યની જેમ ઠોકી બેસાડી હતી. ખુદ ખુશ્ચોવના વખતમાં પણ લિસેન્કોનો સિક્કો સાવ ઘસાઈ ગયો ન હતો. જ્યાં સતત તાજા-બ-તાજા રહેવું ધર્મ્ય જ નહિ અનિવાર્ય બની રહે તે ક્ષેત્રમાં સુધ્ધાં પ્રવર્તતી જડ અધિનાયકવાદી અવસ્થા — કહો ને કે અનવસ્થા સામે વિરોધ ને આમૂલ પરિવર્તનનો બુલંદ સૂર કાઢ્યો તે દિવસથી સાખારોવનો અજ્ઞાતવાસ પૂરો થયો. સાખારોવના ને એમના સમાનધર્માઓના પુરુષાર્થથી ભૌતિકની જેમ જ જૈવિક શાસ્ત્રો પણ રાજ્યના વિ-પ્રભાવમાંથી મુક્ત થયાં.

સોવિયેત સામ્યવાદી પક્ષની ત્રેવીસમી કોંગ્રેસને ટાંકણે સ્તાલિનવાદની પુનઃ પ્રતિષ્ઠાની વાત હવામાં હતી ત્યારે એની સામે જે પચીસ ધીમંતોએ અવાજ ઉઠાવ્યો હતો તેમાં સાખારોવ પણ હતા જ. હજી ગયે વર્ષે જ સાખારોવ અને બીજા બે વૈજ્ઞાનિકોએ બ્રેઝનેવ ને કોસિજિનને ઉદ્દેશીને એક પત્ર લખ્યો હતો. આ પત્રમાં એમણે છેડેલો મુદ્દો પાયાનો હતો. છેલ્લા દસકામાં અમેરિકાના મુકાબલામાં રૂસનું અર્થકારણ કેવળ પ્રમાણાત્મક જ નહિ પણ ગુણાત્મક રીતેય ખાસું પાછળ રહી ગયું છે. બીજી ઔદ્યોગિક ક્રાન્તિનાં મંડાણ કરનાર ગણક યંત્રોના ઉપયોગની બાબતમાં તો આ અંતર એટલું બધું છે કે રૂસ જાણે 'વીત્યાં' વખતમાં જ જીવતું ન હોય!

આમ કેમ બન્યું? સાખારોવે આ પત્રમાં ને ખાનગી રાહે પરિપત્રિત નિબંધ દ્વારા એનો ઉત્તર આપવાની કોશિશ કરી છે. આ સંદર્ભમાં એમણે ટાંકેલું એક માર્મિક ઉપાખ્યાન નોંધવા જેવું છે: રૂસી અર્થકારણનો વિચાર કરીએ ત્યારે એકસામટા ચાર રસ્તા મળતા હોય તેની યાદ આવી જાય છે. આવે ઠેકાણે થોડાં વાહનો હોય ત્યાં લગી તો ફરજ પરનો પોલીસ બધું સંભાળી શકે. પણ રાહદારીઓ ને વાહનો વધતાં જાય એટલે અવરજવરમાં અવરોધો તો ઊભા થવાના જ. શું કરશો તમે? ડ્રાઇવરોને દંડશો? દંડયા કરો. પોલીસની બદલી કરશો? કરો. પણ ક્યાં સુધી આ હવાતિયાં! છેવટનો ને સાચો ઉપાય તો રસ્તા પહોળા કરવાનો છે.

સાખારોવ વિજ્ઞાની તરીકે મોટા છે, પણ રસ્તા પહોળા કરવાની—એટલે કે સ્વાધીનતાની હિમાયત કરનાર લેખે એ મહાન છે. એમનું વિભૂતિમત્વ મનીષી-કક્ષાને આંબવા જાય છે. હવે એ એકાંતકક્ષમાંથી બહાર આવ્યા છે. એમને કહેવું છે તે તો એ કે આધુનિક તંત્ર—શું પશ્ચિમના લોકશાહી જગતમાં કે શું સામ્યવાદી સૃષ્ટિમાં—અતિ-સંકુલ બની ગયું છે. તંત્રસંચાલનના ને સુવ્યવસ્થાના પ્રશ્નો ગણતર સત્તારૂઢ વ્યક્તિઓ ન ઉકેલી શકે. લાખોહજારો લોકોની સક્રિય સર્જનાત્મક હિસ્સેદારી હશે તો જ સંચાલનની સમસ્યા હલ થશે.

અને રૂસમાં તો મુદ્દે સાચી માહિતીની જ મુશ્કેલી. સાચી ને પૂરતી માહિતી—ભૂલો સુધ્ધાંની—ન હોય તો વિશેષજ્ઞો પણ સરવાળે અજ્ઞજનો સમા પુરવાર થાય અને એમનું યોગદાન રસકસ વિનાનું બની રહે. પરિણામ? 'આમ ને આમ ચાલુ રહ્યું તો રશિયા ટૂંક સમયમાં ઊતરતી કોટિની પ્રાદેશિક સત્તાની દશામાં ફેંકાઈ જશે.'

જરૂર છે બૌદ્ધિક સ્વાધીનતાની, સમર્થ ને સુવિકસિત સોવિયેતની સિદ્ધિ અર્થે હવે એ અનિવાર્ય છે. માર્ક્સવાદના મૂળભૂત વિચારો પરત્વે પ્રતિબદ્ધ સાખારોવ સમાજ-વાદી પ્રથાને સદંતર નકારી કાઢતા નથી, પણ એ પ્રથાના લોકશાહીકરણની અનિવાર્યતાને તેઓ આપોઆપ પ્રમાણે છે.

આર્થિક—બલ્કે સાર્વત્રિક વિકાસની પૂર્વશરત લેખે બૌદ્ધિક સ્વાતંત્ર્યની આ હિમા-યત આપણા જમાનામાં સ્વાધીનતાની વિભાવનાને એક અભિનવ પરિમાણ અર્પે છે. સ્વાધીનતા સ્વયં એક મૂલ્ય છે એ વાત સાચી; પરંતુ એ વિકાસની પૂર્વશરત છે, એય એટલું જ સાચું છે. એમ સ્વીકારીએ તો અજાકીય ઉન્નતિ અને સમાજપરિવર્તન માટેનો સોવિયેત નમૂનો અનેક રીતે પુનર્વિચાર અને નવવિધાનની નવી ક્ષિતિજો ઉઘાડે છે. એનાં સંકેતો ને ફલિતો જેમ 'રુક જાવ'નાં તેમ 'આગે કદમ'નાં પણ છે. અને મુક્ત જગત તરીકે ઓળખાતો ભૂભાગ પણ સ્વાધીનતાને ગ્રસતાં અણદીઠ પરિબળોને નહિ નાથે તો થાપ ખાશે.

પ્રકાશ ન. શાહ




## શ્રી બાલકૃષ્ણ પટેલનાં ચિત્રો | આદિલ મન્સૂરી

૧

સૂર્ય શું લીલો થયો
અટકી ગઈ વાણી
અટકી સાવ અણુજાણી
અગ્નિ ને તેજસ્ તો ઓલવાઈ ગયાં
ખાલી ગોળાકારનો આભાસ
ચળકે છે હવે
લીલી લીલી શૂન્યતાનો
શ્વાસ ચળકે છે હવે
ને હવે તે ક્ષણ નથી
ને હવે કંઈ પણ નથી
કંઈ પણ નથી
....પણ નથી.

૨

બે ગ્રહોની તાણ વચ્ચે
સ્થિર થી તોળાઉં છું
ક્યાંકથી છૂટો પડું છું
કે કશે જોડાઉં છું
મૌન હું
અસ્તિત્વના ખંડેરમાં
પડઘાઉં છું
હું જ દ્રષ્ટા
દૃશ્યમાં પણ
હું જ હું ડોકાઉં છું
સંતાઉં છું
પકડાઉં છું
પકડાઉં છું
સંતાઉં છું
હું નથી તો
કેમ આ ચારે તરફ દેખાઉં છું?

૩

ઘેરું ભૂરું; લીલું શ્યામ
વિસ્તરતું આકાશ
કોઈ શિશુના રુદનથી
ભૂંસાયેલું બ્રહ્માંડ
ભૂંસાયેલું તોપણ ગોળ
અંત અને આરંભ
વગરનું ગોળ
દંભ વગરનું ગોળ
ખાલી કેવળ ગોળ
ધ્યાનનું અંતિમ શિખરે બનીને
ચળકે જ્યોતિર્લિંગ
ચળકે હોવાનો આભાસ
ચળકે અંત અને આરંભ
ચળકે ગોળ
ચળકે કેવળ
ચળકે ખાલી
ઘેરું ભૂરું
લીલું શ્યામ
ચળકે
ચળકે.

૪

અન્ધ નગરનાં બન્ધ બારણાં
બન્ધ બારણે ચોરસ સૂરજ

ચોરસ સૂરજમાં ઊગેલું ઘાસ
ઘાસમાં ઝાકળ બિન્દુ
ઝાકળ બિન્દુ ગોળ
ગોળમાં ચોરસ સૂરજ
સૂરજમાં કૈં ચ્હેરાઓની ભીડ
ભીડમાં આંખો
આંખોના ઊંડાણો પાછળ
અન્ધ નગરનાં અન્ધ બારણાં
અન્ધ બારણાં પાછળ સૂરજ

ને સૂરજમાં ચ્હેરાઓની ભીડ
ચ્હેરાઓમાં ભીડ વગરનું નગર
નગરમાં સૂર્ય વગરની સાંજ
સાંજમાં પડછાયાઓ
સૂર્ય વગરના પડછાયાઓ
સૂર્ય-નગરના પડછાયાઓ
નગરના પડછાયાઓ
વગરના પડછાયાઓ
પડછાયાઓ

## ગઝલ | આદિલ મન્સૂરી

રેતની ડમરી હરણ થૈ જાય છે
ને હરણ પથરાઈ રણ થૈ જાય છે

સૂર્યનાં કિરણોય વીંધી ના શકે
જ્યારે આ ઝાકળ કઠણ થૈ જાય છે

તૃષ્ણા થીજે તો બરફના પર્વતો
ઓગળે તો એ ઝરણ થૈ જાય છે

મનમાં જે ખાલીપણું વ્યાપી રહ્યું
અંતે એ વાતાવરણ થૈ જાય છે

એક ક્ષણ એવીયે વચ્ચે આવતી,
જ્યાં ત્વચા પણ આવરણ થૈ જાય છે

ત્યાં પહોંચી એકલો મૂંઝાઉં હું
જ્યાં સકળ બ્રહ્માંડ કણ થૈ જાય છે.

## ગઝઝલ | આદિલ મન્સૂરી

વમળ વમળ વળ વમળ વમળ વળ
કપટ કપટ છળ કપટ કપટ છળ

ચળક ચળક ચળ ચળક ચળક ચળ
કમળ કમળ દળ કમળ કમળ દળ

ફળક ફળક ફળ ફળક ફળક ફળ
ધળક ધળક ધળ ધળક ધળક ધળ

પળક પળક પળ પળક પળક પળ
ઝળક ઝળક ઝળ ઝળક ઝળક ઝળ

વળ છળ દળ ચળ ફળ ધળ પળ ઝળ
વમળ કપટ છળ ચળક ઝળક પળ

કમળ ધળક દળ પળક ફળક પળ
વળળળળળ વળ છળળળળળ છળ

---

[પૃ. ૧૧૮નું અનુસંધાન]

વેચાયા વિના જ પડી રહ્યું. આ ગાળામાં જ બીજા કોઈ જુવાન લેખકની 'ક્ષીણતા વિના મૃત્યુ' નામની નવી નવલકથાએ દેખા દીધી હતી, જેણે એના વાચકોમાં દુન્યવી અમરતાની કામના જગાડી મૂકી. ત્યાર પછી કોઈ 'વિલંબિત મૃત્યુ'ની વાત કરતું નહોતું. પેલો દુઃખી ગાંડો માણસ હજી પણ ગાંડાઘરમાં જીવે છે બિચારો.

અનુ૦ પ્રા. અશ્વિન દેસાઈ

કેઈર હેમનેટના અંગ્રેજી અનુવાદ પરથી (Encounter Dec. '70)

# વિલંબિત મૃત્યુ | પૉલ શાલ્ચુક

જન્મ : ૧૯૨૨ વેસ્ટફેલિયા. માતા રશિયન અને પિતા જર્મન. ઇરાદો હતો કૅથલિક ધર્મપ્રચારક પાદરી બનવાનો, પણ ફાટી નીકળેલું યુદ્ધ અને પડેલા ઘા આડે આવ્યાં. મિન્સ્ટર અને કોલોન યુનિવર્સિટીમાં ઇતિહાસ અને તત્ત્વચિંતનનો અભ્યાસ કર્યો. હમણાં કોલોનમાં કોઈની પણ કંઠી બાંધ્યા વિના લખે છે. કવિતા, નવલકથા, ટૂંકી વાર્તા, નિબંધો અને ટેલિવિઝન સ્ક્રિપ્ટ લખ્યા છે હમણા 'સેટાયર' પર હાથ અજમાવ્યો. ગુન્તર ગ્રાસના હમદમ મિત્ર અને હમણા બેલાયેલા 'ચૂંટણીજંગ'ના સાથીદાર. બીજી અનેક ભાષાઓમાં એમની કૃતિઓના અનુવાદ પ્રગટ થયા છે, પણ આશ્ચર્યની વાત છે કે અંગ્રેજી ભાષામાં 'ડેથ ડિલેયડ'નું પ્રકાશન પહેલું છે. (અને ગુજરાતીમાં પણ..)

એ જુવાન લેખકે બે વર્ષ પહેલાં 'વિલંબિત મૃત્યુ' નામની એક નવલકથા પ્રકાશિત કરેલી, તેને હજી પણ જો કોઈ યાદ કરતું હોય તો મને જરૂર આશ્ચર્ય થાય. આ ભારેખમ નવલકથાનો નાયક એક ડૉક્તર છે. એની પરાકાષ્ઠા આવે છે સામાન્ય બુદ્ધિવાળાને ગળે ઊતરી જાય તેવા આશાવાદમાં, અને અંતે નિરૂપાયેલો છે વ્યવહારુ એવી આશાનો વિજય. રાતોરાત આ નવલકથાનું નામ 'બેસ્ટ સેલર'ની યાદીમાં ચમકી ગયું. એનો લેખક પ્રખ્યાત થઈ ગયો. એ પોતે પણ કબૂલતો કે પોતાની આ નવલકથા 'માસ્ટરપીસ' તો નહોતી જ. એ પોતે જ નવલકથાની શૈલીગત ખામીઓ, શિથિલ સંઘટન અને અપૂર્ણ ચરિત્રચિત્રણનો સ્વીકાર કરતો હતો. આ બધી બાબતો વિવેચકોની નજર બહાર પણ નહોતી. પણ, દરેક માનવીના હૃદયની અતિનિકટનું એવું એક વિષયવસ્તુ એ ઊંચકી લાવેલો: વાંદરાની ગ્રંથિને માનવીના શરીરમાં બેસાડી તેની જિંદગીને લંબાવવી. એણે પોતાની આ માન્યતા વસ્તુગ્રથનમાં અને ચરિત્રોમાં મૂર્ત કરી. આ સમસ્યામાં જાતીય વૃત્તિના કેટલાક અંશોનું મિશ્રણ કરવાની તક પણ એણે ઝડપી લીધેલી. એ સમસ્યાના ધર્મવિજ્ઞાન વિષયક અને નૃવંશશાસ્ત્ર વિષયક શક્ય તેટલાં બધાં જ પાસાંઓને પણ આવરી લીધેલાં. આવા વિશાળ દૃષ્ટિકોણે જ આ લેખક અને તેની નવલકથા પર 'બેસ્ટ સેલર'ની મહોર મારી આપેલી.

છેલ્લાં વીસ વર્ષમાં કોઈ પણ પ્રકાશનને વેચવા માટે જે અસરકારક રીતિનીતિઓ નહોતી અજમાવાઈ તે બધી જ આ નવલકથાના વેચાણ માટે અજમાવવામાં આવેલી. સર્વત્ર સર્વ લોકો એની જ વાતો કરતા. બધા જ લાંબું જીવન જીવવા માગતા હતા. પોતાના પહેલા પુરસ્કારમાંથી એણે આનાથી વધુ સુંદર એવું બીજું પુસ્તક લખવા માટે એક ટેબલ ખરીદ્યું હતું, જેના પર વાચકોના પત્રોનો ઢગ ખડકાવા માંડ્યો. હસ્તલિખિત, ટાઇપ કરેલા અને છાપેલાં સંખ્યાબંધ નિમંત્રણો એને મળતાં જ રહ્યાં. બધાંમાં જ આ કે તે નગરમાં પધારી નવલકથામાંથી કશુંક વાંચવાની વિનંતી હતી. એ વાતનું એને ગૌરવ હતું. એના પ્રકાશકોએ તેમનો પોતાનો ઉત્તમ સંપાદક પણ એ જુવાન લેખકની સેવામાં મોકલી આપ્યો, જેની મોટરગાડીમાં ગાડી હાંકનારની બેઠક એક વિશિષ્ટ કારીગર દ્વારા એક વિશિષ્ટ રીતે ગોઠવવામાં આવી હતી. જુવાન લેખક સંપાદક સાથે આખા દેશમાં ઘૂમી વળ્યો.

પોતાના નગરના નગરભવનમાં, મુખ્ય મુખ્ય નગરોના પુસ્તકવિક્રેતાઓની દુકાનમાં, એણે નવલકથાનું વાચન કર્યું. આકાશવાણીનાં બધાં જ મથકો

પરથી એનું નવલકથાવાચન પ્રસારિત થયું. યુનિવર્સિટીઓ, કૉલેજો, હાઈસ્કૂલો, જૂનિયર સ્કૂલો, એટલું જ નહિ, મંદ બુદ્ધિવાળાઓની સ્કૂલોમાં પણ એણે નવલકથા વાંચી સંભળાવી. પરિચારિકાઓ, ચંપી કરનારાઓ, દાયણો, માતાઓ, સ્ત્રીરોગ-ચિકિત્સકો, સૌંદર્યશાસ્ત્રીઓ, પ્રૉટેસ્ટંટ પાદરીઓ, પાદરીઓ, કુમારિકાઓ, સાધ્વીઓ, ફિલૉસૉફિકલ સોસાયટીઓ, મિતાહારીઓનો સમાજ, આત્માની મુક્તિ માટે મથનારા અને યોગને પોતાની જાત સમર્પી બેઠેલા યોગીઓ, દેહસૌષ્ઠવ ઘડનારાઓ, શાકાહારીઓ, રોલિંગ મિલના સંચાલકો, રાજકીય પક્ષો, મજૂરસંઘના મંત્રીઓ — આ બધાની વચમાં એણે પોતાની નવલકથાના કેટલાક ભાગ વાંચી સંભળાવ્યા. ખ્યાતનામ માણસોના જૂથમાં અને આબરૂદાર પ્રેસ એજન્ટની સામે પણ એણે નવલકથા સંભળાવી. કુમારિકાઓની ક્લબ, શૈક્ષણિક સંસ્થાઓ, ફૂટબૉલ અને ટેબલ ટેનિસના ખેલાડીઓ, નિવૃત્ત કામદારો, કાયદાપાલનની આડે આવતી પોતાની ધાર્મિક માન્યતાઓને આગળ ધરનારાઓ, અણુશસ્ત્રોના નિઃશસ્ત્રીકરણના પ્રચારકો, યુદ્ધને કારણે બનેલી વિધવાઓ, અનાથો, તેમ જ જેઝ સંગીતકારોના કેન્દ્રમાં પણ એ વારંવાર વાંચવા જતો. બધા જ એનો ચહેરો જોવા માગતા હતા, બધા જ એનો અવાજ સાંભળવા માગતા હતા. બધા જ લાંબું જીવન જીવવા માગતા હતા. એની સાથેનો સંપાદક દરેક અઠવાડિયાને અન્તે પ્રકાશકને પરિસ્થિતિની માહિતી આપતો રહેતો. જ્યારે એ જુવાન લેખક ટ્રેન, મોટર કે વિમાનમાં પ્રવાસ કરતો ન હોય ત્યારે એ પોતાની નવલકથાના કેટલાક ભાગોનું હપ્તારૂપે ધ્વનિચિત્રમાં અને ભવિષ્યમાં પ્રસારિત કરી શકાય તે માટે રેડિયોનાટકમાં રૂપાંતર કરતો. વધારામાં એણે પરદેશની ભાષામાં પોતાની નવલકથાના અનુવાદ પર વૈયક્તિક દેખરેખ રાખવાનું પણ માથે લીધેલું. જોકે કેટલીક વાર તો જે દેશની ભાષામાં એ અનુવાદ થવાનો હોય તે દેશના નામનો ઉચ્ચાર પણ એ કરી શકતો નહિ.

કેટલાક જુવાન લેખકો એના ઉપર તેમની કૃતિઓ હસ્તલિખિત રૂપમાં મોકલતા, અને તેમના પોતાનામાં રહેલી શક્તિની પ્રમાણભૂતતા વિશે અભિપ્રાય માગતા. આ પ્રકારના આવેગભર્યા પ્રશ્નોના ઉત્તર આપવા માટે તો એક સંપાદક જેવો સહાયક પણ રોકવો પડ્યો. આ સાથે જ પશ્ચિમ ખંડમાંના દેશોમાં એની નવલકથાની આવૃત્તિઓ થતી અને તેની ઉજવણી પ્રસંગે શેમ્પેઇન તથા સ્ત્રીઓ સાથેના કાર્યક્રમમાં હાજર રહેવા માટે વિમાની ઉડ્ડયનોનો ભરચક કાર્યક્રમ પણ રહેતો. ત્રણ વાર તો એની નવલકથા પરથી ચલચિત્ર ઉતારવામાં આવ્યું, જેના પડદા પરના સંવાદને જોઈ જવાનું પણ એને કહેવામાં આવતું. એ ગળાડૂબ કામમાં હતો.

એનું પેલું લખવાનું ટેબલ નવી બીજી નવલકથાના પ્રથમ વાક્યના કારણરૂપે બની રહેવાની રાહ જોતું અસ્પૃશ્ય જ પડી રહ્યું. જુવાન લેખક આ વિશે વિચારતો અને મનોમન જ પોતાની જાતને કહેતો: 'શિયાળો પસાર થઈ જવા દેવાનું તો તને પાલવશે. તું તારી કીર્તિનો અને જે લોકો સલાહ માટે આશાભરી દૃષ્ટિથી જુએ છે તે લોકોનો તું ઋણી છે. તું વસંતના પ્રારંભમાં જ તારા આથી વધુ સારા નવા પુસ્તકનો આરંભ કરી શકીશ.'

વસંત ઋતુ પણ આવી પહોંચી. એની સાથે જ ફ્રેન્કફર્ટના પુસ્તક વ્યાપારના દિવસો પણ આવી પહોંચ્યા. જુવાન લેખક પોતાના પ્રકાશકોને નિરાશ કરવા ઇચ્છતો નહોતો. આ ઉપરાંત, એના સંપાદકને એવી છૂપી સૂચના પણ અપાયેલી કે એ પ્રકાશકોને નિરાશ કરી મૂકે એવી એક પણ તક ઊભી ન થવા દેવી. એક પુસ્તકવિક્રેતાને ત્યાંથી બીજાને ત્યાં, એક ક્લબમાંથી બીજીમાં, એક નગરમાંથી બીજામાં એમ એ પોતાની આશ્રિત વ્યક્તિઓને સાથ આપતો જ રહ્યો. વારંવાર એ પોતાની નવલકથાના વાચન પછીના વિવાદમાં પોતાના બીજા પુસ્તકની યોજના વિશે વાત કરતો રહ્યો. એની આ ગૌણ વાત પર ભાગ્યે જ કોઈ ધ્યાન આપતું. એ પોતાના બિછાને ભાગ્યે જ વહેલો સૂવા જઈ શકતો. મોડી રાતે એના સહાયક

સંપાદકો નમ્રતાપૂર્વક પ્રેમભરી કાળજી સાથે ઉંઘની ગોળીઓ આપતા. ઘણી વાર તો એ પોતે જાણી પણ ન રહેતો કે પોતે ક્યા શહેરમાં રાત ગાળી હતી. જ્યારે એ જાગી ઊઠતો ત્યારે પોતાની જાતને કહેતો: 'આ ઈસ્ટરનો દિવસો પસાર થઈ જવા દો, ઈસ્ટર પછીના દિવસોમાં હું મારા નવા પુસ્તકનો આરંભ કરીશ.'

ધીમે ધીમે ઈસ્ટરના દિવસો પણ પસાર થઈ ગયા. હવે પેલાં નજરેમ્ ધી કરનારા સંપાદકોએ નાના નગરના પુસ્તકવિક્રેતાઓના, નાની કલમનાં હસ્તલિખિત, ટાઈપ કરેલાં, હાથે ચીતરેલાં આમંત્રણપત્રો રજૂ કર્યાં. એ બધાને આજ સુધી સમજના અભાવે પડતાં મૂક્યાં હતાં. આવાં આમંત્રણોની સંખ્યા ખાસ્સી મોટી હતી. આ બાબતે જુવાન લેખકને જરા નિરાશ કરી મૂક્યો, કારણ કે એ તેમને હવે પડતાં મૂકી શકે એમ નહોતું. 'એણે પડતાં મૂકવાં પણ ન જોઈએ. આથી એણે નવલકથાનું વાચન જે તે સ્થળોએ ચાલુ રાખ્યું. હજી પણ એ પોતાના બીજા પુસ્તકની વાત તો ગૌણરૂપે કરતો જ રહ્યો. ગામડાં જેવાં શાંત સ્થળોમાં પણ એને એવું લાગ્યું નહિ કે પોતે પોતાની ગૌણ વાત લોકોના કાન પર અસરકારક રીતે નાખી શકયો છે.

આ પ્રવાસમાં એની ક્ષુબ્ધતા વધી ગઈ. એ ફીકો પડી ગયો. ઊંઘની ગોળીનું પ્રમાણ પણ વધારવું પડ્યું. ક્યારેય એને પૌષ્ટિક એવા પુષ્કળ ખોરાકની જરાય ખોટ પડી નહોતી છતાંય થોડી નબળાઈ જણાવા લાગી.

કંઈ કેટલાય મહિનાઓથી એને વિચિત્ર અને જાતજાતના લોકોની સાથે ચા, દોઢી કે દારૂ પીતાં પીતાં ભગવાન અને રોટલાની કિંમત, પાઈપ સ્મોકિંગ, રાષ્ટ્રીય રમતગમત વગેરે વિવિધ વિષયો પરની ચર્ચા કરતાં કરતાં લગભગ આખી રાતની રાતો ગાળવી પડી હતી. વચગાળામાં ક્યારેક વિષાદગ્રસ્ત ચહેરે એ પોતાના બીજા પુસ્તક વિશે કંઈક વિચારી લેવાનો પ્રયત્ન કરતો.

બીજા વર્ગનાં આમંત્રણોનું કામકાજ પતી જતાં ઉનાળો આવ્યા બાદ એણે ધાર્યું કે હવે તો એને લખવાના ટેબલ પર બેસી જવા જેટલી ફુરસદ મળી જ જશે. પણ તેમ થઈ શક્યું નહિ કારણ કે દરિયાકિનારાનાં તથા સરોવર કિનારાનાં વિશ્રામસ્થાનોમાંથી આમંત્રણ આવી મળ્યાં. ઔષધવાળા પાણીના કુંડની નજીક રહી સારવાર લેનારા અને માટીના ઉપચારોથી રોગને કાબૂમાં લેવાનો પ્રયત્ન કરનારાઓના સરોવર કિનારાઓના એકાંતભર્યાં નિવાસસ્થાનમાંથી, કિડની, નાક, કાન, ગળાની અને શ્વાસોચ્છ્‌વાસને લગતી માંદગીની સારવાર કરતી સંસ્થાઓમાંથી આમંત્રણ મળ્યાં. 'વિલંબિત મૃત્યુ' લેખકની સાથે બધા જ મિજબાનીમાં જોડાવા આતુર રહેતા. વીશીવાળાઓ એની જાહેરાત કરી ધંધો ધીકતો રાખતા. સંપાદકની જાણ બહાર જુવાન લેખકે પ્રકાશકોને પૂછી જોયું કે આ નવલકથા–વાચનમાંથી છુટકારો મળી શકે કે નહિ જેથી પોતે પોતાનું બીજું પુસ્તક લખવાની ફુરસદ મેળવી શકે. પ્રકાશકોએ ખૂબ જ મિત્રતાભર્યા સ્વરે કહ્યું: આ પુસ્તકની છેલ્લી આવૃત્તિ તો લગભગ વેચાઈ જવા આવી છે... જ્યારે લોઢું તપેલું હોય ત્યારે ઘા મારી લેવા સારા... દરિયાકિનારા તરફના વિશ્રામસ્થાન તરફ જતાં સ્વાસ્થ્યલાભ પણ થશે... માટીના થોડા ઉપચારો પણ કરવાની ભલામણ સર્જને કરી છે જેથી થોડો લાભ થશે અને નવા અનુભવ પણ થશે...

ખૂબ થાક્યા છતાં, નિરાશ અને નિરુત્સાહી થયા છતાં, જુવાન લેખકે દરિયાકિનારાના અને બીજા નિમંત્રકોને સંતોષવા પ્રવાસ કર્યો. કીર્તિની કડવાશથી એના હોઠ સખ્ત બન્યા અને બિડાયેલા જ રહેતા. એની આંખમાનો ચમકારો પણ અદૃશ્ય થઈ ગયો. શિયાળો સુસ્તીમાં પસાર થયો ન થયો એટલામાં એનો ચહેરો પીળો પડી ગયો. એવામાં તો બીજા પુસ્તકપ્રદર્શનનો સમય પણ આવી પહોંચ્યો.

પાનખરના દિવસોમાં પુસ્તકવિક્રેતાઓનો ધંધો દરેગ્રુફાળે આગળ વધ્યો. સંખ્યાબંધ વાચકોએ પોતાના પુસ્તક-વિક્રેતા પ્રકાશકને કહ્યું કે 'મૃત્યુને દૂર ઠેલતાં વિષયવાળા પેલા 'પુસ્તક'નો ક્રિસ્ટમસ માટેનો

ઑર્ડર નોંધાવવા ઇચ્છે છે. ફરી એક વાર જુવાન લેખકે પ્રવાસે નીકળી પડવું જ રહ્યું. તે ફરી તેના તે જ શહેરમાં અને તેના તે જ સામાજિક મેળાવડાઓમાં ગયો, અને પોતાની નવલકથાના ગયા પ્રવાસમાં વાંચેલા તેના તે જ ભાગ ફરી વાંચી ગયો. જોકે આ પ્રકારનાં પુનરાવર્તનોની કોઈએ નોંધ લીધી નહિ. હવે તો એને પાનાં ઉલટાવી જોવાની પણ જરૂર રહી નહોતી કારણ કે કેટલીક વાર તો તે સ્મૃતિશક્તિના જોરે જ બોલી જતો. પરંતુ તેનો અવાજ પહેલાં કરતાં ધીમો અને વધારે કઠોર બનતો ગયો. ક્યારેક હાથ પણ ધ્રૂજી ઊઠતા, કેટલીક વાર તો સભાન રહેવા છતાં પણ ઝોકું આવી જતું છતાં એના સંપાદક અને સહાયક દરેક નવલકથાવાચનના પ્રસંગની અગાઉ એને ઉત્સાહ પ્રેરતી શુગરકોટેડ ગોળીઓ આપતા. એના નાના ટેબલના એક ખાનામાં સફેદ કાગળ પડેલો જ રહ્યો જેના પર એની નવું પુસ્તક લખવાની આશાના પ્રતીકરૂપ એક પહેલું વાક્ય લખાઈને પડેલું હતું.

આ વખતે તો ક્રિસ્ટમસ અગાઉના થોડા દિવસોમાં એ પોતાના કસબામાં આવી પહોંચ્યો. અહીં એક ભયંકર બનાવ બની ગયો. કઠોર અને એકધારા નિષ્પ્રાણ અવાજે એ સામાન્ય રીતે જેમ વાંચતો તેમ વાંચી રહ્યો હતો. કોણ જાણે, ગમે તેમ પણ એકાએક તે ઊભો થઈ ગયો. પહેલી નવલકથાને ચીરી નાખી ટુકડે ટુકડા કરી નાખ્યા. બીજી નવલકથાના પહેલા વાક્યવાળા કાગળના પણ લીરેલીરા ઉડાડી દીધા. પોતાના સંપાદકને જમીન પર પછાડી મૂક્યો. આ સ્ફોટક કોલાહલ અને શોરબકોરથી આખો ઓરડો ધ્રૂજી ઊઠ્યો. તે બૂમબરાડા પાડવા લાગ્યો. પાણીના ગ્લાસને ફેંકી દીધો. ખુરશી ઉપાડીને ભીંતબત્તીના ઝુમ્મર તરફ ફેંકી. પોલીસે આવીને જોયું અને એને સ્ટ્રેટ જાકીટ*માં મૂકી દીધો. એને ગાંડાની ઇસ્પિતાલમાં લઈ જવાયો. પાંચેક દિવસ બાદ ત્યાંથી એવું જાહેર કરવામાં આવેલું કે તેને શાંત પાડી દેવામાં આવ્યો હતો.

ખૂબ ફેલાવો ધરાવતા અને વંચાતા એવા એક સામયિકમાં એક લેખ લગભગ પ્રકાશિત થવામાં જ હતો કે જેમાં અસાધારણ ચોકસાઈ સાથે 'વિલંબિત મૃત્યુ'નાં છોતરાં છોતરાં ઉડાડવામાં આવ્યાં હતાં. દરેક વાક્ય લગભગ રદ્દી જેવું ગણી નાખવામાં આવ્યું હતું. એવું પણ કહેવામાં આવેલું કે જે ઉમળકાથી લોકોએ આ પુસ્તકને વધાવેલું તે તો જાહેરાતના કસબના એક તુક્કાનું જ પરિણામ હતું. આ યુગની એ એક વિલક્ષણ બેવકૂફીનો નમૂનો હતું.

ગમે તેમ, જ્યારે તેમણે આ જુવાન લેખકના દુર્ભાગ્યની વાત જાણી ત્યારે આ લેખ પાછો ખેંચી રદ્દ કરી નાખેલો. સંપાદકની સલાહથી જુવાન લેખકની બીજી નનામી નવલકથા વિશે કંઈક દયાવૃત્તિથી ભર્યો ભર્યો એક બીજો લેખ લખાવાયેલો. એમાં એની બીમારીની તો માત્ર અછડતી નોંધ જ લેવાયેલી. સામયિકના સંચાલક તો ખાસ આગ્રહપૂર્વક ગાંડાઘરમાં ગયેલા અને ત્યાં પેલા ગરીબડા જુવાનિયાને પુરાણા સુખી દિવસોનું ચિત્ર આંકતો અને તેની પોતાની છબીવાળો લેખ બતાવેલો. તેણે તે શાંતિથી વાંચેલો. સામયિક ફરી પાછું આપી દીધેલું. નિરાશ વદને ખરેખર હસતાં હસતાં સાથેસાથ તેણે કહેલું: 'તમે તકે' શા માટે નથી જતા?' સંચાલકે તે નહિ સાંભળવાનો પ્રયત્ન કરેલો. ધીમેથી ઉધરસ ખાતાં ખાતાં તેણે તેનો ખભો થાબડેલો. પછી તે ત્યાંથી ચાલ્યો આવેલો. પોતાના સામયિકના બીજા અંકમાં પેલા જુવાન બીમાર લેખકની મુલાકાતનું એણે લાગણીભીની ભાષામાં વર્ણવીને અફસોસ વ્યક્ત કરેલો કે તેની બીમારી હવે કાબૂમાં આવી શકે તેમ નથી. સામયિકના ગ્રાહકોની સંખ્યામાં હજારોનો વધારો થઈ ગયો.

'વિલંબિત મૃત્યુ'ના વેચાણમાં ફરી એક વાર ભરતી આવી. પણ પછી કોણ જાણે કેમ, પ્રકાશકની ગણતરીથી તદ્દન વિપરીતપણે આખુંય પુનર્મુદ્રણ

[અનુસંધાન પૃ. ૧૧૪ ઉપર]

* સ્ટ્રેટ જાકીટ: ગાંડા માણસને બાંધી રાખવા માટે પહેરાવવામાં આવતો તંગ લાંબી બાંયવાળો ખાસ કોટ.

# '-થી' : એક નોંધ | યોગેન્દ્ર વ્યાસ

આપણે ત્યાં વિભક્તિના પ્રત્યયો અને અનુગો વિશેની સ્પષ્ટતાનો અભાવ ગુજરાતી ભાષાના વિદ્વાનોમાં પણ પ્રવર્તે છે. એક સમજ એવી છે કે અનુગો મુક્તરૂપો તરીકે ઉપયોગમાં લેવાય છે જ્યારે પ્રત્યયો દેખીતી રીતે નિબદ્ધ રૂપો છે. વળી અનુગ અને પ્રત્યયની વચ્ચે નામયોગી નામનો એક ત્રીજો વિભાગ કરવાનું પણ સૂચન છે. પરંતુ ભાષાના રૂપઘટકોને એકબીજાની સાથે જોડતાં આવાં તત્ત્વોને ડૉ. કાર્ડોનાએ તેમના 'A Gujarati Reference Grammer'માં 'Adjuncts' (પરસ્પરને જોડતાં તત્ત્વો—સંબંધતત્ત્વો) તરીકે ઓળખાવીને તેના ચાર વિભાગ આપ્યા છે. એમાં (૧) adverbs (૨) clitics (૩) particles અને (૪) connectivesનો સમાવેશ તેઓ કરે છે.

ગુજરાતી ભાષાના '-થી' એ સંબંધતત્ત્વને તેઓ clitic નામે ઓળખાવે છે, અને clitic વિશે તેઓ આ પ્રમાણે લખે છે. "Clitics are bound elements which follow the units with which they are construed, joined to them with semiopen transition." આ દૃષ્ટિએ '-થી' એ નિબદ્ધરૂપ છે જેથી તેને સહેલાઈથી પ્રત્યય તરીકે (અથવા રૂપઘટક અને '-થી'ની વચ્ચે -માં, ઉપર જેવાં બીજાં સંબંધતત્ત્વો પ્રવેશી શકતાં હોવાથી 'નામયોગી' તરીકે, દા. ત. રામથી, રામમાંથી, રામ ઉપરથી વગેરે) ઓળખાવી શકાય. અહીં '-થી' પ્રત્યયના વિવિધ પ્રયોગોની એક નોંધ આપવાનો પ્રયત્ન કર્યો છે.

૧. કર્તા તરીકે (કર્મણિ પ્રયોગમાં)

મારાથી કામ થશે.
તારાથી શું થવાતું હતું ?
એવું તો મહાત્માજીથી જ થાય.

અહીં -થી પ્રત્યય જે નામને લાગ્યો છે તે નામ વાક્યમાં કર્તા તરીકેનું કાર્ય કરે છે.

૨. ક્રિયાનું દશ્યસાધન અથવા પદાર્થ સાધન તરીકે હોય તે સૂચવે છે.

ફળ છરીથી કાપ્યું.
કાગળ પેનથી લખ્યો.
તે એની જ બંદૂકથી ઠાર થયો.

અહીં-થી પ્રત્યય જે નામને લાગ્યો છે તે પદાર્થ ક્રિયાના સાધન તરીકે વપરાયો છે.

૩. ક્રિયાના સાધન તરીકે કોઈ પ્રત્યક્ષ પદાર્થ નહિ પણ કોઈ માધ્યમ (agency) હોય તેને સૂચવે છે.

એ સૂચના ટપાલથી મોકલવી.
પેપરો પારસલથી મોકલ્યાં.
પાસ થયાના સમાચાર તારથી આપ્યા.

અહીં-થી પ્રત્યય જે નામને લાગ્યો છે તે નામ ક્રિયાના માધ્યમ તરીકે વપરાયાં છે.

૪. તુલના સૂચવે છે.

એકથી બે ભલા.
તે સૌથી સારો છોકરો છે.
નરેન્દ્ર મારાથી મોટો છે.
ચંદ્ર મંગળથી નજીક છે.

૫. સ્થળ, સમય વગેરે વચ્ચેના ગાળો સૂચવે છે.

અ. સ્થળ–સમય વગેરે વચ્ચેના ગાળાનું સળંગપણું સૂચવે છે.[1]

અમદાવાદથી મુંબઈ ખાસ દૂર નથી.
વર્ડ્ઝવર્થથી સુન્દરમ્.
આદિથી અંત.
મૌનથી વાણી.
બેથી પાંચની વચ્ચેનો સમય.

બ. સ્થળ–સમય વગેરેના ગાળામાંથી કોઈ એક બિન્દુ (જે અનિશ્ચિત છે) તે સૂચવે છે.

પાંચથી સાત માણસ આવશે.
બારથી બેની વચ્ચે આવીશ.
ચાળીસથી પચાસ રૂપિયા જોઈશે.

૬. આરંભ સૂચવે છે.

અમદાવાદથી નીકળ્યો.
મોરબીથી આવ્યો.

૭. સંપર્ક છૂટી ગયાનો અર્થ સૂચવે છે.

હાથથી ગયો.
સંસારથી છૂટ્યો.
નિશાળથી છૂટ્યો.
કોલેજથી સીધો આવીશ.
એટલેથી અટક્યો.

૮. સીમા–મર્યાદાનો અર્થ સૂચવે છે.

સાત દિવસથી સૂરજ જોયો નથી.
બે મહિનાથી કામ ચાલે છે.
મુંબઈથી પાછો ફર્યો.

૯. સહવાચકતાનો અર્થ સૂચવે છે.

(ખાસ કરીને લાગણી અથવા ભાવ દર્શાવતા શબ્દોની સાથે 'પૂર્વક' એવા અર્થમાં 'થી' વપરાય છે.)

પ્રેમથી બોલાવ્યો.
મમતાથી વાત કરી.
વહાલથી જોયું.
તોછડાઈથી વર્ત્યો.

૧૦. હેતુ અથવા કારણ સૂચવે છે.

દુઃખથી પીડાય છે.
ઠંડીથી ધ્રૂજે છે.
તાપથી બફાય છે.
મારથી બેભાન થયો છે.

૧૧. રીતિવાચક 'થી'નો પ્રયોગ છે.

મોટેથી બોલ્યો.
ધીરેથી હસ્યો.
જરૂરથી આવજો.
જલદીથી કામ કરજો.
સહેલાઈથી વંચાય તેવું પુસ્તક છે.

૧૨. પ્રકીર્ણ.

નીચેનાં ઉદાહરણોમાં 'થી'ના પ્રયોગોને કોઈ ખાસ વિભાગમાં વિભાજિત કરી શકાતા નથી.

કામથી કામ છે.
કોઈનાથી બીવું નહિ.
ચોરથી રક્ષાવું.
ભૂતથી બીવું.
તમારાથી થાક્યો.
શિષ્યથી ગ્લાનિ થઈ.
પાપથી વાર્યો.

અહીં 'થી'ના પ્રયોગોની એક નોંધ કરવાનો પ્રયત્ન છે. આ દિશામાં પ્રાયોગિક કક્ષાએ અનેક પ્રયોગો નોંધી વધુ વિચારણાને અવકાશ છે.*

[1] આ પ્રકારના અ અને બ એવા બે વિભાગ કરવા સામે કેટલાક મુરબ્બી-મિત્રોએ શંકા કરી છે. આ વિશે વધુ વિચારણાને અવકાશ છે.

* આ નોંધ તા. ૧૨–૨–'૭૦ના રોજ ભાષા સાહિત્ય-ભવન, અમદાવાદ-૯માં વ્યાકરણમાં રસ લેતા કેટલાક મિત્રો-મુરબ્બીઓ સમક્ષ રજૂ કરવામાં આવી હતી, જેમાંની ચર્ચાનો અહીં યથાયોગ્ય ઉપયોગ કર્યો છે.

# શ્રી કિશોરલાલ મશરૂવાળા: એક અધ્યયન | સુભાષ દવે

લે. કેતકી બલસારી;
પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૧૪;
પૃ. ૩૮૬; કિ. રૂ. ૮-૦૦

ગાંધીપરંપરાના ગુજરાતી સાહિત્યકારોમાં શ્રી કિશોરલાલ મશરૂવાળાનું સ્થાન અત્યંત મહત્ત્વનું છે. ગાંધીજીના પ્રત્યક્ષ પરિચયમાં રહીને નિષ્ઠાપૂર્વક ગાંધીવિચારને સમજવાનો આજીવન પુરુષાર્થ એમણે કર્યો છે. એમની જીવનદૃષ્ટિ અને વિચારસરણીમાં ગાંધી વિચારની અસર સ્પષ્ટ છે. સક્રિય જીવનમાં ગાંધીજીના ઉપાસક બનનાર શ્રી મશરૂવાળાના જીવનમાં સ્વામીનારાયણ સંપ્રદાય અને શ્રી કેદારનાથજીની વિચારસરણી પણ મહત્ત્વનાં પરિબળો બન્યાં છે. આ ત્રણે તત્ત્વોનો મૂર્તિમંત સમન્વય એટલે મશરૂવાળા. શ્રેયપંથના સાધક બની, 'સાધના અક્રિયાના એક' અંગરૂપે એમણે આદરેલી સાહિત્યસેવા મહત્ત્વની છે. શ્રી કેતકી બલસારીએ પીએચ. ડી.ની ઉપાધિ નિમિત્તે, એમના આ સાહિત્યનો અભ્યાસ કરી 'શ્રી કિશોરલાલ મશરૂવાળા: એક અધ્યયન' ગ્રંથ તૈયાર કરી, એમનાં જીવન અને કવનનું યથાર્થ મૂલ્યાંકન કરવાનો સ્તુત્ય પ્રયત્ન કર્યો છે.

શ્રી મશરૂવાળાના સાહિત્યને અને જીવનદૃષ્ટિને સમજવામાં ઉપકારક નીવડે એ રીતે એમના જીવનની રૂપરેખા વ્યક્તિત્વ-ઘડતરનાં પરિબળોના સંદર્ભમાં અભ્યાસના આરંભમાં મૂકી એ પછી એમના વૈવિધ્યસભર સાહિત્યરાશિને વિષયવાર વિભાગી, પ્રત્યેક વિભાગનો વિમર્શ હાથ ધરાયો છે. જીવન-પર્યેષક, ચરિત્રકાર, કેળવણીકાર, સમાજસુધારક, અનુવાદક અને ગાંધીવિચારના ભાષ્યકાર તેમ જ પત્રકાર તરીકેનાં ઊપસતાં શ્રી મશરૂવાળાનાં વિધવિધ પાસાંનો, આ નિમિત્તે, પ્રસ્તુત ગ્રંથ, વાચકને પરિચય આપે છે.

ચરિત્રકાર લેખે શ્રી મશરૂવાળાને અભીષ્ટ શ્રેયાર્થીનો આદર્શ 'રામ અને કૃષ્ણ', 'બુદ્ધ અને મહાવીર' જેવા ચરિત્રગ્રંથોમાં કેવો ચરિતાર્થ થાય છે, એ શ્રી કેતકી બલસારીએ યથાર્થ રીતે બતાવી આપ્યું છે. ચરિત્રાલેખનમાં ચરિત્રનાયકના જીવનપ્રસંગોના જેટલું જ અથવા તો ક્યારેક એથી વિશેષ મહત્ત્વ એ પ્રસંગો ઉપરના ચરિત્રલેખકનું વિવેચન પામી જતું હોય છે, એ બતાવી આપી શ્રી મશરૂવાળાની ચરિત્રકાર તરીકેની શક્તિ-મર્યાદા ઉભયને સ્પષ્ટ કરી આપી છે.

'કેળવણીના પાયા', 'કેળવણીવિવેક' અને 'કેળવણીવિકાસ' એ ત્રણ કેળવણી વિષયક પુસ્તકોને કેન્દ્રમાં લઈ શ્રી મશરૂવાળાને કેળવણીકાર તરીકે મૂલવવાનો પ્રયત્ન ત્રીજા પ્રકરણમાં થયો છે. આત્મનિરીક્ષણ, વાચન, અનુભવો—એમ અનેક તત્ત્વોએ મશરૂવાળાને કેળવણીકાર બનાવવામાં ફાળો આપ્યો છે, એ બતાવી સમસ્ત જીવનના સંદર્ભમાં કેળવણીનો વિચાર, વિદ્યા શિક્ષણ અને કેળવણીનો સ્પષ્ટ કરેલો સૂક્ષ્મ ભેદ વિશદતાથી સમજાવ્યો છે. કેળવણી અને વિજ્ઞાન, કેળવણીના ક્ષેત્રમાં પ્રજ્ઞાશક્તિનું મહત્ત્વ, શ્રદ્ધા, કળાવિષયક વિભાવના, ઇતિહાસનું શિક્ષણ, ભાષાજ્ઞાન, રાષ્ટ્રીય કેળવણી, ઉચ્ચ કેળવણી, શાળાના આચાર્ય—એમ વિભિન્ન મુદ્દાઓ પરત્વે શ્રી મશરૂવાળાની વિચારસરણીનો સાધાર પરિચય પણ અહીં

અર્પણો છે. અને એ સાથે એમાંથી પ્રગટતું શ્રી મશરૂવાળાનું સ્થાપિત સિદ્ધાંતો સામે ઊહાપોહ જગવવાનું વલણ સ્પષ્ટ કરી આપ્યું છે.

શ્રી મશરૂવાળા ક્રાન્તિકારી છે. ધાર્મિક, આધ્યાત્મિક, સામાજિક, આર્થિક, રાજકીય એમ વિભિન્ન ક્ષેત્રે એમણે ચર્ચાઓ જગવી છે. 'જીવનશોધન', 'ગીતામંથન', 'સંસાર અને ધર્મ', 'સમૂળી ક્રાન્તિ' જેવા ગ્રંથોમાં પ્રગટ થયેલા ક્રાન્તિકારી વિચારોને ધ્યાનમાં લઈ શ્રી કેતકી બલસારીએ ત્રણ પેટા વિભાગમાં શ્રી મશરૂવાળાનું ક્રાન્તિકારી વ્યક્તિત્વ તપાસ્યું છે. વિચારોને અનુભવના નિકષ પર કસોટીએ ચડાવી જીવનસત્ય પામવાનો સાધકપુરુષાર્થ મશરૂવાળાએ કેવોક ખેડ્યો છે, એનો તલસ્પર્શી અભ્યાસ શ્રી બલસારી રજૂ કરી શક્યાં છે, એ સંતોષની વાત છે. ક્રાન્તિકારી મશરૂવાળાએ ઊભા કરેલા ક્રાન્તિના મુદ્દાઓમાં મનુષ્યત્વનું ગૌરવ કેન્દ્રમાં રહ્યું છે. આપણી યોજનાઓમાં આ કેન્દ્રબિન્દુ ઉપેક્ષાય છે, એનો એમને ખટકો છે અને એથી નીડરતાથી, સ્પષ્ટતાથી અને ક્યારેક અત્યંત કડક ભાષામાં એ નિવારવા એમણે ઉપાયો સૂચવ્યા છે, એવું શ્રી બલસારીનું નિદાન શ્રી મશરૂવાળાની વિચાર-પ્રક્રિયા સાથેનું તાદાત્મ્ય સિદ્ધ કરી શકે તેમ છે.

'ગાંધીવિચારના ભાષ્યકાર' તરીકે શ્રી મશરૂવાળાની ઓળખ 'ગાંધીવિચારદોહન'માં ગાંધીજીના વિભિન્ન વિષયો પરત્વેનાં લખાણોના શ્રી મશરૂવાળાએ કરેલા સંક્ષેપને આભારી છે. ગાંધીજીનો નિકટવાસ સ્થૂળ-સ્વરૂપમાં જ નહિ, વૈચારિક ભૂમિકાએ પણ આત્મીયતા કેવીક હતી, એ બતાવવાનો પ્રયત્ન શ્રી બલસારીએ કર્યો છે.

'સંત તુકારામની વાણી', 'ગીતાધ્વનિ', 'વિદાય વેળાએ', 'તિમિરમાં પ્રભા', 'ઊધઈનું જીવન', 'માનવી ખંડિયેરો'—આ કૃતિઓ શ્રી મશરૂવાળાની અનૂદિત કૃતિઓ છે. મરાઠી, સંસ્કૃત અને અંગ્રેજી ભાષામાંથી ગુજરાતી ભાષામાં કૃતિઓને અવતારતાં એમની દૃષ્ટિ કૃતિના વક્તવ્યને સરળ-વિશદ અને સુબોધ બનાવવા માટેની રહી છે એ સત્ય શ્રી બલસારી સાધાર પ્રતીત કરાવી શક્યાં છે. અનુવાદક તરીકે અગ્રગણ્ય સ્થાન આપવાનું મંતવ્ય પણ શ્રી બલસારીએ ઉચ્ચાર્યું છે, એમાં આરાધ્યલેખક પ્રત્યેનો અહોભાવ વિશેષ છે, એ ધ્યાનમાં રહેવું ઘટે.

'સ્ત્રી-પુરુષ-મર્યાદા' વિશે વિચાર કરતાં સ્ત્રી-પુરુષનો જાતીય સંબંધ, એ પ્રશ્નની શ્રી મશરૂવાળાની ચર્ચા જુનવાણી અને પ્રત્યાઘાતી માનસવાળી છે, એમ કહેનારા એમને અન્યાય કરે છે, એવું શ્રી બલસારીનું મંતવ્ય સમુચિત જણાય છે.

'કાગડાની નજરે' શ્રી મશરૂવાળાએ 'આશ્રમનો ઉલ્લુ' તખલ્લુસથી નિબંધિકા સ્વરૂપના લેખો લખેલા, તેનો સંગ્રહ છે. ગંભીર વિષયની અગંભીર રીતે રજૂઆત કરવાનો આ લેખોમાં પ્રયત્ન છે. શ્રી મશરૂવાળાનું પ્રચ્છન્ન સ્વરૂપ ઉપસાવી આપવામાં શ્રી બલસારી સફળ નીવડ્યાં છે.

ગાંધીજી બાદ 'હરિજન' પત્રોનું તંત્રીપદ શ્રી મશરૂવાળાના હાથમાં આવ્યું અને એ રીતે પત્રકાર તરીકે શ્રી મશરૂવાળાનું વિશેષ પાસું પ્રગટ થયું. પત્રકાર તરીકે એમણે ગાંધીજીના ધ્યેય આદર્શ સાકાર કરવા પ્રયત્ન કર્યો છે. લોકહિતની દૃષ્ટિએ પ્રશ્નને તપાસવાના એમના પ્રયત્નમાં, અન્યાયની સામે ઊહાપોહ જગવવામાં એમનો આ પુરુષાર્થ પ્રતીત થાય છે, એ શ્રી બલસારીએ યથાર્થ રીતે બતાવ્યું છે.

શ્રી મશરૂવાળાને ગદ્યકાર તરીકે મૂલવતાં ચિંતનાત્મક ગદ્યસાહિત્યમાં એમના વિશિષ્ટ પ્રદાનના સંદર્ભમાં પહેલી હરોળમાં સ્થાન આપ્યું છે, એમાં ઔચિત્ય છે. એમની ચિંતનાત્મક અને વિનોદાત્મક ગદ્યશૈલીનાં જૂજવાં રૂપોની રસલક્ષી મીમાંસા વિશેષ વૈજ્ઞાનિક બની હોત તો ઉપયોગી નીવડી હોત!

સમગ્રતયા જોઈએ તો શ્રી બલસારીએ મહાનિબંધ માટે અનિવાર્ય એવો શ્રમ, સાધનસામગ્રીની પ્રાપ્તિ માટે, ઉંડાવી શોધક-દૃષ્ટિથી એનો ઉપયોગ કરી, આધારભૂત અધ્યયન ગ્રંથ આપ્યો છે, એ માટે ધન્યવાદ આપી, પ્રસ્તુત ગ્રંથને આવકારીએ.

[ વિશ્વમાનવ:

# *એ પનોતું એક વરસ : ૩ | સુભદ્રા ગાંધી

શ્વેતલાનાનું મન મોસ્કો તરફથી સદંતર મોં ફેરવી બેઠું હતું. ને તે એટલી હદે કે ચાતકની આતુરતાથી માની રાહ જોઈ રહેલ વહાલસોયાં સંતાનોની વિલાયેલ મુખ-છબી કે વર્ષોની મહેનતે તરણાં-પીંછાં કરી જમાવેલ હૂંફાળા, માળાની મીઠી યાદ સુધ્ધાં એના અડિખલ બની બેઠેલ દિલને મોસ્કોની દિશામાં મોં ફેરવવા સમજાવી શક્યાં નહિ! ધરતીની છાતીએથી ઊખડી પડતા વૃક્ષની શિરાએ શિરાએ ઊનાગાં ધીંગાં તોફાને જાણે શ્વેતલાનાને પોતાનું નિશાન બનાવી હતી. એ વૃક્ષની માફક જ આ, એક સ્ત્રી—બે સંતાનોની માતા—પોતાના ભૂતકાળની ધરતી પર ફરી વળેલા ઠેક ઝંઝા-તુફાનને કારણે આજે પોતાના જીવનને મૂળિયામાંથી હચમચી ઊઠેલું અનુભવી રહી હતી, ને મનુષ્ય તરીકે વાચાનું વરદાન પામેલી હોવાને કારણે, પોતાના મર્મસ્થલને છિન્ન-વિછિન્ન કરનારી એ પ્રક્રિયાને સમજવા-સમજાવવા મથી રહેલી આપણે જોઈએ છીએ.

ધરતીના અણુએ અણુમાં ભયંકર વિક્ષોભ પેદા કરી દેનારી ધરતીકંપની સમગ્ર ઘટનાને એકાદા વૃક્ષની આપવીતી શી દાસ્તાન કેટલી સમજાવી શકશે?—એવો સવાલ હોવા છતાં, એ કંપના રહસ્યને એના ખંડિત, આંશિક સ્વરૂપે પામવા માટે પણ માણસે જેમ ધરતીના એ ઉછાળની મર્મવ્યથા ભણી સહૃદય બની કાન માંડવા જ રહ્યા, તેમ પોતાનું હૈયું ચીરી આપણી સમક્ષ આહ ઠાલવતી આ એક નારીના—માતાના—સંતપ્ત હૃદયની મર્મવેદનાને પામવા ઊંડી હમદિલીપૂર્વક આપણે કાન ધરવા જ રહ્યા.

*

પોતાના હૃદયના જખમને ચેવતી હોય એમ શ્વેતલાના કાલાકાંકરમાં પોતાના નામે આવેલ દીકરાનો નાનકડો પત્ર આપણી આગળ વાંચવા બેસી જાય છે: "મારો દીકરો; સદા સુકોમળ ભાવોથી ભર્યો, મને એની મિત્રતાની હૂંફ ધીરતો લખે છે:

'મમ્મા! મારી વહાલી...તું કેમ છો? મને તારો પત્ર ને તાર બંને મળી ગયાં છે. પણ મને નવાઈ એ લાગે છે કે મારો મોકલેલો તાર તને કેમ નહિ મળ્યો? જરૂર કાં તો એ ગુમ થઈ ગયો હોવા જોઈએ. અહીં બધું હતું તેમનું તેમ છે. બધાં મઝામાં. કામકાજ બધું રાબેતા મુજબ ચાલે છે. તેં મોકલેલાં કાગળિયાં અમને મળી ગયાં છે, ને એની મદદથી અમે પીશીનાં ભાણાંની કૂપનો ખરીદી લીધી છે. અમારું ગાડું બધી રીતે સમુંસૂતરું ચાલે છે, સિવાય કે કાત્યાને તારા વિના બિલકુલ ગમતું નથી. મને પણ તારા વિના ઘરમાં જરા સૂનું લાગે છે, તને મળવા-જોવાનું બહુ મન થયું છે. બાકી બધી રીતે અમે સરસ રીતે ગોઠવાઈ ગયેલા છીએ.

'અમે કેવી રીતે રહીએ છીએ, ને આટલા વખતમાં શું શું કર્યું, તેની વાત પણ કહું તને? રજાઓ દરમિયાન કાત્યા તાન્યા જોડે ગામડે રહી આવી. ને અમે આઈ. એમ. ના ભત્રીજાને ત્યાં તિબિલિસીની એક ટ્રિપ લગાવી

*ખંડ ૧ : ૧૯૭૦ મે-જૂન અંક; ખંડ ૨ : ૧૯૭૦ નવે. ડિસે. અંક.

આવ્યાં. અમારી ગેરહાજરીમાં કાત્યાની દેખરેખ રાખવા એ. એસ. આપણે ઘેર રહેલાં. ટૂંકમાં અહીં બધું બરાબર ચાલે છે. એક અપવાદ એટલો જ કે અમને બધાંને તારી ખોટ બહુ સાલે છે. તારા વિના અમને કોઈને ગમતું નથી. મહેરબાની કરીને હવે તું જલદી પાછો ઘેર આવી જા. ભગવાન સુરેશસિંહ ને એનાં કુટુંબીઓને તંદુરસ્તી ને આનંદ બક્ષે, એ જ પ્રાર્થના. તને ચૂમતો, તારી વાટ જોતો ને વળી વળી ચૂમતો

જોસેફ'

*

દીકરાનો આ કાગળ વંચાવી સ્વેતલાના વળી પાછી પોતાના હૃદયને મથી નાખનારા સવાલ પર આવી રહે છે. એ કહે છે: "એ ધરતી મને સાદ પાડીને બોલાવી રહી હોય તો તે કેવળ મારા જિગરના ટુકડા સમાં આ બે બાળકો ને મારા હૃદયની શૂન્યતાને પોતાની મૈત્રીથી અહર્નિશ ભર્યું ભર્યું રાખનારા મિત્રોને જ કાજે; બાકી એ ભૂમિ પરનું મારું સમગ્ર જીવન તો કૃત્રિમ વાતાવરણમાંથી જેમ તેમ પોષણ ચૂસવા મથતા ને સતત વિલાયેલા રહેતા કોઈ છીછરાં મૂળિયાંવાળા છોડ જેવું જ રહ્યું છે... હું ચાલીસ વર્ષની થઈ, એમાંનાં સત્તાવીસ વરસ તો મેં સતત કોઈ ભયંકર ઓથાર હેઠળ ચંપાતા રહીને વિતાવ્યાં છે. તે પછીનાં તેર વરસ દરમિયાન મેં એ ઓથારનો ભાર ઉતારતાં ને રફતે રફતે મારી જાતને એની નાગચૂડમાંથી મુક્ત કરવાના પ્રયાસમાં ગાળ્યાં છે."

સોવિયેત રશિયાના ઇતિહાસમાં જે ગાળો 'સ્તાલિનયુગ'ને નામે ઓળખાયો છે, એનો પોતાને મળેલ પરિચય—પોતાને થયેલ પ્રતીતિઓ દ્વારા—સ્વેતલાના આપણને કરાવે છે. કહે છે:

૧

"'સ્તાલિનયુગ'નો એ ગાળો એટલે ૧૯૨૬થી ૧૯૫૩ સુધીનાં સત્તાવીસ વર્ષોમાં પથરાયેલો ગાળો. આ ગાળો એટલે એક સરમુખત્યારની નગ્ન તાનાશાહીનો જમાનો. ભયંકર ખૂનરેજી ને અત્યાચારોનો ગાળો. દારુણ આર્થિક કટોકટી, ઘોરતમ યુદ્ધો અને વૈચારિક સિદ્ધાંતોમાં ઉગ્ર પ્રત્યાઘાતો પેદા કરનારો ગાળો." આ તમામ યાતનાઓના અસહ્ય બોજ હેઠળ કચડાઈ રહેલો દેશ લગભગ મૂર્છિત અવસ્થામાં કણસી રહ્યો હતો.

"પરંતુ ૧૯૫૩માં (સોવિયેત રશિયાના સર્વસત્તાધીશ સ્તાલિનનું મૃત્યુ થયું ત્યાર બાદ) હળવે હળવે દેશની ઋતુ પલટાવા લાગી. યાતનાજનક મૂર્છનામાંથી દેશ બેઠો થવા લાગ્યો. સૌ કોઈને લાગવા માંડ્યું કે જાણે હવે એકહથ્થુ સરમુખત્યારી તંત્ર હેઠળના જુલ્મ-ઓ-સિતમ ગઈગુજરીની વાત બની જશે."

પરંતુ, સ્વેતલાના કહે છે કે, અમારા દેશને માટે, અમારી પ્રજાને માટે, એ મુક્તિ આકાશનો સૂરજ ઊગવાને હજી વાર હતી. કારણ—

"અકથ્ય યંત્રણાઓની જનેતા સમી અમારા દેશની આર્થિક, સામાજિક, રાજકીય વ્યવસ્થા—જેણે બંધાતાં બંધાતાં આટલાં વર્ષો લીધાં હતાં તે—ધાર્યા કરતાં વધુ બળકટ પુરવાર થઈ. ખુદ કમ્યુનિસ્ટ પાર્ટીને માટે તેમ જ એની ગુલામીના પાટાએ અંધ બનાવી મૂકેલ લાખો કરોડો લોકોની બધિર ચેતનાને માટે, એનું વળગણ હઠીલું નીવડ્યું.

"ને હું તો એક એવા 'પિરામિડની ટોચ પર' જીવનારી વ્યક્તિ હતી કે જ્યાં સત્યનો સ્પર્શ સરખો મળવો લગભગ અશક્ય... છતાં અમારા આખા દેશની માફક જ, મારું જીવન પણ બે ફાડ્યામાં વહેંચાઈ ગયેલું હતું. એક ૧૯૫૩ પહેલાંનું તે બીજું '૫૩ની સાલ બાદનું. મારી મૂર્છના વળવાની પ્રક્રિયાને પોતાનું આગવું સ્વરૂપ હતું. બીજાઓ કરતાં જુદું, છતાં નિ:શંક રીતે એની ગતિની દિશા એક જ હતી... અસત્યના કાળમીંઢ ખડકને કોરતું ટીપે ટીપે સત્ય મારી સામે પ્રગટ થઈ રહ્યું હતું:

"લૅટિનમાં એક કહેવત છે; 'પાણીનું બિંદુ કાળમીંઢ ખડકને કોરી કાઢે છે. પણ તે કોઈ બળથી નહિ, કેવળ એકધારું ટપકયા કરીને.' લૅટિનની આ

કહેવત અમે યુનિવર્સિટીમાં ભણતાં હતાં, ત્યારની મારા હૈયામાં કોતરાઈ ગઈ હતી. ને જો એ કહેવત પાછળ સત્યનું બળ ન હોત, તો હું આજે લખનૌમાં બેઠી, મારે હવે શું કરવું ને કયો રસ્તો લેવો, એની વિમાસણમાં ન હોત. હું *જોર્જિયામાં કે જ્યાં હજી મારા પિતાના નામ માટેનો આદર સચવાઈ રહેલો છે, તેવા એ દેશમાં સુખચેનથી મારા દિવસો વ્યતીત કરતી હોત. ને ત્યાંના ગોરી નામના નગરમાં આવેલ સ્તાલિન મ્યૂઝિયમમાં, યાત્રીઓનાં વૃંદોની રાહબર બની, એમની આગળ 'સ્તાલિનનાં મહાન કાર્યો' ને એની 'અનન્ય સિદ્ધિઓ'નાં સ્તવન રટતી, સુખે આનંદે મારી જિંદગી વિતાવતી હોત."

*

પોતે જે કુટુંબમાં જનમ લીધો છે તેનો ખ્યાલ આપતાં સ્વેતલાના પોતાના પિતાની વાત કરે છે, ને એમાં ત્રણ ત્રણ દાયકા લગી સોવિયેતની પ્રજાને માથે સર્વસત્તાધીશ તરીકે રાજ કરનાર સ્તાલિનની પિછાણ કરાવે છે. સ્તાલિનને હાથે ખુદ પોતાની માતાની ને બીજાં અનેક કુટુંબીઓ ને સ્વજનોની — તેમજ એકંદર સમગ્ર દેશની — થયેલી ભયંકર દુર્દશાનું બયાન આપે છે:

"હું જે કુટુંબમાં જન્મેલી તેમાં કશું જ સ્વાભાવિક ન હતું. ને એમાં જે અસ્વાભાવિક તત્ત્વ હતું, તે એટલું તો યાતનાજનક ને ગૂંગળાવનારું હતું કે એ કોઈ પણ માણસને હતાશાની ખાઈમાં ધકેલી દીધા વિના ન રહે. મારી માતા આત્મહત્યા કરીને જ એમાંથી છુટકારો મેળવી શકી હતી. આ એક જ હકીકત કુટુંબની આંતરિક પરિસ્થિતિનો ખ્યાલ આપવા પૂરતી છે. ક્રેમલિનની ઊંચી ઊંચી દીવાલો વચ્ચે ઘેરાઈને હું ઊછરી છું. અમારા ઘરમાં જ્યાં જુઓ ત્યાં છૂપી પોલીસની પગરવટ જોવા મળે! સ્કૂલમાં જાઉં તો ત્યાં પણ તેઓ જ મારા વોળાવિયા, તેડાગર ને રખવાળ તરીકે હાજરાહજૂર હોય, ને એમની એ આપખુદ પલટનને માથે દાદેમગીરી બજાવનારો એક વહેમીલો ને જક્કી માણસ. આ માણસ એવો કે જેણે પોતાના તમામ જૂના સાથી બિરાદરો ને મિત્રોને પોતાની જાતથી અળગા પાડી દઈ પોતાની આસપાસ સંશયરૂપી કાંટાની વાડ ઊભી કરી લીધી હતી.

"આમ કરીને એણે આખી દુનિયાને પોતાથી આઘી હડસેલી દઈ, પોતાના જીહજૂરિયા સાગરીતોની મદદથી અમારા આખા દેશને એક કેદખાનામાં ફેરવી નાખ્યો હતો, ને તે એવું કેદખાનું કે જ્યાં ક્યાંય આત્મતેજ કે સચ્ચાઈની ચેતનાનો તણખો સરખો જોવા મળ્યો કે એને બુઝાવી નાખવાનું જ કામ એને હાથે થતું રહ્યું. એનું નામ પડતાં, દેશના લાખો લોકોનાં રૂંવાડાં ભયથી ખડાં થઈ જતાં. લાખોનાં હૃદયમાંથી એના માટે ધિક્કારની આગ વરસી રહેતી: આ માણસ મારો બાપ હતો...!

"આને બદલે વિધિએ જો મને જોર્જિયાના કોઈ અજાણ્યા મોચીના ઝૂંપડામાં જનમ આપ્યો હોત તો મારા પર કેવડી મોટી કૃપા થઈ હોત! તો દૂર દૂરની એ રાજનગરીમાં બેઠેલા સિતમગરને, એની પાર્ટીને, એના શબ્દોને, ને એનાં કર્મોને હું બીજાં સૌ કોઈની જેમ, કેટલી સહજ રીતે ધિક્કારી શકી હોત! એટલા અંતરે રહ્યા રહ્યાં કદાચ વસ્તુનાં કાળાધોળાં પાસાંઓને વધુ સ્પષ્ટપણે જોઈ શકાયાં હોત!

"પણ હું તો એની દીકરી થઈને જનમી હતી. ને બાળપણમાં તો એની લાડકવાઈ પણ રહી ચૂકી હતી. મારી કિશોરવય પણ મેં એના કડપભર્યા વાલીપણાની નિર્વિવાદ ને અકાટ્ય સત્તા હેઠળ વિતાવી હતી. મારી આસપાસની તમામ વસ્તુસ્થિતિ મને એની સર્વોપરિતામાં માનવા ને વિશ્વાસ મૂકવા શીખવી રહી હતી, ફરજ પાડી રહી હતી. ને તેમ છતાં જ્યારે મારી આસપાસના વાતાવરણમાં ગાઢ વિષાદ છવાયેલો હું જોતી, ત્યારે એ બધું કોક બીજાઓનાં જ વાંકે બની રહ્યું હોવાની વાત મારા મનને મેં મનાવી દીધી હતી..."

*સ્તાલિનનું મૂળ વતન.

પરંતુ જીવનયાત્રાની ચાલીસમી મંજલે પહોંચ્યાં પછી, પોતાનો કૌટુંબિક જીવનના ભૂતકાળને ઉકેલતાં સ્વેતલાના કહે છે કે—

"પૂરાં સત્તાવીસ વરસ લગી હું મારા પિતાના આંતરિક અધઃપતનની સાક્ષી રહી છું. દિવસ પર દિવસ વીતતા જતા હતા, તેમ તેમ એમનામાં રહેલું જે કંઈ માનવીય તત્ત્વ હતું તે ટીપે ટીપે નિચોવાતું જતું હતું. ઉત્તરોત્તર તેઓ પોતાની જાતને એક નિર્મમ, સંગદિલ સ્મારકમાં પલટાવી રહ્યા હતા. ને છતાં અમારી આખી પેઢીને એ રીતે કેળવવામાં આવી રહી હતી કે, એની કુમળી આંખોને તો કમ્યુનિઝમના આદર્શમાં જે કંઈ સર્વોત્તમ હતું, તે બધું જ આ એક સ્મારકમાં જ મૂર્તિમંત થયેલું દેખાતું હતું! કેમ જાણે કમ્યુનિઝમના આદર્શનો એ જ એકમાત્ર સ્વયં સંપૂર્ણ અવતાર હોય, એમ માની લેવાતું હતું. ગળથૂથીમાંથી જ અમને કમ્યુનિઝમનું શિક્ષણ અપાતું, ઘરમાં, તેમ જ શાળા-કૉલેજના શિક્ષણમાં સુધ્ધાં એના જ પાઠ પઢાવાતા. તદ્દન શિશુવયે અમે નાનકડા 'ઑક્ટોબરિસ્ટો' (લિટલ ઑક્ટોબર્સ—રશિયનમાં 'ઑક્તુબ્રયાતા') કહેવાતાં. સહેજ મોટા થયે અમે 'પાયોનિયર્સ' બનતાં. તે પછી કિશોરવયે 'કોમ્સોમોલ્સ' ને એમાંથી તરુણવયે પહોંચ્યાં કે સીધા કમ્યુનિસ્ટ પાર્ટીમાં ભરતી થઈ જતાં. જો કે બીજાં અનેક લોકોની માફક હું પોતે તો પાર્ટી માટે કશું જ કામ કરતી ન હતી. પરંતુ પાર્ટી સભ્ય તરીકેની મારી ફી હું જરૂર નિયમિતપણે ભરી દેતી એટલું જ નહિ, વખતોવખત પાર્ટીના હરકોઈ નિર્ણયને મારો મત આપી વધાવી લેવાનું કામ તો કરવું જ પડતું — પછી ભલેને એ વિચાર યા નિર્ણયને મારી દૃષ્ટિએ હું ખોટો માનતી હોઉં.

"ખેર, લેનિન અમારે મન પૂજનીય મૂર્તિ સમા હતા. 'માર્ક્સ' અને એન્ગલ્સ એ દેવદૂત હતા. એમના મુખેથી ઉચ્ચારાયેલો પ્રત્યેક શબ્દ અમારે મન બ્રહ્મવાક્ય હતો. મારા પિતાનો મુખેથી ઉચ્ચારાયેલો યા એમની કલમેથી ટપકેલો પ્રત્યેક શબ્દ પેલા ઈશ્વરી સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવનારી વાણી સમો હતો...

"મારે પોતાને મન પણ શરૂઆતનાં વર્ષ[ો] કમ્યુનિઝમ એ એક અચળ ને અજિત્ય દુર્ગ રચના હતી. મારા પિતાની સર્વોપરિતા વિષે મારા મનમાં કોઈ જાતનો સંશય ન હતો. હું માનતી કે ઠીક, રડ્યાખડ્યા અપવાદ સિવાય જ બાબતમાં મારા પિતા હમેશાં સાચા હત પરંતુ પાછળથી તેઓના હમેશાં સાચા બાબત મારા મને શંકા ઉઠાવવા માંડી. ધીરે એમની વિચારહીન નિષ્ઠુરતા બાબત મારું સવાલો કરવા લાગ્યું, અકળાવા લાગ્યું. ધીરે સિદ્ધાંત ને વિચારસરણીની દૃષ્ટિએ પણ માર્ક્સ ને લેનિનવાદનો જાદુ મારા પરથી ઓસરવા લા વસ્તુસ્થિતિ પર કમ્યુનિઝમની ફિલસૂફીએ ચડા રંગો ધીરે ધીરે ફિક્કા પડવા લાગ્યા. કમ્યુ પાર્ટીની ક્રાંતિકારી સૂરતની આસપાસ રચ આવેલ પુણ્યઆભાની કળાઓ કરમાવા લાગી. ૧૯૫૬ની સાલમાં પાર્ટીએ જ્યારે પોતાના મ નેતાને 'મહાન નેતા'ને પદેથી ઉતારી પાડી, પોત જાતને એનાથી અળગી દેખાડવાનો કઢંગો આત્મવિશ્વાસવિહોણો પ્રયાસ કર્યો, ત્યારે તો 'કલ્ટ-ઑ પર્સનાલિટી' ને આ પાર્ટી વચ્ચે ગહન આંતરિક સંબંધ હોવા વિષે મને ખાતરી થઈ ગઈ. કારણ સ્પષ્ટપણે જોઈ શકી હતી કે વીસ વીસ વર્ષો એ 'કલ્ટ'ને પોષનાર-નિભાવનાર તો આ પાર્ટી હતી.

"ધીરે ધીરે એ વસ્તુ મારી નજર આ સ્પષ્ટ થતી ગઈ કે મારા પિતા એક આપ સરમુખત્યાર છે. ને પોતાની સત્તાના અમલ દ એમણે દેશમાં ત્રાસનું એક એવું અમાનુષી ચક્ર કરી દીધું છે કે જેણે લાખો નિર્દોષ લોકોનો ક ઘાણ કાઢી નાખ્યો છે. સાથે સાથે હું એ પણ શકી હતી કે જેણે આમ અસંખ્ય નિર્દોષોનો લેવાનું શક્ય બનાવ્યું તે સત્તાનું આખું તંત્ર સંપૂ પણે સડેલું હતું. વળી મને એ વાતની પણ ખાત થઈ ગઈ હતી કે આ સમગ્ર તંત્રને અકબંધ રા એના સંચાલનમાં ભાગ લેનારી તમામ વ્યક્તિ

માંનું કોઈ, એમની લાખ કોશિશો છતાં, આ કૌભાંડની જવાબદારીમાંથી છટકી શકે એમ નથી... ને આટલી વાત સમજાઈ ગયા પછી, કમ્યુનિઝમના આદર્શની પેલી મારી કલ્પનાની ઇમારત—જેનો પાયો જ અસત્ય પર રચાયેલો હતો—તે કડડભૂસ કરતી તૂટી પડી.

"એક વાર તમારો અંધાપો ભૌતિકે ને તમને દૃષ્ટિલાભ થઈ ચૂક્યો, તે પછી આંધળાનો પાઠ ભજવવો એ તમારે માટે લગભગ અશક્ય જ. ખેર... મારે માટે દૃષ્ટિલાભની આ પ્રક્રિયા જેમ સહેલી કે સરળ ન હતી, તેમ તે એટલી ઝડપી પણ ન હતી. હજી આજે પણ જાણે સત્ય મારી આગળ ક્રમે ક્રમે પ્રગટ થઈ રહ્યું છે. મારી પેઢીના લોકો પોતાના દેશના સર્વસાધારણ ઇતિહાસ વિષે, દેશમાં થયેલ ક્રાંતિ તેમ જ કમ્યુનિસ્ટ પાર્ટી વિષે, લગભગ તદ્દન અજ્ઞાન રહી ગયેલા છે, એમ કહીએ તો ચાલે. સત્યને ઘણા લાંબા વખત સુધી અમારી નજરથી છુપાવી રાખવામાં આવ્યું છે..."

૨

સ્વેતલાનાનો વાણીપ્રવાહ આપણી સંવેદનાની તાજગી તરીને આગે ને આગે વહાવી લઈ જતો પોતાના પ્રેમ જ પોતાના દેશના ભૂતકાળમાં ડોકિયું કરાવવા મથે છે. એ કહે છે:

"મારા પિતાને હું ઓળખતી હતી તે અમારા ઘરમાં જ. અહીં અનેક બાબતોમાં એમની વિસંગતિઓ જોવા મળતી, અહીં એમના અભિપ્રાયો ઘડીએ ઘડીએ પલટાતા હતા. આવા—પોતાના કૌટુંબિક વર્તુળમાં જ મેં મારા પિતાને જોયા-જાણ્યા હતા. ઘણા લાંબા કાળ સુધી, મારા પિતાએ પોતાના પૂર્વકાળના સાથી મિત્રોની સામે રાજકીય તખ્તા પર ખેલેલા સંગ્રામનો ઇતિહાસ જાણવા હું અસમર્થ હતી. પરંતુ, જેમ જેમ હું એને વિષે વધારે ને વધારે જાણતી ગઈ—કેટલીક વાર તો તદ્દન અણધાર્યા સ્રોતમાંથી મને એ સત્યો મળી આવતાં—તેમ તેમ મારું હૈયું બેસતું ગયું. ભયથી મારી ચેતના બહેર મારી જવા લાગી. મને એમ થઈ જતું કે, જાણે મુઠ્ઠીઓ વાળીને એવી દોટ મૂકું કે, પાછું વાળીને જોવાય ન ઊભી રહું... અહીંથી ક્યાંક દૂર દૂર... નાસી જાઉં.... તો, આ હતા મારા પિતા! આ વિકટ વાસ્તવિકતા જ મારે માટે સૌથી વધુ બિહામણું સત્ય ખડું કરતી હતી."

પોતાના મર્મના ઊંડાણમાં જખમ બની રહેલ, ને પોતાની આંખ ઉઘાડનારા જીવનના સૌ પ્રથમ ફોયડા તરીકે સ્વેતલાના પોતાની માની વાત કરે છે:

"માનું સુખ હું છ-સાત વરસની થઈ ત્યાં લગી જ રહ્યું. પરંતુ બાળપણના એ ગાળાની સ્મૃતિ મારા હૃદયમાં સૂર્યપ્રકાશની હૂંફ શી સચવાઈ રહી છે. એક અત્યંત રૂપવતી, સલૂણી, અત્તરફુલેલની મહેક પ્રસરાવતી યુવતી તરીકે માની છબી મારા અંતરમાં તાજી થાય છે. મારા ઉછેરનું કામ જોકે સંપૂર્ણપણે, મારી નર્સ ને ગવર્નેસને હાથ સોંપી દેવામાં આવ્યું હતું, છતાં માની હાજરીનો પ્રગાઢ સ્પર્શ મારા બાળપણના એ કાળ પર અંકાયેલો રહ્યો છે. પોતાનાં બાળકોનું શિક્ષણ ને નૈતિક કેળવણી એને મન સર્વોપરી મહત્ત્વ ધરાવનાર વિષય હતા. પ્રામાણિકતા, સચ્ચાઈ ને શ્રમ કરવાની કેળવણી એને મન જીવનની સૌથી મહત્ત્વની વસ્તુ હતી. કઠોર, ઉગ્ર ને સ્ફટિક સમું નિર્મળ સત્વ એની પ્રકૃતિનું મુખ્ય લક્ષણ હતું. ખાધુંપીધું ને રાજ કીધુંમાં જ પોતાના જીવનની પૂર્ણતાનું સુખ માણી શકનારાંઓમાંની એક બનીને એ જીવી શકે એમ ન હતી. માની ઉંમર મા તે વખતે ત્રીસ વરસની હશે. ટેક્સટાઈલ ઇન્ડસ્ટ્રીઝમાં એ એન્જિનિયરિંગની ડિગ્રી માટેનો કોર્સ કરતી હતી. સમાજમાં 'ઉચ્ચાધિકાર' ને પ્રતિષ્ઠાના પદને આધારે આત્મનિર્ભરતાનો ભોગ આપીને જીવવું પડે એ સ્થિતિ તેને અત્યંત અકળાવનારી ને મનને સદા ખટકનારી વસ્તુ હતી. પોતે પગભર બની સ્વતંત્રપણે જીવન જીવી શકે, તે માટેની તૈયારી લેખે જ એણે એન્જિનિયરિંગનો કોર્સ શરૂ કર્યો હતો.

"મારી મા એક આદર્શઘેલી યુવતી હતી. દેશમાં થયેલ ક્રાંતિને એક રંગદર્શી કવિની દૃષ્ટિથી એ

નિહાળતી હતી. એ એમ માનતી કે જે લોકો પહેલાં પોતાની જાતને સુધારી સંસ્કારી શક્યા હશે, તેઓ જ આ દેશની જનતાને માટે ઊજળું ભાવિ નિર્માણ કરી શકશે. પોલિના મોલોતોવ, ડોરા આન્દ્રેયેવ, મારિયા કાગાનોવિચ, કેથરીન વોરોશિલોવ, આશ્ખન મિકોયાન વગેરે મારી માની બહેનપણીઓને મોઢેથી મેં મા વિષે ઘણી ઘણી વાતો સાંભળેલી. આ ઉપરાંત એની વધુ નિકટની ને સમાનરસધર્મી સહાધ્યાયિની સખીઓ પણ હતી. પરંતુ માના મૃત્યુ બાદ કદી એમને મળવાની તક મને મળી નહિ. માત્ર એની એક સંગીતશિક્ષિકા સાથે મારો પરિચય જળવાઈ રહેલો. એમનું નામ હતું એ. વી. પુખલ્સા-કોવા. એ એક કુદરતી બક્ષિસવાળાં દિલચસ્પ મહિલા હતાં. વર્ષો બાદ હું જ્યારે એમની પાસે સંગીતના પાઠ લેતી હતી ત્યારે ઘણી વાર તેઓ મારી મા વિષે વાત કરતાં કહેતાં કે, તારી મા એક અત્યંત સંવેદનશીલ ને કલારસિક આત્મા હતો.

"મારાં મોટી બા (માની મા) જે છેક લગી એમના ઘડપણમાં પણ એવાં જ તીખા મિજાજનાં ને પાણીદાર જબાનવાળાં રહેલાં તેઓ ઘણી વાર મને કહેતાં કે, 'તારી માએ તો પહેલેથી જ મૂરખામી કરી હતી.' મારાં મોટી બા પહેલેથી જ મારા પિતા સાથેના એના લગ્નના વિચારની વિરુદ્ધ હતાં. આદર્શ ને તરંગોની દુનિયામાં જીવનારી કૂંળા હૃદયની સંવેદન-શીલ વ્યક્તિઓ સંસારની કપરી વાસ્તવતા સમજનારા લોકોની દૃષ્ટિએ જે કરડી-તીખી આલોચનાનું પાત્ર બનતી હોય છે, તેનો પડઘો મારી મોટી બાના મા વિષેના અભિપ્રાયોમાં જોવા મળતો. ... મારી માસી મામીના કહેવા પરથી ને એને ઓળખનારા બીજા લોકોની વાતો પરથી લાગે છે કે, લગ્ન જીવનનાં છેલ્લાં વર્ષોમાં, આદર્શોના અમલ વિષેની માની ભ્રમણાઓ ભાંગી જતાં, એ અત્યંત દુઃખી ને હતાશ થઈ ગઈ હતી.

"મારા પિતા 'ક્રાંતિવીર' તરીકે એની આંખોમાં પહેલવહેલા વસ્યા, તે વખતે એની ઉંમર કેવળ સોળ વર્ષની. પરંતુ એમની સાથે લગ્ન સંબંધથી જોડાયા પછી મારા પિતા સાથેના સહવાસ દરમિયાન એને સમજાઈ ગયું કે એમની બાબતમાં પોતે મોટી ભૂલ-થાપ ખાઈ બેઠી હતી. પતિની રાજકીય કુહાડી જકડાયેલી છિદ્રાન્વેષી કાકદૃષ્ટિએ અને જંગલિયતે માને મન મહામૂલી એવી તમામ ભાવનાઓ ને સિદ્ધાંતોનો છેદ ઉડાડી મૂક્યો હતો. ... પોતાની આસપાસ જે કંઈ બની રહ્યું હતું તે માને પોતાના આદર્શોથી તદ્દન વિપરીત દિશામાં લઈ જનારું લાગતું હતું. મારા પિતા વિષે એના મનમાં જે છબી હતી તેનાથી તદ્દન જુદી જ વ્યક્તિ તરીકે તેઓ પુરવાર થઈ રહ્યા હતા. આ જ કારણસર મારી માસીના કહેવા મુજબ — વખત જતાં એમની સાથેનું સહજીવન મારી માને છેવટે અસહ્ય થઈ પડ્યું હતું. એક વખત તો અમને બેઉ ભાઈબહેનોને લઈને આ ઘેર પાછાં નહિ ફરવાના નિર્ણય સાથે એ લેનિનગ્રાડ ચાલી પણ ગયેલી. પરંતુ ત્યાંથી એને પાછાં આવવું જ પડ્યું. તે પછી, ફરી એક વાર, એણે યુક્રેઈન ચાલ્યા જઈ, ત્યાં સ્થાયી થઈ, પોતાની બહેન સાથે કામમાં જોડાઈ જવાનો વિચાર પણ કરેલો. પરંતુ એ બધા પ્રયત્નોમાં હંમેશાં એના હાથ હેઠા જ પડેલા. ... બીજી બાજુ, મારા પિતાની વેર-વૃત્તિનો ભોગ બનનારાંઓના બચાવમાં એ પિતા સામે દલીલો કરતી, એ બાબતમાં પોતાનો વિરોધ નોંધાવતી, પરંતુ એથી કશું જ વળતું નહિ. જે છે તે પરિસ્થિતિમાં પોતે રજમાત્ર ફેરફાર કરાવી શકે એમ નથી, એ વસ્તુ સમજાઈ ગયા પછી, એને પોતાનું જીવ્યું જ અફળ લાગવા માંડ્યું. આમ જ એક દિવસ ઘોર હતાશાના અંધકારમાં ડૂબી જઈ એણે પોતાના જીવનનો અંત આણ્યો."

*

"૧૯૩૨નું — માના મૃત્યુનું — એ વર્ષ એટલે સમગ્ર દેશને માટે ભૂખમરાની દારુણ યાતનાઓનું વર્ષ. પંચવર્ષીય યોજનાઓને સફળ બનાવવા માટેના કાતિલ સંઘર્ષોનું વર્ષ; ખેડૂતો પર બળાત્કારે લાદવામાં આવેલ ખેતીના સમૂહીકરણનું વર્ષ. આ એક એવું વર્ષ હતું કે જે દરમિયાન ખુદ કમ્યુનિસ્ટ

પાર્ટીના સામાન્ય સભ્યોની હરોળમાંથી મારા પિતા સામે જોરદાર અવાજ ઊઠેલો ને એમને પાર્ટીના સામાન્ય મંત્રીપદેથી દૂર કરવાની માગણીઓ પણ થયેલી.

"મારી મરતા પહેલાં મારા પિતાને એક લાંબો—રાજકીય આક્ષેપોથી ભરપૂર—પત્ર લખ્યો હતો. એ પત્ર એમના વર્તુળમાં અત્યંત નિકટના થોડાક લોકોએ વાંચેલો પણ ખરો. પરંતુ માના મૃત્યુબાદ તત્કાલ જ એનો નાશ કરવામાં આવેલો. કારણ એમ ન કર્યું હોત તો એના રાજકીય સંદર્ભોને કારણે મારી માની આત્મહત્યા એ સમગ્ર પાર્ટીને માટે એક ઘણી જ અસર કરનારી ઘટના બની રહી હોત."

સ્વેતલાનાના કહેવા મુજબ, એના પિતા—સ્તાલિન પ્રત્યે એ દિવસોમાં લોકોને એટલી બધી ઘૃણા, ભીતિ ને 'ભક્તિ'ના હતાં કે એની માતાએ આત્મહત્યા કરી છે, એવું માનવા જ કેટલાક લોકો તો તૈયાર નહિ. એમને એમ લાગતું હતું કે આવી નખશિખ તંદુરસ્ત ને સૌનાં મન જીતી લેનારી મિલનસાર બાઈ આમ એકાએક આપઘાત કરે જ નહિ. એનો જાન જ લેવામાં આવ્યો છે. ને એ કામ કરનાર તરીકે સ્તાલિન પર જ સૌને વહેમ... ખેર, સરકારી છાપાંઓને તો એમની રહસ્યમયી ગૂઢ ભાષામાં '૯મી નવેમ્બરની રાતે થયેલ અણધાર્યા મૃત્યુ'થી વિશેષ એ સમાચારની વિગતમાં ઊતરવાની જરૂર જ નહિ લાગેલી.

પરંતુ સ્વેતલાના કહે છે કે, "મારી માસી અન્ના રેન્સ ને મારી મામી યેવજેનિયા અલીલુયેવાના કહેવા મુજબ મારી માના અપમૃત્યુની ઘટનાએ મારા પિતાના હૃદયને સખત આઘાત આપ્યો હતો કારણ એમણે જોઈ લીધું કે પોતાની પત્નીએ મરીને બીજા કોઈને નહિ પણ પોતાને જ પડકાર આપ્યો હતો. પોતાની સામેનો આ એનો વિરોધ હતો, વિદ્રોહ હતો. આ ઘટનાએ પોતાને એક 'ભગ્ન-મૂરત' ને 'સત્ત નિચોવાઈ ગયેલ આદમી' બનાવી દીધો હતો. મારા પિતાને મન મારી મા પોતાની એક અત્યંત વિશ્વાસુ ને એકનિષ્ઠ મિત્ર હતી. પ્રત્યેક વસ્તુસ્થિતિ વિષેનાં માનાં મૂલ્યાંકનો ને અભિપ્રાયો હમેશાં એમનાથી જુદાં પડતાં ને હમેશાં તેઓ એને ભિન્નમહત્ત્વની વસ્તુ ગણી એની ઉપેક્ષા કરતા. એમની આ ઉપેક્ષા ને માની ભાવના તેમ જ લાગણીઓની અવગણનાનું સાદું કારણ એક જ હતું, ને તે એ કે એ એમની પત્ની હતી. પત્ની તેમ જ કુટુંબ પ્રત્યેનું એમનું વલણ હમેશાં 'એશિયાટિક' રહ્યું હતું... ધીરે ધીરે માના મૃત્યુના આઘાતમાંથી મારા પિતા બહાર આવતા ગયા, તેમ તેમ તેઓ ઊલટાના વધુ પાષાણ-હૃદયી બનતા ગયા. ૧૯૪૮ની સાલમાં એમની એ નઠોરતા એટલી હદ સુધી પહોંચી ગઈ કે મારી માસી તેમ જ મામી બેઉની ધરપકડ કરી એમને માથે દસદસ વરસની સજા ઠોકી દેવામાં આવી. આ બંનેનો ગુનો શો? તો કહે, 'બહુ બધું જાણતાં હોવાનો દાવો કરે છે'!... માના અપમૃત્યુની ઘટના વિષે, સમગ્ર પાર્ટીને ગળે ઉતારી દેવા માટેના સમાચારની જે આવૃત્તિ તૈયાર થઈ તેમાં માને 'મગજની અસ્થિરતા' નો વ્યાધિ લાગુ પડ્યાની વાત કરવામાં આવી. એના નામનો ઉલ્લેખ કરવો એ પણ પાર્ટી સભ્યને માટે આચારભ્રષ્ટ કરનારું લક્ષણ ગણાવા લાગ્યું...

"માને ઓળખનારાં બધાં એને ચાહતાં હતાં. બુખારિન ને કિરોવ જેવા પીઢ ક્રાંતિકારીઓ પણ માના વડીલ-મિત્રો જેવા બની ગયા હતા. ને એમાં નવાઈ પામવા જેવું પણ ન હતું. એમની ઉદાર દૃષ્ટિ ને લોકશાહી વલણને કારણે મારા અનુદાર ને અસહિષ્ણુ પિતા કરતાં આ બેઉ ક્રાંતિકારીઓ મારી માના મત સાથે વધુ મેળ ખવડાવી શકતા હતા. બુખારિન ને કિરોવ તો છેવટ લગી એવા ભ્રમમાં રહેલા કે મારા પિતાને સાચી દિશામાં વાળી લાવવાનું કામ મારી માને માટે હજી શક્ય હતું. પરંતુ મારી માનાં ગુલાબી સ્વપ્નો ક્યારનાં ભાંગીને ભૂકો થઈ ગયાં હતાં, ને જે ક્ષણે એ હતાશાનો બોજ વહેવો એને માટે અસહ્ય થઈ ગયો, તે જ ક્ષણે એણે પોતાના જીવનનો અંત આણી દીધો. એનો

નિહાળતી હતી. એ એમ માનતી કે જે લોકો પહેલાં પોતાની જાતને સુધારી સંસ્કારી શક્યા હશે, તેઓ જ આ દેશની જનતાને માટે ઊજળું ભાવિ નિર્માણ કરી શકશે. પોલિના મોલોતોવ, ડોરા આન્દ્રેયેવ, મારિયા કાગાનોવિચ, કેથરીન વૉરોશિલોવ, આરખન મિકોયાન વગેરે મારી માની બહેનપણીઓને મોઢેથી મેં મા વિષે ઘણી ઘણી વાતો સાંભળેલી. આ ઉપરાંત એની વધુ નિકટની ને સમાન-રસ-ધર્મી સહાધ્યાયિની સખીઓ પણ હતી. પરંતુ માના મૃત્યુ બાદ કદી એમને મળવાની તક મને મળી નહિ. માત્ર એની એક સંગીતશિક્ષિકા સાથે મારો પરિચય જળવાઈ રહેલો. એમનું નામ હતું એ. વી. પુખ્યસા-કોવા. એ એક કુદરતી બક્ષિસવાળાં દિલચસ્પ મહિલા હતાં. વર્ષો બાદ હું જ્યારે એમની પાસે સંગીતના પાઠ લેતી હતી ત્યારે ઘણી વાર તેઓ મારી મા વિષે વાત કરતાં કહેતાં કે, તારી મા એક અત્યંત સંવેદનશીલ ને કલારસિક આત્મા હતો.

"મારાં મોટી બા (માની મા) જે છેક લગી એમના ઘડપણમાં પણ એવાં જ તીખા મિજાજનાં ને પાણીદાર જબાનવાળાં રહેલાં તેઓ ઘણી વાર મને કહેતાં કે, 'તારી માએ તો પહેલેથી જ મૂરખામી કરી હતી.' મારાં મોટી બા પહેલેથી જ મારા પિતા સાથેના એના લગ્નના વિચારની વિરુદ્ધ હતાં. આદર્શ ને તરંગોની દુનિયામાં જીવનારી કૂંળા હૃદયની સંવેદન-શીલ વ્યક્તિઓ સંસારની કપરી વાસ્તવતા સમજનારા લોકોની દૃષ્ટિએ જે કરડી-તીખી આલોચનાનું પાત્ર બનતી હોય છે, તેનો પડઘો મારી મોટી બાના મા વિષેના અભિપ્રાયોમાં જોવા મળતો. ... મારી માસી મામીના કહેવા પરથી ને એને ઓળખનારા બીજા લોકોની વાતો પરથી લાગે છે કે, લગ્ન જીવનનાં છેલ્લાં વર્ષોમાં, આદર્શોના અમલ વિષેની માની ભ્રમણાઓ ભાંગી જતાં, એ અત્યંત દુઃખી ને હતાશ થઈ ગઈ હતી.

"મારા પિતા 'ક્રાંતિવીર' તરીકે એની આંખોમાં પહેલવહેલા વસ્યા, તે વખતે એની ઉંમર કેવળ સોળ વર્ષની. પરંતુ એમની સાથે લગ્ન સંબંધથી જોડાયા પછી મારા પિતા સાથેના સહવાસ દરમિયાન એ સમજાઈ ગયું કે એમની બાબતમાં પોતે મોટી ભૂલ થાપ ખાઈ બેઠી હતી. પતિની રાજકીય કુહાડે જકડાયેલી જિદ્દાન્વેષી કાકદૃષ્ટિએ અને જંગલિય માતે મન મહામૂલી એવી તમામ ભાવનાઓ સિદ્ધાંતોનો છેદ ઉડાડી મૂક્યો હતો. ..., પોતા[illegible] આસપાસ જે કંઈ બની રહ્યું હતું તે માને પોતા[illegible] આદર્શોથી તદ્દન વિપરીત દિશામાં લઈ જના[illegible] લાગતું હતું. મારા પિતા વિષે એના મનમાં જે છ[illegible] હતી તેનાથી તદ્દન જુદી જ વ્યક્તિ તરીકે તે[illegible] પુરવાર થઈ રહ્યા હતા. આ જ કારણસર મા[illegible] માસીના કહેવા મુજબ — વખત જતાં એમ[illegible] સાથેનું સહજીવન મારી માને છેવટે અસહ્ય થઈ પ[illegible] હતું. એક વખત તો અમને બેઉ ભાઈબહેનોને લઈ આ ઘેર પાછાં નહિ ફરવાના નિર્ણય સાથે [illegible] લેનિનગ્રાડ ચાલી પણ ગયેલી. પરંતુ ત્યાંથી એ[illegible] પાછાં આવવું જ પડ્યું. તે પછી, ફરી એક વાર એ[illegible] યુક્રેઈન ચાલ્યા જઈ, ત્યાં સ્થાયી થઈ, પોતાની બહે[illegible] સાથે કામમાં જોડાઈ જવાનો વિચાર પણ કરેલ[illegible] પરંતુ એ બધા પ્રયત્નોમાં હમેશાં એના હાથ હે[illegible] જ પડેલા. ... બીજી બાજુ, મારા પિતાની વે[illegible] વૃત્તિનો ભોગ બનનારાઓના બચાવમાં એ પિતા સા[illegible] દલીલો કરતી, એ બાબતમાં પોતાનો વિરોધ નોંધાવતી પરંતુ એથી કશું જ વળતું નહિ. જે છે તે પરિસ્થિતિમ[illegible] પોતે રજમાત્ર ફેરફાર કરાવી શકે એમ નથી, [illegible] વસ્તુ સમજાઈ ગયા પછી, એને પોતાનું જીવું [illegible] અફળ લાગવા માંડ્યું. આમ જ એક દિવસ ઘો[illegible] હતાશાના અંધકારમાં ડૂબી જઈ એણે પોતાનુ[illegible] જીવનનો અંત આણ્યો."

*

"૧૯૩૨નું — માના મૃત્યુનું — એ વર્ષ એટલે[illegible] સમગ્ર દેશને માટે ભૂખમરાની દારુણ યાતનાઓ[illegible] વર્ષ. પંચવર્ષીય યોજનાઓને સફળ બનાવવ[illegible] માટેના કાતિલ સંઘર્ષોનું વર્ષ; ખેડૂતો પર બળાત્કા[illegible] લાદવામાં આવેલ ખેતીના સમૂહીકરણનું વર્ષ. [illegible] એક એવું વર્ષ હતું કે જે દરમિયાન ખુદ કમ્યુનિસ[illegible]

પાર્ટીના સામાન્ય સભ્યોની હરોળમાંથી મારા પિતા સામે જોરદાર અવાજ ઊઠેલો ને એમને પાર્ટીના સામાન્ય મંત્રીપદેથી દૂર કરવાની માગણીઓ પણ થયેલી.

"માએ મરતા પહેલાં મારા પિતાને એક લાંબો—રાજકીય આક્ષેપોથી ભરપૂર—પત્ર લખ્યો હતો. એ પત્ર એમના વર્તુળમાં અત્યંત નિકટના થોડાક લોકોએ વાંચેલો પણ ખરો. પરંતુ માના મૃત્યુબાદ તત્કાલ જ એનો નાશ કરવામાં આવેલો. કારણ એમ ન કર્યું હોત તો એના રાજકીય સંદર્ભોને કારણે મારી માની આત્મહત્યા એ સમગ્ર પાર્ટીને માટે એક ઘણી જ અસર કરનારી ઘટના બની રહી હોત."

સ્વેતલાનાના કહેવા મુજબ, એના પિતા—સ્તાલિન પ્રત્યે એ દિવસોમાં લોકોને એટલી બધી ઘૃણા, ભીતિ ને ભર્ત્સના હતાં કે એની માતાએ આત્મહત્યા કરી છે, એવું માનવા જ કેટલાક લોકો તો તૈયાર નહિ. એમને એમ લાગતું હતું કે આવી નખશિખ તંદુરસ્ત ને સૌનાં મન જીતી લેનારી મિલનસાર બાઈ આમ એકાએક આપઘાત કરે જ નહિ. એનો જાન જ લેવામાં આવ્યો છે. ને એ કામ કરનાર તરીકે સ્તાલિન પર જ સૌને વહેમ... ખેર, સરકારી છાપાંઓને તો એમની રહસ્યમયી ગૂઢ ભાષામાં '૯મી નવેમ્બરની રાતે થયેલ અણધાર્યા મૃત્યુ'થી વિશેષ એ સમાચારની વિગતમાં ઊતરવાની જરૂર જ નહિ લાગેલી.

પરંતુ સ્વેતલાના કહે છે કે, "મારી માસી અન્ના રેડન્સ ને મારી મામી યેવજેનિયા અલીલુયેવાના કહેવા મુજબ મારી માના અપમૃત્યુની ઘટનાએ મારા પિતાના હૃદયને સખત આઘાત આપ્યો હતો કારણ એમણે જોઈ લીધું કે પોતાની પત્નીએ મરીને બીજા કોઈને નહિ પણ પોતાને જ પડકાર આપ્યો હતો. પોતાની સામેનો આ એનો વિરોધ હતો, વિદ્રોહ હતો. આ ઘટનાએ પોતાને એક 'ભગ્ન-મૂરત' ને 'સત્ત્વ નિચોવાઈ ગયેલ આદમી' બનાવી દીધો હતો. મારા પિતાને મન મારી મા પોતાની એક અત્યંત વિશ્વાસુ ને એકનિષ્ઠ મિત્ર હતી. પ્રત્યેક વસ્તુસ્થિતિ વિષેનાં માનાં મૂલ્યાંકનો ને અભિપ્રાયો હમેશાં એમનાથી જુદાં પડતાં ને હમેશાં તેઓ એને બિનમહત્ત્વની વસ્તુ ગણી એની ઉપેક્ષા કરતા. એમની આ ઉપેક્ષા ને માની ભાવના તેમ જ લાગણીઓની અવગણનાનું સાદું કારણ એક જ હતું, ને તે એ કે એ એમની પત્ની હતી. પત્ની તેમ જ કુટુંબ પ્રત્યેનું એમનું વલણ હમેશાં 'એશિયાટિક' રહ્યું હતું... ધીરે ધીરે માના મૃત્યુના આઘાતમાંથી મારા પિતા બહાર આવતા ગયા, તેમ તેમ તેઓ ઊલટાના વધુ પાષાણ-હૃદયી બનતા ગયા. ૧૯૪૮ની સાલમાં એમની એ નઠોરતા એટલી હદ સુધી પહોંચી ગઈ કે મારી માસી તેમ જ મામી બેઉની ધરપકડ કરી એમને માથે દસદસ વરસની સજા ઠોકી દેવામાં આવી. આ બંનેનો ગુનો શો? તો કહે, 'બહુ બધું જાણતાં હોવાનો દાવો કરે છે'!... માના અપમૃત્યુની ઘટના વિષે, સમગ્ર પાર્ટીને ગળે ઉતારી દેવા માટેના સમાચારની જે આવૃત્તિ તૈયાર થઈ તેમાં માને 'મગજની અસ્થિરતા' નો વ્યાધિ લાગુ પડ્યાની વાત કરવામાં આવી. એના નામનો ઉલ્લેખ કરવો એ પણ પાર્ટી સભ્યને માટે આચારભ્રષ્ટ કરનારું લક્ષણ ગણાવા લાગ્યું...

"માને ઓળખનારાં બધાં એને ચાહતાં હતાં. બુખારિન ને કિરોવ જેવા પીઢ ક્રાંતિકારીઓ પણ માના વડીલ-મિત્રો જેવા બની ગયા હતા. ને એમાં નવાઈ પામવા જેવું પણ ન હતું. એમની ઉદાર દૃષ્ટિ ને લોકશાહી વલણને કારણે મારા અનુદાર ને અસહિષ્ણુ પિતા કરતાં આ બેઉ ક્રાંતિકારીઓ મારી માના મત સાથે વધુ મેળ ખવડાવી શકતા હતા. બુખારિન ને કિરોવ તો છેવટ લગી એવા ભ્રમમાં રહેલા કે મારા પિતાને સાચી દિશામાં વાળી લાવવાનું કામ મારી માને માટે હજી શક્ય હતું. પરંતુ મારી માનાં ગુલાબી સ્વપ્નો ક્યારનાં ભાંગીને ભૂકો થઈ ગયાં હતાં. ને જે ક્ષણે એ હતાશાનો બોજ વહેવો એને માટે અસહ્ય થઈ ગયો, તે જ ક્ષણે એણે પોતાના જીવનનો અંત આણી દીધો. એનો

'અર્થ' તો એ જ કે 'માની દૃષ્ટિ પેલા બે પીઢ રાજ-
કારણી પુરુષો કરતાં વધુ તીવ્ર પુરવાર થઈ!'"

'વિચાર ને વલણના સામ્યને કારણે નિકટતાના સૂત્રે ગંઠાયેલી આ ત્રણેય વ્યક્તિઓનાં જીવનનો છેવટે કરુણ અંજામ આવેલો. એ હકીકતને વાગોળતાં સ્વેતલાના કહે છે: "આ ત્રણેના જીવનની કરુણતાએ સ્તાલિનવાદ કેવી ઘોર વિપદ હતી તે સમજવા માટેની એક ઊંડી ને વેધક દૃષ્ટિ મને બક્ષી છે. આ ત્રણે જણાં પોતપોતાની રીતે આખર લગી એ સ્તાલિનવાદ સામે ઝૂઝ્યાં હતાં, ને આખરે પાશવી બલાબલની તુલામાં ઓછાં-ઊણાં સાબિત થતાં એ સ્તાલિનવાદનાં બલિ બનીને ખપી ગયાં. ક્રુશ્ચેવ, મિકોયાન જેવા નેતાઓ ને મારા પિતાના તમામ માજી સાગરીતોએ પોતાની નામર્દાઈને કારણે એમના તમામ કૃત્યોમાં પોતાનો સાથ પુરાવવાનું જ કામ છેવટ લગી કર્યા કર્યું છે; તેઓ આજે પોતાની એ જવાબદારીમાંથી છટકવાની કોશિશ કરી રહ્યા છે. તેઓ મને 'સ્તાલિનવાદ'ને સમજવાની ચાવી શી રીતે આપી શકવાના હતા?"

*

માના મૃત્યુ પછી પિતાના રાજ હેઠળના પોતાના જીવનરંગની બદલાઈ ગયેલી છબી દેખાડતાં સ્વેતલાના કહે છે:

"મા મરી ગઈ ત્યારે હું છ વરસની હતી. એટલે લાંબા વખત સુધી તો સાચી વસ્તુ શી હતી તે બાબતમાં હું અણસમજુ જ રહી. છતાં એના મૃત્યુ પછીના દાયકામાં મેં એટલું જોયું કે મારી માને હાથે ઘડાયેલી, ગોઠવાયેલી, રચાયેલી, રોપાયેલી પ્રત્યેક ચીજ-વસ્તુ, પરિસ્થિતિ ને પ્રણાલીનો નિષ્ઠુરતાપૂર્વક લોપ કરવામાં આવ્યો. અમારા શિક્ષણ માટે એણે રાખેલા શિક્ષકો તેમ જ નોકરોને બરતરફ કરવામાં આવ્યા. અમારા શિક્ષણની આખી વ્યવસ્થા બદલી નાખવામાં આવી. અમારા બાળપણને લાડવાયું, સોહામણું, સુંવાળું ને મોહક બનાવવા માએ પોતાને હાથે રચેલાં તમામ પ્રતીકોનો નાશ કરવામાં આવ્યો. અમારા બંગલાના ઉદ્યાનમાં અમને રમતગમત માટે માએ ઊભું કરી આપેલું નાનકડું બાલોદ્યાન સુધ્ધાં ઉજાડી મૂકવામાં આવ્યું. વળી, મા વાપરતી તે બધું ફર્નિચર, એણે પોતાના સંપુટોમાં સંઘરેલી શોખની નાની મોટી વસ્તુઓ... એ બધુંય ક્યાંક અલોપ થઈ ગયું. એનો ખાનગી પત્રસંપુટ ને એવી બીજી ચીજવસ્તુઓને એક પટારામાં પૂરી તાળાં દેવાઈ ગયાં ને ઘરમાંથી ક્યાંક બીજે ખસેડી દઈ, એની ચાવી એમ.જી.બી. (ગુપ્તચરો)ના કબજામાં સોંપી દેવાઈ. આખા ઘર પર જાણે લશ્કરી અમલ બેસી ગયો! એ દિવસ પછીથી ઘરમાં જે કોઈ નોકરચાકર રાખવામાં આવતા તે બધા એમ.જી.બી.ના જ પગારદાર માણસો હોતા. ને એ રીતે રાખેલા નોકરચાકરને માથે પણ એમ.જી.બી.નો એક કેપ્ટન ખાસ ગોઠવી રાખવો નિમાતો. માની હયાતીમાં 'અમારું' જે ઘર હતું તે ઘર જ આ નહિ! જાણે, અમારો ક્રેમલિનનો આવાસ, અમારી પરામાંની બંગલી, ને મારા પિતા માટે બનાવવામાં આવેલું એમનું નવું રહેઠાણ... એ તમામ સરકારી ચોપડામાંની 'નંબરદાર મિલકત' ને 'દાગીના' બની ગયાં.

"માના મૃત્યુ પછીનાં દસ વરસ મારે માટે ઔદાસ્ય ને ગ્લાનિમય એકલવાસનાં રહ્યાં. કિલ્લામાં પુરાઈ ગઈ હોઉં એમ ક્રેમલિનની ઊંચી ઊંચી દીવાલો વચ્ચે હું ઊછરી. મારા પ્રત્યે મમતા દેખાડનારું ત્યાં કોઈ હોય તો તે મારી નર્સ. એ દિવસો દરમિયાન દેશમાં શું બની રહ્યું છે, એનો તો મને ખ્યાલ જ ક્યાંથી આવે? પરંતુ એ વર્ષોની કરપીણ વાસ્તવતાએ અમારા કુટુંબને પણ ઘાયલ કર્યા વિના મૂક્યું ન હતું."

એમ કહી સ્તાલિનનાં કોપભાજન બનેલ કુટુંબીઓની કથનીનો કંઈક અંશ સ્વેતલાના આપણી સમક્ષ પેશ કરે છે:

"૧૯૩૭માં મારા મામા (સ્તાલિનની આગલી પત્નીના ભાઈ) જ્યોર્જિયાના જૂના બોલ્શેવિક એ. એસ. સ્વાનિદ્ઝ તથા એમનાં પત્ની મારિયાની ધરપકડ કરવામાં આવેલી. મારી માસી મારિકોને પણ પકડી લેવામાં આવેલી. ત્યાર બાદ પોલેન્ડના

કમ્યુનિસ્ટ નેતા સ્તાનિસ્લાવ રેડન્સ—જેની સાથે મારી સગી મારી પરણેલી—એ મારા માસાનેય પકડી લેવામાં આવ્યા. મારા મામા, મામી તથા મારા માસા—ત્રણે કેદખાનામાં જ મૃત્યુ પામ્યાં. આ ધરપકડો પહેલાં મારી માસી પર પ્રતિબંધ મુકાઈ ગયેલો કે એ પોતાની બહેનના બાળકોને—એટલે અમને—મળી જ ન શકે. પોતાનાં સગાંસંબંધીઓ ને સંખ્યાબંધ મિત્રો પર ધરપકડ ને કારાવાસની તવાઈ ઊતરી આવેલી જોતાં મારા સગા મામા પોલ પોતાના મનની સ્વસ્થતા ગુમાવી બેઠેલા ને મારા પિતા આગળ એ કમનસીબ માનવીઓની નિર્દોષતા પુરવાર કરવાના મિથ્યા પ્રયાસમાં જ તેઓ ખપી ગયા. આઘાતથી એમનું હૃદય બંધ પડી જતાં એમનું મૃત્યુ થયેલું. એમની વિધવા—મારી મામીને અમારી સાથે હળવા મળવાની બંધી થઈ ગયેલી. મારી મોટી બા ને આબાબાપા કોઈ પણ સંજોગોમાં કોઈ પણ બહાને મારા પિતાને મળવા પામે નહિ, એ બાબત ચાંપતો બંદોબસ્ત કરી દેવાયેલો. મારા પિતા પોતાના 'ઊજળા નામને બટ્ટો લગાડનારાં' આ અકસ્મિત સંબંધીઓના બચાવમાં એક પણ દલીલ, એક હરફ સુધ્ધાં સાંભળવા તૈયાર ન હતા. કારણ દેખીતું જ હતું. એ તમામની તારાજી માટેના હુકમો કાઢનાર એ પોતે જ હતા!"

સ્વેતલાના ઉમેરે છે: "મારા જેવી બાર તેર વર્ષની છોકરી માટે આ બધા બનાવો પાછળનું રહસ્ય પામી લેવું અસંભવ હતું. મારા મામા, મામી ને માસા 'લોકોનાં દુશ્મન' હોવાની વાત, જે અમ જેવાં શાળામાં ભણતાં છોકરાં આગળ પણ નિત દોહરાવવામાં આવતી, એને સાચી માની લેવી, એ પણ મારે માટે સંભવિત ન હતું. એટલે એ વખતે હું એમ માનતી કે, જરૂર આ બધાં બિચારાં ભલાં લોકો પણ અજાણતાં કોઈ એવા ભયંકર કાવતરામાં સંડોવાઈ ગયાં હોવાં જોઈએ કે જેમાંથી મારા પિતા સુધ્ધાં એમને નોખાં તારવી લઈ ઉગારી શકે એમ નથી. અમારા કુટુંબમાં ને આખા દેશમાં બની રહેલી આવી બધી ઘટનાઓનો મારા પિતાના નામ સાથે સીધો સંબંધ જોડી શકું તેટલી સમજ કે પક્વતા મારામાં ત્યારે હતી નહિ. એ સમજ ને દૃષ્ટિ પાકવા આડે હજી ઘણાં વર્ષોનો ગાળો પડેલો હતો."

જેમની નિર્દોષતા ને સચ્ચાઈ વિષે ખુદ પોતાને અવિશ્વાસ કરવાને કારણ ન હતું, એવા અસંખ્ય લોકોને ઠંડે કલેજે કેદખાનામાં કે મૃત્યુના મુખમાં ધકેલી દેતાં સહેજ પણ ખટકો નહિ અનુભવનાર રશિયાનો સરમુખત્યાર સ્તાલિન સ્વેતલાના માટે હજી વત્સલ પિતાના મહોરા આડે છુપાયેલો હતો. પોતાની આ ચબરાક, ફૂટડી ને ભણવેગણવે હોશિયાર દીકરી પર પોતાના દીકરા કરતા વધુ હેત રાખનારો એ પ્રેમાળ બાપ હતો, કે જે ઘરમાં ને બહાર—એની નિશાળમાં સુધ્ધાં 'મહાન' ને 'શાણા' નેતા તરીકે હરઘડી પૂજાતો હતો.

૩

આ પછી, સ્વેતલાનાના જીવનમાં બંડખોર યુવાનીનો કાળ શરૂ થાય છે. એ કાળ એવો હોય છે કે જ્યારે માણસ દુનિયામાં અસ્તિત્વ ધરાવનારી હરકોઈ સત્તા સામે માથું ઊંચકીને જ ઊભો થઈ જાય છે. તમામ સત્તાઓમાં સૌ પ્રથમ પડકાર જાગે છે માબાપની સત્તા સામે જ. તરુણાઈએ વેરેલ પ્રકાશમાં સ્વેતલાના આજદિન સુધી જાણેલી જોયેલી ને સાંભળેલી વાતો, પ્રસંગો ને ઘટનાઓની ફેરતુલવણી કરતી થાય છે. આ વિષે સાંભળેલી વાતોમાં આજ સુધીની કાચી સમજબૂજમાં નહિ ઝલાયેલું સત્ય એની આંખ આગળ છતું થવા લાગે છે. ત્યાં જ યૌવનને ઉંબરે પગ મૂકતી આ સુકુમાર બાળાના જીવનમાં પ્રથમ પ્રણયનો ફણગો ફૂટે છે. સત્તર વર્ષની વયે પોતાથી વીસ વર્ષ મોટા એક આદમી સાથે એને મૈત્રી બંધાય છે. તેઓ પ્રેમી બને છે. એમનો આ પ્રેમ કલાકો લગી મૉસ્કોની સડકો પર ફરવામાં, ને એકબીજાના સાથમાં નાટક સિનેમા જોવામાં વ્યક્ત થાય છે.

પરંતુ, સ્વેતલાના પોતે જ કહે છે કે, "મારા

એ પુખ્તવયે પહોંચેલા, અંતરસૂઝવાળા મિત્રને ક્યારનું સમજાઈ ગયું હતું કે, પોતાના જીવનમાં પ્રગટેલા આ રંગદર્શી પ્રણયને જીવનમાં કાયમી સ્થાન આપીને પોતે કોઈ ઊજળું ભાવિ નિર્માણ કરી શકે એમ છે જ નહિ. એટલે એણે હંમેશને માટે મોસ્કો છોડી ક્યાંક ચાલ્યા જવાની તૈયારી કરી લીધી હતી. પરંતુ ત્યાં જ એક દિવસ પોલીસે એની ધરપકડ કરી લીધી ને જાસૂસીનો આરોપ મૂકી પાંચ વરસની સજા કરી એને ઉત્તર ધ્રુવ પ્રદેશમાં દેશવટે મોકલી દીધો."

પિતાની આ વિચારમૂઢતા ને આંધળી જોહુકમીએ સ્વેતલાનાને ખૂબ જ આઘાત આપેલો. પિતાના ભાથામાંથી છૂટી ચૂકેલા બાણુને પાછું વાળી પોતાના મિત્રને બચાવી શકે એવી શક્તિ સ્વેતલાના લાવે ક્યાંથી? આ પ્રસંગના આઘાતમાંથી બહાર નીકળતાં એણે ઘણાં વર્ષો લીધાં. પણ આ પછી બાપ દીકરી વચ્ચે જે અંતર પડી ગયું, તે ધીરે ધીરે વધતું ગયું.

લડાઈ પૂરી થયા પછી તો સ્તાલિન ક્રેમલિનનો આવાસ છોડી પોતાને માટે ખાસ બંધાવેલા બંગલામાં, નગર બહાર રહેવા ચાલ્યો ગયેલો. ને એનાં છોકરાં નમાયાં-નણાપાંતી જેમ ક્રેમલિનમાં સરકારી અધિકારીઓની નજર ને એમ.જી.બી.ની કુતાચોકી હેઠળ ઊછરી રહ્યાં હતાં. આમ, એક માંધાતાનાં બાળ ઘરુમાંથી છોડ ને છોડમાંથી ઝાડ બનવા તરફ ગતિ કરી રહ્યાં હતાં.

*

સ્વેતલાના કહે છે કે, "હું જ્યાં જીવતી હતી તે ક્રેમલિન આફ્રીના રશિયાથી અળગું-વિખૂટું પડી ગયેલું સ્થળ હતું. એના દુર્ગની ઊંચી ઊંચી દીવાલોને ભેદી, સત્યનું કિરણ ત્યાં ભાગ્યે જ પ્રવેશ પામી શકતું. વેરાન ખડકની તિરાડમાં ઊગી નીકળેલો કોઈ એકલવાયો છોડ, પ્રકાશની દિશા ભણી ખેંચાતો, પોતાની આસપાસની આબોહવામાંથી પોષણ ચૂસતો જેમ તેમ પોતાનું અસ્તિત્વ ટકાવી રહે છે, એવું મારું જીવવું હતું. કાળમીંઢ વેરાન ખડક તે મારું ઘર ને એથી દૂર... દૂર... એટલે, મારી સ્કૂલ ને યુનિવર્સિટી, ત્યાંથી હું મારા જીવનને ટકાવવા માટે અનિવાર્ય એવો પ્રાણવાયુ ને પ્રકાશ મેળવતી હતી. ત્યાં મારું પોતાનું મિત્રજગત હતું. મારાં આ મિત્રોની હૂંફે જ મારામાં જીવનનું તેલ પૂર્યું છે. મારા નામથી મને અળગી પાડીને, પોતાની જ ઉંમરની, એક સહાધ્યાયિની તરીકે, પોતાના જેવી એક ઊગતી તરુણી તરીકે ઓળખીને એક માનવી બીજા માનવીનો સાથ શોધે તેમ, એમણે સદાય મારો સાથ શોધ્યો છે ને એટલે જ કદાચ આ મિત્રો સાથેની મારી મૈત્રી જીવનભર ટકી રહી છે. હજી હમણાં જ— ભારત આવવાના છેલ્લા દિવસ અગાઉ—હું એ સૌની પ્રેમભરી વિદાય લઈને અહીં આવી છું. અમને બધાંને એક સૂત્રે બાંધી રાખનારી વસ્તુ હતી પુસ્તકો ને કલા-વિજ્ઞાન માટેનો અમારો પ્રેમ. આ મિત્રોમાંના, કેટલાયનાં માબાપ ને નજીકનાં સગાંસંબંધી ધરપકડો ને કારાવાસનાં ભોગ બનેલાં છે. મારા પોતાના કુટુંબની સ્થિતિય ક્યાં એથી જુદી હતી?"

સ્વેતલાના પોતાના શાળાજીવનનો, એક પ્રસંગ યાદ કરે છે:

"૧૯૪૦ની સાલમાં મારી શાળાની એક ગોઠિયણના પિતાની ધરપકડ થઈ. એ છોકરી જોડે મારે બહુ બહેનપણાં. એક દિવસ એણે એની માએ લખેલો એક પત્ર મને આપ્યો—મારા પિતાને હાથોહાથ પહોંચાડવા માટે. એ પત્રમાં એની માએ પોતાનાં પતિને બચાવી લેવા માટે મારા પિતાને વીનવ્યા હતા. તે જ સાંજે વાળુ કરવા બેઠા ત્યારે મેં મારા પિતાને હાથ એ પત્ર આપ્યો. તે દહાડે પિતા જોડે જમવામાં બીજા પણ ઘણા લોકો હતા. તેમાં મોલોતોવ વગેરે કેટલાક જેની ધરપકડ થયેલી એ માણસને સારી રીતે ઓળખતા હતા. એમ. એમ. સ્લાવુત્સ્કી એમનું નામ. તે આદમી મંચુરિયામાં સોવિયેત કાઉન્સેલ તરીકે ને પાછળથી જાપાનમાં સોવિયેતના એલચી તરીકે રહી આવેલો.

"પણ આમાં અસાધારણ ને ચમત્કારિક વસ્તુ તો એ બની કે તે પછી થોડા જ દિવસોમાં પેલા

ભાઈ છૂટીને પોતાને ઘેર પાછા આવ્યા. પરંતુ આ પ્રસંગને કારણે મારા પિતા મારા પર ખૂબ જ ગુસ્સે થયેલા ને મને એમણે સખત શબ્દોમાં તાકીદ આપી દીધેલી કે, ખબરદાર, હવે પછી કોઈ દિવસ આવા કાગળ હાથમાં લીધા છે તો! ને ઘણા લાંબા વખત સુધી મારા પરનો એમનો રોષ ઊતરેલો નહિ.

"આ પ્રસંગે મારે માટે દીવાનું કામ કરેલું. એક માણસની જિંદગી કેવી રીતે કેવળ મારા પિતાના એક શબ્દ પર જ તોળાઈ રહેલી હતી તે હું જોઈ શકી. આ પછી કેટલીક વાર અચાનક જ મારા પિતા મને કહેવા લાગતા, 'જેમની ધરપકડ કરવી પડી હોય એવાં માબાપનાં છોકરાં જોડે તારે શું કામ હળવું-મળવું જોઈએ?'

"દેખીતી વાત છે કે, નિશાળમાં હું કોની જોડે હળુંમળું છું, કોની સાથે ઊઠુંબેસું છું, એ બધી વાતો એમને કાને પહોંચાડવામાં આવતી હતી. ને એને જ કારણે મેં જોયું હતું કે કદીક મારી નિશાળના પ્રિન્સિપાલની બદલી કરાવી દેવામાં આવતી, તો કદીક મારા વર્ગમાં ભણતાં એવાં કમનસીબ બાળકોની બીજા વર્ગમાં હેરફેર કરી નાખવામાં આવતી. તેમ છતાં વર્ગો બાદ વળી પાછાં અમે ક્યાંકનાં ક્યાંક ભેગાં થઈ જ જતાં. ને ત્યારે હું જોઈ શકી હતી કે એ લોકોનું મારા પ્રત્યેનું વલણ પૂર્વવત્ પ્રેમાળ ને મૈત્રીભર્યું રહેલું હતું.

"યુનિવર્સિટીમાં દાખલ થયા પછી તો મારા મિત્રોનું વર્તુળ ઓર બહોળું બની ગયું હતું. તેઓને મળવા માટે હું એમને ઘેર પણ જતી. એમના 'કમ્યુનલ એપાર્ટમેન્ટ્સ'ને નામે ઓળખાતાં ઘોલકાં જેવાં ચાલીઓનાં ઘરોમાં પણ જતી. એમનાંમાં કોઈ જ મને મળવા માટે ક્રેમલિનમાં કદી આવતાં નહિ ને હું પણ કદી આમંત્રણ આપીને એમને મારે ત્યાં બોલાવવાની ઇચ્છા કરતી નહિ, કારણ એમને ક્રેમલિનનો દરવાજો ઓળંગાવવા માટે મારે 'પાસ' કઢાવવાની માથાકૂટમાં પડવું પડે એમ હતું; ને આવા બધા નિયમ મને અત્યંત શરમજનક લાગતા."

સ્વેતલાના ઉમેરે છે:

"યુનિવર્સિટીના અભ્યાસકાળ દરમિયાન 'મોસ્કો કૉન્ઝરવેટરી' અર્થાત્ એની સંગીતશાળા એ અમારી 'ક્લબ' બની ગઈ હતી. શાળા વખતના મારા મિત્રોની મુલાકાત પણ મને ત્યાં જ થઈ જતી. સંગીત એ અમારે મન 'ચોખ્ખી હવામાં શ્વાસ લેવાનું બારું' હતું. સંગીતની દિવ્ય-વાણી દ્વારા સત્ય, શિવ ને સુંદરની શાશ્વતીનું આશ્વાસન અમે પામી શકતાં હતાં, બાકી તે સિવાય યુદ્ધ પછીના સારસ્વતોનું જીવન તો અત્યંત ગ્લાનિભર્યું ને વિષાદમય બની ગયું હતું: કારણ સમાજવિદ્યા, સાહિત્ય ને કળાના ક્ષેત્રે સ્વતંત્ર વિચાર પ્રગટ કરવાના પ્રયાસમાત્રને ક્રૂર હાથે કચડી નાખવામાં આવ્યા હતા. દમનના આ તાપથી સંતપ્ત જીવો બધા શુદ્ધ તાજગીભરી હવાની આશાએ મોસ્કોની આ સંગીતશાળામાં ભેગા થતા, ને ત્યાં અમે માર્ક્સવાદનો અભ્યાસ કરતાં: માર્ક્સ, ઍન્ગલ્સ, લેનિન તેમ જ સ્તાલિનનાં લખાણોનાં પૃથક્કરણ ને સમાલોચના કરતાં. આ બધા અભ્યાસને અંતે મેં જે કંઈ નિષ્કર્ષ તારવ્યો હતો તે મુજબ સોવિયેત રશિયામાં પ્રવર્તતી પરિસ્થિતિને સૈદ્ધાંતિક માર્ક્સવાદ કે કમ્યુનિઝમ સાથે કશો જ સંબંધ રહ્યો ન હતો. સોવિયેત રશિયામાં પ્રસ્થાપિત કરવામાં આવેલા આર્થિક તંત્રને — અર્થાત્ અમારે ત્યાંના એ સમાજવાદને રાજ્યના મૂડીવાદ સિવાય બીજું કોઈ નામ આપી શકાય એમ ન હતું. અમારું એ સામાજિક માળખું એક વિચિત્ર પ્રકારની વર્ણસંકર પેદાશનો નમૂનો હતો, જેમાં લશ્કરી બૅરેકો જેવી જીવનપદ્ધતિ ને નોકરશાહીનું જ પ્રભુત્વ હતું, જેમાં છૂપી પોલીસનું તંત્ર હિટલરના ગેસ્ટાપોના તંત્રની સરસાઈ કરે એવું હતું. વળી અમારા આમ અર્થતંત્રનું પછાતપણું એ કોઈ નિમ ઓગણીસમી સદીના ગામડાની યાદ અપાવે તેવું હતું. માર્ક્સે સ્વપ્નામાંય પોતે કથેલા સમાજવાદ, સામ્યવાદનું કદી આવું ચિત્ર કલ્પ્યું નહિ હોય, જેમાં સમાજની પ્રગતિની વાતો તો ક્યાંય સુકાઈ ગઈ હોય. સોવિયેત રશિયાએ પોતાના ઇતિહાસમાં જે કંઈ ક્રાંતિકારી હતું તેની સાથે જાણે છૂટાછેડા લઈ લીધા

હતા, એટલું જ નહિ, એણે વીસમી સદીના આરંભ-કાળમાં પ્રસ્થાપિત થયેલા વ્યાપક સ્વાતંત્ર્યના પ્રત્યેક સ્વરૂપને કચડી નાખી, એને ઠેકાણે 'ઇવાન ધી ટેરિબલ'-વાળા યુગના સિતમોની ચક્કી ચાલુ કરી દઈ સર્વ-સત્તાવાદી સામ્રાજ્યવાદના ધોરી માર્ગે જ પોતાનું ગાડું દોડાવી મૂક્યું હતું."

આટલું કહી લીધા બાદ સ્વેતલાના ક્રેમલિનમાં ઊછરનારાં પોતાના જેવાં જ બીજાં તરુણ કિશોરોની વાત કરતાં કહે છે કે, "મારી માફક તેઓ પણ ક્રેમલિન બહારની હવા માટે હમેશાં તલસતાં ને બહારની દુનિયાના મિત્રવર્ગમાંથી હૂંફ મેળવતાં. અજાણતા અનાયાસે પણ મારે કંઈક બુદ્ધિના તેજવાળાં, સહૃદયી ને માયાળુ છોકરા છોકરીઓ જોડે મૈત્રી બંધાતી, ને દૈવસંજોગે એમાં યહૂદી જ વિશેષ હોતાં. મારા પિતાની મારા પરની નારાજગીનું આ પણ એક કારણ હતું. અધૂરામાં પૂરું, મેં જેની સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું હતું એ સુરતિયો પણ યહૂદી જ નીકળ્યો. આ બાબત ટીકા કરતાં તેઓ કેટલીક વાર કહી પણ નાંખતા કે 'આ બધું પેલા ઝિયોનિસ્ટો (યહૂદી સંઘવાળા)નાં જ કારસ્તાન છે, એમણે જ આ માણસને તારી કેડે વળગાડી દીધો છે.'"

સ્વેતલાના કહે છે તેમ, યુદ્ધ પછીનાં વર્ષોમાં તો ઉગ્ર યહૂદીવિદ્વેષ (ઍન્ટિ-સેમિટિઝમ) જાણે કે સોવિયેતની સત્તાવાર ને સૈદ્ધાંતિક નીતિ બની ગયો હતો. સરકારી ખાતાં ને યુનિવર્સિટીમાં મુખ્ય કર્મ-ચારીઓની નિમણૂક વખતે આ જાતિદ્વેષ ચોખ્ખો દેખાઈ આવતો.

ઝારના જમાનામાં, સ્વાતંત્ર્ય ને પ્રગતિવાંછુ બુદ્ધિજીવીઓના બળને તોડવા, ને અત્યાચારી નોકર-શાહી પરની પોતાની પકડ મજબૂત કરવા આ જ જાતિદ્વેષ ને સંકુચિત રાષ્ટ્રવાદનો ઉપયોગ કરવામાં આવેલો. ક્રાંતિ સફળ થયા પછીના પ્રથમ દસકા દરમિયાન સુપ્ત દશામાં રહેલા એ રોગને સ્તાલિનના તંત્રે વળી પાછો સંકોર્યો ને ટ્રૉટ્સ્કીને પાર્ટીમાંથી કાઢી મૂક્યા બાદ પુરાણા ક્રાંતિકારીઓને 'પાર્ટીના ને જનતાના દ્રોહીઓ' ને 'દુશ્મનોના હાથા' ગણાવી એકે એકે 'ખતમ' કરવામાં આવ્યા. એ દરમિયાન આ રોગને પ્રજામાં મહામારીની જેમ ફેલાવી દેવામાં આવ્યો હતો.

સ્વેતલાના કહે છે કે, "૧૯૪૮ની સાલમાં અકસ્માત્ એક ઇરાદાપૂર્વકના ખૂનની હું સાક્ષી બની. કલાના ક્ષેત્રે 'કૉસ્મોપૉલિટન્સ' સામેની પાર્ટીએ શરૂ કરેલી કાળમુખી ઝુંબેશના * દિવસોની વાત છે. એ દિવસોમાં સાહિત્ય ને કળાના સમગ્ર ક્ષેત્રે જ્યાં ક્યાંય પશ્ચિમની જરા સરખી અસર છે એમ પાર્ટીના વિવેચકોને લાગતું કે ત્યાં તેઓ તૂટી પડતા. એ દિવસોમાં પોતાને અણગમતા એવાં માણસો સાથેનો હિસાબ ચૂકતે કરવામાં વિદ્વેષના આ સાધનનો બહુ છૂટે હાથે ઉપયોગ થયેલો.

"એ દિવસોમાં મૉસ્કોનું વાતાવરણ બહુ તંગ ને અસહ્ય ગૂંગળામણભર્યું રહેતું. ધરપકડોનું સત્ર બધે જ આરંભાઈ ગયું હતું. મૉસ્કોમાં કામ કરતા 'યહૂદી નાટ્ય સંઘ'ના દફતરે તાળાં વસાઈ ગયેલાં; એના બારણા પર 'કૉસ્મોપૉલિટનિઝમ' અર્થાત્ 'વિકૃત આંતરરાષ્ટ્રવાદનો ભિકળતો ચરુ'નું લેબલ લાગી ગયેલું. સોલોમન મિકોલસ એ થિયેટરનો મુખ્ય દિગ્દર્શક હતો; પોતે એક અચ્છો કલાધર ને અભિ-નેતા પણ હતો. મૉસ્કોના જાહેર જીવનમાં એક નામાંકિત અગ્રણી વ્યક્તિ ગણાતો. યહૂદીઓની ફાસી-વાદ વિરોધી સંસ્થાના પ્રમુખ તરીકે ઇગ્લંડ અમે-રિકાના પ્રવાસે જઈ આવેલો માણસ. યુદ્ધકાળ દરમિયાન પોતાની એ વિદેશ યાત્રાઓ વિષે એણે એક ભાષણ આપેલું તે મેં સાંભળેલું..."

આ પછી જે બન્યું તે સાંભળીએ :

"મારા પિતાના રહેઠાણ પર મારે જવલ્લે જ જવાનું થતું. એવી એક વિરલ મુલાકાત વખતની વાત છે. તે દિવસે એમના ઓરડામાં મેં પગ મૂક્યો, તે વખતે તેઓ ટેલિફોન પર કોઈની સાથે વાત કરતા

* સાહિત્યમાં પશ્ચિમની અસર લઈ આવનારા સર્જકો સામેની ઝુંબેશ.

હતા. એમને સામેથી કોઈ વાતનો અહેવાલ અપાઈ રહ્યો હતો, ને તેઓ એકધ્યાન બની સાંભળી રહ્યા હતા. બધો અહેવાલ સાંભળી લીધા પછી, પોતે એનો સાર કરતા હોય એમ એમણે કહ્યું, 'ખેર; તો એ મોટર અકસ્માત હતો.' એમણે જે રીતે આ શબ્દો ઉચ્ચારેલા તે મને બરાબર યાદ રહી ગયું એવું હતું. તેઓ કોઈને સવાલ પૂછતા ન હતા, પણ ચોક્કસ ભારપૂર્વક પોતાના તરફથી સૂચન કરી રહ્યા હતા...'એક મોટર અકસ્માત...' એમની વાતો પૂરી થઈ કે તરત મારા તરફ મોં ફેરવી, એમણે મને આવકાર આપ્યો. ને થોડીવાર પછી મને કહે, 'મિહોલ્સ એક મોટર અકસ્માતમાં માર્યો ગયો છે.' ખેર, તે પછી બીજે દિવસે હું કોલેજમાં વર્ગ ભરવા ગયેલી, ત્યારે એક વિદ્યાર્થિનીએ રડતાં રડતાં મને વાત કરી કે, પોતાની કાર લઈને બેલોરશિયાના પ્રવાસે ગયેલા મિહોલ્સનું રસ્તામાં કેવી ક્રૂરપીણ રીતે ખૂન કરવામાં આવ્યું હતું. એ વિદ્યાર્થિનીના પિતા મિહોલ્સને ઓળખતા હતા. તેઓએ યહૂદી નાટ્ય સંઘમાં ઘણો લાંબો વખત એમની સાથે કામ પણ કરેલું...સોવિયેતનાં દૈનિક છાપાંએ ક્યારની આ આઘાતજનક ઘટનાને 'નર્યા મોટર અકસ્માત' તરીકે ખપાવી દીધી હતી!

"આ ઘટના બન્યા પછીના થોડા જ દિવસ બાદ મારી માસી ને મામીની ધરપકડો થયેલી. પ્રૌઢવયે પહોંચેલી આ બેઉ મહિલાઓને રાજકારણ સાથે કશો જ સંબંધ ન હતો. મારી માસી અના સર્ગેયેવના રેડન્સે પોતાનાં જીવનસંભારણાં લખ્યાં હતાં એ વાંચ્યા પછી મારા પિતા એમનાં પર કોપી ઊઠ્યા હતા. મારી મામી પર એમનો કોપ ઊતરવાનું કારણ એ કે મારા મામાના મૃત્યુ બાદ એમણે જેની સાથે પુનર્લગ્ન કર્યું તે માણસ યહૂદી હતો! આ પતિ-પત્ની બંનેને એમણે જેલમાં નંખાવ્યાં. એમનો ગુનો શું, તો કહે બહુ વધારે પડતી જાણકારી ધરાવે છે, ને બહુ બબડ કરે છે. દુશ્મનોના હાથમાં રમી જાય એવાં માણસ છે!

"...આખી દુનિયા પ્રત્યે મારા પિતાના મનમાં કડવાશ વ્યાપી ગઈ હતી. કોઈનાય બોલ પર એમને વિશ્વાસ રહ્યો નહોતો. ખુદ મને ચેતવતા હોય એમ ગંભીરતાપૂર્વક એક વાર એમણે કહેલું: 'તુંય ઘણાં સોવિયેત વિરોધી કથનો કરતી હોય છે...' આ પછી તો એમની સાથે વાત કરવી પણ મુશ્કેલ બની ગઈ હતી. હું એમને મળવાનો પ્રસંગ જ ટાળતી. એમને મળવાની મને ઇચ્છા જ ન થતી. મળવાનો પ્રસંગ આવ્યો હોય ત્યારેય મારે બીજે ક્યાંક જવાની ઉતાવળ જ હોય! કેમ જાણે એમના પ્રત્યેની લાગણી જ મારા હૃદયમાંથી મરી પરવારી હતી!

## ૪

ભારે તંગ વાતાવરણમાં જ, ૧૯૫૨ની સાલમાં મેં ક્રેમલિનના અમારા રહેઠાણનો સદાને માટે ત્યાગ કર્યો. મારાં બાળકોને લઈ હું અમારા અત્યારના આવાસમાં આવીને વસી.

"૧૯૫૨-૫૩નો એ શિયાળો એટલે માણસની સહનશક્તિની પીઠ તોડી નાખે એવા ભીષણ અંધકારનો ગાળો. 'યહૂદી કાવતરા કેસ'માં સંડોવીને મોલોતોવનાં પત્ની પોલિનાને ક્યારનાં પકડી લેવામાં આવ્યાં હતાં. તે ઉપરાંત, વિદેશ ખાતાના માજી ડેપ્યુટી મિનિસ્ટર સોલોમન લોઝોવ્સ્કી, એકેડેમિશિયન શ્રીમતી લીના સ્ટર્ન, તેમ જ બીજા સંખ્યાબંધ માણસોને સરકારે પકડી લીધા હતા...

"ઉન્માદની આ અવસ્થામાં સોવિયેત સરકારે વળી તલવારની મૂઠ પર હાથ નાખવાનો ચાળો કરવા માંડ્યો હતો. અમેરિકાના સોવિયેત ખાતેના એલચી જોર્જ કેનનને કોઈ ક્ષુલ્લક બહાના હેઠળ રાજદૂત તરીકેના પદેથી ચ્યુત થયેલા જાહેર કરવામાં આવ્યા હતા. એ દિવસોમાં જ મારા ભાઈનો એક 'લશ્કરી સાથી ને મિત્ર કે જે તોપખાનામાં 'કર્નલ'નો હોદ્દો ધરાવતો હતો, તેણે કોઈ શુભ વલણ પ્રત્યે સંકેત કરતો હોય એ રીતે મને કહેલું: 'અત્યારે જ બાજગરી ચાંપવાનો ખરો વખત છે. લડીને જીત મેળવી લેવાનો આ જ ખરેખરો અવસર છે...કારણ, આજે તારા પિતાનાં જીવતે જીવ એ કામ પાર પડી શકે એમ

છે.' હું તો સ્તબ્ધ થઈને એના મોં સામે જોઈ જ રહી—આ શું બોલે છે. ગંભીરપણે આવી વાતનો વિચાર સરખો કરવોય ગભરાવી મૂકે એવી વસ્તુ હતી; તે છતાં આશ્ચર્યની વાત તો એ છે કે, ખુદ સરકારી તંત્રમાં આવું વલણ ને વિચાર ઊંડે ઊંડે ઘર કરીને બેઠાં હતાં. હા, લોકોનાં મોં બંધ કરી દેવામાં આવ્યાં હતાં; સરકારી નીતિ સામે કોઈ ચૂં કે ચાં કરવાની હિંમત દાખવી શકે એમ ન હતું. પરંતુ એ, જાણે, ઝંઝાવાત શરૂ થતા પૂર્વેની ગાઢ નિઃશબ્દતા હતી...

"બરાબર એ જ ટાણે મારા પિતાનું મૃત્યુ થયું. જાણે પર્વતના શિખર પર જ વીજળી ત્રાટકી ને આકાશમાં ગોરંભાયેલ મેઘનો ઘટાટોપ ગડગડાટ કરતો દેશની ધરતીને હૂંફાળી વર્ષા-ઝડીથી નવડાવવાના ને નિરભ્ર આકાશનાં દર્શન કરાવવાના કોલ આપતો પૂરા આસમાનમાં વેરાઈ ગયો. કેમ જાણે અમારી ધરતીની પ્રત્યેક ચીજ ચાતકની જેમ આ જ ઘડીની રાહ જોઈ રહી હોય—આટલો લાંબો કાળ થયાં આસમાનને ઢાંકી દઈ માથે ઝળૂંબી રહેલાં કાળાં ડિબાંગ વાદળનો અચળગઢ તૂટે ને સ્વચ્છ આકાશનાં દર્શન થાય—એ જ આકાંક્ષા સૌની હતી. લોકોએ મુક્તપણે શ્વાસ લેવા માંડ્યો. પરસ્પર દિલ ખોલવા માંડ્યાં. થીજી ગયેલાં મગજમાં વિચારકિરણોનો સંચાર ઝબકવા લાગ્યો. શેરીમાં ને સડકે, ઘરમાં ને બહાર, હરતાં ને ફરતાં લોકોએ કંઈક મોકળાશ અનુભવવા માંડી... હું પણ આ બધાંમાંની જ એક હતી ને?

"ત્રણ દિવસ મેં મૃત્યુશય્યા પર પાસાં ફેરવતા મારા પિતાની સારવારમાં ગાળ્યા હતા. મેં એમના મૃત્યુને નજરોનજર નિહાળ્યું હતું. એ મારા પિતા હતા, એને કારણે કંઈક દુઃખ ને ભયની લાગણી પણ મેં અનુભવેલી ને છતાં અંતરના ઊંડાણમાં હું જાણતી હતી કે, એમના મૃત્યુનાં પગલાં સૂંઘતી મુક્તિ પોતાનો પંથ ઢૂંઢી રહી હતી. મારે માટે પણ એ મુક્તિ એટલી જ ઉગ્ર ઝંખનાનો વિષય હતી..."

આટલું કહ્યા પછી સ્વેતલાના પિતાના મૃત્યુ વખતની પોતાની દ્વિધાભરી નાજુક માનસિક સ્થિતિની વાત કરે છે:

"પિતાના શબની દફનક્રિયા થાય તે પહેલાં હું એમની કફનપેટી આગળ ઊભી હતી. સ્તંભોના એ વિશાળ મહાલયમાં થઈ વહી જતા લોકોના અવિરત પ્રવાહને ઊભી ઊભી નીરખી રહી હતી. શબપેટી આગળ થઈ પસાર થતા લોકોનાં મુખ પર નિરનિરાળી ભાવભંગિઓનું નિરીક્ષણ કરતાં હું જોઈ શકી કે બધાનાં એમના તરફનાં ભાવ ને લાગણી એક જ પ્રકારનાં ન હતાં. ઘણા લોકો રડતા હતા. કેટલાક એમને અંજલિ આપવા માટે ફૂલ લઈને આવ્યા હતા. કેટલાક તો કેવળ કુતૂહલથી જાણે એ વાતની ખાતરી કરી લેવા જ એમના શબને તલાશી રહ્યા હતા કે શું ખરેખર જ એ હવે નથી રહ્યા! કોઈક-વાર મારી નજર ત્યાં થઈને પસાર થઈ રહેલ મારી શાળાના સહાધ્યાયીઓ પર પણ પડી જતી જેમને હું કંઈ કેટલાંય વર્ષો થયાં મળી શકી નહોતી. કેટલીક વાર તો મારા હૃદયના ભીતરમાં વહી રહેલ લાગણીઓના દોરંગી પ્રવાહથી હું પોતે જ ઘવાઈ ગઈ: એક તરફથી મને દુઃખ થતું હતું, તો બીજી બાજુથી હું રાહતની લાગણી અનુભવી રહી હતી. દીકરી તરીકેની મારી લાગણીઓ બહેર મારી જતાં હું મારી જાતને મનોમન ઠપકો પણ આપતી હતી. ને છતાં પિતાના મૃતદેહને છેવટની વિદાય આપતાં દીકરીએ એમનું કપાળ ચૂમવાની અંતિમ વિધિ કરવાની આવી ત્યારે, સૌ કોઈની અપેક્ષા છતાં હું એ આચાર માટે મારી જાતને તૈયાર ન જ કરી શકી...ને ખરું કહું તો, તે દિવસ પછી મેં કદીય ક્રેમલિનની દીવાલોની છાયામાં રચાયેલ મારા પિતાની કબરની મુલાકાત લીધી નથી.

"મૉસ્કોનું વાતાવરણ અત્યંત વિક્ષુબ્ધ ને વ્યગ્રતાથી ભરેલું હતું. કેવળ મૉસ્કોમાં જ નહિ, દેશમાં લગભગ બધે જ આ સ્થિતિ હતી. કેટલાક લોકો મારા પિતાના મૃત્યુથી ખરેખર દુઃખી હતા, ને એમને માટે આંસુ સારતા હતા, તો કેટલાક

એટલી જ સચ્ચાઈપૂર્વક એમના પર શાપ વરસાવતા હતા, એમના મૃત્યુથી રાજી થયા હતા. મારા પર રોજ આશ્વાસનના ઢગલાબંધ તારો ને પત્રો આવતા ...પરંતુ કેદખાનાંમાં ને શ્રમ છાવણીઓમાં પુરાયેલા હજારો લાખો લોકો બુલંદ કંઠે પોતાની મુક્તિ પોકારી રહ્યા હતા! કારણ એ લોકો પામી ગયા હતા કે, એમની મુક્તિના કલાકનો ડંકો બજી ચૂક્યો હતો.

'દેશમાં બેઠેલી આ વસંતની નૌતમ ઋતુને અમારા એક લેખકે એમની પ્રતીકાત્મક ભાષામાં 'ધી થૉ'* અર્થાત્ હિમશિલાઓને પિગળાવનારી મોસમ કહી. ને ખરેખર જ બધાંને મન એવી આશાઓ જાગી ઊઠી હતી. કે હવે તો આપણી ભૂમિના આત્માને જકડી રહેલાં બંધનો તૂટશે. સૌને એક વાત સમજાઈ ગઈ હતી, કે હવે અત્યાર સુધી ચાલતી આવેલી પરિસ્થિતિમાં પરિવર્તન આણ્યા વિના કોઈનોય છૂટકો થવાનો નથી. પાર્ટીવાળાઓ પણ આ બાબત કંઈ કરશે જ...

"ને એ પરિવર્તનની આશા કરતું લોક દેશની કમ્યુનિસ્ટ પાર્ટી ભણી, ઉત્કંઠા ભરી મીટ માંડી બેઠું હતું...આવડા મોટા આ દેશની બદકિસ્મતી તો જુઓ...લોકોની પાસે પોતાને જરૂરી એવાં પરિવર્તન લાવવાનું કોઈ સાધન જ ન મળે!

"પાર્ટીની અંદર પણ, છેક ટોચથી માંડીને બોય-તળિયા લગીના લોકોને એક વસ્તુ સમજાઈ ગઈ હતી કે હવે લોકોને માથે કોઈ આદર્શ મૂર્તિનો પથરો ચાંપીને, જડ સિદ્ધાંતવાદના મંત્ર-સૂત્રો દ્વારા સરમુખત્યારીની પૂજા ઠોકી બેસાડી શકાશે નહિ, પ્રજામાં લોકશાહીની જે ભૂખ છે, તેને કોઈ ને કોઈ પ્રકારે સંતોષવી તો પડશે જ. દેશની પ્રચંડ આંતરિક શક્તિના જે સ્રોતને ઉદાસીનતાની મૂર્છાએ થીજવી નાખેલો છે, તેને પુનઃ પ્રવાહિત કરવા મુક્ત હવાને માર્ગ કરી આપવો પડશે.

"—નિતાન્ત અસફળ પુરવાર થઈ ચૂકેલા સમૂહીકરણના રાહુની પકડમાંથી છૂટવા સમગ્ર ગ્રામપ્રદેશની વસ્તી રાહ જોઈ રહી હતી.

"—દેશના ઉદ્યોગો પણ કેન્દ્રની નોકરશાહી પકડ હેઠળ ગૂંગળાઈ રહ્યા હતા, ને કોઈક નવી વ્યવસ્થા ને માટે તલસી રહ્યા હતા.

"—શ્રમદારો ઉત્પાદનમાં ને શ્રમની કમાણીમાં સાચા ભાગીદાર બનાવવાનાં લાંબા સમયથી અપાયેલાં વચનો ફળવાની રાહ જોતા હતા.

"—પાર્ટીમાં સૈદ્ધાન્તિક મતવાદના ઊડતા ઢળતા તરંગોના છંદે નાચવાની જેને ફરજ પડેલી એ વિજ્ઞાન પણ દુનિયાની જ્ઞાન વિજ્ઞાનની દોડમાં પોતે પાછળ પડી ગયાનો ક્ષોભ અનુભવતું હવે આંતરરાષ્ટ્રીય ક્ષેત્ર સાથે આદાનપ્રદાનના વ્યવહારો કેળવવા અધીરું બન્યું હતું.

"—કલાકારો પણ એમનાં રચના સર્જન માટે અનિવાર્ય એવા મુક્ત અવકાશ ને ખુલ્લા વાતાવરણની આકાંક્ષાઓ પ્રગટ કરી રહ્યા હતા.

"—દેશભરની જનતા—પ્રત્યેક માણસ! જે આજ લગી પોતાના પ્રાણના ભયે થથરતો જીવી રહ્યો હતો, ગમે તે ઘડીએ પોતાનાં કુટુંબી, સ્નેહી, સ્વજનો પર તૂટી પડનારી આસમાની સુલતાનીથી બચવાનાં ફાંફાં મારી મારીને થાક્યો હતો, જે કારાવાસ ને દેશનિકાલની દસકે દસકે ઠેકતી ભવ-લાંબી સજાઓથી ગળે આવી ગયો હતો, તે હવે આ અમાનુષી મૂઢતાનો ઓથાર માથેથી ઊતરે, એની રાહ જોઈ રહ્યો હતો.

"સ્વાતંત્ર્યના ધ્વજને એની કફનપેટીમાંથી બહાર ખેંચી કાઢી, સૌ કોઈના માથા પરના આકાશમાં ફરફરતો મૂકી દેવામાં આવ્યો હતો... ને તે વખતે દેશના કહેવાતા 'નેતાઓએ' વર્ગ શિક્ષકની ગેરહાજરીમાં નિશાળિયાં છોકરાં ઝૂંટાઝૂંટી કરે, એમ મુક્કામુક્કા ને ઠેલઠેલી કરતાં, એકબીજાને બાજુએ હડસેલી પોતે જ એ ધ્વજનો કબજો લેવાની હાસ્યાસ્પદ ને કરુણ ઝૂંટાઝૂંટ માંડી હતી. એમાંના

*ઇલિયા એહરનબર્ગે 'ધી થૉ' નામની નવલકથા લખેલી, એમાં આ નવી દિશામાંથી વહી આવતા ઉઘાડની ઝાંખી કરાવી હતી.

હરકોઈના મનમાં 'મહાન મુક્તિદાતા' બનવાના કોડ જાગી ઊઠ્યા હતા . . ."

૫

પોતાના દેશના નેતાઓનું આવું વેધક કટાક્ષ-ચિત્ર દોરી આપ્યા પછી સ્વેતલાના એમની એ નાદાન છોકરાં જેવી ધક્કા-મુક્કીનો આબેહૂબ ચિતાર ખડો કરવાની કોશિશ કરે છે.

"સત્તા માટેની આ કાતિલ ઝૂંટ-ઝપટનો આરંભ થયો *બેરિયાને તેમ જ એમ. જી. બી. ના એના નિકટના સાગરીતોને 'આંતરરાષ્ટ્રીય જાસૂસો' કહીને બંદૂકની ગોળીએ ઉડાડી દઈને. તે પછી વારો આવ્યો બુલ્ગાનિનને બાજુએ ખસેડવાનો. તે પછી એક 'પાર્ટી વિરોધી ટોળકી' ઉપર — 'પ્રગતિશીલ' માલેન્કોવની જોડે 'રૂઢિચુસ્ત' મોલોતોવ, કાગાનોવિચને ભેગા સાંકળી લઈ — સરકારને ઉથલાવી પાડવાનાં કાવતરાં કરવાનો આરોપ મૂકવામાં આવ્યો. આમ, એક પછી એક હોળીનાં નારિયેળની ખોજ ચાલતી જ રહી . . . ને વાતેય સાચી કે, આ સિવાય એમને બિચારાઓને બીજો માર્ગ સૂઝે પણ ક્યાંથી? છેલ્લાં પચાસ વરસોથી આ દેશમાં કમ્યુનિસ્ટ પાર્ટીએ પોષેલી જડબેસલાક સરમુખત્યારશાહી હેઠળ, આ સિવાય બીજો માર્ગ કોઈએ ભાળ્યો જ નહોતો ત્યાં.

"એ સરમુખત્યારશાહી શાસન હેઠળ, એક આખી પેઢી ઊગીને ઊભી થઈ ગઈ હતી, કે જેને માટે 'લોકશાહી' ને 'સ્વાતંત્ર્ય'ની વાતો કાલ્પનિક પરીકથાથી વિશેષ મૂલ્ય ધરાવતી ન હતી. એવી હાલતમાં શું પાર્ટી કે શું બીજા કોઈને આ સિવાયનો બીજો કોઈ માર્ગ સૂઝવો જ લગભગ અશક્યવત્ હતું."

"એથી સ્તો એક બાજુ જ્યારે દેશને ખૂણે ખૂણે વસનારી લાખો કરોડોની જનતા ક્રેમલિન ભણી મીટ માંડી, મૂગી મૂગી પોતાની આશાઓ ફળવાની રાહ જોઈ રહી હતી, તે વખતે એ ક્રેમલિનના ભીતરમાં 'સહિયારી નેતાગીરી' (કલેક્ટિવ લીડરશિપ)ને નામે સત્તા કબજે કરવા માટેનાં દંગલ ખેલાઈ રહ્યાં હતાં . . . એક પછી એક 'રાજમહેલની ક્રાંતિ'ના પેંતરા મંડાઈ રહ્યા હતા. સત્તાના આ દંગલમાં કમભાગ્યે વિજયપતાકા ક્રુશ્ચેવને હાથ ચડી ગઈ; જે કદાચ ક્રુશ્ચેવને બદલે માલેન્કોવ યા બુલ્ગાનિનને હાથ પડી ગઈ હોત, તો પણ એમાં કશું નવાઈ પામવા જેવું ન હતું.

*રશિયાની સર્વસત્તાધીશ છૂપી પોલીસ એમ. જી. બી.નો વડો: સ્તાલિનનો વિશ્વાસુ સાગરીત

*

"ખેર, તે પછી કમ્યુનિસ્ટ પાર્ટીની વીસમી કોંગ્રેસ આવી ગઈ. એ દરમિયાન દેશમાં ઘણા મોટા બનાવો બની ચૂક્યા હતા:

"— હજારો નિર્દોષ લોકો, જે કેદખાનાંની દીવાલો પાછળ ને શ્રમ છાવણીઓની બૅરેકોમાં વર્ષો થયાં સડી રહ્યા હતા, તે બધા છૂટી છૂટીને પોતાને ઘેર આવવા લાગ્યા. જેમનો આટલો સમય થયાં કોઈ પત્તો ન હતો, તેવા અનેકોએ દેહ ધરી સજીવન થઈ, અમારા સમાજમાં પાછી દેખા દીધી!

"— છૂપી પોલીસ — એમ.જી.બી.ના સિતમની ચક્કી બંધ કરી દેવામાં આવી.

"— બહારની દુનિયા સાથે, અચકાતાં ખચકાતાં પણ નવેસરથી સંબંધ જોડવાની પહેલ કરવામાં આવી.

"— ઉદ્યોગો તેમ જ ખેતીમાં વિકેન્દ્રીકરણની જરૂરિયાત સ્વીકારી એ દિશામાં કંઈક ફેરફાર શરૂ કરવામાં આવ્યા.

"— માનસિક રીતે તંગ દશામાં જીવતા દેશે હવે કંઈક હળવાશ અનુભવવા માંડી.

"— યુદ્ધનું રણાંગણ પાછું ધકેલાઈ જતાં નક્કર શાંતિ ને સ્વસ્થ જીવનની આશાએ જાણે પાછાં મૂળ પકડવા માંડ્યાં . . .

"— વિજ્ઞાન, કળા, તેમ જ કમ્યુનિસ્ટ વિચાર-સરણીએ સુધ્ધાં જડ સૂત્રના અંધાપામાંથી બહાર નીકળવાના પ્રયાસ આદર્યા.

"પણ ત્યાં તો બરાબર એવે જ ટાણે હંગેરીની લોહિયાળ ઘટના બની!

[ વિશ્વમાનવ:

"જોર્જિયામાં, યુનિવર્સિટીના વિદ્યાર્થીઓને, ને નોવોચેરકાસ્કમાં કામદારોને વળી મોતની લહાણી કરવામાં આવી!"

સમાજવાદના સ્વર્ગમાં બનેલો જોર્જિયાના વિદ્યાર્થીઓનો એ કિસ્સો સ્વેતલાનાના શબ્દોમાં જ સાંભળીએ.

"૧૯૫૬ના માર્ચમાં જોર્જિયાના સેંકડો વિદ્યાર્થીઓ, બુદ્ધિજીવીઓ ને બીજા જુવાનિયાઓ તિબિલિસી નગરમાં કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિના મકાન સામે ભેગા થયેલા ને એમણે ક્રુશ્ચેવના 'ગુપ્ત' ભાષણ બાબતે સ્પષ્ટતા કરવા માગણી કરેલી. અમારા દેશમાં હંમેશાં બનતું આવ્યું હતું તેમ આ વખતે પણ બન્યું. હકીકત એ હતી કે, ત્યાંની પાર્ટી કમિટીને પણ અત્યાર સુધી ગુપ્ત હેવાલ વિષે કશી જ માહિતી આપવામાં આવેલી નહિ. એમને માત્ર એટલું જ કહેવામાં આવેલું કે 'તમારે પેલા ફોટા ઉતારી નાખવાના છે...' 'પેલા ફોટા' એટલે આ વખતે સ્તાલિનના ફોટા. જોર્જિયાની સેન્ટ્રલ કમિટીનો સેક્રેટરી પોતાની ઑફિસ સામે ભેગાં થયેલાં લોકોનાં ટોળાંને જોઈ ગભરાઈ ગયો... ને એણે લશ્કર બોલાવી મંગાવ્યું...!

"સરકારી મકાનોની રક્ષા માટે પણ લશ્કરે ફરતો ચોકી પહેરો ગોઠવી દીધો હતો. ક્રુશ્ચેવના ભાષણ બાબતની સમજૂતી માગતા તાર મૉસ્કો મોકલી દીધા પછી, રસ્તાઓ પર ભેગા થયેલા વિદ્યાર્થીઓને પકડવામાં આવ્યા. બીજા સાથીઓ એમની મદદે દોડ્યા. ઝપાઝપી થઈ, લશ્કરી સૈનિકોએ ગોળીઓ છોડી. ઢગનબંધ દેહો શેરીઓમાં પડી રહ્યા. બાળીનાનો પીછો પકડી ત્યાંથી તગેડી મૂકવામાં આવ્યા. મરેલાઓનાં શબનો કબજો એમનાં સગાંવહાલાંને સોંપવાનો ઇનકાર કરી દેવામાં આવ્યો. કારણ એમને ભય હતો કે 'શહીદો'ની સ્મશાનયાત્રાને બહાને ભેગાં થનારાં લોકોનાં ટોળાં જોર્જિયન સેન્ટ્રલ કમિટી તેમ જ રશિયાની કેન્દ્ર સરકાર વિરુદ્ધ દેખાવો કરશે. આથી ગોળીબારથી મરેલા વિદ્યાર્થીઓનાં શબને ગુપ્ત રીતે લશ્કરી પહેરા હેઠળ ક્યાંક મોકલી દઈ, દફે કરી નાખવામાં આવ્યાં.

"આમ, જોર્જિયન પ્રજાના છંછેડાયેલા આત્મસન્માન પર દમનનો કોરડો વીંઝાતો જ રહ્યો. લોકોનો રોષ વધારે ને વધારે ભભૂકતો ગયો. પરિણામે મૉસ્કો પહોંચનારી ટ્રેનનાં બારીબારણાંના કાચ ફૂટેલા જોવા મળ્યા. કારણ એક જ: મૉસ્કો પ્રત્યેનો ઉગ્ર ધિક્કાર. કારણ માત્ર એટલું જ કે, દુનિયા ભરના લોકોને સમાજવાદ ને સામ્યવાદના સુખની લહાણ કરવાના કોડ સેવનારી રશિયાની કમ્યુનિસ્ટ પાર્ટી લોકો સાથે સીધી રીતે વાત કરવાની જબાન ગુમાવી બેઠી હતી. પરિણામે લોકો ને સત્તા વચ્ચે ખાઈ પડી ગઈ હતી.

"મૉસ્કોનાં સત્તાવાર વર્તુળોએ આ ઘટના વિષે જે મૌખિક પ્રચાર કર્યો, તે જાહેર છાપાંમાં તો નહિ જ પરંતુ રાબેતા મુજબ સેન્ટ્રલ કમિટી તરફથી મોકલવામાં આવતા ગુપ્ત પત્ર દ્વારા પ્રસારિત થયો કે "જોર્જિયામાં રાષ્ટ્રવાદી તત્ત્વોએ સોવિયેત સમવાય તંત્રમાંથી છૂટા પડવા માટે આ તોફાન જગાવ્યું હતું.'

"સરકારનું વહીવટ તંત્ર, પ્રચારનું તંત્ર, દેશભરનાં છાપાં ને સમાચારનું તંત્ર, શિક્ષણની સંસ્થાઓનું તંત્ર... બધું જ જ્યાં કોઈ એક જ પાર્ટીના કબજામાં હોય ત્યાં એની સામેનો અવાજ ટકે ક્યાં? સર્વ સત્તાની ઇજારદારી કોઈ એક જ પક્ષના હાથમાં હોય ત્યાં સત્યને પણ દાયકાઓ લગી એનાં કેદી થઈ ને રહેવું પડતું હોય છે. આ બધું અહીં જોવા મળે છે."

વીસમી પાર્ટી કોંગ્રેસમાં ક્રુશ્ચેવે 'સ્તાલિનવિરોધ'ની બાંગ પોકારી હોવા છતાં પ્રજાની આશા આકાંક્ષાઓને ઠેસ લાગી જાય એવું વાતાવરણ દેશમાં સર્જાઈ રહ્યું હતું. એનો ખ્યાલ આપતાં સ્વેતલાના કહે છે:

"વીસમી પાર્ટી કોંગ્રેસ પતી ગયા પછી, થોડા જ સમયમાં લોકોને સમજાઈ ગયું કે, 'વ્યક્તિપૂજા'ના પંથના આદિ સંસ્થાપકો ને એમના ચેલાઓ મોઢેથી એનો વિરોધ કરતા હોવા છતાં, એને વિષેનાં સત્યો પ્રગટ કરવા તૈયાર નથી. એટલું જ નહિ, બીજા

કોઈને મુખેથી એનો ઉચ્ચાર થાય તેય આંખી લેવા કોઈ રીતે તૈયાર થઈ શકે તેમ નથી.... પછી ભલે એ સત્યનું પ્રાગટ્ય ઇતિહાસકારો દ્વારા થતું હોય, અર્થશાસ્ત્રીઓ દ્વારા થવાનું હોય, કે લેખકો, કલાકારો ને કવિઓની અનુભૂતિ દ્વારા વ્યક્ત થવાનું હોય.

"પાછલા કેટલાય દાયકાઓથી કમ્યુનિસ્ટ પાર્ટી તેમ જ સરકારી તંત્રનો જે જડબેસલાક ઘાટ ઘડાઈ ગયો હતો તેમાં ભિન્નના મત-વિચાર પ્રત્યેની સહિષ્ણુતા કે લોકશાહી સ્વાતંત્ર્યમાં અસ્તિત્વ ધરાવતી પ્રક્રિયાને માટે કોઈ અવકાશ જ ન હતો. ક્રુશ્ચેવે તંત્રની આ જડતાને તોડવાની દિશામાં જે કંઈ પ્રયાસો કર્યા, એમાં એને રૂઢિચુસ્ત તત્ત્વોના જબરજસ્ત પ્રતિકારનો સામનો કરવો પડ્યો હતો. ઘણે ને પગલે એમની પકડ સામે ઝૂઝવું પડ્યું હતું. વીસમી કોંગ્રેસ વખતે પાર્ટીએ એક કન્ટ્રોલ કમિશન નીમેલું. એનું કામ એ હતું કે ૧૯૩૭-૩૮ની સાલમાં સ્તાલિનનો ભોગ બનેલી થઈ, કારાવાસની સજાઓ કાપતાં પાર્ટીના જે સભ્યો મૃત્યુનો શિકાર બની ચૂક્યા હતા, તેમના અને જેઓ હજી પાછલા તંત્રે મઢેલાં કલંક લઈને જીવી રહ્યા હતા, તે બધાના કેસો તપાસી જઈને નિર્દોષ જણાય એવા લોકોને એમની ઇજ્જત આબરૂ ને માનનાં સ્થાન પાછાં અપાવવાં. આ પ્રકારના કમિશન માટેનો પ્રસ્તાવ પાર્ટીની સેન્ટ્રલ કમિટીમાં પસાર કરાવતાં ક્રુશ્ચેવને નાકે દમ આવી ગયેલો.

"જાડુનાં એક જૂનાં કમ્યુનિસ્ટ મહિલા, શ્રીમતી ઓ.જી. શાતુનોવ્સ્કાયા સાઇબીરિયાની જેલમાં સત્તર વરસની સજા કાપીને બહાર આવ્યાં હતાં. વીસમી કોંગ્રેસ પછી મુક્ત કરવામાં આવેલાં આ બહેનને પાર્ટીમાં પાછાં લેવાં પડેલાં ને પેલા કન્ટ્રોલ કમિશન પર પણ એમનું નામ મૂકવામાં આવેલું. ક્રુશ્ચેવ ને મિકોયાન જેવા નેતાઓનું એમને પીઠબળ હતું. તેમ છતાં એ કમિશન પર એમનું નામ લેવામાં ને નામ લેવાઈ ગયા પછી પણ કમિટીમાં ટકી રહી કામ કરવામાં એમને અનહદ મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો હતો. આખરે થોડા વખત પછી એમને એ કમિટી પરથી દૂર કરીને જ એ તંત્રે જંપ લીધો."

શ્વેતલાના કહે છે કે, "પાર્ટીના તંત્ર પાસે ક્રુશ્ચેવ પોતાનું ધાર્યું કરાવવામાં કોઈ રીતે ફાવી શક્યો નહિ. એનું કારણ એ જ કે, એ માટે એને ધરમૂળથી ઘણા મોટા ફેરફારો કરવા પડે એમ હતા. જૂના તંત્રમાં ઘણી તોડફોડ કરવી પડે એમ હતી. આ વસ્તુ કરતાં ક્રુશ્ચેવ ગભરાયો હતો. ને અંતે એની જ કિંમત એણે ચૂકવવી પડી...એ તંત્રે જ એને સત્તા પરથી હડસેલી મૂક્યો."

ક્રુશ્ચેવે શું કરવું જોઈતું હતું, ને એણે શું કર્યું, એનો ખ્યાલ આપતાં શ્વેતલાના કહે છે:

"ક્રુશ્ચેવે ખુલ્લંખુલ્લા જાહેર કરવું જોઈતું હતું કે, અમારી પાર્ટી પોતે જ સ્તાલિનની વ્યક્તિપૂજાના આ પંથને જન્મ આપનારી છે ને એક વાર સ્તાલિનને સર્વસત્તા હસ્તગત કરવામાં બધી રીતે સાથ આપ્યા બાદ, પાછળથી એના હજૂરિયા એજન્ટ તરીકે બધાં જ સીધાં કામ પાર પાડવામાં પાર્ટીએ પોતાના હાથ ખરડેલા છે.

"આ વસ્તુ સાફ સાફ કબૂલ કરી લેવાને બદલે એમનાં બધાં જ પાપોનો ટોપલો મોતને ઘાટ ઊતરી ચૂકેલા 'એક ઘોર પાપી ને ભયંકર આદમી'ને શિરે ઊંધો વાળી દેવાનું એને વધુ સહેલું લાગ્યું. પરંતુ આમ કરીને એણે પોતાની જાતને જ નહિ પણ સમગ્ર પાર્ટીને અપજશનું પોટલું બંધાવી દીધું છે. ક્રુશ્ચેવના આ પગલાથી કમ્યુનિસ્ટ પાર્ટીની આબરૂમાં જે ગોબો પડ્યો છે, તે બદલ પાર્ટીવાળા ક્રુશ્ચેવને કોઈ રીતે માફ કરવા તૈયાર ન હતા.

"પાર્ટી ને ક્રુશ્ચેવના આ પરસ્પર વ્યવહારે દુનિયાની નજર સમક્ષ એક વસ્તુ સાફ સાફ દર્શાવી દીધી કે, સર્વસત્તાવાદી શાસનતંત્ર પોતાની આંખે પોતાના દોષ જોઈ શકવા સર્વથા અસમર્થ છે. એટલું જ નહિ, પોતાની જાતનું પરિવર્તન કરવામાં પણ એ એટલું જ અસહાય છે. બીજી રીતે કહીએ તો, આત્મપરીક્ષણ ને આત્મઘાત મૂળે એના સ્વભાવમાં જ ન હોવાથી પરપીડન ને પારકાં માન્યાં તેનો ઘાત જ એનો સ્વભાવ બની રહે છે."

આ બધાં નિરીક્ષણોને અંતે સ્વેતલાના બતાવે છે કે, આ જ બધાં કારણોસર વળી પાછા એ જ પુરાણા—પાર્ટીને કોઠે પડી ગયેલ—'રાજમહલી ક્રાંતિ'ના દાવ ખેલાયા. આ વખતે કુશ્ચેવને બદલે કોસિજિનના પાસા સવળા પડતાં, 'નવા નેતા' બ્રેઝનેવનો હાથ પકડીને તેઓ વડા પ્રધાનપદે આવ્યા. ને સર્વસત્તાવાદની એ જ વેદી પર આરતી નૈવેદ્ય ધરાયાં; ને સરમુખત્યારશાહીને વફાદાર રહેવાના સોગંદ લેવાયા. રાષ્ટ્ર આખાએ બહેરા બોબડાની પેઠે આ બધો તાલ જોયા કર્યો ને ક્રેમલિને એમના વતી બોલવાનું ને નિર્ણયો લેવાનું પોતાનું કામકાજ જારી રાખ્યું.

*

પોતાના દેશની દુર્દશાનું આવું ઘોર ચિત્ર દોરી આપ્યા પછી, એ જ મૂક, બધિર, પંગુ ભાસતી રશિયાની વિરાટ જનતામાં સળવળી રહેલા નવજીવનનાં લક્ષણોને પણ સ્વેતલાના જ આપણી આગળ છતાં કરે છે:

"સોવિયેત સમાજની ત્રિકોણિયા ઇમારતની અણિયાળી ટોચ પર સત્તા માટેનાં એકામ દંગલ ખેલાઈ રહ્યાં હતાં. તે વખતેય મુક્તિની હવાના ઓછે તરંગિત બની ઊઠેલા સમાજના અંતઃસ્તરોમાં નવજાગૃતિનો પ્રાણનો સળવળાટ જાગી ચૂક્યો હતો. ખડકાળ ભૂમિનાં પડ ફોડીને સ્ફુટ થતા ઊના પાણીના ઝરાની માફક, જ્યાં ત્યાં પ્રગટી નીકળેલા પ્રગતિના એ પ્રાણવાન આવેગોને ધ્યાનમાં લઈ, સોવિયેતના નવા સત્તાધીશોએ પણ પોતાના તંત્રની સ્થિતિગતિનીતિમાં સત્તાના ટકાવને માટે સાનુકૂળ એવા ફેરફારો કરતા રહેવું પડ્યું. ખળખળ વહેતા ઝરણાંની માફક આપસૂઝ ને દૈવા-ઉકલતથી જ પોતાના વહેણની દિશા શોધી લેનારા પ્રગતિના આ પ્રવાહને કોઈ સદંતર રૂંધી નાખી શકે એમ તો હતું જ નહિ. કાળમીંઢ ખડકમાંય છિદ્ર શોધી ફૂટી નીકળનારા ઘાસની ચમકદાર હરિયાળીની માફક એ જાગૃતિનાં દર્શન અમારા સમાજમાં ઠેરઠેર થઈ રહ્યાં હતાં.

"બરાબર એ જ ધીમી છતાં નિર્બંધ ગતિએ મારી પોતાની આંતરમુક્તિની પ્રક્રિયા પણ ઓકધારી ચાલ્યા કરી; એમાંથી પસાર થતી હું ધીમે ધીમે મારા પોતાના તેમ જ મારા દેશના ભૂતકાળના ઓથારોનાં પડ ખંખેરતી, મારી જાતને મુક્ત થતી અનુભવી રહી હતી."

૬

દેશના ભૂતકાળને એના સાચા સ્વરૂપે ઓળખવા માટેની પોતાની તમન્નાને, સર્વસત્તાવાદે રૂંધી મારેલ અક્ષરની દુનિયામાંથી પણ કેવી રીતે મારી મળી રહી તેનો સ્વેતલાના આપણને ખ્યાલ આપે છે:

"સોવિયેતને બહારની દુનિયાથી લગભગ વિખૂટું પાડી દેવાયેલું હોવાથી સોવિયેતના ઇતિહાસ વિષે પરદેશોમાં લખાયેલ પુસ્તકો મેળવવા તે વાંચવાનું કામ બહુ દુષ્કર હતું. આવાં જે કોઈ પુસ્તકો દેશમાં પ્રવેશ પામતાં એને 'ખાસ ઉપયોગ માટેના ગુપ્ત સ્રોત' તરીકે સખત જાપ્તા હેઠળ મૂકી દેવામાં આવતાં. આવાં પુસ્તકો મોટે ભાગે રાજ્યની લાઇબ્રેરીઓમાં જ રખાતાં. ઉપયોગ માટે પણ એવા જ લોકોના હાથમાં સોંપાતાં કે જેમને સંશોધનના કામ માટે ખાસ પરવાનગી અપાયેલી હોય.

"ખેર, આ રીતેય જે કંઈ વાચન કરવા મળી જતું તે અમારે માટે તો રહસ્યના ઘટસ્ફોટ સમું હતું. વાસ્તવમાં એ પુસ્તકો નરી ઐતિહાસિક માહિતી ને વિગતોના સંગ્રહ સમાં જ હોતાં. પરંતુ એ હકીકતોનો સંદર્ભ, સોવિયેતનાં અખબારોએ એમની ગૂઢ સનસનાટી ભરી શૈલીમાં વખોડી કાઢેલા 'વ્યક્તિપૂજા'ના પ્રશ્નને સમજવામાં અમને ઘણો ઉપયોગી થઈ પડતો.

"૧૯૫૪ની સાલમાં મને સોવિયેત સાહિત્યના ઇતિહાસ પર અમેરિકામાં છપાયેલાં બે પુસ્તકો વાંચવા મળી ગયાં. એમાંનું એક હતું માર્ક સ્લોનિમનું, ને બીજું હતું ગ્લેબ સ્ત્રુવેનું લખેલું. લાઇબ્રેરીવાળાએ આ પુસ્તકો મને એમના વિશિષ્ટ સંગ્રહમાંથી કાઢી

આપેલાં કારણે મારે એ વિષય ઉપર અહેવાલ તૈયાર કરી એક સેમિનાર સમક્ષ પેશ કરવાનો હતો. આ બે પુસ્તકોમાં આ સદીની વીશીના સાહિત્યિક પરિપાકનો જે ખ્યાલ આપવામાં આવેલો, તે વિષે સોવિયેતનો વિદ્યાર્થી સદંતર અજ્ઞાત હતો. એ પુસ્તકોમાં વીસીના એ ગાળાને સોવિયેત સાહિત્યના ઇતિહાસમાં સૌથી ઐશ્વર્યવાન ને સમૃદ્ધ જમાનો ગણાવવામાં આવ્યો હતો. અલબત્ત પાર્ટીએ પ્રત્યેક સાહિત્યકૃતિમાં 'સમાજવાદી વાસ્તવતા'ની છાપ ખોળવાનું શરૂ કર્યું તે પૂર્વે, એટલે કે ૧૯૩૪ પૂર્વે સોવિયેત સાહિત્યે અબાધિત વિકાસ સાધ્યો હોવાનું એ પુસ્તકો જણાવી રહ્યાં હતાં.

"તે વખતના સાહિત્યમાં શૈલીનું વૈવિધ્ય, વિષયવસ્તુની પસંદગી ને માવજતમાં અનેરી મૌલિકતા હતી. એક જ વસ્તુનાં વેગવેગળાં પાસાંઓનું નિરૂપણ અત્યંત પ્રતીતિજનક હતું ને રસાનુભૂતિની સૂક્ષ્મતા વેધક હતી. ઉમદા લેખકોનાં તો ઝૂમખાં જોવા મળતાં. કેટલાં બધાં નવાં નામ! — 'ધી સેરાપિઅન બ્રધર્સ', 'ધી સાઉથ વેસ્ટ સ્કૂલ' પિલન્યાક, બાબેલ, ઝમ્યાતીન; અને આ દરમિયાન ક્રાન્તિની પ્રવક્તદારી લઈ બેઠેલા 'કામદાર લેખકો' સામેના સંઘર્ષનો ખ્યાલ પણ એમાંથી મને મળ્યો. ગૉર્કીની પણ તદ્દન નિરાળી જ છબી એમાં એમાં મને જોવા મળી: જેમાં એણે ક્રાંતિની અમાનુષી ક્રૂરતાઓ સામે ખુલ્લંખુલ્લા પણે અવાજ ઉઠાવતા કલમ ચલાવેલી હતી. એ બધાં જ લખાણો સેન્સર ઑર્ડની ખાતર કે સંપાદકની કલમના ભોગ બન્યા વિનાનાં અમને વાંચવા મળ્યાં. બધું વાંચતાં વાંચતાય મન પર ચકરાવા લેતી ચિંતા એક જ રહેતી કે, રખેને આ બધું 'કલા-સાહિત્ય'ના રણીધણી બની બેઠેલ, પાર્ટીના જનરલ સેક્રેટરીની નજરે ચડી જાય!

"એ પુસ્તકોમાં કેવદના પૃષ્ઠો પર એ દિવસોમાં જેલોમાં ધકેલાઈ ગયેલા ને ત્યાં જ ખતમ કરી નાખવામાં આવેલ લેખકોની આખી નામાવલી મને હાથ લાગી ગઈ, તે એ તમામ લેખકો એવા કે જેમણે હૃદય પાથરી દઈ, પોતાની કલમ વડે ક્રાંતિનાં, લાલ સેનાનાં ને નવજીવનની ઉષાનાં સ્તવન ગાયાં હતાં... પોતાની કલમ ને પીંછી વડે પાર્ટીની સેવા બજાવી હતી!

"૧૯૫૭-૫૮માં અમારા વિશ્વ-સાહિત્ય સંસ્થા તરફથી લાગતા સંશોધકોના એક જૂથે — જેમાં આન્દ્રેઈ સિન્યાવસ્કી ને હું સાથે હતાં — ૧૯૨૦-૩૦ના ગાળાની સાહિત્યકૃતિઓની યાદી તૈયારી કરવાનું માથે લીધું હતું. આ કામને માટે અમને એ કાળ દરમિયાનનાં સમાચારપત્રો ને સામયિકોના જૂના અંકો વાચવાની તક મળેલી. તેમાં ૧૯૨૨ લગીમાં 'ઇઝવેસ્તિયા'ના ને ૧૯૩૪ સુધીના 'પ્રવદા'ના પાછલા અંકો જોતાં, મારી જાણકારી માટે તો તદ્દન નવી જ શોધખોળો મેં કરી.

"દાખલા તરીકે: ટ્રૉટ્સ્કીએ કળા અને સાહિત્ય બાબતની પાર્ટીની નીતિ રજૂ કરતાં, એ દિવસોમાં, સર્જક કલાકારોને માટે શૈલી તેમ જ વસ્તુ વિચારવી બાબતમાં સંપૂર્ણ સ્વાતંત્ર્યની હિમાયત કરેલી.

"એ જ દિવસોનાં પરદેશમાં નિર્વાસિત તરીકે પોતાનો સમય વ્યતીત કરતા ગૉર્કીએ 'ઑન ધી રશિયન પેઝન્ટ્રી' (રશિયન ખેડૂતો વિષે) શીર્ષક હેઠળ લેખોની એક આખી હારમાળા પ્રસિદ્ધ કરીને, રશિયન ક્રાંતિ દરમિયાન આચરવામાં આવેલ લોહિયાળ ક્રૂરતાની સખત ઝાટકણી કાઢેલી. પરંતુ સોવિયેતે પ્રગટ કરેલા ગૉર્કીના ગ્રંથોની એક પણ આવૃત્તિમાં આ લેખો જોવા મળતા નથી!

"—એ જ વર્ષોમાં રશિયન ક્રાંતિના ઑક્ટોબર રેવોલ્યૂશન વખતે પાર્ટીને સાથ આપનાર સોશિયલ રેવોલ્યૂશનરીઓના જૂથ સામે કામ ચલાવવામાં આવેલું, ને એમની પાર્ટીને ગેરકાયદેસર બનાવી દેવામાં આવેલી.

"—બીજી બાજુથી એ જ વર્ષો દરમિયાન દેશ આખામાં ઠેર ઠેર પ્રકાશન ગૃહો સ્થાપવામાં આવ્યાં હતાં.

"—ને એન.ઈ.પી. (ન્યુ ઇકૉનૉમિક પૉલિસી) નામની નવી આર્થિક નીતિનો સ્વીકાર ને અમલ કર-

વામાં આવ્યો હતો. વ્યક્તિને ખાનગી સાહસ માટે ઉત્તેજન ને પ્રોત્સાહન આપવાની એ નીતિ હતી.

"—૧૯૨૨નાં વર્ષ દરમિયાન સાહિત્યિક ક્ષેત્રે પણ સર્જનમાં વૈવિધ્ય ને મૌલિકતાનો ફાલ અતિ સમૃદ્ધ હતો. 'સ્વર્ગ' ને પાતાળ વચ્ચે લટકતા એ વિસ્મૃત લોકમાંથી અમે કેટલીય સાહિત્યકૃતિઓનાં અને એના કર્તાઓનાં નામ શોધી કાઢ્યાં હતાં, જેમનાં પુસ્તકો દસકાઓ થયાં પ્રતિબંધિત હોવાને કારણે દેશનાં પુસ્તકાલયોમાંથી સદંતર નીકળી ગયાં હતાં.

"આમ સંશોધનના એ નિબંધ માટે અમે બેઉ મળીને અઢળક સામગ્રી ભેગી કરી હતી. પરંતુ અમારા પાર્ટીના તંત્રીઓ ને સેન્સરબોર્ડના નિગરાણીદારોએ મળીને એના પર કાપકૂપ ને છાનબીનની કડી કાતર ચલાવી એ સામગ્રીને અડધી કરી નાખી હતી. અમે તૈયાર કરેલ સાહિત્યકારોની નામાવલીમાંથીય અડધોઅડધ નામ ઉડાવી દેવાયાં. ગોર્કીના લેખ સંચયમાંથી બાકાત રહી ગયેલી ને અમને નવી જ જડી આવેલી 'રશિયન પેઝન્ટ્રી' પરની લેખમાળાનો પણ આ જ રીતે કાંકરો નીકળી ગયો. કારણ એટલું જ કે, દેવની મૂર્તિને ભ્રષ્ટ ચીતરે એવી કોઈ હકીકતને પ્રગટ કરવાની અનુમતિ આપી શકાય નહિ!

"બીજું મેં એ જોયું કે ૧૯૨૨ની સાલ દરમિયાન પ્રમુખ, સામયિકો કે દૈનિક સમાચાર પત્રોને પાને ક્યાંય, સ્તાલિનનો નામોલ્લેખ જોવા મળતો ન હતો તો બીજી બાજુથી ૧૯૩૪ પછીના ગાળામાં એથી તદ્દન ઊલટી જ પરિસ્થિતિ જોવા મળી. સ્તાલિનના નામ વિનાનું 'પ્રવદા'નું એક પાનું ક્યાંય શોધ્યું જડે એમ ન હતું!

"૧૯૩૪ની સાલમાં સોવિયેત લેખકોની પહેલવહેલી કોંગ્રેસ મળી. એ કોંગ્રેસે 'સમાજવાદી વાસ્તવવાદ'ના અમૂર્ત ખ્યાલને પાર્ટી નીતિ તરીકે સાહિત્યસર્જકોને માથે એક માત્ર દિશાસૂચક ધ્રુવતારક તરીકે ઠોકી બેસાડ્યો. શૈલીના વૈવિધ્ય ને વિષયવસ્તુની વિપુલતા પર મર્યાદાના ચોપડા જડી દીધા. આનો અર્થ વાસ્તવમાં એ થયો કે સાહિત્યની શક્તિને પણ પાર્ટીની દાસી બનાવી એની સેવામાં જોતરી દેવામાં આવી, ને પાર્ટીના જનરલ સેક્રેટરીએ ઘણા લાંબા કાળથી સેવેલી મુરાદ આ રીતે બર આણવા માટેનું ચક્ર ગોઠવાઈ ગયું.

"પાર્ટીની સત્તરમી કોંગ્રેસ એ 'વિજેતાઓની કોંગ્રેસ' કહેવાઈ છે. 'કોંગ્રેસ ઑફ વિક્ટર્સ'નું નામાભિધાન પામેલી એ કોંગ્રેસ પણ એ જ વર્ષે મળેલી, જેના સભામંચ પરથી અપાયેલ એકેએક ભાષણમાં સ્તાલિનની ભારોભાર સ્તુતિ કરવામાં આવેલી. એ વર્ષે એકંદર દેશનાં તમામ ક્ષેત્રોમાં પ્રગતિસૂચક આશાનો સંચાર જણાતો હતો. આર્થિક વિકાસની દૃષ્ટિએ તેમ જ લોકશાહી ને શાંતિની સ્થાપનાની દિશામાં દેશ ગતિ કરશે, એવી આશા સૌને હૈયે જાગી હતી.

"બરાબર એવે જ ટાણે ડિસેમ્બરની ૧લીએ કિરોવનું ખૂન થયું ને દેશમાં લોકશાહી તંત્રની સ્થાપના કરવાને બદલે, સ્વસ્થ શાંતિના શ્રીગણેશ માંડવાને બદલે, રક્તરંજિત ત્રાસનું સામ્રાજ્ય ફેલાવી દેવામાં આવ્યું. ધરપકડો, બરતરફીઓ, કાવતરા કેસો ને મૃત્યુદંડ કારાવાસની ચક્કીમાં દેશ આખો પિસાઈ રહ્યો. અમાનુષી દમનની આ ચક્કીએ 'કોંગ્રેસ ઑફ વિક્ટર્સ'માં પ્રતિનિધિ બનીને આવેલા મોટા ભાગના પાર્ટીસભ્યોનો—બુખારિન સહિત—ભોગ લીધો.

"સાહિત્યકારોની કોંગ્રેસમાં પ્રતિનિધિ તરીકે આવેલાઓમાંનાય મોટા ભાગના લેખકોનું નિકંદન કાઢી નાખ્યું હતું."

*

'પોતાના આજલગીના સાથીદારો ને ક્રાંતિની આકરી કસોટીઓમાં પાર ઊતરી ચૂકેલા બિરાદરો સ્તાલિનની એ અનવરત ચાલતી આંધળી ચક્કીમાં પિસાઈને નાશ પામી રહ્યા હતા, એ જોવા છતાં, મારા પિતાએ એમને બચાવી લેવા પોતાની આંગળી સરખી ઊંચી કરી ન હતી! એટલું જ નહિ, પાર્ટીમાં

સ્વતંત્ર વિચાર-પ્રતિભા ને ક્ષમતા ધરાવનારી પ્રત્યેક વ્યક્તિને જડમૂળથી ઉખાડી નાખવાનો જ જાણે એમણે સંકલ્પ કરી લીધો હતો. કેવળ પાર્ટીમાં જ નહિ, લશ્કરમાં ને કળા તેમ જ સાહિત્યના ક્ષેત્રમાં પણ કોઈ લોક-ચિત્તને આકર્ષે એવી પ્રતિભા ને સામર્થ્યવાન વ્યક્તિ પોતાની સામે ખડી થવા પામે નહિ, એ બાબતની એમણે પૂરી કાળજી લીધી હતી.

"તે પછી છેક ૧૯૫૬ની સાલમાં, પહેલવહેલી વાર ક્રુશ્ચેવે જ કિરોવના ખૂનમાં સ્તાલિનનો સીધો હાથ હોવાની વાતનું સૂચન કર્યું. ને પાર્ટીના ઇતિહાસમાં પહેલવહેલી વાર સ્તાલિનનાં હીન કૃત્યોની નિંદા કરવાની હામ પણ એણે જ ભીડી હતી. પછી અલબત્ત, એ વાત છેડતાં એ છેડી તો બેઠો પણ પછી સુતા સાપોના એ રાફડામાં ફરીથી હાથ નાખવાની એની હામ ચાલી નહિ. કિરોવના ખૂનની આસપાસ જે ભેદી રહસ્યમય સંજોગો ને ઘટનાઓનું આવરણ વીંટળાયેલું હતું, તેની પૂરી જાંચ-તપાસનું વચન આપી ચૂકયા છતાં ક્રુશ્ચેવે એના સમગ્ર સત્તાકાળ દરમિયાન ફરીથી એના વિષે હરફ સરખો ઉચ્ચાર્યો ન હતો. એટલું જ નહિ, ક્યાંય પોતાના એ વચન બાબત લેખિત આધાર સરખો એણે રહેવા દીધો ન હતો!"

આમ પાણી વલોવીને માખણ કાઢી આપવાના ખેલ ખેલાતા જ રહ્યા, ને પ્રજાએ તો 'પાસો પડ્યો તે દાવ, ને રાજા બોલ્યો તે ન્યાય' માની તીચી મૂંડીએ સર્વસત્તાવાદની ધૂંસરી વહેવાનું ચાલુ જ રાખ્યું.

*

૧૯૫૭ના સપ્ટેમ્બરમાં સ્વેતલાનાએ પોતાના નામની પાછળ 'સ્તાલિના' લખાવવાનું બંધ કર્યું, ને માની અટક 'અલ્લીલુયેવા' ધારણ કરી. સોવિયેતના કાયદા મુજબ પુખ્ત વયે કોઈ પણ વ્યક્તિ પોતાના બાપ યા માની અટક પોતાની ઇચ્છા મુજબ ધારણ કરી શકે છે. સ્વેતલાના કહે છે કે, "મારા પિતાના નામ સાથે લોખંડના ધારદાર ઘાતક હથિયાર જેવો 'ને ખણખણાટ જડાઈ ગયો હતો તે મારા કાનને, હૈયાને સતત વીંધવાનું-છેદવાનું કામ કરતો હતો, માટે મેં અટક બદલી નાખી." પાર્ટીમાં ઘણાયને આથી આશ્ચર્ય થયેલું. કોઈએ એને ઠપકોય આપ્યો હશે, પણ એ કહે છે કે એ અટક બદલ્યા પછી મારા મનને કંઈક શાંતિ મળી છે.

પોતાની આંખો ઉઘાડનારા એક બીજા પુસ્તકનો હવાલો આપતાં સ્વેતલાના ૧૯૪૯ની સાલમાં ઈગ્લંડમાં પ્રસિદ્ધ થયેલ અંગ્રેજ લેખક ઈસાક ડ્યુશરના પુસ્તક—'સ્તાલિન: એ પોલિટિકલ બાયોગ્રાફી'ની વાત કરે છે. છેક '૬૬ની સાલમાં પોતાને હાથ આવેલા એ પુસ્તક વિષે લખતાં એ કહે છે કે,

"તમને કદાચ વિચિત્ર લાગશે, પણ એ પુસ્તક વાંચ્યા પછી જ જીવનમાં પહેલી વાર કમ્યુનિસ્ટ પાર્ટીની અંદર સત્તા કાજે ચાલેલા લાંબા સંઘર્ષના સળંગ ઇતિહાસની ઝાંખી હું મેળવી શકી હતી. એ સંઘર્ષો દરમિયાન જ હળવે હળવે રશિયાની કમ્યુનિસ્ટ પાર્ટીએ પોતાને જ હાથે, પોતાના સંગઠનને તેમ જ પોતાના આદર્શોને વિકૃતિની પરાકાષ્ઠાએ પહોંચાડવાનું કામ કેવી રીતે સિદ્ધ કર્યું હતું, તેનું મને દર્શન થયું."

પોતાને આ પુસ્તકમાંથી મળેલ નવતર માહિતીઓ એકે એકે ગણાવતાં સ્વેતલાના કહે છે કે,

"—લેનિનની જિંદગીનાં છેલ્લાં વરસો દરમિયાન મારા પિતા ને લેનિન વચ્ચે પ્રવર્તતા ઉગ્ર મતભેદો વિષે મને જાણવા મળ્યું. બાકી સોવિયેતના પ્રચાર તંત્રે તો અમારી સામે આ બંને નેતાઓને આદર્શ મૈત્રીના સંબંધે જોડાયેલા સાથીઓ તરીકે જ રજૂ કર્યા હતા.

"—પોતાના આખરી વસિયતનામામાં, લેનિને મારા પિતાને પાર્ટીના જનરલ સેક્રેટરીપદેથી દૂર કરવાની ઇચ્છા વ્યક્ત કરેલી તે હું જાણતી હતી. પરંતુ આ પરિસ્થિતિ માટે રાષ્ટ્રીય સમસ્યાઓ વિષે બંને નેતાઓ વચ્ચે, લાંબા કાળથી ચાલ્યા આવતા જે મતભેદો કારણરૂપ હતા, તેની માહિતી મને આ પુસ્તકમાંથી મળી.

"—મારા પિતા સમૂહ-ખેતી અંગેના પોતાના વિચારનો સાંધો હમેશાં લેનિનનાં 'કો-ઓપરેટિવ

પ્લાન'ની જોડે બેસાડી આપતા હતા, પરંતુ વાસ્તવમાં એની સાથે એનો કશો જ મેળ ન હતો, એ વસ્તુ મને આમાંથી જાણવા મળી.

"— હળવે હળવે સત્તાના બધા દોર પોતાના હાથમાં કેન્દ્રિત કરીને કેવી રીતે પોતાના પૂર્વેના સાથી-બિરાદરોનો—પોતાના ભાવિ હરીફો માનીને—કાઢી કાઢી નાખવામાં આવ્યો; એ માટે કેવી છિદ્રાન્વેષી કાકદૃષ્ટિ ને હીનતા આચરવામાં આવેલી એનો મને ખ્યાલ મળ્યો.

"—ને છેલ્લે આ બધું કરવા જતાં સમગ્ર પાર્ટી કેવી રીતે અધઃપતન ને વિનાશની ગર્તામાં ઊતરી પડી ને કેવી રીતે એક આપખુદ જાલિમના હાથનું રમકડું બની જઈ પ્રજાને પીડનારા આંધળા તંત્રની ગરજ સારી રહી, તે મને જોવા મળ્યું. આ બધામાં, લેનિનના મનમાં છેલ્લે છેલ્લે જાગી ચૂકેલા સંશયોનો પડઘો જોવા મળતો હતો.

"આ ઉપરાંત મને પહેલ વહેલી વાર પાર્ટીમાં ને ક્રાંતિમાં ટ્રોટ્સ્કીએ ભજવેલા ભાગ વિષેની કંઈક સમજ મળી, મારા પિતાના મનમાં જાગેલા યહૂદી-દ્વેષનું મૂળ પણ ક્યાં હતું તે હું જોઈ શકી. ટ્રોટ્સ્કી ને એમના અનુયાયીઓ સામે સત્તાને માટે વર્ષો સુધી મારા પિતાએ સંઘર્ષ કરેલો. પાછળથી એ જ રાજકીય દ્વેષ ઉગ્ર જાતિદ્વેષ (યહૂદી દ્વેષ)માં પરિણમેલો. આ વસ્તુની સાબિતી જોઈતી હોય તો માત્ર મારા પિતાએ પોતાના માર્ગના કાંટા ગણીને પાર્ટીના જે સભ્યોનો નાશ કર્યો છે, એમની નામાવલી પર એક નજર નાખી જવી બસ થશે. માણસને પાગલ બનાવી મૂકે એવું ભયંકર ને હીન એ કૃત્ય હતું."

એ પછી સ્વેતલાના પોતે વાંચેલ એક વધુ પુસ્તકની વાત કરે છે. યુગોસ્લાવિયાના કમ્યુનિસ્ટ નેતા મિલોવાન જિલાસે (જેને યુગોસ્લાવિયામાં ટીટોએ લગભગ જન્મટીપની કેદ આપી દીધી છે, એણે) લખેલ 'કોન્વરસેશન્સ વિથ સ્તાલિન' નામનું પુસ્તક વાંચવામાં આવ્યું. આ પુસ્તકની ઑસ્ટ્રેલિયા માટે પ્રગટ થયેલ આવૃત્તિ ડૉઈક પોતાની સાથે મૉસ્કો લઈ આવ્યું હતું. તે પુસ્તક પણ ઈસાક ડ્યુશરના પુસ્તકની જેમ જ સોવિયેતના કોઈ પુસ્તકાલયમાંથી નહિ, પણ એક હાથથી બીજે હાથ ફરતા રહેનારા 'અનામ ધન્ય' પુસ્તક તરીકે મિત્રો પાસેથી જ એને વાંચવા મળેલું. સ્વેતલાના કહે છે કે,

"એ પુસ્તકમાં જિલાસે મારા પિતાના સ્વભાવ ને વ્યવહારવર્તનની જે આબેહૂબ છબી આંકી હતી તે જોઈને હું છક થઈ ગઈ હતી. જિલાસે વાર્તાલાપના વસ્તુ ને વિગતોની અધિકૃતતા દ્વારા સ્તાલિનની રાજકીય ધૃષ્ટતા ને સાથી સમાજવાદી દેશો પ્રત્યેની નરાતાર ઉપેક્ષાનો એટલો સચોટ ખ્યાલ આપી દીધો હતો કે જે આજ લગી મને બીજે ક્યાંય જોવા મળ્યો ન હતો.

"યુગોસ્લાવિયાનો ટીટો હોય કે બલ્ગેરિયાનો દિમિત્રોવ હોય, આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં પણ કોઈ નેતાનું કાઠું પોતાના કરતાં ઊંચું ન જવું જોઈએ. દુનિયાની કમ્યુનિસ્ટ નેતાગીરી બીજા કોઈના હાથમાં સરકી જાય એ સ્તાલિન શી રીતે ચલાવી લઈ શકે? આ 'અનન્ય નેતાગીરી'ની સિદ્ધિ માટે 'બિરાદરી' ને 'આંતરરાષ્ટ્રીયવાદ'નો ભોગ ધરાવવો પડે, તો તેમ એને મંજૂર હતું. આ બાબતમાં તો એણે પુરાણા રશિયન સામ્રાજ્યવાદની જ પ્રકૃતિ ને રૂપ અપનાવી લીધાં હતાં. 'સમાજવાદી બિરાદરી'ના પ્રત્યેક દેશને માથે, એના પ્રત્યેક નેતાને માથે, આંખમાં તેલ આંજીને બેઠેલી સોવિયેતની છૂપી પોલીસની રાત-દિવસની ચોકી તો ખરી જ......!"

એવા જ એક નવા પુસ્તકની વાત.

"૧૯૫૬ની સાલ પછી, એટલે ક્રુશ્ચેવના સમયમાં ઑક્ટોબર ક્રાંતિનું વર્ણન આપતું જૉન રીડનું પુસ્તક 'ટેન ડેઝ ધૅટ શૂક ધ વર્લ્ડ' ('દુનિયાને હચમચાવી નાખનારા દસ દિવસ') મૉસ્કોમાં ફરીથી પ્રગટ કરવામાં આવેલું. વીસીનાં વર્ષો દરમિયાન એનો રશિયન અનુવાદ પ્રગટ થયેલો ખરો,

કારાવાસ ને નિર્વાસનનો અંત આવ્યો ને એ બધાં પોતપોતાને ઘેર પાછાં આવ્યાં હતાં.

"આ બધો વખત દરમિયાન એમણે જીવન પ્રત્યેની પોતાની નિષ્ઠા ને માનવજીવન માટે ઊજળા ભાવિની આશા કદી ગુમાવ્યાં ન હતાં. માનવીના હૃદયનો પ્રેમ ને સદ્ભાવનો ઝરો સુકાઈ ગયાની ફરિયાદ એમને કદી કરવી પડી ન હતી. કોઈનાય પ્રત્યે એમણે પોતાના દિલને કરડાં થવા દીધાં ન હતાં, કે ન તો કદી એમણે કોઈનાય પ્રત્યે હૃદયમાં રોષ સંઘર્યો હતો...એ લોકોને જોતી ત્યારે મને સમજાતું કે, બાહ્ય જીવનના આઘાતો કે યાતનાઓ માણસના આત્માને કચડી કે ચૂર કરી શકતાં નથી, આત્માને કચડનાર તો અંદરના જ કોઈ કીડાનું કામ હોય છે, જે માણસ જનમથી પોતાની સાથે લઈને આવેલો હોય છે. આ ઉમદા સ્વભાવનાં નિર્વાસિત, અકિંચન માનવીઓએ પોતાના હૃદયની સંપત વડે કઝાકિસ્તાનના એ ગરીબ ગામડિયાં લોકની પોતાનાથી બનતી સેવા કરી. એમનો પ્રેમ જીતી લીધો હતો, ને એ પ્રેમની ઉષ્મા વડે પોતાનાં જીવનને પ્રફુલ્લિત ને તાજાં રાખવાનો કીમિયો અજમાવ્યો હતો."

ઝાર નિકોલસ પહેલાના જમાનામાં, એટલે કે ૧૮૨૫નાં ગાળામાં, આ જ રીતે બુદ્ધિશીલ વર્ગનાં સુવાસિત પુષ્પો સમાં માનવીઓને સાઇબીરિયામાં લાંબાં નિર્વાસને ધકેલી દેવામાં આવતાં. એ વખતે એમનો ગુનો પણ એક જ હતો, ને એ કે તેઓ દેશમાં જે કંઈ શુભ ને સત્યનું દર્શન થતું તેને પ્રગટ કરવાની અને જીવનમાં તેને પ્રતિષ્ઠિત કરવાની ખેવના ધરાવતા હતા ને એને માટે મથતા હતા. આવા ગુનાસર સાઇબીરિયામાં લાંબા નિર્વાસને ધકેલાયેલા 'ડિસેમ્બરિસ્ટો' સાથે એમની પત્નીઓ પણ સ્વેચ્છાએ વનવાસ સ્વીકારી લઈ, નિર્વાસનની કષ્ટાળુ જિંદગીને સામી જઈને વધાવી લેતી... આ બધું યાદ આવી જતાં સ્વેતલાનાનું હૈયું ભરાઈ આવતું ને એનું મન સવાલ કરી ઊઠતું :

"રે, આ તે વિધિની શી વિચિત્રતા! આજે આ વીસમી સદીમાં... ને તે પોતાને 'ક્રાંતિકારી' 'સોવિયેત રશિયા' તરીકે ઓળખાવતા આ દેશમાં પણ એ જ મધ્યયુગી સિતમ પાછા ચલણી બને છે, ને તે 'આંતરરાષ્ટ્રીય મજદૂર વર્ગના નેતાને જ હાથે!"

ને એને થતું:

"આવું કારણ કદાચ એ તો નહિ હોય કે આ રશિયા એક એવી શાપિત ભૂમિ છે કે જ્યાંની ધરતી પર, પ્રગતિની દિશામાં મંડાતું પ્રત્યેક પગલું, અનિવાર્ય રીતે એના આદર્શ ને આકાંક્ષાઓથી તદ્દન વિપરીત દિશામાં લઈ જવા જ સરજાયું હોય!" પણ પાછી પોતે જ, મનની નિર્બળતાને કારણે દેશના ઉજ્જ્વળ ભાવિની કલ્પનાને રાહુની માફક ગ્રસી લેનારી પોતાના મનની ભૂંડી આશંકાને ઝટકી નાખતી બોલી ઊઠે છે :

"ના ના, એવું નથી જ. નિર્વાસન ને કારાવાસનાં દુસ્સહ કષ્ટોને હસતે મુખડે ઝીલનારાં એ નિર્વાસિત માનવીઓએ તો કદી એવું વિચાર્યું ન હતું. એ લોકોને તો રશિયન પ્રજાના આંતરિક સત્ત્વ પર, અને એમના જીવનમાં જોમ પૂરનારી શક્તિના અદમ્ય સ્રોત પર અનન્ય વિશ્વાસ હતો. એમને હૈયે તો પૂરી શ્રદ્ધા હતી-કે કોઈ ને કોઈ દિવસ પ્રજાની એ શક્તિ પ્રગટી ઊઠશે, રાષ્ટ્રની ગરદન પર લદાયેલ ગુલામીની ધૂંસરીને ક્યાંય ફગાવી દેશે..."

આવાં જ ઝિંદાદિલ માનવીઓના હેતની હૂંફે સ્વેતલાનાનું કરમાયેલું હૈયું પાછું તાજું થઈ જતું. એક વાતનું એને આશ્વાસન હતું કે એમની આંખે તું કોઈ 'સરમુખત્યાર'ની દીકરી ન હતી પણ એમના જ જેવી એક સામાન્ય સહૃદયી નારી હતી; જે એમના પ્રેમ આદરને માટે બધી રીતે એટલી જ હકદાર હતી.

*

સ્વેતલાના મરીનાના પતિનીય આપણને પિછાન કરાવે છે.

"મરીનાનો પતિ એક પત્રકાર છે. એ પોતે પણ ઘણાં વર્ષોની જેલ કાપી આવ્યો છે. દેશ આખામાં ઠેર ઠેર, કલ-કારખાનાં અને મોટાં મોટાં બાંધકામ ચાલતાં હોય એવાં સ્થળોની મુલાકાતો લેતો એ ફરતો રહ્યો છે. જ્યાં ગયો ત્યાં એણે ઉઘાડી આંખે, આર્થિક અવ્યવસ્થા; ગરબડ ગોટાળા, નોકરશાહી, દુભાષી, બદદાનત ને મેલાં મનનાં માણસોને હાથે થયેલાં ફૂડાં કામ જોયાં છે. લોકોની બદકિસ્મતી પ્રત્યે સદા અસાધારણ કુમાશભર્યું હૈયું પાથરી રહેલા આ માનવીએ હમેશાં એ કમભાગી લોકોને કોઈ ને કોઈ રીતે મદદરૂપ થવાના રસ્તા શોધી કાઢ્યા છે. એમની અરજીઓ ને વિનંતીઓ લઈ લઈને, એમના વતી એણે સરકારી ઑફિસોના ઉંબરા ઘસ્યા છે. અમારા દેશમાં આ કામ એટલે એક એવું કપરું કસોટીનું કામ કે સોવિયેતની નોકરશાહીને જાણનારું તો ભાગ્યે જ કોઈ હાથમાં લેવાની હિંમત કરે.

"એક વખત પોતાની પત્રકાર તરીકેની એક યાત્રામાં ઉત્તરના અંતિમ છેડાના પ્રદેશમાં એ મને સાથે લઈ ગયો હતો. એ મને બતાવવા માગતો હતો કે જો, હવે દેશમાં કેટલાં પરિવર્તન થઈ રહ્યાં છે.

"૧૯૫૩ની સાલ પછી યેનિસી નદીને કાંઠે આર્કિટક સર્કલની પેલી મેર, નોરિલ્સ્ક નામનું એક નવું નગર રચાઈ ગયું છે. ૫૩ની સાલ સુધી આ સ્થળે આવેલી કોલસાની ખાણોનું કામ કેદીઓ મારફત ચલાવવામાં આવતું ને તે માટે અહીં એક જ્યરજસ્ત શ્રમ છાવણી ઊભી કરેલી હતી. ૫૩ની સાલ પછી—સ્તાલિનના મૃત્યુ બાદ—આ કેદી છાવણી બંધ કરી દેવામાં આવી, તે વખતે કેદીઓમાંના ઘણા લોકો સ્વેચ્છાએ હવે મુક્ત માનવીઓ તરીકે હમેશને માટે એ સ્થળે રહી પડેલા. ત્યાર પછીનો નોરિલ્સ્કનો વિકાસ બહુ ઝડપી થયો હતો. રશિયાની ઠેઠ ઉત્તરે આવેલ આ પ્રદેશમાં પગારનું ધોરણ બીજા બધાની સરખામણીમાં લગભગ બમણું હતું. આજે તો હવે નોરિલ્સ્ક એક અદ્યતન શહેર બની ગયું છે. દુકાનો, સિનેમા-થિયેટર, હોટલો ને જાહેર સ્નાનાગારો ઊભાં થઈ ગયાં છે. જૂના વખતમાં જ્યાં કેદીઓ માટેની બૅરેકો હતી ત્યાં કલબો, સિનેમાગૃહ ને નાટ્યગૃહો ઊભાં થઈ ગયાં છે. ને તેમ છતાં ત્યાંના નિવાસીઓએ એ સ્થળનું પુરાણું નામ 'કાયેર-કાન'જ રાખ્યું છે, જેનો અર્થ ત્યાંની સ્થાનિક બોલીમાં 'કાળું મોત' થાય. અલબત્ત, મારા પિતાના મૃત્યુ બાદ જ આ પ્રદેશને પોતાનું સ્વાભાવિક જીવન પાછું મળ્યું હતું.

"નોરિલ્સ્ક જોવાને હું ખાસ ઉત્સુક તો એટલા માટે હતી, કે ૧૯૨૨ની સાલમાં ઉર્વાન્તસેવે આ પ્રદેશની ભૂસ્તર સંશોધનયાત્રા કરી તે વખતે મારા મામા પૌલ પણ એમની સાથે અહીં આવેલા ને અહીંના ભૂતળમાં સંઘરાઈ રહેલી કોલસા ને લોખંડની અફાટ સંપત્તિની પહેલવહેલી ભાળ કાઢી દેશને ચરણે ધરેલી. તે વખતે કદાચ મારા મામાને કલ્પના પણ નહિ હોય કે એક દિવસ એમની આ સંશોધિત ભૂમિ પર 'કાળા મોત'ની છાવણીઓ ઠોકાશે ને દેશની જનતાનું આ રીતે રક્ત નિચોવાશે."

*

આ પછી સ્વેતલાના પોતાની ઉંમરના લોકો સાથેની મૈત્રીની વાત કરતાં કહે છે:

"મારી પેઢીના એ નવા મિત્રો તો મારી પોતાની આંખ ઊઘડી તે પહેલાં કેટલાય વખતથી પોતાની આસપાસની દુનિયાને સત્યશોધક દૃષ્ટિથી ઓળખતા અને એના ગુણદોષ વિષે મત બાંધતા થઈ ગયા હતા. એમાં સાહિત્ય-કલા ક્ષેત્રના વિવેચકો હતા, કવિઓ ને ગણિતવિજ્ઞાનીઓ પણ હતા. આમાં આન્દ્રેઈ સિન્યાવ્સ્કી જેવા રશિયન કલાના તલસ્પર્શી વિવેચક ને સૌંદર્યપારખુ વ્યક્તિ હતા. એમની સાથેનો સંપર્ક મને ઘણો જ ઉપયોગી થઈ પડ્યો. આ આન્દ્રેઈ ને કદી કોઈ વસ્તુનો પ્રચાર કરવાની આદત જ ન હતી. દલીલો કરીને સામા માણસને ગળે વાત ઉતારવાનો પ્રયાસ પણ તેઓ કદી કરતા નહિ. પરંતુ, એમનું સમગ્ર વ્યક્તિત્વ ને ઘડતર જ એવું હતું કે એમની સાથે પરિચયમાં આવનાર પોતાની

મેળે ગંભીરતા પૂર્વક વસ્તુનો વિચાર કરવા પ્રેરાતા. પછી તો સત્ય માટેની ખોજ એ એમની પોતાની અનિવાર્ય આવશ્યકતા બની રહેતી.

"હું જે વસ્તુઓને હજી નવેનવી જોવા-ઓળખવા લાગી હતી, તેનો આવિષ્કાર આ યુવાનોના વર્તુળે વર્ષોનાં નિરીક્ષણ ને અનુભવો દ્વારા ક્યારનો કરી લીધો હતો. એટલે જ તેઓ મને કહેતાં કે તમે માત્ર પાર્ટીએ પોતાની જાતે પંડમાં ખોળી કાઢેલાં ચાંદાં જુઓ, એણે સ્વહસ્તે પોતાનાં જ દુષ્કર્મોનું જે બંધાતું પોટલું છોડ્યું છે, એના પર એક નજર ફેરવી જુઓ તો તમને પોતાને એના જઘન્ય સ્વરૂપનો ખ્યાલ આવી ગયા વિના નહિ રહે. જરા વિચાર તો કરો, છેલ્લાં ચાલીસ વર્ષ થયાં દોસ્તોયેવ્સ્કીના 'ધી પઝેસ્ડ'ના વળગાડવાળા પાત્રની માફક આ નરપશુઓએ એકબીજાને ભક્ષ્ય બનાવતાં જે વિભીષિકા સરજી એનો જોટો દુનિયામાં ક્યાંય જડે એમ છે? લેનિન સિવાય એક નેતા એવો નહિ હોય જે એમના આક્ષેપોનો ભોગ બની જહાન્નમની ટિકિટ કઢાવતાં બચી ગયો હોય. આ બધું એક જ વસ્તુ પુરવાર કરે છે. ને તે એ કે, છેલ્લાં ચાલીસ વરસ થયાં આ દેશ પર દુષ્ટોનું જ રાજ રહ્યું છે. પોતાના જ વિનાશનો આવો ખેલ કદી કોઈ પાર્ટીએ નહિ ખેલ્યો હોય."

સ્વેતલાના પોતાની પેઢીના કલા-સાહિત્યાભિમુખ યુવાવર્ગની રુચિ-અભિરુચિનો કંઈક ખ્યાલ આપતાં કહે છે કે, "નવી પેઢીના જુવાનિયાંઓ પર દોસ્તોયેવ્સ્કીનાં લખાણોએ ભૂરકી છાંટ્યા જેવી અસર ઉપજાવી હતી. પ્રોજ્વલ ધર્મભાવનાથી સિક્ત એવી એની વિનમ્રતા ને સમાજવાદ વિરોધી આક્રોશને વ્યક્ત કરતા ઊર્મિલ ઉદ્‌ગારો જાણે એકાએક જુવાનિયાંના દિલ પર ચોટ જમાવી રહ્યા હતા. ને સોવિયેત ક્રાંતિનાં આ પચાસ વર્ષોએ તો જાણે સમાજવાદ વિષેના ઉગ્ર કટાક્ષો માટેની ભોંય તૈયાર કરવાનું જ કામ કર્યું હતું! આ દેશની ધરતી એના પટ પર રેડાયેલા માનવ-રક્તથી એવી તો તરબોળ થઈ ગયેલી છે કે, એ પશ્ચાદ્‌ભૂમાં માનવી જીવનમાં સમતુલા સ્થાપનાર બળ તરીકે ઇશુનો શુભસંદેશ અપૂર્વ એવી શક્તિનો રણકો જગાડતો જુવાન હૈયાંને સાદ પાડી રહ્યો છે. નવી પેઢીનાં છોકરા-છોકરીઓનાં પગલાં હવે દેવળ ભણી વળતાં દેખાય છે એનું કારણ કદાચ એ પણ હોય કે કમ્યુનિસ્ટ સત્તા હેઠળ અળખામણો થઈ પડેલા એ માર્ગે પદસંચાર કરીને આ રીતેય તેઓ કમ્યુનિસ્ટ કર્મકાંડ પ્રત્યેની પોતાની અનાસ્થા જ ઘોષિત કરવા માગતાં હોય!"

## ૮

સ્વેતલાના વળી પાછી આપણને પોતાના અંતરની ગુહામાં ડોકિયું કરાવે છે:

"૧૯૬૨ના મે મહિનામાં ઑર્થોડોક્સ ચર્ચમાં જઈ મેં બાપ્તિસ્મની દીક્ષા લીધી. મારા સમગ્ર જીવનને માટે આ એક પરમ ગંભીર ને સાંકેતિક અવસર હતો. આ દીક્ષા લેતી વખતે મારે મન ખ્રિસ્તી-ધર્મના બાહ્યાચારો કે કર્મકાંડી વિધિ-નિષેધોનું મહત્ત્વ નહોતું. પરંતુ એણે બોધેલ શાશ્વત જીવન અને સનાતન શુભની શ્રદ્ધાનું જ મહત્ત્વ વિશેષ હતું. દીક્ષાની સંસ્કાર વિધિનું મહત્ત્વ તો કેવળ અશુભ ને અસત્યના એ બોધેલા અસ્વીકારમાં જ હતું: 'થાઉ શૅલ્ટ નૉટ કિલ'—'તું કોઈનો ઘાત નહિ કરે'—ના આદેશમાં હું માનતી હતી. કેવળ હિંસા ને રક્તપાત વિના સત્યના સાક્ષાત્કારમાં જ મને વિશ્વાસ હતો. હું માનતી હતી કે આ વિશ્વનું સંચાલન કરનાર ફુંપદથી ભરેલો, મિથ્યાભિમાની મનુષ્ય નહિ, પણ એક પરમ ચૈતન્ય જ છે. હું માનતી હતી કે આ દુનિયાનાં પ્રચલિત ભૌતિક મૂલ્યો કરતાં, સંતનો આત્મા અનેકગણો બલિષ્ઠ છે. ને જ્યારે આવાં તત્ત્વોની શ્રદ્ધાએ મારા હૃદયમાં વ્યાપી જઈ મારા પર કબજો જમાવ્યો, ત્યારે બાળપણથી મને રટાવવામાં આવેલ માર્ક્સવાદ—લેનિનવાદનાં ચીંદરડાં ઊડી જતાં વાર ન લાગી. તે પછી મારા અંતરમાં એક એવી શ્રદ્ધાનું બળ જાગ્યું કે જેના વડે હું માનવા લાગી કે, સૌએ આજે ક્રૂર ને પાપી મનુષ્ય સત્તાની ભેળે આ

પૃથ્વી પર શાસન કરતો દેખાતો હોય, પરંતુ વહેલાં કે મોડાં, સત્યનો વિજય નિશ્ચિત છે. આખરે તો મનુષ્યે રચેલું એના ભૂતકાળના દર્પનું સિંહાસન પણ ધૂળભેગું થવા જ સરજાયેલું છે.

"આ વસ્તુ સમજાયા પછી મને મારા પિતાનું સમગ્ર જીવન શાણપણ ને શુભના ધ્વંસકાર સમું દેખાવા લાગ્યું: પોતાની મહત્ત્વાકાંક્ષાની ઓથ લઈ, અશુભની શરણાગતિ સ્વીકારી લેનારું જણાયું. ધીરે ધીરે, કેવી રીતે અશુભના કીડાએ એમના આત્માને કોરી ખાધો હતો, ને એમની નિકટ ઊભેલાંઓનો સુધ્ધાં નાશ કરી નાખ્યો હતો, તે મેં જોયું. દિન પર દિન કેવી રીતે તેઓ અસત્યની અંધારી ગર્તામાં ડૂબતા જતા હતા, ક્રોધ અને અહંકારના કળણમાં ખૂંપતા જતા હતા, તે હું જોઈ શકતી હતી. આખરે એ અંધારી ગર્તામાં જ ગૂંગળાઈને તેઓ નાશ પામ્યા હતા!

"મારા પિતાના આત્માની આ અધોગતિનું આલેખન કરવાનો કંઈક પ્રયાસ મેં મારા 'એક મિત્ર પર લખેલા વીસ પત્રો'માં કર્યો છે. મારી દીક્ષા બાદ આ પત્રો લખાયેલા હોવાથી એના પર મારી એ નૂતન ધર્મભાવનાની પુષ્કળ અસર છે. બેપન માટેનો મારો આ પ્રથમ જ પ્રયાસ મારે મન કંઈક અંશે 'એકરાર' સમો પ્રસંગ બની રહ્યો હતો. પરિણામે, એ રીતે દોહરાવવામાં આવેલ ભૂતકાળની આ સ્મૃતિએ મારી અંતરશુદ્ધિનું કામ કર્યું છે.

"હું એ 'વીસ પત્રો'નું લખાણ તૈયાર કરી રહી હતી, તે દરમિયાન મને દીક્ષા આપનાર પુરોહિત-પાદરીનાં આ વચનો સતત મારા કાનમાં ગુંજતાં રહેલાં: 'તારા પિતાનો ન્યાય તોળવાનું કામ તારું નથી. એનો ચુકાદો તો ઉપરવાળાએ ક્યારનો આપી દીધેલો છે: એના જીવનકાળ દરમિયાન એણે પોતાની જાતને ખૂબખૂબ ઊંચે ચડાવી હતી. પરંતુ આજે એની એ કીર્તિનાં ટોચડાં ભોંયભેગાં થઈ ગયેલ છે. એમાંનું કશું જ રહ્યું નથી. ઈશ્વર બધું જ સરખું કરી દેતો હોય છે. બધી ભૂલચૂક એ સુધારી લેતો હોય છે. પણ એ કામ તું નહિ કરી શકે, કારણ, તું એની દીકરી છે.'

"ને મેં મારા પિતાનો ન્યાય તોળવાં ને બેસી પડાય એની કાળજી લેતાં, એટલું જ દેખાડવાની કોશિશ કરી કે, કેવી રીતે મારા પિતાએ જે વસ્તુને પોતાની જાત સમર્પી દીધી હતી, એ જ વસ્તુએ એમનોય નાશ કર્યો. સત્તા ને કીર્તિના ઉચ્ચતમ શિખરે તેઓ બિરાજતા હતા, તે વેળાએ પણ તેઓ સુખ કે સંતોષ જેવી વસ્તુ કદી અનુભવી શક્યા નહિ પણ કેવળ અનાદિ-અનંત ભયને આશંકાથી જ ઘેરાયેલા ને ત્રસ્ત બની તેઓ જીવ્યા. પોતાની આસપાસ એક પ્રકારનો શૂન્યાવકાશ રચી દઈ, અંધપણે એમનામાં વિશ્વાસ મૂકી બેઠેલાં તમામને તેઓ બહાર નીકળવાના બારા વિનાની એક અંધારી નેળમાં દોરી ગયા!

"મનુષ્યનો ન્યાય તો ઇતિહાસ તોળે છે, જીવન તોળે છે, સર્વોચ્ચ ન્યાયાસને બિરાજનાર વિશ્વંભર તોળે છે, આપણને તો પ્રભુ ન્યાયના એ ચુકાદાને સમજવાની ને એને સ્વીકારીને માથે ચડાવવાની શક્તિ આપે એટલે બસ. આમ માનવા છતાં કહેવાતા 'સ્તાલિન યુગ' વિશે મારો પોતાનો અભિપ્રાય ધરાવવાનો મારો હક કોઈ ખૂંચવી લઈ શકે એમ નથી. કારણ ઘણી ભારે કિંમત ચૂકવીને, ઘણી ઘણી મુસીબતો ને માનસિક યાતનાઓને અંતે આંસુડે ધોઈ પખાળીને મેં એની વરણી કરી છે.

"જેલો ને શ્રમ છાવણીઓમાં કેદી બનેલાં આટઆટલાં સ્ત્રીપુરુષો પોતાની જીવનનિષ્ઠાને વણનંદવાયેલી અખંડ રાખીને પોતાનાં જીવાન ટકાવી શક્યાં હતાં, એનું કારણ એ જ કે એ લોકોનાં હૃદયમાં એવી શ્રદ્ધા હતી કે અંતે સત્યનો જ જય થવાનો છે. કેટલાક એવા પણ હતા કે તે પોતે જેલમાં પુરાયેલા હોવા છતાં, તેમના મનમાં વિશ્વાસ હતો કે, આમાં સ્તાલિને ભૂલ જરૂર કરી છે, પણ પાર્ટી કદી ભૂલ કરી શકે નહિ. જેલમાંથી છૂટીને આવ્યા પછી પણ જેઓ પાર્ટીની ધ્યેયનિષ્ઠા ને પવિત્રતા વિશેના પોતાના એ અંધ વિશ્વાસને વળગી રહ્યા છે, એમની સાથે હું કોઈ રીતે સંમત

થઈ શકતી નથી. 'પવિત્ર પ્રેમ' જેવું કશું રહ્યું છે જ ક્યાં? શું આ બધી વસ્તુઓને 'પવિત્ર પ્રેમ' તરીકે ઓળખવી પડશે?

"—પચાસ વર્ષમાં આ પાર્ટીએ રશિયામાંથી સ્વતંત્ર વિચારનું અસ્તિત્વ ભૂંસી નાખવા પોતાથી થાય તેટલું દમન કર્યું છે.

"—એના બૌદ્ધિક જીવનને શૂન્ય બનાવી મૂક્યું છે.

"—ઝારના દિવસોમાં સુધ્ધાં આ દેશ જે સ્વાતંત્ર્યો ભોગવતો આવ્યો હતો તે એની પ્રજા પાસેથી ઝૂંટવી લેવાયાં છે.

"—પાર્ટીને સાથ આપનાર જનતા સાથે છળ રમીને, આંખે પાટા બાંધી, પોતાને બારણે લાચાર ગુલામ બનાવી દઈ, લાખો કરોડોની અર્ધ-શિક્ષિત જનતા માટે હર કોઈ પ્રકારની રાજકીય પ્રવૃત્તિ નિતાન્ત બેસ્વાદ બનાવી મૂકી છે.

"આ અર્ધશિક્ષિત લાખો કરોડોની જનતાને તો સૈકાઓ થયાં 'ઝાર-બાબાપ'ના હાથે પીરસાયેલ 'બ્યૂરો'ને માથે ચડાવી લઈ એનાં ચાબુકના સાટકા માટે પોતાની પીઠ ધરી દેવા ટેવડાવવામાં આવેલી હતી. પુશ્કિન જેવા મહાકવિએ પણ કડવા કટાક્ષ કરતાં પોતાના એક કાવ્યમાં કહેલું:

> ચર્યા કરો, ઓ શાંત ઘેટાં ને ઢોરોનાં ધણ!
> મુક્તિસંગ્રામ માટેનો ગરવો પોકાર
> કદી તમારા હૃદયને સ્પર્શી શકવાનો નથી
> કે તમને મુગ્ધ બનાવી રણાંગણે ખેંચી શકવાનો નથી.
> ...તમારે માટે તો કસાઈની છરી, ને
> ઊન ઉતારનારનો અસ્ત્રો જ સરજાયેલ છે.
> ને તમારો વારસો — એ ભરવાડની ડાંગ,
> ગળાની ધૂંસરી, સાંકળ ને હાંકનારાનો ચાબખો...!

આ પછી પૂરા એક સૈકા બાદ કવિ મેક્સિમિલિયન વોલોશિન ૧૯૨૨માં લખે છે:

> ચાલો ને વેડફે નાખો,
> કબૂલી લો—
> તમારી ગરદન પર મૃત્યુનો ક્રોસ ને ખાંધ પર
> એક રાજસિંહાસન વહેવાનું.
> સદની ધજા ભલે ને ઊંચી હો,
> અમારાં આકાશ. કસુંબલાં સ્વપ્નનો
> રણકાર તો હજી અમારા આ અંતરમાં ગુંજે છે—

*

"કાર્લ માર્ક્સનો આધાર લઈને ઊભી થયેલી ક્રાંતિએ દેશની ગરદન પર એક નવોજ ક્રોસ ને એની ખાંધ પર એક નવું રાજસિંહાસન લાદ્યું છે! ખેર, એક ભયંકર ખૂનખાર મહાયુદ્ધનો અંત આવી જતાં, મારા પિતાએ ખરે જ હૃદયપૂર્વક, રશિયન પ્રજાનો એના અખૂટ ધૈર્ય બદલ આભાર માન્યો હતો.

"ને એ આભાર માને એમાં નવાઈ પણ શી હતી? બીજું કયું એવું રાષ્ટ્ર હતું કે જેણે એના જેવા આ 'નવા ઝાર'ને સહી લઈ, એના રાજની ધૂંસરી વહેવાની આટલી ધીરજ બતાવી હોત!

"એની એ ધૂંસરી... ને એ ચાબખો!" એનાં સ્પુટનિકો, એના ઉત્સવો, એની જ્યુબિલીઓ—એ પ્રત્યેક પ્રસંગે એની ચેતનાને મૂર્છિત બનાવી દેવા માટે વેડકાનો પીપની લહાણ: 'આપણે મહાનોમાં મહાન...!' 'આપણે સૌથી ઉત્તમ... સૌથી ઝડપી... સૌની મોખરે...' 'આપણે બધાને પાછળ નાખી દઈ આગળ નીકળી જનારા. અંતે, આપણે જ વિજયી...!'

"પાર્ટીને ઍટમ બૉમ્બ કે સ્પુટનિકની જરૂર જણાઈ... તો આકાશપાતાળ એક કરીને પણ એ મેળવી લેશે જ્ઞાન... બુદ્ધિ ને સર્જનની ક્ષમતામાં રશિયાને સમર્થોની કોઈ કાળે ખોટ પડી નથી. આજે પણ એ ધન... સંપદ એની પાસે ભરપૂર છે. સરકારને જરૂર પડ્યે ધરતીનાં પડ ફેડીનેય એવાં સમર્થોને શોધી કાઢશે... ને એવે વખતે પછી 'એ યહૂદી છે', 'જર્મન છે' કે 'અમીરકુળનું ફરજંદ છે' આવી નકામી ચૂંથાચૂંથમાં એ નહિ પડે. એને જેનો ખપ પડ્યો, એના સોએ ગુના માફ! જેના પર મહેરબાન થઈ નેતા વરસી પડ્યા, તેને પછી બંગલા, મોટરગાડીઓ, ને ઇનામ-ઇલકાબોની નવાજેશો ભીંજવી નાખવાની. પરંતુ સબૂર! એની આ ઉદાર સખાવતો જીતનાર માનવીએ શાંતિપૂર્વક આ

બધી સુખસગવડનો ઉપભોગ કરતા રહેવું હોય તો એની એક શરત કબૂલ રાખવી જ પડશે. ને તે એ કે, પોતે રાજીખુશીથી દેશ ને દુનિયાની નજરથી ઓઝલ રહી, રાતદિવસ એની પોલીસની ચોકી હેઠળ કામ કરવા તૈયાર છે! બહારની દુનિયાની વાત તો જવા દો. પોતાના જ દેશની પ્રજા સુધ્ધાં એના નામથી અજાણ રહે, એ રીતે મૂંગા બની જીવવાનું. આમ બંદી બનીને રહેલા અમારા દેશના જ્ઞાની-વિજ્ઞાની-સર્જકોનાં વૃંદ પોતાની વિદ્યા-બુદ્ધિના તેજ વડે અર્જિત લાજમી કીર્તિનો આનંદ એ શી ચીજ છે, એ કદી જાણી શક્યાં નથી.

"એમાંનાં કેટલાંયને હું ઓળખું છું ને જાણું છું કે ૧૯૫૩ની સાલ પછી પણ એમની એ સ્થિતિમાં કશો જ ફેર પડ્યો નથી. તેજસ્વી બુદ્ધિશક્તિવાળા ને મન મોહી લે એવાં માનવીઓએ અમારા દેશને દુનિયામાં ગૌરવ અપાવે એવાં સર્જન સંશોધનનાં કામ કરેલાં છે. પરંતુ એમની જિંદગી જુઓ તો એકાન્તે જીવનારા જોગી જેવી! એ લોકોને પરદેશ જવાની છૂટ નથી. એટલું જ નહિ, મૉસ્કોમાં પણ તેઓને કોઈ પરદેશીને મળવાનો અધિકાર નથી. અરે, ભારતીયો જેવા નિરુપદ્રવી પરદેશીઓને સુધ્ધાં મળવાની એમને છૂટ નહિ! એમણે મેળવેલાં અનેક શુભ ઇનામો-ઇલકાબોની વાત કદાચ કોઈએ સાંભળી નહિ હોય. ને એટલે જ તો સરકારનો કોઈ સામાન્ય અમલદાર પણ એમની હસ્તીને તુચ્છ ગણી, રુઆબ કરતો એમની આગળ થઈ પસાર થઈ જતો હોય છે. એને બિચારાને વહેમ સરખો ક્યાંથી હોય કે આ માનવંતા નાગરિક તો પોતાના દેશને માટે જ નહિ પણ દુનિયાને માટે એક ગૌરવ લેવા જોગ વ્યક્તિ છે. ને એમની આગળ તો એણે પોતે ટોપી ઉતારીને અદબભેર આદર જતાવવાનો હોય!

"સરકારને ખપ પડતાં ગમે તેને બ્રેતરવા તૈયાર, પોતાના 'મહૂદીદ્વેષ'ની કૃપા ત્યાં સંકેલી લેવાની, પરંતુ કમ્યુનિસ્ટ પાર્ટીની સેન્ટ્રલ કમિટીમાં કે એના તંત્રની કચેરીઓમાં, ક્યાંય તમને એક પણ મહૂદી શોધ્યો નહિ જડે. પણ જો કદીક અર્થશાસ્ત્રનો કોઈ કોયડો એમને મૂંઝવતો હશે, યા પરદેશનીતિમાં ક્યાંક ગૂંચ ઊભી થઈ હશે, યા તત્ત્વજ્ઞાનનો કોઈ સવાલ સમજ્યા વિના વાત આગળ ચલાવવી મુશ્કેલ દેખાતી હશે, તો તે વખતે સેન્ટ્રલ કમિટી વતી, તે તે વિષયના નિષ્ણાતો-ને—સ્પેશિયાલિસ્ટોને—શોધી કાઢી એમની મદદ લેવાતી રહેશે. એમના દુર્ભાગ્યે જ કહોને, મોટા ભાગના એ બધા નિષ્ણાતો મહૂદીઓ જ નીકળતા હોય છે! પણ સબૂર. એ નિષ્ણાતોનો ખપ માત્ર એમને હકીકત ને માહિતી પૂરી પાડવા પૂરતો જ મર્યાદિત રહેવો જોઈએ. એ માહિતીના સંદર્ભમાં જે તે વિષયની ચર્ચા કરવામાં કે એના પરથી નિર્ણય લેવાના કામમાં પછી એ નિષ્ણાતોની કશી જ દખલ ન રહેવી જોઈએ. કેટલીક વાર તો તજ્જ્ઞોને પોતે લખેલા લેખો પણ રશિયન ઉપનામ હેઠળ છપાવવા પડતા હોય છે. અલબત્ત, એટલું તો કબૂલ કરવું જ પડે કે ૧૯૫૨ના કાળ કરતાં —એટલે કે જ્યારે મહૂદીમાત્રને મૉસ્કો બહાર કાઢવાની વાતો ચાલતી હતી, તેની સરખામણીમાં —આજની સ્થિતિ ક્યાંય બહેતર ગણાય. ગમે તેમ માનો, પણ આખરે સોવિયેતની પ્રગતિનું માપ આજે તો આ જ છે.

"રાજદૂત તરીકેનું ખાસ શિક્ષણ પામેલા એક બાહોશ યુવાનને અમેરિકાની સોવિયેત એમ્બેસીમાં કામ કરવાને લાયક ગણીને લગભગ બધી રીતે પસંદ કરવામાં આવ્યો હતો, પણ વિદેશ મંત્રાલયમાં ઓફિસો પાસે એનું નામ ગયું કે એને ઉમેદવારી માટે પણ નાલાયક ઠરાવી એનું નામ કાઢી નાખવામાં આવ્યું! કારણ એક જ કે એ મહૂદી હતો. આ બનાવ ૧૯૫૨માં નહિ, ૧૯૬૨માં બને છે...!

"તો શું આ બધાંને આપણે પાર્ટીના પવિત્ર ધ્યેયને વફાદાર કાર્યો લેખવાં પડશે? હરગિજ નહિ. એ કરતાં તો હું ૧૯૧૭ની ક્રાંતિની ઘટનાને એક કમનસીબ ને ઘાતક ઘટના તરીકે લેખનારાઓના મત સાથે સંમત થવા તૈયાર થઈશ...

"આજ સુધી મેં જે કંઈ જોયું, જાણ્યું, અનુભવ્યું છે, ને જે ઇતિહાસે પોતે પ્રગટ કરેલું છે, તે બધું જ મને આ નિષ્કર્ષ ભણી દોરી જનારું છે."

૯

આ પછી સ્વેતલાના પાર્ટી સભ્ય તરીકેના પોતાનાં અનુભવની એકએ વાતો આપણને કહે છે:

"પાર્ટી સભ્ય તરીકેનું મારું જીવન તદ્દન અસફળ ગણાય. સામાન્ય રીતે રાજકારણ એ કદીય મારા રસનો વિષય રહ્યો નથી. ને તેમાંય સોવિયેતમાં તો 'રાજકીય પ્રવૃત્તિ' એ માત્ર ઉપરછલ્લો ડોળ ને દંભનો જ વિષય બની ગયેલ છે. એની મીટિંગોમાં અનવરત ચાલ્યા કરતી ચર્ચાઓ એટલે નકરી ડાયા-ફ્રૂટ જ. 'આવા માણસની દીકરી ને તે પાર્ટીની બહાર? એ કેવું દેખાય?' આ દલીલને વશ થઈ, ૧૯-પ૧ની સાલમાં અનેક ઉપાલંભો સહ્યા પછી આખરે મારે અનિચ્છાએ પાર્ટી સભ્ય બનવું જ પડ્યું. હું નિયમિતપણે મારી સભ્ય ફી ભરી દેતી, ને કલાકો લગી એની મીટિંગોમાં મૂગી મૂગી બેસી રહેતી. મારા સમગ્ર પાર્ટી-જીવન દરમિયાન માત્ર બે જ પ્રસંગોએ મને ઊભા થઈને બોલવાની પ્રેરણા થયેલી..."

સ્વેતલાના એના પાર્ટી-જીવનના પહેલા પ્રસંગની વાત કરે છે, જેમાં ઇલિયા એહરનબર્ગ નામના રશિયન લેખકની નવલકથા 'ધ થૉ' ને વખોડી કાઢવા માટે પાર્ટી-સભ્યોની એક મીટિંગ બોલાવવામાં આવી હતી. 'ધ થૉ' એટલે 'બરફ પીગળવાની મોસમ'. આ શીર્ષક હેઠળ લખાયેલી એ નવલકથામાં બહુ જ ઝાંખી ને અસ્પષ્ટ છતાં પ્રગટ રીતે સાહિત્યમાં પહેલી જ વાર સોવિયેત તંત્ર હેઠળ ચાલતા દમનની આડકતરી રીતે ઝાંખી કરાવવામાં આવેલી, ને ૧૯૫૩ના ગાળા પછી કેવી રીતે એ દમનનાં વળતાં પાણી થઈ રહ્યાં હતાં એનો સૂચક ઇશારો એમાં આવતો હતો. પરંતુ પાર્ટી સભ્યને મન તો પાર્ટીની જરા સરખી ટીકા એટલે ઝેર સમાન. એટલે એ સભામાં પ્રત્યેક પાર્ટી સભ્યે ઊભા થઈ એહરનબર્ગની નવલકથાની ખૂબ ઝાટકણી કાઢી: એમાં સોવિયેતના જીવનને ગાઢા કાળા રંગે ચીતરેલું' ને 'પશ્ચિમની નકલ કરનારું' છે એમ કહી એને વખોડી કાઢી."

આ બધું સાંભળી રહેવાયું નહિ, એટલે સ્વેતલાનાએ પણ ઊભાં થઈ ને કહ્યું કે, "આ તે કેવી વાત! ખુદ આપણી પાર્ટીએ પોતાની ભૂલો કબૂલ કરી છે. પાર્ટીનાં સત્તાવાર છાપાંમાં સુધ્ધાં ભૂતકાળની એ ભૂલોનો ઉલ્લેખ થઈ રહ્યો છે, કેદખાનાં ને શ્રમ છાવણીઓમાંથી છૂટી છૂટીને લોકો આપણી વચ્ચે આવી વસવા લાગ્યા છે... આ બધું જોયા જાણ્યા પછીય એહરનબર્ગ પર આ પ્રકારના આક્ષેપો કરવા કે એની ટીકા કરવી, એ કેટલું બેહૂદું છે!"

સ્વેતલાના ઉમેરે છે કે—

"એ સભામાં પ્રોફેસર એ.એસ. મ્યાસ્નિકોવ—જે તે વખતે અમારા બેરી હતા—તેમણે માત્ર આ મંતવ્યને 'રાજકીય દૃષ્ટિએ' તદ્દન અપક્વ ને બિનજવાબદાર ગણાવી વખોડી કાઢ્યું હતું. આ મ્યાસ્નિકોવ સાહેબે ગોર્કીનાં લખાણો બાબતનું એક પુસ્તક લખીને રશિયામાં ઇતિહાસને કેમ સુધારી શકાય છે એનું દૃષ્ટાંત પૂરું પાડેલું હતું—બોલ્શેવિકો વિષે, ક્રાંતિ વિષે ને લેનિન વિષે ગોર્કીએ જે 'ટીકા કરતાં' લખાણો લખેલાં, એ તમામને પોતાના એ પુસ્તકમાંથી બાકાત રાખીને સ્તો..."

ખેર, બીજી વાર પોતે પાર્ટી મીટિંગમાં બોલવા ઊભી થયેલી તે પ્રસંગ હતો સિન્યાવ્સ્કી ને ડેનિયલ નામના બે જાણીતા લેખકોને, એમનાં લખાણો માટે દોષિત ઠરાવી, એકને સાત વરસની ને બીજાને પાંચ વરસની સજા ઠોકી કાળાં પાણીએ ધકેલી દેવાયેલા, તે અંગેનો. સ્વેતલાના કહે છે કે, "અહીં પણ દુઃખદ આશ્ચર્ય ઉપજાવે એવી હકીકત તો એ છે કે, ક્રુશ્ચેવની વીસમી કોંગ્રેસને દસ વરસ વીતી ગયા પછી છેક ૧૯૬૬ની સાલમાં આવો બનાવ બની રહ્યો હતો!" બનાવની વિગત આપતાં

એ કહે છે કે, "સોવિયેત 'લિટરરી ગેઝેટ'ના અધિકારી પર ઇન્સ્ટિટ્યૂટ ઑફ વર્લ્ડ લિટરેચરના સાહિત્યિક વર્તુળ તરફથી બધા લેખકોની સહીઓ સાથે એક પત્ર લખવાનો હતો, ને એમાં સોવિયેત સરકારે પેલા બે લેખકો પર તહોમતો મૂકીને જે સજા ફટકારી હતી તેમાં સાથ પુરાવતી સંમતિ જાહેર કરવાની હતી. હવે બનેલું એવું કે, ઇન્સ્ટિટ્યૂટના કેટલાક લોકોએ ખુલ્લી રીતે એ સજા સામે પોતાનો વિરોધ દર્શાવ્યો હતો, કેટલાકે એ બાબત સંપૂર્ણ મૌન જાળવ્યા છતાં, ઇન્સ્ટિટ્યૂટ તરફથી મોકલવામાં આવનાર સહિયારા સંમતિ પત્ર પર સહીઓ કરવાની સાફ ના પાડી દીધી હતી. પાર્ટી કમિટીની નેતાગીરીથી પોતાના આદેશનો આવો શાંત વિરોધ પણ શી રીતે સાંખી લેવાય? ઇન્સ્ટિટ્યૂટના સંશોધન કાર્યમાં ભાગ લઈ રહેલ એક કર્મચારીએ જાહેરમાં આ બધા કૌભાંડ સામે પોતાનો અણગમો જાહેર કર્યો ને ખુલ્લંખુલ્લા એક સમર્થ કલાવિવેચક તરીકે ને પોતાના સંશોધન કાર્યમાં મદદરૂપ થવા બદલ સિન્યાવ્સ્કી પ્રત્યે આદર ને આભારની લાગણી પ્રગટ કરી કે તાબડતોબ એને એના આ ગુના બદલ ઇન્સ્ટિટ્યૂટના કર્મચારીપદેથી પાણીચું આપી દેવામાં આવ્યું. ઇન્સ્ટિટ્યૂટનું વાતાવરણ આ દિવસોમાં એટલું બગડી ગયેલું કે, ઘણા જૂના કાર્યકર્તાઓ તો કહેતા કે અત્યારના વાતાવરણમાં પાછી '૩૭ની સાલ જેવી ગૂંગળામણ વર્તાય છે."

"એ દિવસોમાં પાર્ટીની એક મીટિંગમાં" સ્વેતલાના કહે છે કે, "હું બોલવા ઊભી થયેલી. ને કહેલું કે, ઇન્સ્ટિટ્યૂટના સભ્યો સાથે આ રીતે વર્તવું એ તદ્દન શરમભર્યું છે...ને લેખકો ઉપર આ પ્રકારનાં તહોમતો મૂકીને મુકદ્દમા ચલાવવા એ પણ એક મોટી ભૂલ જ છે. સાહિત્યની દુનિયામાં બધાંની સાથે સરખા સરખીના ને બરોબરિયા જેવો જ વર્તાવ હોવો જોઈએ. દોષિત ઠરાવાયેલા લેખકોનાં લખાણો અમને વાંચવા દેવામાં જ ન આવે તો અમે અમારા અભિપ્રાયો શી રીતે બાંધી શકવાનાં હતાં? પોતાના સાથી બિરાદરોના મોં પર પાયા વિનાના રાજકીય આક્ષેપો ફેંકાવવાનું હવે તો બંધ થવું જોઈએ...કોઈ પણ પ્રકારનાં જાહેરનામાં હોય, એના પર પોતે સહી કરવી કે ન કરવી, એ લેખકની પોતાની મુનસફીની વાત છે...વગેરે

"અમારી એ દિવસની મીટિંગમાં બે દિવસ સુધી ખૂબ ગરમાગરમ ચર્ચાઓ થયેલી. ઘણા લોકોએ મારી વાતને ટેકો આપેલો. પરંતુ ઇન્સ્ટિટ્યૂટના ડાયરેક્ટર પ્રોફેસર આઈ. આઈ. એનિસિમોવના મતે વિરોધ પ્રદર્શિત કરનારાં સૌ 'રાજકીય દૃષ્ટિએ અપક્વ' ઠર્યાં હતાં. સાહિત્યિક વર્તુળમાં 'વાન્કા--કેઈન'ના ઉપનામથી ઓળખાતા 'રાજકીય દૃષ્ટિએ પક્વ' આ એનિસિમોવે ૧૯૩૭ની સાલમાં પોતાના કેટલાય બિરાદરોને દગો દેવાનું કામ કર્યું હતું."

સ્વેતલાના કહે છે કે સોવિયેત સત્તાએ અમારા સોવિયેત નાગરિકના જીવનમાં બાળપણથી જે દંભ ને દોરંગાપણું સીંચવાનું કામ કર્યું છે તે એનું સૌથી વધુ લજ્જાભર્યું ને હીણપતભર્યું કામ છે. બાળપણમાં છોકરું નિશાળે જતું થાય ત્યારથી એના પર ચડાવવામાં આવતા આ રંગને કારણે અમારા નાગરિકને માટે આ એક રીઢી આદત જેવું થઈ પડ્યું છે. જે લોકો પાર્ટીમાં ન હોય એમને દરેક બાબતમાં પોતાનો મત આપવાની કોઈ ફરજ પાડતું નથી. પરંતુ પાર્ટીના સભ્ય હોય એણે તો એમની આગળ રજૂ થનારા પ્રત્યેક સવાલ પર ઊભા થઈ ને પોતાનો મત દર્શાવવો જ જોઈએ, એવી ફરજ પાડવામાં આવે છે. આ ફરજિયાતપણાને કારણે એમને એક એવી આદત જ પડી ગઈ હોય છે કે, પાર્ટી માગે ત્યારે એક અભિપ્રાય પ્રગટ કરવો ને ખાનગીમાં બીજો જ મત ધરાવવો. પાર્ટીની મીટિંગમાં અમુક એક અભિપ્રાય વ્યક્ત કરનારી વ્યક્તિને મીટિંગ પત્યા પછી બહાર મિત્રો સાથેની વાતચીતમાં બીજો જુદો જ અભિપ્રાય વ્યક્ત કરતી જોવી, એમાં કોઈને અહીં કશી જ બેહૂદગી જણાતી નથી."

સોવિયેત સમાજની આ લાક્ષણિકતા પ્રત્યે આંગળી ચીંધ્યા પછી સ્વેતલાના કહે છે કે... "આ

લેખકો પર કોર્ટમાં બંધ બારણે ચલાવેલા એપ-શુંકનિયાળ મુકદ્દમા પછી ઇન્સ્ટિટ્યૂટના ગૂંગળાવનારા વાતાવરણમાં હું શ્વાસ લઈ શકી નહિ. ૧૯૬૬ના ઉનાળામાં મેં એનો ત્યાગ કર્યો. જોકે ઇન્સ્ટિટ્યૂટના ડાયરેક્ટર સાહેબને તો એથી ખુશી જ ઊપજી હશે. તે પછી તો હું ઘેર જ રહેતી—સંઘની બહારની બનીને. મારાં છોકરાંની સંભાળ લેતી ને માંદા બ્રજેશ-સિંહની ચાકરી કરતી.

"જે સંસ્કૃતિને મેં આજ લગી કેવળ વાચન દ્વારા જ જાણી હતી, તેના ડહાપણનો પરિચય બ્રજેશે મારા જીવનમાં પ્રવેશીને મને કરાવ્યો. મહાત્મા ગાંધી કે જેને મન ભારતીય તત્ત્વજ્ઞાને પ્રબોધેલ સત્ય ને અહિંસા એ કેવળ શાબ્દિક ઉપદેશ નહિ પણ જીવનમાં પળે પળ આચરવાની વસ્તુ હતી એ ગાંધીના જીવનચરિત્રે વર્ષો પૂર્વે મને મુગ્ધ બનાવી હતી. એવા એ ગાંધીના ભારતમાંથી આવીને એક માનવીએ—કહો કે જીવંત ભારતે—જ્યારે સદેહે મારા ઘરમાં પ્રવેશ કર્યો, ત્યારે 'તારા પાડોશીનું ભૂંડું તાક મા,'—ના ઈશુના ઉપદેશનો ખરો મર્મ મને સમજાયો..."

સ્વેતલાનાનું મન બે પ્રકારના કમ્યુનિસ્ટના—બ્રજેશ અને પોતાના પિતાના ગુણાવગુણની તુલના કરવા લાગે છે. એને લાગે છે કે, બેઉ પાસે જીવનને જોવા માટેના કેવા બે તદ્દન ભિન્ન દૃષ્ટિકોણ હતા! એકની પાસે હતી સહિષ્ણુતા, બીજાની પાસે કટ્ટર સત્તાંધતા. એકને હૈયે વસતી હતી શાંતિ, બીજાને ડારતો રહેતો ભય. એકની પૂંજી હતી માનવીનો વિશ્વાસ, બીજાની દૃષ્ટિને કલુષિત કરતો હતો સંશય. એક હતો નિરભિમાની વિનમ્ર માણસ, બીજો હતો ઉગ્ર મહત્ત્વાકાંક્ષાઓનો ઉત્તાપ. ક્ષમા એ એકને મન ભૂષણ હતું, બીજાને મન મહત્ત્વ હતું વેરની આગનું. એકના હૃદયમાં માનવીને માટેનું મમત્વ હતું, બીજામાં દ્વેષની કડવાશ. એકને આત્મબળમાં, તો બીજાને શસ્ત્રની શક્તિ પર ભરોસો હતો."

માનવ પ્રકૃતિના આ બે તદ્દન નિરનિરાળા ભાવ-પ્રવાહોનું મૂલ્યાંકન કરતું સ્વેતલાનાનું મન સ્વગતો-ક્તિમાં ઉદ્ગાર કાઢતું: 'બ્રજેશનું ચરિત્ર, એનું સમગ્ર જીવન, રે, એનું મૃત્યુ સુધ્ધાં સોવિયેતની જીવનસરણીના—એના સમગ્ર તંત્રના—પ્રતિવાદ રૂપ હતું. એટલા જ માટે તો અમારું રાજ્ય એના જેવી નિરુપદ્રવી ને સૌમ્ય સુશીલ વ્યક્તિને પોતાની સામેના એક પડકાર રૂપ સમજીને એની વિરુદ્ધ ખડું થઈ ગયું...

ખેર, પણ એ તો મરીનેય એની સામે જીતી ગયો છે: મારા હૈયામાં પોતાનું સ્થાન જમાવી લઈ, કેવળ મારા જ નહિ, મોસ્કોમાં એના પરિચયમાં આવનારા અનેક લોકોના હૃદયમાં પણ માનવવિકૃતિનાં એ બધાં તત્ત્વોને એણે પરાસ્ત કર્યાં છે...ના, ક્રુશ્ચેવ મને મારા ભૂતકાળની વિભીષિકામાંથી છૂટવાનો માર્ગ બતાવી શકે તેમ નથી. ભારતીય સંસ્કૃતિની વત્સલ જ્ઞાનદીપિકાનો પ્રકાશ જ મારી એ શૃંખલાઓને ઓગાળી દઈ શક્યો છે. મારે હવે કંઈ કરવાનું હોય તો એક જ: મારા પુરાણા જીવન સાથેના ભૌતિક ઔપચારિક બંધો સર્વથા છિન્ન કરી મુક્ત બની રહેવું...



# મધ્યસત્ર ચૂંટણીનો ચમત્કાર : નવેસરથી ચિંતન?

૧

ભારતની પાંચમી સાર્વત્રિક ચૂંટણી ઇન્દિરાજીએ એક વર્ષ વહેલી યોજી કેમ કે, તેમને મતે તેઓ જે ફેરફારો કરવા માગતાં હતાં તેમાં તેમને આડ-અડચણો થઈ રહી હતી. એક તો, કોંગ્રેસના વિભાજન પછી પાર્લમેન્ટમાં તેમની ચોખ્ખી બહુમતી રહી ન હતી. તેમને જે - તે પક્ષો અને જૂથો ઉપર આધાર રાખવો પડતો હતો; અને 'અત્યાઘાતી'ઓ તથા ન્યાયતંત્ર સુધ્ધાં તેમના પંથમાં આડખીલી બની રહ્યાં હતાં. પરિણામે, પ્રજા પાસેથી નવી ચૂંટણી દ્વારા નવો મેન્ડેટ મેળવવાના હેતુથી ચાલુ લોકસભાનું વિસર્જન કરીને મધ્યસત્ર ચૂંટણીનું સાહસ ખેડ્યું.

આ મધ્યસત્ર ચૂંટણીમાં પ્રજાએ જે ચુકાદો આપ્યો છે તે અભૂતપૂર્વ છે. ૫૧૫ (કુલ ૫૧૮)માંથી ૩૫૦ બેઠકો શાસક કોંગ્રેસને પ્રાપ્ત થઈ છે. અને તેમના હરીફ લોકશાહી મોરચાએ ૩૫૦ સંયુક્ત રીતે અને ૯૫ સ્વતંત્ર રીતે, એમ કુલ ૪૪૫ બેઠકો માટે જંગ ખેલ્યો હતો, પરંતુ તેને માત્ર ૫૦ બેઠકો જ મળી છે. સાથોસાથ કમ્યુનિસ્ટ પક્ષો જે પોતાનું કાઠું વધારી રહ્યા હતા તેમની હસ્તી પણ રાષ્ટ્રીય સ્તરે સાવ કંગાલ બની ગઈ છે. બંગાળમાનો માર્કસવાદીઓનો એકજ્ગી ગઢ પણ તૂટ્યો છે. બીજી બાજુ, મુસ્લિમ લીગ જે માથું ઊંચું કરતી હતી તેનું રાજકીય અસ્તિત્વ પણ નહિવત્ બન્યું છે.

આમ, ઇન્દિરાજીએ પોતાના હરીફ 'લોક મોરચા'-માંના સંસ્થા કોંગ્રેસ, સ્વતંત્ર પક્ષ, જનસંઘ, સં. સ. પક્ષની તથા પોતાના સાથી-ટેકેદાર બનેલા પ્ર. સ. પક્ષ, ભારતીય સામ્યવાદી પક્ષ અને લીગની તથા બંગાળમાં જેની સામે સામી છાતીએ જંગ હતો તે માર્કસવાદી પક્ષની — આમ, દેશના તમામ મુખ્ય રાષ્ટ્રીય પક્ષોની રાષ્ટ્રીય ભૂમિકા જ હરી લીધી છે! ડી. એમ. કે.-ને જે વિજય મળ્યો છે તે ઇન્દિરા-પક્ષની સાથેના કરારને કારણે અને ભારતીય સામ્યવાદી પક્ષે જે થોડોક સારો દેખાવ કર્યો છે તેય અરધાથી વધુ બેઠકો ઇન્દિરા પક્ષ સાથેની સમજૂતીના પરિણામે છે.

વળી, જ્યાં સંસ્થા કોંગ્રેસનું શાસન પ્રવર્તે છે તે ગુજરાતનો ગઢ તૂટ્યો છે, અને મૈસૂરમાં તો તેના પગ નીચેની ધરતી જ ખસેડી લેવાઈ છે. એવી જ સ્થિતિ ઓરિસ્સામાં સ્વતંત્ર પક્ષની બની છે. અને લોક મોરચો વત્તા બી.કે.ડી.ની બનેલી ઉત્તર પ્રદેશ અને બિહારની સંવિદ સરકારો પણ કશા જ આધાર વિનાની હવામાં હવાતિયાં ખાતી થઈ ગઈ છે.

આ રીતે, ભારતની પ્રજાએ ઇન્દિરાજીને તેમણે માગેલી આ ચોખ્ખી બહુમતી આપી છે; એટલું જ નહિ તેમને ૨/૩ બહુમતી આપીને બંધારણ બદલવાનીય પૂરી સગવડ કરી આપી છે. આ પરિણામોએ એવું સૂચવી દીધું છે કે ભારતમાં એક સિવાય બીજો કોઈ રાષ્ટ્રીય સ્તરનો પક્ષ છે જ નહિ (વ્રજમાં એક જ પુરુષ છે, બાકી બધી ગોપીઓ!) અને આપણા જ બેઠા છીએ ત્યારે કુંજૂસાઈ શું કામ? લોકસભામાં ઓંખારીને અવાજ કાઢી શકે, સત્તાપક્ષની ખુરશી-ઓને ઊંચીનીચી કરી શકે, અધ્યક્ષને કપાળે પસીનો લાવી શકે તેવી વ્યક્તિઓ-આચાર્ય કૃપાલાની અને ડાંગેએ સ્વેચ્છાએ નિવૃત્તિ લીધી છે. રામસુભગ-

સિદ્ધ, મસાણી, રંગા, લિમયે, ફર્નાન્ડિસ, તારકેશ્વરી, સુચેતા આ સૌને રૂખસદ મળી છે!

જનતા-જનાર્દનનું આ કેવું વિચિત્ર પગલું છે! ૧૯૬૭માં તેણે ૨૦-૨૦ વરસના અખંડ કોંગ્રેસના એકધારા એકદળી શાસનથી વારીને, એક-પછી પ્રભાવના ઓથારને પોતાના શિરેથી એકાએક દૂર કરીને, એક ચમત્કારી રૂપ દાખવ્યું હતું. આજે ફરી એ જ જનતા-જનાર્દને જાતે કરીને અગાઉથીય અદકેરું એકચક્રી શાસન ઇન્દિરાજીના હાથમાં ધરી દઈને બીજું જ રૂપ દાખવ્યું છે!

શાથી? કારણો અનેક છે અને હશે. પહેલાં ઇન્દિરાજીના વિરોધીઓ અને ટીકાકારોની વાત જોઈએ. તેમના મતે—

* પહેલી વાત: ઇન્દિરાજીએ તેમના શાસનનો ગેરઉપયોગ કરીને લાભ લીધો છે; ઉદ્યોગપતિઓને દબાવી-લલચાવીને અઢળક નાણું પડાવી લીધું છે; રેડિયો દ્વારા એકતરફી પ્રચાર કર્યો છે; સરકારી સાધનો-વાહનોનો ઉપયોગ પણ પક્ષપ્રચાર માટે કર્યો છે; મતદાનની શુદ્ધિ જોખમાવી છે—સામા પક્ષના કાર્યકરોને નાણાંથી ફોડવાના પ્રયાસો કર્યા છે; ધાકધમકીઓ પણ આપી છે.

આ પ્રકારના આક્ષેપોમાં ભલે આંશિક સત્ય હોય, પરંતુ, સત્તાપક્ષોને આવી તક રહેતી જ હોય છે; એને કારણે ચૂંટણીમાં તેમને આંશિક લાભ મળતો હોય છે. પરંતુ તે 'આંશિક' જ. જેઓ આવી વાતોને અતિ મહત્ત્વ આપે છે તેઓ પ્રજાની નજરમાં વધુ ને વધુ હલકા પડે છે...

* બીજી વાત: ઇન્દિરાજીએ 'ગરીબી હટાવ'ના સૂત્ર દ્વારા આદિવાસીઓ, હરિજનો અને ગરીબ વર્ગોને આશાઓ આપીને તથા મુસ્લિમોને બિનસાંપ્રદાયિકતાને નામે રક્ષણ આપવાની ખાસ હિમાયત કરીને, 'રોટી-રોજી' અને 'રક્ષણની' ગરજ પ્રજાને આંજી દીધી છે.

આ ટીકા બહુતઃ સત્ય હોય તોય શું? ઇન્દિરાજીનો દાવો એ છે કે પોતાનો જ પક્ષ સાચો લોકતંત્રવાદી છે, સાચો સમાજવાદી છે અને સાચો બિનસાંપ્રદાયિક છે: માટે લોકશાહી, સમાજવાદ અને બિનસાંપ્રદાયિકતાને સિદ્ધ કરવા ઇચ્છતા પક્ષોએ એમનો વિરોધ કરવાનો રહેતો નથી. વિરોધ કરનારાઓમાં લોકશાહી મોરચો તો સમાજવાદનો જ વિરોધી છે; રાજાશાહી, ધનિકશાહી અને કોમવાદનો પક્ષકાર છે; પ્રત્યાઘાતી છે. એમને માટે આજના પ્રગતિશીલ યુગમાં સ્થાન હોઈ ન શકે. બીજી બાજુ, જેઓ સામ્યવાદ લાવીને ગરીબી હટાવવાની હાકલો કરે છે તેમાના નક્સલવાદી સામ્યવાદીઓ હત્યા દ્વારા ક્રાંતિની ધૂનમાં ચૂંટણીથી દૂર રહ્યા છે. માર્ક્સવાદી કમ્યુનિસ્ટો ચૂંટણી લડવા છતાં હિંસા અને બંધારણ તોડવાની વાત પર મુસ્તાક છે. ભારતીય સામ્યવાદી પક્ષ એક પગ સમાજવાદમાં અને બીજો પગ સામ્યવાદમાં રાખે છે. એમનો ટેકો લઈ શકાય, પણ એમના પર આધાર ન રાખી શકાય; એમના હાથમાં સત્તાનાં સૂત્રો સોંપી ન શકાય.

ટૂંકમાં રાજ્યશાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો, ઇન્દિરાજીનો પોતાનો પક્ષ ડાબેરી ઝોકવાળો—left of the centre છે. લોકશાહી, સમાજવાદ અને બિનસાંપ્રદાયિકતાનો હામી છે; પ્રગતિશીલ છે. આથી પ્રજા સમાજવાદી, સંયુક્ત સમાજવાદી અને ઘણે અંશે ભારતીય સામ્યવાદી પક્ષની અને બી.કે.ડી., બાંગલા કોંગ્રેસ, ઉત્કલ કોંગ્રેસ, કેરળ કોંગ્રેસ વગેરે પ્રાંતિક જૂથોની હયાતી अनावश्यक— redundant છે; મુસ્લિમ લીગ, અકાલી દળ વગેરેને પોતાના હિતરક્ષણ અર્થે કોમી ધોરણે પક્ષો રચવાની આવશ્યકતા નથી; તેઓ 'રીડન્ડન્ટ' છે.

બીજી બાજુ, જમણેરી છેડાના બિનસમાજવાદી 'પ્રત્યાઘાતી' પક્ષો (લોકશાહી મોરચાવાળા) તથા બીજા છેડાના ક્રાંતિવાદી સામ્યવાદી (નક્સલવાદી અને માર્ક્સવાદી) પક્ષો अप्रस्तुत irrelevant છે... ભારતને લોકશાહી, સમાજવાદ અને બિનસાંપ્રદાયિકતાની જરૂર છે. એ પાર પાડવાનું બીડું અમારા (ઇન્દિરાજીના) પક્ષે ઝડપ્યું છે. ઇન્દિરાજીને ટેકો એ રાષ્ટ્રને ટેકો છે...

ઇન્દિરાજીનો આવો દાવો હતો.

લોકશાહીમાં તમામ કાયદેસર પક્ષોને પોતાના દાવા પ્રજા સમક્ષ રજૂ કરવાનો અધિકાર છે. આ દાવા સાચા છે કે ખોટા તેનો નિર્ણય ચૂંટણી પ્રસંગે મતદારો કરે છે. આ વખતની ચૂંટણી વખતે લગભગ બધા જ પક્ષોએ પોતાનો દાવો આગળ ધર્યો હતો કે તે લોકશાહી છે, સમાજવાદી અને બિનસાંપ્રદાયિક છે. શાસક કોંગ્રેસે તો આ ત્રણ ઉપરાંત રાષ્ટ્રીયતા(રાષ્ટ્રીય વફાદારી)નો મુદ્દો પણ પોતાને પક્ષે ઉમેર્યો હતો. અને આ બધા જ પક્ષોએ પોતપોતાની રીતે, પોતાના પક્ષની 'સરસાઈ' સાબિત કરવા અને બીજા પક્ષોની 'પોકળતા' પુરવાર કરવા શક્ય એટલી ઝુંબેશ ચલાવી હતી. લોકશાહીમાં આવી ઝુંબેશ આવશ્યક છે.

૨

અંતે, ચૂંટણીના દિવસો આવી પહોંચ્યા ત્યારે દેશભરમાં બે મુખ્ય પરિબળો પ્રજા સમક્ષ ઠીકઠીક સ્પષ્ટરૂપે તરી આવ્યાં હતાં. એમાંથી એક તે શાસક કોંગ્રેસ. તેણે થોડેક સ્થળે પ્રજા સમાજવાદી, ભારતીય સામ્યવાદી તથા મુસ્લિમ લીગ સાથે ચૂંટણી સમજૂતી કરી હતી. ડી. એમ. કે. સાથે પાકું સમાધાન સાધ્યું હતું. તે સિવાય મોટે ભાગે એ સ્વતંત્ર રીતે જંગમાં ઝંપલાવ્યું હતું: તેની સામે મુખ્ય હરીફ હતો લોકશાહી મોરચો. આરંભમાં તેના આંતરિક વિસંવાદોને કારણે તે ખોખરો થવા લાગ્યો હતો; પરંતુ ચૂંટણી આવતાં સુધીમાં તો તેણે સારો આકાર લઈ ચૂક્યો હતો. કુલ ૩૫૦ બેઠકો ઉપર તો તેણે સંયુક્ત રીતે લડત આપી હતી.

આ જોતાં બંને વચ્ચે સારો જંગ જામશે એવી આગાહીઓ પણ જાગી હતી. ઇન્દિરાજીના પક્ષને અગાઉની ૨૨૦ બેઠકો કરતાં બહુ બહુ તો પચીસ પચાસ વધારે મળે અને મોરચાના પક્ષોય તેમની કુલ ૧૫૦ બેઠકોમાં બીજી ૨૫–૫૦નો ઉમેરો કરી શકે એવી ધારણાઓ થઈ રહી હતી. (જગજીવનરામ જેવાએ પણ આવો અંદાજ બાંધવા માંડ્યો હતો!)

પરિણામ આ બધી ધારણાઓની હાંસી ઉડાવનારું છે. પરિણામ ચમત્કારિક કહી શકાય એવું આવ્યું છે. ઇન્દિરાજીની કોંગ્રેસ સિવાયના બધા પક્ષો લગભગ અસ્ત પામ્યા છે. શું આખી પ્રજાએ એકવ્યક્તિ-પ્રભાવમાં આખા દેશને ધરી દઈને ગોઝારો જુગાર ખેલ્યો નથી? રોટી-રોજીની ગરજુ પ્રજાએ અને સ્થિરતા, સુરક્ષિતતાની એની આરજૂએ પક્ષો, પ્રદેશો, કોમો, ભાષાઓ અને ઇતર વાડાઓથી પર થઈને અજબ એવી 'રાષ્ટ્રીય એકતા' પ્રગટ કરી છે, એમ કહીશું? પ્રશ્નથી કાઢી નાખીને કહીએ તો, કશા જ પ્રકારના વિરોધ, પડકાર અને ભય વિનાનો 'પરમાધિકારી તાજ' ઇન્દિરાજીને શિરે પહેરાવી દીધો છે, એ વાત સ્પષ્ટ છે.

પરિણામ? absolute power corrupts absolutely ઍક્ટનનું આ મહાસત્ર આ જ પૂર્વે અચૂક સાચું પુરવાર થતું આવ્યું છે. લોકશાહી પ્રકારનો અખતરો કરનારા આફ્રિકા અને એશિયાના નવોદિત દેશોનો અંજામ એના જીવંત દૃષ્ટાંતરૂપ છે: ભૂખી અને બેકાર, પછાત અને હતાશ પ્રજાને રોટી, સુરક્ષિતતા અને સ્થિરતા આપનારા benevolent dictator—શુભાશયી સરમુખત્યાર ટૂંકા ગાળા માટે ઘણી મોટી વાહવાહ જીતી જાય છે.

ટૂંકમાં, લોકશાહી પદ્ધતિ દ્વારાય સર્વસત્તા અને સ્થાયી સત્તા એકાદ વ્યક્તિ વા જૂથના હાથમાં એક વાર ચાલી જતાં, જેણે તેને સત્તારૂઢ કરેલ છે એ જનતા-જનાર્દન પોતે જ લાચાર પરિસ્થિતિમાં ફેંકાઈ જવાની પૂરી શક્યતા રહેલી છે.

લોકશાહી ચૂંટણીમાં જે-તે ચૂંટણીના તાત્કાલિક પરિણામની દૃષ્ટિએ જનતા-જનાર્દનનો ચુકાદો અંતિમ છે: પરંતુ એનો અર્થ એ નથી કે એ ચુકાદો અંતિમ સત્ય છે. વળી, એ પણ જરૂરી નથી—હિતાવહ પણ નથી કે ચૂંટણીનો બીજો અવસર પાકે ત્યાં સુધી સૌએ મૂંગે મોઢે બધું નભાવી લેવું. ના, લોકશાહીમાં

તો, આજનો નિર્ણય આવતી કાલે પલટવાનો અવકાશ છે. એની પ્રક્રિયા બૌદ્ધિક અને આંતરિક (હૃદય) પરિવર્તનની હોય એટલું બસ છે. આવા સતત પરિવર્તનની તક અને આવો અવકાશ લોકશાહીનો પ્રાણવાયુ છે.

જનતા કદી કોઈ અયોગ્ય (લાંબા કાળનાં મૂલ્યોની દૃષ્ટિએ) નિર્ણય કરે જ નહિ, એનો નિર્ણય તે પવિત્ર ને સત્ય હોય, જેને વિષે શંકા થઈ શકે જ નહિ— એવું વલણ લોકશાહીના આત્મા(સ્પિરિટ)ની વિરુદ્ધ છે. 'જનતા—પીપલ'ને નામે, યુવાનો અને નવી પેઢીને નામે, દલિતો અને શ્રમજીવીઓને નામે તથા તેમની ખુશામદ કરીને આજ સુધીના સરમુખત્યારોએ એકચક્રી સત્તા જમાવી અને ટકાવી રાખી છે. જનતાની સરતી ખુશામદ અને ભક્તિની ઓથે 'પીપલ્સ ડેમોક્રસી' (સામ્યવાદી સરમુખત્યારી)ઓએ જનતાની જ ગરદન પર આતંકવાદ લાદ્યો છે. લોકશાહીમાં બધા જ લોકો 'પીપલ' છે. એવો કોઈ એક સામૂહિક અંતિમ નિર્ણય હોતો નથી જેને કોઈ વ્યક્તિ કે વ્યક્તિઓ પડકાર ન કરી શકે. લોકશાહીમાં દરેક નિર્ણયને અંતે તેના પરિવર્તનની ધારણા પણ અભિપ્રેત છે.

આપણે ત્યાંની વાત પર પાછા ફરીએ. છેલ્લા દોઢ વર્ષ દરમ્યાન ઇન્દિરાજીની નીતિરીતિ (કમ્યુનિસ્ટોનો ટેકો લઈને પોતાની સત્તા ટકાવી રાખી; બંગાળમાં સામ્યવાદી સત્તાએ આતંકવાદી અને અરાજકતાવાદી રૂપ ધારણ કર્યું ત્યાં સુધી ચાલવા દીધું.) જોતાં સામ્યવાદના વિસ્તારનો ભય જરૂર ઊભો થયો હતો. અને ઇન્દિરાજી પોતે કેવળ સામ્યવાદનો ઉપયોગ જ કરવા ઇચ્છતાં હોય તેમ છતાં એ રસ્તે સરકતાં પોતે જ સામ્યવાદનો શિકાર બની જાય એવો ભય પણ ઊભો થયો હતો. પરંતુ—

આ ચૂંટણી દરમ્યાન ઇન્દિરાજીએ પુરવાર કર્યું છે કે તેઓ પોતાની ગણતરીમાં સાચાં ઠર્યાં છે. બંગાળ અને કેરળથી શરૂ થઈને દેશભરમાં વીફરી રહેલાં સામ્યવાદી બળોને તેમણે સારી એવી શિકસ્ત આપી છે. જોકે, આ ભયમાંથી દેશ બહાર આવી ગયો છે એવું રખે કોઈ માની લે. પરંતુ, હવે ઇન્દિરાજીને તેમના ટેકાની ગરજ ન રહેતાં તેઓ તેમની સામે બરાબર બાથ ભીડશે એવી આશા રાખી શકીએ.

બીજો ભય: ઇન્દિરાજીની વિદેશનીતિમાં રશિયા ઉપરનો ઝોક ચિંતા પેદા કરાવે એવો વધતો હતો. આ ભય સામે ઇન્દિરાજી કેટલાં દૃઢનિશ્ચય રહે છે તે હજી જોવાનું છે.

ત્રીજો ભય: ઇન્દિરાજી પોતે જ બિનકમ્યુનિસ્ટ સરમુખત્યાર બની રહે એવો એમની નીતિરીતિ અંગેનો હતો. લોકશાહીની ક્રમિક પદ્ધતિ એટલે કે તેની અખંડ પ્રક્રિયાને ઉલ્લંઘી, બંધારણના માળખામાં રહીને બંધારણને મચડવાનો શિરસ્તો જોખમી હતો. પરંતુ આ વિષે ઉતાવળ અને લગભગ આક્ષેપાત્મક અભિપ્રાયો પ્રગટ કરવામાં પણ જોખમ હતું. લોકશાહીના ચિંતકોએ આ વિષે નવેસરથી ચિંતન કરવું રહે છે.

૩

નવેસરથી ચિંતનની જરૂર એટલા માટે છે કે ૨૩–૨૩ વર્ષના સ્વરાજ્યને અંતે આ દેશની પ્રજા ગરીબી અને બેકારીને કારણે ભરણપોષણની સ્થિતિએ પણ પહોંચી નથી. જે કંઈ ઉત્પાદન વધ્યું છે, કૃષિ ક્ષેત્રે 'હરિયાળી ક્રાંતિ' થઈ છે તેનો સિંહભાગ ઉપરના વર્ગોને ભાગે ગયો છે. પરિણામે, થોડીક પ્રગતિ તમામ વર્ગોની થઈ હોય છતાં, છેક ટોચના અને છેક તળિયાના વર્ગો વચ્ચેનું અંતર વધ્યું છે. સમાજવાદની આ મોટામાં મોટી નાલેશી છે. આ પ્રકારની આર્થિક લાભાલાભનું પ્રતિબિંબ રાજકીય સત્તામાં પણ પડે છે. પરિણામે પંચાયતો દ્વારા થયેલું રાજકીય સત્તાનું વિકેન્દ્રીકરણ પોતે જ વિકૃત બન્યું છે.

આવી ભૂમિકાએ પહોંચીને હતાશ બનેલી પ્રજાને 'ગરીબી હટાવ'નું સૂત્ર ભારે આશ્વાસક બને એમાં કશું આશ્ચર્ય નથી. આવું સૂત્ર ઉચ્ચારનારાં વડાં પ્રધાન તરફ પ્રજા આશાની દૃષ્ટિએ જુએ તેમાં

આશ્ચર્ય ન થવું જોઈએ. વળી, સૌ એ જાણે છે ને સૌએ જાણવું પણ જોઈએ કે ભારત જેવા, વિરાટ વસ્તીવાળા અને પછાત આર્થિક સ્તરે વરસોથી રૂંધાઈ રહેલા દેશને યોગ્ય જીવનધોરણ ઉપર લાવવાનું કામ અત્યંત મુશ્કેલ છે. એ માટે કેવળ કાગળ ઉપરનું વ્યવહારુ આયોજન પણ બસ નથી. કેવળ કાયદા બસ નથી. એ બધાંનો અમલ કરવાનું દુષ્કર છે. એ માટે સર્વ કક્ષાએ શિસ્ત અને નિયંત્રણો આવશ્યક છે. જે સ્થાપિત હિતો આ પ્રગતિની આડે આવતાં હોય એમને જેર કરવાં રહે. આ રીતે, વર્તમાનયુગી કલ્યાણ રાજ્યના વિકાસની સાથોસાથ રાજ્યસત્તાનો વ્યાપ વધે; રાજ્યસત્તાની દખલ વધે; ઉદ્યોગ–વ્યાપાર તંત્રો ઉપર રાજ્યનો કાબૂ વધે; સમાજવાદને નામે ક્રમશઃ રાજ્ય-મૂડીવાદ આવીને ઊભો રહી જાય! અને ત્યાં સુધી 'ઝડપી' પ્રગતિની હોંશમાં પ્રજા પણ ઘસડાતી રહે! લોકશાહી ક્યારે સરી ગઈ અને સરમુખત્યારી (કોઈ પણ પ્રકારની) કેવી રીતે હકીકત બની ગઈ તેનુંય આશ્ચર્ય અનુભવવાનો વારો આવે! આમ, વિરાટ પછાત રાષ્ટ્રનો ઝડપી વિકાસ કરીને ગરીબોને રોટલો આપનારો હાથ જ હત્યારો બની પણ જાય!

આ ભય એક પ્રકારનો છે. સામેથી બીજો ભય એ પણ છે કે દરેક ક્ષણે લોકશાહીનો સિદ્ધાન્ત રટતા રહીએ; રાજ્યની કોઈ પણ પ્રકારની દખલથી ડરતા રહીએ; વ્યવહારમાં સોળમી સદીના 'લેસા ફેર' (રાજ્યની કશી જ દખલ વિનાના મુક્ત ઉદ્યોગવેપાર)ની વાત નવે રૂપે આગળ ધરતા રહીએ; સ્થાપિત હિતો વધુ ને વધુ બળવત્તર થતાં જાય; અંતે, ગરીબ અને હતાશ પ્રજા લોકશાહીને સર્વથા નમાલી સમજીને ત્વરિત પરિણામની આશાએ કમ્યુનિઝમ તરફ ઢળે!

● ટૂંકમાં, સમાજવાદને નામે સરમુખત્યાર રાજ્ય-મૂડીવાદ પેધો પડે; અથવા લોકશાહીની નિષ્ફળતા પ્રજાને એક કે બીજા પ્રકારના સરમુખત્યારના ખોળામાં ધકેલી દે! —બંને પ્રકારના ભયો શક્ય છે. સમજવાનું એ છે કે આમાંથી એકે ભય તત્કાલ બની બેઠેલો નથી. બલ્કે, ભારત જેવા દેશમાં ૨૩ વર્ષની હતાશાને પરિણામે, ઝડપી પ્રગતિના રાહે થોડુંક જોખમ ખેડીનેય આગળ વધવું અનિવાર્ય બન્યું છે. કુશળ નેતાગીરીએ રાજ્યસત્તાનો એવો ને એટલો ઉપયોગ કરવો રહ્યો કે જેથી રાજ્યસત્તાવાદમાં અને રાજ્ય-મૂડીવાદમાં તે ન પરિણમે.

આજની સ્થિતિમાં આપણા દેશની પ્રજા એવું અનુભવી રહી છે કે ઇન્દિરાજી આ પ્રકારનો અખતરો કરી રહ્યાં હતાં. એમાં જોખમ હશે તોય નજીવું. એ જોખમથી ભડકીને તેમને એ અખતરો કરતાં જ રોકનારા અને ઇન્દિરાજીને હાથે લોકશાહી ખતમ થઈ રહી છે એવો 'હોબાળો' ઊભો કરનારા જ પ્રગતિના વિરોધીઓ છે. બલ્કે, લોકશાહીવાદીઓ સ્થાપિત હિતોના સાગરીત બની ગયા હોવાની હદે પ્રજામાં આશંકા જાગી છે.

ગમે તેમ પણ, લોકશાહીવાદીઓએ સામાજિક ન્યાય માટેની પોતાની તમન્ના દાખવવામાં કદાચ બેકાળજી સેવી. 'લોકશાહીની સુરક્ષા' અંગે એકાંગી ઝોક આપનારાઓએ ભલે સાચી નિષ્ઠાથી અને સમજથી ઇન્દિરાજીને હાથે ઊભો થતો ભય પ્રકટ કર્યો હોય પરંતુ તે પ્રજાને ગળે ઉતારી શકાયો નથી, એ સ્પષ્ટ છે. એટલે જ જેમ જેમ આ લોકશાહી સંરક્ષકોનો અવાજ મોટો થતો ગયો અને તેમની ઝુંબેશ જોર પકડતી ગઈ તેમ તેમ એમની 'ગરીબી હટાવ' અંગેની નિષ્ઠા વિષે શંકા વધતી ગઈ. અને જ્યારે એમાં 'સ્થાપિત હિતો'ની પકડ વધી રહી હોવાનું પ્રજાને દેખાયું કે તરત જે સહાનુભૂતિ પેદા થઈ હતી તે પણ એકાએક અદૃશ્ય થઈ ગઈ! અને 'ઇન્દિરા હટાવ' સૂત્રનો અર્થ 'ગરીબી ટકાવ' જેવો તેમને લાગ્યો! પછી તો પૂછવું જ શું? એક પક્ષના અતિરેકનો પડઘો પ્રજાના અણસમતોલ ચુકાદામાં પડ્યો છે...!

● હા, પ્રજાનો અણસમતોલ ચુકાદો. તે એટલા માટે કે પ્રજા સ્વસ્થ હોત અને સૌમ્ય તથા પક્વ પરિણામ અંગે જાગ્રત હોત તો તેણે ઇન્દિરાજીને


જ્યોતિ







# ધી બરોડા સીટી કો-ઓપરેટીવ બૅન્ક લિમિટેડ, વડોદરા.

## રજિસ્ટર્ડ ઑફિસ-સંસ્થાવસાહત

**શાખાઓ** — **સ્થાપના** તા. ૧૧-૧૦-૧૯૨૭

(૧) સરદારભવન શાખા, વડોદરા.
(૨) વાડી, બરાનપુરા કૉર્નર, વડોદરા.
(૩) ફતેગંજ કૅમ્પ, વડોદરા.

**પ્રમુખ:— ડૉ. ઠાકોરભાઈ વિ. પટેલ**

(૧) આ બૅંકમાં કરંટ, સેવિંગ્સ તથા બાંધી મુદતની થાપણો આકર્ષક દરથી સ્વીકારવામાં આવે છે.

(૨) સેવિંગ્સ ખાતામાંથી ચેકથી નાણાં ઉપાડવાની સવલત આપવામાં આવે છે.

(૩) બાર માસ અગર તેથી વધુ મુદતની ફિક્સ્ડ ડિપૉઝિટ મૂકનાર સભાસદોને નફામાંથી બોનસ આપવામાં આવે છે.

(૪) આ બૅંક સ્થાનિક ક્લિયરિંગ હાઉસમાં સભ્ય મેમ્બર તરીકે જોડાયેલ હોઈ સ્થાનિક ચેકો વિના વિલંબે વસૂલ કરી આપવામાં આવે છે.

(૫) આ બૅંક પોતાના સભાસદોને જાત જામીન ઉપર, સ્થાવર મિલકતના તારણ ઉપર કાચા અગર પાકા માલના તારણ ઉપર તેમ જ સોનાચાંદીના દાગીના ઉપર નાણાં ધીરે છે.

(૬) બહારગામના ચેક, હૂંડી વગેરે વાજબી કમિશન લઈ વસૂલ કરી આપવામાં આવે છે. તેમ ગુજરાત રાજ્યના મુખ્ય સ્થળો ઉપરના ડ્રાફ્ટ પણ કાઢી આપવામાં આવે છે.

(૭) બૅંકની હેડ ઑફિસમાં આધુનિક સેફ ડિપૉઝિટ વૉલ્ટના ખાના ગોઠવવામાં આવેલાં છે. ભાડું સાઇઝ પ્રમાણે રૂ. ૧૨ થી ૫૦ સુધી છે.

રસિકલાલ શં. શાહ
મૅનેજર

નાથાભાઈ મા. પરમાર
મંત્રી



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા–૧ (ફોન: ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (દ્વૈમાસિક)


વિશ્વમાનવ [માસિક: સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ.૧૨ શિ.૨૪ છૂટક રૂ.૧.૫૦]

પરામર્શ નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી
સંપાદન પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * મુકુંદરાય મુનિ * સુમન શાહ * સુભદ્રા ગાંધી
ચિત્રરેખાંકન નગેશ પિંગળે (વડોદરા) * સી. એમ. નાસિકકર (વડોદરા)
પ્રકાશન પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯ (ફોન : ૭૯૪૩૬)
મુદ્રક એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ–૭
હિસાબ-લવાજમ વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા–૧

* સંપાદકીય પત્રવ્યવહાર: પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (વિવેચન): સુમન શાહ, સ્ટેશન રોડ, કપડવંજ (જિ. ખેડા)
મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી એન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રોસલેન, મુંબઈ–૩

# વિશ્વમાનવ



## સંવિવાદ

ગઈ તા. ૨૬–૨–૭૧ના રોજ વિશ્વમાનવ ટ્રસ્ટના ઉપક્રમે 'પાંચમી ચૂંટણી અને ભારતીય રાજકારણ', વિષે અમદાવાદમાં યોજાયેલ વિચારગોષ્ઠી પર આધારિત સંવિવાદ આ અંકમાં અન્યત્ર પ્રકાશિત કર્યો છે. આ રીતની પ્રવૃત્તિઓ દ્વારા ગુજરાત સમસ્તની બૌદ્ધિક સહયોજમાં સામેલ ને સહાય રૂપ થવાની 'વિશ્વમાનવ'ને ઉમેદ છે. એ અંગે વાચક પરિવારનાં સૂચનો ને પ્રતિભાવોને અમે આવકારીએ છીએ.

# ભારતીય સમાજવાદ: ત્રિવિધ અભિગમ

કોંગ્રેસે તેના અવાડી અધિવેશનમાં અને ત્યાર બાદ ખાસ જયપુર મહાસમિતિમાં, 'સમાજવાદ'ના ધ્યેયનો સ્વીકાર કર્યો. તે પછી, ભારતના લગભગ બધા મુખ્ય પક્ષોએ એક યા બીજા પ્રકારના સમાજવાદની ઘોષણા કરી છે. ભારતની સંસદે પણ તેનો અંગીકાર કર્યો છે—જોકે, ભારતના બંધારણમાં લોકશાહી અને બિનસાંપ્રદાયિકતાનો સ્પષ્ટ સ્વીકાર છે; પરંતુ, 'સમાજવાદ'નો ક્યાંય ઉલ્લેખ નથી. છતાં, બંધારણના નિદર્શક સિદ્ધાંતોને અનુસરીને સામાજિક ન્યાયના પ્રતીક રૂપે 'સમાજવાદ'નો આદર્શ સ્વીકારાયો છે એમ કહી શકીએ.

ભારતના આ સમાજવાદનું રૂપ કેવું હશે? આ જ સુધી આને અંગે દેશભરમાં કશી એકવાક્યતા સધાઈ નથી. સર્વસાધારણ રીતે, સૌ પક્ષો સમાજવાદમાં શોષણ દૂર થાય, ગરીબી ટળે, સમાનતા સ્થપાય અને આઝાદી પ્રવર્તે, એવો આદર્શ સેવે છે. સવાલ તે સિદ્ધ કરવા અંગેના એપ્રોચ–અભિગમનો છે. કેમ કે અભિગમો અનુસાર વિવિધ પ્રકારો જન્મે છે. સર્વસાધારણ રીતે ત્રણ મુખ્ય પ્રકાર જોવા મળે છે.

પહેલો પ્રકાર: માર્ક્સવાદી સમાજવાદનો. આ સમાજવાદ સામ્યવાદનું આગલું સોપાન છે. તેના આર્થિક માળખામાં દેશની અંદરનાં ઉત્પાદનનાં (કૃષિ સહિત ઉદ્યોગોનાં), વિતરણનાં (વ્યાપાર ક્ષેત્રનાં) અને વિનિમયનાં તમામ સાધનો ઉપર રાજ્યની માલિકી હોય, તમામ નાગરિકોની આર્થિક પ્રવૃત્તિ ઉપર (અને તે દ્વારા સમગ્ર જીવન ઉપર!) કાબૂ રહે; રાજ્ય દ્વારા સર્વગ્રાહી આયોજન અનિવાર્ય બને.

તેના રાજદ્વારી માળખામાં શહેરી કામદાર વર્ગનો પ્રતિનિધિ ગણાતો કમ્યુનિસ્ટ પક્ષ સર્વસત્તાધીશ હોય.

તેનો વ્યૂહ: આરંભે, મધ્યે અને જ્યાં સુધી પૂર્ણ સામ્યવાદી સમાજરચના (એટલે કે વર્ગવિહીન, રાજ્યવિહીન સમાજરચના) ન સ્થપાય ત્યાં સુધી (એટલે કે, કદાચ, આજે તો કલ્પી ન શકીએ એવા દૂરના ભવિષ્ય સુધી!) વર્ગવિગ્રહથી શરૂ કરીને કામદારવર્ગી આપખુદશાહી અનિવાર્ય રીતે પ્રવર્તતી રહે...આનું નામ "વૈજ્ઞાનિક સમાજવાદ".

આ પ્રકારના ઉપાસકો: ભારતના બેઉ કમ્યુનિસ્ટ પક્ષો અને અન્ય ચુસ્ત માર્ક્સવાદી ક્રાંતિકારી જૂથો.

બીજો પ્રકાર: માર્ક્સપ્રણીત સમાજવાદમાંથી મૂળ પ્રેરણા પામેલા છતાં એના કેટલાક દોષો જોઈને, અનુભવ અનુસાર કેટલાક ફેરફાર કરવા મથનારાઓનો પ્રકાર. એના આર્થિક માળખામાં ઉત્પાદન, વિતરણ અને વિનિમયનાં ઘણાં ઘણાં સાધનો અને તંત્રો ઉપર રાજ્યની

માલિકી અથવા કાબૂ આવશ્યક છે; વિશાળ ધોરણે રાજ્ય પુરસ્કૃત આયોજન જરૂરી છે; મિશ્ર અર્થતંત્ર ખરું; પરંતુ રાજ્ય હસ્તકના જાહેર વિભાગની સર્વોપરિતા.

રાજકારણી ક્ષેત્રે સમાજવાદના સંચાલન માટે વિશાળ નોકરશાહી ઉપર આધાર રાખવા છતાં, આ માળખાની અંદર લોકશાહીનો શક્ય એટલો વ્યવહાર! એટલે કે, સમાજવાદને અનુસરે તેવી લોકશાહીનો પુરસ્કાર. બંધારણમાંથી રાજ્યસત્તાને હસ્તક વધુમાં વધુ સત્તા; અને એ સત્તાના કડક ઉપયોગ દ્વારા ઝડપી પરિવર્તન.

વ્યૂહદૃષ્ટિએ 'વર્ગવિગ્રહ'નો જ અભિગમ (ધનિક-ગરીબ વચ્ચેનો વિદ્વેષ); છતાં કોઈ પણ વર્ગની સરસુખત્યારીનો ઇનકાર!

ટૂંકમાં, લોકશાહી પદ્ધતિએ રાજ્ય-મૂડીવાદ અને રાજ્ય-સત્તાવાદની સ્થાપના! આનું નામ "રાજ્યાશ્રિત સમાજવાદ".

આ સમાજવાદના ઉપાસકો : પં. નેહરુ, ઇન્દિરાજી અને આપણા દેશના મોટા ભાગના સમાજવાદીઓ અને ઉદ્દામો.

ત્રીજો પ્રકાર: આર્થિક ક્ષેત્રે અંત્યોદયથી સર્વોદયી પ્રગતિ માટે ના છૂટકે જરૂરી હોય તેટલા પ્રમાણમાં રાજ્યહસ્તક ઉદ્યોગ-વ્યાપાર-વિનિમય. વળી, અનુભવ થાય તે અનુસાર એ દિશામાં આગળ વધવાની કે પાછા ફરવાનીય તૈયારી. મોટા ભાગનું આર્થિક તંત્ર 'સહકારી' સ્વરૂપનું; છતાં નાના અને ગ્રામ ઉદ્યોગો, તથા ખાસ તો, કૃષિક્ષેત્રે અમુક હદે વિકાસ ન થાય ત્યાં સુધી વ્યક્તિગત માલિકીનેય પૂરતો અવકાશ. રાજ્યની માલિકી અને કાબૂને સ્થાને સ્વાયત્ત ઘટકોને રાજ્યની સહાય અને પ્રોત્સાહન.

રાજદ્વારી ક્ષેત્રે વ્યક્તિના સર્વાંગી વિકાસ ઉપર આધારિત અને વિવિધ પક્ષોની મુક્ત સ્પર્ધાવાળી લોકશાહીમાં નિષ્ઠા. બંધારણમાં વધુમાં વધુ સત્તા ગ્રામસભાને: અતિરિક્ત ઉપરના સ્તરોને. વળી, બંધારણમાં પુરસ્કારેલી સત્તાનો પણ વિવેકપુરઃસર ઉપયોગ.

વ્યૂહ: ભૌતિક આર્થિક વિકાસની એકાંગી દોટ નહિ; અને અતિગતિના ઝનૂન દ્વારા તત્કાલ રૂપાળાં પરિણામો દેખાડનારાઓથી અંજાયા વિના, માનવીય મૂલ્યોને સાચવતા જઈને સૌના સર્વાંગી વિકાસની દિશામાં સ્થાયી ગતિનો આગ્રહ.

આ પ્રકારના ઉપાસકો: ભારતમાં એક પણ પક્ષ આને વરેલો નથી. પરંતુ, ગાંધી-વિચાર સાથેની ગાંઠ જેમની ટકી રહી છે, અથવા પશ્ચિમી લોકશાહી પદ્ધતિનાં ઉત્તમ લક્ષણોને વળગીને જેઓ આગળ વધવા મથે છે એવાં જૂથો અને વ્યક્તિઓ.

ઉપરના ત્રણમાંથી એકે પ્રકાર શુદ્ધ સ્વરૂપે ટકયો નથી. વ્યવહારમાં ભારોભાર વિકૃતિ પ્રવર્તે છે. છતાં મૂળભૂત અભિપ્રાય—અભિગમ સમજવો અત્યંત જરૂરી છે. કેમ કે, સવાલ "સમાજવાદ"ના આદર્શનો નથી, તેને વિષે પ્રવર્તતા ધૂંધળા ખ્યાલોની સફાઈનો છે—અને તો, સવાલ સાચા અભિગમનો છે.

—ભોગીલાલ ગાંધી

૬-૪-'૭૧

# પીરાજી સાગરનાં ચિત્રો | આદિલ મન્સૂરી

૧

સાતેય ઘોડા મૌન ઊભા સૂર્યમાં
સૂર્ય
પીળું હણહણે છે એકલો
એકલો
કેશવાળીથી સકલ અવકાશને ભરતો
ઊછળતો
દોડતો
ચારે દિશાએ
વાદળોની ધૂળ ઊડતી આંખમાં
આંખમાં
પીળા અવાજે એકલા
સેંકડો સદીઓના પાણીમાં
સતત તરતું રહી
કહોવાયલું કે લીલબાઝયું કાષ્ઠ
ભગ્ન-રથ-અવશેષ
પીળી આંખમાં
સાતેય ઘોડા મૌન
લીલ-બાઝયો સૂર્ય
ઊભો હણહણે છે
એકલો
પીળું હણહણે છે
એકલો

૧૮-૩-'૭૧

૨

જળ નહીં
સ્થળ નહીં
પળ નહીં
કોણ અહીંયાં માછલી મૂકી ગયું
માછલી
એ-પ્રશ્નનો ઉત્તર નથી
માછલી
પ્રશ્ન કેવળ શક્યતા
માછલી
કલ્પના કેવળ અનુભૂતિ
માછલી
સ્વપ્ન કેવળ
માછલી
ની આંખના પોલાણમાં
થીજી ગયેલી રિક્તતા
સાત સાગરના
અતલ ઊંડાણનાં પોકળ રહસ્યો
કહોવાયલી માટી
ખંડિત વ્હાણ
સઢનાં ચીંથરાં
કેવળ સ્વપ્ન
પણ માછલી
કેવળ પણ

૧૯-૩-'૭૧

## દુઃસ્વપ્ન | યોસેફ મેકવાન

સ્વપ્નના મૃત્યુમાં હું જન્મ્યો!
કાળા નાગનાં ઝરણાંઓ
વચ્ચે
હું પ્રકાશ થઈને ફેલાયો
ચોપાસ
તારકમઢ્યું રમ્ય આકાશ,
મારી આસપાસ
નાગની કીકીઓના ચળકાટની વાસ...
ઊંઘ ઊડી જાય
પથારીમાં પડખાના પડઘા છવાય
ફરી ભરનીંદમહીં ડૂબું.

દીવે લચેલી શેરીઓમાં
પાંખ પ્હેરીને ફરું.
ઝરૂખે ઝરૂખે હું ઊભો ઊભો મુજને જોઉં-હસું.
મારા હાથમાં ઝેરનો ચાંદ;
ચાંદમાંથી લટકે કાળા નાગ...
હું એક સ્વપ્ન છું!
હું એક વ્હાણ છું!
હું સંકોચાઈ ગયેલો પવન છું!
આંખનું ખૂલવું—પંખીની જેમ
સ્વપ્નનું—ઓરડામાં ઝૂલવું!
હું મૃત્યુના સ્વપ્નમાં જીવું છું!

## ત્રણ બપોરી કાવ્યો | ઉશનસ્

### ૧. બપોરની ક્ષણો ને કીડીઓ

ઘર-ઓળાના
કોળ ગળીને
વાંકીચૂકી
ગલીઓમાં ના માય;
ફેલાઈને
ફૂલી ગયેલી કાયાવાળા
અજગર જેવા
ઘેન ચડેલા
મંદ આળસુ
આ દ્હાડાને
મરી ગયેલો માની
ઝીણી કીડીઓ
દરમાં લૈ જવા
તાણવા મથે.

### ૨. માછી

ભર બપોરે
સૂની સરવર પાળે
વારે વારે
ઢીંચણ બૂડ્યા જળમાં ઊભો
પવન
ફંગોળીને ફેંકે નિજની જાળ
ફરરરર...
(સાંભળીયે શકાય)
જલલહેરોમાં
આનંદની માછલીઓ
ઊંધીચત્તી—ઉપર તળે
—ચાંદી ચમકે
(ચમકે તે દેખાય)
ત્યાં તો પાછો
પવન જરાક
આઘે જઈને ફંગોળીને
ફેંકે નિજની દૂજી એવી જાળ
ફરરરર...

### ૩. બપોર

સૂકી નીકે વ્હે
ભૂખરી પ્યાસ, ચાટે
કૂતરું લપ્ લપ્...

## ચાલું | પ્રાણજીવન મહેતા

આંખની સામે
કડડભૂસ કરતું રેતીના પટ પર
તૂટી પડેલું આકાશ
ખભે ઊંચકી ચાલું.
ખણખજ સમયને
ભાવનાની શૂળોમાં લટકાવી
ફેલાવી ફૂગોળી
હું તો બસ
મેઘધનુષી રંગો જેવા
મારી દૃષ્ટિ સામે ફંટાતા રસ્તાની સામે
ટગર ટગર મીટ માંડીને ચાલું.

મારા શબ્દના તૃતીય નેત્ર સમો આ સૂર્ય
ક્યારેક મારી આંખોમાં તરવરતો — તરતો
ક્યારેક સૂર્યની પીડ પછવાડેનો અંધકાર
હાડચામમાં દરિયો થઈ ઘૂઘવતો

ખારાશ ભરેલી રેતીના પટમાં ખૂંપેલા
ભાવનાના ઠૂંસ શો
હું
ક્યારેક અહીં પડછાયો થઈ ફેલાતો
ક્યારેક પવન થઈ ફૂંકાતો
ક્યારેક ડાળપાન પાનપાન ફૂટવાનો ભાસ થાય ને
 રૂંવે રૂંવે ફરફરતો
 હું ક્યારેક માટીનું પિંડ ખોતરતો
 ક્યારેક માટીમાં ક્ષણ ક્ષણ થઈ ખરતો
 ... ચાલું ...

## બે ગઝલ | મનોહર ત્રિવેદી

### ક્યાં વહી ગયાં?

પગલાં પડી રહ્યાં ને ચરણ ક્યાં વહી ગયાં?
સ્મરણો રહી ગયાં ને સ્વપ્ન ક્યાં વહી ગયાં?

ચરિયાણ સુકાવીને હરણ ક્યાં વહી ગયાં?
કોને કહ્યા કરે કે ઝરણ ક્યાં વહી ગયાં?

સૂરજ ભલે ન ઊગે એકાન્ત આંગણે
ઊંઘોનાં સાવ કૂણાં કિરણ ક્યાં વહી ગયાં?

ક્યાંથી હવે મળે તે હેતાળ દિવસો
સ્વજનો હતાં છતાંયે સ્વજન ક્યાં વહી ગયાં?

ઘેરી વળે હતાશા ખાલી મકાનને
પૂછે ગલી ગલી એ ચરણ ક્યાં વહી ગયાં?

### સવાર

દિવસની આંખોય ઊઘડશે ફરી
કૈંક ક્ષણનો સૂર્ય જ્યાં ઊગશે ફરી

ડૂબશે તિમિર ત્યાં ક્ષિતિજમાં
રાતનું એકાન્ત પણ ખૂંચશે ફરી

પંખીઓથી આભ ભરચક થઈ જશે
ઊંઘની પરીઓય પણ ઊડશે ફરી

પીળચટ્ટાં ફૂલની નૌકા લઈ
ઘાસની નદીઓય ખળખળશે ફરી

રહેજ આ હસતાં હવાની ઓળખી
મેંદીની પત્તી ખરર ખરશે ફરી

ડોળશે પાછાં સુકાતાં ખોરડાં
બારીઓનાં ફૂલ ઊઘડશે ફરી



# ઇચ્છાનું મૂલ્ય | બુદ્ધદેવ ગુહ

અરાએ કહ્યું, તમે તો કંઈ જ ખાધું નહિ, મારાથી તો જરા વધારે ખવાઈ ગયું. એમ બોલી દીવાન પરથી ઊભી થઈ બારી પાસે ગઈ અને થોડી વાર ઊભી રહી, તે પછી ફરી દીવાન પર તકિયો ખેંચી અડધી સૂવાની મુદ્રામાં બેઠી. બોલી, ખરેખરની ગરમી શરૂ થઈ ગઈ, નહિ? રાજાએ કહ્યું, હા. તોપણ તમારી હજારીબાગની ગરમી તો મને ગમે છેઃ સૂકી ગરમી—મનની બધી ભીનાશ શોષી લે.

— તમારા મનમાં ભીનાશ છે ખરી?

મારી વાત નથી. જેમના 'મનમાં' છે તેમની વાત છે.

તે પછી તેમનો બેમાંથી કોઈ કશું બોલ્યું નહિ.

અરાનાં બા બાપુ જમ્યા પછી સૂતાં હતાં. કાબુલી બિલાડી લાડભરી આંખે અરાના શરીર સાથે ઘસાઈને બેઠી હતી. રાજાએ બારી બહાર જોયું, ટેનેરી પર્વત તડકામાં અને ધૂળની આંધીમાં વાદળિયો લાગતો હતો—શાલનાં સૂકાં પાંદડાંને ઉડાડતી ગોળ ગોળ ફેરવતી ગરમ હવા જંગલ તરફથી આવતી હતી. બહારના દરવાજા પર બોગનવેલિયાની ફૂલોભરી ડાળી હાહાકાર કરતી હવામાં ઊંચીનીચી થઈ રહી હતી. દરવાજા પાસેના ઝાડ પરથી પાંદડાં હાલતાં હતાં—ખરતાં હતાં.

આવી ગરમ બપોરની વેળાએ રાજાને ઇચ્છા થતી હતી કે એકાદ સૂકા શાલના પાંદડાની જેમ ઊડી ઊડી, ભટકી ભટકી આ હતાશ હવા પર આધાર રાખી કોઈ શાન્ત નિર્લિપ્તિને સમર્પિત થાઉં. તે પછી કોઈ છીછરી નદીની રેતમાં અથવા કોઈ રુક્ષ કાળા પહાડની તળેટીમાં પડ્યો રહું. હવે ચલાશે નહિ, વિચારાશે નહિ, અને બળાશે નહિ. સૂતાં સૂતાં, આકાશ ભણી જોતાં જોતાં એક દહાડો પથ્થર થઈ જવું રહ્યું.

અરા બોલી, શું વિચારો છો? બહાર જોતાં જોતાં?

—કશુંય નહિ. કદાચ વિચારતોય હોઉં તો પણ વિચાર તો કોઈને બતાવી શકાતો નથી.

અરા બોલી—બતાવવા માગતા નથી, એટલે બતાવાતો નથી.

—એમ હોય તો એમ.

રાજા એકેય શબ્દ પછી બોલ્યો નહિ. એક સિગારેટ કાઢી. શબ્દોની રમત હવે ગમતી નથી. બહુ દિવસ થયા. હમણાં હમણાંથી જ્યારે તે અરા પાસે આવે છે, તેની સાથે વાર્તાલાપ કરે છે, આંખમાં જુએ છે ત્યારે તેનું આખું શરીર લાકડામાં આગ સળગી હોય તેમ આગ આગ થઈ જાય છે. હોઠ સુકાઈ જાય છે—હૃદય હાય હાય કરે છે. રાજાના મનમાં થાય છે કે કોઈ કોઈ વાર અરાના દિલમાં પણ જરૂર આવી બેચેની થતી હશે, પણ એ બહુ છુપાવી રાખનારી ઓછાબોલી છોકરી છે. એનું મોં જોઈ કંઈ પણ અનુમાન કરવું સહેલું નથી. એના હૃદયમાં આંધી ઊઠે તોય મોઢા પર તો શાંતિ હોય. તોપણ રાજાના મનમાં ઘણી વખતથી એવું લાગે છે કે તે બંને જણ એક નાનકડી હોડીમાં બેસી ઇચ્છાના પાણીમાં હલેસાં મારી રહ્યાં છે. તેઓ બન્ને સતત હલેસાં ચલાવે છે, પણ કોઈ દિવસ એકસાથે પાણી કપાતું નથી.

ભગવાન બગવાન જેવી કોઈક વસ્તુ છે, જે તે બંને જણને એકસાથે હલેસાં ચલાવવા દેતી નથી. સિંક્રોનાઇઝેશન જેવી ઘટના જ તેમના બંનેના જીવનમાં બની નથી. એક જણ જ્યારે અત્યંત તીવ્રતાથી બીજા જણને જુએ છે ત્યારે તે કોકડું વળીને રહે છે, અને જ્યારે અન્યજણ હાથ લંબાવે છે, જોરથી હલેસું ચલાવી મજબૂત હાથે પાણી કાપે છે, ત્યારે બીજાનું હલેસું પાણીમાં હોય જ નહિ. કોના અભિશાપથી આમ થાય છે, તે રાજા જાણતો નથી; અરા જાણે છે કે નહિ તે તો અરાને ખબર. રાજાએ અરા ભણી જોયું. એક સફેદ છાપેલા વૉયલની સાડી પહેરી'તી તેણે આજે.

એક નીલા રંગનું ફૂલ શોભતું હતું અરાની વેણીમાં. તકિયાને સહારે અડધી સૂતી છે. એના ભણી જોતાં જોતાં રાજાએ એકાએક નક્કી કરી લીધું કે આજે કંઈક ફેંસલો થશે. બધું લે છે પણ કશુંય આપતી નથી—એ લાંબો વખત ચાલશે નહિ. ઊંઘની વખતે હું તેના મોંનો વિચાર કરતાં કરતાં ઊંઘું છું—ઊંઘ ઊડતાં જ પહેલાં તેનું જ મોં યાદ આવે છે—પૃથ્વી પર બીજી કોઈ સ્ત્રીનું મોં જોઈ શકતો જ નથી, કારણ કે પ્રત્યેક ક્ષણ તે એક જ મુખ રાજાના મન સાથે જડાયેલું રહે છે, આંખોમાં સમાયેલું રહે છે—તોપણ અરા તેને બરાબર આ રીતે સાપની કાંચળીની જેમ શીતલતામાં જ દબાવી રાખે છે એ હવે નહિ ચાલે. આજ તેના આટલા દિવસનો દાવો વસૂલ કરવો જ પડશે.

રાજાએ કહ્યું ચોપડી બાજુ પર મૂક. મારી સામે જો.

અરાએ એ સ્વચ્છ આંખો ઊંચી કરી કહ્યું—શું? થયું શું?

—શું થયું તું જાણતી નથી?

—ના. અસભ્યતા કરશો નહિ. પ્લીઝ, તમે આ રીતે ન જોશો, જેથી તમેય બધાના જેવા સામાન્ય બની જાઓ. તમે જાણતા નથી રાજા, તમે મારી નજરે કેટલા મોટા છો: તમને કેટલી વાર કહ્યું છે.

રાજાએ કહ્યું, અસાધારણ બનીને તો આટલા દિવસ પસાર કર્યા. તેથી લાભ તો થયો નથી જરાય, પોતાની અંદર માત્ર જ્વાળા વધતી જ ગઈ છે. તારી કોઈ ધારણા છે. તેં મને કેટલી યંત્રણા આપી છે આટલા દિવસ, આટલાં વર્ષ, પ્રત્યેક ક્ષણ?

અરાએ મુખ નીચે કરી કહ્યું, મેં તો આપવા ઇચ્છી નહોતી—તમને જરાય યંત્રણા આપવા ઇચ્છતી નથી. ખરેખર તો યંત્રણા ભોગવવાની તમને ગમે છે. તમારો એક વિલાસ છે.—વેદના વિલાસ. બોલી અરા તેની બિલાડીના નરમ શરીર પર હાથ પંપાળવા લાગી.

સિગારેટ ઍશટ્રે પર ખંખેરતાં ખંખેરતાં રાજાએ એક નિશ્વાસ મૂક્યો. કશું બોલ્યો ના.

તકિયો છોડી, સીધી બેસી અરા બોલી, શું? સાહેબ ગુસ્સે થયા કે શું? તમે મને માત્ર ઉપર ઉપરથી જ ચાહો છો. ખરેખર ચાહતા હોત તો તમે મારી ઇચ્છાનું મૂલ્ય ચૂકવત.

તોપણ રાજા કશું બોલ્યો નહિ, બારીની બહાર જોતો રહ્યો.

આ ઇચ્છાના મૂલ્યની વાત અરાએ ઘણી વાર રાજાને કહી હતી. એક માત્ર રાજા જ જાણે છે કે, અરાની ઇચ્છાનું મૂલ્ય કેવી રીતે અને શાના બદલામાં તે ચૂકવતો આવ્યો છે. તોપણ અરા તેને વારે વારે યાદ દેવડાવે છે તેની ઇચ્છાના મૂલ્યની વાત. તેમ છતાં રાજાની જાણે કોઈ ઇચ્છા નથી. હોઈ શકે નહિ. રાજા જાણે ભગવાન; જાણે તે હાડચામનો કોઈ સર્વસાધારણ માણસ હોય જ નહિ. રાજાની તો ઇચ્છા હતી ઍરફોર્સનો પાઇલટ થવાની, પણ પિતાજીની ઇચ્છાનું મૂલ્ય ચૂકવીને તે સોલિસિટર થયો છે. રાજાની ખૂબ ઇચ્છા હતી માલિનીને દુઃખી ન કરવાની, પણ માની ઇચ્છાનું મૂલ્ય ચૂકવતાં તેણે માલિનીને નિષ્ઠુરતાથી દુઃખ પહોંચાડ્યું છે. અને રાજાના નિરૂપાય પ્રેમને આજે અરા પ્રત્યેક ક્ષણે પગ તળે છૂંદી રહી છે—એને તેની ઇચ્છાનું મૂલ્ય ચૂકવવાનું કહે છે. કહે છે, મંદિરના ભગવાન બનીને ચિરદિન તેના મનના જગતમાં નિવાસ કરશે. મન જ

જે છે તે છે, શરીર તો ઘૃણાપાત્ર છે. એમ બોલી બોલીને અરાએ રાજાના પોતાના શરીર પર જ જાણે ઘૃણા જન્માવી હતી.

આ પૃથ્વી પર કોણ કોની ઇચ્છાનું મૂલ્ય ચૂકવે છે? કોઈ એક નિર્જન બપોરના ફેરિયાની જેમ મનની ડાળી પર તેની સઘળી સુગંધી ઇચ્છાનાં ફૂલ સજાવીને રાજા કેટલા દિવસથી ફેરી કરતો ફરે છે. કોઈ તેની ઇચ્છાનું કશું મૂલ્ય ચૂકવતું નથી. તેની બધી ઇચ્છાનાં ફૂલ તડકાના તાપમાં એક એક કરીને કરમાઈ ગયાં છે. તોયે બધાં તેની પાસે ઇચ્છાના મૂલ્યનો દાવો કરતાં આવે છે. અને એ પોતે એવો ભોળો છે કે, એવો ઉદાર છે કે તે બધાની ઇચ્છાનું મૂલ્ય પોતાની જાતની વારે વારે વંચના કરીને પણ ચૂકવતો આવ્યો છે. "ઇચ્છાનું મૂલ્ય" વાત સાંભળતાં જ આજકાલ રાજાને ભારે ગુસ્સો ચઢી આવે છે. તે પણ સામાન્ય મનુષ્ય છે. સામાન્ય થઈને જ રહેવા માગે છે, પણ અરાની પાસે આવતાં જ અરા કોઈ મોટી દુકાનના મૅનેજરની જેમ હસી હસીને, રાજાને નાનો કીકલો સમજીને "મહાનતા"નું સુંદર મહોરું પહેરાવી દે છે. દરેક વાર રાજા "મહાનતા"નું મહોરું પહેરી રોતો કકળતો પાછો જાય છે. આની રીતે હવે પોતે પાછો નહિ જાય. હવે આમ દહાડા નહિ જાય.

એકાએક અરા બોલી, ખબર છે? તમને કહેવાનું ભૂલી ગઈ હતી. તે દિવસે એક બનાવ બની ગયો હતો. ગયા મહિને જ્યારે કલકત્તા ગઈ હતી ત્યારે ઝોયા, કેયેલ, મુનિયા એ બધાંએ જીદ કરી, ચાઇનીઝ હોટલમાં જઈએ. પાર્કસ્ટ્રીટમાં ગયાં. જમ્યા પછી જ્યારે નીકળ્યાં — ત્યારે શું જોયું જાણો છો?

શું?

અરા જરા વિચારીને બોલી — તમને કહું છું, બીજા કોઈને કહેશો નહિ.

રાજાએ કહ્યું — તું જ બધાને કહીશ, એ બાબતમાં હું નિશ્ચિંત છું. હું કોઈને કહીશ નહિ — એ બાબતમાં નિર્ભય રહેજે.

— તે દિવસે જોયું તો રઘુદા — એટલે કે રિનિદિનો વર, ખૂબ પીને એક બારમાંથી નીકળ્યા. — સાથે એક છોકરી — છોકરી ચાલીયે શકતી નહોતી એટલી મદહોશ. ટૅક્સી — ટૅ... ક્સી કરી બે વાર બોલ્યા, તે પછી ટૅક્સીમાં બેસી બે જણ, એવી રીતે ગયાં કે તમને કહી શકતી નથી. ફૂટપાથ પર ભીડ જમા થઈ ગઈ. ઝોયા વગેરે, બધાં એ અંગે ટીકા કરવા લાગ્યાં. મને તો એટલી શરમ આવી હતી કે રઘુદાને હું ઓળખું છું, એ વાત પણ બોલી શકી નહિ. કેટલું ખરાબ કહેવાય, નહિ? બિચારી રિનિદિ.

રાજાએ કહ્યું, તું જો મને કોઈ દિવસ આ સ્થિતિમાં જુએ તો મારી બાબતમાં શું ધારણા બાંધે?

આંખો મોટી કરીને અરાએ કહ્યું — ધારણા એટલે? તમારી સાથે કોઈ દહાડો બોલું પણ નહિ. ઘેર આવો તો કૂતરો છોડી મૂકું તમારી પર.

રાજા હસ્યો. બોલ્યો, અહીં જ તારો પાર્વતી સાથે મેળ નથી ખાતો. દેવદાસને જોઈને પાર્વતીને છેવટે તો દયા આવી હતી. તારામાં તો દયા જ નથી.

— ના નથી. અરા બોલી. એવો દાખલો આજે નહિ ચાલે. શરત ચેટરજીના સમયના દેવદાસો આજ કાલ પાકતા નથી. તમે શું એમ કહેવા માગો છો કે રઘુદા સાથે જે છોકરી હતી તેની સાથે રઘુદાને કોઈ ઇમોશનલ કનેક્શન હતું? તો પછી? દેવદાસની જેમ માત્ર શરાબ પીને એક જણનું દુઃખ ભૂલવાને માટે મરી જાય, તો તેનો કેસ કન્સીડર કરી શકાય. પણ એ બધો તો ગંદો વ્યાપાર છે. રઘુદાને પ્રેમની શી ખબર પડે?

રાજા આ વેળા હસ્યો. બોલ્યો, તને તો ભય નથી. હું પ્રયત્ન કરવા છતાંયે કોઈ દિવસ રઘુદા બની શકવાનો નથી. કારણ કે તમે લોકો જેને ગટ્સ કહો છો, તે મારામાં છે જ નહિ. તે સિવાય, કદાચ તેના પ્રકારની મુક્તિમાં હું વિશ્વાસ કરતો નથી. એક ક્ષણ માટે, જેને તેને પામીને ખુશ થવાને બદલે આખું જીવન એક જણ નિઃશેષ કોઈને ચાહીને દુઃખી

થવું સારું. પામવાનું જ બધું કંઈ નથી, શું પામવાનું છે તે જ બધું છે. અરા, તને ચાહીને મારો આ લોક અને પરલોક બંને ગયા. તેં મારો પ્રેમ બંને હાથે ઠેલીને એરણી દીધો છે. — અને મેં બીજા બધાંના પ્રેમને કાચના વાસણની જેમ હાથમાંથી ફેંકી દીધો છે. મઝા આવે છે વિચારતાં!

અરાએ કોઈ જવાબ ન આપ્યો. ચુપચાપ. મર્વિત આંખે રાજાની સામે જોઈ રહી. બંને જણ ફરી વાર ઘણો બધો સમય સુધી ચૂપ રહ્યાં. જોતજોતામાં સાંજ પડવા આવી. એકાએક રાજા બોલ્યો, આવ, અરા, મારી પાસે આવ.

—ના. કહું છું ને, અસભ્યતા ન કરો. અરાએ કહ્યું.

પરંતુ રાજાએ અરાના મોં પર તે ક્ષણે પણ જાણે એક અજાણી લાલાશ જોઈ જે તે પહેલાં ક્યારેય જોઈ નહોતી — જે કોઈ કારણ હોય — આ અજાજલ્યા બપોરે તેની કાબુલી બિલાડીની જેમ અરા પોતે પણ લાડ પામવા ચાહે છે, અથવા રાજાને પોતાને તો એ જ લાગ્યું. રાજા એકાએક ખુરશી છોડીને અરાની પાસે ગયો. જતાં પહેલાં બારીનો પડદો પાડવા લાગ્યો એટલામાં તો અરા દોડી રૂમ છોડી બહાર વરંડામાં જઈ ઊભી રહી.

રાજાના આખા હૃદયમાં લોહી જાણે ઊભરાવા લાગ્યું — કોઈ દિવસે તેને આવું થયું નહોતું, કોઈ દિવસ પણ. તેણે બોલાવી — "અરા" અરાએ જવાબ ન આપ્યો. — વરંડામાંથી બિલાડીએ મ્યાઉં કર્યું. રાજાએ ફરીથી બોલાવી "અરા, આ રૂમમાં આવ". અરાએ જવાબ આપ્યો — શું? પણ રૂમમાં ન આવી. રાજાએ ફરી એક વાર બોલાવી. આ વખતે અરાએ પડદો ખસેડી રૂમમાં પ્રવેશ કર્યો. અને એ સાથે જ રાજાએ તેને પોતાની છાતી ભણી ખેંચી તેને ઓઠે ઓઠ અડાડ્યા. અરાએ સામેથી સહેજ નમી રાજાનું સન્માન ઝીલ્યું તે પછી દબાયેલા અવાજ સાથે એક નિશ્વાસ સાથે બોલી — મા જાગી ગઈ છે, મા જાગી ગઈ છે. છોડો. બીજી જ ક્ષણે રૂમ છોડી, દોડતી તે ભાગી ગઈ. અનેક ક્ષણ સુધી રાજા પડદો પાડેલા રૂમમાં એકલો બેસી રહ્યો.

તે પછી અરાને શોધતાં શોધતાં જોયું તો અરા બાજુના રૂમની બારી પાસે ઊભી હતી. — તે વખતેય ઉત્તેજનાના આવેશમાં હાંફતી હતી. રાજાએ બોલાવી, "અરા". મોઢું ફેરવ્યા વગર જ અરા ધીરે ધીરે બોલી કેમ આવું કર્યું? તમે બહુ અસભ્ય છો. ભારે અસભ્ય. આજ તમે મારી આંખે બધાંના જેવા બની ગયા રાજા. તમે મારી ઇચ્છાનું મૂલ્ય ચૂકવ્યું નહિ.

રાજાને લાગ્યું હતું કદાચ અરા રડશે, કદાચ ઘૃણા કરશે, તેને ચાલ્યા જવાનું કહેશે. પણ અરાએ કંઈ ન કર્યું — કોઈ એક રહસ્યમય સ્મિતથી મોઢું લાલ કરીને ફરી વાર બોલી — આજથી તમે નાના બની ગયા. ચચ... આવું કેમ કર્યું? રાજા બારી બહાર જોઈ રહ્યો.

સ્મિથ સાહેબના બંગલાના બાગમાં રંગ રંગનાં ફૂલ ખીલ્યાં હતાં — હળવા વેંગણી રંગનાં ફૂલનો ગુચ્છો હવામાં ઝૂલી રહ્યો હતો. ગુલાબી આકાશની પટભૂમિમાં. ગયા તરફ જતી બસ ઘોં ઘોં કરતી લાલ ધૂળ ઉડાડતી નિર્જન માર્ગ પર એકાએક પસાર થઈ ગઈ. રાજાએ કોઈ જવાબ ન આપ્યો.

રાજાના હોઠ પર ત્યારે પણ અરાના હોઠનો મધુર સ્વાદ હતો. તેની છાતી પાસે અરાના પાતળા શરીરની ભાપ હજુ પણ ફૂલની સુવાસ જેવી લાગતી હતી. તેમ છતાં તે ક્ષણે રાજાને મનમાં ભારે રડવું આવ્યું. આટલા દિવસ તો તે યંત્રણાથી દુઃખી તો હતો જ પણ તે યંત્રણામાં કોઈ એક ગભીર આનંદ પણ હતો — પણ આજની આ પ્રાપ્તિ — આ ઉષ્ણતા, આ સુવાસ — બધાંમાં જાણે એક દુઃખ રહ્યું છે, પોતાને તે નાનો લાગે છે.

આટલા દિવસ સુધી તે હંમેશાં અરાને અપરાધી ગણતો આવ્યો હતો. આજે તે પોતાને મોટો અપરાધી લાગ્યો. રાજાને ખૂબ ઇચ્છા થઈ આવી અરાને કહેવાની કે મારા જૂના 'મહાનતા'ના ફેંકી

દીધેલા મહોરાને પોતાને હાથે ફરીથી પહેરાવી દે. તેને બોલવાની ઇચ્છા થઈ, અરા તારી બધી રંગીન ઇચ્છાઓને હું નીલકંઠ પંખીના ઈંડાની જેમ એક એક કરીને મારા પ્રેમના ઉત્તાપમાં સેવીને પકવીશ એક ને એક દા'ડો. તું જો અરા. તું જો. તને હું સાચે જ ચાહું છું. અરા એ દેખાવ માત્ર નથી. પણ વાચાળ રાજા ત્યારે તો મોઢે કાંઈ બોલી ન શક્યો. જેમ તેમ દબાયેલા અવાજે બોલ્યો, જાઉં છું.

આટલા દિવસ સુધી હમેશાં અરા વરંડા સુધી આવી રૂપાળું સ્મિત કરી કહેતી—રાજા, આવજે. આજે બહાર આવી પણ ના, કાંઈ બોલી પણ ના. જેમ ઊભી હતી બારીની પાસે, તેમ ને તેમ ઊભી રહી ઉદાસ આંખે. દરવાજે વટાવીને યુકેલિપ્ટસના ઝાડનાં પાંદડાં બિછાવેલા રસ્તા પર મોં નીચું કરીને ચાલતાં ચાલતાં રાજા વિચારવા લાગ્યો, સાચે જ શું અરાની ઇચ્છાનું મૂલ્ય તેણે ચૂકવ્યું નથી? ઇચ્છાનું મૂલ્ય. સાચે જ શું ચૂકવ્યું નથી?

હવામાં બોગનવેલિયાનું નૃત્ય જોતાં અરા પોતાના મનમાં ને મનમાં હસી રહી, મનમાં મનમાં બોલી, અસભ્ય રાજા ભારે અસભ્ય.

તે પછી તેણે હીટર પર ચાનું પાણી ઉકાળીને માને બૂમ પાડી. બોલી, મા ઊઠને, બહાર આવીને જો તો ખરી, આજની સાંજ કેવી તો સુંદર છે!

અનુ૦ સોળાભાઈ પટેલ

---

## લવાજમ ભરવાનાં અન્ય સ્થળો

* ભાઈદાસભાઈ પરીખ, બાલગોવિંદ પ્રકાશન, ગાંધીમાર્ગ, અમદાવાદ–૧ * મનહર ભંડારી, સેતુ પ્રકાશન, ૧૪, આદર્શ સોસાયટી, અમદાવાદ–૯ * ભદ્ર બુટાલા, બુટાલા એન્ડ કં. વડોદરા. * આર. આર. શેઠની કં. કુવારા, ગાંધી રોડ, અમદાવાદ–૧ * વિજય સ્ટોર્સ, ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે, રિલીફ રોડ, અમદાવાદ–૧ * ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ–૧ * પૉકેટ બુક સેન્ટર, (છૂટક નકલો માટે) રિલીફ રોડ, અમદાવાદ–૧ * રવીન્દ્ર બુક હાઉસ, બાજવાડા, ભાટિયા શેરી વડોદરા * વિજય સ્ટોર્સ, ગોપાલ ટૅાકીઝ પાસે, સ્ટેશન રોડ, આણંદ * આર. આર. શેઠની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨ * વિજય સ્ટોર્સ ૨૩૧, ડૅા. દાદાભાઈ નવરોજી રોડ, કૅામિસારિયેટ બિલ્ડિંગ, પહેલે માળે, ઇસ્ટર્ન વોચ કં.ના મેડા ઉપર ફોર્ટ, મુંબઈ–૧ (બી. આર.) ફોન: ૨૬૨૭૦૮ * એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨.

---

# ઉદાત્તતત્ત્વ : એક વિભાવના | ચન્દ્રશંકર ભટ્ટ

[ગ્રીક વાગ્મિતાવિદ લૉન્જાઇનસના 'On The Sublime' ગ્રન્થનું પશ્ચિમની સાહિત્યમીમાંસામાં ચોક્કસ મહત્ત્વ છે. પ્રસ્તુત ગ્રન્થનો શ્રી ચન્દ્રશંકર ભટ્ટે કરેલો ગુજરાતી અનુવાદ 'વિશ્વમાનવ'ના ૮૫, ૯૦ અને ૯૧ નંબરના અંકોમાં ક્રમશઃ પ્રગટ થઈ ચૂકયો છે. ગુજરાત યુનિવર્સિટી દ્વારા, તાજેતરમાં જ પુસ્તકાકારે પ્રગટ થનારા આ અનુવાદગ્રન્થના ઉપોદ્ઘાતનો કેટલોક અંશ અત્રે પ્રગટ કરીએ છીએ. —સં.]

૧ : ૧. આ પ્રબંધ વિશે વિચાર કરતાં કેટલીક બાબતો જાણવી પ્રથમ આવશ્યક બને છે. ચુંવાળીસ ખંડમાં મુદ્દાવાર લખેલા આ પ્રબંધનો લગભગ એક-તૃતીયાંશ ભાગ અપ્રાપ્ય છે. આગળ જણાવ્યું તેમ સિસિલિઅસના આ વિષયના પ્રબંધની ક્ષતિઓનું નિરાકરણ કરવાના આશયથી લૉન્જાઇનસે આ પ્રબંધ લખ્યો તે તો એનું નૈમિત્તિક કારણ માત્ર છે; પરંતુ આ પ્રબંધનો જે વ્યાપ છે તે જોતાં લેખકનો આશય, પોતાના આ વિષયના વિચારો કવિઓ-લેખકો-વક્તાઓ અને ખંડ ૧લામાં સ્પષ્ટ કરે છે તેમ, સાર્વજનિક પ્રવૃત્તિના માણસોને ઉપયોગી થાય તેમ છે કે કેમ તે જાતે જોવા-તપાસવાનો છે. તેની નજરે સાર્વજનિક પ્રવૃત્તિમાં સર્વોપરી હોય તો તે માનવજીવનને હિતકર સેવા છે. આમ લૉન્જાઇનસનો વિચારવ્યાપ મોટો છે અને ઉદાત્તતાના વિચારને સાહિત્યની એક વિભાવના તરીકે અને તેની સાર્વજનિક ઉપયોગિતાની દૃષ્ટિએ તે સ્થાપે છે તે પ્રબંધની અદ્વિતીયતા છે.

૩ : ૨. ગ્રીક શબ્દ 'Peri Hypsous', જેનો અંગ્રેજી અનુવાદ 'On the Sublime' થયો છે તે અનુવાદકે જે જે અર્થમાં પ્રયોજ્યો છે તેનો વિચાર કરવો આવશ્યક છે. ગ્રીક શબ્દ 'Peri Hypsous'નો અર્થ શબ્દકોષમાં 'on high' એવો મળે છે.

પ્રબંધમાં 'Sublime' ઉપરાંત elevated, grandeur, lofty, excellence, majestic, exaltation, marvellous, greatness જેવા શબ્દો વારંવાર વપરાયા છે. શબ્દકોષમાં આ શબ્દો Sublimeના પર્યાય તરીકે આપવામાં આવ્યા છે. આમ છતાં આ દરેક પર્યાયને પોતાનો કોઈ અર્થ-વિશેષ કે વિશિષ્ટ અર્થછાયા છે. આ પર્યાયો પ્રબંધમાં વપરાયા છે તેથી કોઈ પણ વાચકને પ્રશ્ન ઊભો થાય કે તે ઉદાત્તતાના જ અર્થમાં પ્રયોજાયા છે? પરંતુ દરેક વખતે વપરાયેલ પર્યાયને તેના સંદર્ભમાં જોતાં ક્યારેક તે Sublimeના તો ક્યારેક તે તે શબ્દની પોતાની આગવી અર્થછાયામાં વપરાયાનું જણાય છે. ખંડ ૧લામાં (પૃ. ૨) ભાષા વિશે વાત કરતાં તે excellence શબ્દ તેના પોતાના, સામાન્યથી વિરુદ્ધ ઉત્કૃષ્ટતાના અર્થમાં વાપરે છે. આ જ ખંડમાં (પૃ. ૨) તે marvellous શબ્દ તેના અદ્ભુત એવા અર્થમાં યોજે છે. ખંડ ૨માં (પૃ. ૩) તેણે વાપરેલો શબ્દ greatness ઉદાત્તતાના અર્થમાં છે. ખંડ ૩માં (પૃ. ૪) જે વ્યક્તિઓ ઉદાત્તને લક્ષ્ય બનાવે છે તેમને વિશે વાત કરતાં તે grandeur શબ્દનો ઉપયોગ કરે છે ત્યારે તે Sublimityનો જ અર્થસૂચક બને છે. ખંડ ૪માં (પૃ. ૫), ખંડ

૭માં (પૃ. ૮), ખંડ ૯માં (પૃ. ૧૦, ૧૧) વાપરેલા greatness અને great શબ્દ મહાનતા, ઉમદાપણુંના અર્થમાં વાપર્યા છે. ખંડ ૯માં (પૃ. ૧૪) majestic શબ્દ Sublimityના અર્થની વધુ નિકટ છે. પ્લેટોના સંદર્ભમાં ખંડ ૧૩માં (પૃ ૨૩) યોજેલો greatness શબ્દ વળી ઉદાત્ત અર્થની સમીપ જાય છે. ખંડ ૧૫માં (પૃ. ૩૧) વિચારોની ઉચ્ચતા, ઉમદાપણાની ઉદાત્ત અસરની વાત કરતાં વાપરેલો high શબ્દ સ્પષ્ટપણે તેના પોતાના અર્થમાં છે. તો ઉચ્ચ વિચારો જે માનવ આત્મામાંથી જન્મે છે તે સંદર્ભમાં મૂકેલો greatness શબ્દ વળી ઉદાત્તતાના અર્થમાં છે. આ જ ખંડમાં (પૃ. ૨૫) વપરાયેલ grandeur શબ્દ ઉદાત્ત અર્થ ધ્વનિત કરે છે. ખંડ ૧૭માં (પૃ. ૩૩) અને ખંડ ૩૪માં (પૃ. ૫૪) વપરાયેલ શબ્દ marvellous ઉદાત્ત અર્થની નજીક જાય છે. ખંડ ૩૦માં (પૃ. ૪૮) યોગ્ય રીતે પસંદ થયેલા મહિમાવંત શબ્દોની અસરો વર્ણવતાં વપરાયેલો exaltation શબ્દ ઔદાત્ત્યસૂચક છે. ખૂબ જ સૂચક રીતે ખંડ ૩૩માં (પૃ. ૫૨) greatness શબ્દ મહાન લેખકો વિશે વપરાયો છે. તેમાં અર્થ એ સમજાય છે કે: ઉદાત્તતાને પહોંચવાની શક્તિવાળા લેખકો-કવિઓ. આ જ ખંડમાં (પૃ. ૫૨) વપરાયેલ excellence શબ્દ પણ તેના સંદર્ભને લીધે ઉદાત્તતાસૂચક બને છે. આનાં વધુ દૃષ્ટાંત ઉમેરવાની જરૂર નથી. સુજ્ઞ વાચક સંદર્ભથી તેના અર્થને સમજી શકશે. આમ બનવાનું કારણ એ હોય કે, અનેક ભાવછાયાવાળી કોઈ સંકુલ વિભાવના વિશે વાત કરતાં જ્યારે તેનાં જુદાં જુદાં તત્ત્વો અથવા ભાવછાયા ઉપર અમુક સંદર્ભમાં ભાર મૂકવાનો હોય છે ત્યારે તે અર્થવિશેષવાળા જુદા જુદા શબ્દ ત્યાં વાપરવા અનિવાર્ય બને છે.

૩ : ૩. પ્રબંધના મૂળ ગ્રીક શીર્ષક, 'Peri Hypsous' માટે પ્રચલિત બનેલ 'on the Sublime'ની યથાર્થતાનો થોડો વિચાર કરીએ. શ્રી એલન ટેઈટ નોંધે છે કે, પ્રબંધના અનુવાદક જોન હોલે ઈ. ૧૬૫૨માં કરેલા અનુવાદમાં ગ્રીક શીર્ષકનો 'on the Height of Eloquence' એવો જે અનુવાદ આપ્યો છે તે, તેના પછીથી થયેલા 'on the Sublime' કરતાં વધુ ચોક્કસ છે. તેનું કારણ આપતાં તેઓ જણાવે છે કે 'on the Sublime'માં, Boileauએ, ૧૮મી સદીમાં ઇંગ્લૅંડમાં વિવેચકોએ અને બર્ક તથા કાન્ટે કરેલાં આરોપણોનું ઉમેરણ છે. આ આરોપણો, આ પ્રબંધમાં જે વિચારણા છે તેનાથી કંઈક અંશે દૂરનાં છે. શ્રી એલન ટેઈટનો આ અભિપ્રાય[1] વ્યાપક અર્થમાં કદાચ યોગ્ય હોય, અથવા મૂળ ગ્રીક શીર્ષકના બરાબર અનુવાદ લેખે યોગ્ય લાગે; પરંતુ વિચારણામાં રહેલાં કેટલાંક વિશેષ તત્ત્વોને કારણે અંગ્રેજી સાહિત્યમાં Sublime શબ્દ જ સર્વસ્વીકૃત બન્યો હોવા સંભવ છે. લૉન્જાઇનસે ગ્રીક Hypsous શબ્દ જે રીતે અર્થવિસ્તાર કરી વાપર્યો છે તે, પ્રબંધમાંના વિચારો: 'ભાષાની સર્વોત્કૃષ્ટતા', 'મહાન આત્માની અભિવ્યક્તિ', 'કવિતા કે ગદ્યકૃતિ ગમે તેટલી વાર વાંચવા છતાં વિવિધ રુચિવાળા કોઈ પણ વાચકમાં દરેક વાચને આનંદસમાધિ (ecstasy)ની અવસ્થા ઉદ્દીપ્ત કરવાની, ખેંચવાની તેની શક્તિ' વગેરે જોતાં ઉદાત્તતાના અર્થમાં છે. જોન હોલના અનુવાદ 'on the Height of Eloquence'થી જે ધ્વનિત થાય છે તે પ્રબંધમાંના વિચારોમાંનો એક છે, જ્યારે ઉપર જોયું તેમ પ્રબંધમાં આનંદસમાધિ, અલૌકિકતા, દિવ્યતા આદિ વિચારો પડેલા છે. આ દૃષ્ટિએ બધી અર્થછાયાઓ સમાવતો 'Sublime' શબ્દ સ્વીકૃત બન્યો હોય તો યોગ્ય ગણાય.

૩ : ૪. આટલી સ્પષ્ટતા પછી લૉન્જાઇનસની ઉદાત્તતાની વિભાવનાનો તત્ત્વવિચાર કરીએ. ઉદાત્તતાને લૉન્જાઇનસ, તેના પુરોગામીઓની જેમ કેવળ શૈલીના લક્ષણ તરીકે નહિ પણ સમગ્ર સાહિત્ય—કવિતા કે ગદ્યલેખનના સર્વોપરી તત્ત્વ તરીકે સ્વીકારે છે. સર્જક-લેખકની આત્મશક્તિમાંથી પ્રાદુર્ભાવ પામતું આ તત્ત્વ છે, જે ક્યારેક તણખાની જેમ સરકી આવે તો ક્યારેક ઝબકારની જેમ કોઈ

[1] 'Lectures in Criticism': ૪૬.

વિશિષ્ટ વિરલ શૈલી કૃતિમાં સમગ્રતયા વ્યાપી જઈને છે, અને ભાવકના ચૈતન્યમાં પ્રસરી જઈ તેને ખેંચી જાય છે અને આનંદસમાધિમાં લીન કરે છે. આ શક્તિને તે ઈશ્વરદત્ત માને છે. કાવ્યશાસ્ત્રના અભ્યાસ કે રચનાકૌશલની ચતુરાઈથી તે આવતી નથી. ખંડ ૯માં તે કહે છે: 'Sublimity is the echo of the greatness of Soul.' ઉદાત્તતાને તે આ રીતે, આત્માની મહાનતાના તત્ત્વ તરીકે સ્વીકારે છે એટલે સાહિત્યનો જાતિભેદ (genre distinction) કર્યા વિના વાણીનાં ભાષણ, કવિતા આદિ સ્વરૂપો, શૈલી, સંરચના, અભિવ્યક્તિ જેવા તેનાં લક્ષણોમાં સાર્વત્રિક રીતે વ્યાપી રહેતું આ તત્ત્વ છે તેનું લોન્જાઇનસને અભિપ્રેત છે. સાર્વત્રિક રીતે પ્રસરી જતા આ તત્ત્વને જો કેવળ શૈલીના લક્ષણ તરીકે સમજવામાં આવે તો વાગાડમ્બર, ભારે, મોભર શબ્દપ્રયોગો અને નવીનતાના મોહથી થતી વૈચિત્ર્યપૂર્ણ પોકળ અભિવ્યક્તિ આદિને ઉદાત્તતા સમજી લેવામાં આવે. વાગાડમ્બર, છીછરા તુચ્છ તરંગ, ઊર્મિલતા તથા ટાઢીબોળ નિશ્ચેતન, કૃત્રિમ અને ઔપચારિક લાગણીઓને તે ઉદાત્તતાથી સ્પષ્ટ રીતે વિરોધી ગણે છે. આ મુદ્દો સિદ્ધ કરવા તેણે ઘણાં બોધક-બાધક ઉદાહરણો પ્રબંધમાં આપ્યાં છે. આમ ઉદાત્તતાની સાચી દિશા તે ચીંધે છે. કેવળ મહાન વિચારો નહિ, આકર્ષક કલ્પનો નહિ, ભારે ભારે શબ્દો નહિ, પરંતુ ચિત્તને સ્પર્શી-ઉત્તેજી જતા તત્ત્વને ઉદાત્તતત્ત્વ તરીકે સ્થાપે છે. શબ્દો સામાન્ય હોય કે મોટા, શૈલી આલંકારિક હોય કે અનલંકૃત, કલ્પનો ભલે વીણીવીણીને રજૂ કરેલાં હોય તોપણ લાગણીઓને અને ચિત્તના સમગ્ર સંવેદનશક્તિને ઉત્તેજી જનાર તત્ત્વને તે ઉદાત્તતા ગણે છે. અલબત્ત તે બધી જ લાગણીઓને એકસરખી સાચી અને ઉમદા ગણતો નથી. અમુક શુદ્ધતાવાળી લાગણીઓની અનુભૂતિને તે ઉદાત્તતામાં સમાવે છે.

૩:૫. ઉદાત્તતા લાગણીઓ અને ભવ્ય શૈલીના પારસ્પરિક સંબંધથી જન્મે છે. બંને પરસ્પરને ઉપકારક હોય, પૂરક હોય તો જ ઉદાત્તતા જન્મે. શૈલી વિષયનું સર્જન કરતી નથી, પરંતુ વિષયને પ્રાકટ્ય આપે અને વિષય-શૈલીને પ્રાકટ્ય આપે એવો એકરૂપ આંતરસંબંધ બંને વચ્ચે હોય ત્યારે ઉદાત્તતા આવે છે. ઉદાત્તતાના સંબંધમાં શૈલી પરત્વેની વિચારણામાં લોન્જાઇનસ પરંપરાને અનુસરે છે ખરો, પણ તે સાથે તે એ વાત સ્પષ્ટ કરે છે કે ભાવોદ્દીપક સાધનો તે ઉદાત્ત શૈલીનો હેતુ છે. શૈલી ભલે પછી આલંકારિક હોય કે સાદી. ભભકવાળી પણ નિષ્ફળ અને સાદી પણ ઉચ્ચ શૈલી વચ્ચે તેની હેતુસાધક શક્તિને આધારે તે વિવેક કરે છે.

અહીં એક મુદ્દો વિચારી લઈએ. ઇંગ્લૅન્ડમાં ૧૮મી સદીમાં જે વિવેચન-સિદ્ધાંતો પ્રચલિત હતા તેમાં ઉદાત્ત શૈલીની જે ચર્ચા થતી તે કેવળ અલંકારશાસ્ત્રના એક મુદ્દા તરીકે થતી હતી. તેને સ્થાને લોન્જાઇનસની ઉદાત્તતાની વિચારણાએ એવી પરિસ્થિતિ ઊભી કરી કે ઉદાત્તતા એ સૌન્દર્યશાસ્ત્રના મુદ્દા તરીકે વિચારાવા લાગી. હવે એમ મનાતું આવ્યું કે ઉદાત્ત શૈલી એ હેતુ નથી પણ સાધન છે, જ્યારે ઉદાત્તતા એ સ્વયં હેતુ છે. આ વિચારોમાં રહેલા તત્ત્વને કારણે લોન્જાઇનસ ઉદાત્તતાને વિભાવના તરીકે સ્થાપી શક્યો એમ કહી શકાય.

૩:૬. ઉપરના મુદ્દા સાથે વિષય વસ્તુ-વિચારોનો મુદ્દો તપાસી લેવો યોગ્ય ગણાશે. ઉદાત્તતા કૃતિના વિષય-વસ્તુ કે વિચારોની મહાનતામાં રહેલી છે એવું લોન્જાઇનસ સ્વીકારે છે એમ એલ્ડર ઓલ્સનની જેમ કેટલાક માને છે. સામે પક્ષે ઓલસન (Olson) કહે છે તે પ્રમાણે લોન્જાઇનસ સર્જક-લેખકની પ્રતિભામાં ઉદાત્તતાના પ્રાદુર્ભાવને જુએ છે. વાસ્તવમાં લોન્જાઇનસ જેમ ઉમદા પ્રબળ લાગણીઓ સાથે ઉદાત્તતાનો સંબંધ જોડે છે તેમ, ખંડ ૮માં 'પાંચ ઉદ્ગમસ્રોત'માં તે પ્રથમ સ્થાને મહાન વિભાવનાઓ (વિચારો)ને આપે છે તે જોતાં વિષય-વિચાર સાથે પણ જોડે છે. મહાન વિચારો તેને મન અમૂલ્ય છે; પરંતુ તે સાથે જ ખંડ ૯માં "આત્માનું ઉદાત્તપણું" તે ચર્ચે છે. વિચારોમાં પ્રગટતી ઉદાત્તતા પણ સત્ત્વશીલ મહત્ આત્માઓમાંથી જ આવિર્ભાવ પામે છે એમ તે

કહે છે. સભાન તાર્કિકતાથી ગોઠવેલા મહાન વિચારોથી નહિ પણ પારમિતા પ્રજ્ઞા અને પ્રતિભામાંથી સહજ ઉદ્‌ભવતા મહાન વિચારોથી કૃતિમાં ઉદાત્તતા આવે છે. આ અર્થમાં મહાન વિચારો અને સર્જકના આત્માના ઉમદાપણાના આંતર સંબંધને તે સૂચવે છે. વળી જે કૃતિ કોઈ પણ કાળના, કોઈ પણ રુચિવાળા ભાવકને હમેશાં સ્પર્શે અને તેને કોઈ ઊર્ધ્વ ભાવસ્થિતિએ સ્થાપે તે ઉદાત્ત સાહિત્યકૃતિ બને છે તેવો વિચાર પ્રબંધમાં સાચી ઉદાત્તતાની કસોટીરૂપે રજૂ થયો છે.

૩ : ૭. પ્રબંધમાં વપરાયેલા બે શબ્દો : ભાષાની ઉચ્ચતા (elevation of language) અને ઊર્ધ્વ ભાવસ્થિતિ (transport) તેમાંની વિચારણાની ચાવીરૂપ છે એવો મત એલન ટેઈટ દર્શાવે છે. આ પરત્વે તે બે પ્રશ્નો ઊભા કરે છે : (૧) શું ઉચ્ચતા એ સાહિત્યકૃતિનું પરલક્ષી લક્ષણ છે? (૨) શું ઊર્ધ્વ ભાવસ્થિતિ તે ઉચ્ચતાના પ્રભાવને ગ્રહણ કરનારની ભાવોર્મિઓનું આત્મલક્ષી લક્ષણ છે? ખંડ ૧માં લૉન્જાઇનસ ઉચ્ચતાને સંભાષણની એક પ્રકારની સર્વોત્કૃષ્ટતા તરીકે ઓળખાવે છે અને તેની અસર વિશે કહે છે : 'તેની અસર વાચકને સમજાવવા કે પોતાના મતનો કરવાની નહિ પણ અસામાન્ય રીતે તેને કૃતિમાંની વિશિષ્ટ ભાવસ્થિતિએ ખેંચી જવાની છે.' તેને આશ્ચર્યમુગ્ધ અને ચકિત કરી હલાવી મૂકવાની છે. 'Not to persuade, but to entrance, like a flash of lightning.' ઉદાત્તતાની ખાસ તો આ transport કરવાની અસરે વિશે લૉન્જાઇનસ સ્પષ્ટ કહે છે કે સહસંમત થવું કે ન થવું તે આપણી સત્તાની વાત છે; પરંતુ ઉદાત્તતા આપણી બૌદ્ધિક સત્તા (શક્તિ)ને તેની અદમ્ય શક્તિથી ધોઈ નાખે છે અને આપણા ચિત્ત પર પોતાનો પ્રભાવ જમાવે છે. તેના આ વિચારમાં ઉપરના પ્રશ્નોના સૂચિત ખુલાસા મળે છે. વળી આ વિચારણામાં ઉદાત્તતા અને સંવેદનાનો જે સંબંધ અને અસર સૂચિત છે તેને લીધે આગળ જતાં વિવેચનક્ષેત્રે ઉદાત્તતા સૌન્દર્યશાસ્ત્રની એક વિભાવના તરીકે સ્થાન પામે છે. આને લીધે જ લૉન્જાઇનસ તેના ૪૦૦થી ૬૦૦ વર્ષના પુરોગામી કાવ્યશાસ્ત્રીઓ કરતાં વિચારણામાં જુદા જ તરી આવે છે.

ભાવકના સંદર્ભમાં એક વાત સ્પષ્ટ સમજવા જેવી છે. ડેવિડ ડેચીઝ[1] નોંધે છે કે લૉન્જાઇનસની વિચારણાનું મહત્ત્વ, તેણે સાહિત્ય વિશે પુરોગામી પ્લેટો ઍરિસ્ટોટલ કરતાં આગવી રીતે જુદા જ પ્રશ્નો ઊભા કર્યા તે છે. ઍરિસ્ટૉટલે કવિતા વિશિષ્ટ આનંદ આપે છે તેમ કહ્યાનું સ્વીકારીને પણ એટલું તો કહેવું જ પડશે કે લૉન્જાઇનસ કવિતાની ભાવક ઉપર અને ભાષણની શ્રોતાઓ ઉપર થતી અસર તરફ પહેલી વાર ધ્યાન ખેંચે છે અને સાહિત્યમૂલ્યાંકનમાં એક નવું જ પરિમાણ સ્થાપે છે. ઉપર જોયું તેમ કૃતિની ઉદાત્તતાની કસોટી અને તેનું મૂલ્ય ભાવકને આનંદસમાધિમાં ખેંચી જવાની, ભાવાવેગની ઉત્કૃષ્ટતાનો અનુભવ કરાવી ઊર્ધ્વ સ્થિતિએ પહોંચાડવાની તેની શક્તિમાં છે એમ તે જણાવે છે.

૩ : ૮. ઘણા વિવેચકો માને છે કે લૉન્જાઇનસને રચનાવિધાન (Structure)માં રસ નથી. વાસ્તવમાં એમ નથી. ઉદાત્તતત્ત્વના ઉદ્‌ગમસ્રોતની ગણના કરતાં પાંચમા ઉદ્‌ગમસ્રોત તરીકે તે રચનાવિધાનને ગણાવે છે. આ બતાવે છે કે આ મુદ્દો તેની વિચારણાની બહાર નથી, બલકે તેની ઉપર તેણે બરાબર નજર માંડી છે. પ્રણાલિકાબદ્ધ સાહિત્યસ્વરૂપની સિદ્ધિ એ રચનાવિધાન નથી તેમ તે સૂચવે છે. ખંડ ૧૦માં સેફોની 'ode to Anactoria' કાવ્યની સંરચનાની અસરોનું સંક્ષિપ્ત પૃથક્કરણ મળે છે. સંરચનાનું પૃથક્કરણ કરનાર પહેલો કદાચ લૉન્જાઇનસ જ છે. તે સંરચના પરત્વે સભાન છે તે, લય વિશે કરેલી વિચારણામાંથી પણ સમજાય છે. કાવ્યની સમગ્ર સંરચનામાં લય એ કાવ્યના પુદ્‌ગલને એકરૂપતા અર્પનારું અને વળી તેમાં સમાઈ જનારું તત્ત્વ છે તેમ એની વિચારણામાંથી ગૃહીત કરી શકાય છે. આ સૂક્ષ્મ વિવેચનાત્મક સૂઝ, શબ્દના સાચા અર્થમાં

1. 'Critical Approaches to Literature' : ૯૯.

અનૂપૂર્વ અને કૉલરિજ સુધીમાં અદ્વિતીય છે એમ અનેક પાશ્ચાત્ય વિવેચકોએ સિદ્ધ કર્યું છે.

આ ઉપરાંત ખંડ ૧૦માં (પૃ. ૧૭) "to make into one body' એમ કવિતાને એક કલાદેહ આપનાર પ્રબળ લાગણીઓ છે તેમ તેણે કહ્યું છે. પોતે એક કલાસિદ્ધાંત સ્થાપી રહ્યો છે તે વિશે તે કદાચ સભાન નહિ હોય; પરંતુ તદ્દન આધુનિક ગણાય તેવો organic theory of poetryનો સિદ્ધાંત અહીં સૂચિત થાય છે તેમ સ્વીકારવું પડે. પાંચમા ઉદ્ગમસ્થાન રચનાવિધાનની ચર્ચામાં, ભાષા દ્વારા કાવ્યમાં રચનાવિધાનની એકતા સધાય છે—સાધવી જોઈએ એમ કહે છે ત્યારે આ વિચાર પરાકાષ્ઠા સાધે છે. લય અને પ્રબળ લાગણીઓ તથા ભાષા કલાકૃતિની એકતા સાધી આપે છે તે તરફ લૉન્જાઇનસનું ધ્યાન ગયેલું છે.

૩:૯. અત્યાર સુધીની ચર્ચાથી લૉન્જાઇનસની ગણનાપાત્ર મૌલિકતા એ સમજાય છે કે, એની પૂર્વેની વિવેચનાનું કેન્દ્ર નૈતિક મૂલ્ય હતું તે સ્થાને તે સૌન્દર્યને સ્થાપે છે. આગળ જોયું તે આનંદસમાધિ ઉદાત્તતત્ત્વને લીધે આવે છે તેમાં કૃતિનો ભાવકને થતો રસાત્મક અનુભવ કારણભૂત છે. આમ કહેવામાં તે સૌન્દર્યાનુભૂતિને કેન્દ્રમાં લાવે છે તેમ સ્વીકારવું પડે.

૩:૧૦. પ્રસ્તુત પ્રબંધમાં લૉન્જાઇનસે અલંકારો વિશે લંબાણથી ચર્ચા કરી છે. તેના આ લંબાણનું કારણ તપાસતાં સેમ્યુઅલ મંક કહે છે કે, લેખનમાં ઉદાત્તતા કેવી રીતે સાધી શકાય તે દર્શાવવાના આશયને કારણે સ્વાભાવિક અને યોગ્ય રીતે જ અલંકારચર્ચા વિસ્તૃત બની છે. અલંકારો સહજ રીતે, તે અલંકાર છે તેની ખબર પણ ન પડે તે રીતે પ્રયોજાયા હોય તો જ તે ઉપકારક બને છે તે માન્યતા વિશે ભાગ્યે જ કંઈ કહેવાનું હોય. રૂપકની સંખ્યા વિશે તે જે અભિપ્રાય ઉચ્ચારે છે તે સમગ્ર અલંકારરચના પણ લાગુ પડે છે. કાવ્યની અભિવ્યક્તિની જરૂરિયાત કરતાં એક પણ અલંકાર વધુ ન જોઈએ એમ તે જણાવે છે ત્યારે તેની વિચારણામાં ઔચિત્ય અને વિવેકના મૂલ્યને જોઈએ તો અનુચિત નહિ ગણાય.

૩:૧૧. ઉદાત્ત શૈલી માટેની અલંકારશાસ્ત્રની એક રીત તરીકે તે સંવૃદ્ધીકરણનો વિચાર આપે છે. આ ચર્ચામાં ફરીથી તે જણાવે છે કે શૈલી નહિ પણ ઉદાત્ત ભાવો વિના કૃતિમાં ઉદાત્તતા કે પૂર્ણતા આવતી નથી. સંવૃદ્ધીકરણની કોઈ પણ રીત અજમાવવામાં આવે, પણ જો ભાવકને ખેંચી જવાની શક્તિ ધરાવતો ભવ્ય ભાવસ્પર્શ ન હોય તો દેહમાંથી આત્માને ખેંચી લીધા જેવી સ્થિતિ થાય. તે સ્પષ્ટ કહે છે કે ઉદાત્તતા આત્માની ગુણવત્તામાં રહેલી છે, સંવૃદ્ધીકરણ સંખ્યામાં રહેલું છે. ઉદાત્તતા કોઈ એક જ વિચારમાં ઝળકી જાય, જ્યારે સંવૃદ્ધીકરણ એક ઉપર એક એમ અનેક વિચારોની હારમાળામાં દેખાય.

૩:૧૨. ઉદાત્તતાની આ વિચારણામાં એક એ વાત સ્પષ્ટ થાય છે કે જે કંઈ મહાન, બૃહત્, અમેય હોય છે ત્યાં ઉદાત્તનો અનુભવ થાય છે. પ્રકૃતિમાંથી ઉદાહરણ આપતાં તે કહે છે કે માનવચિત્ત ઉપર ભવ્યતાની અસર ઝરણાની નહિ, પરંતુ નાઇલ કે રાઇન જેવી મોટી નદીઓની, સૂર્યની કે એટના જેવા મોટા જ્વાળામુખીઓની થાય છે, અને આપણને આશ્ચર્યમાં ડુબાડી દે છે. આમ ઉદાત્તતત્ત્વનું એક લક્ષણ ઇન્દ્રિયાતીત અનુભૂતિ હોવાનું ફલિત થાય છે.

પોતાના પ્રબંધના આ મુદ્દાઓનું સમર્થન કરવા અને વાચકોને મુદ્દા ગ્રાહ્ય બને તે માટે લૉન્જાઇનસે અનેક મહાન લેખકોમાંથી સાધકબાધક ઉચિત દૃષ્ટાંતો આપ્યાં છે. આનાથી એટલું તો લાગે છે કે લૉન્જાઇનસ અવશ્ય એક વિદ્વાન અને બહુશ્રુત લેખક છે.

પણ તેમણે બહુ સરલ ભાવે ગાંધીજીના વ્યક્તિત્વને હૂબહૂ ઉઠાવ આપ્યાનાં નિદર્શનો પણ પુસ્તકમાં ઠીક ઠીક સુલભ છે. દા. ત. તે કહે છે: "એ એવા મહાનુભાવોની પરંપરાના છે જેમની સાથે ચાલો તો સંસ્કારિતાના પાઠ શીખવા મળે; જેમનો પરિચય કરો તો ચાલ્યા વિના રહી ન શકો." ભાગ્યે જ આથી વધારે સારી રીતે આ વસ્તુ મૂકી શકાય!

આ પુસ્તકનો અનુવાદ પ્રાસાદિક છે. પ્રવાહિતા પણ છે. શબ્દોની પસંદગીમાં તેમણે સારી કાળજી લીધી લાગે છે. 'ઓશિયાળ્યો' એ શબ્દ પ્રચલિત કરવા જેવો છે. તેમણે અનુવાદમાં "જૂઠી પરમિટ" શબ્દ વાપર્યો છે તે યોગ્ય છે. "ખોટી પરમિટ"થી અર્થ આવે નહિ. પુસ્તકમાં પૂરક માહિતી આપવા કે વિશેષ પ્રકાશ પાડવા અથવા તો હકીકતોનો પરામર્શ કરવા અનુવાદકે ટૂંકી સુરેખ પાદટીપો ઉમેરી છે એથી પુસ્તકનું મૂલ્ય વધ્યું છે.

ગાંધીજીના સાધનામય જીવનનો આલેખ આપતું આ ચરિત્ર ઉપયોગી છે એટલું જ પ્રેરક પણ છે.

# નવું વાચન

**યજ્ઞ પ્રકાશન, વડોદરા-૧**

### મહોબ્બતનો પયગામ

બાદશાહ ખાન

સરહદના ગાંધીનું ભારત આગમન એક મહત્ત્વની ઘટના ગણાય. ગુજરાતના કોમી દાવાનળની આગથી દાઝેલા હૈયે તેમણે ગુજરાતમાં જે પ્રવચનો કર્યાં તેને આધારે આ પુસ્તિકા શ્રી નારાયણ દેસાઈએ તૈયાર કરી છે. બાદશાહ ખાનની ૮૦મી વરસગાંઠને દિવસે તે પ્રગટ થઈ હતી.

પૃ. ૨૦ રૂ. ૦-૨૦

### ગાંધી : જેવા જોયા જાણ્યા

લે. વિનોબા

વિનોબાનું ગાંધીદર્શન વિનોબાજીના પોતાના શબ્દોમાં અહીં રજૂ થયું છે. પણ એ ભગીરથ કામનો યશ 'ભૂમિપુત્ર'ના સંપાદક કાંતિભાઈને છે. તેમણે વિનોબાના અસંખ્ય લખાણો-પ્રવચનોમાંથી વીણી ગૂંથીને સળંગસૂત્ર રજૂ કર્યું છે. સ્વામી આનંદે આ સંકલનનું ભારે ઉત્સાહભર્યું સ્વાગત કર્યું છે, જે યથાર્થ છે.

પૃ. ૨૭૧ રૂ. ૨-૫૦

### ત્રીજી શક્તિ

વિનોબા

આ ગ્રંથમાં 'ગાંધી અને સામ્યવાદ'ની તુલના કરીને 'સર્વોદય આંદોલન: એક સિંહાવલોકન', 'ગ્રામદાન: એક પરિપૂર્ણ વિચાર', 'આત્મજ્ઞાન અને વિજ્ઞાન' વગેરે પાયાની સમસ્યાઓ અંગેનું ચિંતન રજૂ થયું છે. શ્રી જયપ્રકાશ નારાયણે 'ભૂમિકા' લખીને કેટલીક વિશદ છણાવટ કરી છે.

પૃ. ૩૦૦ રૂ. ૩-૦૦

### શિક્ષણ વિચાર

વિનોબા

વિનોબાના ચિંતન અને અનુભવના પરિપાકરૂપ આ વિચારોમાં વિરલ મૌલિકતાનું દર્શન થાય છે.

પૃ. ૨૪૦ રૂ. ૨-૫૦

### સંતનું બહારવટું

સુભદ્રા ગાંધી

૧૯૬૨માં પ્રગટ થયેલી પુસ્તિકાની આ બીજી આવૃત્તિમાં એક નવું પ્રકરણ ઉમેરવામાં આવ્યું છે.

પૃ. ૧૧૦ રૂ. ૧-૦૦

# સંત રણછોડદાસજી મહારાજ

ડૉ. એન. પી. નથવાણી

સંત રણછોડદાસજી મહારાજને વિદેહ થયાને વરસ થવા આવ્યું. દુષ્કાળ, નદીઓનાં પૂર વગેરે કુદરતી કોપનાં સંકટો દરમ્યાન વિશાળ પાયા પરનાં માનવ તેમ જ પશુરાહતનાં કામો દ્વારા છેલ્લાં થોડાં વરસોમાં એમનું નામ દેશ આખામાં બહુ જાણીતું હતું. એમનાં ભક્તો તેમ જ અનુયાયીઓની સંખ્યા પ્રતિપ્રાંતમાં મોટી છે. આમાં મોટા ઉદ્યોગપતિઓ, મિલમાલેકો, વેપારીઓથી માંડીને ધારાશાસ્ત્રીઓ, દાક્તરો, ઇજનેરો, મજૂર, ઉજળિયાત, આદિવાસી સુધી તમામ લોકોનો સમાવેશ થાય. ઘણા એમને ઈશ્વરી અવતાર કે પૂરણ પુરુષોત્તમ પણ માનતા.

મારો એમની જોડેનો પરિચય થોડાં વરસ અગાઉ એમની માંદગી દરમ્યાન ભક્તોની વિનંતી તથા આગ્રહને વશ થઈ મુંબઈમાં છાતીનો એક્સ રે કરાવવા એઓ કબૂલ થયા ત્યારે દાક્તર નાતે થયો. રાઈમસર તૈયાર થઈ અમારી જોડે આવ્યા અને ફોટો લેવાતાવેંત ઊઠીને જવા માંડ્યું. અમે ફોટો કદાચ બરોબર આવ્યો ન હોય તો ફરી વાર લેવો પડે તો સારું તે થોડી વારમાં ડેવલપ થઈ આવે ત્યાં સુધી થોભવા વિનંતી કરી તો કહે,

'મેં તો ફક્ત ફોટો કઢાવવા પૂરતી હા પાડી હતી—મારું વચન પૂરું થયું. જે હવે તે હશે. મારે કંઈ જાણવું નથી.'

આખરે થોડી વાર રાહ જોવા કબૂલ થયા અને ફોટો બરાબર પડ્યાનું જાણતાં જ ચાલી નીકળ્યા. પરિણામ જાણવાની એમને જિજ્ઞાસા નહોતી.

પાછળથી સને ૧૯૬૮ના ઑક્ટોબરમાં તબિયત વધુ કથળી ત્યારે તેમના એક ભક્ત શ્રી દેવકરણ નાનજીના આગ્રહને માન આપી દાક્તરી સારવાર માટે વળી મુંબઈ પધારવા કબૂલ થયા.

હું શ્રી દેવકરણભાઈનો 'ફેમીલી દાક્તર.' એઓ મને કહે, 'મહારાજશ્રી તા. ૨૭-૧૦-'૬૮ને રોજ મુંબઈ પધારશે. ચિકિત્સા સારવાર કોઈ પ્રયત્ન બાકી ન રાખવો. જરૂર લાગે તેટલા સ્પેશલિસ્ટોની પણ મદદ લેવી.'

પ્રથમ તો મને લાગેલું કે મહારાજ સારવાર નહિ લે. પણ દેવકરણભાઈ કહે, 'આ વખતની વાત જુદી છે.' કહેલી તારીખે પધાર્યા અને અમે દાક્તરોએ તપાસ્યા. અમને બધાંને કહે 'હવે હું બરાબર સારવાર કરાવવાનો છું. તન્નાને મેં વચન આપ્યું છે. એટલે હવે હું તમને છોડવાનો નથી, ને તમે મને છોડજો મા.'

આમ લાંબી માંદગી દરમ્યાન એમની સારવાર કરવાની અમૂલ્ય તક અમને મળી. મારી જિંદગીનો એ અનન્ય લહાવો હતો.

સારવારમાં બીજા દાક્તરો મારી જોડે હતા. અમે બધા એકમતે કામ કરતા. મુંબઈ કે અંદોરગામે જવા જવું પડે ત્યાં સગવડ અગવડ કશાનો વિચાર કર્યા વગર ઉત્સાહભેર જતા આવતા.

એમના જીવનનાં ઘણાં પાસાં મૂલવવાનું કે તેનું માપ કાઢવાનું મારું ગજું નથી. પણ આ ગાળામાં મેં જે કંઈ જોયું કે તેમની પાસેથી

સાંભળ્યું તેનાં થોડાંક સંભારણાં એમના વર્ષશ્રાદ્ધ નિમિત્તે અહીં આપવા માગું છું.

## ૧

એમની બીમારીમાં બહુ જૂની ખાંસી, બલગમ શ્વાસ (દમ), પેટનો દુખાવો, કાનમાંથી રસી વગેરે હતાં. જઈફ ઉંમર અને નબળાઈ. વજન ૨૮ કિલો.

કાનની તકલીફ બહુ જૂની હતી. જૂને કાળે જ્યારે દેશમાં ટ્રેનો નહોતી ત્યારે મધ્યપ્રદેશના પર્યટન દરમ્યાન એક વાર ક્યાંક અચાનક વાદળ ઘેરાઈ આવીને વરસાદ વીજળી ત્રાટક્યાં. પગથિયાંવાળી એક જૂની વાવ દેખાઈ. તેમાં આશરો લીધો. બીજા ચાર પાંચ વટેમાર્ગુ પણ ત્યાં ભરાયેલા. વરસાદનું જોર વધ્યે ગયું ને વીજકડાકા એવા થાય કે મહારાજને વાવમાં રહેવું સલામત ન લાગ્યું. પેલા બીજાઓને કહે, 'વીજળી પડશે ચાલો બહાર નીકળી જઈએ.' પેલા ન માન્યા. કહે, 'ના. બીજે વળી શી વધુ સલામતી જડવાની છે?' મહારાજ એકલા જ બહાર નીકળી ગયા. થોડે ગયા ને જ ભારે કડાકા સાથે વીજળી વાવ પર પડી. પોતે વાવથી ઠીકઠીક દૂર પહોંચી ગયેલા છતાં આંચકો વાગ્યો જ. બેભાન થઈ પડી ગયા. ભાન આવ્યું ત્યારે જુએ તો શરીરનો જમણો ભાગ કાળો પડી લૂલો થઈ ગયેલો! કાનમાં પણ અસહ્ય પીડા. વાવમાંના સાથીઓ તો બધા ભડથું જ થઈ ગયેલા.

હાથ તથા શરીરની શક્તિ અને રંગ આવતાં ઘણા દિવસ વીત્યા. કાનની વેદના પણ શમી. પણ રસી નીકળવાનું ત્યારથી આખી જિંદગી ચાલુ રહ્યું. ખાંસી બલગમ શ્વાસ પણ પોતે કાશ્મીર ગયેલા ત્યાં બહુ બરફ વચ્ચે રહ્યાથી ન્યુમોનિયા થયેલો ત્યારથી લાગુ પડેલાં તે ઘર કરી બેઠાં. કદી પૂરાં ન મટ્યાં.

અમે જોયા ત્યારે ખાંસીની તકલીફ બહુ હતી, ને દમ. ચાલવા બેસવાની ત્રેવડ ન મળે. પડખું પણ કોઈ ફેરવે ત્યારે જ. શરીરમાં માત્ર હાડકાં અને કરચલીઓ પડી ગયેલી ચામડી. કલાકના કલાક ખાંસે ત્યારે થોડો બલગમ છૂટે ને ઘડીક જંપે. દમ તો ચાલુ જ રહે. ઝાડો એનિમા વગર ભાગ્યે આવે. ક્યારેક તેટલાથી પણ ન આવે, ખોરાક લેવામાયે મુશ્કેલી. થોડુંક ખાય તોયે પેટમાં દુખાવો ઊપડે ને ગૅસ થાય.

શરૂમાં રોગ અંગે અમારું નિદાન અને સારવારની લાઈન અમે તેમને સમજાવ્યાં ત્યારે કહે, 'હવે શરીર તમને સોંપ્યું છે. ઠીક લાગે તેમ કરો.'

શેના ઉપરથી દવા એવી કશી માથાકૂટ ન કરે. કહેશે, 'એ બધું તમારું કામ. મારે તો આપો તે દવા નિયમિત અને નિષ્ઠાપૂર્વક લેવી અને તમને પૂરેપૂરો સહકાર આપવો.' કહીએ તે બધી દવાઓ બરાબર લે. રાત્રે છેલ્લી દવા અપાય ત્યારે પૂછી લે, 'હવે કોઈ દવા લેવાની બાકી તો નથી રહીને?'

કોઈ દવા માફક ન આવે તોપણ એમ કદી ન કહે કે નથી ફાવતી માટે નહિ લઉં. પોતાને પડી તકલીફ કહી બતાવે પણ આવી તકલીફ સાઈડ ઈફેક્ટ તરીકે થાય. છતાં આ જ દવા લેવી જરૂરી છે, એમ કહીએ એટલે ચાલુ રાખે જ. આગલા દિવસનો રિપોર્ટ બરાબર આપે. અને પછી બધું અમારા પર છોડે. ફલાણું મને વધુ માફક આવશે માટે આમ કરો કે તેમ કરો એવું કદી ન કહે.

શ્વાસ અંગે શરૂમાં અમે પ્રાણાયામ સૂચવ્યા. અમુક રીતે કરવાથી ફાયદો થાય છે એમ કહેલું. એઓ કહે, 'કેટલાંક વરસથી મારા પ્રાણાયામ છૂટી ગયા છે. ખાંસીને કારણે શ્વાસ પર કાબૂ રહેતો નથી.' વળી કહે, 'સંયમ તૂટે એ મર્યા બરાબર. હરકોઈ માણસ માટે પણ એ સાચું તો હું તો સંયમ તૂટ્યો ત્યારથી મરી ચૂક્યો છું.' આસપાસ સેવા કરનારાંઓને દવાઓ વગેરેને ચીંધીને કહે, 'આ બધી સાહ્યબી જુઓ છો ને? આમાં તપસંયમ ક્યાં રહ્યાં?'

ખાંસી અને દમના હુમલા એવા સખત આવે કે મોઢેથી બોલ ન નીકળી શકે. આમ છતાં ખાસ પ્રયોજન હોય ત્યારે ખાંસી તેમ જ દમ બેઉ પર

અંજામ કાબૂ કરી લેતા. દાક્તરને કે કોઈને કંઈ ખાસ કહેવું હોય ત્યારે બધું પૂરું કહી દે ત્યાં સુધી વગર અટક્યે બોલ્યે જાય પછી બે મિનિટ લાગે કે દસ. અલબત્ત પૂરું થતાં જ હુમલો આવે અને પહેલાં થંભતું વળતર વ્યાજ સાથે ચૂકવવું પડે.

ખોરાકમાં પણ જે સૂચના આપીએ તે મુજબ જ લે. તેમ કરવામાં તકલીફ પડે તોપણ તે જ લેવા કોશિશ કરે. આ ભાવે કે તે ભાવે તેવી વાત જ નહિ. સ્વાદ જોડે કશી લેવાદેવા નહિ. ક્યારેક ફક્ત એટલું કહે કે ઘી દૂધ લેવાથી મને કફ વધુ થાય છે. છતાં અમે આગ્રહ કર્યો ત્યારે વગર ફરિયાદે લીધેલાં. પછી છોડી દીધાં. મારા અનુમાન મુજબ એમની તબિયત ઉપર દૂધ ઘીની માઠી અસર ન થતી. પણ બીજાં કારણસર ન લેવા માગતા.

સ્વાદ ઉપર પૂરેપૂરો સંયમ. ક્યારેક કહીએ કે આ ચીજ ખાવા કે પીવામાં સ્વાદિષ્ટ લાગશે, તો એક વાર કહે, 'હું તો મહિનાઓ સુધી નકરાં ચણીબોર ખાઈને જીવ્યો છું. ક્યારેક ખીચડીના ઓસામણ પર. સ્વાદની શી અગત્ય? પંડપોષણ ખાતર ખાવાનું.'

પહેલી વાર મુંબઈમાં ૪૦ દિવસ રોકાયા. જરા સુવાણ થઈ અને થોડાં ડગલાં ચાલી શકાય એટલી શક્તિ આવતાં જ દક્ષિણ હિંદ ગયા. ત્યાંથી પાછા ફરતાં આ મુસાફરી પોતે એકલે પંડે સામાન્ય મુસાફરોને પડતી બધી હાડમારીઓ બેઠીને બસ સર્વિસોમાં કરેલી. ભક્તોએ આપેલી મોટરકાર પાછી મોકલેલી.

મુંબઈ પાછા આવ્યા બાદ તુરત મધ્યપ્રદેશ ઊપડી ગયા. ત્યાં એમના તરફથી નેત્રયજ્ઞ થવાનો હતો. ખાસા દિવસો સુધી ત્યાં રોકાઈ યજ્ઞ સાંગોપાંગ પૂરો કરાવ્યો.

પણ ભર શિયાળાની ઋતુમાં આ બધા પરિશ્રમને કારણે ખાંસી તથા દમે વળી પાછું જોર પકડ્યું ને મુંબઈ આવવું પડ્યું. દોઢેક મહિનો દેવલાલી રહ્યા. પછી પાછા મુંબઈ આવી ઇરપિતાળમાં રહ્યા. પણ રોકાઈ ન શક્યા. આગાઉથી નક્કી થયેલા કેટલાક પ્રોગ્રામ અંગે નબળી તબિયતે વળી પાછા મધ્યપ્રદેશ ગયા. કર્તવ્ય આગળ તબિયતનો ખ્યાલ ન કરતા.

વળી પાછી તબિયત ભાંગી ને બેંગલોર ગયા. ત્યાં શાંતિ વધુ ને મુલાકાતીઓ ઓછા તેથી તબિયત જરા ઠીક રહી. ગુરુપૂર્ણિમા ત્યાં જ ઊજવી. પણ મુલાકાતીઓ વધ્યા અને જોકે થોડું વધુ રોકાવા કબૂલ થયા છતાં કહે, 'બીજે ખસેડો.' એક જ સ્થાનમાં કોઈને બોજારૂપ થવું ન ગમતું.

આ જ અરસામાં એક દિવસ એમને અચાનક લાગ્યું કે પોતાની તબિયત ગંભીર પલટો લેશે. પોતે સામેથી કહેવડાવીને દાક્તરને કદી ન બોલાવતા. પણ આ વખતે ખાસ ફોન કરાવ્યો: 'જલદી પહોંચો; ૨૪ કલાકમાં જ પહોંચો.'

એમને સાચી આગાહી થઈ હતી. વળતે જ દિવસે લકવાનો હુમલો થયો. તબિયત ગંભીર થઈ ગઈ. આઠેક દિવસે ખસેડાય એવી સ્થિતિ જણાતાં મુંબઈ લાવ્યા. પંદરેક દિવસ પછી વધુ શાંતિ અને હવાપાણીના લાભ માટે પૂને ખસેડ્યા. ત્યાં લગભગ બે માસ અર્ધભાન જેવી સ્થિતિ રહ્યા બાદ સુવાણ લાગી. આ પછી જ પોતાને શી બીમારી થઈ હતી તેનો એમને ખ્યાલ આવ્યો. બધું વિસ્મરણ થઈ ગયેલું.

ગંભીર માંદગીના આ ગાળા દરમ્યાન ખોરાક ગળે ઉતારતાં એમને બહુ ત્રાસ થતો. પણ 'દવા છે. લ્યો' એમ કહીએ એટલે ગમે તેટલો ત્રાસ થાય તોપણ 'દવા' લઈ જ લેતા.

ધીમે ધીમે મોટરમાં બેસી ફરવા જઈ શકે એટલી સુવાણ થઈ. લકવાની અસર પગ પર હતી તે પણ ઘટી. સૌને આશા બંધાઈ કે હવે સારું થઈ જશે.

પણ માર્ચ (૧૯૭૦) મહિનામાં ખાંસી દમ વળી પાછાં કનડવા લાગ્યાં. ખોરાક લેવાની મુશ્કેલી વધી ગઈ. એટલે વળી પાછા મુંબઈ લાવ્યા.

તકલીફ દિનપ્રતિદિન વધ્યે ગઈ. દવાની અસર પણ ઓછી થવા લાગી. અમે દાક્તરો ચિંતામાં

પડયા. અમે સૂચવ્યું 'અમારા કરતાં આવાં દરદોમા વધુ અનુભવી નિષ્ણાતને બોલાવીએ.' કહે, 'ના. મને સારું થવાનું હશે તો જે કંઈ દવા કરવાનું હશે તે તમને જ આપોઆપ સૂઝશે.' પછી નરસી મે'તા, પાર્વતીજીના દાખલા કહ્યા :

'ઉમાએ શિવજીને પામવા મહાતપ આદર્યાં. સપ્તઋષિઓ સમજાવવા આવ્યા. "ગાંડી! મસાણવાસી મહાદેવમાં તેં શું ભાળ્યું? એની ચાકરીત ભૂતપ્રેત. પહેરવા ચામડું; આભૂષણમાં સાપ અને મિલકતમાં બૂઢો બળદ! વિષ્ણુને વર્ય, વિષ્ણુ નવનિધિ અષ્ટસિદ્ધિનો સ્વામી છે."

ઉમા કહે :

"મહાદેવ અવગુનભવન, વિષ્ણુ સકલ ગુણધામ
જાહિ કે મન રમ જાય મન, તાહિ તાહિ સંગ કામ."

એમ તમથી વડા દાક્તરો ભલે હોય. પણ મારે તો તમે જ બધું છો. બીજો ન ખપે.'

૧૮મી એપ્રિલની રાત્રે ગભરામણ થઈ ગયા. અમને લાગ્યું કંઈક કહેવા માગે છે. પણ કશું ન બોલ્યા. ફક્ત હાથ જોડી બધાંને આપેલી તકલીફ બદલ માફી માગીને મૌન રહ્યા.

બીજે દિવસ મધ્યાહ્ને એક વાગ્યે દેહ છોડ્યો!

## ૨

છેલ્લાં વરસોની એમની આખી માંદગી દરમ્યાન દાક્તરને નાતે વખતોવખત એમને નજીકથી જોવા સમજવાનો અને એમની વિભૂતિનાં વિવિધ પાસાં નિહાળવાનો અલભ્ય લાભ મને મળ્યો. આમાંનાં સૌને ઉપયોગી થઈ પડે એવાં થોડાંક પાસાં કે પ્રસંગો અહીં આપવા પ્રયત્ન કરીશ.

પોતે આયુર્વેદના મોટા જાણકાર હતા. તેના ઘણા ભાગો મોઢે હતા. એમની સલાહ ચિકિત્સાથી ઘણા લોકો નરવા થયાના દાખલા છે. છતાં પ્રસંગ પડ્યે જ્યારે પોતે એલોપથી ઉપચાર માટે સંમત થયા ત્યારે, તે જ ઘડીથી તેમણે દાક્તરોને જિગરજાનથી અનુકરણીય સહકાર આપ્યો. નિદાન, દવા વગેરે અંગે અમારી જોડે કશી ચર્ચા ન કરે. પોતાની તકલીફ તેટલી જ જણાવે. દવા, ખોરાક બધી વાતમાં દાક્તરોને સ્વતંત્રપણે નિર્ણય લેવા દે. આપેલી એકેએક સૂચનાનો ચીવટપૂર્વક અમલ કરે. ક્યારેક ગૅસ કે ખાંસી બહુ સતાવે ને દવા લેવામાં જરા વિલંબ થાય, તો હુમલો વળતાં જ તુરત યાદ કરીને દવા લઈ લે.

માંદગીના છેલ્લા દિવસો બાદ કરતાં દાક્તરો કહી ગયા હોય તે ઉપરાંત તેમને કદી બોલાવે નહિ. તકલીફ વધારે હોય તો ટેલિફોન કરાવી પુછાવી લે. આવે પ્રસંગે પાસેનું કોઈ સૂચવે કે 'દાક્તરને બોલાવી લાવું' તો કહેશે, 'ના. એમને બીજા દરદીઓ સંભાળવાના હોય. એમનું કામ કરવા દો. પૂછવું હોય તે ફોનથી પૂછી લો.' પોતાને કારણે દાક્તરના કામમાં વચ્ચે જ વિક્ષેપ થાય એવું કદી ઇચ્છે કે કરવા દે નહિ.

સેવાચાકરી કરનારામાં ચાન્સ મેળવવાની પડાપડી હોય. ચાન્સ મળે તે પોતાની જાતને ભાગ્યશાળી ગણે. પણ મહારાજ કોઈને વધુપડતું તાણ પડે નહિ એવી કાળજી રાખે. પોતાને ટેકો દેવા પડખે ઊભા રહેલાને કહેશે, 'હવે બસ.' ક્યારેક કોઈને વધુ વખત બેસવું પડે તેમ હોય તો થોડી વારે બદલી કરાવે. લાંબો વખત રહેનારને કહેશે, 'હવે ઘેર જાઓ; ફલાણે ટાઇમે આવજો.'

શૌચક્રિયાનો આગ્રહ તેવો જ. બેડપૅન પડે તેવો જ સાફ કરાવે. ગોખીને ચાન્સ મળવા ન દે.

વરસો જૂની ખાંસી, દમ, કાનની પીડા, જઈફ ઉમર, — એ બધાં વચ્ચે દરદીની મગજશક્તિ સ્વાભાવિક રીતે જ ક્ષીણ થઈ જાય. પણ એમની યાદશક્તિ, વિચારશક્તિ છેવટ સુધી સ્પષ્ટ રહી. દરેકને નામ દઈને બોલાવે; સ્થળ તારીખ બધું બરાબર યાદ રહે. વાતમાં બિલકુલ થોથવાય નહિ. કોણ જાણે આમ હતું કે તેમ હતું એવું મુદ્દલ નહિ.

માત્ર એક બે પ્રસંગે પોતે કહેલું કે, 'મારી મગજશક્તિ હવે નબળી પડી ગઈ.' મેં પૂછ્યું,

'શાથી કહો છો ?' તો કહે, 'મેં દેશના એક મોટા માણસને મૃત્યુ પામતા જોયા. પણ તે ડૉ. જાકિર-હુસેન એ હું પિછાની ન શક્યો. અગાઉ કદી આમ ન થતું.' પૂછ્યું, 'જાકિર હુસેન તો દિલ્હીમાં ગુજર્યા. અહીં મુંબઈમાં બેઠાં આપે કેવી રીતે જોયા?' તો કહે, 'કેટલાક લોકો (યોગી) એક જગાએ બેઠાં દૂરનું જોઈ શકે; મનને ધારે ત્યાં લઈ જઈ શકે; વિચાર આંદોલનો મોકલી શકે.' પછી બીજી વાત કરવા માંડી. હું જોતો કે આવી ગયાં ગૂઢ વાતો સામાન્યપણે ટૂંકમાં પતવતા કાં વાતને સિફતથી બદલી નાંખતા.

બીજો પણ એક આવો દાખલો યાદ આવે છે. મારે અમુક કામસર બહારગામ મધ્યપ્રદેશમાં જવાનું થયું. મહારાજશ્રીને કેટલા દિવસ મુંબઈમાં હું નહિ હોઉં એ એમને કહીને ગયેલો. દરમ્યાન પૂનામાં એમની તબિયત બગડી અને મારી પૂછતપાસ કરવી પડી. પાસેના સેવક કહે, 'હું મુંબઈ ફોન જોડી દાક્તરને પૂછી લઉં. આજે સવારે પાછા આવી ગયા હશે.' મહારાજ કહે, 'ના. મુસાફરીમાં વિક્ષેપ પડ્યો છે. હજુ મુંબઈ પહોંચ્યા નથી. રાત્રે ફોન કરજો.' મને સાચે જ રોકાણ થયેલું ને સાંજે મુંબઈ પહોંચેલો. રાત્રે પેલા ભાઈએ ફોન જોડ્યો ત્યારે મેં આ કહ્યું. પેલા કહે, 'મહારાજને ખબર હતી. એમણે જ સવારે કહેલું કે "હજુ નથી આવ્યા. રાત્રે ફોન કરજો."'

માનવસેવા અને ભારતીય સંસ્કૃતિની રક્ષા માટે ભારે ધગશ ધરાવતા. શરૂના દિવસોમાં જ એક વાર અમને કહેલું: 'શરીર પર હવે કાબૂ ન રહ્યો. મરણની તો જરાય ફિકર નથી. પણ આ શરીર સેવાઅર્થે ખપ ન આવી શકતું હોય તો જીવવું નકામું છે.' જરા મૌન રહીને કહે, 'આવતાં પાંચ છ વરસ દેશ માટે ઘણાં કપરાં જવાનાં છે. જીવહાનિ ઘણી થશે. ચીન-પાક ઉપદ્રવ થશે. '૭૫ પછી હાલત સુધરશે. અને દેશનો નકશો બદલશે.' વળી કહે, 'મુસીબત 'કાળે' લોકો વચ્ચે રહી સેવા કરી શકું તો તેવો લોભ મનને જરાક રહે છે.'

બીજી એક વાર બહુ ભારપૂર્વક કહેલું, 'ચીન-રુસ વચ્ચે યુદ્ધ નિશ્ચિત છે, લખી લો. આ કલ્પના નથી.'

દર્શનાર્થીઓની ભીડ હરહમેશ રહેતી. આસ્તિક નાસ્તિક, સુખી દુઃખી, સ્વાર્થી પરમાર્થી, દાની ભિક્ષુક, સેવક કે દરદી સૌ કોઈને પોતાના હમેશના નિર્મળ હાસ્યથી આવકારતા. છેલ્લી માંદગી વેળાએ લોકો કલાકો સુધી બેસી રહી ચાન્સની રાહ જુએ. મહારાજ પણ બહુ નબળાઈ હોય છતાં મુલાકાતો આપે. છેલ્લા છ માસ સખત અંકુશ મૂકવો પડેલો. તેમનાં રાહત અને માનવસેવા કાર્યોના કાર્યકર્તાઓ જ ફક્ત મળી શકતા.

દર્શનાર્થી મુલાકાતીઓમાં મોટો ભાગ સંપત્તિ, સ્ત્રી, સ્થાન, સત્તા, સુખ માટે આશીર્વાદ મેળવવાની કામનાવાળો હોય; સેવા, ધર્મલાભ કે આધ્યાત્મિક ઉન્નતિ ઇચ્છનારાં જવલ્લે જ હોય. સૌને હસીને આવકારે. કોઈ તરફ ઘૃણા કે અણગમો નહિ. કયારેક અમારા આજુબાજુ ઊભેલાના મનોભાવ કળી જઈને કહેશે, 'આવા લોકોનો જ સંપર્ક રાખવો જોઈએ. એમને માર્ગદર્શનની વધારે જરૂર છે. એમની સંપત્તિ કે શક્તિ સન્માર્ગે વળે તો રૂડું. સારાં, પ્રમાણિક માણસોએ મારી પાસે આવવાની જરૂર નથી.'

માંદગીની પથારીએથી પણ પોતાનાં રાહત કાર્યો તેમ જ માનવસેવાની પ્રવૃત્તિઓની તપાસ રાખે, રિપોર્ટો મેળવે અને જરૂરી સલાહ સૂચનાઓ મોકલે. કાર્યકર્તાઓ માનવરાહતનાં કાર્યોના અહેવાલો લઈને આવે ત્યારે પ્રફુલ્લિત થઈ જાય. શરીરમાં પણ સ્ફૂર્તિ આવી જાય. કાર્યકર્તાઓને કહેવાનું હોય તે કહી તેમનો ઉત્સાહ વધારી વિદાય આપે. કયારેક કહેશે, 'મારાથી ત્યાં જવાતું નથી. મારું આયુષ્ય નિરર્થક જાય છે.'

પહેલી વારની માંદગી વખતે મુંબઈમાં ૪૦ દિવસે થોડી સુધારણા થતાં જ દક્ષિણને પ્રવાસે ને ત્યાંથી મધ્યપ્રદેશમાં નેત્રયજ્ઞ માટે ગયેલા એ પાછળ રહી ચૂક્યો છું. એક જગાએ લાંબું રોકાવું ન ગમતું. સારવાર અંગે થતા ખરચ માટે પણ બળાપો કરે.

કહેશે, 'મારે ખાતર આટલો બધો ખરચ થાય છે.' નર્સ રાખી હોય ત્યારે કહેશે, 'હવે આ ખરચો બંધ કરો.'

મધ્યપ્રદેશવાળો નેત્રયજ્ઞ એમનો ૧૯ મો હતો. એ તરફ એમના આશરા હેઠળ ચાલતાં બીજાં માનવરાહત કેન્દ્રોની મુલાકાત લઈ નેત્રયજ્ઞની તૈયારી ચાલુ હતી તે સ્થળે પહોંચેલા. આવા નેત્રયજ્ઞો માટે હમેશાં નાના કસબાનું સ્થળ પસંદ કરે. દરદીના ઑપરેશન, સારવાર ઉપરાંત દરદીના તથા તેની ચાકરી માટે સાથે આવેલ એક સગાવહાલા કે બરદાસીના ખાવાપીવા દરદી જોડે રહેવા વગેરેની કુલઝપટ ગોઠવણી કરાવે. આવાં સમાજસેવાનાં રાહતકાર્યોની અતિ ધગશ. જ્યાં જાય ત્યાં એવું વાતાવરણ ઊભું કરે કે સેવાભાવી ભાઈબહેનોનાં ટોળાં ઊમટે. આવનારાંમાં ભાતભાતની પ્રકૃતિવાળાં લોકો હોય જ. છતાં સૌ પ્રેમપૂર્વક પોતાની સેવાઓ આપીને પોતાની જાતને ભાગ્યશાળી ગણે અને બધાં કામો સરળતાથી પાર પડે.

આ નેત્રયજ્ઞની તૈયારીઓ ચાલુ હતી તે વચમાં જ તબિયતને કારણે એમને અચાનક મુંબઈ જવું પડેલું. વ્યવસ્થાપકોની હિમ્મત તૂટી. કહે, 'આપ વગર નેત્રયજ્ઞ નહિ પાર પડે.' કોઈએ તો આડા સૂઈ ને વાટ રોકી. મહારાજ કહે, 'આ પ્રભુનું કામ છે એમ સમજીને ચાલુ રાખો. સેવામાં નિષ્ઠાવાળો સેવા કરતો કદી ન અટકે. ચાલુ રાખો. હું બરાબર ટાંકણે પૂગીશ.' ચાર જ દિવસમાં પાછા પહોંચ્યા. નેત્રયજ્ઞ સાંગોપાંગ પાર ઊતર્યો. ૪,૦૦૦ ઑપરેશન અને ૮,૦૦૦ માણસોની વ્યવસ્થા થઈ હતી.

પાકશાસ્ત્રના પૂરા પ્રવીણ. પોતાનો ખોરાક તો ફક્ત ઘઉંની બાટી. પોતાને હાથે જ શેકી લે. પણ ગુરુપૂર્ણિમા, રામનવમી જેવા ઓચ્છવ વખતે મોટા ભંડારાનાં જમણ કરાવે. તેં અંગે જાતિ દેખરેખ નીચે ઝીણામાં ઝીણી સૂચનાઓ આપી બધું તૈયાર કરાવે. ખુદ પોતે જાતજાતનાં પકવાન મીઠાઈઓ આસ્વાદ કરી જાણે. એ કળામાં મોટી જમણવાર વાડીઓના ધંધાદારી રસોઇયા હલવાઈઓને હંફાવે. 'મરણને આગલે વરસે આવા એક ઓચ્છવને ટાંકણે એમણે પોતાની આંખ સામે બનાવડાવેલી મીઠાઈઓ સૌ કોઈની દાઢમાં રહી ગઈ હતી.

છેલ્લાં વર્ષોમાં બિહાર, ઉત્તર ગુજરાત વગેરેમાં દુષ્કાળ રાહત અંગે વહેંચવામાં આવેલી સુખડીનો ફોર્મ્યુલા એમણે માંદગીને બિછાનેથી ઘડી આપેલો. ભૂગોળનાયે એવા અઠંગ જાણકાર કે કચ્છના દુકાળમાં પશુધનને બચાવવા કરાવેલા સ્થળાંતર વખતે ઢોરોનાં ધણ કયે રસ્તે જાય, રોજ કેટલી મજલ કાપે, ચારાપાણીવાળી જગાઓ કઈ કઈ, રાતમુકામ ક્યાં કરવા વગેરે બધું વિગતવાર લખાવે. ગામે ગામનાં અંતર, વાટની મુશ્કેલીઓ લખાવે. આખા પ્રદેશનો ચિતાર એમની આંખ સામે હોય.

પોતાનાં કાર્યો આયોજનોને રાજકારણથી દૂર રાખે. કોઈ પક્ષ પાર્ટીવાળા એને વટાવી ન ખાય એની કાળજી રાખે. કાર્યકર્તાઓને પણ તેવી તકેદારી રાખવા કહે. એક વાર એવો એક આવીને કહે, 'ફલાણા પ્રધાનને કહી ફલાણું કામ તાબડતોબ કરાવી આપું.' મહારાજે ના પાડીને વિદાય કરી દીધો.

એમનો છેલ્લો સંકલ્પ મધ્યપ્રદેશના અતિ પછાત વિસ્તારના અનંતપુર ગામે શાળા છાત્રાલય વગેરે કાઢવા અંગે હતો. આસપાસ માઈલો સુધી રેલવે, દાક્તરી, ખેતી કશી સગવડ વગરના આ સ્થાને વિદ્યાલય, ખેતીવાડી, ગૌશાળા, પશુપાલન વગેરેનું કેન્દ્ર સ્થાપવા માટે એમણે વિશાળ જમીન મેળવેલી. હિંદુ આચાર્યો અને ખ્રિસ્તી ધર્મપ્રચારકોને સરખાવીને કહેતા કે, 'હિંદુઓએ જનતાના શિક્ષણની કે તબીબી સગવડોની સંસ્થાઓ ઊભી ન કરી, જ્યારે ખ્રિસ્તી પાદરીઓએ દલિત પછાત જંગલવાસી પ્રજા વચ્ચે વસીને આવી સંસ્થાઓ દ્વારા પ્રજાનો મોટો ચાહ મેળવ્યો.' વેલુરની પ્રખ્યાત હૉસ્પિટાલનો ઉલ્લેખ કરી કહેતા, 'કેવી નરવી ઈર્ષા આવે એવી હૉસ્પિટાલ બનાવી છે! એથી ઊલટું આપણા દંભી સ્વાર્થી સાધુઓએ દેશનું નુકસાન જ ઘણું કર્યું છે.' શહેરોમાં હૉસ્પિટાલો કાઢનારા દાનેશ્વરીઓના બારામાં કહેતા, 'એ બધું ઠીક છે. પણ શહેરોમાં તો કોઈ ને કોઈ

રીતે સગવડ મળી રહે. પછાત આદિવાસી પ્રદેશોમાં કાં કોઈ જતું નથી? આથી જ મેં અનંતપૂર જેવા સ્થળે મોટી સંસ્થા ઊભી કરવાનો સંકલ્પ કર્યો.'

સંકલ્પબળ ઉપર બહુ ભાર મૂકતા. કહેતા, 'સંકલ્પબળથી બધું શક્ય બને છે. યોગીના ચમત્કાર સંકલ્પબળથી જ થાય છે. સંકલ્પ પાછળ સમગ્ર પુરુષાર્થ આવે છે. અને અંતરાયો દૂર થઈ કાર્ય આગળ વધે છે.

કોઈ પણ સત્કાર્ય શરૂ કરે એટલે પછી તેની પાછળ પૂરા ઉત્સાહથી પુરુષાર્થ કરવામાં રોકાઈ જાય. તે માટે ધનની ચિંતા મુદ્દલ ન કરે. જરૂરી ધન મળી જ રહેશે એમ માને. કહેશે, ' કોઈ શુભ કામ પૈસા વગર અટકતું નથી. અમુક રકમ ભેળી થાય પછી કામ શરૂ કરવું એવું એમણે કદી ન કર્યું'. પૈસા આપોઆપ આવી જ પડતા. જરૂર કરતાં વધારે આવે તો લેવા ના પાડતા. દ્રવ્ય સંચય કરવામાં ન માનતા. નાણાં માટે અપીલ કદી બહાર ન પાડે. એમનાં સેવાકાર્યો માટે પૂરતા પૈસા હમેશાં આપોઆપ આવતા.

શ્રીમંત ધનાઢ્યોને કહેતા, 'તમારી પાસે સંપત્તિ છે, સેવકો છે, જાણકારી છે. તમારે તથા તમારા સેવકોએ પછાત પ્રજાવર્ગો, આદિવાસીઓ વગેરે માટે શાળા દવાખાના એવું એવું કાઢવું જોઈએ. નકરો ધનસંચય નિરર્થક છે. આ દિશામાં ભવિષ્યમાં યથાશક્તિ પ્રયત્ન કર્યાનું તમારી પાસેથી ફરી વાર મળવા આવો ત્યારે સાંભળીશ તો મને બહુ આનંદ થશે. મુલાકાતે આવનાર દરેકને તેની શક્તિભક્તિ મુજબ કોઈ ને કોઈ શુભ કામમાં લગાડી દેતા. અમુક પ્રાર્થના પૂજા કે ભજન કરો એવું નકરું કોઈને કહેતાં મેં એમને કદી ન સાંભળ્યા.

મંદિરો બાંધવાં બંધાવવાં એમને ન ગમતાં, તે માટે આજના દેશકાળ યોગ્ય નથી એમ કહેતા. કહેશે, 'ફલાણે ઠેકાણે ફલાણું મંદિર બંધાવ્યું છે. આજે તે ધૂળ અને પક્ષીઓની હગારથી છવાયેલું છે. તે કરતાં શાળા વિદ્યાલય દવાખાના કાઢી હોત તો કેટલો બધો ઉપયોગ થાત?'

ખાસ વ્યાખ્યાન ઉપદેશ ન આપતા. નકરા ભાવભજનની છાપવાળી ભક્તિ ઉપર ભાર ન મૂકતા. કહેતા, 'જે પોતાનું નીમેલું કામ બરાબર કરે છે તે ભજન જ કરે છે.' એક વાર હું પાસે હતો ને ઉદ્ધવ સંપ્રદાયના ધર્મગુરુ એમને મળવા આવ્યા. મહારાજે ખાટલા પરથી નીચે ઊતરી હાથ જોડી સામે જઈ માનસર આવકાર્યા. ખુરશી પર બેસાડ્યા. પોતે તેમની સામે સેમના ખાટલા પર બેઠા. બેસવામાં તકલીફ પડતી છતાં આખી મુલાકાત દરમ્યાન ટેકા વગર બેઠા રહ્યા. થોડી વાતચીત પછી કહે, 'આપના ગુરુદેવનો આદેશ દલિત પછાત વર્ગોને સુધારવા ઓદ્ધારવાનો હતો. તે માટે શ્રીજીએ ઉંમર આખી મહાપુરુષાર્થ કર્યો. અને આપની પાસે સેવકો, સંપત્તિ વગેરે છે એને જરૂર કામમાં લગાવી દો અને જ્યારે ભવિષ્યમાં આપની મુલાકાત થશે ત્યારે આમાં કેટલી પ્રગતિ થઈ એ જાણીને આનંદ અનુભવીશ.' આમ આ મુલાકાતનો અંત આવ્યો.

એમના પ્રત્યે અપરંપાર શ્રદ્ધાભક્તિ ધરાવનારા ભક્તો તેમ જ અનુયાયીઓનો ઉલ્લેખ આ લેખના આરંભમાં હું કરી ચૂક્યો છું. આવા લોકોની મોટી સંખ્યા પ્રાંતે પ્રાંતે છે અને જોકે એમના જીવનચરિત્રની આ રૂપરેખા એમના એક દાક્તર નાતે થયેલા અનુભવો પૂરતી જ લખી છે, છતાં એમની જોડેના મારા થોડાં વર્ષોના સમાગમ દરમ્યાન એવા ભક્તો તેમ જ અનુયાયીઓની જે શ્રદ્ધાભક્તિનો જે પ્રત્યક્ષ પરિચય મને થયો તેના બે દાખલા મારા સ્મૃતિપટલ ઉપર ચોંટી ગયા છે. મધ્યપ્રદેશનાં કેટલાંક ગામોના આદિવાસીઓમાં એવો શિરસ્તો ચાલુ હતો કે વરસોવરસ ખેતીનાં વાવેતર મહારાજને પૂછીને કરે અને લણણી વખતે દરેક કિસાન એકેક રૂપિયો મહારાજને ભેટ ધર્યા પછી જ ખળાંનો અનાજ ઘેર લાવે. એક રૂ. થી વધુ ભેટ કોઈએ ન ધરવી એવી મહારાજની આજ્ઞા હતી.

૧૯૬૯ના મે મહિનામાં પૂનામાં માંદગીને બિછાને હતા. મધ્યપ્રદેશ તરફ જવાનું ન બનેલું. એટલે મહારાજની માંદગીના સમાચાર મળતાં જ એ લોકોની

એક નાનકડી ટોળી ઠેઠ પૂના સુધી આવી. મહારાજની માંદગી એવી કે કોઈ મુલાકાતીઓને એ દિવસોમાં મળવા દેવામાં ન આવતા. પણ આ આદિવાસીઓ મળવા આવ્યાનું સાંભળતાં જ મહારાજે તુરત અંદર બોલાવી બહુ પ્રેમપૂર્વક આવકાર્યા. બધી ખબર અંતર પૂછી. આવનારા દરેકે પગે લાગી પોતાનો એકેક રૂ. મહારાજને ભેટ ધર્યો. અંતે જ્યારે મહારાજે દરેકને ફરી વાર આશીર્વાદ આપીને વત્સલ પિતાની જેમ બહુ હેતપ્રીતથી દરેકને વિદાય આપી ત્યારે એ આદિવાસીઓના ચહેરા પર જે દૈવી પ્રસાદની ઝળક મેં જોઈ તે હું કદી ભૂલી શકું એમ નથી.

બીજો દાખલો મહારાજની આવી જ બીજી માંદગી દરમ્યાન સુખી શ્રીમંત વર્ગના બીજા એક ભક્તની શ્રદ્ધાભક્તિનો. મહારાજશ્રી માંદા છે, તબિયત ચિંતાજનક છે, એવા સમાચાર મળતાંવેંત મહારાજનાં દર્શન થાય તે પછી જ અન્નજળ લેવાની પ્રતિજ્ઞા લઈને મારતી મોટરે રાજકોટથી નીકળ્યા. કાળો ઉનાળો.

મધ્યપ્રદેશ પહોંચ્યા ત્યાં ખબર મળ્યા કે મહારાજને મુંબઈ લઈ ગયા છે. એટલે એમ ને એમ ત્યાંથી પાછા મુંબઈ પહોંચ્યા. દર્શન કરીને જ અન્નજળ લીધાં!

૩

એમની ઉંમર વિષે ભક્તો મુલાકાતીઓ બધાં મંડળોમાં હમેશાં કુતૂહલ રહેતું. કોઈ એમને પૂછે તો કહેશે, 'ઉંમર જોડે તમારે શી નિસ્બત છે? કર્તવ્ય તરફ જુઓ.' વળી કહેતા, 'સાધુની ને સ્ત્રીની ઉંમર ન પૂછવી. એક વધારીને કહેશે ને બીજી ઘટાડીને!' એમનાં અમુક ભક્તમંડળોમાં એઓ ૧૫૦-૨૦૦ ઉંમરના હતા એમ મનાતું. ૧૮૫૭ના બળવા કાળની, ઘણી ઐતિહાસિક વ્યક્તિઓને પોતે જોયાની વગેરે વાતો પોતે ક્યારેક કરતા. અમારા કુટુંબના એક વડીલ મુરબ્બીએ એમને પૂછેલું :

'મેં સાંભળ્યું છે કે ઠાકુર રામકૃષ્ણ પરમહંસદેવને આપે જોયેલા.'

'હા.'

(શ્રીરામકૃષ્ણ પરમહંસ સને ૧૮૮૬માં દેવ થયા.)

શીખોના રાજા રણજિતસિંહને પણ મળેલા, નાના ફડનવીસને પણ મળેલા.

માંદગી અને આયુષ્ય વિષે કહેતા કે માંદગી માણસના શા હાલ કરે છે તે જાણવું હોય તો મારા સામું જુઓ. વેદોમાં માણસનું આયુષ્ય સો વરસનું કહ્યું છે, પણ માણસ સંયમ જાળવી શકે તો શરીરને રોગવ્યાધિ અને વૃદ્ધત્વથી દૂર રાખી એથીયે વધારે લાંબું જીવી શકે.

સાધુ સંત મહાત્મા વિષે ઘણા લોકોમાં એવી દૃઢ માન્યતા હોય છે કે ભૂતભવિષ્ય, તમારા મનની વાત અગાઉથી જ જાણવા ઉકેલવાની, માંદાને સાજા કરવાની, પોતાના આશીર્વાદથી કોઈના ભાગ્યનાં તાળાં ખોલી આપવાની કે એવા કોઈ ને કોઈ ચમત્કાર કે પરચા કરવાની તેમનામાં શક્તિ હોય છે. બલકે આવી શક્તિના ચમત્કાર કે પરચાનો અનુભવ થયા વગર કોઈ સાધુ મહાત્માને સાચા તરીકે ઓળખી શકાય જ નહિ. આ બાબતમાં મહારાજને મોઢેથી તો મેં એટલું જ સાંભળેલું કે યોગી પોતાના સંકલ્પબળથી ચમત્કાર લાગે એવી ઘટનાઓ સરજી શકે છે. પણ આવી બાબતમાં પોતાને પ્રત્યક્ષ અનુભવ ન થાય ત્યાં સુધી ન માનવું. જે વાત બુદ્ધિથી ન સમજાય તે તરફ દુર્લક્ષ કરવું એ જ બહેતર છે.' ધૂર્ત સાધુઓએ આ બાબતમાં આપણી ભોળી શ્રદ્ધાથી પ્રજાનું બહુ નુકસાન કર્યું છે એમ પણ કહેતા. એક વાર પોતે કુતૂહલના માર્યા કોઈ તાંત્રિકને મળવા બેલાને ગામે ગયેલા તેની વાત કરી. પેલા તાંત્રિક ગુરુ તે ઘડીએ મૃદંગના તાલ પર નર્તિકાઓને નાચ શીખવી રહ્યા હતા. 'મને જોતાંવેંત મારું મૂળ નામ દઈને મને બોલાવ્યો! મને તાજુબી થઈ. પછી કહે, 'તુમ ચર્ચા દેખને આયે હો. મેરા સામર્થ્ય જાનના હૈ ન? અચ્છા તો સુનો. તુમ યહાં ઠહરોગે, તબતક ઉચાટ રહોગે. મનન નહિ કર પાઓગે.'

અને સાચે જ હું ત્યાં, બલ્કે એ ગામમાં રહ્યો ત્યાં સુધી મનને ઉચાટ જ ઉચાટ રહ્યો. ગામ છોડતાં-વેંત મન શાંત થઈ ગયું!"

સમાધિ વિષે તો એટલું જ કહેતા કે યોગી સંકલ્પબળથી સમાધિ અવસ્થા દરમ્યાન પોતાના શરીરની ચામડીનાં છિદ્રો વાટે હવા તથા પ્રકાશમાંથી જરૂરી પોષણ મેળવી શકે છે.

ચમત્કારોની વાતો દરમ્યાન હળવો વિનોદ પણ કરે. એક વાર મારી હાજરીમાં કોઈ શ્રદ્ધાળુ પોતાના બીમાર સ્વજન માટે મંત્રેલ પાણી મહારાજ પાસે માગવા આવ્યા. મહારાજ કહે, 'પેલી બાટલી આપી દો.'

પછી પાણી કેમ દેવું વગેરે અંગે સૂચના આપી. પેલા ભાઈ ગયા બાદ મને કહે,

'સાચે જ મંત્રેલ પાણી એને દીધું. કયો મંત્ર તે કહું? મંત્ર આમ: "मैं कुछ नहीं जानता वो ये लोग कुछ नहीं मानता !!!" ' આમ કહી હસવા લાગ્યા.

અપાર દેહકષ્ટ વચ્ચે વિનોદ દ્વારા દુઃખવેદનાને ભૂલવાનો કીમિયો એમની ગાંઠે હતો. એક વાર ખાંસીથી બેજાર હતા. પૂરા ચાર કલાકના મહા-પરિશ્રમ પછી છાતીનો કફ છૂટો પડી બહાર નીકળ્યો ત્યારે કહે, 'લ્યો, જ્યોતિ બસુ બહાર આવ્યા!' આમ જોનાર પણ ત્રાસી-ઊઠે એવી વસમી ખાંસી વચ્ચે પણ હસી હસાવી આસપાસનાંની ગ્લાનિ દૂર કરે. ક્યારેક વળી જોડકણાં પણ રચીને સૌને હસાવે. 'બના' તખલ્લુસથી પોતે જોડકણાં રચતા. આવા બેચાર નમૂના અહીં આપું:

૧

સાધુ કે તન કો ખાંસી!
ભોગીજંગમ પીર પેગમ્બર
બચે નહિ સંન્યાસી — સાધુ કે
કહે દવા ઇન્જેક્શન લે લો
સબ કી બુદ્ધિ નાસી
'બના' દાસ હૈ તેરી શરનમેં
રક્ષા કરો અવિનાસી — સાધુ કે

૨

રોગોં ને તો ઘેર લિયા, ન રહા અબ બિસ્વાસ
તિસ પર ભી ડાક્ટર કહે, લંબા લે લો શ્વાસ

૩

ખાતે ખાતે દવાઇયાં, બીત ગયા એક વર્ષ
ફિર ભી અચ્છે નહીં હુએ, ઇસ કા હમ કો હર્ષ

૪

માનો ન માનો આપકી રાજી
હમ તો રોગી રહ ગયે, રહે નહિ 'બાબાજી'!

૫

ન લડકપન, ન જવાની, ન બૂઢાપા રહ જાયગા
યાદ કરને કે લિયે, ફોટો ફકત રહ જાયગા!

શ્રીમદ્ ભાગવતનો એક શ્લોક જે અમારા દાદાને બહુ પ્રિય છે અને જે એઓ હમેશાં કહી સંભળાવતા અને સમજાવતા હોય છે તે પૂ૦ મહારાજ રણછોડદાસજીના જીવનને બહુ બંધબેસતો હોવાથી અહીં પ્રસ્તુત ગણી ટાંકીને પૂરું કરું છું:

शान्ता महान्तो निवसन्ति संतो
वसंतवत् लोकहितं चरन्तः।
तीर्णाः स्वयं भीम भवार्णवं जनान्
अहेतुना अन्यात् अपि तारयन्तः॥

[સંસારમાં એવા મહાન સંતો વસતા હોય છે જેઓ વસંતના વાયુની પેઠે લોકહિત કરતા વિચરે છે. આવા પુરુષો ભીમ જેવા વસમા ભવસાગરને જાતે તરી ગયા હોય છે અને પછી કશા હેતુ વગર બીજાને પણ તારે છે.]

મુંબઈ તા. ૨૭ ફેબ્રુ. ૧૯૭૧

**સંવિવાદ**

# પાંચમી ચૂંટણી અને ભારતીય રાજકારણ

## એક-પક્ષ-પ્રભાવ-પ્રથા: પુનઃસ્થાપનાનાં પરિમાણો | કીર્તિદેવ ડી. દેસાઈ

સંસદની ચૂંટણીએ કોંગ્રેસની એક-પક્ષ-પ્રભાવ-પ્રથાને ગંભીર ફટકો માર્યો હતો હતો; તો એકોતેરની ચૂંટણીએ એક-પક્ષ-પ્રથાને પુનર્જીવિત કરી છે. આમ પાંચમી ચૂંટણીને પરિણામે ભારતીય પક્ષ-પ્રથાના ઇતિહાસમાં એક-પક્ષ-પ્રભાવ-પ્રથાનો બીજો તબક્કો શરૂ થાય છે. આ પ્રથાનો પ્રથમ તબક્કો વીસ વર્ષ (૧૯૪૭–૧૯૬૭) ચાલ્યો હતો. ૧૯૬૭–૧૯૭૧નાં ચાર વર્ષો સંક્ષોભ, પ્રવાહિતા અને સંક્રાન્તિનાં હતાં. આ સંક્રાન્તિને અંતે પક્ષ-પ્રથાનું કેવું ચિત્ર વિકસશે તે અંગે ત્રણ ત્રૈકલ્પિક શક્યતાઓ હતી: (૧) શાસક કોંગ્રેસ: ૨૨૦–૨૩૦ બેઠકો (૨) શાસક કોંગ્રેસ: ૨૬૦–૨૮૦ બેઠકો (૩) શાસક કોંગ્રેસ: ૩૦૦થી વધુ બેઠકો. આ ત્રણ વિકલ્પોમાંથી દરેક વિકલ્પ પક્ષપ્રથાની આગવી ભાત ઉપસાવવાની ક્ષમતા ધરાવતો હતો. પ્રથમ, જો શાસક કોંગ્રેસને ૨૨૦–૨૩૦ની વચ્ચે બેઠકો મળી હોત, તો શાસક કોંગ્રેસ અને સંસ્થા કોંગ્રેસની આસપાસ બે પક્ષ–સમૂહોનું જોડાણ આકાર લેત. ત્યારે બીજી તરફ શાસક કોંગ્રેસને સ્પષ્ટ પણ સાંકડી બહુમતી મળી હોત તો ચૂંટણી પહેલાંનું શાસક કોંગ્રેસ વિરુદ્ધ મોરચાનું રાજકારણ ચાલુ રહ્યું હોત. આ બન્ને પરિસ્થિતિ-વિકલ્પોમાં સ્પર્ધા અને પ્રવાહિતાની માત્રા ખૂબ ઊંચી રહી હોત.[1]

પરંતુ પાંચમી ચૂંટણીને પરિણામે ત્રીજો પરિસ્થિતિ-વિકલ્પ સાકાર બન્યો. તેથી શાસક કોંગ્રેસે ફરીથી એકચક્રી પ્રભાવ પ્રાપ્ત કર્યો. ભારતીય મતદારોની તીવ્ર બનેલી આકાંક્ષાઓ, રાષ્ટ્રીય અને અસરકારક નેતા તરીકે ઇન્દિરા ગાંધીની પ્રતિમાની વ્યાપક લોકસ્વીકૃતિ અને શાસક કોંગ્રેસના ગરીબી ઝોકને કારણે તેને મળેલો લઘુમતીઓ અને ગરીબ વગેરેનો ટેકો — આ સર્વ આ "ચૂંટણી–ચમત્કાર" પાછળનાં પરિબળો હતાં. એક-પક્ષ-પ્રભાવ-પ્રથાની પુનઃસ્થાપનાનાં કારણોમાં ઊંડાણથી જવાનો અત્રે અવકાશ નથી.

પરંતુ એક-પક્ષ-પ્રભાવ-પ્રથાના આ બીજા તબક્કામાં રાજકારણની ભાત કેવી હશે તેની ચર્ચા કરવી વધુ જરૂરી છે.

એક-પક્ષ-પ્રભાવ-પ્રથાના પરિચાલનની સંકુલતાઓ સમજવા માટે ૧૯૬૪ની આજુબાજુના ગાળામાં મોરિસ-જોન્સ અને રજની કોઠારીએ એક-પક્ષ-પ્રભાવ-પ્રથા (One Party Dominance System)નું આલાત્મક માળખું વિકસાવ્યું હતું.[2] માત્ર પક્ષોની

---

૧. ૧૯૬૭થી ૧૯૭૧ના સંક્રાંતિકાળના પ્રશ્નો, એક-પક્ષ પ્રભાવ-પ્રથાની પડતીના તબક્કાઓ, તેનાં કારણભૂત પરિબળો તથા સંક્રાંતિને અંતે સંભવિત વિકલ્પોની છણાવટ માટે જુઓ સર્વશ્રી કીર્તિદેવ ડી. દેસાઈ, જયંતી કે. પટેલ અને પ્રકાશ ન. શાહે કરેલી ચર્ચા **વિશ્વમાનવ** (માર્ચ, ૧૯૬૮).

૨. વધુ માટે જુઓ:

(i) W. H. Morris-Jones: 'Parliament and

સંખ્યાના આધાર પર વિકસેલી પક્ષોની પ્રણાલીગત પ્રકાર-વ્યવસ્થાના સંદર્ભમાં આ ખ્યાલ ઉત્તેજક અને કલ્પનાશીલ હતો. અનેક પક્ષોની હાજરી અને છતાં એક પક્ષનો ઇજારાશાહી પ્રભાવ એ આ નવી પ્રકાર-ભાતનાં લક્ષણો હતાં. આ પ્રથામાં રાજકારણની મુખ્ય ત્રણે પ્રક્રિયાઓ—રાજ્ય કરવું, વિરોધ કરવો અને સરકાર બદલવી—એક પક્ષની અંદર જ થતી. આમ, સામાન્ય રીતે જુદા જુદા પક્ષો વચ્ચે રમાતી રાજકારણની રમત એક પ્રભાવશાળી પક્ષનાં આંતરિક જૂથો વચ્ચે રમાતી. આમ એક પક્ષનો એકચક્રી પ્રભાવ હોવા છતાં રાજકીય સ્પર્ધાની માત્રા તીવ્ર હતી; માત્ર તે આંતરપક્ષીય (inter-party) હોવાને બદલે અંતઃપક્ષીય (intra-party) પ્રક્રિયા બની રહી હતી. આને લીધે ભારતમાં એક પક્ષના ઇજારાશાહી પ્રભાવ છતાં લોકશાહી જીવંત રહી શકી હતી.

આવી એક-પક્ષ-પ્રભાવ-પ્રથાના પાંચ મુખ્ય ઘટકો છે: (૧) સર્વસંમતિનો પક્ષ: એક પ્રભાવશાળી પક્ષ કે જે વ્યાપક સંસ્થાકીય રીતે અને પોતાના કાર્યક્રમ પરત્વે વ્યાપક લોકસ્વીકૃતિ ધરાવતો હોય: આવા પક્ષની લાક્ષણિકતા એ હોય છે કે તે લગભગ રાષ્ટ્રની પ્રતિકૃતિ સમો હોય છે અને રાષ્ટ્રનાં વિવિધ મુખ્ય પરિબળોને પોતાનામાં સમાવી શકે તેવો ઉદાર અને વિશાળ હોય છે.

(૨) આંતરિક જૂથો: પ્રભાવશાળી પક્ષમાં આંતરિક જૂથો હોય છે. પ્રભાવશાળી પક્ષની અંદરનું આવું જૂથવાદી રાજકારણ આ પ્રથાનું કેન્દ્રવર્તી ઘટક છે. આવી આંતરિક જૂથવાદી સ્પર્ધા એક તરફ એક પક્ષની રાજકીય ઇજારાશાહી હોવા છતાં લોકશાહી પ્રક્રિયાને જીવંત રાખે છે; તો બીજી તરફ બંનેને જૂથો એકબીજાનાં સમોવડાં થવા માટે પ્રજાના વધુ ને વધુ વર્ગોને પક્ષમાં ખેંચવા પ્રયત્ન કરતાં હોય છે. તેથી જૂથવાદી સ્પર્ધા એક તરફ પક્ષમાં લોકશાહી જીવંત રાખે છે, તો બીજી તરફ પક્ષનો પાયો વધુ ને વધુ વ્યાપક બનાવતી રહે છે.

(૩) ટોચ પરની જૂથવાદવિહીન નેતાગીરી: પ્રભાવશાળી પક્ષમાં જૂથવાદી સ્પર્ધા ચાલે છતાં તે પક્ષના માળખાને તોડી ન નાખે તે માટે ટોચની નેતાગીરી જૂથવાદવિહીન હોય તે જરૂરી છે.

આમ ટોચની જૂથવિહીન નેતાગીરી એક-પક્ષ-પ્રભાવ-પ્રથાના પરિચાલન માટે આવશ્યક છે. કામરાજ યોજના પછી ટોચની નેતાગીરીમાં જૂથવાદ દાખલ થયો તે કોંગ્રેસ પક્ષના પ્રભાવની પડતીનું મુખ્ય કારણ હતો. કોંગ્રેસ વિભાજન પછીના બનાવોને કારણે તથા પાંચમી ચૂંટણીને પરિણામે ઇન્દિરા ગાંધીની નેતાગીરી એવી વિકસી છે કે જે જૂથવાદથી પર હોય અને ઝઘડતાં જૂથો વચ્ચે પક્ષપાતી બન્યા વગર તેમને કાબૂમાં રાખી શકે.

(૪) સૈદ્ધાંતિક સંદિગ્ધતા અને જૂથવાદી સહિષ્ણુતા: આ પ્રથાના પરિચાલન માટે સૈદ્ધાંતિક ધૂંધળાપણું અને પરસ્પર ઝઘડતાં જૂથો પ્રત્યે સહિષ્ણુતા જરૂરી છે. પક્ષમાં સમાજના વિવિધ વર્ગો રહે, ઝઘડે અને ઝઘડવા છતાં પક્ષ ન છોડે તે માટે પક્ષનું માળખું ઢીલું અને બહુવાદી હોવું જોઈએ. સૈદ્ધાંતિક મરજાદીપણું કે જૂથવાદી અસહિષ્ણુતા સર્વસંમતિના પક્ષના આવશ્યક સ્વરૂપને ઘાતક નીવડે છે. ઝઘડતાં જૂથો પ્રત્યે અસહિષ્ણુ બની તેમને કોંગ્રેસ છોડવા ફરજ પાડવાની કામરાજે ૧૯૬૬માં અપનાવેલી કડક નીતિ ૧૯૬૭ના કોંગ્રેસ પરાજયો માટે જવાબદાર છે.

(૫) દાબજૂથો જેવા સીમાવર્તી પક્ષો: આ પ્રથામાં પ્રભાવશાળી પક્ષો સિવાયના અન્ય પક્ષોનું મહત્ત્વ સીમાવર્તી છે. તેઓનું સ્વરૂપ રાજકીય પક્ષો કરતાં દાબજૂથોનું વિશેષ હોય છે. આવા પક્ષો

---

Dominant Party's 'Indian Experience', Parliamentary Affairs Vol. 17, No. 8 (Summer, 1964)

(ii) Rajni Kothari: 'The Congress System in India', Asian Survey, vol. iv, No. 12 (December, 1964).

પ્રભાવશાળી પક્ષની અંદરના સમાનધર્મી જૂથો સાથે સંપર્ક રાખે છે અને એ રીતે પ્રભાવશાળી પક્ષની અંદરની જૂથવાદી સ્પર્ધામાં ભાગ ભજવે છે.

આમ આ પાંચ ઘટકોની આજુબાજુ એક-પક્ષ-પ્રભાવ-પ્રથાનું રાજકારણ આકાર લે છે. ૧૯૪૭–૬૭ વચ્ચેના ભારતના આવા પ્રકારના રાજકારણના ઘણા અભ્યાસો થયા છે. હવે ૬૭ પછી, ચાર વર્ષોના ગાળા બાદ એક-પક્ષ-પ્રભાવ-પ્રથાના પરિચાલન ને તેની ગતિશીલતા અંગે વિવિધ પરિમેયો ફરીથી પ્રસ્તુત બન્યા છે. આમ એક-પક્ષ-પ્રભાવ-પ્રથાના પ્રથમ તબક્કા (૧૯૪૭–૬૭)ના અભ્યાસ પરથી વિકસેલ ખ્યાલો અને સમજ તેના બીજા તબક્કા (૧૯૭૧–?)ના રાજકારણને સમજવામાં ઉપયોગી થશે.

એક-પક્ષ-પ્રભાવ-પ્રથાના આ બે તબક્કાઓ વચ્ચે સાતત્ય છે પરંતુ એ બે વચ્ચે સંપૂર્ણ સમાનતા નથી. આ બે તબક્કાઓ વચ્ચે મહત્ત્વના તફાવતો પણ છે. આ તફાવતો કેવો આકાર લેશે અને તે એક-પક્ષ-પ્રભાવ-પ્રથાના પરિચાલન પર કેવી અસર પાડશે તે અંગે અત્યારે નિર્ણયાત્મક રીતે કહેવું શક્ય નથી. પરંતુ આ તફાવતોનો નિર્દેશ કરી તેની શક્ય અસરો અંગેની કેટલીક પૂર્વધારણાઓ ચર્ચા માટે રજૂ કરી શકાય:

(૧) પ્રથમ તબક્કામાં એક-પક્ષ-પ્રભાવ-પ્રથાની લોકસ્વીકૃતિ કોંગ્રેસના ઐતિહાસિક વારસા પર આધારિત હતી. સ્વાતંત્ર્યની લડતમાં કોંગ્રેસે આપેલા ફાળાને કારણે લોકોમાં કૃતજ્ઞતાની લાગણી હતી. આમ કોંગ્રેસના પીઠબળ અને તેના પ્રત્યેની લોકોની વફાદારીનો પાયો સ્નેહલક્ષી (affective loyalty) હતો. આવી વફાદારીમાં હિતો કે લાભાલાભની ગણતરી કરતાં લાગણી અને કૃતજ્ઞતાની માત્રા વધુ હોય છે. આવા પ્રકારની વફાદારી પક્ષના વર્તમાન કાર્ય કે સફળતા પર બહુ આધાર રાખતી નથી. તેથી આવી વફાદારી સ્થાયી હોય છે; વચનો પૂર્ણ કરવાની કે કાર્યો પાર પાડવાની પક્ષની શક્તિ કે અશક્તિ આવા પ્રકારની વફાદારીને ઝાઝી સ્પર્શતી નથી.

આની સરખામણીમાં, બીજા તબક્કામાં શાસક કોંગ્રેસની લોકસ્વીકૃતિનો આધાર લાભ અને હિતોની ગણતરી પર વધુ રહેલો છે. ભૂતકાળની સેવા કરતાં ભાવિનાં વચનો પર શાસક કોંગ્રેસની લોકસ્વીકૃતિએ આકાર લીધો છે. આવી વફાદારી લાગણી કરતાં લાભાલાભની ગણતરી પર વધુ આધારિત હોવાથી તે વધુ તાર્કિક અને સાધનલક્ષી (instrumental loyalty) હોય છે. આથી તે વધુ ચંચળ અને અસ્થાયી છે. હિતોના લાભની ગણતરી પ્રમાણે પક્ષ દેખાવ ન કરે, તો આ પ્રકારની વફાદારીને બદલાતાં વાર લાગતી નથી. પ્રજાની વધતી જતી આકાંક્ષાઓની કટોકટીના સંદર્ભમાં શાસક કોંગ્રેસની વ્યાપક લોકસ્વીકૃતિ કેટલી સ્થાયી નીવડશે તેનો આધાર વચનો અને આકાંક્ષાઓ પૂરી કરવાની તેની શક્તિ પર રહેશે.

(૨) ૧૯૬૩થી ૧૯૭૧નાં આઠ વર્ષો પછી કોંગ્રેસને ફરી પાછી ટોચની જૂથવાદવિહીન નેતાગીરી સાંપડી છે. આપણે આગળ જોયું છે કે એક-પક્ષ-પ્રભાવ-પ્રથાની નિયંત્રિત જૂથવાદી સ્પર્ધા માટે આવી જૂથવાદવિહીન નેતાગીરી આવશ્યક છે. ઇન્દિરા ગાંધીની નેતાગીરી જૂથવાદથી પર છે. પક્ષના જૂથવાદી માળખાની ઉપરવટ જઈને લોકોને સીધી અપીલ કરી મેળવેલી વ્યાપક લોકપ્રિયતા પર તેમની નેતાગીરીનો પ્રભાવ આધારિત છે. સંમોહક અને લોકપ્રિય નેતૃત્વ એ ઇન્દિરા ગાંધીના પ્રભાવની ચાવી છે. ઇન્દિરા ગાંધી જૂથવાદી પરિબળો પર આધાર રાખતાં નથી; પરંતુ એથી ઊલટું, જૂથવાદી પરિબળો ઇન્દિરા ગાંધીની લોકપ્રિયતા પર આધાર રાખે છે.

(૩) આવી ટોચ પરની જૂથવાદવિહીન નેતાગીરી એક-પક્ષ-પ્રભાવ-પ્રથાને ઉપકારક છે. પરંતુ આ પ્રથાના પહેલા તબક્કાની નેહરુ-શાસ્ત્રીની નેતાગીરી

અને બીજા તબક્કાની ઇન્દિરા ગાંધીની નેતાગીરીની શૈલીમાં નોંધપાત્ર વિભિન્નતા છે. નેહરુની શૈલી સૌમ્ય સમાધાનોની, અને સર્વસંમતિની શૈલી હતી. એમને માટે એક વિવેચકે નોંધ્યું હતું કે એઓ ભલે ક્રાન્તિના સર્જક નથી; પરંતુ તેઓ વિશાળ રાષ્ટ્રીય સર્વસંમતિના સર્જક જરૂર છે. વિવિધ જૂથો અને વિભિન્ન વિચારો દર્શાવતા સાથીઓ તરફ તેઓ ખૂબ ઉદાર અને સહિષ્ણુ હતા. મોટે ભાગે તેમનું વ્યક્તિત્વ વિવાદથી પર હતું. તેમની નીતિઓ કે કોંગ્રેસ પ્રથા સામે જેમને વાંધો હોય તેઓને પણ નેહરુ અસ્વીકાર્ય લાગતા ન હતા.

ત્યારે ઇન્દિરા ગાંધીનું વ્યક્તિત્વ અને તેમની શૈલી કંઈક જુદા છે. તેઓ સંઘર્ષ અને કટોકટીમાં દીપી ઊઠે છે. ઇન્દિરા ગાંધીનું નેતૃત્વ વ્યાપક સર્વસંમતિના ચિહ્નને બદલે વ્યાપક વિવાદનું કેન્દ્ર બન્યું છે, તેમની નેતાગીરી વિવાદાસ્પદ રહી છે અને આવા વિવાદોમાંથી તેમની નેતાગીરીને બળ પણ મળ્યું છે. ઇન્દિરા ગાંધીના વ્યક્તિત્વમાં કંઈક એવું છે કે જે તેમની તરફેણમાં અને વિરોધમાં તીવ્ર ઊર્મિઓ અને પક્ષપાતી વલણો જન્માવે છે. સૈદ્ધાન્તિક સ્પષ્ટતા માટેનો આગ્રહ, ગતિ અને પ્રગતિ માટેની અધીરાઈ, જૂથવાદી માળખાંઓ પર આધાર રાખવાને બદલે વિશાળ જનવર્ગનો સીધો સાથ મેળવવાની રીત (populist style), જૂથવાદી રાજકારણ પ્રત્યેનું કડક અને અસહિષ્ણુ વલણ તથા બિનસમાધાનકારી મહત્ત્વાકાંક્ષા — એ સર્વ ઇન્દિરા ગાંધીની નેતાગીરીની શૈલીનાં મુખ્ય પાસાં છે.

ઇન્દિરા ગાંધીની શૈલીની આ વિભિન્નતા વ્યક્તિગત છે કે પરિસ્થિતિગત છે તે ચર્ચાનો વિષય છે. એવું બને કે તેમની નેતાગીરી પડકારી શકાય નહિ તેવી બનતાં હવે આ શૈલી બદલાય પણ ખરી. સંઘર્ષની સ્થિતિમાં જે ઉગ્રતા અને આત્યંતિકતા ઇન્દિરા ગાંધીની શૈલીમાં દેખાતી હતી તેને સ્થાને હવે સૌમ્ય સમાધાનવૃત્તિ આવશે? ગમે તે થાય પણ ઇન્દિરા ગાંધીની નેતાગીરીની અસર એક-પક્ષ-પ્રભાવ-પ્રથાના પરિચાલન-સ્વરૂપ પર પડશે; તે કેટલે અંશે નેહરુની નેતાગીરીથી જુદી પડે છે અને ભાવિમાં આ વિભિન્નતા વધશે કે ઘટશે તે અભ્યાસ અને અનુમાનનો વિષય છે.

(૪) એક-પક્ષ-પ્રભાવ-પ્રથાના પ્રથમ તબક્કામાં પરિબળો અને સ્પર્ધાનું સ્થાન સારું એવું હતું. ઇન્દિરા ગાંધીની શૈલીએ કોંગ્રેસના જૂથવાદી માળખાને ગંભીર ફટકો માર્યો છે. જૂથવાદી ગણતરી પર આધાર રાખતા અને વ્યૂહો ગોઠવતા નેતાઓ હાર પામ્યા છે કે નિસ્તેજ બન્યા છે — પછી ભલે તેઓ ઇન્દિરા ગાંધીના પક્ષમાં હોય કે વિરોધમાં હોય. વધુમાં સિન્ડિકેટ અને વડીલશાહી સામેની લડતને કારણે જૂથવાદી રાજકારણની લોકસ્વીકૃતિમાં પણ સારી એવી ઓટ આવી છે. આને કારણે ભાવિમાં શાસક કોંગ્રેસમાં આંતરિક જૂથવાદી રાજકારણની માત્રા ઘણી ઓછી થશે.

(૫) વધુમાં સૈદ્ધાન્તિક સ્પષ્ટતા અને શુચિતાના આગ્રહને પરિણામે જૂથવાદનો વ્યાપ સાંકડો બનશે. સમાજવાદ અને ગરીબ વર્ગ તરફ વધતી જતી અભિમુખતાને કારણે શાસક કોંગ્રેસમાં જમણેરી જૂથોનો વિકાસ વધુ મુશ્કેલ બનશે. વધુમાં અત્યાર સુધી જૂથવાદી સ્પર્ધામાં જે સૈદ્ધાન્તિક ઉદાસીનતા હતી તેને બદલે જૂથોની રચના સૈદ્ધાન્તિક ધોરણે વધુ થશે. આમ સૈદ્ધાન્તિક અસંદિગ્ધતાનો આગ્રહ શાસક કોંગ્રેસમાંના જૂથવાદનાં વ્યાપ અને સ્વરૂપ બંને પર અસર કરશે.

(૬) રાજકારણથી અલિપ્ત રહેલા અનેક સામાજિક વર્ગોને રાજકારણમાં ઘસડી લાવવાની પ્રક્રિયા એક-પક્ષ પ્રભાવ-પ્રથાના પ્રથમ તબક્કામાં, ખૂબ કેન્દ્રવર્તી રહી હતી. આમ આ બે દાયકાને ઉદ્યુક્તીકરણ અને રાજકીયકરણ (mobilisation and politicisation)નો યુગ કહી શકાય. જ્યારે જ્યારે પક્ષના નેતાગણમાં સ્પર્ધા જાગે ત્યારે ત્યારે તેને દબાવવા માટે રાજકીયકરણની આ પ્રક્રિયા કામમાં આવતી હતી. પક્ષમાં જાગતી ભાગીદારીની કટોકટીને નિવારવામાં ઉદ્યુક્તીકરણ અને રાજકીયકરણ એક બફર જેવું કામ કરતાં.

પરંતુ ૧૯૭૧માં સમાજના લગભગ બધાં જ વર્ગો રાજકારણમાં પ્રવેશી ચૂકયા છે. રાજકારણથી અલિપ્ત હોય એવો કોઈ વર્ગ મોટે ભાગે રહ્યો નથી. તેથી એક-પક્ષ-પ્રભાવ-પ્રથાના આ બીજા તબક્કામાં ભાગીદારીની કટોકટી જાગે ત્યારે તેને ડામવા માટે રાજકારણથી અલિપ્ત રહેલા વર્ગોને રાજકારણમાં ખેંચી લાવવાની યુક્તિ હાથવગી રહી નથી. આમ રાજકીયકૃત વર્ગના વિસ્તારની સીમા આવી ગઈ હોવાથી હવે ભાગીદારીની કટોકટીની શકયતા અને તીવ્રતા ખૂબ વધી છે. એમ પણ કહી શકાય કે રાજકીય ઉદ્યુક્તીકરણનો યુગ પૂરો થયો છે; અને રાજકીય સામના (confrontation)નો યુગ શરૂ થયો છે.

(૭) એક-પક્ષ-પ્રભાવ-પ્રથામાં વિરોધ પક્ષોનું સ્થાન સીમાવર્તી અને મર્યાદિત રહ્યું છે. પ્રથાના પ્રથમ તબક્કામાં વિરોધ પક્ષોએ ગુણાત્મક રીતે અગત્યનો અને અસરકારક ભાગ ભજવ્યો છે. પરંતુ બીજા તબક્કામાં આવી ભાત એટલી સરળ બનનાર નથી. જ્યાં સુધી વિરોધ પક્ષોએ કેવળ સીમાવર્તી સ્થાન જ ભોગવ્યું હતું ત્યાં સુધી તેનો માનસિક સ્વીકાર તેમને માટે સહેલો હતો. પરંતુ ચાર વર્ષો સુધી સરકારો રચવામાં અને ઉથલાવવામાં સિંહભાગ ભજવ્યા પછી ફરીથી સઉસક-પૂર્વના સીમાવર્તી સ્થાનમાં સરકી જવું મુશ્કેલ છે. રાજકીય નાટકમાં મધ્યવર્તી ભાગ ભજવ્યા પછી માત્ર મંચના નેપથ્યેથી મર્યાદિત ભાગ ભજવવાની સ્થિતિ આવી પડે તેનો માનસિક સ્વીકાર ખૂબ મુશ્કેલ છે. તેથી આ બીજા તબક્કામાં વિરોધ પક્ષોની હતાશા વધુ હશે અને તેથી તેમની અધીરાઈ અને વલોપાતની માત્રા પણ વધુ હશે. સ્પર્ધા અને સત્તાનો સ્વાદ ચાખ્યા પછી માત્ર દાબજૂથો તરીકે વર્તવાના સ્થાનથી સંતોષ મળવો મુશ્કેલ છે.

આમ, એક-પક્ષ-પ્રભાવ-પ્રથાના બે તબક્કાઓ વચ્ચે એક તરફ સાતત્ય છે તો બીજી તરફ વિભિન્નતાઓ પણ છે. એક-પક્ષ-પ્રભાવ-પ્રથાનો આ બીજો તબક્કો પહેલા તબક્કાની મૂળ ભાત અનુસરશે, પરંતુ તેના પરિચાલનની વિગતો અને શૈલીમાં અગત્યના તફાવતો હશે.

એક-પક્ષ-પ્રભાવ-પ્રથાની નવી શૈલીનો આકાર ત્રણ તત્ત્વો ઘડશે: (૧) પ્રભાવશાળી પક્ષનું સ્વરૂપ (૨) આંતરિક જૂથવાદનો શકય વ્યાપ અને માત્રા (૩) વિરોધ પક્ષોની ટેકનિક અને શૈલી.

પ્રથમ પ્રભાવશાળી પક્ષની વાત કરીએ તો તેમાં આંતરિક જૂથવાદનું જોર ઓછું હશે. ઇન્દિરા ગાંધીનો ઇરાદો જૂથવાદી માળખાંઓ પર આધારિત પક્ષને બદલે લોકો સાથેના સીધા સંપર્ક પર આધારિત પક્ષ રચવાનો છે. જો આ ઇરાદો સફળ થાય તો શાસક કોંગ્રેસ સર્વસંમતિનો પક્ષ હશે; પરંતુ તેનું પીઠબળ અને લોકસંપર્ક જૂથવાદી માળખાંને બદલે આધુનિક અને સ્વાયત્ત સંસ્થાકીય માળખાં પર આધારિત હશે. આમ જૂથવાદને ખસેડી તેને સ્થાને પક્ષીય તંત્ર-રચના ઊભી કરી શકાય તો સર્વસંમતિના પક્ષનું સ્વરૂપ બદલાશે. વધુમાં, ભૂતકાળની સેવાઓને બદલે વચનોનો અમલ એ એની અપીલનો પાયો બન્યો છે. તેથી ભૂતકાળની સેવા કે જેલવાસનો સિક્કો હવે રાજકીય સત્તા માટેનો પરવાનો બની શકશે નહિ. ઇન્દિરા ગાંધીની નેતાગીરીની શૈલી જેટલે અંશે નેહરુની શૈલીથી જુદી પડે છે તેની અસર પણ પક્ષના સ્વરૂપ પર પડશે. આમ બીજા તબક્કાનો પ્રભાવશાળી પક્ષ વધુ સુગ્રથિત, જૂથવાદી રાજકારણ પ્રત્યે ઓછો સહિષ્ણુ, અને આધુનિક પક્ષીય તંત્ર દ્વારા લોકોના સીધા સંપર્કમાં રહેનાર બનશે.

આ તબક્કામાં આંતરિક જૂથવાદનું સ્થાન શું હશે? એક-પક્ષ-પ્રભાવ-પ્રથામાં આંતરિક જૂથવાદનો પ્રમાણ અને બાહ્ય વિરોધ પક્ષના બળ વચ્ચે કોઈ સંબંધ છે? જો આંતરિક જૂથવાદ નબળો હોય તો રાજકીય સ્પર્ધાના તર્કને કારણે બાહ્ય વિરોધ પક્ષ બળવાન બને છે. ત્યારે આંતરિક જૂથવાદ નબળો હોય, તો તેથી ઊલટું બને છે. આ પૂર્વધારણા (જોકે એનો વધુ અભ્યાસ જરૂરી છે) સાચી હોય તો આંતરિક જૂથવાદની માત્રા બાહ્ય વિરોધ પક્ષના શકય બળની વૃત્તિનો નિર્દેશ કરી શકે. હાલના

સંકેતો પરથી લાગે છે કે આંતરિક જૂથવાદની શક્યતા પહેલાંના કરતાં ઓછી થઈ છે. ઇન્દિરા ગાંધીના રાજકારણમાં જૂથવાદી સ્પર્ધાઓ ગૌણ અને કંગાળનું સ્થાન ભોગવશે. એવું પણ કહી શકાય કે ગુજરાતમાં એક-પક્ષ-પ્રભાવ-પ્રથાનો એક જુદો પ્રકાર વિકસ્યો હતો, તેવો અખિલ ભારતીય કક્ષાએ પણ વિકસે. ગુજરાતમાં એક-પક્ષ-પ્રભાવ-પ્રથાનું જે સર્વોચ્ચ મોડલ વિકસ્યું હતું તેમાં આંતરિક જૂથવાદ પ્રત્યે આપખુદ અને અસહિષ્ણુ વલણો દાખવવા છતાં કૉંગ્રેસનો પ્રભાવ ટકી શક્યો હતો. આમ કૉંગ્રેસ પ્રથાની નવી ભાત વિકસશે કે જેમાં જૂથવાદી સ્પર્ધા માટેની મોકળાશ ઓછી હોય મહારાષ્ટ્ર, આંધ્ર, રાજસ્થાન જેવાં રાજ્યોમાં પણ સર્વોચ્ચ મોડલો વિકસી રહ્યાં છે એવું કહી શકાય. પરંતુ આ અંગે નિર્ણયાત્મક રીતે કંઈ પણ કહેવું આજે શક્ય નથી. આજે તો માત્ર શક્યતાનો નિર્દેશ જ કરી શકાય. આ શક્યતા કેટલે અંશે સાકાર બને તેનો આધાર અનેક પ્રશ્નો પર અવલંબશે. શાસક કૉંગ્રેસમાં આંતરિક જૂથવાદ ફરીથી પ્રબળ બનશે? બને તો એનું સૈદ્ધાન્તિક સ્વરૂપ ક્યા પ્રકારનું હશે? આવાં જૂથોનાં પીઠબળો કેવાં હશે? આ પ્રશ્નોના જવાબ માટે ભાવિ બનાવોને ઝીણવટથી તપાસતા રહેવું પડશે.

વિરોધ પક્ષો આ બીજા તબક્કામાં કેવો ભાગ ભજવશે? આજે વિરોધ પક્ષો વેશ-વિભાવના (role-perception)ની કટોકટી અનુભવી રહ્યા છે. સંસદમાં તેમનું સ્થાન અતિનબળું બની ગયું છે. વિરોધ પક્ષો ઇન્દિરા ગાંધીના કાર્યક્રમ સાથે સંમત થવાની હરીફાઈમાં પડશે કે પછી કાર્યક્રમના આધાર પર નીતિ-વિકલ્પો વિકસાવવાની ક્ષમતા બતાવશે? હાલના પક્ષો ખૂબ વામણા અને ટૂંકી દૃષ્ટિના પુરવાર થયા છે. વધુ અર્થપૂર્ણ અને વ્યાપક પક્ષ-માળખા કે પક્ષાતીત રાજકીય માળખાની શોધમાં તેઓ સફળ થશે? વિરોધ પક્ષોની મુખ્ય નબળાઈ સંસ્થાની બાંધણી અંગેની અશક્તિમાં રહી છે. એવું પણ ન બને કે સંસદમાં મર્યાદિત અને બિનઅસરકારક સ્થાનથી હતાશ થઈને વિરોધ પક્ષો સંસદબાહ્ય આંદોલનાત્મક રાજકારણ તરફ વધુ વળે?

એક-પક્ષ-પ્રભાવ-પ્રથાના ભાવિ આકારનો આધાર આ ત્રણ ઘટક-તત્ત્વો કેવી રીતે વિકસે છે તેના પર રહેશે. આ ત્રણ તત્ત્વોની શક્ય વિકાસ-ભાતો એક-પક્ષ-પ્રભાવ-પ્રથાના આ બીજા તબક્કાના રાજકારણમાં રંગો પૂરશે.

## લોકશાહી પ્રથાનું વિઘટન: બૌદ્ધિકો ભુલાવામાં? | રમેશ મ. ભટ્ટ

ચૂંટણીનાં પરિણામોનાં કારણભૂત પરિબળોના સંક્ષિપ્ત અવલોકનથી પ્રારંભ કરવો ઠીક થઈ પડશે.

શાસક પક્ષની અને તેના નેતા તરીકે વડા પ્રધાનની છાપ એકરૂપ ગણીએ તો તે પક્ષના અકલ્પિત વિજય માટે ત્રણ વ્યક્તિનિહિત કારણો જવાબદાર લેખી શકાય. પહેલું છે પ્રજાને થયેલી એ પ્રતીતિ કે વડાં પ્રધાન 'કંઈક' કરવા માગે છે, 'ઍક્શન-ઓરિયેન્ટેડ' છે. ભલે સાચું કે ખોટું, સિદ્ધ થયું કે નહિ થાય અને તેમ કરવામાં અજમાવાયેલા ઉપાયો ઉચિત કે અનુચિત એ બધું પિષ્ટપેષણ નિરર્થક. જોઈએ છે ગતિ, પગલું, કાર્ય. પ્રજાના દિલમાં વધી રહેલી અધીરાઈનો પારખી એમને રુચે એવો 'ગરીબી હઠાવો'નો કાર્યક્રમ જાહેર કરી તથા તેના પુરાવારૂપ સાલિયાણાનાબૂદી અને રાષ્ટ્રીયકરણનાં કદમ ઉઠાવી વડાં પ્રધાને પ્રજાના દિલમાં શ્રદ્ધા પ્રેરી. ત્રીજું, સારી મોસમ પૂરી થતાંવેંત જ અને અંદાજપત્રમાં મોટી ખોટ પૂરી કરવા બારે કરવેરાની નવાજેશ

કરવી પડે તે પહેલાં ચૂંટણીનો સમય પસંદ કરવામાં આવ્યો. ઉપરાંત રાજ્યોની ચૂંટણીને રાષ્ટ્રીય ચૂંટણીથી અલગ પાડી નાખવામાં આવી. આ બધાં પરિબળો એક અર્થમાં વ્યક્તિગત ગણતરી કે સૂઝનાં છે. તે અત્યંત પ્રસ્તુત હોવા છતાં ભાવિ રાજકારણ માટે ચર્ચવાં જરૂરી નથી લાગતાં.

બીજું મહત્ત્વનું પરિબળ છે 'ભયનું રાજકારણ'— 'શ્રીમર સાયકોસિસ' વડાં પ્રધાને જેમ જેમ પોતાના પક્ષના કાર્યક્રમમાં ગરીબી હટાવો ઉપર ભાર મૂક્યો તેમ તેમ વધારે પક્ષો મુશ્કેલીમાં મુકાતા ગયા. તેમની બાજી હાથથી જતી લાગી. અંતિમવાદી તત્ત્વો પેદા થયાં એટલું જ નહિ સક્રિય બન્યાં. બંગાળમાં પેદા થયેલા રાજકારણે અને તેના દરરોજ અખબારોમાં ચમકાવવામાં આવેલા સમાચારે પ્રજાને 'બિન-સલામતી'નો નમૂનો પૂરો પાડ્યો. ઉદ્દામવાદી અને હિંસક સામ્યવાદીઓથી બચવા માટે 'મજબૂત' વિકલ્પ તરીકે તેમને શાસક કોંગ્રેસ ઠીક લાગી.

બીજી તરફ જેમ જેમ રાષ્ટ્રવાદ, ભારતીય સંસ્કૃતિ અને હિંદુત્વ પર ભાર મૂકીને ઉગ્ર રાષ્ટ્રવાદનું રાજકારણ ખેલાતું ગયું તેમ તેમ માત્ર મુસલમાનો જ નહિ પણ બીજી બે હરિજનો અને આદિવાસીઓની લઘુમતીઓએ, ભૂતકાળમાં કર્યું હતું તેમ શાસક કોંગ્રેસની છત્રછાયામાં એક વર્ગ તરીકે સામૂહિક રીતે જતા રહેવાનું પસંદ કર્યું. પક્ષના 'હરિજન' પ્રમુખ અને શીખ-મુસ્લિમ (સ્વર્ણસિંહ-ફખરુદ્દીન) સેનાનીઓને આગળ રાખીને શાસક પક્ષને બીજા પ્રકારના હિંદુત્વની સરજોરીના ભયનો પણ લાભ મળ્યો. એથી ઊલટું પાકિસ્તાનનો કે મુસલમાનોનો ભય હિંદુઓને હિંદુ તરીકે સંગઠિત ન કરી શક્યો; તે પૂરતો પ્રતીતિકર કે જરૂરી ન લાગ્યો. ભારતની વિવિધ લઘુમતીઓ કે જે ધીમે ધીમે સમૂહને બદલે વ્યક્તિગત રીતે મતદાન કરતી થઈ હતી તે વળી પાછી જૂથ તરીકે મતદાન વાપરીને શાસક પક્ષની છત્રછાયામાં જતી રહી. નોંધપાત્ર ઘટના એ છે કે હરિજનો અને આદિવાસીઓ માટે તો અનામત સ્થાન હતાં જ. પરંતુ મુસલમાનોએ લોકસભામાં મુસલમાન પ્રતિનિધિ મોકલવાને બદલે શાસક કોંગ્રેસને પક્ષે મતદાન કર્યું. આ બંને ભય પર આધારિત પરિબળોએ શાસક પક્ષને પુનઃ શાસક બનાવ્યો.

ત્રીજી, એક અતિ મહત્ત્વની ઘટનાને ખૂબ અવગણવામાં આવી છે. કારણ સમજી શકાય તેવું છે. આપણા અર્થતંત્રમાં અગાઉ ભણેલો વર્ગ અને તેમાંથી પેદા થતા મૅનેજરો કર્મચારીઓ, વ્યવસાયીઓ, ડૉક્ટરો, વકીલો, ઇજનેરો, આર્કિટેક્ટો અને નાના ઉદ્યોગકારો એ સૌ ધનિકવર્ગની કૃપા અને સારા સંબંધો પર જીવતા હતા અને સમૃદ્ધ બનતા હતા. હવે આર્થિક વિકાસ અને સમાજવાદને નામે ગજ્યની પાસેનાં અને રાજ્યના અંકુશ હેઠળનાં સાધનોમાં ખૂબ વધારો થયો છે. અને તે વડે આ બધા જ વર્ગો હવે રાજ્યાશ્રયી બન્યા છે, તેઓ હવે બરાબર સમજી ગયા છે કે ધનિકોનો આશ્રય જરૂરી નથી. એટલું જ નહિ પણ ધનિકોને તિરસ્કારી શકાય છે. તેમ કરવાથી પ્રગતિક દેખાઈ શકાય છે. લખપતિ સમાજવાદી બની શકાય છે. અને છતાં પોતાની આબાદી અને સમૃદ્ધિને ઝડપભેર વધારી શકાય છે. મૂડીદાર પાસે પૈસા મેળવવા કે પગાર મેળવવો મુશ્કેલ છે. તે તો વધારે કામ લઈને ઓછા દામ આપવાની વૃત્તિ ધરાવે છે, જ્યારે રાજ્ય અને તેની પ્રેરિત સંસ્થાઓ પાસેથી નાણાં કઢાવવાં આસાન છે. રાજ્યને કલ્યાણકારી કે પ્રજાશ્રેયી કે વિકાસના માધ્યમનું વિશેષણ વળગાડી શકાય છે. રાજ્યના ઉપર નૈતિકતાનું પોટલું ચડાવી શકાય છે અને નૈતિકતાના આધાર પર જે જે વર્ગને જે જે પ્રાપ્ત કરવું હોય તે કરી શકાય છે, પછી તે લોન હોય, લાઇસન્સ હોય કે પગાર વધારો હોય. આ નવા શ્રીમંતવર્ગે, રાજાશાહી નાબૂદ કરવાની વાતને જોર આપીને પોતાને પ્રગતિક કહેવડાવ્યા છે અને પ્રજાનું ધ્યાન અન્યત્ર કેન્દ્રિત કર્યું છે. તેમણે પોતાનું હિત બરાબર સચવાઈ રહે અને વધે તે માટે ચાલુ સરકારને ટેકો આપીને ટકાવી રાખી છે. સરકારી કર્મચારીઓને મોંઘવારીથી આપોઆપ રક્ષણ આપવામાં આવ્યું છે. હમણાં જ

રાતોરાત રૂ. ૧૦૭ કરોડની રકમ તેમને માટે ફાજલ પાડવામાં આવી. પત્રકારોનાં પગારધોરણો અને સવલતોય નીચાં ઊતરે તેમ નથી. નવા ઉદ્યોગકારો, વ્યાપારીઓ અને આયાતકારોનો ફાળો પણ સરકારને 'સ્થિર' રાખવામાં ઓછો નથી.

આમ ભૂતકાળમાં રાષ્ટ્રીયતા કે સ્વદેશીના નામે અમુક વર્ગને લાભ મળતો હતો. હવે 'સમાજવાદ'-ને નામે નવા સમૃદ્ધ વર્ગનો બોલાબાલા શરૂ થઈ અને તેમનો સરકાર પરનો કાબૂ બરાબર સિદ્ધ થયો છે. નવો શાસક પક્ષ આ વર્ગનો પ્રતિનિધિ છે. મૂડીદારોને ઓળખવા આસાન હતા અને છે; કારણ કે, તેમનું મુખ્ય ક્ષેત્ર હતું ઉત્પાદન કે વ્યાપાર. તેમનું પ્રતીક હતું મિલકત. પણ આ નવા સમૃદ્ધ વર્ગને ઓળખવો અઘરો છે. તે બહુરૂપી છેઃ અમલદાર, સલાહકાર, નિષ્ણાત, પક્ષનો નેતા, સમાજસેવક, પ્રોફેસર અને કોણ નહિ? આ વર્ગ માટે મિલકત મહત્ત્વની નથી પણ ભોગવટો મહત્ત્વનો છે. તેમની નાણાકીય આવક અને તેમને મળતી સેવાઓ, સગવડોને જો સાથે લઈએ તો આ વર્ગ સમાજવાદી તો ન જ કહેવાય. ભારતની ગરીબ પ્રજાના હિતની દૃષ્ટિએ વિચાર કરતા હોઈએ તો આ વર્ગની કામગીરીને ખૂબ જ ગંભીરતાપૂર્વક જોવી જોઈએ. વિશ્લેષણ પૂરતી છેલ્લી ઘટના એ પણ નોંધવી જોઈએ કે ૧૯૬૭માં દેશભરમાં કોંગ્રેસ પક્ષના એકચક્રી રાજ્યનો જ્યારે અંત આવ્યો અને વિરોધ પક્ષોને ભેગા મળીને રાજ્ય કરવાની તક મળી ત્યારે જે 'મિશ્ર સરકારો' કે 'સંવિદ' સરકારો સ્થાઈ તેમનો વર્તાવ શ્રદ્ધાપ્રેરક ન રહ્યો. શાસક પક્ષે આવી સરકારોને ઉથલાવવામાં પોતાની કામગીરી જરૂર બજાવી જ. પરંતુ સાથોસાથ નાના પક્ષો ઓચિંતી પોતાના હાથમાં આવેલી સત્તાને જીરવી ન શકયા. પક્ષપલટાનું અને 'બંદૂકની અણી'એ કાર્યક્રમો પાર પાડવાનું રાજકારણ ખેલાયું. નાનકડો પક્ષ કે નાનકડું જૂથ ધારાસભામાંની પોતાની શાસક જૂથની પાંખી બહુમતીને કારણે પેદા થતી સ્થિતિને આધારે વધુમતી ઉપર જોર કરી ગયા. એમાં કેટલાંક સારાં કામો જરૂર થયાં હશે. પરંતુ તેની પાછળ બહુમતી ધારાસભ્યોનો સમજપૂર્વકનો સ્વૈચ્છિક ટેકો હતો એવું કહી શકાય ખરું? રાજકીય અસ્થિરતાની ધમકી દ્વારા અને સોદાબાજી દ્વારા પક્ષનાં ધ્યેયો સિદ્ધ કરવાનો અહમ્‌યુક્ત સંતોષ મેળવાયો. પરંતુ તેમ કરવામાં લોકશાહી પ્રક્રિયા સૂક્ષ્મ રીતે ક્ષીણ થતી હતી એ વાત ભૂલી જવાઈ. પરિણામે પ્રજાનો આવી સરકારોમાંનો વિશ્વાસ ઊઠી ગયો. સ્થિર સરકાર, મજબૂત સરકાર અને કંઈક કરવા માગતી સરકારને ભરપટ્ટે ટેકો મળ્યો.

આ છે વિજય-પરાજયનું પૃથક્કરણ. ભાવિ રાજકારણની ચર્ચા માટે હું બેએક અત્યંત તાત્ત્વિક મુદ્દાઓ રજૂ કરવા માગું છું.

અત્યાર સુધી આપણે દ્વિપક્ષ પ્રથા સહિત સંસદીય લોકશાહીને આદર્શ તરીકે સ્વીકારી છે. આ ધારણાને આધારે આપણે એમ પણ હિમાયત કરતા આવ્યા છીએ કે ભારતીય રાજકારણમાં અનેક પક્ષોને સ્થાને બે રાષ્ટ્રીય પક્ષો ઊભા થાય એમ બનવું જોઈએ. આ પ્રક્રિયાને ધ્રુવીકરણનું નામ આપ્યું છે. વળી દ્વિપક્ષ પદ્ધતિની સાથોસાથ વર્ગસંઘર્ષ કે વર્ગભેદને પણ જોડી દીધો છે. સામ્યવાદી વિચારસરણી અનુસાર છેવટે સમાજ બે વર્ગોમાં વહેંચાવો જોઈએ. વર્ગો સ્પષ્ટ થતા જવા જોઈએ. લોકશાહીવાદીઓ એમ કહે છે કે બે પક્ષ સ્પષ્ટ થતા જવા જોઈએ. ધ્રુવીકરણ શબ્દ આ બંને અર્થમાં વપરાયો છે. લોકશાહીમાં માનનારાઓ અને ન માનનારાઓ બંનેએ તેની અત્યાર સુધી હિમાયત કરી છે.

આ જ વિચારને આગળ લઈ જઈએ તો જો દેશની મોટા ભાગની જનતા ગરીબ હોય તો ગરીબીનો પક્ષ વધુમતીમાં આવવો જ જોઈએ. અને અમીરો લઘુમતીમાં હોઈ તેઓ વિરોધ પક્ષમાં આવે. અમીરોનો પક્ષ અને ગરીબોનો પક્ષ પાર્લમેન્ટ દ્વારા સંઘર્ષ ખેલે અને છેવટે વધુમતી તો ગરીબોની જ. તેથી વિરોધ પક્ષ પરાસ્ત જ થાય. એટલું જ નહિ પરંતુ

ને ઓછી વયવાળા સભ્યો વધ્યા છે.[1] આમ ૧૯૬૭ સુધી ઉપલા વર્ગના સંસ્કારો લગભગ એકરૂપ હતા જ્યારે બહુજનસમાજની સંસ્કૃતિ ખૂબ વ્યાપક રીતે વિભક્ત થયેલી હતી. હવે કયા પ્રકારનો સંસ્કૃતિ-સંકુલ આ અગ્રવર્ગ—આમસમૂહ દ્વારા રચાય છે તે કળવું મુશ્કેલ છે. પણ તેમાં પાયાગત ફેરફાર થવાની આછી શરૂઆત જરૂર થઈ છે ખરી.

આપણા દેશની રાજકીય પ્રક્રિયામાં આ એક ચોક્કસ બ્રેક (Break—અને Brake પણ?)છે, એમ કહી શકાય.

## ઉદ્યુક્તીકરણનું પૂર્ણ વર્તુળ

ભારતનાં રાજકીય સમાજના વર્તનની દૃષ્ટિએ જોઈએ તો આ સમયે સમગ્ર સમાજમાં રાજકીય પ્રક્રિયા, પ્રવાહો અને બનાવોએ કાં તો કંપનો જગાવ્યાં છે, કાં તો સ્પંદનો જન્માવ્યાં છે. ૧૯૬૭માં અને તે પછી ૧૯૬૯ના કોંગ્રેસ-વિભાજન પછીના નાટ્યાત્મક બનાવોની ઘટમાળાની જનમાનસ પર ઊંડી અસર પડી છે. આથી સમાજના અત્યાર સુધી રાજકીય રીતે અજ્ઞાત કે નિષ્ક્રિય વર્ગોનું રાજકીય-કરણ સધાયું છે. તેમને માટે આ વર્ષો રાજકારણ કે તેનાં કેટલાંક આર્થિક-સામાજિક પાસાં અંગે પરિચિત થવા માટેના, રાજકીય સમાજીકરણનાં વર્ષો નીવડ્યાં છે. આ વખતે તેથી પછાત વર્ગો અને નીચલા વર્ગો પહેલાં કદી નહોતા એટલા ઉદ્યુક્ત થયા છે. કોંગ્રેસપ્રભાવના પહેલા લાંબા પ્રકરણ (૧૯૫૧–૧૯૬૭) દરમિયાન ભારતીય સમાજ પિરામિડમાં અગ્રણીગત ઉચ્ચ વર્ગો સાથે વચલા-મધ્યમ કક્ષાનાં વર્ગો (મરાઠા, નાદર, કમ્મો, ક્ષત્રિયો, જાટ, ઠાકુર વગેરે કોમો) મળી ચૂકયા હતા. તે પછી સમાજનાં હજુ નીચલા વર્ગો ૧૯૬૭માં ૧૯૬૯ની સાલમાં (કેટલાંક રાજ્યોમાં) યોજાયેલી મધ્યસત્ર ચૂંટણી દરમ્યાન આહીર, કુર્મી, યાદવ, હરિજનો પણ વધતા પ્રમાણમાં રાજકીયકૃત થયા હતા. આ વખતે આ ઉપખંડીય દેશના અંતર્ગત ભાગમાં, ઘણા લાંબા સમય લગી અલિપ્ત રહેલા સમાજના આદિવાસી વગેરે નીચલા થરો લગભગ સંપૂર્ણ રીતે રાજકીય મધ્યપ્રવાહમાં શામેલ થઈ ગયા છે. અને આમ હવે અનુદ્યુક્ત રહેલો સામાજિક વર્ગ ખાસ જોવા મળતો નથી. લગભગ સંપૂર્ણ સમાજ ઉદ્યુક્ત થઈ ગયો છે. અત્યાર સુધી આવાં સામાજિક વર્ગોને પ્રમુખ આધારમાળખા બનાવી નાના પ્રાદેશિક પક્ષો (જાટ-ઠાકુરોનો ભા. ક્રાં. દળ, આહીરોનો વિશાળ હરિયાણા પક્ષ, પહાડી અને આદિવાસી પ્રદેશનો ઝારખંડ પક્ષ કે જનતા પાર્ટી વગેરે)એ તેમને રાજકારણમાં ઉદ્યુક્ત કર્યા હતા. અને તે રીતે રાજકારણમાં તેમને પ્રવૃત્ત કરવાનું વિધાયક કાર્ય કર્યું હતું. હવે આ પક્ષોનાં આધારમાળખાંઓ શાસક કોંગ્રેસે ખેંચી લીધાં છે. આથી આ નવાં તરલીકૃત ભળેલા વિશાળ રાષ્ટ્રીય પક્ષમાં તેમનું વર્તન નવા વિશાળ પરિમાણમાં ઘડાય કે તેઓ આ રીતે વિશાળ પરિપ્રેક્ષ્યમાં પરોવાય તેવી સ્થિતિ ઊભી થઈ છે. તે જ રીતે મુસ્લિમો મધ્યપ્રવાહમાં નવેસરથી ભળ્યા છે અને તેમની પ્રથા પરની અસરકારકતાનાં નવાં દર્શન તેમને થયાં છે. લઘુમતીઓ અને પછાત વર્ગોને પોતાની અસરકારકતાનાં દર્શન જેટલાં સબળ અને ઊંડાં હશે એટલા પ્રમાણમાં તેમનું વર્તમાન ઉદ્યુક્તીકરણ ભારતીય રાજ્યપ્રથા માટે દૂરગામી સૂચિતાર્થો ઊભા કરશે.

## સાતત્યનું વિશદીકરણ

આ રજૂઆતના મધ્યભાગમાં વ્યક્ત કરેલ નૂતન પ્રવાહો નીરખ્યા પછી હવે પ્રથમ ભાગમાં રજૂ થયેલ 'પરિવર્તન'નું બીજું પાસું જોઈએ. રજૂઆતના મધ્યભાગના પ્રવાહો અણિશુદ્ધ રીતે છેલ્લી ચૂંટણીએ જ જન્માવ્યા નથી, પણ ૧૯૬૭માં દેખાયેલા વહેળાઓ મહાપ્રવાહમાં રૂપાંતરિત થયા છે ને આમ '૬૭ના પ્રવાહોને વેગમાન બનાવવાનું કામ એકોતેરે કર્યું છે, તે નોંધવું જોઈએ. બીજી રીતે કહીએ તો ૧૯૭૧માં ૧૯૬૭નું સાતત્ય દૃઢીકૃત થયું છે એમ કહી શકાય.

1. Times of India, March 29, 1971.

(૧) ૧૯૬૭માં એક લક્ષણ સ્પષ્ટ બન્યું હતું: તે એ કે મત આપવાના નિર્ણયમાં મતદાર આર્થિક સ્થિતિ અને આર્થિક મુદ્દાઓ અંગે તેનું શું વલણ છે તે મહત્ત્વનું બનશે. તેનાં એંધાણ તેમાં વર્તાતાં હતાં. સારી એવી સંખ્યાના મતદારો માનવવ્યવહારના આયોજનમાં, ઉદ્યોગની માલિકી અને સંચાલન વગેરે બાબતોમાં રાજ્ય કેન્દ્રવર્તી ભૂમિકા ભજવે એમ માનતા હતા તથા અર્થકારણનું માળખું વિશેષ સમાનતાલક્ષી બને તેવું ઇચ્છતા હતા. આથી કેન્દ્રથી ડાબી બાજુ હોતો જે પક્ષ લોકોની આ વધતી જતી સભાનતા, પક્ષનિષ્ઠા અને આકાંક્ષાઓને પોષે તેને વિશેષ લાભ મળે, તે સ્વાભાવિક હતું. શાસક કોંગ્રેસ પરિવર્તન અને પ્રગતિશીલતાની પ્રતીતિકારકતા (credibility) ઊભી કરીને તથા શ્રીમતી ગાંધીના સયુક્તિક આકૃતિક્ષેપને કારણે આવો લાભ લઈ ગઈ છે. ૧૯૬૭માં કાર્યક્રમ અંગે કોંગ્રેસની સ્થિતિ દ્વિધાથી ભરેલી હતી; જ્યારે શાસક કોંગ્રેસ કાર્યક્રમ પ્રતિની વચનબદ્ધતાની સ્થિતિમાં મુકાઈ છે.

(૨) ૧૯૬૭ની ચૂંટણીમાં કોંગ્રેસની પ્રતિષ્ઠાને આંચ આવી હોવા છતાં બીજા બધા પક્ષો કરતાં તેના ટેકેદારોની પક્ષ પ્રતિની નિષ્ઠા વધુ પ્રમાણમાં વ્યક્ત થઈ હતી. પક્ષીય વફાદારીની દૃષ્ટિએ "પક્ષનિષ્ઠાનું સૌથી પ્રભાવક અને સૌથી સ્થાયી કેન્દ્ર કોંગ્રેસ પ્રતિની વફાદારી બની હતી."[૧] હવે કેન્દ્ર શાસક કોંગ્રેસ બની છે, અને એ રીતે ૧૯૬૭નું સાતત્ય તેમાં પ્રતિબિંબિત થાય છે.

(૩) સંગઠનિક તંત્ર દ્વારા મતદારોનું ઉદ્યુક્તીકરણ ઓછું અસરકારક બનવા માંડ્યું હતું. 'સેન્ટર'નાં તારણોમાં કહેવાયું હતું કે નેતાની વ્યક્તિગત સીધી અપીલ પક્ષની આપની સીધી અપીલ કરતાં મહત્ત્વની બનતી જાય છે. ચૂંટણીઝુંબેશ અને તેમાં મકાવાયેલા મહત્ત્વના મુદ્દાઓ અગત્યનો 'રોલ' ભજવતા જશે.[૨]

(૪) ૧૯૬૭ના ચૂંટણી-અભ્યાસે એ પણ બતાવ્યું હતું કે મતદારે પોતે હવે પ્રમાણમાં સ્વતંત્ર અને સીધો રોલ ભજવવાનું શરૂ કર્યું હતું. માત્ર પક્ષના સંગઠનીય નેતાઓ કે વોટ બૅન્ક દ્વારા ઉદ્યુક્ત થવાને બદલે તે પ્રતિસ્પર્ધી મંતવ્યો અને મુદ્દાઓ વિશે પોતાની નિર્ણયશક્તિ વાપરતો થશે. મતદારનાં વલણોનું પૃથક્કરણ ૧૯૭૧ની ચૂંટણી પછી નહિ, પણ તે પહેલાં રજની કોઠારીના 'સેન્ટરે' કર્યું હતું તે નોંધીએ તો આવા અભ્યાસો કે અવલોકનોને માત્ર દોષદર્શી નજરે જોવાનું કારણ નહિ રહે.

૧૯૬૭ના મતદાનીય વર્તનમાં ફૂટવા માંડેલા આછા-નાનાં આ અંકુરો હવે ૧૯૭૧માં વધારે પાંગર્યા છે, તેવી ધારણા બંધાય છે. આમ ૧૯૬૭નાં વહેણોનું સાતત્ય જળવાયું છે એટલે ૧૯૬૭–૭૧નો કાળ પક્ષ-પ્રથાની દૃષ્ટિએ કામચલાઉ સંક્રાંતિ જેવો નીવડ્યો હોય, છતાં મતદાન-વલણની દૃષ્ટિએ તેણે પ્રગટાવેલા વલણનું સ્થાયીકરણ થતું દેખાય છે. એટલું જ નહિ, પણ આવા નવા વ્યક્તીકૃત (individuated) રાજકીય વલણની અસર મતદારની રાજ્યપ્રથા પ્રતિની અભિમુખતાને તથા પક્ષીય પસંદગી અને વફાદારીને વધુ અંકિત કરીને, તેને દઢાવે તેવું પણ બને. જુદા જુદા મતદાર સમૂહો મહત્ત્વના મુદ્દાઓને અને સરકારની કાર્યબજાવણીને ખ્યાલમાં રાખીને પોતપોતાનું વર્તન વિકસાવે તેવું જણાય છે.

આનો અર્થ એ કે અસ્પષ્ટ ચૂંટણી-ઢંઢેરા, સ્થાનીય તંત્ર કે 'વોટ-બેન્કો'ને બદલે સામાજિક-આર્થિક પરિવર્તનના ચોક્કસ મુદ્દાઓ તથા નીતિ અને તેના અમલ પરત્વે લોકો વિશેષ સભાન બન્યા છે. આમ થાય તો પક્ષો તથા તેમની નીતિ પ્રતિની નિષ્ઠા પર મતદારોનું વલણ આધાર રાખતું જશે.

૧. વિગતવાર આંકડા વગેરે માટે Rajni Kothari, "The Political Change of 1967", Economic and Political Weekly (Annual Number) January 1971.

૨. D. L. Sheth, "Partisanship and Political Development" in EPW as above and Rajni Kothari, Ibid.

## ૪. સાતત્ય ને પરિવર્તન

સમગ્ર રીતે વિચારીએ તો અહીં થયેલી રજૂઆતોનો પહેલો ભાગ સૌસહુથી જુદા પડીને એકાંતરે વર્તાવેલ પરિવર્તનના મુખ્ય નિર્દેશકો બતાવે છે, તો તેનો છેલ્લો ભાગ તેમાં રહેલ સાતત્યને છતું કરે છે.

૧૯૭૧ આમ ઘણી રીતે રસપ્રદ બની જાય છે. તે ૧૯૬૭ પહેલાંની પ્રભાવ-પ્રથાને પુનઃ આવકારે છે, તો ૧૯૬૭માં ઊપસેલી મતદાનીય ભાતને વધુ વિશદ કરીને વિકસાવે છે. ૧૯૬૭ની મતદાનીય ભાતને તે વિસ્તારે છે—વધુ સ્પષ્ટતા અને વિશ્વાસ સાથે; છતાં ૧૯૬૭ના બિનકૉંગ્રેસવાદ અને મિશ્ર રાજકારણના પ્રવાહોને શીર્ણવિશીર્ણ કરી નાખે છે. આમ સાતત્ય ઉપરાંત પરિવર્તનનો સાદ તે સાંભળે છે. બીજી બાજુ ૧૯૬૭ પહેલાંની પ્રભાવ-પ્રથા તે પ્રસ્થાપે છે, પણ મતદાનીય વલણો અને શાસક કૉંગ્રેસના આધારબળ નેતૃત્વમાળખા અને વિચાર-અભિમુખતામાં થયેલા પરિવર્તનને કારણે આ પ્રભાવ-પ્રથા એ જૂની પ્રભાવ-પ્રથાની પુનઃસ્થાપના નહિ હોય તેનો નિર્દેશ આપી જાય છે. પરિચાલનનાં ગતિશીલ તત્ત્વો તો હવે મુખ્યત્વે નોખાં હોવાનાં.

અને અપેક્ષાઓની જે ક્રાંતિ તથા બહુજન-સમાજની ભાગીદારીની કટોકટી પર આપણી રાજ્યપ્રથા આકાર લઈ રહી છે તેને કારણે ભારતનું રાજકારણ એ કાર્યક્રમનિષ્ઠા કે વચનબદ્ધતાનાં રાજકારણનું સ્વરૂપ લેવા પ્રેરાશે. સમગ્ર પરિણામ, એણે જન્માવેલ નવો સંદર્ભ સરકારને માટે કાર્ય-બજાવણીનો પડકાર ઊભો કરે છે. આથી રાજકારણ 'બૅક-સીટ' લે અને અર્થકારણ કે વિકાસકારણ આગળ સ્થાન લે તે સંભવિત તેમ જ જરૂરી બની ગયું છે.

સ્થિરતા સહિતના પરિવર્તનના આવાહનનો લોકોએ શાસક પક્ષને પ્રોત્સાહક ઉત્તર આપ્યો છે. હવે સ્થિર સરકાર કેવું અને કેટલું પરિવર્તન લાવે છે તેની ગતિવિધિ ઉપર ભારતીય રાજકારણનાં સ્વરૂપ, સત્ત્વ અને સ્થાપત્યનો આધાર રહેશે.

## પાંચ પ્રશ્નો | ભોગીલાલ ગાંધી

પાંચમી ચૂંટણી અને ભારતીય રાજકારણ પરની વિચારગોષ્ઠીમાં ઉપસંહાર રૂપે મેં થોડાક પ્રશ્નો ઊભા કર્યા હતા. વક્તાઓએ રજૂ કરેલા વિચારો પણ વધુ સ્પષ્ટ થાય એ જરૂરી હતું. પરંતુ, સમયના અભાવે ચર્ચા નહિ જેવી થઈ. મારે મતે, નીચેના મુદ્દાઓ અંગે વધુ વિચારણા થવી જરૂરી છે:

(૧) ઇન્દિરાજીએ અગાઉનાં અનેક સંકુચિત સ્તરો અને ફૂલકોને સાફ કરીને 'રાષ્ટ્રીય' સ્તરે રાજકીય એકતા સ્થાપી છે. આ એકતા કેટલે અંશે પક્વ છે? વૈચારિક કે સૈદ્ધાંતિક છે? લોકશાહીના વિકાસમાં કેટલે અંશે સાધક-બાધક છે?

(૨) ઉદ્દામ સૂત્રોવાળી નવી નેતાગીરીનું પોતાનું આંતરિક કલેવર ખાસ બદલાયું છે? એમ ન હોય તો સૂત્રોના પ્રમાણમાં નક્કર પરિણામ કેટલે અંશે આવી શકે?

(૩) ઉદ્દામ સૂત્રો દ્વારા જાગ્રત કરવામાં આવેલી આકાંક્ષાઓને એકાદ વર્ષમાં આશ્વાસન પૂરતો સંતોષ પણ નહિ મળે તો વધારે આવેશપૂર્ણ પ્રત્યાઘાત ઊભા થશે? ત્યારે આજના ઉદ્દામીકરણનો લાભ કમ્યુનિસ્ટો નહિ ઉઠાવે?

(૪) 'એક-વ્યક્તિ-પ્રભાવ'માં ઊભા થયેલા સત્તા પક્ષને, હાલ બીજા કોઈ સબળ વિરોધ પક્ષની 'બ્રેક' રહી નથી, તે સ્થિતિમાં 'ચેક' કરી શકે, 'બૅલન્સ' ટકાવી શકે એવું શું છે? સત્તાપક્ષમાંની આંતરિક જૂથો માટે અગાઉની જેમ પ્રાદેશિક કે બીજી કોઈ સંકુચિત ધરી પર એકત્ર થવાનું—આંતરિક જૂથોની ખેંચાખેંચ દ્વારા આવતું દબાણ કેટલું શક્ય રહ્યું હશે?

(૫) જે જનતાએ ઇન્દિરાજીને ૪૪ ટકા મતથી ચૂંટ્યાં છે (પરિણામની દૃષ્ટિએ ૬૮ ટકા બેઠકો ભલે ગઈ હોય) એ જનતાને, પાંચ વરસે અથવા ઇન્દિરાજી પૂછે ત્યારે, નવી તક સાંપડવાની હોય તોય વચગાળાનું શું? અને વચગાળામાં પ્રામાણિક પડકાર માટેની શક્યતા ઓછી થતાં પાંચ વરસને અંતે પણ શું?

[વિશ્વમાનવ:

## રક્તરંજિત બાંગલા દેશ : રાષ્ટ્રીય વ્યક્તિતાની કટોકટી

માર્ચની ૩૧મીએ ભારતીય સંસદે પૂર્વ બંગાળની લોકશક્તિને સમર્થન આપતો ઐતિહાસિક ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો. આ ઠરાવે જોકે બાંગલા આંદોલનને લોકશાહી અધિકારો માટેના સંઘર્ષ તરીકે ઓળખાવ્યું છે. પણ એથીયે અધિક નોંધપાત્ર હકીકત તો એ છે કે આ ક્ષત વાજબી અધિકારોના તે પાક. હકૂમત હેઠળની સ્વાયત્તતાના પેલા બહુચર્ચા ૭ મુદ્દાના ચોકઠામાંથી ક્યારનીયે બહાર આવી ગઈ છે. અને હવે એણે સંસ્થાનવાદ વિરુદ્ધ રાષ્ટ્રવાદનું વ્યાપક સ્વરૂપ પકડ્યું છે. બાંગલા દેશના વડા પ્રધાન તાજુદ્દીને હજુ હમણાં જ કહ્યું તેમ અખંડ પાકિસ્તાન તો લાશોના બોજ હેઠળ વીત્યા વખતનાં સંભારણાં જેવું બની ચૂક્યું છે.

આમ બન્યું એના શ્રેયાપશ્રેયની ચર્ચા કરતાં તવારીખ એક વાત જરૂર નોંધશે: પાકિસ્તાનના પશ્ચિમ પંજાબી રાજકીય અગ્રવર્ગની ટૂંકદષ્ટિ. હમણાં હમણાં શેખ મુજિબુર રહેમાનને આપણે બાંગલા રાષ્ટ્રનિર્માતા લેખે પ્રીછતા થયા છીએ, પણ મુજિબની ભૂમિકા હજી થોડાક અઠવાડિયાં પર સુધ્ધાં સમજૂતી ને સમાધાનની હતી. પૂર્વ બંગાળના બીજા કેટલાક નેતાઓએ—ખાસ તો મૌલાના ભાશાનીએ ઊલટું મુજિબને સીધો સવાલ કરવા માંડ્યો હતો: સ્વતંત્રતા કેમ માગતા નથી? ૧૯૬૭માં તત્કાલીન પ્રમુખ અયૂબખાંએ ગોળમેજી યોજી ત્યારેય શેખે તો 'પ્યારા પાકિસ્તાન'ની અખંડિતતાની જાળવણી સાથે જ 'સ્વાયત્તતા'ની રજૂઆત કરી હતી. શેખની એકંદર ભૂમિકા ઉગ્ર કરતાં ઉદાર કહી શકાય તેવી રહી છે. એટલે જ તો એરમાર્શલ અસગરખાંએ મુજિબને પાકિસ્તાનની બંને પાંખ વચ્ચેની એકમાત્ર કડી તરીકે ઓળખાવ્યા હતા.

પણ ત્યાંના પંજાબી અગ્રવર્ગે વાસ્તવિકતાને સતત નજરંદાજ કર્યા કરી છે. લાંબે અંતરે આવેલા બે ભૂભાગમાં એક રાષ્ટ્રીયતાની નિર્મિતિ લશ્કરી રુક્કાથી શક્ય બનવાની હોય એવી જાડી ને અનૈતિહાસિક સમજ સાથે એણે કામ લીધું છે. બંને કે બંને પ્રદેશ વચ્ચેની એકમાત્ર સમાનતા જેવો ઇસ્લામ રાષ્ટ્ર-ઘડતરના સર્વાધિક પ્રભાવક પરિબળ તરીકે પારી આપશે એ મતલબનો હદરો જ્યાદા મદાર એમણે બાંધ્યો હોય. ઇસ્લામની અપીલ નથી જ, નં જ હોય એવું સૂચવવાનો આશય અહીં નથી. એમ તો, ચૂંટણી પ્રચાર દરમ્યાન મુજિબે પણ ઇસ્લામ ને સુન્નાહની અદબ જાળવવાની વાત સતત કહી હતી. પણ ઇસ્લામ નામનો મજહબે ઉપરે કોઈ એકાકી કે નિઃસંદેહ ઘટના તો નથી જ ને? પશ્ચિમ પાકિસ્તાનના રાજકીય અગ્રવર્ગે ઇસ્લામને નામે પોતાનું સવિશેષ સંધાન—કવચિત્ તાદાત્મ્ય અનુભવ્યું તે તો અરબસ્તાન, ઈરાન અને તુર્કસ્તાન સાથે. એમની આ બિરાદરીમાં, એમની હદે, પૂર્વ બંગાળી મુસ્લિમ કઈ રીતે સહભાગી બની શકે? રાજશાહી યુનિવર્સિટીના રાજ્યશાસ્ત્રના અધ્યાપક બદરુદ્દીન ઉમરે આ પ્રશ્નનો વિગતે અભ્યાસ કર્યો છે. એમણે ધ્યાન ખેંચ્યું છે કે પંજાબી મુસ્લિમો જેવો જ માનવતો મોભો મેળવવા માટે ઢાકાના નવ સમૃદ્ધ કુટુંબો પોતાનો વંશવેલો પરાપૂર્વથી આરબ કે ઈરાની કે તુર્કી પરંપરામાંથી ઊતરી આવ્યો હોય એવી છાપ ઊભી કરવા માટે મથતાં જણાયાં છે. આ લોકો,

માનસિક સ્તર પર તો, પોતાની જ જન્મભૂમિમાં પરદેશી જેવા બની રહેવાનો. એમની અજનબિયત એમને મુબારક. પણ સર્વસાધારણ લોકસમૂહ તો અજનબી બની રહેવા કરતાં પોતાનાં મૂળિયાં શોધવાનું ને દઢાવવાનું જ પસંદ કરવાનો. અને એ મથામણમાં — ઉર્દૂ લાદવા સામે — બંગાળીની પ્રાણપ્રતિષ્ઠા માટેનો સંઘર્ષ સરેરાશ પૂર્વ બંગાળીને મન સ્વાભિમાનપૂર્ણ અસ્તિત્વના માનચિહ્‌ન સમો બની રહે એ સ્વાભાવિક છે. જાણકારો કહે છે કે બાંગલા રાષ્ટ્રીયતાનું પલ્લવન સત્તર-અઢાર વરસ પરનાં ઉર્દૂવિરોધી આંદોલનથી શરૂ થયું હતું.

એ આંદોલનને સૂચક વળાંકની ગરજ જરૂર સારી હશે, પણ પૂર્વ-પશ્ચિમ પાકિસ્તાન વચ્ચેનો મનભેદ તો એથીયે પુરાણો છે. છેક જાન્યુઆરી '૪૮માં લશ્કરી કામગીરીસર અય્યૂબખાંની નિમણૂક પૂર્વ પાંખમાં થઈ ત્યારનો એમનો અનુભવ આ જુદાપણાનો જ હતો એમ એમની આત્મકથા 'Friends, Not Masters' જોતાં સમજાય છે. ઇન્ડોનેશિયા ખાતે પાક- એલચીની હેસિયતથી કામ કરી ચૂકેલા ચૌધરી ખલિક-ઉઝ્‌ઝમાંને 'Pathways of Pakistan'માં તો એમ કહ્યું છે કે પૂર્વ બંગાળ સ્વતંત્ર રાજ્યને બદલે પશ્ચિમ પાકિસ્તાનના સંસ્થાન જેવી હાલતમાં મુકાઈ ગયું એમાં જ. ઝીણાનાં કરતૂતોનો ફાળો ઓછો નથી. આ તબક્કે કદાચ એ હકીકત લક્ષમાં લેવી જોઈએ કે મુસ્લિમ લીગે લાહોર અધિવેશનમાં (માર્ચ ૧૯૪૦) ઠરાવ્યા પ્રમાણે પાકિસ્તાન એ સમૂહતંત્ર કરતાંયે વધુ તો 'જૂથ' જેવું હશે, જેમાં મુસ્લિમ બહુમતીનાં સ્વતંત્ર સાર્વભૌમ રાજ્યોનો સમાવેશ થતો હશે. આ ઠરાવને અફસોસ સાથે યાદ કરીને જમાત-ઇ-ઇસ્લામીનું 'રેડિયન્સ' (૧૧ એપ્રિલ) લખે છે: 'વિધિની વક્રતા તો જુઓ — જન્મગીત પોતે જ શોકપ્રશસ્તિ જેવું બની રહે છે!' જુદાં જુદાં રાજ્યોના જૂથ સ્વરૂપે પાકિસ્તાનની કલ્પના કરવી પડી એ ઘટના ઇસ્લામ-આધારિત એક-રાષ્ટ્રીયતાની બુનિયાદ કેવી કાચી છે તે સૂચવે છે. શેખ મુજિબ તે ભાશાની આ વાત રહી રહીને સમજ્યા? હા, રહી રહીને;

કેમ કે, ૧૯૪૭ સુધી તો બંગાળી મુસ્લિમ પોતાની વ્યક્તિતા બંગાળી હિન્દુ કરતાં કેવી તો જુદી પડે છે એ સિદ્ધ કરવાની મથામણમાં હતો. એમાં વ્યસ્ત રહેવાને કારણે અન્યપ્રાંતીય સાધર્મિકો અને પોતાની વચ્ચેનું એથીયે મોટું અંતર એ પામી શક્યો નહિ. વિભાજન પછીના ગાળામાં એને આ અંતરનો અંદાજ આવ્યો. (હમણાં ત્યાં લોકપ્રિય થયેલા એક કાવ્યસંગ્રહનું નામ છે 'ઉત્તરાધિકાર') પાકિસ્તાની-શાસક વર્ગની અણસમજે અને શોષણે આ અંતરને ઓર વકરાવ્યું. એનું પરિણામ તે સ્વાયત્તતાની અસલ માગને પણ અતિક્રમતી ને રાષ્ટ્રીયતાની કક્ષાને આંબતી અભિવ્યક્તિ — બલ્કે વિસ્ફોટ.

ચૂંટણી-પરિણામોએ મુજિબ અને અવામી લીગને જ્વલંત બહુમતી બક્ષી તે પછી ઓછામાં ઓછું પૂર્વ પાકિસ્તાન પૂરતી તો યાહ્યા-ભુટ્ટો બંનેને માટે લોકસ્વીકૃતિની તરફ ભેંય સુધ્ધાં રહેતી નથી. આરંભિક અવઢવને પરહરીને, એક તબક્કે તો, ખુદ યાહ્યાખાંએ જ મુજિબને 'ભાવિ વડા પ્રધાન'ના સંબોધનથી એટલે જ નવાજ્યા પણ હતા. બાંગલા દેશના ઊકળતા ચરુ વિષે વિચારતી વેળાએ શું પડોશના દેશો કે શું મહાસત્તાઓ સૌએ મુજિબ હકૂમતના લોકસંમત ઔચિત્યને લક્ષમાં લેવું ઘટે. પેકિંગ તરફી વલણ માટે જાણીતા ભાશાનીને જે સાફ વરતાયું તે જોતાંની પેકિંગની ના આ સંદર્ભમાં તરત ધ્યાન ખેંચે છે. (કહે છે કે માઓએ એક વાર લીન પિયાઓને પૂછ્યું હતું: 'જનરલ, આ "જનરલ" ઇલેક્શન કોણ છે? ક્યા યુદ્ધમાં એમણે ભાગ લીધેલો?')

પેકિંગની ૩૫ મીઓથી ૩૫૯ થઈ, પણ એનો આગોતરો અણસાર આપણે ત્યાંના માર્ક્સવાદી-લેનિનવાદી પત્ર 'દેશવ્રતી'એ આપી જ દીધો હતો — મુજિબને શાહીવાદના હાથા તરીકે ઓળખાવીને. ક્યો એ શાહીવાદ ને ક્યાં એનાં ધામ એવો મૂંઝવતો સવાલ ચીનને ન પૂછીએ પણ એટલું જરૂર કહીએ કે ખરેખર તો યાહ્યા-ભુટ્ટો જોડી જેનું પ્રતિનિધિત્વ કરે છે તે શાહીવાદના હાથા બનવાની મુજિબની સાફ ના આ વિસ્ફોટના મૂળમાં રહેલી છે. પણ સામ્યવાદી

ચીનને તો એના પોતાના કારણુસર જોતાં છતાં નહિ જોવાની ઉષ્ટ્રનીતિ ઠીક ફાવતી આવે છે — નહિતર તો 'રાષ્ટ્રીય સ્વાધીનતા સંઘર્ષ'ને સમર્થનની નીતિને ન્યાયે કમ્બોડિયાના નોરોડમની જેમ જ મુજિબનેય પેકિંગે પોખવા જોઈતા'તા. ના, ચીન ઉત્સુક નથી : એને જે જોવું છે તે બરાબર દેખાય છે... વિઘટન પછીનું પાકિસ્તાન હિન્દને ભારી પજવણી કરી શકે નહિ ને? ચીનને એ કેમ ગમે! ૧૯૬૫ના બનાવોમાં એણે 'ચઢ જા બચ્ચા'ની અદાથી જુસ્સો નહોતો દાખવ્યો! જોકે એ બોલ્યું તેટલું સક્રિય નહોતું થયું — ઇજિપ્ત-ઇઝરાયલ-સંઘર્ષમાં રૂસે કર્યું હતું એમ જ! ગમે તેમ પણ અમે રહ્યાં એકગોત્રી.

જોકે હાલના બનાવોમાં સોવિયેત રૂસની એકંદરે રૂખ ઠીક ઠીક સાફ ને સરાહના લાયક રહી છે. યાહ્યાખાંએ રૂસના દિલોદિમાગમાં વિશ્વસનીયતાને અંગે જે આશંકા ને અવકાશ ઊભાં કર્યાં છે તેને કારણે રૂસને સ્પષ્ટ નિર્ણય પર આવવું સહેલું પડ્યું હશે. તાશ્કંદ સમજૂતીની ભાવનાનો પાક. દ્રોહ — ને એથીયે વિશેષ તો ઈરાન-અફઘાનિસ્તાન-હિન્દ-પાક-રૂસ આર્થિક સંબંધો વિકસાવવાની કોસિગિનની અપીલને અનૌપચારિક સ્તરે સમર્થન આપ્યા પછી વિધિવત્ દરખાસ્ત વખતે યાહ્યાખાં ફરી ગયા હતા એ કોસિગિન ભૂલી શકે તેમ નથી. આમેય રૂસના હાકેમોને તો છેક સ્તાલિનના વારાથી પાકિસ્તાનની હસ્તી 'બેઢંગ ને ઉટપટાંગ' લાગતી આવી છે અને એમને મન એ પશ્ચિમી મહાસત્તાઓની સ્વસ્થાનલક્ષી સરજત જેવું જ રહ્યું છે. તાજેતરનાં વર્ષોમાં ભૂ-રાજકીય ગણતરીઓથી રશિયા પાકિસ્તાન તરફ કંઈક ઝૂકતું થયું હતું. એમાં હવે ઓટ ન આવે તોય એ ઝુકાવ વધશે તો નહિ જ. રૂસી પ્રમુખે પોડગોર્નીએ એપ્રિલની ત્રીજી તારીખે પૂર્વ બંગાળમાંના નૃશંસ હત્યાકાંડને રોકવાની સીધી અપીલ પાકિસ્તાનને કરી એ સૂચક છે. આ અપીલ માનવ અધિકારોનો હવાલો આપીને મુજિબના સંસદીય વિજયનો સ્વીકાર કરવા સૂચવે છે; મુજિબની જિંદગી ભયમાં ન મુકાય તે જોવાની જવાબદારી ઢાકાના લશ્કરી શાસનની છે એમ પણ કહે છે અને સમગ્ર પરિસ્થિતિનો હલ લશ્કરી નહિ પણ રાજકીય હોઈ શકે એ વાત પર એનો ખાસ ભાર છે:

અને અમેરિકા? ભારતસ્થિત અમેરિકી રાજદૂત કીટિંગે કબૂલ્યું તો ખરું કે પૂર્વ બંગાળના બનાવો પાકિસ્તાનની આંતરિક બાબત નથી. પણ આ વિધાનના બધાયે સૂચિતાર્થોને વશ વર્તતી અમેરિકી નીતિ હજુ તો જોજનો દૂર દીસે છે. અમેરિકાએ એની 'અચ્છી' આભા વિષે પુનર્વિચાર કરવાનો વખત ક્યારનોયે પાકી ગયેલો છે એનું એક વધુ ઉદાહરણ બાંગલા દેશ પૂરું પાડે તો નવાઈ નહિ. સંઘર્ષ છેડાયો એ અરસામાં 'વૉશિંગ્ટન પોસ્ટ'માં સેલિગ હેરિસને પાકિસ્તાનના એક કાળના વડા પ્રધાન સુહરાવર્દીના ઉદ્‌ગારો ટાંક્યા હતા: 'અમેરિકા સામ્યવાદને ખાળવા સારુ પાકિસ્તાનને જે મદદ આપે છે તે છેવટે તો હિન્દને ત્રાસ પમાડવામાં ને અમને પૂર્વ બંગાળીઓને જેર કરવામાં જ વપરાવાની છે.' સામ્યવાદ સામેની કે બિનલોકશાહી બળો સામેની એશિયાઈ કિલ્લેબંધી તો ત્યાં પાંગરતી નરવી રાષ્ટ્રીયતાઓના જોર પર જ ઊભી થઈ શકે.

સમગ્ર પરિસ્થિતિમાં ભારતનું ઉત્તરદાયિત્વ ઘણું મોટું છે એ વિષે ભાગ્યે જ બે મત હોય. બાંગલા દેશને માન્યતા આપવાની હદે જવું પડે — અથવા એ અંગે પહેલ કરીને ત્યાંની લોકલડતને પશ્ચિમ બંગાળને મોરચેથી સક્રિય સહાયરૂપ પણ થવું પડે. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં માન્યતાનો પ્રશ્ન હંમેશાં નાજુક ને નિર્ણાયક રહ્યો છે. અલ્જિરિયાને ફ્રાન્સે માન્યતા આપી ત્યાર પછી જ આપણે એ રસ્તે વળ્યા, અને મોડા પડ્યા બદલ બોલામણું અનુભવી એ વધારાનાં. બ્રિટન અને અમેરિકાએ સ્વાધીન ફ્રેન્ચ સરકારને માન્યતા ન બક્ષી હોત તો બીજા વિશ્વયુદ્ધ પછી આ સદીના પ્રતિભાશાળી રાજપુરુષ લેખે દ'ગોલનો ને નોંધપાત્ર સત્તા રૂપે ફ્રાન્સનો ઉદય કદાચ 'શક્ય' જ ન બન્યો હોત: સંઘળી

પશ્ચિમી સત્તાઓની ખફગી વહોરી લઈને આપણે માઓના ચીનને સ્વીકારી શક્યા હતા તો હવે સંકોચ શીદને? સામ્યવાદી પૂર્વ જર્મનીને આપણે માન્યતા નથી આપી? જે સ્વતઃ કોઈ સાર્વભૌમ રાજ્ય જ નથી તે આરબ લીગને પણ આપણે ત્યાં તો રાજકીય દરજ્જો અપાઈ ચૂક્યો છે. માન્યતા આપીને—કે આપ્યા વગર પણ—આપણે સમેળા અતિસક્રિય થવું રહ્યું; નહિતર તો પૂર્વ બંગાળ આંતરવિગ્રહમાંથી ઊંચું જ નહિ આવે અને વિયેટ-નામની જેમ તે ચિરસંઘર્ષભૂમિ બની રહેશે. ભારતીય નેતૃત્વની અનિર્ણીતતા, આમ, બાંગલા સ્વાધીનતાને માટે છેવલેણ પુરવાર થશે.

પણ બાંગલા દેશ પરત્વે ભારતની નિસબત માત્ર માન્યતાના મુદ્દા આગળ અટકી જતી નથી. બંને પ્રદેશોનો વારસો, છેવટે તો, સહિયારો છે એટલે કેટલાક ખાસ સવાલો ઊભા થાય છે. જેમ કે, યાહ્યાશાહી અને ભારતીય મુસ્લિમ. આ અકસ્માત બનાવથી ઉશ્કેરાઈ ઊઠતો ભારતીય મુસ્લિમ યાહ્યા-ખાંના વલણની સામે તત્કાળ કેમ બોલી શકતો નથી? એ અંગે એકાદ હમીદ દલવાઈ કે એકાદ છાગલાનો એકલો અટૂલો જ અવાજ આપણે સદૈવ સાંભળ્યા કરવાનો છે? એ સિવાયના જે અવાજો સંભળાય છે તેમ તે ખાસા અવનવા કહી શકાય એવા. જામિયા મિલિયાના એક અધ્યાપકે કહ્યું કે પાકિસ્તાન એક રાષ્ટ્ર તરીકે તૂટી રહ્યું છે, કારણ ત્યાંની પ્રજા અને નેતાઓ ઇસ્લામની દુહાઈ દે છે પણ એમણે તાદાત્મ્ય સાધ્યું છે દિલ્હીના મુઘલો સાથે—નહિ કે શુદ્ધ ઇસ્લામના સુવર્ણકાળના પેલા ખલીફાઓ સાથે. આપણા એક મુસ્લિમ અખબારને વળી અય્યૂબખાં યાદ આવી ગયા: તેઓ હોત તો પહોંચી વળાત! કેમ જાણે, યાહ્યાખાંની દમનશક્તિ ઓછી ન હોય?... ખેર, એમ તો, ભારતીય રાજદૂતની હેસિયતથી વિદેશવાસ કરી ચૂકેલા પ્રા. હુમાયુનો પણ વિરોધસૂર સંભળાયો હતો. ખરો: પાક. વલણ બિનઇસ્લામી છે! એટલે કે, આ દેશના મુસ્લિમને અપીલ તો જ થઈ શકે, જો એ ઇસ્લામને નામે હોય. ક્વચિત્ ખિલાફત, ક્વચિત્ ઉમ્માત. બાંગલા દેશના મુક્તિ આંદોલને ફરી એક વાર એ વાત તરફ ધ્યાન ખેંચ્યું છે કે રાષ્ટ્રભાવ ઘણી વાતે સૂક્ષ્મ ને અકળ હોય છે અને એના ઉન્મેષો પ્રદેશગત, તેમ ધર્મ-અને-સંસ્કૃતિગત પણ હોય છે. તજ્જન્ય સઘળી દ્વિધાઓ ભારતીય મુસ્લિમમાં મૂર્ત થયેલી અત્યારે તો જોવા મળે છે.

અને આવી જ સંદિગ્ધતા કે દ્વિધા, કેટલેક અંશે, જનસંઘ દ્વારા વ્યક્ત થતા હિન્દુમાનસમાં પણ અનુભવાય છે. આ નોંધ પ્રગટ થશે ત્યાં સુધીમાં તો જનસંઘ સ્વાધીન બાંગલા દેશને માન્યતા આપવાની માગણી માટે કંઈ કેટલાંય સભા-સરઘસ યોજી ચૂક્યો હશે. થાય છે કે અખંડ ભારતની માગ અને સ્વતંત્ર બાંગલા દેશ વચ્ચે કોઈ કહેતા કોઈ વાતે મેળ ખરો! કે પછી, પાકિસ્તાનના વિઘટનના વાવડે મધોક હરખ-પદુડા થઈ ગયા છે? ઇસ્લામ-આધારિત એક રાષ્ટ્રીયતા પાકિસ્તાનનાં બે અંગો વચ્ચે શક્ય ન બની એટલા-માત્રથી રાષ્ટ્રવાદને લગતી જનસંઘની વૈચારિક બુનિયાદ અણિશુદ્ધ પુરવાર થઈ શકે નહિ. કેમ કે એ જ પ્રમાણે હિન્દુત્વ આધારિત રાષ્ટ્રીયતા પણ વિવાદાસ્પદ હોઈ શકે. હિન્દુત્વ—અને કેવળ હિન્દુત્વ જ રાષ્ટ્રીય-તાનો આધાર હોય તો નેપાળ અને ભારત જુદાં જુદાં રાષ્ટ્રો શા માટે? ધારો કે નેપાળ, પોતાને હિન્દુ રાજ્ય તરીકે ઓળખાવતું નેપાળ, સંસારનું એકમાત્ર હિન્દુ રાજ્ય નેપાળ દિલ્હી પર હલ્લો કરે તો! અલબત્ત, મધોક મુકાબલો કરશે જ. આ કિસ્સામાં એમનો રાષ્ટ્રવાદ ધાર્મિક-સાંસ્કૃતિકને બદલે પ્રદેશગત અધિષ્ઠાન પરથી વિશેષે કરીને નથી પ્રક્ષેપાતો?

કોઈ કોઈ ખૂણેથી એવી દહેશત રજૂ થાય છે કે કેન્દ્રને હારતા-પડકારતા ઢાકાનું ઉદાહરણ ભારતીય અખંડિતતાને વિઘાતક નીવડશે. આ ભીતિ મહદંશે અકારણ લાગે છે. કાશ્મીર કે મદ્રાસને ગમે તેટલી ફરિયાદો હોય તોપણ ઢાકાની જેમ સંસ્થાનવત્ ઓશિયાળો અવતાર તો એમને લમણે લખાયેલો નથી જ. લોકશાહીને સહજ ને સાનુરૂપ શૈલીએ કેન્દ્ર ને રાજ્યો વચ્ચે આપલેની ઘણી મોટી ગુંજાયેશ

આપણે ત્યાં છે. મદ્રાસના દ્રમુકનો જ સત્તાપ્રાપ્તિ પહેલાંનો ને પછીનો મિજાજફેર જોતાં આ વાત સમજાશે. (અન્નાદુરાઈ વિદેશયાત્રાએ સંચર્યા ત્યારે વડા પ્રધાન ઇન્દિરાજીને સામે ચાલીને મળેલા: આપણી વિદેશનીતિ વિષે પૃચ્છા થયેથી મારે શું કહેવું?)

આ નોંધ લખાઈ રહી છે ત્યારે બાંગલા આંદોલન હવે કેવો વળાંક લેશે એને અંગે તરેહવાર અટકળો ચાલી રહી છે. સંભવ છે, કોઈને પૂર્વ બંગાળની પરિસ્થિતિ જોતાં ભારતીય ઉપખંડ પર 'ક્યુબા' આકાર લેશે એવો અંદેશો જાગતો હોય. એ બંને વચ્ચે દેખીનું સામ્ય છે પણ ખરું: કાસ્ટ્રોની લડત બાતિસ્તાની જોહુકમી સામે હતી, અહીં યાહ્યાખાંની તાનાશાહી છે. પણ ક્યુબામાં બન્યું તો એવું કે સરવાળે ત્યાં નવી સરમુખત્યારી સ્થપાઈને રહી. કાસ્ટ્રોએ પોતે કહ્યું છે કે મેં 'શરૂઆત તો કરી'તી માર્ક્સવાદ-લેનિનવાદ સામેના પૂર્વગ્રહો સાથે, પણ પછી...' બાંગલા દેશમાં નહિ બને એની શી ખાતરી? મોટી ખાતરી તો બંને આંદોલન વચ્ચે ગુણાત્મક સ્વરૂપભેદ છે, તે. લેટિન અમેરિકામાં થયેલા વિપ્લવી પ્રયાસોમાં જૂજ લોકોની સંગઠિત સાંકળ કામ કરતી જણાય છે. લડત લોક માટેની ખરી, પણ લોકલડત નહિ. લડતમાં સક્રિય હિસ્સેદારી ગણતર લોકોની. અને પરિણામે સત્તાન્તર થયેથી સત્તામાંય લોકનું નામ નહિ. એ અને દેશની તો સ્થાપના જ એ કે એક વાર બાગીલોકને યારી મળવા દો—પછી સમાજપરિવર્તનનાં વૈચારિક મૂલ્યો ફોળશે અને લોક એની આસપાસ સંગઠિત પણ થશે. બોલિવિયામાં ચેએ એવી કોશિશ કરી જોઈ. એમને કામિયાબી ન મળી. એથી ઊલટું, મુજિબની લડતનાં મંડાણ અહિંસક અસહયોગના એટલા બ્યાપક પાયા પર થયેલાં છે કે આજે તો એમાં લોકહિસ્સેદારીનું પ્રમાણ ગજબનું છે. '૪૭ પૂર્વે ગાંધી-પ્રેરી લડતોમાં મુસ્લિમ બહુજનસમાજ સરવાળે ઓછો જોડાયેલો એનું પરિણામ એ આવ્યું કે એને જાહેર જીવનમાં પ્રજાકીય હિસ્સેદારીની તાલીમ ન મળી. તેથી જ તો પાકિસ્તાનમાં લોકશાહી પરંપરાને કાયમ થતાં આટલી મુશ્કેલી નડી છે. પણ પૂર્વ બંગાળે હવે પ્રજાકીય સક્રિયતા ને સહભાગિતાનો અનુભવ લીધો છે એટલે લેટિન અમેરિકન નમૂનામાં જોવા મળે છે તેવી મર્યાદિત બલકે અતિનિયંત્રિત સત્તા-ભાગીદારીની સ્થિતિ ત્યાં સરજાવાની વકી કે ધારતી ઓછી છે.

પણ બાહ્ય સહાયના અભાવે મૂઠીભર સૈનિકોના ભરોસે જ બાંગલા દેશ મુકાઈ જાય અને લોકલડતનું ફલક અતિસીમિત થઈ જાય તો ક્યુબાનું સ્મરણ સુસંગત લાગવા પણ માંડે—અને એવું ન બને એ ચિંતાથી જ ભારત આદિ સત્તાઓની જવાબદારીનો પલાકો શરૂ થઈ જાય છે... પ્રકાશ **ન. શાહ**

## 'ગુણાત્મક' વળાંક

લોકશાહીના વિકાસનું એક લક્ષણ એ છે કે મતદારો નાતજાત, ધર્મ-સંપ્રદાય, પ્રદેશ અને ભાષા જેવા સંકુચિત વાડાઓથી પર થઈને, પોતપોતાના વાડાઓના પ્રતિનિધિત્વની સંકુચિતતામાંથી બહાર આવીને, રાષ્ટ્રીય સ્તરના પક્ષોમાંથી ગમે તે એકને માટે પોતાની પસંદગી પ્રગટ કરે. આરંભમાં આ પસંદગી પાછળ સંકુચિત હિતરક્ષાની દૃષ્ટિ હોય, તોય એક વાર સંકુચિત વાડાબંધીથી બહાર નીકળવાની પ્રક્રિયા જ લોકશાહીને પોષક બને છે.

આપણે ત્યાંના પાટીદાર, ગરાસિયા, હરિજન અને મુસ્લિમ મતદારોનું દૃષ્ટાંત લઈએ. સ્વરાજ મળ્યા પછી અખંડ કોંગ્રેસ આ બધા સમૂહોના

મત મેળવવા માટે જે-તે નાતજાત કોમના ઉમેદવારને પસંદ કરતી; અને જે-તે નાતજાત-કોમના મતદારો કોંગ્રેસને મત આપતા પણ રહ્યા.

એક પરિણામ એ આવ્યું કે રાષ્ટ્રીય લડતનાં વરસો દરમ્યાન આ સંકુચિત વાડાઓ ઠીક ઠીક પ્રમાણમાં તૂટીને રાષ્ટ્રીય સ્તરની વફાદારી તરફ વળ્યા હતા, તે વળી પાછા સંકુચિત વફાદારી તરફ પાછા ફરતા દેખાયા. કેમ જાણે, નાત-જાતવાદ, કોમ-સંપ્રદાયવાદ, પ્રદેશ-ભાષાવાદ, કોંગ્રેસના સત્તાવાદી રાજકારણને પ્રતાપે, પાંગરતો થયો.

લોકશાહી મતદાનનો બીજો તબક્કો ૧૯૬૭થી શરૂ થયો. બિનકોંગ્રેસી પક્ષો જોરમાં આવતા થયા તેમ તેમ એક જ નાતજાત-કોમ-ભાષાના ઉમેદવારો સામસામી છાવણીમાં વહેંચાતા થયા. પરિણામે જે-તે વાડાનાં મતો પણ વહેંચાતા થયા; ઇજારાશાહી સામૂહિક મતદાનમાં ગાબડાં પડ્યાં. જોકે, હજી પોતાના સંકુચિત વાડાનો આગ્રહ જારી હતો. તેથી કોંગ્રેસ અને બિનકોંગ્રેસી પક્ષો મતો મેળવવાની ગણતરીએ નાતજાત-કોમ-ભાષાવાર ઉમેદવારો ઊભા કરતા રહ્યા. પરંતુ, હવે એક જ જૂથ-વાડાના ઉમેદવારો સામસામી છાવણીમાં એટલી હદે વહેંચાઈ રહ્યા હતા કે મૂળ સંકુચિત હિતની રક્ષા કરવાનો સવાલ અનેક હાથોમાં અટવાઈ ગયો હતો.

૧૯૭૧ની ચૂંટણી દરમ્યાન આનાથી પણ એક ડગલું આગળ મંડાયું છે. ઇન્દિરાજીના પક્ષે આદિવાસીઓ, હરિજનો, મુસ્લિમો વગેરે વિશિષ્ટ સમૂહોના મત મેળવવા માટેય, જે-તે સમૂહના ઉમેદવારોને ઊભા રાખવાનો આગ્રહ સ્વીકાર્યો નહિ. કેટલેક સ્થળે તો આ સમૂહોમાંથી કેટલાક ઉમેદવારો ઇન્દિરાજીના વિરોધમાં ઊભા રહ્યા; અથવા મુસ્લિમ સંસ્થાઓએ પોતાના કોમી પ્રતિનિધિઓ ઊભા કર્યા. આમ છતાં, આ સમૂહોએ મોટા પ્રમાણમાં પોતાના વાડાના પ્રતિનિધિ—ઉમેદવારને મત આપવાને બદલે ઇન્દિરાજીના પ્રતિનિધિને જિતાડવાનું વધુ પસંદ કર્યું. અલબત્ત, એવી શ્રદ્ધાએ કે ઇન્દિરાજી જ એમનાં વિભાગીય હિતોની રક્ષા કરશે. ઇન્દિરાજીએ પણ ગરીબો, દલિતો અને લઘુમતીઓને (ખાસ કરીને મુસ્લિમોનો નામ-નિર્દેશ કરીને) એવું આશ્વાસન આપ્યું હતું.

લોકશાહીના ક્રમિક વિકાસની દૃષ્ટિએ આ પગલું આગળનાં પગલાંની સરખામણીએ એક નવું કદમ ગણાય. સંકુચિત હિતો પોતાના પ્રતિનિધિઓને બદલે રાષ્ટ્રીય સ્તરના પક્ષ માટે પોતાની વફાદારી પ્રગટ કરે એ હકીકત પોતે જ નવા વળાંકના આરંભરૂપ ગણાય. તેમાંય, મુસ્લિમોના વિશાળ સમૂહોએ મુ. લીગ, જમાતે ઇસ્લામી વગેરે સંસ્થાઓના મુસ્લિમ ઉમેદવારોને બાજુ પર હડસેલી દઈને ઇન્દિરાજીના બિન-મુસ્લિમ ઉમેદવારોને મતદાન કર્યું એ ઘટના મહત્ત્વની છે. ભલેને પોતાનાં કોમી હિતોની રક્ષાની આશાએ તેમ કર્યું હોય, પરંતુ મુસ્લિમ સમૂહો રાષ્ટ્રીય સ્તરે બિનમુસ્લિમોને પોતાના હિતરક્ષક તરીકે સ્વીકારતા થાય એ જ લોકશાહી વિકાસની દૃષ્ટિએ એક ગુણાત્મક વળાંક છે.

બને કે આને પરિણામે શાસક પક્ષ પોતાનો લાભ લઈને એવી રીતે વર્તે કે જેથી આ ગુણાત્મક પરિવર્તનની પ્રક્રિયા વળી પાછી રૂંધાય. (જોકે, આવું બનશે જ એમ માની લેવાની જરૂર નથી.) ગમે તેમ પણ, એમ બને તોય આ વળાંકનું મૂલ્ય બદલાતું નથી.

ભોગીલાલ ગાંધી

**ભૂલ-સુધાર**

આ અંકમાં પ્રકાશિત વાર્તા 'ઇચ્છાનું' મૂલ્ય'માં પૃ. ૧૭૪ પર પહેલા કૉલમમાં ઉપરથી છઠ્ઠી લીટીમાં 'ડાળી પર'ને બદલે 'છાબડીમાં' વાંચવું એમ અનુવાદકે સૂચવ્યું છે.

—સં.



બંગબંધુ મુજિબુર રહેમાન

"ભલે લશ્કર આવે અને મને પકડી જાય. તમે તમારી સગી આંખે જ જુઓ—મેં કોઈ અંગરક્ષક રોકયો નથી. તેઓ બધી જ બંદૂકો રાખીને બેઠા છે. તેઓ મને મારી નાખી શકશે, મારા કુટુંબની પણ કતલ કરી શકશે, પણ તેઓ યાદ રાખશે કે તેઓ કદી બંગાળના લાખો-કરોડો લોકોના આત્માને કચડી શકવાના નથી. લોકો મારી પાછળ છે અને તેઓ પોતાના અધિકારો માટે પ્રાણની આહુતિ આપવા તૈયાર છે. તેમણે એ બતાવી પણ આપ્યું છે. બંગાળના લોકોને લશ્કરની તોપો કદી ખામોશ કરી નહિ શકે."

❀

"હું મારી પ્રજાનો ઉદ્ધાર ઇચ્છું છું. મેં મારા ભાષણોમાં સ્વાતંત્ર્યની તો વાત પણ કરી નહોતી—પણ સ્વાતંત્ર્યની માગણી અમારા મોઢામાં તેમણે જ મૂકાવી. ભારત પર અંગ્રેજોનું રાજ હતું ત્યારેય આવું થયું નથી. અમારી ધરતીનાં ફળો તે લણી ગયા. પણ આવા કરવેરા અમારી ઉપર તેમણે નાખ્યા નહોતા. અત્યારે તો પશ્ચિમ પાકિસ્તાન બંગાળને સંસ્થાન ગણીને તેની સાથે વર્તી રહ્યું છે.

"અમારા પણ જન્મસિદ્ધ અધિકારો છે અને અમારી ચૂંટણીનાં પરિણામો તેની ઉપર જ ભાર મૂકે છે. તાજેતરમાં ભારતમાં ચૂંટણી પછી થોડાક દિવસમાં જ શ્રીમતી ગાંધીને વડાપ્રધાન તરીકે સોગંદ લેવરાવવામાં આવ્યા, મારી ચૂંટણી-ગયા વર્ષે થઈ હોવા છતાં હું સોગંદવિધિની રાહ જોતો ઊભો છું!

"આમ તો હું આશાવાદી છું—શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ બને તેવું ઇચ્છું છું, પણ ખરાબમાં ખરાબ બને તો તેના માટે હું તૈયાર છું."

—શેખ મુજિબુર રહેમાન

## ભારતની પ્રજા તત્કાલ શી સહાય કરે ?

ભારતની બાંગલા દેશ સહાયક સમિતિએ બાંગલા દેશને ભારતની પ્રજા તત્કાલ કેવી રીતે સહાયરૂપ બની શકે તેનાં સૂચનો કર્યાં છે :

* બાળકો અને વૃદ્ધો તથા બિમારો માટે દૂધપાઉડર
* પ્રજાજનો માટે કપડાં
* રોગચાળા સામે રક્ષા રૂપેના ઔષધો
* ઉપરાંત ભારતની — પશ્ચિમ બંગાળ અને આસામ તથા ત્રિપુરાની — સરહદ પર 'મોબાઈલ હોસ્પિટલ'નાં

[illegible] કરવાનાં [illegible] રેડક્રોસ સોસાયટી તથા સેંટ જોન એમ્બ્યુલન્સ બ્રિગેડની પશ્ચિમ બંગાળની

# માન્યતા આપીએ

"ઇતિહાસની મારી સમજ અને આંતરરાષ્ટ્રીય મામલાઓનું મારું જ્ઞાન મને કહી જાય છે કે બાંગલા દેશને તત્કાળ માન્યતા આપવાથી કોઈ પણ આંતરરાષ્ટ્રીય કાનૂનનો ભંગ નહીં થાય...શેખ મુજિબુર રહેમાનની સરકારનું ઔચિત્ય ( લેજિટિમસી ) એક સિદ્ધ થઈ ચૂકેલું તથ્ય છે. સામ્યવાદી દેશોને બાદ કરો તો મુક્ત ચૂંટણીમાં શેખની અવામી લીગે મેળવેલા લગભગ સંપૂર્ણ વિજય જેવો બીજો દાખલો શોધ્યો જડે તેમ નથી. લોકશાહીના દૃષ્ટિકોણથી જોતાં પ્રમુખ યાહ્યાખાનના લશ્કરી રાજ કરતાં શેખ મુજિબુર રહેમાનની સરકાર ઘણું વધારે ઔચિત્ય ધરાવે છે."

× × × × "બીજી વજનદાર હકીકત એ છે કે પાકિસ્તાનની પૂર્વ પાંખ પશ્ચિમથી સદાને માટે જુદી પડી ગઈ છે. ગમે તેટલો નરસંહાર કે ત્રાસ ને જુલમ એ હકીકતને બદલી શકે એમ નથી

"એશિયા-આફ્રિકાના ત્રીજા વિશ્વની ક્રાંતિની અને લોક-અધિકારની વાત કરતા દેશોની આ કસોટી છે. એક સરમુખત્યારની ઇચ્છા આગળ ઝૂકી પડીને તેઓ જો તટસ્થ રહી લોકક્રાંતિના આ મહાન હરણને લશ્કરી નેતાઓની એડી તળે કચરાઈ જતું જોઈ રહેશે તો તે ઇતિહાસની એક જબ્બર કરુણાંતિકા નહિ થાય ?

"સંકલ્પ અને સહાનુભૂતિની માત્ર શાબ્દિક અભિવ્યક્તિથી હવે કોઈ ઉપયોગી હેતુ નહીં સરે તે સમજી લેવાનો સમય આવી ગયો છે. રાહત અને દાક્તરી મદદ સિવાય એ પણ પાકું કરવું જરૂરી છે કે બાંગલા દેશનો મુક્તિ-સંઘર્ષ પ પાક ફોજને હાથે કચરાઈ ન જાય. હવે જરાક વધુ વિલંબ કર્યા વિના તે માટેની તમામ જરૂરી મદદ પૂરી પાડવી જોઈએ, એ મદદ કેવી હોય, સક્રિય સહાયનું નક્કર રૂપ કેવું હોય તેનો નિર્ણય સરકાર પર છોડી દેવો જ સારો."

૩૧-૩-૭૧] — જયપ્રકાશ નારાયણ

"મારા અભિપ્રાય પ્રમાણે બંગલા દેશ કાયદેસર અને બંધારણીય રીતે રચાયેલી સરકાર છે.... માન્યતા આપવામાં બીજા દેશો પહેલ કરે તે અગાઉ આપણે પગલું ભરવું જોઈએ."

૫-૪-૭૧] — એમ. સી. ચાગલા

ભારતે પોતાના હિતમાં બંગલા દેશને રાજનયિક [ડિપ્લોમેટિક] માન્યતા આપવી જોઈએ. માન્યતા આપવામાં થતો વિલંબ કરીને ભારત પાકિસ્તાની સેનાઓને આસામની નીચે એકઠી થવા દે છે એટલું જ નહીં, બહારની તાકતો-ને હસ્તક્ષેપ કરવાની તક આપે છે. પરિણામે પૂર્વ બંગાળ બીજું વિયેતનામ બની રહેશે.

૩૦-૩-૭૧] — વી. કે. કૃષ્ણમેનન

## સ્વીકૃતિનાં પ્રમાણો

આંતરરાષ્ટ્રીય કાનૂન અનુસાર:
✽ આંતરરાષ્ટ્રીય વ્યક્તિ [પરસન] નો ઉદય થયો ત્યારે જ સ્વીકારાય કે જ્યારે [અ] એની સરકાર હોય, [બ] મોટાભાગના પ્રદેશ ઉપર એનું પ્રભુત્વ હોય, [ક] એને જનતાના બહુમતનું સમર્થન હોય [ડ] આંતરરાષ્ટ્રીય સંધિ કરવાની ક્ષમતા હોય, [ઈ] સંયુક્ત રાષ્ટ્રસંઘના સભ્ય માટેની લાયકાત હોય.

✽ બંગલા દેશે પોતાનું સાર્વભૌમ પ્રજાસત્તાક જાહેર કરી દીધું છે. અને મોટાભાગનો પ્રદેશ એના પ્રભુત્વમાં છે. તથા પ્રજાની પ્રચંડ બહુમતી—બંગસેના અને ન્યાયતંત્ર સુધ્ધાં—તેની વફાદારી ધરાવે છે.



# પાકિસ્તાન : બંગલા દેશ

### [ વિષમતાની કહાણી : બોલતા આંકડા ]

|  | પ. પાકિસ્તાન | પૂર્વ પાકિસ્તાન [બંગાળ] |
|---|---|---|
| ક્ષેત્રફળ (ચોરસ માઇલ) | ૩,૧૦,૩૭૬ | ૫૫,૧૨૭ |
| ખેતીમાં ભૂમિ (કુલના ટકા) | ૨૫.૫ | ૬૩.૬ |
| વસ્તી (૧૯૬૯–૭૦) | ૬ કરોડ ૧ લાખ | ૭ કરોડ ૧ લાખ |
| ભૂમિહીન | ૧.૫ કરોડ | ૨.૨૫ કરોડ |
| વિકાસ ખર્ચ | ૬૦૦૦ કરોડ | ૩૦૦ કરોડ |
| વિકાસનો દર — ૧૯૬૪–૭૦ | ૬ ટકા | ૪ ટકા |
| રાષ્ટ્રીય ઉત્પાદન | ૫૧૫૦ કરોડ | ૬૦૦૦ કરોડ |
| રાષ્ટ્રીય આવકની વૃદ્ધિનો હિસ્સો | ૫૮.૪ | ૨૦.૪ |
| રેવન્યુ ખર્ચ | ૬૦૦૦ કરોડ | ૧૫૦૦ કરોડ |
| યોજનાગત ખર્ચ | ૭૦ ટકા | ૩૦ ટકા |
| વ્યક્તિ દીઠ આવક | ૫૫૦ | ૩૫૦ |
| કૃષિ ઉત્પાદન | ૯૫ લાખ ટન | ૮૫ લાખ ટન |
| શિક્ષણ | ૬૪ ટકા | ૨૨ ટકા |
| ગ્રામપ્રજાની વસ્તી (ટકા) | ૭૭.૫ | ૯૪.૮ |
| મુસ્લિમ પ્રજા (ટકા) | ૯૭.૧૭ | ૮૦.૪૩ |
| વિદેશી સહાયનો લાભ | ૮૦ ટકા | ૨૦ ટકા |
| કેન્દ્રનાં સત્તાસ્થાનો પર નિયુક્તિ | ૯૦ ટકા | ૧૦ ટકા |
| ચોખાનો ભાવ | ૨૫ રૂ. મણ | ૫૦ રૂ. મણ |
| સોનાનો ભાવ | ૧૩૫ રૂ. તોલો | ૧૭૦ રૂ. તોલો |

## સાંસ્થાનિક સ્થિતિ !

[ પશ્ચિમ પાકિસ્તાનમાં પૂ. બંગાળની સરખામણીએ ઉપભોગ]

- ૧૯ ગણી વીજળી
- ૮ ગણું પેટ્રોલ
- ૬ ગણી સિગરેટ
- ૩ ગણું કાપડ
- ૩ ગણી ખાંડ
- ૩ ગણો કોલસો
- ૨ ગણો કાગળ
- ૧૦ ગણી મોટરો
- ૬ ગણી બસ-ટ્રકો
- ૮ ગણા ટેલિફોન
- ૩ ગણી હોસ્પિટલની સગવડ

### પાકિસ્તાની લશ્કર ૭૦,૦૦૦

*

### પૂર્વ બંગાળ રેજીમેન્ટની તાકાત

* ૪૦૦૦ અમલદારો અને શખ્સોમાં
  માત્ર ૪૦ ટકા બંગાળી અમલદારો, ૬૦ બિનબંગાળી
* ૭૦,૦૦૦ રાયફલની તાકાતમાં
  ૬૦ ટકા બંગાળી
* ૧૦,૦૦૦ સ્થાનિક હોમગાર્ડમાં
  લગભગ બધા બંગાળી
* મેજર મિયાખાનની મુક્તિફોજ ૨૦,૦૦૦
* ભાશાણીનું ગેરિલા સૈન્ય ૫૦,૦૦૦ [ ? ]

—

## મુજિબુરની આખરી હાકલ

લોકોને પગારો ન ચૂકવાય અને ગોળીએ દેવાય, લોકોની હત્યા કરાય, તેવા સંયોગોમાં મારી તમને બધાને વિનંતી છે કે

—એકેએક ઘર ગઢ બનાવી દો.

—સશસ્ત્ર શક્તિના પડકારનો જવાબ જે કાંઈ તમારી પાસે હોય તેનાથી આપો.

—તમામ વાહનવહેવાર બંધ પાડી દો.

—એમને પીવા જોગ પાણી નહીં રહેવા દઈએ.

OO

પશ્ચિમ પાકિસ્તાનીઓ !

તમે બધા મારા ભાઈઓ છો. તમારા બૂટ-અમારી છાતી" પર ન મુકશો. સાડાસાત કરોડ લોકોને તમે દબાયેલા રાખી નહીં શકો કોઈ નહીં રાખી શકે.

સરકારી નોકરોને હું મારો આદેશ જ માનવા કહું છું. કોર્ટ-કચેરીનું પગથિયું કોઈ ચડશો મા !

—દેશ આઝાદ ન થાય ત્યાં સુધી કરવેરો એકે ભરશો નહીં.

—બાંગલા દેશમાં હિંદુ-મુસ્લિમ તમામ બંગાળી છે. બિન બંગાળી પણ જે બાંગલા દેશમાં વસે છે તે પણ અમારા ભાઈ છે, આ યાદ રાખજો.

—ગમે તે પળે આક્રમણ માટે તૈયાર રહેજો. હું કે મારા સાથી તે વખતે હુકમ આપી નહીં શકીએ.

—આ દેશના લોકોનો ઉચ્છેદ કાઢવાની કોશિશ કરાય તો તમને જે કાંઈ ઉત્તમ સૂઝે તેમ કરજો. મારે વધુ કાંઈ કહેવાનું નહીં હોય."

# પૂર્વ શરતો

પ્રમુખની જો ખરેખર એવી ઇચ્છા હોય કે રાષ્ટ્રીય ધારાસભા મળે, તો તેમણે કેટલાક પગલાં તાત્કાલિક લેવાં પડશે :

(૧) તમામ લશ્કરી ટુકડીઓને અત્યારે જ તેમની બરાકોમાં પાછી બોલાવી લેવી પડશે.

(૨) નાગરિકો પર ગોળી ચલાવવાનું બંધ કરવું પડશે.

(૩) કાયદા અને વ્યવસ્થાનું કામ સંભાળશે અને પોલિસ, પૂર્વ પાકિસ્તાન રાઈફલ્સ, જરૂર જણાયે અવામી લીગના સ્વયંસેવકો તેમને મદદ કરશે.

(૪) માર્શલ લૉ વહેલામાં વહેલી તકે પાછો ખેંચી લેવો પડશે.

# ભારતની સંસદે પસાર કરેલ ઠરાવ

"લોકશાહી જીવનપદ્ધતિ હાંસલ કરવા માટે પૂર્વબંગાળની પ્રજા જે લડત લડી રહી છે અને તેમાં તેણે જે ઐક્ય દાખવ્યું છે તેના પ્રત્યે આ ગૃહ ઊંડી સહાનુભૂતિ પ્રગટ કરે છે.

"ભારતને શાંતિમાં જે રસ છે તે જોતાં, અને માનવ અધિકારોની પ્રતિષ્ઠા અને રક્ષા કરવામાં તેણે જે નિષ્ઠા પ્રગટ કરી છે તે જોતાં, આ ગૃહ વિશ્વની પ્રજાઓ અને સરકારોને એલાન કરે છે કે એવાં તત્કાલ અને રચનાત્મક કદમ ઉઠાવો કે જેથી કરીને પાકિસ્તાની સરકાર હાલ સમસ્ત બંગ પ્રજાના નિકંદન દ્વારા વ્યવસ્થિત રીતે માનવહત્યાના રાહે ધસી રહી છે તેને રોકાઈ જવું પડે."



# આમાર સોનાર બાંગ્લા

[ રવીન્દ્રનાથ ટાગોર ]

આમાર સોનાર બાંગ્લા
આમિ તોમાય ભાલો બાસી.
ચિરદિન તોમાર આકાશ
તોમાર વાતાશ
આમાર પ્રાણે બાજાય બાંશી.
ઓ મા ! ફાગુને તોરે આમેર વને
ઘ્રાણે પાગલ કરે
મરિ હાય, હાય રે –
ઓ મા ! અઘ્રાને તોર ભરા ખેતે
કી દેખેછિ મધુર હાશિ.
કી શોભા, કી છાયા ગો,
કી સ્નેહ, કી માયા ગો-
કી આંચલ બિછાયેછ વટેર મૂલે
નદીર કૂલે કૂલે.
મા ! તોર મુખેર વાણી આમાર કાને
લાગે સુધાર મતો
મરિ હાય, હાય રે
મા ! તોર વદનખાનિ મલિન હલે
આમિ નયનજલે ભાસિ
તોમાર એઈ ખેલાઘરે
શિશુકાલ કાટીલા રે
તોમારિ ધુલામાટિ અંગે માખિ
ધન્ય જીવન માનિ.

તુઈ દિન ફુરાલે સંધ્યાકાલે કી દીપ
જ્વાલિશ ઘરે
મરિ હાય, હાય રે –
તખન ખેલાધુલા સકલ ફેલે
તોમાર કોલે છુટે આશિ
ધેનુ ચરા તોમાર માઠે
પારે જાબાર ખેયા ઘાટે
સારા દિન પાખી ડાકા
છાંયાય ઢાકા તોમાર પલ્લિ બાટે
તોમાર ધાને ભરા આગિનાતે
જિવનેર દિન કાટે
મરિ હાય, હાય રે –
ઓ મા ! આમાર જે ભાઈ
તારા સબાઈ તોમાર રાખાલ, ચાષિ.
ઓ મા ! તોર ચરણેતે
દિલેમ એઈ માથા પેતે –
દે ગો તોર પાયેર ધુલા
સે જે આમાર માથાર માનિક હોલે
ઓ મા ! ગરીબેર ધન
જા આ છે તાઈ દિબા ચરણતલે
મરિ હાય, હાય રે –
આસિ પરેર ઘરે –
કિમળોના આર
ભૂષણુ બોલે ગલાર ફાંસી.

# "જય બંગાળ" અને પૂર્વના આકાશનો સૂર્ય

પૂર્વ બંગાળમાં અત્યારે જે સૂત્ર દશે દિશાઓમાં પડઘાઈ રહ્યું છે તે છે શેખ મુજિબુર રહેમાનનું જનતાને આપેલું 'જય બંગાળ'. સૂત્રના આ બે શબ્દો કાને પડતા જ પ્રત્યેક પૂર્વ બંગાળવાસી પ્રજાજન ઊભો થઈ જાય છે. 'જય બંગળા' એ વાસ્તવમાં પૂર્વબંગાળને ઘેરઘેર ગવાતા ગીતના ધ્રૂવ-શબ્દો છે. ઘણાનું કહેવું છે કે કદાચ પૂર્વ બંગાળનું રાષ્ટ્રગીત પણ એ જ બનશે.

આ ગીતની રેકોર્ડ પણ બહાર પડી ચૂકી છે. પૂર્વ પાકિસ્તાન ગ્રામોફોન કંપનીએ રેકોર્ડના કવર ઉપર શેખ મુજિબુર રહેમાનની તસ્વીર છે. રાજદ્વારી નેતાની તસ્વીર સાથેની ગીતની આ રેકોર્ડ કદાચ સૌ પહેલી છે. ગીતના સ્વર સંયોજક આઝાદ રહેમાન અને ગાનાર છે ગ્રામોફોન કંપનીના કલાકારો. ગીત સમૂહગાન રૂપે ગવાય છે. તેના શબ્દો છે.

"પૂબેર આકાશે સૂર્ય ઊઠે છે આલોકે આલોકમય
જય જય જય જય જય બાંગલા
ધ્રુમપાડાની મસિપિસિ બેરિયે એસો, બલે,
બર્ગી ચદિ-ચાસે તાદેર તાડિયે દિતેથી હબે,
તાડિયે દેબો તાડિયે દેબો બુલબુલિયે ધન દેબો
સાદર સોહાગ કરે
સેઈ તો આમાર ખાજના દેવા, ભાલોબાસાય ભરે
દસ્યુગુલો તાડિયે ગે છે આંધાર હયે છે ક્ષય,
જય બંગલા જય જય જય જય જય

"પૂર્વના આકાશમાં પ્રકાશથી ઝળહળતો સૂર્ય-ઉગ્યો છે. ઊંઘ લાવવા માટે હાલરડાં ગાતી ફોઈઓ અને માસીઓ, તમે બહાર આવીને બોલો, કે જો હુમલાખોર આવશે તો એને ભગાડવો પડશે, અમે તેને ભગાડી મૂકીશું, આદર અને આનંદથી બુલબુલ કંઠે અમે એમનું સ્વાગત કરીશું, અમારા પ્રેમ અને મમતાની એ રીતે ખંડણી ચૂકવીશું ચોરો ભાગી ગયા છે. અંધકાર દૂર થયો છે. જય બંગાળ."

**૧૯૭૧ ના માર્ચની ૨૫મીની મધરાતે, ચાલુ વાટાઘાટો — લગભગ સમાધાન પર આવવાની સ્થિતિએ, દગાખોર હુમલો.**

**૭ હજાર પંજાબી સૈનિકો દ્વારા**
**૭ કરોડ બંગાળી પ્રજા ઉપર અત્યાચાર !**

❋

**વિદ્યાર્થીઓ, અધ્યાપકો, લેખકોનો સ્વાધીનતાના આ**

**સંગ્રામમાં ઘણો મોટો ફાળો અને પહેલ......**

❋

**પાકિસ્તાની હત્યાકાંડના સૌથી વધુ ભોગ !**

**આંતરરાષ્ટ્રીય રેડક્રોસને પાકિસ્તાની સત્તા દ્વારા પૂ. બંગાળમાં પ્રવેશવાની મનાઈ !**




વડોદરા શહેરમાં ૧૪૯ દૂધવિતરણ કેન્દ્રો
મારફતે જનતાને શુદ્ધ દૂધ પૂરું પાડે છે

દૂધ તથા દૂધની બનાવટો, જેવી કે દહીં, એગમાર્ક ઘી વગેરે જનતાને તેમની જરૂરિયાત પ્રમાણે આખો દિવસ મળતું રહે તે માટે નીચેનાં સ્થળોએ ખાસ ગોઠવણ કરી છે.

* મિલ્કબાર :— કોઠી બસ સ્ટેન્ડ પાસે.
* સરદારભવન ડેપો :- જ્યુબિલી બાગ પાસે.
* ડેરી ગેટ :- બરોડા ડેરી.

આ સિવાય શહેરમા અન્ય માન્ય વિક્રેતાઓ મારફતે ડેરીના એગમાર્ક ઘીનું વેચાણ થાય છે.

* જિલ્લાભરની ૩૪૦ ગ્રામ દૂધ-સહકારી મંડળીઓ મારફતે પોતાનો દૂધનો પુરવઠો ભેગો કરે છે, અને એ રીતે દૂધ ઉત્પાદકોને પૂરક વ્યવસાય વિકસાવવામાં પૂર્ણ રીતે મદદ રૂપ થાય છે.

* દૂધ-ઉત્પાદકો અને ગ્રાહકોના સાથ અને સહકારથી આ સંઘની પ્રવૃત્તિઓ સતત વિકસી રહી છે.

વડોદરા જિલ્લા સહકારી દૂધ-ઉત્પાદક સંઘ લિ. વડોદરા
બરોડા ડેરી, વડોદરા-૯.

# ધી બરોડા સીટી કો-ઓપરેટીવ બેન્ક લિમિટેડ, વડોદરા.

## રજિસ્ટર્ડ ઑફિસ – સંસ્થાવસાહત

**શાખાઓ** | **સ્થાપના**
તા. ૧૧-૧૦-૧૯૨૭

(૧) સરદારભવન શાખા, વડોદરા.
(૨) વાડી, બરાનપુરા કોર્નર, વડોદરા.
(૩) ફત્તેગંજ કમ્પ, વડોદરા.

## પ્રમુખ :— ડૉ. ઠાકોરભાઈ વિ. પટેલ

(૧) આ બેંકમાં કરંટ, સેવિંગ્સ તથા બાંધી મુદતની થાપણ આકર્ષક દરથી સ્વીકારવામાં આવે છે.

(૨) સેવિંગ્સ ખાતામાંથી ચેકથી નાણાં ઉપાડવાની સવલત આપવામાં આવે છે.

(૩) બાર માસ અગર તેથી વધુ મુદતની ફિક્સ્ડ ડિપોઝિટ મૂકનાર સભાસદોને નફામાંથી બોનસ આપવામાં આવે છે.

(૪) આ બેંક સ્થાનિક ક્લિયરિંગ હાઉસમાં સભ્યમેમ્બર તરીકે જોડાયેલ હોઈ સ્થાનિક ચેકો વિના વિલંબે વસુલ કરી આપવામાં આવે છે.

(૫) આ બેંક પોતાના સભાસદોને જાત જામીન ઉપર, સ્થાવર મિલકતના તારણ ઉપર કાચા અગર પાકા માલના તારણ ઉપર તેમ જ સોનાચાંદીના દાગીના ઉપર નાણાં ધીરે છે.

(૬) બહારગામના ચેક, હુંડી વગેરે વાજબી કમિશન લઈ વસુલ કરી આપવામાં આવે છે. તેમાં ગુજરાત રાજ્યનાં મુખ્ય સ્થળો ઉપરના ડ્રાફ્ટ પણ કાઢી આપવામાં આવે છે.

(૭) બેંકની હેડ ઑફિસમાં આધુનિક સેફ ડિપૉઝિટ વૉલ્ટનાં ખાનાં ગોઠવવામાં આવેલાં છે. ભાડું સાઈઝ પ્રમાણે રૂ. ૧૨ થી ૫૦ સુધી છે.

રસિકલાલ શાં. શાહ
મૅનેજર

નાથાભાઈ મા. પરમાર
મંત્રી



# વિશ્વમાનવ શિક્ષણ સંસ્કાર ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા–૧ (ફોન : ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (દ્વૈમાસિક)

વિશ્વમાનવ [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧-૫૦]

પરામર્શ નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી
સંપાદન પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * મુકુંદરાય મુનિ * સુમન શાહ * સુભદ્રા ગાંધી
ચિત્રરેખાંકન નગેશ પિંગળે (વડોદરા) * રી. એમ. નાસિકકર (વડોદરા)
પ્રકાશન પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯ (ફોન : ૭૯૪૩૧)
મુદ્રણ એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ–૭
હિસાબ–લવાજમ વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા–૧

* સંપાદકીય પત્રવ્યવહાર : પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (વિવેચન) : સુમન શાહ, સ્ટેશન રોડ, કપડવંજ (જિ. ખેડા)
મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી એન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રોસલેન, મુંબઈ–૩

# અનુક્રમણિકા

# નવા રાષ્ટ્રનો જન્મ: ઇસ્લામી નહિ, બંગીય

જગતના ઇતિહાસમાં અનેક નવાં નવાં રાષ્ટ્રો રચાતાં રહ્યાં છે. યુગે યુગે 'રાષ્ટ્ર', કોને કહેવું, ને ક્યારે તે 'અલગ રાષ્ટ્ર' બની શકે; 'સ્વતંત્ર રાષ્ટ્ર' તરીકે ઓળખાવા માટે ઓછામાં ઓછાં કયાં લક્ષણો હોવાં જોઈએ વગેરે અંગે વિવાદ ચાલતો રહ્યો છે.

સર્વસાધારણ રીતે, વર્તમાનયુગી રાષ્ટ્રનાં લક્ષણોમાં ભૌગોલિક સંલગ્નતા, સમાન ઐતિહાસિક ભૂમિકા, સમાન આર્થિક હિત અને સ્વતંત્ર રાજકીય માળખું વગેરે મુખ્ય લેખાય છે. જોકે, ઇતિહાસ કોઈ એક વ્યાખ્યાને આધીન રહ્યો નથી. પરંતુ, એક અંતિમ નિર્ણાયક કહી શકાય તેવું પરિબળ છે, પ્રજાની આંતરિક માનસિક એકાત્મતા. ભાષા-સાહિત્ય, ધર્મ-સંપ્રદાય અને સામાજિક-સાંસ્કારિક પરંપરાની એકતા આમાં ઘણો ભાગ ભજવે છે; છતાં અદ્યતન યુગમાં ભારત — જ્યાં અનેક રાષ્ટ્રો છે, જ્યાં ભાષાઓ, ધર્મો અને સંસ્કારોનું બાહુલ્ય અને વૈવિધ્ય હોવાને કારણે તેઓ રાષ્ટ્ર કરતાં ઉપખંડનો આભાસ જન્માવે છે; અને છતાં તેમના સમસ્ત ઘડતરમાં વ્યાપી રહેલી ઊંડી, માનસિક, આંતરિક (આધ્યાત્મિક ?) એકાત્મતા તેમને એક અખંડ રાષ્ટ્ર તરીકે વિકસવામાં કારણભૂત બની હોય છે.

આવા બહુરાષ્ટ્રીયતાવાળા રાષ્ટ્રનું માળખું લોકશાહી દૃષ્ટિએ જેટલું ઉદારવૃત્ત અને લવચીક હોય એટલી એની રાષ્ટ્રીયતા સમૃદ્ધ અને સુરક્ષિત રહે છે. આ હેતુથી આવા રાષ્ટ્રનું રાજકીય માળખું, જે-તે દેશની જરૂરિયાત અનુસાર, ફેડરલ–સમવાયતંત્રી લક્ષણો ધરાવતું હોય એ ડહાપણભર્યું ગણાય છે.

ભારતનું રાજકીય માળખું એકતંત્રી (યુનિટરી) નથી; પ્રશિષ્ટ સમવાયતંત્રી (ક્લાસિકલ ફેડરલ) પણ નથી. ભારતનું માળખું 'સંઘ' (યુનિયન) સ્વરૂપનું અને સંસદીય (પાર્લમેન્ટ) લોકશાહીનું છે. ભારતીય રાષ્ટ્રની આ લોકશાહી જેટલે અંશે જીવંત હશે એટલે અંશે તેની અંદર વસેલી વિવિધ ભાષા, ધર્મો અને સંસ્કારોવાળી પ્રજાઓને વિકાસનો અવકાશ રહેશે. બલ્કે, ભારતીય રાષ્ટ્રની આંતરિક અખંડિતતાની આ ચાવી છે.

પાકિસ્તાનના જન્મ અને વિકાસની ઘટના આથી વિપરીત છે. મુસ્લિમ લીગી નેતાગીરીએ કેવળ ધર્મના આધારે અખંડ ભારતની પ્રજાને વહેંચી નાખીને, હિંદુ રાષ્ટ્ર અને મુસ્લિમ રાષ્ટ્ર એવા ધર્માધારિત દ્વિરાષ્ટ્ર-સિદ્ધાંતનું ઝનૂન જગાવીને, પાકિસ્તાનનો પાયો રચ્યો. પાકિસ્તાની રાષ્ટ્રની આ પાયાની વિકૃતિ જ તેના વિઘટનનુંય વિષબીજ છે.

રખે ભૂલીએ કે પાકિસ્તાન પણ ભારતની જેમ અનેક ભાષા અને સંસ્કારિતાવાળી, ઐતિહાસિક અને માનસિક ભિન્નતાવાળી પ્રજાઓનો નાનકડો ઉપખંડ છે. તેમાં પૂર્વ બંગાળી, પંજાબી, સિંધી, પઠાણી અને બલૂચી પ્રજાસમૂહોને જોડવામાં આવ્યા છે. ભલે આ બધી પ્રજાઓ મહદંશે ઇસ્લામધર્મી હો, પરંતુ ભારતમાં જેમ મુસ્લિમધર્મી લઘુમતી છે, તેમ પાકિસ્તાનમાં હિંદુ વસ્તી પણ છે.

આવા આ પાકિસ્તાની ઉપખંડનું તંત્ર તેમાં વસતી પ્રજાઓના સમાન અધિકારોના ધોરણે — સમવાયી અને લોકશાહી ધોરણે — રચાયું નથી. બલ્કે, ત્યાં પંજાબી-સિંધી વર્ચસ્વવાળી જડ એકે સલામ આપખુદી સમસ્ત રાષ્ટ્રને શિરે લદાયેલી છે. પાકિસ્તાનના વિઘટનનું આ બીજું પરિબળ છે. પૂર્વ બંગાળનો ભડકો આ રહસ્ય છતું કરે છે.

કેવળ ધર્મના આધારે કોઈ રાષ્ટ્ર કદીય પોતાની અખંડિતતા સાચવી શક્યું નથી. શું ખ્રિસ્તી કે શું હિંદુ રાજ્યો અન્ય સ્વધર્મી રાજ્યો સામે યુદ્ધે ચડયાં છે; એકબીજાના ભોગે સામ્રાજ્યો સ્થાપતાં રહ્યાં છે. પોતાના વિસ્તાર અને પ્રભુત્વ માટે સમાનધર્મી પ્રજાઓ પરસ્પર ઘોરતમ હિંસા અને અત્યાચારનો રાહ અપનાવતી રહી છે. ઇસ્લામી રાજ્યો પણ સમાન ધર્મીઓ વચ્ચેના ક્રૂર અને કરપીણ વિગ્રહો અને દમનનીતિઓની શાહેદી પૂરે છે.

વર્તમાનયુગી રાષ્ટ્રો માટેય ઇસ્લામ એકતાનું સાધન બની શકેલ નથી. આજનાં તુર્કી, ઇજિપ્ત, સીરિયા, ઇરાક, ઈરાન, અફઘાનિસ્તાન અને સાઉદી અરેબિયા જેવાં સળંગ પ્રદેશોવાળાં ને ઇસ્લામને વરેલાં રાષ્ટ્રોનેય ઇસ્લામી મજહબ એક ધ્યેય, એક રૂપ, એક શાસનમાં એકત્ર કરવા સમર્થ બન્યો નથી.

કેવળ ધર્મના આધારે કોઈ રાષ્ટ્ર પોતાની અખંડિતતા સાચવી શકતું નથી એ સત્ય ઇતિહાસે ફરી ફરીને પ્રગટ કર્યું છે. પાકિસ્તાન એનું સચોટ દૃષ્ટાંત છે. કેવળ મજહબના જોરે તેણે વિભિન્ન પ્રજાઓને બળજબરીથી બાંધી રાખી છે. વરસો પૂર્વે અબ્દુલ ગફારખાને પઠાણોની એ યાતનાને ત્રણ શબ્દોમાં વાચા આપી હતી: "Thrown to wolves" "અમને વરુઓને (શરણે ધરી દીધા છે!").

કદાચ, સમસ્ત પાકિસ્તાનમાં પૂર્વ બંગીય પ્રજા માટે આ "વરુઓને શરણે"નો અનુભવ ત્યાંની બીજી કોઈ પણ પ્રજા કરતાં, વધુ કાતિલ હશે. આંખે ઊડીને વળગે એવી બે નક્કર હકીકતો છે. એક તો, પૂર્વ બંગાળની ભૂમિ પશ્ચિમ પાકિસ્તાનની ભૂમિથી ૧૩૦૦ માઈલ દૂર છે, અને બીજું એ કે, સમસ્ત પાકિસ્તાનની અન્ય પ્રજાઓની કુલ સંખ્યા કરતાં પૂર્વ બંગાળી પ્રજાની વસ્તી વધારે છે. લોકશાહીની પ્રાથમિક કસોટીએ સમગ્ર પાકિસ્તાનની ધુરા તેના હસ્તક હોય એ સ્વાભાવિક છે. ૧૯૭૦ના ડિસેમ્બરની સાર્વત્રિક ચૂંટણીએ આ વાત પુરવાર કરી દીધી છે.

સૌથી મોટી વાત તો એ છે કે, પાકિસ્તાનમાં સર્વથા ભિન્ન સંસ્કારિતા ધરાવનારી કોઈ પ્રજા હોય તો તે પૂર્વ બંગીય છે. પૂર્વ બંગીય સંસ્કૃતિ, ઇતિહાસ અને માનસનો પશ્ચિમ પાકિસ્તાની સંસ્કૃતિ, ઇતિહાસ અને માનસ સાથે ઓછામાં ઓછો મેળ છે.

પૂર્વ બંગીય પ્રજાને અનોખી અસ્મિતા છે. બંગાળી પ્રજા પ્રાચીન અને સુવિકસિત છે. ઈ. સ. પૂર્વે 'ઐતરેય આરણ્યક'માં 'બંગ' જાતિ પૂર્વ બંગાળમાં સ્થિર થયાનો ઉલ્લેખ છે; અને ઈ. સ.ની છઠ્ઠી સદીમાં વાકાટક વંશના શાસન દરમ્યાન પૂર્વ બંગાળની પ્રતિષ્ઠા 'મૂળ બંગાળ' તરીકે જોવા મળે છે. તેની ભાષા અને સાહિત્યે બંગાળી પ્રજામાં સદીઓ થયાં એ અસ્મિતાને પોષી છે; પૂર્વ બંગાળની રાજનગરી ઢાકાએ સમસ્ત બંગ પ્રજાના શિક્ષણ તથા સંસ્કારને ક્ષેત્રે અસાધારણ ભાગ ભજવ્યો છે; અને નજરુલ ઇસ્લામ જેવા વિદ્રોહી કવિએ સમસ્ત બંગીય પ્રજામાં અજબ શૂર રેડ્યું છે.

પશ્ચિમ બંગાળી અને પૂર્વ બંગાળી, હિંદુ અને મુસ્લિમ પ્રજા વચ્ચે બંગીય ભાષા-સાહિત્ય અને સંસ્કારિતાએ વજ્રલેપનું કામ કર્યું છે.

પૂર્વ બંગાળી મુસલમાનને બંગીય સંસ્કૃતિ સામે ટકરાવવાનો પ્રયાસ ભલે મજહબી સાંપ્રદાયિક આવેશને કારણે તાત્કાલિક કામયાબ બન્યો હોય; પરંતુ એ વાત ભૂલી શકાય એમ નથી કે પ્રાદેશિક પરંપરા, મધ્યયુગી સામંતી સમાજ અને અંગ્રેજોના આગમન-કાળથી પાશ્ચાત્ય સંસ્કાર — આ ત્રણે પરિબળોનો પ્રભાવ બંગાળી હિન્દુની જેમ બંગાળી મુસ્લિમના ચિત્ત પર પણ પડયો છે. વળી, મુસ્લિમ શાસન-દરમ્યાન ધર્મ-પરિવર્તન કરી ચૂકેલા અસંખ્ય બંગાળી મુસ્લિમોના ચિત્ત પર મૂળ હિંદુ સંસ્કાર ઠીક ઠીક ટકી રહ્યા છે. મધ્યયુગ દરમ્યાન હિંદુ-મુસ્લિમ પ્રજાની સામાજિક અને ધાર્મિક પરંપરાએ — સંત, સૂફી અને બાઉલ પરંપરાએ — બંને પ્રજા વચ્ચે ખાસ કરીને ગ્રામ વિસ્તારોમાં ઘણે અંશે સમન્વય

(અનુસંધાન પૃ. ૨૨૨ ઉપર)

# વૈપુલ્યના કિનારે | મહેશ દવે

વ્યગ્રતાની આંગળી પકડી ચાલતી રાતને
પંપાળી જોતી કે કેમ
ને મસૃણતા ભુલાઈ ગઈ.
આંખના દરમાં જંગલી ઉંદરોની દોડાદોડ
સવારને રોકી શકે તો જ
સાંજનો ક્રૌસ પૂરો થાય ને!
ધૂંટણ પરના ખરજવામાં કીડાઓની ખદબદ
હૃદય પણ એક ચકામું જ છે,
હવે તો આળસ મરડી ઊભો થયો છે મારો દેશ
દેશ કહેતાં વેશ જે વાનરના કેશથી જુદો નહિ
પગને ખેંચતા ગુરુત્વાકર્ષણથી જુદો નહિ,
હાઈ બ્લડ પ્રેશર જેવા હોસ્પિટલમાં
ખાંસતા દર્દીઓથી જુદો નહિ.
કેકટસના છોડને ફ્રેક્ચર થયું છે;
તેમ વિચારોની ગતિ
હાઈ બ્લડ પ્રેશર અને લો બ્લડ પ્રેશર વચ્ચે
અટવાય છે.
આપણા આ સમયને થયું છે જ શું—
વિચારો ચિત્તમાં માતા નથી, કે
લોહી શરીરમાંથી બહાર ધસી જવા મથે છે—
કદાચ
આવનાર મહાયુદ્ધને કોઈ પ્રત્યાઘાત જ નહિ હોય!
ભરબપોરે
અચાનક અંધકાર છવાઈ જતો નથી
એટલે તો કાયા વિનાની કોઈ પણ વસ્તુ હોતી નથી.'
સમયને શરીર નથી, છતાં
સમયના વૃદ્ધત્વને કોઈ આંબી શકતું નથી.
મારી અશરીરી વિપન્નતાને પ્રતિદિન પાંખો ફૂટે છે;
હવાને ક્યાં પાંખ છે—

માંસના ટુકડા વીણવા
કાગડાઓની કાગારોળ
ખરતાં પર્ણોની કાગારોળ
વહેતી નદીની કાગારોળ
વચ્ચે
રાત્રિ ચંદ્ર માણસ
છિન્નકન્યા છિન્નક્ષણ
વૃત્તિઓના જેસ્સાનું એબોર્શન
મરઘાં-બતકાંની ચકચક
પરસ્પરનો છિન્નછેદ
દૃષ્ટિથી વિખૂટું પડતું દૃશ્ય
સ્વનો મુકાબલો દંતકથા જેવો.
પ્રખર તાપમાં ઊડતી ચલ્લીની દોટ
ઊંટની હાંફ
અને વૈપુલ્યનો શિકારી સસલો માણસ.
ક્યા વિચારોની વૅલિડિટી સિદ્ધ કરશો, મહેરબાન!
પાટા પર દોડતી ટ્રેનોમાં બેઠેલા શિકારી સસલાઓ
આઇન્સ્ટાઈનને જોયા નહોતા;
અને ત્રણ પુત્રને જન્મ આપ્યા બાદ
સ્તનોનું સૌન્દર્ય વધારવા મથતી માતાને
વાલ્મીકિએ વર્ણવી નહોતી.
ખડખડાટ હસીને ગાલ રાતા થતા નથી.
લયથી કવિતા ખરડાતી નથી.
ભયથી સોપારી ભગાતી નથી.
સ્ટ્રૉથી જિંદગી ચુસાતી નથી.
(જુલિયન હક્સલેને માલૂમ થાય, કે
ઇન્જેક્શનોથી અમને પાવરફુલ પ્રજા જોઈતી નથી)
નદી દરિયાથી ગભરાતી નથી.

## ગઝલ | આદિલ મન્સૂરી

શબ્દની બ્હાર સાંભળું કોને
સાંભળું તો પછી કહું કોને

છૂટવું ખુદથી કયાં સહેલું ને
ખુદથી છૂટયા પછી મળું કોને

એકલો લૈને શું કરું બ્રહ્માંડ
લૈને પાછું એ આપવું કોને

પ્યાલીમાં ઝેર છે કે અમૃત છે
એટલું ભાન પણ હતું કોને

સર્વ નાહક મરી રહ્યાં અહીંયાં
જીવવાનું કહો ફળ્યું કોને

કેમ શું કયારે કેટલું ને કયાં
કોણે આપ્યું અને મળ્યું કોને

મીટ માંડીને કયારનો આદિલ
દશ્યની બ્હાર જોઉં છું કોને

## ગીત | મનહર ચરાડવા

ઊખડેલી કેડી-શી કાળેરી કાયામાં પછડાતો
ઘોર કાળમીંઢ!

કૂવાના ભમ્મરિયા પીળા અંધાર જૂના
સીંચણિયે વળગીને આવતા,
ચારે પા પાંદડાંના લુખ્ખા અવાજે ઊના
વાયરા પલાશ્યા-ની વારતા!
પુરાણા પીપળાની કરચલીઓ ગણી ગણી
કંઠે રૂંધાય હવે મીંડ!

ઊખડેલી કેડી-શી કાળેરી કાયામાં પછડાતો
ઘોર કાળમીંઢ!

ઠાકરિયા ડંખ સમું વાધે એકાંત, રૂવે
રુએ ખડેર એકસામટાં,
નજરુંનો હાથ ફર્યે પીંછાવિહોણા મોર
દરિયા જળહીન એમ લાગતાં!
વીતી ગયા-ની ભારે ઓઢેલી ધાબળીમાં
આવે ન ઊંઘ એવી પીડ!

ઊખડેલી કેડી-શી કાળેરી કાયામાં પછડાતો
ઘોર કાળમીંઢ!

## બે ગઝલ | મનોહર ત્રિવેદી

### અવસર

કેટલાં પાછાં મળ્યાં ક્ષણમાં વરસ?
યાદના રસ્તા હતા કેવા સરસ?

આપણું પ્રત્યક્ષ મળવું ના થતું
તે છતાં થઈ જાય પરસ્પરને દરસ

ને વિરહજળને સતત પીધાં પછી
કેમ સુકાશે કહો લીલી તરસ?

આંખથી કળીઓય પણ ઊઘડી ફરી
થઈ ગયો બીના પ્રસંગોનો પરશ

આ જ આ એકાંતને અવસર મળ્યો
લો પધાર્યા આંગણે વીત્યા દિવસ

### ગામ ઢળતું આવશે

ગામ ઢળતું આવશે પગરવની આસપાસ
ઝૂલશે આંખો પછી શૈશવની આસપાસ

કૈદ દઈને ખૂલશે ત્યારે ખુશીનાં દ્વાર
હું પછી બેસીશ એ વૈભવની આસપાસ

દોથો ભરીને હાથની ભીંસો મળી જશે
હોઈશ કોઈ આંખના આસવની આસપાસ

સીમ વચ્ચે જઈ અને હું વૃક્ષ-શો ઊભીશ
ઝૂમવા મળશે મને કલરવની આસપાસ

હમણાં નગરનો પન્થ આ પાછો વળી જશે
ગામ ઢળતું આવશે પગરવની આસપાસ

# બળાત્કાર | કાન્તિ પટેલ

જાણી જોઈને પેલી બાજુ મોં ફેરવી એણે હસી લીધું. એમ કહીએ તો ચાલે કે એનાથી હસ્યા વગર ન રહેવાયું. પણ સવાલ માત્ર એ હતો કે ઘણા બધા માણસો ઊભા હોય ત્યારે એકલા એકલા સકારણ કે અકારણ હસવું એ જરા નવાઈ પામવા જેવું ખરું. અથવા એમ કહી શકાય કે એ સાહસનું કામ હતું. અને તે માટેનું જરૂરી સાહસ એનામાં હતું એની પ્રતીતિ જોનારને થાય તેમ તેણે હસી લીધું.

મને લાગે છે, વાત કહેવામાં મેં કંઈક ભૂલ કરી છે. આપણને જેની જોડે સંબંધ પડવાનો છે તે બનાવ કંઈક જુદા પ્રકારનો છે. તેના હસવા જોડે એને કંઈ નિસબત ન હોય કદાચ. એક કબૂતરયુગલ સંવનન કરતું હોય તેને જોઈને હસી પડનાર વ્યક્તિનું હસી પડવું એ કંઈ અગત્યનો બનાવ ન કહેવાય. તેથી સરતચૂકથી જ એનો ઉલ્લેખ પહેલો થઈ ગયો હશે એમ માની મૂળ વાત શી છે તે હવે હું તમને કહું છું. ચારેક દિવસ પહેલાં અહીં, આ જ જગ્યાએ એક અસંબદ્ધ ઘટના ઘટી હતી. પણ એની કોઈ સંબદ્ધ કડી હાથ લાગી નથી એ કરુણાનો વિષય છે. કહે છે કે એક દુકાનદાર અને ઘરાક વચ્ચે કોઈ નાનકડી બાબતમાં બહુ મોટો ઝઘડો થવાને પરિણામે વાત રમખાણ સુધી પહોંચી ગઈ અને પોલીસને લાઠીચાર્જ કરવાની ફરજ પડી હતી. આજે એમાંનું કશું નથી. માત્ર ત્યાં આગળના એક બસ સ્ટોપ આગળ એક યુવતી અને બીજા પણ થોડાક માણસો હમણાં ઊભાં છે. શહેરના વિવિધ ભાગોમાં જતી બસોમાંની કેટલીક બસો અહીં આ સ્ટૉપ આગળ ઊભી રહે છે.

હવે અહીં એકાદ બસ આવશે અને પેલી યુવતી તથા અન્ય મુસાફરો એમાં ચડી જશે. પછી થોડી વાર સુધી ત્યાં કોઈ મુસાફર નહિ રહે. પણ બસ આવશે ?

બહુ મુશ્કેલી બાદ શહેરનું વાતાવરણ શાંત પડ્યું હતું. અહીં આ જ જગ્યાએ છરી હુલાવવાના બનાવને પરિણામે આખું શહેર ખળભળી ઊઠ્યું હતું. હુલ્લડો ચારે કોર વ્યાપી વળ્યાં હતાં. કંઈ કેટલાયે બનાવો — ચોરી, લૂંટફાટ, ખૂન, બળાત્કારના — છાપામાં ચમકવા લાગ્યા હતા. અને આજે તો હજી ત્રીજો જ દિવસ હતો.

તેથી જ પેલી યુવતી અને અન્ય મુસાફરો જે જગ્યા ઉપર રાહ જોઈને ઊભાં હતાં ત્યાં કોઈ બસ આવશે કે કેમ એ વાતની જોનારને તો શંકા આવે તેમ જ હતું. એ જોનારાઓમાં હું પણ એક હતો. કારણ મારું મકાન એ પબ્લિક બસ સ્ટૉપની બરાબર સામે જ છે અને મારા આગલા રૂમની બારીની બહાર રસ્તાની બાજુએ પડે છે જ્યાં આગળથી, આવતી-જતી બસો અને તેમાં ચડતા-ઊતરતા મુસાફરોને સહેલાઈથી જોઈ શકાય છે.

હવે હું ધ્યાનપૂર્વક જોઉં છું. બસ આવવાનાં કોઈ ચિહ્નો દેખાતાં નથી અને ત્યાં આગળ ઊભેલા મુસાફરોની અકળામણ વધતી જાય છે. હા, પેલી યુવતી જ કંઈક સ્વસ્થ જણાય છે. એની નજર પેલા સંવનન કરતા કબૂતરયુગલ પર ઠરે છે અને

મોં ફેરવીને એ હસી પડે છે. હસી પડે છે એટલે કે સ્મિત કરે છે. એને સ્મિત કરતી જોઈ મને પણ સ્મિત કરવાનું મન થઈ આવે છે. આજુબાજુ કોઈ જોતું તો નથીને, એવી ખાતરી કરી લઈ હું તેમ કરું છું.

પછી મને થાય છે, બસ ન આવે તો સારું. પણ તેમ ન થયું. થોડી વારમા એક ભરચક ભરેલી બસ આવીને ઊભી રહી. ઘણા મુસાફરો તેમાંથી ઊતર્યા અને થોડાક — એટલે કે ત્યાં ઊભા હશે તેટલા બધા જ — તેમાં ચડયા. બસ ઊપડી ગઈ. હું અંદર ચાલી ગયો.

થોડી વાર પલંગ પર આડો પડ્યો ત્યાં ઘાસલેટ-વાળાની બૂમ સાંભળી ઝબકી ગયો. એકાએક યાદ આવ્યું, નહાવાનું પાણી ગરમ કરવા લીધેલો સ્ટવ ઘાસલેટના અભાવે ઘણા વખતથી પડી રહ્યો હતો. ઘાસલેટ જો લેવાય તો ગરમ પાણીથી નહાવાનું બને. તરત જ, બે લિટર ઘાસલેટ લઈને ઉપર આવવા માટે ઘાસલેટવાળાને બૂમ મારી જણાવ્યું. ઉપર એટલે કે બીજે માળે. ઘાસલેટવાળાને આવતાં ઘણી વાર લાગી. હું રાહ જોઈને થોડી વાર બેઠો. પછી ગૅલેરીમાં બે આંટા લગાવી આવ્યો. પલંગ પર આડો પડ્યો. બેલ વાગ્યો એટલે બારણું ઉઘાડ્યું. એ અંદર આવી એટલે મેં બારણું બંધ કર્યું.

થોડી વાર સુધી કશી વાતચીત થઈ નહિ. પછી મેં તેને પાણી આપ્યું. "ઓહ, થૅંક યુ!" કહી તેણે ગ્લાસ હાથમાં લીધો.

મેં પૂછ્યું, "શાના ઉપર હસ્યાં હતાં?"

તેણે કહ્યું, "અમસ્તું જ!"

મેં કહ્યું, "અમસ્તું કંઈ હોય?"

તેણે કહ્યું, "બસ, અમસ્તું જ."

પછી અમે એકમેકનાં નામ પૂછ્યાં. ક્યાં રહેવું, શું ભણવું વગેરે વાતોમાં ઠીક ઠીક વખત ચાલી ગયો. છેવટે મારાથી પુછાઈ ગયું, "કેટલા પૈસા થયા?"

તેનાથી હસી પડાયું. મને લાગ્યું કે એને કારણ વગર હસવાની આદત હોવી જોઈએ. પછી તેના ગયા બાદ મેં ગ્લાસ બાજુ પર મૂકી દીધો. પાકીટ ખિસ્સામાં મૂકીને બેઠો. ત્યાં સુધીમાં ચા તૈયાર થઈ ગઈ હતી.

હું બહાર બાલ્કનીમાં એક ડોકિયું કરી આવ્યો. બસ હજી આવી નહોતી. મેં નિરાંતે ચા પીધી. ભેગી એકબે બિસ્કિટ પણ ખાધી. ચા પીને કપ સાથે ઊભો થઈ ફરીથી હું બાલ્કનીમાં આવ્યો.

લોકો હજી ઉશ્કેરાટની સ્થિતિમાં હતા. પોલીસનો પહેરો જબ્બર હતો. પણ તેમ છતાં હિંસાના છૂટક બનાવો શહેરમાં બન્યા કરતા હતા.

સામે થોડાક મુસાફરો ઊભા હતા. બસ હજી આવી નહોતી. પેલી યુવતી હજી ઉત્સુક નયને બસની રાહ જોતી આસપાસમાં નજર ઘુમાવ્યે જતી હતી. એકાએક મારા હાથમાંનો કપ પડી જતાં રહી ગયો. હું બાલ્કનીમાં રાખેલી આરામ-ખુરશીમાં બેસી ગયો. ચા ખલાસ થઈ ગઈ હતી તેથી મેં કપ નીચે મૂકી દીધો. મને આંખે અંધારાં આવતાં હોય એવું લાગ્યું. સૂરજ એકદમ આંખ સામે જ આવતો હતો. મેં ડોકું ઘુમાવી સૂરજથી નજર ફેરવી લીધી.

પછી કંઈક ઘુરેરાટી જેવું થતાં હું ઊભો થઈ ગયો. પોલીસને લઈ જતી એક વાન ઝડપથી ડાબી બાજુએથી આવીને જમણી બાજુ અદૃશ્ય થઈ ગઈ. બસ કેમ હજી આવી નહોતી? શું તોફાન વધી પડ્યું હશે? બધે કર્ફ્યુ તો નહિ લગાવી દેવાયો હોય? પેલી યુવતીનું શું થશે? તેનો ચહેરો જોતાં, હવે તો તેનું હસવાનું શાણપણ પણ અદૃશ્ય થઈ ગયેલું લાગતું હતું.

અંદરના ભાગમાં કોઈ ઘંટડી વગાડ્યા વગાડ કરતું હતું. મારું ધ્યાન બહુ મોડેથી ગયું; હું ઉતાવળે પગલે પાછલા રૂમમાં ગયો અને દરવાજો ખોલ્યો. આશ્ચર્ય, પેલી યુવતી ફરી વાર આવીને ઊભી રહી હતી. દરવાજો ઉઘડતાની વારમાં તેણે સ્મિત કર્યું. મેં ફરીથી કહ્યું, "આવો."

અમે બેઠાં. ઘણી વાત કરી. પછી મને સુરતી

જેવું લાગવા માંડ્યું. થોડી વારમાં બસ જેવું કંઈક આવ્યું અને લોકો હોહા કરતા સંભળાયા. હું દોડ્યો. ગરબડ વધી પડેલી લાગી. બસ તો આવી નહોતી પણ સાવચેતીના પગલારૂપે પોલીસની એક જીપ આવીને ઊભી રહી ગઈ હતી. અવાજ વધતો જતો હતો. પછી તો ફટ્ફટાફટ્ પથ્થર મારવાનો અવાજ પણ સંભળાવા લાગ્યો. હું સાબદો થઈ ગયો. પરિસ્થિતિનો પ્રત્યક્ષ ચિતાર મેળવવા હિંમત કેળવીને હું બાલ્કનીમાં આવ્યો. ત્યાં તો ઉપરની છત સાથે એક પથ્થર આવીને અથડાયો. હું અંદર ભાગી આવ્યો. તરત બાલ્કનીનો દરવાજો બંધ કર્યો. બાજુની બારીના સળિયામાંથી બહારનું દૃશ્ય જોવાનો મેં પ્રયત્ન કર્યો. કંઈ સ્પષ્ટ દેખાતું નહોતું. ફક્ત હોહા સંભળાતી હતી. હું જઈને પલંગ પર પડ્યો. ઊંઘ આવતી હોય એવું લાગ્યું. ત્યાં તો કોઈની ચીસ સંભળાતાં ચમકીને ઊભો થઈ ગયો. બાલ્કનીમાં દોડ્યો. નીચે જોયું. કંઈ ધમાલ નહોતી. બધું શાંત હતું.

બસ સ્ટોપ પર કોઈ માણસ નહોતું. પેલી એક યુવતી તડકામાં અકળાતી બસની રાહ જોતી આસપાસમાં દૃષ્ટિ ઘુમાવી રહી હતી. એક વાર તેની મારા પર નજર પડી તો તે ક્ષોભીલી પડી ગઈ. થોડી વારે બીજો એક માણસ આવીને તેની બાજુમાં આવીને ઊભો રહી ગયો. તેણે થોડી વાર સુધી યુવતીની સામું જોયા કીધું. પછી આજુબાજુના દૃશ્યનું બારીક નિરીક્ષણ કર્યું. અને એકાએક પેલી યુવતીને કેડ આગળથી પકડી ઊંચકીને બસ સ્ટોપની પાછળની ઝાડી તરફ લઈ ભાગ્યો. ચીસ ન પાડી શકે એટલા માટે તેણે એક હાથ તેના મોં પર દાબી રાખ્યો. તેને જતો જોઈ મને બાળપણમાં જોયેલું રાવણનું સીતાહરણનું ચિત્ર યાદ આવી ગયું. શું કરવું તે તરત તો મને સૂઝ્યું નહિ. પછી ઘર બંધ કરી ઉતાવળે હું દાદરો ઊતરવા લાગ્યો. ઝનૂન એકઠું કરી હું પેલો ગયો હતો તે દિશામાં જવા દોડ્યો.

ત્યાં તો રસ્તામાં થોડાક માણસોએ મને રોક્યો. શું છે? એમ પૂછું તે પહેલાં તો તેમાંના એકે આગળ આવીને મારા પેટમાં લાત મારી મને પછાડ્યો. હું ચત્તો હળી પડ્યો. ત્યાં તો બીજા કેટલાક માણસો મારા પર ચડી બેઠા. તેઓ મને જોરશોરથી મુક્કા લગાવવા માંડ્યા.

જેણે મને પછાડ્યો હતો તે પહેલવાન અને લીડર જેવો લાગતો માણસ ગુમાનીમાં બોલ્યો, "ઔરતકી બેઇજ્જતી કરતા હૈ?"

"ઐસા કરનેમેં તુમકો શર્મ નહિ આયી?" બીજાએ તેનું સમર્થન કર્યું.

"તેરી કોઈ મા-બહન નહીં હૈ ક્યા?", ત્રીજાએ જાણે કે સમાપન કર્યું. થોડી વાર ગાળી ગલોચ કરી મુક્કાનો વરસાદ વરસાવી તેઓ ચાલ્યા ગયા. મારા તો હોશહવાસ ઊડી ગયા હતા. જરા વાર અભાન જેવી પરિસ્થિતિમાં પડ્યો રહી ઊભો થઈ ધૂળ ખંખેરતો હું ઘર તરફ ચાલવા લાગ્યો....



# બનન્તી: મૂલગામી સન્નિધીકરણની કલા | સુઝાન સોન્ટાગ

[૧૯૬૨માં લખાયેલા સોન્ટાગના મૂળ અંગ્રેજી લેખનું, ક્વચિત્ સ્થૂળ વીગતો છોડી દીધેલું, આ મુક્ત ભાષાંતર છે. 'Happening' માટેનો એકદમ ઉચિત પર્યાય 'બનન્તી' જાણીતા નાટ્યવિદ શ્રી ચંદ્રવદન મહેતાએ રચેલો છે. લેખ બનન્તીવિષયક હોવા છતાં પણ કલાની આધુનિક ગતિવિધિનું માર્મિક બયાન આપે છે.]

તાજેતરમાં ન્યૂયૉર્કમાં દૃશ્યકલાના એક નવતર — જોકે હજી નિજી — પ્રકારનો ઉદ્ભવ થયો છે. ઉપલક દૃષ્ટિએ જોતાં, કલા-પ્રદર્શન અને રંગભૂમિ-પ્રયોગોના સંકરરૂપ જણાતી આ રજૂઆતોને 'બનન્તીઓ' એવી જરા અકળાવનારી સંજ્ઞાથી ઓળખાવવામાં આવે છે. માળિયાંઓમાં, આર્ટગૅલેરીઓમાં, નાનકડાં નાટ્યગૃહોમાં સરેરાશ ત્રીસથી માંડીને સોએક જેટલી વ્યક્તિઓના પ્રેક્ષકસમૂહો આગળ એ ભજવાઈ છે. અપરિચિતોની સામે બનન્તીનું વર્ણન કરવા જતાં બનન્તીઓ શું નથી તેનું જ બયાન આપવા બેસી જવાય છે. રૂઢ પ્રકાર-પદ્ધતિના રંગમંચ ઉપર નહિ, પરંતુ વસ્તુઓથી ખીચોખીચ એવા નકરા સન્નિવેશની વચમાં એ ભજવાઈ છે — આ સન્નિવેશ તૈયાર કરવામાં આવ્યો હોય, જોડી કાઢવામાં આવ્યો હોય, ખોળી કાઢવામાં આવ્યો હોય અથવા તો આ ત્રણેત્રણ રીતો એકમાં જ ઠઠાડી દેવામાં આવી હોય, એવું પણ બને. આ સન્નિવેશમાં અભિનેતાઓ નહિ પણ થોડાંક ભજવનારાં હલનચલન આદરે છે; પરસ્પર પ્રતિભાવ આપતાં તેઓ (ક્યારેક) શબ્દો, શબ્દહીન અવાજો, સંગીત, ઝબકતા પ્રકાશ અને ગંધોના ઝમેલા સાથે સંવાદી રહીને વસ્તુઓ ભેમેલ કરે છે. બનન્તીમાં વસ્તુસંરચના (પ્લૉટ) નથી હોતી — જોકે એ પોતે ક્રિયા અવશ્ય છે, અથવા કહો કે ક્રિયાઓ અને બનાવોની એક ભરમાર છે. સાતત્યપૂર્ણ અને તર્કસંગત એવા વાણીસંવાદને એણે ફગાવી દીધો છે; હા, એમાં 'હેલ્પ' 'લવ મી' 'કાર' 'વન ટુ થ્રી' વગેરે પ્રકારના શબ્દો હોઈ શકે ખરા. વાણીને અહીં પરિશુદ્ધ કરી નાખવામાં આવી હોય છે અને, વિષમતાથી ઘાટી રગડો બનાવી દેવામાં આવી હોય છે (અહીં માત્ર મદદની, જરૂરતની જ વાણી હોય છે); અને ત્યારબાદ પરિણામશૂન્યતા જન્માવીને, બનન્તી ભજવતી વ્યક્તિઓ વચ્ચે સંબંધોના અભાવો સરજીને, એનો વિસ્તાર સાધવામાં આવે છે.

ન્યૂયૉર્કમાં બનન્તીઓ વીસીત્રીસી વચ્ચેનાં નવયુવકો ભજવે છે — ઓસાકા, સ્ટૉકહોમ, કલોન, મિલાન અને પારીમાં આ જ જાતની સમાન્તર પ્રવૃત્તિઓ શરૂ થયાની ભાળ મળે છે, ને તેથી આને માત્ર ન્યૂયૉર્ક-ઉન્મેષ કહી શકાશે નહિ. જુવાનોમાંના મોટા ભાગના તો ચિત્રકારો છે, કેટલાક વળી સંગીતકારો પણ છે. પ્રસ્તુત પ્રવૃત્તિને એક કલાપ્રકાર તરીકે ઉપસાવી આપવામાં સૌથી વધુ નોંધપાત્ર નામ આલન કેપ્રોનું છે. ૧૯૫૭થી ચિત્રકાર કેપ્રોએ પોતાની ચિત્રકલાની અવેજીમાં બનન્તીઓ રચવી શરૂ કરી છે; એ પોતે જણાવે છે તેમ બનન્તીઓ એની ચિત્રકલાનું જ વિકસિત રૂપ છે. જોકે બીજાઓની બાબતમાં આવું નથી — પ્રસંગોપાત્ત બનન્તીઓ રચવા-ભજવવાની સાથોસાથ તેઓએ સંગીત કે ચિત્રકલાની પોતપોતાની સાધનાઓ ચાલુ રાખી જ છે.

જાહેરમાં પહેલવહેલી, 'એઈટિન હેપનિંગ્સ ઇન સિક્સ પાર્ટ્સ" નામની આલન કેપ્રોરચિત બનન્તી ૧૯૫૯ના ઑક્ટોબરમાં બીજાઓના સહયોગથી રજૂ થઈ; ત્યાર બાદ રેડ ગ્રૂમ્સ, જિમ ડાઇન, રૉબર્ટ વ્હિટમૅન અને બીજા અનેકો માટે જાણીતી આર્ટ-ગૅલેરીઓ બનન્તી ભજવવાનાં ઠામઠેકાણાં બની રહી. બનન્તીઓ જાહેર જનતામાં મુકાઈ ત્યારથી માંડીને આજદિન સુધીમાં, એ નાનકડાં મિત્રમંડળોનો ભજવનારાં જૂથોમાં વિસ્તાર થયો છે; એટલું જ નહિ પણ તેઓ સૌ બનન્તી વિશેની વિભાવના બાબતે પણ એકમેકથી સારા એવા જુદા પડતા આવ્યા છે; એક કલાપ્રકાર તરીકે બનન્તી કેવી છે એ વિશેના એકાદ વિધાનને પણ તેઓ સર્વમાન્ય રૂપે સ્થાપી શક્યા નથી. બનન્તીઓમાં કેટલીક ઘણી વેરવિખેર સ્વરૂપની હોય છે તો વળી કેટલીક ઘટનાઓથી ખીચોખીચ ભરેલી હોય છે; કેટલીક આક્રમક હોય છે તો કેટલીક રમૂજપ્રદ પણ હોય છે; કેટલીક હાઈકુ જેવી તો વળી કેટલીક મહાકાવ્ય જેવી પણ હોય છે; કેટલીક ઝાંખા મુખરેખાંકનરૂપની હોય છે તો કેટલીક નાટકીય પણ ઘણી હોય છે. તેમ છતાં પણ, એના સ્વરૂપની લાક્ષણિક એકવાક્યતા શોધી કાઢવી, અથવા તો રંગભૂમિ અને ચિત્રકલા સાથેના એના સંબંધો વિશે કેટલાક તારણો કાઢવાં શક્ય છે. આ બધું હું અહીં સમજાવવા મથીશ તે કરતાંયે, "એ નોંધવું જરૂરી છે કે સમકાલીન કલાની ગતિવિધિના સંદર્ભમાં બનન્તીઓનો અર્થ શું છે તથા સ્વયં પોતાની કલાસાધનામાં થયેલી બનન્તીની ઉત્ક્રાન્તિ સમજાવવાનો ઉપરાંત બનન્તીમાં અક્ષરશઃ શું 'બને' છે તે વર્ણવવાનો, આલન કેપ્રોએ બનન્તીઓ વિશેના 'આર્ટન્યૂસ'ના મે ૧૯૬૧માંના પોતાના એક લેખમાં સમર્થ પુરુષાર્થ કર્યો છે.

બનન્તીની કદાચ સૌથી મોટી લાક્ષણિકતા પ્રેક્ષકસમુદાયની એની 'ટ્રીટમેન્ટ' (આ જ એક ઉચિત શબ્દ જણાય છે) છે. પ્રેક્ષકસમુદાયને જાણે કે ભાંડવા—ચીડવવા માટે બધું છટકું ગોઠવાયું ન હોય! એના પર ભજવનારાં પાણી છાંટે, પૈસા ફેંકે, છીંકો આવે તેવો પાઉડર પણ ઉડાડે. કોઈ ઓર્કિસ્ટ્રમ ઉપર કાનમાં ધાક પડી જાય એવડા જોરના અવાજે કરે, તો વળી પ્રેક્ષકો પર ઝગઝગતી જ્યોત ઝબકતી પ્રકાશધારાઓ પણ ફેંકવામાં આવે. ઘણાબધા રેડિયો એકીસાથે વાગવા માંડે. ભીડવાળા ખંડમાં પ્રેક્ષકને ટાંગા તોડતા ઊભા રહેવું પડે, પગ ટેકવવા પૂરતી જગ્યા મેળવવા ઝઘડવાનું પણ થાય. સંતોષપૂર્વક પ્રેક્ષક બધું જોઈ શકે એની અહીં કોઈને પડી નથી. કેટલાક બનાવોને અર્ધા-અંધારામાં ભજવીને તો કેટલાકને વળી જુદા જુદા ખંડોમાં ભજવાતા બનાવીને સાચે જ ઇરાદાપૂર્વકની વિહ્વળતા જન્માવવામાં આવે છે. (કંઈ નહિ તો પણ પ્રેક્ષકની આવા પ્રકારની સંક્ષુબ્ધ સતાવણી બનન્તીના નાટ્ય-દાવનો પરિચય તો અવશ્ય આપે છે.)

બનન્તીની બીજી લાક્ષણિકતા એનું સમય-આયોજન છે. એની સમયમર્યાદાની કોઈ ધારણા થઈ શકે નહિ—દસ મિનિટથી માંડીને પિસ્તાળીસ મિનિટ સુધી પણ એ પહોંચે; જોકે સરેરાશ બનન્તી અરધો કલાક ચાલતી હોય છે. મેં જોયું છે કે પ્રેક્ષક-સમુદાય સુસજ્જ અને કેળવાયેલો હોય છતાંયે સમજી શકે નહિ કે બનન્તી ક્યાં પૂરી થઈ—એને પ્રેક્ષાગાર છોડી જવાનું કહેવું પડે. સ્વરૂપ-વિષયક અપરિચિતતાને લીધે જ આમ બને છે એવું નથી. ન કળી શકાતો સમયગાળો અને વસ્તુ દરેક બનન્તીની લાક્ષણિક અસરના સંદર્ભમાં આવશ્યક છે. કેમ કે બનન્તી કશી વસ્તુસંરચના કે કશું કથાનક ધરાવતી નથી અને તેથી કુતૂહલ જગાડવા—સંતોષવાનો પ્રશ્ન જ અહીં અપ્રસ્તુત બની જાય છે.

કશી પરાકાષ્ઠા કે કશાયે ઉપસંહાર વિના, માત્ર વિસ્મયોની વિષમ-જાળ ગૂંથીને બનન્તી પોતાની અસર ઉપસાવે છે; ઘણીખરી કલાઓમાં જોવા મળતા તર્ક(લૉજિક)ને સ્થાને અહીં આમ સ્વપ્નનો અ-તર્ક (એલૉજિક) જોવા મળે છે; સ્વપ્નોમાં "સમય"ની કોઈ સૂઝબૂઝ હોતી નથી, બનન્તીઓમાં પણ નથી હોતી. વસ્તુસંરચના અને સાતત્યપૂર્ણ એવા તર્કસંગત વાણીસંવાદના અભાવમાં

બનન્તીએનિ 'ભૂતકાળ' હોતો નથી. નામ પોતે જ સૂચવે છે તેમ બનન્તીઓ હમેશાં 'વર્તમાન'માં જ ધબકે છેઃ કદાચ હોય તોયે એના એ જ શબ્દો અહીં વારંવાર બોલાય છે; વાણી તોતડી બનાવી મૂકવામાં આવી હોય છે. સમય કેદ કરી દેવાયો છે એવો ખયાલ પહોંચાડવા એકની એક બનન્તીમાં ચેષ્ટાભિર્ય બબડાટની એક પ્રકારની એની એ જ ક્રિયાઓ વારંવાર દોહરાવવામાં આવે છે. ક્યારેક તો આખી બનન્તી, ઉપાડની ક્રિયા કે ચેષ્ટાનું અંતમાં પુનરાવર્તન કરીને વર્તુળાતી હોય છે.

પ્રસાદપૂર્વકના અસ્થાયીત્વ દ્વારા બનન્તીઓ એક રીતે તો પોતાનું સમયનિરપેક્ષ સ્વાતંત્ર્ય જ વ્યક્ત કરે છે. કોઈ એક ચિત્રકાર કે કોઈ એક શિલ્પીએ બનન્તીઓ રચી હોય, છતાં તે એવી ચીજ નથી જેને ખરીદી શકાય. બનન્તી કોઈ ખરીદી શકે નહિ; તેમાં તો સૂર પુરાવાય. સ્થળ પર જ ભોગવવાની ચીજ. આ તથ્ય બનન્તીઓને રંગભૂમિસંગત કલાપ્રકાર તરીકે સ્થાપી આપે છે— કેમ કે રંગમંચ ઉપર રજૂ થાય તેને માણસ જોઈ-માણી શકે છે, ઘેર લઈ જઈ શકતો નથી. પરંતુ નાટકને પોતાની તૈયાર અને સુપ્રાપ્ય વાચના હોય છે, સમગ્ર ભજવણી માટેની સંપૂર્ણ છાપેલી નોંધ અહીં મેળવી શકાતી હોય છે; એવું ભજવણીથી નિરપેક્ષ અસ્તિત્વ હોય છે, રંગભૂમિનો અર્થ નાટકો કરીએ, તો તો બનન્તીઓને વળી પાછી એમાં સમાવી શકાશે નહિ. તેમ છતાં પણ (—કેટલાક બનન્તીપ્રેક્ષકો માને છે તેમ—) બનન્તીઓ તુરતોતુરત ઉપજાવી કાઢવામાં આવી હોય છે એ વાત ખોટી છેઃ અઠવાડિયાથી માંડીને ક્યારેક તો મહિનાઓ લગી એનાં બરાબર કાળજીપૂર્વકનાં રિહર્સલ કરવામાં આવે છે— ક્રિયાકલાપો માટેનાં સૂચનો અને આવશ્યક સાધનસામગ્રીનાં વર્ણનો આપવા પૂરતી આ વાચના ભલેને પછી ટૂંકીટચ કે એકાદ પાનાની હોય. ભજવણીનો ઘણો બધો ભાગ તો ભજવનારાંઓએ પોતે જ રિહર્સલ દરમ્યાન શોધી કાઢ્યો હોય છે; અથવા તો, એના આવશ્યક એકમોના પ્રતીકાત્મક સંયોજનનો નકશો તૈયાર કરવામાં આવ્યો હોય છે; અને જો બનન્તી એક પછી એક એવી અનેક સાંજેએ ભજવાય, તો નાટકની તુલનાએ તો, અહીં ભજવણીએ ભજવણીએ સારો એવો ફેર જણાવાનો. પણ, જ્યારે એકની એક બનન્તી અનેક રાતોએ ભજવાય ત્યારે બધું પુનરાવર્તનિયા બનાવોના ભંડાર જેવું ન બની જાય, તેની કાળજી લેવાય છે. એક અથવા એકથી વધારે વાર ભજવાયેલી અને પછી વિખેરી નાખવામાં આવેલી બનન્તીને કદી પણ પુનર્જીવિત કરવામાં આવતી નથી, એ કદી પણ ફરીથી ન ભજવાય. કાગળ, કરંડિયા, પતરાંનાં પીપ, ખખ્ખડિયા કંતાનના કોથળા, ખાદ્ય પદાર્થો, ચીતરેલી કામચલાઉ દીવાલો વગેરે એવા જ જાણી કરીને કામચલાઉ રાખેલા વસ્તુપદાર્થોની દુનિયામાં ભજવાતી આ બનન્તીઓમાં, વસ્તુસામગ્રીનો, ભજવણી દરમ્યાન સાચે જ વાસ્તવિક અર્થમાં ઉપભોગ કે નાશ આદરવામાં આવે છે.

બનન્તીમાં વસ્તુપદાર્થોનું અને તેમની ગંદીગોબરી અને સ્વચ્છસાફ કે સખત-પોચી અવસ્થાઓનું મહત્ત્વ છે. રંગભૂમિ કરતાં બનન્તી, ચિત્રકલાને વધારે મળતી આવે છે એવું બતાવનારી, સાધનસામગ્રી વિશેની આ પૂર્વનિર્ધારિત જમાવટ, વ્યક્તિઓને બનન્તીમાં 'ચરિત્રો' તરીકે નહિ પણ ભૌતિક વસ્તુઓ તરીકે રજૂ કરવામાં પણ અભિવ્યક્ત થાય છે. ખખ્ખડિયા કંતાનના મોટા કોથળાઓ, કાગળનાં લાંબાં-પહોળાં આવરણો, ચાદરો કે મહોરાંઓમાં છુપાવીને વ્યક્તિઓને બનન્તીમાં ઘણીયે વાર સાચે જ ભૌતિક વસ્તુપદાર્થો તરીકે જ રજૂ કરવામાં આવે છે, (અથવા આલન કેપ્રોની 'અન્ટાઇટલ્ડ હેપનિંગ'માં બને છે તેમ— લટકતી નિસરણી પર પડી રહેલી નગ્ન સ્ત્રીની જેમ—બનન્તીમાં વ્યક્તિને 'સ્ટીલ લાઇફ' તરીકે પણ વાપરવામાં આવે છે. બનન્તીઓમાંની હિંસક-આક્રમક કે અન્યથા પ્રકારની મોટા ભાગની 'ક્રિયા'માં વ્યક્તિનો આવો વસ્તુપદાર્થરૂપનો વપરાશ પ્રાધાન્ય ભોગવે છેઃ બનન્તીમાં બહુધા જોયા, મળશે—ભજવનારાંઓના દેહનો

વ્યક્તિના પોતાના દ્વારા (કૂદીને, પડીને), થતો અથવા તો પરસ્પર દ્વારા (ઊંચકીને, પછાડીને, ફંગોળીને, ધકેલીને, મારીને, કુસ્તીબાજી કરીને) થતો હિંસક આક્રમક પ્રકારનો ઉપયોગ; તો વળી કેટલીક વાર જોવા મળશે — વ્યક્તિનો બીજાઓ દ્વારા કે ખુદ પોતાના દ્વારા થયેલો (લાડ, મીઠી ધમકી, ટગર ટગર ટીકી રહેવું વગેરે પ્રકારનો) ધીર ગતિનો વધારે વેદનશીલ ઉપયોગ. ખોળંખોળા અથવા તો વસ્તુઓના રૈઢિયાળ ઉપયોગોને સ્થાને તેમની સેન્દ્રિય આત્મશ્રી ઉપસાવી આપે તેવા લાગણીભીના ને પુનરાવર્તિત ઉપયોગો યોજીને લોકોને અહીં આવી વિશિષ્ટ રીતે પણ સંડોવવામાં આવે છે: પાણીભરેલી ખાલદીમાં રોટલીના ટુકડા નાખવા; ભોજન માટે ટેબલ સજાવવું; મોટા લાંબાલચાક કાગળપટ્ટાની, ફ્લોર પર લપેટંલપેટી કરવી; કપડાંના લબાચા લટકાવવા; વગેરે: જિમ ડાઇનની 'કાર ક્રેશ'ના અંતે એક માણસ કાળા પાટિયા પર રંગીન ચોકના ટુકડાનો ઘસીઘસીને કચ્ચરઘાણ કાઢ્યા કરે છે, ને બનન્તી પૂરી થાય છે. કોઈ ખાંસ્યા કરે, કોઈ દાઢી બનાવ્યા કરે કે થોડાક લોકો બસ માત્ર ખાયા જ કરે વગેરે પ્રકારની સાધીસીધી ક્રિયાને પુનરાવર્તનોથી, લંબાવી લંબાવીને એક પ્રકારની ભૂતાળવા સનેપાતની કક્ષાએ પહોંચાડી દેવામાં આવે છે.

આ સન્નિવેશ, આ રંગમંચસામગ્રી કે આ વેશપરિધાન એવા ભેદો નાટકના વિષયમાં જેટલી સરળતાથી બતાવી શકાય છે તે બનન્તીમાં, વસ્તુ-સામગ્રીના આવા ઉપયોગને લીધે, બતાવવા શક્ય નથી: જેવી રીતે ચિત્રકળામાં, દીવાલમાં ઉપસાવી આપેલા રંગ છાંટયા કાગળના ગરના લોંદા જેવા આકારો અથવા તો જમીન પર પથરાયેલો કચરો કૃતિના સમગ્ર સંવિધાનનો જ એક ભાગ હોય છે તેમ, તેવી જ રીતે, અહીં બનન્તીમાં ભજવનારાએ પહેરેલાં અન્ડરવેર, કૅર્ડબોર્ડનાં કપડાં પણ સમગ્રનો જ એક ભાગ થઈ પડે છે. નાટકથી ભિન્ન પણ આધુનિક ચિત્રકલાને મળતી રીતે બનન્તીમાં વસ્તુઓ મૂકવામાં નથી આવતી પરંતુ ઠેરઠેર વેરી દેવામાં આવે છે અથવા એના ઢગલા કરવામાં આવે છે. બનન્તી સારામાં સારા શબ્દોમાં જેને "પરિ-સ્થિતિ" કહી શકાય—તેમાં બને છે. અને પ્રસ્તુત પરિ-સ્થિતિ ખરડ ભંગાર — કાગળ, લબાચા વગેરેમાંથી કેટલીક વાર, તો કેટલીક વાર ગંદીગોબરી ને બિહામણી અવસ્થાને લીધે, જ પસંદગી પામેલા પદાર્થોમાંથી, લાક્ષણિક રીતે ગૂંચવાડાભરી, અવ્યવસ્થિત અને ઉકરડા સમી બનાવી લેવામાં આવી હોય છે. આ રીતે બનન્તીઓ કલાસંગ્રહસ્થાનની આખી વિભાવના સામે, કલાકારનું કામ સંઘરવાલાયક અને જતન કરવા જેવી વસ્તુઓ પેદા કરવાનું છે એ આખા વિચાર સામે માત્ર વૈચારિક સ્વરૂપનો નહિ પરંતુ સાચૂકલો વિરોધ નોંધવે છે. બરાબર મોં પાસે થઈને કોઈનો ફટાકડો ફૂટી જાય ને જે મજા આવે તેવા જ કંઈક પ્રકારની મજા બનન્તીમાં આવે — બનન્તીને કોઈ પોતાની માલિકીની બનાવી શકે નહિ.

બનન્તીઓનો, કેટલાક, 'ચિત્રકારોની રંગભૂમિ' એવો પરિચય આપે છે — ચિત્રકારો દ્વારા એ રજૂ થાય છે માટે નહિ પરંતુ સજીવ બનાવેલાં ચિત્રો તરીકે અથવા વધારે ચોકસાઈથી કહેવું હોય તો 'જીવતા જાગતાં કોલાજ' તરીકે એમનું સારી પેઠનું વર્ણન આપી શકાય છે માટે. એટલું જ નહિ પરંતુ બનન્તીઓને પચાસીની ન્યૂયૉર્કસ્કૂલ-ચિત્રકલાના એક રીતસરના તાર્કિક વિકાસ તરીકે પણ વર્ણવી શકાય એમ છે. પ્રેક્ષકને જાણે કે સંક્ષુબ્ધ કરવા, કહો કે ઢાંકી દેવાના ઇરાદાથી જ ચીતરાયેલાં, ન્યૂયૉર્કનાં, છેલ્લા દાયકાનાં અનેક તોતિંગ કૅન્વાસ; વળી રંગ સિવાયની ઘણીબધી વસ્તુઓ ચિટકાવવા-ચોંટાડવાનું વધતું રહેલું વલણ — આ જાતની ચિત્રકલાને કૅન્વાસથી વિસ્તારીને ત્રિપરિમાણયુક્ત સ્વરૂપમાં રજૂ કરવાની છૂપી એષણાનાં જ સૂચક હતાં. અને બરાબર આ જ પ્રમાણે કેટલાક કરવા મંડેલા. પચાસીની મધ્યનાં અને અંતનાં વર્ષોમાં રૉબર્ટ રૉશેનબર્ગ, આલન કૅપ્રોએ તથા બીજા અનેકોએ 'એસેમ્બ્લાજ'ના

નવા રૂપે — ચિત્રકલા, કોલાજ અને શિલ્પના એક વર્ણસંકર રૂપે — કાટમાળનો વૈવિધ્યસભર ઉપયોગ કરીને પોતાની કૃતિઓમાં આ કસોટીરૂપ પગલું બરાબરની હિંમતથી ભરેલું જોવા મળે છે. ઍસેમ્બ્લાજથી 'પરિસ્થિતિ' સુધી પહોંચવા હવે એક જ ડગલું બસ હતું. અને છેલ્લું ડગ — બસ બનન્તીનું — પેલી પરિસ્થિતિમાં હવે, માત્ર લોકોને મૂકી દે છે. બનન્તીની ગૂંચવાડા વિશેની સર્વસાધારણ બની ચૂકેલી લાક્ષણિકતા, કે કશાયે કલાત્મક વિત્ત વિનાના વસ્તુપદાર્થો — ખાસ કરીને શહેરી સભ્યતાનો કાટમાળ — ચોંટાડીજોડી આપવાનો બનન્તીનો શોખ વગેરે પ્રકારની બનન્તી-શૈલી ન્યૂયોર્ક ચિત્રકલાના અનુભવ અને દબાવોને જ આભારી છે. (જોતાં, નોંધવું જોઈએ કે એક કેપ્રોએ બનન્તીકલારૂપમાં શહેરી ભંગારને પ્રયોજવાનું અનિવાર્ય ગણ્યું નથી; એની દૃષ્ટિએ પ્રકૃતિની 'શુદ્ધ' વસ્તુસામગ્રીનો ઉપયોગ કરીને પણ, એટલી જ સારી રીતે, ગ્રામીણ વાતાવરણ વચ્ચે બનન્તીઓ રચી શકાય છે.)

આમ અનુનાતન ચિત્રકલાની મદદથી બનન્તી-શૈલી અને એની દૃષ્ટિભંગિ સમજીસમજાવી શકાય છે તોયે એના સ્વરૂપ ઉપર કશો ચોક્કસ પ્રકાશ પડતો નથી. આ સંદર્ભમાં ચિત્રકલાની પેલે પાર અને ખાસ તો સર્રિયલિઝમ પ્રતિ જવાની જરૂર છે. સર્રિયલિઝમનો અર્થ, હું, ૧૯૨૪માં આંદ્રે બ્રેતોંના ઢંઢેરા દ્વારા ઉદ્ઘાટન પામેલો ચિત્રકલાનો એ વિશિષ્ટ ઉન્મેષ કે એની સાથે સંકળાયેલા મૅક્સ અર્નસ્ટ, ડાલિ, શિરિકો કે બીજા અનેકાનેક એવા એવા કલાકારો, એમ કરતો નથી. પરંતુ હું વીસમી સદીની બધી જ કલાઓને છેદીભેદીને વહેતા વેદનશીલતાના એ રૂપવિશેષની વાત કરું છું. રંગભૂમિમાં ચિત્રકલામાં, કવિતા સિનેમા સંગીત નવલકથામાં કે અરે સ્થાપત્યમાં પણ સર્રિયલિસ્ટ પ્રવાહપરંપરાઓ જોવા મળી છે. 'કોલાજ સિદ્ધાંત' દ્વારા એટલે કે મૂલગામી સન્નિધીકરણ દ્વારા રૂઢ અર્થોનો સર્વનાશ કરી નવા જ અર્થો સર્જવા વિશે આ બધી જ કલાઓની સર્રિયલિસ્ટ પરંપરાઓ એકમતી ધરાવે છે. આ નવતરરૂપે અવગત થયેલી કલાને દેખીતી રીતે જ આક્રમણ દ્વારા — એના ભાવકસમુદાયના પૂર્વનિશ્ચિત રૂઢિદાર્ય સામેના આક્રમણ દ્વારા, એટલું જ નહિ પણ પોતાના જ ઉપાદાન સામેના આક્રમણ દ્વારા — પુનર્જીવન પ્રાપ્ત થયું. મૂલગામી સન્નિધીકરણની ટેકનિકો દ્વારા સર્રિયલિસ્ટ વેદનશીલતા આઘાત આપવા તાકે છે. અરે 'ફ્રી ઍસોસિયેશન' જેવી મનોવિશ્લેષણની પુરાણી પદ્ધતિને પણ મૂલગામી સન્નિધીકરણના સર્રિયલિસ્ટ સિદ્ધાંતની પ્રક્રિયા તરીકે ઘટાવી શકાય છે. દહીં વડે ઉચ્ચારાતા, સહજસ્ફૂર્ત, ઊગી નીકળેલા, એકેએક વિધાનને પ્રસ્તુત તરીકે સ્વીકારતી અર્થઘટનની ફ્રોઈડિયન ટેકનિક પોતે જ બતાવે છે કે તે 'વિસંગતિઓ પાછળ છુપાયેલી સંગતતાઓ'ના એ જ વ્યાકરણ ઉપર ઊભેલી છે — જેની સાથે આધુનિક કલામાં આપણે હેવાયાં છીએ.

સન્નિધીકરણની આ કલા દ્વારા 'બીજાં' ધ્યેય પણ એટલી જ સારી રીતે સિદ્ધ કરી શકાય છે. સર્રિયલિઝમની મોટા ભાગની કલાએ નર્મ(વિટ)નાં ધ્યેય સફળતાપૂર્વક હાંસલ કરી આપ્યાં છે — પછી ત્યાં જે કંઈ રિક્તતાસભર બાલિશ ઉડાઉ કે વળગણરૂપ હોય તેનો એક આખો આસ્વાદ્ય ટુચકો (જોક) હોય અથવા તો કશોક સામાજિક વ્યંગ (સેટાયર) હોય. પારીના ૧૯૩૮ના આંતરરાષ્ટ્રીય સર્રિયલિસ્ટ પ્રદર્શનનું તથા ૧૯૪૩ અને ૧૯૬૦નાં ન્યૂયોર્કનાં અન્ય પ્રદર્શનોમાં વ્યક્ત થયેલા સર્રિયલિઝમનું, અને જોવા જઈએ તો પેલી દાદાશૈલીનુંયે મૂળ ધ્યેય તો આ જ હતું. સર્રિયલિસ્ટ સિદ્ધાંતે ખરેખર તો આધુનિક સભ્યતાના અનાથ, નધણિયાતા, રિક્તતાસભર, કાલગ્રસ્ત, ફૅશન બહારના પદાર્થોને એક પ્રકારની નર્મભરી (વિટી) શૈલીમાં આસ્વાદવાની વૃત્તિને જન્મ આપ્યો છે; 'કૅમ્પ' નામે ઓળખાતી એક જાતની ધીંગી અ-કલા વિશેની નવ્ય અભિરુચિને જન્મ આપ્યો છે. આવા નર્મ માટે સર્વસાધારણ મૂલ્યદૃષ્ટિએ ઉચ્ચ ગણાતા, કલાપૂર્ણ કે સુરુચિપૂર્ણ તરીકે ઓળખાતા 'પદાર્થો'ની આવશ્યકતા નથી — અહીં તો, સામગ્રી જેટલી વધારે તિરસ્કૃત કે અભિવ્યક્ત

થયેલાં સંવેદનો જેટલાં વધારે નિઃસામાન્ય તેટલી વધારે સારી અસરો જન્માવી શકાય.

નર્મ સિવાયનાં બીજાં પણ ધ્યેય સરિયલિસ્ટ સિદ્ધાંત દ્વારા સિદ્ધ કરી શકાય છે. એનો રોગનિવારક ઉપચારના સંદર્ભમાં—(કલામાં) ઇન્દ્રિયોના અથવા તો (માનસચિકિત્સામાં) ચારિત્રના પુનર્શિક્ષણના હેતુ અર્થે—વધારે ગંભીરતાપૂર્વકનો વિચાર થઈ શકે છે. અને છેવટે ભયત્રાસ(ટેરર)નાં ધ્યેયોના સંદર્ભમાં પણ પ્રસ્તુત સિદ્ધાન્ત કારગત નીવડે છે. દૈનંદિનીય જીવનની તર્કબદ્ધતા નીચે પડેલાં સ્વપ્નોના અન્તર્કની શોધ એ જ જો આધુનિક કલાનો અર્થ હોય, તો તો, પોતાની ભાવાત્મક સીમામર્યાદાને અર્થે સ્વપ્નો રચવાની સ્વતંત્રતા ધરાવતી કલાને પણ આપણે અપેક્ષીએ. અહીં નર્મસભર સ્વપ્નો છે, ગંભીર સ્વપ્નો પણ છે— તો વળી અહીં દુઃસ્વપ્નો પણ છે.

સરિયલિસ્ટ સિદ્ધાન્ત નિયોજિત ભયત્રાસનાં નિદર્શનો વધારે તો, સંગીત કે ચિત્રકલાની સરખામણીએ સાહિત્ય અને ફિલ્મમાંથી મળી આવે છે. લોત્રેઆમોન્તના 'માલ્દોરર'નો, કાફ્કાની વાર્તાસૃષ્ટિનો તો ગોટફ્રીડ બેનનાં મોર્ગ-કાવ્યોનો વિચાર આ સંદર્ભમાં અવશ્ય કરી શકાય. ફિલ્મમાંથી પણ ઘણાં દૃષ્ટાંત બતાવી શકાય. પરંતુ 'ટેરરિઝેશન'ના સંદર્ભમાં સરિયલિસ્ટ સિદ્ધાન્તની ઉમદા સમજ તો અન્તોનિન આર્તુદનાં લખાણોમાં જોવા મળે છે. પોતાના નિબંધોમાં આર્તુદ એક સ્થળે લખે છે: "રંગભૂમિએ પોતે જીવનસમ બનવું જ રહ્યું — વ્યક્તિગત જીવનસામ્ય નહિ, જેમાં 'પાત્રો'ની જીત થાય છે તે, જીવનનું વ્યક્તિગત પાસું નહિ— પણ એક પ્રકારનું મુક્ત બનાવેલું જીવન કે જેમાં માનવીય વૈયક્તિકતા સાવ ધોવાઈ ગઈ છે." આર્તુદ જેને તુચ્છકારની ભાષામાં 'મનોવૈજ્ઞાનિક અને સામાજિક માનવ' કહે છે તેનાં ઉપર ઉપરનાં આવરણો માત્ર એનાં સ્વપ્નોમાં જ ભેદાય છે. પરંતુ આર્તુદને મન સ્વપ્નનો અર્થ માત્ર કવિતા કે તરંગલીલા થતો નથી; 'સ્વપ્ન'ને એ હિંસાઆક્રમણ ગાંડપણ અને દુઃસ્વપ્નના અર્થમાં પણ ઘટાવે છે. સ્વપ્ન સાથેનો આ અન્વય, સ્પષ્ટ છે કે, આર્તુદના 'થિયેટર ઑફ ક્રૂએલિટી'ને જન્મ આપે. રંગભૂમિએ "પ્રેક્ષકને સ્વપ્નોના એવા તો સાચકલા ઢોળાવો પૂરા પાડવા જોઈએ કે જે દ્વારા એની અપરાધવિષયક રુચિ, એનાં રતિવિષયક વળગણો, એની જંગલિયત, એના કપોળકલ્પિત રાક્ષસો, જીવન અને પ્રકૃતિ વિશેની એની યુટોપિયન સમજ અરે એની નરભક્ષકવૃત્તિ — બધું જ, કૃતક અને ભ્રામકથી પર એવી વધારે ઊંડી — અંદરની — ભૂમિમાં જઈ ઢોળાય... સ્વપ્નોની જેમ રંગભૂમિ ઘાતકીક્રૂર અને અમાનુષી હોવી જોઈએ."

પોતાના 'થિયેટર ઍન્ડ ઇટ્સ ડબલ' નામના ગ્રંથમાં આર્તુદે આપેલા આદેશો બનન્તીઓનું સુંદર વર્ણન આપે છે. આર્તુદ બનન્તીની ત્રણ નોંધપાત્ર લાક્ષણિકતાઓ વચ્ચેનો સંબંધ આમ વર્ણવે છે: ૧. વ્યક્તિઓનો એમાં થતો નિર્વૈયક્તિક કે અતીવ-વૈયક્તિક વિનિયોગ; ૨. દૃશ્યવિધાન અને ધ્વનિ ઉપર મૂકેલો ભાર, અને શબ્દ પ્રત્યેની એની ઉપેક્ષાવૃત્તિ તથા ૩. પ્રેક્ષક પ્રત્યેની એની સ્વરૂપવિલક્ષણ આક્રમકવૃત્તિ.

કલામાં આક્રમકવૃત્તિના ઉન્મેષને ભાગ્યે જ નવો ગણી શકાય. છેક ૧૮૮૦માં રસ્કિને 'અર્વાચીન નવલ' વિશે વિચારતાં, તરંગલીલામય, બહિર્ અને તિરસ્કૃત સૃષ્ટિ વિશેની અભિરુચિ તથા આઘાત પામવા માટેની સ્વૈચ્છિક તૈયારી જેવાં આધુનિક પ્રેક્ષકોનાં વિલક્ષણો નોંધ્યાં છે. અનિવાર્યતયા આ પછી તો કલાકાર, પ્રેક્ષકની પ્રતિક્રિયા જગવવા વધારે મહાન અને વધારે તીવ્ર પ્રકારના પ્રયત્નો આદરવા પ્રેરાય છે. પ્રશ્ન માત્ર એટલો જ છે કે દરેક વખતે પ્રતિક્રિયા 'ટેરરિઝેશન'થી જ ઉશ્કેરાવી જોઈએ કે કેમ. બનન્તીઓ રચનારનો ગર્ભિત સર્વાભિપ્રાય એવો જણાય છે કે ઉશ્કેરણીના બીજા પ્રકારો (દા. ત. જાતીય) હકીકતમાં ઓછા અસરકારક છે અને ભાવજગતનું અંતિમ સુરક્ષાસ્થાન (બૅસન) બસ એક ભીતિ જ છે.

એ નોંધવું પણ એટલું જ રસપ્રદ છે કે, આધુનિક

પ્રેક્ષકને એની સુસ્ત-હૂંફાળી ભાવવિષયક જડતા-(અનેસ્થેસિયા)માંથી જગાડવાને રચાયેલું આ કલા-સ્વરૂપ, એકમેકથી વિયુક્ત ધીર ગતિએ વર્તતી એવી જ જડબેહોશ વ્યક્તિઓનાં પ્રતિરૂપો દ્વારા પરિણામશૂન્યતા અને ઔપચારિકતાનાં લક્ષણોવાળી કાર્યની આપણને એક આખી છબિ ઉપસાવી આપે છે. બરાબર આ જ વખતે ભયત્રાસની સર્રિયલિસ્ટ કલાઓ કૉમેડીના ગભીરતમ મર્મ સાથે અનુસંવાદી જાય છે: અજેયતાનું પ્રતિપાદન. કૉમેડીના હાર્દમાં જ ભાવવિષયક જાડ્ય પડેલું છે. દર્દભર્યા અને કઢંગા પ્રસંગો પર આપણે હસીએ છીએ, કેમ કે આપણે જોઈએ છીએ કે જેમને આ પ્રસંગો પડ્યા છે તે લોકો ખરેખર તો પૂરતી પ્રતિક્રિયા જ આપતા નથી. તેઓ ભલે તેટલા બરાડે કે દૂદકૂદા કરે અથવા સ્વર્ગને ગમે તેટલું નિંદે કે પોતાના દુર્ભાગ્યને ચાહે તેટલું રડે— પ્રેક્ષકો જાણે છે કે તેઓને એટલું બધું કંઈ લાગતું નથી. મહાન કૉમેડીના બધા જ પુરસ્કર્તાઓમાં સ્વયંચાલિત યંત્ર કે યંત્રમાનવનું કશુંક લક્ષણ અવશ્ય છે. ઍરિસ્ટો-ફેનિઝની 'ધ ક્લાઉડ્સ', 'ગુલિવર્સ ટ્રાવેલ્સ', રેક્સ ઍવેરી કાર્ટૂનો, 'કેન્ડીડ', 'કાઇન્ડ હાર્ટ્સ ઍન્ડ કૉરોનેટ્સ', બસ્ટર કીટનનાં ચલચિત્રો આદિ કૉમેડીનાં વિવિધ નિદર્શનોનું આ રહસ્ય છે. કશી પણ અભિવ્યક્તિ વિનાનો જડસુ ચહેરો અથવા તો ઉચિત પ્રતિભાવની વિડંબનારૂપ અતિશયિત પ્રતિક્રિયા કે ખોટી પ્રતિક્રિયા કૉમેડીનું રહસ્ય છે. ભાવાત્મક પ્રતિભાવનની અમુક ચોક્કસ શૈલીએ કૉમેડી ટ્રૅજેડીના જેટલી જ અસરકારક બને છે. ટ્રૅજેડીના વિષયમાં એ બને છે લાગણીના આદર્શ(નૉર્મ)ની માત્રા વધારી મૂકવાથી, તો કૉમેડીના વિષયમાં એ બને છે લાગણીના આદર્શો અનુસાર અપૂરતી કે અનુચિત પ્રતિક્રિયાઓ દ્વારા.

સર્રિયલિઝમ કદાચ, કૉમેડીની વિભાવનાનો અતિ દૂરનો નર્મથી ભયત્રાસ લગીની સીમામર્યાદા ધરાવતો એક પ્રસ્તાર છે. 'ટ્રૅજિક' ખરેખર તો "કૉમિક" છે, કેમ કે સર્રિયલિઝમ (બનન્તીઓ સહિતનાં એનાં બધાં જ દૃષ્ટાંતોમાં) વિસંબંધિતતાની અતિશયતાઓ પર ભાર મૂકે છે—જે, મુખ્યત્વે કૉમેડીનો વિષય છે, જેમ 'સંબંધિતતા' ટ્રૅજેડીનો વિષય અને આધાર છે. હું અને પ્રેક્ષાગારમાંનાં બીજા લોકો બનન્તીઓ દરમ્યાન ઘણી વાર હસીએ છીએ. હિંસ્ર અને અસંગદ્ધ ક્રિયાઓ દ્વારા અમને ગૂંચવી નાખ્યાં કે ક્ષુબ્ધ કરી દીધાં, એને લીધે જ માત્ર, આમ બને છે એવું હું નથી માનતી. હું તો માનું છું કે, બનન્તીઓમાં જે કંઈ બને છે તે એના ગભીરતમ અર્થમાં 'ફની' હોવાને લીધે આપણે હસીએ છીએ. આનાથી એ, કંઈ ઓછું ત્રાસપ્રદ બની જાય છે એમ નથી. આધુનિક વિનાશો અને અત્યાચારોની અતિશય ભયાનકતાઓ વચ્ચે, આપણી સામાજિક ધર્મનિષ્ઠાઓ અને ગંભીર વિશેની અતિરૂઢ સમજ જો એમ થવા દે, તો હાસ્યાભિમુખ કરનારું કંઈક અહીં અવશ્ય છે. આધુનિક અનુભવમાં 'ડિવાઇન' નહિ તો 'ડૅમોનિક' કૉમેડી જેવું કશુંક કૉમિક અવશ્ય છે—એટલે સુધી કે વિ-સંબંધની અર્થહીન ગતાનુગતિક અવ-સ્થિતિઓથી આધુનિક અનુભવ સુપેરે લાક્ષણિક બનેલો છે.

કૉમેડી કંઈ ઓછી કૉમિક નથી, કેમ કે એ દંડ-વિષયક છે, ટ્રૅજેડીની જેમ દરેક કૉમેડીમાં હોળીના નાળિયેરની — એક બલિની — આવશ્યકતા રહે છે: બલિ કે જેને સજા ફરમાવાય, જેને સમાજવ્યવસ્થામાંથી હકાલી શકાય. બનન્તીમાં જે કંઈ બને છે તે દશ્યના આતુંદે આપેલા આદેશને જ અનુસરે છે— દશ્ય-વિધાન કે જે રંગમંચને એટલે કે ભજવનારાં-જોનારાં વચ્ચેના અંતરને દૂર કરે. . . .અને જે "પ્રેક્ષકને ખરેખરનો ડાવરી દે". બનન્તીમાં આ બલિ પ્રેક્ષકો છે.

૧૮-૪-૭૧ અનુ૦ સુમન શાહ

# વી કેડી | સ્નેહરશ્મિ

## ૬

## વિનીત થયો

અસહકારની શરૂઆતના એ દિવસો યાદ કરતાં જેમ કોઈ ઊંચા ગિરિશિખર પરથી કે વિમાનમાંથી ધરતીના જુદા જુદા ભૂમિખંડો એકમેકમાં ગૂંથાઈ ગયેલા દેખાય તેમ વિગતો જાણે કે પૂર્વાપર સંબંધ ઓગાળી નાખી એકબીજામાં ઓતપ્રોત થયેલી મનમાં ઊભરાય છે. અસહકારના પંચવિધ બહિષ્કારના કાર્યક્રમ પૈકી શાળા મહાશાળાઓના બહિષ્કારના આહ્વાને મને અસહકારના રંગથી રંગ્યો. એમાં ગાંધીજીના વ્યક્તિત્વનું આકર્ષણ સૌથી મોટું હતું; પણ બીજાં પણ અનેક ગુરુત્વાકર્ષણોથી જાણે કે દેશની કાયા પલટાઈ રહી હતી. એ આહ્વાને અનેક વિભૂતિઓને નેતૃત્વનો બોજ આપી દેશ સમક્ષ ધરી દીધી. કહું છું જો આપણા ઘરઆંગણાનાં ચેતનફુવારા હતા તો ગુજરાતની ધરતીને નવપલ્લવિત કરતા અનેક ભવ્ય સ્રોતો દેશના જુદા જુદા ભાગમાંથી આપણે ત્યાં વહેતા થયા હતા.

અખૂટ ચેતના ને પ્રેરણાના એવા એક ભાવનાસભર સ્રોત હતા આચાર્ય ગિદવાણી. મારી આ જીવનઘડતરમાં મારા પર એમનું કેવું ભારે ઋણ છે તેનો અંદાજ કાઢવાનું મારી શક્તિ બહાર છે. એમને પહેલવહેલા મેં ક્યાં સાંભળ્યા—ભરૂચ કે સુરતમાં તે યાદ નથી, એમને એ વખતની જાહેર સભાઓમાં કેટલી વાર સાંભળ્યા તેનો પણ કશો હિસાબ આપી શકાય એમ નથી, પણ આજે જ્યારે એ વખતની સ્મૃતિઓ તાજી થાય છે ત્યારે પ્રાચીન રોમની સેનેટનો કોઈ પ્રતિભાવન્ત સેનેટર આપણે ત્યાં ઊતરી આવ્યો હોય એવી શ્વેત ખાદીના ઝભ્ભા ઉપર જનોઈની જેમ શાલ-વેષ્ટિત એક ભવ્ય આકૃતિ અડધી સદીના કાળના પડદાને હટાવી દૃષ્ટિગોચર થાય છે, આર્ષવાણીની ઝાંખી કરાવે એવી ગિરા ફરીથી પ્રાણમાં ગુંજી ઊઠે છે, ને તે हि नो दिवसा गताः ? એવા એક પ્રશ્નાત્મક ઉદ્‌ગાર મનમાંથી નીકળી જાય છે, એમના મુગ્ધ શ્રોતા અમે સૌ કિશોર ને તરુણો એમની વાક્છટા ને ભાષાવૈભવના રસિયા હતા. અંગ્રેજીનો અમારે મન ભારે મહિમા હતો. દર અઠવાડિયે 'યંગ ઇંડિયા'માં આવતાં ગાંધીજીનાં લખાણોનું ગદ્ય, એમની વેધકતા ને ભાષા ઉપરનું એમનું પ્રભુત્વ અમે વધુ ને વધુ મુગ્ધતાથી એમાંનાં વાક્યો ને લાક્ષણિક શબ્દપ્રયોગો મોઢે થઈ જાય એ રીતે ચર્ચતા. એવી જ ભૂરકી ગિદવાણીજીએ પણ અમારા પર નાખી.

ગિદવાણીજીની વાણીનું વશીકરણ કેવું ભારે હતું એ શબ્દોથી ભાગ્યે જ દાખવી શકાશે: સંભવ છે કે એ વખતની એક સભાના નિર્દેશથી એનો કંઈક ખ્યાલ આવશે.

કોઈ પ્રચંડ ધોધ પડતો હોય એવી અસ્ખલિત એમની વાણી સાંભળતા અમે એ સભામાં બેઠા હતા. એમને શબ્દે શબ્દે જાતને ભૂલી એ જેમ દોરે તેમ જાણે કે અમે દોરવાયે જતા હતા. એ શબ્દો બધા તો ક્યાંથી યાદ રહ્યા હોય! પણ જે થોડુંઘણું યાદ છે તે પૈકી કેટલુંક આ પ્રકારનું હતું: "When Mother India is in bondages will

you cling to these institutions* and hug the chains that bind her? How long will you suffer the humiliation and indignity of having on your person foreign clothes, buttons, pens, watches etc. that are poisoning your mind and soul like venomous reptiles? અર્થાત્ ભારતમાતા પરાધીનતાની બેડીમાં છે ત્યારે ક્યાં સુધી એ બેડીઓને આલિંગતા તમે આ સંસ્થાઓને વળગી રહેશો ? ક્યાં સુધી ઝેરી સર્પોની જેમ તમારા મન અને આત્માને દૂષિત કરતાં વિદેશી વસ્ત્રો, બટન, પેન, કાંડાઘડિયાળ આદિ તમારાં અંગ પર રાખવાની ક્ષુદ્રતા ને હીણપત તમે વેઠશો ? એમનાં આ વાક્યો પૂરા થાય ન થાય ત્યાં તો મારી પાસે બેઠેલા ઇન્ટર આર્ટ્સની પરીક્ષા માટે તૈયારી કરતા મારા એક મિત્રે થોડા જ દિવસ પહેલાં ખરીદેલી દોઢસો રૂપિયાની તે જમાનામાં ખૂબ કીમતી લેખાય એવી કાંડાઘડિયાળ જમીન પર પછાડી ફગાવી દીધી! ગજબનું હતું એ વશીકરણ. સુન્દરમને સત્યાગ્રહની લડત વખતે 'સાફલ્યટાણું'માં લાધેલું દર્શન રોજ રોજ નજર આગળ ભજવાતું અમે જોતા અને એના વધતા જતા અદમ્ય નશામાં અમે એકબીજા સાથે ત્યાગની હોડમાં ઊતરતા. ગિદવાણીજીને સાંભળ્યા પછી એમના સાન્નિધ્યની ઝંખના પ્રબળપણે મારા મનમાં જાગી અને હું એ માટેની તક શોધવા લાગ્યો.

એમનું નામ સૂચવે છે તેમ ગિદવાણીજી મૂળે સિન્ધી. અસહકાર વખતે દિલ્હીની રામજસ કૉલેજના આચાર્યપદે એ હતા. શાળા-કૉલેજના બહિષ્કારની હાકલના જવાબમાં આચાર્યપદનો ત્યાગ કરી પોતાની જાત તેમણે ગાંધીજીને ચરણે ધરી દીધી હતી ને ગાંધીજીએ તેમને ગૂજરાત વિદ્યાપીઠના કુલનાયકપદની ને ગૂજરાત મહાવિદ્યાલયના આચાર્યપદની જવાબદારી સોંપી હતી. એમની આયોજન શક્તિ ને સર્જક પ્રતિભા કેવી અમોઘ હતી તે એ પ્રચંડ ઝંઝાવાતમાં પણ એની અપૂર્વ શ્રી સાથે દૃષ્ટિગોચર થવા લાગ્યું. ગૂજરાત મહાવિદ્યાલયનું ગ્રંથાલય એનું એક ઉત્તમ પ્રતીક બન્યું.

એ ગ્રંથાલય જ્યારે જોવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું ત્યારે કોઈ અપૂર્વ-સંવેદના મેં અનુભવી. શક હૂણ આદિ વિદેશીઓનાં આક્રમણોને ખાળતા પ્રચંડ ધનુષ્ટંકારોથી પોતાની ચોમેરની સીમાઓ જ્યારે ગાજી રહી હતી ત્યારે એ ધનુષ ટંકારથી પોતાના મનની સ્વસ્થતાને વિચલિત થવા દીધા વિના રઘુકુળના દિગ્વિજયને અમર કવિતામાં ઉતારતા કાલિદાસની સારસ્વત ચેતના જાણે ત્યાં ચોમેરના સ્વાધીનતા માટેના તુમુલ ઝંઝાવાતોમાં નવપલ્લવિત થતી સુષમાભરી વિલસી રહી હતી, ગિદવાણીજીના જ્ઞાનનું ફલક કેવું વિશાળ હતું એનો જોતાંવેંત જ ખ્યાલ આવે એવો વૈભવવન્તો એ ગ્રંથભંડાર એટલા ટૂંકા સમયમાં એ કેવી રીતે એકઠો કરી શક્યા હશે એ નવાઈ પમાડે એવું હતું. ખુલ્લી છાજલી (open shelf)વાળી એની યોજના મારે માટે તદ્દન નવી ને ભારે કુતૂહલપ્રેરક હતી, કોઈની પણ રોકટોક વિના ગમે તે છાજલી પરથી પુસ્તક ઉપાડી ત્યાં બેસી તમે વાંચી શકો ને જરૂરી નોંધ કરી શકો એ માટેની સગવડો ત્યાં પૂરતા પ્રમાણમાં ઊભી કરવામાં આવી હતી. ત્યાં અભ્યાસમાં નિમગ્ન વિદ્યાર્થીઓ ને પંડિતોને જોવા એ કોઈ તીર્થભૂમિમાં આવેલા મંદિરની શાન્તિ ને શુચિતામાં પ્રવેશ્યા જેવી અનુભૂતિ હતી.

અને જો વિદ્યાપીઠના ગ્રંથાલયમાં આપણને જ્ઞાનોપાસના માટેના ગિદવાણીજીના યોગનું આ દર્શન લાધતું હતું, તો વિદ્યાપીઠના મકાનથી થોડે દૂર કોચરબ આશ્રમ પાસે ગિદવાણીજીએ સ્થાપેલા સ્વરાજ આશ્રમમાં એમના યોગનું બીજું એવું આણવાન પાસું જોવા મળતું હતું. સ્વરાજ માટે ગાંધીજીની અધીરાઈને સીમા ન હતી. એક વર્ષમાં દેશને સ્વરાજ મેળવી આપવાનો એમણે કોલ આપ્યો હતો. "એક વર્ષમાં સ્વરાજ" શબ્દપ્રયોગે જાણે કે એક પ્રકારની મંત્રશક્તિ મેળવી લીધી હતી. આ

* શાળા-મહાશાળાઓ.

ભવ્ય રાષ્ટ્રયજ્ઞમાં આપણે રખે રહી જઈએ એ ઝંખના આબાલવૃદ્ધ લાખો ને કરોડો લોકોના હૈયામાં થનગની ઊઠી હતી. એક કરોડનો ટિળક ફાળો, કૉંગ્રેસના કરોડ સભ્યો ને વીસ લાખ રેંટિયાના ગુંજારવથી દેશને ભરી દેવાના કાર્યક્રમને પાર પાડવા અસંખ્ય જણે પોતપોતાની શક્તિ ને રુચિ અનુસાર ઝંપલાવ્યું હતું. શાળા પાઠશાળા છોડી આવેલા વિદ્યાર્થીઓને પોતાનો અભ્યાસ ચાલુ રાખવાની સગવડ વિદ્યાપીઠોની સ્થાપના કરી ગાંધીજીએ ઊભી કરી આપી. પણ તેમનો લોભને થોભ ન હતો. સ્વરાજ તેમને સૂતરના તાંતણામાં દેખાતું થયું હતું. એમના અહિંસક યુદ્ધમાં તોપ, બંદૂક, ટૅંક, બૉમ્બર, સબમરીન આદિ જે કંઈ તે વખતનાં પ્રચલિત યુદ્ધશસ્ત્રો હતાં તે બધાં તેમને મન રેંટિયામાં સમાઈ ગયાં હતાં. દેશ રેંટિયાને અપનાવી લે ને ઘેરઘેર રેંટિયા ગુંજતા થઈ જાય તો જોતજોતામાં અંગ્રેજોને અહીંથી ઉચાળા ભરી વિલાયત જતા રહેવું પડે એવું અત્યંત પ્રેરક ચિત્ર તેમનાં વ્યાખ્યાનોમાં તે દોરતા. આના જવાબમાં વિદ્યાપીઠના અભ્યાસક્રમમાં કાંતણને સ્થાન મળ્યું. પહેલાં તો લગભગ ચાર કલાક જેટલો સમય એમાં આપવાનું નક્કી થયું, પણ વ્યવહારમાં કલાકેક જેટલું જ અમલમાં મુકાવા માંડ્યું. એટલે ગાંધીજીએ યુદ્ધસમયના વિદ્યાર્થીધર્મની વાત શરૂ કરી. યુદ્ધમાં યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ પુસ્તકોને અભરાઈએ ચડાવી શસ્ત્ર સજી રણભૂમિ પર ધસી જતા હોય છે. રવિબાબુ સાથે એમને આ અરસામાં જે સંવાદ થયો તેમાં પણ આ જ વાત ભારપૂર્વક કરતાં એમણે કહ્યું કે, 'when the house is on fire the poet lays aside his lyre.' ઘર જ્યારે ભડકે બળતું હોય ત્યારે વીણાને બાજુએ મૂકી દઈ પાણીની ડોલ ભરી આગ ઠારવા દોડી જવાના કવિધર્મની વાત તેમણે કહી. ગિદવાણીજીએ ગાંધીજીની વાતનો આ તંતુ પકડી લઈ શાળા-પાઠશાળા છોડી આવેલા વિદ્યાર્થીઓ પૈકી જેઓ આખો વખતના રચનાત્મક કાર્યક્રમમાં જોડાઈ જઈ સ્વાધીનતાના સૈનિક થવા માગતા હોય તેમને માટે અલગ સંસ્થાની સ્થાપનાનો વિચાર કર્યો ને એ માટે ગાંધીજીની અનુમતિ મેળવી. એ રીતે કોચરબ આશ્રમ નજીક આવેલા ડાહ્યાભાઈ ઉજિતરામના બંગલામાં તેમણે સ્વરાજ આશ્રમની સ્થાપના કરી ને ત્યાં પોતાનું નિવાસસ્થાન પણ બનાવ્યું. સ્વરાજ આશ્રમમાં એક જ કાર્યક્રમ હતો—કાંતવાનો ને કાંતણ શીખવવાનો ને એ રીતે તૈયાર થયેલા વિદ્યાર્થીઓને ગામડાંઓમાં પ્રચાર અર્થે મોકલવાનો. એ વખતે કાંતવાની પ્રવૃત્તિએ આશ્ચર્યજનક આકર્ષણ જમાવ્યું હતું. એમાં જ જાણે મુક્તિની અમોઘ શક્તિ હોય એવી પ્રાણવાન હવા એણે ઊભી કરી હતી, એટલે એ પ્રવૃત્તિના પોતાના આગવા આકર્ષણ ઉપરાંત ગિદવાણીજીના વ્યક્તિત્વનું પણ ભારે મોટું વશીકરણ હતું. સ્વરાજ આશ્રમમાં રહેનારા એમના સાચા અન્તેવાસી બન્યા. ગ્રંથના શબ્દોને સ્થાને કાર્યમાંથી અનુભવાતાં મૂલ્યો ને સત્યોથી આપતાને પામતી તેમની વાણીની એ આશ્રમના અંતેવાસીઓ માટે ડગલે ને પગલે લહાણ થવામાંડી ને "આશ્રમ" શબ્દની સાર્થતા ત્યાં સિદ્ધ થતી હોવાનું અનુભવાતું થયું.

આ બધી વાતો અમારા સુધી પહોંચતાં ભટ્ટાચાર્યે મને સ્વરાજ આશ્રમમાં જઈ કાંતણ શીખી આવવાનું સૂચન કર્યું. મારે માટે એ સરલ ન હતું. અમદાવાદ જવા માટેનું ગાડીભાડું, ત્યાં જતાંવેંત ઊતરવાનું સ્થાન એ બધા મૂંઝવે એવા મહાપ્રશ્નો હતા, પણ ભટ્ટાચાર્યે વાતવાતમાં એનો તોડ કાઢ્યો. એમણે પોતે પણ આ બધું નજરોનજર જોવાનું વિચાર્યું. રાતોરાત ખાદીનો લાંબો ઝભ્ભો તેમણે સિવડાવી લીધો ને અમે બંને અમદાવાદ પહોંચ્યા.

અમદાવાદ એમના કોઈક સંબંધીને ત્યાં અમે ઊતર્યા. એ કઈ જગ્યા હતી યાદ નથી, પણ અમદાવાદની પહેલી છાપ મારા મન પર સારી પડી નહિ. એના કરતાં તો ભરૂચ મને અનેક દરજ્જે સારું લાગ્યું. ઘર આગળ જ વહેતી ખુલ્લી ગટરો, તેમાંના ગંદા પાણી પરના મચ્છરો, ઘરમાં પ્રવેશતાં ઓટલા પરનું

બજાર — એ બધું ભારે અણગમો ઉત્પન્ન કરે એવું હતું. એ વખતના સુરતમાં રહેનાર માટે આ નવું ન હતું પણ સુરતમાં જ્યારે જ્યારે મારે જવાનું થતું ત્યારે અનાવિલ આશ્રમમાં જ ઉતારો થતો હોવાથી શહેરની ગટરોનો લાભ મને મળ્યો ન હતો. કિશોરાવસ્થામાં મામા સાથે થોડા દિવસ પારેખ ટેકનિકલ સ્કૂલના છાત્રાલયમાં રહેલો ત્યારે પણ નગર સંસ્કૃતિનાં આ બધાં દૂષણો મારી નજરે ચડ્યાં ન હતાં. એટલે અમદાવાદે મને જાણે કે એક મોટો આંચકો આપ્યો.

અમે કેટલા દિવસ અમદાવાદ રહ્યા તે યાદ નથી, ને એ વખતે જે કંઈ અનુભવ્યું તેમાંનું બહુ જ ઓછું સ્મરે છે; પરંતુ એક ઘટના મારા મનમાં કાયમને માટે અંકિત થઈ ગઈ અને આ લખું છું ત્યારે તે દૂબહૂ સ્મૃતિમાં ઊપસી આવે છે.

એ ઘટના આ પ્રમાણે બની: અમદાવાદમાં એ વખતે લક્ષ્મીવિલાસ હોટલની બોલબોલા હતી. મને ખબર નથી શાથી, પણ છેક બાલ્યકાળથી મને હોટલનું ભારે આકર્ષણ રહેતું આવ્યું હતું. બનવાજોગ છે કે પહેલવહેલું આઇસક્રીમ મેં સુરતની એક હોટલમાં ખાધેલું ને ત્યારે મને તેમાં દેવોના અમૃતનો સ્વાદ જણાયેલો એથી હોટલ માટે મારા મનમાં અહોભાવ બંધાયો હોય. એટલે તો મામા સાથે પહેલવહેલો હું મુંબઈ ગયો ત્યારે ત્યાં કઈ હોટલ ઘણી જાણીતી છે એની પૂછપરછ કરી તે બતાવવા તેમને મેં વીનવેલા. તેમણે ત્યારે ગોખલે હોટલનું નામ આપેલું ને એમાં રોજનો હજારોનો વકરો થતો હોવાની વાત કરેલી, એટલે સ્વરાજ આશ્રમના અન્તેવાસી થવા આવેલા મને અમદાવાદમાં લક્ષ્મીવિલાસ હોટલ જોવાનું કુતૂહલ સ્વરાજ આશ્રમના દર્શન કરવા કરતાં ઓછું ન હતું. એથી પહેલી તકે ભટ્ટાચાર્ય સાથે હું લક્ષ્મીવિલાસમાં ગયો.

એ કોઈ નવી જ દુનિયા હતી. "પાશેર" આવે, "ગુલાબી" આવે એવા રાગડા તાણી થતા "ઑર્ડરો"થી આખી હોટલ ગાજતી હતી. આજે પાશેર કે ગુલાબી શબ્દો વપરાય છે કે કેમ તેની ખબર નથી, પણ એ બધા ચાના માપ ને ગુણવત્તાના સૂચક હતા. અમે ચા મંગાવી. ચાના કપ અમારી સામે મુકાયા ન મુકાયા ત્યાં અમારી આસપાસના ટેબલો પર રમૂજ ને ટકાવિનોદ શરૂ થઈ ગયો. 'મહાત્મા ચાના રસિયા છે,' એવાં કટાક્ષવચનો અમારે કાને પડ્યાં. ભટ્ટાચાર્યના મુખ પર ચીતરાતી લજ્જા મેં જોઈ. ધરતી માગ આપે તો સમાઈ જવા જેવી મારા મનની સ્થિતિ એ શબ્દો કાને પડતાં જ થવા માંડી હતી, એટલે રકેબીમાં ચા રેડી એનો ઘૂંટ લીધા વિના હું ઊભો થઈ ગયો. ભટ્ટાચાર્ય મારી ગ્લાનિ સમજી ગયા. તે પણ ઊભા થયા, ને ચા પીધા વિના ચાના પૈસા આપી અમે હોટલમાંથી નીકળી નાઠા.

આ ઘટના પાછળ તે વખતની નૈતિક હવા હતી. ગાંધીજીએ અસહકારની લડતને ધાર્મિક લેખી શકાય એવી ભૂમિકા મૂકી હતી. એ માટેની એમની પ્રયોગશાળા સત્યાગ્રહ આશ્રમ. ત્યાં તેઓ જાતે પોતાના પર અસંખ્ય બંધનો લાદતા ને સાથીઓને પણ પોતાના સહભાગી બનાવતા. જેમ આપણે ત્યાં ભગવાં વસ્ત્ર સાથે અમુક આચારવિચારની અપેક્ષા રહે છે તેમ તાજેતરમાં જ વપરાશમાં આવવા માંડેલી ટોપી અથવા ખાદીના પાદરીઓના ડગલા જેવા ઢંગધડા વિનાના લાંબા ઝભ્ભા રમૂજભર્યું કુતૂહલ પ્રેરવા ઉપરાંત ઊંચાં નૈતિક મૂલ્યોના પણ પ્રતીક બનવા માંડ્યા હતા. વિદેશી કાપડના બહિષ્કારની જેમ ચાના બહિષ્કારની પણ સ્વરાજની લડતના એક અંગ તરીકે દાખલ કરવામાં આવી હતી. ચાના બગીચાઓમાં ગોરાઓ તરફથી થતા અમાનુષી અત્યાચારોની આઘાતજનક વિગતો આપી "ચા પીવી એ મજૂરોનું લોહી પીવા બરાબર છે" એવાં આકરાં વિધાનો નાનીમોટી બધી પ્રચાર સભાઓમાં થતાં. આ સંજોગોમાં "અમે ભલે ચા પીએ, પણ ખાદીધારી થઈને તમે!" એવો ભાવ કોઈ ખાદીધારીને ચા પીતો જોતાં લોકોના મોં પર તરી આવતો. ગિદવાણીજીએ પણ ચા સામેની જેહાદ આદરી હતી. એટલે લક્ષ્મીવિલાસમાં જઈ અમે જાણે ક્યાંક ભેરવાઈ પડ્યા હોઈએ — ફસાઈ ગયા હોઈએ એવી નામોશી અનુભવી.

વ્યસનમુક્તિ પ્રશંસનીય, આવકારદાયક, આદરણીય ને આચારનું જરૂરી અંગ હોવા સાથે એ માટેનો આગ્રહ જે ઝનૂન ને અસહિષ્ણુતાને પ્રેરે છે તે અંગે આગળ ઉપર મારા મનમાં જે વિચારો ઘોળાતા થયા તેવું લક્ષ્મીવિલાસમાં બનેલી આ ઘટના વખતે મને લાગ્યું ન હતું. ત્યારે તો સ્વાધીનતાની જે તમન્નાએ ચિત્તનો કબજો કરી બેઠી હતી તેણે મને આત્મનિરીક્ષણ કરવા પ્રેર્યો ને મેં મનોમન સ્વીકાર્યું કે ગાંધીજીને માર્ગે જવું હોય તો વિચાર, આચાર ને સાધન એ બધાં શુદ્ધ હોવાં જોઈએ. એ દિવસે મને લાગ્યું કે મેં કાયમ માટે ચા છોડી છે.

સ્વરાજ આશ્રમનું વાતાવરણ કોઈ અજબ રંગે રંગાયું હતું. ત્યાંના રેંટિયાના ગુંજારવમાંથી એક અપૂર્વ સ્વરસૃષ્ટિ સર્જાતી હોય એવી મુગ્ધતા ત્યાંના વાતાવરણમાં ઓતપ્રોત થયેલી મેં અનુભવી. હું પણ રેંટિયા ચાલવાથી થતા અવાજોમાં, સંગીતનું મને જ્ઞાન ન હોવા છતાં, કોઈ મધુર સંવાદની સૃષ્ટિનું સર્જન કરતા સંગીતના સૂરો જોવા મંડ્યો. મારી આ યાત્રા કાંતતાં શીખવા માટેની હોઈ તરત હું કામ પર ચડી ગયો. હાથનો ઉપયોગ કરવા ટેવાયેલો નહિ હોઈ ને નાનપણથી જ બેઠાડુ જીવનની ટેવો સાથે પોતે કામ કર્યા વિના બીજા પાસે કામ લેવામાં મોટાઈ લેખવા ટેવાયેલો હોવાથી કાંતણની પ્રવૃત્તિમાં મારી અણઘડતા તરત જ છતી થવા માંડી ને ગાંધીજીએ કાંતણને ઘણું મહિમાવન્ત બનાવી મૂકેલું હોવા છતાં, ને એમનાં એ વિધાનોમાં મને અખૂટ શ્રદ્ધા હોવા છતાં કાંતવાની ક્રિયા માટે ઉમળકો કેળવવાનું મને મુશ્કેલ લાગવા માંડ્યું. કાંતતાં 'તૂટે,' સૂતર જાડું-પાતળું નીકળે ને સપાટાભેર કોકડું ભરી દેતા બીજા રેંટિયામાંથી નીકળતા એકધારા સુરેખ તાર પર નજર પડતાં જે લઘુતાગ્રંથિ હું અનુભવું તેણે મને મારી પૂરી નિષ્ઠા છતાં સાચા અર્થમાં કદી કાંતણ અભિમુખ કર્યો નહિ ને બુનિયાદી શિક્ષણના એક આજીવન પુરસ્કર્તા તરીકે એ કારણે મારામાં ઘણી મોટી ઊણપ રહેવા પામી. એથી વિદ્યાવિહારે ઉદ્યોગોને રોજના અભ્યાસક્રમમાં જે ગૌરવભર્યું સ્થાન આપ્યું છે તેના સંચાલન માટેની મારી પાત્રતા લેખવામાં હું ભારે મૂંઝવણ અનુભવતો રહ્યો છું. આ મર્યાદા જો મારામાં ન હોત તો મને પૂરો વિશ્વાસ છે કે વિદ્યાવિહારના એ અખતરાનાં જે નોંધપાત્ર પરિણામો તજજ્ઞોનું ધ્યાન ખેંચતાં આવ્યાં છે તે એના કરતાં પણ અનેકગણાં વિશેષતાવાળાં બની શક્યાં હોત.

સ્વરાજ આશ્રમમાં મોટે ભાગે તો કોલેજ કક્ષાના વિદ્યાર્થીઓ હોઈ હું એ સૌની સરખામણીમાં છોકરડા જેવો હતો, ને જે અલ્પ સમય મારે ત્યાં રહેવાનું થયું તેમાં કોઈ કાયમી સંબંધ બંધાવા પામ્યો નહિ; પરંતુ ત્યાંના વિચાર, વર્તન ને વાણીમાં જે અદમ્ય ઉત્સાહ, ભાવનાશીલતા ને ત્યાગની ભાવના હતી તેમાં ડગલે ને પગલે સર્વાંગ તરબોળ થવા જેવી અનુભૂતિ આહ્લાદક રીતે આપણા ચિત્તનો કબજો કરી લઈ વિકસતી રહેતી. રાત્રે ગીતો, લોકનૃત્યો, જુદા જુદા દેશોની સ્વાધીનતાની લડતની વાતો, આપણે ત્યાંના ક્રાંતિકારીઓના જીવનની રોમાંચક કહાણીઓ વગેરેથી મન ભર્યું ભર્યું બની જતું. એ વખતના સિદ્ધાણીજીના સૌથી પ્રીતિપાત્ર અન્તેવાસી તરીકે ભાઈ પરીક્ષિતલાલ મજમુદાર હોવાની મારા મન પર છાપ રહી છે. અહિંસક યુદ્ધના સૈનિકો માટેની એ એક પ્રકારનો તાલીમશિબિર હતો ને ત્યાંથી તૈયાર થઈ વિદ્યાર્થીઓ ગામડે પ્રચાર અર્થે જતા અથવા નવી સ્થપાતી રાષ્ટ્રીય શાળાઓમાં અધ્યાપન માટે જતા.

સ્વરાજ આશ્રમમાં જઈ આવ્યા પછી ભરૂચમાં વિદ્યાર્થી નેતા તરીકેનો મારો દરજ્જો વધ્યો. સ્વરાજનો સંદેશો ઘેરે ઘેર પહોંચાડવાની કીમતી કામગીરી મને સોંપાઈ. ખભે બગલથેલો નાખી મને સોંપવામાં આવેલાં ગામોની યાદી ગજવામાં રાખી પગપાળો હું નીકળી પડ્યો. ક્યાંય પરાયાપણાની લાગણી અનુભવવી પડી નહિ. જ્યાં જ્યાં જવાનું થયું ત્યાં બધે ભાવભર્યો આવકાર હતો. કોને ત્યાં ઊતરવું, શું ખાવું વગેરે કશી જ ચિંતા કરવાપણું ન હતું. એમાં સદ્‌ભાગ્યે મને એક સ[illegible] [illegible]ભીનો એક બે ગામ પૂરતો સાથ મળી ગયો. એ હતા ચન્દુલાલ

માસિક—ઇન્દુચાચા. ગિદવાણીજીની પ્રતિભાથી જેમ હું અંજાયો હતો તેમ જ એમના વ્યક્તિત્વથી પણ પ્રભાવિત થયો. ઊંચી તેજસ્વી કાયા, મેધાની ચમકવાળી ને સ્નેહનીતરતી ભાવનાશાળી આંખો, સાંભળતાં કદી ધરાઈએ નહિ એવી અમૃત જેવી મીઠી ને વીજળી જેવી ધારદાર ઉદ્‌બોધક વાણી અને એમાં રહેલી હૃદયંગમ નાગરિકતા એ બધાની મારા મન પર બહુ ઊંડી છાપ રહી છે. અને જ્યારે ટિળક સ્વરાજ ફાળાની ટિકિટો પર એમની સહી મેં જોઈ ત્યારે એમની સાથે જે એક બે દિવસ ગાળવાની તક મળી હતી તેનો મારે મન ઘણો મોટો મહિમા રહ્યો. અમે કયા ગામે ભેગા થઈ ગયા હતા ને ક્યાં ક્યાં સાથે ફર્યા તે પૈકી માત્ર એક જ વાત યાદ રહી છે. અને તે 'વિલાયત' નામના ભરૂચના એક ગામે અમે સાથે રાત ગાળેલી તે. એ નામ કેવી રીતે પડ્યું હશે તેની ખબર નથી, પણ એ સાંભળતાં મનમાં જે રમૂજની લાગણી થઈ હતી તે ભુલાઈ નથી.

ગામડાંઓમાં ફરવાનું મળ્યું તે એક પ્રકારની ઘનિષ્ઠ તાલીમ જેવું હતું. એમાં સાચું દેશદર્શન હતું. આપણા લોકોનાં સુખદુઃખ સાથે તાદાત્મ્ય સાધવાની ને તેમને ઓળખવાની એમાં વિપુલ તકો હતી. ભરૂચ ઉપરાંત સુરત જિલ્લાનાં ગામોમાં પણ ફરવાની મને તક મળી. લગભગ બધે જ ગામે પગપાળા જવાનું થતું. લોકો સવારી ગાડી, ગાડું, ઘોડું, ઊંટ વગેરે આગ્રહ કરીને આપતા, પણ કોઈ ને બોજા રૂપ ન થવાની સ્વયંસેવકોમાં સાર્વત્રિક બનેલી લાગણી હંમેશ એ આગ્રહ સામે વિજયી બનતી અને દેશદર્શન કરતા, એની વૈવિધ્યસભર ભૂરચના જોતા, લોકોના મનનાં વિવિધ સ્તરોમાં દૃષ્ટિ કરતા અમે એક ગામથી બીજે જતા ને જ્યાં જઈએ ત્યાં કોઈ પરમ આત્મીય હોઈએ એવો ભાવભર્યો સત્કાર પામતા.

એ વખતનો એક અનુભવ નોંધવા જેવો છે. અમે એક નાનકડા ગામે ગયા. ત્યાં કહેવાતા ઉજળિયાતોનાં બે જ ઘર હતાં. બાકીનાં ઘરો વસવાયાં વગેરેનાં હતાં. એ બે ઘરો પૈકી અમે એક ઘેરે ગયા. ત્યાં અમારો ખૂબ ઉમળકાભર્યો સત્કાર થયો, ને અમારું આખું ગામ તમારી સાથે છે એવું વચન અમને મળ્યું. ત્યાંથી ઊઠી અમે પેલા બીજા ઘરે ગયા. ત્યાં ઉંબરામાં પગ મૂકતાં જ અમને નકારો મળ્યો, "તમે પેલા ઘેરે ગયા હતા ને? જાઓ, તે તમને મદદ કરશે. જોઉં છું અહીંથી એના સિવાય તમારી પડખે કોણું ઊભું રહે છે તે." અમે તો ડઘાઈ ગયા. એ વખતે આપણા દેશની જે પાયાની નબળાઈનું મને દર્શન થયું તે ગાંધીજી ખાસ્સી અડધી સદી આપણા લોકોને એકધારી દોરવણી આપીને ગયા છતાં તેવી ને તેવી જ રહી છે. બલકે સ્વરાજ આવ્યા પછી તો વધી છે. આપણું ભાગ્યે જ એવું એકાદ ગામ પણ હશે જ્યાં લોકોમાં તડ ન હોય, આ તે કેવી મોટી નબળાઈ!

અસહકારમાં જોડાયા પછી એક વર્ષ ભણવાનું મુલતવી રાખવાની યોજના અનુસાર આ રીતે કામ કરતા મને ઘણું નવું જાણવાનું ને જોવાનું મળ્યું. અનેક પીઢ કાર્યકર્તાઓનો પરિચય થયો, તેજસ્વી યુવાનોનો સાથ સાંપડ્યો ને બહુજનસમાજની વધુ નિકટ આવવાનું બન્યું.

એમ કરતાં વિનીતની પરીક્ષાનું પરિણામ જાહેર થવાનો દિવસ આવી પહોંચ્યો. હું એ વખતે ભરૂચના કોઈ ગામડામાં હતો. ત્યાંથી બપોરે ચારેક વાગ્યે ભરૂચ આવ્યો ને છાપાંમાંથી પરિણામ મેળવવા દાદાભાઈ નવરોજી લાઇબ્રેરીમાં ગયો. પરિણામ પર મેં નજર કરી, નામ શોધ્યું, તે મળ્યું નહિ. મોં પડી ગયું ને સ્વસ્થતા મેળવવા પ્રયત્ન કરતો હતો ત્યાં એક ભાઈએ મને પૂછ્યું, "તમે જ ઝીણાભાઈ ને?" મેં કહ્યું, "હા."

"ખૂબ ખૂબ અભિનંદન!"

"શાથી?"

"બીજે નંબરે પાસ થયા છો તે માટે."

મેં કહ્યું, "ના, હું નાપાસ થયો છું. મારું નામ આ યાદીમાં નથી."

...એ ભાઈએ મારા હાથમાંથી છાપું લઈ લીધું ને મારું સાથે અપાયેલી એ યાદીમાંથી ને પહેલાં દસ નામનાં તારણમાંથી મારું નામ તેમણે મને બતાવ્યું. પહેલે નંબરે થોરિયા હતા (એ પાછળથી જર્મની જઈ પીએચ. ડી. થઈ આવ્યા હતા.) ને બીજે નંબર મારો હતો. મને અપાર આનંદ થયો ને એ ભાઈનો મેં આભાર માન્યો. હવે હું વિનીત બન્યો. કેટલી બધી સૂચક છે આ સંજ્ઞા!

લાઇબ્રેરીમાંથી હું સીધો હરિભાઈ ઝવેરભાઈ અમીનને ઘેર ગયો. અમારા જેવા કાર્યકર્તાઓ માટે એ ઉષ્માભર્યું ઘર હતું. ત્યાં ઉંબરામાં પગ મૂકતાં જ મારા પર ઉમળકાભર્યાં અભિનન્દનની ઝડી વરસી. સામે દોડી આવી મુ. હરિભાઈએ મને બાથમાં લઈ લીધો. તેમની ને મુ. કાશીબાઈની ચરણરજ મેં લીધી.

એ પછી તરત જ હું દોડ્યો મુ. ભટ્ટાચાર્ય ને મુ. છોટુભાઈ પાસે. સદ્ભાગ્યે એ બંને એ દિવસે ભરૂચમાં જ હતા. બેઉ ખૂબ રાજી થયા. છોટુભાઈની આંખમાં તો ઝળઝળિયાં આવી ગયાં. એ વખતે મારી શાળા પૂરેપૂરી રાષ્ટ્રીય થઈ સ્વાધીનતાની લડતના કેન્દ્ર જેવી બની ગઈ હતી એટલે મારી સિદ્ધિ સંસ્થાની સિદ્ધિરૂપ પણ બની.

જેમની પ્રેરણાથી હું આ મેળવી શક્યો તે મુ. દયાળજીભાઈ અને પૂ. બાના આશીર્વાદ મેળવવા બીજે જ દિવસે સવારે હું સુરત પહોંચ્યો. પૂ. કાશીબાને તારથી ખબર આપી, ને વહેલામાં વહેલી તકે ચીખલી પહોંચું છું એમ જણાવ્યું. આ આટલી વિગતે એથી લખવાનું મન થાય છે કે આપણે જગતમાં ભલે એકલા આવતા હોઈએ ને એકલા જતા હોઈએ — પણ એ આગમન ને વિદાય વચ્ચેના ગાળામાં કેટલો બધો સદ્ભાવ, કેટલો બધો નિસ્વાર્થ પ્રેમ ને કેટલી બધી ઉષ્મા આપણને સાંપડે છે! પરિચિત-અપરિચિત, સ્વજન-પરજન એવા કેટલા બધા લોકોને આપણા સદ્ભાગ્યમાં રાચવાનું ગમે છે!

## સ્વરાજ્ય દર્શન | મીનેશ ત્રિવેદી

જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણીના આ પાંચમા ગ્રંથના પ્રથમ વાચને શ્રી ઉ. ન. ઢેબરે આમુખમાં કરેલું નિરીક્ષણ સાચું જણાય છે: "સત્તા-પરિવર્તનના સાક્ષી તરીકે કહું છું કે ભાગ્યે જ કોઈ ઉપયોગી વિગત છોડી દેવામાં આવી છે." ગ્રંથના મુખ્ય ભાગમાં ભારતીય રાજકારણની પ્રથા ને પ્રક્રિયાથી માંડીને સમવાયતંત્રની રચના ને સ્વરૂપ, સંસદ, ચૂંટણી ને રાજકીય પક્ષો વગેરે સમાવી લેવામાં છે. તે સાથે વિશેષ ધ્યાન, ઊંડી દૃષ્ટિ અને ઘણી મહેનત પછી તૈયાર થયેલી ૮૦ પાનાંની પુરવણી પણ જોડી છે. પુરવણી પાછળનો આ શ્રમ વાચકના પરિતોષમાં જરૂર પરિણમે છે.

'સ્વરાજ્ય દર્શન'ના વાચન દરમિયાન સતત એવી છાપ ઊપસ્યા કરે છે કે સંપાદકો લોકશાહી રાજ્યપ્રથામાં ઊંડી શ્રદ્ધા ધરાવે છે અને તેમની શ્રદ્ધાને આશાવાદના ઊંડા સ્રોતમાંથી સિંચન પણ મળ્યા કરે છે. પરિણામે એક સારી વસ્તુ એ થઈ છે કે વિવિધ વિષય, વ્યક્તિ અને પ્રસંગો વિષે જ્યારે પણ અભિપ્રાય ઉચ્ચારવામાં આવે છે ત્યારે તે સામાન્ય રીતે ઉદાર, સહાનુભૂતિપૂર્ણ અને સામાને નવેસરથી સમજવાની તૈયારીવાળા — open હોય છે. અને આથી, લોકશાહીની — અને લોકશાહીની જ — વિચારસરણીમાં શ્રદ્ધા છતાં આખોયે ગ્રંથ મહદંશે પૂર્વગ્રહોથી મુક્ત રહી શક્યો છે. આ નીપજ ભારતની લોકશાહીની છે કે લેખકોના વ્યક્તિત્વની એ કહી શકાતું નથી. પણ એક વાત ચોક્કસ કે વૈચારિક ઊહાપોહ જગવવાની જે અપેક્ષા સંપાદકીયમાં સેવાઈ છે તેને માટે ભળતાં કારણો ન મળી રહે એની લેખકોએ આરંભથી જ કાળજી લીધી છે. લેખકોની વૈચારિક પ્રૌઢિ માટે આ માન ઉપજાવનારી બાબત ગણાય.

ગ્રંથનું પ્રથમ પ્રકરણ રાજ્યશાસ્ત્રીય અભ્યાસની નવી પદ્ધતિના સિદ્ધાંતોની ચર્ચા કરે છે. આપણી ભાષામાં પ્રથમ જ વાર થતી હોઈ આ ચર્ચા સવિશેષ આવકાર્ય છે. આધુનિક રાજ્યની સાર્વત્રિકતા અને સત્તાવ્યાપની વાત કરીને લેખકે, રાજ્યવ્યવહારમાં વ્યક્તિ પોતાનાં મૂલ્યો કે હિતોની તરફદારી કરતી અસર કેવી રીતે ઊભી કરી શકે તેની છણાવટ કરી છે.

તે પછી, સ્વાભાવિક ક્રમે, લેખકે તુલનાત્મક રાજકારણના ઉપશાસ્ત્રની ચર્ચા છેડીને હજી વિવાદગ્રસ્ત એવી ઉદ્ભૂત અને ઉદ્ભવંત નવી અકારવ્યવસ્થાઓ ને એશિયા-આફ્રિકાનાં નવોદિત રાષ્ટ્રોની એકસમાન લાક્ષણિકતાઓ તપાસી છે. આ નવોદિત રાષ્ટ્રસૃષ્ટિના એક ઘટક લેખે ભારતીય રાજકારણની લાક્ષણિકતાઓ જાણવાસમજવામાં આપણને વિશેષ રસ પડે એ સ્વાભાવિક છે. ભારતીય જીવનમાં સમાજજીવન અને રાજકારણ વચ્ચે પ્રણાલીગત રીતે મોટું અંતર રહ્યું છે. તેથી લેખકના શબ્દોમાં કહીએ તો "યુગોથી સ્થગિત રહેલી રાજકારણની પ્રણાલીગત વ્યવસ્થાનાં બંધિયાર પાણી અભૂતપૂર્વ વેગથી આંદોલિત થયાં છે. આ રીતે જોતાં વર્તમાન સમય ભારતીય રાજકારણનો સંક્રાન્તિકાળ છે. પરિવર્તનના વ્યાપ અને વેગની દૃષ્ટિએ આ સંક્રાન્તિકાળ ભારતના રાષ્ટ્રજીવનમાં

---

સ્વરાજ્ય દર્શન (રાજકારણ): લે. નગીનદાસ સંઘવી, કીર્તિદેવ દેસાઈ, ભોગીલાલ ગાંધી: જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણી, સરદાર પટેલ યુનિવર્સિટી, મૂ. રૂ. ૨૦, પૃ. ૨૬૦ + ૮૦, ૧૯૬૯.

અપૂર્વ પ્રવાહિતા અને નાટ્યાત્મકતા સર્જી રહી છે." (પૃ. ૧૭) ભારતીય રાજકારણનાં માળખાં અને શૈલી વચ્ચે સંઘર્ષ ચાલી રહ્યો છે. રાજકારણનું માળખું આધુનિક (એટલે કે પશ્ચિમી) સ્પર્ધાત્મક અને સંસ્થીકૃત છે. જ્યારે તેની શૈલી પ્રણાલીગત, સર્વસંમતિ તરફ ઢળતી અને વ્યક્તિકેન્દ્રી છે.

લેખક કહે છે કે આ વિરોધાભાસથી રાજકીય વિકાસનો પ્રશ્ન ઊભો થાય છે. અહીં તેઓ લ્યુસિયન પાઈને સહારે આગળ ચાલે છે. કોઈ પણ રાજકીય પ્રથાને મુખ્યત્વે ૭ કટોકટીઓ હલ કરવી પડે છે: (૧) આત્મ-ઓળખની, (૨) લોકસ્વીકૃતિની, (૩) પ્રસરણની, (૪) ભાગીદારીની, (૫) એકીકરણની, (૬) વહેંચણીની. આમાંથી ભારતે હવે માત્ર બે જ કટોકટી —એકીકરણ ને વહેંચણીની— હલ કરવાની રહે છે.

'ભારતીય રાજકારણ: પ્રથા અને પ્રક્રિયા'થી આ ચર્ચા શરૂમાં વધુ પડતી પારિભાષિક થઈ ગઈ છે અને થોડાં થોડાં વાક્યોએ વિરામચિહ્નોની માફક વિદેશી લેખકોનાં નામો નજરે પડે છે. એમાં કંઈ આપણને આંજી નાખવાનો પ્રયાસ નથી; પણ નવા વિચારોને વાચક સુધી સંક્રમિત કરવાની લેખકની મથામણ છે. પાઈની ૭ કટોકટીઓની વાત કરતી વખતે લેખક એમાં પાર પણ ઊતરે છે અને તે પછીનું લખાણ સુનિર્વાહ્ય બન્યું છે. પણ શરૂઆતનું આખું લખાણ, લખાણ કરતાં વધુ તો લખાણો જેવું — વાક્યો ને વિચારના ટાપુ જેવું બની ગયું છે. બીજા પ્રકરણમાં ભારતીય રાજકારણના પાયાઓની ચર્ચા પણ, શરૂ શરૂમાં એવી જ નબળાઈનો ભોગ બની છે. પરિભાષાના સરલીકરણની કટોકટી આપણા સમાજવિદ્યાલેખકો જે દિવસે ઉકેલશે તે દિવસે આવા ગ્રંથો બૌદ્ધિક અગ્રવર્ગના નીચેના સ્તરો લગી પહોંચી શકશે. એ દિશામાં હજી ઘણું કરવાનું રહે છે, એ આ પાઠ્યપુસ્તકિયા બની જતા પ્રકરણ પરથી પણ સમજાય છે.

ભારતીય ઇતિહાસનો નિર્દેશ કરતાં લેખક કહે છે: "રાજકીય એકતાની... ઝંખના પ્રજાજીવનમાં વધુ તીવ્ર બની છે. હિમાલયથી કન્યાકુમારી સુધી ચક્રવર્તી સામ્રાજ્યો સ્થાપવાના આદર્શો અને પ્રયત્નો ભારતીય ઇતિહાસમાં દરેક યુગમાં થયા છે; એમ પણ કહી શકાય કે રાજકીય એકતા એ ભારતીય સમાજમાં લોકસ્વીકૃત અને સર્વમાન્ય રાજકીય મૂલ્ય બની ગઈ છે." (પૃ. ૩૪) ભારતના ઇતિહાસમાં ભારતવર્ષને રાષ્ટ્ર-રાજ્ય તરીકે જોવાના સ્તરે પ્રજા કોઈ સમયે પહોંચી છે, ખરી? ચક્રવર્તી સામ્રાજ્ય સ્થાપવાના રાજાઓ ને લશ્કરોના પ્રયાસોને લોકસ્વીકૃત મૂલ્ય કઈ રીતે કહી શકાય? રાજાના ચક્રવર્તીપણામાં પ્રજાએ કદી પણ ભાગ ભજવ્યો નથી.

લેખક જેને રાજકીય એકતાનું 'લોકસ્વીકૃત મૂલ્ય' કહે છે તેના જ અગ્રેસર સમા સામંતશાહી વર્ગે ૧૮૫૭માં માથું ઊંચક્યું હતું; પણ એને લેખક સમાજસુધારા અને ટેકનોલોજીના ક્ષેત્રે પ્રગટી રહેલા નવા ઉન્મેષો સામેની ક્ષુબ્ધતામાંથી ઊભી થયેલી છેલ્લી લડત તરીકે મૂલવે છે! આવાં મૂલ્યાંકનોને ભારતીય ઇતિહાસના અજ્ઞાન તરીકે ન ઓળખીએ તો પશ્ચિમી ગ્રંથોના સતત સેવનનો પરિપાક ગણવાં પડશે. સત્યાગ્રહની ચળવળ દરમ્યાન મૂડીવાદીઓ ને દલિત વર્ગો વધુ સક્રિય બન્યા નહિ એવું વિધાન પણ આ સેવનની ફલશ્રુતિ રૂપે જ કદાચ આવ્યું હશે.

નીતિ અને સત્તાનાં મૂલ્યોની ચર્ચા કરતાં લેખક વળી પાછા પશ્ચિમનો ઝભ્ભો પહેરી લે છે: "રાજકારણમાં સત્તાના તત્ત્વ અંગે ઘૃણા અને નીતિના તત્ત્વની અસરકારકતા અંગે શ્રદ્ધા — આ બંનેની અતિશયોક્તિએ ભારતીય રાજકારણમાં નોંધપાત્ર વિકૃતિઓ સર્જી છે." (પૃ. ૫૮) એટલે કે પશ્ચિમના કોઈ પણ વિચાર કે સંસ્થાએ પૂર્વમાં જ વિકસવું હોય તોપણ પૂર્વની આખી ભૂમિ પશ્ચિમની બનાવી દેવી! આ પછી તરત જ થયેલો "અંત શૈલી" પ્રયોગ પણ ભાષાની દૃષ્ટિએ આકર્ષક છતાં રાજકારણની ચર્ચામાં અપશબ્દ જેવો બની જાય છે. સત્તારૂઢ વ્યક્તિ સાદી ને સંયમી હોવી જોઈએ એવું જે સાંસ્કૃતિક વલણ આપણે ત્યાં છે તેને લક્ષમાં રાખીને આ પ્રયોગ કરતાં લેખક ઉમેરે છે કે "આથી સત્તા અને સમૃદ્ધિ ગમતાં હોય... તોપણ બહારથી તે પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ બતાવવી

રહી... સાદું જીવન જીવી રહ્યા છીએ તેવો ડોળ કરવો પડે..." (પૃ. ૫૯) જનક અને ભરતનાં પાત્રોને કૌટિલ્યની કલ્પનાનું સર્જન માનીએ તોયે કિર્વાઈ ને શાસ્ત્રીજી જે કરી ગયા, જયપ્રકાશજી જે કરી રહ્યા છે, અથવા તો ગાંધીજીને બાદ કરતાંયે તે જ સમયે સુભાષે કે સાવરકરે જે કરી બતાવ્યું તે બધું શૈલી જ છે? અને આમ માત્ર વ્યક્તિગત અને પ્રયોગાત્મક ધોરણે જ નથી થયું, પણ સંઘ ધોરણે પણ મહદંશે રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘની પ્રવૃત્તિમાં અને અમુક અંશે સર્વોદયની પ્રવૃત્તિમાંય થઈ રહ્યું છે.

ખરેખર તો, પ્રકરણનો બંધ વાળતાં લેખકે જ કહ્યું છે તેમ, આ બધા તદર્થ પ્રમેયો—ad hoc premises છે અને તે ઊંડું સંશોધન તથા પુનર્વિચાર માગી લે છે.

ત્યાર પછી દેશી રાજ્યોના વિલીનીકરણ અંગેની પૂર્વભૂમિકા નિરૂપતું પ્રકરણ રસપ્રદ ને સિલસિલાબંધ માહિતી આપે છે. પણ સમવાયતંત્રના સિદ્ધાંત ને વ્યવહારને લગતા પ્રકરણમાં સિદ્ધાંત-અંશના હાલ પ્રકરણ એક ને બે જેવા જ થયા છે. અનેક લેખકોના અવતરણભારે આખી લખાવટ પાઠ્યપુસ્તકીય થઈ ગઈ છે. આવે વખતે જી. સી. ફીલ્ડનું 'Political Theory' યાદ આવી જાય છે. આપણને જોઈએ છે તે તો પ્રવાહી ગદ્યમાં ગંભીર સિદ્ધાંતોની સરળ ચર્ચા.

સમવાયતંત્રની રચના પરનું પ્રકરણ સારું લખાયું છે. ભારતીય સમવાયતંત્રના સંદર્ભમાં વિલીનીકરણ વિષેની માહિતી પણ યોગ્ય રજૂઆત પામી છે. કાશ્મીરના કોકડાની ને તેના પરના પાક. આક્રમણ (૧૯૬૫)ની વાત કરી છે તે સાથે એક તબક્કે આ પ્રશ્ન બળથી ઉકેલાઈ શકે એવો હતો (વિજયી સેનાને 'રુક જાવ'નો હુકમ ઇતિહાસમાં પહેલી જ વાર અપાયો હતો!) એનો ને કાશ્મીર-પ્રશ્ન યુનોમાં ઉપસ્થિત કરી પાકિસ્તાને ભારતને હંમેશ આરોપીના પિંજરમાં ઊભું કર્યું છે એનો ઉલ્લેખ કરવો જોઈતો હતો. ભારતની રાજનીતિનિપુણ્ય—diplomacyની આ અણઆવડત અંગુલિનિર્દેશ માગી લે છે.

વિલીનીકરણની બાબતમાં રાજાઓ વિષે કહેવામાં બધી વખતે વિવેક નથી જળવાયો. દા. ત., "પોતાની સંપત્તિ અને લોકોના જૂનવાણી માનસનો લાભ લઈ ને રાજવી કુટુંબોના નબીરાઓએ લોકશાહી રાજકારણમાં પ્રવેશ કર્યો..." (પૃ. ૯૯) આ આખું વિધાન પૂર્વગ્રહયુક્ત નથી શું? નબીરા રાજાને ત્યાં જ નહિ બીજે પણ પાકે છે; અને સંપત્તિનો લાભ લીધા વગર ભારતમાં કેટલા લોકો ચૂંટણી લડ્યા છે? પ્રજામાનસનો ગેરલાભ લેવામાં કયો રાજકીય પક્ષ રાજાઓથી પાછળ રહી ગયો છે? લોકશાહીમાં દરેક જૂથ પોતાનો પ્રભાવ સત્તા ઉપર પાડવા પ્રયત્ન કરે તે સ્વાભાવિક છે એટલું પણ રાજ્યશાસ્ત્રના શિક્ષક યાદ ન રાખી શકે એ કેમ પરવડે? અને ઘર આંગણે, કુમાર મનોહરસિંહજીની ગુજરાત વિધાનસભામાંની કારકિર્દી કોઈ પણ લોકશાહીવાદી જેટલી જ ઓજસ્વી નથી?

લેખક પોતાનો મત સાલિયાણાં વિરુદ્ધ ઉચ્ચારે છે. અસંખ્ય એકર જમીન ધરાવનાર સંપન્ન ખેડૂત વર્ગ ને દેશના મોટા ભાગના ઉદ્યોગો પર કાબૂ ધરાવતાં જૂજ કુટુંબોની આવક વિષે કંઈ જ કહેવાપણું નથી અને સાડા ચાર કરોડ રૂપિયાના વર્ષાસનની રકમ જંગી જણાય છે!

ભાષાવાર ધોરણે રાજ્યોની પુનઃરચના પરની ચર્ચામાં ઉચિત રીતે કહેવાયું છે કે "ભારતીય રાષ્ટ્રવાદ અંગેનાં બે વિભિન્ન દૃષ્ટિબિન્દુઓ અહીં ટક્કર લઈ રહ્યાં છે." (પૃ. ૧૦૬) એમાંથી એક દૃષ્ટિબિન્દુ મુજબ તો ભારત અખંડ, અવિભાજ્ય, એકાત્મ રાષ્ટ્ર છે; જ્યારે બીજા મંતવ્ય અનુસાર આવી રાષ્ટ્રભક્તિ જગતના કોઈ સમાજમાં નથી, માનવી અનેક સમૂહોમાં જોડાયેલો હોઈ તે બધા પ્રત્યે તેની નિષ્ઠા હોય છે, એટલે ભારત જેવા સુવિશાળ ને સંકુલ સમાજમાં પ્રાદેશિક ભાવનાઓ હોય એ સ્વાભાવિક છે.

સમવાયતંત્રના સ્વરૂપ પરના પ્રકરણમાં વિધેયક, વહીવટી ને આર્થિક સંબંધોને લગતી સમવાયી જોગવાઈઓની ચર્ચા કરવા સાથે આપણા સમવાયતંત્રનાં એકતંત્રી લક્ષણોને સારી રીતે ઉપસાવ્યાં છે. વળી કેન્દ્રના એક વલણને લેખકે ઠીક ટપાર્યું છે: "રાજ્યોના શાસનતંત્ર પર પકડ જમાવી બેઠેલાં... અનિચ્છનીય તત્ત્વોને... દૂર હટાવવાની ...જવાબદારી સંઘ સરકારને સોંપતા પહેલાં બે ચર્ચાસ્પદ બંધારણીય પ્રશ્નો વિચારી જવા જોઈએ. એક તો, રાજ્યને સોંપવામાં આવેલાં શાસનક્ષેત્રોના વહીવટમાં માથું મારવાનો, તેની તપાસ ચલાવવાનો ... સંઘ સરકારને કશો અધિકાર છે ખરો?... વળી શાસનતંત્રની ધુરા સંભાળનાર વ્યક્તિઓએ શિરસ્તા અને કાયદાઓનો ભંગ કર્યો છે કે નહિ તેનો નિર્ણય અદાલતી અધિકારીઓ મારફતે કરાવવો યોગ્ય નથી." (પૃ. ૧૨૧) પણ આમાંના બીજા વાંધા સામે ઘણા વાંધા લઈ શકાય; કારણ, આપણે ત્યાં રાજપુરુષો દ્વારા પ્રયોજાતું અવૈધ બળ (unceremonious force) હંમેશાં 'સમાજ-રચનામાં ક્રાંતી ફેરફારો' માટે જે નથી હોતું. અને એક વાર અવૈધ બળના મુદ્દાને, તેની જરૂરત પાછળના તર્કને સ્વીકારીશું તો સામ્યવાદી ઢાંચાનાં તારતમ્યોની નજીક પહોંચી જઈશું. અને ત્યારે સર્વોચ્ચ અદાલતે સાલિયાણાં વિશે આપેલા નિર્ણયને લક્ષમાં લઈને ખુદ બંધારણ જ રદ કરવાની શ્રી ગોપાલનની હિમાયત પર આપણે સ્વીકૃતિનો શેરો મારવો પડશે.

સંઘની કારોબારીને લગતા પ્રકરણમાં કોઈ કોઈ જગ્યાએ લેખક વાર્તારસ જમાવવા પ્રયાસ કરે છે તે આવા ગંભીર પ્રકરણમાં આગંતુક જણાતા કંઠે છે. (પૃ. ૧૩૨) રાષ્ટ્રપ્રમુખની ચૂંટણીમાં ઉત્તર પ્રદેશ, બિહાર, રાજસ્થાન વગેરેની બહુમતીને કારણે કોમી તત્ત્વ દાખલ થાય છે એ વિધાન છાપાં કે ચોટાની ચર્ચાની જેમ જ પુષ્ટિની કાળજી લીધા વિના કરાયું છે. (પૃ.૧૩૪) આવાં વિધાનો લોકશાહીમાં અશ્રદ્ધા ન પ્રેરે? વળી, પ્રમુખની સત્તાની ચર્ચાના અંતભાગમાં લેખક કહે છે: "પ્રમુખની સત્તા આભાસી છે તેનું સ્પષ્ટપણે દર્શાવતી કલમ બંધારણમાં ઉમેરી દેવાનો સમય પાકી ગયો છે." (પૃ. ૧૪૦) રાષ્ટ્રપ્રમુખ અને કારોબારી વચ્ચે કોઈ નોંધપાત્ર સંઘર્ષ ઊભો થાય અને લોકોને પોતાનું લોકશાહી ખમીર બતાવવાની તક મળે તે પહેલાં જ 'સાવધાન'નો આ સૂર? "યુરોપખંડનાં અનેક સંસદીય રાજ્યોનાં બંધારણમાં" આવી જોગવાઈ હોવાનું લેખક જણાવે છે, ધ્રુવ પંક્તિની જેમ "યુરોપખંડનાં અનેક રાજ્યોમાં" દોહરાવ્યા કરે છે; પણ જે તે દેશનો કે સંબંધિત જોગવાઈઓનો ઉલ્લેખ સુધ્ધાં કરવાની તસ્દી એમણે લીધી નથી. જોકે નેહરુના અનુગામીની ને ભારતીય કેબિનેટની ચર્ચા આ પ્રકરણનું જમા પાસું છે.

સંસદના સ્વરૂપ વિશે વાત કરતાં લેખકે સંસદ સભ્યના સભ્યપદની અનિશ્ચિતતા પર આટલો બધો ભાર શું કામ મૂક્યો હશે? ૫૦ ટકા જેટલા સભ્યો ફરીથી નથી ચૂંટાતા; ફેર ચૂંટણીનાં અનિશ્ચિત પરિણામો જોતાં હોદ્દા દરમ્યાન જ તેઓ બને તેટલો આર્થિક ને રાજકીય લાભ લેવા મથે છે; સંસદસભ્યોની વારંવારની ફેરબદલીથી અનુભવી આગેવાનોની અછતનો સંભવ પેદા થતાં લોકશાહીના વિકાસમાં ખતરો ઊભો થાય છે (પૃ.૧૬૧)—આ મતલબના ઉદ્‌ગારો કાં તો બીજી-ત્રીજી કક્ષાના પાઠ્યપુસ્તકના હોય કે પછી લોકશાહીના ચાલક બળ પ્રત્યેની અશ્રદ્ધામાંથી એ જન્મ્યા હોય. લોકશાહીને તેના વિચારને સાનુરૂપ સંસ્થાઓ નથી મળી એ સાચું; પણ જે કંઈ સંસ્થાકીય ઉપલબ્ધિ આજ લગી શક્ય બની છે તેના ઉત્તમાંશોને બહાર લાવવા એ કોઈ પણ ઉદયમાની લોકશાહી પ્રજાને આહ્વાન રૂપ છે. એટલે સવાલ સંસદસભ્યોની રાજજતા કરતાં વધુ તો પ્રજાની કટિબદ્ધતાનો છે. અંગુલિનિર્દેશ જરૂરી છે તે એ દિશામાં.

જેમાં રમત રમનારાઓએ જ નિયમો નક્કી કરી આપ્યા છે એવી રમતના કેવળ રેફરી સમા સ્પીકરને "સભાગૃહના 'અધિષ્ઠાતા'" (પૃ. ૧૬૨) કહેવા તે વાગ્વરણાગી ને બેકાળજી સિવાય કશું નથી. સંસદીય

લોકશાહીના nuances નહિ પકડી શકાયાથી આવું બન્યું હશે?

આપણે ત્યાં સંસદ નહિ પણ બંધારણ સર્વોપરી છે એ વિધાન પણ ચર્ચાસ્પદ છે. સંસદે બંધારણીય નિયમોને વશવર્તીને કામ કરવાનું છે એ ખરું, પણ આ નિયમો એણે પોતે ઘડ્યા છે અને પોતે જ એને બદલી પણ શકે છે તેનું શું? બંધારણની સર્વોપરિતાના સમર્થનમાં લેખક ગોલકનાથ વિ. ભારત સરકારના કેસનો ચુકાદો ટાંકે છે. પણ લેખક અહીં એટલું ભૂલી જાય છે કે સર્વોચ્ચ અદાલતનો ચુકાદો પણ આખરી નથી. સર્વોચ્ચ અદાલતના નિવૃત્ત ન્યાયમૂર્તિ હિદાયતુલ્લાહે સમયસર કહ્યું છે તેમ "New group of judges could always differ from the precedents... In India we suffer from a wrong notion that a court judgment is binding for ever."

ચૂંટણીતંત્ર અને લોકશાહી પ્રક્રિયા પરનું પ્રકરણ સારી એવી આંકડાકીય માહિતી આપી જાય છે. રાજકીય પક્ષપદ્ધતિના પ્રકરણમાં એક-પક્ષ-પ્રભાવ-પ્રથાની ચર્ચા સરસ થઈ છે—જોકે કેટલાક અંશોમાં એ dated લાગવાની, પણ એ કરામત લેખકની નહિ પણ ભારતીય મતદારની છે.

રાજકીય પક્ષો પરની ચર્ચા જોતાં એવું લાગે છે કે આ પ્રકરણો કાં તો ઉતાવળે લખાયાં છે, કે પછી ગ્રંથનું કદ સાચવવા માટે છેવટે છેવટે ટૂંકાવવા પડ્યાં છે. પક્ષો વિષે માહિતીથી વિશેષ કશું નથી અપાયું એટલે આગલાં પ્રકરણોના પ્રમાણમાં આ પ્રકરણો નબળાં પણ પડે છે. સંયુક્ત સમાજવાદી પક્ષ અને જનસંઘને ભાગે આવેલાં નહિ જેવાં પાનાં એમને અન્યાયરૂપ છે. આમેય, પ્રતિનિધિત્વનિર્ભર લોકશાહીમાં મહત્ત્વનો ભાગ ભજવતી મુખ્ય 'એજન્સી'ને ગૌણ મહત્ત્વ આપીને નિરૂપવાનું વલણ બરાબર નથી જ.

લોકશાહીવાદી પ્રબુદ્ધજનો જનસંઘ ને સામ્યવાદી પક્ષો તરફ ધરાવે છે તેવી સૂગથી આ લખાણ દૂર રહ્યું છે તે હકીકત લેખકની તરફેણમાં જાય છે. સામ્યવાદી પક્ષના નકસલવાદ લગીના ભંગાણની ક્રમિક પ્રક્રિયા લેખકે જરૂર દર્શાવી છે; પણ તેઓ એક નોંધપાત્ર વાત ચૂકી ગયા છે,—માર્ક્સવાદી સામ્યવાદી પક્ષ બંધારણ દ્વારા સત્તા હાંસલ કરવામાં માને છે, પણ બંધારણમાં નથી માનતો!

સમસ્યા અને પ્રવાહોને લગતું પ્રકરણ સરસ રીતે લખાયું છે. ઉપસંહારમાં થવું જોઈતું અવલોકન અહીં થયું છે, અને લોકશાહીમાંની અખૂટ શ્રદ્ધાનું પુનરુચ્ચારણ પણ. પંચાયતી રાજની મર્યાદાઓ બતાવી એ સારું જ થયું છે. જોકે ભૂદાન આંદોલનની ટીકા કરવામાં જરાક વધુ પડતી અદબ જાળવવામાં આવી છે. આ આંદોલને આપણી કેટલીયે બૌદ્ધિક શક્તિઓને વેડફી છે અને અનેક વ્યક્તિઓ એના રાજ્યાશ્રયી સંસ્થાન-સ્વરૂપનો અમુક સત્તાવર્તુળોમાં પ્રવેશ કરવા માટેના સાધન લેખે ઉપયોગ કરતી રહી છે.

આમ, ટીકાસ્થાનો છતાં પુસ્તકનું વાચન નિર્વાહ્ય છે. છાપકામની ભૂલો તો માત્ર નજર ન લાગી જાય એટલા પૂરતી જ છે. ભાષા પણ ક્યાંક જ શિથિલ કે કઢંગી લાગે છે. માત્ર ક્યાંક ક્યાંક પારિભાષિક શબ્દો વિષે ફરિયાદ રહે ('Role' એટલે 'વેશ'?). અમુક સ્થળે ભાષાન્તર પણ સારું નથી—જેમ કે, સોલી ગોગીના ગ્રંથમાંથી કરેલું ભાષાન્તર (પૃ.૮૪) ગોખલેને "હલીલખાજ" કહેવાય? 'બિનસાંપ્રદાયીકરણ' જેવા અશુદ્ધ શબ્દપ્રયોગો પણ ન ચલાવી લેવાય.

ગ્રંથનું લખાણ ને સમૃદ્ધ પુરવણી જોતાં એની કિંમત વધારે નથી; છતાં, સહેજે મનમાં એવું થઈ આવે કે કાચા પૂંઠાં ને સાદા કાગળની સસ્તી આવૃત્તિ સુલભ બને તો એ વધુ વાચકો સુધી જરૂર પહોંચી શકે.

# સ્વાધીન બાંગલા આંદોલન

## રોશનારા | સૌમ્યેન્દ્રનાથ ઠાકુર

ધૂસર આકાશ તારા સ્પર્શ વડે સહસા નીલ તેં કીધ,
બાંગ્લા નદીઓ તારા પ્રાણજુવાળે છલી લોપે કિનારા.
પ્રાણનાં મારાં રૂંધેલાં દ્વારના આગળા ખોલી તેં દીધ,
ચિર-વસન્ત બાંગ્લાની તું અપ્રતિમ રોશનારા.

ફરીથી છાતીની નીડે સ્વપ્નદલ કરી રહે ભીડ
ફરીથી જાગે છે પ્રાણે મૃત્યુંજયી આશાના ફુવારા,
અવિશ્વાસ ફંગોળી દૈ, પ્રેમ કરે ઉચ્ચ નિજ શિર,
આ તારી જ સરજત સૌ—બાંગ્લાકુમારી રોશનારા.

દુર્જય વિપ્લવવહ્નિ જ્વલે નિત્ય બાંગ્લાને પ્રાણે
ક્ષુદ્ર જેઓ, ભીરુ જેઓ, અગ્નિભયે લુપ્ત તે સારા.
નિખિલનું હૃદય તેં ભરી દીધું અગ્નિકેરા ગાને
વહ્નિનું રૂપ ધરી પ્રત્યક્ષ તું થઈ રોશનારા.

[ગુજરાતીમાં શબ્દાંતર: ઉ.]

'ઢાકા' યુનિવર્સિટીની વિદ્યાર્થિની રોશનારાએ છાતી પર ડાઇનેમાઇટ રાખી, પાકિસ્તાન ટૅન્ક આગળ સૂઈ જઈ, આત્મબલિદાનથી તેનો નાશ કર્યો હતો.

## એ | શમ્સુર રેહમાન

એક શાંત સુદૂર ગામમાં, એ હતી
પોતાના સંસારની એક હજાર એક
નાની નાની જંજાળોમાં વ્યસ્ત, તલ્લીન.

—એને એ નીરખવાનીય ફુરસદ નહોતી કે,
આકાશમાં ક્યારે સૂરજ ધધક્યો.
અને ક્યારે વાદળાંઓનું ધણુ તરતું તરતું નીકળી ગયું!

—એધ્યાનપણે જ કાળક્રમ આમ થતો રહ્યો.
સમગ્ર પરિવેશ અતિ પરિચિત
ચૂલા પર ઊકળતા ભાત
એકબે મચ્છી, થોડીક ભાજી
પોતાના સાધારણ સ્કૂલ-માસ્તર પતિ માટે.

ક્વચિત એ દૃષ્ટિ ઊંચી કરીને નીરખતી
કે કોળાની વેલ વાડ પર ચડી રહી છે
અને ફણસની શાખા પર બેઠેલું
એક પીળું પંખી પોતાનું પુચ્છ નચાવી રહ્યું છે
પહોર પછી પહોર આમ જ વ્યતીત થાય છે.

કૂવામાંથી પાણી ખેંચીને, નાહ્યા બાદ,
એ પોતાના ક્યાંક ક્યાંક સફેદ થતા કેશને
ઝાપટતી હતી.
અને વિચારતી'તી કે ગામની નિશાળમાં
એનો બચુ પાઠ યાદ કરતો હશે
અને પછી એને આવતી હતી.
દૂર, શહેરની સ્કૂલમાં ભણતા તેજીલી આંખોવાળા
એના મોટા દીકરાની યાદ
જેને માટે ઘરે, ખંતથી બનાવેલા
ભાતીગળ, મીઠા પૂડાને
એક ડબરામાં ભરીને મોકલવાના છે.

એ ઘરથી ક્યારે બહાર નથી નીકળી!
સીધી અને સાદી,
સંયત અને ગંભીર છે એની જિંદગી,
ક્યારેક ક્યારેક એનું મન પીડાઈ ઊઠે છે.
—જ્યારે એને મનમાં મૃત મા-બાપની સ્મૃતિ
સળવળે છે.

અને એક દિવસ સમગ્ર દેશ ઊઠીને ઊભો થયો
જાણે ક્રુદ્ધ દેવતા!
ખૂણેખૂણેથી ખબરો આવવા લાગી,
ભૂમિ બલિદાનોથી સીંચાવા માંડી
પોતાના બાલુડાનાં રક્ત-રંજિત વસ્ત્રો એને
ખેંચીને લઈ ગયાં.
પાછળ રહી ગયાં વેલી-વેલાઓ, નદી,
મેદાન અને ખેતરો.
અને આખું થયું ગામનું પુરાણું પુકુર.
આજે મળે છે એનાં પદ્‌ચિહ્ન
શહેરની પહોળી સડક ઉપર
અને ગલીઓમાં
તમામ સડકો અને તમામ ગલીઓમાં
પોતાની કૂખના લાડકવાયાને ખોઈને, માએ
પોતાના આહત હૃદયનાં ચમકતાં-ચળકતાં અશ્રુઓ
મેળવી દીધાં છે વિદ્રોહના આહ્‌વાનમાં!

[ગુજરાતી રજૂઆત: સુનિ]

## પ્રભુને | શમ્સુર્ રેહમાન

પ્રભુ, સાંભળ!
મોકલવો જ હતો મુજ અધમને,
—તો શા માટે ન મોકલ્યો પોપટ બનાવીને?
બેઠો બેઠો પીંજરામાં,
સર્વજ્ઞની માફક
ડોલાવ્યા કરત મારી પૂંછ!
ચણતો રહેત તીણી નમણી ચાંચ વડે દાણોપાણી
સુયોગ સાંપડત,
પઢાવેલી વાતો રટતા રહેવાનો;
બંધ પીંજરામાં!
નિજની કથા કહેવાનો
કઠિન ભાર તો મારા પર ન રહેત!

[ગુજરાતી રજૂઆત: સુનિ]

## ધારાપાત* | શ. ખા. મ. આકિઉલહક

કેટલાય વાચાળ મોઢાં મૂક થઈ ગયાં,
હાય મૂક થઈ ગયાં.
કોલ-ટાર લીંપેલા રસ્તા લાલ થઈ ગયા,
હાય લાલ થઈ ગયા.
તાજાં ફૂલ! કેટલાં ફૂલ! તૂટી તૂટીને ખરી પડ્યાં!
હાય તૂટીને નીચે પડ્યાં!
કેટલા સોનેરી દિવસો કાળા મેશ થઈ ગયા!

તોય જઈશ હું કાલે, જવાનો પગપાળો
કોલટાર લીંપેલા એ જ રસ્તે
સૂંઘી લઈશ ગંધ એ, તાજાં તાજાં ફૂલો વચ્ચે
પડેલાં એ ખર્યાં ફૂલની, રાજરસ્તે!

[ગુજરાતી રજૂઆત: સુનિ]

*આંક શીખવાની પ્રારંભિક પુસ્તિકાને બંગાળીમાં 'ધારાપાત' કહે છે.

## પૂર્વ બંગાળ: ૧૯૪૭થી ૧૯૭૧ | ભોગીલાલ ગાંધી

પાકિસ્તાનનો જન્મ થયો ભારતના વિભાજનમાંથી. એ પણ ભારતની જેમ સાર્વભૌમ રાષ્ટ્ર બન્યું. પરંતુ તેના જન્મની સાથે જ એક અકાટ્ય સમસ્યા સંકળાયેલી હતી. પાકિસ્તાનના પાયામાં દ્વિરાષ્ટ્રનો સિદ્ધાંત હતો: અખંડ ભારતમાં હિંદુઓ અને મુસ્લિમો—ભિન્ન ધર્મ અને સંસ્કૃતિવાળી આ બે પ્રજાઓ બે સ્વતંત્ર રાષ્ટ્ર છે અને તેથી ધર્મના ધોરણે બે ભિન્ન રાષ્ટ્રોનું નિર્માણ થવું જોઈએ, એવો સિદ્ધાંત મુસ્લિમ લીગે વર્ષોથી આગળ ધર્યો હતો. અંતે, ભારતનું વિભાજન થયું ત્યારે પંજાબી અને બંગાળી પ્રદેશોમાંના મુસ્લિમ બહુમતીવાળા હિસ્સાને પાકિસ્તાનમાં જોડવામાં આવ્યા.

ભૌગોલિક દૃષ્ટિએ પૂર્વ બંગાળનો પ્રદેશ પશ્ચિમ પાકિસ્તાનથી સેંકડો માઈલ દૂર હતો. અવરજવરનો સીધો કોઈ માર્ગ ન હતો. બંનેની ભાષા અને સંસ્કારિતા વચ્ચે કશો મેળ ન હતો. બંનેના ઐતિહાસિક અને માનસિક અભિગમ વચ્ચે કશું સામ્ય ન હતું. રાજકીય આદર્શો અને આર્થિક વિકાસ પણ વિભિન્ન હતાં. આમ છતાં, ઇસ્લામી સંપ્રદાયની એકમાત્ર સમાનતાની કસોટીએ પૂર્વ બંગાળનો સમાવેશ પાકિસ્તાની રાષ્ટ્રમાં કરવામાં આવ્યો.

કેવળ બંગાળની જ વાત નથી. સરહદની પખ્તુન પ્રજાને પણ માત્ર ઇસ્લામ ધર્મના ધોરણે પાકિસ્તાનમાં જોડવામાં આવી હતી, અને ખાન અબ્દુલ ગફારખાને આ ઘટનાને "વરુઓને શરણે—" (Thrown to wolves) તરીકે ઓળખાવી—આત્મકથાત્મક ગ્રંથનું નામ જ આવું રાખ્યું છે. આપણે એમ જરૂર કહી શકીએ કે પૂર્વ બંગાળની

પ્રજા માટે તો આ શીર્ષક અધિકતર સાચું પુરવાર થયું છે.

પાકિસ્તાનની ગળથૂથીમાં જ રહેલા વિસંવાદો પ્રગટ થયા વિના ન રહ્યા. આરંભથી જ ભાષાનો સવાલ ઊભો થયો. બંગાળના પૂર્વ અને પશ્ચિમ બંને પ્રદેશોના વતનીઓએ—મુસ્લિમ અને હિંદુ બંનેએ—બંગાળી ભાષા અને સાહિત્યના વિકાસમાં સહિયારું અર્પણ કર્યું છે. સમસ્ત બંગ પ્રજાની નસેનસમાં બંગ ભાષા–સાહિત્યનું રક્ત વહ્યું છે. માત્ર ધર્મના ધોરણે હિંદુ-મુસ્લિમ બંગવાસીઓને બે અલગ રાષ્ટ્રમાં વિચ્છિન્ન કરીને એક નવો વિસંવાદ પેદા કરવામાં આવ્યો હતો.

૧૯૪૯માં પાકિસ્તાનના સર્જનહાર કાયદે આઝમ ઝીણાએ ઢાકા વિશ્વવિદ્યાલયના વ્યાખ્યાનમાં જ્યારે જાહેર કર્યું કે પાકિસ્તાનની રાષ્ટ્રભાષા બીજી કોઈ નહિ પણ ઉર્દૂ જ હોઈ શકે અને રહેશે, તે જ ક્ષણે વિદ્યાર્થીઓનો વિદ્રોહ જાગી ઊઠ્યો: "રાષ્ટ્રભાષા માત્ર ઉર્દૂ નહિ, બંગાળી પણ રહેશે..." આ પછી, બંધારણસભાએ એકમાત્ર ઉર્દૂને રાષ્ટ્રભાષા તરીકે બંગપ્રજાને માથે ઠોકવાનો પ્રયાસ કર્યો, ત્યારે વિદ્યાર્થીઓનું આંદોલન રાષ્ટ્રીય આંદોલન બની રહ્યું.

ભાષા ઉપરાંત, પશ્ચિમ પાકિસ્તાનીઓની પૂર્વ બંગાળ ઉપરની બ્રિટિશશાઈ આર્થિક શોષણ નીતિએ બંગપ્રજાને ચોંકાવી મૂકી હતી. અને એથીય વધુ આઘાત બંગ પ્રજાએ અનુભવ્યો રાજકીય અધિકારોના ક્ષેત્રે ચાલી રહેલી દમનનીતિને કારણે. સમસ્ત પશ્ચિમ પાકિસ્તાનની કુલ વસ્તી કરતાં વધારે વસ્તી ધરાવનારા પૂર્વ બંગાળની પ્રજાને કેન્દ્રની સત્તામાં, નાગરિક અને લશ્કરી હોદ્દાઓમાં અપાર અન્યાય સહેવો પડતો હતો. ઉચ્ચ કક્ષાએ પંજાબી લઘુમતીનું વર્ચસ્વ જામ્યું હતું.

કેમ જાણે પૂર્વ બંગાળ એક સંસ્થાન (કૉલોની) હોય તે રીતે, સાંસ્કૃતિક, આર્થિક અને રાજકીય ક્ષેત્રે બદવ્યવહાર થઈ રહ્યો હતો.

*

પૂર્વ બંગાળના રાજદ્વારી નેતાઓ—ફઝલુલ હક અને સુહરાવર્દીએ આ અન્યાય-શોષણ સામે અવાજ ઉઠાવ્યો. પૂર્વ પાકિસ્તાન (બંગાળ) ઉપરની પશ્ચિમ પાકિસ્તાનની એકહથ્થુ પકડ ઢીલી કરવા આંદોલન આરંભ્યું. (સુહરાવર્દીએ તો સંયુક્ત બંગાળનો પુરસ્કાર પણ કરેલો.) ત્યારે તેમને 'દેશદ્રોહીઓ' તરીકે હડધૂતવામાં આવ્યા હતા.

૧૯૫૩માં બંધારણસભાની ચૂંટણી પ્રસંગે મુસ્લિમ લીગની હાર થઈ અને બંગીય નેતાઓ—ફઝલુલ હક અને સુહરાવર્દી વિજય પામ્યા. આથી ચોંકી ઊઠીને ગવર્નર-જનરલ ગુલામ મોહમદે બંધારણસભાનું તત્કાલ વિસર્જન કરી દીધું. આખરે ૧૯૫૬માં નવું બંધારણ તૈયાર થયું. પરંતુ તેમાં (૧) પૂર્વ બંગાળ, (૨) પંજાબ, (૩) સરહદ પ્રાંત, (૪) સિંધ, અને (૫) બલૂચિસ્તાનને ઉત્તરોત્તર સ્વાયત્તતા આપવાની મૂળભૂત માગણી જ ઉડાવી દેવામાં આવી; પૂર્વ પાકિસ્તાન અને પશ્ચિમ પાકિસ્તાન એવા બે વિભાગ માન્ય થયા, બંનેનું સંસદગૃહ સહિયારું રહ્યું. પરંતુ, પૂર્વ બંગાળના લઘુમતીવાળા પ્રદેશને લોકશાહીમાં જે ન્યાયયુક્ત અધિકાર—સપ્રમાણ પ્રતિનિધિત્વ—પ્રાપ્ત થવો જોઈએ તેનો જ ઇનકાર થયો. બીજી બાજુ, રાષ્ટ્રપતિને હસ્તક અસાધારણ અધિકારો સુપરત થયા. સંરક્ષણ, વિદેશ સંબંધો, ચલણ, બેંક, સંદેશાવ્યવહાર, વિદેશ વ્યાપાર જેવાં ખાતાંઓ કેન્દ્રને હસ્તક—એટલે કે પશ્ચિમી આપખુદોને હસ્તક—રહ્યાં.

આ પછી, અય્યૂબખાનના પૂરા એક દાયકાના શાસન દરમ્યાન, નવા બંધારણને નામે, 'બેસિક ડેમોક્રસી'ના અંચળા હેઠળ અપ્રત્યક્ષ ચૂંટણી દ્વારા પૂર્વ બંગાળનું અદકું રૂંધામણ શક્ય બન્યું.

૧૯૬૯માં રાષ્ટ્રવ્યાપી અસંતોષ ભભૂકી ઊઠ્યો; અય્યૂબખાનને ગોળમેજી પરિષદ બોલાવવાની ફરજ

પડી. પરંતુ ફરી પાછો એ જ ખેલ ખેલાયો : "જનસંખ્યાના આધાર પર પ્રતિનિધિત્વ"નો મૂળભૂત લોકશાહી અધિકાર નકારાયો. પૂર્વ બંગાળના પ્રતિનિધિઓ—શેખ મુજિબુર રહેમાન, મુરશેદ તથા નુરુલ અમીન સહિત સૌએ ગોળમેજીનો બહિષ્કાર કર્યો.

આ બધાં વરસો દરમ્યાન—૧૯૪૯માં ઢાકા વિશ્વવિદ્યાલયમાં પ્રસ્ફોટ થયો ત્યારથી—પ્રગટેલી ચેતનાના તણખામાંથી ભડકો થઈ ચૂક્યો હતો. એને બુઝાવી નાખવા માટે ૧૪૪મી કલમ, કાવતરાં-કેસ, કારાવાસ, લાઠી અને બંદૂકોનું દમન નાકામિયાબ નીવડ્યું હતું. એક પછી એક શહીદોનાં બલિદાનોએ વિદ્રોહની જ્વાળા ભભૂકતી રાખી હતી. શેખ મુજિબુર રહેમાને એક વિદ્યાર્થી નેતા તરીકે ૧૯૪૯માં ઢાકા ઘટનાથી આરંભેલી કૂચ ૧૯૬૯ સુધીમાં તો પરાકાષ્ઠાએ પહોંચી ચૂકી હતી : મુજિબુર રહેમાન 'બંગબંધુ' તરીકે અનન્ય આદર અને સ્નેહનું ભાજન બની ચૂક્યા હતા...

૧૯૬૯ના જાન્યુઆરીની ૨ જીએ "પાકિસ્તાની લોકશાહી આંદોલન"ની પૂર્વબંગીય શાખાએ નવી ચૂંટણીઓનો બહિષ્કાર પોકાર્યો; તેમાંથી ડેમોક્રેટિક એક્શન કમિટી (D A C)નો જન્મ થયો. મુજિબુર રહેમાનની આગેવાનીમાં અવામી લીગે રજૂ કરેલા ૭ મુદ્દાઓને આધારે ૮ મુદ્દાઓના સ્વીકાર કરીને આંદોલનને નવો વેગ આપ્યો: (૧) સરકારનું સ્વરૂપ ફેડરલ પાર્લમેન્ટરી (સમવાયી સંસદીય), (૨) પુખ્ત વયના ધોરણે સાર્વત્રિક મતાધિકાર; (૩) 'કટોકટી'નો અમલ તત્કાલ નાબૂદ; (૪) નાગરિક સ્વતંત્રતાની પૂરી સ્થાપના; (૫) રાજદ્વારી કેદીઓ (મુજિબુર રહેમાન, સરહદના ગાંધીના પુત્ર ખાન વલીખાન, ઝુલ્ફીકાર અલી ભુટ્ટો તથા અનેક વિદ્યાર્થી નેતાઓ, પત્રકારો અને કોમદારો સહિત) સૌની મુક્તિ; રાજદ્વારી કેસો પાછા ખેંચી લેવા; (૬) સભા સરઘસ પ્રત્યાદિ પ્રતિબંધક હુકમો પરત; (૭) કામદાર હડતાલોને માન્યતા; (૮) અખબારો, પ્રેસ અને ઇતર પ્રચારનાં સાધનો ઉપરનાં પ્રતિબંધોની નાબૂદી.

આ કાર્યક્રમની સિદ્ધિ માટે લોકશાહી લડત સમિતિએ "વજ્રથંભ, અહિંસક, વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ સામૂહિક આંદોલન"ની દેશવ્યાપી પ્રતિજ્ઞાઓ લેવરાવી. અલબત્ત, આ વખતે રાષ્ટ્રીય અવામી લીગના ભાશાણી એ તથા પીપલ્સ પાર્ટીના ભુટ્ટોએ જુદા ચોકા કરી ફાચર મારી ત્યારે સામેથી પૂર્વ પાકિસ્તાનના વિદ્યાર્થીઓની સર્વપક્ષી લડત સમિતિએ ૧૧ મુદ્દાનો વધુ જલદ કાર્યક્રમ જાહેર કર્યો, ઢાકાએ સાર્વત્રિક હડતાલ દ્વારા નવો જ મિજાજ પ્રગટ કર્યો. ગોળીબારમાં ચાર નાગરિકોની આહુતિ અપાયા પછી તો અય્યૂબનું સિંહાસન ડોલાવી દેનારું આંદોલન ભભૂકી ઊઠ્યું : કરાંચી, લાહોર, હૈદરાબાદ, રાવળપિંડી, પેશાવર અને ચિતાગોંગ સળગી ઊઠ્યાં.

અંતે, અગરતલા કાવતરા કેસ પાછો ખેંચી લઈને, મુજિબુર રહેમાન સહિત નેતાઓને મુક્ત કરીને, ફરી પાછી વાટાઘાટો અય્યૂબે શરૂ કરી. પરંતુ, વસ્તીના ધોરણે પ્રતિનિધિત્વ તથા પ્રદેશોને વધુ સ્વાયત્તતા જેવા પાયાના અધિકારોની બાબતમાં ભીનું સંકેલવા કોશિશ કરી. ફરી પાછું મુજિબુરે શાંતિમય ને બંધારણીય માર્ગે લોકલડતનું રણશીંગું ફૂંક્યું. અંતે, અય્યૂબ ખાનને ગાદી પરથી હટી જવાની ફરજ પડી. સર સેનાધિપતિ યાહ્યાખાન સત્તારૂઢ બન્યા — પ્રજાને શિરે એક નવું સરમુખત્યાર શાસન ઝીંકાયું!

યાહ્યાખાને આરંભમાં દેખાવ તો એવો કર્યો કે અય્યૂબખાનની જોહુકમી નીતિને પોતે સુધારી લેવા માગે છે; પાકિસ્તાનને લોકશાહીના રાહે ચલાવી તેની પૂર્વશરત તરીકે બહુમતી ધરાવનારા પૂર્વ બંગાળને જીતી લેવા માગે છે. આ હેતુથી તેમણે સાર્વત્રિક ચૂંટણીનું સાહસ પણ ખેડ્યું. પરંતુ તેમાં (ડિસે. '૭૦) પૂર્વ બંગાળની અવામી લીગે (શેખ મુજિબુર રહેમાનના નેતૃત્વ નીચે) પ્રચંડ વિજય મેળવ્યો. અવામી લીગ સમગ્ર પાકિસ્તાનમાં સૌથી મોટા ને ચોખ્ખી બહુમતી ધરાવતા પક્ષ તરીકે બહાર આવી અને

યાહ્યાના હાંજા ગગડી ગયા. વાટાઘાટોનો દેખાવ ચાલુ રાખી તે દગો રમ્યો.

૧૯૬૯ના માર્ચની ૨૫મી તારીખે યાહ્યાખાનનો અમલ શરૂ થયો. ૧૯૭૧ના માર્ચની ૨૫મીની મધ-રાતે—બરાબર બે વરસે—પાકિસ્તાની સેનાએ પૂર્વ બંગાળને અમાનુષી હત્યાકાંડના આતંકમાં હોમી દીધું...

## અધૂરી ક્રાન્તિ | ગિરિજા કે. મુખરજી

સને ૧૭૮૯ જુલાઈની ૧૪મી તારીખે ડ્યુક દ લા રોશફુકોલ-લાંકૂરે (Duc de la Rochefoucauld-Laincourt) ફ્રાંસના રાજા લૂઈ સોળમાને બેસ્ટાઈલના પતનના સમાચાર આપ્યા ત્યારે રાજાએ તેને કહ્યું, "પણ એ તો બળવો છે." ચતુર લાંકૂરનો જવાબ સચોટ હતો: "બળવો નહિ, એ ક્રાંતિ છે." ખેદની વાત છે કે પશ્ચિમ પાકિસ્તાનીઓના ધાંધાં સામે ઢાકાના લોકો ૨૬મી માર્ચે રણે ચડ્યા ત્યારે યાહ્યાખાનને બીજો કોઈ લાંકૂર મળ્યો નહિ. પૂર્વ બંગાળમાં સમસ્ત જનસમુદાય ઊભો થયો એ ઘટના યાહ્યાખાનની સમજમાં ઊતરે એવી ન હતી. 'બળવો' શું અને 'ક્રાન્તિ' શું એનો ભેદ સમજવાનું એમનું ગજું ન હતું.

૧૯૪૭ની અધૂરી રહેલી ભારતીય ક્રાંતિ શેખ મુજિબુર રહેમાને આજે આગળ ધપાવી છે એ નિઃશંક વાત છે.

ક્રાંતિની અનેક વ્યાખ્યાઓ છે. બોલ્શેવિકોએ સ્વીકારેલી વ્યાખ્યા પ્રમાણે લેનિનને જો ફ્રેંચ ક્રાંતિનો છેલ્લો વારસદાર ગણાવી શકાય; તો ૧૯મી સદીની શરૂઆતમાં શરૂ થયેલી ભારતીય ક્રાંતિના શેખ મુજિબુર રહેમાન છેલ્લા વારસદાર છે એ રાજકીય બીના ઇતિહાસની દૃષ્ટિએ નકારી શકાય તેમ નથી. ભારતીય સ્વાતંત્ર્યસંગ્રામની કક્ષામાં આવી શકે એવી સિદ્ધિ તેમણે હાંસલ કરી છે. રાષ્ટ્રભાવ અને વ્યક્તિગત સ્વાતંત્ર્યને લગતા ભારતીય દૃષ્ટિબિંદુના અંતર્ગત ભાગ તરીકે ધર્મનિરપેક્ષ વિચારસરણી પણ આ લડતમાંથી ઉદ્ભવી છે.

'સામ્યવાદી જાહેરનામું' બહાર પડ્યું તે પહેલાંના માર્ક્સના સિદ્ધાંતોની સંગીનતા પણ શેખે પુરવાર કરી છે. માર્ક્સે માનવસ્વાતંત્ર્યના અર્થમાં "સામાજિક સવાલ" વિષે અને "સાર્વત્રિક નૈતિક બળ"થી સિદ્ધ થતી ક્રાંતિ વિષે લખ્યું છે. સમસ્ત રાષ્ટ્રનું પીઠબળ મેળવીને મુજિબુર રહેમાને અર્વાચીન ભારતના આદ્ય ઘડવૈયાઓની આકાંક્ષાઓ અને અરમાનોને સિદ્ધ કર્યાં છે અને 'શુદ્ધ' માર્ક્સવાદીઓએ આજ લગી જેની સિદ્ધિ અર્થે મિથ્યા વલખાં માર્યાં કર્યાં છે તેવું ક્રાન્તિકારી દૃષ્ટાન્ત પણ પૂરું પાડ્યું છે.

બાંગલા દેશમાં ક્રાંતિકારી રાષ્ટ્રવાદનો વિસ્ફોટ થયો તે તરફનું આશ્ચર્ય જોકે સમજી શકાય તેવું છે. એનાં કારણોની શોધમાં 'સત્તાની ફેરબદલી' વિષે બ્રિટિશ સરકારે ભારતીય નેતાઓ સાથે વાટાઘાટ કરવા માટે ક્રિપ્સ મિશનને મોકલ્યું હતું ત્યાં લગી જવું પડશે. જો કોઈ પણ વ્યક્તિ અખૂટ ધીરજથી એ સમયના દસ્તાવેજોના ગંજાવર ખડકલાને જોઈ જશે તો તેને એક હકીકત જરૂરથી જાણવા મળશે—કોંગ્રેસી નેતાઓએ સત્તાની ફેરબદલીની બ્રિટિશ દરખાસ્તોનો સ્વીકાર કર્યો હતો... જેનું કારણ નેહરુએ લેનર્ડ મોસ્લેને (Leonard Mosley) એ આપ્યું હતું કે "અમે થાકી ગયા હતા અને ઉંમરમાં પણ પહોંચી ચૂક્યા હતા. અમારામાંથી બહુ થોડા

ફરીથી કારાવાસ બરદાસ્ત કરી શકે તેમ હતા."*

આ એકરારને હાલમાં બાંગલા દેશમાં જે બનાવો બની રહ્યા છે તેની સાથે ગાઢ સંબંધ છે. આપણા રાષ્ટ્રીય નેતાઓની સત્તા મેળવવાની આતુરતાને પરિણામે જે ક્રાંતિ અધૂરી રહી ગઈ હતી તે હવે આપણી નજર સામે જ આગેકૂચ કરી રહી છે. નોઆખાલીની યાત્રા દરમ્યાનના ગાંધીજીના મંત્રી પ્રો. નિર્મળ બોઝના જણાવ્યા પ્રમાણે ગાંધીજીએ નીડરપણે કહ્યું હતું કે હિંદનો અંગવિચ્છેદ સ્વીકારવા કરતાં તો આંતરવિગ્રહ વહોરી લેવો બહેતર લેખાશે. લાખો લોકોને મન આ અંગવિચ્છેદનો અર્થ શો છે તેને ખાન અબ્દુલ ગફારખાંએ વારંવાર વાચા આપી છે. પઠાણોને 'વરુઓને હવાલે કરવા' બદલ ભારતને તેમણે હમેશાં દોષિત ગણ્યું છે.

આ 'વરુઓ' કોણ હતા તે યાદ કરવાની તસ્દી સ્વાતંત્ર્ય બાદ બહુ થોડા હિંદીઓએ લીધી હશે. આપણે એમને ભલે વીસરી ગયા હોઈએ, બાંગલા દેશ તેમને ભૂલ્યો નથી અને આજે એ સુંદર દેશનાં નગરોમાં એના શાન્ત ગ્રામવિસ્તારોમાં જે અમાનુષી સંહાર અને હત્યાકાંડ થઈ રહ્યો છે તેમાં આ વરુઓનાં સાક્ષાત્ દર્શન થાય છે. અને ત્યારે, આપણને ફરીથી એક વાર સમજાવું જોઈએ કે સરહદના ગાંધી અતિશયોક્તિ નહોતા કરતા.

રાજ્યશાસ્ત્રના આધુનિક નિષ્ણાતોની આપણે ત્યાંની જમાત અમેરિકાએ ભણાવેલ જ્ઞાનની ગાંસડીઓ એમની જ સઘળી શબ્દજંજાળ સાથે, ક્યારનીયે પોપટની પેઠે ઓકરી ને ઠાલવી રહી છે છતાં પશ્ચિમ પાકિસ્તાની સરકારનું ફાસીવાદી સ્વરૂપ આપણે આટલા લાંબા સમય સુધી કેમ ન ઓળખી શક્યા તે એક પ્રશ્ન છે. પરદેશી વિદ્વાનોના વિચારોને વિના-કસોટીએ સ્વીકારી લેવાની આપણી વધારે પડતી તાલાવેલીનું તો આ પરિણામ નથી ને?

એમ ન હોત તો, એ અંગે આપણું ધ્યાન પ્રથમ વાર દોરવાનું તાયા ઝિન્કિનને ફાળે ન આવત. પાકિસ્તાનના સર્જનમાં ખૂબ કુતૂહલપ્રદ વસ્તુ એ છે કે જેમણે પાકિસ્તાન માટે જેહાદ ચલાવી તેઓ તો ભારતમાં જ રહી પડ્યા; જ્યારે જ્યાં હિંદુ-મુસ્લિમોની મિશ્ર સરકાર હતી તે પંજાબ પશ્ચિમ પાકિસ્તાન બન્યું અને જે બંગાળી મુસ્લિમોને પશ્ચિમ પાકિસ્તાન સાથે જોડાવું ન હતું, કલકત્તાને રાજધાની રાખી અલગ રાષ્ટ્ર કરવું હતું તેમને ફાળે પૂર્વ પાકિસ્તાન બનવાનું આવ્યું! પંજાબીઓના બંગાળ તરફના વસાહતવાદી વલણ વિષે અને બંગાળી તથા પંજાબીઓ વચ્ચેના વહીવટી સંઘર્ષ વિષે તાયા ઝિન્કિને તો છેક ૧૯૪૯માં 'ગાર્ડિયન'માં લખ્યું હતું.*

આપણા રાજ્યશાસ્ત્રીઓ આ તમામ હકીકતોની ઉપેક્ષા કરી રહ્યા છે. સદીઓ પુરાણી ભૌગોલિક, રાજકીય અને આર્થિક એકતા છતાં આજે આપણા રાજકીય નેતાઓની વિચારરીતિને કારણે ભારતનું વિઘટન થઈ રહ્યું છે—આ વિચિત્ર લાગતા વિરોધાભાસનું બાંગલા દેશના બનાવોના સંદર્ભમાં મૂલ્યાંકન થઈ શકે તેમ છે.

સુડતાલીસની ભારતીય ક્રાન્તિને પરિણામે જે મેળવાયું છે તેને વિષે આપણે ત્યાં બહુ ઓછો વિચાર થયો છે. બલકે, સરકારમાંના બ્રિટનના પક્ષકારોને મન તો 'અંગ્રેજ સરકારની કૃપાપૂર્ણ સંમતિથી સધાયેલ શાંતિમય સત્તાપલટા' કરતાં સુડતાલીસની ક્રાન્તિનું મહત્ત્વ સહેજે વધારે નથી:—એક સદી કરતાંયે વધારે સમય સુધી રાજ કરી ચૂકેલા બ્રિટિશ લશ્કરની અહિંસક વિદાય આ મતને, સ્વાભાવિક રીતે જ, ઓર પુષ્ટિ આપે છે. અને એથી અંગ્રેજે શા માટે સત્તા છોડી ગયા એવો પ્રશ્ન એ સમયે ઉપસ્થિત કરવામાં આવ્યો ન હતો. આજે બાંગલા દેશના સાડાસાત કરોડ માનવીઓ પાકિસ્તાનના ગુલામ બનવાનો ઇનકાર એક અવાજે કરે છે. આ હકીકતને સમજવા માગતા હોઈએ તો ભારતીય ક્રાંતિના નિગૂઢ રહસ્યને સમજવું જરૂરી છે.

લડતને અને ત્યાર બાદ હાસલ કરવામાં આવેલા સ્વાતંત્ર્યને આપણે સાચી રીતે સમજી શક્યા નથી

*Last Days of the British Raj, p. 248.

*Reporting India, 1961.

એનું મુખ્ય કારણ એ છે કે આપણા ઇતિહાસકારોએ અંગ્રેજી લખાણો, વિચારો, દસ્તાવેજો, પુસ્તકો અને સંશોધન-પદ્ધતિનો આધાર લીધો છે. અતિસંયમ સાથે પણ ઓછામાં ઓછું એટલું તો અવશ્ય કહી શકાય કે ભારતવાસીઓનાં મિજાજ ને મંતવ્યનો પડઘો તે જરાકે ન પાડી શકે. ભાગ્યે જ કોઈ લેખકે ભારતીય ભાષાઓમાં પડેલી સામગ્રીનો ઉપયોગ કર્યો હશે. જેમણે કંઈક પણ ક્ષમતાપૂર્વક લખ્યું છે તેમણે પણ અંગ્રેજી ભણતર પામેલા ભારતીયો ઉપર આધાર રાખ્યો છે. તેઓ લોકોના સંપર્કમાં નથી તે હકીકત છે.

આ મોટા ભેદને પરિણામે અંગ્રેજી ભણતર પામેલા હિંદીઓ લડત દરમ્યાન હિંદુ-મુસ્લિમ આમજનતામાં જાગેલી ઊંડી લાગણીઓ સમજવામાં નિષ્ફળ ગયા છે. પ્રજાના સાચા વિચારોના ખોટા અર્થઘટનથી દોરાઈ ને હિંદી નેતાઓ ક્રિપ્સ દરખાસ્તો સાથે સંમત થયા અને આજે આપણે એ ઉતાવળિયા નિર્ણયનાં પરિણામો લણી ને વેઠી રહ્યા છીએ.

વિવિધ પ્રકારનાં સામાજિક અને રાજકીય સુધારાનાં આંદોલનોના ફલસ્વરૂપ ઓગણીસમી સદીની શરૂઆતથી આપણા દેશવાસીઓમાં એક આધ્યાત્મિક અને માનસિક પરિવર્તન આવી રહ્યું હતું એ વસ્તુ આપણા નેતાગણે વિસારે પાડી એ ખરેખરની ભૂલ હતી ને છે. હિંદ છોડોની લડત અને આઝાદ હિંદ ફોજ સામે ચાલેલા મુકદ્દમાઓથી ભારતભરમાં જે વાયુમંડળ ઊભું થયું તેને પરિણામે આપણા લોકો અમેરિકા અને ફ્રાન્સની મહાન ક્રાંતિઓની લગોલગ ઊભી રહી શકે એવી સામાજિક ક્રાંતિ અર્થે સજ્જ બન્યા હતા. આ વાત આપણા રાષ્ટ્રનેતાઓ જોઈ શક્યા નહિ.

આ ક્રાંતિનું નેતૃત્વ લેવાને બદલે આપણા રાષ્ટ્રીય નેતાઓએ બાંધછોડનો રાહ સ્વીકાર્યો. આ રીતે ભારત મુક્ત બન્યું છતાં ક્રાંતિને લીધે જે સ્વતંત્રતા મળવી જોઈએ તે સાચા અર્થમાં મળી નહિ. આપણે અનુભવથી જાણીએ છીએ કે રાજ્યકર્તાઓની ફેરબદલી માત્રથી ક્રાંતિ થતી નથી. અને જે ક્રાંતિથી રાષ્ટ્રીય મુક્તિ અને વ્યક્તિ-સ્વાતંત્ર્ય ન મળે તે ક્રાંતિને માટે પુરુષાર્થ કરવાની જરૂર પણ શું? સુડતાલીસના અરસામાં એટલું તો ચોક્કસ હતું કે ભારતીય તખ્તા પર પરિવર્તનની ક્ષણ આવી પહોંચી હતી. વિશાળ એવા ભારતમાં ક્યાંક ક્યાંક મધ્યયુગી અને જડતાવાદી બળો સક્રિય હોવા છતાં કેવળ રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય લાવનાર ક્રાંતિ તથા રાષ્ટ્રીય મુક્તિ અને વૈયક્તિક સ્વાતંત્ર્ય એ બંને લાવનાર ક્રાંતિ વચ્ચે વિવેક કરવા જેટલું આધુનિક તો ભારત ચોક્કસપણે બન્યું જ હતું.

બીજી રીતે કહીએ તો ભારતીય જનસમુદાય તેમના નેતાઓ કરતાં રાજકીય વિચારમાં આગળ હતો. આમ લોકોની લાગણી અને વિચાર-રૂખથી સદંતર અજાણ એવી મધ્યમવર્ગીય નેતાગીરીએ સત્તાની ફેરબદલી વિષે કે ભાગલાના સ્વીકાર જેવી મહત્ત્વની બાંધછોડ વિષે લોકોનો મત જાણવાની અને ગાંધીજીની સલાહ મેળવવાની તસ્દી લીધી ન હતી.

શેખ મુજિબુર રહેમાને આ નેતાઓ ખોટા હતા તે સાબિત કરી આપ્યું છે. લોકો પર ઠોકી બેસાડવામાં આવેલા ભાગલાને ઉથલાવવાના ક્રાંતિકારી આંદોલનમાં મુજિબ સફળ થયા છે. ક્રાંતિઓના ઇતિહાસમાં આટલો વિશાળ લોકસહકાર ક્યારેય શક્ય બન્યો નથી. Hannah Arendt તેમના ક્રાંતિ વિષેના પુસ્તકમાં સમાજ-પરિવર્તનની પ્રક્રિયામાં નેવું ટકા જેટલા લોકો સામેલ થયા હોય તેનું એક પણ દૃષ્ટાંત આપી શક્યા નથી એ ભૂલવું ન જોઈએ.

આપણે સૌ જાણીએ છીએ કે અમેરિકન ક્રાંતિ એક પ્રબુદ્ધ લઘુમતીને આભારી હતી. ફ્રેન્ચ વિપ્લવને શરૂ શરૂમાં તો ફ્રાન્સની કુલ વસ્તીના એક ટકા જેટલા લોકોએ પણ ટેકો આપ્યો ન હતો. દસ ટકા જેટલા લોકોને પોતાની તરફ વાળવાની પહોંચ લેનિનમાં ન હોત તો બોલ્શેવિક ક્રાંતિ સંપૂર્ણપણે નિષ્ફળ નીવડી હોત. માઓની પોપ્યુલિસ્ટ ક્રાંતિ એ લઘુમતીની ક્રાંતિ હતી. જ્યારે ચીનના જનસમુદાયને માઓનું વર્ચસ્વ અનિવાર્ય લાગ્યું ત્યારે જ તેમણે પોતાના

રાષ્ટ્ર-નેતા ચાંગ કાઈ-શેકને પડતા મૂક્યા. સુલ્તાલીસની ભારતીય ક્રાંતિને વસ્તીના વીસ-પચીસ ટકાથી વધારે પીઠબળ ક્યારેય ન હતું,—છતાં પાછળથી તેને વીસમી સદીની મોટામાં મોટી ઘટના તરીકે લેખવામાં આવે છે. માનવજાતના ઇતિહાસમાં પંચાણું ટકાથી પણ વધારે લોકોના ટેકાવાળા શેખ મુજિબુર રહેમાને આગળ ધપાવેલી રાષ્ટ્રીય ક્રાંતિ આમ અનેરી છે. પશ્ચિમ પાકિસ્તાનના જાતિવાદી ને ફાસીવાદી રાજ્ય સાથે બળજોરીથી લદાયેલા જોડાણને તોડવા લોકોએ તેમને ચૂંટણી દ્વારા આદેશ આપ્યો છે એ ઘટનાની જોડ ક્રાંતિઓની તવારીખમાં શોધી જડે તેમ નથી.

માર્ક્સવાદીઓ માટે આ ક્રાંતિ એક દૃષ્ટાંતરૂપ બનવી જોઈએ. માર્ક્સે ક્રાંતિ તરફ દોરી જતા "સામાજિક પ્રશ્ન" પર ભાર આપતાં ઉમેર્યું છે કે સમાજની જીવનપ્રક્રિયા તમામ માનવપ્રવૃત્તિ અને પ્રયત્નોના કેન્દ્રમાં રહેલી છે. જોકે પાછળથી તેણે ક્રાંતિના આર્થિક સિદ્ધાંતને પ્રાધાન્ય આપ્યું હતું, છતાં ૧૮૭૧ના પૅરિસ કોમ્યુન બાદ સ્વાતંત્ર્યનો વિચાર ક્રાંતિકારી પરિવર્તનોના મૂળમાં હોવાનું લાગતાં તેણે પોતાનો વિચાર ફેરવ્યો પણ હતો.

એટલું તો કહી શકાય કે સ્વાર્થી અને લાલચુ એવી પાકિસ્તાની સામંતશાહીએ બાંગલા દેશને આર્થિક અધોગતિ તરફ ધકેલી દીધો—તે ક્રાંતિનું એક કારણ છે. તેમ છતાં, તેનું મુખ્ય પ્રેરક બળ તો ભારતીય ક્રાંતિની જેમ જ માનવીય ગૌરવ અને સ્વાતંત્ર્યની ખેવનાનું જ છે. (ગરીબાઈ જ ક્રાંતિનું એકમાત્ર કારણ નથી તે ખુદ માર્ક્સથી પણ અજાણ્યું ન હતું)

બાંગલા દેશના બુદ્ધિજીવી અગ્ર વર્ગે જનસમુદાયના હૃદયમાં બંગાળી સાહિત્યના ઉચ્ચ કક્ષાના ખેડાણ દ્વારા સ્વાતંત્ર્યની ભૂખ જગાડી છે. બાંગલા દેશમાં આજે બનતા બનાવોને આપણે ભારતીય ક્રાંતિકારી ઇતિહાસના સહજ અંગરૂપ લેખવા જોઈએ. પશ્ચિમ પાકિસ્તાનીઓના વર્ચસ્વવાળી પંજામાંથી મુક્ત થવાની પૂર્વ બંગાળની ખેવનાનાં મૂળ ભારતીય રાષ્ટ્રીય ચળવળના આરંભકાળમાં બંગાળી લોકોએ જે હિસ્સો આપ્યો હતો તેમાં ન જોઈ શકાય?

આજે પૂર્વ બંગાળનાં જે નગરો અને ગામડાંઓ સમાચારોમાં ચમકે છે તેઓએ આ સદીની વીસી અને ત્રીસી દરમ્યાન અસહકારનાં આંદોલનોમાં આવો જ ભાગ ભજવ્યો હતો. ૧૮૫૮ના નિષ્ફળ બળવા બાદ, ચિતાગોંગની ટેકરીઓમાં બ્રિટિશ શસ્ત્ર-ભંડાર પર લૂંટ ચલાવીને તરુણ પૂર્વ બંગાળીઓ અંગ્રેજો સામે આધુનિક હથિયારોથી લડ્યા હતા. રાષ્ટ્રીય લડતમાં બંગાળનો જે ફાળો છે તેનો ઘણો મોટો હિસ્સો પૂર્વ બંગાળમાંથી આવ્યો હતો તે હકીકતનો ઇનકાર કોઈ કરી શકશે?

ચાલુ સદીની શરૂઆતમાં કલકત્તાના રાજકીય, સાહિત્યિક અને વેપારી આગેવાનોનો મોટો ભાગ પૂર્વ બંગાળથી આવેલા લોકોનો હતો. એમણે જ તો સ્વરાજપ્રાપ્તિ પહેલાંના બંગાળને એની રાજકીય, સામાજિક અને સાહિત્યિક વિશિષ્ટતા અર્પી હતી. કલકત્તાથી રાજધાની ફેરવ્યા બાદ, હિંદના ઇતિહાસમાં પૂર્વ બંગાળે અદા કરેલી ભૂમિકાને ઉતારી પાડવાનું વલણ ઊભું થયું છે. પ્રજાની સંમતિ મેળવ્યા વિના ઠોકી બેસાડવામાં આવેલા નવા ને વિભાજિત રાજ્યમાં પોતાની સ્થિતિને મજબૂત કરવાની રાજદ્વારી નેતાઓની વ્યૂહરચના એના મૂળમાં છે.

જ્યાં સુધી ભારતના અંગવિચ્છેદને લોકોની બહાલી ન મળે ત્યાં સુધી તેના વાજબીપણા વિષે પ્રશ્નો થઈ શકે તેમ છે અને થવા જ જોઈએ—આજે ત્યાં જે બની રહ્યું છે તે જોતાં દીવા જેવું દેખાય છે કે આ ઉપખંડનો એક મોટો ભાગ પાકિસ્તાનના હાલના માળખા વિષે સંમત ન હતો. અલબત્ત એનો અર્થ એ નથી કે ભારતે બાંગલા દેશને ભારત સંઘમાં ભેળવી દેવો જોઈએ અથવા સંયુક્ત બંગાળની રચના કરવી જોઈએ.

છતાં, જે કંઈ બન્યું છે તે જોતાં સમગ્ર ઉપ-ખંડના ભૌગોલિક અને રાજકીય માળખાની નવરચના અનિવાર્ય બને છે. કારણ બાંગલા દેશ સ્વતંત્ર થતાં પાકિસ્તાનની રાજકીય પ્રથાનું વિઘટન થશે, અને આ વસ્તુ આપણા દેશ માટે એક કોયડા રૂપ બની

રહેશે. જ્યારે કોઈ પણ દેશમાં સરકારનું પતન થાય ત્યારે તેના પડોશીઓ માટે કોયડા ઊભા થવાની શક્યતા રહે જ છે. સમય જતાં, આપણે પાકિસ્તાન વેરવિખેર થવાને કારણે ઊભા થતા પ્રશ્નોના ભાર નીચે આવી જઈશું. ભવિષ્યમાં ઊભી થનારી પરિસ્થિતિને પહોંચી વળવાની તૈયારીઓ અગાઉથી જ કરવા માંડીએ તે આપણા હિતમાં લેખાશે. આપણે આ કોયડાઓ એકલે હાથે ઉકેલવા પડશે; કારણ કે, આ દુનિયામાં આપણી પાસે કોઈ સાથીદારો અને મિત્રો નથી. સૌને રાજી રાખવાની લાયમાં આપણે કોઈને પણ રાજી રાખી શક્યા નથી.

પાકિસ્તાનને નામે જાણીતી બનેલી રાજકીય વ્યવસ્થાની અંદર જ, આમ તો, પાકિસ્તાનના વિઘટના સંકેતો આરંભથી જ હતા. પણ તેની રાજકર્તા ટોળકી તેના અસ્તિત્વને લંબાવ્યે રાખવામાં અને તેના પતનને ખાળવામાં ઠીક ઠીક સફળ રહી. આ માટે તેણે બિનઅનુભવી અમેરિકન સરકાર સમક્ષ, એશિયામાં સામ્યવાદને ખાળવા માટે પોતે એક ગઢ રૂપ છે એવું જૂઠાણું હાંકચે રાખીને અમેરિકાનો લશ્કરી સાથ મેળવ્યો. પણ પાકિસ્તાન પોત પ્રકાશતું ગયું તેમ તેમ અમેરિકન પરદેશ નીતિના બાલિશ ઘડવૈયાઓને પણ સ્પષ્ટ રીતે સમજાતું ગયું કે એશિયામાં સોવિયેત છાપના સામ્યવાદને ખાળવાની સ્થિતિમાં પાકિસ્તાન ક્યારેય ન હતું એટલું જ નહિ પણ એને ખાળવાની દાનત સુધ્ધાં પાકિસ્તાન ધરાવતું નથી.

એકસાથે સોવિયેત સંઘ અને સામ્યવાદી ચીન બંને જોડે જોડાણ કરવાના પાકિસ્તાની નેતાઓના બંધા વલણથી ફરી એક વાર પુરવાર થાય છે કે પાકિસ્તાની સરકાર સર્વસામાન્ય રાજકીય સ્વસ્થતા ધરાવતી નથી. એની શાસક ટોળકી વસ્તુતઃ ખુદ પાકિસ્તાનના જ હિતને નુકસાન પહોંચે તે રીતે કેવળ જૂથ-સ્વાર્થથી વર્તતી હતી એ પરપોટો હવે ફૂટી ગયો છે. પાકિસ્તાન જેવા રાજ્યની વિચિત્રતા તેના નગ્ન સ્વરૂપમાં છતી થઈ ગઈ છે.

આ ચર્ચાની ફલશ્રુતિ એ છે કે ભારતની વિદેશ-નીતિ અને ગૃહનીતિ પરત્વે ફેરવિચારની ને તેને નવું રૂપ આપવાની અનિવાર્યતા ઊભી થઈ ચૂકી છે. ભારત તે કેવી રીતે કરી શકે? પાકિસ્તાનને આપણે છેલ્લાં પચીસ વર્ષથી આધુનિક અર્થમાં એક રાજ્ય તરીકે ગણતા આવ્યા છીએ. આ નાસમજમાંથી આપણે બહાર આવવું પડશે. વળી બાંગલા દેશમાં ચાલી રહેલી ક્રાંતિ સ્વતંત્રતા માટેના આપણા સંગ્રામની સાથે ગાઢ રીતે સંકળાયેલી છે એ તથ્ય સમજપૂર્વક સ્વીકારવું પડશે. બાંગલા દેશનો સવાલ આપણા પોતાના સવાલથી ભિન્ન નથી. બાંગલા દેશમાં આજે જે ક્રાંતિ ચાલે છે તે ભારતમાં શરૂ થયેલી ક્રાંતિના ભાગ રૂપે જ છે; ૧૯૨૦ની નાગપુર કોંગ્રેસના અસહકારના ઠરાવ ઉપરાંત રાજા રામમોહન રાય આદિએ છેક ઓગણીસમી સદીથી આદરેલા રાષ્ટ્રીય નવજાગરણના મહાયજ્ઞ સાથે તે અભિન્નપણે સંકળાયેલી છે.

બીજા શબ્દોમાં કહીએ તો ભારતનાં રાષ્ટ્રીય આંદોલનોએ પ્રેરેલી ક્રાંતિ અધૂરી રહી હતી તે હવે ભારતના ઈશાન ખૂણે આગળ વધી રહી છે. આપણે એનો સ્વીકાર ને સમાદર કરવો રહ્યો. દેશની સરકારને માન્યતા આપવા માત્રમાં આ સ્વીકૃતિ સમાઈ જતી નથી. બલ્કે, પૂર્વ બંગાળીઓની લડતને, આપણે એશિયાઈ અને ભારતીય પ્રજાની માનવગૌરવ અને સ્વાતંત્ર્ય માટેની લડતના ભાગ રૂપે વધાવી લેવી જોઈએ. બાંગલા દેશ ભારતનો ભાગ બને કે પછી સ્વતંત્ર સાર્વભૌમ રાજ્ય બને તે મુદ્દો મહત્ત્વનો નથી. અગત્યની બાબત એ છે કે આપણી સ્થગિત રાષ્ટ્રીય ક્રાંતિ પુનઃપ્રવહમાન થઈને એના અંતિમ લક્ષ્ય તરફ જઈ રહી છે. તેની સફળતા ભારતને ફરી એક વાર જગતની પ્રવૃત્તિનું કેન્દ્ર બનાવશે અને વિશ્વનાં રાષ્ટ્રોમાં આપણા અવાજનું એથી વજન પડશે.

ન ભૂલીએ કે ભારતની મુક્તિ વિના આફ્રિકા અને એશિયાના દેશો તેમની વસાહતી શૃંખલાઓ કદીયે તોડી શક્યા ન હોત.

અનુ૰ સિદ્ધાર્થ ભટ્ટ

## બાંગલા દેશને અ-માન્યતા: દૂરગામી સૂચિતાર્થો | પ્રવીણ ન. શેઠ

બાંગલા દેશના ઉદ્ભવથી ભારતીય ઉપખંડનું રાજકારણ જુદા જ પરિપ્રેક્ષ્યમાં રચાવા માંડશે. દક્ષિણ એશિયાના આંતર-રાષ્ટ્ર સંબંધોનો સંદર્ભ બદલી શકે તેવા ગંભીર અને દૂરગામી સૂચિતાર્થો એમાંથી પ્રકટી શકે તેમ છે. અને ભારતને માટે, સૌથી વિશેષ તો, એના રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ ભારત સરકાર સમક્ષ બાંગલા દેશનો પ્રશ્ન તક અને પડકાર બંને સ્વરૂપમાં ઊભો થયો છે. માનવતા, લોકશાહી, સમાજવાદ અને બિનસાંપ્રદાયિકતાનાં મૂલ્યોની સુરક્ષા તથા તેના સંગોપન પરત્વે પણ આપણી કસોટી થઈ રહી છે.

બાંગલા દેશને રાજદ્વારી માન્યતા આપવાનો અને તેની સાથે અભિપ્રેત એવી લશ્કરી સહિત અન્ય સહાય આપવાનો પ્રશ્ન એટલો તાત્કાલિક બની ગયો છે કે ભારત સરકારે એને અંગે જલદી નિર્ણય કરવો જોઈએ.

### ૧

એપ્રિલના અંતભાગમાં—જ્યારે (પશ્ચિમ) પાકિસ્તાનના લશ્કરી સત્તાવાળાઓએ પૂર્વ બંગાળ પર આક્રમણ કર્યું ત્યારે તરત બાંગલા દેશને માન્યતા આપવાની માગણી યોગ્ય રીતે જ, કસમયની ગણાઈ હતી. તે સમયે ભારત સરકારે આ ઘટના આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ પેચીલી અને તેવી હોવાથી થોડી ગંભીર વિચારણા માટે સમય માગી લીધો તે સમજી શકાય તેમ હતું. બને કે મહાસત્તાઓના મત્યાઘાતો સમજવા તેણે રાહ જોઈ હોય; દેશની વિશાળ મુસ્લિમ લઘુમતીની લાગણી કેવી હોઈ શકે, તેનો વિચાર કરવા પણ તે થોભી હોય; પૂર્વ બંગાળ અને પશ્ચિમ બંગાળ વચ્ચે રહેલ ઊર્મિલ સાંસ્કૃતિક અને આર્થિક સંબંધને કારણે બને પ્રદેશોના એકીકરણની માગની ભીતિ પણ ત્યારના અનિર્ણય પાછળ રહેલી હોય. બાંગલા દેશને માન્યતા આપે પણ એક સ્થાયી અને સક્ષમ રાજકીય એકમ તરીકે તે નિષ્ફળ નીવડે યા તો લશ્કરી સંઘર્ષમાં પશ્ચિમ પાકિસ્તાનને હાથે તે હારી જ જાય તો માન્યતા આપવામાં ઠોઠ ગણાઈએ. ભારત પાકિસ્તાનને નબળું પાડવા માગે છે તેવા બે દશકા જૂના પાકિસ્તાની પ્રચારના આપણે હાથા બની જઈએ. પાકિસ્તાન ચીન સાથે મળીને કોઈ ડખો ઊભો કરે. બાંગલા દેશને માન્યતા આપીએ તે સાથે જ તેને સહાય પણ આપવી પડે. ને તો યાહ્યાખાનને બંગાળમાં વધારે વ્યાપક અને નિષ્ઠુર લશ્કરી પરિચાલન માટે કારણ મળે... આ બધાં કારણો ભારત સરકારે આપ્યાં હોય, વિચાર્યાં હોય કે તેના વલણને ન્યાય આપવા માટે કોઈ ને કોઈ સ્થળે કલ્પવામાં આવ્યાં હોય. પણ વડા પ્રધાન તો એક જ અસ્પષ્ટ કારણ આપે છે (૧૬ મી મે, ૧૯૭૦). કલકત્તામાં પૂર્વીય વિસ્તારોમાં બાંગલા દેશમાંથી આવેલ નિરાશ્રિતોની છાવણીઓની મુલાકાત પછી એમણે અતિ અસ્પષ્ટ વિધાન કર્યું: "હું માનું છું કે બાંગલા દેશને માન્યતા આપવામાં એકમાત્ર મુશ્કેલી એ છે કે આમ કરવું બાંગલા દેશના લોકોને સહાયકર્તા નહિ બને. માન્યતા ખોટે સમયે (કસમયે?) અપાવી જોઈએ નહિ."

સાત અઠવાડિયાં થઈ ગયાં છતાં ચકાસણી હજી બાકી છે. દરમ્યાનમાં શીઘ્ર ચકાસણી અને વેળાસર માન્યતા માટે પૂરતી દલીલો ભેગી થઈ ગઈ છે.

### ૨

બાંગલા દેશની પ્રજા પાકિસ્તાની લશ્કરી આક્રમણનો સફળતાપૂર્વક સામનો કરશે, તે જીત પર છે તેવા છાપાંઓના અને આકાશવાણીના હેવાલો દોઢ માસ પછી હવે તાર્કિક રીતે જ શંકા ઉત્પન્ન કરે તેવા બને છે. આધુનિક રાજ્ય સામે, તેની પાસેના અતિ આધુનિક અને વિપુલ શસ્ત્રો તથા તાલીમબદ્ધ સૈન્ય જોતાં પ્રજાકીય બળવો સફળ થાય એ શક્ય નથી—સિવાય કે લશ્કરના એક મહત્ત્વના વિભાગનો તેને ટેકો હોય. પ્રજાનું લડાયક સત્ત્વ અને

રાષ્ટ્રીય ખમીર આપખુદ સત્તાધીશોના લશ્કરને રૂંધાથી જીત ન મેળવવા દે એ ખરું, પણ એ પ્રજા પોતે જ જીતશે એવા ભાવનામય ને અવાસ્તવિક ઇચ્છા-વિચાર સાચા ધ્યેયને મદદકર્તા નહિ બને. આથી તાત્કાલિક પગલાંની જરૂર ભારતને સમજાવી જોઈએ.

## શરણાર્થીઓની સમસ્યા

સૌથી મોટો પ્રશ્ન શરણાર્થીઓનો છે. પૂર્વ બંગાળમાંથી છેલ્લાં વીસ વર્ષમાં જેટલા શરણાર્થીઓ (૪૦ લાખ) ભારતમાં આવ્યા હતા તેના અડધા કરતાં વધારે (૨૫ લાખ) તો છેલ્લા દોઢ માસમા ભારતમાં આવી ચૂક્યા છે. એમને માટેનો રોજિંદો ખર્ચ લગભગ ૬૦–૬૫ લાખ રૂપિયા થાય છે. આવતા ૭ માસમાં તે કુલ ૫૦ કરોડ રૂપિયા જેટલો થઈ જશે—આપણે ૧૯૬૫માં પાકિસ્તાન સામેના યુદ્ધમાં કર્યો હતો એટલો! પાકિસ્તાન સરકારને લશ્કરી કામકાજ માટે રૂ. ૧ કરોડનો રોજનો ખર્ચ થાય છે. તે પરિસ્થિતિ તેના કબજામાં આવતી જાય તો ઘટતો જશે, જ્યારે આપણે માટે તો તે વધતો જશે. પાકિસ્તાને કાશ્મીરમાં આપણને કેડતોડ બોજો વેંઢારવાની હદે નિઃસહાય કર્યાં છે. હવે બંગાળમાં પણ આપણે ફાળે એની રમતનો ભોગ બનવાનું આવે છે.

બીજો ભય છે અરાજકતા અને અજંપાનો. શરણાર્થીઓને સંતોષી શકાય એટલી હદે તો ભારત ભાગ્યે જ સગવડો પૂરી પાડી શકે. એમનાં નિવાસ, ભોજન અને ખાસ તો નોકરી-રોજગારીનો પ્રશ્ન પશ્ચિમ બંગાળના રાજકારણને ઓર ઉદ્દામ બનાવશે. કલકત્તા નવી સ્ફોટકતા અને ક્ષોભોનું કેન્દ્ર બનશે. પશ્ચિમ બંગાળના રાજકારણમાં ૧૯૪૭–૪૯માં આવેલ નિરાશ્રિતોનો 'રેલ' ભૂલી જવા જેવો નથી. ત્રિપુરા, આસામ જેવાં રાજ્યોમાં નાનાં નાનાં શહેરમાં આગંતુક મુસ્લિમોની વસ્તી જે તે શહેરોની મૂળ વસ્તી કરતાં વધવા માંડી છે અને ત્યાં કોમી પ્રશ્ન નવેસરથી ઊખળે તેવો ભય રહે છે. તે જ પ્રમાણે ભાષાકીય સમતુલા પણ આ પ્રદેશમાં જોખમાશે. આસામમાં બંગાળીભાષીઓની વધતી સંખ્યા પ્રણાલીગત આસામી-બંગાળી ઝઘડાને ને 'લચિત સેના'ને ઉત્તેજન આપશે.

શરણાર્થીઓનું આગમન એ નાનો વહેળો નથી, પણ મોટો પ્રવાહ છે. એમની ચકાસણી કરવી અશક્યવત્ છે. યાહ્યાખાનની સરકારે આ પરિસ્થિતિનો લાભ ઉઠાવીને શરણાર્થીઓ સાથે ઘૂસણખોરો, પાક. જાસૂસો અને ભાંગફોડિયા મોકલી આપ્યા હોય, એ ખૂબ સંભવિત બની જાય છે.

કોઈ પણ સમાજમાં તેના મધ્યપ્રવાહથી અલિપ્ત રહેનાર વિભાગ ત્યાંની પ્રથા પ્રતિ એક પ્રકારની ઉદાસીનતા કે વિરોધ બતાવીને પ્રથામાં તનાવ ઊભા કરે છે. પાકિસ્તાન એનો બોજો ઓછો કરી આપણે માથે એની વસ્તીને આપણી પાસે સેવાવવાની અને દામ પાડવાની કૂટનીતિ આચરે તેને માનવતાની દૃષ્ટિએ તો જોઈએ, પણ તે સાથે ઇઝરાયલે જોર્ડનમાં ઠાલવેલ પૅલેસ્ટાઈન નિરાશ્રિતોએ જોર્ડન માટે ઊભા કરેલ શિરદર્દને પણ યાદ કરીએ. મોટી સંખ્યાના આ જ નિરાશ્રિતોની ઘટના સમગ્ર પ્રશ્નને આંતરરાષ્ટ્રીય સ્વરૂપ આપીને રાજદ્વારી મુશ્કેલી પણ ઊભી કરે તેમ છે.

## ભૂ-રાજકારણની દૃષ્ટિએ

વ્યૂહાત્મક દૃષ્ટિએ પણ ખૂબ નાજુક એવા આપણા ઉત્તર-પૂર્વીય વિસ્તારમા નવું ગતિશીલ-પણ વિસ્ફોટક તત્ત્વ પ્રવેશશે એ શક્યતા પણ લક્ષમાં લેવી જોઈએ. મેઘાલય, આસામ, નાગાલૅન્ડ, મિઝો-પ્રદેશ, બંગાળ વગેરેમાં ઉદ્દામ અને અરાજક બળો મજબૂત બને તેવું પણ બને છે. અને તેનો લાભ આવી પરિસ્થિતિનો ઉપયોગ કરવાની કલા જેને હસ્તગત છે તે ચીનને મળશે.

ઉત્તર-પૂર્વીય ભૂ-રાજકારણની દૃષ્ટિએ આવી દૂરગામી શક્યતાઓ આપણે નિવારવી જોઈએ. ખરેખર તો, બાંગલા દેશ એ અનાયાસે આપણા હિતમાં ઊભી થયેલ ઘટના છે. ભારતીય ઉપખંડના આંતર-રાજ્ય પ્રશ્નોના નિષ્ણાત શિશિર ગુપ્તે કહ્યું છે

તેમ બાંગલા દેશે સમગ્ર ઉપખંડના માળખાની પુનઃરચના કરવાની તક આપણને આપી છે. ભારતને સતત પજવતા રહેલા પાકિસ્તાનના જીવનની આ સૌથી મોટી કટોકટીનો લાભ તેને નબળું પાડવામાં રહેલો છે. આથી પૂર્વમાં એક મિત્ર રાજ્ય આપણને મળશે. ચીન સાથે મળી વ્યૂહાત્મક પગલાં લેવાનો પાકિસ્તાનનો હુકમનો એક્કો આપણે ઝબ્બે કરી શકીશું. વળી પ્રચંડ બહુમતીથી લોકશાહી સમાજવાદને જ્યાં ટેકો મળ્યો છે તે મુજિબુર રહેમાનના પૂર્વ પાકિસ્તાન (બાંગલા-દેશ), શ્રીમતી બંડાર નાયકેના સિલોન અને શ્રીમતી ગાંધીના ભારતના ઉપખંડીય ત્રિકોણ દ્વારા લશ્કર-અમલદારો-મૂડીપતિઓની પ્રવરત્રિમૂર્તિથી શાસિત પાકિસ્તાન સામે તેમ જ ચીનની સામ્યવાદી સરમુખત્યારશાહી સામે એક નવું પ્રાદેશિક મૈત્રીમાળખું ઊભું કરવાની ભૂમિકા બાંધી શકાય. પાકિસ્તાન નબળું પડે તો ભારત આમ બળવાન સત્તા બને. પણ ભારતને બળવાન બનતું જોવા વૉશિંગ્ટન, મૉસ્કો અને પેકિંગ જેવી મહાસત્તાઓ તો રાજી નથી જ. પણ આફ્રો-એશિયન રાજ્યો પણ તૈયાર નથી. નહિ તો કતાંગા અને બાયાફ્રાને સહાય કરનાર આમાં ઘણા બાંગલા દેશને ટકાવવા કેમ આગળ આવતા નથી? તેમનામાંના ઘણાને અહીં 'યથાવત્ સ્થિતિ'માં સ્થાપિત રાજકીય હિત છે.

બાંગલા દેશને અણીને સમયે સહાય ન કરીને આપણે એક બિનઆધારપાત્ર, આનાકાની કરતા અને બિનઅસરકારક પડોશી તરીકેની છાપ આફ્રો-એશિયાતી પ્રજામાં ઊભી કરીશું. દક્ષિણ અને અગ્નિ એશિયામાં એક ગતિશીલ પરિબળ તરીકે આપણા ગણના થાય તેમ ઇચ્છતા હોઈએ તો બાંગલા દેશના પ્રવાહોને પાકિસ્તાની બળોની મરજી પ્રમાણે વળવા દેવાનું અટકાવવું જોઈએ. પાકિસ્તાન જેને પોતાનો "આંતરિક મામલો" ગણાવે છે તેમાં વચ્ચે નહિ પડીએ તેથી તે કાશ્મીરનો પ્રશ્ન ભૂલી જવાનું નથી કે ચીન સાથે રહી આપણી સરહદો પર ઘર્ષણો નિવારવાનું-છોડવાનું નથી.

બાંગલા દેશને માન્યતા આપવા વિષે આપણે બીજાં રાજ્યો કે મહાસત્તાઓના સંદર્ભમાં વિચારી શકીએ તેમ નથી. કારણ, આપણે માટે આ પ્રશ્ન ખૂબ નજીકનો છે. માત્ર ભૌગોલિક દૃષ્ટિએ જ નહિ પણ આર્થિક, વ્યૂહાત્મક અને રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ પણ તે આપણો પોતાનો પ્રશ્ન બને છે. બાંગલા દેશની પ્રજા આથી જ આપણા પર ઊર્મિલ મીટ માંડી રહી છે. તેમની આકાંક્ષાઓને આપણે ન સંતોષીએ, તો તેના પ્રત્યાઘાત રૂપે તેઓ આપણા અમિત્ર બની બેસશે. આ મનોવૈજ્ઞાનિક પ્રશ્ન ગંભીરતાપૂર્વક વિચારવો ઘટે.

જેમ મોડું થાય તેમ પાકિસ્તાનની વસ્તીમાં ઘટાડો થાય છે. અને આથી પશ્ચિમ પાકિસ્તાન (૪૬%) વિરુદ્ધ પૂર્વ પાકિસ્તાન (૫૪%)ની વસ્તીની સીમાવર્તી સરસાઈ નિષ્ઠુર લશ્કરી પગલાથી ગણતરીપૂર્વક ભૂંસી નાખવામાં આવી રહી છે. વધુ મોટી સંખ્યાના લોકો તરીકે પૂર્વ પાકિસ્તાન પોતાના લોકશાહી અધિકારો સ્થાપિત કરે એવા ભયને યાહ્યાખાન અને ભુટ્ટો દૂર કરી રહ્યા છે. પાકિસ્તાનને વિજય મળતાં પ્રતિષ્ઠા મળશે અને ભારતને? માત્ર પ્રશ્નો — નિર્વાસિતોના, ને બીજા.

ડૉ. મહમદ અય્યૂબે થોડા સમય પહેલાં જણાવ્યું હતું, તેમ તાત્કાલિક માન્યતા માટે બીજું એક સબળ કારણ પણ છે. હજી બાંગલા દેશના મુક્તિ આંદોલનનો દોર ત્યાંના મધ્યમમાર્ગી અવામી લીગના નેતાઓના હાથમાં છે. તેઓ જેમ હારશે કે યુદ્ધમાં નામશેષ થશે, તેમ તેનો દોર ટાંપીને બેઠેલાં ઉદ્દામ બળોના હાથમાં જશે. અને ત્યાં લાંબા ગાળાનો ગેરીલા વ્યૂહ અપનાવાયો તો તેમાં ચીનનો પગપેસારો વધશે અને પશ્ચિમ બંગાળના અંતિમવાદીઓને પણ સાથ, હૂંફ અને સહાય મળશે.

**આહ્વાન અને આવાહન**

આનો અર્થ એ નહિ કે પાકિસ્તાનના લશ્કરી સત્તાવાળાઓ સફળ થશે. હકીકતમાં તો કંઈ નહિ તો થોડા સમય સુધી, પૂર્વ પાકિસ્તાનની આવક

તેમને ગુમાવવી પડશે. વળી 'કરોડોનો ખર્ચ' ઇસ્લામાબાદને વેઠવો પડશે. ધર્મ પર અવલંબતી પોતાની અસ્મિતા કે આત્મ-ઓળખની કટોકટીનું કોઈ નિરસન તે કરી શકશે નહિ. બાંગલા દેશની પ્રજાને પાકિસ્તાની સત્તાવાળાઓએ છેવટે તો સંતોષવી જ પડશે. એ માટે લશ્કરી અત્યાચારનું નામ જેની સાથે જોડાયું છે તે યાહ્યાખાનને 'બકરો' પણ બનાવવામાં આવે. પણ તેથી જોકે આવા સમાધાનમાં ભારતને કોઈ ફાયદો નહિ થાય. મોટા ભાગના રાજકીય પક્ષો તેમ જ શિશિર ગુપ્ત, ડૉ. મહમદ અય્યૂબ, અજિત ભટ્ટાચારજી, પ્રાણ ચોપરા વગેરે રાજકીય નિરીક્ષકો ને નિષ્ણાતો આથી 'માન્યતા'ની તરફેણ કરી રહ્યા છે.

ભારત તો પાકિસ્તાન ધાર્મિક ભૂમિકા પર બે રાષ્ટ્રનો જે સિદ્ધાન્ત સ્વીકારાવીને જન્મ્યું છે તે સિદ્ધાંતનો નકાર કરવાની બાંગલા દેશે આપેલી તકને ઝડપીને જ બાંગલા દેશના ને પોતાના બિનસાંપ્રદાયિક સંસ્કારને ઓપ આપી શકશે. જે લોકશાહી સમાજવાદ અને બિનસાંપ્રદાયિકતાનાં સિદ્ધાંત માટે તાજેતરમાં ભારતીય પ્રજાએ પોતાનાં વલણો સ્પષ્ટ રીતે વ્યક્ત કર્યાં છે તેના પુરસ્કાર માટે તેમ જ રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ, ૧૯૪૭ના ભાગલાના કેટલાક વિપરીત પ્રવાહોને અનુકૂળ દિશામાં વાળવા, ઇતિહાસના એ નુકસાનને ભરપાઈ કરવા માટે આવેલી તકનો યોગ્ય ઉપયોગ કરવાનો પડકાર ભારતને થયો છે. આ તકનો ઉપયોગ કરવા માટે ભારત સરકાર જે દ્વિધા અનુભવે છે તેનાં કારણો તે સ્પષ્ટ ન કરે ત્યાં સુધી માન્યતાની માગણી માટેની દલીલો વિશેષ વજનદાર અને પ્રતીતિજનક બની રહે છે.

બાંગલા સમસ્યા જેમ "રાષ્ટ્રીય વ્યક્તિતાની કસોટી" છે, પાકિસ્તાન માટે "આત્મઓળખની અને એકતાની કટોકટી" છે, તેમ ભારત માટે તે મૂલ્યો તેમ જ રાષ્ટ્રીય હિત બંને દૃષ્ટિએ આગળ આવવાના આવાહન રૂપ પણ છે.

## બાંગલા સમસ્યા : ભારતનાં મુસ્લિમ અખબારોની નજરે

બાંગલા દેશમાં બંગાળી ને પંજાબી લોકો વચ્ચે સર્જાયેલા સંઘર્ષની સમીક્ષા કરતાં લખનૌના એક ઉર્દૂ અઠવાડિકે એના પહેલા પાના પરના ખાસ લેખમાં લખ્યું છે :

'આ ઉપખંડમાંથી મુસ્લિમ બહુમતીના સમર્થનથી કાયદે આઝમ ઝીણાએ પાકિસ્તાનનું સર્જન કર્યું તે નિઃશંકપણે એક બહુ જ મોટી મજહબી જીત હતી. પાકિસ્તાનનું સર્જન મજહબના પ્રભાવનો બોલતો પુરાવો છે. ઇસ્લામના છેલ્લાં ૬૦૦–૭૦૦ વર્ષના ઇતિહાસમાં એનો જોટો જડે તેમ નથી...

'પાકિસ્તાનની સ્થાપના, દૃઢીકરણ અને પ્રગતિએ તથા દુનિયાના દેશોની બિરાદરીમાંના એના ગૌરવપૂર્ણ વ્યવહારે ભલભલા રાજપુરુષોને, આંતરરાષ્ટ્રીય રાજકારણના ખેરખાંઓને ને રાષ્ટ્રવાદના બંદાઓને મોંમાં આંગળાં ઘાલતા કરી મૂક્યા છે...'

'વચ્ચે વચ્ચે ક્યારેક આપણે કાને પાકિસ્તાનની અંદરનાં પ્રાદેશિક હિતોનો મજહબવિરોધી વિસંવાદી સૂર સંભળાતો હતો ખરો. પણ, સ્વાભાવિક રીતે જ, જેમણે હજુ તાજેતરમાં જ આસમાનનેય આંબતી મજહબી ફતેહ જોઈ હોય એમને તો આવા વિસંવાદી સૂરો નજરઅંદાજ કરવા જેવા જ લાગે...'

તો હવે કરવું શું? આ અઠવાડિક કહે છે કે, ભારતીય ઉપખંડ પરના ૧૮ કરોડ મુસ્લિમોએ પોતે ત્રણ-ત્રણ ભાગમાં કેમ વહેંચાઈ ગયા છે એ મુદ્દા પર નવેસરથી વિચારવાની જરૂર છે. આ લખનવી અખબારને એમ લાગે છે કે ઇસ્લામ ને રાષ્ટ્રવાદ

બેના સંઘર્ષમાંથી હાલની પરિસ્થિતિ પેદા થઈ હોઈ વે એ સમય પાકી ચૂક્યો છે જ્યારે હિંદ પાક. પખંડના ૧૮ કરોડ મુસ્લિમો રાષ્ટ્રવાદને અતિક્રમીને જાદની અપીલને વશ વર્તે.

બીજા એક ઉર્દૂ અઠવાડિક 'નશેમન'નું કહેવું છે કે પાકિસ્તાનમાં ચાલી રહેલા સંઘર્ષમાંથી મુસ્લિમોએ એક બોધપાઠ ગ્રહણ કર્યે જ છૂટકો: રાષ્ટ્રભાવના ને રાષ્ટ્રીય વફાદારી માનવજાતના શત્રુ સમાન છે. મુસ્લિમ માત્રની આખરી ને અફર વફાદારી ઇસ્લામ માટે જ હોઈ શકે. મુસ્લિમો ખુદાના કાયદા તરફ બેપરવા બનીને રાષ્ટ્રવાદના રવાડે ચડશે તો મરિકા-માર્કે કપાઈ મરશે અને એમનાં જે કંઈ વગ ને વર્ચસ છે તેય ખોશે.'

કલકત્તાનું ઉર્દૂ દૈનિક 'ઇમરોઝ' વળી બાંગલા આંદોલનમાંય આશાનું કિરણ નિહાળે છે: 'અરે, ખુદ બાંગલા દેશ પણ છેવટે તો ઇસ્લામી મુલક છે ને! કેટલાક કહે છે કે બાંગલા દેશ આઝાદ થતાં પાકિસ્તાન નબળું પડશે. પણ એમની સામે એવી દલીલ કરી શકાય કે મુક્ત નહિ એવો નારાજ બાંગલા દેશ ઊલટાનો પાકિસ્તાનને માથે બોજરૂપ થઈ પડશે...

'વખતોવખત સાંભળવા મળતી બીજી દલીલ એ મતલબની છે કે પૂર્વ બંગાળ છૂટું પડતાં દુનિયાનો સૌથી મોટો ઇસ્લામી મુલક રફેદફે થઈ જશે. પણ આ દલીલ સામે એમ ચોક્કસ કહી શકાય કે પૂર્વ બંગાળમાં આઝાદ હકૂમત સ્થપાતાં દુનિયાના નકશા પર ઊલટાની એક મુસ્લિમ હકૂમત ઉમેરાશે.'

બેંગલોરનું ઉર્દૂ અઠવાડિક 'નશેમન' વળી પ્રધાન શ્રીમતી ગાંધી પર ખફા છે: 'શ્રીમતી ગાંધી વૈરાગ્નિથી બળતાં હોય તેમ વર્તી રહ્યાં છે. પાકિસ્તાનની વિમાની ચાંચિયાગીરીનો બદલો લેવાની તક જાણે એ ખોવા માગતાં નથી! કદાચ એમને એ બતાવી આપવું છે કે, જુઓ મારા વિરોધીઓ જોડે હું કેવા કડક હાથે કામ લઉં છું... માહિતી અને પ્રસાર ખાતું પોતાના હાથમાં લઈને શ્રીમતી ગાંધી પાકિસ્તાનને ભુલ્યો ન ભુલાય એવા પાઠ ભણાવી રહ્યાં છે. પાકિસ્તાનના વિરોધમાં ને પૂર્વ બંગાળની તરફેણમાં બધાં સૂત્રો ગતિમાન કરીને એ પાછાં હાથોમગાં થઈને ચૂપચાપ બેસી ગયાં છે.'

દિલ્હીના ઉર્દૂ દૈનિક 'અલજમિયત'નું મુસ્લિમ સંસ્થાઓને આગ્રહભર્યું સૂચન છે કે પૂર્વ બંગાળથી આવતા બિનબંગાળી મુસ્લિમોની જવાબદારી એમણે જ ઉઠાવી લેવી જોઈએ. કારણ, ભારત સરકાર પૂર્વ બંગાળની તરફદાર હોઈ એ બિનબંગાળી મુસ્લિમોની દરકાર નહિ લે.

દિલ્હીના બીજા એક ઉર્દૂ દૈનિક 'દાવત'ની રૂખ પણ નોંધવા જેવી છે. એનું કહેવું છે કે પૂર્વ બંગાળ વિષે હિંદનાં અખબારોમાં આવતા સમાચારો એકતરફી ને અપ્રમાણિક છે. દિલ્હીથી અંગ્રેજી ભાષામાં એક મુસ્લિમ દૈનિક શરૂ કરવાની હિલચાલના વાવડે 'દાવત' ખુશ છે. વધામણી ખાતું હોય તેમ એ ઉમેરે છે કે કેન્દ્રીય પ્રધાનમંડળના બે સભ્યો ફખરૂદ્દીન અહમદ અને મોઇનૂલ હક ચૌધરી આ અંગે સક્રિય છે. જોકે 'દાવત' સલાહ ને સાવધાનીનો સૂર પણ ઉચ્ચારે છે: સાચા મુસ્લિમો જ આ સૂચિત અખબારના સંપાદન વિભાગમાં હોવા જોઈએ. રૂઢિચુસ્ત ઇસ્લામમાં એમની અવિચળ શ્રદ્ધા હોવી જોઈએ અને "હા, અમે રૂઢિચુસ્ત છીએ" એમ છાપરે ચડીને દુનિયા આખી સાંભળે તેમ પોકારતાં એમને કશો સંકોચ નડવો ન જોઈએ.

પટણાનું ઉર્દૂ દૈનિક 'સંગમ' તો વળી ખુદ ભારત સરકારનો જ ઊધડો લેવાના મિજાજમાં છે: 'નવી દિલ્હી બંગાળની એક એવી સરકારનો પ્રચાર ચલાવી રહ્યું છે જે સરકાર કેવળ કાલ્પનિક છે! અને વળી, નવી દિલ્હીના હાકેમો એક એવા આંદોલનનું સમર્થન કરી રહ્યા છે જે દબાતી જ ધરાવતું નથી!'

'સંગમ'નું નામ ઉશ્કેર રાખ્યું હોય તો!

(સંકલિત)

# પરમાનંદભાઈ: ઓલિયા આદમી

ભોગીલાલ ગાંધી
સુભદ્રા ગાંધી

પરમાનંદભાઈમાં બાલસહજ જિજ્ઞાસા હતી; યુવા-સહજ સાહસિકતા હતી; પ્રૌઢ સહજ જ્ઞાનની તલસ હતી; અને સત્યનિષ્ઠ નાગરિકની ખુમારી હતી; ઉગ્ર સમાજસુધારકને છાજે તેવી લડાયકતા સાથે સ્વસ્થ સમજદારી હતી.

આટલા ગુણો એક સાથે બહુ વિરલ વ્યક્તિઓમાં જ જોવા મળે. આજના યુગમાં—જ્યાં પોતાની થોડીશી માહિતીની મૂડી પર રાચવાનું, કશી જ્ઞાન-પિપાસા વિના સુજ્ઞ તરીકે ગાજવાનું, સમય વરતીને ભવાં ચડાવવાનું વા આંખ મીંચવાનું, ગમે તે છેડાના અભિપ્રાયો ઝૂકવાનું અને પોતાને જ્યારે જે અનુકૂળ હોય એને પ્રગતિશીલતા તરીકે ખપાવીને ઊંચું 'સ્ટેટસ' પામવાનું સહજ હોય, એવા આજના યુગમાં—ઉપર નોંધ્યા તેવાં લક્ષણો જોવા મળે એ વિરલ, ગણાય એમાં આશ્ચર્ય નથી.

હા, શાણા ધીર પુરુષો માટે તો આ બધા ગુણો 'મૂઈ ભેંશના મોટા ડોળા' સમા, મૃત્યુ પછીની ઔપચારિકતા પૂરતા, ખપમાં આવતા હોય છે!

પરમાનંદભાઈ ભોળા ગમે તેટલા હોય, પરંતુ 'સ્ટેટસવાદી' ખંધી મૂલ્યપ્રણાલીથી સાવ અજાણ ન હતા. મૂળ તો ઝવેરી, ઝવેરાતની સાથે માણસનાય પારખુ ખરા. નિખાલસ આત્મીયતાનો સ્પર્શ થતાં આવા સ્ટેટસવાદીઓની અંદરની પોકળતા અંગે ઇશારો કર્યા વિના રહે નહિ.

ખાનગી અને અંગત રીતે ઉચ્ચારાયેલા આવા અભિપ્રાયોની કિંમત કેટલી?—એવો સવાલ કરીને પરમાનંદભાઈને ભોંઠા પાડી શકાય એમ પણ ન હતું. પરમાનંદભાઈનું આખું જીવન ખુલ્લી કિતાબ સમું પડ્યું છે. પોતે માનેલી ભાવના, આદર્શ કે આગ્રહનું, બીજાની દૃષ્ટિએ ગમે તે મૂલ્યાંકન હોય, ઝવેરીની કોઠાસૂઝથી તેમણે માણી જોયેલાં મૂલ્યોને ચાતરીને ચાલવાનું એમને માટે શક્ય ન હતું. દૃષ્ટાંતોનો તોટો નથી.

—જે જૈન ધર્મના ઊંચા આદર્શોમાં એમની ઊંડી શ્રદ્ધા હતી અને જે આચાર્યો માટે એમને આદર હતો એ આદર્શ અને એ આચાર્યની ક્ષતિ-વિકૃતિ આંખે ચડતાં એમણે બાંયો ચડાવીને, ખુલ્લં-ખુલ્લો જંગ ખેલવામાં કદી પાછું વળી જોયું નથી, એમની જુવાનીથી શરૂ કરી પ્રૌઢ વયે, અને અંતે, વૃદ્ધ વયે એમણે પરિષદો, સંમેલનો, વ્યાખ્યાનો, ઠરાવો, લખાણો અને વિવાદ દ્વારા પોતાની સચ્ચાઈ પ્રગટ કરવામાં કશી કચાશ રહેવા દીધી નથી.

—'પ્રબુદ્ધ જૈન' (સાંપ્રદાયિક સામયિક)નું 'પ્રબુદ્ધ જીવન'માં રૂપાંતર કરતાં અને તેને અસિધારા-વ્રતે ચલાવતાં તેમણે ઓછું સાહસ નથી ખેડ્યું, ઓછું કષ્ટ નથી વેઠ્યું.

—પૂ. રવિશંકર મહારાજ અને શ્રી મોરારજી દેસાઈ માટે એમને આદર હોવા છતાં, જ્યારે મોરારજીભાઈના બહુ ગવાયેલા પુત્ર કાંતિલાલે શરૂ કરેલા કારખાનાના ઉદ્ઘાટન પ્રસંગે મોરારજીભાઈએ હાજરી આપી અને પૂ. મહારાજે પોતે ઉદ્ઘાટન કર્યું ત્યારે ઘણા બધાને આશ્ચર્ય, દુઃખ અને આઘાત થયાં હશે; પરંતુ પરમાનંદભાઈ જ પહેલી વ્યક્તિ

હશે જેમણે પોતાનો આઘાત લવલેશ છુપાવ્યો ન હોય.

—કાકાસાહેબને તો પરમાનંદભાઈ એક પૂજ્ય વડીલ લેખતા એમણે જ્યારે વસ્તીવધારાની સમસ્યાના સંદર્ભમાં, અસાવધપણે એવા પ્રકારનો ઇશારો કર્યો કે કશી રીતે સમાજ માટે ઉપયોગી નહિ એવા વૃદ્ધો પોતાનું આત્મવિલોપન સવેળા નહિ કરે તો તેમને દેહાંત આપવાનું સમાજના શિરે આવી પડશે; ત્યારે, કાકાસાહેબના આ ઇશારાને તેમના જ પુત્ર સતીશે હિટલરી શિરસ્તા તરીકે ઉલ્લેખીને વખોડી કાઢયો. છતાં કદાચ સૌથી પ્રથમ અવાજ ઉઠાવનાર પણ પરમાનંદભાઈ જ હતા.

—વિનોબાજી અને સર્વોદયના તો પરમાનંદભાઈ ભક્ત જ કહી શકાય. પરંતુ સૌમ્યતર, સૌમ્યતમ પદ્ધતિના અતિરેકમાં, આમદાન જ શ્રેષ્ઠ પ્રતિકાર છે એવો સિદ્ધાંત તારવી વિનોબાએ સત્યાગ્રહી પ્રતિકારનો ગાંધીમાર્ગ ટાળ્યો છે; પરિણામે, જાણ્યે-અજાણ્યે અન્યાયને પોષણ-સમર્થન મળ્યું છે, એવું માનનારા પરમાનંદભાઈએ વિનોબા અને જયપ્રકાશજીની ખબર લઈ નાખી હતી.

આવાં દૃષ્ટાંતોનો પાર નથી. પરંતુ પરમાનંદભાઈને મન આ બધા કેવળ તાર્કિક ચર્ચા-ઊહાપોહના મુદ્દા ન હતા; જીવનપ્રતની સનિષ્ઠ પરિચર્યા દરમ્યાન ચિત્તને ખળભળાવી મૂકનારી આ બધી સમસ્યાઓ હતી.

છેલ્લા વર્ષ દરમ્યાન, પરમાનંદભાઈએ વૃદ્ધાવસ્થાની સમસ્યા અંગેનું પોતાનું અવલોકન બાલસહજ સરળતાથી પ્રગટ કર્યું. તેમનો સવાલ એ હતો કે, શરીર અને મન પ્રવૃત્તિ માટે શિથિલ બને ત્યારે નિવૃત્ત નિષ્ક્રિય-જીવનની 'મોનોટોની' દૂર કરવા જાગ્રત માણસ શું કરી શકે? પોતાની પેઢીના (૭૫ થી ૮૫ ની વયના) અનેકને આવી મૂંઝવણ સતાવતી હતી. 'પ્રબુદ્ધ જીવન'માં સારો ઊહાપોહ થયો. ઘણાને એમાંથી પ્રેરણા પણ મળી. પરંતુ પરમાનંદભાઈએ તો, 'મોનોટોની' એમને પકડે એ પહેલાં જ પોતાનો રસ્તો હસતે-રમતે શોધી લીધો!

મરણના થોડા દિવસ પૂર્વે (તા. ૪-૨-૭૧) મારી (મો. ગાંધીની) નવી ચોપડીઓ ('મિતાક્ષર' અને 'રવીન્દ્ર ચિંતન')ની નકલ મળતાં તેમની જિજ્ઞાસા તીવ્ર બની હતી, લખ્યું: "આપણે ઘણા સમયથી મળ્યા નથી: સ્મરણ થયા કરે છે. મુંબઈ આવવાનું બનતું નથી?..." પોતાની તબિયત વિષે અગાઉના પત્રોમાં 'ખાસી મઝાની' શબ્દ વાંચવા મળતો; આ વખતે લખ્યું હતું: "મારી તબિયત પ્રમાણમાં સારી રહે છે."

અમારા (હું ને સુ.) વિષેની એમની જિજ્ઞાસા આઠેક વર્ષ પૂર્વે જાગી હતી. એક વાર મનમાં જિજ્ઞાસાનું જોર જાગ્યું પછી એને પૂરી કર્યે જ છૂટકો. પત્ર આવ્યો હતો: તમને મળવા અને તમારે વિષે પ્રત્યક્ષપણે વધુ જાણવા આતુર છું. અનુકૂળ હોય તો... આવી પહોંચું—એક બે દિવસ સાથે ગાળી શકીએ તે રીતે.

અને આવી પહોંચ્યા જ. દુનિયાભરની ઘણી વાતો—જાણે વરસોનાં સગપણ હોય એવી રીતે—થઈ. છેલ્લે 'તમે સામ્યવાદી શાથી બન્યા ને શાથી મટી ગયા?'—એ એમની જિજ્ઞાસાનો વિષય બન્યો. રાજકારણી રસને કારણે નહિ, પણ માણસનું સમગ્ર જીવન—આંતરબાહ્ય રૂપે—જેવા સમજવાની તાલાવેલીના ભાગ રૂપે જ.

વાતો એવી જામી કે બીજે દિવસે અમે એમને વળાવવા સ્ટેશને ગયાં. વડોદરાથી જોડનારા રિઝર્વેશનવાળા ડબ્બામાં અમે ત્રણેએ બેઠક જમાવી. ટ્રેન આવે ને ડબ્બો જોડાય ત્યાં સુધી ક્ષણેક્ષણ ઉપભોગવી હતી. એવાં વાતે વળગ્યાં કે ડબ્બો ક્યારે જોડાઈ ગયો ને ટ્રેન ક્યારે ઊપડી એનો ખ્યાલ જ ન રહ્યો. રાતની ટ્રેન હતી; બંધ ઘરમાં અમારા ૯–૧૦ વર્ષના દીકરાને એકલો ઊંઘતો મૂકી, બહાર તાળું મારીને અમે પરમાનંદભાઈને વળાવવા સ્ટેશને આવ્યાં હતાં. સાહસ કર્યા વિના છૂટકો ન હતો. પરમાનંદભાઈ વારતા રહ્યા ને અમે બેઉ કૂદી પડયાં... સદ્ભાગ્યે કશું વાગ્યું કર્યું નહિ. પણ પરમાનંદભાઈના મનમાં

વસવસો રહી ગયો: ટ્રેન ચાલુ થઈ ગઈ એ વિષે પોતે (!) બેધ્યાન રહ્યા તે માટે!

મુંબઈ પહોંચ્યા પછી પર્યુષણ વ્યાખ્યાન માળા માટે આમંત્રણ આવ્યું. અમે સામ્યવાદમાં શાથી ગયાં ને શાથી નીકળ્યાં એવો વિષય રાખેલો. આમંત્રણ તો સ્વીકાર્યું પણ પરમાનંદભાઈની કેવી બાલસહજ વૃત્તિ! ત્રણ ભવ (ગાંધીવિચાર, સમાજવાદ અને સામ્યવાદ)ની કહાણીનો, વડોદરામાં કલાકો સુધીની વાતો દરમ્યાન એક અંશ રજૂ કરી શકાયો હતો, એ આખું રામાયણ માત્ર ૩૫-૪૦ મિનિટમાં રજૂ કરવાનું હતું! તેમાંય, એક આગલી સંગીતકારે દસ મિનિટ છીનવી લીધી, ને બે પાંચ મિનિટ ઔપચારિક વિધિ-પરિચયમાં નીકળી ગઈ! માંડ ૨૫-૩૦ મિનિટમાં જે થઈ શકે તે કર્યું. હકીકતે તો, શ્રોતાઓની જિજ્ઞાસા જગાડીને હું થંભી ગયો હતો, એનો અફસોસ પરમાનંદભાઈ કરતાં મને જ વધુ રહી ગયો...

બીજું ગમે તેમ, ઊંચી કક્ષાના એમના ગાંધીમાર્ગી પત્રકારત્વને ન તો સાહિત્ય પરિષદ મૂલવી શકી ન તો પત્રકાર મંડળો બિરદાવી શક્યાં, પરંતુ એનો ન રોષ, ન અકળામણ પરમાનંદભાઈના મનમાં હતાં. એ તો પોતાના સ્વધર્મમાં રત હતા, પોતાની રીતે જીવવામાં મસ્ત હતા. 'પ્રબુદ્ધજીવન'ની ૨૫મી વર્ષગાંઠે, અલબત્ત, ગુજરાતના ચિંતકો-બૌદ્ધિકોએ એમનું બહુમાન કર્યું... એનાથી વધારે, જોઈએ એમ, શું!

પરમાનંદભાઈ સાચા અર્થમાં ઓલિયા આદમી હતા... એનાથી વધુ કહેવા જેવું હોય પણ શું!

૧૪-૫-'૭૧

---

[અનુસંધાન પૃ. ૨૨૭નું ચાલુ]

સાથ્યો પણ હતો અને છેલ્લી સદી દરમ્યાન વિદ્યાસાગર, શરદબાબુ, માઈકેલ, રવીન્દ્રનાથ અને નજરુલ ઇસ્લામની સંસ્કારધારાથી તેનો પિંડ પુષ્ટ બન્યો છે. એથી જ તો, તમે મુસ્લિમ છો, બંગાળી નહિ; તમે પાકિસ્તાની અને મુસ્લિમ છો, બંગાળી નહિ—એવી અલગતાવાદી શૃંખલામાં પૂર્વ બંગીય પ્રજાને લાંબો કાળ જકડી રાખવાનું શક્ય ન હતું.

એટલે જ બંગાળી ભાષાને હડધૂતવામાં આવી; બંગીય ભાષા અને સાહિત્યના પ્રેરણાસ્રોતને બિનઇસ્લામી ગણવામાં આવ્યો; મહાન બંગ સાહિત્ય અને સંસ્કારિતાને હિંદુશાહી ગણાવી નિંદવામાં આવ્યાં; પશ્ચિમ બંગાળમાં સરજાતા બંગાળી સાહિત્યગ્રંથો, સામયિકો તથા ફિલ્મોને ભારતીય તે ઇસ્લામવિરોધી ગણીને તેમના ઉપર પ્રતિબંધો લાદવામાં આવ્યા; રાષ્ટ્રભાષા તરીકે ઉર્દૂને માથે મારવામાં આવી અને ૫૬ ટકા વસ્તીની બંગાળી ભાષાને માત્ર ૩ ટકા વસ્તી જેને ખપમાં લેતી તે ઉર્દૂ લિપિમાં લખવાની બળજબરી થઈ કે તરત જ કૃત્રિમ આવરણ હટી ગયું. પાકિસ્તાનની પંજાબી-સિંધી ટોળકીને હાથે પૂર્વ બંગાળનું આર્થિક શોષણ અને રાજકીય દમન વધી ગયું કે તરત પૂર્વ બંગીય પ્રજાનો પ્રાણ સળવળી ઊઠ્યો: પૂર્વ બંગીય રાષ્ટ્રીયતાનો જન્મ થઈ ચૂક્યો.

છેલ્લાં છ અઠવાડિયાં દરમ્યાન જે બની રહ્યું છે એ પછી તો બંગ રાષ્ટ્રનું ભવિષ્ય નિશ્ચિત થઈ ચૂક્યું છે. તત્કાલ પરિણામ ગમે તે આવો, પશ્ચિમ પાકિસ્તાન માટે પૂર્વ બંગીય રાષ્ટ્રીય અસ્મિતાને કચડી નાખવાનું હવે શક્ય નથી. હવે તો, પાકિસ્તાનની અંદરની બીજી પ્રજાઓ—ખાસ કરીને બલુચી, પઠાણી અને કદાચ સિંધી પ્રજાનામ પ્રસ્ફેટની શક્યતા અવગણી શકાય એમ નથી. આ બધાને પહોંચી વળવાનું પાકિસ્તાનના સરનશીનો માટે ગજાઉપરવટનું છે.

પૂર્વ બંગીય પ્રજા ત્રણ તબક્કા વટાવી ચૂકી છે. પહેલો તબક્કો શાંતિમય લોકશાહી લડતનો; બીજો તબક્કો સશસ્ત્ર વિદ્રોહનો; ત્રીજો તબક્કો કામચલાઉ સરકારની જાહેરાતનો. હવે તો, તેણે પોતાના "સાર્વભૌમ સ્વાધીન બાંગલા દેશ"ની સ્થાપના કરી દીધી છે. પૂર્વ બંગીય રાષ્ટ્રીયતાનો જન્મ થઈ ચૂક્યો છે. હજારો અશ્રુબો, બુતો અને માળાઓ તેને કચડી શકે એમ નથી. કેમ કે એનો પાયો મજહબી—મધ્યયુગી નથી, અદ્યતનયુગી બંગાળી રાષ્ટ્રીય ચેતનાનો છે.

તા. ૧૨-૫-'૭૧

ભોગીલાલ ગાંધી

# સંવાદી 'આનંદ' | દુષ્યન્ત દવે

'કેટલાક લેખકોને નવલકથા લખ્યા પછી સાઇકલની મોટર થઈ ગઈ, જ્યારે મારે નવલકથા છપાવવા માટે સાઇકલ હતી તેય વેચવી પડી.' જેવા હળવા સંવાદથી જ ફિલ્મનો સરસ ઉપાડ થયો છે અને આનંદના આગમનની સાથે જ પ્રેક્ષકો સંવાદની પકડમાં આવી જાય છે. આનંદ એટલે મધુર સંવાદોનો સ્રોત. તેથી જ આનંદ બોલતો નથી ત્યારે ત્યારે કરુણતા વધુ ઘેરી બની છે. આગળ જતાં તો એવી પરિસ્થિતિ ઊભી થાય છે કે હૃષીકેશ આનંદને ફક્ત બોલતો અટકાવે એટલે આપોઆપ વિષાદ જન્મે અને આનંદના પાત્રનું બીજું પરિમાણ પણ ઊભું થાય.

એક રીતે જોતાં તો મોટે ભાગે સંવાદ નહિ પણ એકોક્તિ જ છે: એકલો આનંદ જ પ્રેક્ષકોને પોતાના તેરેર આકર્ષી શકે છે. બીજાં પાત્રોને બોલવાની બહુ જરૂર રહેતી જ નથી અને આનંદ તેમને બહુ તક આપતો પણ નથી. હા, જો આનંદ જેવો જ કોઈ મુરારિલાલ ભેટી જાય તો રંગ જામે અને આખરે આનંદને મુરારિલાલ ઉર્ફે ઈશાભાઈ મળી જાય છે. તે પછી સંવાદની રંગત જામે છે. સંવાદની ત્રણ ચરમ સીમાઓ તો ભુલાય તેવી નથી. ત્રણ-છ માસની ટૂંકી જિંદગીવાળો આનંદ નિસાસો નાખે છે, 'બહેન, હું એવા આશીર્વાદ પણ નથી આપી શકતો કે મારી ઉંમર તને મળી જાય.' ('ઉમરિયા લગ જાય' જેવી ચવાઈ ગયેલી ઉક્તિને પણ કેવી સભર કરી દીધી છે!) બીજા એક સંવાદમાં આનંદ કહે છે કે 'મારે રોજ તમારા ચહેરાઓ પર મારું મોત જોવું પડે છે.' અને ત્રીજા સંવાદમાં 'તમારું નામ તો ભાસ્કર જ છે ને?' કહીને ઈશાભાઈ હાસ્યને ચરમ સીમાએ પહોંચાડે છે.

સંવાદ પછી અસરકારક છે પાત્રોની જીવંતતા અને સંબંધોની મધુરતા. આમ તો આનંદ એ હૃષીકેશનો ત્રીજો કેન્સરનો દર્દી છે. પણ એ કેન્સરમાંથી જ જીવંત પાત્રો મળ્યાં છે અને પાત્રો વચ્ચેના સંબંધોની મધુરતા પ્રગટ થઈ છે. તેનું શ્રેય હૃષીકેશને ફાળે જ જાય છે. ઝડપથી હળવા સંવાદ બોલતા અને અંગત વાતોને છુપાવવા માટે વાતો બદલતા આનંદને તો જાણે સાક્ષાત્ મળી આવ્યા હોઈએ તેમ લાગે છે. ડૉ. ભાસ્કર અને ઈશાભાઈનાં પાત્રો પણ ઘણાં જીવંત છે. સુમનનું પાત્ર આછું ઊપસ્યું છે. જોકે હૃષીકેશના મનની આકૃતિઓને ઉપસાવવામાં રાજેશ ખન્ના (આનંદ), અમિતાભ બચ્ચન (ડૉ. ભાસ્કર) અને જોની વૉકર(ઈશાભાઈ)ના અભિનયનોયે ફાળો છે. કદાચ જોની વૉકરનો આ ઉત્તમ અભિનય હશે. પાત્રોને પરિમાણ આપવામાં હૃષીકેશની સૂઝ ઘણી છે. ગંભીર પ્રકૃતિનો ડૉ. ભાસ્કર આનંદ પ્રત્યે ખૂબ લાગણી ધરાવે છે અને ડૉક્ટર હોવાથી આનંદને જીવવાની કેટલી ક્ષણો બાકી છે એ સ્પષ્ટ જોઈ શકે છે. તેથી તે આનંદની ચિંતામાં પોતાના રૂમમાં અંધારામાં બેઠો છે. તેને શોધતો આનંદ, 'બાબુ મોશાય' કરતો પ્રવેશે છે. બત્તી થાય છે. રૂમમાં એક બાજુ ગંભીરતા અને દુઃખ છે જ્યારે બીજી બાજુ હળવાશ છે. હવે શું થશે? એવો પ્રશ્ન થાય છે. ત્યાં જ હૃષીકેશની સૂઝ પ્રગટ થાય છે. ડૉ. ભાસ્કર

આનંદ પર ગુસ્સે થઈ જાય છે અને તેને રૂમમાંથી ચાલ્યા જવાનું કહે છે. આટલા સંવાદમાં જ ડૉ. ભાસ્કરના પાત્રની માનસિક સંકુલતા સૂક્ષ્મ રીતે રજૂ થાય છે.

આવી જ સૂઝ બીજા એક પ્રસંગમાં પ્રગટ થાય છે. આનંદ પથારીવશ છે અને ઈશાભાઈ તેને નાટકનું આમંત્રણ આપવા આવે છે. વાતચીતમાં આનંદને કેન્સર છે એવી ખબર પડે છે અને તેની આંખમાં પાણી આવે છે. સાથે સાથે આનંદ પોતાનું દુઃખ છુપાવીને બીજાને ખુશીમાં રાખતો હતો, એ જાણીને એક કલાકાર તરીકે ઈશાભાઈથી 'વાહ' બોલ્યા સિવાય રહેવાતું નથી. આમ, દુઃખ અને શાબાશી એકસાથે સંવાદમાં ગૂંથાય છે અને ઈશાભાઈનું પાત્ર અનોખું બની જાય છે.

પાત્રો જીવંત છે એટલે તેમના સંબંધો પણ જીવંત છે. આનંદ સંબંધોનો જ માણસ છે. નાના-મોટા રસ્તે ચાલતા કોઈ પણ માણસ સાથે તેને ખૂબ રસપૂર્વક સંબંધ બાંધવાની ઇચ્છા છે. તેના પાત્રની આ લાક્ષણિકતા છે. તેથી જ આપણને ફિલ્મ દરમ્યાન મધુર સંબંધોનો અનુભવ થયા કરે છે.

ફિલ્મમાં ધ્યાન દોરે તેવી એક વસ્તુ સંકલનની છે. એકબે નાની ખામીઓ સિવાય સંકલન ઘણું સુંદર છે. આનંદનું અંગત જીવન મહત્ત્વનું હોવા છતાં તેને ઓછામાં ઓછી બાબતોથી અને ક્યારેક તો ફક્ત ઇશારાથી જ પ્રગટ કર્યું છે. વળી, બિનજરૂરી વાતોને પણ એકંદરે ટાળી છે.

ફોટોગ્રાફી અને સંગીતે ફિલ્મમાં ખાસ ઉમેર્યું નથી. પ્રકાશ અને છાયાની દૃષ્ટિએ એકબે દૃશ્યો સારાં છે.

ફિલ્મના અંતમાં હૃષીકેશ માર ખાઈ જાય છે. હાંફળાફાંફળા ડૉ. ભાસ્કર આવે છે ત્યારે આનંદ મૃત્યુ પામ્યો છે. કોઈ કશું બોલતું નથી. ડૉ. ભાસ્કર આનંદને પકડીને મોટેથી બોલે છે, 'છ મહિનાથી મારું માથું ખાતો હતો. હવે તું મારી જોડે વાત કર. તું બોલ.' ત્યારે, પહેલાં ચાલુ કરેલી ટેપમાંથી 'જીવન અને મૃત્યુ ઈશ્વરના હાથમાં છે' એ ઢબના આનંદના આ અગાઉ બોલાયેલાં વાક્યો સંભળાય છે. પછી આનંદ તથા ડૉ. ભાસ્કરનું ધીરે ધીરે વધતું હાસ્ય ટેપમાંથી સંભળાય છે અને ટેપ પૂરી થઈ જાય છે. અહીં જ ફિલ્મનો અંત આવ્યો હોત તો સારું થાત. પણ, ફિલ્મના લોભને કારણે હાસ્ય અને રુદનનાં વિરોધી તત્ત્વો દાખલ કરીને મેલો ડ્રામા બનાવવા માટે હૃષીકેશે ડૉ. ભાસ્કર અને રેણુને રડાવ્યાં છે. પછી 'આનંદ અમર છે.' એવા સૂત્રોચ્ચાર સાથે ફુગ્ગા ઊડે છે અને અંતની અસર ધોવાઈ જાય છે. શરૂઆતમાં પણ ડૉ. ભાસ્કર પાસે કુટુંબનિયોજનના પ્રચારમાં કામ લાગે એવાં સસ્તાં વાક્યો બોલાવીને ફિલ્મનું મૂલ્ય ઘટાડ્યું છે. ઉપરાંત કેટલાંક પાત્રોને થોડાં ઓછાં રડાવ્યાં હોત તો સારું થાત એમ લાગે છે.





# વિશ્વમાનવ શિક્ષણ સંસ્કાર ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા-૧ (ફોન : ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)

**વિશ્વમાનવ** [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧-૫૦]

**પરામર્શ** નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી
**સંપાદન** પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * મુકુંદરાય મુનિ * સુમન શાહ * સુભદ્રા ગાંધી
**ચિત્રરેખાંકન** નગેશ પિંગળે (વડોદરા) * સી. એમ. નાસિકકર (વડોદરા)
**પ્રકાશન** પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯ (ફોન : ૭૬૪૩૬)
**મુદ્રણ** એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ-૭
**હિસાબ-લવાજમ** વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા-૧

* **સંપાદકીય પત્રવ્યવહાર :** પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હૉસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (વિવેચન) : સુમન શાહ, સ્ટેશન રોડ, કપડવંજ (જિ. ખેડા)

**મુંબઈ કેન્દ્ર** દશરથ ગાંધી, ગાંધી એન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રૉસલેન, મુંબઈ-૩

# વિષયાનુક્રમ

**પહેલું પાનું**

# ક્રાંતિકારી પ્રતિબદ્ધતા

ક્રાંતિકારી પ્રતિબદ્ધતા ઇતિહાસનો એક કોયડો જ છે.

છેલ્લા દાયકા-દોઢ દાયકાની ક્રાંતિકારી લેખાતી ઘટનાઓ એક વિશેષ ઇશારો કરી જાય છે: શું યુરોપ કે શું અમેરિકા, વિશેષે લેટિન અમેરિકા અને એશિયા, એથીય વધુ નોંધપાત્ર પૂર્વ યુરોપી કમ્યુનિસ્ટ રાષ્ટ્રો અને રશિયા સુધ્ધાં, અંતે. પૂર્વ બંગાળમાં જે નૂતન ક્રાંતિકારી ઘટનાઓ બની રહી છે તેમાં યુનિવર્સિટીના પ્રોફેસરો, જાગ્રત ચિંતકો અને લેખકોની ક્રાંતિકારી પ્રતિબદ્ધતાનું સૂચન થઈ રહ્યું છે.

મૂડીવાદના મધ્યાહ્નને મૂડીવાદના પતનનો નખશિખ આલેખ દોરનાર કાર્લ માર્ક્સે ભવિષ્ય ભાખ્યું હતું તે અનુસાર ક્રાંતિની પૂરી પ્રતિબદ્ધતા સિદ્ધ કરવાનું કેવળ પ્રોલિતરિયેત — શહેરી કામદાર વર્ગ માટે જ શક્ય છે. કારણ કે માર્ક્સને મતે એ જ એક એવો વર્ગ છે જે મૂડીવાદી જમાનામાં વધુ પરાયો — હરાયો — એલિયેનેટ છે, શોષિત અને અકિંચન છે. જેને કશું ગુમાવવાનું નથી — સિવાય કે તેની બેડીઓ, અને જીતવાની છે સારી દુનિયા.

બીજા બધાનું શું ! માર્ક્સ કહેશે : બીજા બધા ? કોણ ? મૂડીપતિ-ઉદ્યોગપતિ-શોષકો ? એ બધા તો વેસ્ટેડ ઇન્ટરેસ્ટ — સ્થાપિત હિતો છે. પોતાના જ પગ પર જાણીબૂજીને કુહાડો મારવાનું કોઈ રડ્યોખડ્યો મૂર્ખ માનવી કરી બેસે; પણ આખો વર્ગ તો આત્મહત્યા ન જ કરે.

અને મધ્યમવર્ગી વ્યવસાયી ? મધ્યમ કક્ષાનો દુકાનદાર, કારખાનદાર, મૅનેજર, વકીલ, ઇજનેર, દાક્તર ? માર્ક્સ કહેશે: એની નજર પોતાથી ઉપરના પગથિયે ઊભેલા ઉપર જ રહેવાની. એ 'ઉપર' જવા હરદમ તલસતો રહેવાનો. 'ઉપરવાળા'ની લાત ખાતો છેક નીચે ગબડવાનો, પણ લાલસા ને મથામણ તો નિસરણીની ટોચે પહોંચવાની રહેવાની. અને ખેડૂત — કિસાન ? એનું ગજું કેટલું ? એ બિચારો એના ઝૂંપડાની અને એકર-બે-એકર — અરે, ગુંઠા-બે-ગુંઠા જમીનની મમતામાંથી છૂટવાનો જ નહિ. જિંદગીભર એ વૈતરું કરવાનો; લાંબા ગ્રામવિસ્તારોમાં છૂટાછવાયા પથરાયેલા અસંગઠિત ગામડિયાની ત્રેવડ જ કેટલી ?

બુદ્ધિજીવીની વાત પૂછો છો ? પ્રખર બૌદ્ધિક માર્ક્સ ઠાવકાશથી કહેશે; હા, એણે જગતના ઇતિહાસ વાંચ્યા હશે, ને એનું બૌદ્ધિક માળખું સાબૂત હશે, તો એને ક્રાંતિની લગની લાગશે; એ ઝંખના એને સતાવતી રહેશે. અને કોક વાર અતિ આવેશમાં આવીને પેટી બૂર્ઝ્વા રેવોલ્યૂશનિઝમ — મધ્યમવર્ગી ક્રાંતિવાદમાં નહિ ધારેલું સાહસ પણ કરી બેસશે. પણ એનાં 'બૂર્ઝ્વા' મૂળિયાં ઘણાં ઊંડાં હોઈને એમાંથી સદંતર બહાર આવવાનું એને માટે લગભગ અશક્ય રહેવાનું. એ ડી-ક્લાસ ન બને, એની વર્ગીય કાયાપલટ ન થાય, ત્યાં સુધી તો કદીક આવેશ, કદીક હતાશા... મોટે ભાગે તો આર્મચેર-વિદ્રોહ ! ક્રાંતિએ તો આ વર્ગથી સૌથી વધારે સાવધ રહેવાનું...

માર્ક્સની પ્રોલિતારિયેત વિષેની ભવિષ્યવાક્યતા એ રીતે ખોટી પડી કે જ્યાં વિજ્ઞાન વધ્યું, જ્યાં યંત્રઉદ્યોગો વધ્યા ને જ્યાં નવાં નવાં નગરો વસતાં ગયાં ને નવાં કારખાનાં ઊભાં થતાં ગયાં ત્યાં બધે, સ્થળે શહેરી કામદારોની સંખ્યા વધતી ગઈ, એમનું સંગઠન વધતું ગયું આટલી વાત સાચી, પણ સંપત્તિના મૂડીવાળાઓએ એમની લૂંટમાંથી થોડાક રૂપાળા સિક્કા કામદારોની હથેળીમાં ધરી દીધા; ને 'નહિ કંઈ ગુમાવવું; ફક્ત શૃંખલા બેડીઓ'વાળા પ્રોલિતારિયેતના પેટાળમાં 'નવું હિત' જાગ્યું, જતે દિવસે એ 'વેસ્ટેડ ઇન્ટરેસ્ટ' અને 'એસ્ટાબ્લિશમેન્ટ'નો ભાગ બની રહ્યો! આમ, માર્ક્સે ભાખ્યાથી તદ્દન ઊલટું બન્યું. જેનો એકરાર લેનિને બ્રિટિશ કામદારોનું દૃષ્ટાંત ટાંકીને જાહેર રીતે કર્યો...

ટૂંકમાં, ક્રાંતિનો એકમાત્ર ઇજારદાર પોતે જ ખરીદાઈ ગયો હતો!

શાહીવાદ કે બિનશાહીવાદ: મૂડીવાદ કે સમાજવાદ અને સામ્યવાદેય—પછી એ રૂસી હો કે ચીની: બધા જ સમાજોમાં, યાંત્રિક ઔદ્યોગિક વિકાસની સાથે એક નવો 'ડિંચન વર્ગ' ઊભો થઈ રહ્યો હતો—ગઈ કાલના કામદારો, કારીગરો અને કારકુનોમાંથી. આ વર્ગ, 'માર્ક્સે' ભાખ્યું હતું તેમ સદંતર નિચોવાઈને ફેંકાઈ જવાને બદલે, 'ઉપર' આવતો ગયો, ને સંગઠન તથા લોકશાહી અધિકારોના રાહે સંપત્તિની ભાગીદારી ભણી સરકતો ગયો; અને એમ એસ્ટાબ્લિશમેન્ટનાં પગથિયાં ચઢતો ગયો.

જોકે, સામ્યવાદી રશિયાને વિષે વરસો સુધી એક ફેલસી—સંભ્રમ ચાલ્યા કર્યો હતો. ત્યાંના વિજ્ઞાનીઓ અનેક ભવ્ય સિદ્ધિઓ (ઔષધવિદ્યા, અણુવિદ્યા, અવકાશવિદ્યા વગેરેમાં) બતાવતા રહ્યા. એને જોરે એવો ભ્રમ પોષાતો રહ્યો કે રશિયામાં બીજાની હાલત ગમે તેવી હોય, પરંતુ ત્યાંના વિજ્ઞાની-ઓને તો લગભગ પૂર્ણ મુક્તતા છે. લૉજિક એવું હતું કે, વિજ્ઞાન વિષયક ભવ્ય શોધો અને ઊંચી સિદ્ધિઓ પૂર્ણ મુક્તતા વિના શક્ય જ ન બને.

અને સ્તાલિન એટલો ઉસ્તાદ હતો કે તેણે લેખકોનેય "આત્માના એંજિનિયર" તરીકે ઓળખાવીને તથા લેખકો અને કલાકારોને, વિજ્ઞાનીઓ અને બુદ્ધિજીવીઓને અઢળક સુખસગવડોથી ન્યોછાવરીને (સાધારણ નાગરિક કરતાં ૨૫–૫૦ ગણી!) એવો ભાસ ઊભો કર્યો હતો કે રશિયામાં બૌદ્ધિકોની બોલબાલા છે. હકીકતે, યંત્રોના એંજિનિયરો દ્વારા ભૌતિક સમૃદ્ધિની 'ઇમેજ' ઊભી કરવાનો તથા આત્માના એંજિનિયરો દ્વારા રશિયાના તરંગી-ગુલાબી ચિત્રો જગત સામે રજૂ કરી તેને આંજી નાખવાનો નુસખો અજમાવવામાં સ્તાલિન સફળ નીવડ્યો હતો.

માઓએ પણ 'સેંકડો વિચારોને એકસાથે વહેવા દો,' અને 'સેંકડો કુસુમોને એકસાથે ખીલવા દો'નું સૂત્ર ગાજતું કરીને એવો જ જબ્બર આભાસ ઊભો કર્યો હતો. વર્ષો બાદ, જગતને એ સત્ય સમજાયું કે સ્તાલિને લેખકોસર્જકોને "આત્માના એંજિનિયર' કહ્યા હતા, 'આત્માના શિલ્પી' નહિ. અને માઓએ સેંકડો કુસુમો ખીલે એટલે કે સેંકડે વિચારો પ્રગટ થાય એનો લાભ લઈ એમને ચૂંટી લેવાનું સરળ બને એ હેતુથી જ આભાસી સૂત્ર ઉચ્ચાર્યું હતું...

આજે ઘણીબધી ફેલસી દૂર થઈ છે. શું મૂડીવાદ કે શું સામ્યવાદ બધે જ અનેક બૌદ્ધિકો અને સર્જકો સુધ્ધાં એસ્ટાબ્લિશમેન્ટની પકડમાં લપટાયેલા છે. એલિયેનેટેડ અને ડીહ્યુમેનાઇઝ્ડ છે... કન્ફર્મિસ્ટ બની બેઠા છે!

તો પછી શું કોઈ વર્ગ, કોઈ જૂથ ક્રાંતિકારી પ્રતિબદ્ધતાની અપેક્ષા પૂરી કરી શકે એમ છે જ નહિ? આખા વર્ગની વાત જવા દઈએ તો એમ કહી શકાય કે બૌદ્ધિકો અને સર્જકોનો એક એવો

સમૂહ છે, જેનો વ્યવસાય જ એવો છે કે જો તે સ્વાર્થથી વર્તે તો તેને માટે કમિટમેન્ટ નાગપાશમાંથી બચવાનું પ્રમાણમાં સરળ છે. શુદ્ધ સર્જન અને સૂક્ષ્મ ચિંતન માટે જો કંઈ અનિવાર્ય રીતે આવશ્યક હોય તો તે છે વૈયક્તિક અનુભૂતિ અને ચિંતનનો મુક્ત અવકાશ, અને સ્વાર્થભીરી અભિવ્યક્તિની નિરાંત. કેમ કે, આવો મુક્ત અવકાશ જ સર્જક અને ચિંતકનો પ્રાણવાયુ છે. શુદ્ધ સર્જન અને સૂક્ષ્મ ચિંતકને ઝાઝાં ઉપાદાનો — સાધનો કે પ્રચારની ગરજ નથી. કાચબાની જેમ અંગો સંકેલીને, યોગીની જેમ ગુફાવાસી બનીનેય એ સુરક્ષિત અને સ્વસ્થ, મસ્ત અને મુક્ત રહી શકે છે. પાસ્તરનાક એનું શ્રેષ્ઠ ઝિંદાદિલ દૃષ્ટાંત છે...

પ્રોલિતારિયેત — શહેરી કામદાર તેના સંજોગો અને વ્યવસાયે ક્રાંતિકારી છે એમ કહ્યા પછીય માર્ક્સે એક વાતનો તો સ્વીકાર કર્યો છે કે, ક્રાંતિની પ્રતિબદ્ધતા માટે સિદ્ધાન્તદર્શન — ચિંતનની શક્તિ અનિવાર્ય છે; અને 'ક્રાંતિકારી પ્રોલિતારિયેત'માં સહજ રીતે, આપોઆપ તે ઊગતી નથી. જોકે સર્વહારા શ્રમજીવી એની રોજિંદી લડતોમાંથી જાગ્રત અને સંગઠિત થતો જાય છે; પરંતુ એટલાથી તે ક્રાંતિકારી બની શકતો નથી. ક્રાંતિનું તત્ત્વજ્ઞાન જેણે વાંચ્યું છે, વિચાર્યું છે — ઇતિહાસનું જેણે અધ્યયન-આકલન કર્યું છે એવા બૌદ્ધિક વર્ગ દ્વારા જ — એટલે કે પોતાના વર્ગ બહારથી, — આ જ્ઞાન પ્રોલિતારિયેતે પ્રાપ્ત કરવું રહે છે. અને તે અનિવાર્ય છે, કેમ કે વૈચારિક ક્રાંતિ એ ભૌતિક ક્રાંતિની કેવળ પ્રેરણા જ નથી, એની વૈજ્ઞાનિકતાનો પ્રાણ છે.

પરંતુ એટલું જ કહીને અટકી જઈશું તો એક નવી ફેલસી નહિ ઊભી કરીએ? — દરેક અર્ધ-સત્ય કરે છે તેમ? આ અર્ધસત્ય એટલા માટે છે કે સર્જક એના વ્યવસાય દ્વારા સહજ રીતે જે પામે છે તે ક્રાંતિ નથી, બહુ બહુ તો તે વિદ્રોહનો ઉદ્રેક — મૂડ — મિજાજ છે. અને બૌદ્ધિક જે પામે છે તે બહુ બહુ તો ક્રાંતિનું ચિંતન-દર્શન છે. પરંતુ ક્રાંતિ કેવળ ઉદ્રેક વા મિજાજ વા મૂડ નથી. સિદ્ધાંત — વિચારસરણી — તત્ત્વદર્શન પોતે જ ક્રાંતિ નથી. જે સમગ્રનું સંયોજન કરી શકે, એ સમગ્રનો સમન્વય સાધીને સૌને કાર્યાન્વિત બનાવી શકે ને એનાં પરિણામોને સ્થાયીત્વ બક્ષે, એવું રસાયણ એ ક્રાંતિ છે.

જેમ પ્રોલિતારિયેતનો વ્યવસાય ગમે તેટલો ક્રાંતિગામી હોય, પરંતુ તેને ક્રાંતિના ચિંતન-દર્શન માટે પોતાના વર્ગ બહાર આધાર રાખવો પડે છે; તેવી રીતે, બૌદ્ધિક અને સર્જકને પણ કર્મ, આયોજન અને સંગઠન માટે બહારની ગરજ રહે છે. આનો અર્થ એ કે સમાજનો કોઈ પણ વર્ગ — ગમે તેટલો ચાવીરૂપ હોય તો પણ — પોતે ક્રાંતિની પૂર્ણ પ્રતિબદ્ધતા ધરાવતો નથી.

ટૂંકમાં, ક્રાંતિનું વર્ગીય દર્શન અને વર્ગીય ઉકેલ ચીંધવામાં જ માર્ક્સ ગોથું ખાઈ ગયો નથી? આપણેય અતિ ઉત્સાહમાં આવી — તાજેતરની ઘટનાઓના ઉત્સાહમાં — સર્જક અને બૌદ્ધિકમાં પૂર્ણ ક્રાંતિકારી પ્રતિબદ્ધતાનું આરોપણ કરીશું તો તેય એક બીજા છેડાની જ ભૂલ નહિ હોય? 'એકદર્શનવાદી' વિ. 'દર્શનવાદી' ફેલસીથી અને ઇતિહાસના વર્ગીય દર્શનની ફેલસીથી બચીએ.

કદાચ, આ બંને પ્રકારની સંભ્રમણા વિદ્રોહ અને ક્રાંતિ વચ્ચેનો ભેદ વિસ્મરાઈ જવાને કારણે જ હશે? ક્રાંતિ એ સમગ્રતા છે; વિદ્રોહ એ સનાતનતા છે, તે ક્રાંતિ તો નથી જ નથી.

૧૭-૬-'૭૧ — ભોગીલાલ ગાંધી

## છ કાવ્યો | મનસુખ વાઘેલા

### પૃથ્વી: એક ફળ

હવે
મને એક ફળ સોંપી ગઈ છે—
રક્ષણ કરવા.
ત્યારથી
સૂર્યના તેજ-સળિયા
મારી તીક્ષ્ણતાના પોચા ઘાસમાં ભોંકાયા કરે છે.
વાડ વિનાનો
બગીચો
વિસ્તરતો જ જાય છે
પણ
આદમ
એના હાથ ક્યાં સુધી લંબાવે?
એની
પારદર્શક નગ્નતા ભરેલ
ઊંઘ જ
સંઘરવી હતી
તો
હવે મને જ, મને જ
ફળ કેમ સોંપી ગઈ?
એ સમજાતું નથી.
તમને સમજાયું છે?
જો
સમજાતું હોય
તો
આ ફળ લૉરેન્સ ઓલિવર પાસે લઈ જાઓ
એના
નવા નાટકમાં મૂકે છે
આદમ.

### ભીષ્મ

કપાળે
કરચલીની બે રેખાઓ વચ્ચેના રસ્તામાંનું
સ્થિર પ્રસ્વેદબિંદુ
બીડીના ઠોં...ઠોં...થી તડપી
પાંપણમાં ફેલાય છે.
મૃગજળને પાર પામવા મથતા
મારા પિતાને
હું
કેમ કરીને રોકી શકું?
અહીં
મારી સામેના જ સાગરમાં
અસંખ્ય મીન
હાથે નીચે થયા કરે છે.
મને ય
એકાદ મીન લઈ લેવાનું મન થાય છે.
પણ
તેં મારા પગમાં
રેતની બેડી નાખી દીધી છે.
મારી મહાનતાની હે જન્મદાત્રી!
જરા બહેલી રાખજેય
જવાબ આપીશ?
હા, હા
હું
તને જ, તને જ પૂછું છું:
"મત્સ્યગંધા
મેં
તારું શું બગાડ્યું હતું!"

## ભૂખ

છરી કાંટા ચમચી
વચ્ચે
મારા હાથ જ નથી.
આંતરડાના
અણુ અણુને ફૂંકી ફૂંકી ઢોલનાર
ઉંદરડો
સતત તીવ્રતાથી આંટા માર્યા કરે છે.
સામેની
પ્લેટમાંનું પેંડ
જો
છુંયું હોત
તો
વહેલી સવારે
બાંગ પોકારીને
મારી આંખો પર જામી ગયેલા
હવાના થરને
દૂર ખસેડત.
મોં
અને
ટેબલ વચ્ચે
ક્ષણ પલટાય એટલું જ અંતર છે.
પણ
છરી કાંટા ચમચી
વચ્ચે
મારા હાથ જ નથી.

## ભૂલ

ભૂખ ભાંગવા
જ્યારે મનુષ્યે
હાથમાં ઈંડું લઈ ફોર્યું હશે,
ત્યારે
ભીતરના અધબંધાયેલ મરતા જીવને
ઇચ્છા થયેલી
શું
કે
ઈશ્વરની ભૂલને ભાંગ્યા કરું?
ભાંગ્યા કરું...

## સતત

બારીની આસપાસ કોઈ આવતું સતત
ને ડંખડંખમાંય બધું આપતું સતત.

રસ્તાની આરપાર જવા કૈં નથી સ્પૃહા
મારું જ આ ગમન તમોને લાવતું સતત?
મારી જ આસપાસ હું વીખરાઈ ને પડ્યો
લાગ્યું દીવાલને જ કશું જામતું સતત.
સારું થયું કે સ્પર્શમાં સમજી તમે ગયા,
શ્વાસોથી મૌન તોડવું ન ફાવતું સતત.
એકાંત આપણું જ મને રોજ ખાય છે
ને શૂન્ય આસપાસ રહે ગાજતું સતત.

## ગઝલ

પાપ મારું લાખ જન્મોથી ડરે,
જડ થયેલા શ્વાસને તોડ્યા કરું.
પીપળો એકાંત આંખે તરવરે,
છાપ આંગળની હવે શોધ્યા કરું.
બારીઓએ બ્હાર કોલાહલ કરે,
એકલો મારા ગૃહે દોડ્યા કરું.
રે! ગઝલનું ગામ પાંપણ પે ફરે,
સીમને રસ્તા બધા પૂછ્યા કરે.

| પવનકુમાર જૈન

હે વટોળિયા તું આવ
નહિ તો
સમુદ્રને તળિયે ઠરેલ રેતી
ખારો થઈ જશે;
નહિ તો આ વૃક્ષ પરનું
પાકું લચતું ફળ ત્યાં ને ત્યાં જ
સડી જશે;

નહિ તો શેષ સ્મૃતિ
કાયમ રહી જશે;
હે વરોળિયા તું આવ

નહિ તો
આ આયુની વણજાર ચાલ્યા કરશે,
વિના પ્રયોજને.

## જોયાનો ઢોલ તો ઢબૂક્યો | માસૂમ વીસનગરી

ઓળખતી મેડીયુંની અણહોરી બારીની નજરે અભાવ એક ઊગ્યો,
સંભવના સંકેતો પોઢયા કે તેજવાને જોયાનો ઢોલ તો ઢબૂક્યો.

ફાટફાટ દૃષ્ટિમાં થંભ્યા વિચારના
ટહુકાનો પડછાયો રેલે;
ઘરની બહારનું ઓઢી એકાંત આજ
હોવું ચણું છે કેમ હેલે.

બળતી બપોરે ખર્યાં સૂરજના છાંયડે પગરવનો ટહુકો ના ગુંજ્યો
સંભવના સંકેતો પોઢયા કે તેજવાને જોયાનો ઢોલ તો ઢબૂક્યો.

ખાખરાનો બોલ લઈ ઊડતા કપોતને.
ધખતી બપોરની આણું
'હોવું' થઈ ચોપચાના પરપોટે ફૂટતી
માણસ હોવાની એક તાણ્ય.

ખરબચડા આંગણની ભીની હથેળીયુંમાં આભાનો અવસર ના ઊગ્યો,
સંભવના સંકેતો પોઢ્યા કે તેજવાને જોયાનો ઢોલ તો ઢબૂક્યો.

[અનુસંધાન પૃ. ૨૭૩નું ચાલુ]

આવતા-જતા વિમાનો જેટલાં એ દર રવિવારે જોતી તેટલાં જોયાં, સિગારેટ પીતી ગઈ ને સમય થયો ત્યારે બહાર આવી ગઈ.

બહાર આવીને પહેલી નજર ફ્લૅટ પર પડી. એણે જોયું. અંધારું જામી ગયેલું. એણે ટૅક્સી બોલાવી. અંદર બેઠી. એ જ રસ્તા પર થઈને એ જ આડંબર વચ્ચે થઈ ને એ પાછી આવી ગઈ. રૂમમાં આવીને એણે લાઈટ કરી ને પાણી પીધું. પલંગ પર ટેકો દેતી આડી પડી. ને પછી એક પછી એક સિગારેટ પીતી ગઈ. એને વિચાર આવ્યો રવિવાર જેટલી એકલતા આજે એણે ઓછી જોઈ છે. રવિવાર માટેની એની લાગણી એને સમજાતી નહોતી. એ પર વિચારવાનું એ જુદું વિચારતી નહિ. 'આજે રવિવાર છે', એ રવિવારે ઊઠ્યા પછીનો પહેલો વિચાર જે રવિવાર માટેની ન સમજાતી લાગણી સાથે જોડાયેલો રહેતો તે વિચારની જેમ રવિવારે રાત્રે રવિવાર પૂરો થયાનો વિચાર એને ન આવતો. રવિવાર પૂરો થઈ જતો.

# રવિવાર | સુવર્ણા

સાંજ પડી એટલે એ ઍરોડ્રોમ પર જવા તૈયાર થઈ. કપડાં તો સવારનાં પહેરેલાં જ. થોડુંક ઘટતું ઉમેરી, પૂરો ડ્રેસ બનાવી એ બહાર નીકળી ગઈ. ટૅક્સીમાં બેઠી. નિશાની ને થોડા જાણતી તે શબ્દોના ઉપયોગ પછી મહા મહેનતે ડ્રાઇવર સુધી પહોંચાડી શકી પોતાને. ક્યાં જવું છે તે સ્થાનનું નામ. ડ્રાઇવર જરા ખુશ થઈ ગયેલો લાગ્યો.

એણે ડ્રાઇવરની સામે પડતા નાના આયનામાં પોતાનો ચહેરો જોવા જોયું, ડ્રાઇવરનાં ચશ્માં દેખાયાં. ત્યારે ટૅક્સી ચાલુ થઈ ગયેલી: એણે બેઉ બાજુના કાચ સટાસટ ઊંચા કર્યા ત્યારે ડ્રાઇવર અરીસામાંથી એની સામું જોઈને બોલ્યો, અટપટા શબ્દો ને બારણા તરફ નિશાની. ખડખડખડ... એને સમજાયું કે બારણું લૉક્ડ નહોતું. એણે ધીમેકથી બારણું ખોલી જોરથી ખેંચીને છોડ્યું. ડ્રાઇવર હસ્યો એણે કાચ સામું જોયું—

રસ્તાની બેઉ બાજુનાં ઝાડપાન એણે જોયાં. એના રોજના એ પહેરેગીરો. એ રોજ એ બધું જોતી. અઠવાડિયામાં ઓછામાં ઓછું બે વાર સાંજ પડતાં એ ઍરોડ્રોમ તરફ હંકારી જતી. એ માટે એણે પ્રતિમાસ નિશ્ચિત રકમ અલગ મૂકવા માંડેલી.

ઍરપોર્ટ પર પહોંચ્યા પછી એ અંદર જવાની ટિકિટ લેતી. અંદર જતી. લાઉન્જમાં બેસતી ને સિગારેટ સળગાવતી. જુદી જુદી ઍર લાઇન્સનાં જુદાં જુદાં નામ, આકારવાળાં વિમાનો આવતાં, ઊતરતાં, થોભતાં, મુસાફરોને ભરતાં, સૂચનાનિયામકની જાહેરાતો સાંભળતાં ને પછી મશીન ચાલુ કરતાં ને ફુર્ર્ર્ કરીને ઊડી જતાં. એ ગણતી કેટલાં વિમાન આવ્યાં, કેટલાં ગયાં, કેટલાં કેટલી વાર ઊભાં રહેશે, કેટલાં કેટલી વારે આવશે. એને મંગળવાર ને રવિવારનાં બધાં વિમાનોની આવનજાવનની સૂચિ મોઢે થઈ ગયેલી. એ દિવસે રવિવાર હતો.

દુનિયાની ખૂબ ઓછી ચીજો એને રવિવાર જેટલી ઍબ્સર્ડ લાગતી... એને રવિવાર માટે એક પ્રકારની એવી લાગણી થઈ ગયેલી જે એ સમજી ન શકતી. એને રવિવાર માટે ઍબ્સર્ડ લાગણી કેમ થતી હશે તે સમજવા-વિચારવાનો એને વિચાર ન આવતો. એ લાગણી એક એવી અવિભાજ્ય ચીજ બની ગયેલી કે રવિવાર પડે ને ઊઠતાવેંત પહેલો વિચાર આવે કે 'આજે રવિવાર છે' એ સાથે જ આ લાગણી જોડાયેલી રહેતી. એ 'આજે રવિવાર છે'ના વિચારથી આ લાગણીને જુદી પાડીને જોઈ ન શકતી.

ટૅક્સી ઍરોડ્રોમ પર આવી ગઈ. ને એ ઊતરી ગઈ ને પૈસા ચૂકવી દીધા. ઍરપોર્ટની સામેની ક્લૉક સામું એણે એક વાર જોયું. પછી અંદર ઘૂસી આવી. ટિકિટ લીધી, લાઉન્જમાં પ્રવેશવાની ને લાઉન્જમાં આવી ને સિગારેટ માટે પર્સ ખોલી. ત્યારે સિગારેટ ન મળી. ખરીદવા જવાનો વિચાર ન આવ્યો. એ એમ જ બેસી રહી. એને કંઈ જુદી લાગણી ન થઈ. એ મથક તરફ જોવા માંડી. પછી ઘડિયાળ જોઈને 'હવે આ વિમાન આ રૂટ પરથી આ તરફ આટલી વારમાં આવશે' એવું એણે વિચાર્યું. થોડી વારે જાહેરાત થઈ કે એ વિમાન મોડું આવવાનું છે. કેટલું મોડું આવશે તેય જાહેર થયેલું. બરાબર એ જ સમયે બીજું વિમાન પણ આવતું હતું, ઊલટી દિશામાંથી એ વિચાર એને આવ્યો. એ વિમાન અંગેની જાહેરાત પહેલાં થઈ ચૂકી'તી.

મોડા આવનાર વિમાનમાં જનાર મુસાફરો લાઉન્જમાં બેઠા'તા. કેટલાક ચહેરા એને જોયેલા



[ વિશ્વમાનવ

હાર્યા. કેટલાક ચહેરા એના સામું એવી રીતે જોતા'તા જાણે એમને એનો ચહેરો ક્યાંક જોયેલો લાગ્યો હોય. એ સમયે એને એકદમ સિગારેટ પીવાની ઈચ્છા થઈ. એ આજુબાજુ જોવા લાગી. બરાબર ત્યારે એક ચહેરો એના સામું જુએ છે એ સભાનતાએ એને થોડી સભાન કરી ને એય એના સામું જોવા માંડી. એને લાગ્યું આ ચહેરો ક્યાંક જોયો છે...અહીં જ ક્યાંક...એ યાદ કરી શકે કે ક્યાં તે પહેલાં તે જ ક્ષણે એ યુવક એની નજીક આવી ગયો. એ સોફા પર બેઠી'તી. 'ઈફ યુ ડોન્ટ માઈન્ડ' કહી એના જવાબની રાહ જોયા વગર એની બાજુમાં બેસી ગયો.

ત્યારે મોડું આવનાર વિમાન 'ઓબાઉટ ટુ લેન્ડ ઑપ'ની જાહેરાત થઈ એમાં જનારા મુસાફરો એરબેગ ને એવું બધું ઠીક કરવા મંડ્યાં.

'કઈ તરફ?' સાફ અંગ્રેજીમાં નવયુવકે પૂછ્યું. ત્યારે એને ખ્યાલ આવ્યો કે બેઉ એકદમ ચૂપચાપ બેસી રહેલાં. 'ક્યાંય નહિ' એ બોલી. ત્યારે એ યુવકના ચહેરા પર કંઈક છોભીલાપણું કે આશ્ચર્ય કે એવું કંઈક એને દેખાયું. એને લાગ્યું, યુવકને લાગ્યું હશે કે હું મજાક કરું છું. પણ એ મજાકના મૂડમાં નહોતી. 'તમે?' એણે કંઈક શિષ્ટાચાર જાળવવા, કે યુવકનું છોભીલાપણું દૂર કરવા વાત ચાલુ રાખી.

યુવકે એનું ગંતવ્ય કહ્યું. એ સાંભળતાં એ થોડી ટટાર થઈ ગઈ. એને પૂછવાનું મન થયું કે તમે એ જ પ્રદેશના વાસી છો...ને છતાં અંગ્રેજી આટલું સાફ...તે...પણ એને થયું કે આ પ્રશ્નોને અશિષ્ટ ગણાવીને સાંભળી શકાય તેવું છે. એણે કંઈ પૂછ્યું નહિ. એને બીજો વિચાર આવ્યો તે બાજો પ્રશ્ન પૂછવાનો કે એ ત્યાં કેમ જાય છે... એટલે કે ત્યાં જ રહે છે કે અમથા કામ માટે જાય છે કે કોઈ કંપની તરફથી કંપનીના કામ અંગે જાય છે...પણ એ કંઈક બોલી નહિ...પછી યુવકે બેએક મિનિટ સુધી કંઈક બોલ્યા કર્યું જેનો સાર નીકળતો'તો કે એ બેએક મહિનાથી એ જ શહેરમાં હતો ને હજુ થોડો વખત ત્યાં જ રહેવાનો હતો. પણ ગઈ કાલે એની કંપનીનો તાર આવ્યો ને એણે જલદીથી ત્યાં જવાનું છે...વિમાનમાં જેમણે જવાનું હતું તેમને મથક તરફ પ્રયાણ કરવાની સૂચના અપાતી હતી. ત્યારે ખિસ્સામાંથી એક કાર્ડ કાઢી યુવકે એની સામું ધર્યું. એણે લઈ લીધું. 'થેંક્સ' કહીને પર્સમાં મૂક્યું. ને પછી પોતાનું નામ બોલી ત્યારે યુવક ઊભો થઈ ગયેલો. ને થોડું હસીને બોલ્યો:

'અહીં જ રહો છો!'

'ના' એણે એટલું જ કહ્યું. ત્યારે એણે સિગારેટનું પૅકેટ ખોલ્યું ને એને ઑફર કરી 'લેશો?' 'થેંક્સ' કહીને એણે સિગારેટ લીધી, યુવકે એની સિગારેટ ને પછી પોતાની જલાવી. એ ફરી 'થેંક્સ' બોલી. ત્યારે એ હસ્યો. થોડીક ક્ષણો એ એના સામું જોઈ રહી. ફરી સૂચના અપાઈ. ને ત્યારે એ એકદમ સ્થિર ઊભો'તો. 'કેમ નથી જવું?' એ બોલી. બોલ્યા પછી એને કંઈક મૂર્ખાઈ કર્યા જેવું લાગ્યું. ને યુવક હસ્યો, કંઈક વધુ ભાવ—આત્મીયભાવે. એમ હસી. 'ઈટ વુડ બી નાઈસ ટુ મીટ યુ અગેઈન' કહી એણે હાથ લંબાવ્યો. ડાબા હાથમાં સિગારેટ લઈ ને એણે 'ગુડ બાય' કહી બીજો હાથ આપ્યો. ને યુવક મથક તરફ ચાલવા મંડ્યો. એ સોફા પર બેસી ગઈ ને સિગારેટ પીવા લાગી. બાજુમાં સોફા પર સિગારેટનું પૅકેટ રહી ગયેલું. એને દોડીને યુવકને પાછું આપવાનો વિચાર આવ્યો. ત્યારે માઈક પર યુવકનું નામ બોલાયું, એ જલદી પહોંચી જાય. એ બેસી રહી. થોડી વારે બીજા વિમાનના આવવાની જાહેરાત થઈ ને તરત થોડી વારે જે ઊભેલું તે વિમાનના ઊપડવાની. એક પછી એક કરી બધા પેસેન્જરોને અંદર લઈ ગયેલા મોડા આવનાર વિમાને મશીન ચાલુ કર્યું. ઘુરરર ઘુરરર થયું ને વિમાન ઊડી ગયું.

એ ત્યાં જ, બેસી રહી. એણે બીજી સિગારેટ લીધી. બીજું વિમાન આવ્યું. બીજા પેસેન્જરો ગયા. મશીન ચાલુ થયું ને બીજું વિમાન ઊડ્યું. રવિવારે

[અનુસંધાન પૃ. ૨૭૧ ઉપર

# ફ્રૅન્ઝ કાફ્કા અને ફૅલીસ | વિજય શાસ્ત્રી

કાફ્કાના પ્રણયપત્રો પુસ્તક રૂપે પ્રગટ થયા છે. આ પત્રો કાફ્કાના આંતરજીવનને સમજવાની મહત્ત્વની ચાવી પૂરી પાડે છે. તેની નવલકથાઓ તેમ જ નવલિકાઓના સર્જનની કાચી સામગ્રી કેવી હતી તેનો ખ્યાલ પણ આ પત્રો પરથી આવે છે. પોતાની જાતથી ભાગ્યે જ વેગળા જઈ શકનાર કાફ્કાના તેની પ્રિયતમા ફૅલીસ બૌઉર સાથેના બહુધા વ્યગ્ર સંવનનકાળનો ચિતાર આ પત્રોમાંથી સાંપડે છે.

૧૯૧૨ના ઑગસ્ટની ૧૩મી તારીખે પ્રાગ ખાતે વસતા બ્રૉડ કુટુંબના નિવાસસ્થાને કાફ્કાની સૌ પ્રથમ ફૅલીસ સાથે મુલાકાત થઈ. એ પ્રથમ મુલાકાતે જ પ્રણયનાં બીજ નખાયાં; અને ૨૦મી સપ્ટેમ્બરે કાફ્કાએ ફૅલીસ ઉપર પહેલો પત્ર લખ્યો. એક વાર પત્ર લખવાનું શરૂ થયું એટલી જ વાર, પછી તો દિવસનો એક, ક્યારેક બબ્બે તો ક્યારેક વળી ત્રણ ત્રણ પત્રો લખાવા લાગ્યા. પત્ર લખવા માટે કાફ્કા મોટે ભાગે રાત્રિનો અથવા તો બપોરનો સમય પસંદ કરતો; અને ૧૯૧૩ના માર્ચ મહિનામાં તો ફૅલીસની ફરી મુલાકાત કરીને જૂન મહિનામાં તો વિવાહ માટેનો પ્રસ્તાવ મૂક્યો. આ પ્રસ્તાવ મૂક્યા બાદ દસેક મહિને (૧૨મી એપ્રિલ ૧૯૧૪) તેમની અનૌપચારિક સગાઈ થઈ. સગાઈ થયા પછી, ભાવિ કુટુંબ-જીવનની વ્યવસ્થા વિચારવા ફૅલીસ અવારનવાર કાફ્કાને મળતી. પણ કોણ જાણે કેમ ૧૨મી જુલાઈના દિવસે બર્લિનની 'એસ્કાશિનર હોફ' હોટેલમાં ત્રણેક અંગત મિત્રોની હાજરીમાં આ વિવાહ સંબંધ તૂટી ગયો—તોડી નખાયો! પણ સંબંધ તૂટવા-સંધાવાના બનાવો અનેક વાર બન્યા. ૧૯૧૫ના જાન્યુઆરીમાં ફૅલીસ ને કાફ્કા પાછાં મળ્યાં. મે માસમાં વળી પાછાં મળ્યાં અને જૂનમાં તો કાર્લ્સબાડ ખાતે તેઓએ સહજીવન જીવવા માંડ્યું! ૧૯૧૭માં તેમણે ફરી સગાઈ કરી પણ તે જ વર્ષના ડિસેમ્બરમાં ફરીથી તે તૂટી! અને ૧૯૧૯ના માર્ચમાં કંટાળેલી ફૅલીસ બર્લિનના એક વેપારી સાથે પરણી ગઈ. ૧૯૩૬માં તે અમેરિકા ઊપડી ગઈ. અને તો કાફ્કાના અવસાન પછી છત્રીસ વર્ષે તેનું ૧૯૬૦ના ઑક્ટોબરમાં અવસાન થયું. પણ ત્યાર પહેલાં સાહિત્યજગતના લાભાર્થે કે ગમે તે દૃષ્ટિએ ફૅલીસે, કાફ્કાએ પોતાના પર ૧૯૧૨થી ૧૭ સુધીમાં લખેલા સઘળા પત્રો (—જેમાં તેમના નિષ્ફળ વિવાહ સંબંધની વિગતો જળવાયેલી છે—) કાફ્કાની કૃતિઓના પ્રકાશકને સોંપી દીધા. નવાઈની વાત તો તો એ છે કે ફૅલીસે કાફ્કા ઉપર એકેય પત્ર નથી લખ્યો! સમગ્ર પત્રવ્યવહાર એકપક્ષી જ રહ્યો છે.

*

આ પત્રો ખૂબ જ ગ્લાનિપ્રેરક અને કરુણ છે. રોજિંદી અને તેથી જ કંઈક અંશે કઢંગી રીતે લખાયેલા આ પત્રોમાં કાફ્કાના હૃદયનો વિષાદ અને ભાવિને જિંદગીના એક શત્રુરૂપે જોતા માનવીની આંતરિકતાનું આવિષ્કરણ થયેલું છે. જોન કીટ્સના પોતાની પ્રેમિકા ફેની બ્રાઉન પરના પત્રોમાં છે ઉન્માદ અને મુગ્ધતા, જ્યારે કાફ્કાના આ પત્રોમાં ધબકે છે ચૈતન્ય અને હૃદયની સ્વાભાવિક ઝંખનાઓ.

માનસિક નિર્બળતાઓ સામે અવિરતપણે ઝઝૂમતા મુમુક્ષુ આત્માનાં આ પત્રોમાં દર્શન થાય છે. એક મુલાકાતમાં કાફકા પોતાની લેખનપ્રવૃત્તિને જીવાદોરી સમી ગણાવે છે.

"મારું આખું જીવન મેં કશુંક લખવાના નિષ્ફળ યત્નોમાં જ વિતાવ્યું છે, પણ જો હું લખવાનું છોડી દઉં તો મોંયે પડી જઈ કોઈક પ્રચંડ વાવટોળમાં ઘસડાઈ જાઉં."

કાફકાની કૃતિ 'મેટામોર્ફોસિસ'ને સમજવામાં આ મુદ્દો મહત્ત્વનો છે. એક બાળકના પિતા થવાની ઘટનાને કાફકા ખૂબ ભયંકર ગણે છે. તે માને છે કે "જ્યારે પોતાની જ જિંદગી ઉપર સંપૂર્ણ પ્રભુત્વ મેળવી શકાતું નથી ત્યારે એક નવી જિંદગી સર્જવી એ કેટલું બેહૂદું છે!" બર્લિન ખાતે રહેલી બિચારી ભોળી ફેલીસને આ બધી વાતોમાં કશી ગતાગમ પડતી નહોતી. કાફકાના પત્રો તેને માટે "ઊંડો કૂવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક"નો અનુભવ કરાવતા. આ પત્રો ફેલીસને માટે એક અનંત અને ઘેરી ભુલભુલામણી રચે જતા હતા. 'ફાન્ઝ તેને મળવા કેમ આવતો નથી?' એ પ્રશ્ન ફેલીસના અંતરને કોરતો રહ્યો. એને શી ખબર કે કાફકા પોતાની જાતને પણ આ જ પ્રશ્ન પૂછતો હતો!

ખરી મથામણ તો હવે શરૂ થાય છે. "હું આવી શકું એમ છું, મારે આવવુંયે જોઈએ જ, આવવા તૈયાર પણ છું—પણ આવી શકતો નથી. તને મળવાથી પરિસ્થિતિ વધુ દુઃખદ બની જશે." છતાં તારાથી હું કેટલી વાર દૂર રહી શકવાનો છું! દૂર બર્લિનમાં રહેલી તને શું શું વીતતું હશે, તને કેવા કેવા વિચારો આવતા હશે તેની કલ્પનાયે મારાથી થઈ શકતી નથી. તું રડે છે વહાલી, ?" ... "રુદન મારામાં કોઈ વિચિત્ર ભય પેદા કરે છે, હું રડી શકતો નથી, રુદન મારે માટે કુદરતની કોઈ ગૂઢ લીલા સમી વસ્તુ છે." ૧૯૧૩માં તે પોતાના મૃતપ્રાય થઈ ગયેલા પ્રણયસંબંધનું રાતભર જાગીને અવલોકન કરતાં લખે છે:

"ક્યા હાથે ને કેવા સ્વપ્નમાં તું લખી શકી કે મેં તને સંપૂર્ણ જીતી લીધી છે! પ્રિયતમે, તું ક્ષણભર માની લે કે આપણે અન્યોન્યથી ખૂબ દૂર છીએ. સાચી રીતે અને સારા અર્થમાં દિલપૂર્વક તને જીતવા માટે; મારી કલમને ચલાવતા સ્નાયુના હલનચલન માટે જોઈએ તેનાથી કોઈ જુદી જ શક્તિની જરૂર છે. તું પણ વિચાર કર, તને પણ આ સમજાશે. હું આ પત્રસંબંધથી પર થવા માગું છું પણ આવો સંબંધ મારી વેદના સાથે, બીજી બાજુ વધુ બંધબેસતો આવતો જાય છે. (સામાન્ય રીતે મારી વેદનાને મેં આ રીતે કદી સ્પર્શી-અનુભવી નહોતી) આ સરહદની બહાર નીકળવાથી આપણા બંનેનું અહિત જ થશે. હું મારી જાતને, તેમ છતાં ક્યારેક કહું છું કે તારી સાથે રહીશ (ફેલીસ સાથે), તને ગાઢ આલિંગન આપીશ, તને ક્યારેય મારાથી દૂર નહિ કરું." આમ છતાં તેનો સ્વગત વાર્તાલાપ એમ પણ કહે છે કે "તારો વિચાર કરતાં મને થાય છે કે આપણે કેવા એક થઈ ગયાં છીએ, છતાં મારા મનમાં આપણે કેટલાં દૂર છીએ. મારે તારાથી દૂર રહેવાના પ્રયત્નો કરવા જોઈએ. હે પ્રભુ, આનો અંત કેવો આવશે?"

૧૯૧૩ના માર્ચમાં તે લખે છે: "વહાલી, તું મને સ્વીકારી લે, મને તારાથી અળગો કરીશ નહિ અને લાગ આવ્યે ધક્કો મારી મને દૂર હડસેલી દેજે" થોડા દિવસો બાદ કાફકા લખે છે: "મને ચાહજે અને સાથે ધિક્કારજે પણ." આવી પરસ્પરવિરોધી વૃત્તિઓની ગંભીરતા તે ફેલીસને સમજાવી નથી શકતો. ૧૯૧૩ના એપ્રિલમાં કાફકાને પોતાની વેદના અત્યંત દાહક બનતી જણાય છે તે પોતાની જાતને માદા શ્વાનની ખુશામદ કરતા શ્વાન જેવી ગણાવે છે. અને "આવી વૃત્તિ પ્રેમનું નહિ પણ પાશવતાનું ચિહ્ન છે." (આ પત્ર ભયંકર છે એટલું જ નહિ પણ કોઈ વિચિત્ર પ્રોફેશન અને પાછળથી લખાયેલી હસ્તપ્રતનો છે. જ્યારે, ઘણાં વર્ષો બાદ કાફકાની આ વેને 'રાત્રિની સલામ'નું ચુંબન કરવા તેના ઓરડામાં પ્રવેશે છે ત્યારે એ લખાયેલો એમ મનાય છે.) મે

માસમાં કાફકા પોતાની જાતને 'અરણ્યમાં એકલા અથડાતા કોઈ પ્રાણી' સાથે સરખાવે છે. પોતે જાણે કે "એવી વસ્તુઓ સામે ઝઝૂમી રહ્યો છે કે જેનું માનુષી વાણીમાં કથન અશક્ય છે." ત્યાર પછીના એક પત્રમાં ફેલીસ સાથે લગ્ન કરવાની, વધુ એક વાર માગણી કરે છે અને જોન કીટ્સની જેમ પહેલી જ વાર ક્ષયના પ્રથમ તબક્કાની પણ ખબર આપે છે. જોકે તેને પોતાને રોગના ચોકસ સ્વરૂપની જાણ નહોતી. તે લખે છે: "ચારે તરફ અજાણ્યા માનવીઓ મને ઘેરી વળ્યા છે એવા એક ખંડમાં હું ફસાઈ ગયો છું: એમાંના એકેયને હું પિછાનતો નથી અને આખો ઓરડો જાણે મારી છાતીને કોઈક ભયંકર વજનથી કચરતો હોય તેમ લાગે છે. હું જરા પણ ખસી શકતો નથી. એ માણસોની નસોમાં હું મારા અસ્તિત્વને હુલાવી દેવા માગું છું અને તરત જ બધું શાંત અને ઉજ્જડ બની જાય છે."

ફેલીસથી તેને અળગો કરનાર પણ આ અનુભવ જ છે. તેને આટલા વિશાળ વિશ્વમાં પણ એક પ્રકારની ભયંકર અજાણ્યાપણા અને પરાયાપણાની લાગણી થાય છે. આવી લાગણીના અનુભવ વખતે તેની સતેજ આત્મભાનની વૃત્તિ પણ મંદ પડી જાય છે. ફેલીસને તે પત્રમાં પૂછે છે "(આવી વૃત્તિ) મને તારાથી વધુ ને વધુ અપરિચિત બનાવે છે. આટલાં વક્ર અને દૈવપ્રેષિત બંધનો ક્યાં છે? આપણે યહૂદી છીએ એ એક જ સમાન ગુણ આપણને નજીક આણી શકશે!"

કાફકા જેને "આંતરિક સૃષ્ટિના વૃત્તાન્તો" [News from the under-world] કહે છે તેને અવિરતપણે ફેલીસ સુધી પહોંચાડવાનું કામ જારી રહે છે. પત્રો, ટેલિગ્રામ અને 'તરત જવાબ' માગતા ટૂંકા કોલની પરંપરા સર્જાય છે. તેમનું સગપણ આવે વખતે કંઈક સાન્ત્વનારૂપ બની રહે છે—પણ તે આશ્વાસન ક્ષણિક જ નીવડ્યું. ૧૯૧૪ના જૂનમાં કાફકા ગ્રેટી બ્લોક ઉપર એક પત્ર લખે છે. ગ્રેટી બ્લોક આમ તો ફેલીસનો મિત્ર હતો અને કાફકા સાથે તેની મુલાકાત-મૈત્રી પાછળથી થયેલી. એ પત્રમાં કાફકાએ પોતાના વિચ્છિન્ન વ્યક્તિત્વનું સંપૂર્ણ ચિત્ર રજૂ કર્યું છે. પોતાની જાતને એકાંતપ્રિય વ્યક્તિ તરીકે કાફકાએ આ પત્રમાં ઓળખાવી છે. લોકોનાં ટોળાં વચ્ચે આવવું તેને ગમતું નથી. કોઈકની સાથે હળવા મળવાની તેનામાં વૃત્તિ જ નથી. તેની શારીરિક અવસ્થા પણ તદ્દન અશક્ત, અને તેથી જ મરણાસન્ન છે. ઝિયોનવાદ[1]માં શ્રદ્ધા વગરના પોતાના માનસને લીધે તે, એક મહાન અને શક્તિશાળી સમાજથી વિખૂટો પડી ગયો છે. [જોકે એક વાર તેણે આ ઝિયોનવાદ વિશે પરસ્પરવિરોધી એવું મંતવ્ય ઉચ્ચારેલું કે ઝિયોનવાદને હું વખાણું છું છતાં તિરસ્કારું છું!] બીજું પણ એક, યહૂદી સમાજથી વિખૂટા પડી જવાની તેની વૃત્તિનું પોષક કારણ છે, અને તે યહૂદી રીતરિવાજોના પાલનમાં તેની ઉદાસીનતા. એ તો ખરું જોતાં એક કલાકાર આત્મા હતો કે જે ઑફિસના વૈતરાથી સતત વ્યગ્રતાનો અનુભવ કરે છે, દુઃખી દુઃખી થઈ જાય છે. એ આત્મા વ્યવહારની દુનિયાનો જીવ નથી. અને તેથી તો લગ્ન તેને માટે આત્મઘાતક વસ્તુ બની રહે તે સ્વાભાવિક હતું. તેનું માનવું હતું કે લગ્નજીવન જીવવું એ ગાંડપણનું જ કૃત્ય છે.

આ પછી ૧૯૧૬માં કંઈક સ્વસ્થતાનો કાળ આવે છે. મૅક્સ બ્રોડ પરનો કાફકાનો પત્ર તેના પુરાવારૂપ છે. ફેલીસની પહેલાં કાફકા બે સ્ત્રીઓ સાથે પ્રણય-સંબંધ બાંધી ચૂક્યો હતો. ફેલીસ તેના જીવનમાં પ્રવેશેલી ત્રીજી સ્ત્રી હતી. તેના આંતરવ્યક્તિત્વ ઉપર પ્રકાશ પાડતી વિગતોમાં પણ, તેમ છતાં કાફકાની શંકાશીલતા, પોતાની જાત સામેના શસ્ત્ર સમા સતત માટેનો આગ્રહ જેવી લાક્ષણિકતાઓ પ્રવેશ્યા વિના રહેતી નથી.

કીટ્સના અંતિમ પત્રો છે, તેમ, ૧૯૧૭ના સપ્ટેમ્બર-ઑક્ટોબર દરમિયાન ફેલીસ ઉપર લખાયેલા

---

[1] અંગ્રેજીમાં Zionismનો અર્થ, 'રાષ્ટ્રીય હક્ક અને સરહદને સંતામત રાખવા માટે થતી ચળવળ' એવો થાય છે. ખાસ કરીને પૅલેસ્ટાઇનમાં આવી ચળવળ થતી અને યહૂદીઓ આવી ચળવળના પ્રણેતા છે. —અનુ૦

પત્રો ખૂબ વેધક છે:

"આગળ, હું તને એક રહસ્ય કહેવા માગું છું કે હું રોગમાંથી બેઠો થવાનો નથી. આરામખુરશીમાં પડી રહીને કે નર્સોની શુશ્રૂષાથી મટી શકે એવો ક્ષયનો આ રોગ નથી. પણ મારા જીવનને કોરી ખાતું કોઈ તીક્ષ્ણ શસ્ત્ર છે; એનો અંત મારા જીવનની સાથે જ આવશે. એમ બંને (રોગ અને હું) એક સાથે જીવી શકીએ એમ નથી."

કોઈનેય નરંગીપણાની શંકા પ્રેરે એવું કાફકા-ફેલીસ પત્રવ્યવહારનું અંતિમ વાક્ય જાણે બધું સમેટી લેતું હોય એમ લાગે છે: "માત્ર શબ્દમાંથી જ ઉષ્મા પ્રગટે એવી શુષ્ક શાંતિ અહીં છે—કાફકા."

*

'Letters to Milena'માંનો ઉપરોક્ત પત્રો આપણે શતકમાં લખાયેલા સૌથી વધુ હૃદયદ્રાવક લખાણો છે. તેમાં પ્રસરેલી ઉદાસીનતા-ભર્યું સાથે વર્તાતું કરતા કાફકાની છબીને એક લસરકા માત્રથી ઉપસાવી આપે છે; એટલું જ નહિ પણ પોતાની પ્રતિભામાં અનન્ય શ્રદ્ધા ધરાવતા માનવીના સત્ત્વ ઉપર પણ તે પ્રકાશ પાડે છે. ફેલીસ પરના પત્રોમાં એક પ્રકારની રોષની લાગણી વ્યાપેલી દેખાય છે. સાહિત્યિક દૃષ્ટિએ જોતાં પણ તેમાંના સેંકડો પૃષ્ઠો પુનરુક્તિથી ખચિત છે: અને વારંવાર તેમાં નીચે મુજબની પૃચ્છાઓ થયેલી દેખાશે. "તને ગઈકાલે રાત્રે, સવારે ને બપોરે લખેલા પત્ર મળ્યા કે નહિ? તું બરાબર, લાંબો જવાબ કેમ નથી આપતી? તને શું થયું છે? મારા પત્રોને ગુમ કરનાર એ છૂપો દ્વેષી કોણ છે? કોણ છે?" પણ આવા એકધારા કોપમય પત્રોના હુમલા બાદ તે પોતાની જાતને જ ઠપકો આપવા મંડી જાય છે. "તું કેટલા કામમાં રોકાયેલી હશે તે મને ખબર છે. મારા પત્રોથી તને ત્રાસ થતો હશે. ઓફિસના કામમાંથી પત્ર લખવા જેટલો સમય પણ તને ક્યાંથી મળે? મારી સતત માગણી તને વ્યથિત કરતી હશે, મને ક્ષમા કર ફેલીસ, પણ તું પત્ર જરૂરથી લખજે, લખજે ને લખજે જ."

મિલેના બાબતે જે યુવતી સાથે કાફકાને સંબંધ હતો તે તેજસ્વી, પ્રૌઢ અને આગવા વ્યક્તિત્વવાળી હતી, જ્યારે ફેલીસને માટે તો એક સરેરાશ વ્યક્તિ પણ કહી શકે કે તે એક સાધારણ, કશી પણ વૈયક્તિક વિશિષ્ટતા વગરની, સરંગમાં ફસાયેલી બાઈ હતી. તેની છબીમાં પણ તે કંઈક ભારેખમ, ઠંડા સ્વભાવની યુવતી હોય એવી દેખાય છે. કાફકા ઉપર લખાયેલો ફેલીસનો એકાદ પત્ર પણ મળે તો આના સત્યાસત્ય વિશે નિર્ણય કરી શકાય. પણ પ્રાપ્ય પત્રવ્યવહાર તો એકપક્ષી જ છે.—તેમાંથી ઊઠે છે માત્ર પ્રત્યુત્તરની ઝંખનામાં વ્યગ્ર થઈ ગયેલા અધીર હૃદયનો અવાજ.

આ પત્રો કાફકામાં વસતા કલાકાર અને લેખક આત્માનો પરિચય કરાવે છે. તેની નવલકથાનાં સ્ત્રી પાત્રો, જેવાં કે 'ધ જજમેન્ટ'માંની ફ્રેડા બ્રેન્ડન ફેલ્ડ, 'ધ ટ્રાયલ'માંની ફ્રેલીન બ્યુસનર, 'ધ કેસલ'માંની ફ્રેડા, એ સૌ એક યા બીજી રીતે ફેલીસનાં જ રૂપાંતરો છે. વાસ્તવિક જીવનની અર્થકર્ષતાઓ અને પરસ્પર સંભાવનાઓનું મૂર્ત રૂપ આ પાત્રોમાં સરજાયેલું છે. ફેલીસ અને કાફકાના ગાઢ થતા સંબંધના વિવિધ તબક્કાઓમાંથી જ કાફકાની ઘણી મહત્ત્વની કૃતિઓની કાચી સામગ્રી ઉદ્ભવી છે. કાફકાના જીવનકાળને રજૂ કરતી, કદમાં ટૂંકી છતાં કલાદૃષ્ટિએ શુદ્ધ એવી 'ધ જજમેન્ટ' નવલકથા ૧૯૧૨ના સપ્ટેમ્બરની ૨૨ અને ૨૩મીની રાત્રે લખાયેલી; અને એમાં ફેલીસ ઉપર લખાયેલા કાફકાના પ્રથમ પત્રનું જ અનુરણન સંભળાય છે. આ નવલકથામાં તેમના વિવાહસંબંધની પૂર્વનિશ્ચિત નિષ્ફળતાનું અને તેમાં પ્રવેશવા માંડેલી શિથિલતાઓનું આપણને દર્શન થાય છે. ફેલીસ પ્રત્યે પૂરતો સ્નેહ દર્શાવવા અશક્ત કાફકાના હૃદયની વ્યથા, સામાજિક, આર્થિક, પ્રણયને લગતી તેમ જ સાંસારિક બાબતો પરત્વેની તેની ઉદાસીનતા, આમ તો જોકે પત્રો દ્વારા જ સૌ પ્રથમ પ્રગટ થઈ, છતાંયે તેની 'મેટામોર્ફોસિસ'માં તે જ શબ્દોમાં નિરૂપાયેલી જણાય છે. આવી ઉદાસી બેપરવાઈ માટે તે પોતે versagen એવો જર્મન

શબ્દ પ્રયોજે છે. જે સામાન્ય નિષ્ફળતાઓ અને વાણીની ત્રુટકતાનો સૂચક છે.

૧૯૧૪માં જુલાઈ માસમાં ફેલીસ સાથેના વિવાહ તૂટવાથી કાફ્કાને તીવ્ર રોષની લાગણી થઈ હતી. તેણે પોતાની જાતને ખૂબ જ ઠપકો આપ્યો હતો. તેની આ આત્મનિંદક વૃત્તિનો ચિતાર ઑગસ્ટમાં લખાવી શરૂ થયેલી 'ધ ટ્રાયલ'માંથી સાંપડે છે. ૧૯૧૫માં કાફ્કાએ ફેલીસને 'Before the Law' નામક પુસ્તક વાંચી સંભળાવ્યું હતું. એના પત્રોનો જ પડઘો પાડતી આ નીતિ-દૃષ્ટાન્ત કથા પણ સ્પષ્ટ રીતે કાફ્કાની માન્યતા તરફ આંગળી ચીંધે છે "હું કદાપિ સુખ મેળવી શકવાનો નથી. જીવનમાં કદાપિ વસંત ખીલવાની નથી. તેને નિષેધનો ન્યાય થયો છે. [બધી જ વસ્તુઓની મના થઈ છે–Justice of Prohibition] છતાંય બારણે ટકોરા મારીને કરીશ અને દરવાનને કોઈક દ્વિમુખી વાણી ઉચ્ચારવા-શોધવાનું કહીશ."[૨] ૧૯૧૪ના ઑક્ટોબરમાં રચાયેલી 'ઇન ધ પેનલ કૉલોની'માં વધુ સ્પષ્ટપણે તેમના વિવાહ સંબંધની પ્રતીકાત્મક સૂચક હકીકતોનો અણસાર મળે છે. હથિયાર ધીરે ધીરે પણ નિશ્ચલ રીતે તેના 'શિકાર'ને કોરતું જાય છે.

૧૯૧૩ના જાન્યુઆરીના એક પત્રમાં કાફ્કાએ નોંધેલી હકીકત કેટલી સાચી છે! "મારી નવલકથાઓ એ હું જ છું. મારી વાર્તાઓ પણ હું જ છું." આ જ વર્ષના ઑગસ્ટમાં લખાયેલો એક પત્ર પણ કાફ્કાનું સાહિત્ય સાથેનું અતૂટ સાયુજ્ય દર્શાવતાં કહે છે કે "જો હું લખવાનું બંધ કરું તો જીવવાનું પણ પૂરું થઈ જાય." ... "હું મ્લાન, એકલો, ચિંતિત, આત્મરત, હતાશ અને માનસિક રીતે રુગ્ણ છું. સાચી રીતે હું આમાંના એક પણ ભાવને કૃત્રિમ દૃષ્ટિએ નથી જોતો. પણ એ તો કોઈક અપાર્થિવ આવશ્યકતાની પાર્થિવ — વ્યાવહારિક — પ્રતિક્રિયા જ છે." ફેલીસને પણ ઠપકાની ભાષામાં "જીવનને એક ક્ષુદ્ર પદાર્થ ગણીશ નહિ. સામાન્ય જિંદગી તો માત્ર ભયોથી જ ભરેલી હોય છે" — [schrecklich] — "બીજા કોઈ પણ માનવ-પ્રાણીને નહિ થતી હોય એવી લાગણીઓ મને થાય છે."

૧૯૧૩ના જાન્યુઆરીમાં એક સુંદર પત્ર લખાયેલો છે. સાહેબની ઑફિસમાં કાફ્કાને બોલાવાયા. તે વખતે તેને મોઢા પર કૃત્રિમ હાસ્ય આણવું પડ્યું. તેણે લખ્યું "હું ખરેખર એક 'મહાન' હસવાવાળો છું." 'In pace' નામની કૃતિમાં કાફ્કાની કલાકાર પ્રતિભાના એક વિશિષ્ટ સ્ફુલિંગનો ચમકાર દેખાય છે. ભયંકર આનંદો, માનવીની સ્વયં ગતિ-શક્તિની સમજ અને એક વિસ્તૃત વિનાશને આલેખતા શબ્દના લસરકાઓ આમાં છે.

લેખકો દ્વારા જેનો વારંવાર ઉપયોગ થાય છે તેવી ભાવિદર્શનની કરામતનો ઉપયોગ દેખાડતી કૃતિમાં કાફ્કા પોતાનું 'સુંદર' ભાવિ કલ્પે છે. તેના મૃત્યુ વર્ષ દરમિયાન લખાયેલી અને આગલી કૃતિ કરતાં દશ વર્ષનો ગાળો પાડતી 'ધ બરો' નામે કૃતિમાં અતિ ગહન પ્રદેશોનું, બિહામણું અને અસહ્ય દર્શાવાતું તેમ જ પોતાની એકલવાઈ જિંદગીનું નિરૂપણ થયેલું છે. પત્રો ઉપરથી જ, ફ્લોબેરનો અને તેમાંય ખાસ કરીને 'ધ એજ્યુકેશન સેન્ટિમેન્ટલ'નો અભ્યાસ કાફ્કાએ કર્યો હોવાનું અનુમાની શકાય છે. ગ્રેટ બ્લૉક નામની બીજી એક સ્ત્રી સાથેના તેના વિષમ સંબંધોનું તેમ જ આ યુવતીનાં લગ્ન થઈ જવાથી કાફ્કાને થયેલી વ્યથાનું આલેખન પણ પત્રોમાં થયેલું છે. કાફ્કાના એક રસપ્રદ પત્રમાં ગ્રિલ્પાર્ઝર તેમ જ વર્ફેલની કૃતિઓ પ્રત્યેનો રોષ તેમ જ બીજી બાજુએ તેની પોતાની પ્રારંભિક કવિતાપ્રવૃત્તિ અંગે પણ માહિતી મળે છે. પ્રાગ ખાતેના સેનેરી અને અન્ય પ્રેતવિદ્યાસાધક સ્થળોની કાફ્કાએ લીધેલી મુલાકાતની વીગતો પણ આ પત્રોમાંથી ઠેરઠેર સાંપડે છે.

સમગ્ર પત્રસાહિત્યની વિચિત્રતા એ છે કે તેમાં ક્યાંય પણ સમકાલીન ઘટનાઓનું પ્રતિબિમ્બ નથી પડ્યું. ૧૯૧૩–૧૪ના અરસામાં સેંકડો પત્રો લખાયા

૨. શેક્સપિયરના 'મૅકબેથ'માં પણ ગેટ'સ્ટીનમાં નર્કનો પહેરેગીર, એક દ્વિમુખી વાણી ઉચ્ચારતા પાદરીના પ્રવેશનું સ્વપ્ન જુએ છે. —અનુ૦

હોવા છતાં તેમાં ક્યાંય પણ સમગ્ર યુરોપને કરુણ વિનાશમાં ધકેલી જનાર પ્રથમ વિશ્વયુદ્ધની બાહ્ય પરિસ્થિતિનો એક પણ ઉલ્લેખ નથી. ૧૯૧૪નું વર્ષ બર્લિન ખાતે ફેલીસ સાથે થયેલી કડવી મુલાકાત બાદ તૂટેલા વિવાહને કારણે કાફકાને માટે મહત્ત્વનું હતું. તે જ વર્ષના ઑગસ્ટ–સપ્ટેમ્બરમાં 'ધ ટ્રાયલ' અને 'ઇન ધ પેનલ કૉલોની' નામક કૃતિઓ પૂરી થવા આવી હતી. આત્મરત અને કાવ્યાત્મક અનુભૂતિમાં વ્યસ્ત [engaged] ચિત્ત માટે કોઈ બાહ્ય જગતનું અસ્તિત્વ જ નથી હોતું. ૧૯૧૫ થી ૨૦નાં વર્ષો દરમિયાન યુરોપીય ઇતિહાસમાં થઈ રહેલાં મહાન પરિવર્તનોની જોન ડીટ્સ ઉપર પણ કશી અસર નહોતી પડી. કાફકા અને ડીટ્સ વચ્ચે આ પણ એક સામ્ય. ફેલીસ બાહ્ય પ્રશ્નો સમજવામાં નાદાન છે એવી માન્યતાથી પ્રેરાઈ નેય કદાચ કાફકાએ પત્રોમાં તેનો કશો ઉલ્લેખ ન કર્યો હોય. એનું એવું માનવું હતું કે એ પ્રથમ વિશ્વયુદ્ધ તો પાછળથી ભજવાનાર એક મહાન કરુણતાના નાટકનો માત્ર પૂર્વરંગ અને 'શિષ્ટ પ્રવેશક' જ છે. ખરું નાટક તો આખા યુરોપ અને તેની 'જીવાદોરીનો નાશ કરશે. વ્યથા અને અનામી મૃત્યુની કાફકાએ રચેલી કથાઓમાંથી આવી આગાહીઓ મળે છે. કાફકા પોતાથી પર એવા કોઈ પણ પદાર્થને જોવા તેમ જ વાસ્તવિકતાને સ્વીકારવા અસમર્થ હતો એમ કહી શકાય. ફેલીસ બૉઉર પણ ભાગ્યે જ અસ્તિત્વ ધરાવતી હતી. તે તો બિચારી દુઃખને માટેનું આવશ્યક એવું 'નિમિત્ત' જ નીવડી. નિર્હેતુકપણે પસંદ કરાયેલી એક વ્યક્તિ માત્ર હતી—કે જેના દ્વારા આત્મઘાતના આખાયે કાર્યને મૂર્ત થવું હતું. ફેલીસ તરફથી કાફકાના પત્રોનો એક પણ જવાબ મળતો નથી એ બિના પણ આ જ છાપ મૂકી જાય છે. કાફકાને માટે ફેલીસ એક જીવંત છતાં અમૂર્ત એવા ઉશ્કેરાટપ્રેરક તત્ત્વ કરતાં વધુ તો એક સંપૂર્ણ પીડાગ્રસ્ત માનવ હતી.

કાફકા વીસમી સદીનો પ્રતીકરૂપ છતાં સૌથી વધુ 'મૌલિક' અને સદીનો પ્રાતિનિધિક લેખક છે. તેનાં કથનો અને સંભાળપૂર્વક ચીતરાયેલાં ઓથારોની સૃષ્ટિ સાંપ્રત જગતને એક મહાન ભેટ છે. ભ્યૂરોક્રસીના કાફકાકથિત ભાવિમાં આપણે જીવીએ છીએ. 'મેટામૉર્ફોસિસ' [રૂપાંતરો]માંની પ્રાણીઓમાં પરિવર્તન પામવાની પ્રક્રિયા આજે સાકાર થતી જોવાય છે. આપણો સભ્યસમાજ એ "રૂપાંતરો"માંનાં પરિવર્તનોને જ પામી રહ્યો છે. ફિડેલાઉના રેજિના ઓલ્સન સાથેના જાણી જોઈને તોડાયેલા સંબંધનો પ્રસિદ્ધ બનાવ પણ જેમ રૂપકાત્મક અને ironic છે તેમ કાફકાનુંય છે. અંગત પ્રણયના બનાવોને જાહેરમાં મૂકવાની કાફકાની સ્પષ્ટ અનિચ્છા ઓથારની કલ્પનાવાળી 'ધ ટ્રાયલ' નવલકથામાં અને 'ધ કૅસલ'માં સુપેરે પ્રદર્શિત થઈ છે. સામે પક્ષે, આ વેદનામય સંદેશાઓ, વેદના ટપકાવતા પત્રો કાફકાની આપણને થયેલી પિછાણ વધુ ગાઢ બનાવે છે. તેની પ્રશસ્ય કલ્પનાશીલતા અને ૧૯૧૩–૧૪ના અરસામાં રચાયેલી કૃતિઓ, તો માત્ર સપાટી પર દેખાતી હિમગિરિની ટોચ જ છે. કાફકાએ પોતાની સર્જનાત્મક શક્તિનો—સિસૃક્ષાનો હેતુપૂર્વક, સભાનપણે કેટલો ઉપયોગ કર્યો છે તેની આ પરથી સમજ પડતી નથી; પણ તેમ છતાં પારદર્શી, શીતળ, તેજે ચમકંત માનસશાસ્ત્રીય સૂક્ષ્મતાયુક્ત એવા જર્મન ગદ્યનાં અહીં દર્શન થાય છે, જે કાફકા સિવાય બીજું કોઈ રચી શકે એમ નથી. કાફકાની વિલક્ષણ મૂર્તિ જ દેખાય છે. આ પત્રો પ્રગટ કરવા એ જો હોય તો તે પ્રગટ ન કરવા એ એથીય વધુ છે. જો ગૉર્કીની ટૉલ્સ્ટૉયને અપાયેલી પ્રસિદ્ધ અંજલિનું કોઈને સ્મરણ થાય તો, આ પુસ્તક પણ છે કે કાફકાની આ દુનિયામાંથી, આ જમાનામાં" થયેલી વિદાયે પ્રત્યેક માનવીને ઓછેવત્તે અંશે સ્વજનરહિત બનાવી દીધો છે.—એક મોટી ખોટ પાડી છે.

('ટાઇમ્સ લિટરરી સપ્લીમેન્ટ'માંના અંગ્રેજી અવલોકનને આધારે)

શબ્દ પ્રયોજે છે. જે સામાન્ય નિષ્ફળતાઓ અને વાણીની ત્રુટકતાનો સૂચક છે.

૧૯૧૪માં જુલાઈ માસમાં ફેલીસ સાથેના વિવાહ તૂટવાથી કાફકાને તીવ્ર રોષની લાગણી થઈ હતી. તેણે પોતાની જાતને ખૂબ જ ઠપકો આપ્યો હતો. તેની આ આત્મનિંદક વૃત્તિનો ચિતાર ઑગસ્ટમાં લખાવી શરૂ થયેલી 'ધ ટ્રાયલ'માંથી સાંપડે છે. ૧૯૧૫માં કાફકાએ ફેલીસને 'Before the Law' નામક પુસ્તક વાંચી સંભળાવ્યું હતું. એના પત્રોનો જ પડઘો પાડતી આ નીતિ-દૃષ્ટાન્ત કથા પણ આડકતરી રીતે કાફકાની માન્યતા તરફ આંગળી ચીંધે છે "હું કદાપિ સુખ મેળવી શકવાનો નથી. જીવનમાં કદાપિ વસંત ખીલવાની નથી. તેને નિષેધનો ન્યાય થયો છે. [બધી જ વસ્તુઓની મના થઈ છે—Justice of Prohibition] છતાંય બારણે ટકોરા માર્યા કરીશ અને દરવાનને કોઈક દ્વિમુખી વાણી ઉચ્ચારવા-શોધવાનું કહીશ."[૨] ૧૯૧૪ના ઑકટોબરમાં રચાયેલી 'ઇન ધ પેનલ કૉલોની'માં વધુ સ્પષ્ટપણે, તેમના વિવાહ સંબંધની પ્રતીકાત્મક સૂચક હકીકતોનો અણસાર મળે છે. હથિયાર ધીરે ધીરે પણ નિશ્ચલ રીતે તેના 'શિકાર'ને કોતર્યું જાય છે.

૧૯૧૩ના જાન્યુઆરીના એક પત્રમાં કાફકાએ નોંધેલી હકીકત કેટલી સાચી છે! "મારી નવલકથાઓ એ હું જ છું. મારી વાર્તાઓ પણ હું જ છું." આ જ વર્ષના ઑગસ્ટમાં લખાયેલો એક પત્ર પણ કાફકાનું સાહિત્ય સાથેનું અતૂટ સાયુજ્ય દર્શાવતાં કહે છે કે "જો હું લખવાનું બંધ કરું તો જીવવાનું પણ પૂરું થઈ જાય." ..."હું મ્લાન, એકલો, વ્યથિત, આત્મરત, હતાશ અને માનસિક રીતે રોગિષ્ઠ છું. સાચી રીતે હું આમાંના એક પણ ભાવને ફરિયાદ દૃષ્ટિએ નથી જોતો. પણ એ તો કોઈક અપાર્થિવ આવશ્યકતાની પાર્થિવ — વ્યાવહારિક —પ્રતિક્રિયા જ છે." ફેલીસને પણ ઠપકાની ભાષામાં "જીવનને એક ક્ષુદ્ર પદાર્થ ગણીશ નહિ. સામાન્ય જિંદગી તો માત્ર ભયોથી જ ભરેલી હોય છે"—[schrecklich]—"બીજા કોઈ પણ માનવ-પ્રાણીને નહિ થતી હોય એવી લાગણીઓ મને થાય છે."

૧૯૧૩ના જાન્યુઆરીમાં એક સુંદર પત્ર લખાયેલો છે. સાહેબની કેબિનમાં કાફકાને બોલાવાયા. તે વખતે તેને મોઢા પર કૃત્રિમ હાસ્ય આણવું પડ્યું. તેણે લખ્યું "હું ખરેખર એક 'મહાન' હસવાવાળો છું." 'In nuce' નામની કૃતિમાં કાફકાની કલાકાર-પ્રતિભાના એક વિશિષ્ટ સ્ફુલિંગનો ચમકાર દેખાય છે. ભયંકર આનંદો, માનવીની સ્વયં ગતિ-શક્તિની સમજ અને એક વિસ્તૃત વિનાશને આલેખતા શબ્દના લસરકાઓ આમાં છે.

લેખકો દ્વારા જેનો વારંવાર ઉપયોગ થાય છે તેવી ભાવિદર્શનની કરામતનો ઉપયોગ દેખાડતી કૃતિમાં કાફકા પોતાનું 'સુંદર' ભાવિ કલ્પે છે. તેના મૃત્યુ વર્ષ દરમિયાન લખાયેલી અને આગલી કૃતિ કરતાં દશ વર્ષનો ગાળો પાડતી 'ધ બરો' નામક કૃતિમાં અતિ ગહન પ્રદેશોનું, બિહામણાં અને અસહાય દશ્યોનું તેમ જ પોતાની એકલવાઈ જિંદગીનું નિરૂપણ થયેલું છે. પત્રો ઉપરથી જ, ફ્લૉબેરનો અને તેમાંય ખાસ કરીને 'ધ એજ્યુકેશન સેન્ટિમેન્ટલ'નો અભ્યાસ કાફકાએ કર્યો હોવાનું અનુમાની શકાય છે. મૅક્સ બ્રૉડ નામની બીજી એક સ્ત્રી સાથેના તેના વિષમ સંબંધોનું તેમ જ આ યુવતીનાં લગ્ન થઈ જવાથી કાફકાને થયેલી વ્યથાનું આલેખન પણ પત્રોમાં થયેલું છે. કાફકાના એક રસપ્રદ પત્રમાં સ્ટ્રિન્ટલર તેમ જ વર્ફેલની કૃતિઓ પ્રત્યેનો રોષ તેમ જ બીજી બાજુએ તેની પોતાની પ્રારંભિક કવિતાપ્રવૃત્તિ અંગે પણ માહિતી મળે છે. પ્રાગ ખાતેના સેનેરી અને અન્ય પ્રેતવિદ્યા-સાધક સ્થળોની કાફકાએ લીધેલી મુલાકાતની વીગતો પણ આ પત્રોમાંથી ઠેરઠેર સાંપડે છે.

સમગ્ર પત્રસાહિત્યની વિચિત્રતા એ છે કે તેમાં ક્યાંય પણ સમકાલીન ઘટનાઓનું પ્રતિબિમ્બ નથી પડ્યું. ૧૯૧૩–૧૪ના અરસામાં સેંકડો પત્રો લખાયા

---

૨. શેક્સપિયરના 'મૅકબેથ'માં પણ પોર્ટર્સ સીનમાં નર્કનો પહેરેગીર, એક દ્વિમુખી વાણી ઉચ્ચારતા પાદરીના પ્રવેશનું સ્વપ્ન જુએ છે. —અનુ૦

હોવા છતાં તેમાં ક્યાંય પણ સમગ્ર યુરોપને દારુણ વિનાશમાં ધસડી જનાર પ્રથમ વિશ્વયુદ્ધની બાહ્ય પરિસ્થિતિનો એક પણ ઉલ્લેખ નથી. ૧૯૧૪નું વર્ષ બર્લિન ખાતે ફેલીસ સાથે થયેલી કડવી મુલાકાત બાદ તૂટેલા વિવાહને કારણે કાફકાને માટે મહત્ત્વનું હતું: તે જ વર્ષના ઑગસ્ટ–સપ્ટેમ્બરમાં 'ધિ ટ્રાયલ' અને 'ઇન ધ પેનલ કોલોની' નામક કૃતિઓ પૂરી થવા આવી હતી. આત્મરત અને કાવ્યાત્મક અનુભૂતિમાં વ્યસ્ત [engaged] ચિત્ત માટે કોઈ બાહ્ય જગતનું અસ્તિત્વ જ નથી હોતું. ૧૯૧૫થી ૨૦ના વર્ષો દરમિયાન યુરોપીય ઇતિહાસમાં થઈ રહેલાં મહાન પરિવર્તનોની જોન કીટ્સ ઉપર પણ કશી અસર નહોતી પડી. કાફકા અને કીટ્સ વચ્ચે આ પણ એક સામ્ય. ફેલીસ બાહ્ય પ્રશ્નો સમજવામાં નાદાન છે એવી માન્યતાથી પ્રેરાઈ નેય કદાચ કાફકાએ પત્રોમાં તેનો કશો ઉલ્લેખ ન કર્યો હોય. એનું એવું માનવું હતું કે એ પ્રથમ વિશ્વયુદ્ધ તો પાછળથી ભજવાનાર એક મહાન બર્બરતાના નાટકનો માત્ર પૂર્વરંગ અને 'શિષ્ટ પ્રવેશક' જ છે. ખરું નાટક તો આખા યુરોપ અને તેની જીવાદોરીનો નાશ કરશે. વ્યથા અને અનામી મૃત્યુની કાફકાએ રચેલી કથાઓમાંથી આવી આગાહીઓ મળે છે. કાફકા પોતાથી પર એવા કોઈ પણ પદાર્થને જોવા, તેમ જ વાસ્તવિકતાને સ્વીકારવા અસમર્થ હતો એમ કહી શકાય. ફેલીસ બોઉર પણ ભાગ્યે જ અસ્તિત્વ ધરાવતી હતી. તે તો બિચારી દુઃખને માટેનું આવશ્યક એવું 'નિમિત્ત' જ નીવડી. નિર્હેતુકપણે પસંદ કરાયેલી એક વ્યક્તિ માત્ર હતી—કે જેના દ્વારા આત્મઘાતના આભાવે કાર્યને મૂર્ત થવું હતું. ફેલીસ તરફથી કાફકાના પત્રોનો એક પણ જવાબ મળતો નથી એ બિના પણ આ જ છાપ મૂકી જાય છે. કાફકાને માટે ફેલીસ એક જીવંત છતાં અમૂર્ત એવા ઉત્કેશાટપ્રેરક તત્ત્વ કરતાં વધુ તો એક સંપૂર્ણ પીડાગ્રસ્ત માનવ હતી.

કાફકા વીસમી સદીનો ચર્ચાસ્પદ છતાં સૌથી વધુ 'મૌલિક' અને સદીનો પ્રાતિનિધિક લેખક છે. તેનાં કલ્પનો અને સંભાળપૂર્વક ચીતરાયેલા ઓથારોની સૃષ્ટિ સામ્પ્રત જગતને એક મહાન ભેટ છે. બ્યૂરોક્રસીના કાફકાકથિત ભાવિમાં આપણે જીવીએ છીએ. 'મેટામોર્ફોસિસ' [રૂપાંતરો]માંની પ્રાણીઓમાં પરિવર્તન પામવાની પ્રક્રિયા આજે સાકાર થતી જોવાય છે. આપણો સભ્યસમાજ એ "રૂપાંતરો"માંનાં પરિવર્તનોને જ પામી રહ્યો છે. કિર્કેગાર્ડના રેજિના ઑલ્સન સાથેના જાણી જોઈને તોડાયેલા સંબંધનો પ્રસિદ્ધ બનાવ પણ જેમ રૂપકાત્મક અને ironic છે તેમ કાફકાનુંય છે. અંગત પ્રણયના બનાવોને જાહેરમાં મૂકવાની કાફકાની સ્પષ્ટ અનિચ્છા ઓથારની કલ્પનાવાળી 'ધ ટ્રાયલ' નવલકથામાં અને 'ધ કેસલ'માં સુપેરે પ્રદર્શિત થઈ છે. સામે પક્ષે, આ વેદનામય સંદેશાઓ, વેદના ટપકાવતા પત્રો કાફકાની આપણને થયેલી પિછાણ વધુ ગાઢ બનાવે છે. તેની પ્રલમ્બ કલ્પનાશીલતા અને ૧૯૧૩–૧૪ના અરસામાં રચાયેલી કૃતિઓ તો માત્ર સપાટી પર દેખાતી હિમગિરિની ટોચ જ છે. કાફકાએ પોતાની સર્જનાત્મક શક્તિનો—સિસૃક્ષાનો હેતુપૂર્વક સભાનપણે કેટલો ઉપયોગ કર્યો છે તેની આ પરથી સમજ પડતી નથી; પણ તેમ છતાં પારદર્શી, શીતળ તેજે ચમકંત માનસશાસ્ત્રીય, સૂક્ષ્મતાયુક્ત એવા જર્મન ગદ્યનાં અહીં દર્શન થાય છે, જે કાફકા સિવાય બીજું કોઈ રચી શકે એમ નથી. કાફકાની વિલક્ષણ મૂર્તિ અહીં જ દેખાય છે. આ પત્રો પ્રગટ કરવા એ જો અગત્યનું હોય તો તે પ્રગટ ન કરવા એ એથીય વધુ અગત્યનું છે. જો ગૉર્કીની ટૉલ્સ્ટૉયને અપાયેલી પ્રસિદ્ધ અંજલિનું કોઈને સ્મરણ થાય તો, આ પુસ્તક પણ કહે છે કે કાફકાની આ દુનિયામાંથી, આ જમાનામાંથી થયેલી વિદાયે પ્રત્યેક માનવીને ઓછેવત્તે અંશે સ્વજનરહિત બનાવી દીધો છે.—એક મોટી ખોટ પાડી છે.

('ટાઈમ્સ લિટરરી સપ્લીમેન્ટ'માંના અંગ્રેજી અવલોકનને આધારે)

# નવી દુનિયાની દિશામાં | આલ્બર્ટો મોરાવિયા

બ: તો, તમે હવે ચીન ફરી લીધું.

અ: હા, હું ચીન ફરી આવ્યો.

બ: ચીનમાં તમારા ઉપર શેની સૌથી વધુ અસર પડી?

અ: ગરીબીની.

બ: ગરીબી?

અ: હા, ગરીબી.

બ: શું ચીનની પ્રજા ગરીબ છે?

અ: પશ્ચિમી દેશોના ધોરણે જોતાં ઘણી ગરીબ.

બ: તેમની ગરીબીએ તમારા મન પર શી છાપ પાડી?

અ: રાહતની.

બ: ઓહ ભગવાન! મને ખબર છે ત્યાં સુધી ગરીબી એટલે અધઃપતન અને નિરાશા. તેને બદલે તમને તો રાહત લાગી. એવું શાથી?

અ: મને એવું જ લાગ્યું.—ખાતરીથી. પોતાની લાગણી બાબતમાં કોઈ ભૂલ ન કરી શકે. હું ચીનમાં હતો તે બધો જ વખત મને તેમ લાગતું હતું. પણ તમે તો પૂછો છો કે આવું શાથી લાગ્યું? એ વિશે મેં વિચાર નહોતો કર્યો; પણ હવે તેમ કરવાનો પ્રયત્ન કરીશ અને તમને જવાબ આપીશ.

બ: પશ્ચિમી દુનિયામાં તો ગરીબી રાહત પ્રેરતી નથી; બલકે ઊલટું બને છે. તેનાથી દમનની લાગણી જન્મે છે, અને સાથે બગાવતનો ભાવ જન્મે છે. અમેરિકન નિગ્રોને જ જુઓને, તેઓ તેમના ધોલકાંઓ નથી બાળતા?

અ: અમેરિકામાં કેટલાંક અમીર લોકો છે અને કેટલાક ગરીબ લોકો છે. ગરીબ લોકો ગરીબ છે; કારણ કે, કેટલાક લોકો અમીર છે. અને અમીર લોકો અમીર છે; કારણ કે ત્યાં ગરીબ લોકો છે. ચીનમાં તો માત્ર ગરીબ લોકો જ છે.

બ: બરાબર. ચીનમાં બધા જ ગરીબ છે. મને આ વિચાર આવવો જોઈતો હતો.

અ: હા, બધા જ. પરંતુ તમે તેમને ગરીબ કહો છો તે આબેહૂબ વર્ણન નથી. તેમને બીજી કોઈ રીતે ઓળખાવવા જોઈએ.

બ: દાખલા તરીકે?

અ: તમને હું દાખલો નહિ આપી શકું; કેમ કે ગરીબ માણસને અમીર માણસ સાથે સરખાવ્યા વિના તેની પોતાની જ પરિભાષામાં વર્ણવવાનો કોઈ શબ્દ અસ્તિત્વમાં જ નથી.

બ: તો પછી ચીની પ્રજાની ગરીબી છે શું?

અ: હું તેને સંપત્તિ વિનાની ગરીબી કહીશ.—તમે ચીવટપૂર્વક જોશો તો મનુષ્યની સ્વાભાવિક સ્થિતિ આ જ છે.

બ: તમારી વાતને વધુ સ્પષ્ટ કરશો?

અ: બહુ સાદી વાત છે. મનુષ્ય જંગલનાં પ્રાણીઓની જેમ ઉઘાડો ને વસ્તુવિહોણો જન્મે છે. જન્મ સમયે મનુષ્ય હજુ 'મનુષ્ય' નથી હોતો. માણસ બનવા માટે તેણે પોતાની જાતને એવી

* માઓના ચીનની મુલાકાત પછી ઇટાલીના આ જાણીતા વાર્તાકારે લખેલ: 'The Red Book and the Great Wall' (Tr. Ronald Strom, 'Martin Secker & Warburg Ltd., 1968)નો પ્રાસ્તાવિક સંવાદ. —સં

ચીજો પૂરી પાડવી જોઈએ, કે જે મનુષ્યને મનુષ્ય બનાવે છે. બીજા શબ્દોમાં કહીએ તો એવી ચીજો કે જે મનુષ્યને પશુથી જુદો તારવે છે, આનું કારણ એ છે કે બીજાઓની માફક આજે પણ મનુષ્ય લગભગ પૂરેપૂરો પશુ છે. અને તે પણ એટલી માત્રામાં કે મનુષ્ય બનવાના પ્રયાસો પણ કરવા જેવા છે કે કેમ તે વિચાર પણ નવાઈ પ્રેરે! હવે, મનુષ્ય થવા માટે જે જરૂરી છે તે ગરીબાઈની મર્યાદામાં શક્ય છે. ખરેખર તો ગરીબી પોતે જ તે ચીજ છે. એથી વધુ કશું નહિ, ઓછું કશું નહિ. આ મર્યાદાની આગળ શરૂ થાય છે સંપત્તિ, અને તેને ઉપરછલ્લી કહી શકાય. વળગણ કહી શકાય. પરંતુ ગરીબી એ મનુષ્યની સહજ સ્થિતિ છે. કારણ ઉપરછલ્લી એવી સંપત્તિ તેને ગરીબી કરતાં વધુ માત્રામાં મનુષ્ય બનાવતી નથી.

બ: એટલે તમારા મતાનુસાર તો અમીર થવું એ માણસ માટે અસાધારણ સ્થિતિ રૂપ લેખાય?

અ: અસાધારણ, અને તેથી અમાનવીય.

બ: આ અમાનવીયતા શેમાં રહેલી છે?

અ: જે કંઈ ઉપરછલ્લું વળગણ સમું છે. તેનામાં અભિવ્યક્ત્યાત્મક કાર્યનું આરોપણ કરવું તેમાં અમાનવીયતા રહેલી છે.

બ: શું ઉપરછલ્લું, અભિવ્યક્ત્યાત્મક નથી?

અ: દેખીતી રીતે જ નહિ. નહીંતર તો તે ઉપરછલ્લું ન હોય!

બ: તો, તમે મને એ કહેશો કે મનુષ્ય જરૂરિયાત એટલે કે માનવીયતાને ઓળંગીને ઉપરછલ્લાપણામાં એટલે કે અમાનવીયતામાં, ક્યારે પ્રવેશે છે?

અ: આપણે ફરી વાર ચીન પર નજર નાખીએ. અહીંની શેરીઓમાં જે નજરે ચડે છે તેનાથી નિર્ણય બાંધીએ તો ચીની પ્રજા પાસે જરૂર પૂરતું જ છે. અને કંઈ નહિ તો, અત્યારે તો ઉપરછલ્લું કશું નથી. હું અગાઉ કહી ચૂક્યો છું તેમ તેઓ ગરીબ છે. તેમની માનવતા પરિપૂર્ણ છે એ વિષે કોઈ શંકા ઉઠાવી શકે નહિ. પરંતુ તેમનામાં સંપત્તિ કે જે ઉપરછલ્લી છે, તેનાથી પ્રાપ્ત કરી શકાય એવું કંઈક ખૂટે છે ખરું. ત્રીસ વર્ષ પહેલાં હું ચીનમાં આવ્યો હતો. ત્યારે માંડમાંડ પેટપૂરતું મળતું હોય તેવા ગરીબ ચીની લોકો હતા અને ઉપરછલ્લાં ઉપર જીવતા અમીર ચીની લોકો પણ હતા. પહેલો વર્ગ અવનત હતો, બીજો અમાનવીય. અમીરો અને તેમનું ઉપરછલ્લાપણું અદૃશ્ય થતાંવેંત ગરીબો પાછા માનવીય બની ગયા. જોકે તેમને હજુ પણ પૂરતું તો માંડમાંડ મળે છે.

બ: આમ છતાં, વિપુલતામાં કંઈ ખુશમિજાજીભર્યું, આનંદદાયી અને જીવનપ્રદ છે ખરું. તમે જેને 'જરૂરી' કહો છો તે કદાચ માનવીય હશે તેની હું ના નથી કહેતો. પણ એ અમંગીનીસભર્યું તો ખરું જ.

અ: આધુનિક દુનિયામાં વિપુલતા છે જ નહિ. તેમાં છે ઉત્પાદન. તે નથી તો ખુશમિજાજ કે આનંદી કે જીવનપ્રદ.

બ: વિપુલતા અને ઉત્પાદન વચ્ચે શો ફરક છે?

અ: વિપુલતા એ કુદરતની ભેટ છે અને તેને માટે શ્રમ, નાણું કે સમય ખર્ચવાં પડતાં નથી. તેનો હેતુ—તે વિપુલતાનો હેતુ વપરાશ નથી પણ કલ્પના છે. પણ ઉત્પાદનમાં તો શ્રમ, સમય અને નાણું ખર્ચવાં પડે છે અને તેથી તે કદી વિપુલ હોતું નથી. તેમાં નર્યું પુનરાવર્તન હોય છે એટલે કે એક જ પેદાશનો, વધુ વપરાશ માટે ગુણાકાર જ હોય છે.

બ: કદાચ એમ હોઈ શકે. પણ તમે એ કબૂલ કરશો જ કે ચીની પ્રજા પણ તેની ગરીબી એ મનુષ્ય માટેની સામાન્ય સ્થિતિ છે એવું તેને કહેવામાં આવે તો, કદાચ વિરોધ કરે. સંભવતઃ મોટા ભાગના ચીની લોકો ઓછા ગરીબ બનવા માગે છે. અથવા તો સામ્યવાદની મર્યાદાઓમાં અને સાધનો વડે અમીર પણ બનવા માગે છે.

અ: તમે કદાચ સાચા પણ હો. પણ હું તો ચીન અત્યારે જેવું છે તેની વાત કરી રહ્યો છું. એક જોખમી પૂર્વધારણા કરી રહ્યો છું કે તે બદલાશે નહિ. બીજા શબ્દોમાં, મારે માટે ચીન એ

સિદ્ધ કરાયેલો સ્વપ્નદેશ છે. કદાચ અનિચ્છા છતાં આમ બન્યું હશે, કદાચ આકસ્મિક રીતે આમ બન્યું હોય. પરંતુ તેથી કોઈ ફરક પડતો નથી. તે સિદ્ધ થયો છે. અને તેથી એક દૃષ્ટાંત તરીકે મારી દલીલમાં તેનો ઉપયોગ કરું છું. પાછળથી, સંભવ છે કે ચીન પણ બીજા દેશો સહિતના દેશો જેવો જ એક દેશ બની જાય ત્યારે તેમાં ગરીબો હશે કારણ કે ત્યાં અમીર હશે, અને અમીરો હશે કારણ કે ગરીબો હશે. પરંતુ અત્યારે તો એ અમીરો વગરનો ગરીબ દેશ છે એટલે કે એવો દેશ છે કે જેમાં ગરીબ અને સ્વાભાવિકતા પર્યાય સમાં છે.

બ: સમજ્યો. એટલે પ્રાથમિક જરૂરિયાતો ઉપરાંતનું ઉત્પાદન અને વપરાશ અમાનવીય છે. પણ મનુષ્ય માટે શું જરૂરી છે અને શું નથી તે કોણ નક્કી કરે?

અ: મનુષ્ય પોતે જ. બીજા શબ્દોમાં હૈયાસૂઝ.

બ: ઇતિહાસમાં એવા યુગો પણ આવ્યા છે કે જ્યારે મનુષ્ય બનવા માટે 'ઉપરછલ્લું' ધરાવવું પડતું હતું, તેનું પ્રદર્શન પણ કરવું પડતું હતું— જેમ કે, યુરોપીય રિનેસાંસ. આ બાબતમાં તમારે શું કહેવું છે?

અ: હું એમ કહીશ કે ઇતિહાસના યુગો મારામાં કોઈ રસ જગાડતા નથી, અને આમ તો ...

ઇચ્છાનો કે તૃપ્તિનો... એક દિવસ સામાન્ય બુદ્ધિવાળા સામાન્ય માણસો, અમાનવીય બનવામાંથી કંટાળી જશે; અથવા બીજી રીતે કહીએ તો સંપત્તિને કારણે સતત અમાનવીય થઈ જવાથી કંટાળી જશે; અને ત્યારે તેઓ સંપત્તિને ફગાવી દેશે. પછી ભલેને, તત્ત્વજ્ઞાનીઓ અને ઉપરછલ્લી ચીજોના પેદા કરનારાઓ સોગંદપૂર્વક કહ્યા કરે કે એ લોકો ખોટા છે.

બ: સંપત્તિના મુકાબલામાં હૈયાસૂઝ કેવી રીતે વર્તશે? એટલે કે સંપત્તિને ફગાવી દેવાની દિશામાં હૈયાસૂઝ કેવી રીતે કામ પાડશે?

અ: સંપત્તિની ભરમારમાં હૈયાસૂઝ કેટલેક અંશે, ગમેતેમ કરીને પણ આપોઆપ વર્તશે. અમાનુષિતાની ચરમસીમા ઉપર પહોંચ્યા બાદ મનુષ્ય ગરીબ થવાની ઇચ્છા કરશે, ગરીબ થશે.

બ: આપોઆપ? મનુષ્યના આપોઆપ થતાં વર્તનો તો લાંબી, કષ્ટદાયી, મુશ્કેલ અને ખર્ચાળ પ્રક્રિયાઓ હોય છે.

અ: આ માનવીય પ્રક્રિયા હશે. મનુષ્ય ધીમો છે.

બ: તો એક વાર અમીર બન્યા બાદ ફરીથી ગરીબ બન...

અ: ...

બ: ...

અને ગરીબીની વાત કરીએ: આજે સૌથી વધુ માનવતાભરી ગરીબી ક્યાં છે?

અ: મારા મત પ્રમાણે ચીનમાં. હું એમ કહેવા માગું છું કે આ ઘડીએ તો તે ચીનમાં જ છે. આજે પોતે જે સ્વપ્નદેશને કામચલાઉ ધોરણે સાકાર કર્યો છે અથવા જેનું તે પ્રતિનિધિત્વ ધરાવે છે, તેને ચીન ચિરસ્થાયી વાસ્તવિકતામાં પરિવર્તિત કરી શકશે અથવા તો તેમ કરવાની ઇચ્છા ધરાવે છે, તેનીય કોઈ ખાતરી નથી. બીજા શબ્દોમાં ચીનની પરિસ્થિતિ આવતી કાલે પણ આજના જેવી જ રહેશે કે કેમ એ જરાયે ચોક્કસ નથી. સ્વપ્નદેશ સ્વપ્નદેશ બનતો બંધ થઈ જાય અને વાસ્તવિકતા બને તે માટે તેણે ટકી રહેવું જોઈએ.

બ: હવે, મને કહો કે આજે સૌથી વધુ અમાનવીય સંપત્તિ ક્યાં છે?

અ: મારા મત પ્રમાણે આજે તો તે પશ્ચિમમાં છે.

બ: આપણે એક પછી એક મુદ્દો લઈએ. સૌ પ્રથમ ચીનની વાત કરીએ. આપણે ધારી લઈએ કે તમે જેને ગરીબીનો સ્વપ્નદેશ કહો છો તે કાયમી બને છે અને તમારા જ શબ્દો વાપરું તો તે ચિરસ્થાયી વાસ્તવિકતામાં પરિવર્તિત થાય છે. પણ ચીની પ્રજા આ ધ્યેય કેવી રીતે સિદ્ધ કરી શકશે?

અ: બહુ સાદી વાત છે: તેમણે તો અત્યારે પોતે જે કરી રહ્યા છે તે જ કરવાનું ચાલુ રાખવું જોઈએ.

બ: પણ તમને ખબર તો છે, જ કે ચીન પોતાના દેશને ખેડૂતના દેશમાંથી ઔદ્યોગિક દેશમાં ફેરવવા માગે છે. એટલે એમની ગરીબી એ ઔદ્યોગિક ક્રાંતિને પરિપૂર્ણ કરવા માટે જરૂરી મૂડીરોકાણ કરવાની ફરજે ને ગરજે આવેલું સ્વાભાવિક પરિણામ છે, એથી વિશેષ કશું નહિ.

અ: મને તે ખબર છે. રશિયાએ જે ચાલીસ વર્ષ પહેલાં કર્યું, પશ્ચિમે જે એક સદી પહેલાં કર્યું તે ચીન અત્યારે કરી રહ્યું છે.

બ: હવે આપણે એમ ધારી લઈએ, કે ઔદ્યોગિક ક્રાંતિ સિદ્ધ થઈ ગઈ, વધુ ને વધુ માત્રામાં નફાનો ગાળો ભેગો થતો ગયો છે અને રોકાણની જરૂર ઓછી થતી જાય છે. તો હવે જે મૂડી એકધારી ભેગી થતી જશે તેનું ચીની પ્રજા શું કરશે? તેમણે પગાર વધારવો પડશે અને આ પગાર ખર્ચાય તે માટે હળવા ઉદ્યોગો ઊભા કરવા પડશે અને વપરાશી માલસામાન પેદા કરવો પડશે. અને પછી... ચીન પણ બીજા દેશો જેવો જ બની જશે. તે પણ સમૃદ્ધ થશે, અમીર થશે.

અ: હા, આ સાચું છે. પરંતુ તમે એ ભૂલી જાઓ છો કે આપણે સ્વપ્નદેશની વાત કરતા હતા. અત્યારે ચીન એક સ્વપ્નદેશ છે જ અથવા તો આ સ્વપ્નદેશને ઇતિહાસમાં પવિવર્તિત કરવાનો પ્રયાસ ચાલી રહ્યો છે. અને દેખીતી રીતે જ સ્વપ્નદેશ સ્વપ્નદેશી ઉકેલો તરફ લઈ જાય છે.

બ: સમૃદ્ધ બનવા છતાં ગરીબ રહેવા માટે ચીન કયા સ્વપ્નદેશી ઉકેલ શોધી કાઢશે તે જાણવાને હું ખરેખર આતુર છું.

અ: સૌ પ્રથમ તો સ્વપ્નદેશે અંતઃકરણ બનવું જ જોઈએ. એક વખત આ અંતઃકરણ સરજાય એટલે સંપત્તિને પાપયુક્ત, ગુનાયુક્ત અને દંભયુક્ત લાગતી કરી મૂકવી એ જ ઉકેલ.

બ: મારે કહેવું જોઈએ કે ક્રિશ્ચિયાનિટીએ આ પ્રયાસ કર્યો, પણ પ્રોત્સાહક પરિણામો મેળવ્યા વિના.

અ: આમ છતાં ખ્રિસ્તી ધર્મ થોડીક સદીઓ સુધી ગરીબીને એક આદર્શ સ્થિતિ તરીકે ગૌરવભરી ગણાવવામાં કામયાબ થયો છે. ખુદ આજના સંદર્ભમાં પણ આ એક સારી એવી સિદ્ધિ ગણાય. તમારે એ યાદ રાખવું જોઈએ કે હું કંઈ નિરપેક્ષ શબ્દોમાં વાત નથી કરતો પણ સાપેક્ષ રીતે કરું છું. સ્થળ-કાળની બહારની વાત નથી કરતો, પણ આપણને જે સ્થળકાળમાં રહેવાનું નસીબ થયું છે તે કાળ અને દુનિયાના સંદર્ભમાં વાત કરું છું. આમ છતાં મારે સ્વીકારવું જોઈએ કે 'આદર્શ' વિશેષણમાં નિષ્ફળ-

તાનાં ચિહ્નો સ્પષ્ટપણે દેખા દે છે. આ વિશેષણ ખ્રિસ્તી ધર્મે સૂચવેલી સ્થિતિને વ્યક્ત કરે છે. પણ નહિ. હવે ગરીબીને એક 'આદર્શ' સ્થિતિ' તરીકે આંગળ ધરવામાં આવે તે પૂરતું નહિ થાય. એને બદલે તે તો મનુષ્યની એકમાત્ર અને વાસ્તવિક એવી સ્વાભાવિક સ્થિતિ બનવી જોઈએ.

બ: પણ આ બધું થવાનું છે કેવી રીતે?

અ: પોતાના બતિટૂંકા ઇતિહાસમાં પહેલી જ વાર માનવજાતિને સંપૂર્ણતઃ સમૃદ્ધ બનવાની, જે જે ઉપરજલું છે તે તમામ માણવાની તક મળશે. માત્ર એક હિસ્સો જ નહિ પણ સમગ્ર માનવજાતિ ત્યારે જાણશે કે અમીર બનવું એ શી ચીજ છે. આથી જ્યારે સમગ્ર માનવજાતિએ સંપત્તિની અમાનવીયતા ચાખી હશે ત્યારે તેવી જ એકમતીથી તે ગરીબ થવાની ઇચ્છા કરશે.

બ: આ ઘડીએ એક વાતનો તો સ્વીકાર કરીએ કે હાલને તબક્કે એ તૃતીયાંશ જેટલી માનવજાત અમીર થવાથી તો ઘણી દૂર છે. તે એટલી ગરીબ છે કે તેમની પાસે પૂરતું ખાવાનું પણ નથી. પણ આમ છતાં એટલું સ્વીકારીએ કે એવો વખત જરૂર આવશે જ્યારે સમૃદ્ધિને પાપયુક્ત, ગુના યુક્ત અને ડંખભેરી ગણવામાં આવશે. પણ સંપત્તિ તો રહેવાની જ—કદાચ રાજ્યની તિજોરીમાં. તેનું શું થશે?

અ: મેં તેનો વિચાર કર્યો છે. તમે કદી ફેરો વિષે સાંભળ્યુ છે?

બ: વળી ફેરો અહીં ક્યાં ઘૂસી ગયા!

અ: તમે તમારી જાતને કદી પૂછ્યું છે ખરું કે પિરામિડો આટલા બધા મોટા કેમ છે? અને આટલો બધો સમય, આટલો બધો શ્રમ અને આટલી બધી સંપત્તિને ભોગે શા માટે બન્યા છે?

બ: કહો, હું સાંભળું છું.

અ: કારણ કે, મારા મત પ્રમાણે, મનુષ્ય પાસે 'આવશ્યક' કરતાં કશુંયે વિશેષ ન હોય તેવું કરવા માટે એ જરૂરી હતું: એ સિવાય સવ' કંઈ નો નાશ કરાયો. હતો: યુદ્ધકાળમાં યુદ્ધની જે કામગીરી છે તે શાંતિકાળમાં પિરામિડની છે. તે એવી ચીજ છે જે સંપત્તિનો નાશ કરવાની સેવા આપે છે અને મનુષ્યને ગરીબીમાં રાખે છે.

બ: પણ આપણા પિરામિડો ક્યાં છે?

અ: આપણા પિરામિડો તે મંગળ, શુક્ર કે ચંદ્ર પર વિજય પ્રાપ્તિની અને બ્રહ્માંડ સોંસરા પ્રવાસની વૈજ્ઞાનિક યોજનાઓ. આ વૈજ્ઞાનિક પ્રયોગો તેમના અસાધારણ ખર્ચને કારણે, તેમાં રોકાયેલી જંગી માનવશક્તિને કારણે અને તેમાં સમાવિષ્ટ અફાટ શ્રમને કારણે બરાબર પિરામિડો જેવા જ છે. વળી પિરામિડો કંઈ સન્મુખત્યાર ધર્મશાહીના વિચિત્ર તરંગો રૂપ નહોતા. તેઓ તો એક પરિપૂર્ણ સંસ્કૃતિના કેન્દ્રરૂપ હતા, બરાબર આપણાં આજનાં અંતરમહ ઉડ્ડયનોની જેમ જ.

બ: પરંતુ યુનાઇટેડ સ્ટેટ્સ—એક' દાખલો લઈએ તો,—યુદ્ધ પણ કરે છે, અને અંતરિક્ષ વિજય માટેની યોજનાઓના પિરામિડોય ઊભા કરે છે, અને છતાં સમૃદ્ધ પણ છે.

અ: ચીન જેમ 'કામચલાઉ' ગરીબ છે તેમ યુનાઇટેડ સ્ટેટ્સ 'કામચલાઉ' અમીર છે. અને તેથી ચીનનો ગરીબ તરીકેનો એટલે કે, સ્વાભાવિક માનવીય માનવજાત તરીકેનો દાખલો મેં આપ્યો છે તે જ રીતે હવે અમેરિકાનો અમીર તરીકેનો એટલે કે, અસ્વાભાવિક અમાનવીય માનવજાત તરીકેનો દાખલો આપું છું.'

બ: યુનાઇટેડ સ્ટેટ્સનો કે સમગ્ર પશ્ચિમનો?

અ: યુનાઇટેડ સ્ટેટ્સ એ લાક્ષણિક પશ્ચિમી દેશ છે. વાસ્તવમાં પશ્ચિમ જ.

બ: તમને એમ લાગે છે કે પશ્ચિમ કાયમને માટે સમૃદ્ધ રહેશે?

અ: જરાયે નહિ. હકીકતમાં, ગરીબ બનવા માટે જરૂરી બધુંય તે કરી રહ્યું છે. પણ ભવિષ્યને હમણાં બાજુ પર રાખીએ, વર્તમાનને જ વળગી રહીએ. સંપત્તિ અમાનવીય અને અસ્વાભાવિક શા માટે છે તે જોઈએ.

બ: જરૂર!

અ: કંઈ નવું અને સાવ ઉપરછલ્લું શોધીને સમૃદ્ધ બનવા માગતી કોઈ પણ એક વ્યક્તિને લઈએ: દાખલા તરીકે એવા જોડા, જે પહેરીને ચાલતાં પગલે પગલે સંગીતના સૂરો ગુંજી ઊઠે. આ જોડાને શોધનાર તેને મોટા પાયા પર પેદા કરવા માટે અને તેને સામાન્ય પ્રજામાં વેચવા માટે શું કરશે?

બ: મને ખબર નથી. મને લાગે છે કે તેની જાહેર ખબર કરશે.

અ: બરાબર, જાહેર ખબર. બીજા શબ્દોમાં કહીએ તો તે સંગીતજોડા માટેની માગ ઊભી કરશે. અને વળી આ એવી માગ છે કે જે આ જોડા બજારમાં મુકાયા પહેલાં અસ્તિત્વમાં જ ન હતી. કોઈ પણ ઉત્પાદક કદીયે એવું નથી કહેવાનો કે 'હું તમને એવું કંઈ વેચી રહ્યો છું, જેની તમને જરૂર નથી.' તે તો એમ જ કહેશે કે 'હું તમને એવું વેચી રહ્યો છું કે જેના વિના તમને ચાલી શકે નહિ.' ઠાલી ઉપરછલ્લી ચીજને જરૂરિયાતમાં પલટાવવાની આવી જ પ્રક્રિયા, પેલો કહેવાતો ગ્રાહક પેદા કરે છે.

બ: પણ ગ્રાહકો તો બધે જ છે. લેંઘો ખરીદે છે ત્યારે ખુદ ચીનવાસી પણ એક ગ્રાહક જ છે ને?

અ: ના, એ ગ્રાહક નથી; કારણ કે તે જરૂરી કપડું ખરીદે છે. તેના મનમાં મનુષ્ય વિષે જે ખ્યાલ છે તેને આધારે તે પોતાનાં પગ, પેટ અને કૂલા ઢાંકવા પૂરતું કપડું ખરીદે છે. પણ ગ્રાહક તો નર્યું અળસિયું છે.

બ: તમે કહેવા શું માગો છો?

અ: હું એમ કહું છું કે ગ્રાહક એ અળસિયું છે, જેને ગાત્ર મોં, આંતરડું અને ગુદાદ્વાર જ હોય છે. આવાં જીવતંત્રો, મોંમાં ઓરવા, પચાવવા અને ઉત્સર્ગ કરવા સિવાય બીજું કશું કરતાં નથી.

બ: પણ લેંઘો વાપરનાર ચીનવાસી પણ લેંઘાનાં ઉત્પાદનને લાગેવળગે છે ત્યાં સુધી તો અળસિયું જ કહેવાય ને?

અ: તેમાં ફરક છે. ગ્રાહક વિશેષ વાપરે છે માટે અળસિયું નથી. પરંતુ તે પોતાનું કામ માત્ર વપરાશ કરવાનું જ છે એવું, સાદાં જીવતંત્રોની માફક, માનતો થઈ ગયો હોય છે ત્યારે અળસિયું બને છે. ગરીબ બિચારો ચીનવાસી તો ઉઘાડા ન ફરવું પડે તે માટે લેંઘો ખરીદે છે. ટૂંકમાં, જેમ અળસિયું કોઈ પણ પ્રકારની માટીને પોતાના આંતરડાની નળીમાંથી પસાર કરવા તૈયાર હોય છે તેમ ગ્રાહક કોઈ પણ પ્રકારના વપરાશ માટે તૈયાર હોય છે.

બ: તો, એ ગ્રાહક કહેવાય?—એટલે કે જીવડું?

અ: જો 'અળસિયું' કે 'કીડા' જેવા શબ્દો તેમની કોઈ પણ નૈતિક વ્યંજનાને કારણે તમને સતાવતા હોય તો આપણે માત્ર એટલું જ કહીએ કે ગ્રાહક એ ઉત્પાદન અને વપરાશ વચ્ચેની ખૂટતી કડી છે. માનવ કડી ખરી, પણ તેથી વિશેષ કશું જ નહિ. એ જ પ્રમાણે ઉત્પાદક પણ ઉત્પાદન અને વપરાશ વચ્ચેની કડી છે; આમ ઉત્પાદક અને ગ્રાહક અળસિયાના મુખભાગ અને અંતભાગ જેવા જ છે.

બ: ઉત્પાદક અને ગ્રાહક, બીજું કશું નહિ? ડૉક્ટર, કળાકાર, શ્રમિક કે કિસાન એવું કશું નહિ? ઉત્પાદક અને ગ્રાહક સિવાય બીજું કશું જ નહિ?

અ: 'ઉત્પાદન' અને 'વપરાશ' એ શબ્દો તમામ પેદાશો અને તેમના વેચાણને સમાવી લે છે, સૌથી વધુ સુધારેલી અને મોંઘી દાટ ચીજોને પણ.

બ: એટલે જ પશ્ચિમનો મનુષ્ય ઉત્પાદન અને ઉપભોગ સિવાય બીજા કશાનો જ વિચાર કરતો નથી?

અ: બિલકુલ બરાબર.

બ: અને તે પોતાની જાતનો પણ વિચાર કરતો નથી?

અ: તમે જે 'જાત'ની વાત કરો છો તે અસ્તિત્વમાં જ હોતી નથી, અથવા તો ઉત્પાદન અને વપરાશના વારાફરતી આવતા ગાળામાં જ એ અસ્તિત્વ ધરાવે છે. પણ મૂળભૂત રીતે તો વપરાશ એ જ ગ્રાહકની લાક્ષણિકતા છે. (એવો કોઈ

ઉત્પાદક નથી હોતો જે ઉપભોક્તા ન હોય. ન વાપરે તો તે ભૂખ્યો મરી જાય. પણ ઉત્પાદન કરતો ન હોય એવો ગ્રાહક જરૂર અસ્તિત્વ ધરાવે છે— સામ્યવાદી કે મૂડીવાદી, બધા દેશોમાં) આપણે તો માત્ર એટલું જ કહીશું કે આધુનિક સંસ્કૃતિનું ધ્યેય છે ઉપભોગ એટલે કે ઉત્સર્ગ.

બ: ઉત્સર્ગ?

અ: ઉત્સર્ગ. પચ્યા બાદ જે કંઈ રહે છે તેનો શરીરમાંથી ઉત્સર્ગ. પોતે જે વાપરી શકે તે તમામ ચીજો તેની વધુમાં વધુ વિવિધતામાં તે વાપરે છે. ગ્રાહકનો આદર્શ છે વપરાશ, અને તેને અનુરૂપ જીવવાનો તે પુરુષાર્થ કરે છે. પરંતુ છેવટનું પરિણામ તો ઉત્સર્ગ જ છે. ગ્રાહક-સંસ્કૃતિ ઉત્સર્ગપરાયણ છે. ગ્રાહકે વપરાશ કર્યો હોવાનું સૂચવતી વાસ્તવિક સર્વોત્તમ સાબિતી તે મળત્યાગનું પ્રમાણ.

બ: ઠીક. આ એક રૂપક છે અને તેય તે જરા શંકાસ્પદ રુચિવાળું, તેના શાબ્દિક અર્થ કરતાં તેને વિસ્તારી શકાય કે કેમ તે જોવાનું રહે છે. દુનિયામાં અન્ન સિવાય પણ બીજી ચીજો છે.

અ: જે વસ્તુઓ આવશ્યક નહિ છતાં વાપરવામાં આવે છે તે તમામને પણ આ રૂપક એટલી હદે જ લાગુ પડે છે. પણ, સામાન્ય રીતે ઔદ્યોગિક ઉત્પાદન માટે તે સૌથી વધુ સાચું છે.

બ: કઈ રીતે?

અ: આધુનિક ઘરોમાં ઘણુંખરું જેમ બાથરૂમની અડોઅડ જ રસોડું હોય તેમ આધુનિક શહેરોમાં ઉત્પાદન અને વપરાશ એટલે કે ઔદ્યોગિક વપરાશ અને શેષ ઉત્સર્ગ એ બને એકમેકની ખૂબ નજીક હોય છે. તમે શહેરોના કેન્દ્રવર્તી વિસ્તારની બહારની બાજુએ જશો તો તમને માલસામાન પેદા કરતી મોટાં મોટાં છાપરાંવાળી અને ધમણભઠ્ઠીઓવાળી ફેક્ટરીઓ જોવા મળશે. અને આ ફેક્ટરીઓથી બહુ દૂર નહિ એવાં સ્થાનોએ કચરા-પૂંજા અને ભંગારના ઉકરડા મળશે. શહેરે માલ વાપરી લીધો, પચાવ્યો અને બાકી રહ્યું તે ઉત્સર્ગ કર્યું.

બ: આધુનિક મોટાં નગરોમાં કંઈ માત્ર ઔદ્યોગિક ઉત્પાદન જ નથી પડ્યું. બીજી ઘણી વસ્તુઓ હોય છે, દા. ત. સંસ્કાર.

અ: હા, સંસ્કાર જરૂર છે. ચોપડીની દુકાનો, છાપાંની હાટડીઓ, ચલચિત્રો, ટેલિવિઝન, રેડિયો, સંક્ષિપ્ત પુસ્તકો, સચિત્ર સામયિકો, ખિસ્સાપુસ્તકો, જ્ઞાનકોશો, સંગ્રહો, લોકપ્રિય આવૃત્તિઓ અને અનુવાદો. પણ આ સંસ્કારનો ઉપભોગ પણ ઔદ્યોગિક માલની જેમ જ થાય છે. તે આરોગવામાં આવે છે, પચાવાય છે અને પછી એના ઢગલે ઢગલા કેટલાંક ઉત્સર્ગકેન્દ્રોમાં ખડકી દેવાય છે. સંસ્કારના સર્વભક્ષી ઉપભોક્તાઓ સંસ્કારથી નરવા બનતા નથી. તે ઉપભોગ કરે છે ખરા, પણ સાંસ્કારિક અર્થમાં કાયમી ભાવકાંગલા જ રહે છે. સાંસ્કારિક ઉપભોગ માત્ર સાંસ્કારિક ઉકરડાઓ જ ઊભા કરે છે, બીજું કશું નહિ.

બ: પણ તમને એમ નથી લાગતું કે—હું કઈ રીતે કહું?—આ બધું અમુક અંશે 'સ્કૅમેટિક' છે?

અ: હા, એમ છે. ચોક્કસ એવું છે. વપરાશ અને ઉત્પાદનની આધુનિક દુનિયા જ એવી છે. બહાર નજરે પડતી વિવિધતાના ભીતરમાં એક જ ખ્યાલ અથવા એક જ હેતુ છુપાયેલો છે.

બ: શો છે એ હેતુ? નફો?

અ: ના, એની પાછળ નફાનો ખ્યાલ નથી, કંઈક જુદું જ છે,—એ એક નવો વિચાર, નવો હેતુ છે. આ પહેલાં અસ્તિત્વમાં ન હોય તેવો.

બ: તમે મારી ઇંતેજારી વધારી મૂકો છો.

અ: ઉત્પાદન-વપરાશની ઘટમાળની જોડે જોડે નાણાંનું ઝડપી પરિભ્રમણ ચાલતું હોય એમાં નફો ગૌણ બની જાય છે. નફો એ કોઈ ધ્યેય નથી, સાધ્ય નથી. પણ એ ઘટમાળને ચાલુ ને ચાલુ રાખવાનું સાધન માત્ર છે. ના, વપરાશી ઉદ્યોગોના ઉત્સર્ગલક્ષી ચકરાવાના મૂળમાં નફો નથી; બીજું કશું છે.

બ: પણ શું?

અ: તેની વ્યાખ્યા આપવી મુશ્કેલ છે. કોઈ એને કદાચ પૌરુષની પૂજા કહી શકે. ખરેખર તો,

બ : ના, ના. મારાથી એમ ન કહી શકાય. જો તે કંઈ કરતો જ હોય તો, બહુ બહુ તો પોતાની જાતને હળવી કરે છે એટલું જ.

અ : બિલકુલ સાચું. તે પોતાની જાતને હળવી કરે છે. એટલે કે તે પોતાની જાતને ફરી વપરાશ માટે તૈયાર કરે છે. આ રાહત પણ એક ઉત્સર્ગનું જ કર્મ છે. વળી, એવા પણ માણસો છે જેઓ વધારે પડતું પેદા કરે છે અને વધારે પડતું વાપરે છે. તેમને અપચો થાય છે. આવું બને તો આપણી પાસે જુલાબ છે. બીજા શબ્દોમાં કહીએ તો યુદ્ધ. ઉત્પાદન-વપરાશની ઘટમાળમાં, ઉત્પાદક-વપરાશી સમાજને વખતોવખત થતા અપચાને દૂર કરવા યુદ્ધો અનિવાર્ય છે. હકીકતમાં, યુદ્ધ દરમિયાન, શાંતિ-કાળના ગ્રાહકનું સ્થાન સૈનિક લે છે. અને તેનો વપરાશ અસાધારણપણે સઘન, વિપુલ, ઝડપી અને વિવિધતાભર્યો હોય છે. શાંતિકાળમાં જેટલું એક વર્ષમાં વપરાય છે તેના કરતાં યુદ્ધમાં એક જ દિવસમાં વધુ વપરાય છે. છેવટે, માલસામાન અને સંપત્તિનો ઉપભોગ કરવાં છતાં ધરવ ન થતાં, સૈનિક માનવજીવનનો નાશ શરૂ કરે છે.-પહેલાં વેના દુશ્મનોનો અને છેવટે પોતાનો. હા, તમારે એક અગત્યનું સત્ય લગીરે ન ભૂલવું જોઈએ કે આ ગ્રાહક-ઉત્પાદકે અતિ-ઉત્પાદક અને તેથી માનવનાશક બનવું પડે છે. કારણ, અતિવસ્તી સિવાય, જંગી પાયા પરનું ઉત્પાદન સંભવી ન શકે. અને અતિઉત્પાદન વિના યુદ્ધ શક્ય ન બને. માનવહત્યા અતિઉત્પાદનના સિક્કાની બીજી બીજી બાજુ માત્ર છે.

બ : તો તો, યુદ્ધ એટલે માલસામાનનાય પહેલાં ખુદ માનવનો જ ઉપભોગ ને?

અ : સાચું. તેને મોડી પડેલી બાળહત્યા પણ કહેવામાં આવે છે. પણ, યુદ્ધ એ તમંચાથી માંડીને અણુબોમ્બ સુધીનાં જાતજાતનાં સાધનો વડે સિદ્ધ કરવામાં આવતો માનવ-ઉપભોગ જ છે. આધુનિક દુનિયાની અતિવસ્તી માટે તમંચો અપૂરતો છે તેથી તો હવે અણુબોમ્બ સાંપડ્યો છે. આ બને શસ્ત્રો વચ્ચે તાત્ત્વિક કોઈ ફરક નથી, સિવાય કે તેમની વપરાશ-શક્તિ. વળી, બોમ્બ અતિવસ્તી સાથે સંકળા-યેલો છે અને અતિવસ્તી બોમ્બ સાથે. હું કહેવા મથું છું તે તો એ કે અતિવસ્તી ન હોત તો બોમ્બ પણ બન્યો ન હોત. તેની શોધ જ ન થઈ હોત, કારણ તેની જરૂર જ ન વર્તાઈ હોત. પચાસ લાખ કે કરોડની વસ્તીવાળાં મહાનગરો ઊભાં થાય છે ત્યારે જ બોમ્બ જન્મે છે, તે પહેલાં નહિ. અતિવસ્તી અને બોમ્બ વચ્ચે એક પ્રકારની સંવાદિતા છે, લગ-ભગ પારસ્પરિક આકર્ષણ છે. વિશ્વનાં વિશાળ નગરો ઇતિહાસમાં અભૂતપૂર્વ ધોરણે માનવ-ઉત્પાદન કરી રહ્યાં છે અને બોમ્બ પણ ત્યાં જ મોજૂદ છે. અને બોમ્બ જ આટલા રાક્ષસી ઉત્પાદનનો એકમાત્ર સંભા-વિત ઉપભોક્તા છે. કોઈ એક ચોક્કસ બિંદુએ ઉત્પાદન અને વપરાશ ભેગા મળે અને પ્રેમ તથા સહકારથી પોતાના પ્રશ્નો ઉકેલી કાઢે એ અનિવાર્ય લાગે છે. મૂળભૂત રીતે જોતાં બોમ્બ માલ્થુઝિયન છે. માલ્થુસે અતિવસ્તીના નિવારક તરીકે દુકાળને કલ્પ્યો છે. પરંતુ માલ્થુસ પૂર્વ-ઔદ્યોગિક સમાજનો વિચાર કરતો હતો. તે અગાઉથી એ ન જોઈ શક્યો કે મનુષ્ય બ્રહ્માંડના કેન્દ્ર તરીકે મટી જશે અને આપણે અગાઉ કહ્યું તેમ એ ઉત્પાદન અને વપરાશ વચ્ચેની નરી કડી ઉપરાંત વધુ કશું નહિ રહે. આજના સંજોગોમાં તો તે જરૂર સંમત થાય કે એક ભોક્તા તરીકે દુકાળ કરતાં બોમ્બ વધુ પસંદ કરવા જેવો છે.

બ : માફ કરજો, પણ આ તબક્કે મને એક વસ્તુ નથી સમજાતી. ગમેતેમ તોયે મનુષ્ય અતિ-ઉત્પાદક છે, સ્વવંશવર્ધક છે, એમ કહીશ—શું વપરાશ અને ઉત્પાદન પર આધારિત ઔદ્યોગિક સમાજમાં કે શું મનુષ્ય પર આધારિત માનવવાદી સંસ્કૃતિમાં. એ તમારી વાત સાચી છે કે જો અતિ-વિસ્તારની ઇચ્છા ન હોય. તો મોટા પાયા પરનું ઉત્પાદન ન હોય અને પરિણામે ઉત્પાદન અને વપરાશની એકધારી અને ગરતી દયાણુ આણતી ઘટમાળ પણ અસ્તિત્વમાં ન હોય. મનુષ્ય, હમેશાં, માણસનો ઉત્પાદક અને તેથી ઉપભોક્તા રહ્યો છે—જ્યારે તે મોટા પાયા પર ઉત્પાદિત ચીજવસ્તુ;

ઓનો ઉત્પાદક અને ઉપભોક્તા નહોતો ત્યારે પણ.

અ: પુરાણી દુનિયામાં વસ્તીનું દબાણ આધુનિક દુનિયા જેવું નહોતું. માનવ વસ્તી, પ્રાણીઓની માફક, પૂરેપૂરી કુદરતી કક્ષાએ જ વિકાસ પામી હતી. ત્યાર બાદ, મનુષ્યના અસાધારણ ઉત્પાદનને કારણે, મનુષ્યે નહિ પણ કુદરતે, દુકાળ અને રોગચાળાના એટલા જ અસાધારણ વપરાશ દ્વારા પોતાનો બચાવ કર્યો. અનુ સુદ્ધાં પણ દુકાળો અને રોગચાળાના—કોઈ કુદરતી કહી શકે તેવાં—પરિણામો હતાં. બીજી બાજુએ, આધુનિક દુનિયામાં તમામ વસ્તુઓ ઔદ્યોગિક કક્ષાએ વિકાસ પામી છે—મનુષ્યની અતિઉત્પાદકતા પણ. મને એમ લાગે છે કે મનુષ્ય એ મનુષ્યનો અને માલસામાનનો ઉત્પાદક હોવાની હકીકતને કારણે વસ્તીના દબાણ અને ફાર્મસી ઉદ્યોગો તથા હૉસ્પિટલ વ્યવસ્થા વચ્ચે ગાઢ સંબંધ છે. મનુષ્યનું ઉત્પાદન, સંભોગશય્યાની અંધારઘેરી નિકટતામાં તેટલું નથી થતું, જેટલું શ્વેતવસ્ત્રધારી ડૉક્ટરો અને પરિચારિકાઓની વચ્ચે, શસ્ત્રક્રિયાના ખંડોમાં અને સારવાર-ખંડોમાં યાંત્રિક પરિપૂર્ણતાએ પહોંચેલાં કુશળ કારખાનાં જેવાં આ સ્થાનોમાં મનુષ્ય મનુષ્યનો ઉત્પાદક બન્યો છે, નહિ કે ઘરમાં પોતાની પથારીમાં. હકીકતમાં, આ સ્થાનોએ જ ભાવિ ગ્રાહકો અને ભાવિ ઉત્પાદકોને પેલી અન્યાયી ને ક્રૂરકસરિયણ કુદરતે તેમને માટે નિર્મેલા મૃત્યુમાંથી બચાવી લેવામાં આવે છે. કારખાનાંઓ જે રીતે ઢગલાબંધ માલ કે મોટરગાડીઓ બહાર પાડે છે તે રીતે દવાખાનાંઓ અને હૉસ્પિટલો માણસો બહાર પાડે છે.

બ: એટલે તમે એમ જણાવો છો કે આધુનિક મનુષ્ય એ માત્ર મનુષ્યનો જ ઉત્પાદક અને ઉપભોક્તા છે?

અ: હા.

બ: તમે જે રીતે બોલો છો તે પરથી એમ માનવામાં હું સાચો છું ને કે આ બાબત તમને ખિન્ન કરે છે?

અ: હા.

બ: તો તમે શો ઉકેલ સૂચવો છો?

અ: મને તો માત્ર એક જ ઉકેલ દેખાય છે. સીધો મનુષ્યના પોતાના પર આધાર રાખતો હોય તેવો તો એક જ.

બ: શું?

અ: સંયમ (ચેસ્ટિટિ).

બ: સંયમ? તમને નથી લાગતું કે એ અત્યંત કઠોર ઉકેલ છે?

અ: હા, સંયમ. ગરીબી અને સંયમ. તમે વિચાર કરશો તો જણાશે કે આ બંને મનુષ્યની સાહજિક સ્થિતિ છે. અને આજની દુનિયામાં તો તે જ સામાન્ય સ્થિતિ હોઈ શકે; આજની દુનિયામાં મનુષ્ય એક ઉત્પાદક-ગ્રાહક મટી શકે તેવો બીજો કોઈ માર્ગ મને દેખાતો નથી, સિવાય કે ગરીબી ને સંયમ.

બ: જો હું તમને સમજ્યો હોઉં તો, ગરીબ માણસ વાપરતો નથી અને તેથી તેને ઉત્પાદન કરવાની જરૂર રહેતી નથી. સંયમી માણસ બાળકોને આ પૃથ્વી પર અવતારતો નથી અને આમ કરીને છેવટે તે અત્યારની ગ્રાહક સંસ્કૃતિને તેના તત્ત્વવિશેષથી છૂટી કરી દે છે—એટલે કે આમજનતાની જરૂરિયાતો સંતોષવાની જરૂરિયાતમાંથી તેને મુક્ત કરી દે છે: જો બાળકો નહિ તો જનસમૂહ નહિ; વપરાશ નહિ તો ઉત્પાદન નહિ. ખરું ને? જરા વધારે પડતું ખરું, નહિ વારુ?

અ: તમે મારા કહેવાનો અર્થ બરાબર પાકો સમજ્યા. આ ઉપરાંત તમે અતિ ઉત્પાદન અને અતિવસ્તી તરફ લઈ જતી પ્રક્રિયાનું સરખાપણું પણ સમજો. યાંત્રિક ગાળો પેદા કરતા મશીનટુલ્સને સ્થાને, પથારીમાં પડેલાં માનવદંપતી વચ્ચેના યાંત્રિક આલિંગનને મૂકો અને તમને એ જ રીતે મોટા પાયા પર પેદા થતા માલનો ખ્યાલ આવશે. એ બેમાં ફરક જ શો છે? અંધારામાં નિદ્રા અને જાગૃતિ વચ્ચેની અર્ધસભાન અવસ્થામાં બે વ્યક્તિઓ વડે મનુષ્યનો ગર્ભ રચાય છે; આ રીતે મનુષ્યનો ગર્ભ રચાઈ રહ્યો હોય છે તે જ વખતે હજારો કારખાનાંઓમાં બહેરા કરી મૂકે તેવા અવાજો વચ્ચે પેલી હજુ

હેમણું જે ગર્ભમાં પ્રવેશથી વ્યક્તિ જન્મે, મોટી થાય અને પુખ્ત બને તે બધા ગાળા દરમ્યાન વાપરવા જોગ હજારો ચીજવસ્તુઓનું મોટા પાયા પર ઉત્પાદન થઈ રહ્યું હોય છે. ટૂંક વખતમાં, ખૂબ જ ટૂંક વખતમાં આ માણસ એક ઉત્પાદક તેમ જ ગ્રાહક બનશે. તેણે એક ચક્ર પુરું કર્યું. માલસામાનના ઉત્પાદન કરતાં મનુષ્યનું ઉત્પાદન-પ્રમાણ નીચું રાખો તો તમને તરત જ અતિઉત્પાદન દેખાશે. આનાથી ઊલટી પરિસ્થિતિ હશે તો તમને અતિ વસ્તી જણાશે. માત્ર સંયમ જ આ ચક્રને ભેદી શકે, અતિઉત્પાદન અને અતિવસ્તીને ટાળી શકે અને તેમના સહચર જેવા યુદ્ધ, દુકાળ અને યાતનાને પણ, માત્ર સંયમ જ; અને હા, ગરીબી પણ ખરી.

બ : આટલા ગેરવાજબી પ્રતિભાવ સાથે દંપતીનું વર્ણન કરતી વખતે તમે ભૂલી જાઓ છો કે, ઉત્પાદન કરવા અને વાપરવા નિર્માયેલ મનુષ્યનો ગર્ભ સર્જતી વખતે તે પ્રેમ તરીકે ઓળખાતું એક દૈવી અને અકળ કાર્ય પણ કરે છે.

અ : હકીકતમાં જ્યારે એ સંબંધ યાંત્રિક બની ગયો હોય ત્યારે પ્રેમની વાત કરવાનોય શો અર્થ? પુરુષ, સ્ત્રીની યોનિમાં એન્જિનના પિસ્ટનની પેઠે ચાંદ-ધાલ કરે છે. આ ઘસારાથી પેદા થતા ઉશ્કેરાટની અમુક માત્રાએ વીર્ય નીકળી જાય છે અને તેમાંથી ગર્ભ બંધાય છે. આ વાતને પ્રેમ સાથે વળી શી લેવાદેવા?

બ : પણ આ બે જણ એકબીજાને પ્રેમ કરતાં હતાં. બેઓ એકમેકને કદાચ ચાહતાં પણ હોઈ શકે. આપણે તે વિષે શું જાણીએ?

અ : પ્રેમ યૌનસંબંધો તરફ દોરી જતો નથી. તે સંયમ તરફ દોરી જાય છે.

બ : મને એની ખબર નથી. હું તો આ પહેલી જ વાર આવું સાંભળું છું.

અ : હું તો અહીંની અને અત્યારની જ દુનિયાની વાત કરું છું. ભૂતકાળ અને ભવિષ્ય મને સ્પર્શતાં નથી. મને તેમનામાં રસ પણ નથી પડતો.

બ : મને સમજ નહીં પડી સમજાવો.

અ : આજની આ દુનિયામાં અહીં અને અત્યારે પ્રેમ અને યૌનસંબંધ એકમેકથી અપરિચિત છે. તેઓ પરસ્પર વિરોધી અને દુશ્મનાવટભર્યાં છે. યૌનક્રિયા માત્ર ઉત્પાદન બની ગઈ છે; બીજી બાજુએ પ્રેમ તો પ્રેમ જ છે. એટલે કે તે એક શોધખોળ છે, સંશોધન છે, પ્રકાશન છે, દૈવીકરણ છે. તાદાત્મ્ય છે, કલ્પના છે. મનન ચિંતન છે. ટૂંકમાં ઉત્પાદન સિવાય બધું જ છે.

બ : તમે માનો છો તેમ અને આગ્રહ રાખો છો તેમ, યૌનક્રિયા એ માત્ર ઉત્પાદનનું જ કાર્ય નથી. ઘણી વાર તો પુરુષ અને સ્ત્રી પરસ્પર આનંદ મેળવવા માટે આ ક્રિયા કરે છે. અને પ્રણયલીલા તો અનુત્પાદક છે. અને કેટલાક દાખલાઓમાં તો તે જ્ઞાનનું સાધન પણ બની શકે.

અ : હા, આવું હતું ખરું. ચોક્કસ, આપણા પ્રાથમિક, જાદુઈ અને archaic ભૂતકાળમાં આવું હતું. પરંતુ આજે તો તે ઉત્પાદનની ક્રિયા સિવાય બીજું કશું નથી. હા, ઉત્પન્ન દૂર કરી દેવાયું છે. મારું એમ કહેવું છે કે આજે સ્ત્રીપુરુષ એકબીજાને જે આનંદ આપે છે તેમાં જ્ઞાનની કોઈ શક્યતા જ નથી. હકીકતમાં, માત્ર આભાસ સિવાય, વેશ્યાવૃત્તિ કરતાં મૂળભૂત રીતે જુદું નથી. વેશ્યાગમન એ એક પ્રકારનો વપરાશ જ છેને?

બ : ભારે દયાજનક! જ્ઞાન પામવાની અપેક્ષા સાથેની પ્રણયલીલા માટે તમે અપવાદ કર્યો હોત તો મને આનંદ થાત. ગમે તેમ પણ, તમે જે સંયમી અને ગરીબ મનુષ્યની આગાહી કરો છો તેને નામશેષ થઈ જવાનો ડર નહિ રહે? ઉત્પાદન નહિ, વપરાશ નહિ, પ્રજનન નહિ...! મનુષ્યજાતિ ખૂબ ઝડપથી વિલય પામશે.

અ : હું એમ નથી કહેતો કે માણસજાતિએ વિલય પામવું જ જોઈએ. જોકે આજે તો, તેણે પોતાનું અસ્તિત્વ ચાલુ રાખવાનું ભાગ્યે જ કોઈ કારણ જણાય છે. પણ હું તો એમ કહું છું કે તેણે પોતાનું પરિમાણ ઘટાડવું જોઈએ, તેની અત્યારની અતિપ્રજનનની અવસ્થામાંથી આવશ્યક પરિમાણમાં

આવી જવું જોઈએ. વળી, એક વાર તે વિલયને કિનારે પહોંચી જશે પછી માનવજાતિ પોતે જે પ્રેમને લગભગ નેસ્તનાબૂદ કર્યો છે, તેને કારણે જ આત્મવિસ્તારનાં બીજાં નવાં કારણો શોધી કાઢશે. માનવ નામની ચીજ, કુદરતી ચીજોની માફક કારણ અને અસરની એકધારી ગતિએ આગળ વધતી નથી; પણ ગુણાત્મક છલાંગ મારે છે. અતિવસ્તી અને અતિઉત્પાદનની સંસ્કૃતિ પછી તેની વિરોધી લાક્ષણિકતાઓવાળી સંસ્કૃતિ આવે તેમાં હું કશું ખોટું જોતો નથી.

બ : અહીં હું એમ કહીશ કે તમે 'કહેવાઈ ગયેલી' વાત જ કરી રહ્યા છો. તમારા પહેલાં પણ ઘણા લોકોએ 'નવા મધ્યયુગ'નું સૂચન કર્યું છે. અને તે તો આ ઔદ્યોગિક સંસ્કૃતિનું સૌંદર્યશાસ્ત્રવાદી અને સ્થગિત પુરાગમન જ છે.

અ : ભૂતકાળ તરફ શા માટે જુઓ છો? મધ્યયુગની તો વાત જ નથી. માત્ર, મનુષ્ય માટે બનેલી દુનિયા જોઈએ છે.

બ : પરંતુ આજે પૂર્ણ અગેસની બની ગયેલી યંત્રવિદ્યા, આ નવી દુનિયા તરફ દોરી જતી હોય એવું લાગતું નથી. એનાથી ઊલટું જ બનતું લાગે છે.

અ : આજે તો યંત્રવિદ્યા ઉત્પાદક અને ઉપભોક્તા એવા માનવસમુદાયની જરૂરિયાતો પૂરી પાડે છે. પરંતુ આવતી કાલે તે પોતાનો માર્ગ બદલે પણ ખરી, ગરીબ અને અલ્પવૃદ્ધિ પામતા માનવકુળોની જરૂરિયાત પણ તે કદાચ પૂરી પાડે.

બ : શું 'ટેમ્પેસ્ટ' નાટકમાં આવે છે તે પ્રોસ્પેરોના ટાપુની વાત કરો છો? જેમાં શાણો યંત્રવિદ્યાવિદ જાદુગર હોય અને ગણ્યાગાંઠ્યાં સુંદર યુવાન અને સંતાનમુક્ત સ્ત્રીપુરુષો નિર્જન સમુદ્રતટે લટાર મારતાં હોય? અને ચારેકોર સ્વર્ગીય સંગીત, અગમ્ય અવાજો અને અદૃશ્ય જીવાત્માઓ...

અ : મને ખબર નથી. આ વાત અગાઉ કહેવાયેલી છે. વાણી ન સ્ફુરતી હોય તેવી ચીજો વિષે મૌન વધુ સારું.

બ : આપણા સંવાદનો પ્રસ્થાનબિંદુ ચીનથી તો આપણે ક્યાંના ક્યાં નીકળી ગયા છીએ એવું મને લાગે છે. અને તે પણ આખરે તો સાંસ્કૃતિક ક્રાંતિ ઉપરના એક નાના પુસ્તકની માત્ર પ્રસ્તાવના છે! પણ ચીનને આ બધા સાથે શી લેવાદેવા? ચીની પ્રજા ગરીબ છે એ સાચું. પણ એ તો તમે જ કબૂલ્યું છે તેમ કામચલાઉ ધોરણે ને અનિચ્છાએ. સંયમની વાત કરીએ તો, એ શબ્દને તમે જે અર્થ આપો છો તે અર્થમાં તો—તેઓ સંયમી નથી જ. પછી ભલે તેઓ એક જમાનામાં પંકાતા હતા તેવા શૃંગારી હવે ન હોય. ખરેખર તો તેઓ વધ્યે જ જવાનું વલણ ધરાવે છે. અને તે એટલી હદે કે રાજ્ય તેમને ત્રીસ વર્ષની વય પહેલાં પરણતાં વારે છે. તો પછી, આપણી વાત જેને નિમિત્તે ચાલી તે ચીન વિષે આપણે કરીશું શું?

અ : આપણે કશું જ કરવાના નથી. ફરીથી કહું કે ચીની પ્રજાની ગરીબી જોઈને મને રાહતની લાગણી શા માટે થઈ તેનાં કારણો તમને અને મારી જાતને સમજાવવાનો મેં પ્રયાસ કર્યો. બસ એટલું જ; ચીનનો આ સ્વપ્નલોક કાયમને માટે રહેશે કે કામચલાઉ અને ક્ષણિક નીવડશે એ બીજો પ્રશ્ન છે. પરંતુ તેણે એક ચોક્કસ ચર્ચા માટે નિમિત્ત પૂરું પાડ્યું એટલું જ મારે માટે તો પૂરતું છે.

અનુ૰ રમેશ મ. ભટ્ટ

# બાંગલા દેશ: આત્મતેજની દીપ્તિ | શિબદાસ બેનરજી

ફળા સોનેરી ધાનની હરિયાળીને એની ભારે ખરીઓ વડે ખૂંદતો ચમદતો કોઈ માતેલો સાંઢ એના આંધળા રોષમાં નસકોરાં ફુલાવતો ને શિંગડાં ઉલાળતો કોઈ ખેતર પર ધમચકડી મચાવી મૂકે, એમ બાંગલા દેશની ધરતી પર યાહ્યાખાનનાં પાક લશ્કરનો આંધળો આતંક ઊતરી પડ્યો છે. હજારો નિર્દોષ નાગરિકો, સ્ત્રી, પુરુષ, બાલક, બાલિકા કેવળ એ ધરતીની પેદાશ હોવાને નાતે પાક લશ્કરના પાગલ રોષનું નિશાન બની ગયાં છે. પોતાના સત્ત્વથી પોષેલાં, પોતાનાં લાડકવાયાં, માનવીઓનાં આમ વિનાકારણ... કેવળ પોતાની શાનને જાળવવાની ઇચ્છા પ્રગટ કરવા બદલ કમ્મરઘાણ નીકળી જતો જોઈ, ત્યાંની ધરતીનું રૂંવેરૂંવું ત્રાસત્રાસ પોકારી ઊઠ્યું છે. એ ધરતીના આર્તનાદને માનવીની વાચામાં પ્રગટ કરનારો એનો કોઈ બેટડો આ લેખમાં એ બંગલા દેશની પ્રજાના આત્મતેજની દીપ્તિ ને એના ઘાયલ રુધિરઝરતા હૃદયની મૂંગી વ્યથાને વ્યક્ત કરવા મથેલ છે. શિબદાસ બેનરજીએ 'ફ્રીપ્રેસ જર્નલ'ના પાંચમી ને સાતમી મેના અંકોમાં લખેલ લેખોમાંથી આ ભાગ અહીં ઉતારવામાં આવેલ છે.

—સુ. ભા.

## સિલ્હટ જિલ્લામાં ક્યાંકથી

જ્યાં નજર નાખો ત્યાં બધે જ... દશ્ય ભયંકર છે, દર્દનાક છે. સાથે ઉત્સાહપ્રેરક પણ એવું જ. ક્યાંક નાવડાં, ક્યાંક જીપ, ક્યાંક મોટર વડે રસ્તો કાપતા અમે અમારી યાત્રા જારી રાખી રહ્યા છીએ. હું નાનો હતો, ત્યારે આ બધા રસ્તાઓ ખૂંદી વળેલો. અહીંનો કંઈક જાણકાર છું.

સામે માટીના ઓરડા પર કોઈ કે પોતાના હસ્તાક્ષર વડે લખ્યું છે. 'બાયલા બનીને જીવ્યા કરતાં મૂઆ બહેતર.' અહીંના ખેડુનો આ મિજાજ છે, જે કેવળ વાત કર્યાથી નહિ, જોવાથી જ સમજાય એવો છે. સફેદ કફનીઓની ખૂલતી બાંયો ફરકાવતા આપણા જેવા કંઈક ઢીંગલાઓમાં પૌરુષ ને પ્રાણ ભરી દેવાની એનામાં તાકાત છે.

અસલ... માનવીના સંવેદન-તંત્રને તીવ્રપણે ઉશ્કેરી મૂકે એટલી હદે ગરીબ છે આ લોકો. વર્ષાનુવર્ષ... રે... યુગયુગ થયાં ભૂખમરાની ખાઈની કિનાર પર રહ્યા, જીવનની જ્યોતને દીવે દીવે ટોતાં તેઓ નિભાવતા આવેલા છે... પણ ના, એમનું સ્વત્વ તો એટલું જ ઓજસ્વી રહેલું છે; ને તે કંઈ આજકાલની વાત નથી... કંઈ કેટલાય કાળથી. મારે જાતઅનુભવે એનો પરિચય કેળવવાનો આવ્યો છે... મારી એ ફરજ થઈ પડી છે... કારણ હું પોતે પણ આ જ ભૂમિની પેદાશ છું. પૂર્વ બંગાળમાં મારો જનમ. આ લોકોની વચ્ચે જ હું ઊછર્યો છું. એક ક્રૂર મજાકે જ કહોને... બે સગા ભાઈને વિખૂટા પાડી દીધા. એ વાતનેય કેટલો બધો સમય નીકળી ગયો. તે પછી આજે વળી પાછો હું આ ભૂમિ પર પગ મૂકું છું... એ જ ધરતી... એ જ દેશ; ને છતાં જાણે કોઈ જુદો દેશ—બાંગલા દેશ!

દશ્ય બહુ કરુણ છે. ગામડાંના આ લોકો પાસે હથિયાર શાં છે? લાઠી, ભાલા, તીરકામઠાં. આ ગામડાંની સ્ત્રીઓ પાસે આત્મરક્ષા માટે છે માછલાં

મોરવાની છરીઓ...અર્થાત્ 'બોટીઓ' ને ઈંટોઇ. આ હથિયારો વડે એમણે શસ્ત્રસજ્જ સૈનિકોની ટુકડીઓનો સામનો કરવાનો છે. એમની ટેંકો ને જેટ બોમ્બરો સામે ઝૂઝવાનું છે.

માન્યામાં ન આવે એવી વાત છે. શું ખરેખર... એ સાચું છે?

હા, તદ્દન સાચું...કત્લેઆમ શરૂ થઈ ગઈ છે. લૂંટ...સરેઆમ લૂંટ-ઢાંકયા કે રંગ છાંટયા વિનાની વિરૂપતા. એક પછી એક...શું એનો અંત જ નહિ આવે?...આ કાળમુખા નાટકને કોઈ અંત જ નહિ હોય? એવું લાગે છે કે જાણે એને અટકાવવા માંટે કોઈ કશું જ કરી શકે એમ નથી. બોમ્બવર્ષા... મશીનગનનો મારો...ને લોહીની નદી...આ લખું છું તે વખતે મારો હાથ ધ્રૂજે છે...ગમે તે ઘડીએ મશીનગનનું નિશાન બની જાઉં એટલી હદે ખુલ્લો પડી ગયો છું. વસ્તુને એના સંદર્ભમાં મૂકીને વર્ણવવાની શક્તિ ને શબ્દસૂઝ હું ગુમાવી બેઠો છું...નજર સામેના દશ્યને યોગ્ય પરિપ્રેક્ષ્યમાં વર્ણવી પ્રસંગ યા ઘટનાને વ્યવસ્થિત આકાર આપવાની મારી આવડત જાણે લુપ્ત થઈ ગઈ છે. એકાએક લોહીથી લથપથ એવું કોક દોડતું અમારા ભણી આવે છે ને બરાડી ઊઠે છે. "એ ભાગો...દોડો...દોડો."

*

એક નાનકડું નિરીક્ષક-વિમાન કીચડમાં ડૂબેલા આ નાનકડા શહેર પર ચકરાવા લેતું ફરે છે. અમારી આસપાસ અત્યારે ગીચ ઝાડીવાળો ગ્રામપ્રદેશ ને જંગલી ધાનનાં ખેતર પથરાયેલાં છે.

હજી ગઈ કાલે જ, પોતાની જાનને બખ્તરિયા ગાડીની ઓથે છુપાવી લશ્કરી ટુકડીએ અંહીના લોકો પર મશીનગનનો મારો ચલાવેલો. ૫૪નાં મૃત્યુ...

એટલે સ્તો...'દોડો'ની ચેતવણી મળી કે તરત અમે સલામત સ્થળે દોડી પહોંચ્યા.

એ લોકોની પદ્ધતિ તદ્દન સરળ છે: શરૂ કરો, ગોળીએ દાગો. મશીનગનની છોળો વડે ભૂંજી નાખો, ભયથી થથરાવી, થીજવી નાખો. આખી વસતીનું ભેજું ભાંગી નાખો...

બળાત્કાર—અત્યાચાર કરનારા, ડાકુઓ, એ કતલખોર કસાઈઓ ને લૂંટારુઓનાં ધાડાંને વસતી પર છોડી મૂકવામાં આવ્યાં છે. આ લોકોને 'પશ્ચિમ પાકિસ્તાનના સૈનિકો'ને નામે ઓળખાવવામાં આવે છે. મુખ્યત્વે પંજાબીઓ છે. પણ એમના ભેગા કેટલાક પઠાણો પણ દેખાય છે. દારૂ ઢીંચીને લથડતા હોય એવી એમની ચાલ છે.. એવું જ હશે?

બાંગલા દેશમાં તમારે સંતાઈ રહેવું હોય તો આ દુનિયામાં કોઈ તમને શોધી કાઢી શકે નહિ પણ તે તો જો તમે અહીંના જ હો...બંગાળી હો, તો જ.

અમે સંતાતા, જીવ બચાવતા ફરીએ છીએ... આમ ક્યાં લગી ચાલશે એની કંઈ ખબર નથી... એટલામાં તો ક્યાંકથી એક હાથ-બોમ્બ રસ્તા પર ઝીંકાયો... ને છતાં મારી નજર સામે જે રસ્તો દેખાય છે, તે હજી સૂનો જ છે, પણ થોડી જ વારમાં પાકિસ્તાની સૈનિકો એમની રીતે 'આ બદ-જાત બંગાળીઓને જિંદગીની ખો ભુલાવી દે એવા પાઠ ભણાવવા' નીકળી પડશે, ને આ સૂની સડકની બેય બાજુનાં ઘરેઘરને ફૂંદી નાખશે.

*

'બીજું કોઈ છે?'

'ના,' જવાબ આપીને, મારો અસબાબ લઈ હું મારા બીજા ગુપ્ત આવાસ ભણી ડગલાં માંડું છું.

ક્યાંકથી કોઈ સ્ત્રીની હૃદયવિદારક ચીસ ઊઠે છે: 'ના, ના, ના...!' બીજી બારીમાંથી બીજી સ્ત્રી કકળીને ચીસ પાડી ઊઠે છે: મારી નાખો... રે મને મારી નાખો!'

એ ચીસ મારા હૈયાને ચીરી રહી હતી... હું મારી જાતને શક્ય એટલી સ્વસ્થ રાખવા મથી રહ્યો; હું પ્રાર્થી રહ્યો હતો પૂછી રહ્યો હતો... પ્રભુ, તેં મને જનમથી બહેરો કેમ ન બનાવ્યો?

એક કૂતરું લપાતું છુપાતું બાજુની ગલીમાં વળ્યું... એની પાછળ સ્ટેનગન-મશીનગન ધણધણી ઊઠી

આભમાંથી ટપકી પડ્યા હોય એમ મુક્તિફોજના બે સૈનિકો એક મશીનગનમાં સહિયારું ખેડતા નીકળી પડ્યા હત, ને જેવા અણધાર્યા એ આવ્યા એટલો જ અણધાર્યો કોઈ સ્ટેનગને એમનો સત્કાર કર્યો... એક ભૂખ્યા, રઝળતા કૂતરાના અવશેષોથી ગલીનો આખો રસ્તો છિતરાઈ ગયો... પરંતુ ગંમતની વાત એ છે કે, પેલી સહિયારી સ્ટેનગનના બેઉ માલિક અક્ષત... આબાદ... અલોપ થઈ ગયા! વળી પાછા ક્યાંક બીજે પહોંચી જઈને તેઓ ફરી પોતાનો દાવ અજમાવશે... પણ અત્યાચારનો ભોગ બનેલી આ સ્ત્રીઓ ને બાળકોની ચીસો તો હૈયું ચીરી નાખે છે; કાનના પડદા ફાડી નાખે છે...

*

અહીંના લોક મને કહે છે: આ બાંગલા દેશમાં ચાલી રહેલા યુદ્ધની તરાહ તો આમ જ — લગભગ બધે સરખી જ છે. એક પક્ષે નખશિખ આધુનિક શસ્ત્રોથી સજ્જ, વ્યૂહરચનાને આધીન રહી લડનારું આખું સૈન્ય છે. બીજી બાજુ બાંગલા દેશના કાયમી સૈન્યમાંનો એક નાનકડો હિસ્સો... ને એની પડખે રહી લડનારા આવા શીઘ્રસૈનિકોનાં છૂટક દળ!

ઢાકાથી આવેલા નિર્વાસિતોએ એમની સગી આંખે જોયેલું ને જાત પર વેઠેલું છે, એનાં કમકમાં ઉપજાવે એવાં બયાન મને આપ્યાં છે. પરંતુ આજે તો હવે બાંગલા દેશનું પ્રત્યેક નગર, એનું પ્રત્યેક ગામડું ઢાકાની જ પુનરાવૃત્તિ નીરખી રહ્યું છે. બધે એકસરખો આતંક, એકસરખાં આક્રમણ... નિઃશસ્ત્ર નાગરિકોની બેરહમ કતલ. બંગબંધુ મુજિબુર રહેમાનના અનુયાયીઓનો નંબર એ કતલમાં સૌને મોખરે રહે છે. તે પછી બુદ્ધિજીવીઓ, લેખકો, કવિઓ, પત્રકારો, શિક્ષકો-આચાર્યો, એમના વિદ્યાર્થીઓનો નંબર લાગે છે. માછીમારો ને ખેડૂતોના બાહુલ્યવાળી અહીંની વસ્તીમાં એમની સંખ્યા તે કેટલીક હોવાની! સાલિસકારો ને શિક્ષિતો પછી આવે છે એવો જ સુંવાળો-સ્ત્રીઓનો વર્ગ. કિશોરી કન્યાઓ સુધ્ધાં એમના જુલમનો શિકાર બનતાં બચી શકી નથી. એમ તો ગામડાંની સમૂળી વસ્તી એમની કત્લેઆમ ને ખૂનરેજીનો ભોગ ક્યાં નથી બની!

દશ્ય ભયંકર હદે બિહામણું છે.

*

આ ચાલુ પેઢી દરમિયાન જ લેખકે અંગ્રેજ-ફ્રેંચ-ઇઝરાયલ ને ઇજિપ્ત વચ્ચે ખેલાયેલા વિગ્રહ દરમિયાન ઇજિપ્તની ભૂમિ પર રહ્યાં રહ્યાં ખબરપત્રી તરીકેની પોતાની ફરજો બજાવેલી છે. હંગેરીમાં બળવો ફાટી નીકળ્યો, તે વખતે પણ ભારતના એક માત્ર અધિકારી-પત્રકાર તરીકે હંગેરીની ભૂમિ પર પહોંચી જઈ, ખબરો મેળવવાનો પરવાનો સૌથી પહેલો એણે મેળવી લીધો હતો. પરંતુ ઇજિપ્ત તેમ જ હંગેરીમાં એણે જે દશ્યો જોયેલાં ને આજે બાંગલા દેશમાં એ જે દશ્યો જોઈ રહ્યો છે, એ બેની વચ્ચે કોઈ પ્રકારની સરખામણી થઈ શકે એમ નથી. અલબત્ત ઇજિપ્ત ને હંગેરીમાં પશુબળનાં જે બેહૂદગી-ભર્યાં ઘમંડ ને ઉદ્દંડતા એણે નજરે નિહાળેલાં એણે એને આપણા યુગમાં પડેલી તિરાડનું દર્શન તો કરાવી જ દીધેલું. પરંતુ અહીં પાકિસ્તાનનાં કબજા હેઠળના પૂર્વ બંગાળમાં તો પરિસ્થિતિએ જે નાટકીય સ્વરૂપ લીધું છે તેને 'નારકીય પાગલપણા' સિવાય બીજા કોઈ નામે ઓળખાવી શકાય એમ નથી.

હજી ગઈ કાલે રાતે જ, ડાંગરની ખેતી કરનારો એક બુઢ્ઢો ખેડૂત મને કહેતો હતો: 'મને કદી આવો ખ્યાલ સરખો આવેલો નહિ કે એક દિવસ અમારા જ ધર્મબંધુને હાથે અમારી આવી કતલ થશે...' એ ખેડૂતનો ચહેરો ભયથી ચમચમી રહ્યો હતો.

બાંગલા દેશના લોકો સાધારણ રીતે કંઈક વિરોધ ખડતલ ને જોમવંતા હોય છે. સર્જનશીલ ને રચનાત્મક વૃત્તિઓવાળા પણ ખરા. તમે એમનાં ગીતો સાંભળો કે મુગ્ધ બન્યા વિના નહિ રહી શકો. એમની કવિતા વાંચો. ઉદ્દીપક હોવાની સાથે સાથે એમાં એટલું જ લાલિત્ય ને ભાવનું સંતુલન જોવા મળશે. પોતાનાં ખેતરોમાં એમને હળ ફેરવતા જુઓ... જળાશયોમાં જાળ નાખી માછલાં પકડતા જુઓ... જીવન પ્રત્યેની એમની રેખ લગભગ દિલચસ્પ

જેવી લાગશે. કંઈ નહિ તોય સોએક પેઢી તો એમણે આમ જ ગરીબી ને નિરક્ષરતામાં વિતાવેલી છે. ને છતાં એમણે કોઈ ને કોઈ રીતે પોતાની હસ્તી—પોતાનું સત્ત્વ ટકાવી રાખેલ છે.... પણ આજે તો જાણે હવે એમનું એ અસ્તિત્વ પણ જોખમમાં મુકાઈ ગયું છે... આજ પહેલાં આવું કદી બન્યું નથી.

ખેર, પણ ૧૯૪૭ની સાલ પછી તો પોતાની સ્થિતિમાં એમને જરૂર કંઈક ફરક જોવા મળવો જોઈતો હતો. પરંતુ એવું બન્યું નહિ. એટલે જ તો તેઓ એક માણસની જેમ ખડા થઈ ગયા ને પહેલવહેલી તક હાથ લાગતાં એમણે બધું... મિત્ર ... શેખ મુજિબુર રહેમાનને પોતાનો મત જાહેર કર્યો. ને એમાંથી જ આજની સ્થિતિ ઊભી થઈ...

અત્યારે તત્કાળ હું જ્યાં છુપાઈને બેઠો છું, એ મારું ગંધાતું ઘર શહેરથી બહુ દૂર નથી. અહીંની ભયથી સંકોડાઈ ગયેલી વસ્તી એમના પર ઉપરાઉપરી થયેલા હુમલાઓથી લગભગ ઢંકાઈ ગયેલી છે. એક મિત્ર આવીને માટીના ભીતડાને અઢેલી મારા મોં સામે જોઈ બેસી જાય છે. એના હાથમાંની બંદૂક હેઠી મુકાતાં એ લોખંડનો રણકાર જગાવે છે. ધંધાની દૃષ્ટિએ સિલહટની એક કૉલેજમાં એ પ્રાધ્યાપક છે. આજ પહેલાં કદી બંદૂક હાથમાં પકડવાનો મોકો એને આવ્યો ન હતો. ૨૫મી માર્ચની એ અપશુકનિયાળ રાત્રીએ એની પત્ની ઢાકામાં સપડાઈ ગયેલી હતી. ભગવાન જાણે આજે એ જીવતી છે કે નહિ!

મારા હાથમાંથી સિગરેટ લઈને એક આંચકા સાથે એણે સળગાવી. ને પછી અચકાતાં અચકાતાં કહેવા લાગ્યો 'હું તો કહું છું, ભલેને એ લોકો આપણને મારી નાખે, આપણી પાસે મરણનો તોલ ઝીલી શકે એવો હેતુ છે.' ઘડીક અટકીને કંઈક વિચારમાં પડી જતાં એ બોલ્યો, '...આપણા લોહીમાંથી નવાં ફૂલ કેમ નહિ ખીલી નીકળે?...'

હૈયું વહેરી નાખે એવી પીડામાંથી પસાર થતા હોય, તેવે વખતે પણ કેવી આધ્યાત્મિક ભૂમિમાં એમનું ચિત્ત વિચરતું રહે છે! આ તે વિચિત્ર-લોક નહિ?

'જોયું ને તમે...?'

'ના, હું કશું જોઈ શકતો ન હતો. મારી નજર તો અમારા વાંસની બારીનાં બંધ શટર્સનાં એક નાનકડા કાણામાંથી બહાર રસ્તા પર શું બની રહ્યું છે, તે જોવા ખેંચાઈ રહી હતી...એક પાકિસ્તાની સૈનિક એક સ્ત્રીને રસ્તા પર થઈ ઘસડી લઈ જઈ રહ્યો હતો. સ્ત્રીના મુખ પર ભયની છાયા ઢળી ગઈ હતી. અર્ધનગ્ન દશામાં ઢસડાતી એ સ્ત્રીના મુખમાંથી ચીસ નીકળી પડી, 'આમારે મારીએ ફેલો...' (મને મારી નાખો.)

*

'ધુ...મ.. ધુ...મ'

એક પાકિસ્તાની સૈનિક લથડિયાં ખાતો રસ્તા પર ઢળી પડે છે... સાવ ઊગતો તરુણ...માંડ મૅટ્રિકની પરીક્ષા આપીને હમણાં જ નવરો પડ્યો હશે. ઊંધે મોઢે રસ્તા પર લાંબો થઈ પડે છે....ત્યાં તો કોણ જાણે ક્યાંથી... છોકરાંઓ... નાનાં નાનાં છોકરા છોકરીઓનું એક ટોળું આવીને ભૂખ્યા વરુની માફક એના પર તૂટી પડે છે. સૈનિકની બોટી બોટી શેરીના રસ્તા પર છિતરાઈ જાય છે...

ચોમાસું બેસી ગયું છે. શેરીઓ ને સડકો પર રેલાયેલું લોહી તો આમ જ ધોવાઈ જશે... સામેની ભીંત પર લોહી જેવા લાલ ચટક અક્ષરે કોઈએ લખેલું છે: 'આમરા જીતબો, આમરા જીતબો, આમરા જીતબો...!' (અમે જીતીશું જ...!)

જેસોર નગરમાં ક્યાંકથી...

વરસાદ વરસી રહ્યો છે, અનરાધાર વર્ષા! જરાક વધારે પડતો આત્મવિશ્વાસ... ક્ષણેકની ગફલત... ને તાપનો ગોળો મને ઉડાડીને મૃત્યુને કિનારે પહોંચાડી દે એમ છે.

ને છતાં કોઈક અદ્ભુત આનંદથી મારું હૈયું ખીલી ઊઠ્યું છે. થોડી જ વાર પહેલાં મારી જાતને વરસાદમાં ભીંજાવા દેતો હું ખુલ્લામાં જઈ ઊભો રહી ગયો હતો...

માંથે આવી પડેલી ચોક્કસ કત્લે આમમાંથી બચવા ગઈ રાત્રે ભૈરવ નદીમાં કૂદી પડી અમે જીવ

બચાવેલા. તે વખતે સગી આંખે જોયેલી જંગલિ-
યતને યાદ કરી હું મારા ચિત્તને અત્યારે ખરડવા
નથી માગતો. હા, પણ તમને એટલું કહી દઉં કે
હજી આ શહેર પિશાચ-નગરી જેવું જ છે. ફરી પાછું
એ પાકિસ્તાનીઓના પંજામાં સપડાઈ ગયું છે. એનાં
કેટલાં બધાં ઘરો બૉમ્બમારાને કારણે ભાંગીને
ભુક્કો થઈ ગયેલા છે. 'પાક લશ્કર'ના 'બહાદરો'એ
ઢગલા બધ લોથો અહીં ખડકી દીધેલી છે. એમાં
મોટો ભાગ વિદ્યાર્થીઓનો...! જેસોર નગરી અત્યારે
સેંકડો નરપિશાચોના અત્યાચારોનો ભોગ બની,
અચેતન થઈ પડેલ કોઈ નારી—કે જેની શિરાએ
શિરાએથી રક્ત ઝરી રહ્યું હોય, એવી ભાસે છે. ને
છતાં એ જ જેસોર બીજી દૃષ્ટિએ જોતાં 'બાંગલા
દેશ'નો જ એક ભાગ બની રહેલ છે. બહુ થોડા
જ સમયમાં આક્રમણખોરોનો પીછો પકડીને એમને
અહીંથી ભગાડી મૂકવામાં આવશે જરૂર એમને
અહીંથી પીછેહઠ કરવાની ફરજ પડશે. સાથે તમને
એ ય કહી દઉં...આ જ જેસોર મારી જન્મભોમ છે.

શહેરના દક્ષિણ વિભાગમાં એક કાળો પડદો
ઊડી રહ્યો છે. ધુમાડાના બે સ્તંભ આકાશ ભણી
ઊંચે ચડતા દેખાય છે.

*

બૉમ્બ ઝીકીને ખંડિયેર બનાવી મૂકેલા આ
શહેરમાંના 'પાક સૈનિકો'ની તીણી નજર કદાચ
અહીં—આ દરમાં આશ્રય લઈ રહેલાઓને—
મને ને મારા મિત્રોને પકડી પણ પાડે. પરંતુ હવે
એવો ભો રાખવાનો શો અર્થ છે? અમારા જેવા
થોડાક મરી પરવારશે એથી કંઈ 'બાંગલા દેશ'નો
શ્વાસોચ્છ્વાસ ઓછો જ અટકી જવાનો છે?

અમારી ને કાળો ધુમાડો ઓકતાં પેલાં મકાનોની
વચ્ચેનો લગભગ બધો વિસ્તાર વેરાન બની ચૂકેલો
છે. ને આ બેહાલ બનાવી દેવાયેલી ધરતી પર રેડાયેલું
માનવીનું રક્ત વરસાદનાં પાણીએ ધોવાઈ રહ્યું છે...
પણે... દૂર ક્યાંક ઑટોમેટિક મશીનગન ધણધણી
ઊઠે છે—ચોમેર મૃત્યુનાં બીજ વેરતી વિખેરતી...
બેફામપણે... પરંતુ આજે તો હવે એ વાતનોય
ભો રાખવાનો નથી.

*

'તો આવો, આપણે થોડો નશો કરી લઈએ'
નશો શેનો... ખાકનો?... દૂધ ને ખાંડ વિનાની
ચાંગળુંક ચાના બે ઘૂંટ તે અમારું પીણું! એમ
ચાર જણાની મંડળી એના પર માતી રહી...અમે
બેઠા હતા ત્યાંથી દૂર દૂરનું એક સુંદર પ્રાકૃતિક દૃશ્ય
અમારી નજરને બાંધી રહ્યું હતું. અમારાથી ત્રીસ
જ વાર જેટલા અંતરે મશીનગનોની એક આખી
હાર શિકારની તાકમાં ગોઠવાઈ ગયેલી છે. આ રસ્તા
પર ને આ આખાય વિસ્તારમાં ઠેરઠેર શિકારને
સપડાવવા માટેની જાળો બિછાવાઈ ગયેલી છે.

હવે અમારે તાબડતોબ અહીંથી નીકળી જવું
જોઈએ. અમારું થાણું બદલી નાખવું જરૂરી છે.
એમની દૃષ્ટિએ તો આ આખાય વિસ્તારમાં ક્યાંય
અમારી હસ્તી જ નથી... શક્ય જ નથી! ઘરને
પાછલે બારણેથી નીકળી અમે તળાવની દિશામાં
દોડીએ છીએ. તળાવની ડાબી બાજુએ આંબાવાડિયું
છે. એમાં પેસીને અમે ક્યાંના ક્યાં નીકળી જઈએ
છીએ. શહેરમાં ચાલી રહેલી કતલના અમે સાક્ષી
રહી શકીએ એમ નથી...

મારા સાથીઓ બિલકુલ નિર્લેપ છે. એમની
સામે માત્ર બે જ રસ્તા ખુલ્લા છે...કયો રસ્તો પસંદ
કરવો: 'એકબીજાથી વિખૂટા પડી જઈ, છૂટા
છવાયા મરવું...કાં બધાએ ભેગા મળીને જીવતા
રહેવાનો પુરુષાર્થ કર્યા કરવો?'

અમારી બેઢંગી ઉતાવળમાં બાંગલા દેશના વડા
પ્રધાન તાજુદ્દીન એહમદે એપ્રિલની ૧૭મી તારીખે
વિશ્વના દેશો જોગ કરેલ બુલંદ અપીલની ટેપ સાથે
લેવાનું અમે ચૂકી ગયા... આ અપીલ દ્વારા બાંગલા
દેશની સ્વાધીનતા માટેના જંગમાં નૈતિક તેમજ
આર્થિક સહાય પહોંચાડવાની એમણે વિશ્વના દેશોને
અપીલ કરી હતી. એમણે કહ્યું હતું કે આ સહાય
કરવામાં વિલંબ થઈ રહ્યો છે... પરિણામે રોજ ને
રોજ આ દેશનાં એક હજાર નાગરિકો જાન ગુમાવી
રહ્યા છે... બાંગલા દેશનું હીર નિચોવાઈ રહ્યું છે.

માનવતાને ખાતર આજે ને અબઘડી સક્રિય બનો, ને સદાને માટે અમારી અમર મૈત્રીનો સંબંધ જોડવાની આ તક ઝડપી લો.'

આ ટેપ ક્રાંતિશોને—અર્થાત્ પાક સૈનિકોને હાથ પડવાની, એ વાતનું મને ખૂબ દુઃખ છે.

*

વરસાદ ચાલુ જ છે. નવા થાનકે પહોંચવા માટેની અમારી પદયાત્રા ચાલુ જ છે... આ ગલી...? એને તો, હું જાણે ક્યારનો ભૂલી ચૂક્યો હતો. બાકી અહીંથી થોડે જ દૂર ઘણાં વર્ષો પૂર્વે, એક ગામના ઓરડામાં મારી આંખોએ સૂર્ય-કિરણોનાં તેજ ઝીલ્યાં હતાં. મારાં માબાપ, એમનાં માબાપ ને એમનાંય વડવાઓએ એ જ નાનકડા ગામડામાં જન્મ ધર્યો હતો. એ મારી માવડી!

શું એ ગામની મુલાકાત હું લઈ શકીશ? આજે એ શક્ય બને ખરું?

કોને ખબર? આ બાંગલા દેશમાં બધાં મળીને આવાં ૧૫૦૦૦ ગામડાં છે. ભૂતકાળમાં દૃષ્ટિપાત કરતાં હું જોઈ શકું છું કે, એ પ્રત્યેક ગામડું મારી જનમભોમ છે...ને કદાચ ફરી હું એ જ ગામડામાં જનમવાનો છું. આજે એ ગામડાંનો પ્રત્યેક માનવી... સ્ત્રી, પુરુષ, બાળક... કેવળ સ્વાધીનતા માટેની પોતાની ખ્વાહેશ પ્રગટ કરવાના 'અપરાધ' બદલ, અસહ્ય યાતનાઓનો ભોગ બની રહ્યો છે! પાકિસ્તાની જાલિમોને હાથે અત્યાચારનો બલિ બની રહ્યો છે. ટેપમાંનો અવાજ દુનિયાભરની માનવતાને સાદ દઈ રહ્યો હતો: 'બાંગલા દેશનાં કમનસીબ માનવીઓની વહાર કરો...' કોણ જાણે છે: અત્યાર લગીમાં, કદાચ અમે રવડતી મૂકી દીધેલી એ ટેપ ક્રાંતિશોને હાથ પડીય ચૂકી હશે!

*

લોથો—મૂએલા માનવીની લોથોથી આખો રસ્તો છવાઈ ગયેલો છે. તરુણો...દૂધમલ યુવાનોની લાશો! એમની સામે કોઈ ઉગાર જ ન હતો... પરંતુ શું સદાને માટે તેઓ 'મરેલા' રહી શકશે? તેઓ જાણે ઘોર નિદ્રામાં પોઢી ગયા છે...સ્વપ્ન જોઈ રહ્યા છે. એમના કચરાઈ, છૂંદાઈ ગયેલા યુવાન ચહેરાઓને ખૂણેથી હજી લોહી ટપકી રહ્યું છે!

આ બીજી લાશો... આ તો કોઈ છોકરીનો દેહ... એના દેહ પર વસ્ત્રનું આવરણ નથી. શરીરનો ગુહ્ય ભાગ ક્ષતવિક્ષત ... માખીઓ બણબણી રહી છે. બાજુમાં બળી ગયેલા ફણસના ઝાડ પર કાગડા કાઊ કાઊ કરી રહ્યા છે. ગીધડાં પણ વરસાદમાં ભીંજાઈને પાણીથી નીતરી રહ્યાં છે.

*

બાંગલા દેશમાં રોજ ને રોજ છોકરીઓ આપઘાત કરીને મરી રહી છે, એનું કારણ હવે મને સમજાય છે... ઢાકા યુનિવર્સિટીની એ કમનસીબ વિદ્યાર્થિનીઓના વિચારમાત્રથી કમકમાં આવે છે. એમની પૂંઠે પડેલ માતેલા વાસનાભૂખ્યા સાંઢ જેવા 'પાક. સૈનિકો' કેટલી... સાઠ કે પચાસ જેટલી એ છોકરીઓની શી દુર્દશા...! છોકરીઓએ એ ભીષણ યાતનામાંથી બચવા ઇમારતની ટોચેથી કૂદી પડીને પોતાના પ્રાણ કાઢી આપેલા. ઢાકાથી પિસ્તાલીસ માઈલ વાયવ્યે એમાંની એક છોકરીના મોટાભાઈ સાથે ભેટો થઈ ગયેલો. એણે મને આપેલ સમાચાર મુજબ, એ લોકોએ મારી માનીતી નવલકથાકાર નીલિમા ઇબ્રાહીમને જાનથી મારી નાખી છે. એની સાથે જ મારી માનીતી કવિયત્રી સુફિયા કમાલના જીવનનો પણ એમણે અંત આણી દીધો છે! એ ઉપરાંત ડૉ. જી. સી. દવે કે જેઓ ઢાકા યુનિવર્સિટીમાં તત્ત્વજ્ઞાન વિભાગના મુખ્ય વડા હતા અને આ દેશમાં સૌથી મોટા ઇતિહાસજ્ઞ ડૉ. એ. એમ. હબીબુલ્લા એમનાય જીવનનો નાશ કર્યો છે. નારકીય હત્યાકાંડના કેન્દ્ર સમા એ નગરની મુલાકાત હજી હું લઈ શક્યો નથી. પરંતુ એક દિવસ જરૂર હું ત્યાં જવાનો છું... કારણ બાંગલા દેશના વડા પ્રધાનનું મને હાર્દિક, આગ્રહભર્યું નિમંત્રણ મળી ચૂકેલું છે...

*

મુશળધાર વર્ષા...

રસ્તાને કિનારે સડતાં માનવ-શબો, રસ્તાની

## અમારી દુખિયારી માવડીને | ઐબી મૌદૂદ

મારી માનું મુખ
મારી માની વાણી
મારી માનું ગીત
આ દેશની માટીમાં
એના છિદ્રે છિદ્રે
આ દેશના આકાશમાં
વાયુમંડળમાં
વેરાઈ ગયેલાં
છંટકોરાઈ ગયેલાં છે.
અમારા પ્રત્યેકના પ્રાણમાં
ને રક્તના બિંદુએ બિંદુમાં
ઘૂંટાઈ ઘોળાઈ ગયેલાં છે.
બચપણમાં—
પાઠશાળાની પાટલીએ બેસી
શીખેલાં તે બાળપોથીમાં
પ્રિય કવિ રવીન્દ્રનાથની કવિતાના સૂર
એણે તો મારું મન મોહી લીધું છે.
મારી ચેતના એના વડે
આગનો પારસમણિ બનીને રહી ગઈ છે.
પળે પળે
એ મને જીવનનાં સ્વપ્ન દેખાડે છે.
ક્ષણે ક્ષણે
એ મારામાં આશા જગાડે છે:
અમે બચવાના જ.
ને તેમ છતાં,
મારું મન પાછું રોઈ ઊઠે છે.
જ્યારે હું સાંભળું છું:

મારે ભૂલવી પડશે, મારી માની વાણી—
મારી ભાષા,
બાળપોથીમાંનાં મારા પ્રિય કવિનાં ગાન.
ને હું એમ સુણું છું કે:
એ ભૂલવાં જ પડશે…
એટલે શું
મારા રક્તસ્રોતેથી એને ભૂંસવાં પડશે?
ઓ દુખિયારી માવડી મારી
તું કોણ છો… એ જાણતા નથી!
તને એ પિછાનતા નથી.
તેઓ જાણે છે માત્ર દારૂગોળાની ગંધને.
આ હરિયાળી શ્યામલ ધરણી માથેથી
આ સુખ ને શાંતિના દેશ થકી
તને ને મને
મિટાવી દેવાનું જ એ જાણે છે…
પરંતુ —
એ તો અમે થવા દઈ શાના?
થવા દઈ શાના?
રતનના કટકા શાં તારાં છોરા ને છોરિયું
હર રસ્તે ઘાટે
ઘૂંટાઈ કે ઘોળાઈ લોપ પામ્યાં છે.
પણ તે જીવતાંને કાજ
મૂલ ચૂકવતાં.
ઓ મારી લક્ષ્મી મા —
તું તો તારે ઉગમણી દિશે ટગી રહે જે —
રાતા સૂરજનાં દર્શનની આશે.

*

## તેઓ *... | અનિસુઝ્ઝમાન

તેઓ દર ફેબ્રુઆરીએ
પાછાં આવે છે.
બાઝ્ઝવલ્યમાન રંગોના દરબારમાં નહિ:
ફૂલ પલ્લવોની મિલન વેળાએ.
જ્યાં જીવનનો પ્રવાહ
મુક્ત છંદે વહેતો
ગૂંજતો ઘૂઘવતો
હૃદય સમુદ્રે જઈ મળે છે ત્યાં,
તેઓ આવે છે...
વારંવાર આવે છે...
યૌવનનું ગૌરવ,
કામની વ્યસ્તતા...
જીવનની ચાહનાએ ભરત...
આવી એમણે
મૃત્યુની મૂર્છનાને આલિંગી લીધી!
અગણિત અસંખ્ય જિંદગીઓની
મુક્તિનાં મૂલ ચૂકવતાં
પ્રત્યેકે, પોતપોતાનું—
જીવન સમર્પી દીધું.
આજે ય
તેઓ આપણી વચ્ચે
જીવંત વિચરે છે.
કૂંળી કૂંળી પગલીઓ પાડતાં
ને ઝાકળભીની
ઘાસની હરિયાળી પર
હડિયાદોડી કરતાં બાળવૃંદામાં
તેઓ જીવંત છે.
રાતાં ગુલાબ ફૂલે રમતાં
જેઓ સુકોમળ હાથો વડે
એને ધ્વજની પેરે ફરકાવે છે.

*

* ૧૯૫૨ના ફેબ્રુઆરીમાં પોતાની રાષ્ટ્રભાષા તરીકે 'બાંગલા ભાષા'ની હસ્તી ટકાવી રાખવા કાજે બાંગલા દેશના વિદ્યાર્થીઓ, બુદ્ધિજીવીઓ ને યુવાનવર્ગે કરેલી લડતમાં થયેલા શહીદોનું સ્મરણ.

## હું પક્ષપાતી... | શમશુર રહેમાન

અલબત્ત,
ઘાસમાં સરતા,
ઝેરીલા સર્પને હું ચાહું છું.
કારણ કે,
મનુષ્યથી દોસ્ત કરતાં કંઈ વિશેષ
ક્રૂર નથી એ.
લોહીતરસી
આંધળી વાગોળનેય
ચાહું છું હું.
કારણ, વિવેચક કરતાં એનામાં
કંઈ ઓછી અનુકંપા નથી.
રોષે ભરાયેલા
વીંછીનો ડંખ મને પ્યારો લાગે છે.
કારણ
એના દંશની આગ શી વેદના
બેવફા પ્રેમિકાના
રક્તરંગી ચુંબનથી
અદકી નથી જ.
ઘનઘોર જંગલમાં
મને ભેટી જનારા
દેખાવડા વાઘને હું ચાહું છું.
કારણ,
એના નહોર પંજા ને રાક્ષસી જડબામાં
દાડે પેટે વ્યૂહ ખેલતા સરમુખત્યાર શી
સર્વભક્ષી વૈરાગ્નિ નથી જ.
('યંગ ઇન્ડિયા')

અનુવાદ છે. (અનુવાદક કવિરુલ ઇસલામ) બંગાળી અનુવાદ આ પ્રમાણે છે:

તારિખ દેખે કિ હબે
ઘરં નિર્ભર દિક્કે તાકાઓ
સબાર પાયે ફૂટછિલો કાંટા
તુમિ હેંટ હ'યે પથથેકે ચેદિન સેરા નીરબે તુલેછિલે
સે દિનઇ તો ગાંધીજીર જન્મદિન
કારણ સેદિન પથેર ધુલાય ભૂમિષ્ઠ હયેછિલો
એક સ્વર્ગીય સત્ય—

મૂળ ગુજરાતી અંશ આ પ્રમાણે છે:

માર્ગમાં કંટક પડ્યા
સૌને નડયા;
બાજુ મૂક્યા ઉંચકી,
તે દી નક્કી
જન્મ ગાંધીબાપુનો,
સત્યના અમોઘ મોંઘા જાદુનો
× × ×
—તિથિ ન જોશો ટીપણે
ગાંધીજયંતી તે દિને.

મૂળ કવિતાની છેલ્લી પંક્તિઓ અનુવાદમાં આરંભમાં મૂકી છે—પણ જે બંગાળી અનુવાદ છે તેનો વળી ગુજરાતી અનુવાદ કરીએ તો આમ થાય: તિથિ જોઈને શું?/પણ પોતા ભણી જુઓ. પછી 'કારણ સેદિન...સત્ય' એ અનુવાદ—'સત્યના અમોઘ મોંઘા જાદુનો' છે, પણ તે બંગાળીને ગુજરાતીમાં સમજીએ તો આમ થાય: કારણ તે દિવસે પથની ધૂળમાં ભૂમિષ્ઠ થયું હતું/એક સ્વર્ગીય સત્ય!'—અહીં અનુવાદ તદ્દન ભૂલભરેલો અને અક્ષમ્ય છે. પછીની કડીની તો એથી પણ વિશેષ અવદશા છે. કવિતાના અનુવાદમાં થોડીક સ્વતંત્રતા હોય, પણ તે એવી ન હોય કે મૂળમાં અભિપ્રેત ન હોય તેવું અર્થઘટન થાય, કે પછી જે ભાગનો અનુવાદ ન ફાવે તે છોડી દેવાય. સિતાંશુની પાંચ કવિતાના ગુચ્છનો 'સોનારસંધાને' નામે અનુવાદ છે. (સંપાદકોએ ભૂલથી સિતાંશુ યશશ્ચંદ્રમાં યશશ્ચંદ્ર એ એમના પિતાશ્રીનો નામ છે તેમની અટક ધારી લઈને સંપાદકીયમાં 'યશશ્ચંદ્રની કવિતા' એમ લખ્યું છે; એમની અટક તો મહેતા છે.)

વાર્તાઓની પસંદગી અને અનુવાદ સારો છે. સુંદરમ્‌ની 'ખોલકી' વાર્તાને એ જ શીર્ષકથી (કારણ બંગાળીમાં એને માટે પર્યાયવાચી શબ્દ નથી, પાદટીપમાં અર્થની સ્પષ્ટતા કરી છે) અનૂદિત કરી છે. અનુવાદ માટે આવી અઘરી રચના પસંદ કરી સફળતાથી પાર પાડવા બદલ અભિનંદન આપવાં જોઈએ. તે પછી, જયંત ખત્રીની 'ખલાસ' ('ખરા બપોર'માંથી) વાર્તા છે. હસમુખ પાઠક કવિ તરીકે જાણીતા છે, પણ વાર્તાકાર તરીકે તેમની શક્તિઓ પિછાની 'સંસ્કૃતિ'ના જૂના અંકમાંથી તેમની 'મા-દીકરો' નામે સરસ વાર્તા શોધી કાઢી અહીં 'મા ઓ છેલે' નામે આપી છે. સુરેશ જોષીની 'ઝેર' વાર્તાનો અનુવાદ છે અને ચંદ્રકાન્ત બક્ષીની 'ક્રમશ:' વાર્તા છે.

શિવકુમારનું 'પ્રસન્ન દામ્પત્ય' અને મધુ રાયનું 'વિષ' એ બે એકાંકીઓ છે, અને તે સાથે 'નેપથ્ય-દર્શીર દૃષ્ટિતે' કરીને શિવકુમારનો નાટ્યપ્રવૃત્તિ વિષેનો એક રિપોર્ટાજ છે. તેમાં 'મુંબઈના ગુજરાતી મંચ'ની વાત કરતાં ભાંગવાડી થિયેટરમાં ભજવાતું 'પૈસો બોલે છે' નાટક એક પરદેશીને ખરેખરનું 'ભારતીય' લાગ્યું એટલું જ નહિ, ખરેખરનું 'થિયેટર' પણ લાગ્યું તેનો ઉલ્લેખ છે... તે લાગે છે 'સિરિયસ' પણ બની રહે છે રમૂજપ્રેરક! આપણે તો પરદેશીઓની નજરે જ જોવાનાને! શિવકુમારને મન પ્રબોધ જોશી અને પ્રાગજી ડોસા 'સાર્થક' નાટકકારો છે. ૫૦૦ એકાંકી (!) અને ૧૫ પૂર્ણાંક નાટક લખનાર પ્રબોધ જોશી પર તો તેઓ વરસી પડ્યા છે! સૌ સૌની રુચિ, બીજું શું? છદ્મનામથી લખતા હોય કે સાચા નામથી, પણ શિવકુમાર પ્રસંગ આવતાં પોતા વિષેનો ઉલ્લેખ ન ટાળે. એમના એક નાટકના ભારતીય વિદ્યાભવન દ્વારા થયેલા પ્રોડક્શનની વાત અહીં નિખાલસ પ્રગલ્ભતાથી કરવામાં આવી છે.

અહીં કરેલ ટીકાટિપ્પણી વાંકું પાડવાની રીતે જરાય ન હોય કે ન હોય કશા અહોભાવથી. બંગાળી-

[અનુસંધાન પૃ. ૩૦૬ ઉપર

# 'ચેતન': આવકાર ને અપેક્ષા | પ્ર. ન. શાહ

કૉંગ્રેસના ભાગલા પછી દેશવ્યાપી ધોરણે ને ગુજરાતમાંય એક જુદું જ વૈચારિક વાતાવરણ સરજાયેલું અનુભવાય છે. બુદ્ધિજીવીની સંજ્ઞાથી ઓળખાતી 'જમાત' ઘણેરી કહેતાં ઇન્દિરાવાદી થવામાં કેમ જાણે કશીક કૃતકૃત્યતા ન અનુભવતી હોય! અને પક્ષો વચ્ચેની સત્તામારીએ સરજેલા અસમંજસને કારણે વિચારોની સ્પષ્ટતા નામનો પદાર્થ સહેલાઈથી શોધ્યો જડે એવુંયે રહ્યું નથી. આ સંજોગોમાં, અમુક અંશે વિચારપત્ર બનવા તાકી રહેલા 'વિશ્વમાનવ' જેવા સામયિકને 'ચેતન'ને* આવકારતાં આનંદ થાય જ. અલબત્ત, જાન્યુઆરી '૭૧ થી શરૂ થયેલું 'ચેતન' 'વિશ્વમાનવ' કરતા જુદું પડે છે તે એ રીતે કે એણે એક વાદવિશેષ અંગીકાર કરેલો છે—રૉયની વિચારપરિપાટીએ ચાલવાનો એનો નિર્ધાર છે. 'વિશ્વમાનવ' વિષે એવું ન કહી શકાય.

પણ રૉયની વિચાર-પરિપાટીના સંખ્યાબંધ અંશો એવા છે જે પોતાને બુદ્ધિજીવી સમજતી કોઈ પણ વ્યક્તિ માટે સુગ્રાહ્ય બની શકે. 'ચેતન'ના પહેલા જ અંકમાં 'અમે' શીર્ષકથી પોતાનું વલણ સ્પષ્ટ કરવા સારુ રજૂ થયેલા વિચારો આ સંદર્ભમાં ઉલ્લેખનીય છે. 'ચેતન'ની શ્રદ્ધા રૉયે પ્રેરેલા નવમાનવવાદ કે મૂળગામી માનવવાદમાં છે. મને આ 'મૂળગામી' વિશેષણ ખૂબ ગમ્યું—ખાસ તો એટલા માટે કે અહીં એ 'રૅડિકલ'ના અર્થમાં પ્રયોજાયું છે. 'રૅડિકલ' શબ્દને સાધારણપણે આપણે ડાબા-જમણાના ચીલેચલુ, આયાતી ને કાળગ્રસ્ત સંદર્ભમાં ઘટાવીએ છીએ. સાચો સવાલ ડાબા-જમણાની દારકાની છાપનો નથી; વાસ્તવિક પરિસ્થિતિનો ને પાયાનાં મૂલ્યોનો છે.

રૉયે પૃથ્વીના ત્રણેક ખંડો પરના અવનવા અનુભવોને અંતે કહ્યું તો એ કે સત્ય માટેની ઝંખના અને સત્યની શોધ એ જ માનવપ્રગતિનાં ચાલક બળો રહ્યાં છે; સમાજ નામની ઍબ્સ્ટ્રેક્ટ સમષ્ટિને નહિ પણ પ્રત્યક્ષ એવી વ્યક્તિને જ અગ્રતા આપવી જોઈએ; સમાજના મધ્યબિંદુએ, આમ, માનવી જ હોઈ શકે. રૂસના પ્રત્યક્ષ અનુભવ પછીનો રૉયનો આ સૂર સમષ્ટિવાદ—એની અભિવ્યક્તિ રૂસી હોય કે ફાસી—સામેની સાવધાનીનો છે અને એનો ઝોક એ હકીકત પર છે કે પ્રગતિનો માપદંડ એક જ હોઈ શકે: વ્યક્તિસ્વાતંત્ર્ય.

જોકે સામ્પ્રત ભારતીય રાજકારણના સંદર્ભમાં આ વિચારોના પ્રકાશમાં વિચારતાં બધા એકમત ન પણ થઈ શકે. નવી દિલ્હીના રૉયવાદી માસિક 'રૅડિકલ હ્યુમેનિસ્ટ'ના વ્યવસ્થાપક-સંપાદક પ્રેમનાથ બજાજ પોતાની ઠીક ઠીક વંચાતી કટાર 'કુતુબ મિનારેથી'માં ઇન્દિરાજીનું સમર્થન કરે જ છે ને? જોકે એ સંખ્યાબંધ નવમાનવવાદીઓને ભાગ્યે જ બહાલ હોય.

પણ મુદ્દાની વાત લોકશાહીના વિકાસ ને સુરક્ષા અર્થે મતદારની જાગૃતિની છે. 'ચેતન'ના પ્રથમ અંકમાં જ સાવંદા 'મતદારમંડળોની રચના

* તંત્રી: ચંદ્રકાન્ત દરૂ, રાણી રૂપમતીની મસ્જિદ સામે, મિરઝાપુર રોડ, અમદાવાદ-૧.

# વિશ્વમાનવ ટ્રસ્ટનાં નવાં પ્રકાશનો

**ઇન્દિરાજી કયે માર્ગે ?**
લે: ભોગીલાલ ગાંધી
[શ્રી મનુભાઇ પંચોળીના પ્રવેશક સાથે]
લોકશાહી મૂલ્યોની કસોટીએ પૃથક્કરણ
બીજી આવૃત્તિ
કિં. રૂ. ૨-૭૫

**આદ્ય સુધારક દુર્ગારામ મહેતાજી**
લેખક: સંયોજક
ભોગીલાલ ગાંધી
જીવનના પ્રેરક પ્રસંગો: સુધારાની નોંધપોથી
સંસાર સુધારાનાં સંભારણાં
કિં. રૂ. ૨-૦૦

**મિતાક્ષર**
લેખક
ભોગીલાલ ગાંધી
સાંસ્કૃતિક સાહિત્યિક અભ્યાસલેખો
કિં. રૂ. ૭-૫૦

**રવીન્દ્રચિંતન**
લેખક
ભોગીલાલ ગાંધી
રવીન્દ્રનાથનું સાંસ્કૃતિક-રાષ્ટ્રીય ચિંતન
કિં. રૂ. ૪-૦૦

**નવયુગનો પ્રહરી નર્મદ**
લે: ભોગીલાલ ગાંધી
પ્રેરક જીવનની ઝાંખી ઉપરાંત
મૌલિક ચિંતન અને સર્જનની
ચૂંટેલી સામગ્રી સાથે
રૂ. ૩-૫૦

**હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસ**
[૧૮૮૫થી ૧૯૪૭]
લે: નરહરિભાઈ પરીખ
નરહરિ કે. ભટ્ટ,
સરળ સુદ્દાસર ઐતિહાસિક આલેખન
રૂ. ૪-૦૦

**રવીન્દ્રનાથના શિશુ કાવ્યો**
અનુ: સુભદ્રા ગાંધી
કલાગુરુ રવિશંકર રાવળની કલમે
પચાસ જેટલાં રેખાંકનો સાથે
શુભપ્રસંગે ભેટ યોગ્ય આવૃત્તિ
આશરે રૂ. ૯-૫૦

**ભારતીય અર્થકારણ: કયે માર્ગે ?**
લે: પ્રા. જાફરહુસેન લાલીવાલા
ભારતના વિવિધ પક્ષોના
આર્થિક કાર્યક્રમની આલોચના
આશરે રૂ. ૪-૦૦

પ્રાપ્તિસ્થાન: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય: ગાંધી માર્ગ: અમદાવાદ-૧



# વિશ્વમાનવ શિક્ષણ સંસ્કાર ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા-૧ (ફોન : ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઇચ્છે છે.

આ હેતુ પાર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)

**વિશ્વમાનવ** [માસિક: સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ.૧૨ શિ.૨૪ છૂટક રૂ.૧·૫૦]

**પરામર્શ** નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી
**સંપાદન** પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * મુકુંદરાય મુનિ * સુમન શાહ * સુભદ્રા ગાંધી
**ચિત્રરેખાંકન** નગેશ પિંગળે (વડોદરા) * સી. એમ. નાસિકકર (વડોદરા)
**પ્રકાશન** પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯ (ફોન : ૭૯૪૩૬)
**મુદ્રણ** એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ-૭
**હિસાબ-લવાજમ** જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા-૧

* **સંપાદકીય પત્રવ્યવહાર:** પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હૉસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (વિવેચન): સુમન શાહ, સ્ટેશન રોડ, કપડવંજ (જિ. ખેડા)

મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રોસલેન, મુંબઈ-૩

# વિશ્વમાનવ

# ક્રાંતિની ઐતિહાસિકતા

સાંપ્રત સમાજમાં—તેમાંય અલ્પ વિકસિત સમાજોમાં—ક્રાંતિ વિશે ઘણો ઊહાપોહ, ચર્ચા, રટણ આપણે જોઈએ છીએ. ઘણી બધી વાર નાની મોટી રાજદ્વારી ઊથલપાથલો માટે ક્રાંતિ (revolution), વિદ્રોહ વા બંડ (rebellion), સશસ્ત્ર બગાવત (mutiny), સશસ્ત્ર ઉઠાવ (insurrection) અને એકાએક ફોજી સત્તા-ઝૂંટ (coup) વગેરે વિવિધ સંજ્ઞાઓ વપરાય છે. આ બધી સંજ્ઞાઓમાં બીજી બધી સંજ્ઞાઓથી ક્રાંતિ એ રીતે જુદી પડે છે કે જે તે દેશ વા પ્રજાની શિકલ આમૂલ ફેરવી નાખે એવી સિદ્ધિ તેમાં અભિપ્રેત છે.

જોકે, ક્રાંતિ શબ્દ મૂળે વપરાયો ત્યારે આવો કોઈ સ્પષ્ટ કે સૂચિત અર્થ કલ્પનામાંય ન હતો. આ શબ્દ (અંગ્રેજીમાં 'રેવોલ્યુશન') જર્મન વિજ્ઞાની કેપ્લરે (૧૫૭૧–૧૬૩૦) 'તારકોની અટલ' એવી, ભૌતિક વિજ્ઞાનના કાનૂનને અનુસરનારી, ગતિ' માટે વાપરેલો. એમાં નિર્ધારિત 'ગતિ'નું સૂચન છે. પરંતુ, ક્યાંય 'પરિવર્તન' કે નાવીન્ય સુધ્ધાંનો અણસારો નથી. વળી, એમાં માનવીય ચૈતન્યના રોલ—ભૂમિકાનો સવાલ જ ક્યાંથી હોય? સામાજિક સંદર્ભમાં હોબ્સ (૧૫૮૮–૧૬૭૯) અને દ કાર્ત (૧૫૯૬–૧૬૫૦) એ આ શબ્દ 'નૂતન વિચારો'ને અનુલક્ષીને પ્રયોજેલો. પરંતુ એની પાછળનો મૂળભૂત ભાવ ઈશ્વરદત્ત કાનૂનને અનુસરવાથી વિશેષ ન હતો. અર્થાત્, જેમ ભૌતિક કાનૂનને વશવર્તી તારકમંડળ ક્રાંતિ (ગતિ) કરતું હતું, તેમ મનુષ્ય ઈશ્વરદત્ત કાનૂનને વશવર્તીને વૈચારિક ક્ષેત્રે ગતિ કરે છે...

આ બધું છતાં, બ્રિટનમાં ઈ. સ. ૧૬૪૦માં જે પ્રજાકીય વિદ્રોહ જાગ્યો ને ચાર્લ્સ પહેલાને ફાંસી અપાઈ એ ઘટના—પાછળથી 'રાજકીય ક્રાંતિ' તરીકે ખ્યાતિ પામી તે—ઇતિહાસમાં તો 'સિવિલ વૉર' (આંતરવિગ્રહ) તરીકે જ નોંધાઈ હતી! અને ૧૬૬૦માં રાજાશાહીની પુનઃપ્રતિષ્ઠા (restoration) બાદ, પાર્લમેન્ટનો વિજય થયો (૧૬૮૮), ત્યારે શસ્ત્રોનો કશો જ ખણખણાટ થયો ન હોવા છતાં, તેને 'ભવ્ય ક્રાંતિ' તરીકે ઇતિહાસકારોએ બિરદાવેલો. કારણ, એ ઘટના ચર્ચ અને રાજાશાહીની જોહાકીના અંતની અને પ્રજાના પ્રતિનિધિત્વની પ્રતિષ્ઠાની દ્યોતક હતી. આપણે તેને 'લોકશાહી ક્રાંતિ'નું બિરુદ આપી શકીએ.

આમ, ક્રાંતિને એક નવો રાજકીય સંદર્ભ પ્રાપ્ત થયો. આ સંદર્ભમાં ક્રાંતિ એટલે કે આંતરિક શાસનના પ્રકારમાં તે દેશની પ્રજાના મોટા સમૂહો બળ અને હિંસા દ્વારા મૂળભૂત પલટો આણે તેવી ઘટના. ટૂંકમાં, ક્રાંતિમાં આંતરિક બળો પોતાના દેશની સરકાર અને રાજકીય બંધારણના મૂળભૂત માળખાના પરિવર્તનમાં કારણભૂત બન્યાં હોવાં જોઈએ.

આ પછી લગભગ ૧૦૦ વરસે અમેરિકામાં ક્રાંતિ થઈ (ઈ. સ. ૧૬૮૩); અને એક નવું પરિમાણ ઉમેરાયું. એક પ્રદેશની પ્રજા વિદેશી હકૂમતથી મુક્તિ મેળવવા અણનમ લડત કરે એ ઘટનાને

આપણે 'રાષ્ટ્રીય ક્રાંતિ' તરીકે ઓળખીએ છીએ. જોકે, અમેરિકાની આ ક્રાંતિનું ગૌરવ તો 'ગરીબીની નાબૂદી'ના તેના સંકલ્પમાં રહેલું હતું.

આ જ અરસામાં (૧૭૮૯) ફ્રેન્ચ ક્રાંતિ ભભૂકી ઊઠી. આરંભે ખુદ રાજાની ફોજે બગાવત કરી પરંતુ, ફ્રાંસનાં લગભગ બધાં જ મહત્ત્વનાં દળો એમાં સંડોવાયાં. અને જોતજોતામાં ગરીબો અને ગુનેગારો, તરછોડાયેલા અને કેદીઓનો એ વિદ્રોહ બની રહ્યો હતો. બાસ્તિલના કિલ્લા (જેલ)ના પતનના સમાચાર સાંભળી રાજા લૂઈએ પૂછ્યું : 'રિવોલ્ટ થયો છે કે શું?' જવાબ મળ્યો: 'ના સરકાર, રેવોલ્યુશન!'

આમ તો, બ્રિટનની જેમ આ પણ 'સિવિલ વૉર' છે, છતાં, રેવોલ્યુશનનો આ રાજકીય સંદર્ભ એ સૂચવે છે કે જે બન્યું છે તે એક એવી ઘટના છે જેને ટાળી શકાય એવી નથી, અને જે બની ચૂક્યા પછી 'સ્ટેટસ કો' સ્થાપવાની કોઈ શક્યતા નથી. જાણે કે કોઈ અકળ મહત્તર બળ વીફરી બેઠું છે!

ક્રાંતિના નેતા રોબેસ્પિયરે ઘોષણા કરી: 'સદર ક્રાંતિએ થોડા જ દિવસોમાં આખી માનવજાતના આ પૂર્વેના સમસ્ત ઇતિહાસની ઘટનાઓ કરતાં વધારે મહાન ઘટનાઓને જન્મ આપ્યો છે.'

ટૂંકમાં, એનું રહસ્ય માત્ર તત્કાલીન ઘટનાઓ કરતાં, તેના ધ્વજ ઉપર આલેખાયેલા 'સમાનતા, સ્વાધીનતા અને બંધુતા'ના મહાન આદર્શો માટેની તમન્નામાં વિશેષ હતું.

આ પછી, ક્રાંતિને એક વિશેષ અર્થ આપવાનું કામ માર્ક્સે કર્યું : રાજકીય શાસનની ફેરબદલી જે ક્રાંતિ નથી. એ પલટો ઘણે બધે અંશે પૂર્ણ હોવો જોઈએ; અને એવું ત્યારે જ બને કે જ્યારે એક વર્ગના હાથમાંની રાજ્યસત્તા ઝૂંટવાઈ ને બીજા વર્ગના હાથમાં લગભગ પૂર્ણપણે ચાલી ગઈ હોય. સાથોસાથ માર્ક્સના મતે 'હિંસા એ તો ક્રાંતિની દાયણ છે.' (જેમ, માઓના મતે 'સત્તા બંદૂકના નાળચામાંથી આવે છે.')

હિંસા અને બંદૂક ક્રાંતિની પ્રક્રિયા દરમ્યાન મહત્ત્વનો ભાગ ભજવે છે એ તો માર્ક્સ પૂર્વેના જમાનામાં લગભગ સ્વીકૃત માન્યતા હતી. પરંતુ, અહીં ફેર એ હતો કે, સામ્યવાદી દૃષ્ટિએ શસ્ત્રનો ફાળો નિર્ણાયક બન્યો! પરંતુ, માર્ક્સવાદના ઉપરના વિધાનમાં આનાથીય વધુ ચિંત્ય મુદ્દો તો એ છે કે ક્રાંતિની કસોટી એક જ રીતે થઈ શકે: કોઈ પણ વર્ગનું શાસન તે વર્ગની સરમુખત્યારી જ હોઈ ને એ કદી સ્વેચ્છાએ ખસી જતું નથી, એથી એ વર્ગીય શાસનને ઉથલાવી નાખીને, મૂળભૂત રીતે તેના વિરોધી વર્ગનું શાસન સ્થપાવું જોઈએ. માર્ક્સની ઐતિહાસિક વિકાસવાદી દૃષ્ટિ અનુસાર આમ જ બન્યું છે અને બનવાનું છે: *ઇતિહાસના આરંભે ગુલામો (સ્લેવ) ના માલિક વર્ગનું શાસન હતું, તેને ઉથલાવી પાડીને 'અર્ધગુલામ ખેત-મજૂર(સર્ફ)'ના માલિક સામંત-વર્ગે સત્તા સર કરી; અને તેને ઉથલાવીને તેના દુશ્મન મૂડીપતિ વર્ગે સત્તા હાંસલ કરી, તેને ઉથલાવીને શહેરી કામદાર (પ્રોલેતારિયત) વર્ગ પોતાનું શાસન સ્થાપે છે. આ આખી ઘટનાના દરેક તબક્કે ક્રાંતિનું ઉત્તરોત્તર પ્રગતિશીલ રૂપ પ્રગટતું રહ્યું છે—એ પ્રગતિશીલ જ હોઈ શકે!

અહીં માર્ક્સે બે મુદ્દા પ્રસ્તુત કર્યા છે: એક તો, વર્ગીય અર્થવાદનો અને બીજો, ઐતિહાસિક ભૌતિકવાદી વિકાસનો.

પહેલો મુદ્દો તપાસીએ.

આપણે જોઈ ગયા તેમ પૂર્વ ક્રાંતિનો સંદર્ભ સામાજિક હતો, એ પછી રાજકીય સંદર્ભ ઉમેરાયો હવો શું હવે માર્ક્સ એમાં એક નવો 'આર્થિક' સંદર્ભ ઉમેરે છે? ના. એવું નથી અહિ एक ज વર્ગીય—આર્થિક

---

* માર્ક્સવાદી પરિભાષામાં વર્ગવિભક્ત સમાજ બન્યો ત્યારથી ઇતિહાસ શરૂ થયો ગણાય છે.

સંદર્ભ જ ક્રાંતિની કસોટી બની જાય છે. આ 'શરત' પૂરી થતાં સમાજના બીજાં બધાં પાસાંનો યોગ્ય વિકાસ આપમેળે થશે એવી ભોળી આસ્થામાં માર્ક્સ જેવા વૈજ્ઞાનિક અપવાદ છે!

ક્રાંતિના સ્વરૂપવિકાસની વાત યાદ કરીએ. બ્રિટનમાં લોકશાહી પ્રતિનિધિત્વ. અમેરિકામાં રાષ્ટ્રીય સ્વરાજ્ય અને ગરીબીની નાબૂદી, ફ્રાન્સમાં સમાનતા, સ્વાધીનતા અને બંધુતા તથા રશિયા–ચીનમાં ખાનગી મિલકતની નાબૂદી, વર્ગહીન સમાજ તથા રાજ્ય સંસ્થાના વિલય જેવી ક્રાંતિની ઉત્તરોત્તર સર્વાંગી વિભાવના ઊપસી આવી હતી. આ સર્વાંગીપણાનો ઇનકાર કરીને, આર્થિક પાસાને જ પાયાનો ગણાવીને માર્ક્સવાદે ક્રાંતિને ખરેખર અર્થવાદની દાસી બનાવી મૂકી છે.

આર્થિક પ્રગતિ એ જ જો ક્રાંતિની મુખ્ય વા એકમેવ કસોટી હોય તો સાંપ્રત સુવિકસિત મૂડીવાદી સમાજે (દા.ત. અમેરિકા) આર્થિક ક્ષેત્રે એટલી ઊંચી પ્રગતિ સાધી શક્યો છે કે જેથી ત્યાંના તમામ નાગરિકોની આર્થિક જવાબદારી ઉપાડી શકે. આ ન્યાયે તો અમેરિકામાં ક્રાંતિની ઐતિહાસિકતા ખતમ થઈ ચૂકી ગણાય? (કેટલાક બિન-માર્ક્સવાદી વિચારકો આવો દાવો કરે જ છે)

રશિયા-ચીનની વાત વિચારતાં આનાથી ઊલટા સવાલ પૂછવા રહે છે; માર્ક્સવાદી ઇતિહાસક્રમ અનુસાર મૂડીવાદી વર્ગસત્તાને ઉથલાવીને પ્રોલેતારિયત વર્ગનું શાસન સ્થાપિત થઈ ચૂક્યા પછી શું? એ સરમુખત્યાર શાસનને ઉથલાવીને કોણ કેવી ક્રાંતિ કરશે માર્ક્સ ઢોલ પીટીને જાહેર કરે છે કે શહેરી કામદાર વર્ગ સર્વહારા હોઈને એની મુક્તિમાં સૌ શ્રમજીવીઓની મુક્તિ સમાઈ જાય છે, અને એની સાથે જ શોષકોનો મૃત્યુઘંટ બજી ચૂક્યો હોઈને, એ પછી ક્રાંતિ માટે કશી આવશ્યકતા જ નહિ રહે બલકે ક્રાંતિની ઐતિહાસિકતા જ ખતમ થઈ ગઈ હશે!

હકીકત પોતે કેવી સાક્ષી પૂરે છે?

રૂસી ક્રાંતિનાં ૫૪ વર્ષ પછી અને ચીની ક્રાંતિનાં ૨૨ વર્ષ પછી ખાનગી માલિકીની નાબૂદી બાદ કામદાર વર્ગ સર્વહારાના શાસનમાં ક્રાંતિની કેવી હાલત છે? ટોટલ સરમુખત્યાર શાહી શાસનમાં ક્રાંતિની આવશ્યકતા બીજે ક્યાંય હોઈ શકે એમનાથી ઓછી તો નથી જ; પરંતુ, અફસોસ એ હકીકતનો છે કે, એને માટે અવકાશ નથી! બલકે સર્વહારાના શાસનમાં ક્રાંતિને દેશવટો દેવાઈ ગયો છે!

આર્થિક પાસું અને વર્ગીય પાસું એ જીવનનું મુખ્ય કે એકમાત્ર પાસું ન હોવું જોઈએ; ન હોઈ શકે. વળી, આર્થિક પ્રગતિ આપોઆપ સ્વાતંત્ર્ય અને સંસ્કારિતા તરફ દોરી જશે, એ ભ્રમણા રશિયા અને અમેરિકા બેઉ રાષ્ટ્રોના વ્યવહારે ભાંગી નાખી છે. ક્રાંતિની ઐતિહાસિકતાનો તકાદો એ બે દેશોમાં, બીજા, અનેકની સરખામણીએ, સવિશેષ નથી શું?

ખૂબી તો એ છે કે, ઇતિહાસવાદી ભૌતિકવાદની ધૂનમાં માર્ક્સવાદ 'રેવોલ્યુશન' સંજ્ઞાના મૂળ અર્થ સુધી પીછેહઠ કરી ગયો છે: ભૌતિક વિજ્ઞાનમાં ગતિ (રેવોલ્યુશન)નો અટલ કાનૂન કામ કરતો હોય છે—મનુષ્યની ચેતનાથી પર એવો જ—માનવ-ચૈતન્યથી પર ઐતિહાસિક ભૌતિકવાદી અટલ કાનૂન સામાજિક (સાંસ્કૃતિક સહિત) ક્રાંતિના સંદર્ભમાં આરોપીને માર્ક્સવાદે ક્રાંતિને પૂર્વનિશ્ચિત ઐતિહાસિકતાની દાસી બનાવી દીધી નથી શું?

૧૮-૭-૭૧ — ભોગીલાલ ગાંધી

## તમે સાંભળો છો ને મને? | પ્રાણજીવન મહેતા

એકીટશે આમ આકાશને
શું તાકી રહ્યા છો આમ આકાશને એકીટશે...
તમે; તમારી દૃષ્ટિને આકાશમાં પરોવીને
ઠેઠ નક્ષત્રો સુધી લઈ જશો શું તમે;
પક્ષીની ઉઘાડ-બંધ થતી પાંખ જેવાં નક્ષત્રોને તમે
આમ શું
તાકી રહ્યા છો?
તમે સાંભળો છો ને મને?
મારી ઊંઘ સુખડના ધૂમસરમાં અટવાય છે
દુર્વાદીના સ્તર નીચે વહી રહેલું લોહી
શ્વસી રહ્યું છે સુગંધને
મારી આંખ અટકી ગઈ છે
મારી આગળ ફરકતા ફરફરતા વિશ્વની પાસે
ને હું મારા તમારી સાથેના સંબંધને
વિચારની ખરલમાં ઘૂંટી રહી છું...

કહું?
દીવાની જેમ કોઈ પ્રસંગનું નથી અહીં ઘરમાં
સંબંધનું નામ આપીને હવા પણ શ્વસે છે મને
સાંભળ્યું છે
આ સંબંધને ઉતરડી શકાય નહિ
આ સંબંધને સાંધીય શકાય નહિ
સંબંધનું નામ આપીને વસે છે ભીંતો ઘરમાં,
તમે સાંભળો છો ને મને?—
આ સંબંધને ક્યા નામે સંબોધવું મારે
ક્યા નામે સંબોધાવું મારે—
...

પણ પીળાં પણ સુક્કાં પણ લીલાં ખખડે ફરફરે
નળિયા ઉપર કાગ બની બેઠેલા તડકામાં—
ને વીતેલાં વર્ષો પીપળાની ઊંચેરી ડાળે ફૂટતી
કૂંપળમાં ક્યારેક દેખાતા
તમે મૌન લીમડાના ઠૂંઠામાં વાવીને બેઠા છો
અને લીંબોળીઓ લહેરાતી આંગણમાં જોઉં છું
ભયના સંબંધથી ધ્રુજું કે, કહું?
ધીમે ધીમે હેઠ આવતી છત હવે
ભીંસી નાખશે મને
ધીરે ધીરે છાતીના પોલાણમાં પસરતું એકાન્ત
ફેલાઈ જાશે હાડ-ચામમાં—

તમે સાંભળો છો ને મને?

હું ક્ષણના વિયોગની માંડું વારતા ને
તમે આમ આકાશને શું તાકી રહ્યા છો?

તમે સાંભળો છો ને મને?

## અનુભૂતિનો વળ | યોસેફ મેકવાન

દુઃખમહીં ડૂબી જાય હૃદય
ત્યારે, જાતની પ્રતીતિ થાય સુખમય!
સંબંધોના તાણાવાણાં વચ્ચે
ભૂલમાં કે ઊંઘમાં
બોલ્યા બધા શબ્દો કેરા અર્થ ઊઘડે!
અર્થની રેલગાડી ચકરાવે ચડે...
સ્ટેશનની જેમ
એક પછી એક કેરાં બધાં વળગણ છૂટી જાય...
ભ્રમકેરા પરપોટા આપોઆપ ફૂટી જાય...
થાય,
કોણ અરે આપણી આ અમાનત લૂંટી જાય...
હવાની જેમ કશું ના કળાય...
સુખમહીં ડૂબી જાય હૃદય
ત્યારે જાતની પ્રતીતિ થાય દુઃખમય!

સંદર્ભે જ ક્રાંતિની કસોટી બની જાય છે. આ શરત પૂરી થતાં સમાજનાં બીજાં બધાં પાસાંનો યોગ્ય વિકાસ આપમેળે થશે એવી ભોળી આસ્થામાં માર્ક્સ જેવા વૈજ્ઞાનિક અટવાય છે!

ક્રાંતિના સ્વરૂપવિકાસની વાત યાદ કરીએ. બ્રિટનમાં લોકશાહી પ્રતિનિધિત્વ; અમેરિકામાં રાષ્ટ્રીય સ્વરાજ્ય અને ગરીબીની નાબૂદી, ફ્રાન્સમાં સમાનતા, સ્વાધીનતા અને બંધુતા તથા રશિયા-ચીનમાં ખાનગી મિલકતની નાબૂદી, વર્ગહીન સમાજ તથા રાજ્ય સંસ્થાના વિલય જેવી ક્રાંતિની ઉત્તરોત્તર સર્વાંગી વિભાવના ઊપસી આવી હતી. આ સર્વાંગીપણાનો ઇનકાર કરીને, આર્થિક પાસાને જ પાયાનો ગણાવીને માર્ક્સવાદે ક્રાંતિને ખરેખર અર્થવાદની દાસી બનાવી મૂકી છે.

આર્થિક પ્રગતિ એ જ જો ક્રાંતિની મુખ્ય વા એકમેવ કસોટી હોય તો સાંપ્રત સુવિકસિત મૂડીવાદી સમાજ (દા.ત. અમેરિકા) આર્થિક ક્ષેત્રે એટલી ઊંચી પ્રગતિ સાધી શક્યો છે કે જેથી ત્યાંના તમામ નાગરિકોની આર્થિક જવાબદારી ઉપાડી શકે. આ ન્યાયે તો અમેરિકામાં ક્રાંતિની ઐતિહાસિકતા ખતમ થઈ ચૂકી ગણાય? (કેટલાક બિન-માર્ક્સવાદી વિચારકો આવો દાવો કરે જ છે)

રશિયા-ચીનની વાત વિચારતાં આનાથી ઊલટા સવાલ પૂછવા રહે છે; માર્ક્સવાદી ઇતિહાસક્રમ અનુસાર મૂડીવાદી વર્ગસત્તાને ઉથલાવીને પ્રોલેતારિયત વર્ગનું શાસન સ્થાપિત થઈ ચૂક્યા પછી શું? એ સરમુખત્યાર શાસનને ઉથલાવીને કોણ કેવી ક્રાંતિ કરશે માર્ક્સ ઢોલ પીટીને જાહેર કરે છે, કે શહેરી કામદાર વર્ગ સર્વહારા હોઈ ને એની મુક્તિમાં સૌ શ્રમજીવીઓની મુક્તિ સમાઈ જાય છે, અને એની સાથે જ શોષકોનો મૃત્યુઘંટ બજી ચૂક્યો હોઈ ને, એ પછી ક્રાંતિ માટે કશી આવશ્યકતા જ નહિ રહે બલકે ક્રાંતિની ઐતિહાસિકતા જ ખતમ થઈ ગઈ હશે!

હકીકત પોતે કેવી સાક્ષી પૂરે છે?

રૂસી ક્રાંતિનાં ૫૪ વર્ષ પછી અને ચીની ક્રાંતિના ૨૨ વર્ષ પછી ખાનગી માલિકીની નાબૂદી બાદ કામદાર વર્ગ સર્વહારાના શાસનમાં ક્રાંતિની કેવી હાલત છે ટોટલ સરમુખત્યાર શાહી શાસનમાં ક્રાંતિની આવશ્યકતા બીજે ક્યાંય હોઈ શકે એમનાથી ઓછી તો નથી જ; પરંતુ, અફસોસ એ હકીકતનો છે કે, એને માટે અવકાશ નથી! બલકે સર્વહારાના શાસનમાં ક્રાંતિને દેશવટો દેવાઈ ગયો છે!

આર્થિક પાસું અને વર્ગીય પાસું એ જીવનનું મુખ્ય કે એકમાત્ર પાસું ન હોવું જોઈએ; ન હોઈ શકે. વળી, આર્થિક પ્રગતિ આપોઆપ સ્વાતંત્ર્ય અને સંસ્કારિતા તરફ દોરી જશે, એ ભ્રમણા રશિયા અને અમેરિકા બેઉ રાષ્ટ્રોના વ્યવહારે ભાંગી નાખી છે, ક્રાંતિની ઐતિહાસિકતાનો તકાદો એ બે દેશોમાં, બીજા, અનેકની સરખામણીએ, સવિશેષ નથી શું?

ખૂબી તો એ છે કે, ઇતિહાસવાદી ભૌતિકવાદની ધૂનમાં માર્ક્સવાદ 'રેવોલ્યુશન' સંજ્ઞાના મૂળ અર્થ સુધી પીછેહઠ કરી ગયો છે: ભૌતિક વિજ્ઞાનમાં ગતિ (રેવોલ્યુશન)નો અટલ કાનૂન કામ કરતો હોય છે—મનુષ્યની ચેતનાથી પર એવો જ—માનવચૈતન્યથી પર ઐતિહાસિક ભૌતિકવાદી અટલ કાનૂન સામાજિક (સાંસ્કૃતિક સહિત) ક્રાંતિના સંદર્ભમાં આરોપીને માર્ક્સવાદે ક્રાંતિને પૂર્વનિશ્ચિત ઐતિહાસિકતાની દાસી બનાવી દીધી નથી શું?

૧૮-૭-૭૧

ભોગીલાલ ગાંધી

# તમે સાંભળો છો ને મને? | પ્રાણજીવન મહેતા

એકીટશે, આમ આકાશને
શું તાકી રહ્યા છો, આમ આકાશને એકીટશે...
તમે; તમારી દૃષ્ટિને આકાશમાં પરોવીને
ઠેઠ નક્ષત્રો સુધી લઈ જશો શું તમે;
પક્ષીની ઉઘાડબંધ થતી પાંખ જેવાં નક્ષત્રોને તમે
આમ શું
તાકી રહ્યા છો?
તમે સાંભળો છો ને મને!
મારી ઊંઘ સુખડના ધૂમસરમાં અટવાય છે
દુર્વાદીના સ્તર નીચે વહી રહેલું લોહી
શ્વસી રહ્યું છે સુગંધને
મારી આંખ અટકી ગઈ છે
મારી આગળ ફરકતા ફરફરતા વિશ્વની પાસે
ને હું મારા તમારી સાથેના સંબંધને
વિચારની ખરલમાં ઘૂંટી રહી છું...

કહું?
દીવાની જેમ કોઈ પ્રગટતું નથી અહીં ઘરમાં
સંબંધનું નામ આપીને હવા પણ શ્વસે છે મને
સાંભળ્યું છે
આ સંબંધને ઉતરડી શકાય નહિ
આ સંબંધને સાંધીય શકાય નહિ
સંબંધનું નામ આપીને વસે છે ભીંતો ઘરમાં,
તમે સાંભળો છો ને મને?—
આ સંબંધને કયા નામે સંબોધવું મારે
કયા નામે સંબોધવું મારે —
...

પણ પીળાં પણ સૂકાં પણ લીલાં પાંખડે ફરફરે
નળિયા ઉપર કાગ બની બેઠેલા તડકામાં —
ને વીતેલાં વર્ષો પીપળાની ઊંચેરી ડાળે ફૂટતી
કૂંપળમાં ક્યારેક દેખાતા
તમે મૌન લીમડાના ફૂંડામાં વાવીને બેઠા છો
અને લીંબોળીઓ લહેરાતી આંગણમાં જોઉં છું
ભયના સંબંધથી ધ્રુજું છું, કહું?
ધીમે ધીમે હેઠ આવતી છત હવે
ભીંસી નાખશે મને
ધીરે ધીરે છાતીના પોલાણમાં પસરતું એકાન્ત
ફેલાઈ જશે હાડચામમાં—

તમે સાંભળો છો ને મને?

હું ક્ષણના વિયોગની માંડું વારતા ને
તમે આમ આકાશને શું તાકી રહ્યા છો?

તમે સાંભળો છો ને મને!

# અનુભૂતિનો વળ | યોસેફ મેકવાન

દુઃખમહીં ડૂબી જાય હૃદય...
ત્યારે, જાતની પ્રતીતિ થાય સુખમય!
સંબંધોના તાણાવાણા વચ્ચે
ભૂખમાં કે ઊંઘમાં
બોલ્યા બધા શબ્દો કેરા અર્થ ઊઘડે!
અર્થની રેલગાડી ચકરાવે ચડે...
સ્ટેશનની જેમ
એક પછી એક કેટલાં બધાં વળગણ છૂટી જાય...
ભ્રમકેરા પરપોટા આપોઆપ ફૂટી જાય...
થાય,
કોણ અરે આપણી આ અમાનત લૂંટી જાય...
હવાની જેમ કશું, ના કળાય...
સુખમહીં ડૂબી જાય હૃદય
ત્યારે જાતની પ્રતીતિ થાય દુઃખમય!

# એક કાવ્ય | નીતિન મહેતા

અને આ શહેરમાંથી દરિયાનું વૃક્ષ
વૃક્ષમાંથી લંબાયેલા વડવાનલના ડાળી જેવા હાથ
હાથ
જર્જરિત હાથ હાથમાં રઝળે મકાન ખાલી
ખાલી ખાલી મકાનમાં કે ચકળ વકળ ફરતી આંખ
આંખ આંખમાં
મકાન જૂના
મકાન ખાલી
ખાલી મકાન
જૂના મકાન
આંખ પાંખમાં
મકાનમાંથી હવા બનીને ઊડી ગયેલી વાસ જેવું
પૂર્વજોનું ટોળું મહેકે
પૂર્વજોનું ટોળું લીલું-પીળું મકાન ત્વચા જેવું
ખારું ખારું
કે ઝીણું ઝીણું લાલ આંખમાં પીળી આંખ બનીને
થરકે
પૂર્વજોનું ટોળું— રાજારાણી
અગડું બગડું
ઢોર ઢગડું
—સંબંધ જેવી વારતાને ચણુચણુ ચણતું જાય
ચણી ચણીને બોરના ઠળિયા જેવું
આમ તેમ
ને
તેમ આમ
ને
અમને તો લે રોજ ઠેલા મારતું જાય
ને કપાઈ ગયેલા અંગ જેવા અમારાં સપનાં
દરિયામાં તરતા સૂર્ય જેમ કણ કણ વેરાતાં જાય
ને પછી સૂર્ય મણમાં તરફડતા કીડા જેવું પૂરવજોનું
ટોળું ખારું ખારું હસે

ને આમ પછી તો—
ભમ્મર ભમ્મર બરફનાં લીલમલીલાં
છોડ બનીને પૂરવજોનાં શાપિત દુઃખો
ચંદ્ર કિરણ જેવું પાકું કે ઝમે
પછી આ માણસ
પણ આ માણસ
પૂર્વજોના આશ્રિત શાપિત દુઃખ લઈને
શહેર વચ્ચે શહેર બનીને
શહેર વચ્ચે ખાલી મકાન બનીને
રૂગ્ણ હવાના શ્વાસે
મીરાંમાં સ્પંદિત ગોપિત દરિયા જેવું
આંખઆંખમાં વૃક્ષ બનીને ઝૂલે
અને આ માણસ શહેરમાં દરિયાનું વૃક્ષ !

# — | ઉપેન્દ્ર રાવળ

ગયો શ્વાસ ક્યાંથી પરત આવે
તારો મને ત્યાં ખયાલ આવે !

કોઈક તો એવો દિવસ આવે
મારો મને એતબાર આવે !

તમે બંધ મુઠ્ઠી કરીને જુઓ
મુઠીમાં કોઈનો જાન આવે.

હજુ એજ છે લાલી ફૂલોની
મને પાનખરની દયા આવે !

ગમે છે ભરમ આજ મંઝિલનો
ડર છે, ન રસ્તાનો અંત આવે !

## મારું ગામ | મેઘનાદ હ. ભટ્ટ

કમળોથી આચ્છાદિત થયેલાં તળાવની નવી દુનિયામાં
હજી હમણાં જ આગંતુક બનેલા બતકબાળને
"જે નજરોથી દેખાય એ જ દુનિયા નથી" કહેતી
મરાલમાતા,
સમદર સાથે સનાનસૂતકનોય સંબંધ ન ધરાવતી
મારા ગામના પ્રકાળ પાદરમાં જ સમાઈ જતી
'સેના' નદી—
—જેણે જોયાં ન કદી ઘોડાપૂર!
ગ્રીષ્મની ચાંદની રાત્રે ગદંભસવારી કરી ખુલ્લાં ખેતરોમાં
ગોરખધંધા કરતી મારાં ગામગોઠિયાઓ,
અને...બધું જ જોતા છતાં કશું જ ન જોતાં
વડચોતરે બેઠેલા નામી, અનામી વૃદ્ધ ગ્રામદેવતાઓ—
—આ ગતિથી ક્યારેય જેના ગ્રામ નથી એવાં મારાં
કેટકેટલાં સ્વજનો!
અચાનક ગતિમાન બનેલી
ગામથી મને દૂરદૂર લઈ જતી બસને જોઈને
ઊગી જે અજનબી અકળામણ તમારી આંખોમાં
એ જ મારું ગામ—
વિસ્મૃતિનાં વિપુલ વારિ કદી ન ભીંજવે જેને
એ જ...

## આગ અને હિમકણ | અનુ૦ મેઘનાથ હ. ભટ્ટ

(રોબર્ટ ફ્રોસ્ટના Fire And Ice કાવ્યનો અનુવાદ)

"આગની લિપિથી લખાશે
આ જગતના મરસિયા"
"કદાચ, હિમકણથી જ
આ જગતની કબરના કાંગરા પુરાશે."
આ તો થયા અન્યના અભિપ્રાયો
અતૃપ્ત વાસનાનો મારો આકંઠ અનુભવ
કોણ જાણે કેમ મને કાનમાં કહી જાય છે:
"આગની લિપિની ભાષા સાચી છે."
પણ...
બબ્બે વાર મૃત્યુની બિછાત નીચે જો પૃથ્વીને
પોઢવાનું હોય
તો
ધૃણાની ધખધખતી ચિતાનો મને એટલો તો
અનુભવ છે જ
કે
હું પોકારી પોકારીને કહીશ
"સર્વનાશ માટે તો હિમકણ અદ્વિતીય છે—
પૂરતો પણ."



# સમય પસાર કરવો છે | આલ્બર્તો મોરાવિયા

બારણા પરની અને ટેલિફોનની બંને ઘંટડીઓ એક જ ક્ષણે રણકી ઊઠી. અનેસ્ટોએ વિચાર્યું કે પોતે પહેલાં બારણા તરફ ધસી જઈ બારણાં જ ઉઘાડવાં જોઈએ, કારણ કે એ જ સૌથી અગત્યનું કામ હતું. બરાબર ત્રણ વાગવા આવ્યા હતા. અલીના આવવી જોઈએ, એના આગમનનો સમય થઈ ગયો હતો. આ જ એના આગમનનો રોજનો સમય હતો. ટેલિફોનની ઘંટડી તો કદાચ વાગ્યા જ કરશે. પોતે એનો જવાબ પણ કદાચ ન આપે. ચોક્કસ સામે કોઈ કંટાળો આપનારું હશે. જે જરાય અગત્યનું ન હોય તેવું પણ કદાચ કંઈક હશે. હમણાં તો એને માટે એક જ વાત અગત્યની હતી અને તે અલીનાનું આગમન. એ આવી જ હશે.

પોતે આ બધું અભ્યાસખંડમાંથી બારણા તરફ ધસી આવ્યો તે દરમ્યાન વિચારી લીધું. એ ધસ્યો. એન્જિનિયરિંગની કેટલીક નોટબુક એક નાના ટેબલ પર પડી હતી તે પણ અડફેટે ચડી ગયું. ટેલિફોનની ઘંટડી રણક્યા જ કરતી હતી. લગભગ અધ્ધર શ્વાસે એણે બારણાં ઉઘાડી નાખ્યાં!

સામે જોયું તો અલીના ન હતી. બારણે પગથિયાં પર રેસ્ટોરાંમાંથી આવેલો રતૂમડા ગાલવાળો છોકરો હાથમાં દારૂની શીશીઓ લઈ ઊભો હતો. અનેસ્ટો પોતે જ ઘેર આવતાં આવતા એનો ઑર્ડર આપી આવ્યો હતો. છોકરો બોલ્યો: 'આ શીશીઓ.'

ટેલિફોનની ઘંટડી સતત રણકતી જ રહી. વચમાં જરા પણ અટકી નહિ. આથી અનેસ્ટોને લાગ્યું કે નક્કી કંઈક મહત્ત્વની વાત હોવી જોઈએ. અનિષ્ટ અને અશુભની આશંકાથી એનું ચિત્ત ક્ષુબ્ધ બની ગયું. એ નિરાશ થઈ ગયો. એણે છોકરાને કહ્યું: 'અહીં નીચે મૂકી દે તો ભાઈ.' એ ટેલિફોન તરફ દોડયો. એકાએક એના કાને સાચે જ અલીનાનો અવાજ પડ્યો: 'આખરે......'

'શું છે? તું મને એવું તો નથી કહેવાની ને કે તું ન આવી શકે?'

'હા, સાચું કહું તો ના. હું રોજના વખતે આવી શકું એમ નથી.'

'તો તું ક્યારે આવી શકે એમ છે?' અનેસ્ટોએ જરા નિરાંતનો શ્વાસ લઈ કહ્યું.

'બે કલાક પછી. લગભગ પાંચેક વાગ્યે.'

'પણ શા માટે?' ક્ષણ પહેલાંની નિરાંત ભૂલી જઈને એણે ચિડાઈ જતાં પૂછ્યું.

'એ હું તને આવીને કહીશ. સમજાવીશ. બે કલાકમાં જ આવી પહોંચું છું. રાહ જોજે.'

'પણ તો પછી એ બે કલાકમાં હું શું કરું?'

'તારે ઘણું બધું કરવા જેવું છે. તું વાંચી શકે, સંગીત સાંભળ, કામ કર. ચાલ હમણાં તો છોડ, મળીએ ત્યાં સુધી અલવિદા.'

અનેસ્ટો પોતે જાણે હજી કંઈક કહેવા માગતો હોય તેવી રીતે રિસીવર તરફ જોઈ રહ્યો. અને પછી મૂકી દીધું. તે અભ્યાસખંડમાં ગયો. અલીનાની વાત તો સાચી જ હતી. એણે ઘણું કરવાનું હતું. એટલે એ બુકશેલ્ફ તરફ વળ્યો. એક નવલકથા ઉપાડી જે હજી સુધી વાંચી ન હતી. એણે રેકર્ડ પ્લેયર પર ક્લાસિકલ સંગીતની રેકર્ડ મૂકી. છેલ્લે ઓરડામાં પડેલી ચૂં ચૂં અવાજ કરતી સ્પ્રિંગવાળી ખુરશીમાં બરાબર લંબાવ્યું. હમણાં જ જાણે કે એ

ક્યાંક તો એ આરામખુરશીમાં જ આરામથી શાંતિપૂર્વક પસાર થઈ જશે.

પણ, એ નિરાંતનો શ્વાસ લીધો તે ખોટો છે એવું એને તરત જ લાગ્યું. એને સાચે જ ભાન થયું કે એની આંખ પુસ્તકના પાના પર છપાયેલા શબ્દો પર ડાબી બાજુથી જમણી બાજુ તરફ મંત્રવત્ ફર્યાં કરતી હતી. અને ચિત્ત તો બીજે જ ભમતું હતું. પોતે જે કંઈ વાંચતો હતો તેનો અર્થ પકડાતો નહોતો. રેકર્ડ પ્લેયર પરથી વાયોલિનનો, વાંકાચૂકા સરકતા સાપની જેમ તૂટતો મરડાતો આવતો, અવાજ કાનના પડદાને ગલીપચી કરતો હતો. એથી વિશેષ કશું નહિ. આથી જ તે માત્ર ધ્વનિના સાદા રૂપમાં જ રહી જતો, અને ધ્વનિ જે બિંદુએ સંગીતમાં પરિણમે તે બિંદુએ તે પહોંચતો જ નહોતો. તેમ છતાં પણ તે વાંચતો રહ્યો, સંગીત સાંભળતો રહ્યો. પણ પછી તેણે, ધીમે રહીને પોતાનું પુસ્તક બંધ કર્યું એટલા જ હળવેથી ઊભા થઈ રેકર્ડ પ્લેયર પાસે જઈ તેને પણ બંધ કરી દીધું.

એની નજર પોતે જેનો ડ્રોઇંગ માટે ઉપયોગ કરતો હતો તે ટેબલ પર પડી. એને ફરી એક વાર અલીનાની સલાહ યાદ આવી. સલાહને અનુસરીને તે કામ કરવા બેઠો. એણે વિચાર્યું કે કામમાં એ પોતાની જાતને સંગીત કે વાચન કરતાં વધારે લીન કરી શકશે. આરામ કરતાં કામકાજમાં વધારે સભાનતા અને સાહસિકતાની જરૂર રહેવાની. પણ એણે જ્યારે લૅમ્પને ડ્રોઇંગટેબલ પર સ્થિર કર્યો અને ટેબલ પર વાંકો વાળ્યો એટલામાં તો એને એક વિચિત્ર અને અપ્રિય એવી લાગણીનો અનુભવ થયો: જાણે કે પોતે એક વ્યક્તિ રહ્યો જ નથી, પણ એમાં વિભાજિત થઈ ગયો છે. એ બેમાંથી એક વ્યક્તિ જાણે કે હજી પેલી આરામખુરશીમાં જ બેસી રહી છે; બીજી વ્યક્તિ ટેબલ પર વાંકી વળી કામ કરવાનો પ્રયત્ન કરી રહી છે. પેલી આરામખુરશીમાં પડી પડી વાંચતી વ્યક્તિ જ વધારે મહત્ત્વની અને વિશેષ વાસ્તવિક છે, ડ્રોઇંગબોર્ડ પર વાંકી વળી કામ કરતી વ્યક્તિ તે એક હલકા અભિનેતાની જેમ ખૂબ જ ખરાબ અભિનય કરતી હતી. જરા વિશ્વાસ સંપાદન કરવા માટે એણે સિગારેટ સળગાવી અને લૅમ્પ બુઝાવી ટેબલથી દૂર ખસી ગયો.

એને યાદ આવ્યું કે સમય પસાર કરવા માટે સૌથી પહેલી સલાહભરેલી વાત એ છે કે ઘડિયાળના ડાયલ પર અંકાયેલા સમયના રૂઢિગત વિભાજનને ધ્યાનમાં રાખવું જોઈએ. સંગીત, વાચન કે કામમાં પસાર થતા વખતનું નિયંત્રણ માનસિક રીતે લાગણીથી થાય એ સમય પસાર થવાની વત્તીઓછી ઝડપનો આધાર રસ પર પણ રહે છે. પણ ઘડિયાળ પ્રમાણેના રૂઢિગત મિનિટસેકંડમાં વિભાજિત થયેલા સમયને પસાર કરવા માટે લગભગ બધી જ પ્રવૃત્તિને બાકાત રાખતાં કોઈ કામની જરૂર ઊભી થાય છે જે યાંત્રિક હોય. આ પ્રકારનાં કામમાં રોકાયેલી વ્યક્તિ બીજા કશામાં પણ ભાગ લેવાની વૃત્તિને પણ બાકાત જ રાખે. કોઈ પણ પ્રકારની માનસિક વિચારધારાને ટાળવા માટે, કોઈ પણ પ્રકારના લાગણીના આવેગને ટાળવા માટે અભિન્ન એવા હાવભાવનું પુનરાવર્તન કરી કરી એણે પોતાની જાતનું યંત્રમાં રૂપાંતર કરી નાખવું જોઈએ.

એણે ઓરડામાં ચારે કોર નજર નાંખી. બધે જ ચીજવસ્તુઓ અવ્યવસ્થિત વીખરાયેલી પડેલી હતી. નાના ટેબલ પર કાગળથી વીંટેલું એક પાર્સલ પડેલું જોયું. એને એ જોતાં જ એકાએક યાદ આવ્યું કે હમણાં થોડા દિવસ પહેલાં એન્જિનિયરિંગના અભ્યાસને લગતાં ખરીદેલાં બે ફ્રેંચ પુસ્તકો એમાં પડ્યાં છે. એને એ પણ યાદ આવ્યું કે એ બંને પુસ્તકો સિલાઈ વિનાનાં અને પાનાં કાપ્યાં વિનાનાં હતાં. તે ઊઠ્યો, પાર્સલ લઈ આવ્યો અને ખોલ્યું. સાતસો સાતસો પાનાંના બે મોટા દળદાર ગ્રંથો એણે બહાર કાઢ્યા. એ પાનાંઓ એવી રીતે વાળવામાં આવ્યાં હતાં કે એના ઉપરના જ નહિ પણ ઉપરથી માંડી નીચે સુધીના અને બાજુના ભાગને પણ કાપવો જ પડે. વળી, એ કાગળ પણ એવો જાડો હતો કે જેને એકી સાથે ચારના જૂથમાં કાપી જ ન શકાય, પણ એકી વખતે એક જ

કાપી શકાય. એ આરામખુરશીમાં બેસી ગયો અને ઝડપથી ગણતરી કરી નાંખી: પંદર સેકંડમાં એક પાન, ચાર પાન માટે એક મિનિટ લાગે. આ રીતે તો દરેક પુસ્તક માટે બે કલાક કરતાં પણ વધારે સમય જોઈએ. એણે પેપરકટર માટે આજુબાજુ નજર નાખી પણ પછી એને યાદ આવ્યું કે એ તો એની પાસે છે જ નહિ. પેન્સિલ છોલવા માટે વાપરતો તે રેઝર બ્લેડ ટેબલના ખાનામાંથી કાઢ્યું. પહેલા ગ્રંથના પાનાં કાપવાની શરૂઆત કરી. આ કામ પણ કંઈ સહેલું નહોતું. રેઝર બ્લેડ નાનું અને ધારદાર હતું. તે વારંવાર આમતેમ આડે માર્ગે ચડી જતું. પાનાને ચીરી નાખતું, વારંવાર આંગળી-માંથી સરી જતું. અને પુસ્તકના પાનામાં ખોવાઈ જતું. આમ છતાં પણ, એણે શાંતિપૂર્વક પદ્ધતિસર પાના કાપવાનું કામ કેટલીક મિનિટ સુધી ચાલુ રાખ્યું. પાનાંનો બાજુનો ભાગ કપાતો ગયો અને ખૂલતાં પાનાં એને ખીલતા ફૂલ જેવા લાગ્યા. એને એક વિશિષ્ટ પ્રકારના આનંદનો અનુભવ થયો. પણ પછી જરાક હાલી જવાતાં બ્લેડ પાનું વાળીને પાડેલી કરચલી બહાર સરકી ગયું અને લગભગ આખું પાનું ચિરાઈ ગયું. અનેસ્ટોએ ઊઠીને ગુંદરવાળા કાગળની શોધ કરી. બરાબર તેટલી જ લંબાઈવાળો ગુંદરવાળો કાગળ કાપ્યો અને તેનાથી પેલા ચિરાયેલા પાનને સાંધી દીધું. ફરી પાછો પાનાં કાપવાની શરૂઆત કરવા જતો હતો ત્યાં તો એણે જોયું કે રેઝર બ્લેડ પાછું કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ ગયું. એણે કદાચ પાનાં કાપવાનું કામ રસોડામાંના ચપ્પુથી, કાર્ડબોર્ડના ટુકડાથી કે પેન્સિલથી ચાલુ રાખ્યું હોત, પણ એને લાગ્યું કે પોતે જાણે તેમ કરવાની ઇચ્છા જ ગુમાવી બેઠો છે. એ સાચું હતું. જ્યારે એ પાનાં કાપતો હતો ત્યારે એ શૂન્યમનસ્ક દશામાં જ હતો. લાગણીનો પ્રવાહ જાણે સ્થગિત થઈ ગયો હતો. એ વધારે ને વધારે સભાન બનતો ગયો હતો. એના હાથમાં એક પ્રકારની નામરજી હતી. એના આખાય શરીરના સ્નાયુઓમાં એક પ્રકારનો વિરોધ અનુભવતાં જ તે નિરાશ થઈ ગયો અને વણકપાયેલાં પુસ્તકનાં પાનાં તરફ જોઈ રહ્યો. એણે બંને પુસ્તક બીજાં વંચાયેલા પુસ્તકોની જોડે બુકશેલ્ફ પર ગોઠવી દીધાં. તેને લાગ્યું કે પાના કાપવાનું કામ ખરેખર સાચી રીતે નિશ્ચયાત્મક સ્વરૂપનું નહોતું. કોઈ નવું પુસ્તક ખરીદી લાવે ત્યારે તે ઉત્સાહ, આતુરતા અને અધીરાઈપૂર્વક તેનાં પાનાં કાપવાનું કામ કરે. જો વાંચવાની આતુરતાનો જ અભાવ હોય તો નામરજીની લાગણી જાગે જ એ સ્વાભાવિક હતું. આવું તો ન ચલાવી લેવાય. એણે વિચાર્યું કે કંઈક તો કરવું જ જોઈએ—એવું કામ જે સંપૂર્ણપણે યાંત્રિક હોય, વિચાર શક્તિની કે વિચારવાની જરૂર જ ન પડે, જેમાં કોઈ પણ રીતે સહેજે સંડોવાવું ન પડે. આરામખુરશીમાં બેઠાં બેઠાં થોડીક મિનિટ પછીના વિચાર પછી એણે પોતાની જાતને જ કહ્યું કે જેમાં વિચાર જ ન કરવો પડે સંપૂર્ણપણે યાંત્રિક કામ શોધી કાઢવું મુશ્કેલ હતું. કારણ એ જ કે માણસ કંઈ યંત્ર નથી. વિચાર કરવાની જેમાં જરૂર જ ન પડે એવું કામ કરવાની ઇચ્છા પણ એ સામાન્ય રીતે ધરાવતો નથી. પછી જાણે એકાએક કોઈ ઉકેલ સાંપડ્યો હોય તેમ એ ઊઠ્યો. રૂમ છોડી રસોડામાં ગયો.

રસોડામાં નાના ટેબલ પર વાસણોનો ઢગ પડ્યો હતો. બારીની નજીક આજે જ કરિયાણાની દુકાનેથી ખરીદી લાવેલો તે મોટું પડીકું પડેલું હતું. એ પડીકામાં લગભગ અડધો કિલો કોફીબીન્સ હતાં. કામ કરતી વખતે અનેસ્ટોને વારંવાર કોફી પીવાની ટેવ હતી. પડીકા તરફ આશાભરી નજરે જોઈ એણે વિચાર કર્યો કે તદ્દન યાંત્રિક અને વિચાર્યા વગર કરી શકાય એવું આ જ એકમાત્ર કામ છે: એક પછી એક કોફી બીન ગણવાં અને પતરાના ડબ્બામાં નાખવાં. વળી, અડધો કિલોના પડીકાનાં કોફીબીન્સને ગણવાનું કામ કદાચ પેલાં ચૌદસો પાનાં કાપવા કરતાં વધારે ઝડપથી પણ થઈ શકશે. વધારામાં, એક વાર એ કોફીબીન્સ ગણી કાઢે તો એ બીજી ઘણી બધી વસ્તુઓ એ જ રીતે સમય પસાર કરવા માટે એ

કરી શકશે. દાખલા તરીકે એ આખા વર્તમાનપત્રને નાની નાની પટ્ટીઓમાં અને નાના નાના ચોરસ ટુકડાઓમાં કાપી શકે. વિચાર કર્યા વિના અને યાંત્રિક રીતે કરવાનું કામ હવે એણે શોધી કાઢ્યું. એના મનમાં એ વાત પણ સ્પષ્ટ થઈ ગઈ કે એવાં પણ અસંખ્ય કામો છે જે માત્ર સમય પસાર કરવાની વાજબી ખાતરીપૂર્વક જ કરી શકાય.

ખુરશી ટેબલ નજીક ખેંચી, અને તેના પર બેસી ટેબલ પર પડીકું છોડ્યું. મોટા ભાગના કોફીબીન્સ ટેબલ પર વેરાઈ ગયાં. તેમની ગોળ ચીકણી સપાટીના કારણે ટેબલના છેડા સુધી ગબડ્યાં. એણે પડીકું ખાલી કરી નાનો તપખીરિયા રંગનો પિરામિડ જેવો ઢગ બનાવવાનું ચાલુ રાખ્યું. જેમાં પહેલાં બિસ્કિટ ભરેલી હતી તેવો એક ગોળ પતરાંનો ડબ્બો લીધો, કોફીબીન્સના પિરામિડ જેવા ઢગની નજીક ગોઠવ્યો. એણે પહેલું કોફીબીન ઉપાડ્યું, મોટેથી એક એમ બોલ્યો, અને ડબ્બામાં નાખ્યું. તે પડતાંની સાથે જ ઘંટડી વાગે એવો અવાજ થયો. આમ જ કોફીબીન્સ ગણી ગણીને એક પછી એક ડબ્બામાં નાખવાનું ચાલુ રાખ્યું. એની આંગળીઓ ચીકણી થઈ ગઈ. એકાએક એને એવું લાગ્યું કે રસોડામાં ખુરશી પર બેસીને આમ એકલા એકલા કોફીબીન્સ ગણતી પોતાની જાતને જોવી — જાણે કે પોતે ગાંડો થઈ ગયો છે. આ ગાંડપણના વિચારે એને એકદમ રોક્યો. કારણ કે સાથેસાથ જ જો યંત્ર પોતે યંત્ર હોવાના ભાનવાળું હોય તો તે નિઃશંકપણે ગાંડું જ ગણાય. અને પરિણામે આ વિચારના કારણે જ એ કામ અટક્યું. યંત્ર બની જવાતાં અટકી જવાયું, અને યંત્ર પર કામ કરતાં બંધ પડી જવાયું. ડબ્બો હજી પણ ખાલી જ હતો. અનેસ્ટોએ થોડાં વધારે કોફીબીન્સ અંદર નાંખ્યાં, કેટલીક વાર બબ્બે લઈ ને જોરથી નાંખ્યાં.

ફરી પાછો એ પોતાના અભ્યાસખંડમાં ગયો, એના મનમાં એક ભયભર્યો વિચાર ઊપસી આવ્યો કે આ બે કલાક જો એ કંઈ જ ન કરશે તો એ ક્યારેય પસાર થવાના જ નથી. પોતાની જાતના સંદર્ભમાં સમયનું વહેણુ થંભી જશે, એટલું જ નહિ, એ બે કલાક માત્ર બે કલાક ન રહેતાં, આદિઅંત રહિત સનાતન બની રહેશે. સમય પસાર કરવાની સંપૂર્ણ અશક્યતાને લીધે તે અને અલીના બંને કદી ન મળી શકે, બંને દૂર દૂર ક્યાંઈ જશે.

એણે પોતાનાં બંને હાથથી માથું પકડી લીધું. વાળ વીંખી નાંખ્યા. એટલામાં એકાએક અલીનાનો અતિ પરિચિત વણભુલાયેલો બારણા પરનો ટકોરો એના કાને પડ્યો. સફાળો ઊઠી એ બારણું ઉઘાડવા ધસી ગયો. એના આનંદ અને આશ્ચર્યની વચ્ચે અલીના જ સામે હસતી હસતી બારણા આગળ ઊભેલી નજરે પડી. તે બોલી: 'મારું કામ ધાર્યા કરતાં વહેલું પૂરું થઈ ગયું, હું વહેલી આવી રહી.' 'પણ તારે એવું કયું કામ હતું કે તું રોકાઈ ગઈ?'

'જરા કલ્પના કર, એક અસહ્ય કામ, મારા બાથરૂમના નળનું સમારકામ કરવા આવેલ કડિયા પર દેખરેખ રાખવા માટે ત્યાં રોકાઈ જવું પડ્યું. મને લાગ્યું કે આ કામ કદી પણ પૂરું થવાનું નથી. કોણ જાણે કેમ; પણ તેણે મને કહ્યું કે સમારકામ પૂરું થઈ ગયું છે અને પોતે જાય છે.'

'આટલો વખત તું શું કરતી હતી?'

'મને લાગ્યું કે આ તો અનાદિ અનંત શાશ્વતતા જ છે. પણ પછી મેં સમય પસાર કરવા માટે એક ખૂબ જ સરસ રસ્તો શોધી કાઢ્યો, ચાલ ધાર, જોઉં, મેં શું કર્યું હશે?'

'શું?'

'હું તારા વિચાર કરતી હતી.'

અનેસ્ટો એની પાછળ પાછળ અભ્યાસખંડમાં ગયો. પાછળ જતાં જતાં આશ્ચર્યસ્તબ્ધ અને અવાક બની મનમાં ને મનમાં બબડ્યો: 'શા માટે મેં એના જેવું જ ન કર્યું? શા માટે મેં એનો, કે એને વિશેનો વિચાર ન કર્યો?'

અનુ૦ આ. અશ્વિન દેસાઈ

# રાતાં પાણીની એ નદી.....! | શ્રીકાન્ત વર્મા

વિસ્મિત નયને
રાતાં પાણીની એ નવતર નદીને જોતી
પદ્મા નદી વહી રહી છે...
'આ તો લોહી !'
છળી ઊઠેલી પદ્મા પોકારી ઊઠી :
ને એને ઠેકતી છલંગો ભરતી
પદ્મા જંગલમાં થઈને
સોંસરી ભાગી છૂટે છે.
સદા-જીવંત માછીમારોનું લોહી...!
જેઓ રોજ સવારે
પદ્માનાં શ્યામલ નીલાં નીરમાંહે
ન્હાતા ને ધોતા.

ના. ના. એ ભય નહિ,
પણ વ્યથા...
વ્યથા નહિ
વ્યાકુળતા...
જેણે એ સમગ્ર ધરતીનો કબજો લીધો છે :
એટલે જ તો
રહી રહીને... હરપળે
બાંગલા બેતાર કેન્દ્ર
ચિત્કારી ઊઠે છે :
સવાલ કરે છે :
રે, જીવનનો—આ અસ્તિત્વનો અર્થ શો છે ?

સિલહટ, કોમિલ્લા, જેસોર...
આ નગરીઓ બધી...
તળાવમાં પડી ગઈ !
એ નગરીઓના તારણહાર બનો.
તળાવમાં બૂડતી ઉગારી લો એમને...
લશ્કરી અમલની એ લૂંટાયેલી રાતમાં
વીસમી સદી મૃત્યુની
નીંદમાં પોઢી ગઈ છે !
એનું શિર...
ચેકોસ્લોવાકિયામાં રોળી રહ્યું છે.
ધડ એનું
વિયેતનામમાં લોટે છે.
શેષ ભાગ લથડી પડ્યો છે
ઢાકા... ચિત્તગોંગમાં.
સુસ્વાગતમ... ચંગીઝખાન—!
કાળના હર વળાંકે
આપણો ભેટો થઈ જાય છે.
ને આ અજરામર ખાન...
* વનલતા સેનનું ઠામ ઠેકાણું
પૂછતો કરાંચીમાં રખડે છે !
અભરાઈ પરથી
એક પુસ્તક ખસી પડે છે...
* જીવનાનંદ દાસનું રેખાચિત્ર.

---

* જીવનાનંદ દાસ બંગાળના એક શ્રેષ્ઠ
'લતા સેન' તેમની એક કવિતાનું શીર્ષક અને

## જન્મભૂમિની દિશામાં—! | નીરેન્દ્રનાથ ચક્રવર્તી

સરહદની પેલી બાજુ તે મારો જન્મદેશ,
આ દિશામાં મારો સ્વદેશ
આ દિશાએ ઊભો હું
પેલી દિશાએ મીટ માંડી રહ્યો છું...
ને હું જોઈ રહ્યો છું કે...
મારી જનમભોમકાનું આકાશ
રક્તના રંગે રંગાઈ ગયું છે...!

## કોણ રોકે છે? રોકે તો ખરો...! | પૂર્ણેન્દુ પત્રી

*

મશીનગન તો આખરે એક યંત્ર જ ને?
એ જીવંત પ્રાણધારાના અંતનું—
ધ્વંસનું સાધન શે બને?
કોણ છે એને રોકનારો?
રોકે તો ખરો!
અમારો ધ્વજ એ તો
દાઉ દાઉ સળગતા
સૂરજદાદાનો ધ્વજ.

## તારી હાક પડી છે...! | તારાપદ રાય

તેં ગોવાળિયાનાં છોરુને હાથ
તલવાર ઝલાવી દીધી!
તું તો અમારું સ્વપ્ન છો,
ઓ મારા બાંગલા દેશ—

## મિજબાની | અમૃતા પ્રીતમ

જીવનના સ્વાગતની મિજબાનીમાં
ભોજન પીરસાઈ ચૂક્યાં છે.
એક પંગત મૃત્યુના સ્વાગત માટેની છે.
સત્તાની માત્ર એક જ શર્ત છે:
રાજદ્વારીઓનો કેવળ એક જ આદેશ છે—
ઓ માનવંતા અતિથિઓ!
આવો, આવો, મિજબાની માણો...
જીવનના સ્વાગત માટેના થાળ
કળીઓ ને ફૂલોથી સજાવેલા છે.
પણ ખામોશ... ખબરદાર...
પહેલો કોળિયો જીવને નહિ,
મૃત્યુએ લેવાનો રહેશે
પીણાંનો પ્રથમ ઘૂંટડો
મૃત્યુ જ લેશે.
મૃત્યુ જ...

*

આ કાવ્યગુચ્છનો અનુવાદ સુભદ્રા ગાંધીએ કર્યો છે.

---

## "નિવૃત્ત નહીં થાઉં!"

મને ૮૨ વરસ થયાં એટલે ફિલ્મો બનાવવાના કામમાંથી હું નિવૃત્ત થઈ ગયો હઈશ, એમ લોકો માને છે. પણ એ સાચું નથી. હું કદીયે નિવૃત્ત થઈશ કે કેમ તેની જ મને તો શંકા છે. હમણાં જ એક રાતે મને એક નવી ફિલ્મનો વિચાર આવી ગયો, ને મેં એની પર કામ માંડી પણ દીધું છે. અઠવાડિયામાં મેં ૧૨ પાનાં જેટલું લખી નાખ્યું છે. એમાં હું અભિનય કરી શકું એવી એ કથા નથી, પણ કદાચ મારો પુત્ર સીડની એ પાઠ ભજવી શકે. મારી બે પુત્રીઓ વીકી અને જોસી માટે મેં બીજી એક પટકથા પણ લખી છે. એ બેઉનું દિગ્દર્શન સંભાળવાનું મને ગમે. મારી જૂની ફિલ્મ 'કીડ'ની નવેસર રજૂઆત થવાની છે તેનું પશ્ચાતગીત પણ મારે તૈયાર કરવાનું છે. આજકાલ હું સિનેમામાં ભાગ્યે જ જતો નથી. ઘેર બેઠાં જ ટેલીવીઝન પર મને ઘણી ફિલ્મો જોવા મળે છે. મારી પોતાની બનાવેલી જૂની ફિલ્મો જોવામાં હવે મને આનંદ આવે છે. એ જોઈને મને હમેશાં સુખદ આશ્ચર્ય થાય છે કે એ ફિલ્મો કેવી સરસ હતી!

ચાર્લી ચેપ્લીન

# એપાર બાંગલા : ઓપાર બાંગલા

'બાંગલાર માટી, બાંગલાર જલ,
બાંગલાર વાયુ, બાંગલાર ફલ
એક હોક, એક હોક, હે ભગવાન.

ગવર્નર-જનરલ લોર્ડ કર્ઝને બંગાળના ટુકડા કરવા ૧૯૦૫માં કમર કસી હતી. ત્યારે કવિતાની ઉપર્યુક્ત પંક્તિઓથી રવીન્દ્રનાથે બંગભંગનો વિરોધ કર્યો હતો. વિભાજનના વિરોધમાં સમસ્ત બંગાળ ત્યારે આંદોલનોથી ધમધમી ઊઠ્યું, અને અંતે બ્રિટિશ સલ્તનતને વિભાજનની તલવાર મ્યાન કરેવી જ પડી. પરંતુ રવીન્દ્રનાથની ઉપર્યુક્ત કાવ્યપંક્તિઓનું અસ્તિત્વ હોવા છતાં ૧૯૪૭માં "સોનાર બાંગલા'ની ઐતિહાસિક અને ભૌગોલિક એકતાના પુરાવાઓની સામે પ્રશ્નવિરામ મુકાતા ગયા, અને અંતે બંગાળના બે ટુકડાઓ થઈ જ ગયા! પૂર્વ બંગાળ અથવા પૂર્વ પાકિસ્તાન અને પશ્ચિમ બંગાળ અંતે અસ્તિત્વમાં આવ્યા!—

આમ છતાં જેમ જેમ વર્ષો વીતતાં ગયાં, તેમ તેમ આ ભાગલાની કૃત્રિમતા છતી થતી ગઈ. અંતે એ સ્પષ્ટ થતું ગયું કે, કોઈ ધાર્મિક મત કોઈ પણ સંસ્કૃતિને હજમ કરી શકતો નથી, કે નથી તો એને લાંબો વખત દબાયેલી કચડાયેલી રાખી શકતો. આજે તો બંને બંગાળમાં આ કૃત્રિમ ભાગલાની સામે ભારે રોષની લાગણી પ્રવર્તે છે.

સાંસ્કૃતિક એકતાથી બદ્ધ બંને બંગાળની વચ્ચે બે સરકારો દ્વારા ખેંચાયેલી લક્ષ્મણરેખા આજે તો એક પ્રશ્નવિરામ બની ગઈ છે. અંતિમ બે વર્ષમાં પશ્ચિમ બંગાળ અને પૂર્વ બંગાળને સ્થાને "એપાર બાંગલા", "ઓપાર બાંગલા" એ શબ્દો યોજાતા થયા છે—જોકે, એનું શ્રેય કોઈ એક વ્યક્તિને નહિ, પણ બંને બંગાળની લાખો કરોડોની જનતાને છે; જે જનતાએ બહુ સહજભાવથી આ શબ્દોને સ્વીકારી લીધા છે, પરંતુ એ બાબતમાં વસંતવૈતાલિક થનાર એક જ વ્યક્તિનું નામ લેવું હોય, તો આપણે બંગાળની નવી પેઢીના અગ્રણી સુપ્રસિદ્ધ લેખક શંકરને યાદ કરવા જોઈએ. શંકરે 'એપાર બાંગલા : ઓપાર બાંગલા' નામનું યાત્રાસંસ્મરણનું પુસ્તક લખીને ભડભડતી જ્વાળામાં ઘી હોમ્યું છે.

દુનિયાને એક વાર અવલોકવાની અદમ્ય અભીપ્સાથી પ્રેરાયેલા લેખકે સપ્ટેમ્બર ૧૯૬૭થી ડિસેમ્બર ૧૯૬૮ સુધીમાં અમેરિકા, બ્રિટન, ફ્રાન્સ અને જાપાન ઇત્યાદિ દેશોનો પ્રવાસ કર્યો હતો. આ દુનિયાનું દર્શન કર્યા પછી લેખકને લાગ્યું કે આખી દુનિયામાં "એપાર બાંગલા ઓપાર બાંગલા" સિવાય બીજું કશુંય જોવામાં આવ્યું નહિ. બધે જ એમણે સ્વદેશનાં જ દર્શન કર્યા.

શંકર આ દશકામાં સૌથી અધિક વેચાયેલી અને વંચાયેલી બંગાળી નવલકથા 'ચૌરંઘી'ના લેખક છે. પરંતુ 'એપાર બાંગલા : ઓપાર બાંગલા' એ તો એનાથીય ઊંચે એમનો કીર્તિધ્વજ લહેરાવ્યો છે. ૧૫ એપ્રિલ ૧૯૭૦થી આજ સુધીમાં આ પુસ્તકની નવ નવ આવૃત્તિઓ પ્રગટ થઈ ચૂકી છે.

'એપાર બાંગલા ઓપાર બાંગલા' તો હવે લોકોની જીભે વાત વાતમાં બોલાતી કહેવત બની ગઈ છે. હવે તો કલકત્તા અને ઢાકા રેડિયો પરથી ઘણી વાર પૂર્વ બંગાળ પશ્ચિમ બંગાળને બદલે એપાર બાંગલા ઓપાર બાંગલા સાંભળવામાં આવે

છે. કલકત્તાની મહાનગરપાલિકાનો નગરપતિ અર્થાત મેયર પૂર્વ પાકિસ્તાનની તોફાનપીડિત જનતા માટે ફાળો ઉઘરાવતો વારંવાર બોલતો સંભળાય છે— "ઓપાર બાંગલાના તોફાનપીડિતો માટે એપાર બાંગલાની સહાય." વિશ્વની કારસ્પર્ધાની મોટર ગાડીઓ જ્યારે પશ્ચિમ બંગાળની સીમા પાર કરી કરીને પૂર્વ બંગાળમાં પ્રવેશવા લાગી ત્યારે "એપાર બાંગલા ઓપાર બાંગલા" અને "જય બાંગલા" જેવાં સૂત્રો ગાજી ઊઠ્યાં હતાં. શાંતિનિકેતનમાં વિશ્વભારતી વિશ્વવિદ્યાલયના આંગણમાં પૂર્વ બંગાળનાં આધુનિક સાહિત્યનાં પ્રદર્શનનું ઉદ્ઘાટન કરતાં સૌમેન ટાગોરે 'પૂર્વ બંગાળ નહિ,—પરંતુ "ઓપાર બાંગલા"ના આધુનિક સાહિત્યની પારાવાર પ્રશંસા કરી; એટલું જ નહિ, પણ અનેક અર્થોમાં "ઓપાર બાંગલા"ના આધુનિક સાહિત્યથી એને ઉત્તમ ઠેરવ્યું. લાંબા સમયથી બંગાળી વર્તમાનપત્રોએ પણ બંગાળના એક ખંડ માટે આ જ નવું સંબોધન સ્વીકારી લીધું છે.

એક મુલાકાતમાં શંકર ઘોષાલને પૂછવામાં આવ્યું, "આ નામની પાછળ શું રહસ્ય છે?"

શંકરે કહ્યું: "આ નામ પાડવાની પ્રેરણા મને એક જૂની નાનકડી લોકકથાએ આપી, જેમાં એમ જણાવ્યું છે કે—

'એપાર ગંગા ઓપાર ગંગા, મધ્યખાને ચર
તાહાર મધ્યે બોસે આછે સાધુ સદાગર.'
(આ પાર ગંગા, પેલે પાર ગંગા,
વચમાં છે ખેતર પાદર,
એની વચ્ચે બેઠો છે સાધુ-સોદાગર.)

"મેં 'એપાર ગંગા ઓપાર ગંગા'નું 'એપાર બાંગલા ઓપાર બાંગલા' કરી નાખ્યું. પછી તો મેં જોયું કે, આ નામ સૌને ગમી ગયું છે. એ વિશે હજારો પત્ર મને મળ્યા છે."

શંકરે કહ્યું છે કે, "વિદેશોમાં ભારત અને પાકિસ્તાનના બંગાળીઓ એવા હળીમળીને રહે છે કે, તેઓ એકબીજાના સાચા શુભચિંતક અને સંરક્ષક બની ગયા છે. એ જોઈને હું ખૂબ પ્રભાવિત થયો. એવું જે કંઈ ત્યાં મેં જોયું, તેને યથાતથ મેં રજૂ કર્યું છે."

એ એક હકીકત છે કે, પ્રત્યેક બંગાળી પહેલાં બંગાળી છે: અને પછી હિંદુ યા મુસલમાન અથવા હિન્દુસ્તાની યા પાકિસ્તાની.

હવાઈ ટાપુમાં ઢાકાના એક પ્રવાસી ખ્રિસ્તી વિદ્યાર્થી વેંડિક્ટ ગોમેજ સાથે શંકરની મુલાકાત થઈ હતી. એ વિદ્યાર્થીએ પોતાના બંગાળી હાવભાવ વાણી, વર્તન અને વિચારોથી શંકરને અભિભૂત કરી દીધા. વેંડિક્ટે પોતાને ઘેર શંકરને નજરુલનાં ગીતો સંભળાવ્યાં, અને પછી કહ્યું હતું: "બંગાળીઓનું એક વિશિષ્ટ 'કલ્ચર' છે—એ બીજાઓથી ઉત્તમ છે, એમ હું નથી કહેતો, પરંતુ એ સૌથી ભિન્ન છે. એ 'કલ્ચર'ને સંપૂર્ણ રીતે પદ્મામાં (ગંગાની એક શાખા બંગાળમાં વહે છે.) વિસર્જિત કરીને અન્ય 'કલ્ચર'ને અપનાવી લેવાનું બંગાળીઓ માટે મુશ્કેલ છે. પરંતુ એનો એ અર્થ હરગિજ નથી કે બીજાઓની સંસ્કૃતિ પ્રત્યે, ભાષા પ્રત્યે અમારી શ્રદ્ધા નથી. અમે અમારી ભાષાને પ્યાર કરીએ છીએ, પણ અન્ય ભાષાઓ માટે 'હટાવો હટાવો'ના સૂત્રોચ્ચાર નથી કરતા. અમે અન્ય ભાષાઓના ચહેરા પર કાદવ નથી ઉછાળી શકતા.

"આપણા સાહિત્યમાં જે કંઈ ઉત્તમોત્તમ છે, તેને ઉપહાર સ્વરૂપે દુનિયાને આપણે નથી આપી શકયા. અન્ય ઉત્તમ ભાષાઓનું ઉત્તમોત્તમ સાહિત્ય અંગ્રેજીમાં અનૂદિત થઈને વિદેશોમાં દુકાનોની શોભા વધારે છે, અને આપણે રવીન્દ્રનાથનો પણ પ્રચાર નથી કરી શકયા. અહીં મોટા મોટા પ્રાધ્યાપકોને હું મળ્યો છું, તેમણે રવીન્દ્રનાથનું નામ સુધ્ધાં નથી સાંભળ્યું!—"

વેંડિક્ટના શબ્દોમાં—જે શબ્દો માત્ર વેંડિક્ટના જ નથી—વિભાજન જ, બંગાળીઓની દુર્દશાનું કારણ છે.

વિદાય વખતે વેંડિક્ટે લેખકને સાદડી પર ગૂંથેલી પૂર્વ બંગાળના એક ગામની તસવીર ભેટ

આપતાં કહ્યું હતું: "આપવા લાયક કશું જ નથી. દેશ પાછા ફરશો ત્યારે, કલકત્તામાં તમારા ટેબલ પર બેસીને ફરીથી બંગાળી ભાષામાં તમે લખવા બેસશો, ત્યારે આ એક સામાન્ય યાદગીરી જ સરહદ પારના એક બીજા રૂપાળા બંગાળીની તમને યાદ આપ્યા કરશે.

પૂર્વ પાકિસ્તાનની બાંગ્લા અકાદમી સાથે જોડાયેલા જિયા હૈદર એક છાત્રવૃત્તિ મેળવીને અમેરિકા ગયા છે. ત્યાં આખો વખત એમની સામે દેશમાં વસેલું એમનું ઘર જ નાચતું રહે છે. એક વાર રાત્રે મુસળધાર વર્ષા થતાં શું થયું?

કાલે રાત્રે પણ વર્ષા થઈ
સહસા સતાવે સ્મૃતિ દેશની,
પિતા ખૂબ બીમાર છે,
હું એમનો મોટો દીકરો છું—
મા, ભાઈ, બહેનો બેઠાં છે
કર્યા કરે છે મને યાદ—

વતનની યાદથી જિયા ખૂબ પરેશાન થઈ જાય છે, ત્યારે કવિતા લખે છે. અને ભારતના ભવાનીભાઈની કવિતા જ એ શુષ્ક રણમાં એને દિલાસો દે છે. એમની કવિતામાં પોતાના વતન અને કુટુંબ માટેનું કેવું દર્દ અભિવ્યક્તિ પામ્યું છે!

બાપુ કદાચ વિશેષ વૃદ્ધ થયા હશે,
કદાચ માના વાળ પક્વ થયા હશે,
નાનકડી કિશોર વયની બહેનો
યૌવનને ઉંબરે પગ મૂકી ચૂકી હશે.—
સાડી પહેરેલી છોકરીઓની વચ્ચે
હું કેવી રીતે શોધીશ બહેનને
જેને ફ્રોક પહેરતી જ મેં જોઈ હતી?
જે બહેનને વિદાય વખતે કહ્યું હતું:
"ભાઈ, મડમ પરણીને વહેલા આવજે—

'એપાર બાંગલા ઓપાર બાંગલા'એ ભારતના જ નહિ, પણ પૂર્વ પાકિસ્તાનના યુવકોને પણ અનન્ય પ્રેરણા અને અભૂતપૂર્વ ચેતના સમર્પી છે. બંને બાજુ સ્વાભાવિક રીતે એક બળવત્તર ચેતનાનો સંચાર આ પુસ્તકે કર્યો છે. પાકિસ્તાનના જલાલ આમેદે ટોકિયોથી શંકરને જે પત્ર લખ્યો છે, તે પાકિસ્તાની યુવકોમાં જાગેલી ચેતનાનો બોલતો પુરાવો છે:

"'એપાર બાંગલા: ઓપાર બાંગલા' માત્ર વાંચીને જ ન રહેવાયું. એની ફોટો કોપીઓ કઢાવીને અહીંના બધા બંગાળીઓ (ભારતીય અને પાકિસ્તાની)માં વહેંચી દીધી. પાકિસ્તાનમાં અનેક પાઠકો તમારા ભક્ત છે, એ મને સમજાઈ ગયું.

"બંને તરફના બુદ્ધિજીવીઓ અને લેખકો વચ્ચે કેવી રીતે સેતુ બાંધી શકાશે, તે તો નથી જાણતો— પરંતુ ખોટી ગેરસમજના પહાડને વિશેષ ઊંચો કરવાનું તો યોગ્ય નથી જ, એમ મને હમેશાં લાગ્યું છે.

"તમારી કલમની પ્રેરણાથી પ્રેરાઈને અમે અહીં (ટોકિયોમાં) બંને બંગાળના બંગાળીઓને એક કરીને એક સાંસ્કૃતિક મંડળ સ્થાપવા પ્રયાસ કરીએ છીએ."

વયોવૃદ્ધ સાહિત્યકાર પ્રબોધચંદ્ર સેન પોતાની જાતને એક "અખંડ બંગાળી" માને છે. એમને ભાગલા કરવાનું કહીએ તો તેઓ કહેશે કે, હું બે તૃતીયાંશ પૂર્વ બંગાળનો બંગાળી અને એક તૃતીયાંશ પશ્ચિમ બંગાળનો બંગાળી બની જાઉં કારણ કે, જીવનની પચાસ વસંત એમણે પૂર્વ બંગાળમાં અને લગભગ પચ્ચીસ વસંત પશ્ચિમ બંગાળમાં માણી છે.

સેન મોશાય તો લાંબા સમયથી બુલંદ અવાજે કહેતા આવ્યા છે કે, પૂર્વ બંગાળ કદી પણ પશ્ચિમ પાકિસ્તાનની સાથે નહિ રહી શકે. પરંતુ સાથે તેઓ એવું પણ નથી ઇચ્છતા કે પૂર્વ બંગાળ અને પશ્ચિમ બંગાળ એક થઈ જાય. પૂર્વ બંગાળ સ્વતંત્ર રહીને જો પશ્ચિમ બંગાળ સાથે સહયોગ સાધે તો એમાં કોઈનેય વાંધો નથી. સંયુક્ત રાજ્ય અમેરિકા અને કેનેડાએ અલગ અલગ રહીને પણ પરસ્પર કેવો સહયોગ સાધ્યો છે તે તો સૌ કોઈ જાણે છે.

શ્રી સેનના મત મુજબ બંગાળના વિભાજનનું તાત્કાલિક દુષ્પરિણામ એ જ છે કે આર્થિક અને

રાજકીય કારણોથી હિંદુ મુસલમાનોમાં ફરીથી અવનવી રીતે વૈમનસ્ય ખડું થાય, અને નવી મુસીબતો ગળે બાંધવી પડે—બીજું દુષ્પરિણામ એ આવે કે બંગાળી ભાષાને આજે માત્ર રાષ્ટ્રીય નહિ પણ આંતર રાષ્ટ્રીય ગૌરવ પ્રાપ્ત થયું છે, એની સામે પ્રશ્નવિરામ મુકાઈ જાય—પૂર્વ બંગાળે બંગાળી ભાષાને એક વિશિષ્ટ દરજ્જો પ્રદાન કરીને પશ્ચિમ બંગાળના બંગાળીઓને પણ ગૌરવાંકિત કર્યા છે. પૂર્વ બંગાળના બંગાળીઓએ ભારે કુરબાની આપીને ઉર્દૂનું આધિપત્ય તોડ્યું છે; પરંતુ પશ્ચિમ બંગાળના બંગાળીઓએ તો બંગાળી ભાષાને હિંદી ભાષાથી આગળ નથી વધવા દીધી.

પૂર્વ બંગાળમાં આજે જે કંઈ થઈ રહ્યું છે, તેનો પૂર્વાભાસ તો પ્રથમથી જ જણાતો હતો. પૂર્વ પાકિસ્તાનના બુદ્ધિજીવીઓ ગુનેગાર શાસન તંત્રના અમલથી ધીમે ધીમે ક્ષુબ્ધ થતા જતા હતા. એમના વિશેષ રોષનું એક કારણ એ પણ હતું, કે પશ્ચિમ પાકિસ્તાનીઓ પશ્ચિમ બંગાળ તરફ ધિક્કારની લાગણી ફેલાવ્યે જતા હતા.

થોડા મહિના પૂર્વે પૂર્વ પાકિસ્તાનમાં થયેલા પ્રકૃતિના તાંડવ પછી રાષ્ટ્રપતિ યાહ્યાખાને વિમાનમાં તોફાનપીડિતોનું અવલોકન કરી ભારે દુઃખ સાથે કહ્યું હતું: "માત્ર બચી જવાની ઇચ્છા છે, તેથી જ કંઈ કોઈ બચી શક્યું નથી." સ્પષ્ટ છે કે રાષ્ટ્રપતિએ બંગાળીઓના નાજુક મિજાજને સમજ્યા વિના જ આમ કહીને પોતાની જાડી અક્કલનો પરિચય આપ્યો હતો. યાહ્યાખાનની આ ઉક્તિને લક્ષમાં રાખીને ખાન અબ્દુલ ગફારખાંએ એક કવિતા લખી હતી. એ કવિતા કલકત્તા આકાશવાણી પરથી પણ પ્રસારિત કરવામાં આવી હતી. એ લાંબી કવિતાની થોડીક પંક્તિઓ અહીં વિલોકીએ:

બચવાનું ચાહીને જ બચીશું
એવી વાત તો નથી.
પુરાવો તો મળી ગયો કે,
આજે આ લાખ નથી રહ્યા
શિશુ, યુવક નારી,
ખપી ગયા છે એક રાતમાં.
બચવાનું ચાહીને જ બચીશું
એવી વાત તો નથી.
પ્લેનમાં બેસીને
એમણે (યાહ્યાખાને) જોયું બંગાળનું મુખ.
નાકે સ્પર્શ ગુલાબનો રાખીને
વહાવ્યાં આંસુ.
એમના જેવો બીજો કોણ હશે પ્રજાપાલક!
બેતાર, ટેલિવિઝનમાં
એમણે આલાપ્યો છે પુરાણો રાગ
બચવાનું ચાહીને પણ બચીશું
એવી વાત તો નથી.

*

મરુભૂમિની છાતીમાં
નથી જ ઝરણું.
કેવળ શોકસભા—એનું જ નામ
છે આજે બાંગલા દેશ
હાય બંગાલ, તારા શોકનો નથી પાર.

અબ્દુલ ગફારખાંએ પાકિસ્તાનના રાષ્ટ્રપતિનો જેવો ઉપહાસ કર્યો, તેવો જ ઉપહાસ પૂર્વ બંગાળના બધા જ લોકો આજે પશ્ચિમ પાકિસ્તાનના શાસકોનો કરી રહ્યા છે. બધાની જીભ પર એક જ 'જય બાંગલા'નું ગીત ગુંજી રહ્યું છે:

પૂર્વાકાશમાં ઊગ્યો છે સૂર્ય
આલોકથી આલોકમય.
જય જય જય બાંગલા જય;
ઓ સૂતેલી માસી, ફોઈ,
બહાર આવો—
લૂંટારા આવ્યા છે, તો એને
ખદેડી મૂકવા છે.
ખદેડી મૂકીશું, ખદેડી મૂકીશું.
બુલબુલને ધાનના કણ દઈશું
આદરથી, માનથી, પ્યારથી—
ભાગી ગયા છે દસ્યુ
અંધકારનો થયો છે ક્ષય
જય બાંગલા જય જય જય જય.

અનુ૦ સુહાસી

# પ્રાગ્વૈદિક આર્યોની ભાષાના અવશેષો

હરિવલ્લભ ચૂ. ભાયાણી

૧. ભારતના વૈદિક કાળના (અને તરતના અનુવૈદિક કાળના) આર્યોને લગતા કોઈ ઐતિહાસિક દસ્તાવેજો હજી સુધી ભારતમાંથી તો નથી મળ્યા. પણ આર્ય લોકોની ઉપસ્થિતિને લગતી કેટલીક પ્રાચીનતર નિશાનીઓ કે નિર્દેશો, ભારત કે ઈરાન-માંથી મળવાને બદલે ઈરાનની ઉત્તર-પશ્ચિમે આવેલા પ્રદેશમાંથી મળી છે. એનેતોલિઆ (કે એશિઆઈ તુર્કસ્તાન) નામે ઓળખાતા એ પ્રદેશમાં એશિયા માઈનર અને મેસોપોટેમિઆ (કે ઇરાક) આવેલા છે. તે પ્રદેશમાંથી પુરાતત્ત્વીય ખોદકામમાં હજારો માટીની તકતીઓ પર કોતરેલા કેટલાક પુરાણા દસ્તાવેજો પ્રાપ્ત થયા છે. જેમનો સમય ઈસુ પૂર્વેની બીજી સહસ્રાબ્દીના પૂર્વાર્ધ લગભગ હોવાનું નક્કી થયું છે. એ દસ્તાવેજોમાંની કેટલીક ભાષાસામગ્રી આર્યો વિશે પરોક્ષ છતાં ઘણો જ મૂલ્યવાન પુરાવો પૂરો પાડે છે.

૨. પ્રાચીન એનેતોલિઆ અને તેની નજીકના પ્રદેશોમાં (જુઓ સાથેનો સ્થાનદર્શક નકશો) ઈ. સ. પૂ. બીજી સહસ્રાબ્દીના ગાળામાં જાતજાતના લોકોની ઉપસ્થિતિ કે પ્રભાવ હતો — મિતન્ની રાજ્યના હુર્રી, અક્કાદી, હિત્તી, કાસ્સી, એસિરી વગેરે. તે લોકોનાં પ્રાપ્ત થયેલાં લખાણોમાંની કેટલીક ભાષા-સામગ્રી ચોખ્ખી 'આર્ય' ભાષાની હોવાનું લાગે છે. કાસ્સીઓનાં લખાણોમાંનાં થોડાંક દેવનામો અને



વ્યક્તિનામો, હુરીઓના લખાણોમાંના રાજવંશી નામો, સિરિઆ અને પેલેસ્ટાઈનનાં નગર રાજ્યોમાંથી મળેલાં કેટલાંક વ્યક્તિનામો તથા હિત્તી-હુરી લખાણોમાંનાં અમુક દેવનામો અને અશ્વવિદ્યાના પારિભાષિક શબ્દો — એ સામગ્રી આ દૃષ્ટિએ ખૂબ મહત્ત્વની ઠરી છે. આપણે તેનો જરા વિગતે જોઈએ.

૩. બૅબિલોનના કાસ્સી (Kassite) વંશના (ઈ. સ. પૂ. ૧૭૫૦ થી ૧૧૭૦) દસ્તાવેજોમાં આર્યોની ભાષાનો પ્રભાવનો થોડાક એંધાણ મળે છે. કાસ્સીઓની પોતાની ભાષા આર્ય (કે ભારત-યુરોપીય)થી તદ્દન જુદી હતી. પણ તેના ઉપર આર્યોની ભાષાનો પ્રભાવ પડેલો. તેમનાં ખતોમાં બૅબિલોની પર્યાયો સાથે જે દેવોની નામાવલિ આપેલી છે તેમાં બે નામો આર્ય દેવોનાં છે. અને ખતોમાંનું એક રાજાનું નામ પણ આર્ય* ગણાવી શકાય તેમ છે. એ ત્રણ શબ્દો નીચે પ્રમાણે છે:

| કાસ્સી | વૈદિક | |
|---|---|---|
| શુરિઅશ | સૂર્યસ | 'સૂર્ય દેવ' |
| મરુત્તશ | મરુત્ | 'ઝંઝાવાતના દેવ' |
| અભિરત્તશ | અભિરથસ્ | વ્યક્તિનામ |

૪. કાસ્સી લોકોની ભાષા પરના આ આર્ય પ્રભાવના મૂળમાં મિતન્નીના લોકો છે. ઈ. સ. પૂર્વે ૧૬૫૦ લગભગ બૅબિલોનના પતન પછી હુરી લોકોએ મેસોપોટેમિયાના પૂર્વ ભાગમાં મિતન્ની રાજ્ય સ્થાપ્યું, અને એ રાજ્યનો પ્રભાવ આસપાસનાં રાજ્યો પર પડ્યો. મિતન્ની રાજ્યના રાજ્યકર્તાઓ અને અમીરઉમરાવોનો વર્ગ આર્ય લોકોનો બનેલો હોવાનું જણાય છે. બહુ જ પ્રાચીન સમયમાં આવીને શાસક તરીકે સ્થિર થયેલા આર્યો મિતન્નીઓની સાથે તદ્દન ભળી ગયેલા.

પણ તેમનાં મૂળ ભાષા અને ધર્મની કેટલીક એંધાણીઓ મિતન્નીનાં હુરી ભાષાનાં ખતોમાં જળવાઈ છે. વળી તે જ પ્રમાણે મિતન્નીના રાજકીય અને સંસ્કૃતિક પ્રભાવ નીચેના આસપાસના પ્રદેશોમાંથી પણ આર્ય તત્ત્વવાળી કેટલીક શબ્દસામગ્રી પ્રાપ્ત થઈ છે.

ઈ. સ. ૧૮૮૭માં ઇજિપ્તમાં આવેલા એલઅમર્નામાંથી કીલાક્ષરી લિપિમાં લખાયેલી કેટલીક તકતીઓ મળી આવી. આ લેખસંગ્રહમાં ફારાઓહ આમેનો ફિસ ચોથાનો (આશરે ઈ. સ. પૂ. ૧૩૬૪થી ૧૩૪૭) અને ત્રીજાનો (આશરે ઈ. સ. પૂ. ૧૪૦૨થી ૧૩૬૪) તેમની પૂર્વ તરફનાં રાજ્યો સાથેનો—ખાસ કરીને સિરિઆ અને પૅલેસ્ટાઈન સાથેનો અને પૂર્વ એનેતોલિઆ સાથેનો (એના રાજ્યકર્તાઓ ફારાઓહની સાથે વિવાહ સંબંધે સંકળાયેલા હતા) પત્રવ્યવહાર જળવાયેલો છે. તેમાં જે કેટલાંક મિતન્ની રાજવીઓનાં નામોનો નિર્દેશ છે, તે આર્ય ભાષાના હોવાની પ્રબળ છાપ પાડે છે. જેમ કે

| હુરી | સંસ્કૃત |
|---|---|
| સુતર્ન | સુતરણ-(વૈદિક, સુતર્મન) |
| પર્શસતર | પ્રશાસ્તર્- |
| સૌશતર | સૌક્ષત્ર- |
| અર્તદામ | ઋતધામન્- |
| અર્તશુમર | ઋતસ્મર- |
| તુશ્રત્ત | ત્વિષ્રથ- (વૈદિક, ત્વેષરથ-) |
| મતિવજ | મતિવાજ- |

૫. વળી મિતન્નીમાંથી મળેલા એસિરી ભાષાના કેટલાક ખાનગી દસ્તાવેજોમાં મળતાં સ્થાનિક વિશિષ્ટ જનોનાં નામ પણ આર્ય લાગે છે. જેમ કે—

| એસિરી | સંસ્કૃત |
|---|---|
| અર્તમ્ન | ઋતમ્ન- |
| વર્દશ્ય | વાર્ધશ્વ- |
| બિર્યશુર | વીર્યશૂર- |
| પુરુસ | પુરુષ- |

* આર્યભાષા એટલે માત્ર વૈદિક ભાષા નહિ, અને આર્યો એટલે માત્ર ભારતીય જ નહિ, પ્રાચીન ઈરાનીઓ પણ પોતાને આર્ય કહેતા. અહીં 'આર્ય' એટલે ભારતીય આર્ય, ઈરાની આર્ય અને તેઓની એકતાની પૂર્વસ્થિતિ સમયના આર્ય — એ ત્રણેમાંથી કોઈ પણ. ચોક્કસ કયા તેની ચર્ચા આ નોંધને અંતે કરી છે.

| | |
|---|---|
| ક્ષેમશુર | ક્ષેમઙ્કર- |
| સતવજ | સાતવાજ- (સર૦ વૈદિક વાજસાતિ) |

૬. મિતન્નીની પડોશના સિરિઆ અને પેલેસ્ટાઈન સુધીનાં રાજ્યો પર મિતન્નીનો પ્રભાવ વિસ્તરેલો હતો. તે પ્રદેશમાંથી મળેલાં નામોમાં સ્પષ્ટપણે આર્ય પ્રભાવવાળાં નીચેનાં કેટલાંક નામો છે :

| | સંસ્કૃત |
|---|---|
| શુવર્દત | સ્વર્દાત- |
| શતુઅર | સત્વર-* |
| અર્તમન્ય | ઋતમન્ય- |
| બિરિદશ્વ | વૃદ્ધાશ્વ- |
| બિર્યવજ્ | વીર્યવાજ- |
| ઇન્દરોત | ઇન્દ્રોત- |
| શુબન્દુ | સુબન્ધુ- |

૭. મિતન્નીને તેના સમકાલીન હિત્તી રાજ્ય સાથે ગાઢ સંબંધો હતા. અંકારાથી એંશી માઈલ દક્ષિણ-પશ્ચિમે આવેલા બોગઝકોઈ (પ્રાચીન નામ 'હત્તુશ') ગામમાંથી ઈ.સ. ૧૯૦૬માં મળેલા દસ્તાવેજો મિતન્નીમાં આર્યો ઉપસ્થિત હોવાનો વધુ મહત્ત્વનો પુરાવો પૂરો પાડે છે. તેમાં મિતન્નીના રાજા મતિવજ (એ તુશ્રત્તનો પુત્ર હતો) અને હિત્તી રાજા સુબ્બિલુલિઉમ વચ્ચે ઈ. પૂ. ૧૩૫૦ લગભગ થયેલો સુલેહ કરાર પણ છે. તે કરારમાં જે દેવોને સાક્ષી ગણીને શપથ લેવાયા છે, તેમાંથી ચાર દેવોનાં નામ વૈદિક દેવોનાં નામોને મળતાં છે. આર્યેતર પ્રત્યયોવાળાં એ નામો નીચે પ્રમાણે છે.

| હિત્તી | વૈદિક |
|---|---|
| ઇન્દર | ઇન્દ્ર- |
| મિત્રશિલ | મિત્ર- |
| નશતિઅન | નાસત્ય- |
| ઉરુવનેશિલ્ | વરુણ- |

*અવેસ્તામાં મળતાં 'ઇસ્વત્'ના જેવો સંબંધ વૈદિક 'ઈશ્વર-' સાથે તેવો જ 'સત્વન્'નો સંબંધ આ 'સત્વર-' સાથે.

વેદમાં મિત્ર અને વરુણની, તથા ઇંદ્ર અને નાસત્યની જુગલજોડી મળે છે. ઋગ્વેદ ૧૦, ૧૨૫,૧માં તથા અથર્વવેદ ૩, ૪, ૪માં આ જ ચારે દેવોનો એક સાથે નિર્દેશ છે. વળી ઋગ્વેદમાં તે દેવોનું સુલેહ નામા અને કરારનામાના રક્ષક તરીકે પણ આહ્વાન થયેલું છે. આ ઉપરથી સ્પષ્ટ સૂચવાય છે કે મિતન્ની પ્રદેશમાં અને તેની આસપાસ તે સમયે કેવળ આર્ય ભાષા જ નહિ, પણ કેટલેક અંશે તો ત્રણ વેદમાં છે તેવા સ્વરૂપનો આર્ય ધર્મ પણ પ્રચલિત હતો.

૮. ઉપર્યુક્ત બોગઝકોઈમાંથી ૧૯૦૬–૧૯૧૨ના ખોદકામમાં હિત્તી ભાષામાં લખાયેલો અને ઈસુ પૂર્વે આશરે ચૌદમી સદીમાં રચાયેલો એક અશ્વવિદ્યાનો ગ્રંથ મળ્યો છે. તેનો કર્તા કિક્કુલિ છે. તે હિત્તી રાજ્યની રાજકીય અશ્વશાળાનો ઉપરી હતો. તેને 'અશ્શુશનિ' કહ્યો છે (આ શબ્દને 'અશ્વ' શબ્દ સાથે સંબંધ હોવાનું એક અનુમાન છે.) આ પ્રદેશમાં ઈ. સ. પૂ. બીજી સહસ્રાબ્દીના આરંભમાં આર્યોએ જ પહેલ પ્રથમ ઘોડો દાખલ કર્યો હોવાનું મનાય છે. કિક્કુલિના અશ્વશાસ્ત્રમાં જે કેટલીક અશ્વવિદ્યાની પારિભાષિક સંજ્ઞાઓ મળે છે, તે સ્પષ્ટપણે આર્ય ભાષાની છે. તે સંજ્ઞાઓ નીચે પ્રમાણે છે :

| હિત્તી | સંસ્કૃત |
|---|---|
| ઐકવર્તન્ન | એકવર્તન- |
| તેરવર્તન્ન | ત્રિવર્તન- |
| પન્જવર્તન્ન | પંચવર્તન- |
| સત્તવર્તન્ન | સપ્તવર્તન- |
| નવર્તન્ન | નવવર્તન- |

અહીં 'વર્તન્ન' = સં. વર્તન- (=દોડવાના માર્ગનો એક વળાંક). વૈદિક ભાષામાં 'વર્તનિ'- શબ્દ છે જ. સમાસને અંતે 'વર્તનિ-'નું 'વર્તન-' થાય,- જેમ 'દશાંગુલ-'માં 'અંગુલિ-'નું 'અંગુલ-' થાય છે, અને 'અંજલ-'માં 'અંજલિ-'નું 'અંજલ-' થાય છે તેમ.

૯. મિતન્ની રાજ્યના દક્ષિણ-પૂર્વ છેડે આવેલાં

તુર્ગી શહેરમાંથી ૧૯૨૫–૩૧ના ગાળામાં મળી આવેલા પ્રાચીન દસ્તાવેજોમાં પણ ઘોડાઓના વિવિધ વાનને સૂચવતી જે સંજ્ઞાઓ છે, તે આર્ય હોવાનું સમજાય છે. જેમ કે

| | સંસ્કૃત |
|---|---|
| બબ્રુ-નુ | બભ્રુ- |
| પરિત-નુ | પલિત |
| પિંકર-નુ | પિંગલ- |

૧૦. એનેતોલિઆમાંના આ આર્ય ભાષાના અવશેષોનો ભાષાદૃષ્ટિએ સંબંધ નિશ્ચિત કરવા માટે આપણી પાસે ત્રણ વિકલ્પ છે: કાં તો એ આદિમ-આર્ય ભૂમિકાની સામગ્રી હોય, કાં તો ભારતીય-ઈરાની ભૂમિકાની, અથવા તો ભારતીય-આર્ય ભૂમિકાની. વિદ્વાનોમાં આ અંગે સારો એવો મતભેદ છે.* પણ એમાં આ સામગ્રીની ભાષા વૈદિક ભાષાની સૌથી વધુ નિકટ હોવાનો મત વધુ સ્વીકાર્ય જણાય છે. સંખ્યાવાચક 'એક'ને માટે વૈદિક શબ્દ एक ભારતયુરોપીય ભાષાઓમાં અનન્ય છે. એવું કકાર-વાળું સ્વરૂપ બીજી કોઈ ભારતયુરોપીય ભાષામાં મળતું નથી. અને કિકુલિનો અશ્વશાસ્ત્રમાં મળતા "ઐકવર્તન"માં તે જ મળે છે એ હકીકત ઉદાહૃત સામગ્રીની ભાષા ભારતીય-આર્યની લગોલગની હોવાનો સજ્જડ પુરાવો છે. વળી મિત્ર અને વરુણ, તથા ઇંદ્ર અને નાસત્ય એ દેવો વૈદિક રીતે જોડાયેલા મળે છે તે પણ ઓછું સૂચક નથી.

૧૧. ડૉ. સાંકળિયા એનેતોલિઆમાંથી પ્રાપ્ત થયેલી આર્ય સામગ્રી ભારતીય-આર્ય હોવાનું માને છે. તેમનું અનુમાન એવું છે કે લગભગ ઈ. સ. પૂ. ૩૫૦૦ સુધી ભારત-યુરોપીય લોકો એકત્ર હતા. તેમાંથી ઈ. સ. પૂ. ૨૮૦૦ લગભગ હિત્તીઓએ છૂટા પડીને સ્થળાંતર કર્યું. ઈ. સ. પૂ. ૨૬૦૦ લગભગ આર્યો ફ્રંટાઈને જુદા પડ્યા હોય. ઈ. સ. પૂ. ૨૨૦૦ લગભગ આદિમ-ગ્રીકોએ ગ્રીસમાં પ્રવેશ કર્યો હોય. આર્યો આગળ વધીને પ્રથમ બલ્ખ પ્રદેશમાં થોડો સમય સ્થિર થયા અને ત્યાંથી તેમણે ફરી સ્થળાંતર આરંભ્યું. તેમાં પ્રથમ તો એક સમૂહ પૂર્વ તરફ સપ્તસિંધુના પ્રદેશની દિશામાં આગળ વધ્યો (એ હતા આદિમ ભારતીય-આર્યો) અને પછીથી બાકીનો સમૂહ ઈરાન તરફ ફંટાયો (એ હતા આદિમ ઈરાની આર્યો). સપ્તસિંધુ તરફ આગેકૂચ કરતા આર્યોમાંથી એક જૂથ આગળ વધવાને બદલે પાછું ફર્યું અને તેણે ઉત્તર-પશ્ચિમ દિશામાં પ્રયાણ આરંભ્યું. એ જૂથની કેટલીક પેઢી પછીના વંશજો મેસોપોટેમિઆ સુધી પહોંચ્યા, અને ત્યાંના હુરી લોકોની વચ્ચે સ્થિર થયા. હુરી લખાણોમાં આ આર્ય સુભટોને 'મરિય-ન્નુ' કહ્યા છે—આ શબ્દ વૈદિક 'મર્ય-' (= મનુષ્ય)ની યાદ આપે છે. તે આર્યોના નેતૃત્વ નીચે હુરીઓએ, ઈ. સ. પૂ. ૧૬૫૦ લગભગ બેબિલોનના પતન પછી ત્યાં મિતન્ની રાજ્ય સ્થાપ્યું અને તેમાં ઉક્ત આર્યોએ રાજ્યકર્તા અને ઉમરાવો તરીકે સ્થાન પ્રાપ્ત કર્યું. મિતન્ની અને તેના પડોશી રાજ્યોના લખાણો પરના આર્ય ભાષાના પ્રભાવને તેમણે આ રીતે ઘટાવ્યો છે.

* બરોને મતે આ અંગે સામગ્રી અનિર્ણાયક હોવાનું માને છે. આમેલિએસ કામેનહુબર તેમના ૧૯૬૮ના પુસ્તકમાં ઉપરની ભાષાસામગ્રીમાંથી હુરીઓની સાથે સંકળાયેલાં માત્ર સાત નામો જ આર્ય હોવાનું સ્વીકારે છે.

[આધાર:

T. Burrow : The Sanskrit Language (બીજી આવૃત્તિ, ૧૯૫૯, પૃ. ૨૭–૩૦).

આર. એન. દાંડેકર : (૧) The Antecedents and the Early Beginnings of the Vedic Period (The Proceedings of the Indian History Congress), ૧૦મું અધિવેશન, ૧૯૪૭, પૃ. ૪૪–૫૪).

(૨) Some Aspects of the Indo-Mediterranean Contacts (Annals of the Bhandarkar Oriental Research Institute, ગ્રંથ ૫૦, ૧૯૬૯, પૃ. ૬૧–૬૬).

Amelies Kammenhuber કૃત Die Aries im Vorderen Orient (૧૯૬૮) એ ગ્રંથની સમીક્ષા.

સ્થળોનો નકશો ડૉ. દાંડેકરે આપેલા નકશાને આધારે.]

# સૂરનાં એ દૂર | સુમન શાહ

દૂરના એ સૂર: નિબંધ સંગ્રહ: લે દિગીશ મહેતા, ગૂર્જર પ્રકાશન, મૂ ૨ : ૬૦

ચોપડીના ઉપરણા ઉપર બે વિદ્વાનોનાં અને એક રઘુવીર ચૌધરીનું એમ જુમલે ત્રણ મિતાક્ષરી વિવેચનો છે. ઉપરણું ખોઈ નાખવાની વ્યવસ્થા ચોપડીના બંધારણમાં જ છે; અને તે સારું જ છે. છતાં દિગીશ મહેતાના અભ્યાસીને રઘુવીરનાં વચનો ગ્રેર તેવાં છે—તેથી, ઉપરણું ખોઈ નખ્યા પછી પણ સ્વેચ્છાએ પણ એ વચનોને ખોઈ નાખી શકાય નહિ. પથ્થરના હાથી અને પાણીનાં કમળ, જલતું કોડિયું ને પૂનમનો ચન્દ્ર—ના લીલા-નીલા ફેનિર ટાઇટલવાળું આ શુદ્ધ, ક્લાસિકલ, 'ગુર્જર' બ્રાન્ડ પ્રકાશન છે. અન્ય ફેનિર ટાઇટલોમાં એક પર કવિ સુન્દરમ્‌ની બે પંક્તિઓનું ઉચિત સ્મરણ છે ને એક પર સંસ્કૃતિના તંત્રી ઉમાશંકરને ઉચિત અર્પણ અર્ઘ્ય છે. સ્વના સરનામાવાળી લેખકે પોતે લખેલી એક સૌમ્ય નાજુક પ્રસ્તાવના—આભારિકા—પણ એક પર છે. ઉપરણા ઉપર મોડર્ન આર્ટની ધડા વગરની, જોર વગરની, ગેરવાજબી મશ્કરી જેવું કંઈક ચિત્રકામ છે જેમાં ચોપડીના શીર્ષકને 'બેઠું' કરવાનો માંદલો પ્રયાસ છે. પરંતુ આ બધાં આવરણોની આળપંપાળને હરી લઈએ પછી, એક 'દિગીશ મહેતા' જ સુરેખ bolt ટાઈપવાળું નામ આપણી પાસે બચી જાય છે, ને નિબન્ધસંગ્રહની ચોપડી આખ્ખી ઓગળી જાય, પછી, એટલું જ બચી જવું જોઈએ ને?

લલિત નિબંધ વિશે જ ખાસ્સો મજાનો સર્જનાત્મક નિબન્ધ લખી શકનાર લેખકની એકસો આઠ પાનની આ પુસ્તિકામાં છાપભૂલનો ખચરકો તો ક્વચિત જ વાગે છે પણ, ચૌદમાંનો એકેય નિબન્ધ સડેડાટ ગળે ઊતરી જાય એવો મધુર 'લલિત' નથી—વ્યક્તિત્વના તંતુની ફેલાતી ગૂંચવાતી જાળનાં સંકુલનો pattern પ્રત્યેક રચનાની પ્રાથમિક ઓળખ છે. દિગીશ મહેતાની સર્જકતાને આકાર લેતી જોવા ઇચ્છનારને આ જાળમાં ફસાઈ જવું ગમશે. અથવા કદાચ, ચોપડી પતાવી નાંખ્યાની હાશ અનુભવનારના ચિત્તમાં આ પાનાં થોડા દિવસો બાદ ઘડીએ ને પલકે ફફડવા માંડશે. સ્મૃતિની પાંપણ કશુંક ખંખેરતી જશે ને છતાં ચિત્તમાં તો કશુંક ગૂંચવાતું જ જશે. દિગીશ વાતો કરતા તો કશું જ કરતા નથી જાણે, પણ દૂર જઈને એમની વેધક નજરને ઇશારે ખેંચે છે. અને સાચું જ નથી? સર્જક નિબન્ધનો લેખક ભૂત થઈને જીવનભરને માટે વળગે છે....

...:પાત્ર, કથા કે કવિતાનું મહોરું ખસેડી લીધા પછીના 'અસલ'ના પરિચયમાં આવવાની પ્રક્રિયા નિબન્ધની છે. ને 'અસલ'નું આ વળગણ સદા, ભયાનકસુંદર અને સ્વૈચ્છિક એવા વ્યભિચારનો પર્યાય છે.

એક જ કોલોનીનાં હોય તેવાં એકસરખી સગવડવાળાં ચૌદ મકાનો જેવી આ રચનાઓ વચ્ચે ચડસાચડસી ભર્યું, હરીફાઈનું તત્ત્વ પણ એવું જ નોંધપાત્રપણે અનુભવાય છે, કેમ કે પ્રત્યેકને પોતાના જીવંત ધબકારવાળું અલાયદું અને ઘરેલુ 'વાતાવરણ' છે, છેલ્લા નિબન્ધને બાદ કરતાં બાકીનામાં સૌથી

વિશેષ બોલકો તે પહેલો છે. એમાં કાલેલકરી તરીકાનું સંસ્કૃતિચિંતન મૂક્યું છે — જે દિગીશના સંદર્ભમાં સાવ foreign લાગે છે. બીજી રચનાઓમાં તેઓ પોતાના જ ફૂલની સુવાસની ડબ્બી જે કલાત્મકતાથી, ધીમેથી ખોલીને, રચનાને અંતે ડબ્બી બંધ કરી દે છે એમાં વરતાતી વ્યંજનાની ખુલીઅધખુલી રસમયતા 'અહીં' ગેરહાજર છે. નિબન્ધનો શિવનેમિવાળો સમાંકરણો બાંધતો અધાણો ભાગ કશીક બીજાના નિવારણ અર્થે મુકાયેલ પેપરવેઈટ જેવો લાગે છે. એ ગળણીમાં ગળાઈને રેલાતા વૈયક્તિક સૂરોની દૂ..રતા વિસ્તરે છે ખરી પણ અવરોધાતી. નિબન્ધમાં 'હું', કદાચ, આવા 'અવરોધો'ને જ સૂંઘે છે — કેમ કે આ એક જ સ્થળ એવું છે જ્યાં એને પૂર્ણતયા original થવાની તક સાંપડે છે. હા આવો 'અવરોધો' બીજાઓના લલિત નિબન્ધોમાં ભલે 'નિવાર્ય' લક્ષણ ગણાતા હોય દિગીશે એમને ઓળખી લેવા જોઈએ એવું એમની સર્વાંગ સર્જકતાનો પ્રકાર સ્મરણમાં રાખીને અવશ્ય કહી શકાય. ધરરાજનની એમ બાંધું ત્રણ ત્રણ પેટ્રોમેક્સ બત્તીઓની હારમાળાની 'ક્રમનીય અનિયમ' વાળી રચના કદાચ આ સૌ નિબન્ધોની છે. પણ આકર્ષક આડાઅવળા એ તેજલિસોટાઓમાં 'હાલકડોલક' થતું વિશ્વ ધીરતાથી આસ્વાદી શકાય એટલું magnitude લેખકે એક સર્જકની સાવધતાથી સાંધી લીધું છે. ખિસ્સામાં મૂકી રાખવા જેવો, જરૂર પડ્યે ત્યારે ચુઈંગ ગમની જેમ મમળાવવા જેવો પ્રશ્ન તો પેલો વસંતનવાળો છે: 'દિવસના અજવાળામાં રાતવાળા વરઘોડાના એ સૂરો ક્યાં ખોવાઈ જતા હશે?' ખરેખર, ક્યાં ખોવાઈ જતા હશે? પ્રશ્નના આ હૂકમાં ભેરવાઈને આપણી સ્મૃતિચેતના દિગીશના સંવેદનની આંગળી ઉપરથી પોતાની દૂરસુદૂરની ક્ષિતિજોમાં કેવી તો મૂક બાપડી ખોવાતી જાય છે? સૂરનાં આ દૂર ધ્વનિત કરવામાં જ લેખકનો આગવો, પ્રબળ ને નિર્વ્યાજ અવાજવાળો વિશેષ છે. 'પ્રવાહ' 'ઘર' 'પુલ' રચનાઓ આ સંદર્ભમાં એ અવાજના નિદર્શનો લેખે ઘણી અગત્યની છે. અવાજના એ જુદાપણાને જાળવી રાખવાની જવાબદારી એક પ્રતિભાવાન નિબંધકાર તરીકે દિગીશે આમ પહેલેથી જ વહોરી લીધી છે. અને હા, એ દિશામાં એમણે બરાબરની કમર કસી છે.

નિબંધકાર બધુંય કર્યા પછી, બધાં તરકટ ને પ્રપંચોમાં ફસાવ્યા પછી, ખરેખર તો પોતાના નિવારણ 'હું'ની સંનિકટ આપણને મૂકી દે છે, દિગીશનો વિશેષ, એ 'હું'ને વિશિષ્ટ સ્થળ સંજોગોમાં લીધેલી કેટલીક ક્ષણોને 'અક્ષર કરવામાં' રહેલો છે; એટલું જ નહિ, એ ક્ષણોના અનુભાવનમાં આપણે હતા કે શું એવો એક અંદેશો રચનાને અંતે ઊભો રહે છે. બાકી નિબંધનો લખનાર ભાવકનું total involvement કેટલું કરી શકે એ જ પ્રશ્ન છે. અને તેથી જ અહીં, નિબન્ધકારની personalityનો બોજો ઉપાડીને ફરતી રચનાઓ મળતી નથી. આ રચનાઓ કોઈ અંગ્રેજના રીડરની છે કે શું એવી શંકા પાને પાને દૃઢ થતી આવે છતાં એના વર્તનમાં આપણે ક્યાંક અવળે ફંટાઈ જતા નથી એનું રહસ્ય પણ, આપણી આવી કલાત્મક સંડોવણીમાં રહેલું છે. જાતને વિશ્વથી અળગી કરી શકાય નહિ અને જી–વ–ન સંદર્ભથી છૂટી પાડીને મૂકી શકાય નહિ; અને તેથી જ કદાચ સ્થળકાળનાં વર્ણન નિબન્ધ લખનાર માટે અનિવાર્ય બની જતાં હશે? અથવા એની સંસાર વિષયક માયા જ એને ભાગી છૂટવા દેતી નહિ હોય? બધા જ personal essayના ઉદ્ગમકેન્દ્ર લેખે એને ધરી શકાય? કદાચ. પણ નિબન્ધની ગતિ તો ભાગી છૂટવા પ્રતિની જ હોય છે. એમાં બહુ ઓછાને સફળતા મળે છે. એ ઓછાઓમાંથી આ લેખકને બાકાત રાખી શકાય નહિ. દિગીશની એ મૌલિકતા આપણા નિબન્ધ સાહિત્યનું આગવું ધન બની રહેશે. આના સમર્થનમાં કોઈ પણ અધિકારી ભાવકને 'પ્રવાહ', ઘર, 'પુલ', 'પાવડિયાં', 'મેળો', 'દિવસને છેડે' વગેરે કૃતિઓ ચીંધી શકાય. ભાષા આ સંદર્ભમાં translating બહુ ઓછી જગ્યાઓએ છે તાદૃશ વર્ણનાત્મકતા પણ એવી જ selective વિગતોવાળી છે. છતાં એમનાં બધાં જ વર્ણનો

વિગતખચિત, ઝીણી ઝીણી રેખાઓમાં ગૂંથવાતાં, વિકસતાં છે. ગતિનો એક આહ્લાદક ઘુમાળ એમની વર્ણનકલામાં અવશ્ય છે; એ સાંભળીએ :

"શેરી...તે ઢોળાવ પડતી શેરીને પેલે નદી તરફ ઢળતા ખૂણે, તેને નીચલે ખાંચે, જ્યાં ઉત્તરની ઊંચી પોળ, ઊંચા મ્હાડના દરવાજાથી રેલાતો ઢોળાવ રગડતો આવે છે, જ્યાં સહેજ ખચકાઈ પાછો સ્તો પૂર્વમાં ફેળાઈ રહે છે, જ્યાં મારી બારીમાંથી રોજ સવારે મસ્જિદના મિનારાના ટેકરા દેખાતા... ત્યાં એ બારીમાંથી દેખાતું, પૂર્વનું આકાશ ખુલ્લું ન દેખાય, કટકો જ દેખાય, મિનારો...એકલો. ખરેખર મારા ઊંડાણમાં ઊતરી મારાથી આંખ ઊંચકાય, ઉપર, ત્યારે મારાથી કંઈક એવું જ gesture થઈ જાય, મારા gestureમાં એવો એ મિનારો જ આવીને ઊભો રહે." (પૃ. ૯૦)

પરંતુ આ વર્ણનો, શબ્દચિત્રો, કે 'પાત્રો'માંનાં પાત્રો કે 'લોક'માંના લોકની બધી જ physicality પેલી જીવતીવળકતી ક્ષણોના સર્જનમાં, એક સમયે તો પૂરેપૂરી exhaust થઈ જાય છે. ચિત્રખચિત રૅપરનો ડૂચો વાળીને આપણે ક્યારે ક્યાં પધરાવી દીધો ને બસ એ અમૂર્તતામાં તરતા રહ્યા, તેનું કશું ભાન રહેતું નથી... આ અર્થમાં નિબન્ધની ચોપડી ઓગળી જાય છે...

જે કંઈ બચ્યું હથેળીમાં, તેનું સ્વરૂપ શું છે? શું દિગીશ પાસે આનન્દશંકરવાળી integrated self રહી છે? કદાચ ના. છતાં આ નિબન્ધોમાં તેઓ અકબંધ જણાય છે. વસંતનો ઝેરી પવન કે પ્રણયકથાનો ધાટો રગડો એ બારીમાંથી જોઈ શકાતો નથી. એ આખી જીવનદિશા જ કેરી હોઈ શકે! એવું તો કેમ હોય, પણ એની વાત કર્યા વિના માણસ રહી શકે નહિ... હવેની રચનાઓમાં તેઓ જો એમની લાક્ષણિક રીતે હસવા માંડે, તો એમના ત્રણેનું પગેરું મળી આવે ખરું... અને બીજા ખંડમાં જવા જેટલી કટિબદ્ધતા તો — અને એકનિષ્ઠતા પણ — એમણે સાધી લીધેલી જ છે! તેઓ પોતે પણ જાણભેદુ છે, ને તેથી જાણે છે કે પંદરમી રચના આવી તો ન જ હોય...

નર્મદે પ્રારંભેલા પ્રકારમાં પછી આપણે ક્યાં થોભી શકેલા? કાકાસાહેબ પાસે. એમની આંગળી પકડીને પ્રકૃતિમાં રખડવાનો એક specialized આનંદ — વિદ્વત્તાના રંદાથી સાફ છોલેલો, ધર્મ-સંસ્કૃતિની પાતળી ગન્ધની આછી પૉલિશવાળો આનંદ — માણસ અમુક વયે માણી શકે. પણ પછી તો ઓળખાણના લપટાપણાનો જ સ્વાદ લેવાનો. હસવાની ઇચ્છા રાખી હોય તો જ્યોતીન્દ્ર પાસે એ બહુધા પૂરી પડે ખરી. પણ હસીને ત્યાં તમે દુઃખી નહિ થાઓ. સર્જક નિબન્ધના ધાટા વજનદાર દેહમાં કોણ જાણે પણ એમના હાસ્યનિબન્ધો ચોખ્ખા પાણીની ભેળસેળ જ કરતા હોય છે. ટૂંકમાં આ પ્રકાર અંગેની આપણી ગરીબી પર જ મુસ્તાક રહેવાનું. હજીલગી તો બનેલું. નિરંજન ભગત તો એમની લાક્ષણિક રીતે ફકીર માણસ છે ને ક્ષણિકાએ કરીને પ્રસન્ન થનારા છે; તેથી એમને નિબન્ધ, 'ગુજરાતી સાહિત્યનું સૌથી વધુ સમૃદ્ધ સ્વરૂપ', લાગે, તો એ સમજી શકાય એવું છે. પણ છેલ્લા દાયકામાં આપણને બે ભિન્ન પ્રકૃતિના, પણ સમર્થ, સર્જક નિબન્ધકારો મળ્યા છે: 'જનાન્તિકે'ના સુરેશ જોષી અને 'દૂરના એ સૂર'ના દિગીશ મહેતા: અથવા, દિગીશ મહેતા — એમ જ કહોને! કેમ કે, એમના બધા જ આવિષ્કારોને ટાણે એઓ લગભગ નિબન્ધકારની જ ભારેહળવી વ્યક્તિતાએ ધબકતા હોય છે. આ એમની પાસે સાહિત્યપદાર્થ ઝંખતો કોઈ પણ વિદગ્ધજન સા... રું એવું થોભી શકે.

૧૧-૭-'૭૧

# 'જનાન્તિકે'નું ગદ્ય—એક નિરીક્ષા | નટવરસિંહ પરમાર

સુરેશ જોષીના 'જનાન્તિકે'માં લેખકના હૃદયની સંનિકટે સંગોપાયેલી સામગ્રીનાં 'જનાન્તિક ઉચ્ચારણો'ની રૂપસૃષ્ટિ ઉઘાડ પામી છે. વસ્તુજગત સાથે સંબંધમાં આવતાં વસ્તુજગતનાં પદાર્થો, ઘટનાઓ, વ્યક્તિઓ, દૃગ્ગોચર સ્થાનો, પ્રકાશ-અંધકાર જેવાં અમૂર્ત તત્ત્વો, ભાવાત્મક અવસ્થાઓની લેખકના ચિત્તમાં ઊપસવા પામેલી રૂપછાયાઓ (impressions) તથા તે પ્રતિ લેખકના ચિત્તમાં સંભવેલા પ્રતિભાવોના વિશ્રબ્ધ નિવેદનોનાં ગદ્યનિબન્ધનોનું રૂપવિશ્વ એમાં ઊપસવા પામ્યું છે. ગદ્યનાં એ જનાન્તિક રૂપોમાં લેખકની મનઃસ્થિતિનાં બહુવિધ પાસાંઓ, એમના ચિત્તનાં તરંગલીલા, મનોલૌલ્ય, યદૃચ્છિત વિમર્શ, અનિયત નિરીક્ષણો અભિવ્યક્તિ પામ્યાં છે.

આવાં વિશ્રબ્ધ નિવેદનોમાં સામગ્રીનું સામગ્રી લેખે વિશેષ મહત્ત્વ હોતું નથી, સામગ્રીને વળગીને રૂપ પામતો કહેનારનો — લેખકનો વ્યક્તિત્વસ્પર્શ જ મહત્ત્વનો બની રહે છે. નગણ્ય લાગતી સામગ્રીમાં પ્રવેશી જતો લેખકનો ભાવોચ્છ્વાસ એ નગણ્ય સામગ્રીને સજીવ કરી ગૌરવ અર્પે છે. એ નિવેદનોમાં સામગ્રીનું વસ્તુનિષ્ઠ તથ્ય નહિ, પણ એ સામગ્રીમાં પ્રવેશેલા વ્યક્તિના સત્ત્વ—essenceની પ્રગટ થતી બહુવિધ મુદ્રાઓ જ રસાવહ બની રહે છે, અને એમાં વ્યક્તિના અનેકવિધ રૂપો પમાયાનો જ આનંદ હોય છે.

આરંભમાં જ લેખકના મનોમય અવકાશમાં કશીય ધરી વિના, કશાય બંધનના આધાર વિના ટકી રહેલો લેખકનો શિશુલોક રૂપ પામ્યો છે. અદ્ભુત અને ભયાનક રસથી બંધાયેલા સીમાડાઓ વચ્ચે વસતા અનામી ગામની ભોંયમાં એ શિશુલોક ઉદય પામ્યો છે. રાજાનો કિલ્લો, વન, વાઘ-રીંછ જેવાં રાની પ્રાણીઓ, નદી, સતીનું વન, સતીનાં પગલાં, કેસૂડો, મહુડો, શીમળો, લીમડો, પીપળો, મોગરો, જૂઈ, જાઈ, ચમેલી, ઘાસનાં બીડ એ આ શિશુલોકની વસ્તી. સાતકાશીનું ગાઢ વન, એમાં થઈને વહેતી તાપી, બાગલાણ ને સાલ્હેર મુલ્હેરના પહાડ એ આ વસ્તીનો પાડોશ. વનાંચલની આવી અદ્ભુત, ભયાવહ અને રમણીય વનશ્રીમાં પેલા શિશુલોકના શિશુનો વિહાર સંભવ્યો છે.

શિશુવિહારની એ ઘટનાઓ પોતે અપૂર્વ નથી. આરણ્યક પ્રદેશમાં ઊછરતા કોઈ પણ શિશુના જીવનમાં સંભવવા પામતી એ સર્વસાધારણ ઘટનાઓ આરણ્યક પ્રદેશ અગર ગ્રામપ્રદેશમાં ઊછરેલી કોઈ પણ વ્યક્તિને એ પોતાની જ વાતની સંકથા લાગે. પરંતુ, એની રૂપનિર્મિતિ પાછળ પ્રવર્તતાં અભિનવ અભિગમ, પ્રત્યગ્ર સંવેદનશીલતા અને રચનાનો કસબ એને અપૂર્વતા બક્ષે છે.

એ શિશુલોક કથનના પાતળા બન્ધમાં પરિવેષ્ટિત થયેલા વર્ણનમાં નિબન્ધન પામ્યો છે. ચિત્તમાં ગ્રહરૂપ બનીને ઘૂમ્યા કરતી ઘટનાઓના નિદર્શનથી આરંભ પામી, ટૂંકી વૈચારિક પ્રતિક્રિયા દ્વારા 'સ્મરણ'નો વિશેષ પ્રગટ કરી, 'મારું બાળપણ જે ગામમાં વીત્યું તેનું નામ હું તમને નહિ કહું' વાક્યના આરંભ સાથે કથનનો બન્ધ રચાવા માંડે છે. કથનનો બંધ રચતા એ વાક્યના પૂર્વાર્ધ સાથે આપણા ચિત્તમાં અપેક્ષાનો લય સાન્દોલિત થઈ

ઊઠે, વાક્યના 'વેનુ નામ' શબ્દગુચ્છ પાસે એ લય-આન્દોલ ત્વરા પકડવા જાય ત્યાં જ વાક્યના ઉત્તરાર્ધના 'હું તમને નહિ કહું'ના આઘાતે એ વિસ્ફોટ પામી જાય, નામ, કર્તા, ક્રિયાના પ્રપંચને વિષમ બનાવતા યાદચ્છિક વિમર્શના અવરોધે કથનના બન્ધનો વણાતો તાણો નિરાલંબ લટકતો રહી જાય છે. એ યાદચ્છિક વિમર્શની ગતિના લોપને પરછે 'મારા ગામમાં રાજાનો કિલ્લો હતો, વન હતું, વનમાં વાઘ હતા, રીંછ હતા. એક નદી હતી' એ વાક્યસમૂહના આલંબને પેલો લટકતો નિરાલંબ તાણો ગૂંથાઈ જઈ કથનનો બન્ધ રચી દે છે. કથનના એ પરિવેષ્ટનમાં ઝાંખરી, એનાં છીછરાં પાણી, સતીનું વન, વૃક્ષરેખાની ભિન્ન છાયાઓ, ઘાસનાં બીડ, કિલ્લામાં છવાયું અવશેષોની ભૂમિ પર ફેલાયેલાં સાહસો, અરણ્યાચ્છન્ન કિલ્લામાં પરિકથાની અદ્-ભુત સૃષ્ટિની શોધ તથા બાલ્યવયમાં ઇન્દ્રિયોનાં દ્વારે બીડ કરીને ઊભા રહી જતા જગતનાં અને તે પ્રતિ સંભવેલા પ્રતિભાવોનાં રચાયેલાં વર્ણનોના સંઘાતમાં શિશુલોક રૂપ પામ્યો છે.

સ્મૃતિની ભોંયમાં અચેતન પડી રહેલો શિશુલોક આ વર્ણનોની વિશદ રેખાઓમાં સજીવ બની ગયો છે. વિગતોની સમુચિત અને દક્ષ વરણી, એમાં અનુભવાતો ઐન્દ્રિયસ્પર્શ તથા સબલ, અનલસ, ક્રિયાશીલ વાક્યરચનાનો વિનિયોગ એ વર્ણનોને સ્પષ્ટરેખ અને ઇન્દ્રિયગ્રાહ્ય બનાવી દે છે. અને કલ્પનાની ભોંયમાંથી ઊગી નીકળતાં એ વર્ણનોનો સંઘાત સમગ્ર નિબંધનને અર્જનાત્મક પરિમાણ અર્પી દે છે. ઝાંખરીનું વર્ણન જુઓ :

"પણ આ ઝાંખરીનાં છીછરાં પાણીમાં પગ ઝબકોળીએ કે તરત ધરતી સાથે જકડાયેલા પગ પણ પ્રવાહી થઈને વહી જાય, એના અસ્ખલિત ખળખળ નાદમાં તાપીની વાણી સંભળાય, એના શીતલ સ્પર્શમાં સાતકાશીના નિબિડ અરણ્યમાં ઘૂંટાયેલા મસૃણ અંધકારના સ્પર્શની સ્મૃતિ હતી."

ઝાંખરીનું ભૌગોલિક વાસ્તવ અહીં તિરોધાન પામી ગયું છે, લેખકના ચિત્તમાં રહેલી ઝાંખરીની ભાવાત્મક રૂપછાયાની ચુંબકીય ધરી પર સંનિહિત તાપી અને સાતકાશીના સ્મૃતિસંસ્કારના દ્રાવણમાં રસાયેલ ઝાંખરીનું રૂપ વર્ણવાયું છે. ધરતી પર રઝી રઝીને જકડાયેલા પગ પાણીમાં ઝબકોળતાં જે અનુભૂતિસંવેદન આપણને સર્વને થાય તેને વ્યક્ત કરવા યોજેલું '...પગ પણ પ્રવાહી થઈને વહી જાય' એ emotional equivalent—કેવું તો કાર્યોપયુક્ત, વિચક્ષણ અને પર્યાપ્ત બની આવ્યું છે! 'પ' 'પ' નો સહજ રચના પામી ગયેલો આવર્ત વહેતા પ્રવાહને અભિવ્યક્ત કરવામાં કાર્યસાધક બની રહે છે. અને ક્રિયાનું નિદર્શન કરતા એ equivalentમાં સમગ્ર વાક્યરચના ક્રિયાશીલ બની ગઈ છે. પ્રથમ વાક્યના લયના અલ્પવિરામે આપણા પગની પાટલીની ત્વચાને ભીંજવતાં પાણીનો સ્પર્શ અનુભવાય, એ સ્પર્શસુખના કેફમાં ચિત્ત શાતા અનુભવે ત્યાં વિરામ પામેલા લયમાંથી બીજું વાક્ય ઊગી નીકળે. એ વાક્યનો ઉપાડ એવો થયો છે કે જાણે પગનો પ્રવાહી થઈને વહેવાનો વેગ બળ પકડી લે છે, અને એ વાક્યમાં યોજાયેલો રવાનુકારી 'ખળખળ' બળ પકડતા એ પ્રવાહમાં તાપીની વાણીના ઘોષને શ્રવણગોચર બનાવી દે છે. અંતિમ વાક્યમાંથી સ્ફુટ થતા આરણ્યક અંધકારની મખમલી, સઘન સુંવાળપ આપણા આખા દેહને સ્પર્શી જાય છે. તો 'અરણ્ય'ને વળગેલો 'નિબિડ' અને 'અંધકાર'ને વળગેલો 'ઘૂંટાયેલા' તથા 'મસૃણ'નો વિશેષણ-સંકેત અંધકારના ઇન્દ્રિયવેદનને *definite entity* અર્પે છે. વર્ણનની આવી વિશદતા લેખકનાં વૈદગ્ધ્ય અને રસજ્ઞતાની પ્રતીતિ કરાવે છે.

આ સમગ્ર નિબંધનનું કેવળ લક્ષ્ય- સ્પર્શ અને ગંધ દ્વારા વસ્તુજગતને ઓળખવા નિમિત્તે થયેલા શિશુ વિહારની વિવિધ મુદ્રાઓ વર્ણવવાનું છે. ગતિ-શીલ રહેતા ભાવાત્મક પરિપ્રેક્ષ્યમાં શૈશવના એ બહુવિધ વિહારોની અતિવિવિ વર્ણનો દ્વારા ઇન્દ્રિય-પ્રત્યક્ષ બની રહે છે. નજર સામેથી લોપ પામેલા શિશુલોકના વર્ણનમાં જે વિશદતા પ્રગટી છે તેના

ણમાં લેખકની દક્ષ નિરીક્ષણશક્તિ, તીવ્ર અનુભાવનશક્તિ તથા પ્રગલ્ભ વિમર્શના પ્રવર્તનનો સબળ પરિચય સાંપડી રહે છે. અને સમગ્ર નિબંધનમાં સંભળાયાં કરતો આરણ્યક શિશુનો સ્વર નિબંધનને વૈયક્તિક વિશેષતા અર્પે છે. તો મે સ્વરમાં ત્રણ-ત્રણ મરણના આઘાતથી મૂક થયેલા દાદી અને બહેરામૂંગા ફોઈબાના સંનિકટે વસતો શિશુના મૂંગા, પ્રગાઢ, અણસમજ શોકનો છાનો પ્રતિઘોષ ઊઠતો સંભળાય છે.

અન્ય લઘુદીર્ઘ નિબંધનોમાં લેખકના ચિત્તમાં ઝીલેલા પ્રાકૃતિક વિશ્વના સંસ્કારો– impressions તથા કાવ્ય સાહિત્ય અને વિવેચના પ્રતિના પ્રતિભાવો રૂપ પામ્યા છે. પ્રાકૃતિક વિશ્વના ચિત્તબોધને, એના sense perception ને પ્રાપ્ત થયેલી રૂપનિર્મિતિ સર્જનાત્મક બની રહે છે. અરૂપ પવન, અંધકાર, ઉનાળાની સવારના તડકાનું ધટ્ટ પોત, પ્લાસ્ટર ઊખડી ગયેલી ભીંત પર તડકાની તથા મધુમાલતીની લતાની સહોપસ્થિતિથી રચાતા પામતી ભાત, ઊડતા પંખીની પાંખમાંથી હવામાં ખરતા પીંછાએ આંકેલી અદૃશ્ય રેખાઓમાં રચાતું નિરાકાર છબિનું ચિત્ર, તોલ્સ્ટૉયની ઢીંગલીઓ, તરત જ પ્રગટેલી કૂંપળ પરથી સરીને ટપકતો વરસાદ, મધુમાલતીની ગલગુ ફળીને આવેલું દુઃસ્વપ્ન, ઊંઘના બહુવિધ પોત એ લેખકના sense perception ને પ્રાપ્ત થયેલી રૂપનિર્મિતિઓ છે. એ સર્વના મૂળમાં પ્રવર્તતી પ્રક્રિયા સર્જનાત્મક છે. એ રૂપનિર્મિતિઓમાં લેખકનું કલ્પનાશીલ સર્જકચિત્ત ઇન્દ્રિય પ્રત્યક્ષીકરણના સ્તર પર જ પ્રવર્તતી જણાય. પરંતુ એ ઇન્દ્રિયવેદન બહુવિધ ભાવ પ્રતિભાવોને ચિત્તમાં ઉપસાવી દે છે. ઉપસતા પ્રતિભાવો ઘૂંટાયેલા ભાવ–emotionનું પરિમાણ પ્રાપ્ત કરી લે છે. એ ભાવોનું સ્વરૂપ એવું તો સંકુલ હોય છે કે એમાં તાત્કાલિક ઇન્દ્રિયપ્રત્યક્ષીકરણ—immediate perception જ, નહિ, પણ બહુવિધ સ્મૃતિસંસ્કારો અને સાહચર્યોનો સમાહાર એમાં સંપ્રવિષ્ટ થયેલો હોય છે. લેખકની અતિ પટુ સંવેદનશીલતાને બળે ચિત્તમાં ઊપસવા પામતા પ્રબળ, સંકુલ ભાવો લેખકની પેલી સંવેદનશીલતાને વ્યાપનશીલ બનવાને પ્રેરી આત્મપ્રક્ષેપ, આત્માભિવ્યક્તિ અને આત્મસર્જન સિદ્ધ કરવાને સમર્થ એવી અભિવ્યંજક શબ્દસંરચના નિર્માણ કરી લે છે. આ નિર્માણમાં સર્જકના ઊંચા કૌશલની પ્રતીતિ અનુભવાય છે. સર્જનનાં પરિમાણ સાધી લેતાં એ નિર્માણોમાં લેખકના વૈયક્તિક ભાવપ્રતિભાવોનાં ઉચ્ચારણો વસ્તુલક્ષી અને મૂર્ત રૂપ પામ્યાં છે. એ રૂપો મૂર્ત અને વિશદ હોવા છતાં સુવિન્યસ્ત નથી. રૂપ પામેલાં ભાવ-પ્રતિભાવનાં પ્રતિરૂપો પૃથગ્વિધ અને રૂઢ છતાં અનિયત છે પરિણામે એ પ્રતિરૂપોનું નિબંધન સપ્રમાણ રચનાવિધાનને બદલે એક પ્રકારના ચિત્રોપમ ખંડિયેરનું રૂપ ધારણ કરતું જણાય છે. આ પ્રકારના ગદ્ય નિબંધનની એ સ્વાભાવિક ગતિ છે.

કેટલાય ગદ્યનિબંધનોમાં નગરવાસી સંસ્કારના દાબ હેઠળ નિરોધ પામેલો પેલા આરણ્યક શિશુનો સ્વર રહી રહીને મુખર બનવા, સંસ્કારના દાબથી છટકવા મથ્યા કરતો જણાય છે. શૈશવની લીલાભૂમિમાં રઝળતો, હિજરાતો એ સ્વર ખોવાઈ ગયેલા શિશુલોકને ઢૂંઢ્યા કરે છે. આવા ખંડોમાં શોકનો નિબિડ સ્પર્શ અનુભવાય છે.

આવા ભાવાત્મક નિબંધનોના ગદ્યબંધમાં પ્રતીત થતું લેખકનું કૌશલ અપૂર્વ છે. એક નિબંધનમાં અરૂપ પવનને રૂપ આપતી લેખકના ગદ્યની ગતિ જુઓ :

> "પવન કવિને પડકારે એવું એક તત્ત્વ છે. આમ જુઓ તો એનાં કેટલાં રૂપ છે! દીપની સ્થિર જ્યોતને ભેટતો પવન, લજ્જાળુ યુવતીના પાલવમાં ભરાઈને એને સઢમાં ફેરવી નાખતો પવન, બંધ કરેલાં દ્વારની ફાટમાંથી અંગને સંકોચીને ચોર પગલે દાખલ થઈ જતો પવન, અંબાવતુ વાવના અંધારાના લેપવાળા પાણી પરની લીલની ઝૂલને હલાવી જતો પવન, બે મૂઢ પ્રેમી વચ્ચે ધૂંધવાતો પવન...

...ફેંકી દીધેલા કાગળના ટુકડા સાથે પકડદાવ રમતો શિશુપવન... પ્રિયતમાના મુખમાંથી સખીના કાનમાં ચોરીછૂપીથી સરી જતા પ્રિયતમાના પ્રથમ નામોચ્ચારણના ઉષ્ણુ ઉચ્છ્વાસ રૂપ પવન..."

પવનની અટવાતી ફરતી, આંધળી, અરૂપ ગતિ કઈ રીતે રૂપ પામતી ગઈ તે પ્રક્રિયા વર્ણવતા પ્રથમ પરિચ્છેદના અંત પછી આ પરિચ્છેદનો ઉદ્‌ભવ થયો છે. અંત પામેલા પરિચ્છેદનો લય પવનની રૂપનિર્માણની પ્રક્રિયાનો જાણે કોઈ અન્ત નથી એવું સૂચવી વિરામ પામી જતો જણાય, પવનનાં રૂપવૈવિધ્યનું લેખકનું કલ્પનાશ્રિત નિરીક્ષણ પણ સાથે મંથર બનતું લાગે, અને એક વિરામની અવસ્થા પ્રવર્તે છે. અનુગામી આ પરિચ્છેદનું પ્રથમ વિધાન પણ એ વિરામને સમર્થન કરતું જણાય, ત્યાથી ઠેરવતું જણાય. એ વિધાનની ધરી પર સ્થિર થવા જતો વિરામ એ જ પરિચ્છેદના દ્વિતીય વાક્યના ઉચ્ચારણ સાથે જ ગતિ પકડી લે છે. ગતિના એ લય પર પવનનાં સૂક્ષ્મ છતાં મૂર્ત રૂપો ઊઘડતાં જાય છે. દીપની જ્યોત, પાલવ, લીલની ઝૂલ વગેરે આશ્રયોની ધરી પર પેલો અરૂપ પવન વિવિધ રૂપમુદ્રાઓ પામી જાય છે. રૂપમુદ્રાઓને પ્રગટ કરતા એ વર્ણનમાં પવનનાં ગતિ, સ્પર્શ અને સ્વરનો રસાવહ અનુભવ પ્રાપ્ત થાય છે. દીપની જ્યોતની હાલવાની ક્રિયાનો આશ્લેષ સાથે, સુકાયેલાં પાંદડાંના અવાજનો સાપની સરસરાહટ સાથે, પવનથી ઊડતા, ઘુમરડી ફરીને ભોંયે પડતા, ભોંયેથી ઘુમરડી લઈને વળી ઊડવા મથતા કાગળના ટુકડાની એ આખી ક્રિયાના પકડદાવ સાથે યોજાયેલા સંબંધનું લેખકનું પ્રત્યક્ષીકરણ અભિનવ અને તાજપભર્યું છે, એ પ્રત્યક્ષીકરણમાં લેખકના Virgin observationનો અપૂર્વ પરિચય સાંપડે છે, ભિન્ન ભિન્ન પદાર્થો વચ્ચે રચાતો સાદૃશ્યનો અતર્કિત સેતુ અપ્રત્યક્ષીકરણોને પ્રાપ્ત થયેલી વાઙ્‌મયિક સંકેતોની સંરચનાને અભિનવતા અર્પી દે છે. તો એ અભિનવ સંરચના લેખકની મૌલિક સર્ગશક્તિની દ્યોતક બની રહે છે.

'જનાન્તિકે'ના અન્ય નિબંધનોમાં પણ લેખકની આ શક્તિનો પરિચય થાય છે: 'ગ્રીષ્મમાં મોગરા અને શિરીષની અત્યુક્તિ હવામાં સંભળાયા કરે છે.' 'હૃદયની અંદરની ઘણી ભેખડો ધસી પડે છે.' 'અથવા એમની દુનિયામાં વય જેવું જ કશું નથી, કે પછી એક જ વય છે, ને તે એમની જોડે રમનારની વય!' 'ગુલાબના હાસ્યમાં એકદંડિયા મહેલમાં રહેતી અણમાનીતી રાણીનું આંસુ ઘૂંટીને', 'બારી આગળ એક કન્યા આંખને અણિયાળે અંધકારને વીંટતી બેઠી છે.' 'સમુદ્રનાં ઊછળતાં મોજાં સાથે પવન પોતાનો પ્રાસ મેળવે છે. એના સ્રગ્ધરા છંદની બધી યતિ ઊડી ગઈ છે.'— આ ઉદાહરણોમાં કથનરીતિમાં લેખકે સિદ્ધ કરેલી નૂતનતાનાં દર્શન થાય છે. આવી અભિનવ કથનરીતિ લેખકની મૌલિક સર્ગશક્તિની દ્યોતક છે.

'આનંદના દ્રુત લયથી એકીશ્વાસે બોલી નાખ્યા પછી બાળકનું મોઢું શ્વાસ લેવા ખુલ્લું રહી ગયું હોય તેવી એ ફૂલોની મુદ્રા છે.' '...દૂરથી આવતા પેલા દુર્વાસા જેવા ઉનાળાના ભણકારા હવામાં સંભળાય છે.' 'દર્શનાર્થીઓની ભીડ વચ્ચેથી કોઈ તો પોતાને સ્પર્શ ન થાય એ રીતે રસ્તો કાઢતી એ (શાન્તિ) કુલવધૂ ન હોય જાણે!' 'કૅલેંડરમાં વસંતની પગલીઓ ખોવાઈ ગઈ છે.' 'ક્ષિતિજના અર્ધનિમીલિત ચક્ષુમાં કામવિહ્‌વળ કપોતની આંખની રતાશ છે.' 'સમુદ્રોચિતા જેવી બધી ક્ષણો અવસરતી જાય છે.' 'કોઈ દાનવીર રાજાના જૂના તામ્રપત્ર જેવો અગ્નિ આંબે મોર છે.'— આ ઉદાહરણોમાં પ્રસ્તુત અને અપ્રસ્તુત વચ્ચે ઊપસતા સાદૃશ્યના સેતુથી સંભવતી અલંકારયોજના નિરૂપ્ય વિષયને બળ, વિશદતા અને ત્વરા અર્પે છે, એ દ્વારા clarity of impression સિદ્ધ થાય છે. પ્રસ્તુત-અપ્રસ્તુત વચ્ચે લેખકે યોજેલો સાદૃશ્યનો સેતુ લેખકની સૂક્ષ્મ નિરીક્ષણશક્તિની પ્રતીતિ કરાવે છે અને વિશેષ તો એમાં લેખકના વૈયક્તિક વિશેષની મુદ્રાનો રસાવહ સ્પર્શ અનુભવાય છે.

આવી અભિનવ અને પ્રત્યક્ષ રૂપનિર્મિતિ

લેખકની સૂક્ષ્મ, યથાર્થ અને અતિપટુ સંવેદનશીલતાનું પરિણામ છે. આવી રૂપનિર્મિતિઓમાં લેખકની સર્ગશક્તિનો ઉત્તમ પરિચય સાંપડી રહે છે, એટલું જ નહિ પણ, નિબંધનના ઘટક અંશોમાં પ્રવર્તતી નિરન્વયતામાંથી ઊપસવા પામતા ઘટક અંશોના અદૃદ સંશ્લેષની ઝાંય નિબન્ધનને પૂર્ણતા તથા લાવણ્ય અર્પે છે. એ પૂર્ણતા અને લાવણ્ય સિદ્ધ કરતી સર્જનાત્મક ગદ્યની બહુવિધ અપૂર્વ ગતિ લેખકને એક સમર્થ ગદ્યકાર તરીકે પ્રસ્થાપિત કરી આપે છે.

અલબત્ત, આ ગદ્યનિબન્ધનોમાં પ્રવેશેલી મર્યાદાઓ પણ અછતી રહેતી નથી. 'નાનકડા ઘરની પાછળના નાના શા જમીનના ટુકડામાં પ્રસન્નતાનું વાવેતર કરું છું ને પ્રસન્નતા લણું છું.' 'એ (તડકો) જાણે વિધાતાની ઝોળીમાંથી અસાવધતાને કારણે પડી ગયેલો કોઈકના ભાવી સુખનો ખંડ ન હોય!' 'દૂર અન્ધકારમાં સમુદ્રની ફેનરેખાની શુભતા કોઈ ડાકણના અટ્ટહાસ્ય જેવી દેખાય છે.' 'વાઘની ત્રાડના બખિયા ભરેલો અન્ધકાર...' 'આજકાલ ચન્દ્ર અનાથ શિશુની આંખમાં થીજી ગયેલાં આંસુ જેવો લાગે છે'—આ ઉદાહરણોમાં પ્રસ્તુત-અપ્રસ્તુત વચ્ચે સાદૃશ્યનો સેતુ ઉપસાવવા ગતિ કરતી તરંગલીલા કૃતક મૌલિકતા—counterfeit originalityના સ્તરે સરી પડતી જણાય છે. અને ત્યારે એ સર્જકતા સિદ્ધ કરવાને બદલે એક પ્રકારનું intellectual Leger-de-main—બૌદ્ધિક ચાપલ્ય બની જાય છે. ક્યારેક lyricismના એકવિધ અતિરેકથી મોં ભાંગી જવાનો અનુભવ પણ, કદાચ, થાય ખરો.

કાવ્ય-સાહિત્ય અંગેર વિવેચના અંગે લેખકનો પ્રતિભાવાત્મક વિમર્શ વિવરણાત્મક ગદ્ય—expository prose—નું રૂપ ધારણ કરે છે. અલબત્ત એ વિમર્શમાં વિચારની વ્યવસ્થિત માંડણી નથી; લેખકનો એવો આશય પણ નથી. કોઈ નિમિત્ત મળતાં વ્યાપારશીલ બની બેસતો વિમર્શ imageની શ્રેણીઓમાં અન્વય પામતો ગતિ કરે છે. એ એક પ્રકારની પ્રસંગોપાત્ત સંભવેલી વૈચારિક પ્રતિક્રિયાઓ છે. છતાં એમાં વિવરણાત્મક-વિમર્શાત્મક ગદ્યની ભંગિ ઊપસવા પામી છે.

સામ્પ્રત કવિતાની પ્રકૃતિ, એની સિદ્ધિઓ અને મર્યાદાઓ, કાવ્યની સર્જનપ્રક્રિયા, કાવ્યની અદ્વૈત રૂપનિર્મિતિ, એ રૂપનિર્મિતિમાં પ્રતીક અને પ્રતિરૂપોની પ્રવર્તનપ્રક્રિયા, ગુજરાતી વિવેચનાની ગતિવિધિ, એની પાસે રખાતી યથાર્થ અપેક્ષાઓનો યાદચ્છિક વિમર્શ આ વિવરણાત્મક ગદ્યમાં નિરૂપણ પામ્યો છે.

મહદંશે વિવરણાત્મક ગદ્યબંધ ધારણ કરતા આ પ્રકારના વિમર્શમાં લેખક આરંભમાં વિષયનો નિર્દેશ કરે છે, વિષયનું આવું નિદર્શન નિબંધનની ગતિને પ્રેરે છે. વિષયના નિદર્શન સાથે રચના પામતો પરિચ્છેદ પોતે એક તર્કનિષ્ઠ એકમ બની રહે છે. પ્રકરણસૂચક વાક્યો (Topic sentence), અન્વયો (links) અને સંક્રમણો (transitions)ની યોજના દ્વારા લેખક વિમર્શને રૂપ આપતા નિશ્ચલ અને પૂર્ણ પરિચ્છેદ વિકસાવે છે. કેટલીક વખત કેન્દ્રસ્થ વિચારના સામાન્ય વિધાનરૂપ પ્રકરણસૂચક વાક્યને પરિચ્છેદના આરંભમાં નિર્દેશ કરી, એ બિંદુએથી કેન્દ્રસ્થ વિચારને સ્ફુટ કરે, વિસ્તારે સમર્થન કરે, પ્રમાણિત કરે એવી વિગતોના આલેખન દ્વારા વિમર્શનો પૂર્ણ વિકાસ સાધી, વિચારના એક એકમને પૂર્ણ કર્યો છે એ દર્શાવતા સમાપ્તિ-વાક્ય (Terminating sentence)ની યોજના દ્વારા પરિચ્છેદનો અખંડ આકાર લેખક ઉપસાવે છે; તો ક્યારેક પ્રકરણસૂચક વાક્યનો નિગ્રહ કરી રાખી, વિચારના કોઈ બિંદુનું સહસા નિરૂપણ આદરી, કેન્દ્રસ્થ વિચાર ઉપસાવવા તરફ એ નિરૂપણના વિકાસને વાળી, પ્રકરણસૂચક વાક્યના નિર્દેશ સાથે પરિચ્છેદનું રૂપ સિદ્ધ કરે છે. સામ્પ્રત કવિતા અંગેના લેખકના એક પ્રતિભાવને રૂપ આપતા ગદ્યનો વિવરણાત્મક-વિમર્શાત્મક બંધ જુઓ :

"આ જટિલતાનું સમગ્ર દર્શન હજી આપણી કવિતાએ તો આપવાનું છે. એ જે જટિલતાની વાત કરે છે તે તો બીબાંઢાળ, જેની વાત

કરવી ફાવે એવી, જટિલતા છે. એની વાત કરતાં ભાષાને પોતાનું આખું કલેવર બદલવું પડ્યું હોય, એમ કરતાં જે મુશ્કેલી નડી હોય તેનો ખ્યાલ આ કવિતા વાંચતાં આવતો નથી... અત્યારે તો 'ઈંધણુ ઓછાં પડ્યાં' હોય એવું લાગે છે. આનું એક કારણ કદાચ એ છે કે આપણા સર્જકમાં પૂરતી માત્રામાં અલગારી સ્વભાવ નથી. એ વધારે પડતી દોડધામમાં ભમ્યો રહે છે. ગ્રીષ્મની નિસ્તબ્ધ બપોરના નિર્જન એકાન્તમાં પેલો હોલો જે અલગારી-પણું ભોગવે છે તે હજુ એને સિદ્ધ થયું નથી. એની પાસે બૌદ્ધિક સિદ્ધાંતો (મોટા ભાગના ઉછીના લીધેલા), પોતાની રચનાને આધુનિક કે અત્યાધુનિક ઠરાવવા માટેની તદબીર છે, પણ એ બધા ધાંધાટથી પર રહીને, કશી દોડ-ધામમાં ઊતર્યા વિના આજુબાજુના વિરાટ જીવનને સ્થિર દૃષ્ટિએ જોઈને એનો અર્ક સારવી લેવાની હામ કે ધીરજ કદાચ એનામાં, નથી. આ મૂળ મુદ્દાની વસ્તુની ખોટ ફેશનપરસ્તી કે નવીનતાના જાદુથી પૂરી નહિ શકાય."

'આ જટિલતાનું સમગ્ર દર્શન હજુ આપણી કવિતાએ તો આપવાનું છે,' પરિચ્છેદના આ આરંભના પ્રકરણસૂચક વાક્યના બિન્દુએથી વિકસવા પામતા પરિચ્છેદ સાથે વિમર્શ ગતિશીલ બને છે. એ પ્રકરણસૂચક વાક્યના પડછે કવિતાની સામ્પ્રત પ્રકૃતિનું લક્ષણ સૂચવતું, 'એ જે જટિલતાની વાત કરે છે તે તો ધીઆંઢાળ, જેની વાત કરવી ફાવે એવી જટિલતા છે'ના વિરોધી વાક્યની ઉપસ્થિતિમાં પરિચ્છેદના સંવિધાનનું સ્થાપત્ય રચાવા માંડે છે. આંશિક સાતત્ય દર્શાવતું પછીનું વાક્ય, 'જટિલતા'નું ગુણદર્શન કરાવી પરિચ્છેદને નિશ્ચલતા અર્પે છે. તે પછી કવિતાની અપર્યાપ્ત પ્રકૃતિનો વિગતવિસ્તાર આલેખી લેખકનો વિમર્શ નિદાનના નિષ્પાદન માટે યત્ન આરંભે છે: 'આપણા સર્જકમાં પૂરતી માત્રામાં અલગારી સ્વભાવ નથી'નું લક્ષણ રૂપ નિદાન તારવી ગ્રીષ્મની નિસ્તબ્ધ બપોરના નિર્જન એકાન્તમાં અલગારીપણું ભોગવતા હોલાના દૃષ્ટાંત દ્વારા વિમર્શ નિદાન રૂપ તારણનો વિશદીકરણ તરફ વળે છે. અહીં સુધી પરિચ્છેદની નિશ્ચલતા અકબંધ રહી છે. એના સ્થાપત્યવિધાનની રેખાઓ પૂર્ણ બનવાની દિશામાં વિકસી રહે છે પરંતુ અલગારીપણાને વિશદ કરવાને યોજેલું હોલાનું દૃષ્ટાંત એના લક્ષ્યને સિદ્ધ કરી શકતું નથી. હોલાનું અલગારીપણું એટલે કેવું અલગારીપણું?! — કશાકને વિશદ કરવાને યોજાયેલું વિધાન એના લક્ષ્યને સાધી શકે નહિ તો એવો અપવ્યય નિબંધનની પૂર્ણતા અને નિશ્ચલતાનો બન્ધને શિથિલ જ બનાવે. પરિચ્છેદના સંવિધાનમાં એ એક ઝીણી તિરાડ રહી જવા પામી છે. પરંતુ નિદાનના વિસ્તરણ તરફની વિમર્શની ત્વરિત ગતિ એ ઊણપને ઢાંકી અપર્યાપ્ત લક્ષણોના વિરોધમાં કાવ્યના અપેક્ષિત લક્ષ્યને પ્રાપ્ત કરવાને 'પણ એ બધા ધાંધાટથી પર રહીને કશી દોડધામમાં ઊતર્યા વિના આજુબાજુના વિશાળ જીવનને સ્થિર દૃષ્ટિએ જોઈને અર્ક સારવી લેવાની હામ કે ધીરજ'ની આવશ્યક ગુણસંપત્તિનું નિદર્શન કરી શકે છે. આ રીતે પ્રકરણ-સૂચક વાક્યથી ગતિનો આરંભ કરતા લેખક વિમર્શના કેન્દ્રસ્થ વિચારને સ્પષ્ટ કરે, પરિવર્ધન કરે, વિશદ કરે, પ્રમાણિત કરે એવી વિકાસસૂચક વિગતો દ્વારા વિવરણાત્મક ગદ્યમાં પ્રવર્તતા વિચારનાં લક્ષણ, identification, વર્ગીકરણ, કાર્યકારણની ઘટનાઓ ઉપસાવી વિમર્શના એક અખંડ, અવિકલ પ્રતિરૂપા-ત્મક સંઘાતનું નિર્માણ કરી આપે છે. અને એમાં લેખકના ઉત્તમ કૌશલનો પરિચય સાંપડી રહે છે.

કાવ્ય-સાહિત્ય અંગેના લેખકના પ્રતિરૂપાત્મક પ્રતિભાવો વિમર્શાત્મક ગદ્યનું પરિમાણ ધારણ કરી લેતાં એ એક પ્રકારની વિવેચના બની રહે છે. એ વિવેચનમાં લેખક વાચકને સાવધાનીપૂર્વક અલગ રાખી વિવેચ્ય વિષયના એક યા બીજા પાસાનો નિર્દેશ માત્ર ધરીને અટકી જતા નથી. વિષયનાં પાસાંનું વાચકને showing કે pointing out માત્ર નથી, લેખક એમના વિમર્શમાં વાચકને પણ involve

[અનુસંધાન પૃ. ૩૫૨ ઉપર

## નવી કેડી | સ્નેહરશ્મિ

### ૭

# ઋષિઓના વંશજ

અસહકારે દેશમાં જે નવી હવા ઊભી કરી એનો થોડોક ઉલ્લેખ આ પહેલાં આવી ગયો છે. એનું સંપૂર્ણ ચિત્ર આપવું અશક્ય છે. એ વખતે સાપ્તાહિક 'નવજીવન'નો પ્રવાહ આખા દેશને માટે પ્રેરણાના પ્રચંડ નદ જેવો હતો. દર અઠવાડિયે એના આગમનની અમે આતુરતાથી રાહ જોતા, અને તેના દરેક અંકમાંથી કંઈક નવી પ્રેરણા, નવી દૃષ્ટિ, નવી ભાવના વગેરે મેળવતા. આ હું લખું છું ત્યારે એ અરસામાં 'નવજીવન'માં આવેલા સહી વિનાના એક લેખનું શીર્ષક મને યાદ આવે છે. એ હતું 'ઋષિઓના વંશજ'. એ વખતે અમારો ખ્યાલ એવો હતો કે એ લેખ મહાદેવભાઈએ લખ્યો હોવો જોઈએ, અથવા તો એમની પ્રેરણા હેઠળ લખાયો હોવો જોઈએ. એ લેખમાં સત્યાગ્રહ આશ્રમમાં એ વખતે જે નવું ભાવનાજગત સર્જાઈ રહ્યું હતું એ માટેનો મુગ્ધ અહોભાવ હતો. ઘણે દિવસે બહાર કામગીરી બજાવી આશ્રમમાં પાછાં વળતાં લેખકે આશ્રમમાં જાણે કે કોઈ નવી જ દુનિયા જોઈ. એ દુનિયા હતી આદર્શોની રંગબેરંગી ઝાંખવાળી. એમાં હતી નિર્મળ ચારિત્ર્ય માટેની સાત્ત્વિક સ્પર્ધા અને ત્યાગ માટેની ઊંડી તમન્ના. લેખકે આશ્રમમાં જેવું દર્શન કર્યું તે નાખી નજર ન પહોંચે એવી અમારી તે દિવસોના આદર્શોની ક્ષિતિજોમાં અમે લહેરાતી જોતા. આખો દેશ અને ખાસ કરીને એની કિશોર અને તરુણ દુનિયા અમને ઋષિઓના વંશજ જેવી લાગતી. જ્યાં નજર પડે ત્યાં આદર્શઘેલાં યુવક યુવતીઓનાં મુખ ઉપર મુક્તિની ઝંખના અને એ માટેની સાધનાની દીપ્તિ નજરે પડતી. એ વખતે અસહકારના રંગે રંગાયેલી જે કોઈ વ્યક્તિને—કિશોરોથી માંડી વૃદ્ધો સુધીને મળવાનું થતું તે બધી જાણે ભાવનાના પ્રચંડ તરંગો પર ઝોલાં ખાતા દેવો જેવી લાગતી. એ પ્રત્યેકને ભારે મનોમંથન અને વેદનાઓના બોજને હસતે મુખે હળવા ફૂલની જેમ ઉપાડી પોતે જ્યાં હોય ત્યાં પોતાનું શ્રેષ્ઠ અર્પતાં જોવા અને એ બલિદાનની ધન્યતાથી પુલકિતતા અનુભવતા જોવા એ જીવનનો એક અણમોલ લહાવો હતો. આ લખતી વખતે મારા મન સમક્ષ એ વખતનાં કેટકેટલાં સ્મૃતિચિત્રો ઊપસી આવે છે! એમાંથી થોડાંકનો અછડતો ઉલ્લેખ કરી શબ્દોમાં જેને અભિવ્યક્તિ આપી શકાય એમ નથી એવી મારી સંવેદનાને આંશિક રીતે પણ જો વ્યક્ત કરી શક્યો હોઉં તો હું કૃતકૃત્યતા અનુભવીશ.

નાથુભાઈનો ઉલ્લેખ આ પહેલાં હું કરી ગયો છું. અતિ તેજસ્વી ને ભાવનાશાળી વિદ્યાર્થીઓમાં એમની દીપ્તિમય મેધાને લઈને એમણે પોતાની આસપાસ સારું એવું આકર્ષણ જન્માવ્યું હતું. મારા ગાઢ મિત્ર હોવા ઉપરાંત એ મારા બનેવી હતા. અમારે સૌએ અલ્પ સાધનથી વિદ્યાક્ષેત્રે ઉન્નતમાં ઉન્નત શૃંગો સર કરવાં હતાં. નાથુભાઈ ચીખલીની શાળામાં નવ શ્રેણી સુધીનો અભ્યાસ પૂરો કરી આગળ અભ્યાસ કરવા સુરતના અનાવિલ આશ્રમમાં દાખલ થયા

હતા. સુરતના ભણતરનો આર્થિક બોજ જે અમારે માટે વધુ લેખાય એવો હતો તે એમના પિતા બહુ ઉમળકા ને આશા સાથે ઉપાડતા હતા. તેમની ગણતરી હતી કે એ બોજ તેમને બે એક વર્ષ ઉપાડવો પડશે — એ પછી તો નાથુભાઈ સ્વશક્તિથી મુંબઈની જી. ટી. બોર્ડિંગમાં સ્થાન મેળવી પોતાના ભણતરનો અર્ધો બોજ જાતે ઉપાડતા થઈ જશે. નાથુભાઈના પિતાની આ ગણતરી બિલકુલ યથાર્થ હતી. મારે માટે પણ કાશીબાના મનમાં આ પ્રકારનો વિશ્વાસ હું જન્માવી શક્યો હતો ને મારા ચિ. નાના ભાઈ ગુલાબને પણ મૅટ્રિક પછી આ તક (જે એને પાછળથી ખરેખર મળી હતી તે) મળવાની જ એવો અમારા સૌનો વિશ્વાસ હતો. આમ અલ્પસાધન વિદ્યાર્થીઓ હોવા છતાં અમે અમારી જાતને સમર્થ લેખતા. જી. ટી. બોર્ડિંગની ભવ્ય પરંપરાઓથી અમે પૂરેપૂરા પરિચિત હતા. એમાં અમારા નિશ્ચિત સ્થાન અંગે અમારા કે અમારા વડીલોના મનમાં લેશ માત્ર શંકા ન હતી. પરંતુ અસહકારે બાજી પલટાવી દીધી. પિતા અને પુત્ર વચ્ચે ઠેર ઠેર સોરાબ રુસ્તમી જામી, જેને લીધે અનેક કુટુંબોમાં હતાશાના વાદળોના ઘટાટોપ છવાયા.

નાથુભાઈના પિતા વલ્લભભાઈ ને દીકરો પોતાની તેજસ્વી કારકિર્દી આમ વેડફી નાખે તે ગમ્યું નહિ. તેમણે મૅટ્રિક થયા પછી જે કંઈ કરવું હોય તે કરવા સમ્મતિ આપી. પણ યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષાને તો હજ દોઢ વર્ષની વાર હતી. નાથુભાઈને તો વર્ષમાં સ્વરાજ મળવાનું છે ને પોતે એમાં ફાળો આપ્યા વિનાના રહે એ વિચાર અસહ્ય હતો. તેમણે દસમીમાંથી વિનીતની પરીક્ષા આપવા માટે બીડું ઝડપ્યું ને મારાથી એક વર્ષ પાછળ હતા તે અંતર ભૂંસી નાખી મારી સાથે વિનીત પરીક્ષામાં બેઠા ને બહુ યશસ્વી રીતે ઉત્તીર્ણ થયા. વલ્લભભાઈને તો એથી પોતાના આગ્રહમાં વધુ મક્કમ બનવાની પ્રેરણા મળી. જો એક વર્ષમાં બે ચોપડી આટલી સફળતાથી કરવાની નાથુભાઈમાં શક્તિ હતી તો મૅટ્રિકની પરીક્ષામાં પ્રથમ સ્થાન તે અવશ્ય મેળવી શકે એવું તેમને સ્પષ્ટપણે દેખાવા લાગ્યું — અને એમની એ માન્યતા ભૂલભરેલી પણ ન હતી. પણ નાથુભાઈ કેમે કરીને અસહકારના માર્ગમાંથી ચલિત થવા તૈયાર ન હતા. આથી પિતાને ઘણું માઠું લાગ્યું, ઘણી વેદના થઈ. પિતા દુભાયા છે એની વેદના નાથુભાઈને ઓછી ન હતી, પણ તે નિરુપાય હતા.

પિતાપુત્ર વચ્ચેનો આ મતભેદ કડવાશમાં પરિણમે એ નાથુભાઈ ટાળવા ઇચ્છતા હતા. તે ચીખલી આવ્યા ને પિતાને સમજાવી ઘરઆંગણે રહી લડતનું કામ કરવાની યોજના કરવા માંડયા. પિતાએ હવે નવો મોરચો શરૂ કર્યો — જો પ્રચલિત શિક્ષણપ્રથા છોડવી હોય તો શરીરશ્રમ વિના રોટલો નહિ મળી શકે એ વાત નાથુભાઈના મન પર ઠસાવવા તેમણે પ્રયત્ન કર્યો; નાથુભાઈએ એનો પ્રતિકાર ન કર્યો, એટલું જ નહિ વિદ્યા વેચીને ધન કમાવા કરતાં શરીરશ્રમથી મેળવેલો રોટલો વધુ મીઠો છે એવી પોતાની માન્યતાને તેમણે દૃઢતાથી વ્યક્ત કરી. પિતાએ એને વળતો જવાબ આપી એ વાત સાબિત કરી આપવાનું આહ્વાન આપ્યું. નાથુભાઈએ એ ઝીલી લીધું ને અસહકારના કામ સાથે પોતાના ઘરની ખેતીની ધૂંસરી તેમણે ઉપાડી લીધી. એ કુમળી વયે મળસકે ચાર વાગ્યે ઊઠી તે પોતાને ખેતર જઈ કોશ હાળવા લાગ્યા ને લોકો ચકિત બને એવી સહનશક્તિ ને ખમીર દાખવતાં એમણે પિતાને જાણે કે નિઃશસ્ત્ર કરી મૂકયા.

પિતાપુત્ર વચ્ચેનો આ ગજગ્રાહ કેટલો લાંબો ચાલત તે અંગે તો કેવળ અટકળ જ કરવી રહી, કારણ કે ગાંધીજીની ગિરફતારી થતાં અસહકારની લડતમાં એક પ્રકારની ઓટ આવી. જે લાખો વિદ્યાર્થીઓએ શાળા પાઠશાળા છોડી હતી ને જેમણે વકીલાત છોડી હતી તેમાંના ઘણા મૂળ સ્થાનોએ પાછા ફર્યા. આ સંજોગોમાં વલ્લભભાઈ વધુ આગ્રહી બન્યા ને જ્યારે નાથુભાઈ સરકારી સંસ્થામાં અભ્યાસ ન કરવાના પોતાના નિર્ણયમાં અફર રહ્યા ત્યારે એક સ્નેહી સાથે મસલત કરી નાથુભાઈ માટે આફ્રિકામાં

તેમણે કામગીરી શોધી કાઢી. એ વખતે દેશમાં ગાંધીજીની ગેરહાજરીમાં પં. મોતીલાલ નેહરુ, દેશબંધુ દાસ, વિઠ્ઠલભાઈ આદિએ સ્વરાજ પક્ષની સ્થાપના કરી અસહકારના ધારાસભા-બહિષ્કારના કાર્યક્રમને પડતો મૂકવાનું ઠરાવ્યું હતું. આ સંજોગોમાં વિદ્યાપીઠમાં ભણવાની પિતા રજા ન આપે તો અસહકારના કાર્યક્રમને વળગી રહેવાથી પોતાના માર્ગમાં જે અનેક મુશ્કેલીઓ આવવાની હતી તેનો નાથુભાઈને ખ્યાલ આવી ગયો હતો. તેથી તેમણે ખેતીનું જ જે કામ ઉપાડી લીધું હતું તેને જ વળગી રહી ખેડૂત બનવાનો નિર્ણય કર્યો. પરંતુ પિતાએ જ્યારે આફ્રિકા જવાનો પ્રસ્તાવ મૂક્યો, ત્યારે પરિસ્થિતિમાં પલટો આવ્યો, ને પિતા જો એથી રાજી થતા હોય તો નાથુભાઈએ, અસહકારમાંથી ચલિત બની ફરીથી સરકાર માન્ય સંસ્થામાં અભ્યાસ કરવાને બદલે આફ્રિકા જવાનું પસંદ કર્યું ને એમ તેમના જીવનમાં એક જુદો જ વળાંક આવ્યો.

આવું ઠેર ઠેર બન્યું. અનાવિલ આશ્રમમાં મને મનુભાઈ નામક નામના એક તેજસ્વી વિદ્યાર્થીનો પરિચય થયો જે તરત જ મૈત્રીમાં પરિણમ્યો. પ્રાથમિક શાળાના એક નિવૃત્ત અને ખ્યાતનામ આચાર્ય જલાલપોરના શ્રી મકનજી નાયકના એ પુત્ર. કુશાગ્ર બુદ્ધિ અને પ્રયત્ન બવરથિત એટલે મૅટ્રિકમાં પહેલા પચાસમાં આવી ૧૧મા નંબરનું સ્થાન પ્રાપ્ત કરી એ જી. ટી. બોર્ડર બનેલા. એ પ્રિવિયસમાં હતા ને અસહકારની હાકલ થઈ. જે તક વિરલ લેખાય, ને જે મળતાં જીવન ધન્યતા અનુભવે એવી જી. ટી. બોર્ડરની તકને ઠુકરાવીને જ અસહકાર કરી શકાય. આ ત્યાગ નાનોસૂનો ન હતો. ભાવિ ઉજ્જવળ કારકિર્દી માટેની કેટલી બધી શક્યતાઓ મનુભાઈ સમક્ષ હતી, પણ તે જતી કરી તેઓ અસહકારી બની લડતમાં જોડાવા સુરત આવ્યા. પિતાને સખત આઘાત લગાડ્યા વિના આ પગલું ભરાય એમ ન હતું. પિતા આદર્શવાદી હતા, પણ તે સાથે વાસ્તવિકતાનો પૂરો ખ્યાલ તે કરી શકતા. મનુભાઈ જો પોતાનો અભ્યાસ પૂરો કરે તો દેશસેવા માટેની બધુ ઉજ્જવળ તકો તેમને મળવાની શક્યતાઓ તે જોતા, ને મનુભાઈને એ વાત સમજાવવા તેમણે બનતી મથામણ કરી. પણ મનુભાઈ અડગ રહ્યા.* આ રીતે પિતાપુત્ર વચ્ચે મન ઊંચાં થયાં તે વાત ઘરઘરની કહાણી જેવી બની ગઈ હતી અને એની જો પિતાને વેદનાઓ હતી તો પુત્રને ઓછી ન હતી, '૩૦-૩૨ની સત્યાગ્રહની લડત દરમ્યાન લખાયેલા ઉમાશંકરના કાવ્ય 'પિપાસા'માં આ સંવેદના બહુ સારી રીતે વ્યક્ત થયેલી છે, કવિ ગાય છે—

ઓ! યુગતરસ્યા જગ કંઠ! જરી તું પુકાર કરજે ધીરે.
આ જાગી જશે અંધાર વીંધાતાં તવ સ્વર-કંપ-સમીરે.

*

હું જાણું તારી તરસ, કરું છું ભીષણતમ તૈયારી;
તું ધીમે સાદ પુકાર, ક્યારની સુણી મેં કરુણ સિતારી.

જો! જાગી જશે મુજ માતા!
નિજ અંગ પછાડી પંથે મારા ચરણ રંગશે રાતા!

આ મહાન રાષ્ટ્રીય ઉત્થાને આપણામાં જે કંઈ શ્રેષ્ઠ હતું તે બધાને અખૂટ ચેતનાથી ભરી દીધું હતું. રામકૃષ્ણ, વિવેકાનંદ, રામતીર્થ, દયાનંદ સરસ્વતી આદિ આપણા સંતોએ જે ભાવનાઓનું સિંચન લોકમાનસમાં કર્યું હતું તે આ વખતે પાંગરી ઊઠી. અનાવિલ આશ્રમના એ વખતના મારા જે કોઈ સાથી પર નજર પડતી તેની આંખોમાં આ ભાવનાની ચમક સહેજે વરતાઈ આવતી. મનુભાઈએ તો શરીર ઉપર આત્માનું વર્ચસ અનુભવવું હોય તેવો યોગ જ આદર્યો હતો. અસહકાર કર્યો એટલે

---

* મનુભાઈના પિતાની આ વ્યવહારદૃષ્ટિમાં ઠીક ઠીક વજૂદ હતું એનાં અનેક પ્રમાણો પાછળથી મળ્યાં. ૧૯૨૦માં જે તેજસ્વી વિદ્યાર્થીઓએ અસહકાર કરી યુનિવર્સિટીમાંની પોતાની ઉજ્જવલ કારકિર્દી હોમી દીધી તેના કરતાં તેમનાથી નીચલે નંબરે રહેનાર વિદ્યાર્થીઓ પૈકી કેટલાક યુનિવર્સિટીની ડિગ્રી મેળવી સરકારી નોકરીમાં કે અન્યત્ર જોડાઈ ૧૯૩૦ની લડત વખતે નોકરી છોડી લડતમાં આવ્યા તેમના ત્યાગ બહુ મોટા લેખાયા!

નવ દાયકાનાં એમનાં માતુશ્રી.

રંજનબહેનની અનેક સ્મૃતિઓ આલેખવી મને ગમે, પણ અહીં તો એ કાળની એમની જે છબી મારા મનમાં અંકિત થયેલી છે તે જ પ્રગટ કરું. એ તેરેક વર્ષનાં હશે ત્યારે એમના પરિચયમાં હું આવ્યો. એ વખતે એમના અત્યંત ભાવિક ને પ્રેમાળ પતિ સાથે એ ઉધના રહેતાં હતાં. રેલવેના ક્વાર્ટર્સમાં એમને રહેવાનું મળ્યું હતું. એમને જોતાં વેંત જ મારી નાની બહેન પાર્વતી મને યાદ આવી, ને એ જ ક્ષણથી મારા હૈયામાં બહેન તરીકેનું સ્થાન એમણે લઈ લીધું. નાની વયમાં લગ્ન થયેલું હોઈ ભણતર અધૂરું રહેલું, પણ બન્ને ભાઈઓ અને એમના મિત્રોના ઉષ્માભર્યા ગાઢ સંપર્કને લઈને શાળા જાણે એમના ઘરમાં આવીને વસી. સુરતી બોલીની કેટલીક લાક્ષણિકતાઓ બાદ કરતાં એમની વાતચીતમાં એ ચીવટપૂર્વક ભાષાશુદ્ધિ જાળવતાં થયાં. ભાઈઓ પાસેથી ગાવાનો શોખ ને સુન્દર ગીતોનો વારસો મળ્યો. લડતે જે ભાવનાનો જુવાળ પ્રેર્યો હતો તેમાં એ પૂરેપૂરાં રંગાયાં ને ત્યારથી એમણે ખાદી અપનાવી તે આજ પર્યન્ત એમની સાથે રહી છે. એ કિશોર વયે પણ ઘેલછા લેખી શકાય એવા એમના ખવડાવવા પિવડાવવાના ઉમળકાઓએ એમના સ્નિગ્ધ વ્યક્તિત્વે મગનના અનેક સાથીઓને મધમાખની જેમ ખેંચી લાવી એમના ઘરને મધપૂડા જેવું બનાવવા માંડ્યું. ને નિર્વ્યાજ સ્નેહની એ પરંપરા આજ પણ, જયન્તિભાઈની કે મગનલાલની એમને ઓથ નહિ રહી હોવા છતાં ચાલુ છે. લડતના સૈનિક તરીકે કામગીરી બજાવતાં જ્યારે છુટ્ટી મળતી ત્યારે અમે ઉધના દોડી જતા ને અનેક રેલપાટા ઓળંગી એમને ઘેર પહોંચતાં અમે અપૂર્વ આનન્દ અનુભવતા. નાની શાન્તિ પણ એ વખતે ત્યાં આવતી ને તેનાં કલ્લોલભર્યાં ગીતોથી વાતાવરણમાં ઊર્મિઓની છાલકો ઉછાળતી. આમ અસહકારની લડતે સ્વજનોની એક નવી જ સૃષ્ટિ સર્જી—જેમાં પ્રેમ હતો, વાત્સલ્ય હતું, ઉષ્મા હતી ને આભિજાત્યની અખંડિત અભિવ્યક્તિ હતી.

આ બધી સ્મૃતિઓમાં ભાઈ કીકુભાઈનો ઉલ્લેખ વિના એ વખતનું ચિત્ર અધૂરું જ રહે; દયાળજીભાઈના એ પ્રીતિપાત્ર અન્તેવાસી. એમની સાહિત્ય માટેની સૂક્ષ્મ અભિરુચિ જોતાં દયાળજીભાઈએ એમને શાન્તિનિકેતન જવા પ્રેરણા આપેલી. ત્યાં તે બંગાળી શીખ્યા ને બંગાળી બાઉલ ગીતોની અદ્ભુત સૃષ્ટિમાં આનંદયાત્રા કરી આવ્યા. ક્ષિતિબાબુના એ ઘણા પ્રીતિપાત્ર બન્યા ને એમનો અભ્યાસ ત્યાં અત્યંત તેજસ્વી રીતે ચાલતો હતો. ત્યાં અસહકારની હાકલ પડતાં એ અધૂરો મૂકી લડતમાં જોડાવા તે અનાવિલ આશ્રમમાં પાછા આવી ગયા. મારાથી ઉંમરે મોટા, અભ્યાસમાં પણ ઘણા આગળ, ને એમના વિશાળ વાચનને લઈને મારે માટે જાણે એ આદર્શરૂપ બની ગયા. એમના અક્ષર સુરેખ ને મોતીના દાણા જેવા, વક્તવ્ય છટાદાર ને કાવ્યપઠન અતિ આકર્ષક—આ બધાંથી પ્રભાવિત બની કીકુભાઈ સાથે બંગાળી સાહિત્યની હું ઠીક ઠીક ચર્ચા કરવા માંડ્યો. એમની પાસેથી ટાગોરનાં અનેક બંગાળી કાવ્યો ને બાઉલ ભજન મને સાંભળવા મળ્યાં. એની મારા મન પર એવી ઊંડી અસર થવા પામી કે જ્યારે મેં કાવ્યો લખવા માંડ્યાં ત્યારે બંગાળી ભાષા કે પિંગળનો મને કશો જ ખ્યાલ ન હોવા છતાં મારાં અનેક કાવ્યોમાં બંગાળી ગીતોના લય પ્રવેશ્યા. કીકુભાઈ પોતે બંગાળી ગીતોના મૂળ છંદમાં ગુજરાતી ભાષાન્તર કરતા ને મને તે સંભળાવતા. એમાનું એક હજુ સુધી મને ત્રૂટક ત્રૂટક યાદ રહ્યું છે. એ કંઈક આ પ્રકારનું હતું—

> સખિ, પ્રતિદિન આવી હાય! પાછો જાય તે,
> મારી વેણીમાંનું એક તેને કુસુમ દેજે!
> પૂછે, "આપ્યું કોણે? કયા કૂલોદ્યાને?"
> મારા સમ—મારું નામ કે'તી તેને રખે!

એ વખતે તેમની પાસેથી જે બાઉલ ભજનો સાંભળવા મળ્યાં તેમાં રહેલા કાવ્યતત્ત્વની મારા મન પર કાયમની અસર રહેવા પામી છે ને તેનું વર્ષના એક બાઉલનું અંતિમ ગીત અને એ ગીતને

સાર્થક કરનારી તેના જીવનની ઘટના આજ પણ મને પ્રેરણા આપે છે. એ વૃદ્ધ બાઉલ બાઉલોના એક સંઘમાં પર્યટન કરી રહ્યો હતો. આવા સંઘોમાં જોડાઈ બાઉલ ગીતો ભેગાં કરવાનો ક્ષિતિબાબુને શોખ. એ આ સંઘ ભેળા હતા ને આ વૃદ્ધે તેમને ઘણા આકર્ષિત કર્યા. એક રાતે એ બાઉલ ભક્તે પોતે રચેલા એક ભજનની ધૂન મચાવી. તેનો ભાવ કંઈક આ પ્રકારનો હતો—

"હું અધરસ્તે આવી થાકીને લોથપોથ થઈ પડ્યો છું. ઓ શ્રીહરિ, મારાં અંગો ભાંગ્યાં છે, હવે એક પણ ડગલું આગળ ભરવાની મારી શક્તિ નથી. આ બધો વખત હું એકલો જ ચાલ ચાલ કરતો રહ્યો છું—તારે કશું જ કરવાપણું નથી? તને મારી કોઈ જ ગરજ નથી? જો એમ હોય તો હજુ બહુ મોડું નથી થયું. મને કહી દે કે તને મારે માટે નવરાશ નથી, મને મળવાની તને કોઈ ઇન્તેજારી નથી—ભલે મારાં અંગો વિકળ હોય પણ હું તારા તરફ પીઠ કરી ઢસડાતો ઢસડાતો તારાથી જેટલો દૂર જઈ શકું તેટલો જઈશ—* એ

* મૂળ ભજનનો અર્થાંશ પણ આમાં ઊતર્યો નથી, પણ આ ભાવ ને એમાં રહેલી ભક્તની મસ્તી, ખુમારી ને શ્રદ્ધામાં આપણી સંસ્કૃતિનું એ સાંભળતાં જે દર્શન થયું તેનાથી હું ખૂબ પ્રભાવિત બન્યો છું.

વૃદ્ધ આખી રાત આ ભજન ગાતો રહ્યો ને ગાતાં ગાતાં વહેલી પરોઢે એણે દેહત્યાગ કર્યો.

કીકુભાઈની જેમ અનાવિલ આશ્રમમાં મને બીજા જે મિત્રો મળ્યા તેમાં દિલ્હીના સરદાર વલ્લભભાઈ વિદ્યાલયના આચાર્ય ડૉ. રઘુભાઈ નાયકનો પણ સમાવેશ થાય છે. એ મારાથી ઉંમરે નાના—મગનલાલના સમવયસ્ક. એમનો લાગણી પ્રધાન સ્વભાવ ને એમની એ વખતે રહેતી નાજુક તબિયત મને એમની નિકટ લઈ ગયાં—ને એમની સાથે એવી આત્મીયતા કેળવાઈ કે મારી સલાહ સ્વીકારી તે મારી સાથે નિસર્ગોપચાર માટે મુંબઈ જવા તૈયાર થયા. એ વખતે બંધાયેલા આ બધા સંબંધો ચિર મૈત્રીમાં પરિણમ્યા.

આ બધો વખત ભણવા મૂકવાનું તો નામ જ લેવાતું ન હતું—ને છતાં કોઈ યુનિવર્સિટીમાં ભાગ્યે જ મળે એવી જ્ઞાનલહાણ અમને અનાયાસે ડગલે ને પગલે મળતી જ રહેતી. આથી જ્યારે 'નવજીવન'માં સત્યાગ્રહ આશ્રમના અન્તેવાસીઓને 'ઋષિઓના વંશજ' તરીકે બિરદાવાતા મેં વાંચ્યા ત્યારે મને લાગ્યા વિના નહિ રહ્યું કે હું પણ અનાવિલ આશ્રમમાં આવી ઋષિઓના વંશજોની દુનિયામાં પ્રવેશવા ભાગ્યશાળી બન્યો હતો.

[અનુસંધાન પૃ. ૩૪૪નું ચાલુ]

કરે છે. લેખકના બૌદ્ધિક વિમર્શની ગતિને અલગ રહી નીરખી રહેવાનું વાચકથી બનતું નથી, પણ એ વિમર્શમાં વિચાર કરવાને એ પણ શામિલ થાય છે. વિષયની મોજણી કરતા નહિ પણ વિષયનું સૂક્ષ્મ અન્વેષણ કરતા બહુશ્રુત સર્જક-વિવેચકના સ્તરનું અનુરણન એ વિવેચનામાં સંભળાયા કરે છે. અન્ય હાસ્યવિમર્શમાં અને રિલ્કેના પ્રેમપત્રોના આસ્વાદમાં વિમર્શની ગતિ વાચકના ચિત્તમાં પણ સ્પંદ પામતી રહે છે. એ સર્વમાં ઊપસતા કવિપ્રતિભા, કાવ્યપ્રકૃતિ, ટેકનિક, રૂપનિર્મિતિ વગેરેના અવબોધમાં વાચકને શામિલ કરી એમને સતત વિચાર કરવાને અને ભાવ અનુભવવાને પ્રેરી રહે છે.

આ પ્રકારના યાદૃચ્છિક વિમર્શને રૂપ આપતાં નિબંધનોમાં લેખકના સંવેદનસમૃદ્ધ વિદગ્ધ ચિત્તનો પરિચય પમાય છે. સાથે એમાં બહુશ્રુત સર્જકની મુદ્રા પણ સતત ઊપસતી રહે છે. ક્યારેક કડવા રોષ કે તીખા વ્યંગના કાકુઓ એમાં મુખર બની રહે છે, અભિગ્રહ કે પ્રતિગ્રહોનો અભિનિવેશ પણ તારસ્વરે વ્યક્ત થઈ બેસે છે અને એ રીતે લેખકની વ્યક્તિ-નિષ્ઠતાનો સ્પર્શ આ યાદૃચ્છિક વિમર્શને પણ વળગ્યો જ છે.

આમ સર્વ રીતે ગદ્યના જનાન્તિક સ્વરૂપને અપૂર્વ કૌશલથી સિદ્ધ કરતું 'જનાન્તિકે' ગુજરાતી સાહિત્યમાં સીમાચિહ્ન રૂપ મહત્ત્વનું અર્પણ બની રહે છે.

# ઓહ, કલકત્તા! | શિવકુમાર જોષી, ભોળાભાઈ પટેલ, અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

કલકત્તા-૨
૧૨-૭-'૭૧

તંત્રીશ્રી,
વિશ્વમાનવ,

કલકાતા બંગાળી માસિકના ગુજરાતી સાહિત્ય વિશેષાંક અંગે શ્રી ભોળાભાઈ પટેલનું વિવેચન 'વિશ્વમાનવ'ના જૂન અંકમાં વાંચવા મળ્યું.

શ્રી ભોળાભાઈએ કરેલાં વિધાનોના અનુસંધાનમાં થોડી ચોખવટ કરવાની જરૂર મને લાગે છે તે કારણે આ પત્ર.

'કલકત્તાના સાહિત્યકારો માટે અધિક આસક્તિને કારણે મધુ રાય, ચંદ્રકાન્ત બક્ષી અને શિવકુમાર જોષીનો પરિચય ઉત્સાહિત કલમે લખાયો છે જ્યારે બાકીનાઓ વિષે પંક્તિ પણ નહિ!—' આવાં લખાણ પાછળ ભાઈશ્રી ભોળાભાઈની ટકોર સાવ ભોળી નથી, એ તુરત આક્ષેપનું રૂપ લે છે. 'વિશ્વમાનવ' સાથે જ સંકળાયેલી એક વ્યક્તિને ગુજરાતી સાહિત્યકારો—જેઓની કૃતિઓ આ અંકમાં સમાવી શકાઈ હતી તેઓનો પરિચય લખી આપવાની વિનંતી કરવામાં આવી હતી. પ્રેમપૂર્વક એ કાર્ય પાર પાડી આપવાની ખાતરી પણ શ્રી જ્યોતિ દત્તને એ મહાનુભાવે આપી હતી, બે મહિના સુધી એવાં લખાણની રાહ જોવામાં આવી હતી, છતાં એ લખાણ પ્રાપ્ત ન થઈ શક્યું ને અંક તે તે સાહિત્યકારોના પરિચય સિવાય જ પ્રગટ કરવો પડ્યો હતો.

યોસેફ મેક્વાન તથા ગુલામ મોહમ્મદનાં કાવ્યોના કાચાપાકા અનુવાદ તૈયાર હતા છતાં સંપાદકને સંતોષ મળે એટલી હદે ધારરૂપમાં એ તૈયાર ન થયા તે કારણે એ કાવ્યોનો સમાવેશ ન થઈ શક્યો—એ કાવ્યો સંપાદકને ખૂબ ગમ્યાં હતાં છતાં તેનો સમાવેશ ન થઈ શક્યો—એનું દુઃખ સંપાદકે પ્રગટ કર્યું હતું. પરંતુ એમ જાહેર કરીને ગુજરાતીના બીજા કવિઓ પ્રત્યે 'અવિચાર' કરવાનો આશય શ્રી જ્યોતિ દત્તનો ન હતો.

નાટ્યપ્રવૃત્તિના 'રિપોર્ટાજ' અંગેનું શ્રી ભોળાભાઈનું લખાણ પણ કંઈક અણસમજ બતાવે છે. એ રિપોર્ટાજ છે, એ દ્વારા ભાંગવાડી થિયેટરના પક્ષકાર કે પ્રશંસક બનવાનું પાપ લેખકે આચર્યું નથી, માત્ર પરિસ્થિતિનો જ ઉલ્લેખ કર્યો છે.

પ્રબોધ જોશી અને પ્રાગજી ડોસાને સાર્થક—સફળ—નાટ્યકાર તરીકે ઉલ્લેખ્યા છે તે શિવકુમાર જોષીનો અભિપ્રાય નથી. એ હકીકત છે. એવી હકીકત ભોળાભાઈને તો શું બીજા પણ ગુજરાતી રંગભૂમિના પ્રેમીઓને રુચે કે નહિ તોયે સ્વીકારવી જ રહી.

પ્રબોધ જોશી ઉપર વરસી જવા જેવું એ લખાણમાં પણ કશું નથી. પ્રબોધ જોશી અંગેની હકીકતોનો રિપોર્ટ માત્ર એ છે, અને એનો એકએક શબ્દ સાચો છે. ૫૦૦ એકાંકી પ્રબોધ જોશીએ લખ્યાં છે એ આંકડો મને શ્રી જોશી પાસેથી જ મળ્યો છે. બંગાળી પાઠકો પાસે આવી આવી વિગતો ગુજરાતી રંગભૂમિની દશા-અવદશા પ્રગટ કરવા પૂરતી જ આપવામાં આવી છે.

શિવકુમારે પ્રસંગ આવતાં પોતાં વિષેનો ઉલ્લેખ ન ટાળ્યો—' એ વાક્ય દ્વારા ભોળાભાઈ કયું નિશાન પાડવા માગે છે તે સમજાયું નહિ. આ રિપોર્ટાજ લખાવતી વેળા મુંબઈની રંગભૂમિ સાથેના મારા અનુભવની વાત મારે લખવાની હતી, સંપાદકની સૂચનાનુસાર—! આધુનિક ગુજરાતી રંગભૂમિ વિષે કશું લખવાનું થાય તો ભોળાભાઈ પટેલને પણ શિવકુમાર જોશી— [નાટક લખનારા એક ગુજરાતી શિવકુમાર જોશી]—વિષે લખવાનું ટાળવાનું ફાવશે? સામાન્ય કે કાચી કક્ષાનો એ નાટક લખનારો છે એવું જાહેર કરવું હોય તો પણ!

મૂળે 'कलकत्ता'ના અંકને ૨૦૦ પાનાં સુધી પહોંચાડવાની સંપાદકોની ઇચ્છા હતી. લેખકોનો પરિચય, જીવંત સાહિત્યકારોનાં શબ્દચિત્રો, ગુજરાતના ઇતિહાસની રૂપરેખા, ગુજરાતની ભૌગોલિક વિશેષતાઓ— આવાં આવાં લખાણો અંદર સમાવી લેવાની સંપાદકોની ખાસ ઇચ્છા હતી. એવી સામગ્રી માટે તે તે વિષયના જાણકાર પડીશે મિત્રોને વિનંતી કરવામાં આવી હતી પરંતુ એક યા બીજા કારણે એવી સામગ્રી ઠીક ઠીક રાહ જોવા છતાં ન જ મળી.

આ અંક તૈયાર થયો છે દત્ત દંપતીના ઉત્સાહ અને પરિશ્રમને કારણે. એમાં રહેલી ક્ષતિઓ માટેની જવાબદારી મારા અજ્ઞાનને કારણે મારી છે. કોઈ કોઈ કવિ લેખકોની કૃતિઓનો ભળતો જ અનુવાદ થયો હોય તો કવિતા સમજવાની સમજાવવાની મારી મર્યાદાને કારણે. એવી ક્ષતિઓ તરફ શ્રી ભોળાભાઈએ ધ્યાન દોર્યું તે માટે એમનો આભારી છું. જોકે શ્રી ઉમાશંકરભાઈની કૃતિ ભાઈશ્રી જ્યોતિ દત્તને ક્યાંકથી તૈયાર મળી હતી અને कलकत्ताનો અંક મારા હાથમાં આવ્યા પછી જ તે મને જોવા મળી. આ હકીકત પણ બચાવ તરીકે નથી મૂકતો, અતિ-ઉત્સાહને કારણે કદાચ આવી ક્ષતિઓ રહી ગઈ છે; પણ ગુજરાતી સાહિત્યકાર તો આમે ઘણો ઉદાર છે એટલે આવી ઊણપો નભાવી લેશે એવી શ્રદ્ધા છે.

આપનો

શિવકુમાર જોશી

## ૨

અમદાવાદ-૯
૧૯-૭-'૭૧

સંપાદકશ્રી,
વિશ્વમાનવ,

'कलकत्ता' સામયિકના 'ગુજરાતી' વિશેષાંકના મારા અવલોકન અંગે શ્રી શિવકુમાર જોષીએ લખેલા ચર્ચાપત્રના સંદર્ભમાં મારે આ પ્રમાણે કહેવાનું છે:

(૧) આ અંકમાં બાર ગુજરાતી સાહિત્યકારોની કૃતિઓ છે. તેમાં ત્રણ—શિવકુમાર જોષી, મધુ રાય, ચંદ્રકાન્ત બક્ષી— વિષે, એમની કૃતિ વિષે સંપાદકીય નોંધ છે. બાકીના નવ વિષે નથી. આ હકીકત છે, જે કોઈ પણ અવલોકનકાર નોંધ્યા વિના ન રહી શકે. શ્રી શિવકુમાર કહે છે કે 'વિશ્વમાનવ' સાથે સંકળાયેલ એક વ્યક્તિને બધા પરિચયો લખવાનું કહેલું, પણ તે પરિચયો મળ્યા નહિ, એટલે તે વિના ચલાવી લેવું પડ્યું—પણ આ વાતની મને—અવલોકનકારને કેવી રીતે ખબર હોય? જ્યારે આ ત્રણ સિવાય બાકીના-ઓનો પરિચય ન જોયો ત્યારે મને આશ્ચર્ય થયું, તેનું કારણ શું હશે તેનું અનુમાન કરતાં સંપાદકીયની આ પંક્તિઓ નજરે પડી: "মধু রায় কেউ-ও তরুণ। শিবকুমার জোশী পরিহাসময় ও প্রাণবন্ত। চন্দ্রকান্ত বক্সীর গল্প সাহিত্যিক ও কল্লোলমুখী, কিন্তু অন্যরা গুজরাতী সাহিত্যিক শুধু নন, এঁরা কলকাতার সাহিত্যিক। কলকাতা-নামের পত্রিকায় এঁদের রচনার প্রতি একটু অধিক আসক্তি তো থাকবেই।" એટલે મને થયું કે આ કારણ હશે. 'આસક્તિ' હોય એ

સ્વાભાવિક પણ હશે જ. પણ તો પછી, મને લાગે છે કે કંઈ નહિ તોય સુન્દરમ્, સુરેશ જોશી, જયંત ખત્રી કે ઉમાશંકર જોશી વિષે સ્વયં શિવકુમાર પરિચય આપી શક્યા હોત, એટલું જ નહિ એમની છપાયેલી કૃતિ વિષે સંપાદક સ્વયં કશુંક કહી શક્યા હોત. અથવા તો છેવટે સમાન સંપાદકીય ધોરણો સાચવવા કોઈનો વિશેષ પરિચય ન હોય. અને કલકત્તાના વાચકોને આ 'કલકત્તી' સાહિત્યકારોના પરિચયની વધારે જરૂર હતી કે 'તળ ગુજરાત'ના સાહિત્યકારોની?

(૨) મેસેફ મેકવાન અને ગુલામ મોહમ્મદ શેખની કવિતાઓ આ અંકમાં ન હોવાના વસવસા... અંગે પણ મારે એટલું કહેવાનું કે સંપાદકના એ વિધાન પાછળ શ્રી શિવકુમારે જે ખુલાસો કર્યો છે, તેની મને જાણ નહોતી, ન હોય. આ અંકના નેપથ્યમાં શ્રી શિવકુમાર છે, પણ મારી પાસે શ્રી શિવકુમારની—'નેપથ્યદર્શી'ની દૃષ્ટિ ક્યાંથી હોય?

(૩) ભાંગવાડી થિયેટરના શ્રી શિવકુમાર પક્ષકાર કે પ્રશંસક છે—એવું કહ્યું નથી, પણ એ લખાણ વાંચતાં છાપ જરૂર એ ઊભી થાય કે પેલા 'ગોરા'ની વાત શ્રી શિવકુમારને અમાન્ય તો નથી જ. એ નાટકો વિષે પોતે પણ પછી ત્રણેક પંક્તિમાં જે કહ્યું છે, તે તે અંગેનું તેમનું અનુકૂળ વલણ પ્રગટ કરે છે.

(૪) ગુજરાતી નાટકકારોમાં પ્રબોધ જોશી અને આગળ્જી ડોસા 'સાર્થક નાટ્યકાર' છે, તે શ્રી શિવકુમારનો જ અભિપ્રાય હોઈ શકે. કોઈ પણ જવાબદાર નાટ્યવિવેચક પોતાને જોખમે જ આવું વિધાન કરી શકે. સંખ્યા એ ગુણવત્તાની ખાતરી નથી જ. ૫૦૦ એકાંકી લખ્યાં છે, એટલું જ નહિ શ્રી પ્રબોધ જોશી પ્યાલા પછી પ્યાલા કોરી ગટગટાવતાં રોજ ત્રણચાર એકાંકી લખવાની ઈર્ષ્યા આવે તેવી શક્તિના અધિકારી છે એવાં વિધાનો (જે વિધાનો માટે તો જરૂર ઈર્ષ્યા આવે પ્રબોધ જોશીની) શ્રી શિવકુમારની સ્નેહવૃત્તિનો આવિષ્કાર છે, બાકી એ ચાર એકાંકી કેવાં હોય, તેનું અનુમાન પણ કરી શકાય. આપણે ત્યાં એકાદ જાણીતું ગાડું ગબડ્યું એટલે પછી 'હાલ્યું'. ગતાનુગતિકતા વારસામાં છે. પ્રબોધ જોશીનાં નાટકોમાં 'વૈરાયટી' હોય તો 'ચીપ' પ્રકારની લાગી છે, નાટકો જોવાનો અનુભવ નથી; પણ કૉલેજ સાથે સંકળાયેલો હોવાથી, એકાંકીઓની ખબર છે. એક પણ એકાંકી મને સ્પર્શી શક્યું નથી. ભજવણીને કારણે નહિ, સ્ક્રિપ્ટ ને કારણે. કદાચ મારો દોષ હશે.

(૫) 'શ્રી શિવકુમાર પ્રસંગ આવતાં પોતા વિષેનો ઉલ્લેખ ને ટાળે...' એવું કહી કોઈ પણ નિશાન પાડવાનો મારો આશય નથી જ. એ તો એક હકીકત છે, જે તે લેખના સંદર્ભમાં જેટલી સાચી છે, તેટલી આ ચર્ચાપત્રના સંદર્ભમાં પણ. છતાં, એમ કરવામાં કશું ક્રીધું પણ નથી. અને જો શ્રી શિવકુમાર 'આત્મકથા' લખે તો પણ એના વાચકોમાં હું પણ એક ઉત્સાહી વાચક હોઈશ. હું જરૂર શ્રી શિવકુમારને નાટ્ય લેખક માનું છું. એમને કેમ ટાળી શકાય? પણ મને લાગે છે કે બંગાળી વાચકો માટે લખેલો આ લેખ ગુજરાતી વાચકોને પણ આપવામાં આવે તો, ગુજરાતી વાચક શ્રી શિવકુમારના અભિપ્રાયોનો સ્વયં નિર્ણય કરી શકશે અને ગેરસમજને અવકાશ નહિ રહે.

(૬) 'શ્રી ઉમાશંકરભાઈની કૃતિ ભાઈ શ્રી જ્યોતિ દત્તને ક્યાંકથી તૈયાર મળી હતી'—એ ક્યાંકથી મળેલી અનૂદિત કૃતિ મને પણ હમણાં 'ક્યાંકથી' જોવા મળી છે. મને લાગે છે કે, સંપાદકે એ અનુવાદને 'આંટિ બંગાળી' બનાવવાના આગ્રહથી મચકોડયો છે, જેથી કવિ અને અનુવાદક બંનેને અન્યાય થયો છે.

પણ સંપાદકશ્રી, મારે જે ખરેખર કહેવાનું છે તે તો એ છે કે આ બધી વિગતો મહત્ત્વની નથી. આ તો, અવલોકનકાર તરીકે મેં કેટલીક અસંગતિઓનો સહજ ભાવે નિર્દેશ કર્યો હતો એટલું જ. મારા અવલોકનના મહત્ત્વના મુદ્દા તો સામગ્રીના સંપાદન અને અનુવાદ અંગેના હતા, તે અંગે મેં કરેલાં વિધાનો વિષે કોઈને જે કહેવાનું હોય તે જરૂર કહે. બાકી આ અંકના પ્રકાશન માટે તો એના યોજકોને મારાં અભિનંદન છે જ.

ભોળાભાઈ પટેલ

૩

અમદાવાદ-૯
૨૦-૭-'૭૧

સુ. શ્રી શિવકુમારભાઈ,

'વિશ્વમાનવ'ના તંત્રીશ્રી ઉપરનો આપનો પત્ર મેં વાંચ્યો. એમાં 'વિશ્વમાનવ' સાથે સંકળાયેલ એક વ્યક્તિનો આપે જે ઉલ્લેખ કર્યો છે તે હું જ છું. મારું નામ આપે જાહેર કર્યું હોત તો મને ખોટું ન લાગત.

આપે પત્રમાં મારે અંગે જે વિગત લખી છે તેમાં મને લાગે છે કે ગેરસમજ છે. કલકત્તાના ગુજરાતી સાહિત્ય અંક માટે મારે ગુજરાતી ટૂંકી વાર્તાનો વિવેચનાત્મક પરિચય આપતો લેખ આપવાનો હતો. મેં આપને એ અંગે જણાવ્યું હતું કે મારે થોડો વધુ સમય જોઈશે અને આપે એવી સંમતિ પણ આપેલી કે કલકત્તાના પછીના કોઈ અંકમાં એ પ્રગટ કરીશું.

લેખકોનો પરિચય લખી આપવા અંગે જે વાત થયેલી તે તો શ્રી જગન્નાથ ચક્રવર્તી ગુજરાતી કવિતાનું જે પુસ્તક તૈયાર કરે છે તેને માટે. આપને એનું સ્મરણ હશે કે શ્રી ચક્રવર્તીએ નમૂનારૂપ એક પુસ્તક બતાવ્યું પણ હતું, જેમાં કવિનો ફોટો હોય, પરિચય હોય અને પછી બેત્રણ પસંદ કરેલી કૃતિઓ હોય. એવો ગ્રંથ ગુજરાતી કવિ અને કવિતાનો જો બંગાળીમાં પ્રગટ થતો હોય તો તેમાં પરિચયો લખી આપવાનું મેં સ્વીકાર્યું હતું.

જો કલકત્તાના આ વિશેષાંકમાં પણ મારે જ પરિચયો લખવાના હોય તો આપે આપના મારા પરના પત્રોમાં 'પેલા લેખ'ની જ ઉઘરાણી કર્યે રાખી છે અને પરિચયો માટે તો કોઈ નિર્દેશ સરખો નથી, તે શું સૂચવે છે? બીજું કલકત્તાના વિશેષાંકમાં જે સર્જકોની સામગ્રી પ્રગટ થવાની હતી તેમનાં નામોની યાદી પણ આપે મને મોકલેલી નથી. આપણી વચ્ચે અછડતી વાત થયેલી તેમાં આપે એટલું વાતવાતમાં જણાવેલું કે શ્રી જયંત ખત્રીની 'ખલાસ' વાર્તા અને શ્રી હસમુખ પાઠકની વાર્તાના અનુવાદો તૈયાર થઈ ગયા છે. બીજી સામગ્રી તૈયાર થવાની બાકી હતી એવો મારો ખ્યાલ છે. વિશેષાંકમાં શું આવશે અને શું નહિ આવે એનો કદાચ ત્યારે આપને જ પૂરો ખ્યાલ નહોતો. જો એવું ન હોત તો આપની જાણ બહાર શ્રી જ્યોતિર્મય દત્તે શ્રી ઉમાશંકર જોશીના એક કાવ્યનો મળ્યો તે અનુવાદ પ્રગટ કરી દીધો ન હોત!

ખેલદિલીથી આવા રમ્ય ગોટાળા શ્રી રશીદ-કલકત્તાવાળા કોઈ કોઈ વાર કરી નાંખતા હોય છે. અમે એ માણીએ છીએ. તમે, શિવકુમારભાઈ, રશીદભાઈ સાથે જબરી દોસ્તી બાંધી દીધી લાગે છે! અમને એનો આનંદ છે.

કુશળ હશો.

લિ.
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટનાં
સ્નેહવંદન

# રણછોડદાસ લોટવાળા | નરહરિ કે. ભટ્ટ

આપણા જાહેર જીવનમાં છેલ્લી અર્ધી સદીમાં એટલા બધા પલટા આવી ગયા છે કે એને ઘડનાર કેટલીય વ્યક્તિની અવસાન નોંધ મોડે મોડે પણ લઈ ને તેમના પ્રત્યેનું ઋણ અદા કરી નવી પેઢીને તેમના પ્રદાન વિષે માહિતગાર કરવાનું અસ્થાને નથી.

મુંબઈના સદ્દગત રણછોડદાસ ભ. લોટવાળાનો ધંધો તો આટાની મિલ ચલાવવાનો, પણ તેમનો પ્રમુખ રસ પત્રકારત્વ દ્વારા રાજકારણનો. ગુજરાતનું પત્રકારત્વ પારસીઓ હસ્તક હતું ત્યારે રણછોડદાસે 'હિન્દુસ્તાન' પત્રોની સ્થાપના કરી ગુજરાતી વર્તમાનપત્રોમાં નવો ચીલો પાડ્યો. ગુજરાતી વર્તમાન-પત્રોને પારસી ગુજરાતીમાંથી મુક્ત કરી શુદ્ધ ગુજરાતી ભાષા આપવામાં 'હિન્દુસ્તાન' પત્રોનો ફાળો મહત્ત્વનો હતો એટલું જ નહિ પણ આ પત્રોએ આપણા જાહેર જીવનના પ્રત્યેક ક્ષેત્રની પ્રગતિશીલ દૃષ્ટિએ સમીક્ષા કરી નવી જ હવા પેદા કરી હતી. સામાજિક ધાર્મિક સુધારણાથી માંડી રાજકીય સ્વાતંત્ર્ય સુધીના વિષયોની આ પત્રોમાં નિર્ભીક ચર્ચાવિચારણા થતી; પ્રગતિશીલ ને ઉદ્દામ વિચારવલણોના એ વાહક હતાં.

રણછોડદાસ અને એમનાં પત્રો જતે દહાડે સંસ્થારૂપ બની ગયાં અને દેશના અનેક બુદ્ધિજીવીઓ, ઉદ્દામ વિચારકો, પ્રચારકો ને કાર્યકરો માટે સહાયક બની રહ્યાં—પછી એ વિઠ્ઠલભાઈ પટેલ હોય કે સુભાષ-ચંદ્ર બોઝ ને માનવેન્દ્રનાથ રાય, કે ઇન્દુલાલ યાજ્ઞિક, નૃસિંહ વિભાકર ને કનૈયાલાલ મુનશી જેવા સાહિત્ય-સેવકો કે ડાંગે મિરજકર ને જોગલેકર જેવા કામદાર મજૂર સંગઠકો—આ સહુ 'હિન્દુસ્તાન' સાથે એક યા બીજી રીતે સંકળાયેલા હતા. છેલ્લી લગભગ અર્ધી સદી દરમ્યાન દેશના ખાસ કરીને પશ્ચિમ ભારતના યુવક વર્ગને પ્રેરણા આપવામાં, આમ આ પત્રોનો ઘણો ફાળો હતો; લોટવાળાના જ આર. એલ. ટ્રસ્ટ અને વિશાળ પુસ્તકાલયનો પણ.

લોટવાળાએ પોતાના વિચારો ગ્રંથસ્થ કર્યા નથી. તેઓ વલણે પ્રગતિશીલ હતા. પરિણામે, દેશમાં રાજકીય જાગૃતિ આવી ન હતી ત્યારે પ્રગતિશીલ કહી શકાય એવા આર્યસમાજ તરફ તેઓ ઢળેલા. (મુંબઈના તેમના મકાનનું નામ પણ તેમણે 'આર્યનિવાસ' આપ્યું છે.) રશી ક્રાન્તિ બાદ તેઓ સામ્યવાદ તરફ ઢળ્યા. તે અગાઉ ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની પ્રવૃત્તિથી આકર્ષાઈ ગાંધીજી તરફ ઢળ્યા હતા. ગાંધીજીને એમણે ગુપ્ત સહાય પણ કરી હતી. પણ પછી સામ્યવાદના ઉદ્દામ વિચારોમાં આ ગાંધીપ્રેમ અદૃશ્ય બની ગયો. તેઓ ગાંધી ને ગાંધીવાદના પ્રખર વિરોધી બન્યા અને દેશના ઉદ્દામવાદીઓમાં મોખરે આવી ઊભા. તેમનાં પત્રો ઉદ્દામવાદનાં પ્રતીક બન્યાં. સામ્યવાદમાં પણ તેઓ ટ્રોટ્સ્કીની વિચારસરણી તરફ ઢળ્યા. પણ સામ્યવાદની પ્રખરતા તેમના અંગત જીવનને જોખમરૂપ બનતાં તેઓ તેનાથી પણ વિમુખ બન્યા, અને mutualism તરફ ઢળ્યા. પણ એકંદરે આ સૌ પરિવર્તનોમાં તેમણે ઉદ્દામ વિચારપ્રવાહને જબરો વેગ આપ્યો.

છેવટે છેવટે, લાંબી માંદગી ભોગવી ફરી પાછા આર્યસમાજ તરફ લોટવાળા ઢળેલા. પણ ઉદ્દામ પત્રકારત્વની એમની કારકિર્દીનું સ્મરણ જ અત્યારે તો મહત્ત્વનું છે—નર્મદાશંકરના વૃદ્ધત્વ તરફ જોવા કરતાં તેમની જુવાનીનો 'જોસ્સો' મહત્ત્વનો છે તેમ.

# ગૂપી ગાઈન, બાઘા બાઈન

દુષ્યન્ત દવે

આમ જુઓ તો તદ્દન બાળકોની જ વાત. ગોપીને ગાવાનો શોખ; બાઘાને ઢોલ વગાડવાનો શોખ. બંનેને રાજા ગધેડા પર બેસાડીને હદપાર કરે છે. બંને જંગલમાં મળે છે. ત્યાં વાઘના ભયથી બંને એકબીજાની નજીક આવે છે. જંગલમાં ભૂત તેમના પર પ્રસન્ન થાય છે અને વરદાન માગવાનું કહે છે. બંને જણા ત્રણ વરદાન માગે છે. અમને ગમે ત્યાં ખાવાપીવાનું અને કપડાં મળી રહે; જાદુઈ મોજડી પહેરીને ઊડતાં ઊડતાં ગમે ત્યાં જઈ શકીએ, અને અમને સંગીત વરે. આ વરદાન પ્રમાણે પગમાં મોજડી હોવી જોઈએ અને પહેલાં બે વરદાન સિદ્ધ કરવા માટે બંને જણે (એક હાથ ગોપીનો અને એક બાઘાનો એ રીતે) તાળી પાડીને કામના કરવી જોઈએ. હવે આ સ્વર-તાલની જોડી ઊપડે છે સંગીત સમારંભમાં. ત્યાં સંગીતથી રાજગાયકો બને છે. પછી તે સંગીતથી યુદ્ધ અટકાવે છે અને રાજકન્યાઓ મેળવે છે. જેવી વાત તેવી રજૂઆત. મોટાં મોટાં ચિત્રોવાળી, બાળકો માટેની કોઈ સુંદર ચિત્રવાર્તા વાંચતાં હોઈએ તેવું લાગે. છતાં ફિલ્મ બાળકો માટે જ નથી. ફિલ્મમાં ઘણા સ્તર છે અને દરેક પ્રકારના પ્રેક્ષકોને ગમે તેવી છે.

સમગ્ર ફિલ્મ દરમ્યાન ભાવની એકસૂત્રતા જોવા મળે છે. કોઈ પણ પ્રસંગે કે કોઈ પણ પાત્રના અભિનયમાં ફિલ્મનો ભાવ ખંડિત થતો નથી. તેમાંથી વરતાય છે કે સત્યજિત રાયનો ફિલ્મના માધ્યમ પર કેટલો કાબૂ છે! કદાચ ભાવની એકસૂત્રતા એ દિગ્દર્શકની એક મોટી કસોટી છે. જેને દરેક પ્રસંગે સમગ્ર ફિલ્મનો ખ્યાલ હોય તે જ આ એકસૂત્રતા જાળવી શકે.

ફિલ્મ 'ફેન્ટસી'માં છે એટલે હાસ્ય રસ જ તેનું ચાલકબળ બની શકે. સત્યજિત પાસે હાસ્ય નિષ્પન્ન કરવાની એક આગવી 'કરામત છે. પહેલાં તે એક પ્રસંગને તેનું વાતાવરણ ઊભું કરવા દે છે અને પછી એક ક્ષણે તેને હાસ્યમાં ફેરવી નાખે છે. પ્રારંભમાં ગોપી ખભા પર મોટો તંબૂર લઈને આવે છે. જાણે મોટો ગાયક. પછી તેને ગાવાનું કહેતાં તે પૂછે છે કે 'આ સવાર છે ને? કારણ મને એક જ રાગ આવડે છે. તે રાગ સવારનો છે—ભૈરવી.' ત્યાંથી જ ગોપીનું પાત્ર બંધાય છે અને હાસ્યનો પ્રારંભ થાય છે. પછીના એક પ્રસંગમાં રાજા ગુસ્સે થયા પછી કાંછડી મારે છે ત્યારે સમગ્ર ગંભીરતા હાસ્યમાં પરિણમે છે.

બીજા એક પ્રસંગે, રાજા ગોપીને ગધેડા પર બેસાડીને હદપાર કરે છે ત્યારે, ગોપીને ગામ છોડવાનું દુઃખ છે. દુઃખથી ગોપી આંખો લૂછે છે. હવે, સત્યજિત શું કરશે એવો પ્રશ્ન થાય છે, ત્યાં જ ગોપી બોલે છે: 'તૃતીય સ્વર ગ અને ષષ્ઠ સ્વર ધ'. (અને એ બંને ભેગા થતાં!) ફરી હાસ્ય...શુંડીમાં સંગીત સ્પર્ધા છે. ગોપી–બાઘાની જોડી રાજમહેલમાં આવે છે. બાઘો ઢોલ પર મોજડીઓ મૂકે છે, સફરજન મૂકે છે, પછી તે આજુબાજુ જુએ છે. આજુબાજુ તો સારંગીઓ મેળવાતી હોય છે; તંબૂર મેળવાતા હોય છે; તબલાં મેળવાતાં હોય છે. કોઈ મોટી સંગીતસ્પર્ધા થવાની હોય તેવું વાતાવરણ

જામ્યું છે. એટલામાં બાઘાને થાય છે કે તેણે કંઈક કરવું જોઈએ. તેથી તે પોતાના ઢોલને ઠપકારે છે. સંગીતની ગંભીરતા હાસ્યમાં પરિણમે છે. સંગીત-સ્પર્ધામાંય તોડી જેવો રાગ બરાબર જામ્યો હોય છે ત્યારે રાજા ઊંઘતો હોય છે. ત્યારે બાઘો ઢોલ વગાડે છે ને રાજા જાગે છે. ફરીથી હાસ્ય. અંતે માટલામાંથી મીઠાઈ ખાતો રાજા અને સંગીત થઈ જતાં પાત્રોથી હાસ્ય નિષ્પન્ન થાય છે.

હાસ્ય સિવાયની ઉત્તમ ક્ષણો પણ ઘણી છે. જેમ કે, ગોપીને પોતે સુંદર ગાઈ શકશે એવી ખબર પડે છે તે ક્ષણને સત્યજિતે ખૂબ સૂક્ષ્મતાથી પ્રગટ કરી છે. પાત્રના અનુભવની સૂક્ષ્મતાને પ્રેક્ષકો અનુભવે એ મુશ્કેલ કાર્ય છે. બીજા એક પ્રસંગમાં રાજાને ઊંઘતો બતાવવાનો છે. તેમાં રાયે કૅમેરા પગથી માથા સુધી ફેરવ્યો છે. નસકોરાં સંભળાય છે અને રાજાએ ઓઢેલી હાથીઘોડાનાં ચિત્રોવાળી શાલ દેખાય છે. ભયાનક જંગલમાં ઢોલ પર ટપકતા પાણીના અવાજથી ગોપી ખેંચાઈ આવે છે એ પ્રસંગ પણ ભુલાય નહિ તેવો છે.

પાત્રોના અભિનય અને સંગીત પર સત્યજિતની સફળતા આધારિત છે. ખાસ કરીને આ ફિલ્મમાં અભિનય મુશ્કેલ છે. સહેજ પણ આડોઅવળો અભિનય થાય તો ફિલ્મ હાસ્માસ્પદ થઈ જાય અથવા તો ગંભીર બની જાય. ગોપી તરીકે તપન ભટ્ટાચાર્યે અને બાઘા તરીકે રવિ ઘોષે સફળ અભિનય કર્યો છે. હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય જાદુગરના પાત્રમાં ગોઠવાઈ ગયા છે. અભિનય જેટલું જ સંગીત ઉત્તમ છે. એક પણ સૂર કે તાલ અસ્થાને નથી. ભૂતોના નૃત્યમાં 'રીધમ'નો ઉપયોગ અસરકારક છે. બરાબર તિહાઈની સાથે નૃત્ય બદલાય છે. આવર્તનો ટૂંકાં થાય છે; અને અંતે ચારે નૃત્યો એક સાથે બતાવાય છે. વળી, આવી ફિલ્મમાં જોડકણાં જ શોભે. જોડકણાંનાં સ્વરસંયોજન તો સાંભળવાથી જ માણી શકાય.

સત્યજિતની આંખો જ કૅમેરાની છે. આકારોને distort કરીને ભૂતાવળ ઊભી કરવામાં તેની ટેકનિકલ સૂઝ પ્રગટ થાય છે. વળી, વાઘ આવે છે, ત્યારે ગોપી–બાઘાના ભાવને સ્ટીલ ફોટોગ્રાફીમાં બતાવ્યા છે. પછી, વાઘ ગયા પછી એક ઝીણી થયેલી આંખ ધીરે ધીરે ઊઘડતી બતાવી છે. તેમાંય ફોટોગ્રાફી દ્વારા જ ભાવ-પ્રદર્શન થયું છે.

'સ્પાન'માં છપાયેલી એક મુલાકાતમાં સત્યજિતે કહ્યું હતું કે, 'મારી ફિલ્મમાં મગજને તસ્દી આપવી પડે છે.' જેમ બે લાઇનની વચ્ચે ઘણું બધું હોય છે, તેમ તેના એક શૉટમાં ઘણું બધું છુપાયેલું હોય છે. આસપાસની નાની નાની વસ્તુઓ ઘણી સૂચક હોય છે અને પ્રેક્ષકે તે શોધી કાઢવાની હોય છે. આ ફિલ્મમાંથી ઘણાં સૂચનો શોધી શકાય; જેમ કે, મનમાં સંગીતનું ભૂત હોય તો ગધેડા પર બેસવાનો વારો આવે. અથવા બરફના પ્રદેશમાંથી ગરમ પ્રદેશ સુધી રખડવું પડે. સંગીત એ વરદાન છે. જાદુ ત્રણ દિવસ ટકે, જ્યારે સંગીતની અસર ઊંડી છે. સ્વાર્થને માટે મંત્રીઓ ભૂખી પ્રજાને યુદ્ધમાં ઢસડે છે. છતાં, 'ગૂપી ગાઈન, બાઘા બાઈન' ફિલ્મ અર્થથી પર છે. કશો જ અર્થ ન તારવો તોપણ એક કલાકૃતિ તરીકે ફિલ્મ પોતે જ સુંદર અને માણી શકાય તેવી છે. અર્થો તારવવા જતાં આ ફિલ્મને આપણે કદાચ એક જુદા જ સ્તર પર લઈ જવાનો ગુનો કરી બેસીએ.

ફિલ્મનું વસ્તુ સામાન્ય હોવા છતાં, ભૂતાવળ લાંબી હોવા છતાં અને 'ભૂતનો નાચ' આખમાં વાગતો હોવા છતાં એક નવા જ પ્રયત્ન તરીકે ફિલ્મ ઉત્તમ છે. 'નાયક' ફિલ્મનાં એકએ દરયેથી મનમાં થયું હતું કે સત્યજિતનાં વળતાં પાણી થયાં છે. પણ, આ ફિલ્મ જોયા પછી થાય છે કે આપણને સત્યજિત રાય જેવો બીજો દિગ્દર્શક મળશે ખરો?

## વિકસતો સમાજ અને લશ્કર: ભૂમિકાઓનું વૈવિધ્ય

વિકસતા સમાજોમાં રાષ્ટ્ર-નિર્માણ, રાજકીય સ્થિરતા, આર્થિક વિકાસ અને આધુનીકરણમાં લશ્કરની શી ભૂમિકા હોઈ શકે? આ પ્રશ્નોની ફરીથી યાદ આપતા હોય તેમ ચાલુ માસમાં આફ્રિકા ને એશિયામાં કેટલાક નોંધપાત્ર બનાવો બન્યા છે. આ બનાવોમાં લશ્કરની ભૂમિકા કેન્દ્રવર્તી રહી છે. ઇન્ડોનેશિયામાં પ્રમુખ જનરલ સુહાર્તોના લશ્કરી શાસન નીચે ધારાસભાની સામાન્ય ચૂંટણી થઈ ને તેમાં પ્રમુખના ટેકેદાર સેક્બર ગોલકર પક્ષને સંગીન બહુમતી મળી. બર્મામાં લશ્કરી પ્રમુખ ને વિન લોકશાહી અંચળો ઓઢીને વડા પ્રધાન બન્યા. સંજાને ઉથલાવીને લશ્કરી ક્રાંતિ કરવાનો મોરોક્કોના કેટલાક અફસરોનો પ્રયાસ નાટકીય રીતે નિષ્ફળ ગયો. જોર્ડનમાં રાજાના લશ્કર અને પૅલેસ્ટાઇન ગેરીલાઓ વચ્ચે એક વિશેષ સંઘર્ષ સન્મુખતાની સ્થિતિ ઊભી થઈ અને શમી ગઈ.

૧. ભારત જેવા દેશની વિશિષ્ટ પ્રણાલી અને અનુભવને કારણે લશ્કરે નાગરિક રાજ્યતંત્રમાં દરમિયાનગીરી કરે—પોતાની મૂળ અને મુખ્ય ભૂમિકાનું વિસ્તરણ કરે—તે યોગ્ય કે ઇચ્છનીય ગણાતું નથી, પણ આફ્રિકા-એશિયાના ઘણા દેશોમાં લોકશાહી કરતાં લશ્કરની ભૂમિકા વિશેષ વ્યાપક તથા મહત્ત્વની લેખાતી હોય અને, કદાચ, સ્વીકૃત થઈ હોય તેમ દેખાય છે.

૨. ઇન્ડોનેશિયામાં ૧૯૬૬માં ૩૦મી સપ્ટેમ્બરના નાટ્યાત્મક દિને પ્રમુખ સુકર્નોને પદભ્રષ્ટ કરીને સુહાર્તોની લશ્કરી નેતાગીરી પ્રસ્થાપિત થઈ ત્યાર પછી એક વખતનો ૬૫૦ ટકા સુધી વધેલો ફુગાવો હવે ૧૦ ટકાની નીચે આવી ગયો છે. તેમણે ૬૪૦૦ લાખ ડૉલરની વિદેશી સહાય રશિયા, અમેરિકા વ. પાસેથી મેળવી એ પણ ઇન્ડોનેશિયાના લશ્કરી શાસનની સાનુકૂળ છાપ વિશે કહી જાય છે. ને છેલ્લે ચૂંટણીમાં સેકબર ગોલકર દ્વારા ચૂંટણી-તંત્ર ગોઠવીને સુહાર્તો ૬૦ ટકા મત લઈ ગયા. હજુ આ દ્વીપરાષ્ટ્રની રાષ્ટ્રીય એકતા, બેકારી, વસ્તીનું સ્થળાંતર વ. ઘણા પ્રશ્નો ઉકેલવાના બાકી છે. છતાં લશ્કર-કેન્દ્રી "નિરીક્ષિત લોકશાહી"માં આર્થિક વિકાસની ભૂમિકા બેઠાઈ રહી છે. અગ્નિ એશિયામાં બીજા દેશો કરતાં પ્રમાણમાં વિપરીત પરિસ્થિતિમાં કામ કરી રહેલા સુહાર્તો થોડી કદર માગી લે એમ છે, જોકે તુર્કીમાં લશ્કરે કરેલાં આધુનીકરણ અને આર્થિક વિકાસનાં કાર્યની તોલે તે આવી શકે નહિ.

૩. બીજી બાજુ બર્મામાં વડા પ્રધાન ઉ નુના લોકશાહી તંત્રને હટાવીને લશ્કરી તંત્ર સ્થાપનાર ને વિન રાષ્ટ્રીયકરણની ઉદ્દામ નીતિ છતાં ત્યાં ખાસ આર્થિક પ્રગતિ બતાવી શક્યા નથી અને સતત અસલામતીની ગ્રંથિથી પીડાતા રહ્યા છે. તેમણે બર્માને અંતર્મુખ બનાવ્યું છે, તો પડોશના પાકિસ્તાની લશ્કરી નેતાએ આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ગતિશીલ ભાગ ભજવ્યો છે. પાકિસ્તાનમાં અયૂબખાનના લશ્કરી તંત્ર દરમિયાન આર્થિક વિકાસ સારો થયો પણ બંગાળના પ્રશ્ન કે આંતરિક લોકશાહીની માગણીના પ્રશ્ન સમક્ષ તેઓને હારીને સત્તા સ્થાનેથી વિદાય લેવી પડી. બાંગલા દેશમાં ફરીથી લોકશાહી અને સ્વતંત્ર રાષ્ટ્રીય અભિયાન કે અસ્મિતાએ લશ્કરી સરમુખત્યારશાહીને પડકાર આપ્યો છે.

૪. ચીનમાં ચૅરમાન માઓ સહિતના વર્તમાન નેતાઓના કુમિંગટાન્ગ સામેના દીર્ઘકાલીન સંઘર્ષ

દરમિયાન ઘડાયેલ લશ્કરી ભૂમિકાને કારણે લશ્કર અને રાજકીય તંત્ર વચ્ચેનો સમાગમ અને સહકાર સહજ બન્યો છે. આવા વિશાળ સમાજ અને તળભૂમિના વૈવિધ્ય સામે રાષ્ટ્રીય એકતા લાવવામાં તે ઉપકારક રહ્યો છે. સાંસ્કૃતિક ક્રાન્તિ દરમિયાન રાજ્યપ્રથામાં શક્તિશાળી વિરોધી તત્ત્વોના પરાભવ માટે લીન પિયાઓ જેવા લશ્કરી સેનાપતિનું પીઠબળ નિર્ણાયક પણ રહ્યું. આ બધાને કારણે તથા ત્યાંની રાજ્ય-પ્રથામાં વૈધિક રીતે પણ સર્વોચ્ચ સંરક્ષણ સમિતિનું સ્થાન ચાવીરૂપ હોઈ ત્યાં સામાજિક તરલીકરણનાં ઘણાં પાસાંઓમાં લશ્કરની છાયા વર્તાઈ આવે છે. તો બીજી બાજુ ત્યાંના સામ્યવાદી પક્ષ દ્વારા વિશ્વ-રાજકારણમાં સક્રિય અભિગમને પરિણામગામી બનાવવામાં, ને "પિંગપોંગ ડિપ્લોમસી" વિકસાવવામાં લશ્કરી અધિનાયકોનો ફાળો મહત્ત્વનો છે, એવી પણ એક માન્યતા છે.

૫. આરબ દેશોમાં તો લશ્કરોએ મુખ્યત્વે રાજકીય સ્થિરતા કરતાં અસ્થિરતા લાવવાનું જ કાર્ય કર્યું છે. આ દેશોમાં લશ્કરે નાગરિક શાસન અને તેની સાથે સંકળાયેલ આર્થિક નીતિ વગેરે કાર્યો પોતાના હાથમાં લઈ પોતાની ભૂમિકાને વિસ્તૃત કરી છે. આવા ભૂમિકા વિસ્તરણ (Role-expansion)ને પરિણામે સ્વાયત્ત અને સ્થાયી સંસ્થાઓની પ્રવૃત્તિ ત્યાં રૂંધાઈ ગઈ છે. પશ્ચિમ એશિયા, યુ. એ. આર., સહેરાની દક્ષિણની કેટલીક આફ્રિકન રાજ્યપ્રથાઓ વગેરેમાં આવાં દૃષ્ટાંતો છે. વળી જ્યાં જ્યાં પ્રતિસ્પર્ધી રાજકીય બળો કે માળખાંઓ સુશ્લિષ્ટ ને અસરકારક રહ્યાં નથી, કે લોકોને ઉદ્યુક્ત કરવામાં નિષ્ફળ રહ્યાં છે ત્યાં (પાકિસ્તાન, બર્મા, ઇન્ડોનેશિયા) અને લશ્કરી તંત્રે જાતે જે તે સમાજના ઉદ્દેશો અને રાષ્ટ્રીય વિચારસરણીને ઘડવાનો પ્રયત્ન કર્યો છે. આમ, લોકશાહીનાં સ્વાયત્ત માળખાંઓ જ્યાં પોતાની ભૂમિકા બજાવવામાં નિષ્ફળ રહ્યાં છે ત્યાં શૂન્યાવકાશ પૂરનાર, સાહજિક બળનું કાર્ય કરવાનો પ્રયાસ લશ્કરે કર્યો છે. આ જ પ્રમાણે જ્યારે સમાજના અગ્રવર્ગ કે અવરો અને લોકસમાજ વચ્ચેનું અંતર વિશેષ રહ્યું હોય કે લશ્કરી અગ્રવર્ગો કે જૂથો વચ્ચે પણ મોટું અંતર રહેતું હોય ત્યાં પણ લશ્કરી ઊથલપાથલો વધુ પ્રમાણમાં રહી છે. ઇરાક, સીરિયા બીજી ઘટનાનાં જાણીતાં દૃષ્ટાંતો છે. (જોકે સીરિયામાં ૧૯૬૬થી વિશાળ આલાવી સમાજનું પ્રતિનિધિત્વ કરતી લશ્કરી નેતાગીરીના હાથમાં શાસન આવતાં, ત્યાં છેલ્લાં પાંચ વર્ષથી સ્થિરતા રહી છે.) આવી પરિસ્થિતિમાં લશ્કરી તંત્રો પણ સામાન્યતઃ રાજકીય સ્થિરતા આપવામાં કે આર્થિક વિકાસ સાધવામાં એકંદરે સફળ પુરવાર થઈ શક્યા નથી.

૨

૬. આ બધામાં જુદું પડે તેવું હોય તો તે ઇઝરાયલ. ઇઝરાયલ એ રાષ્ટ્રનિર્માણમાં લશ્કર કેવો વિધાયક ભાગ ભજવી શકે છે, તેનું ઉત્કૃષ્ટ દૃષ્ટાંત પૂરું પાડે છે. લોકશાહી નેતાગીરી, સમાનતાવાદ, રાષ્ટ્રવિકાસનું દર્શન અને સંરક્ષણ ઇઝરાયલની આ ચારે લાક્ષણિકતાઓનું પ્રતિબિંબ ઇઝરાયલી લશ્કરમાં પણ દેખાય છે. ઇઝરાયલના જન્મ પહેલાં, લડાયક 'ઝહાલ' સંસ્થાએ યહૂદી વસાહતીઓને સલામતી આપવામાં તથા આરબ આતંકવાદીઓ સામે લડવામાં સારો એવો ફાળો આપ્યો હતો. એકતા અને રાષ્ટ્રીય સમાનતા બાબત તેણે નામના મેળવી હતી. પછી ૧૯૪૮ માં સ્વતંત્ર્યસંગ્રામ પૂરો થતાં જ ઇઝરાયલી સેનાનું વિ-રાજકીયકરણ કરી નાખવામાં આવ્યું. ઇઝરાયલના વડા પ્રધાન બેન ગુરિયોને સેનાને સ્વતંત્ર કે સ્વાયત્ત રાજકીય વર્ગ રૂપે રહેવા દીધી નહિ. જે એક ઘેરાયેલ સમાજ જેવું છે, સતત નાની મોટી અથડામણો અને સમયાન્તરી વિગ્રહો સહેતું રહ્યું છે તથા જેને વિજય અને ગૌરવ અપાવવામાં સેનાએ અતિ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તે ઇઝરાયલમાં આમ કરી શકાયું છે, એ ખરેખર આશ્ચર્યકારક છે. પણ આમાં કેટલાંક કારણોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

એક તો, આપણા કૃષ્ણ મેનનની યાદ અપાવે

તેવા લેવોનને બાદ કરતાં ઇઝરાયલના નેતાઓ ગુરિયેન, ધ્યાન કે રેબીને પોતાની તેજસ્વી લશ્કરી ભૂમિકા છતાં નાગરિક-રાજકીય તંત્રને સૌથી વિશેષ મહત્ત્વનું ગણ્યું છે ને બનાવ્યું છે. વિશાળ આરબ શત્રુજગત સામેના ભવ્ય લશ્કરી વિજયોનો પક્ષીય કે વ્યક્તિગત રાજકીય હિત માટે તેમણે ઉપયોગ કર્યો નથી.

બીજું, ઇઝરાયલ યુદ્ધસાતત્યની માનસિક અવસ્થામાં હોવાથી સારો સમગ્ર સમાજ જરૂર પડ્યે સેનામાં ફેરવાઈ જાય છે અને યુદ્ધકીય જરૂરિયાતો હળવી થતાં તરત તેમનો કેટલોક ભાગ નાગરિક ભૂમિકામાં પાછો ફરીને ખેતી કરવા માંડે છે, ઔદ્યોગિક ઉત્પાદનમાં લાગી જાય છે કે શિક્ષણકાર્ય આદિમાં પરોવાય છે. આથી ત્યાં અક્કડ ને રૂઢિગ્રસ્ત એવો વ્યવસાયી સૈનિકવર્ગ ઊભો થયો નથી.

સૌથી વિશેષ તો, ઇઝરાયલમાં સામાજિક મૂલ્યો સમાજમાંથી પ્રગટે છે.—પડોશના આરબ સમાજ (સમાજો ?)ની જેમ સેનામાંથી નહિ, એટલું જ નહિ પણ સેનાનાં મૂલ્યો અને સમાજનાં મૂલ્યો એકબીજામાં ભળી જાય છે. બંને રાષ્ટ્રને કેન્દ્રમાં રાખીને અભિસરે છે. ત્યાં 'ઝહાલ'ના દિવસોથી સેના અને સમાજ બંને વ્યક્તિગત, વૈચારિક અને સંસ્થાકીય કક્ષાઓએ એકમેકમાં ભળી જાય છે. આથી ઇઝરાયલ સમાજની એની સેના વિશેની 'ઇમેજ' "तद् दूरे, तद् अन्तिके" જેવી રહી છે. સમાજ અને સેના વચ્ચે કે સેનાની પોતાની અંદર વિશાળ જૂથકીય અંતરો દેખાતાં નથી. સૈનિકમાંથી નાગરિકની ભૂમિકામાંનું સંક્રમણ ત્યાં સરળ-સહજ બની શકે છે. તેથી જ ત્યાં સૈનિકગણ પોતે દેશના આર્થિક વિકાસ અને આધુનીકરણમાં વિધાયક ફાળો આપી રહ્યો છે. આમ ત્યાં નાગરિક—લોકશાહી તંત્ર અને સેનાતંત્ર વચ્ચે સંપર્ક છતાં સંઘર્ષ નથી; અને સેનાતંત્ર નાગરિક તંત્રથી ગૌણ રહે છે. [ભારતમાં ઇઝરાયલથી જુદા જ કારણસર લશ્કર આપણા નાગરિક તંત્રમાં દરમિયાનગીરી કરવાથી અલગ રહ્યું છે અને તેનાથી ગૌણ રહીને લોકશાહી ઔચિત્યને સન્માને છે. સ્વરાજપ્રાપ્તિના આંદોલનમાં લશ્કરના સીધા સહયોગના અભાવને કારણે, સેનાની પ્રાદેશિક તેમ જ વિભાગીય વિભિન્નતા અને રચનાક્ષાતને પરિણામે તથા સેનાપતિઓના પોતાના ભૂમિકા-દર્શનને લીધે અહીં આમ બન્યું છે.]

૭. ભારતમાં લોકશાહીના સાતત્યને લશ્કરે સ્વીકાર્યું પણ આધુનીકરણમાં કે આર્થિક વિકાસની નીતિ કે પ્રક્રિયામાં તેણે પોતાનો સક્રિય ભાગ સ્વીકાર્યો નથી. તુર્કી, ઇન્ડોનેશિયા, ચીન વગેરેમાં પોતાની મૂળ ભૂમિકાનું વિસ્તરણ કરીને આર્થિક વિકાસઆંદોલનમાં લશ્કર પરોવાયું છે, પણ લોકશાહી પ્રક્રિયા વિકસાવવામાં પોતાની ભૂમિકાને તેણે પ્રાધાન્ય આપ્યું નથી. ઇઝરાયલી લશ્કરે પોતાના ભૂમિકા-વિસ્તરણમાં લોકશાહી, રાષ્ટ્રનિર્માણ અને આર્થિક વિકાસ એમ બધાં પાસાં સાચવ્યાં છે, પણ ઇઝરાયલી સેનાની ભૂમિકા બીજાં ઘણાં રાષ્ટ્રો માટે આદર્શ હોવા છતાં તે નમૂનો (મૉડેલ) બની શકે તેવો સંદર્ભ બીજે પ્રાપ્ત થતો નથી.

આમ, સરકાર રાહે માનવપ્રવૃત્તિઓના આયોજનની પદ્ધતિ સ્વીકારાતા, અથવા તો કોઈ કટોકટીના નિરસન માટે લશ્કરનું મહત્ત્વ વધતું ગયું છે. વળી વિકસતા સમાજના આયોજનિક વહીવટમાં એટલાં બધાં તાલીમબદ્ધ, નિષ્ઠાવાન કે દક્ષ માણસોની જરૂર વર્તાય છે કે સમાજનો દરેક વિભાગ સમાજના વિકાસ-વહીવટમાં યોજાય તે જરૂરી બન્યું છે. આવા સંજોગોમાં ઘણા દેશોમાં લશ્કરે પોતાના મૂળ અને પ્રધાન કાર્ય (સંરક્ષણ)ની ભૂમિકા વિશેની સમજ બદલી છે અને આ ભૂમિકાને વિસ્તારી છે, પણ લશ્કરની આ ભૂમિકાનું આ વિસ્તરણ કેટલાક પડકારો ઊભા કરે છે.

૧૮-૭-૭૨ પ્રવીણ ન. શેઠ

# સમાજવાદી એકતા

સમાજવાદી સંગઠનના પુરસ્કર્તા ફ્રાન્કોઈઝ મિત-રેન્ડ ફ્રેન્ચ સોશલિસ્ટ પાર્ટીના મંત્રીપદે નિમાયાના સમાચાર જૂના થાય તે પહેલા જ આપણા સમાજ-વાદીઓએ ભારતીય સમાજવાદી પક્ષ નામના નવા રાજકીય પક્ષની સ્થાપનાનો નિર્ણય કર્યાના સમાચાર આવ્યા.

પૂર્વ સ્વાતંત્ર્ય કાળમાં સમાજવાદીઓએ રાષ્ટ્રીય કોંગ્રેસમાં જ અલગ જૂથ રચીને પોતીકાં વ્યક્તિત્વની સભાનતાના અણસાર આપી દીધેલા અને તે સમયે તેમણે સામ્યવાદી અને તેથી સામ્યવાદીઓ પરત્વે દર્શાવેલ કૂણી લાગણી માત્ર રાષ્ટ્રીય કોંગ્રેસમાંના જમણેરીઓ અંગેની તેમની નિર્ભ્રાન્તિમાંથી જ નહોતી ઉદ્‌ભવી પણ સામાજિક ન્યાયના સિદ્ધાંતોમાંની તેમની નિર્ભેળ-શ્રદ્ધામાંથી જાગી હતી. પણ સ્વાતંત્ર્યની પૂર્વ-સંધ્યાએ અને સત્તાપ્રાપ્તિની પળોમાં કહેવાતા સત્તામુગ્ધ નેહરુ પાછળ મુગ્ધ બનેલ અગણિત "સમાજવાદીઓ કારણે ભારતીય સમાજવાદી પક્ષ સમયસર જન્મી ન શક્યો. આચાર્ય નરેન્દ્રદેવનાં આશીર્વાદ છતાં જન્મ માટે આ પક્ષે આચાર્ય કૃપાલાની અને બીજાઓની નિર્ભ્રાન્તિ લગી રાહ જોવી પડી. રાજકીય પક્ષની પૂર્વશરત સમા અદ્દના કાર્યકરોને પક્ષના સિદ્ધાંતો પરત્વે અભિમુખ કરવા જયપ્રકાશનું વ્યક્તિત્વ નેહરુના આકર્ષણ અને ગાંધીજીની છાયાને કારણે ઊણું જ ઊતર્યું. આમ રાષ્ટ્રીય કોંગ્રેસના એથાર સામે સમાજ-વાદીઓનો પિંડ બંધાયો નહિ.

પટ્ટમથાણુ પિલ્લઈની પહેલી સમાજવાદી સરકાર કેરળમાં સત્તા ઉપર આવી ત્યારે ભારતભરમાં સમાજવાદીઓ સત્તાની પૃષ્ઠભૂમિમાં પક્ષને મળેલ સંધિયારાં તરફ આશાની મીટ માંડીને બેઠા. પણ સમાજવાદીઓ માટે સત્તા જાણે કે apple of discord બની બેઠી. મજૂરો ઉપરના ગોળીબારમાં સત્તાભૂખ જોઈ સમાજવાદી પક્ષ છોડી દેતા લોહિ અને તેમના સાથીઓ ઘણા સમાજવાદીઓને યોગ્ય લિયા લાગ્યા. (જોકે ત્યાર બાદ વિવિધ રાજ્યોમાં થતાં રહેલ ગોળીબારના વિરોધમાં આ જ સમાજવાદી-ઓએ મોરચા કાઢવે રાખ્યા છે. આ રીતના વર્તન પાછળ સમાજવાદીઓની અવસરવાદી દીર્ઘદૃષ્ટિ જોવામાં કોઈને વાંકદેખાપણું લાગવાનો સંભવ છે. પણ સમાજવાદી આંદોલનનો વદતોવ્યાઘાત સ્પષ્ટ છે જ.) અને આ પહેલાં જયપ્રકાશ તો ક્ષેત્રસંન્યાસ લઈ ચૂક્યા હતા. પછીની સામાન્ય ચૂંટણીએ ઝૂંપડી અને ઝાડની સાઠમારી જોઈ. રાજકીય મૂડીની અછતની પળોમાં પણ આવી અમીરી ઉડાઉગીરી સમાજવાદીઓ કરતા રહ્યા તે માત્ર વિધિની વક્રતા નહોતી, એમાં સામ્યવાદને ખાળવા સત્તાધારી પક્ષને ટેકો આપી પ્રગતિને અનુકૂળ રાજકીય વાતાવરણ સર્જવાના સિદ્ધાંત અંગે બંને જૂથોની પરસ્પર અસંમતિ પણ કામ કરી ગઈ હતી. [વક્તા તો એને કહેવી જોઈએ કે કેઈક આવા જ કારણસર સામ્ય-વાદીઓની એકતા તૂટી અને ભારતને સામ્યવાદીઓ ઉપરાંત માર્ક્સવાદીઓ મળ્યા.] બાસઠમાં ચીને મદદ કરી નહિ ત્યાં સુધી નેહરુની મોહિનીમાંથી ભારતનો મતદાર બહાર નીકળી ન શક્યો. અને તેથી બીજા કોઈ રાજકીય પક્ષને તક મળી નહોતી. ત્યાં સુધી લોહિયા સાત વર્ષમાં સત્તાના સિદ્ધાંતથી શરૂ કરીને સર્વપક્ષ-સમભાવના સિદ્ધાંતનું ઉચ્ચારણ કરવા લગી પહોંચી ગયા હતા. સઘળા સમાજવાદીઓએ મે ૧૯૬૪માં સંયુક્ત સમાજવાદી બનવા મરણિયો પ્રયત્ન કર્યો પણ વારાણસીની પવિત્ર ભૂમિમાં આ પ્રયત્નનો વિલય થયો. એ વખતે પક્ષની એકતામાં સિદ્ધાંતો કરતાં વ્યક્તિઓ વધારે નડી. પછી તો નેહરુની જીવનસંધ્યાએ ગેરકોંગ્રેસવાદ ઉગ્ર અને શક્તિમાન બન્યો. રાજકીય ક્ષિતિજ પર લોહિયાના વૈકલ્પિક નેતૃત્વનો ઉદય થતો હોય એમ લાગ્યું. અને ભરોસા-પાત્ર સમાજવાદી વિકલ્પ ઊભો થઈ રહ્યો છે

તેવી હવા બંધાવા માંડી. એવામાં લોહિયા ગયા ને કોંગ્રેસ પણ ભાંગી.

આ જ અરસામાં વિવિધ રાજ્યોમાં સંયુક્ત સરકારો રચવા ને તોડવાનું વલણ રોજિંદું બની ગયું. આમ, સત્તાકાંક્ષી સમાજવાદી અને સિદ્ધાંતકાંક્ષી સમાજવાદી વચ્ચેની ભેદરેખા શોધવી દુષ્કર થઈ પડી અને સંયુક્ત સમાજવાદી પક્ષ તૂટવાની અણી ઉપર આવીને ઊભો. આ પરિસ્થિતિએ જ કદાચ સમાજવાદી એકતા તરફ સંયુક્ત સમાજવાદીઓને પુનઃ અભિમુખ કર્યા. દરમિયાન, નેહરુભક્તિમાંથી ઇન્દિરાભક્તિમાં જેમની પરિણતિ થઈ હતી તેવા પ્રજાસમાજવાદીઓ અતિપરિચય પછી નિર્ભ્રાન્ત થતા જણાયા અને તેના પરિણામસ્વરૂપે સમાજવાદી એકતાનો નિર્ણય આપણને મળ્યો.

એકતાના આ જાહેરનામામાં "કેન્દ્રમાંથી શાસક કોંગ્રેસને અને રાજ્યોમાંથી બિનસમાજવાદી સરકારોને દૂર કરવાના નિર્ણય" રૂપે લોહિયા દેખા દે છે. પ્રજા સમાજવાદીઓએ આને આપેલ અનુમોદન તેમની પ્રૌઢિ સૂચવે છે કે નિર્ભ્રાન્તિ તે અસંદિગ્ધ નથી. આ જાહેરનામું કોંગ્રેસને યથાસ્થિતિવાદી, જનસંઘને સંકીર્ણતાવાદી, ઢોંગી તથા ઇન્ડિકેટ, સ્વતંત્ર પક્ષને પ્રત્યાઘાતી, માર્ક્સવાદીઓને લોકશાહીવિઘાતક અને સામ્યવાદીઓને રશિયાના હિતમાં કામ કરનાર પક્ષો તરીકે ઓળખાવે છે. તેમાં સ્પષ્ટ રીતે જણાય છે કે ઉત્તર લોહિયાની અતિભક્તિમાંથી સંયુક્ત સમાજવાદીઓ અને કોંગ્રેસ દ્વારા સામ્યવાદીઓની તરફદારીના આગ્રહમાંથી પ્રજાસમાજવાદીઓ ઊગરી શક્યા છે. અને આના સમર્થનમાં બન્ને પક્ષે બિહાર, કેરળ અને પ. બંગાળ હવે રાષ્ટ્રપતિ શાસન નીચેની સરકારોમાંથી છૂટા થવાનો ઇરાદો જાહેર કર્યો છે એ બંને પક્ષોની નિષ્ઠાનું પ્રમાણ છે. પ્રજાસમાજવાદી પક્ષના રાષ્ટ્રીય નેતાઓના જે તે સંયુક્ત સરકારો છોડવાના જોશભેરના પુનરુચ્ચારણો તેને સમર્થન આપે છે.

આની સાથે સાથે જ સમાજવાદીઓને વળી વળીને પુછાતો મૂંઝવણભર્યો સવાલ છે:

"જાન્યુ- ૧૯૬૫માં વારાણસીમાં કર્યું" હતું એવું ફરીથી નહિ કરો!" અત્યાર સુધી તો બેધડક જવાબ મળે છે કે 'વારાણસીની ભૂલ' અમે દોહરાવીશું નહિ.

ઐક્યના જાહેરનામામાં ઉદ્દામ સિદ્ધાંતો અને વહેવારુ ડહાપણનું સંમિશ્રણ ઊડીને આંખે વળગે એવું છે. જાહેરનામામાં આર્થિક સમાનતા, સામાજિક બરાબરી અને સમાજવાદી વ્યવસ્થાની વાત છે, પણ સાથે જ શાંતિપૂર્ણ માર્ગે સત્તા હાંસલ કરવાની હિમાયત પણ છે. વળી આવક અંગે ટોચમર્યાદાનો કોઈ ઉલ્લેખ નથી.

સ્ત્રીઓ, હરિજનો, દલિતો અને કચડાયેલા વર્ગના ઉદ્ધાર માટેની મથામણનું પુનરુચ્ચારણ છે, પણ સંયુક્ત સમાજવાદીઓ સરકારી નોકરીમાં પછાત વર્ગોને જે ઊંચી ટકાવારી આપવાની જાહેરાત કરતા હતા તે અહીંયાં ગેરહાજર છે. હિંદી લોપાની વાત છે, તો બિનહિંદી પ્રદેશોમાં અંગ્રેજીના ઉપયોગની છૂટ પણ છે અને આ સવલત માટે કોઈ સમયમર્યાદા પણ જાહેર નથી. ફરી, સંયુક્ત મોરચાની નીતિનો ત્યાગ કર્યો છે, પણ જરૂર જણાય ત્યાં વિવિધકોણી સ્પર્ધા ટાળવા ચૂંટણી ગોઠવણો કરવાની તત્પરતા દર્શાવી છે.

અહીંયાં સઘળા ઉદ્દામવાદી સિદ્ધાંતો ડહાપણના રસે રસાયેલા જોઈને થાય છે: ભારતમાં છેવટે સમાજવાદી વિચારધારાએ પ્રૌઢિ પ્રાપ્ત કરી કે શું? પણ આવું આશ્વાસન સહેજ વહેલું કહેવાય. જાહેરાતોને અમલ વગર સ્વીકારી ન લેવી જોઈએ. અને કેરળની સંયુક્ત સરકારોના સત્તાવાંછુ સમાજવાદી સભ્યો તરફ પક્ષ કેવું વલણ લે છે તે ઉપરથી ચિત્ર સ્પષ્ટ થશે.

છેલ્લાં ત્રીસ વરસથી સમાજવાદીઓની ભારતમાંની કારકિર્દીથી પ્રશ્ન થાય છે કે લોકકલ્યાણના નિર્ભેળ સિદ્ધાંતોને વરેલ આ બુદ્ધિજીવીઓ એક સૂત્ર સાથે, એક મંચ પર અને એક આંદોલન રૂપે સાથે કેમ નથી રહી શકતા? યુરોપના અને બીજા દેશો તરફ નજર ફેરવતા સમાજવાદીઓમાં ભૂતકાળમાં અને હાલ વિસંવાદ જ નજરે પડે છે. અને ત્યારે

સમાજવાદી સંગઠનના પુરસ્કર્તા ફ્રાન્કોઈઝ મિત-રેન્ડ ફ્રેન્ચ સોશલિસ્ટ પાર્ટીના મંત્રીપદે નિમાયાના સમાચાર જૂના થાય તે પહેલાં જ આપણા સમાજ-વાદીઓએ ભારતીય સમાજવાદી પક્ષ નામના નવા રાજકીય પક્ષની સ્થાપનાનો નિર્ણય કર્યાના સમાચાર આવ્યા.

પૂર્વ સ્વાતંત્ર્ય કાળમાં સમાજવાદીઓએ રાષ્ટ્રીય કોંગ્રેસમાં જ અલગ જૂથ સ્થાપી પોતીકો વ્યક્તિત્વની સભાનતાના અણસાર આપી દીધેલા અને તે સમયે તેમણે સામ્યવાદી અને તેથી સામ્યવાદીઓ પરત્વે દર્શાવેલ કૂણી લાગણી માત્ર રાષ્ટ્રીય કોંગ્રેસમાંના જમણેરીઓ અંગેની તેમની નિર્ભ્રાન્તિમાંથી જ નહોતી ઉદ્ભવી પણ સામાજિક સ્થાપના સિદ્ધાંતોમાંની તેમની નિર્ભેળ શ્રદ્ધામાંથી ઊગી હતી. પણ સ્વાતંત્ર્યની પૂર્વ-સંધ્યાએ અને સત્તાપ્રાપ્તિની પળોમાં કહેવાતા સત્તાભુખ્ય નેહરુ પાછળ મુગ્ધ બનેલ અગણિત સમાજવાદીઓ કારણે ભારતીય સમાજવાદી પક્ષ સમયસર જન્મી ન શક્યો. આચાર્ય નરેન્દ્રદેવનો આશીર્વાદ છતાં જન્મ માટે આ પક્ષે આચાર્ય કૃપાલાની અને બીજાઓની નિર્ભ્રાન્તિ લગી રાહ જોવી પડી. રાજકીય પક્ષની પૂર્વશરત સમા અદના કાર્યકરોને, પક્ષના સિદ્ધાંતો પરત્વે અભિમુખ કરવા જયપ્રકાશનું વ્યક્તિત્વ નેહરુના આકર્ષણ અને ગાંધીજીની છાયાને કારણે ઊણું જ ઊતર્યું. આમ રાષ્ટ્રીય કોંગ્રેસના એથાર સામે સમાજ-વાદીઓનો પિંડ બંધાયો નહિ.

પટ્ટમથાણુ પિલ્લાઈની પહેલી સમાજવાદી સરકાર કેરળમાં સત્તા ઉપર આવી ત્યારે ભારતભરમાં સમાજવાદીઓએ સત્તાની પૃષ્ઠભૂમિમાં પક્ષને મળેલ સંધિકાળ તરફ આશાની મીટ માંડીને બેઠા. પણ સમાજવાદીઓ માટે સત્તા જાણે કે apple of discord બની બેઠી. મજૂરો ઉપરના ગોળીબારમાં સત્તાભૂખ જોઈ સમાજવાદી પક્ષ છોડી દેતા લોહિ અને તેમના સાથીઓ ઘણા સમાજવાદીઓને ચોખ-લિયા લાગ્યા. (જોકે ત્યાર બાદ વિવિધ રાજ્યોમાં થતા રહેલ ગોળીબારના વિરોધમાં આ જ સમાજવાદી-ઓએ મોરચા કાઢયે રાખ્યા છે. આ રીતના વર્તન પાછળ સમાજવાદીઓની અવસરવાદી હ્રસ્વદૃષ્ટિ જોવામાં કોઈને વાંકદેખાપણું લાગવાનો સંભવ છે. પણ સમાજવાદી આંદોલનનો વદતોવ્યાઘાત સ્પષ્ટ છે જ.) અને આ પહેલાં જયપ્રકાશ તો ક્ષેત્રસંન્યાસ લઈ ચૂક્યા હતા. પછીની સામાન્ય ચૂંટણીએ ઝૂંપડી અને ઝાડની સાઠમારી જોઈ. રાજકીય ગાદીની અછતની પળોમાં પણ આવી અમીરી ઉડાઉગીરી સમાજવાદીઓ કરતા રહ્યા તે માત્ર વિધિની વક્રતા નહોતી, એમાં સામ્યવાદને ખાળવા સત્તાધારી પક્ષને ટેકો આપી પ્રગતિને અનુકૂળ રાજકીય વાતાવરણ સરજવાના સિદ્ધાંત અંગે બંને જૂથોની પરસ્પર અસંમતિ પણ કામ કરી ગઈ હતી. [વિક્રતા તો એને કહેવી જોઈએ કે કંઈક આવા જ કારણસર સામ્ય-વાદીઓની એકતા તૂટી અને ભારતને સામ્યવાદીઓ ઉપરાંત માર્ક્સવાદીઓ મળ્યા.] બાસઠમાં ચીને મદદ કરી નહિ ત્યાં સુધી નેહરુની મોહિનીમાંથી ભારતનો મતદાર બહાર નીકળી ન શક્યો. અને તેથી બીજા કોઈ રાજકીય પક્ષને તક મળી નહોતી. ત્યાં સુધી લોહિયા સાત વર્ષમાં સત્તાના સિદ્ધાંતથી શરૂ કરીને સર્વપક્ષ-સમભાવના સિદ્ધાંતનું ઉચ્ચારણ કરવા લગી પહોંચી ગયા હતા. સઘળા સમાજવાદીઓએ મે ૧૯૬૪માં સંયુક્ત સમાજવાદી બનવા મરણિયો યત્ન કર્યો પણ વારાણસીની પવિત્ર ભૂમિમાં આ પ્રયત્નનો વિલય થયો. એ વખતે પક્ષની એકતામાં સિદ્ધાંતો કરતાં વ્યક્તિઓ વધારે નડી. પછી તો નેહરુની જીવનસંધ્યાએ ગેરકોંગ્રેસવાદ ઉગ્ર અને શક્તિમાન બન્યો. રાજકીય ક્ષિતિજ પર લોહિયાના વૈકલ્પિક નેતૃત્વનો ઉદય થતો હોય એમ લાગ્યું. અને ભરોસા-પાત્ર સમાજવાદી વિકલ્પ ઊભો થઈ રહ્યો છે

તેની હવા બંધાવા માંડી. એવામાં લોહિયા ગયા ને કોંગ્રેસ પણ ભાંગી.

આ જ અરસામાં વિવિધ રાજ્યોમાં સંયુક્ત સરકારો રચવા ને તોડવાનું વલણ રોજિંદું બની ગયું. આમ, સત્તાકાંક્ષી સમાજવાદી અને સિદ્ધાંતકાંક્ષી સમાજવાદી વચ્ચેની ભેદરેખા શોધવી દુષ્કર થઈ પડી અને સંયુક્ત સમાજવાદી પક્ષ તૂટવાની અણી ઉપર આવીને ઊભો. આ પરિસ્થિતિએ જ કદાચ સમાજવાદી એકતા તરફ સંયુક્ત સમાજવાદીઓને પુનઃ અભિમુખ કર્યા. દરમિયાન, નેહરુભક્તિમાંથી ઇન્દિરાભક્તિમાં જેમની પરિણતિ થઈ હતી તેવા પ્રજાસમાજવાદીઓ અતિપરિચય પછી નિર્ભ્રાન્ત થતા જણાયા અને તેના પરિણામસ્વરૂપે સમાજવાદી એકતાનો નિર્ણય આપણને મળ્યો.

એકતાના આ જાહેરનામામાં "કેન્દ્રમાંથી શાસક કોંગ્રેસને અને રાજ્યોમાંથી બિનસમાજવાદી સરકારોને દૂર કરવાના નિર્ણય" રૂપે લોહિયા દેખા દે છે. પ્રજા સમાજવાદીઓએ આને આપેલ અનુમોદન તેમની પ્રૌઢિ સૂચવે છે કે નિર્ભ્રાન્તિ તે અસંદિગ્ધ નથી. આ જાહેરનામું કોંગ્રેસને યથાસ્થિતિવાદી, જનસંઘને સંકીર્ણતાવાદી, કોમી તથા રૂઢિચુસ્ત, સ્વતંત્ર પક્ષને પ્રત્યાઘાતી, માર્ક્સવાદીઓને લોકશાહીવિઘાતક અને સામ્યવાદીઓને રશિયાના હિતમાં કામ કરનાર પક્ષો તરીકે ઓળખાવે છે. તેમાં સ્પષ્ટ રીતે જણાય છે કે ઉત્તર લોહિયાની અતિભક્તિમાંથી સંયુક્ત સમાજવાદીઓ અને કોંગ્રેસ દ્વારા સામ્યવાદીઓની તરફદારીના આગ્રહમાંથી પ્રજાસમાજવાદીઓ ઊગરી શક્યા છે. અને આના સમર્થનમાં બન્ને પક્ષે બિહાર, કેરળ અને પ. બંગાળ [હવે રાષ્ટ્રપતિ શાસન નીચેની] સરકારોમાંથી છૂટા થવાનો ઇરાદો જાહેર કર્યો છે એ બંને પક્ષોની નિષ્ઠાનું પ્રમાણ છે. પ્રજાસમાજવાદી પક્ષના રાષ્ટ્રીય નેતાઓનાં જે તે સંયુક્ત સરકારો છોડવાના જોશભેરના પુનરુચ્ચારણો તેને સમર્થન આપે છે.

આની સાથે સાથે જ સમાજવાદીઓને વળી વળીને પુછાતો મૂંઝવણભર્યો સવાલ છે:

"જાન્યુ. ૧૯૬૫માં વારાણસીમાં કર્યું હતું એવું ફરીથી નહિ કરો!" અત્યાર સુધી તો એકએક જવાબ મળે છે કે 'વારાણસીની ભૂલ' અમે દોહરાવીશું નહિ.

એકંદરે, જાહેરનામામાં ઉદ્દામ, સિદ્ધાંત અને વહેવારુ ડહાપણનું સંમિશ્રણ ઊડીને આંખે વળગે એવું છે. જાહેરનામામાં આર્થિક સમાનતા, સામાજિક બરાબરી અને સમાજવાદી વ્યવસ્થાની વાત છે, પણ સાથે જ શાંતિપૂર્ણ માર્ગે સત્તા હાંસલ કરવાની હિમાયત પણ છે. વળી આ અંગે ટાઇમમર્યાદાનો કોઈ ઉલ્લેખ નથી.

સ્ત્રીઓ, હરિજનો, દલિતો અને કચડાયેલા વર્ગના ઉદ્ધાર માટેની ગયામણનું પુનરુચ્ચારણ છે, પણ સંયુક્ત સમાજવાદીઓ સરકારી નોકરીમાં પછાત વર્ગોને જે ઊંચી ટકાવારી આપવાની જાહેરાત કરતા હતાં તે અહીંયાં ગેરહાજર છે. હિંદી ભાષાની વાત છે, તો બિનહિંદી પ્રદેશોમાં અંગ્રેજીના ઉપયોગની છૂટ પણ છે અને આ સવલત માટે કોઈ સમયમર્યાદા પણ જાહેર નથી, ફરી. સંયુક્ત મોરચાની નીતિનો ત્યાગ કર્યો છે, પણ જરૂર જણાય ત્યાં વિવિધકોણી સ્પર્ધા ટાળવા ચૂંટણી ગોઠવણો કરવાની તત્પરતા દર્શાવી છે.

અહીંયાં સઘળા ઉદ્દામવાદી સિદ્ધાંત ડહાપણના રસે રસાયેલા જોઈને થાય છે: ભારતમાં છેવટે સમાજવાદી વિચારધારાએ પ્રૌઢિ પ્રાપ્ત કરી કે શું! પણ આવું આશ્વાસન સહેજ વહેલું કહેવાય. જાહેરાતોને અમલ વગર સ્વીકારી ન લેવી જોઈએ. અને કેરળની સંયુક્ત સરકારોના સત્તાવાંછુ સમાજવાદી સભ્યો તરફ પક્ષ કેવું વલણ લે છે તે ઉપરથી ચિત્ર સ્પષ્ટ થશે.

છેલ્લાં ત્રીસ વરસથી સમાજવાદીઓની ભારતમાંની કારકિર્દીથી પ્રશ્ન થાય છે કે લોકકલ્યાણના નિર્ભેળ સિદ્ધાંતોને વરેલ આ બુદ્ધિજીવીઓ એક સૂત્ર સાથે, એક મંચ પર અને એક આંદોલન રૂપે સાથે કેમ નથી રહી શકતા? યુરોપના અને બીજા દેશો તરફ નજર ફેરવતાં સમાજવાદીઓમાં ભૂતકાળમાં અને હાલ વિસંવાદ જ નજરે પડે છે. અને ત્યારે

લોકશાહી સમાજવાદના આ શ્રદ્ધાવાનોને પ્રશ્ન પૂછવાનું મન થાય છે કે જેઓ લોકશાહીમાં માને છે અને વિવિધ વિચારો પરત્વે સહિષ્ણુતાની જેમની પાસેથી સૌથી વધુ અપેક્ષા છે તેવા તમે સંયુક્ત કેમ રહી શકતા નથી?

—કે પછી, એવું તો નથી ને કે લોકશાહી અને સમાજવાદના સિદ્ધાંતો જ પરસ્પર વિરોધી છે? અને આ બે વચ્ચે સમતુલા જાળવવા, આ બન્ને ધ્રુવો ઉપર જુદો જુદો ભાર મુકાતાં જુદાં જુદાં જૂથો ઊભાં થયાં કરે છે? અને એ સહુ સામ્ય કરતાં વૈદ્દાપર્ણાને અગ્રતા આપવામાં રાચે છે?

જેનો ઇતિહાસ લગભગ શરૂથી વિસંવાદભર્યો છે તે સમાજવાદી આંદોલનના ભવિષ્યનો વિચાર આવે છે ત્યારે આ આંદોલનના સૂત્રધારો તેમના કાર્યક્ષેત્ર તથા શક્તિ અને માર્ગો વિષે કેટલા સ્પષ્ટ છે એવો પ્રશ્ન થાય છે. આજ સુધી સં. સો. પા. અને પ્ર. સો. પા. બન્નેએ યેન કેન પ્રકારેણ સત્તાપ્રાપ્તિના સંદર્ભમાં જ વિચાર્યું છે. અને તેથી સિદ્ધાંતોનાં મુખ્ય ઉચ્ચારણો અને પુનરુચ્ચારણો પછી પણ એ જુદે જુદે સમયે ઉપગ્રહ જેવા જ બની રહ્યા છે. વિવિધ સંમેલનોમાં અન્ય પક્ષો સાથેના જોડાણ અંગેના સંદિગ્ધ ઠરાવો દ્વારા તેમની નરી સત્તાકાંક્ષા છતી થયા કરી છે.

બન્ને પક્ષોમાં આ ઉપરાંત આંતરિક વિસંવાદનું વલણ પણ વારંવાર નજરે પડ્યું છે. રાષ્ટ્રીય ધોરણે મળતી આ પક્ષોની બેઠકમાં મહત્ત્વની બાબતો ઉપર રાષ્ટ્રીય નેતાગીરી અને રાજ્યનેતાગીરી હંમેશા સામસામે ટકરાયા કરી છે અને આ અથડામણ હંમેશ સંદિગ્ધ ઠરાવમાં પરિણમી છે. એટલે રાજ્યકક્ષાએ અને રાષ્ટ્રકક્ષાએ લેવા ઘટતા નિર્ણયોનાં નિરાળાં ક્ષેત્રો પરત્વે સૂચિત નવો પક્ષ યોગ્ય સીમાંકન જેટલે અંશે કરી શકશે એટલે અંશે તે સંદિગ્ધ કાર્યસૂચિની કસરતમાંથી ઊગરી જશે.

એક બાજુ કોંગ્રેસ પક્ષનો આંખ આંજી દે તેવો ઝળકાટ અને બીજી બાજુ સામ્યવાદીઓના બન્ને ચોકાના દઝાડતા કાર્યક્રમો—આ બેની વચમાં સમાજવાદી આંદોલન પોતા પરતું પ્રભાવક્ષેત્ર સિદ્ધ કરવામાં આજ સુધી નિષ્ફળ નીવડ્યું છે. કારણ કદાચ એ હોય કે આ પક્ષો પાસે નથી રાષ્ટ્રીયકક્ષાએ પ્રજાને આકર્ષી શકે તેવા નેતા, કે નથી પક્ષના સિદ્ધાંતો વિષે સમજ સાથેની ધગશ ધરાવતા કાર્યકરો.

સંયુક્ત થવા ઝંખતા આ પક્ષોએ બહાર પાડેલ જાહેરનામા પછી બન્ને પક્ષો આ કસોટીઓમાંથી જેટલા પાર ઊતરશે એટલે અંશે એમનું અને લોકશાહી ભારતનું ભાવિ ઊજળું હશે.

૧૮-૭-'૭૧ **મીનેશ ત્રિવેદી**

## સાર્ત્રનું પત્રકારણ

સાર્ત્ર સામે ખરેખર અદાલતી કારવાઈ થશે? લાગે છે તો એવું જ. હજુ હમણાં લાગી ફ્રાન્સના હાકેમોની રૂખ આવું પગલું ટાળવાની હતી. (દ'ગોલે આબાદ કહેલું: વોલ્ટેરને વળી બંદી બનાવતો હશે!) બાકી, La Cause du Peupleના ને Toutના નામમાત્રના—કહો ને કે નામી-તંત્રી તરીકેનો હોદ્દો સંભાળી લઈને સાર્ત્રે તો સત્તાધીશોને વરસેકથી અવસર બલકે પડકાર આપ્યો જ છે. ચીલા બહારના સામ્યવાદી પત્ર Revolutionનુંય તંત્રીપદું સાર્ત્રે સામે ચાલીને ઓઢી લીધું છેઃ બોલો, હવે મારા પુરોગામી તંત્રીઓની પેઠે મનેયે પકડો છો કે નહિ?

સાર્ત્રને ભાગ્યે જ કોઈ માઓવાદી કે ટ્રોટ્સ્કીવાદી કહે. એમના વિષે ઓછામાં ઓછી બૌદ્ધિક બિનસલામતી સાથે બહુ બહુ તો એટલું જ કહી શકાય કે એ માર્ક્સવાદી છે, ને તે પણ સાર્ત્રશૈલીના. અને છતાંય એ આવાં અવનવાં અખબારો સાથે નામયોગ સાધવાનું વહોરી લે છે. La Cause du Peupleમાં એમણે સ્પષ્ટ નોંધ મૂકી જ હતી કે હું તંત્રી બનું છું તેટલા માત્રથી આ પત્રના કે

મારા રાજકીય વિચારો પલટાતા નથી. તો સાર્ત્ર પોતાના આ પગલાને અતિપ્રાકૃતિક માને છે. અને આજકાલ એ સરકારની, એથીયે આગળ વધીને સામ્યવાદી પક્ષ સમેતના પ્રતિષ્ઠાનમાત્રની સામે મુકાબલાના મિજાજમાં છે.

બને કે સાર્ત્રનું આ વર્તન નાટકી, અતિનાટકી લાગે. અને સાર્ત્રને એવી ફાવટ નથી એવું તો નથી. 'એજ ઑફ રીઝન'નું પેલું પાત્ર (શું નામ એનું? ડેનિયલ ?) 'મેં બધું જ સાંભળ્યું છે !' કહેતુંકને બારણા પાછળથી ફૂટી દેતું પ્રગટ થાય છે. અસ્સલ દેશી નાટકી પ્રવેશ છે એનો. સાર્ત્રની પોતાની કારકિર્દીમાં પણ આવા પ્રવેશો ને પ્રસંગો ઓછા નથી. ના, હું કોર્નેલ યુનિવર્સિટીમાં વ્યાખ્યાનો આપવા નહિ જાઉં ! કેમ? તો કહે, અમેરિકા વિયેટનામ પર સિતમ ગુજારે છે ને!...રોબ્બ ગ્રિયે? ૭૮ મારી કસોટીએ એ ખરો ઊતરે તેમ નથી. ગઈકાલ લગી અમે ફ્રાન્સની અલ્જિરિયા નીતિના વિરોધમાં એક સાથે હતા અને હવે એ એક એવી ફિલ્મ ઉતારવામાં પડ્યો છે જેને અલ્જિરિયા સાથે કશી નિસબત નથી...નોબેલ પારિતોષિક? ના, હું એ નહિ સ્વીકારું !

પણ આજે સાર્ત્ર સામે ચાલીને અદાલતી કારવાઈ વહોરી લેવા ઉત્સુક છે એ ઘટનાને જરા જુદી રીતે જોવી જોઈશે. સરકારના દમનકારી અંતરંગને ખુલ્લું પાડવાની એની કોશિશ છે. ક્રાન્તિકારીઓ સાથે અસામાજિક તત્ત્વોને છાજતો વ્યવહાર કરતી સરકારને લોકો એની અસલિયતમાં પિછાણે એમ સાર્ત્ર ઇચ્છે છે. અને એમની આ અપેક્ષાના પ્રકાશમાં અતિનાટ્યના ઔચિત્યને પ્રમાણવું પણ પડે.

સાર્ત્ર પ્રકરણની ચર્ચા કરતાં ડેનિયલ સિંગરે 'ન્યૂસ્ટેટ્સમેન'માં ટાંકેલાં ભૂમિકા રૂપ ઉદાહરણો આ સંદર્ભમાં ઉલ્લેખપાત્ર છે. ફ્રેન્ચ વેસ્ટ ઇન્ડીઝમાં થતા અત્યાચારો સામે ગયા બે માસમાં નાના પાયા પર દેખાવો યોજાયા હતા. ડાબેરી પત્ર Nouvel Observateurનો કટારચી જોબેર આ દેખાવો દરમ્યાન ઘવાયેલી એક વ્યક્તિને દવાખાને પહોંચાડવામાં સહાય રૂપ થવા ગયો. દેખાવોમાં એણે ભાગ લીધો ન હતો પણ પોલીસે એની એવી તો ખાતર બરદાસ્ત કરી કે દવાખાને પહોંચતાં પહોંચતાંમાં ખુદ જોબેર જ એક 'કેસ' બની ગયો! છતાં સત્તાવાળાઓનું વલણ તો પોલીસને છાવરવાનું જ હતું. કારણ, પોલીસ એટલે શંકાપાર નો નાગરિક; એની જ સાહેદીએ તો નાગરિક માત્રને અપરાધી કે નિરપરાધી ઠરાવી શકાય. એટલે પોલીસ તંત્રને, જોબેરની વાત સાચી હોય તો પણ, લોકનું ટીકા ભાજન તો ન જ થવા દેવાય.

આ બનાવને અઠવાડિયું માંડ વીત્યું હશે એવામાં પોલીસના લેટિન ક્વાર્ટરમાં કેટલાક અજાણ્યા લોકો દુકાનો ને વાહનો પર તૂટી પડ્યા. નજરે નિહાળનારા કહે છે કે એ તોડફોડિયા લોક કંઈ દીર્ઘકેશી યુવજનો ન હતા. એ તો હતા ટૂંકા વાળવાળા મધ્યવયી લોકો. (પોલીસના જ માણસો ?) થાણું ગેરુણ ધાએ જ હતું છતાં પોલીસની કુમક આવી લાગતાં કલાકો વીતી ગયા. સરકારને જાણે કહેવું હતું: જોયું? પોલીસ ન હોય તો શું થાય! નક્કી કરો, તમારે શું જોઈએ છે? એક બાજુએ છે જેવું છે તેવું પોલીસ તંત્ર; ને બીજી બાજુએ છે રમખાણ, અંધાધૂંધી, ભાંગફોડ, બળાત્કાર ને ન જાણે શું નું શું...

સમાચાર સમીક્ષકો ધ્યાન દોરે છે કે પ્રમુખ પોમ્પીદુએ હજુ હમણાં જ એક ભાષણની શરૂઆતમાં 'કાયદો ને વ્યવસ્થા' પર ભાર મૂક્યો હતો અને ફ્રેંચ પોલીસની ભરપટ્ટે પ્રશંસા કરી હતી.

સરકાર, ચૂંટાયેલી સરકાર પોલીસ સાથે સમીકૃત થવું પસંદ કરે; લોકશાસનને દંડશક્તિમાં જ સ્વતર્પણ થવા લાગે ત્યારે બુદ્ધિજીવીનો ધર્મ શો? છેલ્લાં વર્ષોમાં સાર્ત્રે ખેલવા તાકેલું પત્રકારણ બૌદ્ધિકસહજ દાયિત્વ અદા કરવા મથતી ધર્મબુદ્ધિનો આવિષ્કાર તરીકે ન જોઈ શકાય?

પ્રકાશ ન. શાહ

# વિશ્વમાનવ

માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક
૧૯૭૧ ઑગસ્ટ: વાર્ષિક રૂ. ૧૨; છૂટક રૂ. ૧.૫૦
૧૨૮



જયન્તિ દલાલ
પ્રથમ પુણ્યતિથિ: ઑગસ્ટ ૨૪, ૧૯૭૧

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારે જ આપણે ખરેખરા સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# [illegible]

# સસ્નેહ—

મિત્ર,

ચૌદેક વરસ ઉપર ભોગીલાલ ગાંધીએ 'વિશ્વમાનવ' શરૂ કર્યું.

ગુજરાત સમસ્તની બૌદ્ધિક મથામણમાં સહભાગી થવાની 'વિશ્વમાનવ'ની કોશિશથી આપ સુપરિચિત છો જ.

સર્જાતા સાહિત્ય સાથે તેમ સામ્પ્રત સમસ્યાઓ સાથે 'વિશ્વમાનવે' હંમેશ 'કામ' પાડ્યું છે. સર્વસત્તાવાદની જામતી આવતી હવા વચ્ચે લોકશાહી ને માનવીય મૂલ્યોની માવજત એનો આપ-અંગીકૃત સ્વધર્મ સદાયે રહ્યો છે.

૧૯૬૮ની સાલમાં 'વિશ્વમાનવ' વડોદરાથી અમદાવાદ આવ્યું. રેખા સહકારી પ્રકાશનના નેજા હેઠળ એણે પરિસંવાદોની સ્વસ્થ પરંપરા કાયમ કરી. સામાન્ય ચૂંટણીથી માંડીને યુનિવર્સિટીની સ્વાયત્તતા કે 'હેબંટ' રીડથી માંડીને બુદ્ધિજીવીના દાયિત્વને આવરી લેતી એ ચર્ચાઓ આજેય અસંગત નથી બની.

હવે એક સ્વતંત્ર ટ્રસ્ટના ઉપક્રમે 'વિશ્વમાનવ' બરાબર બાર વરસ એટલે કે એક તપ પછી, નવેસરથી આગળ ધપી રહ્યું છે. પૂર્વસૂરિઓ અને પરંપરાઓ પરત્વે આદર સાથે એ અવનવું કરવાને કૃતસંકલ્પ છે.

એક-વ્યક્તિ-મથામણ તરીકે શરૂ થયેલું આ સામયિક, આજે તો, ગુજરાતના બૌદ્ધિક વિકાસનો આલેખ થવા તાકે છે એમ સહેજ ધૃષ્ટ થઈને બેશક કહી શકાય. હવે એનું સંસ્થા રૂપ કોળવામાં છે.

આ તબક્કે 'વિશ્વમાનવ' એક અપેક્ષા નિઃસંકોચ ને સાધિકાર વ્યક્ત કરી શકે એમ અમને લાગે છે.

अपेक्षा छे सहृदयी वाचकगणना सक्रिय आर्थिक सहकारनी.

અનુદાનો ને જાહેર ખબરો પર નભવા કરતાં આપના આ સામયિકને સ્વાભાવિક રીતે જ ગ્રાહકજીવી થવાની હોંશ છે

આશા છે કે વૈયક્તિક ને સંસ્થાકીય ધોરણે આપ સાનુકૂળ પડઘો પાડશો જ.

સંપાદક મંડળ,
'વિશ્વમાનવ'

## પહેલું પાનું

# *સામાજિક ન્યાયની દિશામાં

પ્રવર્તમાન સમાજોમાં એકેય સમાજ એવો નથી કે જેણે મૂડીવાદ, સમાજવાદ કે સામ્યવાદના રાહે પોતાના આદર્શો સિદ્ધ કર્યા હોય, અથવા જ્યાં આદિ મૂડીવાદ, આદિ સમાજવાદ કે આદિ સામ્યવાદીનાં સ્વરૂપો ટકી રહ્યાં હોય. બધાં રાષ્ટ્રો અને બધા વાદો ક્યાંક ને ક્યાંક અટવાતા રહ્યા છે. આ અટપટી પ્રક્રિયા જેટલી રસપ્રદ છે એટલી બોધક પણ છે.

પહેલાં જોઈએ મૂડીવાદની સિકલ અને તેના રૂપાંતરની પ્રક્રિયા.

મૂડીવાદે તેના આરંભમાં (૧૮મી સદી) ભૌતિક અને આર્થિક ક્ષેત્રે ચમત્કારિક કહી શકાય તેવી શકયતાઓ પ્રગટાવી, અને ઇતિહાસકારોએ—અરે, કાર્લ માર્ક્સ જેવા ક્રાંતિકારી ચિંતકે પણ—એને બિરદાવતાં લખ્યું: "ઇતિહાસના એક તબક્કે મૂડીવાદે અત્યંત ક્રાંતિકારી ભાગ ભજવ્યો છે."

પરંતુ, મૂડીવાદનું પ્રભુત્વ સ્થપાતાં, ૧૯મી સદીમાં લેસે ફેરનો સિદ્ધાન્ત જડબેસલાખ સ્થાપિત થયો. આ સિદ્ધાંતનાં મૂળિયાં તો ૧૭–૧૮મી સદીમાં વિકસેલા ભૌતિક-વિજ્ઞાનવાદમાં જોવા મળે છે. ભૌતિક વિજ્ઞાનીઓના કાનૂનોની અસર સામાજિક—ખાસ કરીને આર્થિક—ક્ષેત્ર પર પડવા લાગી હતી. તે મુજબ, જેમ કુદરતી કાનૂનો કોઈની દખલ વિના ભૌતિક ઘટનાઓનું સંચાલન કરે છે, તે જ રીતે કોઈની કશી દખલ વિના મુક્ત હરીફાઈના "અદૃશ્ય હાથ"માં આર્થિક તંત્રનું સંચાલન છોડી દેવામાં આવે તો, વ્યક્તિ અને સમાજ સૌનું હિત આપોઆપ સધાયા વિના ન રહે, એવી શ્રદ્ધા લાંબા કાળ સુધી પ્રવર્તી હતી.

લેસે ફેરનો આ સિદ્ધાંત દ્વારા અર્થશાસ્ત્રીઓએ એવું પ્રતિપાદિત કર્યું કે સરકારે આર્થિક તંત્રમાં કશી દખલ ન કરવી અને મુક્ત હરીફાઈના ધોરણે મુક્ત વ્યાપાર તથા મુક્ત ઉદ્યોગોને પૂરો અવકાશ આપવો. સરકારે તટસ્થતાના આ અંચળા હેઠળ હળાહળ અન્યાયને એક બાજુ રક્ષણ આપ્યું. બીજી બાજુ પ્રચલિત સ્થિતિને પડકારનારાઓ ઉપર દમન-અત્યાચારોની ઝડી વરસાવી. પરિણામે, સ્વાભાવિક રીતે જ શોષકો અને શોષિતો વચ્ચેનો સંઘર્ષ ઉગ્ર રૂપ ધારણ કરી રહ્યો. આ સંઘર્ષને નૈતિક રાજકારણી સંદર્ભમાં રજૂ કર્યો વિલિયમ ગોડવિને–Enquiry Concerning Political Justice (૧૭૯૩) દ્વારા. એમાંથી પ્રેરણા લઈને વર્ડ્ઝવર્થ, કોલરિજ, સાઉધે અને શેલી જેવા કવિઓએ માનવીય રૂંધામણને વાચા આપી. ચાર્ટિસ્ટ આંદોલનના નેતા ઓકોનોર અને પત્રકાર કોબેટે એને પુષ્ટિ આપી. આશ્ચર્ય તો એ વાતનું છે કે રોબર્ટ ઓવેન જેવો ઉદ્યોગપતિ, જોન બ્રાઈટ બર્મિંગહામનો બેંકર, વેપારી ટોમ્સ એટવુડ, કોન્ઝર્વેટિવ નેતા રોબર્ટ પીલ અને બેન્જામિન ડિઝરાયલી, તથા લોર્ડ શેફટ્સબરી જેવો ઉમરાવ પણ મૂંગો ન રહી શક્યો. અલબત્ત, 'લડાઈટ' કહેવાતા કામદારે જૂથે તો આવેશમાં આવીને યંત્રો અને મંત્રોની ભાંગફોડ આદરી; અન્ય કામદાર જૂથોએ સભા-સરઘસો દ્વારા રાજ્યસત્તાને સીધો પડકાર ફેંક્યો. ખાસ ઉલ્લેખ કરવા જેવી હકીકત એ છે કે બ્રિટનના મહિલા મંડળે પાર્લમેન્ટ પાસે પરિસ્થિતિમાં સુધારા કરાવવા અને પુખ્તવયનો મતાધિકાર સ્વીકારાવવા ઝુંબેશ ઉપાડી.

ટૂંકમાં, 'લેસે ફેર'ના સિદ્ધાંતનું બિહામણું અને હિંસી રૂપ ખુલ્લું પડ્યું: રાજ્યની પાસે તેનું ધનસાફી કર્તવ્ય બજાવરાવવા માટેનું દબાણ કારગત બનતું ગયું. એક પછી એક કાયદા દ્વારા, એક બાજુ

* તા. ૨૦–૮–૭૧ના રોજ મુંબઈમાં પર્યુષણ વ્યાખ્યાન માટે તૈયાર કરેલ ટાંચણના આધારે.

કામદારોને સંરક્ષણ અપાતું ગયું; બીજી બાજુ મૂડીપતિઓના મનસ્વી શોષણ ઉપર કાપ મુકાતો ગયો. રાજ્યની દખલ શોષકોને બદલે શોષિતોના પક્ષે વધતી ગઈ...

આ જ અરસામાં દૂરદેશી ચિંતકોએ એવી ય આગાહી કરી કે, જો રાજ્યના હાથે અર્થતંત્રમાં અત્યધિક દખલ થશે તો પણ મહાહાનિ થવા પામશે. માર્કિવસ દ આર્ગેન્સોનાના ઈ. સ. ૧૭૫૩ના કથન મુજબ; "વધારે સારા રાજ્ય શાસન માટે અલ્પ શાસન હોવું આવશ્યક છે." જેફર્સનના શબ્દોમાં 'શાણપણ એ વાતમાં છે કે જે પ્રજા ઉપર ઓછામાં ઓછું રાજ્યશાસન હશે તે શ્રેષ્ઠ શાસિત પ્રજા હશે."[1]

ઇતિહાસ સાક્ષી પૂરે છે કે, પશ્ચિમના દેશોનો પ્રશિષ્ટ મૂડીવાદ રૂપાંતરની પ્રક્રિયામાં આગળ વધતો રહ્યો છે. ૨૦મી સદીની ત્રીશી પછીના દાયકાઓમાં સામાજિક ન્યાયની દિશામાં તેની પ્રતિમા "કલ્યાણ રાજ્ય" (વેલ્ફેર સ્ટેટ) રૂપે વિકસવા લાગી. ૨૦મી સદીના પૂર્વાર્ધના અંત સુધીમાં તેણે ખાસી હરણફાળ ભરી, જેમાં શોષણની નાબૂદી નહિ, શોષણ ઉપરનું ખાસું નિયંત્રણ શક્ય બન્યું. વધતાં પગારો-વેતન ઉપરાંત ઘણી બધી સામાજિક સેવાઓ (સગવડો)નો લાભ શ્રમજીવીઓને મળતો થયો. બેકારોને પોષણ-ભથ્થું આપીને રાજ્યે એક મોટી જવાબદારી સ્વીકારી લીધી. નાણાકીય વ્યૂહ અને કરવેરાના માળખા દ્વારા વ્યક્તિગત આવકની ટોચ અને ભોંય વચ્ચેનું અંતર ઘટાડાતું રહ્યું. છતાં, આ બધા છતાં, મૂડીવાદનું મૂળ ચરિત્રું તે મિલકત ઉપરની થોડાક સ્થાપિત હિતોની પકડ. મૂડીવાદી 'કલ્યાણ રાજ્ય' હજી એને નહિ જેવી અસર પહોંચાડી શક્યું છે.

મૂડીવાદના આ મર્યાદિત રૂપાંતરનું શ્રેય કામદાર અને મધ્યમ વર્ગનાં વ્યાવસાયિક સંગઠનો અને આંદોલનો તથા પ્રજાની લોકશાહી જાગૃતિની વધતી જતી માત્રા ઉપરાંત મૂડીવાદી કહેવાતી સરકારોનાં પોતાનાં, સામાજિક સમતુલા જાળવવા માટેનાં, અનિવાર્ય પગલાં,—આ સૌ પરિબળોને છે. આ અને ઇતર રાષ્ટ્રીય, આંતરરાષ્ટ્રીય પરિબળો હવે પછી આ દિશામાં કેવો અને કેટલો નિર્ણાયક ફાળો આપે છે તે તો ઇતિહાસ જ કહેશે. પરંતુ, એટલું નિશ્ચિત છે કે ૧૮મી ૧૯મી સદીના 'ક્લેસિક' મૂડીવાદ'ની શિકલ ન ઓળખાય એટલી હદે ફેરવાઈ રહી છે; અલબત્ત, આ પરિવર્તન ક્રાંતિકલ્પની કક્ષાનું નથી જ.

સામાજિક ન્યાયની દિશામાં, મૂડીવાદથી સર્વથા વિરોધી પ્રયોગ તે માર્ક્સવાદી સમાજવાદ, જે ક્રાંતિકારી વિપ્લવના એકમાત્ર વૈજ્ઞાનિક માર્ગ તરીકે પોતાને ઓળખાવે છે. તેણે મૂડીવાદના 'મૃત્યુ-ઘંટ'ની આગાહી કરી છે. ખાનગી મિલકત અને શોષણની સંપૂર્ણ નાબુદીનો તે ઇરાદો સેવે છે.

આ માર્ક્સવાદી સમાજવાદ, જ્યાં ક્રાંતિ થઈ નથી ત્યાં પ્રચલિત વર્ગવિગ્રહને બહેકાવીને (accentuating)[2] તેને ક્રાંતિના સાધન તરીકે વાપરવા મથે છે. અને રાજ્યસત્તા પ્રાપ્ત થતાં જ ક્રાંતિ-દ્રોહીઓના તમામ હલ્લાઓને ધરમૂળથી ખતમ કરવા સારુ કામદાર વર્ગની (એટલે કે વ્યવહારમાં કમ્યુ. પાર્ટીની) સરમુખત્યારીનો અમલ શરૂ કરી દે છે. આ સરમુખત્યારીને 'વચગાળાના સંક્રમ માટેની અનિવાર્ય આવશ્યકતા' તરીકે પુરસ્કારવામાં આવે છે. પરંતુ જ્યાં સુધી વર્ગવિહીન સમાજ સ્થપાય નહિ, અને રાજ્યના વિલીનીકરણની કક્ષાએ સમાજ પહોંચે નહિ, ત્યાં લગી (!), એટલે કે કલ્પી ન શકાય એટલા લાંબા કાળ સુધી, આ સરમુખત્યારશાહીનો 'વચગાળો' ચાલુ રહેવાનો!

૧ આ પછી જેફર્સનનું સૂત્ર: "એ સરકાર ઉત્તમ છે જે ઓછામાં ઓછું શાસન કરે છે."

૨ માર્ક્સવાદી સિદ્ધાંત અનુસાર 'વર્ગવિગ્રહ'નો સ્વીકાર કરવો એ કંઈ ક્રાંતિનું લક્ષણ નથી. એ તો હકીકત છે, જે મૂડીવાદી વિચારકો પણ સ્વીકારે છે. ક્રાંતિકારી નીતિનું લક્ષણ તેને ધાર ચડાવીને તેનો ઉપયોગ ક્રાંતિ સિદ્ધ કરવામાં છે...

આવા એકહથ્થુ સર્વસત્તાવાદી શાસનને હસ્તક ઉત્પાદનનાં અને વિતરણનાં તમામ સાધનો તથા મિલકતો રહે છે ત્યાં મિશ્ર અર્થતંત્રને કે મુક્ત હરીફાઈના તત્ત્વને કે વ્યક્તિગત માલિકીના શોષણને અવકાશ નથી. પરંતુ, જેમ જેમ જૂના શોષક વર્ગની નાબૂદી થતી જાય છે તેમ તેમ નોકરશાહો–મૅનેજરો–ટેક્નોક્રેટ્સ અને પાર્ટી-આગેવાનોનો એક નવો જ વર્ગ ઊભો થાય છે. તેમના હાથમાં કશી મિલકતની માલિકી ન હોવા છતાં, તેઓ વર્તમાનયુગી માલિકો અને મૅનેજરો – ટેકનિશિયનો કરતાં વધુ સત્તા અને ઘણો બધો વૈભવ ભોગવતા થાય છે.

જે પ્રજાજનો આ સત્તાધારીઓની માન્યતા, ઇચ્છા અને આજ્ઞાને વશ વર્તી ચીંધ્યાં કામ શિસ્તબદ્ધ રીતે પાર પાડે છે, તેમના ઉપર શાસકોની મહેર વરસે છે. અને ત્યાં મોટા ભાગની પ્રજા આમ જ વર્તે છે; કેમ કે સમસ્ત સમાજના સમસ્ત જીવનવ્યવહાર ઉપર (રોજી-રોટીથી શરૂ કરી માનસિક-બૌદ્ધિક અને સર્જનાત્મક સહિત તમામ માનવવ્યાપારો ઉપર) એકાકી પાર્ટી શાસકોની આણ પ્રવર્તતી હોઈને બીજા કશા માટે અવકાશ જ રહેતો નથી! આવા ચોકઠાની અંદરની માનવ-જીવનની પરિપાટીને કેવળ આર્થિક–ભૌતિક સગવડની કસોટીએ 'સમાજવાદ' નામ આપી શકાય બહુ બહુ તો આપણે એને 'સર્વસત્તાવાદી સમાજવાદ' કહી શકીએ.

પરંતુ આનો અર્થ એવો નથી કે સામ્યવાદના આ આદિ રૂપમાં ક્યાંય કશો ગોબો પડ્યો નથી; અથવા તે અખંડિત રહી શક્યું છે. સ્તાલિનના મૃત્યુ બાદ (૧૯૫૩થી) દુનિયાભરનાં સામ્યવાદી આંદોલનોમાં 'પુનર્વિચાર'નું પૂર આવીને થોડુંક ધોવાણ કરી, પસાર થઈ ગયું છે. છતાં, પૂર્વ યુરોપના દેશોમાં ખાસ કરીને ચેકોસ્લોવાકિયા, પોલાંડ અને હંગેરી જેવા દેશોમાં રાજકીય શૈલીમાં અને યુગોસ્લાવિયા જેવામાં આર્થિક શૈલીમાં પરિવર્તનો ડોકાયાં છે. ખુદ રશિયા પણ એનાથી બાકાત નથી. છતાં એકપક્ષી સરમુખત્યારી નીચે જ આ પ્રયોગો થતા રહ્યા હોઈને પરિવર્તનો પ્રભાવક બન્યાં નથી. એકમાત્ર ચેકોસ્લોવાકિયા અપવાદરૂપ ગણાય. ત્યાં સામ્યવાદી સત્તાના મૂળભૂત માળખામાં જ ફેરફાર કરવાની હિંમત થઈ, પણ તેનું ગળું ઘોંટી દેવાયું..!

સામાજિક ન્યાયની અભીપ્સાએ જન્માવેલો ત્રીજો વિચાર છેઃ સમાજવાદ અથવા પ્રશિષ્ટ સમાજવાદ. આ સમાજવાદ, એક બાજુ, મૂડીવાદી કલ્યાણરાજ્યની પાયાની ક્ષતિને પકડીને આગળ ચાલે છે. દા.ત. ખાનગી મિલકત અને ઉત્પાદનનાં સાધનો ઉપરની ખાનગી માલિકીને કારણે શોષણને નાથવાનું નહિવત્ બને છે, એમ સમજીને તે આવકની અને મિલકતની અસમાનતાને એકી સાથે નાથવા મથે છે. બીજી બાજુ, તે માર્ક્સવાદી સમાજવાદના માર્ગને સ્થાને લોકશાહી માર્ગને પસંદગી આપે છે. અને સત્તા પ્રાપ્ત કર્યા પછી સામ્યવાદની "વચગાળાની સરમુખત્યારશાહી"ને સ્થાને પાર્લમેન્ટરી પદ્ધતિ અને બંધારણી માર્ગે આગળ વધવા માગે છે. આમ છતાં, ક્રાંતિના સાધનરૂપે સામ્યવાદીઓ જેને ચાવીરૂપ લેખે છે તે વર્ગવિગ્રહમાં આ સમાજવાદીઓની શ્રદ્ધા ટકી રહી હોઈને તેમની ક્રાંતિપૂર્વેની કારવાઈ દૂષિત રહે છે. પરિણામે આર્થિક ક્ષેત્રે મિશ્ર અર્થતંત્રનો સ્વીકાર કરવા છતાં, તે અર્થતંત્રનાં મુખ્ય અને મોટા ભાગનાં ઘટકો ઉપર રાજ્યની માલિકી અથવા નિયંત્રણનો આગ્રહ રાખે છે; સહકારી પદ્ધતિને બીજું સ્થાન આપે છે; અને 'ખાનગી' ઉદ્યોગ–વ્યવસાયો નાછૂટકે નભાવી લે છે.

આ પ્રશિષ્ટ સમાજવાદ, લોકશાહી ચૂંટણીઓ દ્વારા સત્તામાં આવે છે એ સાચું, અને સમાજવાદની સ્થાપના માટે લોકશાહી બંધારણનો ઉપયોગ કરે છે તેય સાચું; પરંતુ તેનો મુખ્ય ઝોક રાજ્યસત્તાના વધુમાં વધુ વિનિયોગ દ્વારા સમાજવાદને ઉપરથી ઠોકી બેસાડવાનો હોઈને, રાજ્યસત્તા પ્રાપ્ત

કરવા સુધી જ, અથવા બીજાં કેટલાંક વરસો લગી તે લોકશાહીના બંધનમાં રહે છે. દરેક નવું ડગલું ભરવા માટે તેને વધુ સત્તા — ઑર્ડિનન્સ જેવી આપખુદ સત્તા — ની ગરજ દેખાય છે . . . પરિણામે, ઇચ્છાએ કરીને વા બાહ્ય ધક્કાને કારણે, સામ્યવાદી અગર બીજા પ્રકારની આપખુદી સુધી તે ઘસડાઈ જાય છે; અથવા એવો ભય તો રહે જ છે.

આ પ્રશિષ્ટ સમાજવાદનું રૂપાંતર, એક બાજુ સામ્યવાદી સમાજવાદમાં થાય છે; તો બીજી બાજુ ક્વચિત્ તેની ગતિ લોકશાહી સમાજવાદની દિશામાં થાય છે.

'લોકશાહી સમાજવાદ'નો આ પંથ સામ્યવાદની ત્રણે શ્રદ્ધાઓ (વર્ગ-વિગ્રહ, હિંસક માર્ગ, સરમુખત્યારશાહી)થી સર્વથા વિરોધી છે. વર્ગવિગ્રહનો ઉપયોગ સામાજિક ન્યાયની સિદ્ધિ માટે કરવામાં તે ગંભીર જોખમ જુએ છે. લોકશાહી માળખા કરતાં તેનું સત્ત્વ, તેનો સ્પિરિટ, તેની પ્રક્રિયા વિશે જાગ્રત રહીને, બંધારણી માળખામાંની અંતિમ સત્તાઓનો ઉપયોગ અત્યંત સાવધાનીપૂર્વક અને નાછૂટકે કરવામાં તે શાણપણ લેખે છે. કેમકે તે એને ભાવિ સ્વસ્થ સમાજના ઉદયની સાચી ચાવી સમજે છે.

અર્થતંત્રમાંય તે વિકેન્દ્રિત અને વ્યક્તિગત અભિક્રમ ઉપર ભાર મૂકે છે, જ્યાં વ્યક્તિગત ઘટકોનું સંચાલન સામાજિક હિતવિરોધી નીવડે ત્યાં, અથવા જે ઉદ્યોગોમાં ખાનગી ઉદ્યમ અશક્ય હોય ત્યાં તે સામાજિક પ્રતિનિધિઓના કાબૂ નીચે તેનું 'સામાજિકીકરણ' અથવા 'રાષ્ટ્રીયકરણ' આવકારે છે; નાછૂટકે રાજ્ય હસ્તકના 'રાજ્યીકરણ'ને બહાલી આપે છે. મધ્યમ કક્ષાના ઘટકોમાં તે 'સહકારીકરણ'નો પુરસ્કાર કરે છે.[૩] અને ખેતી તથા નાના ઉદ્યોગોને વૈયક્તિક માલિકીમાં રહેવા દેવામાં વ્યક્તિ અને સમાજનું શ્રેય સમજે છે.

આમ, લોકશાહી સમાજવાદ રાજકીય ક્ષેત્રની લોકશાહીના જેટલું જ પ્રાધાન્ય આર્થિક ક્ષેત્રની લોકશાહીને આપે છે. આથી તે વિકેન્દ્રીકરણ અને વૈયક્તિક અભિક્રમને પાયાની વાત લેખે છે.

સામાજિક ન્યાયની દિશાના આ ચાર પ્રયોગો છે. (ગાંધીના સર્વોદયી અને વિનોબાના સામ્યયોગી પ્રયોગોનો અહીં સમાવેશ નથી કર્યો). મૂલ્ય દૃષ્ટિએ અહીં તેમનું પૃથક્કરણ કર્યું છે. પરંતુ, અનેક વાર એવું બને છે કે કદી નહિ ઇચ્છેલી એવી પરિસ્થિતિમાં રાષ્ટ્ર ફંગોળાઈ જાય છે. અને ત્યારે, તે કોઈ એક જ માર્ગને જડની જેમ પકડી રાખી શકતું નથી. પોતાની પરિસ્થિતિ અને શક્તિ તથા જાગૃતિના જોરે તે સંકટમાંથી બહાર આવવાના પુરુષાર્થમાં 'isms' (વાદો)ને ઓળાંડીને, સૂત્રો અને લેબલોને ગૌણ ગણીને, અવનવા સાહસપૂર્ણ અખતરા કરે છે. અલબત્ત, કેવળ તકવાદી, તાત્કાલિક લાભની આ વાત નથી; બાહ્ય પરિસ્થિતિમાં આમથી તેમ ફંગોળાતા રહીને અનાયાસે બચી જવાની વાત નથી. અહીં તો, મૂળભૂત મૂલ્યોને લક્ષમાં રાખીને જ, સાચી દિશા ચૂકી ન જવાય એટલી સ્વસ્થતા સાથે જ, કદમ ઉઠાવવાની-બદલવાની લવચીકતાનો ઇશારો છે...

આવા જાગ્રત પુરુષાર્થ દરમ્યાન — બલ્કે એની તાવણીમાં — 'ઇઝમ્સ' પણ રૂપાંતર પામતાં રહી સામાજિક ન્યાયની દિશાને અનુસરે છે.

૧૦-૮-'૭૧

---

[૩] પ્રશિષ્ટ સમાજવાદમાં સામાજિકીકરણ (Socialization), રાષ્ટ્રીયકરણ (Nationalization), રાજ્યીકરણ (Statization) અને સહકારીકરણ (Co-operativization)ના ભેદો મોટે ભાગે ભૂંસાઈ ગયા હતા તે લોકશાહી સમાજવાદમાં સ્પષ્ટ બને છે.

# અમેરિકા-ચીનની નવી ધરીના સંકેતો | ભોગીલાલ ગાંધી

૧

અમેરિકાના પ્રેસિડન્ટ નિક્સન આવતા મે માસ પૂર્વે ચીનની મુલાકાતે જશે એ સમાચાર પોતે જ જબરજસ્ત ઐતિહાસિક મહત્ત્વની ઘટના બની ગયા છે. આ સમાચારના ગુણદોષ કરતાંય એ જે રીતે પ્રગટ થયા એણે જ અજબ ગેબીપણાનું વાતાવરણ સરજી દીધું છે. જુલાઈના આરંભમાં અમેરિકી પ્રેસિડન્ટના સલામતી ખાતાના ખાસ મદદનીશ શ્રી કિસિંજરે પાકિસ્તાનના પ્રવાસે ઊપડ્યા ત્યારે તો એવી ધારણા સેવાઈ રહી હતી કે તેઓ બાંગલા દેશની સમસ્યા અંગે પાકિસ્તાન અને ભારત સાથે મસલતો કરીને તત્કાલ કશોક નિકાલ આણવાના નિશ્ચય સાથે રાવલપિંડી પહોંચ્યા હતા. પરંતુ, એઓ તો સારી એવી ગુપ્તતાપૂર્વક પેકિંગમાં ૪૦ કલાક ગાળીને વૉશિંગ્ટન પાછા ફરી ગયા હતા. એમના એ ગુપ્ત પ્રવાસના ફલરૂપે પ્રે. નિક્સને ટેલિવિઝન પર પોતાની પેકિંગ મુલાકાતની જાહેરાત કરતાં ઉચ્ચાર્યું: "૮૫ કરોડની પ્રજાવાળા એક દેશને અળગો રાખીને સ્થાયી આંતરરાષ્ટ્રીય શાંતિની કલ્પના જ આપણે કરી ન શકીએ."

અમેરિકાની આ જાહેરાત થતાં પાકિસ્તાન પોતે આ લગનમાં ગોરપદું કર્યાનું ગૌરવ લઈ રહ્યું છે. અમેરિકન પ્રજા પણ આ નિર્ણયથી ઘણી રાહત અનુભવી રહી હોવાનું જણાય છે. રાષ્ટ્રસંઘના મહામંત્રી ઉ થાંએ પણ ઉત્સાહભેર જાહેર કર્યું છે કે આ નિર્ણય આંતરરાષ્ટ્રીય સંબંધોમાં એક નવું જ પ્રકરણ ખોલે છે. વેટિકને આ નિર્ણયને વિશ્વ-રાજકારણના એક મહાન વળાંક તરીકે આવકાર્યો છે. પરંતુ, આ બધું એવી નાટ્યાત્મક રીતે બન્યું કે એકાએક કોઈ ઉલ્કાપાત થયો હોય એમ સૌ તરેહ-તરેહની વિમાસણમાં અટવાઈ પડ્યાં.

એક રીતે, માન્યામાં ન આવે એવી આ ઘટના હતી. આપણે જાણીએ છીએ કે બીજું વિશ્વયુદ્ધ પૂરું થયા બાદ બે વર્ષમાં જ માઓ ત્સે-તુંગની સરદારી નીચે ચીની સામ્યવાદીઓએ ચીનની વિશાળ ધરતી પર પોતાની આણ વરતાવી લાલ ઝંડો ફરકાવ્યો હતો. કેવળ એશિયા જ નહિ, આખી દુનિયા ત્યારે મોઢામાં આંગળાં નાખી ગઈ હતી. ચીન જેવો વિરાટ અને પ્રચંડ વસ્તીવાળો દેશ સામ્યવાદી બની જતાં દુનિયા આખીની સત્તા-સમતુલા જોખમાઈ ગયાની લાગણી કંઈ અમસ્તી ન હતી. પરંતુ ત્યારે દુનિયામાં ક્યાંય પણ સામ્યવાદી સત્તાનું પલ્લું નમે નહિ તેની તકેદારી રાખવાની જવાબદારી અમેરિકાએ સ્વેચ્છાએ પોતાને શિરે લઈ લીધી. એક બાજુ એ આશ્વાસન રૂપ બન્યું, બીજી બાજુ તેણે ચીનની મુખ્ય — તળ ભૂમિ પરથી ભાગી છૂટેલા અને તાઈવાન-ફોર્મોસાના બેટ પર જઈ વસેલા ચાંગ કાઈ-શેકની કહેવા પૂરતી સરકારને સાચી ચીની રાષ્ટ્રીય સરકાર તરીકે માન્યતા આપી; એટલું જ નહિ પણ ચીની અજગર ગળી ન જાય એ માટે તેને ફરતા સમુદ્રમાં પોતાનો શ્રેષ્ઠ નૌકાકાફલો ખડકી દીધો. ઉપરથી એને અઢળક ધન, સાધનો, નિષ્ણાતો અને શસ્ત્રો આપીને એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે વિકસાવવા યત્ન એટલું કર્યું. સાથોસાથ, રાષ્ટ્રસંઘમાં ચીન રાષ્ટ્રના

સાચા પ્રતિનિધિ તરીકે એને જ સ્થાન આપ્યું અને દુનિયાની ચાર મહાસત્તાઓ (અમેરિકા, બ્રિટન, રશિયા અને ફ્રાન્સ)ની હરોળમાં યુનોની સલામતી સમિતિના સભ્ય પદે—'વીટો' સત્તા સાથે—તાઈવાનની સરકારને જ આરૂઢ કરવામાં આવી.

૨૦-૨૦ વરસ સુધી, આ રીતે, ચીનની વિરાટ તળ ભૂમિ ઉપર એકચક્રી રાજ્ય કરી રહેલી સામ્યવાદી સરકારને મન, પોતાને 'અપમાનિત' હાલતમાં ફગોળી રાખવા માટે ગુનેગાર બીજું કોઈ નહિ, અમેરિકા હતું. વરસો વરસ રશિયાએ, ભારત અને અન્ય રાષ્ટ્રોની સામ્યવાદી ચીનને અધિકૃત સરકાર તરીકે સ્થાન આપવાની યુનોમાંની દરખાસ્તોને એણે જ હઠ અને ઝનૂનપૂર્વક 'વીટો'ના અધિકારથી ઉડાવી દીધી હતી! બીજી બાજુ, પોતાનાં આરંભનાં વરસો દરમ્યાન બધા પ્રકારની સહાય આપનારા સોવિયેત રશિયાએ, ચીન એનું કહ્યાગરું ન રહેતાને કારણે(!) ઔદ્યોગિક અને અણુશક્તિના વિકાસમાં અધવચ્ચે ચીનને રઝળતું મૂકીને ૧૯૬૨માં મોં ફેરવી લીધું. એ પછી તો ખાસાં વેરઝેર પોષાયાં.

આમ, ચીનને મન બે મુખ્ય દુશ્મનો હતા. તેની ભાષામાં, અમેરિકી શાહીવાદ અને ક્રાંતિદ્રોહી સોવિયેત રશિયા. અને આ બેઉ મહાસત્તાની સામે પડી તેણે પોતાનો અનોખો રાહ અપનાવ્યો. ૧૯૬૪માં પ્રથમ અણુબોમ્બનો ધડાકો કરીને એણે મહાસત્તાઓની નીંદ હરામ કરી. બીજી બાજુ એણે એનો વિસ્તારવાદી પરચો બતાવી દીધો; એની આસપાસનાં કોરિયા, વિયેટનામ, કંબોડિયા, લાઓસમાં પોતાનો પગદંડો જમાવી દીધો; ઇન્ડોનેશિયા, બ્રહ્મદેશ, પાકિસ્તાન ઉપર ખાસો પ્રભાવ પાથર્યો; અને ભારતનેય ભીંસમાં લેવાનું તે ચૂક્યું નહિ.

એ પછી ચીન ખાસા એવા આંતરવિગ્રહમાં અટવાઈ ગયું. છતાં માઓની પ્રતિભા અને કુનેહ કામિયાબ નીવડ્યાં. પરંપરાગત કમ્યુનિસ્ટ પાર્ટી અને પરંપરાગત કામદાર સંઘો, સામ્યવાદી સત્તાના આ બે પાયાઓ ઉપર જ પ્રહાર ઝીંકીને, લશ્કર અને યુવાનોના જોરે, 'સાંસ્કૃતિક ક્રાંતિ'ના નામે, આખા તંત્રનો કાયાકલ્પ સાધીને માઓ વિજયવંત બન્યો; અને અગાઉ કરતાં અદકા ગૌરવ સાથે, ઊંચો તરી આવ્યો.

હવે, એક વાત તો નિક્સને સ્વીકારી લીધી છે કે, એશિયામાં ચીનની મહાસત્તાને ઉપેક્ષવાનું શક્ય નથી; એને હડધૂત કરી અળગી રાખવામાં ડહાપણ નથી. એને એનું યોગ્ય સ્થાન નહિ આપીને એશિયામાં શાંતિ સ્થાપવાનું શક્ય નથી. બલ્કે, એને વિશ્વના રાષ્ટ્રસંઘમાં અને અન્ય આંતરરાષ્ટ્રીય સંગઠનોમાં સાથે લઈને જ એના કટ્ટર ઝનૂની સ્વભાવને થોડોક નાથવાનું થઈ શકશે; અન્યથા નહિ. ચીન સાથે મૈત્રીનો સંબંધ શરૂ કરવા પાછળ નિક્સનનું આ મુખ્ય પ્રથમ કારણ છે.

દુનિયાના સર્વ પ્રથમ સામ્યવાદી દેશ સોવિયેત રશિયાનો અનુભવ ઘણી રીતે સૂચક છે.

એક તો એ કે કોઈ પણ શક્તિશાળી સત્તાને તેનું યોગ્ય સ્થાન આપીને નૉર્મલાઇઝ—સર્વસામાન્ય વ્યવહાર કરતા બનાવી શકાય છે. અને સાથોસાથ એ પણ ખરું કે શાણો અને સારો વ્યવહાર કરનાર સત્તા પણ અંતે તો પોતાના લાભની જ ગણતરીએ પોતાની સત્તાનો વિસ્તાર કરતી રહે ત્યારે તેને વળી પાછી હરીફ સત્તાએ દબાવવાના રસ્તા લેવા પડે છે. રશિયાના સંબંધમાં આ બેઉ વાત જોવા મળી છે.

૧૯૧૭ની ક્રાંતિ બાદ વરસો લગી એનો વ્યવહાર-વર્તાવ પણ કટ્ટર ઝનૂની રહ્યો હતો. છેક બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન અને ખાસ કરીને તેના અંતે, વિશ્વની અન્ય સત્તાઓના નિકટના સહવાસમાં આવ્યા પછી, પ્રમાણમાં એનો સૌમ્ય ઘાટ ઘડાતો ગયો હતો. બીજી બાજુ, એણે પણ અણુસત્તાના પથે દોટ મૂકીને અમેરિકાના હરીફ તરીકે આણુશસ્ત્રોનો ખડકલો કરવા માંડ્યો ત્યારે સર્વ સંહારક અણુયુદ્ધના ઓથાર નીચે આખું વિશ્વ કંપી ઊઠ્યું. બેઉ સમાન બળિયાને સમજાયું કે અણુશસ્ત્રોનો ઉપયોગ કરવા જતાં કેવળ દુશ્મનનો નહિ પોતાનોય નાશ

થયા વિના રહેનાર નથી—અણુયુદ્ધ સર્વનાશમાં જ પરિણમશે, ત્યારે જ ગરમ યુદ્ધના લબકારા ઓસરી ગયા; અને તેને સ્થાને ઠંડા યુદ્ધનાં અંગારા તપવા લાગ્યા. ૧૯૬૨ પછી એક બળિયા હરીફે સમજણ અને સહકારના રાહે, વિવિધ બિનરાજકારણી ક્ષેત્રે, પરસ્પરના મૂળભૂત હિતનો ખ્યાલ કરી આગળ વધતા રહ્યા.

બીજા વિશ્વયુદ્ધને અંતે જે મહાસત્તાની જે ભૂમિ-પ્રદેશ પર રાજકીય અસર જામી ગઈ હતી તેમાં બીજાએ દખલ કરવી નહિ... એ સમજણ હવે વ્યવહારુ બની. રશિયા અને અમેરિકા વચ્ચે 'દીટેન્ટ'—દોસ્તીનો સંબંધ દૃઢ થતો ગયો. શસ્ત્રમર્યાદા દ્વારા આંતરરાષ્ટ્રીય શાંતિના ફલક પર (SALT) અને અવકાશી સંશોધનના ક્ષેત્રેય પરસ્પર સહકારથી એ બંને કામ કરતા રહ્યા.

હકીકતે તો, એવું બન્યું કે આ બે મહાસત્તાઓ દુનિયા આખાની રણીધણી બની રહ્યાની ધાસ્તીથી નાનાં નબળાં રાષ્ટ્રો ચિંતાગ્રસ્ત બન્યા વિના ન રહ્યાં.

આનો અર્થ એ નથી કે, આ બે મહાસત્તાઓ વચ્ચે અંતરની અથવા સિદ્ધાંતની કોઈ એકતા સધાઈ હતી. બિલકુલ નહિ. વિશ્વયુદ્ધમાં સંડોવાવું ન પડે એટલી મર્યાદામાં રહીને બંને પોતપોતાની રીતે પેંતરા ભરતા જ રહ્યા હતા. અમેરિકાએ લેટિન અમેરિકાના પ્રદેશોમાં અને રશિયાએ પશ્ચિમ એશિયામાં પોતાની વગ વધારવા ઓછાં ઝાવાં નહોતાં નાખ્યાં. એશિયામાં બ્રિટને ખાલી કરેલા વિસ્તારોમાં, અને અમેરિકા પણ ખસવા માંડે ત્યારે, એ અવકાશને પૂરવાની પોતાની મુરાદ રશિયાએ છુપાવી નથી.

આસ્તે આસ્તે રશિયા પોતાની આણ વધારી રહ્યું હતું. પાકિસ્તાન અને ભારત બંને સાથે સારા સંબંધો બાંધી, ભારત-પાક યુદ્ધની ઘટના વખતે બંનેના કાજી બની, "તાશ્કંદ કરાર" સ્વીકારાવીને તેણે તટસ્થ અને ન્યાયી સત્તા તરીકેની ઈમેજ પણ ઊભી કરી. બીજી બાજુ, ૧૯૬૨ પછી ચીન સાથેનું એનું ઘર્ષણ વધતું ગયું અને ચીન કોઈ ઉપાયે મહાસત્તા તરીકે આગળ ન આવે તે જોવા રશિયા આતુર હતું. આથી ભારત ઉપરના ચીનના આક્રમણ વખતે (૧૯૬૨) રશિયાની હમદર્દી ભારત તરફ રહી; બાદ ચીન-રશી સદીઓની લાંબી સરહદ ઉપર લશ્કરી ઝપાઝપી થતાં રશિયાએ ફોજોના કાફલા સાથે યુદ્ધની ભાષામાં ચીનને કડક ચીમકી આપીય ખરી. ચીન સંજોગ જોઈને ખામોશ રહી ગયું.

રશિયાને તાકાતવાન અને અસરકારક બનતું અટકાવવા અમેરિકા અધીરું હતું જ. અને તે કામ રશિયા-ચીન વચ્ચેના સંઘર્ષનો લાભ લઈને અમેરિકા પાર પાડવા માગે એમાં નવાઈ ન હતી.

એશિયામાં ચીનના આગવા સ્થાનનો સ્વીકાર કરીને રશિયાને પાછું પાડવાનો સમય હવે પાકી ગયો છે, એવું વરતાતાં નિક્સને માઓની મૈત્રી માટે હાથ લંબાવ્યો હોવાની ધારણા પણ વજૂદ વિનાની નથી.

નિક્સનને વધુ ઉતાવળ તો ત્રીજી જ બાબત અંગે હતી. અમેરિકાએ વિયેટનામ યુદ્ધમાં પોતાનાં આંગળાં જ નહિ હાથ અને પગ પણ દઝાડયા હતા. દુશ્મન સૈન્યો અને પ્રજાજનોની ભયંકર કતલ અને નાશ: એ તો ઠીક; પણ પોતાના જ આઠેક લાખ જુવાનોનેય અમેરિકાએ વધેરી દીધા હતા; ૧૫૦૦ અબજ રૂપિયા જેટલી ભયંકર ખુવારી વહોરી લીધી હતી; અને છતાં એનો કોઈ વિજયી અંત દેખાતો ન હતો. હવે તો, અમેરિકી પ્રજા જ વાજ આવી ગઈ હતી. ઘરમાં જ જબરજસ્ત અસંતોષ અને રોષ વ્યાપ્યો હતો. આથી, ૧૯૭૧ના અંતમાં પ્રમુખપદ માટેની ચૂંટણી વખતે જીતવું હોય તો, પ્રજાની આ લાગણીને લેખામાં લીધે જ છૂટકો. અને આ કામમાં ઉત્તર વિયેટનામ અને વિયેટકોંગને સમજાવી દે. વિયેટનામ સાથે સમાધાન કરાવવામાં, ચીનની 'મૈત્રી' મદદરૂપ થઈ શકશે, એવીય ગણતરી નિક્સનની ખરી. વધુમાં, કેટલાક વિવેચકો તો એવોય ઇશારો કરે છે કે, વિયેટનામ કિસ્સામાં અમેરિકી પ્રમુખોએ આરંભથી જ જે ગુપ્ત સંકેત સેવ્યો હતો તેનું કૌભાંડ (પેન્ટેગોન પેપર્સ) બહાર

પડી જતાં નિકસન પોતાની આબરૂ ઘર આંગણે અને દુનિયાની સત્તાઓ (પ્રજાઓનો તો સવાલ જ ક્યારે ઊભો થયો છે?) સમક્ષ સુધારી લેવા આતુર હતા જ. અમેરિકા-ચીન મૈત્રી તે ખપમાં આવવાની ધારણા પણ છે.

ચોથી વાત પણ અમેરિકાના પોતાના હિતની દૃષ્ટિએ ઘણી મહત્ત્વની હતી. છેલ્લાં કેટલાંક વરસથી વિશ્વનું બજાર એના હાથમાંથી ધીમે ધીમે સરકી રહ્યું હતું. યુરોપીય માર્કેટ અને સામ્યવાદી જૂથે સારો એવો ફટકો માર્યો હતો. એશિયામાં છેલ્લા દાયકા દરમ્યાન જપાને જબરી ઝપટ લગાવી હતી. અઢળક લક્ષ્મીમાં રોળાતા અમેરિકામાં ૫ થી ૬ ટકાની બેકારી સ્થાયી થઈ ગઈ હતી. ૧૯૭૨ની ચૂંટણી જીતવા માટે આ ક્ષેત્રેય કંઈ નક્કર કરી બતાવવાના કોડ નિકસનને હોય જ. ચીનના ગંજાવર માર્કેટમાં ભાગ પડાવી શકાય એ દૃષ્ટિએ છેલ્લા કેટલાક મહિનાથી નિકસને કામકાજ શરૂ કરી દીધું હતું. પરંતુ, ચીન સાથેના સંબંધમાં ધરમૂળથી પલટો આવે તો જ પાકી નિરાંત થઈ શકે.

આમ, નિકસને ચીન સાથે મૈત્રીનો ઇરાદો જાહેર કર્યો છે, તે એશિયાના શાંતિ, દુનિયાની મહાસત્તાની સમતુલા અને અમેરિકાનાં પોતીકાં રાજકીય અને આર્થિક હિતોની દૃષ્ટિએ આવશ્યક અને શાણપણભર્યો હોવાની અમેરિકાની ગણતરી અકારણ નથી.

## ૨

આપણે રખે એમ માની બેસીએ કે અમેરિકાનો રાહ ચોખ્ખો થઈ ગયો છે, વિશ્વના એક મહાન શાંતિસ્થાપક તરીકેની કારકિર્દી એને વરી ચૂકી છે. અલબત્ત, આખો રંગમંચ એવો સજ્યો છે ખરો કે પડદો ઊંચો થતાં એકાએક નિકસન હસતે મુખે પેકિંગ-પ્રવેશ કરતા દેખાય ને બહાર નીકળે ત્યારે મૂછો પર તાલ દેતા દેખાય. પરંતુ હજુ તો, પ્રવેશનેય થોડાક મહિના બાકી છે; અને માઓ સાથે હાથ મિલાવનારો કોઈ બચ્ચો બેચાર કલાક કે બેચાર દિવસ કે બે ચાર મહિનામાં ખાટીને લેર કરી, નિરાંતની નીંદર લઈ શકે એવું માની લેનાર મૂર્ખ જ ઠરે. નિકસન માઓ જેટલો ચાણક્યવિદ્યામાં નિપુણ હોય કે નહિ, પરંતુ ઓછો ધીટ અને અલ્પ અનુભવી સ્ટેટ્સમેન નથી, કે જે એમ માની લે કે ૨૦-૨૦ વર્ષની અદાવત એકદમ ઓગળી જશે. પરંતુ—

બીજી બાજુ, ચીનને પણ ગરજ ઊભી થઈ હતી. એણે આટલાં વરસમાં ઘણી સિદ્ધિ મેળવી દેખાડી હતી. પરંતુ રશિયા સાથેના ઘર્ષણમાં તે ઘણે અંશે એકલું પડ્યું હતું. આ ઝઘડામાં અમેરિકાનું વલણ રશિયા તરફ ઢળતું હોવાની ચીનની ફરિયાદ પણ કંઈ ખોટી ન હતી. રશિયા અમેરિકાની 'દીટેન્ટે'-દોસ્તી ચીનની આંખમાં ખૂંચે એ સ્વાભાવિક હતું. એક તેને માટે પોતેય જવાબદાર છે, એમ માનવાને બદલે તે રશિયાની "પ્રત્યાઘાતી નીતિ"ને આગળ ધરી તેને ભાંડતાં થાકતું ન હતું. પરંતુ હવે પોતે એક મહાસત્તા બની રહેલ છે ત્યારે, એકલા રહેવાનું શું કામ પસંદ કરવું? પોતાની જ પડોશમાં ચાંગ કાઈ-શેકની સમાંતર સત્તા ચાલતી રહે; એને કારણે અમેરિકાનો નૌકા કાફલો પડખો પાથર્યો રહે, એને જોરે તાઈવાન-ફોર્મોસા યુનોમાં મહાસત્તા તરીકે બિરાજતું રહે...આ બધું કંઈ અનિવાર્ય ન હતું. વળી, નિકસન પોતે જ વિયેટનામમાં દાઝીને ખસી જવા આતુર હોય તો એવી તક જતી શું કામ કરવી? અમેરિકા જેવો દુનિયાનો સમર્થ દેશ પોતાની પડખે આવી ઊભો રહે તો રશિયાના ગોદા ખાવાની વેળા સદાની ટળે.

આમ, અમેરિકાને જ નહિ, ચીનનેય ગરજ વરતાઈ છે; બંને એકબીજાનો લાભ લેવાની ગણતરીએ જ નવો સંબંધ બાંધવા તાકે છે એટલું નક્કી.

અલબત્ત, નિકસને પોતાની ૯૦ સેકંડની ટેલિવિઝન જાહેરાત કરતા પોતાના જૂના મિત્રોને આશ્વાસન આપ્યું છે: "ચીની લોક પ્રજાસત્તાકની સાથે નવા સંબંધો બાંધવાના અમારા પ્રયાસો અમારા જૂના મિત્રોના ભોગે નહિ હોય..."

આવા આશ્વાસનો પાછળ ગમે તેટલી શુભેચ્છાઓ હોય, તોપણ નવી નીતિના અમલ કરવા જતાં

એમાંથી કેટલી હદે આ વચનો પાળી શકાશે એ તો ભવિષ્ય જ કહેશે. છતાં જે પરિસ્થિતિમાં આ નવા સંબંધો બંધાઈ રહ્યા છે તે જોતાં કેટલોક અંદાજ થઈ શકે—

સૌથી પ્રથમ તો, વિયેટનામમાંથી હટી જવાની નેમ પાર પાડવા જતાં નિક્સન, માટે પોતાના રક્ષિત–આશ્રિત દ. વિયેટનામને શિરે એવું સમાધાન પણ લાદવાનું આવે કે જેથી આજ પૂર્વેનાં વચનો અને કરારોના પ્રકાશમાં, ઘણો રમાયા જેવો આઘાત દ. વિયેટનામને થાય તો નવાઈ નહિ.

(૨) ફોર્મોસા—તાઈવાનને તો એથીય અદકો વિશ્વાસઘાતનો આઘાત લાગવા સંભવ છે. કેમ કે વિયેટનામના મામલામાં કંઈ હળવું સમાધાન કરવા ચીન તૈયાર થાય, પણ પોતાના દેશમાં હડધૂત થયેલા આદમીના હાથમાં સાચા ચીન તરીકેની સત્તા અને પ્રતિષ્ઠા હવે પ્રદીપ્ત રહે એવું કશું માઓ સ્વીકારે જ નહિ. રાષ્ટ્રસંઘ અને તેની સલામતી સમિતિમાં, હવે તો, ચીનની મહાસત્તા તરીકે પોતે વિરાજવાથી કશું ઓછું તેને ખપે જ નહિ, એ સમજાય એવું છે. બહુ બહુ તો, માઓ તાઈવાનને એક સાધારણ સભ્ય તરીકે રાષ્ટ્રસંઘમાં રહેવા દે! ચાંગ કાઈ-શેકે પરિસ્થિતિ કળી જઈને 'રાજકારણમાં મિત્રતા જેવું કંઈ હોતું નથી,' એવો અફસોસ પ્રગટ કર્યો જ છે.

(૩) જપાનને શિરે પણ ઓછી ચિંતા નથી ઊતરી. તે જાણે છે કે પોતે અમેરિકી સહાયના જોરે બીજા વિશ્વયુદ્ધ પછીની ભંગાર દશામાંથી બહાર આવ્યું છે; ને એની સહાયે દુનિયાનું એક સમૃદ્ધ ઔદ્યોગિક રાષ્ટ્ર બની શક્યું છે. પરંતુ હવે, એ જાહોજલાલી પોતાના જ જોર પર ટકી શકશે. આથી, ચીનની સાથેનો ખીલતો વેપાર ખોરવાઈ ન જાય એ ચિંતાએ, ચીનને રીઝવવાની ગણતરીએ, જપાનના વેપારીઓએ તાઈવાન સાથેના વ્યાપારની નવી વાટાઘાટો અધવચ્ચે પડતી મૂકી દઈ, રવાના થઈ ગયેલાં જહાજોનેય રોકી દીધાં છે! જપાનના સત્તાધારીઓ પણ ઓછા દૂરંદેશી નથી. આજ સુધી અમેરિકાને પૂછ્યે બંધાઈને તેમણેય સાચા ચીન તરીકે તાઈવાનને માન્યતા આપી હતી; હવે સામ્યવાદી ચીનને માન્યતા આપવાની ઝડપમાં તેમણે "જપાની-ચીની મૈત્રી સંઘ" દ્વારા જરૂરી કારવાઈ શરૂ પણ કરી દીધી છે. અરે, નિક્સન ચીનની યાત્રાએ પહોંચી જાય તે પૂર્વે જપાની વડાપ્રધાન સાટો પેકિંગ પહોંચી જવાનું કરે તો નવાઈ નહિ.

જોકે, જપાનને પોતાની સ્થિતિ ઉપર ફટકો પડવાનો ભય જાગ્યો છે, એના કરતાં એને અમેરિકાના હાથે અપમાનિત થયાનું દુઃખ વિશેષ છે. લાંબાં વરસોની અમેરિકાની મૈત્રી છતાં અમેરિકાએ ચીન સાથેના નવા સંબંધનો ઇશારો પણ જપાનને (અને ઑસ્ટ્રેલિયાનેય) અગાઉથી કર્યો ન હતો.

એકંદરે, અમેરિકા પોતાના સાથીમિત્રો–રક્ષિતો સાથે બહુ સારો દેખાવ નહિ કરી શકે એમ કહી શકાય.

ચીનનું વલણ કેવું હશે? ચીન ઉત્તર વિયેટનામ ઉપર અમેરિકા સાથે સમાધાન કરી લેવા કેટલું દબાણ લાવી શકશે? એક વાત સ્પષ્ટ છે કે અમેરિકા જેવી રાક્ષસી સત્તા સામે ઉ. વિયેટનામ એક્સપંડ વરસો સુધી લડીને અણનમ ઊભું રહી શક્યું છે. હા તેની પાછળ ઉત્તર વિયેટનામ સૈન્ય માટે જરૂરનાં પરંપરાગત શસ્ત્રોમાંનાં ૮૦ ટકા ચીને પૂરાં પાડ્યાં છે; ઉપરાંત, જંગી આર્થિક મદદ (મદદ જ, લોન ઉપરાંત) પણ ચીને આપી છે. વળી, ઉ. વિયેટનામ ઉપરનાં સીધા હલ્લાને ખાળવા ચીને એ પ્રદેશમાં જંગી લશ્કરી જમાવટ કરી રાખી છે. આ બધાં છતાં એમ જણાય છે કે અમેરિકા દ. વિયેટનામને જેટલું દબાવી શકશે એટલું ચીન ઉ. વિયેટનામને દબાવી નહિ શકે. ચીનની ઇચ્છા મુજબ સંધિ કરી લેવા ઉ. વિયેટનામ તૈયાર થશે એમ માનવાને કારણ નથી. એના એક અખબારે તો ઇશારો કરી દીધો છે કે "અમેરિકા સામ્યવાદી-છાવણીમાં ભાગલા પડાવવા રમત રમી રહેલ છે...."

### ૩

અમેરિકાએ એશિયાઈ સત્તાની સમતુલા સાધવા બીજા કોઈ દેશને નહિ પણ પાકિસ્તાનને તેનું નિમિત્ત બનવા દીધું છે, એનું સૌથી મોટું કારણ એ હોઈ શકે કે ચીન સાથેના જપાન અને તાઈવાનના વિપરીત સંબંધો જોતાં, તેમની દ્વારા નવી ભાત ઊભી કરવાનું મુશ્કેલ હતું; ભારત અને ચીનના સંબંધો જોતા તે અશક્ય. વળી અમેરિકાની એક નેમ તો રહી છે જ કે ભારતને એના કદ અને સ્થાનને કારણે એશિયામાં એક સબળ સત્તા બનવા ન દેવી. આમાં ભારતનું વિપરીત વલણ પણ કારણરૂપે હશે. પરંતુ, અમેરિકા–પાકિસ્તાનના સંબંધો વર્ષોથી લગભગ એકધારા રહ્યા છે. અમેરિકાએ ચીનને નાથવા માટે સિયાટો, સેન્ટો કરારો કર્યા ત્યારેય પાકિસ્તાન તેમાં અનુકૂળ બની ભળ્યું હતું. અને પાકિસ્તાન ચીન તરફ ઢળતું બન્યું, રશિયા સાથેય સારો સંબંધ જાળવી રાખ્યો, છતાં અમેરિકાનેય અનુકૂળ થઈ શકે એવી એની ગુંજાયશ હતી. પાકિસ્તાનની પોતાની એવી મહેચ્છા હતી જ કે તે અમેરિકા–ચીન વચ્ચે મૈત્રીહિતનું કામ કરે. ૧૯૬૪માં ભૂતોએ આ ઇચ્છા પ્રગટ પણ કરી હતી. "અમેરિકા અને ચીન વચ્ચે નવો મનમેળ સધાય એના કરતાં વધારે સંતોષ આપનારું પાકિસ્તાન માટે કશું જ નહિ હોય. આ બાબતમાં અમે અમારાથી શક્ય હશે તે બધો ભાગ ભજવવા આતુર હોઈશું." આ જોતાં અમેરિકા આવા નાજુક સમયે પાકિસ્તાન પર જ પસંદગી ઉતારે તેમાં નવાઈ નથી. એનો બદલો વાળવા માટે તો અમેરિકા નિર્લજ્જ બનીને પાકિસ્તાનની બાંગલા દેશમાંની સંહારલીલાનું સક્રિય સાગરીત બન્યું છે. યુનોમાં પણ તેનો જ બચાવ કર્યો છે, અને વર્લ્ડ બૅંક ઉપર પણ દબાણ આણીને પાકિસ્તાનનું ઋણ ચૂકવી રહ્યું છે।

હાલ પૂરતી એટલી વાત સ્પષ્ટ બની છે કે, એશિયામાં ચીન–અમેરિકા–પાકિસ્તાનની એક નવી સત્તાની ધરી ઊભી થઈ રહી છે.

જોકે, પાકિસ્તાની મુરાદ તો રશિયાનેય આ ધરીમાં ઘસડી લાવવાની હોઈ શકે. અમેરિકા પણ "હળાયેલું રશિયા" એમાં જોડાય એમ ઇચ્છે. તો પછી મહાસત્તાની ત્રિપુટી પોતપોતાની પકડના પ્રદેશો વહેંચી લઈને બેસી જઈ શકે! અને, એ રીતે, એમના વચ્ચે વહેંચાયેલી નાની સત્તાઓ ઉપર લદાયેલી શાંતિનો ધ્વજ ફરકતો રહે! પરંતુ ચીનને આવી મર્યાદિત ભાગીદારીવાળી શાંતિથી ભાગ્યે જ સંતોષ થાય. ચીનનો સવાલ પોતાના સાથીઓને કેમ અંકે કરવા એનો નથી. એનો સવાલ તો અમેરિકાના સંબંધનો લાભ રશિયા સામે લેવાનો અને એશિયાઈ આફ્રિકી દેશો ઉપરની પકડ કેમ મજબૂત કરી લેવી એનો છે. ચીનનો ઇતિહાસ અને એનો સ્વભાવ વિસ્તારવાદી હોવાની વાત અનુભવેય જો સાચી હોય તો એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી કે તેના હાથમાં આવેલી આ તકનો ઉપયોગ તે કેવળ રશિયા નહિ અમેરિકા સામેય કરી લીધા વિના નહિ રહે.

આપણે જાણીએ છીએ કે ચીની સામ્યવાદ હજી તો ઊગીને ઊભો થતો હતો ત્યારનો અમેરિકી પત્રકાર એડગર સ્નો માઓનો મિત્ર બની બેઠો હતો, અને આજની ઘડી સુધી માઓના અંતરંગનો જાણભેદુ મનાય છે. એણે નેશનલ બ્રોડકાસ્ટિંગ કંપનીને મુલાકાત આપતાં કહેલુંય ખરું કે—

'માઓ હવે પૂરતો વૃદ્ધ થયો છે. હવે એ એના છેલ્લા દિવસો દરમ્યાન ચીનને દરીહાગ કરવા અધીરો છે...'

કેટલાક વિવેચકો એમ માને છે કે નિક્સને નેહરુની ભૂલને દુહરાવી રહેલ છે. નેહરુએ ચીનની મૈત્રીને નિકટની અને કાયમી ગણીને ઘણા બધા મિત્રોને આઘા ધકેલ્યા હતા; તિબેટ રૂપી બફર ચીનને હવાલે ધરી દીધું હતું. પોતાના વર્ષોજૂના આશ્રિતો-મિત્રો અને સાથીઓને આઘા કરીનેય ચીની મૈત્રી પાકી કરવાના મોહમાં નિક્સન પં. નેહરુથીય વધારે મોટી ભૂલ નથી કરી રહેલ ને? એક પત્રકારે (પરશુ-

રામે) જણાવ્યા મુજબ, નિક્સને અત્યારથી જ સામ્યવાદી ચીનની સ્તુતિ કરવા માંડી છે. ચીન અસાધારણ ઝડપે પ્રગતિ કરી રહ્યું છે, એમ સૂચવવા ખાતર ચીનની રાષ્ટ્રીય આવકનો આંકડો જાણીને મોટો બતાવીને! (વર્લ્ડ બૅંક અનુસાર ૬૫થી ૯૦ ડૉલર; તેને બદલે CIAની 'માહિતી' મુજબ ૧૧૦ ડૉલર!).

રશિયા આ ઘટના વિષે કેવું વલણ લેવાનો સંભવ છે? રશિયાને દહેશત છે કે ચીન સહિતની અમેરિકી ધરીમાં ભાગીદાર બનવા જતાં તેને ઘણા નીચા નમતુંય પડે! આથી એનો તત્કાલ વ્યૂહ સાવધાનીનો જ રહેવાનો. સૌથી પ્રથમ તો, પશ્ચિમમાં હાલ અમેરિકી–રૂસી મુખ્ય ધરી છે તે ચાલુ રહે; અને એશિયામાં અમેરિકી-ચીની ધરી ધીમે ધીમે જોર કરે તે દરમ્યાન પોતાનો પગદંડો ત્યાં એવો પકડી રાખે કે જેથી એશિયામાંય ત્રીજી મુખ્ય સત્તા તરીકે તેનો ભાવ પુછાતો રહે. રશિયા એવું પણ વિચારતું હોવાનું જણાય છે કે; ચીનમાં માઓની હસ્તી નહિ હોય ત્યારે પોતે તેની સાથે નવા સંબંધો બાંધી શકશે. એ દરમ્યાન તેણે જે હાથવગાં હોય તે —ભારત અને કદાચ જપાન—ને જીતી લેવાં મથવું રહ્યું. બીજી બાજુ અમેરિકાની વધી ગયેલી નિર્ણાયક તાકાતની દહેશત ઊભી થતાં યુરોપના ફ્રાન્સ બ્રિટન પ. જર્મની જેવાં મુખ્ય રાષ્ટ્રો ઊંચાંનીચાં થાય, ત્યારે રશિયા એનો લાભ લેવા તાકે, તો નવાઈ નહિ. આમ રશિયા ઘણી સાવધાનીપૂર્વક ડગ ભરે એ સ્વાભાવિક છે, તેમાંય, છેલ્લા વરસ દરમ્યાન રશિયાના અડ્ડા જેવું ઇજિપ્ત હાથથી સરકી ગયું છે અને સુદાને પણ તેને બરાબરનો જાકારો આપ્યો છે—એકંદરે, પશ્ચિમ એશિયામાં રશિયાની પીછેહઠ થઈ રહી છે તે જોતાં, એ પણ નવા મિત્રની શોધમાં છે જ.

૪

લંડન ટાઇમ્સે કહ્યું છે જ કે અમેરિકા-ચીનની મૈત્રીની ઘટના રશિયા સિવાયની દુનિયા માટે આવકારપાત્ર જ બનશે. આપણે, કદાચ, ઉમેરી શકીએ કે આ નવી સત્તા-ધરી એશિયામાં ભારતનેય ભાંગીતોડી-દેનારી બની છે.

પાકિસ્તાને પૂર્વ બંગાળને જે આતંકમાં હોમી દીધું છે તેના સંદર્ભમાં ભારતને માથે તો યુદ્ધ જેવી જ કટોકટી ઊભી થઈ છે. અને અમેરિકાએ પાકિસ્તાનની પડખે ઊભાં રહીને ભારતને નવી એકલતાનું ભાન કરાવ્યું છે. તેમાં વળી અમેરિકાએ ચીન સાથેની એશિયાઈ સત્તા-ધરી ઊભી કરવાનો મનસૂબો જાહેર કરીને ભારત માટે તેના સ્વતંત્ર અસ્તિત્વની જ કટોકટી ઊભી કરી દીધી છે, એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી. ભારત સરકારે આ એકાએક તૂટી પડેલી આફતથી ચોંકી જઈને, રશિયા સાથે ૨૦ વર્ષના મૈત્રી કરારની ઉતાવળ કરી જણાય છે. ભારતની દૃષ્ટિએ આ કરાર તપાસીએ.

ભારતની સામે તત્કાલ જે જોખમ તોળાઈ રહ્યું છે તે છે પાકિસ્તાને ઊભી કરેલી પરિસ્થિતિનું. આનું એક પાસું તે ૮૦ લાખ બંગ નિર્વાસિતોની આર્થિક, રાજકીય અને સામાજિક સમસ્યાને પહોંચી વળવાની જવાબદારી. એમાંથી તો જ છુટાય જો આ નિર્વાસિતોનો તેમના પ્રદેશમાં સલામત અને ગૌરવપૂર્ણ પુનઃ વસવાટ કરાવી શકાય. આવું બે રીતે શક્ય બને:

(૧) પાકિસ્તાનના સરનશીનો પૂર્વ બંગાળની સંપૂર્ણ સ્વાધીનતાનો સ્વીકાર કરે; અને અવામી લીગ કે જેણે છેલ્લી ચૂંટણી દરમ્યાન કેન્દ્રની ધારાસભામાં પણ ૨૫૯ બહુમતી મેળવી છે તેના હાથમાં સમસ્ત પાકિસ્તાનની શાસન-ધુરા સુપ્રત કરી દેવાની તૈયારી દાખવે. ટૂંકમાં, ૨૪મી માર્ચે યાહ્યાખાને પૂર્વ બંગાળ ઉપર જે આક્રમણ કર્યું, અને ત્યાર બાદ પાશવી નરસંહારનો આશરો લીધો તે બધું પોતે વૃથા સમજે, મુજિબુર રહેમાન ઉપર હાલ જે ફોજી ખટલો ચલાવીને તેને મોતને ઘાટ ઉતારવાની દાનત છે તે મિથ્યા સમજીને સંકેલી લે, અને એ જ રાજ્યદ્રોહી આદમીને સિંહાસને બેસાડી પોતે નીચે ઊતરી જાય! પાકિસ્તાનના આજના નૃશંસ શાસક માટે આવા 'પોલિટિકલ સોલ્યુશન'ની ધારણા સેવવી એ આકાશકુસુમવત્ છે.

(૨) સાથોસાથ, એ વાત પણ સ્પષ્ટ સમજી લેવાની રહે છે કે પૂર્વ બંગીય પ્રજા ઉપર અને તેના નેતાઓ

ઉપર જે ગુજર્યું છે એ પછી પૂર્વ બંગાળ સહિતના અખંડ પાકિસ્તાનની શકયતા જ અદશ્ય થઈ ગઈ છે. હવે, અનિવાર્યતયા એકમાત્ર રાહ રહ્યો છે તે એ કે—

બાંગલા દેશની જે સ્થાપના થઈ ચૂકી છે, પાકિસ્તાની માંધાતાએ અમેરિકી શસ્ત્રોની મદદ પછીય જેને કચડી શકયા નથી, (હવે તો, ગેરીલા વ્યૂહની સામે પાકિસ્તાનની ફોજોને ભોંય ભારે પડવા માંડી છે) એ બાંગલા સરકારનો વિજય થાય. એ પછી જ પૂર્વ બંગ પ્રજા થાળે પડી શકશે; ભારત પણ આજની અતુલ્ય જવાબદારી અને આફતમાંથી બહાર આવી શકશે. આનો અર્થ એ છે કે ભારતે ક્ષણના પણ વિલંબ વિના આ સ્વાધીન બાંગલા દેશની વહારે પૂરી તાકાતથી લાગી જવું રહે છે. બાંગલા દેશની સરકારને જેટલો વહેલો વિજય મળે એટલું વહેલું ભારત તેની વર્તમાન આપત્તિમાંથી મુક્ત થશે.

ભારતે રશિયા સાથે મૈત્રી કરાર કરીને પાકિસ્તાનના હુંકારનો જવાબ વાળ્યો છે. આ કરાર પાકિસ્તાનને એટલી ચીમકી તો આપે છે કે તે તત્કાલ યુદ્ધની ઘેલછા નહિ કરી બેસે; અમેરિકા પણ એવી ઘેલછા કરવા નહિ દે. અથવા યુદ્ધ થશે જે તો ભારત એકલું નહિ હોય; જગતની એક મહાન અણુસત્તા ભારતને પડખે હશે! આમ, તત્કાલ પૂરતી સત્તાની સમતુલા પ્રસ્થાપિત થઈ છે.

પરંતુ, ભારતને જે અત્યંત અગત્યની જરૂર છે તે તો બાંગલા દેશને વહેલામાં વહેલી તકે વિજય અપાવવાની. તે માટે તેણે પૂરતા પ્રમાણમાં શસ્ત્રો અને ઇતર સહાય કરવી રહે છે. ભારત એકલા માટે, એક બાજુ ૮૦ લાખ નિર્વાસિતો, બીજી બાજુ તત્કાલ મોટા પાયા પર બાંગલા દેશને શસ્ત્રો સહિતની સહાયને પહોંચી વળવાનું શકય છે? ભારત અને રશિયાની સંયુક્ત યાદીમાં બંગલા દેશની મુક્તિ વિષે કશી જ સ્પષ્ટતા નથી, 'બાંગલા દેશ' શબ્દ પણ આ યાદીમાં વપરાતો નથી. એટલું જ નહિ પણ "કેવળ પૂર્વ પાકિસ્તાન નહિ, સમસ્ત પાકિસ્તાની પ્રજાનાં હિતો જળવાવાની" વાત કરી છે. રશિયાનું વલણ .આમાં જે પ્રગટ થયું છે તે એ છે કે ઉકેલ "લશ્કરી" નહિ, "રાજકીય" હોવો યોગ્ય છે; અને સમગ્ર પાકિસ્તાન એટલે કે અખંડ પાકિસ્તાન - દ્વારા તે સાધવા માગે છે! આ બંને મર્યાદાઓ સાથે આપણી જરૂરિયાત જોતાં ભાગ્યે જ કશો મેળ ખાય એમ છે.

આપણે માટે હવે અખંડ પાકિસ્તાન નહિ, ફરીથી સંયુક્ત પાકિસ્તાન નહિ સ્વાધીન બાંગલા દેશ સિવાયનું ખંડિત પાકિસ્તાન જ ઇષ્ટ હોઈ શકે. તો જ ૮૦ લાખ નિર્વાસિતોનો ઉકેલ શકય બને. રશિયા આપણને આ ઉદ્દેશ માટે પર્યાપ્ત સહાય કરીને જ મૈત્રી કરારની સાર્થકતા પુરવાર કરી શકે.

પરંતુ, આપણી ગરજ રશિયાની ખરેખર ગરજ છે ખરી? ટૂંક સમયમાં રશિયાનું વલણવર્તન આનો જવાબ આપી દેશે; અને ત્યારે જ ૨૦ વરસના આ કરારનું તત્કાલ મહત્ત્વ નિશ્ચિત થશે.

ઇતિહાસની એમ કેવી વિચિત્રતા છે—કેવો પૅરેડૉક્સ છે કે લોકશાહી આદર્શને વરેલું ભારત, લોકશાહી નિષ્ઠાની ઝંડી ફરકાવતા રહેલા અમેરિકાને હાથે, સર્વસત્તાવાદી સામ્યવાદી દેશની બાથમાં ધકેલાઈ ગયું છે!

સાચી વાત તો એ છે કે બે પ્રકારનાં રાષ્ટ્રો માટે જ આ દુનિયામાં હવે સ્થાન રહ્યું છે. એક તો, જ્યાં સત્તા અને તાકાત દેખાય ત્યાં, નીતિના કશા જ આગ્રહ વિના જેની-તેની સોડમાં બેસી જનારાં, અને બીજા, પોતાની આગવી તાકાતના જોરે ઊભા રહેનારાં. પહેલા પ્રકારના દેશો નરી સ્વાર્થ નીતિમાં ભ્રષ્ટ બની જીવી જશે. બીજા પ્રકારનાં રાષ્ટ્રો પોતાની નીતિ અને જરૂરત પ્રમાણે પોતાના મિત્રો અને દુશ્મનો નક્કી કરતાં રહેશે, બદલતાંય રહેશે. બલ્કે, એવા નીતિમાન, બલિષ્ઠ અને વ્યવહારુ રાષ્ટ્રોને સૌ કોઈ સામેથી મિત્ર બનાવવા આવશે — ગઈ કાલના દુશ્મનોય મૈત્રી માટે તૈયાર થશે.

ભારત એકેય પ્રકારમાં પોતાનું નામ નોંધાવી શક્યું નથી એ એની પાયાની કમજોરી જ એની આજની અસહાય સ્થિતિ માટે જવાબદાર છે.

૧૨-૮-૭૧]

# એક કવિતા

સમણાંનું કલશોર ભરેલું વૃક્ષ લઈને
કોક પરીની આંગળીએ હું ચાલું.
લચી પડેલા લીલા કૂંડે
લીલોલચ હું દાઝું...

પવન પાંખમાં
મસ્ત બનેલો મહાલું.
ગામ બધું આ ગાડે બેસી આવે
ડૂહેલી મારી ડૂબી ઘેનમાં ધીરી હાંકી લાવે.
ઊડી ગયેલાં ચકવાં એના...
તૂટી ગયેલા માળાને ફરીસું.
હું હવે આ ડૂહેલીને દરવાજે બેસી
સમણાંને ફરીસું
સમણાંનું કલશોર ભરેલું વૃક્ષ લઈને
કોક પરીની આંગળીએ હું ચાલું.

મફત ઓઝા

# હું છાકટો છકેલો

વાત એમ છે મ્હેંદી
કે તારે પાને પાને જ
રંગોની મહેફિલો ચીતરેલી છે એવું નથી.
દોડી તો રહ્યા છે
મારી નસોમાંય શતદિવસ
માતેલા સાંઢો.
તેથી એનથેન દોવાધેન રમતા
દેના ઘોડાને
તારામાં કંઈક કેટલીય સોહાગ રાતો
દેખાય તો હું શું કરું ?
મારા અવાજનો આશ્રમોની
સ્થાપનાથી આજ લગી
તિરાડો તરફડ્યા કરે છે
ને ઘોડાઓ હણહણ્યા કર્યા છે
કે મ્હેંદી!
તારા નામના ગાલીચા ભરી
રમતું છે રંગ રંગ વાદળિયાં
હજી રાહ ક્યાં સુધી જોવી વરસાદની!
મેઘધનુષ્યમાં લોટપોટ ગોટપોટ થઈ
હોઠોટની મહેફિલમાં
છાકટા થઈ છકયા કરવું છે મારે તો!
ભલે પછી અવાજના આશ્રમો
રંગ બદલ્યા કરે પોતાના
ભલે પછી વરસાદો
મ્હેંદી તારી સોહાગ રાતોથી જન્મ્યા કરે!
હું તો કેવળ છાકટો થઈ
છકેલો જ રહીશ.

ઇન્દુ પુવાર

# પીળું આકાશ | (ગીત)

મારાં અધાર્યાં વ'ન આજ લાલાં
કે પાંદડે પ્રોવાયું પીળું આકાશ.
આવી વાયરો ભૂંસે છે બધા ચીલા
કે વાયરે પડઘાયું પીળું આકાશ.
જાંબુડી ટેકરીને નેજવે નિહાળી ગયો
ડૂબી બપોરનો માળો,
છેલ્લું વીંઝીને કિરણ સોનેરી આભ કરે
વરણાગી કાંકરીયાળો.
પાન પાન આગિયાનાં પરવાળાં
કે ચાંદરણે ત્રોફાયું પીળું આકાશ.
રાન રાન મોગરા શાં અજવાળાં
કે તમારિયે છલકાયું પીળું આકાશ.
અણજાણી છોકરીના અંકાતા સ્મિત સમો
પીછાંમાં સીમ ખરે કેસરી,
ઊડેલી ધૂળમહીં સિન્દૂરિયા શીંગડીની
મેં'શ લીંપાય હવે આંગરી.
તારલામાં તડકાની કાલનાં ટોળાં
કે તારલિયે તરડાયું પીળું આકાશ.
ઝાકળમાં કિરણોની આજના ગોળા
કે ઝાકળિયે ઝટકાયું પીળું આકાશ.

ભરતકુમાર શર્મા

# વન્ડરલેન્ડ | (માં ગુરુશિષ્ય સંવાદિકા) | રમેશ પારેખ

ગુ: આવો આવો આમ
હે માણસો તમામ
જુઓ, આંગળી ચીંધું છું તે ભીંતસમું
ચોગરદમ શું છે?
શિષ્યો: (ડોક હલાવે)
ગુ: ખીખીખીખી
ખબર નથી?
કંઈ ખબર નથી?
ભઈ, એ તો કોઈ રાત અધૂરું રહી ગયેલું
કરપીણું સપનું
ખૂલી આંખમાં આગળ આગળ ચાલ્યું તે છે,
સમજ્યા?
શિ: હ...અમ્... (ડોક હલાવે)
ગુ: આંખલોહીમાં ઝુમ્મર ઝૂલે નિહારિકાનું
નિહારિકાથી હોઠ લગી
આ પીળું શું પથરાયું
વત્સો, પીળું શું પથરાયું?
શિ: લુલ્લુલ્લુલ્લાકડાનું ભૂસું...
ગુ: શાબ્બાશ
શિ: હે હે હે હે
ગુ: દાંત ન કાઢો—સામે લીલુંછમ લવકે તે શું છે,
કહેશો, શું છે?
શિ: (ડોક હલાવે)
ગુ: એ તો વત્સો,
આંખ કાન પગ કાંત વિનાની માતેલી માહિતી...
માહિતીઓ શ્વેતકેસરી લાલજાંબલી હોય
માહિતીને આઠ પગો છે જોયું?
માહિતીને આઠ હાથ છે જોયું?
જુઓ, આઠ હાથમાં શું શું પકડ્યું?
શિ: દાંત કાઢતા ચ્હેરામ્હોરા...
ગુ: કોના કોના?
શિ: લહિયાઓના
લથના લપ્પટ રસિયાઓના
વિચારના કાગળિયા કોરા

ગુ: કોના કોના
શિ: ચરમાળુના
મરમાળુના
ધરબાળુના
લોહીઝારાના
ગુ: કોના કોના
શિ: આકુળવ્યાકુળ પંખણીઓના
લોહી છીંકતી શંખણીઓના
ગુરુ: માહિતીને આંખ હોય છે?
માહિતીને પાંખ હોય છે?
શિ: (ડોક હલાવે)
ગુરુ: માહિતીઓ શું શું કરતી?
શિ: દાંત કાઢતી
ગુ: ખમ્મા...
શિ: તાજો વેશ કાઢતી
ગુ: ખમ્મા
શિ: સરાક સેસ કાઢે
ગુ: ખમ્મા સ્વભાવ એનો બહુ રમૂજી
શિ: બહુ રમૂજી?
ગુ: હા હા વત્સો,
ખોપરીઓ પર ટપલી મારે
કોહવાટતાં શબ સંગાથે શરતો મારે
બગલ વગાડે
ખોપરીઓ પર ટપલી મારે ટચાક
હીહી
ટચાક હી હી...
શિ: હીહીહીહી
ગુ: દાંત ન કાઢો—તમે તમારે ખમ્મે
બોલો, શું ઊંચકીને ચાલ્યા?
બોલો,—દફતર પાટી
શિ: નહિ
ગુ: નહિ?—તો... સ્તરચાંદી?
શિ: નહિ
ગુ: નહિ? તો શું ઊંચકીને ચાલ્યા, વત્સો...?

શિ: કમ્મકમાટી
ગુ: કમકમાટી ખભા પર ઊંચકીને વત્સો,
કયાં જાવું છે?
શિ: લિપિ સુધી
ગુ: લિપિ સુધી? રસ્તો ભાળ્યો છે?
શિ: (ડોક હલાવી) ખબર નથી...
ગુ: સાત કલ્પ વર્ષોથી હું કરું હજામત
તોય ન પામ્યો લિપિની લગભગતા.
વત્સો, શબ્દમેનકાઓએ મારાં તપ તોડાવ્યાં
અવાજની રંભાએ મારા બ્રહ્મચર્યને લૂંટ્યું
કાળી વિચારની વિષકન્યાઓએ રૂંવે રૂંવે
ક્ષત કર્યો — તમારે કયાં જાવું છે?
શિ: લિ... લિ...
ગુ: અરે મૂરખના જામ, આપણે ચરણો કયાં છે?
ચેધૂરમનમાં હરણો કયાં છે?
આંખહાથતા કરો કયાં છે?
કંઈક જેવું કંઈયે કયાં છે?
દૂધે કયાં છે?
દહીંયે કયાં છે?
લખાણ નીચે સહીયે કયાં છે?
લખાણ કયાં છે?
ઘોડો કયાં છે? ગમાણ કયાં છે?
પલાણ કયાં છે?
વહાણ કયાં છે?
મસાણ કયાં છે?
પ્રમાણ કયાં છે?
અલમ્ ઇતિ
ઇતિહાસો બાંધો
અને રાફડા ગોખો
ઇતિ અલમ્
આપણે ઇતિહાસોનું અનુશીલન બસ અનુશીલન
ને અનુશીલનમય પરિશીલનતા
ધન્ય ધન્યતા ધનીએ
વત્સો, સહવીર્ય કરવાવહૈ
પદ ઝીલો
શિ: સહવીર્યં કરવાવહૈ
ગુ: હીહીહીહી
શિ: હીહીહીહી

## મ્હેરા મનેખને મેળે | રમેશ પારેખ

મ્હેરા મનેખને મેળે ભમ્યા હો રામ, મ્હેરા મનેખને મેળે હોજી
તંબૂ નીચે જ રાત આખી રમ્યા હો રામ, મ્હેરા મનેખને મેળે હોજી
મેળામાં કોઈ ભટ્ટ મ્હેરોભટ્ટાક કરે વડવાની શૂરભરી વારતા હોજી
વડવા તો માટેલા બેઉ કાન ફૂંકીને ત્રાડ્યીસહોહાને મારતા હોજી
સાવ જોતજોતામાં મ્હેરીડિયાગ ડાળ મ્હેરાના કાનમાં ઊગે હોજી
મ્હેરાના કાન પાંખ આત્માના ધ્રેનમાં મ્હેરાત્મ આભમાં પૂગે હોજી
ભમતો ભમતો રે સાવ હાંફી ગયેલ કોઈ આવ્યો રે વાંસળીવાળો હોજી
દયો, મારા ભાઈબંધ, દયો, મારા ભાઈબંધ, વાંસળીની કોમલને પાળો હોજી
મ્હેરાઓ શંખઢોલભૂંગળ ફૂંકે હો રામ, મ્હેરાઓ તાળીઓ પાડે હોજી
વાંસળીને જોઈ જોઈ ખીખી કરે ને રામ, મ્હેરાઓ કાંખલી વગાડે હોજી

લ્યો, મારા ભાઈબંધ, લ્યો, મારા ભાઈબંધ, વાંસળીની કોયલને પાળો હોજી
વાંસળીને ઝીલો તો ઝિલાશે કાન; જોક ઝીલો તો ખૂલશે પતાળો હોજી
વાંસળીને જોઈ જોઈ ખીખી કરે હો રામ, બ્હેરાઓ બેઉ કાન મીંચે હોજી
બ્હેરાઓ શંખઢોલભૂંગળ ફૂંકે હો રામ, બ્હેરાઓ તાળીઓ ટીચે હોજી
કહેતાં કહેતાં રે કોઈ કાગળની જેમ કંઠ વાંસળીવાળાનો સાવ ફાટયો હોજી
પાચસાત બ્હેરાઓ વાંસળી સહિત એને તંબૂની બ્હાર ક્યાંક દાટયો હોજી
તંબૂ નીચે જ રાત આખી ભમુ હો રામ, બ્હેરા મનેખને મેળે હોજી:
બ્હેરા મનેખને મેળે રમું હો રામ, બ્હેરા મનેખને મેળે હોજી

## સમય નામે કચૂબ | મહેશ દવે

ચીપીચાપીને ચાલતો સંગાથ કોઈ આપનો
આભે અડયાના શપથ લઈ, પૃથ્વી ઉપર
શું બોલ્યાની હકીકત—પવન પડી ગયેના ઢોલ.
ઊભા ઊભા ચાલતાં
આડીઅવળી દિશાની કંટકશય્યા પર
પોઢયા એવું ઊઠયા ને દોડયાં ઘોડાપૂરમાં.
મેશ જેવી રાતને આંજી દીધી છે આંખમાં
પૉલિટિક્સની દિવ્યતાના કાદવમાં બેસવું તો દુષ્કર
આ તો પોકળ નાલાયકી કહેવાય રે સમજાય!
પાયખાનાની માખી જેવી સ્થિતિ
જીવ્યા કરતાં એવું ભલું તેમ જાણી
કણકણની ભાતમાં ચોસલાં બેપાદર
લાકડીની ઠક ઠકનાં કંઠાર હવે ના વાર
કવિના એકાન્તમાં ઊગે જ કીડા અળશિયાં
એક બસ એક ખીલો કપાળમાં ઠોકી જુઓ
લોહી લૂછવા વાદળાં ઊમટી જશે
નૈતિક અધ:પતનનો લય તમારી સરિતા
સરિતામાં ઘૂમરીઓ ઘણી હોય છે
વારંવાર ગળું ફુલાવી કંઠતી કોકિલ કરવત
ગળા પર છેદ દઈ ઊડી જતી
ત્યારે વેલુડો ભરવાડ જાણે કોણ
એકલો રડતો રહી, રડી જાય છે.
પ્હોંચવું જ્યાં હોય તેની કલ્પનાના બિંબમાં
ચ્હેરો ચૂંકોથી અને લોહીના રંગથી ચીતરાય છે.
હવા જરા ધીરે વહે...
પૃથ્વી જરા ધીરે ખસે...
ત્યાં પગનાં તળિયાંમાં રેખાઓની
ગાંઠ વળી જાય છે.
એક એવા બોલના પ્રતિધ્વનિની તથા
વ્યાકુળ વ્યથાનો વિષય જ વિપથી નથી રહ્યો જે.
પહેચાન, પોતાની પહેચાનના ફાંફાં
શંખ્યાં ધાનમાં તડકો કૂદી કારખાનાં પાયરે
આ સવારે, ગઈ સવારે
વારંવાર ચકચકિત ચહેરો ચકોર
ઊગતા ને રડતા
ભલાભણુ કોઈની કરતાં રહ્યાં મ્હોરાં
છતાં ચહેરા નદીકાંઠે કે રણમાં ગુંજતા.
અવાજ તો મરતો નથી વિજ્ઞાનની કથની
ધ્વનિનું ડોલવું ને ગુંજવું
વાતાવરણ ફાડી ફરીથી ડોલવું ને ગુંજવું
હવા જરા ધીરે વહે...
પૃથ્વી જરા ધીરે ખસે...

# બે આસ્વાદ

## ૧

## હલ્લો સાગર!

કાંઠાના વેલાફાંસામાં ગળાડૂબ
મોઢે ફરતા ફૂંફવતા ફીણના હલ્લા વચ્ચે
હલ્લો સાગર

હું તમારું પાણી બોલું છું.
હલ્લો હલ્લો સાગર, હું પાણી બોલું છું.
તમારી વાણી અહીં સુધી નથી પહોંચતી
તમારું પાણી બોલું છું, તમારી વાણી નથી
બોલી શકાતી.

હલ્લો સાગર!
નીલ્લો તમારો કિલ્લો તોડી આવો બહાર.
રેતીનો ખીલ્લો ખીલ્લો બાંધી રાખે છે
પાણીપંથા

અશ્વો
પાણીપોચાં વિશ્વોનાં સપનાંઓનો ભય
તમારાં પાણીને પાણી પાણી કરી નાખે છે.
તમારી વાણી નથી બોલી શકાતી.
ઠાલા છીપોના દ્વીપો ઠેલ્લો મા....રે છે,
હલ્લો સાગર.

હલ્લો સાગર
નીલ્લો તમારો કિલ્લો તૂટે
તો રેતીનો ખીલ્લો ખીલ્લો છૂટે
હલ્લો સાગર, નીલ્લો તમારો કિલ્લો તોડી
આવો બહાર

અગસ્ત્યના પેટસૂતું હું તમારું પાણી
વડવાનલની જીભે જલતું હું તમારું પાણી
ચૌદરત્નના ઘામાં ગભરુ તમારું પાણી બોલું છું.

'કૃતિ' જુલાઈ ૭૦ —ચંદ્રકાન્ત ટોપીવાળા

કવિકર્મને સ્વાભાવિક એવી ચૈતન્યપ્રાપ્તિની શોધ, સુસ્પષ્ટ તરી આવતી પ્રકૃતિગત ચેતનસૃષ્ટિથી આગળ વધીને technological consciousness દ્વારા છેક જડ યાંત્રિકતા સુધી પહોંચે છે ને એમાંથી પણ કાવ્ય પ્રગટાવી શકે છે; એના સફળ નમૂના તરીકે આ કાવ્યરચના અચૂક આગળ ધરી શકાય. જડત્વમાં ચૈતન્યના મિથ્યા આરોપણ માટે અહીં કશા ભટકુનેડા નથી. ચંદ્રયુગના તદ્દન હાથવગા ધ્વનિયંત્ર—ટેલિફોન—નો આધાર લઈ, કવિએ, સાગર અને જલનાં, પ્રથમ દૃષ્ટિએ અભિન્ન લાગતાં તત્ત્વોનો ભેદ અહીં કાવ્યવિષયે નિરૂપ્યો છે.

પોતાનાં જ હૃદય પર હાથ મૂકીને માણસ નિકટવર્તી દૂરત્વનો ક્ષોભ પામી શકે. ('અંતરાત્માનો અવાજ'—એ બુઠ્ઠું થઈ ગયેલું શબ્દયુગ્મ અકસ્માત યાદ આવી ગયું!) સાગરનું પાણી, સાગરને જ પુકારી પુકારીને કહે છેઃ

> તમારી વાણી અહીં સુધી નથી પહોંચતી
> ....તમારી વાણી નથી બોલી શકાતી.

અંદર બેઠેલા 'હું'ની વાણી હુંકાર દ્વારા પણ ઘણી વાર પ્રગટી શકતી નથી. કોઈ અ બ ક વિશે કલ્પવાનો મારો હક સુવાંગ સાચવીને હું કહી

શકું કે બધે એમ જ હોય. સાંભળી–બોલી ના શકાય એવી આ 'હું'-વાણી અંગે પાણીની ગૂંગળામણ ઘેરી છે ને તેથી જ પ્રયત્નપ્રેરક છે. સાગર-વાણીને પ્રગટાવવાના પ્રયત્નોમાં જ પાણી દર્શાવાય તો ઘણું. જલતરંગનો 'નીલ્લો કિલ્લો'ને પાણીપંથા અશ્વોને બાંધી રાખતા 'રેતીનો ખીલ્લો ખીલ્લો' તોડીને બહાર આવવાનાં પુરુષાર્થસભર પ્રલોભનોમાં સુરમ્ય કલ્પનાવ્યાપારની ક્ષણો કવિએ જીવતી કરી મૂકી છે. પણ... પ્રત્યુત્તરે સાગર મૌન છે.

વિજિગીષાની લાગણી ઉશ્કેરે એવી ચેલેન્જ ગણો તો એમ, અથવા હતાશાપ્રેરક, દુઃખજનક પરિસ્થિતિનું સંવેદનાપૂર્ણ ચિત્ર કદાચ સાગરને મુખરિત કરી શકે :

> પાણીપોચાં વિશ્વોનાં સપનાંઓનો ભય
> તમારાં પાણીને પાણી પાણી કરી નાખે છે.

કરુણતા દ્વિગુણિત થાય એવી લાચારીપૂર્ણ પુનરુક્તિ અહીં સાર્થ કરે છે :

> તમારી વાણી નથી ઓળખી શકાતી.

નબળી અર્થચ્છાયાઓ તળે ઊભવાનું ચંદ્રકાન્તને પોષાતું નથી, એમ છેલ્લાં ત્રણેક વર્ષની તેની કાવ્યરચનાઓ જોતાં બેધડક કહી શકાય. કાવ્ય-સંદર્ભે, ભાગ્યે જ કોઈ કવિએ સાગરને પોતાની અજમાયશમાંથી મુક્ત રાખ્યો હશે. અહીં એ જ સાગર શબ્દસંયમની માત્રાએ કવિતારૂપ વહે છે. સંયમની જાગરૂકતા આરંભની જ પંક્તિઓમાં સૂચવાઈ ગઈ છે :

> કાંઠાના વેલાફાંસામાં ગળાડૂબ
> મોઢે ફરતા ફૂંકવતા ફીણના ઢલ્લા વચ્ચે
> હલ્લો સાગર... હું તમારું પાણી બોલું છું.

ત્રણ મિનિટે 'કટ'નો ભય ના હોય છતાં, શું કહેવાશે? કેટલું કહેવાશે આ પરિસ્થિતિમાં? આ ચિંતાભારે જ આગળની પંક્તિઓ વંચાય એવી શબ્દસતી ઝંખના ધીમે ધીમે સ્થિર થતી જાય છે, સાર્થક બનતી જાય છે.

> હલ્લો સાગર, નીલ્લો તમારો કિલ્લો તોડી આવો બહાર

અશક્ય કે અસંભવિતને પામવાની તૃષ્ણાઓ, આ ધ્વનિમંત્રની સાક્ષીએ કેટલી બધી વાર, એના સ્વાભાવિક પરિણામ તરફ ગતિ કરીને, નિષ્ફળતાઓને વરી હશે? તોતિંગ દુર્ગવિચ્છેદનનાં ઇતિહાસકથિત સત્યો, ક્યારેય ન તૂટી શકતાં રંગીન, રમણીય, પારદર્શક આવરણો આગળ કેવાં મૃગાંતર થઈ જાય છે? પેલા 'હું' ને કે ચ વ કને પૂછીએ તો એ પણ આવી પરિસ્થિતિમાં તો મૌનોત્સવં માણે; કે કંઈક દંભભર્યું બોલે તો બોલે ગોળ ગોળ... કાવ્યસત્યના સામા તીરનું...

દોઢ બે પૃષ્ઠોમાં અર્થવિસ્તાર સાધતું શબ્દ કેશવનું 'પાણી', આ કવિતામાં touching expressivenessનાં શક્ય એટલા સીમાપ્રાંતો ખૂંદી વળે છે. છેવટે, પોતાનાં વિવિધ અર્થસભર સ્થિત્યંતરોની લીલીસૂકી ઘટમાળ સંક્ષેપમાં વર્ણવીને, સાગર સાથે નિજત્વ પ્રેરક contect ચાલુ રાખવાનો પાણીના પ્રયત્નોની પ્રાપ્ત્યાશા ત્રણ પદટુકડાઓમાં ટુકડે ટુકડે તૂટે છે :

> અગસ્ત્યના પેટસ્થ હું તમારું પાણી
> વડવાનલની જીભે જલતું હું તમારું પાણી
> ચૌદ રત્નના ધામમાં ગભરુ તમારું પાણી બોલું છું.

રત્નાકર અને લવણાકર એ બે પર્યાયબિંદુઓની વચ્ચે વહેતા સાગરના પાણીની આ વાણી નવીનતાને બહાને ખડકાતા જતા — વાણીની આડપેદાશ સમા — શબ્દોના ખડખડતા ખડકલા વચ્ચે સાથે જ હૃદયસંતર્પક અનુભવ કરાવે છે.

'ચં'પૂ' વ્યાસ

# અકળાતો ખાલીપો

ઘરની વત્સલતા ગૂંગળાય
રમકડે નિઃશ્વાસો ઊભરાય;
વળગણી તડકે સળગી સળગી
ઝંખે બાળોતિયાંની છાંય.

ઝંખે હાલરડાં હાલરડાં
કાયમ શમી ગયેલા કજિયો;
ઘરમાં હાલરડાં પીધેલ,
રિક્તતા વલખે ચારેકોર.

સ્તનની સરહદ પર વત્સલતા
ઝંખે બચકારાનાં ફીણ;
ઊતરતી ઝાંખપથી ચોપાસ
ઘરનાં અજવાળાં ભીંસાય,
દોરીએ હાથ જહીં લંબાય
ઘોડિયે ખાલીપો અકળાય....!

(કવિલોક, નવે.-ડિસે. ૧૯૭૧) કનુ મહેતા 'વ્યોમ'

એક ડૂસકા જેટલા આ ટૂંકા કાવ્યમાં ડૂસકાની ઘનીભૂત વેદનાનો વિસ્ફોટ વરતાય છે. બાળકની ચિર વિદાયથી ખાલી થઈ ગયેલ ઘરનો ખૂણેખૂણો, નિરાધાર વત્સલતાના વલોપાતથી અને રિક્તતાના રઘવાટથી ઊભરાય છે.

ઘરની વત્સલતા ગૂંગળાય

એ પ્રથમ પંક્તિથી જ કવિ આપણને આંગળી પકડી ઘરમાં લઈ આવે છે. ગઈ કાલ સુધી જ્યાં વત્સલતા ઊભરાતી હતી ત્યાં આજે નિઃશ્વાસો 'ઊભરાય' છે. નિશ્ચેષ્ટ પડેલાં રમકડાંની સૃષ્ટિમાં કેવળ ઓજિસ શૂન્યતા વ્યાપી ગઈ છે. નિઃશ્વાસથી ઊભરાતાં રમકડાંનું કલ્પન કેવાં ભાવવર્તુલો ઊભાં કરે છે! રમકડે રમતા બાળકની અનેક ભાવમુદ્રાઓ અને તેનું તરવરતું ચાંચલ્ય અનુભવાય છે. કજિયે ચડેલા બાળકને રમકડું હાથમાં આપી રીઝવવાનો થતો પ્રયત્ન, ખિજાઈને રમકડાંને ફેંકી દેતા બાળકના હાથ, રમકડાંને હાથમાં પકડીને મલકી રહેતા બાળકની માસૂમ મુદ્રા — આ સર્વ આપણે પ્રત્યક્ષ કરીએ છીએ.

રમકડે નિઃશ્વાસો ઊભરાય

એ પંક્તિમાં અ એ ઇ આ ઓ ઉ સ્વરોની દ્રુતવિલંબિત ગતિ પરખાતાં રમકડાંની સૃષ્ટિનું જડત્વ ઓસરી જાય છે. વસ્તુ ચાલી જાય અને તેનો પડછાયો જીવતો રહે તો કેવી અકળામણ થાય! પ્રસ્તુત કાવ્યનાં રમકડાં એટલે ચાલ્યા ગયેલા બાળકનો અમૃત પડછાયો! અને વળગણી?

બાળકવાળા ઘરની વળગણીનું ઉશનસે આપેલું આ ચિત્ર સ્મૃતિમાં પ્રત્યક્ષ કરો:

વળગણી ઝૂલે વાઘા ન્હાના ધજા સમ ઉત્સવે।
(પ્રથમ શિશુ)

ઊભરાતું વાત્સલ્ય બાળોતિયાંને પણ ઉત્સવની ધજાઓમાં પલટાવી દે છે! પ્રસ્તુત કાવ્યની

વળગણી તડકે સળગી સળગી
ઝંખે બાળોતિયાંની છાંય

ભીનીસરી ભીનીસરી થયા કરતી વળગણીને એક ક્ષણ પણ બાળોતિયાં વિનાની કલ્પી જ ન શકાય. વળગણી માટે એથી જ આત્મીયતા પ્રગટ થાય. નગ્ન વળગણીની બળતરા અને બાળોતિયાંની છાંય માટેની તેની તીવ્ર ઝંખના — ઘરનાં માણસોની બળતરા અને ઝંખનાનું જ પરાવર્તન છે. આમ ઘરમાં પ્રવેશ કરતાં જ ગૂંગળામણ, નિઃશ્વાસો, બળતરા અને ઝંખના આપણને વળગી પડે છે.

રમકડાં અને વળગણી જેવી નીરવ વસ્તુઓમાં અમળાતી વેદનાનો અનુભવ કરાવી કવિ હવે પડઘાની સૃષ્ટિમાં પ્રવેશ કરાવે છે:

ઝંખે હાલરડાં-હાલરડાં,
કાયમ શમી ગયેલા કજિયો;

ઘરમાં — ખાલી થઈ ગયેલ ઘરમાં હાલરડાં અને કજિયો એકસાથે પડઘાય છે. પેલાં રમકડાં

અને વળગણીને વેદનામાંથી છૂટવા આંખોથી દૂર કરી શકીએ છીએ, પણ પડઘાઓને દૂર કરવાનું આપણું ગજું નથી. રમકડાં અને વળગણી તો નજર આગળ હાલતાચાલતા પડછાયા હતા પણ આ પડઘા તો અદૃષ્ટ રહીને બોલતા પડછાયા છે. ઘરમાં તો આપણને બેચેન કરી મૂકે જ, ઘર બહાર પણ આપણો કેડો ન મૂકે! વેદના હવે વધુ ઘૂંટાય છે. કજિયે ચડેલા બાળકનું એકધારું ક્રંદન, હાલરડાંનો લાડભર્યો થાબડતો શામક લયહિલ્લોળ અને ઘોડિયાનો કિચૂડાટ — અવાજ, અવાજ — પડઘા પડઘા! આ એકમેકથી વિભિન્ન ધ્વનિસૃષ્ટિની સમગ્રતા કેવી પડઘાય છે! કજિયોય ગયો અને હાલરડાંય ગયાં. પરિણામ?

રિક્તતા વલખે ચારે કોર.

હવે કવિ આપણને માતા પાસે લઈ આવે છે:

સ્તનની સરહદ પર વત્સલતા
ઝંખે બચકારાનાં ફીણ;

ભૂખ્યા થયેલા આરડતા આરડતા ધાવતા — અધીરાઈથી ધાવતા બાળકના બચકારા સંભળાય છે? કોઈ અસાવધ ક્ષણે કવિ 'ઝંખે ધાવણ કેરાં ફીણ' એમ લખી બેઠો હોત. આ કવિ તો બચકારાનાં ફીણ દેખાડે છે. ના, સંભળાવે છે. આ 'બચકારા'માં અને 'ફીણ'માં વત્સલતાનાં કાન અને આંખની ઝંખના સળગી ઊઠે છે! ધાવણ એટલે રસ રસ થઈને વહેતી વત્સલતા! એ વત્સલતાનું આપાન બચકારા! વત્સલતાનું મૂર્તિકરણ જુઓ! આ પંક્તિઓનું ભાવન કરતાં કરતાં કોઈને સુન્દરમ્‌ના 'શિશુવિષ્ણુલાંછન' કાવ્યનું આ ચિત્ર પ્રત્યક્ષ થવાનો સંભવ છે:

ત્યાં માતના પાલવમાં છુપાવી
માથું, અને હાથથી પાય-આંગળાં
રમાડતો બાળક ધાવી એ રહ્યો;
ઉછાળીને પાલવ મેઘશ્યામજો,
કાઢી તહીંથી મરકંત મોઢું
તાકી રહ્યો હું ગમ, ને ધીરથી
દૂધેભર્યાં હોઠથકી હસી રહ્યો.

ધાવણથી ફીણભરાતાં માતાનાં થાન અને બાળકના દૂધેભર્યા હોઠ 'બચકારાનાં ફીણ'માં પ્રત્યક્ષ કરાવ્યા પછી હવે જે ચિત્ર આપે છે તે જુઓ:

ઊતરતી ઝાંખપથી ચોપાસ
ઘરનાં અજવાળાં ભીંસાય,

ધાવણની ધવલતા સાથે જ અજવાળાંની ધવલ (માતાના દૂધની જેમ અજવાળાં પણ સુક જવાનાં) આપણે અનુભવીએ છીએ. અને સાથે દૂધેભર્યાં, કહો કે: માતાના થાનમાંથી બહાર નીક મથતા ધાવણની ભીંસ આપણે કળી શકીએ છીએ ધાવનાર ચાલ્યું ગયું છે, વત્સલતા નિરાધાર બની ગ છે એ સ્થિતિમાં માતાની માનસિક અને શારીરિ પીડા કલ્પી શકાય છે? એ વેદનાની પરાકાષ્ઠા અહીં આવે છે:

દોરીએ હાથ જહીં લંબાય
ઘોડિયે ખાલીપો અફળાય

ઘોડિયાની દોરી પકડવા જતાં જ પીલા પ જતા હાથ અને ખાલી ઘોડિયું — વજનવિહો સ્થિતિ — કેટલું બધું વજન મૂકી જાય છે! (ઉપર પંક્તિમાં 'જહીં' ને બદલે 'જરી' શબ્દ મૂકી દેવા લાલચ થઈ જવાની. પણ તે શબ્દમાં માતા ટેવરૂપ બની ગયેલી દોરી પકડવાની ક્રિયાની સ્વાભ વિકતા પ્રત્યક્ષ નહિ થાય, જેવી 'જહીં' શબ્દ થાય છે. માતાની શૂન્યમનસ્કતા પણ ત્યાં આબ પકડાઈ ગઈ છે.) આ સાથે જ જે બીજું કલ્પનાચિ ઊભું થાય છે તે છે: બાળકને બાથમાં લેવા જત લંબાતા હાથ અને એ હાથોનું ખાલીપણું, ઘોડિયાને શમી ગયેલો કિચૂડાટ. કેવળ ઘોડિયાનો જ નહિ આખાય ઘરનો ખાલીપો સંવેદાય છે.

કાવ્યની ખૂબી તો એ છે કે આખુંયે કાવ શબ્દોની બહાર વિસ્તરે છે. એનો પ્રત્યેક શબ્ સૂક્ષ્મ રસેન્દ્રિયને પરિતોષ અર્પે છે. આખીય કૃતિમ એક પણ શબ્દ બોલકો નથી. શબ્દોમાં ભડકા નથ પણ ભારેલો નિર્ધૂમ અગ્નિ છે. કાવ્યના ટૂંકડા લયમ ઘરના ખાલીપણાની ભીતર હીબકાં પડઘાય છે રમકડાં, વળગણી, બાળોતિયાં, ઘોડિયું, સ્તન જેવ ચક્ષુગમ્ય કલ્પનો અને નિઃશ્વાસો, હાલરડાં, કજિયો, બચકારા કે તિરોભૂત ઘોડિયાનો કિચૂડાટ જેવાં શ્રુતિગમ્ય કલ્પનો કાવ્યને એક થીજી ગયેલા આંસુરૂપે કે ઘન બની ગયેલા ડૂસકારૂપે પ્રત્યક્ષ કરાવે છે.

ફકીરમહંમદ મન્સૂરી

# વિદાય વચનો | પૈનજેની સેમ્યોલોવિચ વાર્ગા

પૈનજેની સેમ્યોલોવિચ વાર્ગા એટલે આંતરરાષ્ટ્રીય રાજકારણ ને અર્થશાસ્ત્રના નિષ્ણાત—૧૮૭૯ની સાલમાં હંગેરીમાં એમનો જન્મ; મૃત્યુ ૧૯૬૪ની સાલમાં સોવિયેત રશિયાની ભૂમિ પર. જીવનનાં ૮૫ વર્ષમાં ૪૪ વર્ષ એમણે સોવિયેત રશિયામાં જ રહ્યાથી ગાળ્યાં. આ દરમિયાન મૂડીવાદી તંત્રની સરખામણીમાં કોમ્યુનિસ્ટ અર્થતંત્ર કઈ દૃષ્ટિએ ઉત્તમ છે, એ દર્શાવતાં અનેક પુસ્તકો એમણે લખ્યાં છે. કેવળ તેજસ્વી બુદ્ધિશીલ માનવી તરીકે જ નહિ, પરંતુ એક ભાવનાશીલ કાર્યદક્ષ ક્રાંતિકારી તરીકે તેઓએ કોમ્યુનિઝમ ને સોશલિઝમ સાથેનો સંબંધ જીવનભર ટકાવેલો છે. હંગેરીમાં ઊછરીને મોટા થયા, શિક્ષણ લીધું ને ૨૭ વર્ષની ઉંમરે ત્યાંની સોશલ ડેમોક્રેટિક પાર્ટીમાં જોડાયા. ત્યાંની બુડાપેસ્ટ યુનિવર્સિટીમાં ૧૯૧૮ની સાલ લગી અધ્યાપક તરીકે કામ કર્યું. ૧૯૧૯ની સાલમાં હંગેરીમાં બળવો થયો. બેલાકુનની કોમ્યુનિસ્ટ સરકાર અસ્તિત્વમાં આવી. એ સરકારમાં વાર્ગાએ નાણાપ્રધાન તરીકેની જવાબદારી ઉપરાંત ત્યાંની સુપ્રીમ ઇકોનોમિક કાઉન્સિલના ચેરમેન તરીકેની જવાબદારી પણ સંભાળેલી. એક જ વર્ષની આયુમર્યાદા લઈને આવેલી ક્રાંતિકારી સરકારનું પતન થતાં વાર્ગાને ઑસ્ટ્રિયા નાસી જવાની ફરજ પડી. ૧૯૨૦ની સાલમાં ત્યાંથી જ તેઓ તે કાળે ક્રાંતિકારીઓની પિતૃભૂમિ લેખાતા સોવિયેત રશિયામાં પહોંચી ગયેલા. તે ત્યાં જઈને એ દેશની કોમ્યુનિસ્ટ પાર્ટીમાં ભરતી થઈ ગયેલા. વર્ષો સુધી એમણે 'કૉમિન્ટર્ન'ને નામે ઓળખાતા આંતરરાષ્ટ્રીય કોમ્યુનિસ્ટ સંઘમાં કામ કર્યું હતું.

૧૯૨૭ની સાલમાં, ૪૮ વર્ષની ઉંમરે સોવિયેત રશિયાએ એમને ઇન્સ્ટિટ્યૂટ ઑફ વર્લ્ડ ઇકોનમિ ઍન્ડ વર્લ્ડ પૉલિટિક્સના ડાયરેક્ટર બનાવ્યા હતા. આ સંસ્થા તરફથી પ્રગટ થતા જર્નલના તેઓ તંત્રી હતા. ૧૯૩૯માં તેઓ સોવિયેત એકેડેમી ઑફ સાયન્સના સભ્ય તરીકે ચૂંટાઈ આવ્યા હતા.

વાર્ગાએ મૂડીવાદી તેમ જ સામ્યવાદી દેશોના અર્થતંત્ર પર કોમ્યુનિસ્ટ તંત્રની સરસાઈ દાખવતાં અનેક પુસ્તકો લખ્યાં: 'ધિ ક્રાઇસિસ ઑફ ધિ કેપિટલિસ્ટ વર્લ્ડ ઇકૉનમિ' (૧૯૨૦); 'ધિ ન્યૂ ફિનોમિના ઇન ધિ વર્લ્ડ ઇકનૉમિક ક્રાઇસિસ' (૧૯૩૮); 'ટ્વેન્ટી ઇયર્સ ઑફ કેપિટલિઝમ ઍન્ડ સોશલિઝમ' (૧૯૪૬) ને છેલ્લે યુદ્ધ પૂરું થયા પછી, 'ચેન્જીઝ ઇન ધિ વર્લ્ડ કેપિટલિસ્ટ ઇકનૉમિક સિસ્ટીમ, એઝ એ રિઝલ્ટ ઑફ વર્લ્ડ વૉર સેકન્ડ' લખ્યું.

કહેવાય છે કે યુદ્ધોત્તર ગાળાનું અવલોકન કરતાં લખાયેલા એમના આ છેલ્લા પુસ્તકમાં તેઓ એવા નિષ્કર્ષ પર પહોંચ્યા હતા કે, હવે પછી આ બંને પ્રકારની અર્થવ્યવસ્થાઓ (કોમ્યુનિસ્ટ ને મૂડીવાદી) વગર ટકરાયે પોતપોતાનો વિકાસ સાધતી રહેશે.

એમના આ નિષ્કર્ષે સોવિયેતની અખબારી દુનિયામાં ખળભળાટ મચાવી દીધેલો ને વાર્ગા પર ટીકાઓની ઝડીઓ વરસેલી. આવા પ્રકારની માન્યતા ધરાવતી એ વાર્ગા જેવા ક્રાંતિકારી અર્થ-

શાસ્ત્રી માટે 'ગંભીર પ્રકારની બુઝર્વા રિફોર્મિસ્ટ ભૂલ' લેખવામાં આવેલી.

આખરે ૧૯૪૯ની સાલમાં, ૭૦ વર્ષની ઉંમરે પહોંચેલ આ બુઝુર્ગ અર્થશાસ્ત્રી ને રાજકારણના નિષ્ણાતે પોતાની 'ગંભીર પ્રકારની, બુઝર્વા રિફોર્મિસ્ટ ભૂલ'નો જાહેર એકરાર કરી પોતાના રાજકર્તાઓની આંશિક કૃપાદૃષ્ટિ પાછી મેળવી લીધી હતી. તેમ છતાં, જીવનનાં આખરી પંદર વર્ષ તેઓએ લગભગ અજ્ઞાતવાસ જેવી સ્થિતિમાં જ વિતાવ્યાં હતાં. ને કહેવાય છે કે એ દરમિયાન એમણે કેવળ હંગેરિયન અર્થતંત્રના સવાલો પર લખવા-વિચારવાનું જારી રાખેલું.

કોમ્યુનિસ્ટ અર્થતંત્ર ને આંતરરાષ્ટ્રીય રાજકારણના આ ક્રાંતિકારી આચાર્યની કદર બૂજતાં સોવિયેત રાજસત્તા એમને 'સ્તાલિન પારિતોષિક' ને 'ઓર્ડર ઑફ લેનિન'ના ખિતાબથી નવાજી ચૂકી છે.

૧૯૬૪ના ઑક્ટોબરમાં સોવિયેત રશિયા ખાતે એમનું મૃત્યુ થયું. તે પૂર્વે પોતાના અંતરની વ્યથા ને કોમ્યુનિઝમ માટેની ચિંતા પ્રગટ કરતાં તેઓ આ મૃત્યુ પત્ર લખી ગયા છે.

હાથોહાથ ફરતો ને મુખોમુખ ચર્ચાતો વાર્ગાનો આ મૃત્યુપત્ર ગુપ્ત રીતે સોવિયેત રશિયામાં પ્રચાર પામી રહ્યો હતો. તે પછી ૧૯૭૦ના માર્ચમાં એ મૃત્યુલેખ વિયેનાના 'Wiener Tagabuch' નામના એક માસિકમાં છપાયો છે. હજુ હમણાં સુધી ઑસ્ટ્રિયન કોમ્યુનિસ્ટ પાર્ટી ને તેનાથી આકર્ષાયેલા બુદ્ધિશીલોને માટે અભિવ્યક્તિના એક કેન્દ્ર સમી કામગીરી બજાવી રહેલું આ માસિક હવે ચેકોસ્લોવાકિયા પરના આક્રમણ બાદ ક્રેમલિનની નેતાગીરી સામે સંશય ને ટીકાની દૃષ્ટિથી જોનાર કોમ્યુનિસ્ટોનું ફોરમ બનેલ છે.

વાર્ગાના આ મૃત્યુલેખને પ્રગટ કરતાં 'વેઇનર તાગેબુચ' લખે છે: 'વાર્ગા બીજા વિશ્વયુદ્ધના સમગ્ર ગાળા દરમિયાન કોમ્યુનિસ્ટ ઇન્ટરનૅશનલમાં સૌથી મહત્ત્વનું સ્થાન ધરાવનાર અર્થ-નિષ્ણાત રહેલા. એમના મૃત્યુલેખનો આ અનુવાદ સૂચવે છે કે, સ્તાલિનના તંત્ર સાથે ઘણી બાબતમાં સંમત હોવા છતાં, તેઓ નોકરશાહોની આજની પેઢી કરતાં તદ્દન જુદા જ વિચાર ધરાવતા. કારણ એટલું જ કે, એમનામાં અમુક અંશે એક વૈજ્ઞાનિકની સત્યનિષ્ઠા ને રાજકીય ઈમાનદારી સચવાઈ રહ્યાં હતાં. —સં.

લેનિનના મૃત્યુ બાદ રશિયાના સમગ્ર કામદાર સમુદાયને કોમ્યુનિસ્ટ પાર્ટીએ માર્ક્સવાદને માટે અગમ્ય એવા 'સમાજવાદના સંક્રાંતિકાળના જે વિશિષ્ટ માર્ગે' ખેંચી આણ્યા છે, તેણે એ આખાય વર્ગને કેટલી ઝડપભેર સર્વોચ્ચ નોકરશાહીની અમર્યાદ સત્તાની ધૂંસરી હેઠળ જોતરી દીધો છે! આ હકીકત પાછળ રહેલાં ઊંડાં કારણોની આપણે ક્યાં ખોજ કરીશું? રશિયાની કોમ્યુનિસ્ટ (બોલ્શેવિક) પાર્ટીએ જે ડેમોક્રેટિક સેન્ટ્રાલિઝમ(લોકશાહી કેન્દ્રવાદ)ના સિદ્ધાંતના આધારે પોતાનું ઘડતર કર્યું, ને જે સિદ્ધાંતોના પાયા પર આપણા સમાજની પુનઃરચના કરવાનું બીડું ઝડપ્યું હતું, તે સિદ્ધાંતોને પડતા મૂકવાનું કારણ આપણે ક્યાં શોધીશું?

શા માટે પાર્ટી નેતાગીરીનો કેન્દ્રવાદ ખુદ લોકશાહીનો કોળિયો કરી ગયો? ઉપર ઉપરનું ખોખું જ સાચવી રાખી, એણે એનો ઔપચારિક ને દેખાવ પૂરતો જ ઉપયોગ કેમ કરવા માંડ્યો?

આ દિશામાં જે બધો વિકાસ થયો છે, તેનાં મૂળ તો છેક ૧૯૧૭ની ક્રાંતિકારી પરિસ્થિતિમાં જ રહેલાં છે, કે જ્યાંથી આ 'સમાજવાદ માટેના વચગાળાના રસી માર્ગ'નો આરંભ થયેલો છે.

આર્થિક રીતે તદ્દન પછાત એવા આ વિરાટ દેશની અતિ મોટી બહુમતી ખેડૂતોની ને નિમ્ન સ્તરના મધ્યમ વર્ગની હતી. આથી આ વસ્તીએ પોતાના દેશના અર્થતંત્રને પાયમાલીને આરે લાવી મૂકનાર, સદાની બદીથી ખવાઈ ગયેલા જૂના જર્જરિત અને આવડત વગરના આપખુદ રાજાને સત્તા પરથી ઉઠાડી મૂકવાનું કામ કર્યું. ને આથી

જે પરિસ્થિતિ નિર્માણ થઈ એમાં દેશને અકથ્ય એવી મુસીબતોનો સામનો કરવાનો આવ્યો. હવે એણે ગમે તે ભોગે, દેશના અર્થતંત્રને પાછું ઝડપભેર ઊભું કરી દેવાનું હતું. એટલું જ નહિ, નવી અર્થવ્યવસ્થાનો પાયો નાખી એના આધારે એક નવા સમાજની રચના કરવાની હતી. આ ભગીરથ કાર્ય સાધવા માટે એણે ગ્રામપ્રદેશની પ્રતિગામી બૂર્ઝ્વાઝીના વિરોધ પર સરસાઈ મેળવવાની હતી. એ કામ કરવાની સાથે સાથે એકલે હાથે એણે એને ડારનારા મૂડીવાદી દેશોનાં લશ્કરો સામે ઝૂઝવાનું હતું. આ કાર્ય પાર પાડવા માટે એક કેન્દ્રવર્તી ને કાર્યસાધક સંગઠિત તાકાત એણે ઊભી કરવાની હતી. એ સંગઠિત તાકાતના નિભાવને માટે જરૂરી એવી અઢળક સાધનસામગ્રી પણ એણે દેશમાંથી જ મેળવી લેવાની હતી.

સમયના અત્યંત ટૂંકા ગાળામાં દેશે પોતાનો આર્થિક વિકાસ સાધી લેવો પડે તેમ હતો—તે તે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ઉગ્ર કટોકટીથી ભર્યા ગાળા દરમિયાન પોતાનું અસ્તિત્વ સલામત રાખવા માટેનો સંગ્રામ ખેલતાં ખેલતાં. આ કામ એક અત્યંત કેન્દ્રવર્તી સત્તા ધરાવનારી સંગઠિત તાકાત વડે જ સાધી શકાય એમ હતું. એ ટાણે સમાજવાદી લોકશાહીના વિકાસને માટે અવકાશ જ ન હતો અર્થાત્ કુલકો (ધનિક ખેડૂતો)ને હળવે હળવે સમાજવાદી રીતરસમને અનુકૂળ બનાવી લેવાની ક્રમિક ને કષ્ટસાધ્ય પ્રક્રિયા માટે અવકાશ જ ન હતો. આ બાબતમાં લેનિન ને બુખારીનની યોજના બાબત પુનર્વિચારણા કરીને સ્તાલિને *એન. ઈ. પી.નો ઝડપથી અંત આણી દીધો એ સારું જ કર્યું હતું. પરંતુ નિશ્ચિતપણે કહેવું જોઈએ કે, પાર્ટીમાં તેમ જ રાજ્યતંત્રમાં અત્યંત ત્વરિત ગતિએ પાર્ટી હાયરાર્કિનું પ્રભુત્વ જામી પડ્યું, ને એની સત્તા અત્યંત કઠોર ને નિષ્ઠુર હતી.

*લેનિનની 'ન્યૂ ઇકનૉમિક પૉલિસી', જેમાં નાના નાના મૂડીદારોને ખાનગી રાહે ઉદ્યોગધંધા ચલાવવાની પરવાનગી કામચલાઉ ધોરણે આપવામાં આવી હતી.

આમ એની અનિવાર્યતાને કારણે અસ્તિત્વમાં આવેલા કેન્દ્રવર્તી તંત્રનું ઉચ્ચાલક–સંચાલક બળ એની વહીવટી નેતાગીરી બની રહી. એ તંત્રને પળેપળનું માર્ગદર્શન આપવું જેમ અત્યંત જરૂરી હતું, તેમ દેશના અર્થતંત્રને ઊભું કરવું, બાંધવું એ પણ એટલું જ જરૂરી હતું. દેશના ઉદ્યોગોની પુનર્ઘટના, દેશના લશ્કરની રચના, એને માટેનાં ઉપકરણ ને સાધનસામગ્રી વગેરે માટે પુષ્કળ સાધન-સંપત્તિની જરૂર ઊભી થયેલી હતી. એથી શક્તિ ને સાધનસંપત્તિનો સ્રોત કૃષિક્ષેત્રના કાયાકલ્પ માટે, અનેક નવા નવા ઉદ્યોગોના જન્મ ને વિકાસ માટે તેમ જ નૂતન પ્રકારની અર્થરચના ઊભી કરવા માટે જરૂરી હતો.

આ બધાં કામોને માટે પરદેશોમાંથી કરજે નાણાં લાવી શકાય એમ હતું જ નહિ. આ બધી શક્તિ ને સંપત્તિ દેશે પોતાની પ્રજાની શ્રમશક્તિને નિચોવીને જ મેળવવાની હતી. ઘરમેળે, પ્રજા પાસેથી કરજ કરીને, ઊભી કરેલ મૂડી માત્રથી આ કામ પતે તેમ ન હતું. એ કામ તો એણે પોતાના દેશના કામદારો, ખેડૂતો ને મધ્યમ વર્ગના નોકરિયાતો જેવા પ્રજાના બહોળા વર્ગનું સીધું શોષણ કરીને જ પાર પાડવું પડે તેમ હતું.

મૂડીવાદના વિકાસને માટે જેમ 'પ્રારંભિક મૂડી-સંચય'નો તબક્કો અનિવાર્ય ગણાય છે, તેમ લાંબા ઉગ્ર સંઘર્ષને કારણે ખંડિયેર બની ચૂકેલા આ પછાત દેશને માટે પણ આ પ્રકારનો તબક્કો અનિવાર્ય હતો. એને કારણે અહીંના ઉદ્યોગોમાં વપરાતી શ્રમશક્તિના 'અતિરિક્ત મૂલ્ય'ના (અર્થાત્ નફાના) શોષણનો સીધો ઇજારો રાજ્યના હાથમાં મુકાઈ ગયો.

'ઇકનૉમિક બેઝિક્સ ઑફ કૉમ્યુનિઝમ' નામની પુસ્તિકામાં સ્તાલિને એવું પ્રતિપાદન કરવાની કોશિશ કરી છે કે, "કૉમ્યુનિઝમના અર્થવ્યવહારમાં 'મૂલ્ય' જેવી કોઈ 'કક્ષાની ગણતરી કરવાપણું' રહેશે જ નહિ." પરંતુ એ તદ્દન ખોટી વસ્તુ છે. કદાચ એમ બને કે, એણે 'મૂલ્ય' શબ્દનો અર્થ અહીં 'વિનિમય

મૂલ્ય' અર્થાત્ ચીજવસ્તુને બજાર દ્વારા હાંસલ થતા મૂલ્યના અર્થમાં ઘટાવ્યો હોય. વાસ્તવમાં, ગમે તે સ્વરૂપે વ્યક્ત થતું હોય, પણ 'મૂલ્ય' એ કોઈ પણ વસ્તુની પેદાશ પાછળ માનવીની શ્રમશક્તિ કેટલી ખર્ચાઈ છે એના પ્રમાણ ઉપરથી અંકાતું હોય છે. શ્રમ અને ભૌતિક પદાર્થો વડે ઉત્પન્ન થતી કોઈ પણ ચીજવસ્તુ વચ્ચે જે વસ્તુગત સંબંધ બંધાયો તે જ 'મૂલ્ય'નું પ્રતિનિધિત્વ ધરાવનારું તત્ત્વ છે.

આ પરથી એ પુરવાર થાય છે કે 'મૂલ્ય'નો લોપ કદાપિ શક્ય જ નથી. તમામ પ્રકારની સર્જક શ્રમશક્તિથી પેદા થતી હરકોઈ વસ્તુ, એની પાછળ ખર્ચાયેલી શ્રમશક્તિના ટકાવ ને નિભાવ માટે આપવામાં આવતા વળતર કરતાં તો અદકું 'મૂલ્ય' ધરાવતી જ હોય છે. અહીં સવાલ માત્ર એક જ હોય છે કે આ 'અદકું મૂલ્ય' કોના પદરમા પડે છે— એ કોઈ ખાનગી સાહસ કરનાર વ્યક્તિના હાથમાં જાય છે, કે કોઈ સમાજવાદી રાજ્યના કબજામાં રહે છે?

સોવિયેત રશિયામાં તો કેન્દ્રવર્તી પાર્ટીની નોકરશાહી દ્વારા સંચાલિત રાજ્યસત્તા જ રાજ્ય હસ્તકના વ્યાપાર થકી આ 'અદકા મૂલ્ય'ની માલિક બને છે. આ રાજ્યસત્તા જ કામદાર જનતાના શ્રમથી પેદા થયેલ વસ્તુઓના અતિરિક્ત મૂલ્યનો કબજો લઈ લે છે, ને એ રીતે થયેલા સંચયથી પોતાની જરૂરિયાતોને પોષે છે. સોવિયેત રાજ્યની જરૂરિયાતો એટલે મુખ્યત્વે કરીને રાષ્ટ્રીય અર્થતંત્રનું ઘડતર ને એનો વિકાસ ને સાથે સાથે સર્વોચ્ચ પાર્ટી નોકરશાહોના વિશેષાધિકારોની વૃદ્ધિ.

'સ્ટેટ ટ્રેડિંગ'માં વસ્તુના શક્ય તેટલા ઊંચા ભાવો રાખવામાં આવે છે, ને ઘણી વાર તો એ ચીજવસ્તુના ઉત્પાદનમાં શ્રમના વળતર લેખે રાજ્યે કામદારને ચૂકવેલા 'મૂલ્ય' કરતાં અનેકગણા ભાવ રખાતા હોય છે. કામદારને તો વસ્તુઓના ચાલુ બજાર ભાવ ચૂકવીને એ જેમતેમ પોતાનો ગુજરો કરી શકે એટલું જ વળતર અપાતું હોય છે. આ સ્થિતિ કામદારોને નૈતિક પતનને માર્ગે ધકેલનારી બને છે, કારણ આથી તેઓને આવકમાં ઉમેરો થાય એવા રસ્તાઓની ખોજમાં રહેવું પડે છે, ને એમાં કાયદાનું પણ ઉલ્લંઘન કરવું પડે છે.

પ્રજાના વિશાળ આમસમુદાયની આવી અસલામતીભરી આ કહો કે, કંગાલ–સલામતીની સરખામણીમાં, પ્રજાના અમુક વિશિષ્ટ વર્ગને મળતા બેશુમાર વળતરનો સવાલ ખડો થાય છે.' આ વિશિષ્ટ વર્ગ એટલે પાર્ટી સંગઠનોમાં, રાજ્યના વહીવટી તંત્રમાં, તેમ જ સૈન્યમાં આધિપત્ય ધરાવનારા માણસો... ઉપરાંત સફળ કારકિર્દીવાળા વિજ્ઞાનીઓ તેમ જ કળાકારોમાંના એક નાનકડા વર્ગનો સમાવેશ થાય છે.

કૃષિક્ષેત્રે વસ્તુસ્થિતિ અતિ વિષમ છે. સૈદ્ધાંતિક રીતે, દેશના કૃષિ સમૂહો (કલેક્ટિવ્સ) પોતાની ઉત્પાદક શક્તિ ને ઉત્પાદન પર સંપૂર્ણ સાર્વભૌમત્વ ધરાવનાર ક્ષેત્ર ગણાયું છે. એમની એ શક્તિમાં ખેતીની જમીન, એમના ભંડારો, કૃષિનાં ઓજારો, યંત્રો, ઢોરઢાંખર ઇત્યાદિ બધું જ આવી જાય. આ બધાં સાધનોનો ઉપયોગ કરીને પોતાના શ્રમથી કલેક્ટિવ્સના ઘટકો (માણસોના સમૂહો) જે ઉત્પાદન કરે, તેનો વિક્રય તેઓ રાજ્યને પરસ્પર લાભાલાભનો તોલ કાઢીને કરેલા સ્વતંત્ર કરાર મુજબ કરી શકે, એવા એમના અધિકારનો સ્વીકાર કરવામાં આવેલ છે.

આ ઘટકો પોતાના આંતરિક વહીવટી તંત્ર ને એના સંચાલન બાબત, પોતાના નેતાઓ ને સંચાલકોની ચૂંટણી બાબત પણ સ્વતંત્ર હોવાનું માનવામાં આવે છે.

પરંતુ હકીકતે, 'કોલખોઝ' અર્થાત્ 'સમૂહખેતરો'ના આ સંગઠનોમાં પહેલા પગથિયાથી માંડીને તે છેલ્લે સુધી સ્તાલિનવાદી સર્વોચ્ચ નેતાગીરીએ એમના પર પોતાનો મનસ્વી અંકુશ જમાવી દીધેલો છે. પરિણામે દેશનાં તમામ સમૂહ-ખેતરો 'એગ્રીકલ્ચરલ ડિપાર્ટમેન્ટ્સ'ની 'એક્ઝીક્યુટિવ કમિટી'ની ઉપરથી ઘડાઈને આવનારી યોજનાઓનાં 'ફરમાનો' મુજબના પાકોની વાસાફરતી લગણી કરતાં રહે છે. 'રિજિઓનલ' કમિટીઓએ મુકરર કરેલા 'ચેરમેનો'ને આધીન રહી,

એમની દોરવણી મુજબ પોતાનાં કામકાજ ચલાવ્યે રાખે છે. આ પરિસ્થિતિને કારણે. દેશનાં તમામ સમૂહ-ખેતરો રાજ્યની માગણી મુજબ, રાજ્ય માગે તે ભાવે માલ પૂરો પાડવા બંધાયેલા ઘટકો બની ગયેલ છે. કેટલીક વાર તો રાજ્યે માગેલો જથ્થો એટલો જબરજસ્ત મોટો હોય છે કે તે સમૂહ-ખેતરની ઉત્પાદનક્ષમતાનેય વટોટી જતો હોય છે. પરિણામે એ ઘટકો ઉપર શ્રમ કરનારા ખેડુઓના શ્રમનું વળતર એકદમ ઘટાડી દેવામાં આવે છે. કેટલીક વાર તો એ વળતર નામનું જ બની જાય છે.

શું ઉદ્યોગોમાં કે શું ખેતીમાં, કોમ્યુનિઝમના આદર્શ ને પાર્ટીના પ્રોગ્રામની દૃષ્ટિએ જોઈએ તો પરિસ્થિતિ ઉગ્ર વિરોધાભાસથી ભરેલી દેખાય છે, ને જેવી આ હકીકત નજર આગળ છતી થઈ જવા લાગી કે નોકરશાહીની ટોચ પર બેઠેલા નોકરશાહોએ ઉતાવળા થઈને આકાર લઈ રહેલી આ વાસ્તવતાને જ જનતાની નજરથી ઢાંકવા છુપાવવા ઉદ્યમ શરૂ કરી દીધો. શહેરોમાં કામ કરતા કામદારો ને જમીન પર મહેનત કરનાર ખેડુઓને આ બાબત અંધારામાં રાખવાની પેરવીઓ કરવા માંડી. ને એથીય વિશેષ ખંતપૂર્વકની કોશિશો તો એણે વિશ્વના લોકમતને સોવિયેત રશિયાની અર્થવ્યવસ્થા વિષે અંધારામાં રાખવાની કરી. દુનિયાનાં મૂડીવાદી વતુંળો ને પોતાના વિરોધીઓની આંખે ઊંધા પાટા બંધાવવાની મથામણ એ કરે, એ તો હજી સમજાય એવી વાત છે, પરંતુ એણે તો આગળ વધેલા દેશોમાં સોવિયેતના આ નવા અર્થપ્રયોગને હમદિલી ને સહાનુભૂતિપૂર્વક નીરખી રહેલ કામદારવર્ગના નિરીક્ષકોને પણ આંખે પાટા બંધાવ્યા.

અર્થવ્યવસ્થા એ માર્ક્સવાદનું એક અતિમહત્ત્વનું અંગ હોવાને કારણે એના વિષે સદંતર લખવા બોલવાનું જ બંધ કરી દેવું તો શક્ય જ ન હતું. એટલે એને પરિણામે બન્યું એવું કે થોડા જ વખતમાં આપણે સોવિયેતની અર્થવ્યવસ્થાને માત્ર દેશની ઉત્પાદનશક્તિના એક સાધન તરીકે જ મૂલવતા થઈ ગયા ને એ પછી તો એણે કેટલાં બાંધકામ કર્યાં, કેટલી નવી ખાણો ખોદાવી, કેટલા નવા ઉદ્યોગો નાખ્યા, કેટલાં કારખાનાં ઊભાં કર્યાં, કેટલા વીજળી-મથકો ને કેટલા નવા રેલરસ્તા બાંધ્યા ને એમાં શું શું કામ થયાં એના આંકડા પરથી જ સોવિયેત અર્થવ્યવસ્થાની ગુણવત્તા મપાવા લાગી (નવી ક્રાંતિકારી અર્થવ્યવસ્થા પાછળનો જે મૂળ ઉદ્દેશ હતો તેની સામે જ આંખમીંચામણાં કરવામાં આવ્યાં) અર્થાત્ એના ખરા અર્થમાં સોવિયેતની અર્થવ્યવસ્થા એ 'સાત સાત સીલ વડે સીડી લીધેલ ગ્રંથ' સમી બની ગઈ.

આમ સમગ્ર આમજનતાને પોતાની અર્થ-વ્યવસ્થા વિષેની માહિતી પૂરી પાડવાનો સાફ ઇનકાર ને સાથે સાથે બેજવાબદાર ને નિરંકુશપણે આર્થિક પગલાં લેવાનો જે ચાલ શરૂ થયો એણે રાજસત્તાનું અતિ ઝડપી નોકરશાહીકરણ કરવાની શરૂઆત કરી દીધી. એટલું જ નહિ, આ પ્રકારના પરિવર્તને સમગ્ર રાજતંત્ર પર પાર્ટીની એવી હાયરાર્કિની પકડ જમાવી દીધી, કે જે પ્રજાના આમસમુદાયથી તદ્દન વિખૂટી પડી ગયેલી હતી . . . ને પોતાની જાતને પ્રજાથી ઠીક ઊંચા દરજ્જાની ગણતી હતી. આર્થિક ક્ષેત્રની વાસ્તવિકતા પરના ઢાંકપિછોડાએ જ કામદાર-વર્ગની બેહદ ગરીબી ને પાર્ટીના ટોચના નોકરશાહોના અમર્યાદ વૈભવ જેવા તીવ્ર ભેદભાવ પેદા કર્યા. એને કારણે એ ક્ષેત્રોમાં આજે તરેહ તરેહના અનાચાર ફેલાઈ રહેલ છે.

સમાજવાદનો પાયાનો સિદ્ધાંત એ કે, 'પ્રત્યેકને પોતાની ક્ષમતા મુજબનું કામ મળી રહેવું જોઈએ ને પ્રત્યેકને એના કામ મુજબ વળતર મળવું જોઈએ.' પરંતુ અહીં તો વ્યવહારમાં એ સિદ્ધાંત ક્યારનો વિકૃત બની ચૂક્યો હતો. સામાન્ય કામદારના શ્રમનું મૂલ્ય અત્યંત નીચું અંકાઈ રહ્યું હતું. ભલેને આજે પોતાની ક્ષમતામાં તેઓ ધરખમ વિકાસ સાધી ચૂક્યાં હોય, ને પોતાને સોંપાયેલા કામની જવાબ-દારી ઉત્તમ રીતે પાર પાડતા થઈ ગયા હોય! બીજી બાજુથી 'નિમણૂકો માટેની નોંધ' અર્થાત્ 'એપોઇન્ટ-મેન્ટ લિસ્ટ' પર જેમનાં નામો આવી ગયાં હોય,

એવા માણસો માટે કામના વળતરનો આંક એટલો ઊંચો મુકાતો હોય છે કે ઘણી વાર તો એ અતિરેકની માત્રાનેય વટાવી જતો હોય છે, પછી ભલેને એ માણસે કોઈ વિશેષ શક્તિ યા કાર્યદક્ષતાનો પરિચય ન આપ્યો હોય, ભલેને એ પોતાના ઘમંડી ને તોછડા નોકરશાહી વલણ ને કામ કરવાની રીતને કારણે એને સોંપાયેલા કાર્યની પ્રગતિને રૂંધવાનું કામ કરતો હોય. નિઃશંક રીતે આ બધાં આપણા સમાજજીવનમાં પ્રવેશી ઉકેલ આંતર વિરોધોને જ પ્રગટ કરનારાં લક્ષણો છે.

તો શું આ બધા આંતરવિરોધો એ સોવિયેતના રાજકર્તા વર્ગ દ્વારા થઈ રહેલ સમાજના વિશાળ શ્રમજીવી સમુદાયના સીધા શોષણનું જ પરિણામ છે, એમ કહી શકાય? અલબત્ત, 'લિસ્ટ ઑફ એમ્પ્લોયમેન્ટ' પર જેમનાં નામ આવી ગયેલાં છે, તેવા સરકારી અધિકારી વર્ગ ને એમનાં કુટુંબીઓ આજે અત્યંત સુખચેન ને વૈભવની જિંદગી માણી રહ્યાં છે. સામાન્ય કામદાર, સમૂહખેતરો પર મહેનત કરનાર ખેડૂત ને કારકુન કર્મચારી વર્ગની મહેનતથી જે નફો ભેગો કરવામાં આવે છે, તેનો અમુક હિસ્સો, ગુપ્ત કિકીઓ દ્વારા, હસ્તગત કરી લેવાનો કીમિયો રાજ્યે અજમાવવા માંડ્યો, ત્યારથી તો સવિશેષે આ શોષણમાં વધારો થયો છે, ને જો ગરીબી ભોગવી રહેલા આ આમસમુદાયને પૂરી હકીકતોથી વાકેફ કરવામાં આવે ને રાજકર્તા વર્ગનાં અનહદ સુખચેન ને વૈભવવિલાસનો એમને ખ્યાલ આવે, તો સ્વાભાવિક રીતે જ એમના મનમાં ઈર્ષ્યા, દ્વેષ ને તિરસ્કારની લાગણી પેદા થવાની જ. વર્ગભેદનાં આ જ તો બધાં લક્ષણો છે.

ખાઈ પીને સદા માતા રહેનારા ને સામા પર રુઆબ છાંટવા અક્કલી અણઘડ રીતભાતો અજમાવનારા, આપખુદ ને સામાના હૃદયમાં ભીતિ પ્રેરનારા પાર્ટી નોકરશાહોનો એક આખો વર્ગ, ઘણો લાંબો કાળ થયાં આ દેશમાં વકરી ચૂકેલો છે. અલબત્ત, આનો 'અર્થ' એ નથી કે આ દેશમાં તમામ પાર્ટી સભ્યો આ જ પ્રકારના છે: પાર્ટીમાં આજેય એવા અનેક માણસો છે, જેઓ પોતાને મળેલા વિશેષાધિકારોનો બહુ વિવેકપૂર્વક, સંયમભરી રીતે ઉપયોગ કરતા હોય છે. પરંતુ દુર્ભાગ્યની વાત એ છે કે પ્રજાને માથે રાજ કરનારા 'રાજાઓ'ને 'સત્રપો'ની સંખ્યા અગણિત છે!

ને આ બાબતમાં મૉસ્કોથી જેમ આગળના પ્રદેશમાં જાઓ, ને તેમાંય ખાસ કરીને દક્ષિણ-પૂર્વ તરફ...તો ત્યાં સત્તા માટેની એમની લાલસાને બેલગામ સ્વરૂપે વિચરતી જોઈ શકાશે. લેનિનનાં સાદાઈના વિચારો કે એની લોકશાહી તો જાણે એ સાવ ભૂલી જ ગયા છે, ને સંવત્સરીઓ નિમિત્તે લખાતા લેખો ને ભાષણો દ્વારા અપાતી એની યાદગારીઓ એમના મન પર સહેજે છાપ પાડી શકતી નથી.

ખેર, પરંતુ ટોચના પાર્ટી નોકરશાહોની પ્રવૃત્તિમાં સૌથી વધુ ગંભીર ને જોખમકારક તત્ત્વ હોય તો તે તેમની અંગત સ્વાર્થને માટે સત્તાનો દુરુપયોગ કરવાની વૃત્તિ નહિ, પણ રાજ્યની મિલકતોનો વહીવટ કરવામાં એમણે દેખાડેલી સરિયામ બિનકાબેલિયત. એમનામાં રૂઢ થઈ ગયેલા નોકરશાહી સ્વભાવને કારણે જ પાર્ટીનાં વર્તુળો આજે કામની બાબતમાં શાંચાપણું, ગતિમાંદ્ય ને રૂઢિચુસ્તતા પ્રગટ કરી રહ્યાં છે, વર્તમાન જીવનના બંધિયાર ચોકઠાંને પ્રાણપણે વળગી રહેવા મથી રહ્યાં છે. વર્તમાન સામાજિક સંબંધોમાં તેમ જ નેતાગીરીના સિદ્ધાંતોમાં કોઈ પણ પ્રકારનો નિર્ણાયક ફેરફાર કરવા બાબત ભીતિ દાખવી રહ્યાં છે.

સોવિયેત તંત્રના આ નોકરશાહોનો બહુ મોટો ભાગ એવા લોકોનો બનેલો છે કે જેઓ દેશના વિશાળ શ્રમજીવી સમુદાયની સુખાકારીને પ્રજાના કલ્યાણની દૃષ્ટિએ રાજ્યના લાભાલાભને નજર સમક્ષ રાખીને પોતાની કાર્યક્ષમતા વધારવા પ્રયત્નશીલ બનવા કરતાં કાનૂનના અક્ષરની પૂંઠ પકડી પોતાને કોઠે પડી ગયેલી રૂઢ પદ્ધતિએ જ કામ કરવા ને નિર્ણયો લેવાનું પસંદ કરનારા છે.

પાર્ટીના આ નોકરશાહોની જમાત કાગળનાં સામ્રાજ્યો રચવામાં પોતાની જાતને મશગૂલ રાખતી

હોય છે. કોઈ પણ પ્રકારના સંસ્થાકીય પરિવર્તનનો તે સામનો કરતી હોય છે, કેટલીય અમૂલ્ય સાબિત થાય એવી તકનિકી પ્રગતિને કેવળ રૂંધવાનું કામ કરતી હોય છે. વૈજ્ઞાનિક ક્ષેત્રે અનુભવોના આંતરરાષ્ટ્રીય આદાનપ્રદાનમાં પણ એ જ અવરોધ નાખનારી બને છે. કેટલીક વાર તો બાયોલૉજી (જીવશાસ્ત્ર)ના ક્ષેત્રે બન્યું તેમ પ્રગતિશીલ વિજ્ઞાનીઓને કુજેતીને કાળકે ચઢાવી દઈ, ઘસાઈ, ચવાઈ ને ફેંકાઈ ગયેલ વિચારસરણી (થિયરી)ને આગળ ધકેલવા મથનારાઓને પોતાનો ટેકો આપી થાબડવા ને ટકાવવાનું પણ કરતા હોય છે. આવા આ લોકોને કારણે ઘણી વાર આપણા આખા સમાજે, આપણા રાજતંત્રે, ને દેશની સમગ્ર પ્રજાએ ઘણી મોટી કિંમત ચૂકવવી પડતી હોય છે. આ બધી નોકરશાહી રીતરસમોને કારણે જ ઘણી વાર સોવિયેતના આંતરરાષ્ટ્રીય મોભાને પણ બહુ મોટો ધક્કો વેઠવો પડતો હોય છે. આવા આ નોકરશાહી બખેડજંતરનું સૌથી મોટું ઉદાહરણ યુદ્ધની તૈયારીઓ બાબત સ્તાલિનની નેતાગીરીએ દાખવેલ ભયંકર ગુનાહિત બેદરકારીનું છે. એને કારણે દેશને ભયંકર ખુવારી વેઠવી પડી હતી, એટલું જ નહિ, લડાઈના પ્રથમ વર્ષમાં તો દેશને પરાજય પર પરાજયોનો માર ખમવો પડ્યો હતો. આ બધું આટલું સ્પષ્ટ હોવા છતાં, આજે દેશમાં એવી કોઈ તાકાત દેખાતી નથી કે જે રાજકર્તા વર્ગની આ ઘાતક સ્થગિતતાને ને એની રૂઢિચુસ્ત જડતાને ઓગાળી દઈ શકે.

ખેર, હવે એ જોઈએ કે સોવિયેત સમાજનું આ માળખું, ને એના રાજકીય વ્યવહારો સમાજના બૌદ્ધિક ને નૈતિક જીવનમાં કેવે સ્વરૂપે પ્રગટ થાય છે?

માર્ક્સ અને લેનિને જે 'પ્રોલિટેરીઅત ડિક્ટેટરશિપ' (અર્થાત્ કામદારવર્ગની સરમુખત્યારી) માટે સૈદ્ધાંતિક પાયો રચી આપ્યો હતો, તે સરમુખત્યારી તો બહુ થોડા જ વખતમાં પાર્ટીની ટોચ પર બેઠેલા નોકરશાહોની સરમુખત્યારીમાં ફેરવાઈ ચૂકી હતી ને પાર્ટી નોકરશાહોની આ જમાતે 'લિસ્ટ ઑફ ઍપોઇન્ટમેન્ટ હાયરાર્કિ'ને પોતાનું મુખ્ય સાધન બનાવી આખા દેશ પર પોતાનું શાસન સ્થાપી દીધું હતું. લોકોની સોવિયેતો (અર્થાત્ લોકપંચાયતો) દ્વારા નહિ, પરંતુ પાર્ટીનાં સંગઠનો દ્વારા — એની સેન્ટ્રલ કમિટી દ્વારા ઑબ્લાસ્ટ (oblast committees) દ્વારા ડિસ્ટ્રિક્ટ કમિટીઓ, રીજનલ (raion) કમિટીઓ તેમ જ એમના ડિપાર્ટમેન્ટ્સ દ્વારા પ્રજા પર પોતાનું શાસન જડી દીધું હતું ને પછી તો એનાં આ બધાં સંગઠનો જ સોવિયેતોને નામે ઓળખાતાં થઈ ગયાં ને એ જ નામે પંકાઈ ગયાં!

એ ગમે તેમ હો, પણ આજે આ બધાં સંગઠનો દ્વારા જે સત્તાનો અમલ ચાલી રહ્યો છે, તેને જ 'સોવિયેત સત્તા'ને નામે ઓળખવામાં આવે છે, ને તે એટલા જ કારણસર કે આ સંસ્થાઓ ને સંગઠનોની ટોચ પર બિરાજનારી વ્યક્તિઓ — પાર્ટીના સંગઠનમાં ટોચના નોકરશાહોનું પ્રતિનિધિત્વ સંભાળનાર હોવાથી જે તે સોવિયેટ્સના ડેપ્યુટી તરીકેનું સ્થાન પણ સંભાળતા હોય છે ને સાથે સાથે તેઓ 'સીધા, ગુપ્ત ને એકવિધ (યુનિફૉર્મ)' મતદાન દ્વારા દેશ આખાની પ્રજાએ ચૂંટેલા ગણાય.

વાસ્તવમાં હકીકત એ છે કે, આ તમામ વ્યક્તિઓ નથી તો લોકોએ ચૂંટેલી હોતી કે નથી લોકોનાં સામાજિક સંગઠનોએ ચૂંટી મોકલેલી હોતી કે નથી એ કામદારોના જાહેર લોકમતનું પીઠબળ ધરાવનારી હોતી. આ વ્યક્તિઓને આ હોદ્દાઓ પર સ્થાન મળ્યું હોય છે તે બંધ બારણે પાર્ટીના નોકરશાહોએ લીધેલા નિર્ણયોને આધારે જ.

અલબત્ત, સોવિયેતોમાં એકલા પાર્ટી-નોકરશાહોનાં જ નામ મુકાતાં હોય છે એવું ય નથી. સમાજમાં કંઈક વિશેષ સિદ્ધિઓ હાંસલ કરી હોય અથવા તો સત્તા પ્રત્યેની આંધળી વફાદારી દેખાડવામાં સાબિત થયા હોય તેવા પાર્ટી-નોકરશાહોએ પસંદ કરેલા માણસો પણ સોવિયેતમાં ડેપ્યુટી તરીકે બેસતા હોય છે.

એક્ઝીક્યુટિવ કમિટીઓનાં નિરનિરાળાં ખાતાંઓમાં આવા અનેક ડેપ્યુટીઓ નિમાતા હોય છે. ને તેઓ કેટલાક સવાલોની ચર્ચામાં ભાગ પણ

લેતા હોય છે, પરંતુ તે પૂર્વે 'પ્રસ્પોલ્કોમ' (એક્ઝીક્યુટિવ કમિટી)માં પાર્ટી-નોકરશાહોની નેતાગીરી એ તમામ સવાલોની છણાવટ કરી ચૂકી હોય છે. કેટલીક વાર તો પાર્ટી-નેતાગીરીના સર્વોચ્ચ વર્તુળે સુધ્ધાં એ સવાલો પર પોતાનો ચુકાદો આપી દીધેલો હોય છે.

એનો અર્થ એ કે, સોવિયેતમાં બેઠેલા સામાન્ય ડેપ્યુટીઓ પોતના અભિક્રમથી યા તો બીજા લોકોની વાતોને લક્ષમાં લઈ ને અહીં કશું જ કરવા સમર્થ હોતા નથી. માત્ર અહીં એમને માટેનું સૌથી મહત્ત્વનું કર્તવ્ય એક જ હોય છે, ને તે પ્રજા સાથેનો સંપર્ક જાળવી રાખવાનું, એમની વ્યક્તિગત સ્વરૂપની અરજીઓ ને ફરિયાદો ભેગી કરવાનું ને નોકરશાહોની સત્તાના ઝપાટા સામે એ અરજીઓને પોતાનો ટેકો આપી ટકાવી રાખવાનું. પરંતુ આ બાબતમાંય હંમેશાં એમને સફળતા મળતી નથી.

આ જ વસ્તુસ્થિતિ સુપ્રીમ સોવિયેતમાં ચૂંટાઈ આવનારા ને એના સભાગૃહમાં ચાલનારાં કામોમાં ભાગ લેનારા ડેપ્યુટીઓની બાબતમાં પ્રવર્તે છે. એ લોકો સુપ્રીમ સોવિયેતનાં અધિવેશનોમાં ભાગ જરૂર લેતા હોય છે, પ્રજા પાસે જઈને સુપ્રીમ સોવિયેતમાં ચાલનારા કામકાજનો ને પાર્ટીનાં વર્તુળોએ લીધેલા નિર્ણયો વિષે અહેવાલો પણ આપતા હોય છે, પરંતુ અહીં પણ એમને માટેનું નિયત કર્તવ્ય એક જ હોય છે : સત્તાના શાસનને ટેકો આપવાનું ને જે તે પ્રદેશ ને કાર્યક્ષેત્રની જરૂરિયાતોનો શાસનના નિર્ણયો સાથે મેળ બેસાડી આપનારી જબાન અપનાવવાનું. આમ ડેપ્યુટીઓની ચૂંટણીઓ કેવળ નિઃસાર રાજકીય શિષ્ટાચાર ને સોવિયેત લોકશાહીની વિકૃતિ ને વિડંબના માત્ર છે. પાર્ટીએ અગાઉથી નીવડી લાવેલી વ્યક્તિઓને તેઓ ચૂંટે છે. એક જ પેનલમાંના ઉમેદવારોને તેઓ પોતાના પ્રતિનિધિ તરીકે ચૂંટી મોકલે છે. આ બધું તેઓ સમજે છે, એનો મર્મ પણ બરાબર જાણે છે, છતાં ચૂંટણીમાં મત આપવાની પોતાની ફરજ પોતાના એક નાગરિક કર્તવ્ય સમજીને, એના પરિણામ બાબત રંજમાત્ર ઉત્કંઠા કે સ્પૃહા રાખ્યા વિના એના બધા આચાર પૂરા કરે છે.

'સોવિયેતોનું શાસન' આપણા દેશમાં છે, એનો અર્થ એ કે પાર્ટીના અધિકારીઓએ પસંદ કરેલા સભ્યોની બનેલી સોવિયેતોનું શાસન આપણા દેશ પર છે. પાર્ટી બહારના નાગરિકો જ નહિ, છેક તળિયાના સામાન્ય કક્ષાના પાર્ટી સભ્યો સુધ્ધાં અહીં કોઈ પ્રકારનો રાજકીય અધિકાર ધરાવતા નથી. રાજકીય મતભેદો ને તેથીય આગળ વધીને, રાજકીય ચળવળને તો અહીં બિલકુલ નિષિદ્ધ ગણી, દમનનાં તદ્દન અણઘડ ને નિષ્ઠુર પગલાં દ્વારા કચડી નાખવામાં આવે છે. એ. માર્શિન નામના લેખકે કહ્યું છે તેમ, ખરે જ, અહીં તમામ પાર્ટી સભ્યોને ઘણો લાંબો વખત થયાં, કેવળ રાજકીય યંત્રમાં 'ઉચ્ચાલન'ના પુરજા તરીકે ફેરવી નાખવામાં આવેલ છે.

છતાં, આ ઉપરથી એમ માની લેવાની જરૂર નથી કે અહીં રાજકીય નિર્ણયો લેવાની પ્રક્રિયામાં કોઈ જાતનો સંઘર્ષ હવે રહ્યો નથી. સંઘર્ષ તો ચાલતો જ રહે છે, પણ તે ગુપ્ત રીતે. પાર્ટી તેમ જ રાજ્યતંત્રના ભીતરમાં. દેશનો શ્રમજીવી આમ-સમુદાય એનાથી તદ્દન અળગો ને બાકાત જ રહી ગયેલો હોય છે. એ સંઘર્ષનું પરિણામ તો એણે અખબાર-પ્રકાશન દ્વારા પ્રગટ થયેલા નિર્ણયો રૂપે, યા એમાંના એક યા બીજા વર્તુળે, યા દુશ્મનોએ ફેલાવેલી અફવાઓ રૂપે (કે જે ગમે તે ઘડીએ ખોટી સાબિત થઈ શકે છે,) જાણવાનું હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો આ દેશના રાજકીય જીવનમાં લોકશાહી જેવું કોઈ તત્ત્વ હસ્તી જ ધરાવતું નથી. આર્થિક તંત્રનો સંચાલનની માફક રાજકીય તંત્રનો કારભાર પણ અહીં એક સાદ્યંત ગુપ્ત પ્રક્રિયા બની રહેલ છે.

પાર્ટીએ ઊભું કરેલ કેન્દ્રવર્તી નોકરશાહીનું આ તંત્ર કે જેની નીંવ પર સોવિયેતના સમગ્ર સમાજ-જીવનની ઇમારત ખડી કરવામાં આવી છે, એના પર પણ પાર્ટીની આ સૈદ્ધાંતિક વિચારસરણીનું પ્રતિ-

બિબ 'અચૂક' 'પાકું' છે. સૈદ્ધાંતિક વિચારસરણીના આધારે રચાયેલું કોઈ પણ શાસનતંત્ર, એના પ્રવર્તમાન તંત્ર માટે સૌનું સમર્થન મેળવવા માટે હંમેશા એના વિધાયક પાસાને જ મોટું ને આદર્શવાદી સ્વરૂપ આપીને, એના અભાવાત્મક પાસા પર ઢાંકપિછોડો કરવાની વૃત્તિ ધરાવતું હોય છે. ત્યારે અહીં સોવિયેતના શાસનતંત્રમાં તો રાજ્યસત્તાની ટોચ પર બેઠેલી પાર્ટી-નોકરશાહી પોતે જ પોતાના તંત્રની સૈદ્ધાંતિક વિચારસરણીની જનેતા ને પ્રચારક છે. એટલે પ્રજા સાથેના પોતાના આર્થિક ને રાજકીય વ્યવહારોની એમને ગુપ્તતાના પડદા પાછળ છુપાવતી એ દેશ પર પોતાનું સરમુખત્યારશાહી શાસન ચલાવી રહેલ છે. પ્રજામાં પોતાની વિચારસરણીનો પ્રચાર કરવાનું કામ પણ એ જ કરે છે.

અર્થાત્ શાસકોની વિચારસરણીએ પુરસ્કારેલા કેન્દ્રવાદનું જ આધિપત્ય આ દેશ પર સ્થાપિત છે. અહીં એકમાત્ર વિચારધારા વર્ચસ્વ ભોગવે છે ને આ પ્રવર્તમાન વિચારધારાએ બીજી તમામ વિચારધારાઓને કાં દેશવટો દઈ દીધેલ છે, કાં સખત હાથે દમન કરીને એમને શમાવી દીધેલ છે. વર્તમાનપત્રો ને સામયિકોની સમગ્ર સૃષ્ટિ, તેમ જ સેન્સરશિપનું આખુંય તંત્ર એના શાસનની કડપભરી તાબેદારી હેઠળ મૂકી દેવામાં આવેલું છે. સભામાં ભેગા મળવાની સ્વતંત્રતા, પોતાના વિચારો પ્રગટ કરવાની સ્વતંત્રતા એ કેવળ એક પાર્ટી ને રાજ્યનો ઇજારો બની ચૂકેલ છે, ને એના પર પણ ઉપરનો અંકુશ તો ખરો જ. આવા આ સમાજમાં વિચારભેદ યા મતભેદનો તો અંશ સરખો ટકી શકે એવી ગુંજાયશ રહી નથી.

આને પરિણામે આ સત્તારૂઢ વિચારધારાને ઊંડા અધ્યયન ને સાચી સમીક્ષક દૃષ્ટિની ખોટ પડી ગઈ છે. અહીં કેવળ છૂટીછવાઈ સ્ટીકતો કે વ્યક્તિવિશેષની ટીકા થઈ શકે છે ને તે પણ જો એ કોઈ બહુ મોટો ને ઊંચો હોદ્દો ધરાવતી ન હોય તો જ. પરંતુ આખું સમાજવ્યવસ્થા, કે પાર્ટીના સિદ્ધાંતોને આધારે રચાયેલી રાજકીય સંઘટના કે આ આખાય તંત્રને દોરવણી પૂરી પાડનારી નેતાગીરીના ગુણદોષની સમીક્ષા પર તો ખુલ્લેઆમ રીતે, આકરી સજાઓની ધમકી હેઠળ પ્રતિબંધ જ મૂકી દેવાયો છે. આ રીતે સમગ્ર સમાજમાંથી મુક્ત વાદવિવાદનું તત્ત્વ સમૂળું ભૂંસાઈ ગયું હોવાને કારણે ખુદ પાર્ટીમાંથીય એનો અંશ સાફ થઈ ગયો છે. વીસીના ગાળા દરમિયાન રાજકીય તંત્રે જે વાદવિવાદ ને સંવાદની સ્થિતિ પ્રવર્તતી હતી તે તો આજે કલ્પનાના તરંગ જેવી વસ્તુ ભાસે છે.

આમ નરી સૂત્રાત્મક બની ગયેલી આ વિચારધારા દિવસ ને રાત અખબારી પ્રકાશનો ને નેતાઓનાં જાહેર નિવેદનો દ્વારા પ્રજાના આમસમુદાયના મોં આગળ પીરસાતી રહે છે. એ જ યુવાનોમાં યુનિવર્સિટીઓ દ્વારા ને 'પાર્ટી-શિક્ષણ'ને નામે ઊભા કરાયેલા તંત્રની સંસ્થાઓ દ્વારા પ્રચાર પામતી રહે છે. આને કારણે રાજકીય દૃષ્ટિએ તદ્દન સાદાસીધા, ભોળા ને બિનઅનુભવી લોકોમાં સ્વાભાવિક રીતે જ આ વિચારધારા પ્રત્યે એક પ્રકારનો અંધવિશ્વાસ કેળવાઈ જાય છે, ને આવી અનભિજ્ઞતા ને ભોળપણનો વિસ્તાર વધે એ આ વિચારધારાને રુચતી ખપતી વાત હોવાથી એને ઉત્તેજન અપાતું જ રહે છે. વળી બીજાય ઘણા લોકો —ને તેમાં ખાસ કરીને પ્રાથમિક કક્ષાના પાર્ટી સભ્યો તો પોતાના કર્તવ્યભાનથી પ્રેરાઈને પોતાની વફાદારીને ટકાવી રાખવાના પ્રયાસમાં આ પ્રકારની સૂત્રાંધતા સાથે પોતાની મનબુદ્ધિનો મેળ બેસાડવા મથતા રહે છે.

વળી કેટલાક લોકો એવા પણ હોય છે કે જેમનામાં આ પ્રકારનો વૈચારિક પ્રચાર અનિવાર્યપણે ઘેરી ઉદાસીનતા ને બૌદ્ધિક શૂન્યતા પેદા કરનારો બને છે. કેટલીક વાર તો જીવનના શુભ તત્ત્વમાંથી માણસની શ્રદ્ધા ઉઠાડી મૂકે એવી અસર એ નિપજાવે છે. ને આજે તો પરિસ્થિતિ એ હદે પહોંચી ગઈ છે કે હવે જાણે ઘણા લાંબા કાળ સુધી આ દેશમાં બીજો કોઈ શુદ્ધ, સાચો અસલ વિચાર જ

અંકુરિત થઈ ન શકે એવી જડતા છવાઈ ગઈ છે. ને આને પરિણામે વ્યાપી રહેલ રિક્તતાએ અનેક અપ્રસ્તુત ને વિચિત્ર એવી અસરો પેદા કરી છે, જેણે પારકા ભૂમિમાંથી ઉછીના આણેલ છંદો (ફેડ્ઝ)ને ફળદ્રુપ ભોંય પૂરી પાડી છે. આ બધી વસ્તુસ્થિતિએ વર્તમાન સમાજવ્યવસ્થાની આંતરિક તાકાતને વધારવાનું નહિ પણ ઘટાડવાનું કામ કર્યું છે.

આમ અહીં નવી ભૌતિકતાવાદી નૈતિકતાનો વિકાસ નથી સૈદ્ધાતિક રીતે સાધી શકાયો, કે નથી તાત્ત્વિક યા ઐતિહાસિક દૃષ્ટિએ એનો કોઈ વિકાસ નોંધી શકાય એમ. આવી નૈતિકતાનો કોઈ એકમાત્ર સ્રોત રહ્યો હોય તો તે ધૂંધળા, જડ સૂત્રવાદને બુલંદ કરનારી ચોપડીઓમાં ... જે હવે માણસની વિચારશક્તિને પ્રભાવિત કરવાની શક્તિ ને ચોટ ગુમાવી બેઠેલી છે. અધૂરામાં પૂરું, સોવિયેત સમાજના આ માળખાએ માણસ માણસ વચ્ચેના ભૌતિક સંબંધો ને પરસ્પરના વ્યવહારમા અનૈતિક ઘટનાઓનું પ્રમાણ વધારી મૂક્યું છે.

વળી એથીય વિશેષ નોંધવા લાયક પરિણામ તો એ આવ્યું છે કે, 'એપોઇન્ટમેન્ટ લિસ્ટ' પરના પાર્ટીનોકરશાહોની ભૌતિક સુખસગવડોની માત્રા અતિરેકબિંદુનેય વટાવતી જાય છે, તેમ તેમ એમનામાં ને એમનાં કુટુંબીજનોમાં છીછરી આત્મતુષ્ટિ ને સત્તાનો ઘમંડ વધતા જાય છે સાથે સાથે એક પ્રકારની શિથિલતા ને ચારિત્ર્યભ્રષ્ટતા એમનામાં પ્રવેશતાં જાય છે. અમર્યાદ ભોગવિલાસની વૃત્તિમા જ એ તત્ત્વ પડેલાં છે કે જે એમને વધુ ને વધુ ભોગવિલાસ તરફ ધકેલે છે. ને પછી તો પોતાની વકરી ચૂકેલી વાસનાઓના શમન માટે સરકારી નાણાં ને મિલકતોની ચોરી ને અપવ્યય કરતાં પણ તેઓ ખચકાતા નથી. ને આમ બેફામ બનેલી વાસનાઓ એમને ગુનાખોરીને માર્ગે ધકેલે છે.

આમ સોવિયેત સમાજનો અસાધારણ સુખચેનમાં ઊછરેલો જુવાનિયાઓનો એક વર્ગ અખબારી દુનિયામાં 'ટૉડસ્ટૂલ્સ'ને નામે પંકાઈ ગયેલો જોવા મળે છે. એમનાં કુકર્મોને કારણે આ લોકોનાં નામ વારંવાર અખબારોનાં પાનાં પર ચમકી જાય છે. ઘણી વાર એમને જેલની સજાઓ પણ કરવામાં આવે છે. પરંતુ એથી પરિસ્થિતિમાં ભાગ્યે જ કશો ફેર પડે છે.

બીજી બાજુથી, શહેરોમાં તેમ જ ગ્રામપ્રદેશોમાં મહેનત કરનાર લોકો પણ પોતાની વણપૂરી જીવનજરૂરિયાતો પોષવા માટે, ને પોતાનું જીવનધોરણ ઊંચું લઈ જવા માટે ચોરી છેતરપિંડીના રસ્તા લેવા પ્રેરાય છે. આમ નૈતિક અધઃપતનના માર્ગે ધકેલાયેલા આ વર્ગમાં દારૂડિયાપણું, સ્ત્રી-બાળકો પ્રત્યેની ગેરવર્તણૂક, નિંદાકૂથલી કરવાની આદત, કામચોરી ને ધાંધલ-તોફાન મચાવવાની વૃત્તિઓએ ઘર કર્યું છે ને એમાંથી બેવકૂફીભર્યા, અર્થહીન ગુનાઓની પરંપરા ચાલુ જ રહે છે.

આ બધું સાંભળ્યા પછી કોઈને કદાચ એમ માનવાનું મન થશે કે, ખેર, સોવિયેત સમાજમાં એક મધ્યમ તબક્કાની વસ્તી તો એવી રહી જ કે જે બહુ ઊંચું જીવનધોરણ રાખી શકે એટલી કમાણી નહિ કરતી હોવા છતાં, સુખે પોતાનું ને પોતાના કુટુંબનું ગુજરાન કરી શકાય એટલું કમાઈ લે છે, ને સ્વસ્થ ને યથાવિધિ જીવન વ્યતીત કરે છે. પરંતુ ચોક્કસપણે સમાજનો આ જ એક એવો વર્ગ છે. કે જેની નૈતિક ચેતનામાં સોવિયેત સમાજનું અભાવાત્મક પાસું બહુ સ્પષ્ટ ને લાક્ષણિક સ્વરૂપે વ્યક્ત થાય છે. સાચી લોકશાહી માટેની એમની ભૂખ જ કજળી ગઈ હોવાથી સમાજના જીવનવ્યાપારોમાં નાગરિક તરીકેનો એમનો રસ ને સક્રિયતા બિલકુલ મરી પરવાર્યા જેવાં છે, ને આ પ્રકારની સામાજિક ભાવનાશીલતાના અભાવનું પરિણામ એ આવ્યું છે કે, સોવિયેત સમાજનો આ નાગરિક કેવળ પોતાના વ્યક્તિગત સ્વાર્થ ને કુટુંબજીવનમાં જ સુખસંતોષની ખોજ કરતો ડૂબી ગયેલ છે. ને આ રીતે એ કેવળ પોતાનું પેટીબૂર્ઝ્વા અસ્તિત્વ જ નિભાવી રહેલ છે.

મુદ્દે, અત્યારના સોવિયેત નાગરિકને 'સોશલિસ્ટ, ડેમોક્રસી' જેવી કોઈ વસ્તુનો ખ્યાલ જ નથી; તો પછી એ ડેમોક્રસીના પરિપાક રૂપે પ્રગટનારા સામુ-

હિક-નૈતિક-સામાજિક મૂલ્યોની કલ્પના તો એને ક્યાંથી જ આવે?

'સોવિયેત પ્રજાજીવનના આ અભાવાત્મક પાસાએ સર્જેલી ભોંયમાંથી જ 'સમાજવાદની' મંજિલે પહોંચવા માટેના સંક્રાંતિકાળના રશિયન માર્ગ'નો ઉદ્ભવ થયો છે. ને આજે અરધી સદી પછી પણ રશિયાએ એ જ માર્ગે પોતાની કૂચ જારી રાખેલી છે.

આ બધી ભાવનાશૂન્યતાનાં લક્ષણો એ મુદ્દે સ્તાલિન યુગની પેદાશ છે. ને છેલ્લાં ત્રીસ વરસ થયાં આ દેશની ભોંયમાં મૂળ નાખી પ્રસરી રહેલ છે. સ્તાલિન ૧૯૫૩માં મૃત્યુ પામ્યો, ને એના મૃત્યુ બાદ દેખીતી રીતે અસરકારક એવા ફેરફારો સોવિયેત સમાજમાં થયા.

—કાયદાના અમલની શરૂઆત થઈ.

—તદ્દન નિર્દોષ માણસોની 'પ્રજાનો દુશ્મનો' તરીકે ધરપકડો કરવાનું બંધ થયું.

—ગુપ્ત અદાલતોમાં એમના પર કામ ચલાવી મૃત્યુને ઘાટ ઉતારવાનું બંધ થયું.

—લોકોને દેશવટે કાઢવાનું બંધ થયું.

—શ્રમછાવણીઓમાં ગોંધી રાખી એમનો શ્રમ નિચોવવાનું બંધ થયું.

આમ છતાં, સવાલ એ ઊઠે છે કે, આ બધા પછીય સોવિયેત સમાજના માળખામાં ધરમૂળથી કશો ફરક થયો ખરો? તો એનો જવાબ 'ના'માં જ આપવો પડે એમ છે. કારણ—

—પહેલાંની માફક જ હજી આજે પણ બધી સત્તા તો પાર્ટીની ટોચ પર બિરાજનારા નોકરશાહોના હાથમાં જ રહી છે.

—પહેલાંની માફક જ આજે પણ રાજકીય વ્યવહારો બાબત શ્રમજીવીઓના આમસમુદાયને અંધારામાં જ રાખવામાં આવે છે. ઉત્પાદનની પ્રક્રિયામાં ને એની વ્યવસ્થામાં કામદારોનાં યુનિયનો કે પ્રજાનાં બીજાં સંગઠનોનો કશો જ અવાજ નથી.

—પહેલાંની માફક જ આજે પણ અગાઉથી નક્કી થઈ ચૂકેલી વ્યક્તિઓને જ પોતાના ડેપ્યુટી તરીકે ચૂંટી મોકલવાની યાંત્રિક ફરજ કામદારો ચૂંટણી ટાણે બજાવી છૂટે છે.

—પહેલાંની માફક જ આજે પણ મિનિસ્ટરો ને વહીવટી ચેરમેનોની નિમણૂકો કરવાનું ને પ્લાન્ટ કમિટીઓ બનાવવાનું કામ સોવિયેત પંચાયતોને નામે દેશભરમાં શાસન ચલાવી રહેલ પાર્ટીની સેન્ટ્રલ કમિટી ને રિજનલ કમિટીઓ જ કરે છે.

—પહેલાંની માફક જ આજે પણ ભૌતિક સુખસગવડોના અતિરેકમાં મહાલતા શાસકવર્ગ ને અત્યંત ટાંચા વેતન પર પોતાનો શ્રમ ને બુદ્ધિ-શક્તિ વેચનારા કામદારો, કારકુન કર્મચારીઓ ને સમૂહખેતરો પર પેટિયું રળતા ખેડૂતોની કંગાળ હાલત વચ્ચે કાળા ને ધોળા રંગ વચ્ચેના ભેદ જેવો સાફ ને નક્કર ભેદ કાયમ જ રહ્યો છે.

—પહેલાંની માફક જ આજે પણ ગુનાઓ ને ગુનાખોર વૃત્તિને પોષણ આપનારી સમાજજીવનની પરિસ્થિતિ એનાં એ સ્વરૂપે ચાલુ જ છે.

—પહેલાંની માફક જ આજે પણ ઉપરવાળાઓએ સમાજની ચેતના પર કલમ કરીને જડી દીધેલી વિચાર-ધારાની બારીબારણાં વિનાની બનાવટ વિનાનું બિનશરતી પ્રભુત્વ ચાલુ જ છે. સાચેસાચ લોકશાહી શિક્ષણ શી ચીજ છે, એનો સ્વાદ સોવિયેત નાગરિક હજી ચાખી શક્યો નથી. રાંકડાં ને ગરીબડાં લોકની વસ્તીઓ હજી શાસનાધિકારીઓના આદેશો માથે ચડાવતી કામદાર ને કારકુન ખેડુ તરીકેની પામર જિંદગીઓ જીવ્યે જાય છે.

આપણા દેશને ગેરરસ્તે દોરવનારા આ સિદ્ધાંતોમાં ઘટતા ફેરફારો કરવાની સરિયામ નિષ્ફળતા પાછળ આંતરિક ને બાહ્ય એવાં અનેક કારણો રહેલાં છે. એમાંનું પહેલું ને મુખ્ય કારણ તો એ છે કે,—

—સ્તાલિને કેળવેલી ને સત્તા પર સ્થાપેલી ટોચની નોકરશાહીને માટે આજે પોતાના હાથમાં આવેલી અમર્યાદ, નિરંકુશ ને બેજવાબદાર સત્તાનો ત્યાગ

કરવો અસંભવ લાગે છે. વળી તેઓને માટે પોતાનાં રાજકીય ને આર્થિક પગલાંને લોકોથી નહિ છુપાવવાની આદત પાડવાનું ને પોતાના કાનૂની ને ભૌતિક વિશેષાધિકારો છોડી દેવાનું પણ એટલું જ અસંભવ બની ગયેલ છે. આ બધી વસ્તુઓના તેઓ એવા તો આદી બની ગયા છે કે એમની આગળ આ બધું છોડવાની વાત આવતા તેઓની બુદ્ધિ જ બહેર મારી જાય છે, જાણે તેઓ કશું સમજતા જ ન હોય. સમાજવાદી લોકશાહી સાથે એમના આ બધા વ્યવહારો તદ્દન વિસંગત છે, એ તથ્યને જાણે સમજતા જ ન હોય એવો ડોળ તેઓ કરે છે.

આ બાબતમાં લાક્ષણિક દાખલો જોવો હોય તો ક્રુશ્ચેવનો છે. એણે 'હાયરાર્કિ લિસ્ટ' પરના પોતાના સાથી બિરાદરોના ઠાઠમાઠ ને સમૃદ્ધિ પર આંશિક નિયંત્રણ લાવવાની કોશિશ કરી જોઈ હતી પણ એમાંથી તાત્ત્વિક સાર એ કાઢી શક્યો નહિ. એ લોકોએ એ બાબત ઘરાર એને કશું કરવા જ દીધું નહિ.

આ બધા સરકારી દબદબા ને ઠાઠ ચાલુ રાખવા માટેનું બાહ્ય કારણ એ આપવામાં આવે છે કે, આ રીતે, દમામદાર ને પ્રચંડ શક્તિવાળી એક અતિ આક્રમક સત્તા તરીકેનો દેખાવ આગળ ધરીને આખીયે મૂડીવાદી દુનિયાને — ને તેમાંય ખાસ કરીને અમેરિકા જેવી સત્તાને ડારવાની છે, એના પર રુઆબ પાડવાનો છે, ને એ રીતે આ નવી વિચારસરણીવાળી સોવિયેત રશિયાની સરકારે, પોતાના સિદ્ધાંતોને બળૂકા બતાવવાના છે. આવા તર્કને કારણે સોવિયેત સરકારને લશ્કરી સંરક્ષણનું એક પ્રચંડ તંત્ર ઊભું કરવા પાછળ અઢળક ધન ખરચવું પડે છે. આને પરિણામે દેશની પ્રજા પર પોતાનું કડપભર્યું નિરંકુશ શાસન જમાવી રાખવા સિવાય એની પાસે બીજો કોઈ રસ્તો રહેતો નથી. આ માટે જ એણે આર્થિક ને રાજકીય ક્ષેત્રમાં પણ ગુપ્તતા ટકાવી રાખવી પડે છે. ને અમર્યાદ સત્તાના ઉપયોગ વિના આ બધું શક્ય જ રહેતું નથી.

વર્તમાન પરિસ્થિતિમાં પલટો આણવા માટે સૌ પ્રથમ તો ટોચ પરના વર્ગમાં ઉદ્દામ પલટો જરૂરી છે. સમાજના નીચલા સ્તરોમાંથી કોઈ અભિક્રમ પ્રગટવાની આશા રાખી બેસવું નિરર્થક છે. કામદારોનો આમસમુદાય તો એવો કહ્યાગરો ને આજ્ઞાધીન બની ગયેલો છે કે, એ પોતાના શાસક વર્ગને સોવિયેત સમાજ રચવા માટેનાં, લેનિને એની જિંદગીનાં અંતિમ વર્ષો દરમિયાન ચીંધેલાં કાર્યો પાર પાડવા માટે હાથ ધરવાની તેઓને ફરજ પાડી શકે એમ છે જ નહિ.

કોમ્યુનિઝમ એટલે માત્ર ઉત્પાદનનાં સાધનોનો વિકાસ નહિ, પણ શ્રમ કરનારાની સર્જકતા, ને ભૌતિક-સંસ્કારિતાનો વિકાસ કરવા માટેનો માર્ગ.

સૌથી વિશેષ તો, કોમ્યુનિઝમ એટલે સમાજવાદી લોકશાહીનો સંપૂર્ણ વિજય! પ્રજાના આમસમુદાયોની મુક્ત નાગરિકતા ને સક્રિય સર્જકતાનો વિજય. સમાજનાં તમામે તમામ ક્ષેત્રોમાં કામ કરનારા માનવસમુદાયોનો, સ્વશાસનના પાયા પર રચાયેલો નૂતન સમાજ.

પરંતુ જ્યાં લગી વર્તમાન સોવિયેત સમાજનું અંગ બની બેઠેલ, સમાજવાદી લોકશાહીની વિકૃતિઓનો ધીરે ધીરે, ક્રમે ક્રમે પણ જાગ્રતપણે નાશ કરવામાં નહિ આવે, ત્યાં સુધી આ દેશમાં, વીસ વર્ષે તો શું આવતાં સો વરસમાંય કોમ્યુનિઝમની સ્થાપના થઈ શકવાની નથી.

અનુ૦ સુભદ્રા ગાંધી

# અમદાવાદ, ૧૯૮૦ | જ્યન્તિ દલાલ

આપણે બધા સાથે મળીને એક કૂદકો મારીએ. વિચારીએ કે ૧૯૮૦ના જુલાઈ કે ઑગસ્ટ મહિનાનો દિવસ છે:

—આપ ઊભા છો અને ૪૦ માળનું મકાન દેખાય છે: કઈ દિશી પર છે એ મકાન જોતાં ખબર નહિ પડે. પણ ૮૦ ફૂટ પહોળા રસ્તાની સામેની ફૂટપાથ પર એક ભાઈ ઊભા છે. ધોતિયું, પહેરણ (ચિનુભાઈ માફ કરે), કાળી ટોપી. એમને સત્તરમા મજલા પર એમનો કોઈ ભાઈબંધ રહે છે એને નીચે બોલાવવો છે. એટલે જમણા હાથે રીંચણ ઉપરનું ધોતિયું લઈ, ટોપી પડી ન જાય માટે ડાબા હાથે ખાસાફરતી પકડી રાખી એ ત્યાંથી ધાંટો પાડે છે. અને ધાંટા પરથી ખબર પડે કે આ ભૂમિ અને આ સ્થળ એટલે અમદાવાદ.

એક બીજો બનાવ પણ બની ગયો છે. ૧૯૮૦ પહેલાં કોઈ વર્ષે આપણો પ્રેમાભાઈ હૉલ બંધાઈ રહ્યો છે. અલબત્ત, ત્યાં પહેલાં વસી ગયેલા અને હિજરત કરી ગયેલા કબૂતર પાછાં આવ્યાં છે કે નહિ એની તો ખબર નથી પડી. પણ એક ખબર પડી છે, હૉલ બંધાયા પછી, કે હવે અમદાવાદમાં સભા થઈ શકે એવું કંઈ રહ્યું નથી. સભાથી, વિવાદથી અથવા બીજી કોઈ રીતે આપણી અક્કલ વધે કે સામાની અક્કલ વધે એ વાતની અંદર આપણે શ્રદ્ધા ગુમાવી બેઠેલા છીએ, ૧૯૮૦માં. પછી આ પ્રેમાભાઈ હૉલનું શું કરવું? એટલે વ્યવસ્થાપક મંડળે—ચિનુભાઈ તે વખતેય એમાં હશે જ—નક્કી કર્યું કે વ્યાજ તો જવા ન દેવાય... માટે અત્યારે જે ફેશન ચાલુ છે એ પ્રમાણે ફેશન શો કરવા દેવા. ફેશન શોની સાથે સ્મૉલ શોઝ તો આવે જ; અને સ્મૉલ શો શેનો થવા દેવો તે સોસાયટી જ નક્કી કરે—સોસાયટી એટલે પરમિસિવ સોસાયટી, બીજી કોઈ સોસાયટી નહિ.

ત્રીજો એક દાખલો લો. આ ગામમાં ૧૯૮૦ પહેલાં થોડાં ઘણાં પુસ્તકાલયો હતાં અને સારી સંખ્યામાં પુસ્તકો પણ હતાં. ૧૯૮૦માં અમદાવાદના એ વખતના વ્યવસ્થાપકોને ખબર પડી કે આ પુસ્તકો તો મકાન બગાડે છે. ભાર તો ઘણો વધી ગયો છે. હવે શું કરવું? તો સાબરમતી ઉપર બંધ બંધાવવા માટે ઈંટની જગ્યાએ એ બધાં પુસ્તકાલયોનાં પુસ્તકોનો ઉપયોગ થયો. ...આથી વધારે એક ડગલું આગળ ચાલીએ. દોશી જેવાને પણ હંફાવે એવું એક એન્જિનિયરિંગ સાધન ખરીદ કર્યું. આ માણેકલાલ જેઠાલાલ લાયબ્રેરી છે ને? એની ઈંટે ઈંટ જુદી કરીને રેલવેની પેલી બાજુ લઈ જવામાં આવી; કારણ કે આ બાજુ એનો ઉપયોગ થઈ શકે એવું કંઈ રહ્યું ન હતું.

એથી આગળ ચાલો હું જાઉં છું, ઉમાશંકર અને ચિનુભાઈ, બંનેએ કૉલેજના વિદ્યાર્થીઓની સંખ્યા વધતી જાય છે એની વાત કરી. ચિનુભાઈએ તો ત્યાં સુધી કહ્યું કે કેટલાં છોકરાંઓ કૉલેજમાં જાય છે એની ગણતરી કરવાનો વારો આવશે;

જુલાઈ ૧૯૭૦માં 'દસ વર્ષ પછીનું અમદાવાદ' એ પરિસંવાદમાં બોલવાનું થયું તે સદ્ગત જ્યન્તિ દલાલનું છેલ્લું જાહેર પ્રવચન. અહીં એનો શક્ય એટલો શ્રદ્ધેય પાઠ (ધ્વનિમુદ્રણને આધારે) રજૂ કર્યો છે. સં.

ઊછર્યો છું, મોટો થયો છું. અને અહીંયાં ઉપસ્થિત છે તે લોકોમાંથી ખરા અમદાવાદી તો અમે બે જ જણ છીએ — હું અને ચિનુભાઈ. એ વાતની થોડી સગરૂખી પણ છે, અથવા તો એમ કહો કે હતી. અને છોકરાંઓને વારસામાં અમે બીજું તો શું આપી શકીશું? અમારી ખોટી આદતો, અમારી ખોટી મગરૂબી અને અમારાં નિષ્ફળ નીવડેલાં સપનાં — આ ત્રણ વાતનો વારસો અમે ભવિષ્યની પ્રજાને, જો હોય તો, આપી દઈશું અને મને લાગે છે કે એ પ્રજા બહુ હોંશે હોંશે એ વારસાને સ્વીકારશે. આજે નહિ, ૧૯૮૦માં.

ત્યારે, મારો સવાલ આપને આટલો છે કે ક્યા અમદાવાદ વિષે આપણે વાત કરીશું? જે અમદાવાદ વિષે વાત કરીએ છીએ તે અમદાવાદ એટલે માત્ર આટલા ક્યુસેક પાણી વાપરનારું ને બગાડનારું? ચિનુભાઈ સાહેબને યાદ હશે કે જૂના જમાનામાં અમે પોળો સાફ કરાવતા ત્યારે હું માવળંકર દાદાને અમારી સફાઈ બતાવવા લઈ ગયેલો. મનની અંદર તો એમ હતું કે દાદા વારી જશે. પણ શાકમાં આખું કોળું જ ગયેલું! પોળ તો સાફ કરેલી, પણ ચકલીઓ ખુલ્લી! અને દાદા એક પણ અક્ષર બોલ્યા વિના પોળમાં દાખલ થયા; પહેલી ચકલી બંધ કરી, બીજી ચકલી બંધ કરી, ત્રીજી ચકલી બંધ કરી. આજે કોઈ દાદા ચકલી બંધ કરવા નીકળે એમ નથી. (ભૂલેચૂકે ચકલીમાં પાણી આવતું હોય તો!) આવું અહીંયાં જ છે? આ અમદાવાદમાં જ છે? બીજે બધે ઠેકાણે પણ કદાચ આવું જ હશે. કોઈ ઠેકાણે ધોળા કાગડા થયાનું જાણ્યું નથી.

એટલે જો દસ વર્ષ પછીના અમદાવાદનો વિચાર કરવો હોય તો ક્યા અમદાવાદનો કરવો છે અને એ અમદાવાદને ઘડનારાં કયાં બળ હશે, કયું હ્યુમન એલીમેન્ટ હશે; એ હ્યુમન એલીમેન્ટ કઈ તાવણીમાંથી તવાઈ, ટેવાઈ, તપી તપીને બહાર નીકળ્યું હશે, એનો મિજાજ શું હશે, એનાં સ્વપ્નાં શું હશે એ વિષે આપ વિચાર કરજો. થેન્ક યૂ વેરી મચ!

## આ અંકે

અમેરિકા-ચીન મૈત્રીના સંદર્ભમાં ઊભી થયેલી જાગતિક પરિસ્થિતિ — વિશેષે એશિયાઈ સંદર્ભમાંનું પૃથક્કરણ અમે આપ્યું છે. પાકિસ્તાન અને પૂર્વ બંગાળની પાર્શ્વભૂમિકા તથા અંતે ભારત-રૂસ કરારની ઘટનાનો તથા ભારત માટે તેની તાત્કાલ અસરનો ઉલ્લેખ પણ અહીં કર્યો છે.

*

## આવતા અંકે

ભારત-રૂસ કરારની, ખાસ કરીને ભારત માટે, ટૂંકા ગાળાની અને લાંબા ગાળાની થનારી અસર વિષે પોતાનાં મંતવ્યો વિશ્વમાનવના ૧ કોલમ (૨૦૦ શબ્દો) જેટલી મર્યાદામાં ત્વરાએ મોકલી આપવા વાચકોને નિમંત્રણ છે.

# મારી અણલખાયેલી આત્મકથાનું પ્રકરણ | કિશનસિંહ ચાવડા

પ્રત્યેક વ્યક્તિની આત્મકથા હોય છે અને એ પ્રત્યેક વ્યક્તિને પોતાની કથા કહેવાનું મન થાય છે. સામાન્ય માણસ વાતચીત દ્વારા એને વાચા આપે છે. લેખક કે કલાકાર એ આપકથાને ઘાટરૂપ આપીને કહે છે. કોઈ શ્રીમંત સાહસિક પોતાની કથા કોઈની પાસે લખાવીને કહે છે. માતાપિતા પોતાના પુત્ર કે પુત્રીને પોતાની આપવીતી કહે છે. વખત જતાં એ લોકો પોતાનાં સંતાનોને પોતાની વારતા સંભળાવે છે. આમ એક અથવા બીજી રીતે દરેકને પોતાની આત્મકથા કહેવાનો ઉમળકો હોય છે. આ ઉમળકો અથવા આવી ઊર્મિ અથવા આ બન્નેથી પ્રેરિત કલ્પના કે વિચાર આવવા એ તદ્દન માનવ-સહજ આવિર્ભાવ લાગે છે. પ્રેમ, દુઃખ, નિરાશા, અભિલાષા, આનંદ કે વિષાદની પ્રગાઢ અને ઉત્કટ અવસ્થામાં માણસને પોતાના અંતરની ગૂઢ કે ગુહ્ય વાત પોતાના સ્વજન કે સ્નેહી જનને કહેવામાં એક પ્રકારના આશ્વાસન અને આનંદનો વિસામો ગમે છે. માનવહૃદય હળવું થઈને કંઈક હાશ અનુભવે છે.

પણ આત્મકથા ગમે ત્યારે ગમે તેને કહેવાતી નથી. એ કહેવા માટે મનઅંતરની એક ઋજુ અને બીની વિધાયક અવસ્થા હોવી જોઈએ. નહિ તો અંતરના ઉમળકા વિનાની કેવળ મનની કે બુદ્ધિની વિચારશીલતા વડે કહેવાની આપકથા કંઈક અંશે અથવા ઘણે અંશે કૃત્રિમ બની જવાનો ભય રહે છે કૃત્રિમતા એ નકારાત્મક (નેગેટિવ) પરિસ્થિતિનું પરિણામ હોવાનો સંભવ છે. અકૃત્રિમ સહજ ભાવરસને ધારણ કરનારી અવસ્થા વિધાયક (પોઝિટિવ) પરિસ્થિતિની નીપજ હોવાની શક્યતા છે. આપણા સ્વજનની છોકરી સાસરે વળાવાતી હોય ત્યારે વિદાય વેળા જે ભાવસ્થિતિ સરજાય છે, તેને પરિણામે ઘણાનાં અંતર ગદ્‌ગદ થઈ જાય છે. અને એમને પોતાની પુત્રીની વિદાયવેળા સાંભરે છે. એટલું જ નહિ, એ વેળાની વાત કહેવાનું સહેજે મન થઈ જાય છે. કોઈ સ્વજનની મૃત્યુ વેળા અથવા સ્મશાનયાત્રામાં ચાલતાં ચાલતાં કે સ્મશાનમાં ચિતાને ભડકે બળતી જોતાં સહૃદય માણસને પોતાના જીવનમાં બનેલી એવી જ દારુણ કે કરુણ ઘટનાનું સ્મરણ થઈ આવે છે અને પાસેના મિત્ર અથવા સાથીને એ કથા કહીને, બે આંસુ વહાવીને એ માણસ અંતરની વિશ્રાંતિ પામે છે.

એટલે આત્મકથા સ્વજનને કે સ્નેહીજનને કોઈ વિશેષ અવસ્થામાં કહેવાય છે. સર્વ જનોને કહેવાની એ વાત હોતી નથી. સર્વજનોને કહેવાની હોય છે તે વારતા જીવનકથા હોય છે. આત્મકથાનો પાયો અનુભૂતિ અને ઉમળકો હોય છે. જીવનકથાનો પાયો હકીકત અને ગૌરવ હોય છે. કોઈ મહાપુરુષ, મોટો સર્જક કે વિભૂતિશીલ સાહિત્યકાર, કવિ કે કલાકાર પોતાની આત્મકથા લખે છે અથવા કહે છે ત્યારે એ એક મોટું સર્જનકર્મ કરતો હોય છે. જીવનની અનુભૂતિ અને હકીકત બંનેને સત્ય સુધી પહોંચાડવાનું કવિકર્મ એને કરવું પડે છે. આવા કવિકર્મ વિના કોઈ પણ કથામાં માનવહૃદય સુધી પહોંચવાની ક્ષમતા અને શક્તિ આવતી નથી. એટલે જ તો દરેક માણસની આત્મકથા હોય છે પણ કોઈકની જ

પ્રગટ થાય છે અને એમાંથી કોઈક વિરલાની આત્મકથા સત્યનું નિશાન સર કરે છે.

શ્રદ્ધા એ માણસના આંતરિક સ્વરૂપને ઘડનારું એક મુખ્ય પરિબળ છે. નાનપણથી એની સમજણ ઓછી પણ એનામાં રસ ઘણો. એટલે મારી વિચારબુદ્ધિએ જ્યારે હિમાલયની કુદરતના સહજ વાતાવરણમાં એક અપૂર્વ પ્રસન્નતા અનુભવી ત્યારે એણે પહેલું કામ મારી શ્રદ્ધાના જગતમાં પ્રવાસ કરવાનું કર્યું. પહેલાં તો આ પ્રક્રિયાથી કંઈક આશ્ચર્ય અને કંઈક ગભરાટ થયાં. શા માટે વિચારબુદ્ધિ આવા સંપર્ક સાધીને મારી આસ્થાનાં કે માન્યતાનાં પડ ઊંચાં કરીને કદી ન પૂછ્યા હોય એવા પ્રશ્નો કરે છે? મન એનું વિચક્ષણ કરણ છે કે સંઘર્ષ અને સંવાદિતા બંનેની પ્રક્રિયામાં એની જિજ્ઞાસા અને શંકાશીલતા એક પ્રકારનું અળવીતરાપણું ધારણ કરે છે; જે વાત સીધે રસ્તે જતી આપણને લાગે તેને આડેઅવળે રસ્તે ચડાવી દે છે. એ વખતે આપણને ગમે કે ન ગમે પણ એનું કંઈક નિરાકરણ કે સમાધાન શોધ્યા વિના જંપાતું નથી.

બાળપણ વીત્યા પછી કિશોર અવસ્થામાં જ્યારે કંઈક ભાન આવ્યું, કંઈક થોડી સમજણ પડવા માંડી, ત્યારે દેખાયું કે બા અને બાપુજીની ધર્મનિષ્ઠામાં ફેર નથી. પણ એમની ધાર્મિક પ્રવૃત્તિમાં ઘણો ભેદ છે. બા વૈષ્ણવ અને બાપુજી નિરાત સંપ્રદાયના સેવક. બાની પૂજાઅર્ચના ચાલે. બાપુજી ભજનધ્યાનમાં વધુ મસ્ત. બા અતિ વાત્સલ્યથી ભગવાનને નવડાવે, ધોવડાવે ને ભોગ આરતી કરે અને એવી આત્મીયતાથી પૂજા કરે કે એના ભાક્તભાવની અસર આપણા હૃદય ઉપર થયા વિના ન રહે. બાપુજીની સાથે જ્યારે ભજનમાં બેસવાનું થાય કે ગુરુદ્વારે જવાનું થાય ત્યારે ભક્તિ કરતાં જ્ઞાનવાર્તા અને ધર્મચર્ચા તરફ વધુ ઢળી પડાય આમ બાહ્ય રીતે બે જુદા પ્રવાહોમાં સ્નાન કરવાનું બનતું. પણ અંદરથી બંને જણાંની ઈશ્વરનિષ્ઠાની જે એકતા હતી તેની મારા હૃદય ઉપર ઊંડી અસર થયા કરતી. જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ એવી લાગણી થતી ગઈ કે બાની ભક્તિ ભલે સગુણ ધારાની હોય અને બાપુજીની ઉપાસના ભલે નિર્ગુણ ધારાની હોય પણ એ બંનેના પ્રેમમાં ક્યાંય અંતરાય કે ભિન્નપ નથી. એમના પ્રેમનિષ્ઠ સાહચર્યનો મારા ઉપર એવો તો અભિષેક થયા કરતો કે મારા અંતરમાં ધર્મપ્રવૃત્તિ વિષે, ધર્મપ્રવૃત્તિના બાહ્ય સ્વરૂપ વિષે શંકાકુશંકા થતી રહી પણ ધર્મની અંતર્નિષ્ઠા વિષે આસ્થાની કોઈ એવી જડ ઊંડે ઊતરતી રહી કે એણે આગળ જતાં જીવનનિષ્ઠા ઘડવામાં મોટો ભાગ ભજવ્યો.

એક વખત સવારમાં અમારે ઘેર વૈષ્ણવ મહારાજની પધરામણી હતી. આખા ઘરનું વાતાવરણ બહુ જ પ્રવૃત્તિમય હતું. બાના હરખનો પાર નહોતો. બાપુજીના સહકારને સીમા નહોતી. મારો આનંદ માતો નહોતો. બા અને બાપુજી એકસાથે સરખા આનંદથી અને સમાન ભક્તિભાવથી કામમાં રત હતાં. મહારાજ પધાર્યા. પૂજા અર્ચા થઈ. થોડોક સદ્‌બોધ થયો. પ્રસાદભેટ ધરાયાં. આખો પ્રસંગ પ્રેમની એક અદ્‌ભુત ભીલટપૂર્વક સમાપ્ત થયો. અમારું બપોરનું જમણ પણ એ જ આનંદના પ્રવાહમાં પૂરું થયું. આરામ મળ્યો ના મળ્યો ત્યાં તો માતાપિતા સાંજના પ્રસંગને માટે પાછાં સજ્જ થઈ ગયાં. સાંજે બાપુજીના ગુરુમહારાજ પોતાની ભજનમંડળી સહિત આવવાના હતા. આ ભજનકીર્તનના સમારંભને પણ એટલા જ સ્નેહ અને શ્રદ્ધાથી દીપાવવાના પુરુષાર્થમાં બંને જણાં મશગૂલ હતાં. આપણને તો સવારે પણ કામ હતું. સાંજેય કામ કરવાનું હતું. પરંતુ એ કામમાં આનંદનો કંઈ એવો દોરો પરોવાયેલો હતો કે જેનાથી વીખરાયેલી બધી શક્તિ અને વૃત્તિ એક થઈને બા બાપુજીની સાથે એકાગ્ર થઈ રહ્યાં. ભજન સમારંભ સરસ રીતે પૂર્ણ થયો. ગુરુમહારાજે એ બેઠકની રચના અને પ્રસાદના સ્વરૂપ અને સભરતા વિષે બાનાં મુક્તકંઠે વખાણ કર્યાં.

સવારના પ્રસંગનું સ્વરૂપ અને સાંજના સમારંભનું રૂપ એ બંનેમાં બાહ્ય રીતે ઘણું ઘણું જુદાપણું.

પરંતુ એ બંને પ્રસંગોની મારાં કુમળા અંતર ઉપર જે છાપ ઊઠી તે તો બંને સત્સંગની અપૂર્વ એકાગ્રતાની. જ્યારે જ્યારે બહારથી અલગતાનો વેશ ધારણ કરતા આવા પ્રસંગો આવતા ત્યારે એ સમાપ્ત થઈ ગયા પછી બા અને બાપુજીની વચ્ચે એક અભિનવ સંવાદિતા અને સ્નેહના સ્વરૂપનું દર્શન થતું. બંને જાણે નવી દૃષ્ટિ અને નવી શક્તિથી જીવનનો રથ ચલાવી રહ્યાં છે એવી કંઈક વિલક્ષણ છતાં નિર્મળ અનુભૂતિ મને થતી. આખરે બાપુજીના અવસાન પછી બા રહી તો વૈષ્ણવ; પણ એની ધર્મનિષ્ઠામાંથી જાણે પ્રેમનું રસતત્ત્વ ઊડી ગયું. એમ લાગે કે ઉદાસી સંપ્રદાયના તો બાપુજી હતા. પણ એમના ગયા પછી બા એવી ઉદાસ થઈ ગઈ કે વૈષ્ણવજીવનનાં રસભક્તિ પણ એના અંતરમાં પ્રેમ-વૃક્ષને પૂરતું પાણી પાઈ શક્યાં નહિ. ધીરે ધીરે બાની ધર્મનિષ્ઠા વિકાસ પામી. બાપુજીની સ્નેહ-સ્મૃતિને અવિચળ રાખવા એણે જીવનમાં ભક્તિ રસને સુકાવા ન દીધો; પણ એના જીવનમાં પ્રેમના રસાયણથી પ્રગલ્ભ થયેલી જે રસશક્તિને એના દામ્પત્યજીવન વખતે પાંગરેલી પ્રફુલ્લ જોઈ હતી તેનાં તો પછી બાના મૃત્યુ સુધી દર્શન ન થયાં તે ન જ થયાં. ત્યારે જ જિજ્ઞાસા જાગેલી કે ધર્મ-જીવનમાં પણ પ્રેમનિષ્ઠાનું કેટલું બધું મહત્ત્વ અને કેટલો બધો મહિમા!

હમણાં ૧૯૬૧ની સાલની વાત છે. ડિસેમ્બરની ૧૯મી કે ૨૦મી તારીખે શ્રી કૃષ્ણપ્રેમની સાથે નૈનિતાલમાં હતો. શ્રી આશિષ મહારાજ પગ ભાંગવાને કારણે રામ્સે હૉસ્પિટલમાં હતા. તે બપોરે અણધાર્યો બરફ પડવા માંડ્યો. સાંજ પડવા માંડી ત્યાં સુધીમાં તો હિમવર્ષાએ રસ્તાઓ આંતરી લીધા. ઠંડી વધી ગઈ. સાંજે આશિષ મહારાજને મળવા જવાનો સમય થયો. મારી નીકળવાની હિંમત ચાલે નહિ. આ બરફમાં ચાલવું કેવી રીતે! રામ્સે હૉસ્પિટલની ઊંચાઈ પણ ઘણી. રસ્તો આકરો. ચઢાણ કપરું. કેમ જવાશે? વિચારતો હતો. ત્યાં શ્રી કૃષ્ણપ્રેમે કહ્યું: "ચાલો નીકળીએ." મારાથી ભયભીત રીતે બોલી જવાયું: "આવી હિમવર્ષામાં મારાથી નહિ અવાય. એ ચઢાણ ચઢવાનું મારું ગજું નથી." શ્રી કૃષ્ણપ્રેમ કંઈક ગંભીર થઈ ગયા. બોલ્યા: "હિમાલયમાં કાયમને માટે વસવાટ કરવો હોય તો બરફથી ડર્યે નહિ ચાલે! મીરતોલામાં તો આથીય વધારે હિમવર્ષા થાય છે. તારા તન-મનને એનાથી ટેવાવું પડશે. મનના ભય અને દેહની અનિચ્છાને છોડવાં પડશે. તારે આવવું હોય તો તારો હાથ પકડીને સંભાળથી લઈ જવા તૈયાર છું."

પળવાર અમે બંને શાંત મૂગા રહ્યા. અંતરમાં કોઈકે કહ્યું કે સદ્‌ગુરુ સાથે હોય, એમના પ્રેમનું શરણું ને રક્ષણ હોય તો પછી કોઈ પણ આકરા ચઢાણની બીક કેવી! અને તરત જ ગરમ કપડાં ને બરફના બૂટ ચઢાવીને બંને નીકળી પડ્યા. શ્રી કૃષ્ણ-પ્રેમે મને ધીરે ધીરે સંભાળપૂર્વક ઉપર પહોંચાડી દીધો. હૉસ્પિટલ પહોંચ્યા ત્યારે આશિષ મહારાજના મુખ પર જે સ્મિત જોયું, શ્રી કૃષ્ણપ્રેમના ચહેરા પર જે સંતોષ જોયો તેનાથી આધારના ઊંડાણમાં આત્મ-વિશ્વાસનું બીજ રોપાયું. અંતરમાં પ્રેમના છોડને જાણે નવું જીવન મળ્યું. આટલાં વર્ષોમાં ઘણા પ્રસંગો આવ્યા છે. ઘણી કપરી ને અણધારી પરિસ્થિતિ ઊભી થઈ છે, પણ તેમાં પ્રેમની નિષ્ઠા અને આત્મ-શ્રદ્ધાની સહાયથી સદા પાર ઉતરાયું છે. જીવન એમાંથી જ પોષાતું ને રસાર્દ્ર રહ્યું છે.

*

શ્રદ્ધા એ પ્રેમનું મોતી છે. પ્રેમસમુદ્રને તળિયે એ મળે છે. માબાપના જીવનમાં પ્રેમનિષ્ઠા જિવાતી આંખોએ જોઈ હતી ને અંતરે સાક્ષાત્ કરી હતી. આ જ વાત જાણે પુનર્જન્મ પામી હોય તેમ જીવનની અર્ધી સદી પછી હિમાલયની ધવલ સ્વચ્છ ગિરિમાળાની ગોદમાં ચરિતાર્થ થઈ. ગુરુજનોના સાંનિધ્યમાં એવું અનુભવ્યું કે શિશુવયમાં જે માન્યતા હતી, કુમારાવસ્થામાં જે નિષ્ઠા હતી, યૌવનમાં જે સંઘર્ષ હતો, પ્રૌઢતાએ જેને પરિમલ અને એના આભાસ રૂપે નિહાળી હતી તે શક્તિ જીવનમાં જે

સ્વરૂપે ઊંડાણંખૂ નાખીને પડી છે તેને આત્મશ્રદ્ધા રૂપે સાક્ષાત્ કરવાનો પરમ અવસર મળ્યો છે.

શ્રદ્ધા એ અંતરાત્માના ઊંડાણમાં રહેલા અંતરજ્ઞાનનું નિવેદન છે. વિશ્વાસનું આ વસ્ત્ર જે અગમ્ય લીલાથી વણાયું, શ્રદ્ધાનું આ પોત જે અગોચર પ્રેમશક્તિએ વણ્યું તેનાથી આજે સમગ્ર આધારને એવું સુખદ સાંત્વન મળી રહ્યું છે કે જિંદગી પોતાના અંતિમ વિસામા ભણી પાછી વળી રહી છે. અંતિમ વતન તરફ પાછી ફરી રહી છે.

પણ આવા ઉત્કટ અનુભવો કેટલા? એ અનુભવોને ફરીથી સહજ ભાવે સંભારી લેવાય એવી જીવનની ધન્ય ઘડીઓ ક્યાંથી મેળવવી? આમાંથી તો એક એવો ભાવ પણ જાગે છે કે જીવન જ જીવનને પાછું લાવે છે ને બોલાવે છે. એટલે જીવનની પ્રત્યેક પળ જીવવી રહી. જો જીવનની પ્રત્યેક પળ જિવાતી હોય તો પછી બીજી માથાકૂટ કે ગડભાંજમાં પડવાનું મન થતું નથી. કાળના વિભાગ તો મનબુદ્ધિએ કર્યા છે. આમ તો કાળ સનાતન છે, સતત છે. એટલે એ સનાતનતા કે શાશ્વતી કઈ પળમાં સંતાઈ રહી હશે તેની શી રીતે ખબર પડે? પળનાં જિવાતા જીવનમાં બીજી જિવાઈ ગયેલી પળ જો કંઈક શાશ્વતીનો પાસ પામી હોય તો જ વર્તમાન પળમાં જીવનને મદદરૂપ થઈ શકે. જિવાતા જીવનમાં જિવાયેલા જીવનની વાતને ફરી પાછી સંભારવી, શંભારીને આલેખવી, એનાં ઘાટરૂપ ઘડવાં, એને કલારૂપ આપવું, એમાં સર્જનની સજીવતા ઉમેરવી, એવી બધી સભાન, સભાન પ્રવૃત્તિ કરી, કૃત્રિમતાને અંદર આવી જવાનો શા માટે મોકો આપવો? આત્મકથા લખતી વખતે લેખકની ભાગ્યે જ સહજાવસ્થા હોય! આત્મકથા આલેખવામાં જીવવાનું રહી જાય એવું ના બને? જિવાતી પળેપળમાં હળીમળી અને ભળીગળી જઈને બીજી ધન્ય ક્ષણો આપમેળે અવતરતી હોય તો સોનામાં સુગંધ ભળે. પરંતુ જીવનનું આવું વરદાન સૌને નથી મળતું. કોઈ બડભાગીને મળે છે. એટલે આજ સુધી આત્મકથા કેમ નથી લખી તેની કથા કહેવાની આવી એટલે આત્મસંવાદ રૂપે કહી દીધી. *

* આકાશવાણીના સૌજન્યથી

---

[અનુસંધાન પૃ. ૪૧૫ થી ચાલુ]

એક કારણ તો એમાં સુકાની સૂત્રધાર સમાં મૃણાલિનીબહેન. હમણાં એમણે એવી જ સફળતાપૂર્વક શ્રી આદિલ મન્સૂરીનાં ચિત્રોનું પ્રદર્શન યોજ્યું હતું બીજું કારણ, શ્રી જયન્તિભાઈ સાહિત્યકાર ઉપરાંત પણ ઘણું કાંઈ હતા — ખાસ તો રાજકારણના પુરુષ હતા.

શ્રી જયન્તિ દલાલની સ્મૃતિમાં થયેલા કાર્યક્રમની નોંધ અહીં પૂરી થાય છે પણ કાર્ય પૂરું થતું નથી. આગામી વર્ષે બીજા સંગ્રહો બહાર પડશે ફરી એમની સુગંધ રેલાશે. એમની સ્મૃતિમાં થનારા કાર્ય માટે આર્થિક સહાયની અપીલ ઊભી જ છે. ગુજરાતની જનતા જોગ કશું કહી ઉત્તેજવા-પ્રેરવા માગતો નથી. સમિતિના શબ્દો જ મૂકું છું: "શ્રી જયન્તિ દલાલ સ્મૃતિ સમિતિ અનેકવિધ પ્રવૃત્તિઓ હાથ ધરવા માગે છે. આજની આ સ્મૃતિસંધ્યા તો એનો આરંભ માત્ર છે. હજી શ્રી દલાલની બહુમુખી પ્રતિભાનું મૂલ્યાંકન કરતાં અભ્યાસસમૃદ્ધ લેખોનો ગ્રંથ, ઉત્તમ વાચિક અભિનય માટે દલાલ ચન્દ્રક અને સદ્‌ગતની કેટલીક ટૂંકી વાર્તાઓ ને નાટકોનું અંગ્રેજીમાં ભાષાંતર આદિ કાર્યો પાર પાડવાનાં રહે છે. એ માટે આપના ઉદાર સહકારની અપેક્ષા..."

પિનાકિન ન. દવે

# પરંપરાનો સ્વસ્થ વિશેષોપયોગ—'સારા આકાશ'

હિંદી ફિલ્મની પરંપરામાં એક એવો પ્રવાહ ચાલી આવે છે કે 'સારા આકાશ' છે ત્યાંથી એક ડગલુંયે આઘુંપાછું થયું હોત તો કાં તો એ જૈમિની કે એ. વી. એમનું 'પ્રાણવાન સામાજિક પરિવાર ચિત્ર' બની જાત યા તો 'સન ઑફ ઇન્ડિયા' જેવું મહેબૂબીકરણ પામી જાત. લગ્ન ન કરવા માગતા એક ભાવનાશીલ જુવાનને શરમમાં ફસાઈને ચૂપચાપ લગ્ન કરી લેવાં પડે તો શી પરિસ્થિતિ થાય એની વાત અહીં થાય છે. પણ થતી નથી. સમરના મનમાં ઘૂમતા આદર્શો એ કોઈ નક્કર યોજનાઓ નથી પણ જુવાનીની તમન્નાએ ઘડેલાં વાયુવિહારી સ્વપ્નો છે. સમર બીરુ તો છે જ. આખા ચિત્રમાં એ ક્યાંય કોઈની સામે બંડ પોકારતો દેખાતો નથી. દેખાય છે માત્ર એની બીરુતામાંથી જન્મેલું ચીડિયાપણું ને ઉશ્કેરાટ. એ સાથે જ એનામાં ભળેલું છે જિદ્દીપણું. એને માટે, આદર્શો એ લગ્ન ન કરવાનું સાચું કારણ નથી. લગ્ન એને મન, એક અચાનક આવી પડેલું જોખમી સાહસ, છે. સાથે જ, એ કોઈ પાપ રૂપ વસ્તુ હોય એવી શરમ પણ એને છે. મધુરજનીની રાતે, આથી જ, પ્રભાને આલિંગવાની કલ્પના માત્રથી એ પરસેવે નાહી ઊઠે છે. લગ્નવિધિ દરમ્યાન એના મનમાં ઘૂમરાતા વિચારોનાં દશ્યરૂપોમાંથી પણ આ જ ફલિત થાય છે. આ સાથે જ, એનામાં એક અહં ઘૂંધવે છે. સમજે 'કુટુંબ અશિક્ષિત છે, પછાત છે અને પોતે કોઈ જુદી જ માટીમાંથી ઘડાયેલો છે એવા, માની લીધેલા, અલગાવમાંથી મૂળ એ વિકસ્યો છે. તેથી જ, કુટુંબ અને એની વચ્ચે વૈચારિક સ્તરનું એટલું મોટું અંતર નથી જેટલું વિચારની આધુનિકતા-બિનઆધુનિકતાનું છે. જીવનસંગિનીની પસંદગી પોતાની નથી પણ કુટુંબની છે, એ એના અહમ્ પરનો મોટો ઘા છે. વળી એની બીરુતાને ઢાંકવા જતાં એનો અહમ્ વિકૃત બનીને ઊપસે છે. આ બધાની પ્રતિક્રિયા મધુરજનીએ એ નવવધૂ પ્રભાને મળે છે ત્યાંથી શરૂ થાય છે.

ચિત્રને સામાન્ય પરંપરાથી જુદો પાડતો એક મોટો વળાંક અહીં છે. પ્રભામાં સમરની જીવનસાથી બનવાની બધી ક્ષમતા છે. સમર એ જોઈ શકે છે. દૂર રહ્યે રહ્યે અનુભવી શકે છે ખાધું, પીધું, ને રાજ કીધું—આવી જાય એવી સીધી સાદી પરિસ્થિતિ ચિત્ર શરૂ થાય ત્યાંથી થોડી વારમાં જ, લગભગ, ઊભી થઈ જાય છે. પણ માનસપ્રવાહોનાં વહેણો એટલાં સરળ ક્યાં હોય છે! સમરે રાખેલું નકાર-અસહકારનું, વર્તન હકીકતની જાણ થતાં, હવે દૂર થવું જોઈએ. સમર પણ ઇચ્છે છે તો એમ જ. પણ એ કરવાની પહેલ કરે તો આજ સુધીના એના વર્તનની સાર્થકતા શી? એમાં તો એનું સ્વમાન ઘવાય. શરૂ શરૂમાં તો પ્રભા નમતી આવે એમ તે ઇચ્છે છે ને સાથે જ એમાં રહેલી પોતાની તર્કભૂલ સમજી ગુનેગાર વૃત્તિ અનુભવે છે. ચિત્ર આગળ ચાલતાં, વૈમુખ્ય દૂર કરવાનો પ્રારંભ એણે પોતે જ કરવો જોઈએ એમ પણ તેને લાગે છે. પણ પ્રભાની નજરે પોતાનો પરાજય અનુભવવો એને કપરો લાગે છે ને તેથી માફી માગવાની કલ્પના વાસ્તવની ક્ષણે અમલી બનતી નથી.

આને બીજે છેડે છે પ્રભા. દાંપત્યની આ આખી

પરિસ્થિતિ માટે તે પણ જવાબદાર છે જ. વિવાહ પછી ભાવિ સહચારનાં એણે સ્વપ્નો ઘડ્યાં છે પણ લગ્ન પછી, એક તરફ એક નોખી ભાતના કુટુંબમાં એણે એકરૂપ બનવાનું છે; બીજી તરફ, એક મનગમતા છતાં સાવ અજાણ્યા યુવક સાથે એણે ગાંઠ બાંધવાની છે. એની શરૂઆત શી રીતે કરવી એ એની પણ મૂંઝવણ છે. સમર-પ્રભા બંને એમ જ ઇચ્છે છે કે સામેની વ્યક્તિનો એકમાત્ર બોલ — એક પ્રેરક સ્મિત માત્ર જો નિશાની રૂપે મળે તો પોતે પોતાની ગઠરી પૂરેપૂરી ખોલી નાખે, બંને એ પણ માને છે કે સામી વ્યક્તિ પણ પરિસ્થિતિને સમજે છે છતાં મુશ્કેલી એ પરિસ્થિતિને દૂર કરવાની જ છે! — કદાચ... કદાચ... રખેને, પેલી વ્યક્તિ એ હકારનો અનાદર કરી દે તો! નણંદથી પ્રેરિત પ્રભા દૂધનો પ્યાલો આપવાને બહાને સમરની ક્ષમા માગી લે છે — પણ એ ક્ષમાના શબ્દોના ઉચ્ચારની લઢણમાંથી તો કેવળ ઔપચારિકતા, ભય, શંકા, અહમ્ પર થતો ઘા જ બહાર આવે છે જે સમાધાન માટે આતુર છતાં જિદ્દી એવા સમર પર પ્રતિ-ઘા કરે છે.

સમર-પ્રભાને એકબીજા માટે સ્નેહ તો છે જ. સમરના આવા અપમાનરૂપ ને એક વાર તો વિના કારણે ગાલ પર પડ્યાપલા, સ્વામિત્વદર્શક, તમાચા-વાળા વર્તન પછી પણ, પિયર ગયેલી પ્રભા પાછી સાસરે આવે છે. પોતાના પિયરમાં, સમરની પ્રતિમા ખંડિત ન થાય એ રીતે એ વર્તે છે. આ સ્નેહને લીધે જ, પ્રભા પિયર જાય છે ત્યારે એના માથામાં નાખવાના, એક રહી ગયેલા, સોયાને એક વખત કચરામાં નાંખી દઈ ને વળી પાછો ઊંચકી લઈ સમર ચોપડી વચ્ચે મૂકીને જોયા કરે છે—પિયરથી આવેલી પ્રભાનો સામાન એની ગેરહાજરીમાં ઉત્સુકતાથી ફંફોસે છે—પ્રભા સાથેના મધુર સ્નેહજીવનની કેટકેટલી કલ્પનાઓ કરે છે. આ સ્નેહને લીધે જ, અલગ અલગ વિશ્વમાં ઊછરેલાં—એટલું જ નહિ, કોઈ નાનામોટા સમાજના અંગને બદલે માત્ર વ્યક્તિ રૂપે જ ઊછરેલાં — આધુનિક તરુણોના પ્રતિનિધિરૂપ આ બે હૃદયો:નવદંપત્યનો આ મૂંઝવણભર્યો તબક્કો અંતે વટાવી જાય છે ને આથી જ ચિત્રનો સુખદ અંત ચોંટાડેલો બન્યો નથી.

સમર-પ્રભાની પાર્શ્વભૂરૂપે બીજાં ત્રણ યુગ્મો, (સમરનાં ભાઈ-ભાભી, બહેન-બનેવી અને મિત્ર-મિત્ર પત્ની)ના નાના નિજી પ્રવાહો ઉપજાવતી ને છતાં કેન્દ્રબિંદુને નજરમાં રાખીને જ ઘૂમરાતી પરિસ્થિતિઓ કોઈ ટૂંકી વાર્તાની સઘનતાની યાદ આપે છે.

આખા ચિત્રમાં, બીજી કોઈ પણ વ્યક્તિ કરતાં, બાસુ ચેટરજીની હયાતી સતત અનુભવાયા કરે છે. નાના નાના અનેક ક્ષુલ્લક પ્રસંગો દ્વારા એક તરાહ — ઊંડા મનોવ્યાપારોના અસ્ખલિત વહેણની તરાહ — ઉપજાવી શકાઈ છે. ને તેથી જ સમરના પગની કે સાઇકલની સાથે કેમેરા પણ આમાનાં બજારોમાં કે તળાવમાં સમરના હાથમાંથી વારાફરતી 'ડબાક' દઈ ને પડતા કાંકરાઓ પર વાર્તાને આગળ વધારવાની કશીયે ચિંતા વગર ફર્યા કરે છે ને એક સુતમૂત પરિસ્થિતિ સર્જાય જાય છે. પ્રભાને "ફિલ્મ જોવા લઈ જતો" સમર પણ મજાનો ઝડપાયો છે. મનોવહેણોને વિશેષાવવા માટે 'કોંક્રીટ ડ્રીમ' કે ફ્લેશ બૅક'ની પદ્ધતિઓ સિફતપૂર્વક અજમાવાઈ છે. પ્રભાના સંભળાતા ઝાંઝર સાથે, બોજિલ પરિસ્થિતિ તોડવાની પ્રભાની પહેલ અંગે આશાન્વિત થઈ સમર કલ્પનામાં સરી પડે છે ત્યારે, કે લગ્નવિધિ પ્રસંગે વર-વધૂના પોશાકમાં પોતાને અને પ્રભાને કોલેજ મિત્રોથી ઘેરાયલાં અને ટોણાથી નવાજાતાં કલ્પે છે ત્યારે, કે પછી નિર્હેતુકપણે રેડિયોની સ્વિચ ફેરવીને રેડિયો ચાલુ થાય છે ત્યાં સુધીમાં પોતાના વિવાહિત જીવન વખતના ઉમંગની યાદમાં સરી ગયેલી પ્રભા "યે વિવિધ ભારતી હૈ" સાંભળતાં જાગી જાય છે ત્યારે,— આવી પદ્ધતિઓ તંગ વાસ્તવમાંથી મોકળી હવામાં વાસ્તવનું જ વહન કરતી હોય તેમ સરી આવી ભાવકને માટે એક નવો ઝોલો આવ્યાનો ભ્રમ ઊભો કરીને અચાનક નિર્દયપણે એને તોડીને પોતાનું લક્ષ સિદ્ધ કરે છે. વરપોશાકમાં દોડતા સમરની પાછળ

ફુડો ન મૂકતા વાજાંવાળાઓના દેખાવમાં 'સિમ્બોલિક ફ્રીમ' અજમાવાયું છે. લગ્નવિધિ દરમિયાનનાં સમરનાં મનોવતુંળો દ્વારા, ભાવકને, એક કેન્દ્ર જાળવીને અનેક પરીધો પર ઘૂમતો કરી દેવાયો છે. કેટલાક પ્રસંગોની વચ્ચે દૂરથી આવતો ચૂડી વેચવાવાળાનો સૂચક અવાજ અને એક વાર તો સળિયાવાળી બારી આગળ ઊભી રહીને સડકને જોતી પ્રભાની નજર સાથે નજર મળવાથી થંભી જતો ચૂડીવાળો, પ્રભાના પિયરથી થતા આગમનને દર્શાવવા માટે બારણાં આગળ પડેલી બે પરાઙ્મુખ ચંપલો પર ઠેરવાતો ને પછી વિવિધ સામાન પર આગળ આગળ વધતો કૅમેરા, ફૂટબૉલની મૅચના મિત્રના ઉત્સાહભર્યાં વર્ણન વખતે સમરની અન્યમનસ્કતા ઝડપવા માટે મૂકાભિનય–mimeની પદ્ધતિ, યુવાનોનું સ્વર્ગ રજૂ કરતી ચીલાચાલુ હિંદી ફિલ્મનો, ફિલ્મમાં ફિલ્મરૂપે, 'પૅરેડી'રૂપ ઉપયોગ, આગ્રાના ઘોંઘાટભર્યાં બજારોને એકધારાં વીંધ્યે જતો કૅમેરા ને અચાનક વચ્ચે ઝબકી જતા તાજમહાલની પ્રતીકી દશ્યપરંપરાથી થતી ફિલ્મની શરૂઆત — એમ બધે જ દિગ્દર્શન છવાયેલું છે.

સમરના રૂપમાં રાકેશ અને પ્રભા તરીકે મધુ ચક્રવર્તી, આ પછી, તરત યાદ આવે છે. સામાન્ય ભારતીય યુવક યુવતીના પ્રતિનિધિરૂપ ચહેરાઓ તેમની પાસે છે. સમરનું ટેઢું ને અક્કડ દેખાવ કરતી વખતે હાંફ્યા કરતા નસકોરાવાળું નાક એનામાંનું જિદ્દીપણું સરસ વ્યક્ત કરે છે. બંને પાત્રો સાવ ઓછાબોલાં છે ને જે બોલે છે તેમાનું ઘણું બધું બુરખામાંથી આવતું કે સંકોચવાળું છે. આમ અભિવ્યક્તિનો મોટો ભાર એમની આંખો, ચહેરા ને નિર્હેતુક ક્રિયાઓ પર આવી પડે છે. આ બારીક, જટિલ કાર્યને તેમણે ભારોભાર પ્રશંસાત્મક રીતે વર્યું છે ને એમ તો સમરના મિત્ર તરીકે જલાલ આગા, સમરની ગામડી–બોલકી–જેઠાણીની-રૂઢ સાસુપણું કરવા મથતી-ચોરની જેમ છૂપી રીતે રસોડામાં મીઠાઈ ખાતી-સમરને સમજાવતી ભાભી (તરલા મહેતા), કે સમરના બનેવી તરીકે સહેજ ઝબકી જતો છતાં કશુંયે બોલ્યા વિના બાધાઈ, શઠતા, જડતા, ક્રૂરતા વ્યક્ત કરીને (એ માટે દિગ્દર્શકને પણ અભિનંદન!) એ રીતે કરુણ ભૂતવાળી બહેનના કરુણ ભાવિનું ઇંગિત દર્શાવી જતો ચહેરો—એમ નાનાં મોટાં બધાં પાત્રો એમની શક્તિ પાથરી જાય છે. સમરની બહેનનું પાત્ર હજુ વધુ સારી રીતે નિભાવી શકાયું હોત.

ગીતવિહીન આ ચિત્રમાં નગારાં વાંસળી વગેરે અનેક વાદ્યોના અનિયમિત, મોટા ને કર્કશ જાણી કરીને બસૂરા બનતા સંગીત દ્વારા કેન્દ્રને સાથે તાલ સાધતો સમગ્ર ઘોંઘાટ શ્રી સલિલ ચૌધરીએ સર્જ્યો છે. કે. કે. મહાજનનો કૅમેરા ગલીકૂંચી, કૉલેજ, બજારો ઘરના ઓરડાઓ, ફાનસનું ધુમાડા ઓકતું મોઢિયું, (ક્લોઝ અપમાં) પરસેવાથી લથબથ સમરનો ચહેરો, બારી પાસે ઊભેલી પ્રભામાં સૂચવાતી કેદીની હાલત, તળાવમાં થતા કાંકરાના ડબકારા, વરઘોડો, પ્રભા અને ચૂડીવાળાની ભડકાતી નજર વખતનો 'ઍન્ગલ', ફિલ્મમાં આવતી ફિલ્મને અલગ તારવવા 'ડેવલપિંગ'ની વિશેષ યોજના —એમ અનેક રીતે પોતાનો યશ પાથરે છે.

આકાશના બે ભિન્ન દેખાવોના થયેલા પ્રતીકી વપરાશ પરથી ચિત્રનું શીર્ષક રચાયું છે. પણ આખા ચિત્રને મૂળમાંથી પકડવાનું કૌવત એ શીર્ષકમાં ખૂટતું લાગે છે —એ સહેજ.

ભૂપેશ અધ્વર્યુ

# શુદ્ધ સાહિત્યિક સામયિકો કેટલાં? | સુમન શાહ

સામ્પ્રત સમયના સંદર્ભમાં, આપણી બૌદ્ધિક પ્રવૃત્તિની ગંભીરતા ઢૂંઢનારના મનમાં ઘોળાતો પ્રશ્ન તે આ કે એક જ વિષયને શુદ્ધભાવે પૂર્ણતાથી વરેલાં સામયિકો આપણે ત્યાં કેટલાં? અને તેનું સ્વરૂપ શું?

આપણાં 'સાહિત્યિક' કહેવાતાં સામયિકોની બે લાક્ષણિકતાઓ કીડીને આંખે વળગે એવી છે: એક તો એ કે એમાંનાં કેટલાંક સંસ્થાકીય મુખપત્ર કે પ્રતિષ્ઠાંગ હોવાને લીધે અર્થસમૃદ્ધ છે—રૂપે રંગે વધે એટલો માટે જ એ સારું એવું ટકી જાય છે, ટકે જ છે; જ્યારે કેટલાંક એવાં છે જે અર્થકંગાલ હોવાને લીધે, જન્મે છે ખરાં પણ ઝાઝું જીવતાં નથી, લથડી જાય છે. બીજી લાક્ષણિકતાનો વિચાર કરનાર હતાશ થઈ જાય તેવી સ્થિતિ છે. આમાંનાં મોટા ભાગનાંની 'જીવનલક્ષિતા' એમના 'સાહિત્યિક' એવા વિશેષણને સાવ ખોટું પુરવાર કરે એવા બધા પ્રાચુર્યવાળી છે, વેરવિખેર છે. 'જીવન'વાદીઓની 'સાહિત્ય' ઉપરની 'સાહિત્ય' આસપાસની પકડ અહીં કેટલાક દાખલાઓમાં તો સાવ સુસ્ત અને વિકૃતિની હદે પહોંચેલી પણ જોવા મળે છે. આ બે લાક્ષણિકતાઓને પરસ્પર ભેળવી દીધા પછી કહી શકાય કે અર્થસમૃદ્ધ સામયિકો મોટે ભાગે ઉદારરુચિ છે, ધોરણો વિશે શિથિલ બુદ્ધિ ધરાવે છે. આ ઔદાર્ય કેટલાક દાખલાઓમાં તો તંત્રીકાર્યનો–editingનો સાવ છેદ ઉડાવી દેતું જોવા મળે છે. તંત્રી અથવા સંપાદક ત્યાં મુદ્રક અથવા સંચાલક, સંગ્રાહકથી વિશેષ કંઈ હોતો નથી. લેખકને કેળવે એવું તંત્રીકાર્ય ગુજરાતી સામયિકોમાં હશે ખરું? કહે છે નવા નામને કોઈ વેળાસર ઉત્તેજન દેતું નથી! અર્થકંગાલ સામયિકોનું તંત્રીકાર્ય ઘણું કડક અને નિયત અભિગ્રહોને દૃઢતાથી વળગી રહેનારું જોવા મળે છે. પહેલાને મુકાબલે આનો લેખક વર્ગ પણ મર્યાદિત હોય છે—એકાદ જૂથ કે મિત્રવર્તુળ જેટલો મર્યાદિત હોય છે. વાચકવર્ગની અહીં આવી ગણતરીની જ સંખ્યા હોય છે. આ સામયિકો કોઈ પણ—મૂઢમાં મૂઢ—ગ્રાહકને ઉશ્કેરે તેવાં, ઘણી વાર, અનિયમિત હોય છે; જેમ પેલાં નિયત તારીખ પહેલાં બહાર પડે છે તેમ આ નિયત તારીખ જેવું રાખતાં જ નથી—રાખે તો સમજતાં નથી. આમ બેય પ્રકારનાં સામયિકોમાં પરસ્પરને પૂરક એવાં ઘણાં તત્ત્વો છે. પણ લાંબા સમયથી બંને પોતપોતાની ઊણપો મર્યાદાઓ અને અધૂરપોનો જ મિજાજ બનાવી લઈ, મસ્ત સ્વૈર અને લાપરવાહીથી ચાલતા જણાય છે. અને વધારે કરુણ વાત તો એ છે કે આખી આ પ્રવૃત્તિને લેખક વાચક ગ્રાહક લાંબા સમયથી જીરવતા આવ્યા છે. બૌદ્ધિક તરીકે ઓળખાતી આ પ્રવૃત્તિ આજના સંજોગોમાં અને વૈચારિક જીવનની શુદ્ધિના સંદર્ભમાં અભ્યાસનિષ્ઠ ટીકા-સમીક્ષા માગી રહી છે; કેમ કે સામયિકો દ્વારા લોકશાહીમાં પ્રજા બોલતી હોય એ આદર્શ સ્થિતિને વિરોધે આપણે ત્યાં પ્રજા ઘણું બધું સાંભળે છે. જે તે સમયના eliteથી સતત ચેતતા રહેવાની દિશામાં કે સાંભળનારને મળેલા પડકારવાનાં અધિકારની રૂએ એને ચેતતો રાખવાની દિશામાં પ્રવૃત્ત થવામાં ક્યારેય મોડું થવું જોઈએ નહિ.

ખરેખર તો કોઈ પણ વિકાસશીલ સમાજમાં એક જ વિષયને શુદ્ધ ભાવે પૂર્ણતયા વરેલાં સામયિકો શીર્ષસ્થાને—શિખરસ્થ—હોવાં ઘટે—જેનાં ઝરણવહેણમાંથી 'જીવન'લક્ષી સામયિકો ચયન દોહન કરતો રહે; અને digesting દ્વારા સ્થાણુંખણનમાર્ગે

સ્થિર ઊભાં રહેતાં શીખે. સંસ્થાઓ અને સંસ્કાર-કેન્દ્રોનો ધનલાભ આવાં સામયિકોને મળવો ઘટે — સંસ્થાઓએ પણ પોતાનું વાજિંત્ર બની રહેતાં કે ગૌરવગાયક બની રહેતાં એ સૌને જોઈને રાચવાને બદલે આવાં શુદ્ધ, વિષયલક્ષી સામયિકોના patronizingમાં ગૌરવ જોતાં શીખવું જોઈએ. પરંતુ આ ઇષ્ટ સ્થિતિનો આપણે ત્યાં વ્યુત્ક્રમ થયેલો દીસે છે અથવા એનો સર્વથા અભાવ જ વરતાય છે. ઉપલા વર્ગમાં જે સ્પષ્ટ થઈ નથી કે ચોમેરનાં આવશ્યક મતાંતરોથી ખેંચાણ પામી નથી એવી વિચારધારા માત્ર એક કુણ્ઠા બનીને વિરમી જાય છે — સમાજ કે પ્રજા એને ઝીલી શકે, પામી શકે એવી સ્થિતિનું કદી નિર્માણ થતું જ નથી; એક વિસ્તરતી ખાઈ — gape — અનુભવાય છે...

આપણે ત્યાં જોવા મળતી અને હવે તો તીવ્રતાથી સંવેદાતી આ ખાઈ આપણી ચિંતાનો વિષય બનવી જોઈએ. અને એવા અનુલક્ષમાં, પ્રારંભે મૂકેલો પ્રશ્ન મર્યાદિત કરી ફરી પૂછવાનું મન થાય છે કે આપણે ત્યાં પૂર્ણતયા શુદ્ધ સાહિત્યિક સામયિકો કેટલાં? અને તેનું સ્વરૂપ શું?

૨૧-૭-'૭૧

## ઓહ, કલકત્તા!

સંપાદકશ્રી
'વિશ્વમાનવ',

'ઓહ, કલકત્તા!' શીર્ષક હેઠળ તમે બંગાળી ભાષાના એક જાણીતા સામયિકના વિશેષાંકની પશ્ચાદ્-ભૂમિકા રજૂ કરીને સર્વશ્રી શિવકુમાર, ભોળાભાઈ અને અનિરુદ્ધ બ્રહ્મભટ્ટને ઉચિત પ્રકાશમાં મૂકી આપ્યા છે.

બિચારા ગુજરાતી વાચકોએ હજી એ અંક ભાગ્યે જ જોયો હશે! પોતાના સાહિત્યકારના ગૌરવ વિશે, એ કંઈક આછોતરો ખ્યાલ બાંધવા જાય ત્યાં તો આ ત્રણે મહાનુભાવોની લર્ગભગ બિનાવશ્યક અહમ-હમિકામાં એ અટવાઈ જાય છે. ભોળાભાઈની અનુવાદ વિષયક ટીકા અને શિવકુમારનો નિખાલસ એકરાર એ બે વાનાં જ બસ હતાં. 'વિશ્વમાનવ'ના તંત્રીએ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ અને શિવકુમાર વચ્ચેની ગેરસમજને ઘરગથ્થુ ગણવી જોઈએ. એ જાણવા ન જાણવાથી વાચકને કલકત્તા સમજવામાં કશો લાભ થવાનો નથી. જે લેખકોનો એ વિશેષાંક 'પરિચય' નથી તે ખટકો એથી કરીને ખસતો નથી. જોષી અને બ્રહ્મભટ્ટનો જ ત્યાં તો પરિચય થાય છે. (તંત્રીને લેખકોએ વેળાસર કે સદંતર લખી આપ્યું નહિ એ કંઈ સંપાદકીય દૃષ્ટિનો બચાવ નથી!) આવી ખાનગી ખટપટોમાં 'વિશ્વમાનવે' ગયા અંકે પોતાનાં મૂલ્યવાન પાનાં બગાડ્યાં છે.

'માનવ' જેવાં વિચારપત્રોને ખરેખર તો આવી ક્ષુલ્લક બાબતો માટે રસ જ હોવો જોઈએ નહિ. વાચકોના લાભાર્થે એમાં, એ કલકત્તા વિશેષાંકમાંની અનુવાદપ્રક્રિયાની હજી પણ વધારે ઝીણવટભરી તપાસ થવી ઘટે — ને પત્રચર્ચાઓ એ દિશામાં ફરકરે, તો જ હવામાંની દુર્ગંધ ઓછી થાય. સાહિત્યકારોની જીવનસામગ્રી વાટયા કરવાના દિવસો ક્યારનાય આથમી ગયા છે... 'વિશ્વમાનવ'ના એકમાંથી અનેકના બહોળા પરિવારમાં વિસ્તરેલા તંત્રી-સંપાદક-મંડળે આવી ક્ષણોએ અસંત સાવધ થવું ઘટે છે.

વડોદરા — 'વિશ્વમાનવ'નો એક જૂનો વાચક
૪-૮-'૭૧

*

મહુવાથી પ્રા. જિતેન્દ્ર મહેતાનો પણ આવી જ ફરિયાદ કરતો પત્ર પ્રાપ્ત થયો છે.

દરમ્યાન, કલકત્તાથી શ્રી શિવકુમાર જોષીએ પણ આ જ સંદર્ભમાં 'વિશ્વમાનવ'ને નવેસરથી એક પત્ર લખ્યો છે. પરંતુ એમાં તત્ત્વતઃ કોઈ નવો મુદ્દો છેડાયો નથી એટલે એને પ્રકાશિત કરવાનું મુનાસિબ માન્યું નથી.

આમેય, આ પ્રકારની ચર્ચા અનાયાસે-અનિચ્છાએ પણ વ્યક્તિગત કક્ષાએ સરી જશે એવી ભીતિ તો સંપાદકને માથે તોળાતી જ હોય છે.

એટલે આ ચર્ચાને અમે બંધ થયેલી જાહેર કરીએ છીએ. સં.

# મીઠું સંભારણું : શ્રી જયન્તિ દલાલ સ્મૃતિ-સંધ્યા

તા. ૨૪-૮-'૭૧. શ્રી જયન્તિ દલાલના અવસાનને એક વર્ષ વીતી ગયું. કાલો ગચ્છત્તિ પશ્યતાં। કાળ ગતિશીલ છે. તેમાં આપણું કાર્ય રેખા આંકી દેવાતું છે; કાળ ન ભૂંસી શકે એવી રેખા શ્રી. જયન્તિ દલાલે સાચે આંકી છે એવું ૨૪-૮-'૭૧ ની જયન્તિ દલાલ સ્મૃતિ-સંધ્યા પરથી ઘણાંને જણાયું હશે.

અમદાવાદના ટાઉન હોલનો સ્વભાવ ભીડ ભેગી કરવાનો છે એવું નથી. મારી જેમ ઘણાઓએ ઘણી વાર એના ખાલીપણાનો ભાર અનુભવ્યો હશે. પણ સ્મૃતિ-સંધ્યા વેળાએ ટાઉન હોલમાં શહેરનું સત્ત્વ ઊભરાયું હતું. ટાઉન હોલના બે ખૂણાઓમાં અગરબત્તીના ઝૂમખાં અંધકારને કારણે અગ્નિફૂલ રોપ્યાં હોય તેવો આભાસ કરાવતાં. વાતાવરણમાંના અવસાદ પર સુગંધનો પુટ ચડાવાયો હતો.

આખો કાર્યક્રમ સાત્ત્વિક હતો એવું કાર્યક્રમના અંતમાં મારા મિત્ર શ્રી હરિશંકર પંડ્યાએ કરેલું વિધાન હું આરંભમાં જ કરું છું (જોકે મને એમાં શાંત રાજસી ઠાઠ જણાયો).

તખ્તા પર જ શ્રી બંસીલાલ વર્મા (ચકોર) એ એમની પીંછીનો પ્રભાવ બતાવી આપ્યો તે થોડી ક્ષણમાં શ્રી જયન્તિ દલાલનો સ્કેચ તૈયાર કરી દીધો ત્યારે પાર્શ્વભૂમાં દલાલનો અવાજ રણકતો હતો. મહાભારતના નાટ્યાંશનો ધ્વનિમુદ્રિત અવાજ. તખ્તા પર દલાલની હાજરી અનુભવાતી હતી. કદાચ ભાઈશ્રી રશીદ કલકત્તાવાળા એ શ્રી શિવ પંડ્યાએ કરેલા જયન્તિભાઈના caricature પર અપ્રસન્નતા વ્યક્ત કરી એના વિશેષ અધિકારી શ્રી ચકોરને ઠરાવ્યા હતા એનું સ્મરણ થયું; ત્યારે શ્રી શિવ પંડ્યાના લાક્ષણિક caricatureવાળો કાર્યક્રમનો કાગળ હાથમાં જ હતો. આ, બેશક નવું હતું. પણ કોણ જાણે કેમ, જચ્યું નહીં અને પ્રદર્શનવૃત્તિ ન કહેવાય? એ જે કહેવાય તે. એણે ઘણાઓનાં નેત્ર વિસ્ફારિત કર્યાં હશે.

આ કાર્યક્રમની બીજી વિશેષતા દલાલનાં કુટુંબીજનો સાથે તાદાત્મ્ય બંધાવી આપવાની હતી. દલાલને ગમતાં ગીતોનું ગાન કરાયું. ગાંધીજીને ગમતાં 'વૈષ્ણવજન' વગેરે ગીતો સાંભળવા ટેવાઈ ગયેલા આપણા કાનને દલાલને ગમતાં ગીતો કેમ ન ગમે? જયંતભાઈના કારણે તથા પૌત્ર લહરના બાલભાવને કારણે એ નિર્વાહ્ય રહ્યાં. પછી દલાલ-રચિત એકાંકી રજૂ થયાં. 'જોઈએ છે, જોઈએ છે' –માર્કંડ ભટ્ટ અને બરોડા મ્યુઝિક કૉલેજના સહિયારા ઉપક્રમે બીજા નાટક 'માની દીકરી'ની સરખામણીમાં એ જરૂર ઊણુ ઊતરે, પણ દલાલને અંજલિ આપવા પ્રમાસરૂપે એ અભિનંદનનું અધિકારી થાય જ. શિક્ષણની વિસ્તરતી ક્ષિતિજોનો વિચાર કરીએ અને દલાલ સ્મૃતિ સમિતિ ને શિક્ષણસંસ્થાઓના સાંપડેલા સહકારનો વિચાર કરીએ તો વગર કહે જ બધું સમજાઈ જશે. માત્ર બે આવી સંસ્થાઓનાં નામ નજરે પડે છે. એક તો બરોડા મ્યુઝિક કૉલેજ અને બીજી (ફાળો આપવામાં) વલસાડની આર્ટ્સ અને કૉમર્સ કૉલેજો. દલાલ કાંઈ અમદાવાદના જ નહોતા. કોઈ પણ લેખક કોઈ એક જ સ્થાનનો રહેતો નથી. આવી સ્મૃતિ-સંધ્યા બીજા ત્રીજા વર્ષે વડોદરા કે વલસાડમાં ન યોજી શકાય?

બંને નાટકમાં જયંતિભાઈ નો લાક્ષણિક અંગ તો હતો જ. પ્રથમમાં તો તે હાસ્યમિશ્રિત હતો, બીજામાં કરુણ દ્વારા. નાટક વિશે કાંઈ પણ કહેવાનું આ સ્થાન નથી. 'માની દીકરી' નાટકની ભજવણી અને તેમાં

પણ અનસૂયાબહેન સુતરિયાનો અભિનય પ્રશસ્ય હતો. રમેશ દેસાઈ સ્વાભાવિક લાગતા હતા. વિલનનું પાત્ર કરનાર ભાનુ ત્રિવેદીનો પણ ખાસ ઉલ્લેખ કરવા જેવો છે.

એ નાટકોની ભજવણી વચ્ચે થયેલો પુસ્તક પ્રકાશનનો વિધિ ઓછો પ્રાણવાન હતો. જયંતિ દલાલની પ્રતિનિધિ વાર્તાઓનો સંગ્રહ તથા પ્રતિનિધિ એકાંકીઓનો સંગ્રહ પ્રકાશિત થયા. એક વર્ષના ઓછા સમયગાળામાં નવીન સાહિત્યકારોએ કરેલું આ યોગ્ય તર્પણ છે. વાર્તાસંગ્રહના સંપાદકો સર્વશ્રી રાધેશ્યામ શર્મા, દિગીશ મહેતા અને અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ છે તથા એકાંકી સંગ્રહના સંપાદકો સર્વશ્રી વિનોદ અધ્વર્યુ, બકુલ ત્રિપાઠી અને રઘુવીર ચૌધરી છે. સમયસર આ કાર્ય સંપન્ન કરવામાં સહાયરૂપ થનાર વ્યક્તિઓમાં મૃણાલિનીબહેનની ધગશ અને પ્રકાશક વોરા ઍન્ડ કંપનીના શ્રી શિવજી આશરનો તથા વસંત પ્રેસના હેડ ફોરમૅન શ્રી શાંતિભાઈનો સહકાર કારણરૂપ છે. સમગ્ર વ્યવસ્થા તંત્રનું પહેલેથી છેલ્લે સુધી સુંદર સંચાલન કરનાર શ્રી પ્રકાશ ન. શાહનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. એક બીજો પણ ઉલ્લેખ કરવો જોઈએ. સામે ચાલીને શુદ્ધ પ્રૂફવાચન કરી આપવાની તત્પરતા દાખવનાર અને વિપરીત સંયોગોમાં પણ તેને પાર પાડનાર વિદ્વાન 'વૈષ્ણવજન' શ્રી કે. કા. શાસ્ત્રીનો. તખ્તા પરથી થયેલા આભાર દર્શનમાં આમાંથી કેટલાંક મહત્ત્વનાં નામો ચૂકી જવાયાં હતાં.

શ્રી ઉમાશંકર જોશી પ્રવચનમાં સંગ્રહના સંપાદકોનાં નામ યાદ કરવા ફાંફાં મારતા હતા. બાજુમાં બેઠેલા કોઈને એની કાંઈ ખબર હોય એમ લાગતું નહોતું. આને શું કહેવાય? શ્રી નરોત્તમભાઈ ઝવેરીનું આભાર દર્શન વધારે કઢંગું હતું. આ પ્રસંગે શ્રી જયંતિ દલાલની સ્મૃતિમાં અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશન એક વાચનાલય ઊભું કરશે એવી આવકાર દાયક જાહેરાત એમણે કરી, પણ એમના ગોટાળિયા શબ્દોને કારણે એ પૂરેપૂરી સ્પષ્ટ ન થઈ. પણ શ્રી ઉમાશંકર જોશી જેવા ચતુર નર (કુશળ prompter) સ્ટેજ પર હતા. તેમણે સહુને તાળીઓ પાડી આવકાર આપવા પ્રેર્યા. અમદાવાદની નગરપાલિકા એના સાહિત્યકારોને સન્માનવામાં કદી પાછી પડી નથી. ન્હાનાલાલ, ધૂમકેતુ, જયભિખ્ખુ પણ ક્યાંક પાટિયાં પર ચિતરાઈને ઊભા છે.

શ્રી ઉમાશંકર જોશીએ અક્ષરના ઉપાસકનો અક્ષરદેહ સચવાય તે માટે આવી મરણોત્તર તર્પણની પ્રવૃત્તિઓ ઉપકારક હોય એમ જણાવ્યું. કોઈ પણ લેખકની અપ્રકટ સાહિત્યિક કૃતિઓ આ રીતે પ્રકટ થાય તો એ અવસર આવકાર્ય ગણાય. પરંતુ આવા સંચયો, એમાંની સમીક્ષાની નવીનતાને બાજુ પર રાખીએ તો, લેખકની સંપૂર્ણ કૃતિઓના વેચાણમાં અવરોધરૂપ થાય. દલાલના બીજા વાર્તાસંગ્રહોની અપેક્ષાએ આવો પ્રતિનિધિ વાર્તાઓનો સંગ્રહ વધારે ચલણી થવાનો. આવા પ્રસંગે લેખકનું મૂલ્યાંકન, પુનર્મૂલ્યાંકન થાય, એનાં પુસ્તકોના વેચાણને વેગ આપી શકાય, એના Complete worksનો એક સારો સસ્તો સંગ્રહ થાય એ મને વધુ ઇચ્છવાજોગ લાગે છે.

શ્રી રસિકલાલ છો. પરીખે આ ગ્રંથોને પ્રકાશિત જાહેર કર્યા ને દલાલ સાથેના પોતાના છેલ્લા, કેટલાક પ્રસંગોનાં સંસ્મરણો કહ્યાં. શ્રી સનત મહેતાએ સદ્‌ગતની રાજકીય પ્રતિભાને પ્રભાવક વક્તવ્ય દ્વારા અંજલિ આપી. મૃણાલિનીબહેન મીઠા કંઠે એવું હલકબંધ પ્રવાહી અંગ્રેજી બોલે છે કે એમને શી રીતે ગુજરાતીમાં બોલવા કહેવું એ સમજાતું નથી.

અને શ્રી પ્રતિભાબહેને દલાલનું છેલ્લા જાહેર ભાષણનો એક અંશ વાંચી સંભળાવ્યો. આખો કાર્યક્રમ પ્રસંગના ગૌરવને છાજે તેમ ચાલ્યો.

શ્રી ચૂનીલાલ મડિયાના અવસાનને એક વર્ષ વીતતાં એચ. કે. કૉલેજના સભાખંડમાંથી 'મડિયાનું મનોરાજ્ય' પુસ્તક બહાર પડ્યું હતું તે પ્રસંગ યાદ આવી ગયો. ત્યારે ખંડ લગભગ ખાલી હતો, પ્રસંગમાં તેજ ન હતું. અને અહીં તો મેળો જામ્યો હતો. એનું

[અનુસંધાન પૃ. ૪૦૮ ઉપર]



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ


ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા-૧ (ફોન : ૪૯૫૦)


## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઇચ્છે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી

* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)


**વિશ્વમાનવ** [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧.૫૦]

પરામર્શ : નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી

સંપાદન : પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * મુકુંદરાય મુનિ * સુમન શાહ * સુભદ્રા ગાંધી

ચિત્રરેખાંકન : શિવ

પ્રકાશન : પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯ (ફોન : ૭૯૪૩૬)

મુદ્રણ : એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ-ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ-૭

હિસાબ-લવાજમ : જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા-૧

* સંપાદકીય પત્રવ્યવહાર : પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯

* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ કીગર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ-૯

* સાહિત્ય વિભાગ (વિવેચન) : સુમન શાહ, સ્ટેશન રોડ, કપડવંજ. (જિ. ખેડા)

મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી એન્ડ કંપની, ૪૪ નામદેવી ક્રોસલેન, મુંબઈ-૩

# વિશ્વમાનવ ટ્રસ્ટનાં નવાં પ્રકાશનો

## ઇન્દિરાજી કયે માર્ગે?
લે: ભોગીલાલ ગાંધી
[શ્રી મનુભાઈ પંચોળીના પ્રવેશક સાથે]
લોકશાહી મૂલ્યોની કસોટીએ પૃથક્કરણ
બીજી આવૃત્તિ
કિં. રૂ. ૨–૭૫

## આદ્ય સુધારક દુર્ગારામ મહેતાજી
લેખક: સંયોજક
ભોગીલાલ ગાંધી
જીવનના પ્રેરક પ્રસંગો: સુધારાની નોંધપોથી
સંસાર સુધારાનાં સંભાષણો
કિં. રૂ. ૨–૦૦

## રવીન્દ્રચિંતન
લેખક
ભોગીલાલ ગાંધી
રવીન્દ્રનાથનું સાંસ્કૃતિક-રાષ્ટ્રીય ચિંતન
કિં. રૂ. ૪–૦૦

## નવયુગનો પ્રહરી નર્મદ
લે: ભોગીલાલ ગાંધી
પ્રેરક જીવનની ઝાંખી ઉપરાંત
મૌલિક ચિંતન અને સર્જનની
ચૂંટેલી સામગ્રી સાથે
રૂ. ૩–૫૦

## હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસ
[૧૮૮૫થી ૧૯૪૭]
લે: નરહરિભાઈ પરીખ
નરહરિ કે. ભટ્ટ
સરળ મુદ્દાસર ઐતિહાસિક આલેખન
રૂ. ૪–૦૦

## 'મિતાક્ષર'

શ્રી ભોગીલાલ ગાંધી આપણા એક સદા જાગ્રત વિચારક અને વિશાળદષ્ટિ નિરીક્ષક છે. સાહિત્યને વિશાળ સંદર્ભમાં જોવા અને મૂલવવાની એમનામાં શક્તિ છે. તત્ત્વજ્ઞાન, મનોવિજ્ઞાન, રાજકારણ વગેરે અનેક ક્ષેત્રોમાં એમને જીવંત રસ છે. પરિણામે 'મિતાક્ષર'ના લેખોમાં બૌદ્ધિક તાજગી, મોકળાશ, અને સર્વાંગીણતાનો સંસ્પર્શ અનુભાય છે.

[ગ્રંથ: જૂન–૧૯૭૧] પ્રકાશ મહેતા

તમારા (ભોગીલાલ ગાંધીના) અનેકદેશીય મનન-ચિંતન–અન્વીક્ષણની સંતર્પક વાનગી એમાં મળે છે. દષ્ટિપાત, અને ક્યાંક 'મનોવ્યાયામ' પણ કર્યો તે સંતર્પક બન્યો.

૫–૨–'૭૧ –રામપ્રસાદ બક્ષી

તમારા (ભોગીલાલ ગાંધી) રસના અને મનનના અનેક વિષયો છે અને તમારી દષ્ટિમાં સમતા અને તટસ્થતા છે, એ તો આ ગ્રંથો ('મિતાક્ષર' અને 'રવીન્દ્રચિંતન')માં પહેલી નજરે પણ જોઈ શકાય. આપણા સાહિત્ય પદાર્થનો ઐતિહાસિક અને વૈચારિક સંદર્ભ તમે સારો વિચાર્યો છે.

–વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

# વિશ્વમાનવ

માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક
૧૯૭૧ સપ્ટેમ્બર: વાર્ષિક રૂ. ૧૨; છૂટક રૂ. ૧.૫૦
૧૨૯



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા–૧ (ફોન : ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)


**વિશ્વમાનવ** [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧-૫૦]

**પરામર્શ** નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી

**સંપાદન** પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * મુકુંદરાય મુનિ * સુમન શાહ * સુભદ્રા ગાંધી

**પ્રકાશન** પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯ (ફોન : ૭૯૪૩૬)

**મુદ્રણ** એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ–૭

**હિસાબ–લવાજમ** જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા–૧

* સંપાદકીય પત્રવ્યવહાર: પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (વિવેચન) : સુમન શાહ, સ્ટેશન રોડ, કપડવંજ (જિ. ખેડા)

મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રોસલેન, મુંબઈ–૩

# વિષયાનુક્રમ



**ભૂલસુધાર**

ગત અંકમાં પ્રકાશિત ગીત 'પીળું આકાશ'નાં કવિ ભગવતીકુમાર શર્મા છે. —સં.

# સસ્નેહ—

મિત્ર,

ચૌદેક વરસ ઉપર ભોગીલાલ ગાંધીએ 'વિશ્વમાનવ' શરૂ કર્યું.

ગુજરાત સમસ્તની બૌદ્ધિક મથામણમાં સહભાગી થવાની 'વિશ્વમાનવ'ની કોશિશથી આપ સુપરિચિત છો જ.

સર્જાતા સાહિત્ય સાથે તેમ સામ્પ્રત સમસ્યાઓ સાથે 'વિશ્વમાનવે' હંમેશ કામ પાડ્યું છે. સર્વસત્તાવાદની જામતી આવતી હવા વચ્ચે લોકશાહી ને માનવીય મૂલ્યોની માવજત એનો આપ-અંગીકૃત સ્વધર્મ સદાયે રહ્યો છે.

૧૯૬૭ની સાલમાં 'વિશ્વમાનવ' વડોદરાથી અમદાવાદ આવ્યું. રેખા સહકારી પ્રકાશનના નેજા હેઠળ એણે પરિસંવાદોની સ્વસ્થ પરંપરા કાયમ કરી. સામાન્ય ચૂંટણીથી માંડીને યુનિવર્સિટીની સ્વાયત્તતા કે હર્બર્ટ રીડથી માંડીને બુદ્ધિજીવીના દાયિત્વને આવરી લેતી એ ચર્ચાઓ આજેય અસંગત નથી બની.

હવે એક સ્વતંત્ર ટ્રસ્ટના ઉપક્રમે 'વિશ્વમાનવ' બરાબર બાર વરસ એટલે કે એક તપ પછી, નવેસરથી આગળ ધપી રહ્યું છે. પૂર્વસૂરિઓ અને પરંપરાઓ પરત્વે આદર સાથે એ અવનવું કરવાને કૃતસંકલ્પ છે.

એક-વ્યક્તિ-મથામણ તરીકે શરૂ થયેલું આ સામયિક, આજે તો ગુજરાતના બૌદ્ધિક વિકાસનો આલેખ થવા તાકે છે એમ સહેજ ધૃષ્ટ થઈને બેશક કહી શકાય. હવે એનું સંસ્થારૂપ કેળવવામાં છે.

આ તબક્કે 'વિશ્વમાનવ' એક અપેક્ષા નિઃસંકોચ ને સાધિકાર વ્યક્ત કરી શકે એમ અમને લાગે છે.

अपेक्षा छे सहृदयी वाचकगणना सक्रिय आर्थिक सहकारनी.

અનુદાનો ને જાહેર ખબરો પર નભવા કરતાં આપના આ સામયિકને સ્વાભાવિક રીતે જ ગ્રાહકજીવી થવાની હોંશ છે.

આશા છે કે વૈયક્તિક ને સંસ્થાકીય ધોરણે આપ સાનુકૂળ પડઘો પાડશો જ.

સંપાદક મંડળ,
'વિશ્વમાનવ'

# ભારત-રૂસ કરાર: પાયાની વિચારણા | ભોગીલાલ ગાંધી

કરારો તો દુનિયામાં ઘણા બધા દેશો વચ્ચે થતા હોય છે. એ કરારોમાં કેવળ ઔપચારિકતાના શબ્દો અને અંદરનું રહસ્ય છુપાવનાર શબ્દો અંગે સાવધ રહેવું પડે છે. ઘણી વાર કરારોના શબ્દો કરતાં તે "લીટીઓ વચ્ચેની ખાલી જગા" (બિટ્વિન ધિ લાઇન્સ)માં જ ઘણું બધું રહસ્ય રહેલું હોય છે. બંને દેશનું એ કરારમાં આંતરિક વલણ શું હશે તેને વિષે પરસ્પર તર્કો થતા હોય છે. પરંતુ લોકશાહી રીતરસમવાળા દેશમાં એના ફલિતાર્થો અંગે ખુલ્લાં ચર્ચાવિવાદ થઈ શકતાં હોઈ તે એમાંથી સાચીખોટી દાનત બહાર આવે છે. પરંતુ, જે દેશમાં રાજકીય દસ્તાવેજોથી માંડીને તેના નિર્ણયો આખી પ્રજાથી અને દુનિયાથી ગુપ્ત રહેતા હોય અને જાહેર ચર્ચાનો કોઈ અવકાશ પણ રહેતો ન હોય, તેવા દેશની સાથેના કરારની કલમો પાછળના ગુપ્ત હેતુઓ માટે કેવળ અટકળ જ કરી રહે છે. તેના હેતુ વિષે શંકા રહે જ. પાકિસ્તાન સાથેના વ્યવહારમાં આવું બનતું આવ્યું છે. સામ્યવાદી રાષ્ટ્રો સાથેના વ્યવહારમાં એનાથીય વધુ કડવા અનુભવો થતા રહ્યા છે.

આ જોતાં રૂસ સાથેના કરાર અંગે, ભારતની પ્રજામાં સ્વાભાવિક રીતે જ ઘણી બધી આશંકાઓ જાગે તો તેમાં આશ્ચર્યને કારણ નથી. એના જવાબમાં માત્ર કરારના શબ્દો ફરી ફરીને બતાવવાથી ભાગ્યે જ કશો અર્થ સરી શકે, અને એના શબ્દો ટાંકીને 'આ લશ્કરી કરાર નથી', 'આ વૉર્સૉ કરારને મળતો કરાર નથી', 'આ આરબ-રૂસ કરારના જેવોય કરાર નથી' એમ કહેવામાં આવે છે. અને છતાં શંકા રહે જ છે. દાખલા તરીકે, કરારની પહેલી જ કલમમાં સ્પષ્ટપણે એવું કહેવાયું છે કે રશિયા આપણા સ્વાતંત્ર્ય, સાર્વભૌમત્વ અને પ્રાદેશિક અખંડિતતાનો આદર કરશે અને આંતરિક બાબતોમાં દખલગીરી નહિ કરે, એ આપણી સાથે સમાનતા અને સન્નિષ્ઠ મૈત્રીથી વર્તશે.

આ પહેલી જ કલમ કેટલી "બોગસ" છે! સૌ કોઈ જાણે છે કે રશિયાએ જેમને આવી જ બાંયધરી કરાર કરીને આપી હતી તેવા પોતાના જ સાથીદાર બિરાદરો સાથેય કદી આવો સમાનતા અને સાર્વભૌમત્વનો વ્યવહાર સાચવ્યો નથી...સ્તાલિને પોતાના અવ્વલ નંબરના બેરુ ટીટોના ભયંકર હાલ કર્યા હતા અને ક્રુશ્ચોવે એક બાજુ સ્તાલિનપૂજા સામે જેહાદ પોકારીને ઘરની અંદરના સામ્યવાદી તંત્રમાં સુધારો —સફાઈ લાવવા ભારે સાહસ ખેડ્યું હતું; બીજી બાજુ એણે જ હંગેરી અને પોલાંડ જેવા સામ્યવાદી સાથી પડોશી દેશોમાં સ્વતંત્રતાની જરાશ્રમથી લહેર ફરકતી દેખાતાં જ ઝારશાહી જુલમગારનો પાઠ ભજવ્યો હતો. તો હાલના રશિયાના સરનશીનો બ્રેઝનેવ અને કોસિજિને પણ શું ઓછું કર્યું છે? સામ્યવાદને જ વધુ માનવીય બનાવવા મથનારા ચેકોસ્લોવાકિયાનો સત્તાધારી સામ્યવાદી પક્ષ, ત્યાંનું સૈન્ય, ત્યાંનાં ટ્રેડ યુનિયન સહિતનાં પાયાનાં સંગઠનો—ટૂંકમાં ત્યાંની આખી પ્રજા એકદેહ બની આ સુધારાના રાહે આગે બઢી રહી હતી. ચેક પ્રજાના એ ગુના માટે રશિયાએ બીજા વૉર્સૉ કરારી દેશના સૈન્ય સાથે ચેકોસ્લોવાકિયા ઉપર નગ્ન આક્રમણ કર્યું. ત્યાંના નેતાઓને જેર કરીને પોતાના પાગેદારોના હાથમાં સત્તાનાં સર્વ સૂત્રો સોંપી દઈને, એણે જગતના હીનતમ સામ્રાજ્યવાદનું રૂપ દેખાડ્યું છે.

આ બધી બીનાઓ એટલી જાહેર છે અને એટલી ગમખ્વાર છે કે સમાનતા અને સાર્વભૌમત્વના કરારો કેવળ દેખાડો જ બની રહ્યા છે.

આ કરારની ત્રીજી કલમ જોઈએ. એમાં રુઆબભેર એવું જાહેર કરવામાં આવ્યું છે કે બંને પક્ષો તમામ પ્રકારના અને સ્વરૂપના સંસ્થાનવાદની સંપૂર્ણ નાબૂદી માટે પુરુષાર્થ કરવાના પોતાના નિર્ધારનું પુનઃસમર્થન કરે છે.

આ કયા સંસ્થાનવાદની નાબૂદીની પ્રતિજ્ઞા છે?

અગાઉના જમાનામાં સામ્રાજ્યવાદ-સંસ્થાનવાદનું રૂપ સ્પષ્ટ હતું. બીજા પછાત અને અવિકસિત દેશો ઉપર રાજકીય સત્તા યેનકેન પ્રકારે જમાવી દઈને ત્યાંની પ્રજાનું રાજકીય દમન કરીને તેનું શક્ય એટલું આર્થિક શોષણ કરનાર સત્તા સામ્રાજ્યવાદી-સંસ્થાનવાદી ગણાતી હતી. બ્રિટન આ માટે દુનિયાભરમાં મશહૂર હતું.

બીજા વિશ્વયુદ્ધ પછી એશિયા અને આફ્રિકાના લગભગ બધા દેશો આ પ્રકારના સીધા સંસ્થાનવાદની પકડમાંથી મુક્તિ પામ્યા, અને "જૂનો મૂડીવાદી સંસ્થાનવાદ" ઘણે અંશે નામશેષ બન્યો છે.

પરંતુ, બીજા વિશ્વયુદ્ધ પછી એક બીજા પ્રકારનો સંસ્થાનવાદ વિકસતો રહ્યો છે. તે અનુસાર, વિકસિત રાષ્ટ્રો પછાત રાષ્ટ્રો ઉપર પોતાની સીધી રાજકીય સત્તા સ્થાપવાને બદલે, ત્યાંનાં લાગવગ ધરાવતાં તત્ત્વો ઉપર દબાણ લાવીને, તેમને આર્થિક અને અન્ય રીતે મદદ કરીને, તેમનો ઉપરનો પોતાનો પ્રભાવ ટકાવી રાખીને, તે પછાત પ્રદેશોમાં પોતાનો પગદંડો જમાવી પોતાની આંતરરાષ્ટ્રીય પકડ વધારવા મથે છે. નોંધવા જેવી બાબત તો એ છે કે એમ કરવા જતાં આ સંસ્થાનવાદી મહાસત્તા પોતે આર્થિક રીતે અને બીજી રીતે ખુવાર પણ થતી હોય છે! અમેરિકા આનું સચોટ દૃષ્ટાંત પૂરું પાડે છે. આને "નૂતન સંસ્થાનવાદ" એવું નામ આપવામાં આવે છે.

પં. નેહરુએ આ "નૂતન સંસ્થાનવાદ"ની સામેની ઝુંબેશમાં આગેવાની લીધી હતી. અને ત્યારે રશિયા અને ચીનના સામ્યવાદી સૂત્રધારોએ તેમની પીઠ થાબડી હતી. પરંતુ પં. નેહરુ એમની આંખો સામે ઊભા થઈ ચૂકેલા ત્રીજા પ્રકારના સંસ્થાનવાદને સાચા સ્વરૂપે ઓળખવા અને જાહેર રીતે ખુલ્લો પાડવા તૈયાર ન હતા. પં. નેહરુની આંખો સામે રશિયાઈ સામ્રાજ્યવાદે તેના પાડોશી પોલાંડ, ચેકોસ્લોવાકિયા, હંગેરી, રુમાનિયા, બલ્ગેરિયા અને પૂર્વ જર્મની ઉપર લશ્કરી તાકાતના જોરે રાજકીય દમન અને આર્થિક શોષણનું એવું યંત્ર ઠોકી બેસાડ્યું હતું. બાદ, ઇન્દિરાજીની આંખો સામે ચેકોસ્લોવાકિયા આખું ને આખું વધેરાઈ ગયું!

આ ત્રીજા પ્રકારના સામ્યવાદી સંસ્થાનવાદને તે રીતે ખુલ્લો પાડવાને બદલે તેને 'મહાન સમાનતાવાદી મહાન સમાજવાદી' બિરુદોથી વધાવવામાં પં. નેહરુ અને ઇન્દિરાજીએ આગળ પડતો ભાગ ભજવ્યો છે.

ઇન્દિરાજી તો આ કરારની ચોથી કલમ દ્વારા રશિયાને શાંતિપ્રેમી પ્રજાસત્તાક તરીકે બિરદાવે છે. અને "તમામ પ્રકારના અને સ્વરૂપના સંસ્થાનવાદની સંપૂર્ણ નાબૂદી"ની રશિયાની દંભી વાણીને અધિક દંભી બનાવી રહ્યાં છે. કેમ જાણે રૂસી પ્રજાસત્તાક અને ભારતીય પ્રજાસત્તાક એક સમાન હોય એવો ભ્રમ ઊભો કરીને ભારતની પ્રજાને રશિયાની ગોદમાં ધકેલી રહ્યાં છે!

ઇન્દિરાજીના વિશ્વાસુ સાથી સંરક્ષણ પ્રધાન જગજીવનરામે પણ જાણ્યેઅજાણ્યે કરારને ન્યાયી ઠેરવતાં, બીજી એક ભ્રમણા ઊભી કરી છેઃ "ચીન પાકિસ્તાનને ભારત સામે મદદ કરે છે એ સમજાય એવું છે, કેમ કે, ચીને કદી લોકશાહીમાં પોતાની શ્રદ્ધા પ્રગટ કરી નથી."

આનો સૂચિત અર્થ એ છે કે ચીન બિનલોકશાહી દેશ છે, પણ રશિયા લોકશાહીમાં શ્રદ્ધા ધરાવનારો દેશ છે. માટે એની સાથેનો વ્યવહાર વાજબી છે.

ચીન અને રશિયા વચ્ચે બીજા અનેક ભેદો હશે

પરંતુ એક બિનલોકશાહી છે ને બીજો લોકશાહી છે એમ સૂચવતું કેવળ બેહૂદું છે.

કેન્દ્રના મજૂર ખાતાના પ્રધાન ખાડિલકરે તો ભારે ઇતિહાસકારની અદાથી વિવેચન કરતાં ત્રીજી જ ભ્રમણા ઊભી કરી છે. તેમના મતે, બીજા વિશ્વ-યુદ્ધ પછી જે રીતનો ઇતિહાસ ઘડાતો થયો હતો તેનું સ્વાભાવિક પરિણામ આ કરાર છે. એટલે કે દુનિયા સમાજવાદ તરફ વળી છે. આપણે અને રશિયા સમાજવાદને રાહે છીએ. ભારત–રશિયાની મૈત્રી એની ફલશ્રુતિરૂપ છે.

સામ્યવાદી સહપંથી ખાડિલકરને મતે ભારતનો લોકશાહી સમાજવાદ અને રશિયાનો સામ્યવાદી સરમુખત્યારી સમાજવાદ સમાન છે. એથી જ તો તેઓ હિંમતભેર કહી નાખે છે કે રશિયા સાથેના કરારને કારણે વૈચારિક ઘૂસણખોરીનો ભય છે નહિ...

આમ, ઇન્દિરાજી ભારત અને રશિયા વચ્ચે વૈચારિક સમીપતા સ્થાપે છે, જગજીવનરામ બંનેને લોકશાહી દેશો તરીકે પ્રમાણે છે, અને ખાડિલકર બંનેને સમાન સમાજવાદી તરીકે ઓળખાવે છે!

આવી ભ્રામક અને બાલિશ માન્યતાને કારણે રશિયા સાથેના કરારની ૫, ૬ અને ૭મી કલમોની ગંભીરતા નજરે ચડતી નથી. કલમ ૫ મુજબ ભારતના રશિયા સાથેના રોજકીય સંબંધો ઉત્તરોત્તર ગાઢ બનશે. કલમ ૬ અનુસાર અર્થતંત્ર, વિજ્ઞાન અને ટેકનોલૉજી દ્વારા ભારતના વ્યાપાર, વાહનવ્યવહાર, સંદેશાવ્યવહારમાં રશિયાની દખલ વધી જશે. કલમ ૭ મુજબ વિજ્ઞાન, રેડિયો, ટેલિવિઝન, સિનેમા, ટુરિઝમ અને રમતગમત (બોલો, રહી જાય છે સમાજ-જીવનનું કોઈ મહત્ત્વનું અંગ?) આ તમામ ક્ષેત્રે રશિયાનો પગપેસારો ઊંડે સુધી પહોંચશે.

રાષ્ટ્રનાં અને પ્રજાજીવનનાં લગભગ બધાં જ ક્ષેત્રમાં રશિયાને તેનો પ્રભાવ વિસ્તારવાની તક એ પાંચ વરસ માટે નહિ, પૂરાં વીસ વરસ માટે અપાઈ ચૂકી છે. આ અદૃશ્ય સામ્રાજ્ય CIAથીય વધુ ખતરનાક હશે કેમ કે આ બધાં ક્ષેત્રે ભારતમાંના રૂસપંથી સામ્યવાદીઓ અને તેમના સહયાત્રિકો શક્તિમાન બન્યા હશે.

ઇન્દિરાજીએ કરાર પહેલાંથી જ આ દિશામાં પ્રમાણ શરૂ કરી દીધું છે. હવે તો મૈત્રીના પુરાવા તરીકે ઘણું વધારે કર્યા વિના તેમનો છૂટકો નહિ થાય....

"માસ્ટર સ્ટ્રોક" કોનો? ઇન્દિરાજીનો કે મોસ્કોનો? મોસ્કો વરસોથી જે વ્યૂહ લઈને બેઠું હતું તેમાં પં. નેહરુ દ્વારા પહેલા કોઠામાં તે પ્રવેશ મેળવી શક્યું હતું પરંતુ પં. નેહરુ પાસે આવો કોઈ મૈત્રી-કરાર કરાવી લેવાનું શક્ય બન્યું ન હતું. ઇન્દિરાજીના શાસનમાં બીજો કોઠો પણ જિતાયો છે. ભારતના સામ્યવાદીઓની પકડ વધતાં ત્રીજો કોઠો પણ જિતાઈ રહ્યો છે....

અલબત્ત સાતમો કોઠો દૂર છે, મુશ્કેલ પણ છે, પરંતુ ભારતની આર્થિક અને ફોજી કમજોરી જ્યાં સુધી રહેશે ત્યાં સુધી જોખમ તતૂલતું રહેશે. અને ભલે ઇન્દિરાજી રીતસરના "ફોજી સંરક્ષણ કરાર" અથવા તો 'એશિયાઈ સલામતી કરાર'થી સાવધ હોય; પરંતુ કાલે ભારતને શિરે યુદ્ધ ઝીંકાય તો? તો, એ એક જ ઘટના ભારતના સાતે કોઠા પર રૂસની આણ વર્તવાનો ભય સાચો ઠરાવેય!

*

પરંતુ સમસ્યા આટલેથી અટકતી નથી. મૂળભૂત સવાલ તો એ છે કે ભારતને આવો કરાર શું કામ કરવો પડ્યો છે? અથવા, શું કરાર કરવો અનિવાર્ય હતો?

એમ જરૂર કહી શકાય કે ભારતના બહુજન-સમાજે આ કરારને એમ સમજીને વધાવી લીધો છે કે પાકિસ્તાન, ચીન અને અમેરિકાની નવી ધરીની કૂટનીતિને કારણે ભારત એકાએક એકલું પડી ગયું અને ચીન અને અમેરિકાના પીઠબળે પાકિસ્તાન ભારત પર આક્રમણ કરે એવી સંભાવના જાગી ગઈ. આવી કટોકટીની પળે જગતની એક મહાસત્તા રશિયાએ ભારતનો હાથ પકડ્યો. હવે, પાકિસ્તાન હલ્લો કરવાની હિંમત નહિ કરે.

ટૂંકમાં ભારતની તત્કાલ સલામતી આ કરારથી સચવાઈ ગઈ છે. આવી રાહતની લાગણી સર્વત્ર જોવા મળે છે. પરંતુ સત્તાધારીઓના મનમાં કંઈક બીજું જ છે!

તેમણે ધીમે રહીને એવું જાહેર કર્યું કે આ કરાર કંઈ સંરક્ષણના કરાર નથી. આ કરાર મૈત્રી, સહકાર અને શાંતિના સર્વસાધારણ કરાર છે. આ કરાર પર મહોર હમણાં મારવામાં આવી છે, પરંતુ એને અંગે બે વરસથી તૈયારીઓ થઈ રહી હતી. (એ ૧૫૦૦૦ શબ્દોવાળા કરારમાંનો મોટા ભાગનો ખરડો સાતેક મહિના પહેલાં તૈયાર થઈ ગયો હતો!)

આ જાણ્યા પછી જે મોટા ભાગનાઓએ આ કરારને હર્ષભેર વધાવી લીધો હતો એમાંના ઘણા ગૂંચવણમાં — મૂંઝવણમાં પડી ગયા છે. એમને એ સમજાતું નથી કે આજથી બે વરસ પૂર્વે અથવા સાતેક મહિના પૂર્વે ય ભારત માથે કશો ભય ઝઝૂમતો નહોતો, જ્યારે તત્કાલ સલામતીનો કોઈ સવાલ જ ન હતો તે દિવસોમાં ભારત જેવા લોકશાહીમાં નિષ્ઠા ધરાવનારા અને બિનજોડાણ નીતિનો આગ્રહ સેવનારા દેશને સામ્યવાદી છાવણીના અગ્રણી અને જગતની બે મહાસત્તાઓમાંની એકની સાથે મૈત્રીનો કરાર કરવાની વાત જ શાથી ઊભી થઈ હશે?

બહાર આવેલી માહિતી ઉપરથી એવો ખુલાસો મળે છે કે, એ કરાર તો રશિયાએ તૈયાર કરેલો અને ભારત એમાં જોડાય એવો એણે આગ્રહ સેવેલો.

રશિયાનો હેતુ શો હતો? રશિયાનો હેતુ એ હતો કે બીજા વિશ્વયુદ્ધ બાદ, બ્રિટિશ સામ્રાજ્યે એશિયામાંથી વિદાય લીધી, તેની ખાલી પડેલી જગા પૂરવાની તક ઊભી થઈ હતી. વળી અમેરિકાએ એનો લાભ લેવા પોતાનાં લાખો યુવાનો (સૈનિકો) અને અઢળક શસ્ત્રો તથા સંપત્તિનો ભોગ આપ્યા છતાં એને પણ વિદાય લેવાની ઘડી આવી રહી હતી. આ સકનો લાભ ચાન ન ખાટી જાય અને રશિયા પોતે એમાં સિંહભાગ પડાવી શકે એ દૃષ્ટિએ એણે "એશિયાઈ સંયુક્ત સલામતી" મોરચો ઊભો કરીને પોતાની જાળ પાથરવા માંડી હતી. ભારત તેમાં સંડોવાય તો ઘણું બધું કામ સરળ થઈ જાય એવી એની ગણતરી હતી. એ વ્યૂહના 'પ્રથમ પગલા'રૂપે મૈત્રી કરારથી શરૂઆત થાય એવી એની ઇચ્છા હતી!

ભારતે ત્યારે એમાં સાથ આપવાનું શાથી ટાળ્યું હતું? અંદાજ એવો થઈ શકે છે કે ભારત બિનજોડાણનીતિનું આગ્રહી હોઈને રશિયાના એશિયાઈ વ્યૂહમાં જોડાઈ જવા ઇચ્છતું ન હતું; તો હવે શાથી એમાં મતું મારવા સંમત થયું?

શું હવે પરિસ્થિતિ નાજુક બની જતાં, દેશની સલામતીના વ્યૂહ તરીકે દેશના તત્કાલ હિતને ખાતર ઇન્દિરાજીને રશિયાના દબાણને વશ થવું પડયું છે?

જો ખરેખર ઇન્દિરાજીને મન એવું જ હોત તો આપદ્ધર્મ તરીકે ટૂંકા ગાળાનો અને માત્ર તત્કાલ રાહત મળે તેવા મર્યાદિત મુદ્દાઓવાળો કરાર કરીને તેમણે રાહતનો દમ ખેંચ્યો હોત... પરંતુ ઇન્દિરાજી આવો કોઈ નોછૂટકાનો આપદ્ધર્મ તરીકેનો વસવસો પ્રગટ કરતાં નથી; એ તો ઊલટું જ કહે છે ('લિંક'ને આપેલી મુલાકાત):

"આપણો સોવિયેત સંઘ સાથેનો મૈત્રી સંબંધ ચાલતો આવ્યો છે. આપણા બે રાષ્ટ્રો ઘણાંક વિચારોમાં એકસરખા સમભાગી રહ્યાં છે. આ કરાર તો આપણી (વર્ષોની) મૈત્રીને 'મહોર' (સીલ) આપે મારી છે એટલું જ."

ઇન્દિરાજીનું આ નિવેદન તો એમ સૂચવે છે કે તેઓ રશિયા સાથે મૈત્રી કરાર કરવા આતુર જ હતાં. વર્ષોની મૈત્રી ઉપર મહોર મારી તેને પાકા પાયે સુદૃઢ બનાવવા ઝંખતાં હતાં એનો અર્થ તો એ થયો કે ઇન્દિરાજી છેલ્લાં બે વરસથી આ કરાર પર મતું મારવા માગતાં હતાં; પરંતુ તેમને ભય હતો કે ભારત જેવું બિનજોડાણી રાષ્ટ્ર દુનિયાની એક મહાસત્તા સાથે, તેમાંયે સામ્યવાદી મહાસત્તા સાથે મૈત્રીકરારથી જોડાવા જતાં પ્રજામાં રોષ ફાટી નીકળશે!... આથી જ ભારત બરાબર ભીંસમાં મુકાયું ત્યારે, ભારતની સાઇકો-

સોજિકલ ભૂમિકા' ઊભી થતાં તેમણે તેનો લાભ લીધો છે.

જો આ કરાર ખરેખર ભારતની નાજુક કટોકટીને ટાણે, પોતાની સલામતીને જ લક્ષમાં લઈને ના છૂટકે આપદ્ધર્મરૂપે થયો ના હોય, અને ઇન્દિરાજી પોતે કહે છે તેમ ભારત અને રશિયાની વચ્ચે વિચારો-ની બાબતમાં ઘણી બધી એકતા હોય, ઘણાં વર્ષો-ની મૈત્રીના પરિપાકરૂપે આ કરાર થયો હોય તો ભારતની પ્રજાને ચેતી જવા પરંતુ કારણ મળી ગયું ગણાય.

વળી, આપણે ઉપર જોઈ ગયા તેમ ઇન્દિરાજીને મતે ભારત અને રશિયા વચ્ચે વૈચારિક સમીપતા હોય, જગજીવનરામના ઇશારા અનુસાર રશિયા બિનલોકશાહી દેશ ન હોય અને ખાડિલકરના સૂચન મુજબ રશિયાના સમાજવાદ અને ભારતના સમાજવાદ વચ્ચે તાત્ત્વિક ભેદ ન હોય, તો પ્રજાએ એનાં આ નેતાઓથી પૂરેપૂરા સાવધ થવું રહ્યું, કેમ કે, પ્રજા ભારત–રુસ કરારને એક આપદ્ધર્મ લેખે છે ત્યારે આપણા શાસકો તો જેની રાહ જોઈ રહ્યા હતા તે ઐતિહાસિક ફલશ્રુતિનો આનંદ અને ગૌરવ લઈ રહ્યા છે! જો આમ ન હોત તો, દૂરદર્શી શાણા શાસકો તરીકે તેમણે કરાર કરવાની સંમતિ જ ન આપી હોત કેમ કે ૫–૬–૭ મુજબ આર્થિક, ઔદ્યોગિક, વૈજ્ઞાનિક, સાંસ્કૃતિક, શૈક્ષણિક સહકાર માટે બીજા દેશો સાથે ભારત જરૂર મુજબ મર્યાદિત ગોઠવણ કરતું આવ્યું છે એવું જ અહીં કરી શકત અને 'સલામતી'ની કલમો (૮–૯–૧૦) વિનાય આમિકો પાસે પાકિસ્તાનને ધમકી અપાવીને અમેરિકાને જે તત્કાલ રાહતની જરૂર હતી તે મેળવી શકાઈ હોત. આ બધા માટે કંઈ લાંબા ગાળાના સર્વગ્રાહી કમિટ-મેન્ટની અનિવાર્યતા ન હતી કેમ કે ભારતને ૬૦ ટકા ગરજ હતી તો રશિયાનેય ૪૦ ટકા ગરજ તો હતી જ એ જોતાં આવી મક્કમતા દાખવી હોત તો રશિયા ૨૦ વરસના (હકીકતે, ૧૯મા વરસે કરાર પૂરો થવાની નોટિસ ન આપીએ તો બીજાં પાંચ વરસ વધુ!) અને સર્વાંગી કરારમાંથી તો આપણે બચી શક્યા હોત. છેવટે જરૂર મુજબ, જુદા જુદા સહકાર પૂરતા તાત્કાલિક કરારો દ્વારાય આપણે હેતુ સાધી શક્યા હોત.

પરંતુ, દુઃખની વાત જ એ છે કે આજના આપણા શાસકોને મન લોકશાહી સમાજવાદ અને સામ્યવાદી સર્વસત્તાવાદી સમાજવાદ વચ્ચેનો ભેદ ભૂંસાઈ રહ્યો છે. એથી જ તો, ઇચ્છાપૂર્વક ઉમંગકા-પૂર્વક આ કરારને તેમણે ઐતિહાસિક ફલશ્રુતિની મહોર મારીને બિરદાવીને ગૌરવ પ્રગટ કર્યું છે! ભારતની પ્રજા માટે આનાથી અધિક ભયરૂપ બીજું શું હોઈ શકે?



## હલચલ | મહેશ દવે

ફરી એક વાર, આ દિશામાં
સ્વપ્નની સુંદરતાનો પ્રવેશ થાય તે પહેલાં—
અંધકારમાં ઊભેલી સીસમની મૂર્તિના અસ્તિત્વને
નાગ ડંખે;
ને અંધકાર ખરી પડે ક્યાંક...
આકાશ વહેતું નથી
તેવી સ્થિરતાની ભ્રમણાનું ભ્રમણ સતત વાતાયનમાં;
દૃષ્ટિથી દૂર દર્શમાં અલોપ થઈ શકે તેવા પદાર્થોની
ધૂમરી
ભમરીના ડંખમાંથી ઊડતી મધની છોળ
એ તો પ્રિયપાત્રની ખોળ હતી.
અસ્તિત્વના પરપોટા પર ચળકતા વાદળી આકારો
—રાણી રોટલી કરે મોર જમવા બેસે—ની હલચલ;
અને જલતી સિગરેટનાં ધૂમ્રવલયો, વચ્ચેથી
પસાર થતા ગાડીના ડબ્બાઓમાં:
એકએક દીવો
એકએક ઘર
એકએક ભૂખ
એકએક બળ
તાડવૃક્ષ આકાશને અડકતાં નથી
પણ
આ શરીરને વળગી રહેલા હાથપગ
લંબાતા લંબાતા ક્યાં ચાલ્યા
કોણ જાણે!

## રાત | પવનકુમાર જૈન

રાત પાસે તો
આકાશ ભરીને તારા છે,
અને સભર કરતી
ભૂરી ચાંદની છે.
અને દિવસ પાસે
આખો અખૂટ
સૂરજ છે.
પણ, મારી પાસે
શું છે?

## ગીત | અરવિન્દ ભટ્ટ

તમ્મારે વ્હાલપનાં ગાવાં છે ગીત, અહીં અમ્મારે
ઝાળ ઝાળ બળવું.
તમ્મારું ગીત ક્યાંક નજરે ચડે તો
એના શબ્દોની ઝાળ મને લાગે,
હૈયું છતાંયે કોણ જાણે રે કેમ
એવાં ગીતોનો દેશ હજી માગે.
કોને કહેવું કે અહીં કિરણોથી વીખરાતું સૂરજનું
ખાબોચિયાને મળવું!
સીમમાં જઈને હું તો પાડું છું સાદ
એમ માની હોંકારો કો'ક દેશે,
તમ્મારા દેશ ભણી નજરું માંડું તો
હું તો ગબડું તણખલાની ઠેસે.
કૈં જોજન દૂર ટળવળતા આપણા ઓછાયાને એકમેક
કેમ કરી ભળવું!

# ડીમ લાઇટ | રઘુવીર ચૌધરી

[રામુના હાથમાં વીજળીના વાયરનાં ગૂંચળાં છે અને લખમણ વાયર જોડવાનાં હથિયાર લઈને આવી રહ્યો છે.]

રામુ: અલ્યા લખા, પેલો દિયોર ભગો ન્યાં બોલાય ઈને આટલું હાંધી આલતો જાય.

લખમણ: ઈને અફસરીનું હુ કરવા બોલાવવો છ? મન ઈ ગમ્યું નથી આવળતું?

રામુ: તન શ્યું ધૂળ આવડઅ્? અન આવળતું વોય તો કાલ જોઈજે તું. મારઅ્ જોડાવવું છ ઈની પાહઅ્, હમજ્યો? બોલાય હેંડ; આનં દિવાહળી મેલીએ તો બીજું કામ હુઝઅ્.

લખમણ: (બહાર જોઈ ઊંચા અવાજે) મગનભાઈ, ઓ મગાભાઈ; આ રાંમભાઈ તમને બોલાવ!

મગન: (દૂરથી) એ કામ છે મારે તો.

રામુ: (ધીમેથી) આ જો ને દિયોર કાંમવાળો!

લખમણ: પણ આટલો વાયર તો જોડી આલતા જવ!

મગન: (પ્રવેશતાં) ત્રણ રૂપિયા થશે!

રામુ: કાલ અતારે તો દિયોર ટકાનોય નતો નં અવ તૈણ રૂપિયા લેતો થૈ ગ્યો! તારા ડોહાઈ તો ઈના જનમારામાંય તૈણ રૂપિયા નતા ભાળ્યા!

મગન: તમારા ડોહાએ ભાળ્યા'તા એટલું ઓછું છે! તમારા જેવા તાલેવાનને ત્રણ રૂપિયાની વળી કિંમત શી?

રામુ: તૈણ શું ચાર લેજે દિયોર! પછે મન વશલ કરતાં નઈ આવડઅ? બોલ્યા, પૈસા થશે! તો તો કોઈની આબરીનં ટોપલી ચડાવવાનાય પૈસા લેતા અશાં!

મગન: (રામુના હાથમાંથી વાયરનું ગૂંચળું લેતાં) ના એટલું હજાકામાં. એવાં હારે આપણે ભળાવતા નથી. હમજ્યા? હે તમે રામભાઈ ખેતરનું કામ છોડીને આ સાંજના વખતે આ શું આદર્યું?

લખમણ: (મગનના હાથમાંથી વાયરનું ગૂંચળું લેતાં) કાલ મીં તમને નોતું કહ્યું કે પેલા જશુની વઉ તેડવાની છ, તે આ ઈનું ઊજળું પૂંખવાનું છ? રાંમભાઈના ઘેર ઈનો ઉતારો છ.

મગન: (બીડી સળગાવતાં) એમ વાત છે ત્યારે! રામભાઈને ઘેર આજે તો છત્રીવાજાં વાગતાં વાગતાં આવવાનાં!

લખમણ: (બીડી માટે હાથ લંબાવતાં) લાવો એક બીડી મુંય હળગાવું. તમે આ ગૂંચળું ઉકેલી આલો. દરવાજા પર હોનો ગોળો લટકાવવો છ! (મગનની બીડીથી લખમણ બીડી સળગાવે છે)

મગન: (ગૂંચળાનો છેડો શોધતાં) ગોળો લાવ્યા છો?

રામુ: તો દિયોર ઈમનમ અજવાળું થશે? જા ત્યા લખા, તારા ઘેરથી પેલી માંચી લઈ આય, ઈના પર ચડીને ભગો વાયર જોડી આલઅ્!

લખમણ: મારી માંચીનો એક પગ ભાજી ગ્યો છ.

રામુ: કશો વાંધો નઈ. તારો એક પગ ઈને જોડી આલીશું!

લખમણ : મારો પગ તો ટૂંકો પડશે. મગનભાઈનો ચાલશે.

મગન : તો તો હું અહીંથી જાઉં.

રામુ : અરઅ એશ ઈમ ગભરામ છ શું? તારું પાટલૂન બગડતું વોય તો જા પેલો આમણા પાહથી નાવાનો પથરો લઈ આવ! લખા તું અજી આંથી લેવા નથી જયો? જા મગલાના ઘેરથી લઈ આય. (લખમણ અનિચ્છાએ જતો હોય એમ જાય છે.)

મગન : વે રામભાઈ, તમે બીડી કેમ પીતા નથી? (પથ્થર લાવવા મથે છે.)

રામુ : બામડીએ દિયોર પરતિગન્યા લેવરાવી. મીં કયું તારઅ છેંકણી ના તાણવી, નં મારઅ બીડી ના પીવી. થોડા દાડા તો ભઈ શી વીતી છ! એક દાડો તો થયું ક મઉડા પર ચડીનં ઉંધિઅ માંયઅ પડું!

મગન : (પથ્થર લાવવાનું જતું કરીને) પણ પ્રધાનભાભી તો છીંકણી તાણે છે!

રામુ : બૈરાંની જાત. ઈમનું ગજું હું? છેંકણી ના તાણું તો વાતો શનૂય થાય! તારઅમ દિયોર બૈરાંનો અવતાર લેવો જોઈતો તો! એટલો પથરોય ના ઊપડ્યો? (પથ્થર લાવીને વચ્ચે મૂકે છે.) બેશ અવં, અને ઉતાવળ કર. મારઅ અજી બળધિયા પાવા જવું છ.

મગન : (પથ્થર પર બેસતાં) તમે રામભાઈ બળદ જેવા ક્યાં સુધી રેશો?

રામુ : મું બળદ જેવો છું? તો તમે દિયોર ગાંમાત પાડો બનીને આં મારતા નથી? આખો દાડો ગાંમમાં નં ગાંમમાં જ રેછો નં! હેંડો અવે, જલદી જોડવા માંડો!

મગન : આનો છેડો જડતો નથી. તમે આ ગૂંચળું છોડેલું?

રામુ : ના, તારી ભાભી આમણી ફેંકે ગડમથલ કરતીતી!

મગન : બસ તો છેડો નંઈ જડઅ!

રામુ : (મગનના હાથમાંથી વાયરનું ગૂંચળું ઝૂંટવી લેતાં) ના શું જડઅ? છેડો વોય તો પછ જડઅ ચેમ નઈ? કંઈ આખો વાયર ગોળ તો નઈ વોય નં?

મગન : મને તો એ ગોળ હોય એવું લાગે છે!

રામુ : ચેમ ના લાગઅ? તું તો અનુભવી ખરો નં! લે આ રયો છેડો!

મગન : એ તો નીચેનો છેડો છે!

રામુ : અરઅ નીચેનો નં ઉપરનો, તારઅ છેડા હારી કાંમ છ ક ઉપરનીચઅ હારી? ઊઠ અવં, પથરાનંય તારો ભાર લાજ્યો અશઅ.

મગન : કોના ઘરમાંથી કનેક્શન લેવું છે?

રામુ : જોઈતા ડોહાના; આ ઈમની પછીત નજીક પડઅ છ તો ઈમાં કાંણું પાડીએ.

મગન : એમને પૂછ્યું?

રામુ : એ મારા છેતરમાં થઈનં પાંણી લઈ જાય છ તાણ મનં પૂછવા રેતા નથી. મું શું કરવા પૂછું? પૂછીએ તાણું ઈમનં ના પાડવાનું મન થાય નં? આ કંઈ દઈશું ઈમના છોકરાની વહુનં કાઢી નઈ નાંખઅ છેડો. તમે શું કો છો ઈનં? (હાથથી પ્લગ સૂચવે છે.)

મગન : પ્લગ. (લખમણ ત્રણેક ફૂટ ઊંચું ટેબલ લઈને આવે છે.) લખા, તમે બે જણા આ વાયર લાંબા કરતા થાઓ. હું જરા આવું.

રામુ : પછ ના આવતો; આટલું જોડી આલીનં જા.

મગન : મારે કામ છે રામભાઈ!

રામુ : કાલ કરજે, હવાર આં નથી પડવાની?

મગન : તમને ખબર તો છે કે કરસનકાકાના કૂવા પર મોટર મંજૂર થઈ છે ને મારે વાયર નાંખી આલવાના છે.

રામુ : તે નાંખજેનં ભઈ! મું આં ના પાડવા આવવાનો છું? લે આ વાયર આપીનં કાપી આલતો જા.

મગન : હું આવીને કાપી આપું. જરા પ્રધાનભાભીને કહીને ચા મુકાવો. (જવા લાગે છે.)

રામુ : અતારે ચાગ્યા ના મળય. તારઅ આગ્નું વોય તો આવજે નઈ તો પજે કરસનડોહાના ખાળિયામાં. જોને દિયોર મોટા કંટરાટી થૈ જ્યા છ તે!

મગન : (ગુસ્સે થતાં) જરા સંભાળીને બોલજો, હાં રામભાઈ; નઈ તો મારા જેવો કોઈ ભૂંડો નથી. (લખમણ શાંત કરવા મથે છે.)

રામુ : એ તો આખું ગામ કે છ ક તારા જેવો દિયોર કોઈ ભૂંડો નથી. પણ આપણી આગળ તારી ટેણુપેણું નઈ ચાલઅ હમજ્યો?

મગન : (સામે જતાં) નઈ તો શું કરી નાખવાનો હતો?

રામુ : કરીનં જ બતાવું. જા લ્યા લખા, મારી લાકડી લઈ આય. દિયોરના હાથપગ જ ભાગી નાખું. પડ્યું રઅ હુવાવડીની જેમ દહ દાડા ખાટલામાં. મોટા કંટરાટી ના જોયા વોય તો!

મગન : જો રામલા, આપણી આગળ તારી ગુંડાગીરી નઈ ચાલે. કોક દિવસ ભારે પડી જશે.

રામુ : (કૂદીને મગનના હાથનું કાંડું પકડે છે.) બોલ, ફરીથી બોલ જો, વારું! (જોરથી મગનની હથેલી દબાવે છે. મગન "ઓહ" બોલી બેસે છે.) બોલ, ફરી બોલ!

મગન : ઓહ મરી ગ્યો! મારો હાથ મૂકે દે તો બોલાય.

રામુ : તો પાંચ ઊઠબેસ કર. (જોરથી હથેલી દબાવતાં) બેસ. (મગન બેસે છે) ઊભો થા. (મગન ઊભો થાય છે.)

લખમણ : રેવા દો રામભઈ, આ એક ઊઠબેસ પાંચના તોલે છ.

મગન : લખાની વાત સાચી છે રામભઈ; આ તમારી ગાય છું, મૂકી દો ભૈશાબ. હવે તમારી સામે કદી નહિ બોલું.

રામુ : બોલ વાંપર કાપી આલં છ કે નઈ?

મગન : તમે કેશો એ બધું કરીશ. આ જરા કરશનકાકાના ખેતરમાં નજર કરી આવું. લખમણ થોડું ઘણું ગોઠવે ત્યાં સુધીમાં હું આવી જઉં છું.

લખમણ : જવા દો રામભઈ, એ પાછા નઈ આવં તોય હું વધો છ? મનં આ નથી આવળતું! (મગન હાથ પંપાળતો ઢીલા મોંએ જાય છે, દબાયેલા ગુસ્સાથી.)

રામુ : તનં બધું આવડઅ છ લ્યા લખા?

લખમણ : જેટલું કરું છ એટલું આવડઅ છ.

રામુ : તો લે આ વાયર દાંતથી કાપી આલ.

લખમણ : ભૂલી જ્યા તે દાડઅ ગડ્ડો મેલીનં મારો એક દાંત તો ભાગી નાખ્યો છ! હારું થ્યું. એક દાંત જ્યો પણ મું એ દાડાથી લેણમાં આઈ જ્યો!

રામુ : લેણું નં બેણું, બધું હમજ્યા મારા ભૈ. અઈ તો જેનં આવડ્યું એ ફાયા. પેલા પાટલીઓ બદલનારા વગર મફતના લેર નથી કરતા! અનં દિયોર છાપામાં ફાટા આવં એ તો વધારોમાં.

લખમણ : તમે રામભઈ, પેલો પરધાનભાભીનો ફોટો પડાએલો એ ક્યાં મૂક્યો છ?

રામુ : મહાદેવનં ઓયડામાં ભરાયો છ.

લખમણ : મું જરા જોઈ આવું.

રામુ : ફોટો જોયા વના તારી ભાભીનં જ જોજેનં; લાય તારી પાહણ ચાંપું વોય તો.

લખમણ : આ વાયર કાપવા તો પકડ જોવઅ.

રામુ : પકડ નં બકડ, હાથં જ તોડી નાખું. (વાયર તોડવા બેઉ હાથે પકડીને ખેંચે છે.) અલ્યા આ તો તૂટતો જ નથી. લે પકડ, આપણઅ બે ખેંચીએ. (બંને જણા ખેંચે છે.) ખેંચ જોરથી, હં, હજી!

લખમણ : મારી અથેલીમાં પેઠી જ્યો!

રામુ : તો લોઈ ચેમ ના આયું?

લખમણ : લોઈ બાર આવવાનં બદલં માંય પેઠી જ્યું! રેવા દો, નઈ તૂટઅ!

રામુ : (બેઉ હાથે જોરથી ખેંચતાં) દિયોર લાગો ગ્યો પણ તૂટ્યો નઈ. મેલીન પનિયા લાગ

છ! જા, મારા ઘરમાંથી આપ્પું ક છરી લઈ આય. અને કશું ના જડઅ તો ધારિયું કે કુવાડી લઈ આયો આમ આજ ક્ષ્પા વના મેલવો નથી. (લંબમણું અંદર જાય છે. રામુ લંબાવેલા વાંયરમાં છેડો પકડીને ટેબલ પર ચડે છે. ત્યાં એની પત્ની પ્રધાન હાથમાં ટોકર લઈને આવે છે.)

પ્રધાન: આ ઘરમાં ધારિયું ચ્યાં અતુ તે તમી લપાલીને લેવા મોકલ્યા?

રામુ: (ટેબલ પર ઊભા ઊભા) ધારિયું નઈ તો તારી છેલી તો અતીને? એ વધારઅ ધારેદાર છ!

પ્રધાન: અવ વાંકુ બોલ્યા વનઅ માંચી પરથી નેચા ઊતરો, નઈ તો પડશો તો આયપગ રંગાઈ જશે.

રામુ: તો તું તારો હાલ્લો કાઢીને પાટો બાંધજે.

પ્રધાન: કાઢવા માટઅ લાઈ લાઈને પેટી ભરી આલી નઈ વોય?

રામુ: તારાં પિયરિયાં હાળાં હાવ પાજી; ચમડી છૂટઅ પણ દમડી ના છૂટઅ. વરહ દાડઅ એ હાલ્લાય નથી લાઈ આલતાં?

પ્રધાન: તમે સમારી ગુંનોન ચેટલા બંધાવાં છો?

રામુ: મું તો એકીને પાંચ પાંચ પેરાણું પણ તારો જીવ બળઅ.

પ્રધાન: (ટોકર માથે મૂકતી) પાંચના પચી પેરાવજો ને! મારઅ જીવ બાળઅ છ મારી બલારાત! ત્યાં અવ નેચા ઊતરો- ગોળો નઈ મેલાઈ તો આપણઅ અંધારામાં ભટકાઈ પડવાનાં નથી.

રામુ: આપણઅ ભટકઈ પડીએ ઈનો તો વાંધો નઈ, પણ આજ ઊજણાના દાડઅ કોઈ પારકું અથડાઈ પડઅ ઈની ચન્તા છ.

પ્રધાન: અવ ઊધું બોલ્યા વના આ પતંગ મેલાં મું લાજી મરું છું.

રામુ: (ટેબલ પર અધ્ધર પગે બેસીને ગાવા લાગે છે.) "ગોરભાને વચમાંથી કાઢો રે મું તો લાજી મરું છું."

પ્રધાન: અવ ચાળા મેલા. (મણિવઉ પેસાર થાય છે.) આ પેલી મણિવઉ પાણી ભરવા હેંડી, ને મારઅ તો અજી રેત લઈ આઈને પાણી ભરવા જવું છ. (બહાર ભણી જોતી) અલી મણિવઉ, ઊભી રઅ મારઅ ચક્લીએ બાજુ જ આવવું છ. (મણિવઉ બોલી એડા સાથે પ્રવેશે છે. રામુ સામે નજર કરીને પછી એની લાજ કાઢે છે.)

રામુ: (ટેબલ પરથી ઊતરતો) તારી મણિવઉને કઈ દે ક મારી લાજ ના કાઢઅ! ડોશી ક્રી છે ઈનો ધણી ન મું બે એક જ દાડો જલમ્યાતા.

મણિ: એ તો એય ઈમ કેતાતા, પણ મારી હાહુઈ કયું છ ક મારઅ તમારી લાજ કાઢવી.

રામુ: સારી હાહુનું ચાલઅ તો તને છેકણીની દાબડીમાં પૂરીને છેઅ બાંધી રાખઅ. તારઅ લાજ કાઢવાની જરર નથી.

મણિ: મન જરર લાગઅ છ.

રામુ: ચેમ મીં તારુ મુદું ભાળ્યું જ નઈ વોય?

મણિ: ઈમ તો મારા હાહરાઈ પણ ભાળ્યું અશઅ તેથી સ્યું થ્યું?

રામુ: કશું નઈ. મુદું હારું વોય તો હઉને જોવાનું મન થાય. જે દાડઅ મું આવું મુદું ના જોઉં એ દાડઅ બરોબર કામ નાં થાય.

પ્રધાન: બળ્યું લાજા અવ તો લાજા. મારું આણું કર્યંઅ ચાર વરહ થ્યાં!

રામુ: ચાર વરહ થ્યાં? જા જા અવ.

પ્રધાન: બે વરહ તો આ મણિવઉના આંણાને થ્યાં? હેંડલી, એ તો બે કલાક લફારો કુટશી.

રામુ: ઈને કે ક ઘૂમરો કાઢી નાંખઅ.

મણિ : ઈમ ના કહાય.

રામુ : તો આંમની આમ, મું જ મેલાવી દઉં... (રામુ મણિવહુની પાસે જાય છે, મણિ પ્રધાનની પાછળ જાય છે. શરમાય છે. પ્રધાનને) અવં તો તું જ ઈનં હમજાય.

પ્રધાન : મારઅ હમજાવ છ મારી ખલારાત. તમે ઈમ બામલાની જેમ હું ઊભા અશાં ?

રામુ : એ તો કોક દાડો થઈ જાહે, ભલં, નં આજ હાત આયનો ધૂમતો તાણુતી ! એોળી ધૂળેટી તો આવશે નં ?

મણિ : સું ગલાલ, છાંટીશ તો હવાપાંનશેર ખજૂર લાઈ આલવું પડશઅ ! (રામુની પાસે જઈ ને જવા જાય છે ત્યાં રામુ ત્વરાથી એના માથેથી પાલવ ખસેડી દે છે) બશ ધરઈ જ્યા ?

રામુ : ઈમ તો અમે ધરાએલા જ છીએ. પરધાન જેવી વઉ વોય ઈનં અજપો શો ?

પ્રધાન : (જતાં જતાં પાછી વળીને) મેર મારા પીટયા, શરમાતો નથી નામ દેતાં ! હેંડલી મણિ, આપણુઅ ઈમની જેમ નવરાં નથી. પાંણી મઠ ક્યારે ભરાહ ?

મણિ : કેતાં જ્યાં તં, પાંણી તો રાંમભઈ ભરી દેહે.

રામુ : મારી પાહેણુ પાંણી ભરાવનારઅ અજી જલમ લીધો નથી હમજ્યાં ? વંઉવાર ?

મણિ : કોક દાડો જોઈશું (પ્રધાનની પાછળ મલકાતી મલકાતી જાય છે.)

રામુ : (કામમાં જીવ પરોવતાં ઊંચા અવાજે) અલા લખા, દિયોર, ક્યાં મરી જ્યો ?

લખમણ : (હાથમાં અડધી કાપેલી કેરી ને ચપ્પુ લઈ ને આવે છે.) આ ચાપ્પુ શોધતો તો ત્યાં કેરીઓ મળી. અજી તો આ તીજી જ ખઉં છું.

રામુ : અલ્યા, કાચી કેરીઓ તનં ખાટી નથી લાગતી ?

લખમણ : કેરીઓનો હવાદ તો મું ક્યાંય ભૂલી જ્યો તો. તમારી વાતોમાં એથી વધારઅ હેવાદ પડતો 'તો ! લ્યો આ એક છોડિયું, તમેય ખાવ.

રામુ : ના-હું ખા. તનં તારા દાંતની પડી નથી.

લખમણ : અવં લ્યાં લ્યાં. (આગ્રહપૂર્વક એક ટુકડો આપવા જાય છે. રામુ લેતો નથી) કેરી ખાવાથી મારા તો દાંત કાયમ મજબૂત થાય છ. અવં કે તો વાયર કાપી આલું.

રામુ : તો પછં આ ચાપ્પુ હું કરવા લાયો ? લે હેંડ, જલદી કર. આંણાવાળાય આવી પોંચવા થ્યા ! પેલો દિયોર મગલો તો રફુચક્કર થૈ જ્યો !

લખમણ : એ તો વાયર જોડી આલવાના તેણ રુપિયા લી લે છ !

રામુ : એક વાર જોડી આલઅ તો પછં મું ઈનં બધુંય આલું !

લખમણ : બધું તો નંઈ લે પણ પૈશા જરૂર લેવાનો. તમે જોજો તો ખરા રાંમભાઈ, મગલો એ વરહમાં પૈશાવાળો નાં થઈ જાય તો, કીજે કીધું નતું. લાચોમાં ઈની ચોથા ભાગની દલાલી વોય છ !

રામુ : મોટા સાએબો હુધી તો કશું પોંક્યું નંઈ વોય. આના જેવા જ વચમાં ચરી જતા અશે. લાવ એટલું છોડિયું, દિયોર મોંઢામાં પાંણી વળ્યું !

લખમણ : (ફરી આપતાં.) લ્યાં, મું આ પલકમાં વાયર ધાલું.

રામુ : બરાબર ફિટ કેરજે, કોઈનં શોટ ના લાગઅ. (મણિવહુને આવતી જોઈને) અનં આ વાયર બધા એક બાજુ મેલ, કોઈના પગમાં આવશઅ તો ગોથું ખઈ જશઅ.

મણિ : લખાભઈ, તમે આ બધું ગોઠવવા બેઠા છાં પણ લેણ તો બંધ છ. ગાંમની ચકલીએ પાંણી થઈ રયું છ પણ મોટર ચાલતી નથી.

લખમણ : ઈ તો પેલા કેરસનકાકાના છેતરમાં વીજળીના થાંભલા નંખાય છ એટલં બેતેણ કલાક તો લેણ બંધ રેવાની !

મણિ : આ જોને આ લુંડિયાના હાળા, આંતરઅ દાડઅ લેણુ બંધ રાશીનં બેહી જાંય છ'!

લખમણ : બેહી નથી જતા થાંભલાં પર ચડં છ'!

રામુ : (મણિને) તે આપણા છેતરમાં મશીન ચાલુ અશઅ, જવં બે બેડાં ભરી આવાં!

મણિ : પરધાનભાભી આવં ઈની વાટ જોવું છું. (મોરિયો ટેબલ પર મૂકે છે. રામભાઈ પથરા પર બેસીને ગજવામાંથી સોપારી કાઢીને ખાય છે.)

લખમણ : (મણિ રામુની સામે જોઈ રહી છે એનો ખ્યાલ આવતાં) ચેમ મણિભાભી, રામભઈની લાજ કાઢવાનું મેલી દીધું?

મણિ : ઈમણે મેલાવી દીધું!

લખમણ : તે મારીય લાજ કાઢતાં વો તો પછં મું મેલાવી ના દઉં?

રામુ : આ જો નં દિયોર વેંત જેવડા છં તોય પાછી પડં છ?

મણિ : એ તો એટલા બીજા ભૂષમાં છં. તમનં હ્યાં ખબર છ? વાયેર જોડતાં શીશ્યા તારના—

લખમણ : ના હાં રામભઈ, મારો દાંત પડી જયો તારથી મું લેણુમાં રયો છું. તદ્દન સીધો માણહ.

પ્રધાને : (માથે ભરેલું ટોકરે લઈને પ્રવેશતાં) કુણુ સીધું માણહ?

લખમણ : બીજું કુંણુ? આ તમારા રામભઈ! પરભવમાં ચેટલાં પુણુ કર્યાં વોય તાણું રામભઈ જેવો ધણી મળઅ?

મણિ : હાચી વાતે!

પ્રધાન : મું તો કઉં છું ક બીજઅ ગમઅ ત્યાં છોડી નાંખજો પણ આ ગામમાં ના નાંખતા!

રામુ : તમનં સ્યાં દખ પડ્યો?

પ્રધાન : દખ નઈ તો હખ છ? મારા પિયરમાં તો આગણા આગળ ચકલી!

રામુ : નકામો કાદવ થાય.

પ્રધાન : પણ ઘરમાં લાઈટ લેવામાં તો કાદવ નોતો થતો ન?

રામુ : બહં રૂપિયાનું ખરચ પડં છ. એટલાનું તો દિયોર ચાર ગૂણું વિલાતી ખાતરં આવઅ. ઈમાંથી પાકઅ ચેટલું? બે ઘડીના અજવાળા માટઅ બહં રૂપિયા? મરશઅ; તોય દિવાળી પર મીટર મેલાઈશું.

પ્રધાન : મેલાયું તમે મીટર? હોનાની બંગડીઓ આરના કરાઈ આલાં છો?

રામુ : તારી આખી દેય હોના જેવી છ પછં બંગડીઓનો મોહ શો? (પ્રધાન શરમાતી અંદર જાય છે.)

લખમણ : ખરી વાત લી ખરી વાત! ગાનારઅ ગાયું જ છ નં!

"એડાનં ઝાઝું અજવાળ ના.
જોનારો તો જોશેલી કંચનની કામાનં
પિત્તળમાં મોહ તું લગાડ ના!"

ખરું ક નઈ મણિભાભી?

મણિ : એ તો ખરું પણ લખાંભે ઉંણું તમારઅ તોરેણુ બાંધવાનું છ ક નઈ?

લખમણ : તે મું ના પાડતો વોઈશ? (કામ છોડીને ઊભો થઈ જાય છે) મારી હાહુ હાળી માનતી નથી. ઈનં ઈની છોડી પહેલું કામ કરાવવું છ! મીં તો ઊજણાની આશાઅ ઘેર મીટર પણ મેલાવી દીધું તુ!

પ્રધાન : (બેડું લઈને પ્રવેશતાં) હેંડ લી મણિ, ઈમનં બે જણાનં તો આજ લેર થઈ જઈ છ. બેડું ભરી આઈનં મારઅ તો અંજી કહારનું આધણુ મેલવું છ!

મણિ : (જતાં જતાં.) કેતાં જઆ રામભઈ મેલી દેહ (બંને જાય છે.)

રામુ : લખા આ જો નં દિયોર ફાટચાં છં તે! ઝાંઝર ઝમકાવતાં શેરીમાં ચેવાં ચાલં છ'!

લખમણ : અજી તો તેણુ આણાં જ આઈ છ નં! કામ ધંધઅ વળ્યાં નં પાંચહાત છોકરાં થ્યાં પછં લેણુમાં આવી જવાનાં!

રામુ : હં, એય ખરું! (કંઈક ઉદાસ થઈ ને) હાચું કઉં લખા? (ટેબલ પર બેસતો) જવાન

માણહન ઢીલુ જોઈને મારો તો જીવ બળી જાય છ! મારો ડોહો વાત કરતો કે પેલાંના જમાનામાં માણહ પંચાહોથી વરહ હુધી તો પાડા જેવાં રેતા! આ દેશી દળવાંના જમાં, પાણીની ચકલીઓ મુકાણી, વીજળી આઈ, મોટરો આઈ, અંદયા દિયોર ડેક્ટરે આયા પણ આપણી વેળા નાં વળી! ઊલટાના દવા ખાતા થ્યા! મને ઘણી વાર વચાર આવઅ છ ન કાળજુ કંપઅ છ! આપણુ હુ થવા બેઠુ છ!

લખમણ: તમે તો જમ જેવા છો!

રામુ: અંદ્યા એ તો ભગવાને એવું હાડ ઘડ્યું, માયથી તો મુંય પોચો છું. આ બધી માયકાંગલી પરજા જોઈને મન થાય છ ક હાળુ આપણુ બી તો બગડી નથી જ્યું ન? આ મશીનોઈ આરંભ આલ્યો ક વસનો વધાર્યા? અન દિયોર બીજી બાજુ સાચરુશવત; આંથી ઊંચા આવવાના'તા?

મગન: (ઝાંપથી પ્રવેશતાં) અલ્યા આ બધુ શેરીમાંથી લઈ લો. વીજળી ખાતાનો સાહેબ આવે છે. (લખમણ વાયર વાળવા જાય છે.)

રામુ: રેવા દે લખા! સાએબ આવશે તો જશ્યે! શેયરી આં હાકડી છ!

મગન: પછી પાછાં કેશો કે કીધુ નો'તુ! દંડ કરેશે!

રામુ: દંડ હનો? જોઈતાકાકાના ઘરમાંથી વાયર લેઈએ છીએ અન ઈમણે મીટર મેલાએલુ છ. આપણુઅ આ સીધા થાંભલા પરથી બાળવાના છીએ.

મગન: દીવો લઈને કૂવામાં પડ્યું, હોય તો તમારી મરજી! (ઝાંપથી પાછો જાય છે.)

લખમણ: રેવા દો રામભાઈ! આ વીજળી ખાતાના અમલદારો બઉ કડક વોય છ!

રામુ: આપણન ઈમની મરજ વોય પછી એ કડક જ થાયન?

લખમણ: એય ખરુ (પાછળ જોતાં) આ પેલો સાએબ તો સીધો અઈ જ આવઅ છ!

રામુ: મગલાઈ ઈને ફોન કરીન જ બોલાયો અશ્યઅ! પછ ચેમ ના આવઅ? જ્યાં ઈમનુ કામ ચાલતું અશ્યઅ ત્યાં તો દિયોર ડોચિયુંય નઈ કરવાના.

સાહેબ: (મગન સાથે પ્રવેશતાં) આ કોનું મકાન છે?

મગન: એમને જ પૂછો ને?

રામુ: એ રામ રામ સાએબ! આવો પધારો! ધન ઘડી ધન દાડો, અમારી શેયરી પાવન કરી! લખા પાણી. (લખો જાય છે.)

સાહેબ: મારી પાસે વખત નથી, બોલ આ કોનુ મકાન છે?

રામુ: મુ કંઈ નાનુ છોકરુ નથી ક મન તુંકારાથી બોલાવો છો!

સાહેબ: (નકલી હાસ્યથી) એ ખરું! અક્કલમાં છોકરું રહ્યા લાગો છો બાકી દેખાવમાં તો બળદ જેવા થયા છો!

રામુ: મારો બળદ તમારાથી દૂબળો છ સાએબ!

સાહેબ: (ગુસ્સે થતાં) મોં સંભાળીને બોલ! સીધો જવાબ આપ. આ કોનુ મકાન છે?

રામુ: અમારું!

સાહેબ: અને આ?

રામુ: એય અમારુ.

સાહેબ: એમ! તો આ આખું ગામ તારા ડોસાએ બધાવ્યું હશે!

રામુ: ના ઈમના ડોહાના ડોહાના ડોહાના ડોહાઈ. તમારો માનવામાં થોડી જ ભૂલ રઈ જઈ!

સાહેબ: મગન આ તો કોઈ છૂપો રુસ્તમ લાગે છે! મારે એને સીધો કરવો પડશે! આ પછીત કોની?

મગન: જોઈતા બાપની! (લખો પાણી લઈને સાહેબ પાસે જાય જાય છે.)

રામુ: મગલા, દિયોર પેડાંને તો માનથી બોલાય! લખો, સાએબ! એ પછીત જોઈતાભાઈ છગનભાઈની છ!

સાહેબ: અને આ બારી?

રામુ: એ મારી! રામભાઈની.

સાહેબ : બાપનું નામ ?

રામુ : એ તો મુજરી જ્યાં છ ! આંખું ગાંમ મનં રાંમભાઈથી ઓળખઅ છ ! બાપનું નાંમ લખવાની જરૂર નથી.

મગન : હવે લખાવી દે ને ! (પાસે જતાં) બાપનું નામ કંઈક બીજું લખાઈ ગયું તો ?

રામુ : (ઊછળીને મગનને એક તમાચો લગાવી દે છે, ગળેથી પહેરણ પકડે છે. લખમણ વચ્ચે પડે છે.) નેનળિયા, બાપ સુધી જ્યો ? હાડકાં ભાંજી નાંશીશ. ગાંમમાં એક તો અવળા ધંધા ચલાવવા છં નં મારી આગળ વટ કરવો છ ? દિયોર, મારો બાપ તો ભાયગશાળી અતો તે તમારા જેવાંની વચમાંથી વેલો જ્યો !

સાહેબ : મગન, આણે જેલના સળિયા હજી જોયા લાગતા નથી !

લખમણ : તમારા જેટલો અનભવ અમનં ચ્યાંથી વોય સાહેબ ?

સાહેબ : ચાલ મગન, આ લોકો સાથે જીભાજોડી કરવા જેવી નથી. પચ્ચીસપચ્ચાસનો દંડ ભરવો પડશે ત્યારે સીધો થશે. (જવા લાગે છે.)

રામુ : દંડ કઈ બાબતનો સાએબ !

સાહેબ : તમે અમારા ગ્રાહક નથી, તમારી સાથે હું વાત નહિ કરું.

રામુ : પણ નાગરિક તો ખરો કે નઈ ?

સાહેબ : તમારા જેવા બધાને હું ક્યાં જવાબ આપતો ફરું ?

રામુ : તો મંછં ઘરમાં જ બેહી રેતનં ! કુણ ચોખા મેલવા આયું'તું તે અઈ પધાર્યા.

મગન : રામલા, જરા ભાનમાં આવ, તારા ભલા માટે કહું છું. આ તો બહુ મોટા સાહેબ છે !

રામુ : દેશમાં દિયોર કોઈ નાનું રયું જ ચ્યાં છ ?

સાહેબ : ગામનો આ પહેલા નંબરનો ગુંડો લાગે છે !

રામુ : મું ગુંડો, નં તમે બે જણા જંટલીમેન !

સાહેબ : આને તો એક વાર મામાને ઘેર મોકલવા જ પડશે !

લખમણ : ચેમ સાએબ આજ બઉ રૂંગયાં છાં ? ચેમ મું બોલતો નથી એટલે રાંમભાઈનાં એકલા માંનાં છાં ? જવ, જે કાલ કરતા વો એ આજ કરજો. અવં તમીં નાંમ તો લશી લીધાં, જે કરવું વોય એ કરી નાંખજો ! જવ નઈ તો રાંમભાઈ ગુસ્સે થ્યા તો પછી મારા જાલ્યા નઈ રં.

સાહેબ : એ ગુસ્સે થાય એની હું રાહ જોઈ રહ્યો છું.

રામુ : તો બેહાં ! જા લખા, ઘરમાંથી ખાટલો લઈ આય. સાએબ બેઠા બેઠા રાહ જુવં ! મગલા, તું આ અધૂરું છ એટલું પુરું કરી આલ.

મગન : હું એવું ગેરકાયદે જોડાણ કરી આપતો નથી.

રામુ : અત્યા તું કરં છં ઈનાથી આ ચ્યાં જુદું કાંમ છ ? સાએબ, તમનં તો આ વાયર જોડતાં નઈ આવળતું વોય !

સાહેબ : મને શું આવડે છે એ તમે એકાદ દિવસમાં જોશો !

રામુ : અતારે જ જોઈએ ! (બહાર તરફ ઊંચા અવાજે) અલ્યા છોકરાઓ, જોઈ શું રયા છો ? સાએબની જીપનાં પૈડાંમાંથી અવા કાઢી નાંખો !

મગન : (બહાર તરફ દોડતાં) ના લ્યા, જેલ્લે જશો, નઈ તો મરી જશો.

સાહેબ : (રામુના ખભે હાથ મૂકતાં) તું જાતે હવા કાઢી નાખે તો જોઉં કે તું બહાદુર છે !

રામુ : (સ્મિતથી) મું તો સાએબ પૈડાંની જ નઈ, ખુદ આપનીય અવા કાઢી નાંખું, પણ તમે મારઅ આંગણઅ ઊભા છાં, એટલે મેમાંન કેવાઓ હમજ્યા ?

સાહેબ : મહેમાન ! આ રીતે મહેમાનનું સ્વાગત થાય ?

રામુ : મું કોઈનં લાંચ નથી આલતો !

સાહેબ : લાંચ માંગી કોણે ? તમે જાહેરમાં મારા પર આક્ષેપ કરો છો !

રામુ : મું ખાનગીમાં કશું નથી કરતો, અનં જે કરું છું ઈની મનં ખબર વોય છ ! જવ અવં જવું વોય તો, અનં ચા પીવી વોય

તો એહો, બોલ્યા વના દૂધ આવઅ પછ
મેલાતું છું.

સાહેબ: પીજો બેઠા બેઠા. ચાલ મગન, આ વાયર
પુરાવા તરીકે સાથે લઈ લે!

રામુ: રેવા દે. એ તો મું ઉંગીના લાયેલો છું, કાલ
પાછા આલવા પડશે.

સાહેબ: એનું સાંભળ્યા વિના તું વાયર લઈ ને આવ,
હું જીપમાં બેસું છું.

રામુ: આવજો પધારજો સાએબ! (સાહેબ બોલ્યા
વિના જાય છે. મગન વાયર સામે જોઈ ને
રામુ સામે જુએ છે. પછી લખમણને એક
બાજુ લઈ જઈને પચ્ચીસ રૂપિયા પહોંચાડવા
કહે છે. જાય છે.)

લખમણ: રંભાભઈ, મગન કેતોતો ક પચી રૂપિયામાં
પતી જશઅ, નઈ તો પચી કુ પચાં દંડ
થશઅ.

રામુ: મારો દંડ નઈ થાય, મું ચ્યાં ઈમનો ઘરાક
છું તે એ મારી પાહણથી વશૂલ કરી શકવાના
અતા?

લખમણ: પણ જોઈતાકાકાનો દંડ થશે તો?

રામુ: તો ભરશે, ઈમણે ચ્યાં આડા મારગ ઓછું
બેસું કર્યું છ? (પ્રધાન અને મણિ માથે
બેડાં ઉપાડીને આવે છે.)

પ્રધાન: આ પેલા છોકરો કેતોતો ક તમે સાએબ
હારે લડ્યા?

રામુ: બોલ્યઅ. (વાયર લખાવે છે.)

પ્રધાન: તમને નવરા પડચઅ આ કું હુઝ્યું?

રામુ: એ તો જે હુઝ્યું એ ખરું, તમે અવ બેડાંનો
ભાર ઉપાડ્યા વના પાણિયારા બાજુ વળી
જવ, અને મણિભાભીને ઈના ઘેર જવા
દો. ઈની હાહુ બેઠી બેઠી મણ મણની જોખતી
અશઅ!

મણિ: જોખ્યા જોખ્યા અવે! એક શબ્દ તો
કાઢઅ!

રામુ: જેવું લખા, બીજા આગુંએ આગ્ઈ છ પણ
બીક છ કોઈની? મારા જેવો મળ્યો વેય
તો પાંશરો દોર કરી નાંખઅ!

પ્રધાન: જોયું મણિ! તું અમણાં ઈમને વખાણતીતી!

મણિ: એ તો પેલા આંનવીએ કયું છ ન ક
વખાણેલી ખીચડી દાંતે વળગઅ!

લખમણ: અવ તમારા દાંત નઈ વળગીએ લૈશાબ,
તમારાં બેડાં ઉતારો, મન ઈમનો ભાર લાગઅ
છ!

પ્રધાન: જાવી મણિ પછ આવજે, આંમના હારી
નઈ પોકાય. (મણિ જાય છે.)

લખમણ: હું કરવું છ પછ રંભાભઈ? લાવો દહેક
રૂપિયા વેય તો આલી આઉં, સાએબ
માંની જશઅ!

રામુ: દહમાં ના માંનઅ, એટલાનું તો પેટરોલ
બળ્યું અશઅ!

લખમણ: પેટરોલ તો કંપનીનું બળઅ છ નં, ઈમાં
ઈમને ચ્યાં ખાદ અતી?

રામુ: તારી વાત હાચી છ પણ જો મી તો
અનમાનજીના ઓટલઅ આંથમાં પાંણી
લીધું છ ક કેદી જૂઠું નઈ બોલું.

લખમણ: પણ આમાં આ જૂઠું બોલવાનું છ?

રામુ: પણ બોલવાનું નઈ તો કરવાનું તો ખરું નં?
તું એટલુંય નથી હમજતો?

પ્રધાન: (હાથમાં પાંચની નોટ લઈને પ્રવેશે છે) લ્યો
લખાભઈ, આ પાંચ રૂપિયા મું આલું છું.
જવા સાએબને આલી આવો. દંડ તો
કરઅ!

રામુ: લાવ મને આલ! (પ્રધાનની પાસેથી પાંચની
નોટ લઈ લે છે.) આની તો બીડીઓ લાવવી
પડશ. રાતી ઊજાગ્રા વખતે બધાંને પાવા
થશે!

પ્રધાન: પણ પેલો તમારો હગલો પછ દંડ કરશે
તો? જવા લખાભઈ, ઈને આલી આવો ને
ઈનું મૂઢું કાળું કરો!

રામુ: કોઈનું મૂઢું આપણાથી કાળું નાં થાય ગાંડી!
તું તારઅ ઘરનું કામ કર. ડોરીય છેતરમાંથી
આવતા લ્યાં. પછ ટપકો દેઈ. જા હવ

લખા, જોઈતાકાકાના ઘરમાં 'જઈનં' આ વામર ખેંચી લે અને પલગં ઠોકી બેહાડ. (લખમણ જાય છે.)

પ્રધાન: તમનં લડયા વના ચેન નથી પડતું?

રામુ: તારી વાત હાચી છ. અમણાંથી તારી હારે લડ્યો નથી. એટલે સાએબ હારે લડ્યો! પણ લડાં નઈ તો બીજુ કરાં શું! દિયોર કોઈના બિવડાવ્યા. બિવાય ચેમ?

લખમણ: (અંદરથી) એ રાંમભઈ, વામરનો છેડો આવવા દો.

રામુ: લે જરા આ માંચી પૂર ચડીનં લખાનં વામરનો છેડો આલ!

પ્રધાન: ઓ તમારીની! મનં માંચી પર ચડાવશો?

રામુ: ચેમ તું ચ્યાંય ચડી જ નથી?

પ્રધાન: ઈમ તો ઝાડ ઉપરેય ચડી છું પણ આંય રેસ્તામાં.

લખમણ: (અંદરથી), રાંમભઈ! હું કરાં છાં બે જણાં? વામર આલાંનં.

રામુ: આલું લ્યા આલું, જરા હા ખા. (પ્રધાનને) લે આ માંચી પકડ, દિયોર અલઅ છ! (રામુ માંચી પર ચડીને વામર આપે છે. પ્રધાન માંચી હલાવે છે.) એ અલાયે નઈ, અઈથી પડીશ તો-તારા ઉપર જ પડીશ.

પ્રધાને: એ તો મનં ઈની ખબર છ. કેવાની જરૂર નથી. જુવાં પેલો આયો.

રામુ: કુણ છ?

પ્રધાને: પેલો તેણ પૈસાનો મગલો.

રામુ: આવવા દે, દિયોરનાં પોંહળાં ઢીલાં કરું!

પ્રધાન: જો, જો બોલતા, એ તો લુંડિયાનો હાળો જાત વગરનો છ.

રામુ: (ઊંચા અવાજે) બસ લ્યા લખા? મેલી દઉં?

લખમણ: (બહાર સામે આવીને) તે હજી સુધી તમે માંચી પરથી ઊતર્યા નથી?

રામુ: આ તારી ભાભી ઊતરવા દેતી નથી!

લખમણ: મું તો પરધાનભાભીનં સીધાં ધારતો તો!

રામુ: (ઊતરતાં) સીધી તો ચેવી! પાંણીની ધાર જેવી...(પ્રધાનના ખભે ટેકો દઈને નીચે કૂદી પડે છે પછી મગનને જોઈ) ચેમ મગનલાલ, વળી પાછાં તમારાં કંકુ પગલાં થ્યાં?

મગન: મને થયું કે પ્રધાનભાભીના હાથનો ચા પીતો આવું!

રામુ: આજ તો મારા આથનો ઉકાળો પીવાના થાતા પણ ભાયગ સીધાં તે બચી જ્યા! હારુ અવં ચા પીવાં! (પ્રધાનને) જા ડોશી ભેંશો લઈનં આવતાં અશં, પછં શેર કાઢીનં ચા મેલજે! (પ્રધાન અંદર જાય છે.)

લખમણ: (વામર ઊંચે ભરાવતાં) લેણ ચાલુ થઈ જઈ મગાભઈ?

મગન: હું ચાલુ કરીને જ આવ્યો. જા ગોળો લઈ આવ, જોડી આલું!

લખમણ: ગોળો ભરાવતાં અમનં નઈ આવળતો વોય! અવં તો જોઈતાકાકાના ઘરમાં જઈનં ચાંપ પાડવાની જ બાકી છ.

મગન: હું પાડી આવું છું.

લખમણ: પછં દંડ ચેટલો થ્યો મગનભઈ?

મગન: એ તો બધું પતી ગ્યું. ભાગોળે જોઈતાકાકા બેઠાતા એમણે સાએબને મનાવી દીધા!

લખમણ: ચેટલામાં પત્યું?

મગન: ચેટલા શાના? સમજો ને કે ચા-પાણીમાં પત્યું! સાહેબનામાં કંઈ માનવતા જ નહિ હોય?

રામુ: માનવતા તો દિયોર તમારામાંય ચ્યાં ઓછી છ? ફોન કરીનં સાએબનં બોલાયાતા નં અવં પાછા હારુ લગાડવા આયા છાં!

મગન: એ તો રાગભાઈ શું થાય? તમારા જેવાને સારું લગાડવુંય પડે. પાણીમાં રહેવું ને મગર સાથે વેર એ તે કેમ ચાલે?

રામુ: મગર તો એકલા પાણીમાં જ રૅ છ નં તમે તો દિયોર બધય ફરાં છાં! જવ-બટન દબાઈ આવાં. (મગન જાય છે.)

લખમણ : તમે રામભાઈ ના પાડતા'તા પણ કનકશન તો મીં જ કર્યું ને ? બોલો મને આવડય છ કે નઈ ?

રામુ : અવં તો મનંય આવડશી, નઈ આવડય તો શીખી જઈશ. જોડતાં આવડય તો અજવાળું થાય ! જોડતાં આવડવું જોઈએ ! હમજ્યો ?

લખમણ : તમે ગનાનની વાત કરી ?

રામુ : ના, વેવારની.

મગન : (પ્રવેશતાં) અલ્યા લખા લાઈટ થઈ કે નહિ ?

લખમણ : ના.

મગન : (અંદર ગોળા ભણી જોતાં) લે, ગોળો તો બળે છે !

લખમણ : આવી લાઈટ ?

મગન : ડીમ લાઈટ થઈ !

રામુ : અંધારું થતાં ઈનું અજવાળું વધશે કે નઈ ?

મગન : ના આ તો ડીમ લાઈટ. આમની આમ જ રહેવાની !

રામુ : માણહનાં મૂઢાંય નઈ દેખાય ?

લખમણ : એકલો ગોળો દેખાશે !

રામુ : દળી દળી નં દિયોર કુલડીમાં ? લાઈટ થઈ તો ડીમ લાઈટ !

મગન : (બહાર જતાં જતાં) લખા, ગોળો ઉતારી લે !

રામુ : રેવા દે, કદાચ લાઈટ વધઈ ખરી ! લખા, આ માંચી લેતો આય. મગા ચ્યાં હેંડ્યો ? ચાલ, ચા પીતો જા. ધન છ આપણુનં ! આના માટય લડયાયુ ખરાં, આટલો તો વખત બગાડ્યો, તોય દિયોર ડીમ લાઈટ !

(આકાશવાણી અમદાવાદ દ્વારા ટાઉનહૉલમાં ભજવાયેલું)

## પ્રેરક જીવનચરિત્ર

આપણી કિશોર અને યુવાન પેઢીના હાથમાં પ્રેરક જીવનચરિત્રો આવે એ અત્યંત આવશ્યક છે. શ્રી ઈશ્વરભાઈ પટેલે એ દૃષ્ટિએ કેટલાંક જીવનચરિત્રો આપ્યાં છે. એમની જ કલમે લખાયેલું 'સરદાર વલ્લભભાઈ પટેલ' જીવનચરિત્ર હમણાં પ્રગટ થયું છે. સરદારના સમગ્ર જીવનને લગભગ બસો પાનાંમાં સમાવી લેવાનો શ્રી ઈશ્વરભાઈએ પ્રયત્ન કર્યો છે. આમાં એમની નજર એવી ઘટનાઓ ઉપસાવવા તરફ રહી છે, જેમાં સરદારના વ્યક્તિત્વની સાચી ઓળખ વાચકને મળે. બારડોલીની લડતથી શરૂઆત કરીને આગળના બનાવોને વચ્ચે વચ્ચે એમણે ગૂંથી લીધા છે.

આ જીવનચરિત્રનું એક નોંધપાત્ર લક્ષણ એ છે કે સરદારની ભાષાનો અહીં સમુચિત ઉપયોગ કરાયો છે અને સરદારની બળવાન ભાષાનો વાચકને ખ્યાલ આપે છે તેની સાથે જ વિચારો વેધક રીતે રજૂઆત પામે છે. સરદારની અસરકારક વાણી જ આ ગ્રંથનાં કેટલાંક પ્રકરણોનાં મથાળાં બનીને આવી છે. દા. ત. 'હવા ભરપીને રહું', 'બારણાં ઠોકતી પાછી આવશે', 'પડોશી મરે તેથી આપણને સ્વર્ગ ન મળે', 'કૂતરાબિલાડાંને મોતે નથી મરવું' વગેરે. આ વાણીમાં સરદારનું વ્યક્તિત્વ ઊપસે છે.

ગ્રંથમાં આવતાં કેટલાંક વાક્યો—મોટે ભાગે સરદારનાં—આ ગ્રંથને મૂલ્યવાન બનાવે છે. દા. ત. "દુઃખને વખતે રૈયતની પડખે ઊભો રહે તે અમલદાર, બાકીના બધા હવાલદાર" × × "સેવા ન લેવી એ અહિંસક બહિષ્કાર, સેવા ન દેવી એ હિંસક બહિષ્કાર" વગેરે. પ્રસંગની પાછળનો મર્મ લેખક પકડે છે અને એવી તો સહજ રીતે એને રજૂ કરે છે કે કશું ઉપદેશાત્મક ન લાગે.

['સરદાર વલ્લભભાઈ પટેલ' લે. શ્રી ઈશ્વરભાઈ પટેલ, પ્ર. ચરોતર બુક સ્ટોલ, આણંદ, રૂ. ચાર]

# નાટકમાં શબ્દ | ધીરુભાઈ ઠાકર

માણસને શબ્દ સ્ફુર્યો હશે તેની પહેલાં તે આત્માભિવ્યક્તિ (selfexpression) માટે અનેક તરીકા અજમાવી ચૂક્યો હશે. લાગણીએ તેને જંપવા દીધો નહિ હોય. ક્રોધ, પ્રેમ, આનંદ કે કરુણામે વશ થઈ તે તે આત્માભિવ્યક્તિ કરવા સૌપ્રથમ પ્રેરાયો હશે. તે વખતે તેણે અંગચેષ્ટારૂપ મૂક અભિનયનો અવશ્ય આશ્રય લીધો હશે એમ તદ્વિદોનું અનુમાન છે. શિકાર કરીને પેટ ભરતા આદિમાનવે પોતે શિકાર કરતો હોય એવી મુદ્રા ધારણ કરી હશે. શિકારપ્રાપ્તિથી થયેલ આનંદનો આવિષ્કાર તેણે તાલબદ્ધ ગતિમાં કર્યો હશે. આ દૃષ્ટિએ માણસે વિકસાવેલી લલિત કલાઓમાં નૃત્યને પ્રાચીનતમ કલા કહી શકાય.

નાટ્ય અને નૃત્યને નિકટનો સંબંધ છે. ભારતીય નાટ્યની ઉત્પત્તિ નૃત્યમાંથી કલ્પવામાં આવી છે. નટ, નાટ્ય, નાટક એ શબ્દપ્રયોગો જ બંને કલાઓનો અવિશ્લેષ્ય સંબંધ દર્શાવે છે. સંસ્કૃતમાં નટ શબ્દનો અર્થ નૃત્યકાર થાય છે. નાટ્ય એટલે નટનો ધર્મ જેમાં વ્યક્ત થાય છે તે (કળા), એવો અર્થ પાણિનિએ (ઈ. સ. પૂ. ચોથી કે પાંચમી સદી) આપ્યો છે નાટક એટલે એ કળાનો દૃશ્ય રજૂઆત. વિન્ટર્નિટ્ઝ સં. નૃત્ (નૃત્ય કરવું) પરથી પ્રાકૃત નટ શબ્દની વ્યુત્પત્તિ કરે છે. નાટ્યદર્પણનાં લેખક રામચંદ્ર (ઈ. સ. બારમી સદી) નટ શબ્દનો અર્થ આપતાં કહે કે પ્રેક્ષકોના હૃદયને નચાવે છે માટે તેને નાટક કહ્યું છે. 'ભાવપ્રકાશન' ગ્રંથમાં નૃત્ત અને નર્તનનો ભેદ પાડીને નર્તન એટલે કેવળ અંગવિક્ષેપ અને નૃત્ત એટલે ગીત-સંગીત સહિતની અંગચેષ્ટા ને મુદ્રા એમ સમજાવ્યું છે.[1] 'વિષ્ણુધર્મોત્તરપુરાણ'ના નાટ્યસૂત્રમાં નૃત્ય શબ્દમાં અંગવિક્ષેપ, મુદ્રા, સ્થિતિગતિ વગેરે સહિતનો મૂક અભિનયનો સમાવેશ કરેલો છે, ત્યારે 'દશરૂપક'માં નાટ્યને अवस्थानुकृतिः[2] કહીને અમુક અવસ્થાનું અભિનય દ્વારા અનુકરણ કરતી કળા તરીકે ઓળખાવેલ છે. પણ તેમાં શબ્દના માધ્યમને અનિવાર્ય ગણ્યું જણાતું નથી. મૂક અભિનયથી અવસ્થાનુકૃતિ થઈ હોય તો તે નાટ્ય માટે પૂરતું છે એમ આ ઉપરથી સમજાય છે. નૃત્ય અને નાટ્ય આમ લગભગ એકબીજાના પર્યાય બની જતા હોય એટલો નિકટનો અર્થ દર્શાવે છે. કાલિદાસના 'માલવિકાગ્નિમિત્ર' નાટકના બીજા અંકમાં માલવિકા ગીત ગાય છે ને તે પછી તે ગીતના ભાવને અનુરૂપ અભિનય (નૃત્ય દ્વારા) કરે છે[3] આ બધી હકીકત દર્શાવે છે કે નાટ્યમાં ગીતના ભાવ કે રસને અનુરૂપ અભિનયની આવશ્યકતા છે, એટલું ઓછામાં ઓછું સ્વીકારવામાં આવ્યું અને નૃત્યમાં ગીત-સંગીત સહિત

---

१. कर्णैरंगहारैश्च निर्वृत्तम् वृत्तमुच्यते।
वृत्तिभिः सहितं गीतं तथा वाद्यादिभिर्युतम्
नर्तनं गात्रविक्षेपमात्रमित्युच्यते बुधैः ॥
(भावप्रकाशन, गा. ओ. सी. पृ.४६)

२. अवस्थानुकृतिर्नाट्यं रूपं दृश्यत योच्यते।
रूपकं तत्समारोपात् दशैव रसाश्रयम् ॥
(दशरूपक, प्रकाश १, श्लोक, ७)

३. ततो यथारसमभिनयति ।

અંગવિક્ષેપ રૂપે થતો મૂક અભિનય અપેક્ષિત ગણાયો.

નૃત્ય અને નાટ્ય બંને કળાઓનું ઉપાદાન અભિનય છે. અભિનય એટલે સર્જકના મનોગતને પ્રેક્ષક તરફ લઈ જવાની ક્રિયા. [અભિ=તરફ ની (નય) લઈ જવું] આ ક્રિયાનું માધ્યમ જીવંતુંજાગતું મનુષ્ય-પ્રાણી છે. નૃત્યમાં તેના અંગની ચેષ્ટા, ગતિ અને સ્થિતિ પ્રયોજાય છે. નાટ્યમાં અંગચેષ્ટા ને ગતિસ્થિતિ ઉપરાંત વાણીનો ઉપયોગ થાય છે. નૃત્યનો અભિનય મૂક હોવાથી તેની આંગિક ચેષ્ટા અને મુદ્રાને સૂક્ષ્મ સંકેતો હોય છે. ગીત-સંગીતના તાલ સાથે જ તેનું નિર્માણ થાય છે. ક્વચિત્ ચિત્ર[૪] અને શિલ્પનો તેના સંનિવેશ રૂપે ઉપયોગ થાય છે. નાટ્યમાં ચિત્ર, સંગીત ને નૃત્ય જેવી કળાઓનો નાટ્યાત્મક હેતુ સિદ્ધ કરવાના સાધન તરીકે ઉપયોગ થાય છે. નૃત્યમાં આંગિક અને આહાર્ય (વેશભૂષા સન્નિવેશ ઈ. ઉપકરણો)ની મદદથી રસનિષ્પત્તિ થાય છે. નાટ્યમાં આંગિક, વાચિક, આહાર્ય અને સાત્ત્વિક એમ ચતુર્વિધ અભિનયસાધનથી રસ સિદ્ધ થાય છે.

ભરત મુનિએ (ઈ. સ. બીજી સદી) 'નાટ્યશાસ્ત્ર' રચ્યું કહેવાય છે. તેની પહેલાં નાટ્ય, નાટક, નટ, નૃત્યસૂત્ર, શૌભિક (નાટ્યશાસ્ત્રના શિક્ષક) એવા શબ્દ-પ્રયોગો મહાભારત-રામાયણ, હરિવંશ, પાણિનિનાં સૂત્રો અને તે પરનાં પતંજલિનાં ભાષ્યમાં જોવા મળે છે. પતંજલિ (ઈ. સ. પૂ. ૧૫૦) ભાષ્યમાં ગ્રંથિક (પ્રસંગકથન કરનાર)નો નિર્દેશ કરે છે. તે પરથી જાણવા મળે છે કે એ વખતે રંગપીઠ હતી, ત્યાં નટ અભિનય કરતા, ગ્રંથિક પ્રસંગોનું વર્ણન કરતા અને તેમાં ગદ્યસંવાદ પણ આવતો. નાટકના પ્રયોગ જ નહિ પણ નાટ્યશિક્ષકો દ્વારા તેના શિક્ષણનો પ્રબંધ પણ એ જમાનામાં હતો. આ વિગતો પરથી સમજાય છે કે નાટ્યલેખન અને નાટ્ય-નિર્માણની એ વખતે દૃઢ પરંપરા બંધાઈ ચૂકી હતી. તેને આધારે વિદ્વાનો સંસ્કૃત નાટકના પ્રથમ પ્રાદુર્ભાવને પતંજલિથી બે સદી વહેલો અંદાજીને ઈ. પૂ. ચોથી કે પાંચમી સદીમાં મૂકે છે.[૫]

તેવું જ પશ્ચિમની ગ્રીક નાટક વિશે કહી શકાય. ઈ. સ. પૂ. ચોથી સદીમાં થઈ ગયેલ ઍરિસ્ટોટલે ગ્રીક ટ્રૅજેડી અને કૉમેડી વિષે નોંધ લખેલી છે. તેની પહેલાં રચાયેલા કૉમેડીસ્વરૂપની રચનાઓ સુલભ છે, તે પરથી ગ્રીક નાટકની ઉત્પત્તિનો સમય ઈ. સ. પૂ. પાંચમી-છઠ્ઠી સદીમાં અંદાજવામાં આવ્યો છે. કદાચ સંસ્કૃત નાટ્યના કરતાં ગ્રીક નાટક એકાદ સદી વહેલું જન્મ્યું હોય.

એ ગમે તે હોય, એટલું ચોક્કસ છે કે શબ્દબદ્ધ નાટકનો જન્મ આજથી આશરે અઢી હજાર વર્ષ પહેલાં થયો હતો. તેની પહેલાં આંગિક ચેષ્ટા અને ગતિસ્થિતિ દ્વારા નાટ્ય લોકો સમક્ષ રજૂ થતું હશે. નાટ્યના માધ્યમ તરીકે શબ્દનું સાધન ઉમેરાયું તે એની બાંધણી અને રજૂઆતમાં ચક્રવર્તી પરિવર્તનનું કારણ બન્યું. નૃત્યમાંથી નાટકને છૂટું પાડીને તેને સાહિત્યસ્વરૂપ તેમ કલાપ્રકાર તરીકે સ્વકીય વ્યક્તિત્વ અપાવનાર શબ્દ છે.

પહેલાં તો ગીતરૂપે કે બે પાત્રો વચ્ચે તત્કાળ ઉપજાવી કાઢેલા સંવાદરૂપે નાટકમાં શબ્દનો પ્રયોગ થયો હશે. સાહિત્યિક દૃષ્ટિએ તેની નોંધ પ્રથમ તબક્કે કદાચ લેવાઈ નહિ હોય. પણ પછી એક વિશિષ્ટ સાહિત્યસ્વરૂપ તરીકે નાટકનો સ્વીકાર થયો તે શબ્દ-ને જ કારણે. કાવ્યના દશ્ય પ્રકાર તરીકે સંસ્કૃત નાટકની અને મહાકાવ્યની જોડાજોડ બેસનાર તરીકે ગ્રીક નાટકની પ્રતિષ્ઠા થઈ. વખત જતાં નાટકનું સાહિત્યિક મહત્ત્વ વધી ગયું. બીજા આંગિક અભિનય-ના સહાયક અંગરૂપે શબ્દ દ્વારા વાચિક અભિનય વિકસ્યો. સૂકા કાષ્ઠમાં અગ્નિ ફરી વળે તેમ આંગિક

૪. ચિત્રમાં જે સ્થિર બતાવ્યું હોય તેનું વિગતે નિરૂપણ નૃત્યમાં થાય છે તે દૃષ્ટિએ 'વિષ્ણુધર્મોત્તર-પુરાણ'માં ચિત્રનો નિર્દેશ નૃત્યના ભાગરૂપે કરવામાં આવેલ છે તે પણ અહીં નોંધવું જોઈએ.

૫. A History of Sanskrit Literature, Vol. I, 1962, by S.N. Dasgupta and S.K. De, University of Calcutta. Page 636.

ચેષ્ટાઓમાં શબ્દનું ચૈતન્ય ફરી વળતાં અનોખા કલાસ્વરૂપ તરીકે નાટ્ય ઊપસી આવ્યું.

કાવ્ય તેમ જ સાહિત્યના અન્ય પ્રકારોમાં થાય છે તેના કરતાં નાટકમાં શબ્દનું પ્રવર્તન જુદી રીતે અને જુદા હેતુથી થાય છે તે ભૂલવું ન જોઈએ. નાટકનું માધ્યમ ક્રિયા છે, ક્રિયાને પ્રગટ કરનાર સાધન તરીકે શબ્દનો નાટકમાં પ્રયોગ થાય છે. કાવ્યમાં કવિ પોતાના મનોગતને સીધેસીધું પ્રગટ કરવા માટે શબ્દનો આશ્રય લે છે. શબ્દનો તેમાં અર્થદ્યોતક પ્રતીક રૂપે પ્રયોગ થાય છે. અર્થનો સ્ફોટ કરવાની સાથે નાટકનો શબ્દ ક્રિયાને પ્રેરે છે તે એની વિશેષતા છે. આથી જ નાટ્યને અભિનીત શબ્દની કલા કહી છે ને ?

બીજાં સાહિત્યસ્વરૂપો કરતાં નાટકની વિશેષતા એ કે તે પ્રત્યક્ષ દર્શનીય છે. તેના ભાવક વર્ગમાં ભણેલા અને અભણ બધાનો સમાવેશ થાય છે. નાટ્યરસ માણવા માટે અક્ષરજ્ઞાનની આવશ્યકતા નથી. નવલકથામાં વર્ણનને અવકાશ હોય છે. નાટકમાં કેવળ સંવાદ રૂપે કથન જ હોય છે. કવિતા કે નવલકથા વાંચતાં અમુક ભાગ ન સમજાયો તો વાચક પાનાં ફેરવીને ફરી વાંચી સમજી શકે છે. નાટક જોનારને આવી તક મળતી નથી. નાટકના પ્રવાહ સાથે ભાવકને સતત જાગ્રતબુદ્ધિ રાખીને તણાવું જ રહ્યું. શૃંગાર, અદ્ભુત, વીર યા ભયાનક રસના અમુક પ્રસંગોનું નવલકથાકાર વિસ્તારથી વિગતે વર્ણન કરી શકે ને વાચક તેનો યથારુચિ નિઃસંકોચ ઉપભોગ કરી શકે. નાટ્યકાર ભાવકની સમજ અને સહનશક્તિને લક્ષમાં રાખીને વિવિધ રસનાં દૃશ્યોની રજૂઆત અમુક માત્રામાં જ કરી શકે. પ્રેક્ષકની રુચિને આઘાત આપે કે તેને ત્રાસ આપે તેટલી માત્રામાં એ દૃશ્યો રજૂ કરી શકે નહિ. વળી નાટક નિશ્ચિત સમયમર્યાદામાં પુરું કરવાનું હોય છે. એટલે અત્યંત compact સ્વરૂપમાં તેની રજૂઆત થાય છે. ભાવની એકાગ્રતા સિદ્ધ કરી આપે તેવી સુગ્રથિત વસ્તુસંકલના નાટ્યકાર ન કરે તો નાટકની આકૃતિ બંધાય જ નહિ. પોતે બતાવી ન શકે તેવી ઘટનાઓને લેખક વિવિધ નાટ્યયુક્તિઓ[૬] અજમાવીને નાટકમાં ઉતારે છે. મર્યાદિત સ્થળ અને સમયના ફલક પર નાટક મંડાતું હોવાથી સ્થળ ને કાળની એકતા પર અમુક અંશે અને કાર્યની એકતા પર મહદંશે નાટ્યવસ્તુની સંકલના અપેક્ષિત છે. નવલકથામાં સંખ્યાબંધ પ્રસંગો, પેટાવસ્તુના તંતુઓ, વધારાનાં પાત્રો, લાંબી ચર્ચાઓ વગેરે સમાઈ શકે છે. નાટક જેવા ગતિશીલ સ્વરૂપને આ બધો ભાર વેંઢારીને ચાલવું પાલવે નહિ.[૭] કશું જ અપ્રસ્તુત એમાં ચાલે નહિ.

'A play read affects the mind like a play acted'[૮] એમ કહેનાર ડૉ. જોનસન સાથે આપણે ભાગ્યે જ સંમત થઈ શકીએ. નાટક વાંચવાથી તેની ભજવણી જેટલો ખ્યાલ આવી શકે નહિ. વાંચતી વખતે ભજવણીની શક્યતા કલ્પતા જવાની શક્તિ બધામાં હોતી નથી. સામાન્ય જન તો નાટ્ય જોઈને જ તેનો સાચો આનંદ લઈ શકે. શેલીના 'પ્રોમીથિયસ અનબાઉન્ડ' કે નાનાલાલના 'ઇન્દુકુમાર' જેવા ભાવપ્રધાન નાટકોના સંવાદ સુવાચ્ય ને સુશ્રાવ્ય હોય, પણ તે ભજવવા માટે અનુકૂળ હોતા નથી. આવી કૃતિઓને (દૃશ્યથી ભિન્ન એવા) શ્રવ્ય નાટકની કોટિમાં મુકવામાં આવે છે. પરંતુ એક વાત સ્પષ્ટ સમજી લેવી ઘટે કે નહિ ભજવવાથી જ સારું લાગે તેને સાચું નાટક કહી શકાય નહિ, પછી ભલે તેમાં ઉત્તમ સાહિત્યિક સંપત્તિ ભરેલી હોય.

---

૬. દા.ત. કાકતાલીયથી વિવિધ પાત્રો એક સ્થળે એકત્ર થાય. ઘટનાને બનતી બતાવવાને બદલે તેની વાત કહેતું પાત્ર બતાવે, અપવાર્ય કે સ્વગત ઉક્તિઓનો ઉપયોગ કરે, પત્રનો ઉપયોગ કરે, બારીમાંથી કે બીજે કોઈ સ્થળેથી જોતું હોય તે રીતે પાત્રને બતાવે .... વગેરે.

૭. "Literature that walks must not carry heavy loads as well." Marjorie Boulton, The Anatomy of Drama, 1963, Ch.I.

૮. Preface to Shakespeare, 1765.

રેડિયો નાટકમાં દૃશ્યનો અભાવ હોય છે. તેમાં તેમાં શબ્દ કે અવાજ (sound effect) દ્વારા ક્રિયા ધ્વનિત થાય છે. બોલનારનો સ્વર શ્રોતાની કલ્પનાશક્તિને જાગ્રત કરીને તેના ચિત્તને ઉત્તેજિત કરે છે. કુસ્તીનું દંગલ જોનારને થાય તેવો ઉત્તેજનાનો રોમાંચક અનુભવ રેડિયો નાટકના શ્રોતાને નાટક સાંભળીને થઈ શકે. શબ્દની શક્તિને પ્રતાપે રેડિયો નાટકમાં રહેલ સંવેદનાનું તત્ત્વ શ્રોતાના મનમાં સંક્રમિત થાય છે. રેડિયો નાટકના શ્રોતાની સંખ્યા લાખોની હોય. પણ દરેક પોતાના ખંડમાં બેસીને તેનું ભાવન કરતો હોય છે. એટલે દૃશ્ય નાટકના પ્રેક્ષકોને આસ્વાદનનો સામૂહિક અનુભવ થાય છે તે એને થતો નથી. દૃશ્ય નાટક વાંચીને આનંદ લેવામાં મુશ્કેલી પડે તેના કરતાં રેડિયો નાટક મનમાં વાંચીને માણવું વધુ મુશ્કેલ થઈ પડે. કેમ કે તેમાં શબ્દમાંથી સ્ફુટ થતી ક્રિયા મુકાબલે અમૂર્ત ને પરોક્ષ સ્વરૂપની હોય છે.[૯]

લેખક અને ભાવકને જોડનાર પુલનું કામ નાટકનો સંવાદ કરે છે. 'સંવાદ' શબ્દ કેટલો બધો સૂચક છે! બે પાત્રો પરસ્પર વાત કરે (સમ્ + વદ્) તે સંવાદ એમ કહેવું, એ તો એનો સ્થૂળ અર્થ થયો. સંવાદ એટલે સુમેળ, harmony. નાટ્યકળાનું ખરું સૌન્દર્ય સંવાદમાંથી પ્રગટે છે. નાટકની આકૃતિ સંવાદમાં ઊપસી આવે છે. તેમાં બોલાતા શબ્દો, ધ્વનિઘટકનો, વાચિક છટાનો અને ઉભય દ્વારા સધાતી અસર (impression)નો કલાત્મક સંવાદ (harmony) ઉપસાવી આપે છે. એટલું જ નહિ નાટ્યલેખનાં અંતર્ગત અંગોનો (પાત્ર, વસ્તુ, વિચાર, ભાવ, અર્થ ઇ. નો,) તેમ જ નાટ્યકળાના ઘટકોનો આંગિક, વાચિક, આહાર્ય ઇ. નો) સુમેળ પણ નાટકમાં બોલાતા શબ્દ દ્વારા જ પ્રતીત થાય છે. સહૃદય ભાવકને નાટ્યના મર્મ સુધી પહોંચવાનો માર્ગ સંવાદ કરી આપે છે. નાટકનાં બાહ્ય ને આંતરિક તમામ અંગોમાં સુમેળ કેટલે અંશે સધાયો છે તેનું નિદર્શન સંવાદ કરી આપે છે. નાટ્યકળાના ગુણદોષનું પ્રતિબિંબ સંવાદમાં પડે છે. નાટકની સાથે સહૃદય ભાવકનો સુમેળ કેટલો સધાઈ શકે તેમ છે તેનો ક્યાસ ચતુર નાટ્યવિદ સંવાદ પરથી કાઢી આપે છે. નાટકને ડાહ્યાભાઈ ધોળશાજીએ દુનિયાનું દર્પણ કહ્યું છે.[૧૦] સંવાદ નાટકનું — નાટ્યકળાનું — દર્પણ છે. નાટક નાટક છે તેનું કારણ સંવાદ છે.

'સુખ્યાત નાટ્યાચાર્ય' સ્તાનિસ્લાવસ્કીએ નટને સલાહ આપતાં લાક્ષણિક ઢબે કહ્યું છે કે રંગમંચ ઉપર શબ્દવિનિમય કરવાનું આવે ત્યારે પ્રેક્ષકના કાનને નહિ તેટલું તેની આંખને ઉદ્દેશીને બોલો.[૧૧] સામાન્ય વ્યવહારમાં બે માણસો વચ્ચે થતી વાતચીતના કરતાં નાટકનાં પાત્રો વચ્ચે થતો સંવાદ કેટલો

---

૯. નાટકને ફોટોગ્રાફીમાં ઢાળીને ચલચિત્ર બનાવવામાં આવે છે. રંગમંચ પર બતાવવું અશક્ય હોય તે સિનેમાના પડદા પર ફોટોગ્રાફીની મદદથી બતાવી શકાય. વળી તેમાં દૃશ્યને સતત બદલાતું રાખવાની સગવડ હોય છે. ઉત્તમ નાટક ને ઉત્તમ અભિનય જોવાનો લાભ, થિયેટર સુધી નહિ પહોંચી શકનાર વિશાળ સમુદાયને, સિનેમા આપી શકે છે. વળી નાટક કરતાં તે સસ્તું પણ ખરું. પરંતુ નાટકના ચાહક વર્ગમાં હોય છે તેટલો કલાવિવેક ચલચિત્રના ચાહક વર્ગમાં હોતો નથી. નાટકનો પ્રેક્ષક સિનેમાના પ્રેક્ષક કરતાં એકંદરે વધુ જાગ્રત રસતંત્ર ધરાવે છે. પ્રત્યક્ષ ને જીવંત સંપર્કને કારણે નાટકનો કળાકાર ફિલ્મના કળાકાર કરતાં વધુ ઊંડી ને ચિરંજીવ અસર પાડી શકે છે. નટ-નટીના અંગત જીવન વિશેના કુતૂહલ, હલકા પ્રકારની જાહેરાત અને શુદ્ધ અભિનયના કરતાં જાતીય તત્ત્વ પર મુકાતા ભારને કારણે સિનેમાનું કલાધોરણ નાટ્યકલાને મુકાબલે નીચું રહે છે.

૧૦. 'નાટક દુનિયાનું દર્પણ રૂડું, ગુણદોષ જોવાનું; ખાંતેથી જોઈ જોઈ બોધ લઈ, દિલડાનું દુઃખ ખોવાનું.' —'સતી પાર્વતી' નાટક.

૧૧. "When you are in verbal intercourse on the stage, speak not so much to the ear as to the eye." (Building a Character, p. 118)

ખૂધો ભિન્ન છે તે આ ઉપરથી સમજાશે. નાટક વાસ્તવનો ભાસ (illusion of reality) ઊભો કરે છે. તેથી નાટકના સંવાદમાં વાસ્તવિક વાતચીતની છાપ ઊઠે એ ખરું, પરંતુ ઝીણવટથી જોનારને એ વચ્ચે કળા અને તેની સામગ્રી વચ્ચે હોય તેટલો તફાવત માલૂમ પડશે. તેની કેટલીક વિગતો જોઈએ.

વાસ્તવિક જીવનમાં બે માણસો વચ્ચે ચાલતી વાતચીતમાં આવે છે તેવા વિક્ષેપો નાટકના સંવાદમાં આવતા નથી. વાસ્તવ જીવનનાં માણસો કરતાં નાટકનાં પાત્રો એકબીજાની વાતચીત વધુ ધ્યાન દઈ ને સાંભળે છે. વાસ્તવ જીવનને મુકાબલે નાટકમાં ચાલતી વાતચીત વધુ વિશદ, વ્યવસ્થિત ને ભાવ તથા અર્થની દ્યોતક વાક્છટાવાળી હોય છે. કુશળ નટની હોંશે હોંશે બોલવા પ્રેરાય તેવા સુંદર લય, નર્મમર્મ અને ભાવાવેશવાળી ભાષા નાટ્યલેખક સંવાદમાં વાપરે છે. ટૂંકમાં, વ્યવહારની વાતચીતના કરતાં નાટકના સંવાદની ભાષા વધુ જીવંત ને સુગઠિત હોય છે.

એક બીજો તફાવત પણ નોંધવા જેવો છે. નાટકનાં પાત્રો વ્યવહારનાં માણસો કરતાં વધુ વાચાળ અને સબળ અભિવ્યક્તિ ધરાવતાં હોય છે. પોતે જે કર્યું હોય તેને ન્યાય્ય ઠરાવવા માટે ખુલાસા ને દલીલોનો પ્રવાહ તેમની તરફથી સતત વહેતો રહે છે. પોતાનાં ભાવિ કાર્યોનું રહસ્ય વાસ્તવિક જીવનમાં ભાગ્યે જ કોઈ માણસ બીજાને કહે. પણ નાટકનાં પાત્રો તો પોતે યોજેલા ભયંકર કાવતરાની વાત નિરાંતે વિસ્તારથી કહેતાં હોય છે. નાટકનાં પાત્રો સુદીર્ઘ સંવાદમાં પ્રેમાલાપ કરે છે તેવું વાસ્તવ જીવનનાં માણસો ભાગ્યે જ બોલતાં હોય છે. વાસ્તવ જીવનમાં પ્રેમનું સંભાષણ ધીમા, અસ્પષ્ટ પ્રલાપથી વિશેષ હોતું નથી, (અને જો એ જ નાટ્યમાં રજૂ થાય તો કેવું બેહૂદું લાગે!) વાસ્તવિક અનુભવ વખતે લાગણીના ઉદ્રેકમાં માણસ એકાદ સુંદર ઉક્તિ કાઢી બેસે, પણ રોમિયો કે પુરુરવસની માફક પ્રેમાલાપરૂપે રાગબદ્ધ વાણીનો ધોધ વહાવી ન શકે, ક્રોધાવિષ્ટ માણસ કેટલો ઓછો શબ્દવિનિમય કરી શકે છે! કર્ણ અને અશ્વત્થામાની માફક ઢાલલકડીના દાવ જેવા પ્રહારો ને પ્રતિપ્રહારોની શાબ્દિક રમઝટ તો 'વેણીસંહાર' જેવા નાટકમાં જ જામી શકે. ખરું જોતાં સહૃદયો નાટકશાળામાં દોડી જાય છે તે સંભાવિતતાની મર્યાદામાં રહીને પ્રેમ, શૌર્ય કે કરુણ રસનું નિષ્પાદન કરતા સંવાદો સાંભળવા માટે જ ને? વ્યવહારની વાતચીતના કરતાં નાટકના સંવાદની આ વિશેષતા નાટ્યકલાનું એક અનોખું આકર્ષણ છે.

નાટકના સંવાદમાં સ્વગત (aside)નો વિશિષ્ટ પ્રયોગ થાય છે. વાસ્તવ જીવનમાં એની બેહૂદી છાપ પડે. પણ નાટકમાં, એક પાત્રના મનમાં બીજા પાત્રને વિશે શો ભાવ છે તેનું સૂચન આ યુક્તિ દ્વારા થાય છે. કોઈ વાર વસ્તુના અંકોડા મેળવવા માટે પણ તેનો ઉપયોગ થાય છે. સંસ્કૃત, ગુજરાતી અને અંગ્રેજી નાટકોમાં તેનો પ્રયોગ થયેલ છે. આધુનિકોએ આ કૃત્રિમ અને થીગડિયા યુક્તિનો ત્યાગ કરેલ છે. પરંતુ એકાદ પાત્રના આત્મમંથનરૂપે સ્વગતોક્તિનો ઉપયોગ જ્યાં થાય છે ત્યાં તેની કલાત્મક અસર ધ્યાન ખેંચ્યા વિના રહેતી નથી. શેક્સપિયરનાં નાટકોમાંથી કિંગ લિયર કે હેમલેટની સુપ્રસિદ્ધ સ્વગતોક્તિઓ અને ગુજરાતી નાટકોમાંથી નાનાલાલે લખેલી શાહાનુશાહ અકબરશાહની કે જયંતી દલાલ રચિત ધૃતરાષ્ટ્રની સ્વગતોક્તિ તેનાં સુંદર દૃષ્ટાંતો છે.

આ નાટ્યયુક્તિનો નવીન કલ્પનાપૂર્ણ પ્રયોગ ભાસે 'દૂતવાક્યમ્'માં કરેલો છે. ત્યાં દુર્યોધન સભામાં કેવળ અભિનયથી ભીષ્મ, દ્રોણ આદિ અદૃશ્ય પાત્રોનો સત્કાર કરે છે.[12] આ જ યુક્તિનો સ્વતંત્ર નાટકરૂપે વિસ્તાર કરીને સંસ્કૃત નાટ્યકારોએ ભાણનું નાટ્યસ્વરૂપ વિકસાવેલું છે. તેમાં એક જ પાત્ર બીજાં પાત્રો અને પરિસ્થિતિને કલ્પીને બોલે છે. હાસ્ય અને શૃંગારની નિષ્પત્તિ આ એકપાત્રી સંભાષણ દ્વારા સંસ્કૃત નાટ્યકારોએ કરેલ છે. બંગાળીમાં

---

૧૨. કેવળ અભિનયના ઇંગિતથી નાટ્યપ્રયોગમાં કલ્પિત વસ્તુને સ્થાપિત કરવાની યુક્તિ કુશળ દિગ્દર્શક અજમાવે છે, પરંતુ અહીં સ્વયં નાટ્યકારે તેનો પ્રયોગ નાટ્યલેખમાં કર્યો છે તેથી તે ખાસ ધ્યાન ખેંચે છે.

રવીન્દ્રનાથે અને ગુજરાતીમાં જયંતી દલાલે જીવંત, તળપદી અને ધારદાર ભાષાનો પ્રયોગ કરીને હાસ્યરસિક નાટકની રચના કરેલી છે. વાસ્તવિક જગતથી ઠીક ઠીક દૂર જઈને કલ્પિત વાસ્તવિકતાની અનોખી સૃષ્ટિ ઊભી કરવાના નાટ્યકળાના પ્રયત્નમાં આ દૃષ્ટિએ એકોક્તિનો ફાળો નોંધપાત્ર ગણાય.

નાટકના સંવાદમાં બોલનાર પાત્રનો વૈયક્તિક સ્પર્શ[13] ભાષાને મળ્યા વિના રહેતો નથી. જો નાટ્યકારનો અવાજ જ બધાં પાત્રોની ભાષામાં સંભળાયા કરે તો નાટક જીવંત બને જ નહિ. પ્રત્યેક પાત્રનું વ્યક્તિત્વ તેના શબ્દમાંથી પ્રતીત થવું જોઈએ. રણછોડભાઈ ઉદયરામ, મણિલાલ નભુભાઈ અને નવલરામ જેવા ગુજરાતના પંડિતોના નાટકોના સંવાદમાં વૈયક્તિક સ્પર્શના અભાવનો દોષ મોટા પ્રમાણમાં હતો. તેમની નજર આગળ તખ્તો રહેવાને બદલે ઘણું ખરું વાર્તા જ રહેતી. પ્રો. બળવંતરાય ઠાકોરે લખેલું 'ઊગતી જુવાની' નાટક નાટકમાં કેવા સંવાદ ન હોવા જોઈએ તેનો નમૂનો પૂરો પાડે છે. પાત્રને બોલતાં વારંવાર અચકાવું પડે અને સંકુલ વાક્યરચનામાં અર્થ અટવાઈ પડતાં થોથવાવું પડે એવી એ નાટકના સંવાદની ભાષા છે. નાટકના સંવાદનું ગદ્ય એવું હોવું જોઈએ કે સારો નટ એને સરળતાથી બોલી શકે અને પ્રેક્ષક તેમાંથી તત્કાળ અર્થ ગ્રહણ કરી શકે. નાટકમાં સંકુલ વણાટવાળું વસ્તુ હોય, વિચિત્ર કે આઘાતજનક થીમ હોય, બીબાંઢાળ પાત્રો હોય, ઐતિહાસિક અસંગતિઓ હોય અને એકપક્ષી વિચારનિરૂપણ હોય તોપણ કદાચ તેને નિભાવી લેવાય, પરંતુ જો સંવાદ બોલી શકાય તેવો ન હોય તો તે નાટકને પ્રથમ વાચને જ રદ કરવું પડે. ટી. એસ. એલિયટે દુર્બોધ કલ્પનાવાળી કવિતા લખી છે, જેને સમજવા માટે ખાસ્સો શ્રમ લેવો પડે. પરંતુ તેમણે રચેલાં નાટકોના સંવાદો તરત સમજાય તેવા અને સહેલાઈથી બોલી શકાય તેવા છે. વાંચવા માટે કેવું લખવું જોઈએ અને ભજવવા માટે કેવું લખવું જોઈએ તેનો વિવેક ટી. એસ. એલિયટ બરાબર સમજ્યા હતા.

વ્યવહારની ભાષા અને સાહિત્યની ભાષા વચ્ચે આપણે ભેદ પાડીને કહીએ છીએ કે વ્યવહારમાં શબ્દનો અત્યંત સ્થૂળ ને શિથિલ પ્રયોગ થાય છે ત્યારે સાહિત્યમાં તેનો સૂક્ષ્મ વિચાર કે સંવેદનના પ્રતીકરૂપે થાય છે. 'રાઈનો પર્વત'માં લીલાવતીનો શાપ સાંભળીને જાલકા આઘાતથી ઢળી પડે છે ત્યારે "અહો ! ગઢ તૂટી પડ્યો"[14] એમ કમકમા ઉદ્ગાર કાઢે છે. ડેસ્ડીમોનાની હત્યા કરવાના નિશ્ચય સાથે ઑથેલો તેના શયનખંડમાં પ્રવેશીને આત્મગત ઉદ્ગાર કાઢે છે કે "Put out the light, and then put out the light"[15] તેમાં 'ગઢ' અને 'light' એ સાદા શબ્દો સપાટી પરથી કેટલે ઊંડે ઊતરીને પાત્રના મનોગતને ધ્વનિત કરે છે ! નાટકમાં ઘણી વાર વ્યવહારની ભાષા સાહિત્યની ભાષા સાથે સેળભેળ થઈ જતી દેખાય છે. કેવળ માહિતી આપવા માટે કે વસ્તુનો વિકાસ દર્શાવવા માટે અમુક સંવાદો યોજાય છે તો નર્મમર્મનો ઉપયોગ કરીને સુંદર લયાન્વિત ગદ્યથી આનંદ આપવા માટે અમુક સંવાદો યોજાય છે. જે નાટકમાં આવા બે પ્રકારના સંવાદો જુદા તરી આવતા હોય તેની રચના ખામીવાળી ગણાય. ગુજરાતી વ્યવસાયી રંગભૂમિનાં નાટકોમાં આ દોષ ઊડીને આંખે વળગે તેવો દેખાશે. ઉત્તમ નાટકમાં આ પ્રકારના સંવાદો એકબીજામાં ઓતપ્રોત થઈ ગયા હોય છે. દા. ત. 'શાહજહાં' નાટકમાંથી નીચેનો સંવાદ જોઈએ :

૧૩. પાત્રને વૈયક્તિક સ્પર્શ લેખક અને દિગ્દર્શક બંને વિવિધ રીતે આપે છે. તેના સ્વભાવની ખાસિયત ઉપરાંત ચારિત્ર, ભણતર, સામાજિક દરજ્જો, વ્યવસાય, જાતિ વગેરે અનેક બાબતોને લક્ષમાં રાખીને લેખક પાત્રના મુખમાં શબ્દો મૂકે છે. ઉચ્ચાર, સ્વર-કક્ષા, સ્વરભાર, વેગ વગેરે વાણીના અંગોમાં વિશિષ્ટતા પૂરીને દિગ્દર્શક પણ પાત્રની બોલવાની ઢબને અનેક પ્રકારે વૈયક્તિક સ્પર્શ આપી શકે.

૧૪. જુઓ 'રાઈનો પર્વત' ૧૯૫૭, પૃ. ૧૧૬.

૧૫. જુઓ 'Othello', Ed. by H.H. Furness, 1963, page 294.

ઔરંગઝેબ: મારા ઉપરનો તારો અડગ ઇતબાર
આજે કોણે ડગમગાવી દીધો, મહમ્મદ?

મહમ્મદ: આપે પોતે જ, પિતા! બની શક્યું તેટલા દિવસ હું આપના ઉપર ઇતબાર રાખતો આવ્યો છું, પરંતુ હવે એ બનશે નહિ. અવિશ્વાસનું ઝેર મારી નસોને તોડી રહ્યું છે.

ઔરંગઝેબ: આ જ તારી પિતૃભક્તિ કે? — હોય, એમ જ હોય, વધુમાં વધુ અધારું દીવાની નીચે જ હોય. વાહ પિતૃભક્તિ!

મહમ્મદ: પિતૃભક્તિ પિતા, પિતૃભક્તિ શું આજ મારે આપની પાસેથી શીખવી પડશે? પિતૃભક્તિની વાત આપને મોંએથી? આપે આપના પિતાને કેદ કરી એનું જે તખ્ત ઝૂંટવી લીધું છે, તે જ તખ્તને મેં મારી પિતૃભક્તિને ખાતર લાત મારી ઠેલી દીધું છે. પિતૃભક્ત! હું જો પિતૃભક્ત ન હોત તો, દિલ્હીના તખ્ત પર આજે ઔરંગઝેબ નહિ પણ મહમ્મદ જ બેઠો હોત."[૧૬]

અહીં 'પિતૃભક્તિ' શબ્દ ઔરંગઝેબ અને મહમ્મદ કેવા ભિન્ન કાકુથી ઉચ્ચારતા હશે તેની કલ્પના કરી શકાય. નાટકના સંવાદનું ખરું સત્ત્વ ભજવવાથી કે તેના છટાદાર વાચનથી જ ઊપસી આવે છે. ઘણી વાર એવું બને કે સાહિત્યતત્ત્વની દૃષ્ટિએ સુંદર ગદ્ય કે પદ્યનો ખંડ હોય, પણ તે નાટકના સંવાદ તરીકે દુષ્કર લાગે. કવિશ્રી નાનાલાલનાં નાટકોમાંથી તેના સંખ્યાબંધ ઉદાહરણ આપી શકાય. 'ઇન્દુકુમાર'માંથી એક નમૂનો લઈએ:

કાન્તિ: તો હેં દેવ! કોણ ત્હારે
અઘોર–અઘોર એ નરકનો સરજનહાર?

દેવ: સૃષ્ટિનું સૃજનસૂત્ર એક જ છે:
કાંઈ યે નથી ત્હેની પાર. પુત્રી
નથી અઘોર નરકે પણ
અન્ધકાર અને અજવાળાં ઉભય
બ્રહ્માંડચોકમાં મૂક્યાં છે પ્રભુએ.

૧૬. દ્વિજેન્દ્રલાલ રોયકૃત 'શાહજહાં', અનુ. ઝવેરચંદ મેઘાણી, પૃ. ૮૦.

પ્રાણપ્રેરણાનુસાર લોકસમાજે
અન્ધકારની અવનત ગુફામાં,
કે અજવાળાંની અટારીએ બેસે છે જઈને.
શીતલતમ નીતિપન્થ પાડેલા છે
દયાસાગર એ સરજનહારે.
પ્રવાસી ભટકવા ઊતરે તો સ્વભાવથી
ને કાંટા ભોંકાય તો વિપથના લ્હાવથી
બે શૂલાશૂલતા વટેમાર્ગુનાથે
ગોખરુના મણ રૂઝવશે કૃપાનાથ તો:
ને પન્થ પણ પામશે એ પન્થી.
પૃથ્વીના પુણ્યપાપમાંથીયે અન્તે તો
ભસ્મ ખંખેરી ઊડે છે
સુન્દર દેવહુમાનું જ બાલપંખી.
. . . . .[૧૭]

સુંદર ગદ્યનો ભાસ ઊભો કરતી આ લાંબી ઉક્તિનો રંગમંચ પર ભાગ્યે જ કશી ચોક્કસ અસર પડી શકે. બીજે પક્ષે સાહિત્યગુણ અલ્પ જ હોય એવી ટૂંકી ને સાદી ઉક્તિઓ ભજવાય ત્યારે ઉત્તમ અસર પાડે એમ બને. 'A Doll's House' નાટકનો અંતભાગ આના દૃષ્ટાન્તરૂપે જોઈએ:

Helmer: May I write to you, Nora?
Nora: No — never. you must not do that.
Helmer: But at least let me send you—
Nora: Nothing—nothing.
Helmer: Let me help you if you are in want.
Nora: No. I can receive nothing from a stranger.
Helmer: Nora—can I never be anything more than a stranger to you?
Nora: (taking her bag) Ah, Torvald the most wonderful thing of all would have to happen.

૧૭. 'ઇન્દુકુમાર' અં. ૧, ૧૯૪૧, પૃ. ૭૨–૭૩.

Helmer: Tell me, what that would be

Nora: Both you and I would have to be so changed that—oh, Torvald I don't believe any longer in wonderful things happening.

Helmer: But I will believe in it. Tell me. So changed that—?

Nora: That our life together would be a real marriage. Good-bye. (She goes out thro' the hall)

Helmer: (Sinks down on a chair at the door and burries his face with his hands) Nora Nora (Looks round, and rises.) Empty. She is gone. (A hope flashes across his mind.) The most wonderful thing of all?

(The sound of a door shutting is heard below.)[૧૮]

અહીં ઘર તજીને જતી નોરા કે તે પ્રસંગે વિહ્વળ બનેલો તેનો પતિ લાંબું ભાષણ કરતાં નથી તેમ તેમના મુખમાં સાહિત્યિક સુવાસવાળા શબ્દો પણ નથી. છતાં તેમના મુખમાંથી નીકળતો પ્રત્યેક શબ્દ આંતરિક મંથનનું પ્રતીક બનીને નાટ્યાત્મક અસર ઉત્પન્ન કરે છે. શેક્સપિયર જેવો મહાન નાટ્યકાર આવી જ અસર પદ્યમાં મૂકેલી સાદી ઉક્તિઓથી સિદ્ધ કરે છે. ઑથેલો અને ડેસ્ડીમોનાનો પેલો જાણીતો સંવાદખંડ સાંભળો :

Othello: Are you not a strumpet?

Desdemona: No, as I am a Christian.
If to preserve this vessel for my lord,
From any other foul unlawful touch,
Be not to be a strumpet, I am none.

Othello: What, not a whore?

Desdemoa: No, as I shall be saved.

Othello: Is't possible?

Desdemona: O, heaven forgive us!

Othello: I cry you mercy then:
I took you for that cunning whore of Venice,
That married with Othello. You, mistress
That have the office opposite to Saint Peter,
And keep the gate of hell.[૧૯]

ઑથેલોનું શંકિત માનસ અને ડેસ્ડીમોનાનું આર્ત હૃદય કેટલા ઓછા પણ અર્થસભર શબ્દોમાં અહીં વ્યવહાર કરે છે! શબ્દ કરતાં કાકુ—બોલવાની ઢબ—કેવી મર્મભેદક અસર ઉપજાવી શકે છે તેનું આ દૃષ્ટાંત છે. કુશળ નટને માટે અત્યંત સ્વાભાવિક કક્ષા પર રહીને બોલવાનો પુરો અવકાશ શેક્સપિયરે તેમાં મૂક્યો છે. તદ્દન તુચ્છ વાતચીતમાંથી સચેત નાટ્યાત્મક અસર ઉપજાવવાની શક્તિ ચેખોવમાં છે. ઍબ્સર્ડ નાટકનો પ્રયોગ કરનાર આધુનિકો તો આ કળામાં પુરા પારંગત છે. તૂટક ઉક્તિઓ, અનિશ્ચિત ભાવોદ્ગારો અને મામૂલી વાતચીતમાંથી અત્યંત ગંભીર વાત સૂચવવાની કળા સેમ્યુઅલ બેકેટમાં કેવી છે તે 'Waiting for Godot'ના નીચેના સંવાદખંડમાંથી સમજાશે.

Estragon: And if we hanged ourselves?'

Vladimir: With what?

Estragon: Don't you have a bit of rope?

Vladimir: No.

Estragon: Then we can't.

Vladimir: Let's go.

---

૧૮. Henrik Ibsen, 'A Doll's House', Everymans Library, 1906, page 72.

૧૯. 'Othello', Ed. by H.H.Furness, 1963, Page 263.

Estragon: Wait, there's my belt.
Vladimir: It's too short.
Estragon: You'll hang on my legs.
Vladimir: Who'll hang on to mine?
Estragon: That's right.
Vladimir: Let's see all the same. (Estragon undoes the cord that holds up his pants. These, much too large, fall about his ankles. They look at the cord.) In a pinch; it might work. But is it strong enough?

Estragon: We'll see. *Hold* (They each take one end of the cord and pull. The cord breaks).[૨૦]

રિક્તતા અને એકલતાથી કંટાળેલા માણસની આત્મઘાતની વૃત્તિને આ રમૂજી અને વિદૂષકિયા સંવાદમાં પ્રતિબિંબિત કરેલી છે. સ્મિતથી રુદનને વ્યક્ત કરવાની અનોખી સંવાદરીતિ આ નવીનોએ હસ્તગત કરેલી છે. ગ્રીક ટ્રેજેડીમાં આવતાં લાંબા લાગણીપ્રચુર સંભાષણો વાક્છટાથી સિદ્ધ કરતા હતા તેવી જ નાટ્યાત્મક અસર અહીં મામૂલી લાગતી વાતચીતમાંથી સિદ્ધ થાય છે. આ ઉપરથી સમજાશે કે સંવાદમાં વાગ્મિતા કે આલંકારિક સમૃદ્ધિ હોય તેના કરતાં નાટ્યાત્મક હેતુ સિદ્ધ કરે તેવી ક્રિયાને પ્રગટ કરવાની શક્તિ હોય તે અધિક જરૂરનું છે. નાટ્યમંચ પર પાત્ર દ્વારા પ્રગટ થતી ક્રિયા (action) અને આંતરક્રિયાને (interaction) વહન કરવાની શક્તિ સંવાદની ભાષામાં હોય એટલે બસ. પછી તે વ્યવહારની વાતચીતનો બોલ છે કે સાહિત્યિક અધ્યાસંગ શબ્દ છે તેની ચિંતા કરવાની જરૂર નથી.

જીવનના શ્રેષ્ઠ નાટ્યાત્મક અંશોનો સમુચ્ચય નાટ્યમાં એક અખંડ સ્વરૂપે આકાર પામે છે. આદિથી અંત પર્યન્ત નાટ્ય ગતિ કરતું જ રહે છે. લાંબી ઉક્તિઓ તેના વેગને મંદ કરે. ટૂંકી તેને ઝડપ આપે અને સંઘર્ષને તીવ્ર બનાવે. ઘણી વાર લાંબી ઉક્તિઓથી નાટ્યપરિસ્થિતિને ગૌરવ મળે છે. સામાન્ય રીતે કોમેડીમાં ટ્રેજેડી કરતાં ગતિશીલ કાર્ય ઓછું હોય છે. પણ તેમાં સંવાદનો વેગ ઝડપી હોય છે

જૂનાં ગ્રીક નાટકોનું વાહન પદ્ય હતું. શેક્સપિયર નાટકોમાં ગદ્ય અને પદ્યનો યથેચ્છ પ્રયોગ કરતો. સંસ્કૃત નાટકોમાં ગદ્ય-પદ્ય ઉભયનો પ્રયોગ થતો. ગુજરાતી નાટકો આરંભમાં ગદ્ય ને પદ્યમાં રચાતાં. નાનાલાલે અપદ્યાગદ્ય એટલે કે રાગબદ્ધ ગદ્યમાં નાટ્યરચના કરેલી છે. અને તેમાં વચ્ચે વચ્ચે સુંદર ભાવવાહી ગીતો મૂકેલાં છે. મુનશીના આગમન પછી નાટક નિતાન્ત ગદ્યમાં લખાવાં શરૂ થયાં. અંગ્રેજીમાં ટી. એસ. એલિયેટ અને ગુજરાતીમાં ઉમાશંકર જોશીએ પદ્યરૂપકનો પ્રયોગ કર્યો છે. પણ તે અપવાદ રૂપે જ. અલંકારવિહીન સીધા ગદ્યકથનનો આધુનિક યુગ છે. એટલે સામાન્ય રીતે નાનામોટાં તમામ નાટકો ગદ્યમાં જ લખાય છે.

નાટકની આંતરિક જરૂરિયાત મુજબ તેનું વાહન ગદ્ય કે પદ્ય બને છે. સામાન્યતઃ પદ્ય કરતાં ગદ્યનો પ્રયોગ નાટ્યને વાસ્તવિકતાથી એક કદમ દૂર લઈ જતો હોય તેવો ભાસ થાય છે. પરંતુ મનુષ્યના આત્માના અવાજને ગદ્યના કરતાં પદ્ય જ વધુ આસાનીથી ઝીલી શકે છે. હરકોઈ દેશનું પ્રાચીન સાહિત્ય પદ્યમાં ઊતરેલું છે તેનું કારણ આ છે. શેક્સપિયરનું 'હેમલેટ' નાટક મોટે ભાગે પદ્યમાં છે; કોઈ પણ બજારુ કારકુના કરતા તેનું પદ્યવાહન મનુષ્યચિત્તની આંતરિક સત્યતાની વધુ નિકટ જણાશે. તેની સંવાદભાષા સામાન્ય ગદ્યની નજીક નહિ જોવા મળે. આમ પદ્યનાટકમાં માનવ આત્માનો સત્ય સાથે સંવાદ ચાલે છે. ગદ્યનાટકમાં ઘણું ખરું દુનિયાદારીનાં મહોરાં જ વાત કરતાં જણાશે. ગદ્યનાટક પ્રથમ શ્રવણે જ સમજાય. પદ્યનાટકને સમજવા માટે સવિશેષ એકાગ્રતાની જરૂર પડે છે. દા. ત.

૨૦. 'Waiting for Godot', act II.

ઉમાશંકર કૃત પદ્યરૂપક 'યુધિષ્ઠિર'માંથી નીચેનો ટુકડો જુઓ :

ઇન્દ્ર : ભલે. સ્વર્ગની સીમાઓ પદે પદે વિસ્તારો, છે
સ્વર્ગો તો સદાય જ્યાં તમ જેવા ધર્મપ્રિય.

દેવદૂત. જા તો સાથે....

યુધિષ્ઠિર : ક્યાં છો ભીમસહદેવ?
ક્યાં છો કર્ણ્વનંજય? ચારુ ધર્મ-
ચારિણી હે
પાંચાલી! છે ક્યાં તું? ક્યા આવી આજ યે
તે મારે
પાપે મૂઢ મેં ન જાણ્યો પૃથાપુત્ર કર્ણ, એના
જોયાં તે ચરણ માતૃચરણો સમાણા છતાં;
અને ભ્રાતૃહત્યારાનાં ભાંડુ સર્વ આજ અરે
ક્યાં છે જોવા? અથવા યુધિષ્ઠિર તો ધર્મબ્હાને
ક્ષુલ્લક સિંહાસનાર્થે ભારત ઉદ્ધ્વસ્ત થવા
દીધો, રાજ્યલોભ મારો આજ તે નડે છે! રહ્યા
સાથે દુઃખે સુખે. રાજ્ય પામીનેય સાથમાં જ
ભોગવ્યું ભલે. પરંતુ ત્યાં જ પૂરો થતો.
......[21]

દુર્યોધન વિશેનું વેર ભૂલીને તેની પ્રત્યે પ્રેમ દર્શાવી સૂક્ષ્મ ધર્મબુદ્ધિ અનુસાર વર્તતા યુધિષ્ઠિરનું આંતર સત્ત્વ ગદ્યમાં નહિ તેટલું પદ્યમાં જ ઝિલાય એવી પ્રતીતિ એ પદ્યરૂપક વાંચતાં થયા વિના રહેતી નથી. ઘણી વાર માનવ આત્માનાં ઊંડાણ ને ઉચ્ચ અનુભૂતિને ગદ્ય પહોંચી શકતું નથી. ગદ્યના ગજા બહારની વસ્તુ જ પદ્યમાં ઝિલાઈ શકે. પદ્યવાહનનો કોઈ વિશેષ હેતુ માટે ઉપયોગ થયો ન હોય તો તેની દ્વારા થતી અભિવ્યક્તિ પ્રતીતિજનક નીવડતી નથી. પદ્યમાં કહેલી હકીકત ગદ્યમાં પણ સુપેરે કહી શકાઈ હોત એવું સહૃદયને લાગે તો સમજવું કે ખાસ તેની નાટ્યાત્મક અસર થવાની નથી.

(આવતા અંકે પૂરું)

21. 'મહાપ્રસ્થાન', પૃ. ૩૦–૩૧.

## જાતજાતની અશ્લીલતા

બ્રિટનની ફિલ્મોના મુખ્ય સેન્સર તરીકે દાયકાઓથી કામગીરી બજાવનાર જૉન ટ્રેવેલિયન હવે નિવૃત્ત થઈ રહ્યા છે ત્યારે કહે છે કે ખૂનીઓને જાહેરમાં ફાંસી દેવાતી હોત તો, જેમ મુક્કાબાજીની હરીફાઈમાં થાય છે તેમ તેમાં પણ, એ જોવા માટે આગલી બેઠકોની પડાપડી જ થતી હોત.

ટ્રેવેલિયનને મોટી ચિંતા છે, એ જેને હિંસાની અશ્લીલતા કહે છે તેની. જાતીયવૃત્તિની અશ્લીલતાના કરતાં પણ આ હિંસાની અશ્લીલતા માણસની વધારે અવનતિ કરે છે, એમ તે માને છે. સાહિત્યકાર ડી. એચ. લૉરેન્સે કહેલું કે અશ્લીલતા એટલે કામવાસનાને પૈસા કમાવા માટે ગોબરી કરવી તે. ટ્રેવેલિયન કહે છે કે નફાખોરી ખાતર હિંસાનો જાણીબૂઝીને દુરુપયોગ કરવો તેનું નામ જ અશ્લીલતા. આ જાતની અશ્લીલતાએ સિનેમાની ટિકિટબારી પર ધૂમ કમાણી કરાવેલી છે. દાખલા તરીકે જેમ્સ બૉન્ડની કેટલીક ફિલ્મો એ બતાવે છે કે પ્રેક્ષકો હિંસા ખાતર જ હિંસાની એક જાતની લિજ્જત માણે છે.

# નવી કેડી

## ૮

## ગાંધીજીના જીવનની એક કરુણતા

૧૯૨૦–૨૧ના અરસાના જે દિવસોની સ્મૃતિઓને હું તાજી કરી રહ્યો છું તે બધી એવી તો ભેળસેળ થઈ ગયેલી છે કે કાલાનુક્રમ જાળવી આલેખન કરવું મુશ્કેલ છે. એ બધા દિવસો નવી નવી વ્યક્તિઓના પરિચયના, નવા ઉન્મેષોના ને નવી જ્ઞાનક્ષિતિજોના ઉઘાડના ને અદમ્ય ઉત્સાહના હતા. અનાવિલ આશ્રમમાં ભાગ્યે જ કોઈ એવો દિવસ જતો જ્યારે કોઈ નવી વ્યક્તિનું દર્શન થતું નહિ. આમ તો લડતના સૈનિકો ને સ્વયંસેવકોની અવરજવર નાનીસૂની ન હતી, પણ એમાં આપણને સહેજે આકર્ષે એવી વ્યક્તિઓની કમીના ન હતી. એ બધી અસહકારની મોહિનીથી દૂર દૂરથી આકર્ષાતી અહીં એકઠી થતી. એમાં જો દક્ષિણ આફ્રિકાથી આવેલા ઝીણાભાઈ નાયક હતા, તો નર્મદાની પરકમ્મામાંથી આવેલા અવધૂત જેવા નર્મદાશંકર પંડ્યા પણ હતા. એ સૌ પોતપોતાની સાથે પોતાની દુનિયાનું આગવું વાતાવરણ લઈને આવતા, ને એ વાતાવરણમાં ડોકિયું કરવાનો ને એમાં ગરક થઈ જવાનો અમને લહાવો આપતા.

એ બધી સ્મૃતિઓ તો ધૂંધળી બની ગઈ છે, વિગતો ભુલાઈ ગઈ છે; પણ જે કંઈ થોડુંઘણું યાદ રહી ગયું છે, તે નોંધવું ગમે એવું છે. ઝીણાભાઈ એ વખતે "ભાઈ ઝીણાભાઈ"ના નામે પ્રકાશમાં આવ્યા હતા. એ મૂળ બારડોલી તાલુકાના તરભાણના વતની. એમનું આખું નામ ઝીણાભાઈ ભીખાભાઈ નાયક. ધંધાર્થે નાની ઉમ્મરે આફ્રિકા ગયેલા, અને સાહસિક પ્રકૃતિને લઈને પોતાના વ્યવસાય ઉપરાંત બીજી અનેક ચિત્રવિચિત્ર પ્રવૃત્તિઓમાં ઓતપ્રોત થઈ ગયેલા. મૅટ્રિકથી આગળ ભણવાની સગવડ નહિ અને આપણા દેશમાં કમાણીનાં સાધનો ટાંચાં એવા કોઈક ખ્યાલથી અધૂરે ભણતરે ને બહુ નાની ઉમ્મરે તે વિદેશ ગયેલા. તે મુલકોની, તેમ ત્યાં પ્રવાસોની, ને તેમણે જે જુદા જુદા વેશ ભજવેલા તેની તેમની વાતો રોમાંચક હતી. આફ્રિકામાં ગાંધીજીના સમાગમમાં પણ તે આવેલા. આફ્રિકા બહાર યુરોપ-અમેરિકા આદિ પ્રદેશોમાં પણ એ ગયેલા. વગર પૈસે સફરો કરવાનો કીમિયો તેમણે કેવી રીતે મેળવેલો તેનાં રસિક રેખાચિત્રો તે આપતા. માનવસ્વભાવના તે અચ્છા જાણકાર હતા, અને માણસની કેટલીક સહજ નબળાઈનો લાભ લઈ કેમ કમાણી થઈ શકે એના કેટલાક નુસખા તેમણે શોધી કાઢ્યા હતા. દાખલા તરીકે આવતી "કાલે આપણું શું થવાનું છે, એ જાણવાની વૃત્તિ ને તેમાંથી આવતી પામરતામાંથી ભાગ્યે જ કોઈ મુક્ત છે એવું તેમનું મંતવ્ય હતું. ભારતીયો ભવિષ્યકથનની વિદ્યામાં પારંગત હોવાની માન્યતા એ વખતે વિદેશોમાં ખૂબ પ્રચલિત હતી. એટલે એમણે જ્યોતિષ, હસ્તરેખાશાસ્ત્ર, મસ્તિષ્કશાસ્ત્ર આદિ શાસ્ત્રોને નામે કમાણીનું એક નવું ક્ષેત્ર પોતાને માટે ઉઘાડ્યું.

આ બધી વિદ્યાઓની એમની વાત રસભરેલી બનતી. એ કહેતા, હાથની રેખા જોઈ તમે કોઈને કહો કે તમે નિરાશાવાદી છો, તો સહેજે વિચાર કરતાં

તે પોતાની જાતને એવી જ જોશે ને તે માટે પ્રસંગો પણ ખોળી કાઢશે. જો તમે એથી ઊલટું જ કહો તો તે પણ તેને સાચું જ લાગવાનું ને તે માટેના પ્રસંગો પણ તેને મળી આવવાના. આમ માણસના ચંચળ મનનો પૂરેપૂરો લાભ ભવિષ્યવેત્તાઓ લેતા હોય છે એવી એમની પાસેથી પ્રાથમિક ભૂમિકા મેળવી અમે પણ કેટલાક મિત્રોએ તેમની પાસેના શીરોના હસ્તરેખા પરના વિખ્યાત ગ્રંથ પર નજર ફેરવી સુંઠને ગાંગડે ગાંધી થવાની રમત આદરી: એ પુસ્તકમાં એ જમાનાનાં કેટલાંક વિખ્યાત સ્ત્રીપુરુષોના હાથના પંજાની આકર્ષક છાપ આપવામાં આવી હતી. તેના અવલોકનમાં અમે રચ્યાપચ્યા રહેવા લાગ્યા. એમાં સ્વામી વિવેકાનંદ અને શ્રીમતી એની બેસંટના હાથના પંજાની પણ મુદ્રા હતી. એ બધી જોઈએ ને અમારા હાથની રેખામાં જો તેમાંથી કોઈ મળતાપણું જણાય તો ઝીણાભાઈ ને બનાવીએ ને તે અમને પ્રોત્સાહિત કરે.

આ સાધનોનો લાભ લઈ તે કેવા કેવા વેશ ભજવતા તેની તેમની વાતોમાં અમને રમૂજ પડતી. તેમને એક વખત વિચાર આવ્યો કે દુનિયાની મુસાફરીએ ઊપડવું. પણ એટલા પૈસા લાવવા ક્યાંથી? તરત જ એમણે પ્રયોગ શરૂ કરી દીધો. છાપામાં સમાચાર આપ્યા કે ભારતથી એક મહાન જ્યોતિષી અમેરિકાની સફરે જતાં અહીં થોભ્યા છે. એ જાહેરાત કંઈક આ પ્રકારની હતી:

Prof. J. B. Nayak, Professional Astronomer Palm-reader and Phrenologist from the East on tour to America.

એ સાથે સ્થળ અને મુલાકાતનો સમય આપવામાં આવ્યો હતો. ને જાહેરાતે જાણે એમને માટે ચમત્કાર સર્જ્યો. માણસોની ઠઠ જામવા માંડી. આવતી કાલ માટેની માણસની ચિંતા ને નસીબ પર આધાર રાખવાની, ને આપણે માટે બધું અગાઉથી નક્કી જ થઈ ગયેલું હોય છે એવી અસહાયતા અનુભવવાની માણસની નબળાઈઓ પર તે જે અખતરાઓ કરતા તેનો થોડોક પરચો અમને પણ મળ્યો.

અસહકારની લડતે જે નવી હવા ઊભી કરી હતી તેમાં સ્વદેશી ભાવનાનો વેગ ઘણો મોટો હતો. વિદેશી વસ્તુઓના બહિષ્કારના ખંડનાત્મક કાર્યક્રમ સાથે સ્વદેશી વસ્તુઓના પ્રચાર માટે અદમ્ય ઉત્સાહ જન્મ્યો હતો અને એ સ્વદેશી વસ્તુઓના પ્રદર્શનોમાં પરિણમ્યો. એવું એક પ્રદર્શન એ અરસામાં સુરતમાં યોજાયું. એમાં સ્વયંસેવક તરીકે અમે ઉત્સાહથી જોડાયા. યાદ નથી, કોના ને કઈ વસ્તુઓના સ્ટૉલ પર મને કામગીરી મળી હતી; પણ એ વખતની એ ઘટના બરોબર યાદ રહી ગઈ છે.

એમાંની એક મારે લગતી છે. અસહકારના પાયામાં પ્રેમ અને અહિંસા રહેલાં છે, એ વાત શરૂ શરૂમાં એટલી સ્પષ્ટ ન હતી. ત્યારે તો સરકારને સાથ આપવો બંધ કરી તેનું કામ થંભાવી દઈ, તંગ કરી, સ્વરાજ આપવાની તેને ફરજ પાડવા પૂરતી જ સામાન્ય સમજ હતી; પરંતુ મને ખબર નથી કેવી રીતે પહેલેથી જ લાગેલું કે આ લડત અનોખી છે, એની પાછળ પ્રેમનું બળ છે. અસહકારના રંગે રંગાયા પછી એ ભાવના મારા મનમાં વધુ સુરેખ રીતે આકાર લેતી બની ને સરકારને સાથ આપતા હિંદીઓ માટે જે રોષની લાગણી થતી તેનો સામનો કરી એ સૌના હૃદયપલટા માટે આપણે મોટા બલિદાન આપવાં જોઈએ એવું હું માનતો થયો. આથી લડતનો રંગ જ્યારે પૂરેપૂરો જામ્યો ને સરકારી નોકરીના બહિષ્કારની હિલચાલ ઊપડી ત્યારે હું ઘણો વ્યથિત રહેતો. મારી એ વ્યથાને ૧૯૩૨ની સાલમાં સાબરમતી જેલમાં લખાયેલી મારી નવલિકા *'બાબાજાન'માં અછડિયા રીતે, તે વખતે એમ કરવામાં રહેલાં જોખમનો મને ખ્યાલ હોવા છતાં, મેં વ્યક્ત કરેલી છે. મારી મનોભૂમિકામાં આટલું ડોકિયું કરી લઈ આપણી માન્યતાઓ ને આપણા વ્યવહાર વચ્ચે સુમેળ જાળવવામાં આપણે કેવી કેવી પછાડ ખાઈએ છીએ તેના નિર્દેશ પૂરતી પ્રદર્શન વખતની ઘટના આલેખી લઉં.

* પાછળથી એ 'ગાતા આસોપાલવ'માં ગ્રંથસ્થ પણ થઈ છે. —લે.

પેરિક્લીઝ યુગના એથેન્સનું વર્ણન કરતાં એક ઇતિહાસકારે નોંધ્યું છે કે એ વખતે એથેન્સે પેરિક્લીઝનો ચહેરો પહેરી લીધો હતો. મીઠાના સત્યાગ્રહ વખતે આપણા એક હિન્દી કવિએ પણ ગાંધીજીને ઉદ્દેશી ગાયું હતું કે 'ગાંધી, તૂ આજ હિંદકી એક શાન બન ગયા!' જે પ્રદર્શનનો હું ઉલ્લેખ કરી રહ્યો છું તે આખું પ્રદર્શન એ વખતે ગાંધીમય બની ગયું. ગાંધીપૂજાનો અમને જાણે નશો ચડયો હતો. એવી અમારી મનોદશામાં એક રાતે પ્રદર્શનના બધા સ્ટોલ બંધ થતા હતા ને અમે કામમાંથી નવરા પડી ગપાટા હાંકવાની શરૂઆત કરતા હતા ત્યાં અમારી નજીકના એક સ્ટોલવાળાએ ગાંધીજીને લગતું કંઇક ઘસાતું કહ્યું. એ સાંભળતાવેંત જ મારી આંખ લાલ બની. પણ જાત પર કાબૂ રાખી મેં તેને કોઈ એલફેલ વચનો ન બોલવા જણાવ્યું. પણ તે એથી બમણા ઉત્સાહમાં આવ્યો. તે કોઇ સામાન્ય વેપારી કે તેનો નોકર હશે ને મારે એના બોલવા પર ધ્યાન આપવું જોઇતું ન હતું એવું આજે ભલે હું કહું; પણ ત્યારે તો મારો મિજાજ માઝા વટાવી ગયો. બદ્રુકનાથ વ્યાયામશાળાના અન્તેવાસી બની ને મોટી ભરતી વખતે પણ તરીને રેવાજી પાર કરી મારાં અંગોને મેં જે રીતે કસ્યાં હતાં તે બધાંમાં લોહી જાણે ધગધગતા સીસા જેવું બની ગયું; ને જ્યારે તે 'તુંતાં' પર આવી ગયો ત્યારે મને ખબર પણ પડે તે પહેલાં વાવાઝોડાની જેમ હું તેના પર ધસી ગયો ને તેને પટકી છાતી પર ચડી બેઠો. આજુબાજુના સ્ટોલવાળા દોડી આવ્યા. ત્રીજુભાઇ પણ તે વખતે ત્યાં જ હતા. તે પણ વચ્ચે પડયા, પેલાને ગળે ભરાયેલી મારા હાથની આંટી તેમણે મહા પરાણે છોડાવી. એ પહેલાંના મારા જીવન પર નજર કરતાં આવું ઝનૂન ક્યારેય દાખવ્યાનું મને યાદ નથી.

આના સંદર્ભમાં મારા નાના ભાઈ ચિ. ગુલાબ સાથેના એક પ્રસંગની યાદ તાજી થાય છે. તે ત્યારે પાંચેક વર્ષનો હશે અને હું આઠ નવનો. એક વાર "તું તો કાળો" એણે કહી મેં તેને ઘણો ચીડવ્યો. આથી મિજાજ ગુમાવી હાથમાં એક સળિયો ઉપાડી લઈ તે મને મારવા દોડ્યો. હું ભાગ્યો ને તેણે મારો પીછો પકડ્યો. કાશીબાએ એ જોયું ને તેમની તબિયત ઠીક ન હોઈ તેમણે અમારી કામ કરનારી અંબીને એના હાથમાંથી સળિયો લઇ લેવા દોડાવી. અંબીએ ચિ. ગુલાબને પકડ્યો. તેણે ધમપછાડા કર્યા ને એથી અકળાઇ કાશીબાએ તેને ધીબ્યો ત્યારે ગુસ્સામાં તે કૂવામાં પડતું મૂકવા દોડ્યો ને અંબીએ તેને પકડી લીધો. એને એ વખતથી 'તીખું મરચું'નું ઉપનામ મળ્યું. પ્રદર્શનમાંનું મારું વર્તન બરોબર આ જ પ્રકારનું હતું. એ પ્રસંગ મને યાદ આવતો ત્યારે હું ભારે ગ્લાનિ અનુભવતો. આ ઘટનાની વિગતો મુ. દયાળજીભાઇ પાસે પહોંચી ને પ્રદર્શનમાં સ્વયંસેવક તરીકે જવાની મારી કામગીરી બંધ કરવામાં આવી.

ગાંધીભક્તિ આવા ઝનૂનમાં પરિણમે એ અપવાદરૂપ ન હતું. અસહકારની લડત જેમ જેમ વેગ પકડતી ગઇ તેમ તેમ એના વિરોધીઓ પ્રત્યેના અસહિષ્ણુતાનો પારો પણ ઊંચે ચડતો ગયો. નેતાઓનાં ભાષણોમાં પણ ઘણું ઝનૂન પ્રવેશતું. લાલા લજપતરાયે તો "જે અમારી સાથે નથી તે અમારી સામે છે" Those who are not with us are against us એવું સૂત્ર આપ્યું ને અમે અમારાં વ્યાખ્યાનોમાં એને વેદવાક્યની જેમ ટાંકી એના પરનાં ભાષ્યમાં વાણીને અંકુશવિહોણી બનાવી દેતા. આપણા દેશમાં અતિ વગોવાયેલું ને અનેક વાર સામાજિક અત્યાચારોમાં પરિણમેલું ન્યાતબહાર મૂકવાનું શસ્ત્ર પણ અવારનવાર વપરાવા લાગ્યું ને કેટલીક વાર તે ઘોર હિંસામાં પણ સરી પડતું. ચૌરીચૌરામાં એણે એનું અતિ વરવું સ્વરૂપ દાખવ્યું.

આમ અસહકારનો ખતરો ઘણો મુશ્કેલ હતો. માણસના સ્વભાવગત રાગદ્વેષ પર વિજય મેળવી માનવતાનો, પ્રેમનો ને અહિંસાનો મહિમા માનવ હૃદયમાં વધારવાનો હતો, અને એ કાર્ય ગાંધીજીએ

અમારા જેવા અસંખ્ય 'અપૂર્ણ' કે 'પાંગળાં' સાધનો દ્વારા સાધવાનું હતું.

માનવ સાધનોની મર્યાદા કેવી કેવી રીતે અસહકારની લડતને જુદા જુદા વળાંક આપતી હતી એનું એક બીજું ઉદાહરણ પ્રદર્શન વખતની ભાઈ ઝીણાભાઈની કામગીરી છે. એમણે એ વખતે સંન્યાસીનો સ્વાંગ સજ્યો: સંન્યાસીનાં ભગવાં ઉપરાંત મુંડન સાથે ભવિષ્યવેત્તાનો ને ધર્મોપદેશકનો એમનો વેશ ભજવતા એ પ્રદર્શનમાં ભારે આકર્ષણનું ભાજન થઈ પડ્યા. હાથની ને મુખની રેખાઓ ને આકાર પરથી એ જે ભવિષ્યકથન કરતા તેનો લાભ લેવા જિજ્ઞાસુઓની અખંડિત હાર જામવા માંડી. એમાં વિશેષ આકર્ષણ એ રહેતું કે કોઈ પણ જાતની ફી લીધા વિના એ ભવિષ્યકથન કરતા સિવાય કે જિજ્ઞાસુ પાસે સ્વદેશીનું વ્રત તે લેવડાવતા ને એ નિમિત્તે પ્રદર્શનમાંથી ખાદી અથવા ખાદીની બનેલી થેલી કે ટોપી જેવી ગમે તે એક વસ્તુ ને ખરીદશે એવું વચન તેમની પાસેથી લેતા. આ બધું આમ તો બરોબર હતું, ભવિષ્યકથનનું તો એક નાટક જ હતું — અને ભાઈ ઝીણાભાઈ જ નહિ અમે પણ એ બરોબર જાણતા. એનાથી ઉપલક રીતે કોઈને કશી હાનિ ન હતી ને સ્વદેશી ભાવનાને ઉત્તેજન મળતું હતું એમ જણાતું હતું, પણ ગાંધીજીની સાધનશુદ્ધિ સાથે એ કેટલું બંધબેસતું લેખાય એ અંગે મારા મનમાં કોઈ શંકા નહિ હોય એ વિશે મેં વિરોધનો સૂર કાઢવા પ્રયત્ન કર્યો ત્યારે મારી વાત દૂધમાંથી પોરા કાઢવા જેવી લેખાઈ. યુગોથી બંધાયેલી મનુષ્યની ટેવોમાં ક્રાન્તિકારી પલટો લાવવાનું સહેલું નથી — ને એ ક્રમે ક્રમે જ સાધી શકાય, એટલે ગાંધીજી જે અહિંસાનો આદેશ આપતા હતા તે સ્થિતિએ પહોંચતાં માનવજાતને દસ હજાર વર્ષ પણ કદાચ લાગી જાય તો તે જગતના ઇતિહાસમાં સમયનો કંઈ મોટો ગાળો નહિ લેખાય, આવી આવી અનેક દલીલો અમારા સ્ખલનોની વહારે આવતી ને અસહકારની ઉદાત્ત ભૂમિકામાંથી અનેક વાર ઘણી નીચલી સપાટીએ અમે ઊતરી જતા.

અમે તો હજુ કિશોરાવસ્થામાંથી માંડ બહાર આવ્યા હોય એવા તરુણો હતા ને અમે અતિ ઉત્સાહમાં પ્રમાદી બનીએ તે સમજાય એવું લેખાય, પણ નેતાઓ આમાં અપવાદરૂપ ન હતા. એક કિસ્સાના ઉલ્લેખથી આ સ્પષ્ટ થશે:

જ્વાળામુખીના જુવાળ જેવી અસહકારની ભરતીનાં મોજાં આખા દેશ પર ફરી વળ્યાં હતાં ને એ સૌમાં સુરત જિલ્લો ભારે આકર્ષણનું કેન્દ્ર થઈ પડ્યો હતો. દયુ કલ્યુની જોડીએ જાણે જિલ્લા આખામાં ચમત્કાર સર્જ્યો હતો ને એ જોડીમાંથી વહેતા પ્રેરણાસ્રોતો પાછળ જે અનેક નામી-અનામી વ્યક્તિઓની કલ્પકતા હતી તે પૈકી કલ્યાણજીભાઈના મોટાભાઈ કુંવરજીભાઈનો કંઈક પરિચય મને થયો હતો. મિલન કે વિદાયનું એમનું 'રામકબીર' અમારે માટે પણ ચેપી નીવડ્યું હતું ને ખાસ કરીને એમને તો અમે રામકબીર નામે જ વધાવતા. એમની ભાષા તળપદી ને સુરતી બોલીમાં રહેલાં અનેક પ્રાણવાન કલ્પનોથી સભર. આથી આમજનતા પર એમની વાણીનું વશીકરણ ભારે હતું. આદિવાસી વિસ્તારમાં લોકસમૂહ સાથે વાત કરવાની કળામાં સંભવતઃ એ અજોડ હતા. એમણે અસહકાર પહેલાંથી લોકજીવનને ઊર્ધ્વગામી કરવા જે સમાજસુધારાની પ્રવૃત્તિ હાથ ધરી હતી અને તે માટે એક સામયિક 'પટેલ બંધુ' પણ તે ચલાવતા હતા તે પ્રવૃત્તિને વધુ વેગવન્ત બનાવવાની તક અસહકારના કાર્યક્રમમાંથી ઝડપી લીધી ને મદ્યનિષેધ પર પોતાની ઘણી શક્તિ કેન્દ્રિત કરી. હું જે પ્રસંગને અનુલક્ષીને આ નોંધું છું તેમાં એમનું કર્તૃત્વ કેટલું હશે તે નક્કી કરવું મુશ્કેલ છે ને એકાદ વખત તેમની આગળ મેં એનો ઉલ્લેખ કરેલો ત્યારે એમણે હસીને એ વાત ઉડાવી દીધી હતી. પરંતુ એ ઘટનાના એ સૂત્રધાર હતા વા નહિ એનો નિર્ણય નહિ કરતાં એટલું નોંધવું પૂરતું છે કે આવી ઘટનાના અનેક કલ્પનાશીલ સર્જકો અમારી વચ્ચે હતા ને તેમણે એક નવું જ બળ ઊભું કર્યું હતું.

એનો પરિચય મને આ રીતે થયો. ગાંધીજીની ગિરફતારી પછીનો આ પ્રસંગ છે. ઘણે દિવસે હું

શીખવી આવ્યો ને તે વખતના રિવાજ મુજબ ભાડાની ઘોડાગાડીમાંથી તળાવ આગળ હું ઊતર્યો તો ત્યાં લોકોનું એક મોટું ટોળું જમા થયેલું મેં જોયું. એમાં ઉજળિયાતોથી માંડી બધી વર્ણનાં સ્ત્રીપુરુષો હતાં. 'મહાત્મા ગાંધીની જય'ના નારાઓ, ગાંધીગીતો, ઝાંઝ પખાજ ઢોલકાંસા આદિ વાદ્યોથી કોઈ મોટા ધાર્મિક ઉત્સવનું વાતાવરણ સર્જાતું હતું. કેટલાંક સ્ત્રીપુરુષો ધૂણતા હતાં ને લોકોમાંથી "બાપુ, ખમા કરો—ખમા કરો!" એવા ધ્વનિ ઊઠતા હતા. પહેલાં તો મને કશું સમજાયું નહિ, પણ થોડી જ વારમાં મેં જાણ્યું કે જે સ્ત્રીપુરુષો ધૂણતાં હતાં તેમની "સેરમાં" ગાંધીજી આવ્યા હતા. ભૂત પ્રેત દેવ દેવી આદિ સેરમાં આવ્યાની એ જમાનામાં નવાઈ ન હતી, અને ભૂવાઓનો ધંધો પણ આવી રીતે ચાલતો હતો. આ ટોળામાં ભૂવાઓ પણ હતા અને તેઓ એમની વિદ્યાનો પરચો બતાવવા કરવા જેવું બધું જ કરી રહ્યા હતા. આ બધું કોઇ પણ સંવેદનશીલ વ્યક્તિને બેચેન કરવા પૂરતું હતું. પણ ત્યાં તો એવી સંવેદનાને સ્થાને જાણે કોઇ વશીકરણ—હિપ્નોટિક સ્પેલની અસર હેઠળ એ માનવમેદની હોય ને કોંગ્રેસી કાર્યકરો ને સ્વયંસેવકો પણ એ જ અસર હેઠળ હોય એવું લાગતું હતું. થોડાક નારા બાદ એ મેદની સરઘસના રૂપમાં પલટાઇ ને ગીતો ગાતું ને મહાત્મા ગાંધીની જય ઘોષણા બોલાવતું ટોળું ગામમાં પ્રવેશી બજારમાં થઇ નદી ઊપર પહોંચ્યું. ત્યાં ધૂણવાની ક્રિયા વધુ વેગવન્ત બની. સેરમાં આવેલા મહાત્મા ગાંધીએ લોકોને સખત રીતે ધમકીઓ આપી. દારૂતાડી પીવાનું જો લોકો ન છોડે તો ભગવાનના કેવા કેવા કોપ ઊતરશે તેનાં બિહામણાં ચિત્રો પણ રજૂ થયાં. લોકોએ પ્રતિજ્ઞા કરી. મહાત્મા પ્રસન્ન થયા. નાળિયેર વધેરાયાં. પ્રસાદ વહેંચાયો, ને મદ્યનિષેધની પ્રવૃત્તિનો જયજયકાર કરતું ટોળું વિખેરાયું. એ પહેલાં સત્યનારાયણની કથાને અંતે આવતી દસ અવતારની આરતી હાર પહેરાવેલી ગાંધીજીની છબી આગળ ભાવપૂર્વક ગવાઇ: એ આરતીમાં અગિયારમા અવતાર તરીકે મોહન ને મહાદેવ ઉલ્લેખાયા. તે કંડિકા આ પ્રકારની હતી—

> અગિયારમે મોહન ને મહાદેવ
> આરતી અંતરમાં ધરશો—
> ભાવે ભૂધરને ભજતાં
> ભવસાગર તરશો!

એ પછી તો મેં જાણ્યું કે જ્યાં જ્યાં સત્યનારાયણની કથા હોય ત્યાં અચૂક રીતે આ કડી ગવાતી ને મોહનદાસ કરમચંદ ગાંધી ને મહાદેવ દેસાઈનાં અવતારકૃત્યોની ચમત્કારિક વાતો પણ ચર્ચાતી. એક કૂવામાં કરોળિયાએ જાળાં કર્યાં છે ને તેમાં રેંટિયો કાંતતા ગાંધીજી દર્શન આપે છે એવી એવી અનેક વાતો પણ મેં સાંભળી.

આ બધી વાતોની અસર કેટલી વ્યાપક હતી તે પણ નોંધવા જેવું છે. દારૂતાડીનાં પીઠાંના ઇજારદાર મુખ્યત્વે પારસીઓ હતા. વાંસદા ધરમપુરનાં જંગલોમાં તો એ પીઠાંવાળાઓ નાના નાના રાજા જેવા હતા. સંપત્તિ ને ઐશ્વર્યના તે સ્વામી હતા ને આસપાસની રાનીપરજ વસ્તી તેમની ગુલામ જેવી હતી. મદ્યનિષેધની જે વાતો ગાંધીને નામે તેમની પાસે પહોંચી તેણે જાણે મોટો ચમત્કાર સર્જ્યો. ગાંધીજીએ આશ્રમવાસીઓ સમક્ષ બ્રહ્મચર્યનો જે આદર્શ મૂક્યો હતો, અહિંસાનું જે વ્રત આશ્રમવાસીઓ લેતા તેની લોકભોગ્ય કલ્પનો દ્વારા આ આદિવાસી વસ્તીમાં વાતો વહેતી થઈ ને લોકના મન ઉપર એવું ભારે વશીકરણ થયું. અહીં લોકોની સેરમાં દેવી આવવા માંડી ને તેણે ગાંધીજીને નામે લોકોને આદેશ આપવા માંડ્યા. જંગલની એ ભોળી પ્રજાએ ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમની બ્રહ્મચર્યના આદર્શ સહિતની હાકલો ઉપાડી લીધી. સ્ત્રીઓ પોતાના પતિથી અલગ થઈ જુદી ઝૂંપડીઓ પાડી રહેવા લાગી. મરઘાં કૂકડાં ઉડાડી મૂકી અહિંસા વ્રતનું પાલન તેમણે આદર્યું. પીઠાંવાળાઓનો સખત બહિષ્કાર પોકારી મદ્યનિષેધની પ્રવૃત્તિને, જાણે કે ચપટી માત્રમાં તેમણે સફળ બનાવી દીધી! હું તો એ વખતે વિદ્યાર્થી હતો એટલે કાચી ઉંમરનો લેખાઉં; પણ આ ઘટનાઓએ મારા મનને ખળભળાવી મૂક્યું.

દિશાંક ગંપ્રાગમાં સિપાઈઓને ચર્ચા કરવાપણું હોતું નથી તેમ અહિંસક લડતમાં પણ એની કોઈક શિસ્ત હોવી જોઈએ એવું અમને જણાવાતું, ને સાધનો અંગેની વ્યર્થ ચિન્તામાં ન પડવાની શિખામણ અપાતી. અસહકારના કાર્યક્રમને જે અસાધારણ સફળતા મળી રહી હતી, જે પ્રચંડ લોકજાગૃતિ થઈ હતી તે ઉપર ધ્યાન કેન્દ્રિત કરી અમારે તો અમારી ફરજ બજાવ્યે જવી ને લડતમાં જે કંઈ આડું અવળું નજરે પડે તે સુધારી લેવા જેવી અખૂટ શક્તિવાળા નેતાઓ આપણી પાસે છે તેથી નિશ્ચિંત રહી વ્યર્થ ચર્ચામાં સમય બરબાદ ન કરવાનો અમને જાણે કે આદેશ અપાતો. આથી જે દંશોથી હું બેચેન હતો તેની સામે હરફ સરખો પણ ઉચ્ચારવો એ અસહકારની લડતનો દ્રોહ કરવા રૂપ લેખાતું. સાધ્ય-સાધન-શુદ્ધિની વાત તો કેવળ ગાંધીજી જ આચરી શકે, આપણે માટે તો સાધ્ય શુદ્ધ હોય એ પૂરતું છે એવું બહુ આત્મસંતોષપૂર્વક અમારા નેતા અમને કહેતા ને જે માર્ગે અસહકારને સફળ બનાવી શકાય તે માર્ગે અમારી બધી શક્તિ વાળવાની અમને સલાહ આપતા.

સામૂહિક વશીકરણની આ ક્રિયામાંથી પોતાને ઘણા પ્રગતિશીલ ને સમજુ લેખતા વાણિયાબ્રાહ્મણ પણ મુક્ત ન હતા. મારાં પોતાનાં જ સ્વજનોમાં બનેલા આવા એક કિસ્સાના ઉલ્લેખથી આ સ્પષ્ટ થશે.

ગાંધીજી એમની ભારતવ્યાપી ઝંઝા જેવી યાત્રામાં ચાંપાનેરને પણ ભૂલ્યા ન હતા. અમારા ગામના સુકાઈ ગયેલાં તળાવના વિશાળ પટમાં ૧૯૨૧ના એપ્રિલમાં એક પ્રચંડ સભા યોજવામાં આવી હતી. હું પણ એ આયોજનમાં એક કાર્યકર્તા હતો. મારાં માશીબા (કાશીબાનાં મોટાંબહેન) એ સભા માટે વઢવાણથી આવ્યાં હતાં. એ બોલ્યાં હતાં ગાંધીજીને નામે લીધેલી બાધા ઉતારશે! એ વાત એમણે મને કહી, ને ગાંધીજી પાસે એમને લઈ જવાનું કામ મને સોંપ્યું. મારી મૂંઝવણનો પાર રહ્યો નહિ. બાધા એ મતલબની હતી કે એમની દીકરી — મારી મસિયાઈ નાની બહેનનો કાન પાકતો હતો. તે કેમે કરીને મટતો ન હતો ત્યારે માશીબાએ ગાંધીજીની માનતા રાખી ને કાન સાજો થઈ ગયો! મારા એમ તેમની ઘેલછાભરી ગાંધીભક્તિ છતાં કેમે કરીને આ વાત મારે ગળે ઊતરે નહિ ને મેં આવા બધા વહેમોમાં નહિ માનવાનું માશીબાને કહ્યું. ત્યારે તેમણે "તમે બધા ભણેલા તો નાસ્તિક છો. તમને આમાં સમજણ નહિ પડે," એમ કહી મારી સાથે ચર્ચા કરવાની ના પાડી ને હું તેમને ગાંધીજી પાસે લઈ જાઉં એ વાત જીદપૂર્વક પકડી રાખી.

માશીબાને હું ગાંધીજી પાસે લઈ ગયો. ગાંધીજીને પગે લાગી માશીબાએ સવા રૂપિયો ને નાળિયેર તેમની આગળ ધર્યાં. એ શા માટે છે એવા સહેજ પ્રશ્નના જવાબમાં બાધાનો ઉલ્લેખ થયો. સ્મિત કરતાં ગાંધીજીએ પૂછ્યું, "તમે બાધા રાખી ને મટી ગયું!"*

માશીબા: હા, બાપુજી.

ગાંધીજી: મારામાં એવી બધી શક્તિ છે?

માશીબા: કેમ ન હોય? તમે તો ભગવાન છો.

ગાંધીજી: તો પછી ભગવાન આ દેશને માટે સ્વરાજ કેમ નથી લાવતા?

માશીબા: એ તો ભગવાન વરસમાં અપાવવાના જ છે ને!

ગાંધીજીએ પણ આ જવાબ નહિ કલ્પ્યો હોય. "એક વર્ષમાં સ્વરાજ" શબ્દોએ જાણે કે મંત્રશક્તિ પ્રાપ્ત કરી હતી ને તેણે લોકમાનસ ઉપર જે અજબ ભૂરકી નાખી હતી તેનું આ ઉદાહરણ હતું. ગાંધીજીએ વાતને બદલાવી. મારી બહેનના કાન માટે માશીબાએ ક્યા કયા ઉપચાર કર્યા હતા તેની,

---

* આ પ્રસંગ સ્મૃતિને આધારે આલેખ્યો છે. એમનો સંવાદ લગભગ એ જ રીતે ત્યારે થયો હતો, પણ શબ્દો જેવા બોલાયેલા તેવા જ અહીં ઉતાર્યા છે એમ નહિ કહી શકાય. એ સંવાદમાં તત્ત્વ જળવાઈ રહ્યું એટલું નમ્રતાપૂર્વક નોંધું છું.

ઝીણી ઝીણી વિગતો તેમણે પૂછી. પહેલાં વલસાડના મિશન દવાખાનામાં, પછી મુંબઈ, એમ જે જુદી જુદી જગ્યાએ ઉપચાર થયા હતા તેની કડીબદ્ધ વિગતો એકઠી કરી એમા જે રૂપિયા ખરચામા હતા તેની મારીબાને મોંએ જ વાત કહેવડાવી ગાંધીજીએ હસતાં હસતાં કહ્યું: "ડૉક્ટરોને ખોબા ભરીને રૂપિયા આપ્યા ને મને તો તમે સવા રૂપિયો ને નાળિયેરમાં જ પતાવી દીધો!"

મારીબા: ભગવાન તો ભાવનાના ભૂખ્યા હોય છે— તેમને થોડી જ નાણાંની ભૂખ હોય?

ગાંધીજી: તો બધેબધ હું ફાળો ઉઘરાવતો શાથી ફરું છું? આજની સભામાં તમે હતા ને?

મારીબા: હા,. મેં મારી વીંટી તરત જ કાઢી આપી હતી.

એ વખતે ગાંધીજી દરેક સભામાં સ્વરાજ ફાળો એકઠો કરતા ને લોકો પાસેથી નાણાં ઉપરાંત ઘરેણાં ને કીમતી વસ્તુઓનાં દાન માગતા. દરેક સભામા ઘરેણાંનો જાણે વરસાદ વરસતો. એ બધાનું પછી લિલામ થતું ને એ નિમિત્તે પણ સારો ફાળો એકઠો થતો ને ઘરેણાં ગાંધીજી પાસે અનામત રહેતાં. મહિ-લાલ કોઠારીએ તો આ પ્રવૃત્તિને એક નકશીદાર કળા તરીકે ખીલવી એનું જાણે કે શાસ્ત્ર રચ્યું હતું. મારીબાનો ઉત્તર સાંભળી ગાંધીજી ફરીથી મલક્યા—

ગાંધીજી: સભામાં પણ તમે મને છેતર્યો.

મારીબા: એવું કેમ કહો છો, બાપુજી?

ગાંધીજી: જુઓને, જે વધુ મોંઘા છે એ તો તમે તમારી પાસે રાખ્યાં. સ્વરાજ માટે એક નાનકડી વીંટી—

ગાંધીજી વધુ બોલે તે પહેલાં તો મારીબાએ પોતાના હાથ પરની બંગડી ઉતારી ગાંધીજી આગળ ધરી દીધી ને ગળામાંની સોનાની સેર કાઢવા માંડ્યાં એટલે ગાંધીજીએ કહ્યું,

"બહેન, તમે વીંટી આપી તે ઘણું છે. તમારી બંગડી ને બીજાં ઘરેણાં મને ખૂબ કામમાં આવે એમ છે, પણ તમે મને ભગવાન સમજીને એ આપો ને હું લઉં તો ભગવાનનો ગુનેગાર થાઉં. હું ભગવાન નથી, તમારા જેવો જ માણસ છું—"

પણ ગાંધીજીના શબ્દોની મારીબા ઉપર કંઈ અસર થઈ નહિ. "ભગવાન થોડા જ કહે કે હું ભગવાન છું?" એમ કહી તેમણે ગાંધીજીની વાત કાને ધરી નહિ.

ગાંધીજીને આવું ડગલે ને પગલે અનુભવતાં કેવી વેદનાઓ જીરવવી પડતી હશે તેની તો અટકળ જ કરવી રહી. આ તો માત્ર મારા ગામમાં મને થયેલા અનુભવની વાત થઈ, પણ ભારત જેવા વિરાટ દેશમાં ગાંધીજીના નામે શું શું થયું હશે તેનો કેવી રીતે અંદાજ કાઢી શકાશે? આદિવાસીઓથી માંડી ભણેલા, ચબરાક ને નાસ્તિક લોકો સુધીના જે અનેક ગાંધીજીની જયઘોષણા કરી દેશને ગજાવતા હતા તે સૌની આપણા પ્રજાજીવન ઉપર કયા સંસ્કારની મુદ્રા અંકિત થઈ હશે!

ગાંધીજીને પોતાની મહત્તાની કેટલી મોટી કિંમત ચૂકવવી પડી હશે તેના અનેક ઉદાહરણો આપી શકાય. એક પ્રસંગ છે બીજી ગોળમેજ પરિષદમાં ગાંધીજી ગયા તે વખતનો. સ્ટીમર મારફતે વિલાયત જવા ગાંધીજી જે ગાડીમાં મુંબઈ જવા નીકળ્યા તે સુરત સ્ટેશનેથી રાતે લગભગ ત્રણના અરસામાં પસાર થવાની હતી. એ વખતે હું સુરતની સિટી કૉંગ્રેસ કમિટીનો પ્રમુખ હતો. અમે બધા એમને સફળ સફર ઇચ્છવા સ્ટેશને ગયા. સ્ટેશન પર તો માણસોની પ્રચંડ મેદની જમા થઈ હતી, ને ગાંધીજીની જયઘોષણાથી આખું સ્ટેશન ધમધમી ઊઠ્યું હતું. ગાડી સ્ટેશનમાં પ્રવેશતાં તો જયઘોષણાનો ઘોંઘાટ માઝા વટાવી ગયો. ગાંધીજી જે ડબ્બામાં હતા તેની બારીઓ બંધ હતી, પણ પાસેના કંપાર્ટમેન્ટમાંથી મહાદેવ-ભાઈ બહાર ડોકું કાઢી લોકોને અવાજ ન કરવા વીનવતા હતા. બાપુ ઊંઘી નથી શક્યા એવું બહુ આર્દ્ર સ્વરે લોકોને સમજાવવા તેમણે ઘણી મથામણ કરી, પણ ગાંડા લોકોએ ગાંધીજીના કંપાર્ટમેન્ટની

બારી હડચમચાવી દીધી. બારી ખોલી ગાંધીજીએ પોતાનું રૌદ્ર સ્વરૂપ દાખવ્યું, "કેવો અવિનય! પરોઢે ભગવાનનું નામ હોય કે ગાંધીની જય?" ને એટલામાં મારા પર નજર પડતાં તેમનો અવાજ વધુ સખત બન્યો, "તમે પણ આવ્યા છો? તમારે તે આવવાનું હોય કે અહીં આવતા લોકોને રોકવાનું હોય? આ રીતે તમે સ્વરાજ લાવવાના છો!" અમારી લજ્જા ને ગ્લાનિની સીમા રહી નહિ. શુભેચ્છા માટે આણેલા સૂતરના હાર હાથમાં રહ્યા ને ધરતી માગ આપે તો સમાઈ જઈ આમાંથી છુટકારો મેળવીએ એવી મનની સ્થિતિ થઈ.

આ તો એક સ્ટેશન પરના અત્યાચારની વાત થઈ. આવું ભરૂચ, વડોદરા આદિ સ્ટેશનોએ તો થયું જ હતું, પણ જે જે સ્ટેશને એ ગાડી ઊભી રહી તે દરેક સ્ટેશને આ હેરાનગતિ વેઠવી પડી હતી!

પણ આ તો એક સ્થૂળ બાબત હતી. એમાં રહેલા લોકોના મોહ ને પ્રેમને રચનાત્મક માર્ગે વાળવાનું ગાંધીજી જેવા માટે મુશ્કેલ ન હતું, પણ એમની મોટી મુશ્કેલી તો આ દેશના અનેક સારાનરસા વારસાવાળી વિરાટ જનતામાં નૈતિક મૂલ્યો માટેની ભૂમિકા સર્જવાની હતી ને તેમાં ડગલે ને પગલે એક સાંધતાં તેર તૂટે એવી સ્થિતિનો સામનો કરવાનો હતો. ગાંધીજી કરતાં સહેજ પણ ઓછી શક્તિવાળી વ્યક્તિ આવા વિષમ સંજોગોમાં ભાંગી પડ્યા વિના ભાગ્યે જ રહી શકી હોત. પોતાને એક અમોઘ શસ્ત્ર લાધ્યું હતું. પણ જેમના હાથમાં મૂક્યા વિના પોતે આગળ ડગ ભરી શકે એમ ન હતું ને જે હાથમાં એ મુકાય તે હાથમાં એ માટેની બહુ ઓછી પાત્રતા હતી એ જગતના અન્ય મહાન પયગમ્બરોની જેમ ગાંધીજીના જીવનની મોટી કરુણતા હતી.



# માઓ પછી?

ચીનની સામ્યવાદી રાજ્યવ્યવસ્થાએ માઓના અનુગામીનો પ્રશ્ન ઉકેલવો પડે એવાં ચિહ્નો દેખાઈ રહ્યાં છે. આમ તો સામ્યવાદી પક્ષની નવમી કોંગ્રેસે માઓના અનુગામી તરીકે લિન પિયાઓ ઉપર પસંદગી ઉતારી હતી. પણ આ પસંદગી પછીય ચીનમાં સત્તાની સાઠમારી ચાલુ રહી છે એનો અર્થ એ થાય છે કે માઓના અનુગામીના પ્રશ્નનો આખરી ઉકેલ હજુ બાકી છે. જોકે એક વાત બિલકુલ સ્પષ્ટ છે કે માઓના ગયા પછી પણ ચીનના બધા જ નેતાઓ પોતાની જાતને માર્ક્સવાદી–લેનિનવાદી અને માઓ-વાદી ગણાવશે. અલબત્ત જે તે વાદના અર્થઘટનમાં મતભેદ રહેશે.

માઓ જતાં ક્રાંતિકારી આદર્શવાદીઓ સત્તા ઉપર આવશે? હા, આ એક શક્યતા છે. આમ બનશે તો લિન પિયાઓ, કાંગ સેંગ, ચેન પો-ટા અને માદામ માઓની ટુકડી ચીનની સૂત્રધાર બનશે. લિન પિયા-ઓને લશ્કરની, કાંગ સેંગને છૂપી પોલીસ ખાતાની અને ચેન તથા માદામ માઓને માઓની પ્રતિષ્ઠાની હૂંફ અને સહાય રહેશે. આ સહાય અને હૂંફ કેટલો સમય ચાલે છે તે જોકે જોવાનું રહે છે. આ નેતાઓ પોતાની બધી જ નીતિમાં "Politics in Command"ના સિદ્ધાંતને અનુસરશે. આ નેતાઓ વિશ્વ તરફ ધિક્કારની નજરે જોશે અને વિશ્વની સરકારો સાથે સહકારથી કામ કરવાની ના પાડશે. આવું નેતૃત્વ અમેરિકાના "સામ્રાજ્યવાદીઓ" સાથે કે રશિયાના "પ્રતિક્રાંતિવાદીઓ" સાથે સુમેળથી કામ કરશે એવી અપેક્ષા રાખી શકાય નહિ. આ ક્રાંતિકારીઓ "માઓના વિચારોથી સભર માર્ક્સવાદી-લેનિનવાદી નીતિ" અપનાવશે. આ તર્ક પ્રમાણે મૂડીવાદીઓ સાથે હિંસાત્મક સંઘર્ષ જરૂરી મનાશે. પરિણામે અલ્પવિકસિત દેશોમાં "પ્રજાકીય યુદ્ધ"ને ઉત્તેજન મળશે. આવી ન્યાયી લડતને સાચા માર્ક્સવાદીઓએ ટેકો આપવાનો રહેશે. આવું યુદ્ધ ત્રીજા વિશ્વયુદ્ધ તરફ ઘસડી જશે એવો ડર એમને મન અસ્થાને છે. કારણ "બધા જ સામ્રાજ્યવાદીઓ કાગળના વાઘ છે."

આ ક્રાંતિકારી આદર્શવાદીઓ ચીનમાં પ્રતિ-ક્રાંતિનાં વલણો રોકવા સદાજાગ્રત અને તત્પર રહેશે, અને ક્રાંતિને કાયમ રાખવા "સામ્યવાદી માનવી" ઊભો કરવા પ્રયાસ કરશે. સતત ક્રાંતિને વરેલા આ નેતાઓ અવારનવાર તેઓ જેને ભૂલ-સુધારણા કહે છે તેને માટેની ઝુંબેશ ચલાવશે. આર્થિક ક્ષેત્રે વૈચારિક સૂત્રો ઉપર ભાર મુકાશે. શિક્ષણક્ષેત્રે જેઓ ખરેખરી "વૈચારિક પવિત્રતા" ધરાવતા હશે તેમને જ શાળા-કૉલેજોમાં ઍડમિશન મળશે. અણુશસ્ત્ર બનાવવાના કાર્યક્રમને પ્રથમ પસંદગી મળશે, અને ભારતને વાટાઘાટના ટેબલ ઉપર બેસાડવા હિમાલય ઉપર સતત દબાણ ચાલુ રહેશે. ટૂંકમાં, પોતાના સફળ ક્રાંતિકારી અનુગામીઓ માટેની માઓની ઝંખનાને આ નેતાઓ પૂરી કરશે.

માઓ પછી બીજી એક શક્યતા વહીવટી રાજ-પુરુષો ચીનનો કબજો લે તે છે. આવા રાજપુરુષોમાં લ્યુ શાઓ-ચી, પેંગ ચેન, પો ઈ-પો વગેરેનો સમાવેશ કરી શકાય. ચાઉ એન-લાઈ આમ તો વહીવટ ઉપર કાબૂ ધરાવતા રાજપુરુષ છે, છતાં આજે તેઓ ક્રાંતિકારી આદર્શવાદીઓની પંગતમાં બેસી

માઓના અનુગામી વિષે ચર્ચા કરતું આ લખાણ આમ તો ઠીકઠીક વહેલાં લખાયેલું, પણ અત્યાર સુધી એ પ્રકાશિત થઈ શક્યું ન હતું. દરમ્યાનમાં જે નવી પરિ-સ્થિતિ ઊભી થઈ છે તે જોતાં એનું પ્રકાશન અપ્રસ્તુત નહિ લાગે એમ માનીને આ લગભગ યથાવત્ છાપીએ છીએ. —સં.

ક્રમા છે. ચાઉ એન-લાઈ અણધારી પરિસ્થિતિ સાથે બંધબેસતા થઈ જવાની અનુપમ શક્તિ ધરાવે છે. આજે તો લ્યુ શાઓ-ચી અને તેમના સાથીદારોની પીછેહઠ થઈ છે, તોપણ એમાંના કેટલાક પાછા ફર્યા છે. અને આ પાછા ફરેલાઓ ચાઉ એન-લાઈને ટેકો આપશે તેમ માનવું અતિશયોક્તિભર્યું નહિ ગણાય. ચાઉ એન-લાઈને સરકારી વહીવટી તંત્ર, વ્યવસ્થાપક-સંચાલક વર્ગ અને બુદ્ધિજીવીઓનો ટેકો રહેશે. આમ છતાં અંતે ચાઉ એન-લાઈ કોની સાથે બેસશે એ કહેવું મુશ્કેલ છે.

ચીનના વહીવટી-રાજપુરુષો ધંધાદારી કાર્યકરો તૈયાર કરશે જે વૈચારિક પ્રેરણાથી ઓછા દોરાતા હશે. આ નેતાઓ ચીનની પ્રજાને સક્રિય હથિયારને બદલે નિષ્ક્રિય સાધન તરીકે જોશે. આ નેતાઓ પણ સંકુચિત માઓવાદી ચોકઠામાં કામ કરશે. છતા ક્રાંતિકારી આદર્શવાદીઓ કરતાં તેઓ ઓછા અવહેવારુ હશે. તેઓ ઓછા આક્રમક અને વધારે તાર્કિક હશે પરિણામે વધારે વહેવારુ કહી શકાય તેવી આર્થિક નીતિ અમલમાં આવશે. ચીનમાં સમતોલ આર્થિક વિકાસ ઉપર ભાર મુકાશે ખેતી ક્ષેત્રે ધબડકો વળવાની શક્યતા ઓછી થઈ જશે. ચીનની તમામ આર્થિક મુશ્કેલીઓની દવા માઓના વિચારોમાં છે તે વાતનો સ્વીકાર કરવાને બદલે આ નેતાઓ નિષ્ણાતોના જ્ઞાનને વધારે મહત્ત્વ આપશે. આવું નેતૃત્વ, ખાનગી પ્લૉટ, ઘેર પશુપાલનની છૂટ, ખેતી મેળાનું આયોજન જેવાં અર્ધ-મૂડીવાદી પગલાં ભરશે. આમ છતાં, તેઓ ચીનના સામાજિક જીવન ઉપરથી અંકુશો ઓછા કરે તેવી શક્યતા નથી. જોકે આ નેતાગણ ટીકા-આત્મટીકા દ્વારા પક્ષના સભ્યોને, વાલીઓને, સગાવહાલાં અને મિત્રોને કે શિક્ષકોને ઉતારી પાડવાનો પ્રયાસ નહિ કરે, તોપણ રાજકીય બાબતો અંગે પ્રજા કોઈ પણ પ્રકારની છૂટછાટ ન લઈ શકે તેવા પોલીસ અને વહીવટી અંકુશો મૂકવાનું નહિ ચૂકે. બીજા દેશોમાં ચાલતી કહેવાતી રાષ્ટ્રીય લડતને સમર્થન અને (સંજોગો અનુસાર) સહાય મળતી રહેશે.

માઓના અનુગામીઓની ચર્ચામાં ત્રીજો વિકલ્પ તે સામ્યવાદીઓ જેમને આત્યંતિક જમણેરી ગણે છે તેવા લોકો. અત્યારના તબક્કે ચીનના આવા નેતાઓનાં નામ મેળવવાં મુશ્કેલ છે. એમના સત્તા ઉપર આવવાની શક્યતા ઘણી ઓછી હોવા છતાં આવું બિલકુલ ન જ બને તેમ માની લેવાની ભૂલ કોઈએ ન કરવી જોઈએ. જો અને જ્યારે આવો નેતાગણ ચીનનો કબજો લેશે તો અને ત્યારે વિચારધારાને ઓછું મહત્ત્વ અપાશે માઓના નામનો ઉલ્લેખ ચાલુ રહેશે, પણ વ્યવહારમાં આ નેતાઓની નીતિ માઓવાદથી ઘણી દૂર હશે. આ નેતાઓ સ્થિરતા અને સુમેળને મહત્ત્વ આપશે અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે લડાયક મુદ્રા છતાં બાંધછોડની નીતિને અનુસરશે. આવા નેતાઓની આણ નીચે ચીન અલ્પ વિકસિત દેશોને માર્ગદર્શન આપવાનો દાવો અને ડોળ કરશે, પણ વાસ્તવમાં એની ક્રાંતિકારી સક્રિયતા ઓછી થઈ જશે. ભૌતિક આર્થિક ક્ષેત્રે ખેડૂતો મજૂરો અને વ્યવસ્થાપકોને પ્રેરણા મળી રહેશે. પહેલા અને બીજા વર્ગના નેતાઓ જેને પ્રતિક્રાંતિવાદી ગણે તેવી આર્થિક નીતિને આ ત્રીજા વર્ગના નેતાઓ અનુસરશે. જોકે આવા નેતાગણ નીચે પણ ચીનમાં "પોલીસ રાજ" જેમનું તેમ રહેશે.

અન્ય દેશોમાં છે તેવી જ લશ્કરી સરમુખત્યારશાહીની શક્યતા ચીનમાં નથી. પણ ચીનના રાજકીય જીવનમાં લશ્કર મહત્ત્વનો ભાગ ભજવશે. એટલું ચોક્કસ કે ચીનમાં ગમે તે નેતા સત્તા ઉપર આવે તોપણ તે આટલાં ધ્યેયોને અવશ્ય વળગી રહેશે (૧) સામ્યવાદી પક્ષની સત્તા વધારવા પ્રયાસ; (૨) વિજ્ઞાન, ઉદ્યોગ અને ખેતી ઉપરાંત અણુશસ્ત્રોની દોડમાં પણ ઓર આગળ જવાની કોશિશ; (૩) ફોર્મોસાને ચીનમાં ભેળવી દેવાની આશા; (૪) વિશ્વની મહાસત્તા બનવાનો સંકલ્પ; (૫) વિશ્વના અન્ય દેશોમાં ચાલતી કહેવાતી મુક્તિલડતને રાજદ્વારી ટેકો.

જગદીશ વ્યાસ

# તારાશંકરની ચિરવિદાય

થોડાક દિવસ પહેલાં પ્રસિદ્ધ બંગાળી કથાલેખક તારાશંકર બેનરજીનું દુઃખદ અવસાન થયું છે.

હજી હમણાં જ તો તેમની 'કવિ' નવલકથા એક મિત્રને મેં આગ્રહપૂર્વક વંચાવી હતી અને ફરીવાર વાંચી હતી, અને હવે લગભગ વિલીયમાન થઈ રહેલ, ઉપેક્ષિત ભારતીય ગ્રામીણ જનજીવનની છવિને ઊંડી અંતર્દૃષ્ટિ અને પરમ કલાસૂઝથી આલેખનાર આ સર્જક વિશે ચિત્તમાં અહોભાવ ભર્યો ભર્યો હતો ત્યાં આ સમાચારથી ગમગીન થઈ જવાયું.

સાહિત્યને ધર્મ માનનાર તારાશંકર સંખ્યાબંધ ગ્રંથોના લેખક છે, જેમાં મુખ્યત્વે નવલકથાઓ અને વાર્તાઓ છે. તેમની એક પણ ટૂંકીવાર્તા કે નવલકથા વાંચનાર એ વાતનો સૌ પ્રથમ અનુભવ કરશે કે ગ્રામજીવનની માટીમાંથી ઊગી આવેલા આ સર્જકની શિરાએ શિરામાં માટીનો પ્રાણરસ ભળી ગયો છે. પદ્માવતીચરણચારણ કવિ જયદેવની ભૂમિ વીરભૂમ, તે તારાશંકરની ભૂમિ. સત્યજિતે જેને કચકડામાં કંડારી અમર કરી તે 'જલસાઘર' નામની તેમની વાર્તામાંની ત્યારે અસ્તમિત થઈ રહેલી જમીનદારીના એક પ્રતિનિધિ તરીકે જાણે જન્મ્યા, અને એ ભૂમિના પ્રાણરસથી પોતાના જીવનને પલ્લવિત કર્યું. પોતાના સમયના અનેક તરુણોની જેમ, કૉલેજના અભ્યાસકાળના આરંભમાં જ રાજનૈતિક આંદોલનમાં ઝુકાવ્યું. વળી પાછો ફરી અભ્યાસ શરૂ કરે ન કરે ત્યાં અનારોગ્યથી સદાને માટે અભ્યાસ અટકી ગયો. નોકરી, વ્યવસાયના થોડા અખતરા પછી સાહિત્યસાધના એ જ ધર્મ અને એ જ આજીવિકા બની રહી.

૧૯૩૫ની આસપાસથી તેમના સર્જનનો ધોધ વહેવા લાગ્યો, પહેલાં ટૂંકી વાર્તા અને પછી નવલકથા. ટૂંકી વાર્તાના દોઢ ડઝન જેટલા વાર્તાસંગ્રહોમાં વિષયવૈવિધ્ય અચરજ પમાડે તેવું છે. મોટા ભાગની વાર્તાઓ સંઘેડા ઉતાર કલાકૃતિઓ સમી. ('મૂંગું રુદન' એ નામે એક વાર્તાસંગ્રહ ગુજરાતીમાં શ્રી રમણીક મેઘાણીએ આપ્યો છે.) 'તારિણી માઝિ' અદ્ભુત વાર્તા છે. મોત પ્રત્યક્ષ આવતાં આત્મરક્ષા અને પ્રેમ વચ્ચેના દ્વન્દ્વમાં આત્મરક્ષા, જિજીવિષા કેવી તો છતી જાય છે, તે કઠોર સત્યનું નિરૂપણ છે – તારિણી નામને સાર્થક કરતા એક તરવૈયાના પાત્ર દ્વારા. 'નારી ઓ નાગિન' નારી અને નાગણ – (બંને સ્ત્રીજાતિ–)ના વિદ્વેષની વાર્તા કુશળતાથી કહેવાઈ છે... એમની કોઈ પણ વાર્તા લો, શ્વાસોચ્છ્વાસની સહજગતિથી કહેવાઈ હોય એમ લાગે છે. તારાશંકરની એ સિદ્ધિ છે, કલાકાર તરીકે ટૂંકી વાર્તાના લેખક તારાશંકર નવલકથાકાર તારાશંકરથી ચઢિયાતા ગણાય છે.

૧૯૪૦માં 'કાલિન્દી' નવલકથા પ્રગટ થઈ તે પછી ઉત્તરોત્તર એક એકને અતિક્રમી જાય તેવી મનને મુગ્ધ કરી જતી નવલકથાઓ તેમણે આપી. 'કવિ' નવલકથામાં, બદનામ ગુનાહિત ડોમજાતિમાં જન્મેલો એક છોકરો નિતાઈચરણ એકાએક કવિ તરીકે પ્રગટ થાય છે. અહીં બંગાળના ગ્રામમેળાઓમાંની નાચમંડળીઓની અને કવિતા હરીફાઈઓની ભૂમિકામાં પ્રણયની કરુણગીતિ આલેખી છે. તો 'રાધા' નવલકથામાં મુગલ સામ્રાજ્યના પતનકાળની વાત સાથે, તે સમયની ધાર્મિક ચોકઠાની ભૂમિકામાં ઈર્ષ્યા, દ્વેષ અને અનાચારના ચિત્રણ સાથે ગોવિન્દમોહિનીની – રાધાની મર્મભેદક પ્રેમકથા છે. 'વસંતરાગ' અને 'સપ્તપદી'માં તારાશંકર બંગાળની ધરતી બહાર નીકળી દક્ષિણ ભારતની પૃષ્ઠભૂમિ લે છે. "જીવનમાં વસંતરાગ માત્ર એક વાર જ આવે છે, પણ પછી હંમેશને માટે મિથ્યા થઈ જાય છે – માત્ર સ્મૃતિ રહી જાય છે–" એ સત્યનો સાક્ષાત્કાર સંગીતાચાર્ય રંગનાયન્ અને ગમરકન્યા લક્ષ્મીનાં ચરિત્રો દ્વારા કરાવ્યો છે, જ્યારે લઘુનવલ 'સપ્તપદી' ઍન્ગ્લો-ઇન્ડિયન પાત્રની ભૂમિકામાં પ્રણયનાં ઉત્થાન-ની ભવ્યકરુણ કથા બની રહે છે. 'હાંસુલી બાંકેર ઉપકથા' નામની નવલકથાએ તેમને વિશેષ પ્રસિદ્ધિ આપી, બંગાળમાં. પણ બંગાળ બહાર વધારે પ્રસિદ્ધ થયા 'ગણદેવતા'થી.

જ્ઞાનપીઠ પુરસ્કારથી જાણીતી થયેલી નવલકથા

'ગણદેવતા' બંગાળના ગ્રામજીવનનું મહાકાવ્ય છે. અનેક પાત્રોની સૃષ્ટિ કરીને ગ્રામમાતાનો ચહેરો ઉપસાવ્યો છે. એ ચહેરાનું દર્શન ઉદાસ અને વેદના-મંડિત હોવા છતાં ઉજ્જ્વળ ભવિષ્યની ઝાંખી રેખાથી અંકિત છે. 'સમગ્ર ચંચલ જીવંત થઈ ઊઠ્યો છે અહીં' — રોજબરોજના જિવાતા જતા જીવનમાંથી આવતાં સરલ સહજ પાત્રોની સાથે સમગ્ર પરિવેશ — નદી, ખેતર, વૃક્ષવેલી, તળાવ, ઋતુઓ, ઋતુએ ઋતુએ આવતાં પર્વો અને ઉત્સવો — સમગ્ર ગણદેવતાનાં સુખદુઃખ સાથે વણાઈ ગયાં છે.

પરંતુ તારાશંકરની કીર્તિદા નવલકથા તો રહેશે 'આરોગ્યનિકેતન'. તારાશંકરની કેટલીક કથાઓની તાજગી સમયના વહેવા સાથે મુરઝાય એવી સંભાવના ખરી, 'આરોગ્યનિકેતન' સદાબહાર રહેશે. એલોપથી અને આયુર્વેદિક — એ બે ઉપચાર-પદ્ધતિઓના પડછે લેખક આલેખે છે પ્રેમ અને મૃત્યુના જુદા જુદા ચહેરાઓ. 'મૃત્યુ'ના તો કેટલા ચહેરા છે!

જીવન મહાશય — નદી ઘાટે ઊભેલા એક ખખડધજ વૃક્ષ જેવા જીવન મહાશય તારાશંકરનું અવિસ્મરણીય પાત્ર છે. 'આરોગ્યનિકેતન'ના સ્થાપક જગબંધુ મહાશયનો આ પુત્ર હાઈસ્કૂલમાં ભણી મેડિકલ કૉલેજમાં પ્રવેશવાનાં સ્વપ્નો સેવવા જતાં પ્રતિસ્પર્ધી ભૂપી બોસને મારી ફટકારી, ગામ પાછા આવી બાપ પાસેથી પરંપરાગત વૈદક શીખે છે, ગુરુ રંગનાથ પાસેથી એલોપથી પણ શીખે છે. પણ એમની સિદ્ધિ તો છે નાડીપરીક્ષા. નાડી પકડીને તે મૃત્યુના પગલાં સાંભળી શકતા. પોતાના એક-ના એક પુત્રના મૃત્યુની જેમ આગાહી કરી દેતી, તેમ અનેકના મૃત્યુની. છદ્મવેશી, અવગુંઠન ધારી આવતા મૃત્યુને તે ઓળખી જતા. આ બધા-વચ્ચે રહી રહીને જે ચહેરો ઉપસી જતો તે તો મંજરીનો. એ કહેતા આ 'મંજરી' એ જ એમનું મૃત્યુ છે. જેને દ્વાદશ વર્ષે પણ ષોડશી રૂપે જોઈ હતી, તે મંજરીની વૃદ્ધ વયે નાડી પકડીને તેના મૃત્યુની આગાહી કરવાનો પ્રસંગ આલેખી તારાશંકરે વિધિ-વક્રતાની ચરમસીમા બતાવી છે. અને છેવટે પોતાની નાડી પકડીને મૃત્યુનો અણસાર પારખી લેતા જીવનમશાય દિવસો સુધી ચિત્તમાંથી ખસતા નથી.

તારાશંકરની રચનાઓમાં જીવનનું એક કરુણદર્શન (tragic-vision) છે. આમ તો તેમની બધી રચનાઓમાં પ્રબળ જીવનશક્તિનો આવિષ્કાર છે. પણ એક બાજુ કઠોર નિયતિ અને બીજી બાજુ આખર સુધી તેની સામે ઝઝૂમતા મનુષ્યની અસહાયતામાંથી આ કરુણદર્શન જન્મ્યું છે, અને તેથી તો તેમનાં પાત્રો તેમની કરુણાભરી દૃષ્ટિનો શીતલ અભિષેક પામતાં રહ્યાં લાગે છે.

તારાશંકરને હવે તેમની સર્જનસૃષ્ટિમાં પામવા રહ્યા!

૨૧-૯-'૭૧ ભોળાભાઈ પટેલ



# સંશોધન - જ્યોતિ સ્ટાર્ટરની લાંબી આવરદાનું રહસ્ય

જ્યોતિ અદ્યતન સંશોધન કેન્દ્રમાં અવિરતપણે ચાલી રહેલું સંશોધન જ્યોતિ સ્ટાર્ટરની સફળતાનું રહસ્ય છે. જ્યોતિ સ્ટાર્ટર ગોઠવો-પરિણામ આપમેળે જોઈ શકશો-એ સ્ટાર્ટરને મરામત કરવાની કે બદલવાની આપને લાંબાગાળા સુધી જરૂર જ નહિ પડે! જ્યારે અન્ય સ્ટાર્ટરને વારંવાર મરામત કરવાં કે બદલવાં પડે છે ત્યારે જ્યોતિ સ્ટાર્ટર તો સતત સુંદર કામગીરી બજાવતું જ રહે છે. જ્યોતિ એટલેજ લાંબી આવરદાવાળું સ્ટાર્ટર! વિકટ પરિસ્થિતિ સામે ટકી શકે એવું આ સ્ટાર્ટર જ્યોતિ સંશોધન કેન્દ્રની આગવી સિદ્ધિ છે.




*quality is our creed*

## જ્યોતિ લિમિટેડ

સોલ સેલિંગ એજન્ટસ:
જ્યોતિ કૅલોર-એમાગ લિમિટેડ, વડોદરા ૩.
શાખાઓ : મુંબઈ • દિલ્હી • કલકત્તા • મદ્રાસ • લખનૌ
સિકંદરાબાદ • જયપુર



everest/839

# વિશ્વમાનવ ટ્રસ્ટનાં નવાં પ્રકાશનો

## ઇન્દિરાજી કયે માર્ગે ?

લે. ભોગીલાલ ગાંધી

[શ્રી મનુભાઈ પંચોળીના પ્રવેશક સાથે]

લોકશાહી મૂલ્યોની કસોટીએ પૃથક્કરણ

બીજી આવૃત્તિ

કિં. રૂ. ૨-૭૫

## આદ્ય સુધારક દુર્ગારામ મહેતાજી

લેખક · સંયોજક

ભોગીલાલ ગાંધી

જીવનના પ્રેરક પ્રસંગો : સુધારાની નોંધપોથી

સંસાર સુધારાના સંભાષણો

કિં. રૂ. ૭-૦૦

## નવયુગનો પ્રહરી નર્મદ

લે. ભોગીલાલ ગાંધી

પ્રેરક જીવનની ઝાંખી ઉપરાંત

મૌલિક ચિંતન અને સર્જનની

ચૂંટેલી સામગ્રી સાથે

રૂ. -૫૦

## ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસ

[૧૮૮૫થી ૧૯૪૭]

લે. નરહરિભાઈ પરીખ

નરહરિ કે. ભટ્ટ

સરળ મુદ્દાસર ઐતિહાસિક આલેખન

રૂ. ૪-૦૦

## રવીન્દ્રચિંતન

લે. ભોગીલાલ ગાંધી

કવિવર રવીન્દ્રનાથ ટાગોરના જીવનદર્શનનાં જુદા જુદા પાસાંની સર્વાંગીણ સમીક્ષા કરતું એક પણ પુસ્તક આપણા સાહિત્યમાં નહોતું. 'રવીન્દ્રચિંતન'-ના પ્રકાશનથી આ ખોટ કંઈક અંશે પુરાય છે. શ્રી ભોગીલાલ ગાંધીએ ટાગોરના જીવનને સીધું બંગાળીમાંથી આત્મસાત્ કર્યું છે, એટલું જ નહિ પણ ટાગોરની વિચારણાને માત્ર ભારતીય જ નહિ પણ સમગ્ર વિશ્વની સંસ્કૃતિના સંદર્ભમાં મૂકીને મૂલવવા જેટલી દૃષ્ટિની વિશાળતા અને અભ્યાસની પરિપક્વતા પણ શ્રી ગાંધી ધરાવે છે. આવા અધિકારી વિદ્વાનને હાથે લખાયેલું આ પુસ્તક આપણા ટાગોર સાહિત્યમાં એક નવી જ ભાત પાડે છે.

(ગ્રંથ ઓગસ્ટ '૭૧) પ્રકાશ મહેતા

કિં. રૂ. ૪-૦૦

## મિતાક્ષર

લે. ભોગીલાલ ગાંધી

તમારા (ભોગીલાલ ગાંધીના) અનેકદેશીય મનન-ચિંતન–અન્વીક્ષણની સંતર્પક વાનગી એમાં મળે છે. દૃષ્ટિપાત, અને ક્યાંક 'મનોવ્યાયામ' પણ કર્યો તે સંતર્પક બન્યો.

૫-૨-'૭૧ –રામપ્રસાદ બક્ષી

તમારા (ભોગીલાલ ગાંધીના) રસના અને મનનના અનેક વિષયો છે અને તમારી દૃષ્ટિમાં સમતા અને તટસ્થતા છે, એ તો આ ગ્રંથો ('મિતાક્ષર' અને 'રવીન્દ્રચિંતન')માં પહેલી નજરે પણ જોઈ શકાય. આપણા સાહિત્ય પદાર્થનો ઐતિહાસિક અને વૈચારિક સંદર્ભ તમે સારો વિચાર્યો છે.

–વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

કિં. રૂ. ૭-૫૦

પ્રાપ્તિસ્થાન

### ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી માર્ગ : ફુવારા પાસે, અમદાવાદ-૧.



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા–૧ (ફોન : ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઇચ્છે છે.

આ હેતુ પાર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)

**વિશ્વમાનવ** [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧·૫૦]

**પરામર્શ** નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી

**સંપાદન** પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * મુકુંદરાય મુનિ * સુમન શાહ * સુભદ્રા ગાંધી

**પ્રકાશન** પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯ (ફોન : ૭૯૪૩૬)

**મુદ્રણ** એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ–૭

**હિસાબ–લવાજમ** જયંતી મોના, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા–

* સંપાદકીય પત્રવ્યવહાર : પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હૉસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ–
* સાહિત્ય વિભાગ (વિવેચન) : સુમન શાહ, સ્ટેશન રોડ, કપડવંજ (જિ. ખેડા)

મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી ભાઈ ઍન્ડ કંપની, ૪૪ નાનદેવી કોસલેન મુંબઈ–૩

# અથ ચ

નવેમ્બરની અધવચમાં આન્દ્રે માલરો. બાંગલા દેશની મુક્તિવાહિનીની કુમકે આવી લાગે તો નવાઈ નહિ. માલરોને હમણાં હમણાં જ મળી આવેલા મુલાકાતીઓ કહે છે કે બાંગલા દેશના નકશાની ને ત્યાં રોજ રોજ પલટાતાં ચિત્રની એને રજેરજ જાણ છે.

બાંગલા દેશ પરની આંતરરાષ્ટ્રીય પરિષદ ટાંકણે જ માલરોએ એના વલણનો સાફ ખ્યાલ આપી દીધો હતો. હાજર રહેવાનું માંડી વાળતાં એણે કહ્યું હતું કે પાક. રણગાડીઓ બાંગલા દેશને રોળતી રહે ને બૌદ્ધિકો લેખ લખ્યા કરે એનો શો અર્થ? 'હવે તો બાંગલા દેશને નામે એ જ બોલી શકે કે જે એને માટે લડવા તૈયાર હોય.' આ ફ્રેન્ચ બૌદ્ધિકનાં વચનોમાં શેખી કે ડંફાસ નથી. છેલ્લાં અડતાળીસ વરસ દરમ્યાન એણે હિન્દી-ચીનના ક્રાન્તિકારી આંદોલનથી માંડીને સ્પેનના આંતરવિગ્રહમાં ને અન્યત્ર પણ સ્વાધીનતાવાદી દળોનું સશસ્ત્ર સમર્થન કર્યું છે.

એને લાગે છે કે આજે, ખાસ તો વિયેટનામ પછી, સીધો મુકાબલો અનિવાર્ય બની ગયો છે. ('Since Vietnam you cannot defend a cause without active combat.')

પણ બંગ મુક્તિવાહિનીના નેજા હેઠળ લડવાની એની તત્પરતાના મૂળમાં માત્ર આ બૌદ્ધિક પ્રતીતિ જ નથી. માલરોની પ્રતીતિને એની જીવનનિષ્ઠાના પુટ ચડયા છે. 'ઍન્ટી-મેમ્વાર'માં એણે કહ્યું છે કે સદાય એની આસ્થા પેલા ક્રાન્તિકારી રાગાવેશમાં રહી છે. ન્યાય માટેની માનવીય અભીપ્સા બલકે, હકપૂર્વકની માગ અનેક અનેક રૂપે પ્રગટ થતી રહે છે. માલરો પાસે એને માટે એક જ શબ્દ છે: ક્રાન્તિકારી રાગાવેશ. આ રાગાવેશ, આ જોસ્સો કોઈ એક વર્ગ કે પક્ષનો, સંપ્રદાય કે રાષ્ટ્રનો એકાધિકાર નથી. ક્રાન્તિની આ કામના વૈશ્વિક જ હોય. એને પુષ્ટિ મળે માનવના ત્યાગ ને તિતિક્ષાથી, બલિદાનથી.

એવું નથી કે આ ક્રાન્તિઝંખના પ્રસ્તાવ ને પ્રવચન રૂપે પ્રગટ ન જ થાય. એમ તો સંયુક્ત રાષ્ટ્રસંસ્થા સમક્ષ બાંગલા દેશ વતી સાફ સાફ વાતો સંભળાવવાની ઇચ્છા માલરોને પણ છે. ચેગુવેરાનો દોસ્ત ને ફ્રેન્ચ બુદ્ધિજીવી રેજી દેબ્રે બોલિવિયાની જેલમાં સબડતો હતો ત્યારે, ૧૯૬૯માં, ચૌદ ચૌદ વરસના અબોલા કોરાણે મૂકીને માલરોએ દેબ્રેની મુક્તિ માટેના વિનંતીપત્ર પર સાર્ત્રની સાથોસાથ સહી કરી હતી. માલરો, સાર્ત્ર ને મોરિયાક ત્રણે આમ એકપત્ર થયા એણે ફ્રાન્સના જાહેરજીવન પર જેવી તેવી અસર નહોતી પાડી. કારણ ફ્રાન્સ એક એવો મુલક છે જે એના અદાકારો ને રાજકારણીઓ કરતાં લેખકોને અદકેરી અદબના અધિકારીમાને છે. માલરો દ' ગોલના પ્રધાનમંડળમાં હતા એ દિવસોમાંય એ પ્રજાએ Le Maitre (the Master) કહ્યા હોય તો માલરોને, નહિ કે દ' ગોલને.

પણ મુદ્દાની ફરિયાદ એ છે કે બુદ્ધિજીવી નામના પ્રાણીને પ્રસ્તાવ ને પ્રવચનમાં જ ઇતિશ્રી માનવાનો સગવડિયો ઉપચાર સદી ગયો છે. કોકને અન્યાય થયો એટલે ચર્ચાપત્ર લખ્યું ને જાતને કૃતકૃત્ય માનીને છૂટા પડ્યા! એટલે જ તો ફ્રાન્સના તરુણ નાર્મિક વૉલિન્સ્કીએ એક નાટક લખ્યું છે: કેવળ આટલા ખાતર (પૂછે એકાદ ચર્ચાપત્રથી સરવાશે તેટલા જ ખાતર!) છેક મરવા લગીની તરદી શું કામ વહોરવી, ભલા?'

●

આશરે એક દાયકા પર નેહરુ ને માલરો પહેલવહેલા મળેલા. 'ડિસ્કવરી'માં નેહરુ નોંધે છે કે (આઝાદીના આંદોલનના એ દિવસોમાંય) માલરોએ પૂછેલો પહેલો પ્રશ્ન આ હતો: હિન્દુ ધર્મનું અસલી ચૈતન્ય તો અકબંધ છે ને? તો તો બેડો પાર.

૧૯૫૮માં બંને બીજી વાર મળ્યા ત્યારેય વૉલ્ટેરના આ ઉદ્ગારો માલરોને હોઠે આવી ગયા હતા: અમને જે કંઈ મળ્યું છે તે તો ગંગાકાંઠેથી, જ્યાં આદિ ગ્રીકો જ્ઞાનની નિઃશેષ કામનાથી પ્રેરાઈને લાગ્યાં હતા.

અને આજે સીનને કાંઠેથી બૌદ્ધિકના દાયિત્વનો ખ્યાલ નવી ધાર, નવી સંગતિ ને નવા પરિમાણ સાથે આવે છે. રુધિરરંગી પદ્માના વિમોચન અર્થે? ના, સ્વાધીનતા ઝંખતી સમસ્ત માનવજાતને માટે.

પ્રકાશ ન. શાહ

# ક્રુશ્ચૉવ: વામનનાં વિરાટ વલખાં* | ભોગીલાલ ગાંધી

૧

૧૯૧૭ના નવેમ્બરમાં લેનિનના નેતૃત્વમાં શ્રમજીવી ક્રાંતિ થઈ. ૧૯૨૪ના આરંભે લેનિનનું અવસાન થતાં સોવિયેત ક્રાંતિનો અરધો દાયકો પૂરો થયો. ૧૯૫૩માં સ્તાલિનનું મરણ થતાં સમાજવાદી વિકાસનો આતંકવાદી યુગ આથમ્યો. ૧૯૬૪માં ક્રુશ્ચૉવ પદભ્રષ્ટ થતાં સોવિયેત ઇતિહાસના 'નવા ઉઘાડ'નો પ્રારંભિક દાયકો પૂરો થયો. રશિયાની પ્રજાની આકરી કસોટીના આ ત્રણે તબક્કા ઇતિહાસવિદો અને અભ્યાસીઓની દૃષ્ટિએ ઘણા જ મહત્ત્વના છે. આપણે અહીં ક્રુશ્ચૉવયુગની તાસીર જોઈશું.

સ્તાલિનનું મરણ થતાં તેના વારસદારોમાં ભયંકર ભય વ્યાપી ગયો હતો. સ્તાલિનના ગુપ્તચર તંત્રનો વડો બેરિયા ભયંકર આદમી હતો. સ્તાલિનની ગંભીર માંદગી દરમ્યાન એણે પૂરતો જાપ્તો કરી લીધો હતો. શું એ એના ગુપ્તચર તંત્રનો ઉપયોગ કરીને સત્તા ઝડપી બેસી જશે? કે પછી સ્તાલિનનો પ્રાઇવેટ સેક્રેટરી અને તેની અંગત ગુપ્ત ટુકડીનો વડો પોસ્ક્રેબિશેવ કોઈ નવો ઉત્પાત કરશે? આ બેઉ ઝુકોવ દ્વારા સૈન્યનો ઉપયોગ કરી શકશે? કે પછી પ્રજાની અંદર વરસોથી ધૂંધવાઈ રહેલો અગ્નિ પ્રચંડ અને વ્યાપક વિદ્રોહમાં ફાટી નીકળશે? દેશ આખો આંતરવિગ્રહમાં કે કોઈ તો નહિ જાય? અને ત્યારે વિદેશી સત્તાઓ પણ શું નહિ કરે? સ્તાલિનના છતાં હોઠ ઉઘાડવામાંય જોખમ જોનારા અને એકબીજાને હડસેલીને ઉપર આવવાની યુક્તિઓમાં રચ્યાપચ્યા રહેલા વારસદારો ઘડીભર તો તરેહ તરેહના ભયના માર્યા ભેગા થઈ ગયા. સર્વાનુમતે નિર્ણય કરી લીધો. તે મુજબ પાર્ટીનો પ્રથમ મંત્રી માલેન્કોવ વડો પ્રધાન બન્યો, બેરિયા, મોલોતોવ, બુલ્ગાનિન અને કાગાનોવિચ નાયબ પ્રધાનો બન્યા. ઝુકોવને સંરક્ષણ ખાતાનો નાયબ પ્રધાન નીમ્યો. ત્યારે ક્રુશ્ચૉવનો નંબર કમ્યુ. સત્તાની ક્રમિક શ્રેણીમાં પાંચમો હતો; પણ માલેન્કોવ પછી બીજા નંબરનો તે પાર્ટીમંત્રી હતો, અને ૧૧ માણસના પ્રમુખમંડળનો સભ્ય પણ હતો. અને તે તેનાં બેઉ સ્થાન પર કાયમ રહ્યો. પરંતુ આ નિર્ણયની સાથે જ સૌથી જોખમી સ્તાલિનની 'અંગત ગુપ્ત' ટુકડીના વડા પોસ્ક્રેબિશેવને તથા તેના અનેક સાગરીતોને તત્કાલ યમધામમાં પહોંચાડી દેવામાં આવ્યા.

તત્કાલ ભયમાંથી બચવા પૂરતી આ ગોઠવણ ને કારવાઈ ભલેને સર્વાનુમતિથી હોય; પરંતુ સ્તાલિનની અંત્યેષ્ટિ ક્રિયા પતી તેના બીજા જ દિવસ (૧૦ માર્ચ)થી આંતરિક સંઘર્ષના ઇશારા દેખાવા માંડ્યા હતા. વડા પ્રધાન બનેલા માલેન્કોવનું નામ — સોવિયેત પ્રેસમાં (ખાસ કરીને પાર્ટી મુખપત્ર 'પ્રાવદા'માં) મોટા ટાઇપમાં અને આગળ પડતું છપાતું હતું, તે પાછળ હટતું ગયું.

આરંભના આ દિવસોમાં માલેન્કોવ, બેરિયા અને મોલોતોવની ત્રિપુટી 'મુખ્ય સત્તાધારી' હતી. વરસોથી એ સ્તાલિનના નજીકના સાગરીતો હતા. છતાં, સ્તાલિનયુગના હત્યાકાંડથી ત્રાસી ઊઠેલી પ્રજાને અગાઉની રીતે રૂંધી રાખીને આગળ વધવાની કોઈની

* ક્રુશ્ચૉવનું અવસાન તા. ૧૧-૯-'૭૧

હિંમત ન હતી. એવી શક્યતા પણ દેખાતી ન હતી. એક વાર તો, પ્રજાને થોડોક શ્વાસ ખાવા જેટલીય રાહત આપ્યા વિના છૂટકો નથી, એમ પણ સૌને લાગતું હતું. પરિણામે માલેન્કોવના શાસનના આરંભે જ, દેશની અંદરની શ્રમછાવણીઓમાં વરસોથી યાતના ભોગવી રહેલા લાખો માણસોની મુક્તિ શરૂ થઈ ગઈ. અનેક 'દોષિતો' નિર્દોષ જાહેર થયા; આહુતિ અપાઈ ચૂકી હતી તેમાંના અનેક મૃત્યૂત્તર 'વફાદાર નાગરિક' તરીકે પુનઃ પ્રતિષ્ઠિત કર્યા...

બીજી બાજુ, આ જ અરસામાં પૂર્વ જર્મનીની સ્તાલિનવાદી સરકાર સામે ત્યાંની પ્રજાએ બંડ જગાવ્યું. રશિયાની રણગાડીઓએ પહોંચી જઈને બંડ દબાવી દીધું ! અને ઘરઆંગણે આવું કંઈ બને તે પહેલાં સ્તાલિનના વારસદારોએ બેરિયાને (સ્તાલિનના ગુપ્તતંત્રના વડાને) હોળીનું નાળિયેર બનાવ્યો. બેરિયા મુખ્ય નેતાઓમાંનો એક હોવા છતાં તેની ગેરહાજરીમાં મળીને 'પ્રમુખમંડળ સામે કાવતરું કર્યા'નો તેના પર આક્ષેપ મૂકવાનું નક્કી કરી ચાલુ બેઠકે તેને બોલાવ્યો; અને ત્યાં ને ત્યાં તેને ઠાર કર્યો. બાદ તેના ડઝનેક સાગરીતોનેય ખતમ કર્યા. પરંતુ આ ઘટનાની જાહેરાત પાંચ-છ મહિના બાદ (ડિસેમ્બરમાં) કરવામાં આવી ! આમ સ્તાલિન પછીના સત્તાસંઘર્ષનો આરંભ જ સાથીઓના ખૂનથી થયો હતો. આ પછી ખૂનનું સ્થાન ખંધા વ્યૂહે લીધું. આ દરમ્યાન ક્રુશ્ચૉવનો નંબર પાંચમાને બદલે માલેન્કોવ, મોલોતોવ પછીને ત્રીજે સ્થાને ઊંચો ચડ્યો હતો. ક્રુશ્ચૉવ બહુ સિફતપૂર્વક પોતાનો દાવ ખેલી રહ્યો હતો. બેરિયા પછી મોલોતોવને સ્તાલિનવાદી તરીકે ખુલ્લો પાડવાની તેની રમત આગળ વધી રહી હતી. મોલોતોવે પણ ભય વરતી જઈને માલેન્કોવને તત્કાલ પડતો મૂક્યો. પલ્લું નમતાં જ માલેન્કોવ માટે પાર્ટીના પ્રથમ મંત્રી અને વડા પ્રધાનનું પદ એકસાથે ટકાવી રાખવાનું અશક્ય બન્યું. અને પાર્ટીના પ્રથમ મંત્રીપદેથી છૂટો થતાં ક્રુશ્ચૉવના હાથમાં પાર્ટીની લગામ આવી ગઈ (સપ્ટેમ્બર, ૧૯૫૩)...આ પછી માલેન્કોવ-ક્રુશ્ચૉવ વચ્ચેનો ખરેખરો સંઘર્ષ શરૂ થયો.

માલેન્કોવની પાછળ રશિયાના ઉદ્યોગીકરણની નીપજ જેવા ટેકનિશિયનો, એંજિનિયરો, મૅનેજરો, વિજ્ઞાનીઓની સધ્ધર અને મોટી જમાતનો ટેકો હતો. ત્યારે ક્રુશ્ચૉવની લાગવગ પાર્ટી-કાર્યકરોમાં સીમિત હતી. ૧૯૩૧થી પાર્ટીના એક જિલ્લામંત્રી તરીકે તેની કારકિર્દી શરૂ થયેલી; ૧૯૩૪માં પાર્ટીની સેંટ્રલ કમિટીના સભ્યપદે બઢતી મળી હતી. ત્યાર બાદ, ૧૯૩૮થી તેણે સ્તાલિનના ખાસ પ્રતિનિધિ તરીકે યુક્રેનમાં પાર્ટીતંત્રના સંચાલનમાં મુખ્ય ભાગ ભજવ્યો હતો; ત્યાર બાદ મૉસ્કોમાંય.

આ રીતે બેઉ સમાન બળિયા હતા. વળી, માલેન્કોવે (અલબત્ત સામૂહિક નેતૃત્વમાં) તેના નવા શાસન દરમ્યાન ગુપ્તતંત્રને વિખેરી નાખીને ન્યાયતંત્ર પુનઃ સ્થાપિત કરવાનું, શ્રમછાવણીઓમાંથી લાખો માનવીઓને મુક્ત કરવાનું કામ આરંભી દીધું હતું. પ્રજાની આંખે દેખાય તેવો 'થૉ' (નવો ઉઘાડ) શરૂ થઈ ગયો હતો. વધુમાં, માલેન્કોવે ઔદ્યોગિક વિકાસની સાથોસાથ સર્વસાધારણ પ્રજાજનને જરૂરી વપરાશી ચીજવસ્તુના ઉત્પાદનની સિફારસ કરી હતી. અણુશસ્ત્રોની આંધળી દોટના સર્વનાશી પરિણામ અંગે ચિંતા વ્યક્ત કરીને તેની પાછળ થઈ રહેલા લખલૂટ ખર્ચમાં કાપ મૂકવાનું પણ સૂચવ્યું હતું; ખેડૂતોને રાહત મળે તેવા રસ્તાય સૂચવ્યા હતા.

આમ, માલેન્કોવની ઇમેજ 'સુધારક' તરીકે બંધાઈ રહી હતી. પરંતુ આ બધું સફળતાપૂર્વક પાર પાડવાનું સરળ ન હતું. એક બાજુ, નજીવી રાહત અને બીજી બાજુ પ્રજાની વધતી જતી અપેક્ષા! એક બાજુ પાર્ટીની જડબેસલાખ પકડ, બીજી બાજુ રાજ્યતંત્ર દ્વારા મુક્ત રીતે આગળ વધવાની જરૂરિયાત...સમસ્યા કઠોર હતી. માલેન્કોવે પાર્ટીને બદલે પ્રધાનમંડળ અને બૌદ્ધિકો-ટેકનિશિયનો દ્વારા આગળ વધવાનો માર્ગ હિતકર લેખ્યો હતો.

સામૂહિક નેતૃત્વના આ દિવસોમાં, સુધારાની પ્રગતિની બાબતમાં ક્રુશ્ચૉવનો ફાળો નોંધપાત્ર હતો: માલેન્કોવ-મોલોતોવ-કાગાનોવિચની ત્રિપુટી ઉપર

[અનુસંધાન પૃ. ૪૯૯ ઉપર]

# પાંચ કાવ્યો | પવનકુમાર જૈન

### અચરજ

મને અચરજ થાય છે
કે આ મોડા ઊગતા
પૂર્વના તારાઓનું શું થશે?!
શું તેઓ પૂર્વમાં જ
આથમી જશે? કે
શું તેઓ નહિ જ આથમે?
શું તેઓ ઝડપ વધારી
દેશે!
પરોઢ.

### અસ્તિત્વનું ફૂલ

શું તું અસ્તિત્વના ફૂલની
ફોરમ છે, કે એનો વર્ણ
છે, કે એની નજાકત છે,
કે તું ફક્ત બધાંમાં એક
પાંખડી જ છે, મારી જેમ?
મને થાય છે કે હું તારી
સૌથી નજીકની પાંખડી જ
હોઉં તો સારું!

### મમત્વ

મેં જે રેખાંકન છેલ્લું
કર્યું તે તું નથી, કે
નથી તું મારું પહેલું
લખેલું કાવ્ય, કે નથી
તું મારું પહેલું રુદન,
તું મારો જીવનનો
નિશ્ચય પણ નથી જ,
આવી કોઈ રીતે તો
તારે મારા થવું હતું!

### ફૂલો

મિત્ર, તને આપવા માટે
મેં ફૂલો ચૂંટ્યાં.
'મિલો'એ આખા દિવસ પૂરતું
પર્યાપ્ત ઉત્પાદન કર્યું.
ધુમાડિયાંઓએ ધૂમ્રપાન કર્યું,
અને અટક્યાં.
મારા પ્રાધ્યાપકે હમેશ મુજબ
એમની ચલમ પીધી.
હું વણઆપેલાં ફૂલો
સાથે જ ઘરે આવ્યો.
મારા પરમપ્રિય મિત્ર,
હું ચૂંટવાથી આગળ
ન વધી શક્યો.

### સાપ

મારા મિત્ર, તું સાપ છે.
તેં મને ડંખ માર્યો છે.
એથી મારા પ્રાણમાં કાળ
ઝાળ લાગી છે.
તું જતો રહ્યો છે.
લિસોટો રહ્યો છે.
બધું આમ તો અકબંધ
જ છે.
હું તારા પાછા ફરવાની
રાહ જોઉં છું, એમ પૂછવા
માટે કે તેં મને
ડંખ શા માટે માર્યો?

એણે ધીમેકથી જમણી બાજુ પલંગને છેડે પડેલી પર્સ પોતા તરફ ખેંચી. બે પાખિમાં ખોલ્યાં. અંદરથી પેન કાઢી ને એ લખવા બેઠી.

'તને ખબર નથી મને લાગે છે, લાગ્યા કરે છે કે જિંદગી લાંબી ને લાંબી ને લાંબી જ લાંબી થતી જાય છે.'

એણે માથા પર સહેજ હાથ ફેરવ્યો. ડાબો હાથ વાળમાં ભરાઈ ગયો. એણે બહાર જોયું. કોઈ વાહન દેખાતું નહોતું પણ એણે એ જોયું નહોતું. એ ધીમુકેથી બોલી 'જિંદગી ખૂબ લાંબી દેખાય છે.'

'અમે જમવા બેસતાં ત્યારે પ્રોટોકોલ સંભાળાતો હોય તેવું મને લાગતું. વચ્ચે માલિક બેસતા. એમની ડાબી બાજુ હું ને મારી સામે, એટલે કે એમની જમણી બાજુ એમનો ભત્રીજો બેસતો. ચુપચાપ અમે જમી લેતાં. ઘણી વાર લાગતું જાણે કોઈ કોઈને ઓળખતું નથી. મહેમાનો આવતા ત્યારે મારી જગા ડાબી તરફ ખસેડવા માંડતી. ને ભત્રીજાની જમણી બાજુએ. પણ લગભગ એવું બનતું કે હું ને એમનો ભત્રીજો બરાબર સામસામી ખુરશી પર રહેતાં.'

એણે એક ઊંડો શ્વાસ લીધો. આ બધું હું શું લખું છું? મારે આવું કંઈ લખવું નથી તોય?

'પણ હું એ બધું લખવા નથી બેઠી. આજની વાત કરું તો હું એવી લાઇબ્રેરીમાં ગઈ'તી જ્યાં લાઇબ્રેરી જેવું કંઈ લાગતું નહોતું. પણ મકાન બેહદ સુંદર લાગતું હતું. વાચનાલયમાં બેઠાં બેઠાં બારીમાંથી બહાર નજર કરો તો હાથવેંત દૂર મૂકેલાં ઝાડ દેખાય ને વાચનાલય પાંચમા માળ પર હતું. ઝાડ ખૂબ ઊંચાં હતાં. એણે ફરી ઝાડ યાદ કરવા માંડ્યાં. ઝાડ ખરેખર ઊંચાં હતાં. આકાશને ઢાંકી દેતાં હતાં. બારી બહાર પંખી નહોતાં દેખાતાં. ઝાડ ડોલતાં નહોતાં. સ્થિર ને સુસ્થિર ઊભાં'તાં.

'પછી હું બહાર નીકળી ગયેલી. બસ લેવાનો સવાલ નહોતો. પાછા જવું'તું એ જગા માઈલ દૂર હતી. માઈલો દૂર લાગતી હતી. થોડી વારે ટેક્સી જેવું કંઈક આવ્યું. મેં હાથ હલાવ્યો. એ થોભી ને હું અંદર બેસી ગઈ. મેં પહેલી વાર એવું વિચાર્યું કે મકાન સુંદર હતું. કદાચ આ જ જગા મને સૌથી વધુ ગમી. ત્યાં બહાર પથ્થરના બાંકડા પડેલા. ઉપર ચડતી વખતે વચ્ચે રવેશ જેવું કંઈક હતું. તે પર ઝાડનો છાંયો જીવાયેલો રહેતો. ત્યાંયે ત્રણ બાંકડા હતા. અહીં બેઠાં બેઠાં વાતો કરવાની ખરેખર મજા પડે એવો વિચાર મને દાદરો ઊતરતી વખતે ત્યાં નજર પડતાં ને ત્યાંથી પસાર થતી વખતે ને ત્યાંથી બહાર નીકળીને ટેક્સી જેવી જે વાહનચીજ હતી તેમાં બેઠા પછી આવેલો. મેં ચારે બાજુ જોયું. ટેક્સી પૂરપાટ દોડતી હતી, ને મારી બાજુમાં કોઈ વિયેટનામી કે ચાઇનીઝ સ્ત્રી બેઠી હતી.'

પછી ટેક્સીએ એને સ્ટૉપ પર છોડી. ત્યાંથી એ સિક્સો લઈને પાછી ફરેલી. પછી એણે સમાચાર સાંભળેલા. ને પછી જમવા ગયેલી.

'આજે જ અઠવાડિયાથી આવેલા બે મહેમાન ગયા. ને હું જમવા ગઈ ત્યારે વચ્ચેની ખુરશી પર ને આજુબાજુની બે ખુરશી પર પ્લેટો ગોઠવાયેલી. હું જમી. માલિક વચ્ચે બેઠા'તા. મહેમાનો સવારે

ગયેલા. તેમના જવા વિષે કોઈએ કંઈ વાત ન કરી. એમના આવવા વિષેય કોઈએ નહોતી કરી.'

એને લાગ્યું એનું મન માંદગીમાં પટકાયું છે. એને લાગ્યું એને હળવા થવાની જરૂર છે. એને લાગ્યું કંઈક ખૂબ ભારે ચીજ એના માથામાં ઘૂસી ગઈ છે. એને થયું રડવાથી મન હળવું થઈ જાય. રડવા માટે કોઈ વાજબી કારણ એ શોધવા માંડી. ત્યારે એને યાદ આવ્યું કે બહુ બહુ વખત પહેલાં એણે કોઈકનો કોઈક લેખ વાંચેલો તેમાં કહેલું કે રોવાથી માણસની તંદુરસ્તી વધે છે — રોઈ લેવાથી. પછી એ વિચારવા માંડી કે એવું કેમ હશે?

'કદાચ અને આ બધું વાંચવાનો કંટાળો આવે. કદાચ તોય તું આ બધું ફરી ફરી વાંચે. કદાચ તોય તું ન કંટાળે. મને ખબર નથી. તેં મને પૂછેલું, તું મને પૂછતી, "કેમ?" "શા માટે?" ને હું કહેતી "મને ખબર નથી..." "મને ખબર નથી" એ મારો એકમાત્ર જવાબ છે. મને ખરેખર ખબર નથી તને આ વાંચવું ગમશે કે નહિ.'

એણે પેન સામું જોયું. નવી પાર્કર. ચાઈનીઝ બનાવટ. એ જોઈ રહી. નાનપણમાં એને અજાની પાર્કર પેન, એ બહાર ગયા હોય ત્યારે, એમના કોટમાંથી કાઢીને લખવાનું ખૂબ મન થતું. ઘણી વાર પેન્સિલથી લખતી વખતે એ વિચારતી કે આટલો ભાગ અજાની પેનથી લખીશ. માએ ઘણી વાર કહેલું કે અજાની પેન નહિ લેવાની. એ પછી એને અજાની પેનથી લખવાની તાલાવેલી થયા કરતી'તી. પેનની નિબ આટલી આટલી નાની હોય તોય કેમ લખાય તેનું તેને આશ્ચર્ય થતું.

'આજે, ના, કાલે પાર્કર ખરીદવી પડી. જૂની પ્લેટોની નિબ ખરાબ થઈ ગઈ'તી. બદલાવવા માટે અહીં તહીં ભટકી, પણ નિબ જ ન મળી. અંતે સસ્તી નાની પેન ખરીદવાનો વિચાર કર્યો. પણ અહીંની બનાવટ તદ્દન નકામી છે એવું માલિકે કહ્યું ને એમની દુકાનમાંથી મેં પાર્કર ખરીદી. એ જ પેનથી આ બધું લખું છું. અહીં બધા પાર્કર બોલ વાપરે છે. મને બોલપેન નથી ગમતી એટલે મેં શાહી ભરવાની પેન જ લીધી છે.'

એણે ફરી પેન સામું જોયું. નામ વાંચ્યું. રંગ જોયો. ને તરત એને ખ્યાલ આવ્યો કે એણે ખાસ તો નોટ ઉતારવા માટે પેન ખરીદી છે. નોટ ઉતારવાના વિચારે એને સાંજ યાદ આવી. સાંજે પાર્ટીમાં પેલા પ્રોફેસર મળશે એમની સાથે મુલાકાત લેવાની છે.

'હું પાર્ટીઓથી કંટાળી છું. એક તો મારી પાસે પૂરતાં કપડાં નથી. પાર્ટીમાં જવાનું હોય ત્યારે બે દિવસ આગળથી મારે એક ડ્રેસ તૈયાર રાખવો પડે છે. ને... પણ એ તો હવે કાયમની મુશ્કેલી થઈ ગઈ છે. તું આપતી'તી એ સાડીઓ લઈ લીધી હોત તો કંઈક આરામ રહેત. પણ હવે મેં નક્કી કર્યું છે કે હવે પછી કોઈ પાર્ટીમાં નહિ જઉં. પાર્ટીમાં કામ અંગે જરૂરી ઘણા લોકો સાથે પરિચય થાય છે, મુલાકાત ગોઠવાય છે ને કામ ચાલતું રહે છે. પણ હવે એવી કોઈ જરૂર પણ નથી; ને તેથી હું પાર્ટીમાં નથી જવાની.'

પણ અહીં સમય પસાર કરવા માટે કોઈ જ મનોરંજન-વ્યવસ્થા નથી. એને વિચાર આવ્યો. અહીંનાં થિયેટરો કચરા જેવાં ને એથીય વધુ કચરા જેવી ફિલ્મો ને એથીય વધુ કચરા જેવાં પોસ્ટરો. ફરવા જવાની જગાય દેખાતી નથી. છેલ્લે એ પાર્ટીમાં જતી તેનું એક કારણ આ પણ હતું. પણ એને રોજેરોજ એકના એક ચહેરા ને ભડકાભાત રંગોથી આવરાયેલાં શરીરો જોવાનો કંટાળો આવતો. એને કોઈ સાથે વાત કરવાનું ન ફાવતું. પાર્ટીમાં લગભગ 'પાર્ટીમાં પહેરવા માટેની સાડીઓ'ની વાતો સાંભળતી વખતે એને ફરી થતું કે એણે ખૂબ ઓછી સાડીઓ રાખી છે.

'પણ અહીં આવતાં પહેલાં મને કલ્પનાય નહોતી કે આમ એકાએક પાર્ટીઓના અહીં રાફડા ફાટતા હશે. જોકે ખબર હોત તોય ફેર શો પડત? અહીં આવતાં પહેલાં બજેટ કેટલું ટાઇટ હતું! એકને બદલે બે સાડી ખરીદતાંય આપણે વિચારવું પડેલું. ને...તું'

આપતી'તી એ સાડીઓ લીધી હોત તો એનાં મેચિંગ બ્લાઉઝ ખરીદવાનીય ક્યા ગુંજાઈશ હતી? કદાચ એટલે જ મેં ના પાડી હશે. અરે પણ બૅગમાં જગાય ક્યાં હતી? ને એકસ્ટ્રા લગેજ ચાર્જ આપવાનીય ક્યાં... પછી તું ઍરોડ્રોમથી પાછી કેવી રીતે ફરેલી!'

એણે ફરી શ્વાસ લીધો. વધુ ઊંડો, ખિન્નુને બૂમ પાડીને બોલાવવાનો ને ચા બનાવવાનું કહેવાનો વિચાર આવ્યો. પણ હજુ એ ઊંઘતી હશે. એ બેસી રહી. થોડી વાર એમ જ. એને ફરી વિચાર આવ્યો કે જિંદગી ખરેખર લાંબી છે. કંટાળી જવાય એટલી લાંબી: ગૂંગળાઈ જવાય ત્યાં સુધી ચાલ્યાં કરતી લાંબી.

'જિંદગીનો અંત આવી જાય તો ખરેખર ખૂબ મજા પડે. સાચું માન, હમણાં હમણાં આ જ વિચારો, આ રીતે જ ચાલે છે. જિંદગી લાંબી ને લાંબી લાગે છે એ જરાય નથી ગમતું.'

પણ આ બધું લખવાનો શો અર્થ છે? એને થયું આ બધું એને લખવાની શી જરૂર?

'મનેય ખબર નથી—ખરેખર, ખબર નથી—કે આ બધું તને કેમ લખું છું. લખવાનો શો અર્થ? ને તેય આ બધું?—'

એને એવું કંઈક કરવું'તું જેથી એ હળવી થઈ જાય... 'ઉનિશ આર હેવી.' કોઈકે એને કહેલું. ત્યારે એ થોડી વાર પછી બોલેલી 'સો આર ઇન્ફિમન. યૈ ટૂ આર હેવી' એમ કહ્યા પછી એને લાગેલું કે શી ઇઝ ધ હેવિએસ્ટ ઑફ ધ લૉટ. ત્યારથી એને હળવા હળવા થવાની ઇચ્છા થતી'તી. બધું ખૂબ ભારે ભારે લાગતું'તું... હળવા થવાના ઉપાયો શોધવા જતાં એ વધુ હેવી થઈ જતી... ને એમ ઘણા દિવસો વીતતા ગયા... એ દિવસે મહેમાનો ચાલ્યા ગયેલા. ફરી જૂનો પ્રોટોકોલ સાચવવા માંડેલો. એ જમી'તી. રૂમમાં આવી'તી... ચા માટે ખિન્નુને બૂમ પાડવાનો એને વિચાર આવેલો, ને પછી ચાને વાર છે વિચારીને એણે લખવાનું ચાલુ રાખેલું...

'કદાચ એ વિચારે હું લખતી હોઈશ કે લખ્યા પછી કદાચ હળવી થઈ જાઉં...'

એને ફરી લાગ્યું શી ઇઝ ધ હેવિએસ્ટ ઑફ ધ લૉટ.

## સાભાર સ્વીકાર

પરિચય પુસ્તિકા શ્રેણી [દરેક ૬૦ પૈસા]

દલપતરામ: સુધારાનો માળી (પુ. ૨૬૫)
—મૂળશંકર મો. ભટ્ટ

પ્રવાસી પંખીઓ (૨૬૬)
—વિજયગુપ્ત મૌર્ય

ગોવર્ધનરામ (૨૬૭)
—મનસુખલાલ ઝવેરી

રિઝર્વ બૅન્ક શું છે? (૨૬૮)
—વી. જી. પેંઢારકર

રોજ કરવાની કસરતો (૨૬૯)
—મહેરવાન ભમગરા

વડાપ્રધાનનું પદ (૨૭૦)
—નગીનદાસ સંઘવી

બર્ટ્રાન્ડ રસેલ (૨૭૧)
—ગગનવિહારી મહેતા

સસ્તો પોષક આહાર (૨૭૨)
—ચંદુલાલ દવે

એનેસ્થિઝિયા શું છે? (૨૭૩)
—ડૉ. ઇન્દુલાલ ડગલી

ચોથી યોજનાનો મર્મ (૨૭૪)
—નરોત્તમ શાહ

# નાટકમાં શબ્દ | ધીરુભાઈ ઠાકર

[ગતાંકથી પૂરું]

તીવ્ર સંવેદન ઘણી વાર વાણીને થંભાવી દે છે. પ્રેમ, શોક કે ક્રોધની અતિશયતા પાત્રને રોજિંદી ભાષાને બદલે કવિતામાં બોલવા પ્રેરે છે. આંતર સત્યને વ્યક્ત કરવા માટે પાત્ર આ રીતે કાવ્યોદ્ગાર કાઢે છે. માનવેત્તર ભવ્યતા કે વાસ્તવ જીવનમાં નહિ પ્રતીત થતી પૂર્ણતા પદ્યમાં જ ઝીલી શકાય છે. સંસ્કૃત અને અંગ્રેજી નાટકોમાં એની પરંપરા બંધાયેલી છે, જેનું પ્રતિબિંબ તેને ચીલે ચાલતાં ગુજરાતી નાટકોમાં પણ પડેલું છે. દા. ત. 'રાઈનો પર્વત'માં રાઈને પર્વતરાય સમજીને લીલાવતી તેની પ્રત્યે પ્રેમાવેશમાં આવીને કહે છેઃ

"આ દર્પણો પ્રતિબિમ્બ લે સહુ જડ ચરાચર વસ્તુનાં
જો પ્રેમ આ મુજ હૃદયની મુદ્રા ગ્રહે નિજ અંતરેઃ
તો દાખવું હું ચાલતો અધિકાર કેવળ આપનો,
પ્રત્યેક તેના બિન્દુમાં–પ્રત્યેક તેના રન્ધ્રમાં." ૨૨

શેક્સપિયર પછીના રેસ્ટોરેશન યુગમાં ઇંગ્લંડમાં શૌર્યપ્રધાન નાટકોની એક પ્રણાલિકા બંધાઈ હતી. તેમાં ભાવને ઉત્કટ ને પ્રતીતિકર બનાવવા માટે વચ્ચે પદ્ય મૂકવામાં આવતાં. પછીના યુગમાં ટી. એસ. એલિયટ જેવા લેખક પણ આ પ્રણાલિકા અનુસાર પોતાના 'Cocktail Party' જેવા નાટકમાં શેલીના કાવ્યમાંથી એકાદ ખંડ ઉદ્ધૃત કરીને મૂકે છે. વાઘજી આશારામ અને ડાહ્યાભાઈ ધોળશાજીએ ગુજરાતી નાટકમાં ગરબા રચીને મૂકવાની પ્રથા શરૂ કરી હતી. કવિથી નાનાલાલના નાટકોમાં તેમનાં કેટલાંક ઉત્કૃષ્ટ કોટીનાં ઊર્મિગીતો સ્થાન પામેલાં છે તે જાણીતી હકીકત છે. આરંભકાળનાં ગુજરાતી નાટકોમાં પદ્યનો અતિરેક જોવા મળે છે. એટલું જ નહિ તેમાંની મોટા ભાગની રચનાઓમાં કાવ્યગુણ નહિ જેવો જ જોવા મળશે.

નાટકનાં પાત્રો ગદ્ય કે પદ્યમાં વ્યવહાર કરે તે અંગે અમુક શિરસ્તા પડેલા છે. ઇંગ્લન્ડમાં એલિઝાબેથના જમાનાથી ઉચ્ચ દરજ્જાનાં માણસો પદ્યમાં બોલે ને નોકરો, ગામડિયા વગેરે ગદ્યમાં બોલે એવી પ્રથા હતી. સંસ્કૃત નાટકમાં રાજા અને ઉચ્ચ દરજ્જાનાં પુરુષ પાત્રો સંસ્કૃતમાં અને સ્ત્રીનોકર આદિ પ્રાકૃત ભાષામાં બોલે એવી પ્રણાલિકા હતી. 'મૃચ્છકટિક'નો શકાર જેવો ખલનાયક પ્રાકૃતમાં બોલે છે. શેક્સપિયરનાં નાટકોમાં ખલનાયક ઘણું ખરું ગદ્યમાં બોલે છે. ઉત્કટ લાગણીને વખતે જ તે પદ્યનો આશ્રય લે છે. પ્રયાગોની ખરી કુટ્ટતા ગદ્યમાં છતી થાય છે. તેનો અંતરાત્મા પદ્યમાં બોલે છે. શાયલોક વેપારની વાત ગદ્યમાં અને મુકદ્દમા વખતે પદ્યમાં બોલે છે. શેક્સપિયર જેવો નાટ્યસ્વામી પાત્રને પદ્યમાંથી બ્લેન્ક વર્સમાં અને તેમાંથી ગદ્યમાં કે પદ્યમાં ક્યાં ક્યાં વળાંકબિન્દુએ પલટો લેતાં બતાવે છે તે એક રસપ્રદ અભ્યાસનો વિષય બને તેવો મુદ્દો છે.

કવિતા અનિર્વાચ્યને વ્યક્ત કરવા મથે છે. સાચા કાવ્યગુણવાળું પદ્યનાટક નૈસર્ગિક કવિની શક્તિવાળા નાટ્યકારનું સર્જન હોય છે. ગદ્યનાટક નૈસર્ગિક ભાષાને વ્યવહારનું સાદું સાધન સમજતા ગદ્યકારનું

---

૨૨. 'રાઈનો પર્વત', ૧૯૫૭, પૃ. ૧૧૦.

સર્જન હોય છે. શેક્સપિયર અને કાલિદાસ જેવા નાટ્યસ્વામી ગદ્ય અને પદ્યને સરખા સામર્થ્યથી પ્રયોજે છે.

ગુજરાતીમાં નાટ્યક્રિયાને કેન્દ્રમાં રાખીને હજુ કોઈ પદ્યરૂપક રચાયું નથી. દુર્ગેશ શુક્લે સળંગ પૃથ્વી છંદમાં 'ઉર્વશી' નાટક (૧૯૩૪) આપેલું છે. પરંતુ તે કાવ્યમય સંવાદ છે. 'પ્રાચીના'ના કવિ ઉમાશંકરે એ પછી તરત જ ગ્રીક નાટક 'ઇફીજિનિયા'ને સુંદર લયવાહી વનવેલી છંદમાં ગુજરાતીમાં ઉતાર્યું છે, જે નાટ્યદૃષ્ટિએ પ્રબળ અસર કરે તેવું છે. પણ મૌલિક પદ્યનાટકની વાત કરીએ તો તેઓ 'મહાપ્રસ્થાન'માં 'પ્રાચીના'નાં સંવાદકાવ્યોથી આગળ જઈને નાટ્યાત્મક શૈલી અખત્યાર કરે છે. તેમાં યુધિષ્ઠિર અને ભીમ, યુધિષ્ઠિર અને નારદ, અર્જુન અને ઉર્વશી તથા કૈકેયી અને મંથરા વચ્ચે ચાલતા કેટલાક પદ્યસંવાદોમાં નાટ્યક્રિયા પરોવાયેલી દેખાય છે. વનવેલી છંદનો પ્રયોગ પણ નાટ્યદૃષ્ટિએ ધ્યાનપાત્ર છે. તેમાં ગુજરાતી કવિતાનો નવો ઉન્મેષ દેખાય છે. પરંતુ કાવ્યના મનોરમ બુરખા નીચેથી નાટ્યનું રૂપ સ્પષ્ટ થતું નથી. એવી નાટ્યાત્મકતા પરબીપામાંથી ગુજરાતીમાં અવતરેલ બે પદ્યનાટકોમાં ખાસ ધ્યાન ખેંચે છે.[૨૪] એક છે રવીન્દ્રનાથ ઠાકુરનું 'ચિત્રાંગદા' અને બીજું છે શ્રી ચંદ્રવદન મહેતાએ ગ્રીક નાટ્યકાર યુરિપિડિઝના 'Media' નાટકનું ગુજરાતીમાં કરેલું રૂપાંતર 'મદીરા'. રવીન્દ્રનાથની લયબદ્ધ છંદોમય નાટ્યવાણીને શ્રી નિરંજન ભગતે મૂળના સૌન્દર્યમાધુર્ય સહિત ગુજરાતીમાં સફળ રીતે ઉતારી છે. નીચેનો સંવાદ જુઓ:

ચિત્રાંગદા: મનમાં શું વિચારો છો, નાથ?

અર્જુન: રાજકન્યા ચિત્રાંગદા કેવી હશે?
એને નથી જાણતો હું.
એને વિશે મનમાં હું વિચારું છું.
દિનપ્રતિદિન સાંભળું છું શતમુખે એની કથા
નવ નવ અપૂર્વ સ્વરૂપે.

ચિત્રાંગદા: એ તો કુત્સિત ને કુરૂપ છે.
નથી એનાં આવી બંકિમ ભ્રુકુટિ.
નથી એની આવી કૃષ્ણશ્યામ કીકી.
એના કઠિન સબલ બાહુ શીખ્યા વીંધવાને લક્ષ્ય
પરંતુ એ બાંધી નહિ શકે વીરોનું હૃદય
એના સુકોમલ નાગપાશે.

અર્જુન: કિંતુ સાંભળ્યું છે એ તો સ્નેહે નારી,
વીર્યે એ પુરુષ.

ચિત્રાંગદા: છી, છી. એ જ તો છે એનું મંદભાગ્ય.
નારી માત્ર નારી હોય,
માત્ર ધરિત્રીની શોભા હોય,
માત્ર તેજ, માત્ર પ્રેમ હોય.
માત્ર સુમધુર છલે, શતરૂપ લાડકોડે

---

૨૩. સ્વ. રામનારાયણ વિ. પાઠકે શેક્સપિયરના 'રોમિયો ઍન્ડ જુલિયેટ' નાટકના બીજા અંકના બીજા પ્રવેશનો તેમ જ 'મર્ચન્ટ ઑફ વેનિસ'ના ચોથા અંકના પ્રથમ પ્રવેશનો વનવેલી છંદમાં અનુવાદ કર્યો છે. તેનો અહીં નિર્દેશ કરવો જોઈએ. ઉમાશંકરે અને પાઠકે વનવેલીનો પ્રયોગ કર્યો છે તેમાં ફેર એ કે ઉમાશંકર વાક્યમાં પદવ્યુત્ક્રમ સાધીને ઉક્તિને કાવ્યની છટા આપે છે ત્યારે પ્રો. પાઠક તેને સીધી વાક્યરચનામાં મૂકતા હોઈ તે ગદ્યની છાપ પાડે છે. પણ તેમાં નાટ્યક્રિયાને સતત ધારી રાખવાની પ્રવાહિતા છે. નમૂના દાખલ શાયલોકની ઉક્તિની નીચેની લીટીઓ જુઓ:

"તમે કહેશો ત્રણ હજાર ડ્યુકાટ છોડી દઈ
અણખપતું આ માંસ તોળી લેવાનું પસંદ
કાં કરું છું? તેનો કૈં જવાબ નથી: કહો કે એ
મારો માત્ર તરંગ છે. તો થયું ના? ઉંદરો
મારા ઘરમાં મને કનડતો હોય, તેને ઝેર
દેવા દશ હજાર ખરચું, તેમાં બીજાને શું?
આપનો ખુલાસો થયો? કોઈને ગાયું શેકેલું
ભૂંડ દીઠું ગમે નહિ, કોઈ બિલાડીને દેખીને બાવરા બની જાય, શરણાઈ સાંભળતાં
કોઈના હાજા ગગડે, કારણ કે માણસને
જે જે ચીજ ગમે કે ન ગમે તેના રાગ
કે દ્વેષમાં અવશ્ય એ પ્રેરાય છે..."
('કુલાંગાર', ૧૯૫૯, પૃ. ૧૩૮)

પલે પલે જોડે તોડે, આંકે બાંધે, હસે રડે,
સેવામાં ને સોહાગમાં સદાયની તત્પર રહે
ત્યારે એનો સાર્થક જનમ!
એને વળી કર્મકીર્તિ, વીર્યબલ
દીક્ષાશિક્ષા એ બધાનું કામ શું છે?
હે પૌરવ, કાલ એને જોઈ હોત આ જ
વનપથ પર
આ જ પૂર્ણાતીરે, એ જ દેવાલય મહીં
હસી તમે ચાલ્યા જાત!
હાય, હાય, આજ નારીના સૌંદર્ય વિશે
એટલી શું ઊપજે છે અરુચિ
કે નારી વિશે શોધવો છે પૌરુષનો સ્વાદ?
. . . . . .[24]

ભાષા અને છંદ અહીં નાટ્યસંવાદને સળંગ ઝીલી શકે છે ને વિષયના મર્મ અને ગૌરવને પોષક સ્વમાધુર્ય પ્રગટ કરે છે. એમાં કવિતા ક્યાંય ક્રિયાને અવરોધ કરતી નથી એ દૃષ્ટિએ કાવ્યનાટક (poetic drama)નો આ નોંધપાત્ર નમૂનો છે. ચંદ્રવદન મહેતા 'મદીરા'માં એક જુદો જ પ્રયોગ કરીને મૂળ ગ્રીક-ટ્રૅજેડીની રંગક્ષમતા ગુજરાતી સંવાદમાં ઉતારે છે. તેમણે "કાવ્યતત્ત્વ જેટલું ઉતારાય એટલું ઉતારી, નાટ્યાત્મક જેટલું જાળવી શકાય તેટલું જાળવી, આ પ્રયોગ સાધ્યો છે.'[25] સંવાદ ભાવના પલટા અનુસાર લયવૈવિધ્ય સાધતો જઈને નાટ્યોચિત વાક્છટા ધારણ કરે છે. તેની ભાવકક્ષા અને વાગ્મિતા નાટ્યક્રિયાને અતિક્રમતી નથી એ તેની વિશેષતા છે. બોલાતા સંવાદની ભાષામાં યોજેલા પ્રાસ તેમાં રંગમંચની દૃષ્ટિએ બુટ્ટેદાર ભાત ઊભી કરે છે. નીચેનો ખંડ જુઓ:

જયસ્વાંગ: મારાં બાળકોની આ તે કેવી જનેતા!
મદીરા: એના સર્વનાશનો તું તે કેવો પ્રણેતા
જયસ્વાંગ: તેં હત્યા નથી કરી? તું છે એની હણનાર.
મદીરા: હા, માતાના પ્રેમ કરતાં મને તારે માટે
હતો વધારે પ્રેમ, સંસારભાર
એ પલટાયો, થયો ધિક્કાર-સ્વરૂપ.
તારે માટે વેઠ્યો તિરસ્કાર!
રે પતિએ છોડી પત્ની, હૃદયમાં ચાંપી આગ.
અને પરણ્યો ફરી, કહેવા નીકળ્યો દેશ-બહાર
ભાગ
અને હવે આવ્યો છે બારણે, રે પામર માગણહાર.
જયસ્વાંગ: મારું કહ્યું માન, મને આપ એ એના દેહ
એટલે હું રડી શકું, મને કરવા દે અગ્નિસંસ્કાર
એની સળગાવું ચેહ.
મદીરા: ના, એ નહિ બને, એ રહેશે મારી સંગાથ.
એને દઈશ હું અગ્નિદાહ, જ્યાં કોઈ અબૂધ,
નિર્દય ક્રૂર માનવ એની ચિતાને ન ચૂંથે:
એના ટાઢા અંગારને પણ ન મારી શકે લાત.[26]

વાચિક અભિનયની દૃષ્ટિએ આ નાટ્યના સંવાદો અપાર ક્ષમતાવાળા છે. ભાવની સાથે ભાષાની વિવિધ ભંગિઓ રચતા જઈને શ્રી ચંદ્રવદન મહેતા તેમાંથી ધારી નાટ્યાત્મક અસર નિપજાવે છે. નટની તાલીમને માટે આ સંવાદ ઘણા ઉપયોગી છે. ઉચ્ચારસૌષ્ઠવ ને ઉચ્ચારસૌકર્યવાળી, ભાવદ્યોતક અને લયાન્વિત પદાવલિ પદ્યનાટકમાં કાવ્યતત્ત્વને ઉપસાવી આપે છે.

નાટકનું ગદ્ય પણ કાવ્યગુણવાળું હોવું જોઈએ. વાતચીતની સામાન્ય ને નિર્જીવ કોટી પરથી સજીવ ભાવકક્ષા પર નાટકના સંવાદોને લાવી મૂકે તેવું તેવું ગદ્ય હોવું ઘટે. ગુજરાતી નાટકો આરંભકાળમાં સંવાદને ઉચિત ગદ્ય વિકસાવી શક્યા નહોતા. 'લક્ષ્મી' નાટક (૧૮૫૦)માં વણપળોટાયેલી ભાષાનો પ્રયોગ થયેલો છે. નીચેનો ટુકડો જુઓ:

ભીમડો: એલી લવીંગા, સાંભળ તો ખરી. જે સારા લોકોને દીવાળીને દાહાડે પણ ઘેસ ખાવી-

૨૪. 'ચિત્રાંગદા', અનુ. નિરંજન ભગત: (દર્પણ પ્રકાશન), ૧૯૬૫. પૃ. ૩૯-૪૦.

૨૫. 'મદીરા': પ્રસ્તાવના પૃ. ૨.

૨૬. 'મદીરા', અંગ્રેજી ઉપરથી રૂપાન્તરકાર ચંદ્રવદન મહેતા. (ભાષાંતર નિધિ પ્રકાશન), ૧૯૬૭, પૃ. ૮૦.

પડતી તેનો હાસ કેવો ચહડતો દહાડો થયો છે
કે, હવેથી રોજ લાપશી ચુરમાં કરીને પેટ
ભરીને ખાશે.

લવીંગા: શું કોહો છો! ભીમભાઈ, ક્યાંથી વધામણી
આવી છે કે શું?

ભીમડો: આપણા ધણીને લાભ થઓ, નહિ નહિ
લક્ષ્મીને જે આંધલી હતી તેહને ઓશડ કરવા
સારું ધન્વંતર વૈદને દેહરે લઈ ગયા છે.[27]

નર્મદનાં નાટકોમાં પણ નાટકની ભાષા બંધાતી નથી, નવલરામના 'વીરમતી' નાટકના અમુક અંશોમાં સૌ પ્રથમ નાટકના ગદ્યનો અણસાર જોવા મળે છે. તેમાં સિદ્ધરાજની રુદ્રમાળની સ્થાપના વખતની ઉક્તિ નાટકના ગદ્યની સુગંધની આછી લહરી આપે છે:

"હે વાયુપુત્ર બળનિધાન! દુનિયાના બેલી! હું તને રુદ્રમાળનો રક્ષક કરું છું. જક્તે મને સિંહનું ઉપનામ આપ્યું છે. પણ હું રંક તરણા સરખો છું. મનુષ્ય તે કોણ માત્ર! ચાળીશ પચાશ વર્ષનું ઘણું તો જેનું પરાક્રમ. તેમાં તે શું કરે? જ્યારે શત્રુનાં મોજાં આવી હિયાં ગગડશે, ત્યારે મારી ભસ્મ પણ હશે નહીં (કોણ જાણે!) ક્યાં રખડતો હોઈશ ત્યારે રક્ષા કોણ કરશે? હે હનુમાન, સહાય તે સમે તારાથી થાય તો થાય........"[28]

હજુ નાટકના સંવાદમાં અનેક ઠેકાણે બોલતાં અવરોધ ઊભો થાય તેવા કઢંગા પ્રયોગો આવે છે. લય અને ઉચ્ચારની સમતુલા આવી નથી. પણ દલપતરામ 'મિથ્યાભિમાન' નાટકમાં વક્રોક્તિ, શ્લેષ અને આસંના સ્થૂળ પ્રયોગ દ્વારા નાટકમાં રસ જમાવે છે. સતત ક્રિયાતત્ત્વને પ્રેરક બનતો સંવાદ સૌ પ્રથમ 'મિથ્યાભિમાન'માં જોવા મળે છે. વાંચવા માટેનું નહિ પણ ભજવવા માટેનું જ આ નાટક છે એવી છાપ 'મિથ્યાભિમાન' પાડે છે. રંગમંચને લગતી સૂચનાઓ પણ દલપતરામે આપી છે. કવિ દલપતરામ ક્રમશે ને પગલે બોધક શ્લોક મૂકીને સંવાદના પ્રવાહને રોકે છે. નીચેનો ખંડ જુઓ:

સોમનાથ: (બારા પાડીને) જીવરામ ભટ, જીવરામ ભટ! બાપા, આ તો કોઈ બોલતું નથી.

> અણસમજુ જનોના સંશયો સદ્ય છૂટે
> પણ સમજુ જનોના સંશયો તો ન ખૂટે
> સરલમન જનોની ભાંગતાં ઊંઘ ભાગે.
> કુટિલ જન કદાપિ જાગતા તે ન જાગે.

રઘનાથ: ઊંઘી ગયો હશે, તું જઈને જગાડ.

રંગલો: ટાંટિયો ઝાલીને ખેંચ, એટલે જાગશે.

સોમનાથ: બાપા, કદાપિ ભૂત હોય તો મને બીક લાગે.

રંગલો: મારને એક પથરો.

સોમનાથ: બાપા કહો તો એક પથરો મારું એટલે
જાગશે.

રઘનાથ: વળી તેનું માથું ફૂટે તો પાટો આપણે
બાંધવો પડે.[29]

અહીં ભજવનારને ઉત્સાહ થાય તેવો સંવાદ પ્રથમ વાર જોવા મળે છે. રણછોડભાઈ ઉદયરામે સંખ્યાબંધ નાટકો રંગભૂમિ માટે લખ્યાં હતાં. તેમના સંવાદો પાત્રાનુસારી ભાષાવાળાં છતાં નિર્જીવ, વર્ણનાત્મક ને દીર્ઘસૂત્રી જ હતા. વાર્તાની રીતે જ તેમણે પાત્રો વચ્ચે સંવાદ ગોઠવ્યા છે. 'કાન્તા' નાટકમાં પણ પંડિત મણિલાલનો અવાજ જ સંભળાય છે.

ડાહ્યાભાઈ ધોળશાજીએ નાટ્યરસ જમાવે તેવા સંવાદોવાળાં નાટકો પીરસીને નાટકમાં શબ્દ શો ચમત્કાર સરજી શકે તે પ્રથમપહેલું બતાવ્યું. શિષ્ટમાન્ય ભાષાની સાથે તળપદી ભાષાનો નાટ્યોચિત ઉપયોગ કરીને તેમણે ગુજરાતી ભાષાનું નાટ્યક્ષમ 'કાઠું' ઘડી આપ્યું. તેમના સુપ્રસિદ્ધ નાટક 'વીણાવેલી'માં રાજકુમાર બનેલ ધમલા માળી અને વેલી વચ્ચેનો સંવાદ જુઓ:

ધમો: વહાલી વેલી, તારા બાપનાં પુણ્ય કરતાં
આ તારા ગુલાબ જેવા મુખનો, કમળ જેવી
આંખનો, ચંપાકળી જેવી નાસિકાનો, મોગરાની
સુવાસ જેવા શ્વાસનો, જાઈજૂઈ જેવા હાસનો,

---

27. 'લક્ષ્મી' નાટક, ૧૮૦૫, (લીથો આવૃત્તિ), પૃ. ૩૯.

28. 'વીરમતી' નાટક, પૃ. ૧૩૩.

29. 'મિથ્યાભિમાન નાટક', ૧૯૩૫, પૃ. ૩૪.

લજામણી જેવા કટાક્ષનો, દાડમકળી જેવા દાંતનો, કદળી જેવી જંઘાનો, પોયણા જેવા પેટનો, ટૂંકમાં — આ તારા કામનગરમાં ખીલી રહેલા જોબનબગીચાનો જ હું દીવાનો છું.

વેલી : ઓ હું વારી જાઉં રે, મારા રસીલા રાજકુંવર! તમે તો મને વાણીથીય વ્છક કરી નાખી... પણ મને બીજી રાણીઓના પ્રસંગે વીસરી તો નહિ જાઓ?

ધમો : અરેરે એમ તે બને? ચંદ્ર પૃથ્વી ઉપર ઊગવાનું ભૂલી જાય છે? સૂર્ય સૃષ્ટિને શોભાવવાનું ભૂલી જાય છે? માળી બગીચાનું સિંચન કરવાનું ભૂલી જાય છે? (સ્વગત) રાજાશાઈ ન આવ્યું, માળીશાઈ થઈ ગયું.

વેલી : કેમ વહાલા, શા વિચારમાં પડ્યા?

ધમો : જીવથી કાયાને વીસરી જવાય છે? તેમ જ આ રાજકુમારથી આવી પદમણી પ્રિયાને પ્રાણથી પણ પલક દૂર કરાનાર છે? કરોડો રૂપિયાના ખર્ચે બંધાવેલા ભવ્ય ભવનમાં, રત્નજડિત હીંચોળે મારી આ મનહરણીને હીંચોળું, સેંકડો દાસદાસીઓથી મારી આ પદમણીને ખમાખમા કહેવડાવું ત્યારે જ મારા જેવા જોધપુરના રાજકુંવરનું પરણવું પ્રમાણ, મારી પ્રવીણ, પદ્મણી, પ્રિયા, પ્રાણાધાર...

વેલી : હું પણ વહાલા જેવી દીવાની છું.

ધમો : (સ્વગત) રાજાશાઈ, રાજાશાઈ.[૩૦]

પાત્રના અંતર્ગત ભાવ અનુસાર ભાષાને વિવિધ પ્રકારના મરોડ આપવાનું ડાહ્યાભાઈથી શરૂ થાય છે. તેમની નજર સમક્ષ રંગમંચ હોવાથી ક્લિષ્ટ, સંદિગ્ધ કે સંકુલ વાક્યરચના તેમના સંવાદોમાં આવતી નથી. સંવાદમાં લય અને પ્રાસની રમત તેમને સહજ સિદ્ધ છે. 'મોહિનીચંદ્ર' નાટકમાંથી નીચેનો સંવાદ જુઓ :

ધનો : વેલ મિસ્ટર, ધના દેસાઈ, હવે તમારે ક્યાં જવું? ગુલઝાર પેસવા દેનાર નથી... ના, ના, એમ તો પ્રેમ નહિ વીસરી જાય... આવો, આવો, ડિયર ગુલઝાર

ગુલઝાર : કેમ, લાવ્યા છો મારો પગાર?

ધનો : પગાર તો હવે, ડિયર...

ગુલઝાર : સમજજો ડિયર ગઈ પિયર.

ધનો : તમારું પિયર

ગુલઝાર : રેઠી મની કેશવાળાનું ઘર

ધનો : અરે, પણ ગુલઝાર, તારો પ્રેમ! લવ, ઓ ડિયર માય ડિયર લવ....

ગુલ. ધનો : લવ લવ કરતો ચૂપ, બબૂચક ગધા, ગુલઝાર રસિક દિલદાર,

ઉતારી ખુલ્લમખુલ્લા પરથી શ્રદ્ધા!

શું આ જ કરો છો ધંધા

જી, આપ હતા શું અંધા!

ફટ, ફટકેલીનો ફંદા ચૂપ કર ગધ્ધાના ગધ્ધા!

. . . . . .

ધનો : ખાસડાં? સમજતા'તા કે રંડી કા યાર, સદા ગુલઝાર મખમલકા બિછાના, ફૂલોંકા હાર! હવે ચોખ્ખું સમજ્યા કે રંડી કા યાર, સદા ખુવાર, કાંટોંકા બિછાના, જૂતીકા માર, પણ હવે શો કરવો વેપાર ધર્મા દેસાઈ, પાણ ભણેલા ભાઈ...[૩૧]

ઉચ્ચારની દૃષ્ટિએ સમતોલ વાક્યરચના અને લયનાં આવર્તનોવાળી આ ભાષા વ્યવસાયી રંગભૂમિ ઉપર વાગ્મિતાની એક પ્રણાલિકા દૃઢ કરે છે. દૃઢગીત પણ સારું આકર્ષણ જમાવે છે. વીર રસની જમાવટ કરતી વખતે એ વાગ્મિતા શ્રોતાના કાન પર તીક્ષ્ણ અસર કરે છે. 'તારાસુંદરી'માંથી તારાના મુખમાં મૂકેલાં થોડાં વાક્યો નમૂના દાખલ જોઈએ :

ઘોળે દહાડે, ભરેબજારે બેરીઓની લાજ લૂંટાય અને મરદ જોઈ રહે એનાથી મોટો બીજો શો જુલમ? અરે, પરસ્ત્રી ઉપર મોઠી નજર કરનારનાં હૃદય ચીરી રુધિર પીનારા શમશેરિયાઓ ક્યાં સૂઈ ગયા? અરે, નીતિઅકરીનો કાન પકડનારને છૂંદી

૩૦. 'ડાહ્યાભાઈનાં નાટકો', મણકો ૧, સં. જયંતી દલાલ, પૃ. ૩૬–૩૭.

૩૧. 'ડાહ્યાભાઈનાં નાટકો', મણકો ૨, પૃ. ૧૨૭–૧૨૮.

નાખનાર બંકા બહાદુરો ક્યાં ગયા ? અરે ધર્મગાયને આંગળી અડકનારને ઊભા ને ઊભા ચીરી નાખનારા પ્રચંડ મહાવીરો ક્યાં ગયા ? નથી, નથી, નથી ! અબળા અનાથ છે, નીતિ નિરાધાર છે, ધર્મ લાચાર છે."[32]

પ્રલંબ લયવાળાં વાક્યોને અંતે ટૂંકા વાક્યખંડો સંવાદને નવી જ ભાત આપે છે. એક જ વાતને જુદી જુદી રીતે મલાવી મલાવીને કહેવાની નાટકી (theatrical) પદ્ધતિ ડાહ્યાભાઈની શૈલીમાંથી જન્મી. તેમની લય ને પ્રાસની રમતવાળી આલંકારિક ભાષાએ ગુજરાતી પ્રેક્ષકોને મુગ્ધ કર્યા. વ્યવસાયી રંગભૂમિ પર પછી તો તેની દૃઢ પ્રણાલી બંધાઈ ગઈ. તેનું પરિણામ એ આવ્યું કે નાટ્યલેખમાં કૃત્રિમ અને પોલી ભાષા ને રંગભૂમિ પર એવા જ કૃત્રિમ ચેનચાળાને જ નાટકની કલાનું ધોરણ માનવામાં આવ્યું.[33] ડાહ્યાભાઈની પછી ગુજરાતી નાટક ને રંગભૂમિનો અંધારયુગ શરૂ થયો.

ડાહ્યાભાઈનું અવસાન ૧૯૦૨માં થયું. કવિશ્રી નાનાલાલનો આ અરસામાં જ ઉદય થયો. તેમણે પ્રથમ 'ઇન્દુકુમાર' ને પછી તમામ નાટકોમાં પ્રયોજેલી ઉત્કટ ભાવકક્ષાયુક્ત ગદ્યશૈલી પર ડાહ્યાભાઈનાં નાટકોના સંસ્કાર પડ્યા હોય તો નવાઈ નહિ. વાગ્ડંબર, અલંકારપ્રાચુર્ય અને તારસ્વરતાના દોષ કદાચ એનું પરિણામ હોય. એ શૈલીમાં દેખા દેતું ઉચ્ચ કોટિનું કાવ્યતત્ત્વ ને ઉદ્‌બોધનાત્મક તેમ જ સૂત્રાત્મક તત્ત્વો કવિની પ્રતિભાની પેદાશ છે. વિષયવસ્તુની સાથે જ્યાં આ તત્ત્વો એકરસ થાય છે તે દૃશ્યમાં ઉત્તમ નાટ્યાત્મક અસર સધાય છે. છતાં એકંદરે એમ કહી શકાય કે કૃત્રિમ અને પ્રાકૃત વાક્‌છટામાં રાચતું વ્યવસાયી નાટકોનું ગદ્ય એક છેડે હતું તો ભાવનાનાં અમૂર્ત વર્તુળોમાં ક્રિયાનું બાષ્પીભવન કરતું નાનાલાલનું ગદ્ય બીજે છેડે હતું.

સ્વાભાવિક વાક્‌છટા અને વાસ્તવિક મરોડવાળું ગદ્ય કનૈયાલાલ મુનશીનાં નાટકોમાં જોવા મળે છે. તેમાં આવતો વાક્યનો નિયમિત લય વક્તવ્યની સાથે એકરૂપ થઈને પ્રગટે છે. 'પુરંદર પરાજય'માંથી એક જ નાનો ટુકડો લઈએ :

સુકન્યા : (વિદન્વંતની પાસે આવી માથું નમાવે છે.) ભૃગુવર્ય, તમારી તરસી પરશુ મારે લાયક છે— આ નિર્જીવ સ્ત્રી માટે નથી.

(અશ્વિનો ચમકે છે. વિદન્વંત એક ડગલું પાછળ હઠે છે.)

વિદન્વંત : શું કહો છો ?

સુકન્યા : (આંખોમાંથી આંસુ પડે છે, છતાં હિંમતથી) હા. મારો વધ કરો. ઋષિવર્ય, આ બિચારી અબલા મારા પ્રમાણમાં નિર્દોષ છે. એ તો અજ્ઞાન છે, ક્ષુદ્ર છે—એણે માત્ર અજ્ઞાનતામાં, મૂર્ખાઈમાં ભૂલ કરી છે. ખરી ગુનેગાર તો હું છું. હું અબલા નથી, અજ્ઞાની નથી, સંસ્કારહીણ નથી. પણ મનુ યમના વંશજ શર્યાતિ જેવા પ્રતાપી આર્યશાર્દૂલની આત્મજા છું. છતાં મેં નહિ જોયો મારા પતિનો ટેક, કે ન ગણ્યું તેના એ વિશાળ જનપદનું શ્રેય : મેં ન ગણ્યા આર્યોના સંસ્કાર, કે જોયો ભૃગુઓનો વિજય. હું—આ જનપદની માતા ને આર્યાઓમાં ઉત્તમ એવી હું —અત્યારે અધમમાં પણ અધમ છું. અશ્વિનોને મેં નિમંત્ર્યા છે : મન ને વાચાથી એમની જોડે મેં અધમ આચાર શરૂ કર્યા છે. આને મારીને શું કરશો ? મને મારો.[34]

---

૩૨. 'ડાહ્યાભાઈનાં નાટકો', મણકો ૨, પૃ. ૧૫૪.

૩૩. રણજિતરામ વાવાભાઈ મહેતાએ આ બાબત પ્રત્યે એ જમાનામાં જ નાટ્યરસિકોનું ધ્યાન દોર્યું હતું. તેમણે ડાહ્યાભાઈનાં નાટકોનું અવલોકન કરતાં કહેલું કે "કલ્પના કરતાં દુનિયાદારી તરંગ (fancy) આવી ભાષા રચવામાં સહાય આપી શકે છે. ઉચ્ચ કવિત્વની આશા ખપુષ્પ મળે તો ફળીભૂત થાય... કેટલીક વખત અલંકારપરંપરા સાંભળવાથી સૌરસ્યનું બાષ્પીભવન થાય છે, એકતા ખંડિત થાય છે અને શ્રોતાઓનાં જ્ઞાન કે અનુભવ હતાં તેવાં ને તેવાં રહે છે." ('રણજિતરામના નિબંધો', ભા. ૧, પૃ. ૧૫૦.)

૩૪. 'પૌરાણિક નાટકો', ૧૯૬૮, પૃ. ૩૫.

શબ્દની સાહિત્યિક અને નાટ્યાત્મક ક્ષમતાનો ઉત્તમ ઉપયોગ પુરોગામીઓની તુલનાએ મુનશીએ કર્યો. ગંભીર અને હળવાં[35]નાટકોની બાનીને વાસ્તવિક ને ક્રિયાત્મક સ્પર્શ આપવાની તેમની શક્તિ ધ્યાનપાત્ર છે. શ્રી ચંદ્રવદન મહેતાએ એમાં પુષ્કળ વૈવિધ્ય પૂર્યું. ગુજરાતી ભાષાનો નાટ્યદૃષ્ટિએ સહસ્રધા પ્રયોગ કરનાર એકમાત્ર લેખક ચંદ્રવદન છે. સંસ્કૃત, અંગ્રેજી, લોકબોલી, પ્રાદેશિક બોલી, વિશિષ્ટ છટાવાળી (highly stylized), શિષ્ટ, તોછડી, વ્યંગપૂર્ણ, કાવ્યની ને વાતચીતની, ખચકાવાળી ને પ્રવાહી, ચિત્રાત્મક ને ભાવાત્મક, આરોહઅવરોહવાળી ને સીધી સપાટ, સંગીતમય અને ગવાણુ એમ ભાતભાતની ભાષાભંગિઓનો ચંદ્રવદને નાટ્યમાં પ્રયોગ કરીને રંગભૂમિની દૃષ્ટિએ ગુજરાતી શબ્દની શક્તિનો ક્ષિતિજવિસ્તાર કરી આપ્યો છે. એનો વિગતે ખ્યાલ આપવો હોય તો જુદો જ લેખ જોઈએ. અહીં તો તેનો નિર્દેશ જ બસ છે.

શબ્દનો સંયમ નાટકમાં અકલ્પ્ય અસર કરે છે. કરુણને સ્પર્શ આપવાનું વલણ બટુભાઈ અને ચંદ્રવદનમાં દેખાય છે. ઉમાશંકર નિર્લેપભાવે હૃદયદ્રાવક કરુણ નિષ્પન્ન કરે છે તેમાં તળપદી બોલીના બળની સાથે મિત ભાષાનો પ્રભાવ જોવા મળે છે. શબ્દની આ શક્તિ એકાંકીને વેધક બનાવે છે. 'કડલાં' નાટકનો અંત ભાગ જોઈએ :

દલુચંદ : આ... સારે તો બધાને મફત પીરું ને રૂપિયા વહેંચતો ફરું, કહો તો ! લોકો શા ઝેરીલા છે !

અવાજ : ઓ બાપા ! આ આ...

સોની : શું છે લ્યા ?

અવાજ : આ બાઈ પડી ગયાં ! ખાંડણી આગળ લપસી ગયાં ! માથું...

35. નીચેનો સંવાદખંડ જુઓ :

શિવગૌરી : (હસીને) તમે એકલા ને હુંયે એકલી.

મનહરલાલ : (કટુતાથી) સારું છે કે તમે તો પરણી ગયાં છો. નહિ તો કોઈ કહેશે કે આપણું ચોકઠું ગોઠવાય છે કે શું !

શિવગૌરી : (ઘેનભરી આંખે જોઈને) કંઈ પરણ્યે જ ચોકઠું ગોઠવાતું હશે ? આત્માની બેલડી બંધાવા માટે પરણવાની જરૂર છે જ નહિ.

મનહરલાલ : આ તમારો અફલાતૂની સંપ્રદાય, કેમ ?

શિવગૌરી : (હસીને) તમે તો બધાની મશ્કરી કરો છો. Platonic love અફલાતૂની પ્રેમ એ આ દુનિયાની અસ્વસ્થતાની કૂંચી છે.

મનહરલાલ : (કડવાશથી) એમ ?

શિવગૌરી : કાકા ! તમારા ને મારા આત્માની બેલડી પ્રભુએ સરજેલી છે ! કાકા ! આપણા આત્માનું આકર્ષણ —

મનહરલાલ : અરે પણ બાઈસાહેબ ! તમે અફલાતૂની સંપ્રદાયનાં છો ને હું આરીસ્તાતાલીસના સંપ્રદાયનો છું.

શિવગૌરી : આરીસ્તાતાલીસ ?

મનહરલાલ : ખબર નથી ? પ્લેટોનો ગુરુબંધુ એરિસ્ટોટલ.

શિવગૌરી : એનો શો સિદ્ધાંત છે ?

મનહરલાલ : (મીઠાશથી) ખોટું ન લગાડો તો કહું.

શિવગૌરી : અરે તમારા કહે તે ખોટું લાગે ! કહો તો ખરા.

મનહરલાલ : જવા દોની.

શિવગૌરી : અરે કહો તો ખરા.

મનહરલાલ : (ગાંભીર્યથી) આરીસ્તાતાલીસનો સિદ્ધાંત છે કે જે સ્ત્રી પરણેલા ધણીનું ઘર ન માંડે તેને નાક, કાન કાપી ગધેડે બેસાડી ગામ બહાર કરવી.

શિવગૌરી : હેં ! હેં !

મનહરલાલ : હે શું ! હા. ગામ બહાર કરવી — નાક ને કાન બંને કાપીને.

શિવગૌરી : (બરાડો પાડીને) શું અપમાન —

મનહરલાલ : તમે આરીસ્તાતાલીસનો સિદ્ધાંત જરી ઉતારો એટલામાં હું ફરી આવું. (ઝપાટાબંધ ચાલી જાય છે.) — 'કાકાની શશી અને છીએ તે જ ઠીક', ૧૯૫૪, પૃ. ૯૫-૯૭.

સોમી : ચાલો, ચાલો શેઠ ! તમારી લીલા :..

(ઉતાવળો ઉતાવળો બહાર જાય છે)

દલુચંદ : (કડલાં આંગળાંમાં રમાડતો એના સભી નજર રાખી) કહેવાય નહિ, સાળી મરીયે જાય! કાપટાનો જોગ થઈ રહેશે, આટલામાંથી? (બારણા તરફ વળે છે)

સોની : (બહારથી અવાજ) જા, લ્યા હરખા ! તારી બા કનેથી કડલાં લઈ આવ ! દોડ જો !

દલુચંદ : (એનાથી બૂમ પડાઈ જાય છે) હરખા ! લે... આ' ૩૬

પછી તો અનેક લેખકોએ એકાંકીના પ્રયોગ કરેલા છે પણ ભાષા પરત્વે ધ્યાન ખેંચે તેવા એક જ છે : જયંતી દલાલ. ચંદ્રવદનની માફક શ્રુતિ અને દૃષ્ટિ બંનેને અપીલ કરનારી તખ્તાલાયક રચનાઓ તેમણે આપી છે. વાસ્તવિક બોલચાલની ટપાટપીથી વિચારોને વળ આપીને સંઘર્ષ ઉપજાવવો એ તેમની ખાસિયત છે. કટાક્ષ, વ્યંગ, વક્રોક્તિ અને નર્મમર્મનો આશ્રય તેમની ભાષા વિશેષ લે છે. આથી તેમનાં પાત્રો વચ્ચે સતત ચબરાક સંવાદ ચાલ્યા જ કરે છે. દાખલા તરીકે 'જોઈએ છે, જોઈએ છીએ', એ નાટકનો નીચેનો સંવાદ જુઓ :

મકરંદ : પરણ્યા પછી આપની ઇચ્છા કુમારી સહગુણાને ભૂખે મારવાની તો ન જ હોય!

સનત : ભૂખે મારનાર છું કોણ? નાનામોટા એક એક પ્રધાને શું જાહેર કર્યું છે તે જાણો છો? "કોઈને ભૂખે મરવા દેવામાં નહિ આવે."

મકરંદ : પણ ભૂખ્યાં જીવતાં રાખવાની જવાબદારી કોની? અને ભૂખથી તે કોઈ કદી મરે છે? એ તો પોષણના અભાવે મરે છે. પણ આ તો સાવ જુદી વાત થઈ ગઈ.

સનત : હું પણ એ જ કહેતો હતો. આપે જાહેરાત કરતાં સાવ જુદી વાત કરી.

મકરંદ : આપશ્રી સનતકુમાર પોપ, માત્ર હોવાથી પેટ નથી ભરાતું. ૩૭

---

૩૬. 'સાપના ભારા', પૃ. ૯૭–૯૮.

૩૭. 'ચાલો પ્રવેશ', પૃ. ૧૦૪–૧૦૫.

પ્રબોધ જોશીના સંવાદો આવાં ચબરાકિયાંથી ભરપૂર હોય છે. જયંતી દલાલની વિશેષતા એ કે તેમના સંવાદો નાટકનું લક્ષ્ય ચૂકતા નથી. કોઈ વાર વધુ પડતી ધાર કાઢવા જતાં તેમનો કટાક્ષ કે વ્યંગ સામાન્ય ભાવકના માથા પરથી ચાલ્યો જાય એવું બને—પ્રબોધ જોશીમાં ચબરાકિયાં જ નાટ્યધ્યેય બની રહે છે!

નવા જમાનાના એક નવા જ પરિમાણમાં નાટકની અંદર શબ્દનું પ્રવર્તન જોવા મળે છે. પહેલાં શબ્દ વાસ્તવિકતાને પ્રગટ કરતો, હવે વાસ્તવિકતા પોતે જ કશાની પ્રતીક બનીને આધુનિક સાહિત્યમાં ઊતરે છે. ત્યાં શબ્દ જાણે પ્રતીકનુંયે પ્રતીક બનતો હોય એમ લાગે છે. ગુજરાતીમાં આ દૃષ્ટિએ નાટકનો પ્રયોગ નહિ જેવો જ થયો છે. ચિનુ મોદીના 'ડાયલનાં પંખી' નાટ્યકૃતિમાંથી એક ટુકડો જોઈએ.

પ્રૌઢ : મરતાં મરતાં પંખીએ ઈંડાં મૂક્યાં છે?

ચહેરો : ધુંવાડની આંખે મૂક્યાં'તાં. ધુંવાડે એ ખાઈ ગયા છે.

પ્રૌઢ : તો?

ચહેરો : ધુંવાડ જો થૂંકે તો તારાં બે પંખીઓ બહાર આવે.

પ્રૌઢ : હવે ધુંવાડ નહિ થૂંકે.

ચહેરો : કાં?

પ્રૌઢ : હવે સમયના ચક્ર વિંઝીને સાઠ દાંતા તીક્ષ્ણ રહ્યા ના.

ચહેરો : તો શું?

પ્રૌઢ : હવે સમય ક્યારેય ધુંવાડથી લડશે ના.

ચહેરો : અને ધુંવાડ ક્યારેય જીતીને વિજયકેફમાં નહિ થૂંકે ને!

પ્રૌઢ : નહિ જ થૂંકે, નહિ જ થૂંકે.

ચહેરો : હે ઈશ્વર, તું કરુણાદ્ર છે. હે ઈશ્વર, તું કરુણાદ્ર છે.

પ્રૌઢ : પણ મારું શું!

ચહેરો : તારું? ડાયલ પરની ઇન્દ્રજાળમાં લપટાયેલા જીવ, 'ઇન્દ્રજાળમાં સપડાયેલાં પંખીઓની પેઠે

મુક્ત થઈ જા.

પ્રૌઢ : મુક્ત, થઉં પણ શી રીતે ?

ચહેરો : ડાયલની વીસસી કાંટા પર લખાયેલા અંકોને ભૂંસી નાખી...

પ્રૌઢ : ભૂંસી નાખું ?

ચહેરો : ચાલ, આપણે ભૂંસીએ. ૩૮

બંને જણ ડાયલ પરના અંક ભૂંસે છે ને ઘડિયાળના લોલકને હલાવતા હલાવતા હસતા હસતા મૂર્છાવશ થાય છે ને છેવટે નીરવતામાં શતસહસ્ર ઘડિયાળોના ટિક ટિક ખડ ખડ એમ અવાજ પડઘાતા રહે છે એમ લેખકે બતાવ્યું છે. આમ નાટકનો શબ્દ પદાર્થ કે ઘટનાથી દૂર દૂર અસ્તિત્વના વિશાળ પટ પર ફરી વળે છે. તે અભિવ્યક્તિની અપરિમેય શક્યતાઓનું નિદર્શન કરે છે.

નાટ્યકૃતિમાં લખાયેલ શબ્દનો રંગમંચ પર પ્રક્ષેપ થાય તે પછી જ પ્રેક્ષક સુધી તેનો અર્થ પહોંચે છે ને નાટ્યાત્મક અસર સધાય છે. નાટકના શબ્દનું સાર્થક્ય વાચિક ઇંગિતરૂપે તેનો આકાર બંધાય ને તેમાંથી અર્થ સિદ્ધ થાય તેમાં છે. નટની વાચા નાટ્યના શબ્દને આકાર આપે છે.

આંગિક અને વાચિક અવિશ્લેષ્ય છે. બોલનારના સંવેદનમાંથી બંનેનો ઉગમ થાય છે. બંને પરસ્પર સમર્થક છે. એકથી બીજી ક્રિયાનો અર્થ સ્પષ્ટ થાય છે. શબ્દ ધ્વનિનો વાહક હોવા સાથે ક્રિયાને ધ્વનિત કરે છે, તેમ આંગિક ચેષ્ટા ક્રિયાની વાહક હોવા સાથે શબ્દના ઇંગિતને આકાર આપે છે. શબ્દ અને અંગચેષ્ટાની સંવાદિતા નાટકમાં અદ્ભુત અસર કરે છે. આંખની ચેષ્ટા સાથે બોલાતા શબ્દો ઉદાત્ત, કોમળ, રુદ્રભાવને સચોટ વ્યક્ત કરી શકે છે. પછી તો શબ્દના અભાવમાં કેવળ આંખનો ભાવ જ શબ્દનું કામ કરે છે. તેવી જ રીતે ક્રિયાના અભાવમાં ક્રિયાની છબી ઊભી કરીને અસર કરવાની શક્તિ વાણીમાં હોય છે એ જાણીતી હકીકત છે.

જૂના વખતમાં પદ્યને રંગમંચ પર રજૂ કરતી વખતે નટ છંદ કે સ્વરભારને લક્ષમાં રાખીને વાચિક અભિનય કરતો. આથી શેક્સપિયરનાં નાટકો આડંબરી (declamatory) શૈલીમાં રંગમંચ પર બોલાતાં ગદ્યનું વહન સ્વાભાવિક બોલચાલનું હોય છે. પદ્યનું નિયમિત આરોહ-અવરોહના નિયમોથી બંધાયેલું હોય છે. આધુનિક યુગમાં પદ્યરૂપકો રજૂ કરવામાં ગદ્ય અને પદ્યની વચ્ચેનો માર્ગ અખત્યાર કરવામાં આવ્યો. અર્થનો અને સમગ્ર પંક્તિનો સંવાદ સાધીને બોલવાનું આધુનિક નટોએ પસંદ કર્યું છે. આથી પહેલાંની કૃત્રિમતા ચાલી ગઈ. અર્થ અને લયની એકવાક્યતા સધાતાં નટની વાણી અને તેની અંગક્રિયા એની સાથે સંવાદ સાધીને પ્રેક્ષક પર રુચિર સ્વાભાવિકતાની છાપ પાડે છે. નટને અભિવ્યક્તિનું આ નવું પરિમાણ મળતાં નાટકના પોતાના જ વેગને બળે સાદા શબ્દો બોલીને પણ તે ઉત્તમ નાટ્યાત્મક અસર ઉપજાવી શકે છે. 'ચિત્રાંગદા' અને 'એફીજિનિયા' જેવાં પદ્યરૂપકોનો અર્થ અને વાક્યના લયને અનુસરીને ગુજરાતી રંગમંચ પર રજૂ કરવાનો પ્રયોગ થયેલ છે. કવિશ્રી નાનાલાલના 'જયા અને જયન્ત' નાટકને પણ સ્વાભાવિક શૈલીમાં ઉતારીને રજૂ કરવાના પ્રયત્નો થયા છે. પદ્યરૂપકના કરતાં કવિશ્રીનાં નાટકો તખ્તા પર રજૂ કરવાં વધુ મુશ્કેલ ઠર્યાં છે. તેનું કારણ શબ્દાડંબરી સંવાદમાં અટવાઈ જતો અર્થ અને ક્રિયાનો અભાવ છે. કેવળ વાણીનો લય વાચિકને મદદ કરી શકતો નથી, તેનું દૃષ્ટાંત કવિશ્રી નાનાલાલનાં નાટકો પૂરું પાડે છે. નાટકના સંવાદનું સ્વરનિયોજન ક્રિયાને લક્ષમાં રાખીને જ થાય છે. 'કોકિલા', 'પ્રભુ' કે 'પયગંબર' જેવા શબ્દ બોલાય પણ બોલનારની તે તે પદાર્થ અંગેની અંગત સંવેદના, તેને અંગે કશુંક કરવાની વિવક્ષા પ્રગટ ન થાય ત્યાં લગી તે શબ્દનો કશો અર્થ સમજાતો નથી. શબ્દના ઉચ્ચારને સમયે પાત્રના મનમાં ચાલતી ક્રિયા તેના સ્વરતંત્રમાં પ્રતિબિંબિત થયા વિના રહેતી નથી. આમ નાટ્યોક્તિમાં શબ્દનો ધ્વનિ (sound) અને અર્થ (meaning) સમન્વિત સ્વરૂપે બોલનારની બાહ્ય કે આંતરિક ક્રિયાને અભિવ્યક્ત કરે છે. નાનાલાલના સંવાદોમાં શબ્દનો ધ્વનિ ક્રિયાની સાથે ચાલી શકતો

૩૮. 'એઇક બિલીવ', પૃ. ૩૮-૩૯.

નથી એ મુશ્કેલી છે.

લેખકે સંવાદમાં સૂચનો લખ્યાં હોય તે પ્રમાણે નટ યંત્રવત્ વાચિક કે આંગિક અભિનય કરતો નથી. ખરું જોતાં નાટ્યલેખકે કરેલાં સૂચનો તો સંવાદમાંથી પ્રગટ થતી ક્રિયાનાં પ્રમાણમાં ઘણાં ફિક્કાં ને અધૂરાં હોય છે. ઉત્તમ નાટ્યલેખકોનાં રંગસૂચનો તો સંવાદમાં જ નિહિત હોય છે. એટલે નટ સંવાદના શબ્દને જ આધારભૂત ગણીને અભિનય કરે છે. આગળપાછળ શી અસર થશે તેની કલ્પના કરીને નટ પોતાનો પાઠ વાંચે છે ને તે પ્રમાણે સ્વરનો આરોહ-અવરોહ ને વિરામ (pause) નક્કી કરે છે. સમજુ પ્રેક્ષક પણ સંવાદ દ્વારા પોતાના ચિત્તમાં ઊભી થયેલી સુરેખ ભાવની છબી(image)ને જ લક્ષમાં લઈને તેની કદર કરે છે.

આ દૃષ્ટિએ જોઈએ તો સંવાદ કેવળ વાતચીતનું નાટ્યરૂપ કે સાહિત્યિક છટાવાળું ગદ્ય નથી. તેમાં સંવેદનની સાથે અવાજની ગતિ પણ અંતર્નિહિત હોય છે. (શબ્દનો નિક્ષેપ (projection) નટના અવાજથી થાય છે. એક જ વાક્ય કેટલી જુદી જુદી રીતે બોલી શકાય છે! સ્વરની કક્ષા (pitch), શક્તિ (power) અને ગતિ (pace) એ દરેકનું અને પરસ્પર મિશ્રણનું, અપાર રીતે વૈવિધ્ય સાધી શકાય એવી સગવડ માણસના અવાજમાં રહેલી છે. આ અસંખ્ય સ્વરભાત(tonal patterns)માંથી નટ સંવાદનો અર્થ સમજીને પોતાને માટે સ્વરનો અમુક આરોહ-અવરોહ (intonation) નક્કી કરે છે ને તદનુસાર વર્તે છે. ખરું જોતાં નાટ્યલેખમાંની શબ્દ-ગોઠવણીમાંથી જ નટ કયા પ્રકારનું સ્વરોત્પાદન (intonation) લેખકને અભિપ્રેત છે તે સમજી લે છે. જો તેમ ન થાય તો નટ લેખકને વફાદાર રહી શકે નહિ. તેણે નક્કી કરેલી આ સ્વરભાત (tonal pattern) શબ્દને ચેતન ને ગતિ અર્પીને ધારી અસર ઉપજાવી શકે છે. શબ્દની પસંદગી વખતે લેખકે યોગ્ય સ્વરોત્પાદનની કલ્પના કરી ન હોય તો નટ તેમાંથી ચોક્કસ સ્વરોત્પાદન કરી શકે નહિ. આ સ્વરવિન્યાસનું તંત્ર (intonation) એ મનુષ્યના અવાજ (voice) જેટલું જ સંક્રમ વાહન છે.

અંગવિક્ષેપ (gesture) અને સ્વરવિક્ષેપ (intonation)નું ઉત્પત્તિસ્થાન શબ્દ જ છે. શબ્દના ઉચ્ચારણની સાથે જ નટના અંગની ચેષ્ટા (gesture) પણ પ્રગટ થાય છે. બે પાત્રો વચ્ચે ચાલતા શાબ્દિક વ્યવહારની સાથે આંગિક ચેષ્ટાનો વ્યવહાર સ્વયમેવ ચાલે છે. એક પાત્ર સામા પાત્ર સાથે બોલતાં અમુક અંગચેષ્ટા (gesture) કરે છે અને તેની તરફ કે તેનાથી દૂર અથવા અન્ય કોઈ દિશામાં સાભિપ્રાય ગતિ (movement) કરે છે. એકથી વધુ પાત્રો આ રીતે ગતિ કરતાં કરતાં સ્વાભાવિક રીતે જ નાના કે મોટા સમૂહમાં ગોઠવાઈ જાય તેને નાટ્ય-પરિભાષામાં પાત્રોનું સંમિલન (grouping) કહે છે. આમ સ્વરવિન્યાસ (intonation), અંગચેષ્ટા (gesture) અને તેના પરિણામે આકાર લેતી પાત્રની ગતિસ્થિતિ શબ્દમાંથી સ્ફુરીને સમયના પરિમાણમાં નાટ્યપ્રવાહને વહેતો રાખે છે. નાટકના કર્તાને અભિપ્રેત અર્થ તેના પ્રત્યેક એકમમાંથી સ્ફુરતો જાય ને છેવટે સમગ્ર નાટકમાંથી પ્રેક્ષક તેની ઊંડી છાપ લઈને જાય તેવું નિયોજન નાટ્યકળાનો કુશળ દિગ્દર્શક કરે છે.

રંગભૂમિ પર રજૂ થયેલું નાટક પ્રેક્ષકના સંવેદન-તંત્ર પર, વિચારતંત્ર પર અને સમગ્રપણે રસતંત્ર પર અસર કરે છે. સંવેદનની અપેક્ષાએ વિચારને ઝીલવાની વૃત્તિ અને શક્તિ નાટક જોવા આવેલા સમુદાયમાં ઓછી હોય છે. આથી કુશળ નાટ્યકાર વિચારતત્ત્વને ઊર્મિ અને તત્પ્રેરિત ક્રિયાની ખેવડમાં મૂકીને રજૂ કરે છે અને તેની અસર ઘણી વાર ધાર્યા કરતાં સચોટ નીવડે છે. પરંતુ નાટકની ખરી સાર્થકતા તો તેમાંથી સહૃદયને આનંદનો આસ્વાદ મળે તેમાં છે. જો આનંદ નહિ મળે તો પ્રેક્ષક નાટ્યગૃહમાં ક્ષણવાર પણ બેસશે નહિ: નટ કે નટીના સુંદર દેહને કે તેમની વેશભૂષાને જોઈને, અથવા જૂની ગુજરાતી રંગભૂમિના પ્રેક્ષકો કરતા તેમ "સિનસિનેરી" કે "બિઝનેસ"ની ચતુરાઈ જોઈને, અથવા અમુક ગીત કે નૃત્ય પર વારી જઈને, આનંદ લેવો તે તો

અણુધડ રુચિની નિશાની છે. નટના વાચિક અને આંગિક અભિનયમાંથી પ્રત્યક ક્ષણે આકાર લેતી ને છેવટે સમગ્રતયા પ્રભાવ પાડતી સંવેદનાનો આસ્વાદ જ નાટયરસ માણ્યાનો સાચો આનંદ નિપજાવે છે.

આ આનંદનો નિષ્પાદક લેખકે લખેલો, નટે ઉચ્ચારેલો ને પ્રેક્ષકે ઝીલેલો શબ્દ છે. લેખકે તેની પસંદગીમાં અર્થ, લય, સ્વરનિક્ષેપ આદિને લક્ષમાં રાખવા પડે. નટની પાસે શુદ્ધ ઉચ્ચાર અને નરવો અવાજ કાઢે તેવો સ્વરગુણ (timbre) હોવા ઉપરાંત સ્વરનાં વિસ્તારસંકોચ (volume), કક્ષા (pitch) ગતિ, (pace), વેગ (tempo), લય (rhythm), આદિ અંગોનાં પ્રવર્તન, આરોહ-અવરોહ ને મિશ્રણમાંથી ઊભી થતી અનેકવિધ ભાવ (patterns)ની કલાત્મક સૂઝ હોવી આવશ્યક છે. પ્રેક્ષકમાં નાટયકળાનાં વિવિધ અંગોમાંથી અર્થ ગ્રહીને ઉપર કહ્યો તેવો રસાનંદ માણવાની શક્તિ હોવી જોઈએ. નટનો અભિનય ભાવકના સંવેદનને ઉત્તેજે, ને ભાવકનો પ્રતિભાવ નટની અભિવ્યક્તિને ઉત્તેજે, અને અંતે દ્વારા નાટકને કલાત્મક ઉઠાવ મળે એ આદર્શ સ્થિતિ છે. નાટયસર્જનની સાચી ફલશ્રુતિ પણ એ જ ગણાય. અન્ય સંદર્ભમાં ઉચ્ચારેલી સંતવાણી નાટકના શબ્દ માટે પણ એટલી જ સાચી છે, કે

બૂંદ સમાની બૂંદમેં સો જાને સબ કોઈ,
બૂંદ સમાની સબદમેં જાને બિરલા કોઈ.

# સાભાર સ્વીકાર

**પરિચય પુસ્તિકા શ્રેણી** [દરેક ૬૦ પૈસા]

અમેરિકા જતાં પહેલાં (૨૭૫)
—કાંતિલાલ કાલાણી

કેળવણીનું માધ્યમ (૨૭૬)
—કાંતિભાઈ સી. વ્યાસ

કવિ ખોટાદકર (૨૭૭)
—ઈશ્વરલાલ દવે

વિજ્ઞાનના સીમાડા (૨૭૮)
—મનુભાઈ મહેતા

પ્રાણીઓની નાતજાત (૨૭૯)
—ભારદ્વાજ વિજય

સ્વામીનારાયણ સંપ્રદાય (૨૮૦)
—હરીન્દ્ર દવે

આર્થિક ઇમારતનો પાયો (૨૮૧)
—વાડીલાલ ડગલી

સારણગાંઠ અને વધરાવળ (૨૮૨)
—ડૉ. ભાનુ શાહ

રાજવીઓનાં સાલિયાણાં (૨૮૩)
—હરીશ ર. યાદવ

આપણો હાથસાળ ઉદ્યોગ (૨૮૪)
—એ. એસ. કૃષ્ણમૂર્તિ

મધ્યકાલીન સાહિત્યસ્વરૂપો (૨૮૫)
—ચન્દ્રકાન્ત મહેતા

કંબોડિયા (૨૮૬)
—નારાયણ પિલ્લે

ભક્તકવિ નામદેવ (૨૮૭)
—પુરુષોત્તમ આત્મારામ ચિત્રે

આવકવેરો (૨૮૮)
—નટવરલાલ શાહ

સિન્ધુ સંસ્કૃતિ (૨૮૯)
—હસમુખ સાંકળિયા

ગુજરાતની આર્થિક રૂપરેખા (૨૯૦)
—નરોત્તમ શાહ

દૂષિત આબોહવા (૨૯૧)
—નગેન્દ્ર વિજય

પક્ષીઓની નાતજાત (૨૯૨)
—વિજયગુપ્ત મૌર્ય

# અંગ્રેજીનો અભ્યાસ | સી. એન. પટેલ

અંગ્રેજીના અભ્યાસ વિષે છેલ્લાં વીશ વર્ષથી જે વાદવિવાદ ચાલી રહ્યો છે તે, સાધ્ય અને સાધનનો સૂક્ષ્મ અને વ્યવસ્થિત વિચાર કરવાની આપણી રાષ્ટ્રીય અશક્તિનું એક સચોટ ઉદાહરણ છે. ગુજરાત યુનિવર્સિટી સ્થપાઈ ત્યારથી આપણે "અંગ્રેજી હટાવો"-નો નારો શરૂ કર્યો, અને હવે છેલ્લાં થોડાં વર્ષોથી ગુજરાતમાં "અંગ્રેજી બઢાવો"નો અવાજ ઊઠી રહ્યો છે. પરંતુ "અંગ્રેજી હટાવો" કે "બઢાવો" એ બેમાંથી એકે ધ્યેય વિષે વિગતે અને સ્પષ્ટ વિચાર કરવાનો અને પછી તે માટે જરૂરી સાધનો વિષે શાંત અને તટસ્થ નિર્ણય કરવાનો પ્રયત્ન ભાગ્યે જ થાય છે. આવો પ્રયત્ન થાય તો કદાચ બંને પક્ષને સમજાઈ જશે કે તેમની વચ્ચેના મતભેદો આજે જણાય છે એટલા ઊંડા નથી, અને અંતે કોઈ સર્વસ્વીકાર્ય માર્ગ જડી આવશે.

પ્રશ્ન છેલ્લાં વીશ વર્ષથી ચર્ચાઈ રહ્યો છે, પરંતુ આજ સુધી કોઈ સંતોષકારક ઉકેલ જડવાને બદલે પ્રજામાં અંગ્રેજી વિષે—અંગ્રેજીદ્વેષ કે અંગ્રેજી વિષે આંધળો મોહ એવી—માનસિક ગ્રંથિ કેળવાઈ રહી હોય એમ લાગે છે. આમ થવાનું એક કારણ એ છે કે પ્રશ્નની ગૂંચવણનો ખ્યાલ રાખ્યા વિના એકાદ મુદ્દાને (જેમ કે ગુજરાતના વિદ્યાર્થીઓને ઉદ્યોગ અને સરકારી નોકરીના ક્ષેત્રમાં યોગ્ય સ્થાન મળતું નથી) પકડી લઈ અને બીજા દેશનાં દૃષ્ટાંતો ઉપર આધાર રાખી આપણે ખૂબ સાદા નિર્ણય ઉપર આવી જઈએ છીએ. પરંતુ ઇતિહાસમાં કોઈ એક દેશકાળની પરિસ્થિતિ અન્ય દેશકાળની પરિસ્થિતિ સાથે બધી રીતે સરખાવી શકાય એવું હોતું નથી. એટલે દરેક દેશે કે પ્રજાએ પોતાના રાષ્ટ્રજીવનના કૂટ પ્રશ્નોના ઉકેલ માટે અન્ય દેશોના અનુભવને દૃષ્ટાંત તરીકે સ્વીકારતાં ખૂબ સાવધ રહેવાની જરૂર છે. અંગ્રેજીના અભ્યાસ અંગેનો નિર્ણય આપણે ભારતના વર્તમાન રાષ્ટ્ર-જીવનના વિશિષ્ટ સંયોગો લક્ષમાં રાખીને જ શોધવો રહ્યો.

છેલ્લાં દોઢસો વર્ષમાં ભારતની કાયાપલટ થઈ ગઈ છે, અને આ પરિણામ લાવવામાં અંગ્રેજી ભાષા અને સાહિત્યના અભ્યાસે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. આંતરરાષ્ટ્રીય વિચારપ્રવાહોના સંપર્ક દ્વારા આપણા રાષ્ટ્રીય જીવનમાં આવેલાં મૂળગામી પરિવર્તનોનું એક શુભ ફળ એ નીપજ્યું છે કે ભારતમાં બિનસાંપ્રદાયિક લોકશાહી રાજ્યની સ્થાપના થઈ અને એ રાજ્યને કલ્યાણરાજ્યના આદર્શ તરફ લઈ જવાની અભિલાષા કેળવાઈ. આપણી કાયાપલટનાં આ અને બીજાં આવ-કારલાયક તત્ત્વોને સુદૃઢ કરવાં અને એમનો પ્રભાવ વધે એ દિશામાં રાષ્ટ્રની પ્રગતિને વેગવાન બનાવવી એ આપણા વર્તમાન રાષ્ટ્રીય પુરુષાર્થનો પ્રધાન ઉદ્દેશ હોવો જોઈએ. આ માટે અમુક પ્રમાણમાં અંગ્રેજીનું અવલંબન અનિવાર્ય છે. સામાજિક, આર્થિક અને રાજકીય સ્વતંત્રતા ને સમાનતાનો આપણો આદર્શ આંતરરાષ્ટ્રીય વિચારપ્રવાહોનું ફળ છે, અને એ આદર્શ-ને કલુષિત કરે એવાં પરિબળો હજુ સારા પ્રમાણમાં સક્રિય છે. એ પરિબળોનો સામનો કરવા માટે આપણા પ્રજાજીવનમાં આંતરરાષ્ટ્રીય વિચારપ્રવાહો વહ્યા કરે એ જરૂરનું છે. યુરોપની અન્ય ભાષાઓનો અભ્યાસ નવેસરથી શરૂ કરવાને બદલે અંગ્રેજીનો અભ્યાસ ચાલુ રાખવાથી આ ઉદ્દેશ વધારે સરળતાથી સાધી શકાય તેમ છે. તદુપરાંત આપણી આર્થિક યોજનાઓ સારુ, મોટા ઉદ્યોગોના વિકાસ સારુ તથા

દેશના રાજ્યતંત્ર, ન્યાયતંત્ર અને સંરક્ષણતંત્રની કાર્યક્ષમતા જાળવી રાખવા સારુ, ઉચ્ચતમ કક્ષાના રાજ્યાધિકારીઓ, ન્યાયાધીશો, સેનાપતિઓ, કેળવણીકારો, વૈજ્ઞાનિકો વગેરે માટે અંગ્રેજીનું સઘન જ્ઞાન આવશ્યક રહેવાનું. એમાંના દરેક ક્ષેત્રમાં વ્યવહારની ભાષા ગમે તે હોય પણ ઉચ્ચતમ કક્ષાએ જ્ઞાન અને તાલીમના સાધન તરીકે અંગ્રેજીની અગત્ય નકારી શકાય એમ નથી. આવાં સ્ત્રીપુરુષોને આવશ્યક પ્રમાણમાં અંગ્રેજી ઉપર પ્રભુત્વ કેળવવાનાં સાધનો દેશની યુનિવર્સિટીઓએ કે રાજ્યસરકારોએ ઉપલબ્ધ કરવાં જ જોઈશે.

પરંતુ જેમ અંગ્રેજીનો સઘન અભ્યાસ અમુક પ્રમાણમાં અને અમુક વ્યક્તિઓ સારુ આવશ્યક છે તેમ એ અભ્યાસનું ઇષ્ટ ફળ આવે એ માટે જાગ્રત રહેવાની પણ એટલી જ જરૂર છે. દેશનો બુદ્ધિમાન વર્ગ જો આંતરરાષ્ટ્રીય વિચારપ્રવાહોને આત્મસાત્ કરવાના પ્રયત્નમાં ભારતીય જીવનપરંપરામાં વ્યક્ત થયેલાં ઉચ્ચ પ્રેરકબળો સાથેનો સંપર્ક જાળવી નહિ રાખે તો એક પ્રજા તરીકેની આપણી સર્જકશક્તિ લાંબો સમય જીવતી નહિ રહે. આધુનિક યુગના આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિપ્રવાહોનો ભારતીય જીવનદૃષ્ટિ સાથે સમન્વય સાધવો એ જ છેલ્લાં દોઢસો વર્ષ દરમિયાન દેશના શ્રેષ્ઠ નેતાઓનો પુરુષાર્થ રહેલો છે. અને એ પુરુષાર્થ ચાલુ રાખવામાં જ ભારતનું સર્વોત્તમ હિત રહેલું છે. એમ નહિ બને તો અંગ્રેજીપ્રવીણોની દેશમાં ઊભી થયેલી નવી જ્ઞાતિનાં મૂળ વધારે ઊંડાં જશે અને તે મોટી વહેલી પ્રજાના અન્ય વર્ગો સાથેનો સંપર્ક ગુમાવી બેસશે અને પરિણામે પ્રજાજીવનમાં તેનો ફાળો નકારાત્મક બની જશે. એટલે અંગ્રેજીના અભ્યાસને ભારતીય ભાષાઓના અભ્યાસને ભોગે ઉત્તેજન ન અપાય એની કાળજી આપણે રાખવી જ રહી. એ માટે આ વર્ગના વિદ્યાર્થીઓને અંગ્રેજી તથા કોઈ પણ એક ભારતીય ભાષા ઉપર સરખું પ્રભુત્વ મળી રહે એવી રીતે તેમનો અભ્યાસક્રમ ગોઠવાવો જોઈએ. શુદ્ધ શૈક્ષણિક દૃષ્ટિએ એમ કહી શકાય કે એમને માટે કેળવણીનું માધ્યમ માતૃભાષા અથવા, સંયોગો અનુસાર, કોઈ અન્ય ભારતીય ભાષા હોય અને સાથે જ અંગ્રેજીના સઘન અભ્યાસની વ્યવસ્થા થાય. અનેક પરદેશી વિદ્વાનો માતૃભાષા દ્વારા શિક્ષણ પામ્યા હોવા છતાં મોટી ઉંમરે અન્ય ભાષાઓમાં ઉચ્ચ પ્રવીણતા પ્રાપ્ત કરે છે એ હકીકત છે. હિંદીઓ માટે પણ સિદ્ધાન્તની દૃષ્ટિએ એ અશક્ય ન ગણાવું જોઈએ પરંતુ દેશનું આજનું વાતાવરણ જોતાં આ દૃષ્ટિબિંદુ સ્વીકારવા વિદ્યાર્થીઓ અથવા જૂના સંસ્કારમાં ઊછરેલા કેળવણીકારો તૈયાર થાય એમ લાગતું નથી એટલે એક અનિષ્ટ તરીકે આ વર્ગના વિદ્યાર્થીઓ માટે અંગ્રેજીને શિક્ષણના માધ્યમ તરીકે સ્વીકાર્યા વિના છૂટકો નથી.

પ્રશ્ન એટલો જ રહે છે કે એમને માટે અંગ્રેજીનો માધ્યમ તરીકે ઉપયોગ કઈ કક્ષાથી શરૂ કરવો. જૂના સમયમાં આજના પાંચમા ધોરણથી અંગ્રેજીનો અભ્યાસ શરૂ થતો અને આજના આઠમા ધોરણથી તેનો માધ્યમ તરીકે ઉપયોગ થતો, અને યુનિવર્સિટી કક્ષાએ તે ચાલુ રહેતો. તેને બદલે આજે અમુક શાળાઓમાં પ્રાથમિક કક્ષાના પહેલા ધોરણથી જ અંગ્રેજી શીખવાય છે અને તેનો માધ્યમ તરીકે પણ ઉપયોગ થાય છે. શૈક્ષણિક દૃષ્ટિએ આ પ્રથાનો બચાવ થઈ શકે એમ નથી. કોઈ વાર એમ કહેવાય છે કે બાળક જેટલી સરળતાથી પરદેશી ભાષા ગ્રહણ કરી લે છે તેટલી સરળતાથી કિશોર કે યુવા ગ્રહણ કરી શકતો નથી. આ સત્ય હોય તોપણ એ યાદ રાખવું જરૂરી છે કે બાળપણમાં ગ્રહણ કરેલા અંગ્રેજીની range બહુ મર્યાદિત હોય છે અને એ પ્રકારનું મર્યાદિત અંગ્રેજીનું જ્ઞાન વિચાર કરવાના એક સાધન તરીકે ખાસ ઉપયોગમાં આવતું નથી. કોન્વેન્ટ શાળાઓમાં અભ્યાસ કરીને કોલેજમાં દાખલ થયેલાં કિશોર-કિશોરી પ્રથમ બે વર્ષમાં અંગ્રેજીમાં સારો દેખાવ કરી જાય છે, પરંતુ બી.એ.ના સ્પેશિયલ વિષયોમાં બીજા વિદ્યાર્થીઓની સરખામણીમાં કોઈ ખાસ પ્રવીણતા દાખવતા નથી. પ્રાથમિક કક્ષાના પહેલા ધોરણથી અંગ્રેજી દ્વારા કેળવણી પામેલા વિદ્યાર્થીઓએ અન્ય વિદ્યાર્થીઓ કરતાં કોઈ ક્ષેત્રે વધારે સિદ્ધિ પ્રાપ્ત કરી હોય એમ જોવા મળ્યું નથી એટલે અમુક વિદ્યાર્થીઓ માટે માધ્યમિક કક્ષાથી જ અંગ્રેજીનો માધ્યમ તરીકે ઉપયોગ કરવાની

જરૂર જણાય તો પણ તે આઠમા ધોરણથી કરવો જોઈએ; અને સાથે સાથે એ વિદ્યાર્થીઓની તેમની માતૃભાષામાં પ્રવીણતા પહેલાં કરતાં ઘણી વધારે કેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ. આમ થાય તો જ અંગ્રેજીના માધ્યમ દ્વારા કેળવાયેલાં સ્ત્રીપુરુષો તેમના શક્તિઓનો દેશહિતાર્થે ઉપયોગ કરી શકશે અને પ્રજાજીવનમાં પૂરો રચનાત્મક ફાળો આપી શકશે.

ઉપરોક્ત વર્ગના વિદ્યાર્થીઓની સંખ્યા, સામાન્ય રીતે જ, ખૂબ નાની રહેવાની. તે સિવાયના અન્ય વિદ્યાર્થીઓ માટે અંગ્રેજીના અભ્યાસની આવશ્યકતા, પ્રમાણ તથા પદ્ધતિ વિશે ખૂબ વિવેક રાખવાની જરૂર છે. બધા વિદ્યાર્થીઓની અંગ્રેજીમાં મધ્યમ કક્ષાની પ્રવીણતા મેળવવાની પણ શક્તિ નથી હોતી, તથા તેમને એવી શક્તિ આપવા માટે આપણી પાસે પૂરતી સંખ્યામાં શિક્ષકો પણ નથી. આ સ્થિતિમાં માત્ર "અંગ્રેજી બઢાવો"નું સૂત્ર અપનાવવાથી આપણે અંગ્રેજીના અભ્યાસનું કોઈ રચનાત્મક ધ્યેય સિદ્ધ નહિ કરી શકીએ. જે વિદ્યાર્થીઓની અંગ્રેજી ભણવાની શક્તિ અને ઇચ્છા છે, તેમને માટે તેઓ એમાં મધ્યમ કક્ષાની પ્રવીણતા પ્રાપ્ત કરે એટલા પ્રમાણમાં અંગ્રેજીના અભ્યાસની વ્યવસ્થા જરૂર કરવી જોઈએ. પરંતુ જેમની શક્તિ મર્યાદિત છે કે જેમને એ ભણવાની ઇચ્છા નથી તેમને, અંગ્રેજીના અભ્યાસ માટે ઉત્તેજન આપવાથી કે તેમને માટે અંગ્રેજીમાં સામાન્ય પ્રવીણતાનો પણ આગ્રહ રાખવાથી આપણે તેમની કે દેશની કોઈ સેવા કરતા નથી. ઊલટું, તેમના તથા પ્રજાના માનસમાં અંગ્રેજીના અજ્ઞાન વિશે લઘુતાગ્રંથિ ઉત્પન્ન કરી, તેમનામાં ગુજરાતીના અભ્યાસ પ્રત્યે ઉપેક્ષા કેળવીએ છીએ, અને એ રીતે એવા વિદ્યાર્થીઓના વ્યક્તિત્વવિકાસને રૂંધીએ છીએ. જેમણે અંગ્રેજીની મદદથી જુદાં જુદાં ક્ષેત્રોમાં ઉચ્ચતમ જ્ઞાન મેળવ્યું છે તેવા વિદ્વાનોની ફરજ છે કે તેઓ અંગ્રેજીના અભ્યાસની અશક્તિ કે અનિચ્છાવાળા વિદ્યાર્થીઓ સુધી એ જ્ઞાન પહોંચાડે, અને એ માટે એમને માટે જરૂરી સાધનો પૂરાં પાડવા યુનિવર્સિટીઓ તથા રાજ્ય સરકારોએ બનતું બધું કરી છૂટવું જોઈએ.

આ વિચારસરણીમાંથી જે મુખ્ય વાત ફલિત થાય છે તે એ છે કે બધા વિદ્યાર્થીઓને અંગ્રેજીનું થોડું શિક્ષણ આપવાનો પ્રયત્ન કરવાને બદલે થોડા વિદ્યાર્થીઓને તેનું સઘન અથવા મધ્યમ કક્ષાનું શિક્ષણ આપવાનો પ્રયત્ન કરવો જોઈએ. એવા પ્રયત્ન માટે શાળામાં કઈ કક્ષાથી અંગ્રેજીના શિક્ષણની વ્યવસ્થા કરવી એ વિગતનો પ્રશ્ન છે અને એમાં જુદા જુદા અભિપ્રાયોને અવકાશ છે. પ્રાથમિક કક્ષાએ અંગ્રેજીના શિક્ષણનો પ્રયત્ન છોડી દઈ માધ્યમિક કક્ષાએ, એટલે કે આઠમા ધોરણથી, સારી તાલીમ પામેલા શિક્ષકો અને યોગ્ય પદ્ધતિ દ્વારા અંગ્રેજીનું શિક્ષણ આપવાની વ્યવસ્થા થાય તથા અંગ્રેજીનો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓમાં જુદા જુદા વિષયો ઉપર અંગ્રેજીમાં પુસ્તકો વાંચવાનો રસ ઉત્પન્ન કરી શકાય તો શાળાનાં ચાર વર્ષો અને યુનિવર્સિટીનાં ચાર વર્ષો મળી આઠ વર્ષનો અભ્યાસ અંગ્રેજીમાં મધ્યમ કક્ષાની પ્રવીણતા માટે પૂરતો છે.

જે વિદ્યાર્થીઓની અંગ્રેજી ભણવાની શક્તિ નથી કે તે માટે ઇચ્છા નથી તેમને ચારને બદલે આઠ કે દશ કે પંદર વર્ષો સુધી પણ અંગ્રેજી ભણાવવાથી નોંધપાત્ર ફેર પડવાનો નથી, અને તેનું એક કારણ એ છે કે અંગ્રેજીના પ્રમાણસર જ્ઞાનવાળા પણ શિક્ષકોની સંખ્યા ઘણી ઓછી છે. આજે જે શિક્ષકો ઉપર અંગ્રેજી શીખવવાની જવાબદારી — કદાચ તેમની ઇચ્છા વિરુદ્ધ — લાદવામાં આવે છે તેઓ ગમે તેટલાં વધારે વર્ષ વિદ્યાર્થીઓને અંગ્રેજી ભણાવવાનો પ્રયાસ કરે તોપણ તેમની મહેનતનું પરિણામ આજે આવે તે કરતાં જુદું આવવાનો સંભવ નથી. માધ્યમિક ક્ષેત્રે વધતી જતી વિદ્યાર્થીઓની સંખ્યા લક્ષમાં લેતાં એ સર્વને અંગ્રેજીમાં સામાન્ય પ્રવીણતા પણ આપી શકે એવા શિક્ષકો તૈયાર કરવા માટે જરૂરી સંખ્યામાં ઉમેદવારો જ મળવા અશક્ય છે, અને શિક્ષકો તૈયાર થશે એનો કરતાં વધારે પ્રમાણમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધતી જ રહેવાની છે.

એક દલીલ એમ થાય છે કે માધ્યમિક કક્ષાએ અંગ્રેજીના શિક્ષણનો આગ્રહ ન રખાય તો પણ યુનિવર્સિટી કક્ષાએ તેના મધ્યમ કક્ષાના જ્ઞાનની

અપેક્ષા રાખવી જોઈએ. એક સિદ્ધાન્ત તરીકે આ વસ્તુની ઇષ્ટતા તથા તેની વ્યવહારક્ષમતા કાળજીપૂર્વક તપાસવી જોઈએ. આજે અંગ્રેજી લઈ એસ. એસ. સી. પાસ થનાર સામાન્ય વિદ્યાર્થીનું અંગ્રેજીનું જ્ઞાન તેને યુનિવર્સિટી કક્ષાના અભ્યાસમાં કોઈ કામમાં આવી શકે તેમ નથી, અને મોટા ભાગના વિદ્યાર્થીઓ તેનો ઉપયોગ કરવાનો પ્રયત્ન પણ કરતા નથી એ હકીકત છે. એટલે, યુનિવર્સિટીમાં અભ્યાસ માટે અંગ્રેજીનું જ્ઞાન આવશ્યક ગણવામાં આવે તો તેમાં પ્રવીણતાનું ધોરણ આજે છે તેના કરતાં સારું એવું ઊંચું રાખવું જોઈએ. એવી પ્રવીણતા મેળવવાની, આપણે ઉપર જોયું તેમ, બધા વિદ્યાર્થીઓની શક્તિ નથી અને એમને એટલી પ્રવીણતા આપી શકે એટલા શિક્ષકો નથી. એટલે યુનિવર્સિટીના અભ્યાસ માટે અંગ્રેજીના જ્ઞાનનો આગ્રહ રાખવામાં આવે — અને એ આગ્રહને સાર્થક કરવો હોય—તો શાળામાં અંગ્રેજીના શિક્ષણને તથા યુનિવર્સિટીઓમાં વિદ્યાર્થીઓની સંખ્યાને મર્યાદિત કરવા સિવાય બીજો કોઈ રસ્તો નથી.

પહેલું પગલું તો બીજાં કારણોસર પણ ઇષ્ટ છે, પરંતુ બીજા પગલાની ઇષ્ટતા વિચારવી પડે તેમ છે. યુનિવર્સિટીઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા મર્યાદિત કરાવ તે સામે સૈદ્ધાન્તિક દૃષ્ટિએ વાંધો ન હોઈ શકે, જોકે ગ્રામ વિસ્તારોની અને આજ સુધી પછાત રહેલા વર્ગોની સુધરતી જતી આર્થિક અને સામાજિક સ્થિતિ લક્ષમાં લેતાં એ ધ્યેય, લોકશાહીમાં અનિવાર્ય રાજકીય દબાણોનો સામનો કરી, સિદ્ધ કરી શકાય કે કેમ તે અત્યંત શંકાસ્પદ છે. છતાં જો વિદ્યાર્થીસંખ્યા મર્યાદિત કરવી જ હોય તો અંગ્રેજીના જ્ઞાનના ધોરણે તેને મર્યાદિત કરવી એ વાત સૈદ્ધાન્તિક દૃષ્ટિએ, તદ્દન અસ્વીકાર્ય છે. અંગ્રેજીના જ્ઞાન વિના અનેક વિષયોમાં બી. એ. ની. કક્ષા સુધીનું શિક્ષણ આપી શકીએ એવી સ્થિતિ આપણે ઉત્પન્ન કરી શક્યા છીએ. એ શિક્ષણનું ધોરણ નીચું હશે, પરંતુ તેનું કારણ અંગ્રેજીનું અજ્ઞાન નથી. અંગ્રેજી પાઠ્યપુસ્તકો વાંચી તેનો સદુપયોગ કરી શકે એટલી પ્રવીણતા વિદ્યાર્થીઓને પ્રાપ્ત કરાવી આપવા માટે જે શક્તિ અને સાધનોનો વ્યય કરવો પડે તેમ છે તે શક્તિ અને સાધનોનો ઉપયોગ દરેક વિષયમાં ગુજરાતી પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં આવે તો તે મહેનત સાર્થક થવાનો વધારે સંભવ છે. વળી, પરદેશી ભાષાના જ્ઞાન વિના ઉચ્ચ શિક્ષણને ક્ષેત્રે સફળ ન જ થવાય એ સ્થિતિ ચલાવી લેવાનું આપણા રાષ્ટ્રીય સ્વમાનને પોસાય એમ નથી. એમાંથી આખી પ્રજામાં જે લઘુતા ગ્રંથિ દૃઢ થશે તે આપણા સર્વાંગી રાષ્ટ્રીય વિકાસ માટે ખતરનાક નીવડશે.

યુનિવર્સિટી કક્ષાએ જેની ખાસ જરૂર છે તે, આધુનિક જગતના વિચારપ્રવાહો અને સાંસ્કૃતિક ક્ષેત્રે વિશ્વના અન્ય દેશોમાં થતી પ્રગતિનો અભ્યાસ છે. આવો અભ્યાસ માતૃભાષા દ્વારા જ સફળ થઈ શકે. અંગ્રેજી ભાષાનું જ્ઞાન અંગ્રેજી ભાષા દ્વારા જ આપી શકાય, પરંતુ અંગ્રેજી તથા વિશ્વના બીજા દેશોના સાહિત્ય અને સંસ્કૃતિનું જ્ઞાન ગુજરાતીમાં અપાય તો જ વિદ્યાર્થીઓ તેને સારી રીતે પચાવી શકશે. યુનિવર્સિટી કક્ષાએ આજનો ફરજિયાત અંગ્રેજીનો અભ્યાસક્રમ આ પ્રકારની જ્ઞાનપ્રાપ્તિમાં કંઈ પણ મદદ કરે છે એવો દાવો થઈ શકે તેમ નથી. અધ્યાપકે પોતે અંગ્રેજીમાં કે અન્ય કોઈ યુરોપીય ભાષામાં ઉચ્ચતમ કક્ષાની પ્રવીણતા પ્રાપ્ત કરી હોય એ આવશ્યક છે, પણ પોતે પ્રાપ્ત કરેલા જ્ઞાનને વિદ્યાર્થીઓને ગુજરાતીમાં આપી શકવામાં જ તેની બૌદ્ધિક સર્જકશક્તિની કસોટી છે. એવો પ્રયત્ન કરવાની અધ્યાપકની અશક્તિ કે અનિચ્છાનું પરિણામ વિદ્યાર્થીઓને ભોગવવાની ફરજ ન પાડી શકાય.

આમ, અંગ્રેજીનું શિક્ષણ કેટલા વિદ્યાર્થીઓને, કયા હેતુથી, કેટલા પ્રમાણમાં અને કઈ રીતે આપવું જોઈએ એનો વિગતે અભ્યાસ નહિ થાય ત્યાં સુધી આ ગૂંચવાયેલા પ્રશ્નનો સંતોષકારક ઉકેલ જડવાનો નથી.

# કલાકારનો અધિકાર | આર્નોલ્ડ વેસ્કર

હું માનું છું કે કલાસાધના આપણી સર્વ સામાજિક અને શૈક્ષણિક પ્રવૃત્તિઓમાં કેન્દ્રસ્થાને હોવી જોઈએ. આપણાં નગરોની રચના દેવળોની આસપાસ નહિ પણ કલાકેન્દ્રોની આસપાસ થવી જોઈએ. અને આપણી શિક્ષણસંસ્થાઓના અભ્યાસક્રમોમાં કલાનો સૌથી મહત્ત્વના નહિ તો એક મહત્ત્વના વિષય તરીકે સ્વીકાર થવો જોઈએ.

શું કહેવું જોઈએ તેનો આપણને ખ્યાલ હોય તે એક વાત છે, અને તે કેવી રીતે વ્યક્ત થાય તે વળી બીજી જ વાત છે. પણ વાતો કરી કરીને, દલીલો કરી કરીને, સ્પષ્ટતાઓ કરી કરીને પણ, હું થાકી ગયો છું; અને તેથી જ વાસી ન થઈ ગયા હોય એવા શબ્દો શોધવાની હું કોશિશ કરી રહ્યો છું.

મારા મતે યુનિવર્સિટીઓ જેવી પ્રવૃત્તિઓ કરવી પડે એવી સંસ્થાઓમાં કલાકારોએ આવવું જોઈએ નહિ — કારણ કે કલાકારો કોઈ પણ વિચાર કે ભાવનાને એક કરતાં વધારે વાર રજૂ કરી શકતા નથી. ઘણી વાર હું એવું માનવાને લલચાઈ જાઉં છું કે કલા એક એવો વિષય છે જેને વિશે આપણે વાત ન કરવી જોઈએ — કેવળ તેનું સર્જન થવા દેવું જોઈએ અથવા એવું વાતાવરણ જન્માવવું જોઈએ.

પરંતુ મુખ્ય પ્રશ્ન તો આ છે: જે શબ્દો એક વેળા અર્થસભર હતા તે હવે ફાટી ગયેલા દૂધ જેવા વાસી કેમ બની ગયા છે? કદાચ એવું પણ બને કે હવામાન ખરાબ હોય તો જેમ દૂધ બગડી જાય છે તેમ આપણી બૌદ્ધિક અને નૈતિક આબોહવામાં કંઈક એવું છે જે આપણે ઉચ્ચારેલા શબ્દોને વાસી બનાવી દે છે. એવુંયે બને કે દૂધ જ પહેલેથી ખરાબ હોય, અને આપણે વાપરેલા શબ્દો ખોટા હોય — હું ચોક્કસ કહી શકતો નથી. પણ હવે પ્રશ્ન કલાસાધનોને કેવા પ્રકારે પ્રોત્સાહન આપવું તે વિચારવાનો નથી પણ કલાને જેની સાથે સંબંધ હોવો જોઈએ તે મૂલ્યો અને અનુભૂતિઓની વાંછનીયતાને કેવી રીતે પુનઃ પ્રતિપાદિત કરવી તે વિચારી જોવાનો છે. સંગીત મનુષ્યની સંવેદનાઓને, અને એટલે જ એની માનવતાને, દિશા આપી શકે છે એ કારણે એને સંગીત સાંભળવાનું પ્રોત્સાહન શી રીતે આપી શકાય એ પ્રશ્ન નથી; પણ માનવતા તો મનુષ્યની અંદર રહેલો ઘાટ આપી શકાય એવો એક ગુણ છે અને તેને ઘાટ આપવાની જરૂર છે એવું મનુષ્યને કેવી રીતે સમજાવી શકાય એ પ્રશ્ન છે.

કલાસાધનાની ઉચિતતા સિદ્ધ કરવા માટે એવા કયા શબ્દો બાકી રહ્યા છે જેને વિશે શંકા ન કરવામાં આવતી હોય? "કલાના ઉદાત્ત અને પ્રોત્સાહક ગુણ વિશે આત્મસંતોષ અને છિદ્રાન્વેષણનો આરોપ વહોરી લીધા વિના આપણાથી વાત થઈ શકે ખરી? આપણે જે સમાજમાં રહીએ છીએ તેનો ખ્યાલ આપવા આર્થિક આયોજનની નીતિ અંગેની 'પેટ્રનેજ ઑફ ધ આર્ટ્સ' નામની એક પત્રિકામાંથી અવતરણ આપું: "સંસ્કૃતિના સામાન્ય

તીખા તરુણોમાંના એક તરીકે સુપ્રતિષ્ઠ આર્નોલ્ડ વેસ્કર બ્રિટનના જાણીતા નાટ્યકાર છે. એમના સમુચ્ચયરૂપ સાથીઓ હવે આજે ભાગ્યે જ તીખા રહ્યા છે, પણ વેસ્કરની તીખાશ ને જનસાધારણ સાથે તાદાત્મ્યની તાલાવેલી હજીયે એમની તેમ છે.

મથાળા હેઠળ જે કંઈ આવતું હોય તેને વિશે મોટા ભાગના લોકો ઉદાસીનતા સેવતા હોય છે. અશિષ્ટતાની આ અવસ્થામાં રહેવાનો એમને પૂર્ણ અધિકાર છે."

આ શબ્દો ધ્યાનમાં લેવા જેવા છે કારણ કે તેનાથી જે ફલિત થાય છે તે તો આપણે ઊભા કરેલા પ્રશ્નના હાર્દ સુધી પહોંચે છે...એવું કહેવામાં આવ્યું છે કે લોકો ઉદાસીન છે અને ઉદાસીન રહેવાનો એમને અધિકાર છે. અને એમનો આ અધિકાર સિદ્ધ કરવા માટે કલા પ્રત્યે ઉદાસીન રહેનારા લોકો અશિષ્ટતાની અવસ્થામાં રહે છે, એવું કહેવામાં આવ્યું છે. અને તે દ્વારા એવો જ નિર્દેશ પણ કરવામાં આવ્યો છે કે જે લોકો કલામાં રસ ધરાવતા હોય તેઓ શિષ્ટતાની અવસ્થામાં રહે છે. અહીં "શિષ્ટતા" અને "અશિષ્ટતા" ઉપહાસ રૂપે વપરાયેલા શબ્દો છે અને કલારુચિ પર ભાર મૂકવાની એમને જરૂર લાગી તે બદલ જાણે તે પત્રિકાના લેખકો ક્ષમા યાચી રહ્યા છે. અને એમની પોતાની જ સંવેદનાઓના નિંદિતાશેથી જાણે તેઓ પાછા હઠી રહ્યા છે. કલાકારો અને બુદ્ધિજીવીઓમાં જોવા મળતી એકસ્નતા અને ક્ષમાયાચનાની વૃત્તિ આજે (બ્રિટનમાં) આપણને પ્રાપ્ત થતી આબોહવાનો એક અંશ બની જાય છે.

બીજી તરફ, યુવાન પેઢીમાં વક્રદૃષ્ટિ અને અવિશ્વાસથી પ્રેરાઈને શેખી કરવાનું વલણ પ્રબળ બની રહ્યું છે, તત્કાળ તો એમની આ વૃત્તિની સામે આપણો વિરોધ જાણે ઓગળી જાય છે, કારણ કે સૌથી મધુર, યુવાન અને સુન્દર ચહેરાઓમાં તે આવી વસે છે અને સર્વત્ર વ્યાપી જાય અને ઈર્ષ્યા પણ થઈ આવે એવી આનંદ-મસ્તી લાવી મૂકે છે. જાહેરખબરો આ મનોદશાને પ્રોત્સાહન આપવાનું સૌથી પ્રબળ સાધન છે. આ યુવાનોની પ્રસન્નતા આપણને એમની આ વૃત્તિની વાહ વાહ કરવા લલચાવે છે. એમના તંદુરસ્ત અને ચેતનવંત ચહેરાઓથી આપણે અંજાઈ જઈએ છીએ અને એમનામાં ઊભરાઈ રહેલી સજાગતા શાને વિશેની છે તે પૂછવાનું આપણે ભૂલી જઈએ છીએ અને યુવાનોની મુક્તિની ભાવનાને વ્યક્ત કરતા સંગીતથી એમના વડીલો પણ એટલા સંમોહિત થઈ ગયા છે કે થોમસ કાર્લાઈલની જેમ "સ્વાતંત્ર્ય એક સારો અર્થ છે પણ તેનું પ્રયોજન ક્યાંક પહોંચાડવાનું છે" એવું કંઈક કહેવાની એમની હિંમત પડતી નથી. જે સમાજમાં આપણે જીવીએ છીએ તે તો બીટલ્સ અને હવે પોપ (pop) સમાજ છે, પ્રોકોફીવનો નહિ. મનમાં ગમે તેટલું લાગતું હોય કે બીટલ્સના વિલાપ સમા સંગીતના કરતાં પ્રોકોફીવના વાયોલિનના સૂર તમારા હૃદયનાં અંતરતમ ઊંડાણોમાં ઘણાં વધારે સ્પંદનો જગાડે છે, પણ એવું કંઈ તમારાથી કહી શકાતું નથી.

તમારાથી એ કહી શકાતું નથી કારણ કે તમારો અભિપ્રાય જણાવો તે જ ઘડીએ જેની પસંદગીને તમે માન્ય રાખી શકતા નથી એના વ્યક્તિત્વની સામે તમે પડકાર ફેંકો છો. ખાસ કરીને પોતાના વ્યક્તિત્વની જાહેરાત કરવા ખાતર જ પોતાની પસંદગીઓને રજૂ કરી રહેલી પેઢીને તમે પડકારો છો. પરંતુ થોડી વાર સાંભળ્યા પછી એમનું સંગીત અણગમો પેદા કરે છે અને તેનાથી જાગતા વિચારો અને ભાવો છીછરા છે એવું એ ઉન્મત્ત યુવનોને કહેવાની આપણામાં હિંમત છે?

એક વખત દુનિયાના બે મશહૂર પોપ-ગાયકોની વાતચીતમાં એક ગાયકે પોતાના સંગીતને શેક્સપિયરના જેટલું જ મૂલ્યવાન ગણાવ્યું હતું. એક પોપ-ગાયક આવી સરખામણી કરી શકે તો આત્મવિશ્વાસમાંથી જન્મેલી વિવેકહીનતા કેટલા મોટા પ્રમાણમાં પ્રવર્તી રહી હશે? આવો દાવો લઈને કોઈ આવે તો એની સામે ઊભા રહેવા આપણી પાસે કેવા શબ્દો છે?

પોપ સભ્યતાની ચમત્કૃતિથી હું અંજાઈ જાઉં છું એ મારે કબૂલ કરવું જોઈએ. ઘણી વાર તેનાથી હું સ્તંભિત પણ થઈ જાઉં છું. પણ વધારે ભયંકર તો એ કલાકારોમાં પ્રવર્તી રહેલું બૌદ્ધિક સમર્પણ છે. પોપ-કળા જે આનંદ આપી શકે છે તેની કક્ષાનો હું ઇનકાર કરતો નથી. પણ હું તો તેની

બીજું એવું બહાર રાખી દેતી એક ધરના તરીકે વાત કરું છું: એ ઉદાસીનતાની ફિલસૂફી છે અને સારી કે ખરાબ કોઈ પણ ધોરણને નામંજૂર કરે છે અને જેને પરિણામે અન્ય સર્વને વર્જિત ગણતી ક્ષુલ્લકતાની જે આબોહવા ફેલાઈ છે તેની હું વાત કરું છું. શાનો આગ્રહ રાખવામાં આવે છે તેનો વિચાર કર્યા વિના કોઈ પણ વાતનો આગ્રહ રાખવો તે જ જાણે એક ખરાબ વસ્તુ હોય! ભૂતકાળમાં યુદ્ધો અને અનિષ્ટોને વ્યાપક બનાવનારી વાતો સાંભળ્યા પછી હવે કંઈ ન જ સાંભળવું તે વધારે સારું છે એવું જાણે યુવાનોએ નક્કી કરી લીધું છે. ભૂલ કરવાનું જોખમ લેવા કરતાં બધું જ નકારી દેવામાં જાણે વધારે સલામતી છે. પોપ-સભ્યતાએ આરંભેલો આ વિરોધ એટલો નૈરાશ્યપૂર્ણ છે કે તે કાયરતા બની જાય છે. અને જુવાન હોવાનો ભ્રમ સેવી રહેલી અને ક્યાંય પાછળ ન રહી જવાય તેવા વલખાં મારી રહેલી વૃદ્ધાઓની જેમ આપણા બુદ્ધિજીવીઓ અને કલાકારો આ પ્રવાહમાં હોંશે હોંશે જોડાઈ જાય તો આ ત્વરાને યુવાનોને સમજાવી પણ શી રીતે શકાય!

યુવાનોના ખેલખંડા કરાવી મૂકે તેવા હોય છે. અને કલાકાર જાણે છે કે પોપ-ગાયકને એના અસ્તિત્વની કંઈ જ પડી નથી. અને આ લાપરવાહીથી ભયભીત બની રહેલા કલાકારને એની સાથે જોડાઈ જવાનું વધારે સુખકર લાગે છે. આવું વલણ લીધા પછી એનો વિરોધ બુઠ્ઠો થતો જાય છે અને તેમાંથી નિશ્ચયાત્મક કથન અર્થે કોઈ પણ શબ્દો વાપરવાની શક્તિ હણી લે એવી અન્-અર્થતા આવી જાય છે. આવી આબોહવામાં આપણા શબ્દો વાસી બની જાય અને કલા પ્રત્યેની આપણી પ્રતિક્રિયાઓમાં જે કોઈ તાજગી રહી હોય તે નષ્ટ થઈ જાય તેમાં કંઈ આશ્ચર્ય છે?

પણ આવું શા માટે બનવું જોઈએ? એવું કેમ બને છે કે જેના ઉત્તરો વિનાશક હોય એવા જ પ્રશ્નો આપણે પૂછી શકીએ છીએ? એવું કયું કેન્સર આપણને કોરી રહ્યું છે કે ઉન્માદ મહિ પણ ગૌરવ મારી રહેલા, આત્મસંતોષ વિનાના, આત્મવિશ્વાસ સેવી રહેલા, દંભ વિનાની ન્યાયવૃત્તિ ધરાવતા, અને મનુષ્યની નિર્બળતાઓ અને નિષ્ફળતાઓને સ્વીકાર્યા છતાં પણ નિશ્ચિત કાર્ય કરવાની ઇચ્છાશક્તિ ધરાવનારા મહારથીઓ આપણે પેદા કરી શકતા નથી? આગ્રહપૂર્વક કંઈક કહેવાની બલા ટાળવા માટે જ આપણે પ્રશ્નો પૂછીએ છીએ? બધી જ બાબતો અંગે પ્રશ્નો ઉઠાવવાની છૂટ આપીને લોકશાહી જનતાને એની તાકાતનું ભાન કરાવે છે. પણ તે સાથે જ તેઓ જાણે પ્રશ્નો ઉઠાવવાની નવીનતાનો જ અનુભવ કરી રહ્યા હોય એવું અને જેને અરાજકતા જ કહી શકાય એવું સ્વાતંત્ર્ય પણ લોકશાહી એમને આપી દે છે શું?

"ઉદાત્તતા", "શ્રદ્ધા", "દર્શન", "સૌમ્યતા" જેવા આપણને મૂંઝવી દેતા શબ્દોનો વિચાર કરીએ. આવા ગુણો ધરાવવાનું આપણને મુશ્કેલ શા માટે લાગી રહ્યું છે? કોઈને ઉદાત્ત અને સૌમ્ય વ્યક્તિઓનો આપણને ભેટો થઈ જાય તો એમની સચ્ચાઈઓમાં વિશ્વાસ મૂકવાને બદલે એમનામાં આપણે કૃત્રિમતાનું આરોપણ શા માટે કરીએ છીએ? એવું તો નથી ને કે અન્ય વ્યક્તિઓમાં એ ગુણો જોઈને આપણામાં તેનો અભાવ છે તેનું આપણને તીવ્રપણે ભાન થાય છે? કે પછી, અંદરખાનેથી તો આ ગુણો આપણને મૂલ્યવાન લાગે છે પણ વર્તમાન યુગમાં તેને લીધે ઉપહાસ થાય તેને આપણે સહી શકતા નથી એટલે આપણે તેને કોરે મૂકી દીધા છે એ વાતનું સ્મરણ થતાં આપણે અકળાઈ જઈએ છીએ? ક્યાંક શબ્દાડંબરનો અપરાધ કરી બેસીએ એ ભયે આપણે કંઈ જ કહેતા નથી અને કંઈક ખોટું કાર્ય થઈ જાય તેની ચિંતામાં આપણે કોઈ પણ કાર્ય કરવાનું જોખમ લેતા નથી. ઇતિહાસમાં ભૂલો થયેલી છે તે જોઈ આપણે ઇતિહાસનું નિર્માણ કરતા નથી. આપણે ડરીએ છીએ. આપણામાં હિંમત નથી. આપણે એક ભયભીત બનેલી પેઢી છીએ. આવી આબોહવામાં આપણા શબ્દો વાસી બની જાય તો તેમાં આશ્ચર્ય શું છે?

પરંતુ મનુષ્યો જટિલ પ્રાણીઓ છે અને એમના વ્યક્તિગત તફાવતો એટલા બધા છે કે કલા દ્વારા વિશુદ્ધીકરણ શી રીતે થઈ શકે એવો પ્રશ્ન કોઈ પૂછે તો તે યોગ્ય જ લેખાશે. પરંતુ અમુક કાર્ય "શી રીતે" કરવું એવું પૂછવામાં આવે તો તેમાં ઉત્તરની અપેક્ષા નિહિત છે. પણ મોટે ભાગે તો અમુક કાર્ય "શા માટે" કરવું એવું પૂછવામાં આવે છે. શોધ અશક્ય જ છે તો પછી શોધવા શા માટે નીકળવું? કલાસાધના એક સ્વાભાવિક પ્રક્રિયા ગણાય એવા વાતાવરણમાં આપણે રહેતા હોઈએ અને "તેને માટે શું કરવું જોઈએ" તેની આસપાસ જ બધી દલીલો રચાતી હોય તો આપણું કામ ઘણું સરળ બની જાય. પણ સર્જનની પ્રક્રિયાના અંતર્નિહિત પ્રશ્નો ઉપરાંત આવી પ્રક્રિયા ઇચ્છનીય અથવા આવશ્યક છે તે વિશે પણ શંકા સેવાતી હોય એવું વલણ પણ આપણે ધ્યાનમાં લેવું પડે છે. આ કાર્ય "શી રીતે" કરી શકાય તેનો વિચાર કરવાને બદલે તે "શા માટે" કરવું જોઈએ તે સમજવામાં જ આપણી ઘણીખરી શક્તિઓ ખર્ચાઈ જાય છે.

નવી ભાષા શોધવામાં આપણી શક્તિઓ નેડ કાઈ જાય તે બરાબર છે? આપણે અમુક કાર્ય શા માટે કરીએ છીએ તે સમજાવવાની જરૂર છે? આની સામેના ઉપાય તરીકે હું મન્ય ઉદાસીનતા કે આપણાં કાર્યો વિશે સ્પષ્ટતા કરવાની જરૂર પડે એવું ઉગ્ર વલણ હું સૂચવતો નથી. હું એટલું સૂચવવા માગું છું કે આપણી આસપાસ પ્રવર્તી રહેલી ઉદાસીનતાની આબોહવામાં આપણાં કાર્યો વિશે કોઈ સ્પષ્ટતા કરવાનું શક્ય નથી. એવું લાગે છે કે આપણે રસ્તે ચાલી જતા હોઈએ ત્યારે જાણે આપણને કોઈક કહી રહ્યું છે કે અપંગોને એમની ઘોડીઓથી સંતોષ છે ત્યારે તમને ચાલવાનો શો અધિકાર છે? અને અત્યાર સુધી જે બિલકુલ સ્વાભાવિક લાગતું હતું તેને વિશે સ્પષ્ટતા કરવાની જરૂર પડે છે.

આપણી સામે આવી ઉદાસીનતાનું વાતાવરણ શા કારણે ઊભું થઈ ગયું છે તે અંગે હું સ્પષ્ટતા કરવા માગું છું અને તે કરવા જતાં જેની સાથે દલીલો ઘણી કરી હોય છતાં સમાજમાં એને જે સ્થાન પ્રાપ્ત થતું હોય તેનો ખરેખરો વિરોધ ન કર્યો હોય એવી અલંઘ્ય વ્યક્તિનો મારે નિર્દેશ કરવો પડશે. એક નીતિ-કથા દ્વારા હું એ નિર્દેશ કરીશ:

આદમ અને હવાને ઈડનના બાગમાંથી બહાર ધકેલી દેવામાં આવ્યાં તે પછી શું થયું તે જાણો છો? એમની ખરેખરી વ્યથા શી હતી તેની તમને ખબર છે? અપમાનિત થઈને બહાર નીકળવું પડ્યું એટલે તેઓ ગરીબડાં બની ગયાં હતાં અને મનમાં કંઈક ખિજાઈ પણ રહ્યાં હતાં. આમ છતાં તેઓ વધારે પડતાં ડરી ગયાં નહોતાં અને બહારની દુનિયાની સામે ઊભાં રહેવાની એમની ઠીક ઠીક તૈયારી હતી. કયા કયા પ્રશ્નોનો સામનો કરવો પડશે તેનો એમણે વિચાર કરવા માંડ્યો. પ્રશ્નો કંઈ એમને ઝાઝા લાગ્યા નહિ. એમણે ખોરાક મેળવવાનો હતો પણ એમનાં શરીરમાં તાકાત હતી અને પરિસ્થિતિને અનુરૂપ થઈ જતાં એમને આવડતું હતું. વળી એમને પુત્રો પણ હતા. ખેતી વિશે એમને જાણકારી હતી. એમણે ખૂબ મહેનત કરી અને અનાજ ઉગાડ્યું અને ખોરાકનો પ્રશ્ન તો ઊકલી ગયો. ધાર્યું હતું તે કરતાં ઘણું સહેલાઈથી આ પાર પડી ગયું. તેઓ રાજી રાજી થઈ ગયાં. એમણે ગાવા માંડ્યું અને વાર્તાઓ કહેવા માંડી અને ગુફાઓની ભીંતે પ્રાણીઓનાં ચિત્રો દોરવા માંડ્યાં અને ત્યાં તો...

એક દિવસ આદમને થયું કે રહેવા માટે ઘર બાંધવું જોઈએ. ગુફાઓ નીરસ લાગતી હતી. ઠંડી હોય ત્યારે ગાવાનું કે વાર્તાઓ કહેવાનું કે બીજી કોઈ મજા કરવાનું ફાવતું નહોતું. એટલે તેઓ પડોશમાં જ એક કડિયા પાસે ગયાં, અને મકાન બાંધવાના ખર્ચનું નક્કી કરી લીધું. ત્યાંથી જ એમના ભગ્નસ્વપ્નોની શરૂઆત થઈ. મકાન બાંધનારાઓએ પહેલો પાયો રેતીમાં ખોદ્યો અને ચણેલું કંઈ પણ ટકી શક્યું નહિ. બીજું મકાન એ કારીગરોએ જમીનની

અંદર વહેતા એક ઝરણા પર બાંધ્યું અને તે પણ તૂટી પડ્યું. ત્રીજું મકાન બાંધ્યું તો તેની ભીંતોમાં તરાડો પડી ગઈ. તે પછીના મકાનમાં પ્લમ્બિંગ ખરાબ થઈ ગયું. મકાન બાંધવા માટે એમણે નવા માણસોની શોધ કરી પણ પાછી એ જ ગરબડ. એમણે વળી માણસો બદલ્યાં, બદલ્યા જ કર્યાં. પણ હાલત તો વધારે ને વધારે બગડી રહી. મકાન તો બંધાયું જ નહિ અને ઉપરથી, વળી વાત ફેલાઈ કે, આદમ અને હવા તો કડિયા બદલતાં ફરે છે. એવું લાગવા માંડ્યું કે એ બંને જ જાણે ગહ્ન ફચકચિયાં બની રહ્યાં હતાં. નવાં માણસો એમની પહેલાંનાં માણસો કરતાં વધારે તોછડાઈ બતાવતાં અને આદમ અને હવા અને એમનાં છોકરાં ભયભીત બની જતાં. એમને લાગવા માંડ્યું કે એમને વિશે જે બોલાતું હતું તે સાચું હતું: દોષ કદાચ એમનો જ હતો. અને પછી તો મકાન વિશેની એમની ચિંતા એટલી વધી ગઈ કે મકાન રહેવા માટે હતું તે વાત જ એ લોકો ભૂલી ગયાં: ભીંતો અને છાપરું, પ્લમ્બિંગ અને તાપણું મહત્ત્વનાં બની ગયાં—અને મકાન બંધાયું જ નહિ. ક્યાંક કંઈક ને કંઈક વાંધો પડી જતો હતો.

એમની ચિન્તા વધતી ગઈ. એમને પૈસાની ખેંચ પડવા માંડી. કેટલું ખાવું, કેટલું કામ કરવું, ક્યારે આરામ કરવો — બધી વાતે તેઓ મકાન બાંધી રહેલાં માણસોને અધીન બની ગયાં અને આજ સુધી એ મકાન હજુ બંધાઈ રહ્યું નથી. શેખી મારતો ફોરમેન પોતાને પ્રધાન મંત્રી ગણાવે છે. અને રોજી આપતો કારકુન પોતાને નાણાંમંત્રી ગણાવે છે, અને આમતેમ સંદેશા પહોંચાડતો ચા આપનારો છોકરો પણ પોતાને વિદેશમંત્રી તરીકે ઓળખાવે છે. હજારોની મેદનીની સામે મોટે અવાજે એ લોકો ભાષણો આપે છે તે સાંભળવાં જોઈએ અથવા ટેલિવિઝન પર સિદ્ધિઓ અને પ્રગતિ વિશે વાતો કરે છે તે સાંભળવી જોઈએ.

અને હવે તો આદમ અને હવાનાં બધાં ગીતો, એમની વાર્તાઓ, એ આનંદમગ્ન જીવન—બધું ભુલાઈ ગયું છે.

આપણા શબ્દો જો વાસી બની જતા હોય તો તેનું કારણ એ છે કે આપણે ભૂલી ગયા છીએ કે ખરેખરો સંઘર્ષ તે આપણા કલાકાર તરીકેના અસ્તિત્વને અથવા કલાસાધનાને ન્યાયસંગત સિદ્ધ કરે એવી ભાષા શોધી કાઢવાનો નથી. એ તો ભિન્ન ભિન્ન રાજદ્વારી પક્ષો વચ્ચેનું નહિ, પણ કલાકારને સમાજમાં સમાન સ્થાન પ્રાપ્ત થાય તે માટે એણે રાજનીતિજ્ઞની સાથે લડી લેવાનું એક રાજદ્વારી યુદ્ધ છે. હમેશા કામમાં ફચાશ રહેવા દેતા કડિયાની સરખામણી સિદ્ધિઓ અને પ્રગતિની બડાશ હાંકતા વડા પ્રધાનની સાથે થાય તે કોઈ નીતિકથામાં રમૂજ આપનારી વાત હોઈ શકે. પણ એક હકીકત લેખે રાજનીતિજ્ઞો, સનદી નોકરો અને રાજ્યાધિકારીઓનું આપણા જીવન પર આટલું વર્ચસ્વ હોય તે આશ્ચર્યજનક છે. આ જો સાચું ન હોત, તો કલાકારને સમાજમાં યોગ્ય સ્થાન પ્રાપ્ત થઈ ચૂક્યું હોત. કલા પ્રત્યે જે ઉદાસીનતા સેવાઈ રહી છે તેને લીધે બુદ્ધિ અને ભાવનાની ક્ષુલ્લકતાનું એક એવું વાતાવરણ પેદા થયું છે કે તે રાજનીતિજ્ઞના વહીવટ ચલાવવાના દયનીય પ્રયત્નોમાં અંતરાયરૂપ બને છે. આનું કારણ એ છે કે માનવતા પ્રેરવાની શક્તિ માત્ર કલામાં જ રહેલી છે અને તેના અભાવમાં સંવેદનાથી વિમુખ બની ગયેલી પ્રજા પર રાજ્યવહીવટ ચલાવવાનું તો વળી બેવડું મુશ્કેલ બને છે.

આ મુદ્દા પર હું હજુ વિશેષ ભાર મૂકવા ઇચ્છું છું. ઔદ્યોગિક ક્રાન્તિનાં ૨૦૦ વર્ષો પછી પણ ઇંગ્લંડ-માં હજુ ઉદ્યોગો કુશળતાથી અને કરકસરથી ચાલી શકે એવું તંત્ર ઊભું થયું નથી. કાયમ આપણે કોઈક ને કોઈક કટોકટીની વચ્ચે હોઈએ છીએ. અવ્યવહારુ કલાકારોએ જેની સામે ઝૂકી જવું પડે છે એ "વ્યવહારુ રાજનીતિજ્ઞો" ક્યાં ગયા છે? હજુય એ લોકો તો પ્રગતિનાં બણગાં ફૂંકતાં ભાષણો ઠોક્યે રાખે છે—જ્યારે કલાકારનું અસ્તિત્વ તો સમાજ સંસ્કૃત બને તે ખાતર કેવળ નિભાવી જ લેવામાં આવે છે.

મારો મુદ્દો ફક્ત એ જ છે કે રાજનીતિજ્ઞને મન સમાજમાં કેવળ ઉત્પાદકનું જ મહત્ત્વ છે અને એ ઉત્પાદકને શ્રમિકો પૂરા પાડી શકે એટલા પૂરતો જ એને કેળવણીમાં રસ છે. પરિણામે પોતાના જ કામમાં એ ગોથું ખાઈ ગયો છે. આ જ કારણે દેશના રાજ્યવહીવટ સાથે સંબંધ ન ધરાવતું કોઈક કાર્ય પણ મહત્ત્વનું હોઈ શકે એવો વિચાર કરવાની પણ લોકોને તક મળતી નથી. સહેલાઈથી માની શકાતું નથી, પણ હકીકત એ છે કે રાજનીતિજ્ઞ જ એક એવી વ્યક્તિ છે જેનો સામાજિક દરજ્જો એની અક્ષમતાના પ્રમાણમાં ઊંચો ગયો હોય. અને દેશમાં થયેલા રાજદ્વારી અને સામાજિક સુધારાઓનો નિર્દેશ કરવાથી કંઈ પણ પુરવાર થઈ શકતું નથી. આવા સુધારાઓ પોતાની માંહ્યલા કવિની સાથે નિકટતાથી જીવી રહેલા કોઈક રડયાખડ્યા જાગ્રત રાજનીતિજ્ઞના પ્રયાસોને પરિણામે આવેલા હતા — કારણ કે મનુષ્ય જેવો છે તેના કરતાં જેવો હોવો જોઈએ તેની કલ્પના તો કેવળ કવિ જ કરી શકે. ભૂતકાળના મહાન સામાજિક અને રાજદ્વારી ચિંતકો અને કલાકારોની વાત જો આપણે કાને ધરી હોત તો આજે આપણે ખરે જ એક ચમત્કારિક યુગમાં જીવતા હોત. પણ તેને બદલે આપણે તો રાજનીતિજ્ઞોની વાતોથી દબાઈ ને, ડરીને જીવી રહ્યા છીએ.

કોઈ રખેને એવું માની લે કે રાજ્યવહીવટની લગામ કલાકારના હાથમાં મૂકવામાં આવે એવી હું હિમાયત કરી રહ્યો છું. પણ હું કહેવા તો એ માગું છું કે રાજનીતિજ્ઞ એક આવશ્યક કાર્યકર્તા છે; પણ આપણા સમગ્ર જીવન પર એ વર્ચસ્વ ભોગવી શકે નહિ. અને આ વાતનો આપણને ખ્યાલ રહે તે રીતે આપણા વિચારો અને ભાવનાઓનું પુનઃ સમાયોજન થવું જોઈએ. આપણી સામે પડેલી મહાન સમસ્યાઓનો વિચાર કરીએ. આપણી પોતાની આંટીઘૂંટીઓને અને આપણી અટપટી અને પરસ્પર વિરોધી જરૂરિયાતોને આપણે સમજવાની છે. અને સમજ્યા પછી તેની સાથે સમાધાન કરી લેવાનું છે—કારણ કે જે સમજાયું હોય તેનાથી આપણને ભાગ્યે જ સંતોષ થતો હોય છે. એ જ રીતે આપણે આપણા પાડોશીઓને સમજીને એમની અટપટી અને પરસ્પર વિરોધી રીતોની સાથે પણ સમાધાન કરી લેવાનું છે—કારણ કે એમના પર આપણે આધાર રાખતા હોઈએ છીએ અને એમના પ્રેમની આપણને જરૂર હોય છે. અને સૌથી મોટો પ્રશ્ન તો જે આપણને સમજાયું હોય કે ગમતું હોય તેને પહોંચી વળવાનો છે.

સામાન્ય જનતાને માટે તો કોઈ વિશેષ ભાષાની જરૂર નથી, કારણ કે યોગ્ય વાતાવરણ અને સમય પ્રાપ્ત થતાં કળાની ભાષા પોતાની સપાટી શોધી લેશે. પરંતુ રાજનીતિજ્ઞના શબ્દાડંબરનો તો ઉપહાસ જ થવો ઘટે છે અને એના આધિપત્યને નમાવવું જ ઘટે. અને એટલે જ રાજનીતિજ્ઞને હું કહીશ: દેશનો રાજ્યકારભાર ચલાવવા માટે અમે તમને પગાર આપીએ છીએ, અમારા જીવનમાં શું છે અને શું નહિ તેનું માપ કાઢવા માટે નહિ. વર્ષની આખરે તમારા હિસાબના ચોપડા ચોખ્ખા નહિ હોય તો અમે તમને માફ કરી દઈશું. વધારે મહેનત કરીને અમે તમારી મદદમાં પણ ઊભા રહીશું. પણ કલાને માટે કેટલો ખર્ચ કરવો તે નક્કી કરવાનો તમને કોઈ વિશેષ અધિકાર નથી. માનવજાતની શક્તિઓને વિકસાવે એવા ગુણો માટે તો અમે કલાકાર પર જ આધાર રાખી શકીએ. તમે લોકો તો "અમારા ગુણો પર લાંછન લગાડવા અને અમારા વ્યવહારને ભ્રમિત કરી મૂકવા સિવાય" માનવજાતને ઘડવાનું કાર્ય કરી શક્યા નથી.

અને આપણા પર આત્મસંતોષ અથવા મિથ્યાભિમાનનો આક્ષેપ કરનાર કલાકારો અને બુદ્ધિજીવીઓને હું કહીશ: "મહાન કલામાં માનવતા પ્રેરવાનો ગુણ છે એવું અમે કહીએ છીએ તેથી અમે પોતે સંપૂર્ણ માનવ છીએ એવું જાણે કહેતા હોઈએ એમ તમે શા માટે માની લો છો? અને કલા પ્રત્યેની ઉદાસીનતા સમાજને કુંઠિત બનાવી દે છે એમ કહીએ ત્યારે અમારી પોતાની પંગુતાનો અમને ખ્યાલ નથી એવું પણ તમે શા માટે માની લો છો? આ તો તમારી પોતાની અંદર રહેલી દયનીય ઘૃણાને છુપાવી

શકાય એટલા માટે જ અમારા ઉત્સાદની તમે ઠેકડી ઉડાવો છો. એ અશિક્ષિતાની અવસ્થામાં રહીને મરજી પડે તે કરવાના લોકોના અધિકારના તમે જાણે સંરક્ષક હો એવું તમે મનાવો છો. પણ તમે જે કંઈયે કરતા હો તો તે એટલું જ કે જે જ્ઞાન તમારી પાસે છે તે સૌ કોઈને પ્રાપ્ત થાય તેવો તમે પ્રયત્ન કરતા નથી અને તેને તમે ન્યાયસંગત ગણાવો છો. ભૂતકાળમાં થોડા જ લોકોની ભૌતિક સંપત્તિની માલિકીનો બચાવ કરનારા લોકો જે અપ્રામાણિક દલીલો કરતા હતા તે જ દલીલ આજે તમે કલાને વિશે કરો છો અને તેથી જ હું કહું છું કે સ્પષ્ટતા કરવાને કે આપણી વાતને ન્યાયસંગત ગણાવવાને બદલે આપણે માગણી કરીએ. આપણે ભીખ ન માગીએ, પણ દાવો કરીએ.

અનુ૦ સરલા જગમોહન

# સાભાર સ્વીકાર

**નવજીવન પ્રકાશન મંદિર: અમદાવાદ-૧૪**

**ગાંધી ગૌરવ:** લે. યોગેશ્વર; રૂ. ૧૦-૦૦

ગાંધી શતાબ્દીના અવસરે ૯૭ કાવ્યખંડોમાં અંજલિ, કાકાસાહેબના પ્રવેશક સાથે.

**મહાત્મા ગાંધી શતાબ્દી ગ્રંથ:** સંપાદક: સર્વપલ્લી રાધાકૃષ્ણન્; સહસંપાદકે: આર. આર. દિવાકર, કે. સ્વામીનાથન; અનુ૦: નગીનદાસ પારેખ, યશવંત શુક્લ; રૂ. ૧૨-૫૦

જગતનાં અનેક ચિંતકો અને અગ્રણીઓની કલમે ૪૦ લેખો.

**મહાત્મા ગાંધી (પૂર્ણાહુતિ):** લે. પ્યારેલાલ, અનુ૦ મણિભાઈ દેસાઈ; રૂ. ૧૨-૦૦

લાગલગાટ ૮ વર્ષના પરિશ્રમને અંતે, મહાત્માના રહસ્યમંત્રીએ તૈયાર કરેલ ૫ લારટ ફેઝના કુલ ૪ ગ્રંથોમાંના બે અગાઉ પ્રગટ થઈ ચૂક્યા હતા, આ ત્રીજો ખંડ પ્રગટ થાય છે.

**બહુરૂપી ગાંધી** લે. અનુ. બંદોપાધ્યાય, અનુ૦: જિતેન્દ્ર દેસાઈ; રૂ. ૪-૫૦

કિશોરો અને અલ્પશિક્ષિત પ્રૌઢો માટે ગાંધીજીનું વિભૂતિ દર્શન.

**આવા હતા બાપુ:** લે. સોમેશ પુરોહિત, અનુ૦ બાલુભાઈ પારેખ; રૂ. ૧-૮૦

ગાંધીજીના બાલ્ય જીવનની ઘટનાઓ, વાર્તારૂપે.

**વાત્સલ્યમૂર્તિ બાપુ** લે. કાશિનાથ ત્રિવેદી, અનુ૦ બાલુભાઈ પારેખ; રૂ. ૨-૦૦

ગાંધી વિચારક અને સેવકની કલમે સાદી, ચોટદાર શૈલીમાં આલેખાયેલા પ્રસંગો.

**બાપુને દસ અંજલિ (સચિત્ર):** લે. અમૃતલાલ વેગડ, અનુ૦ સોમેશ પુરોહિત; રૂ. ૧-૭૫

એક શિલ્પીએ ભક્તિપૂર્ણ કલમે કંડારેલી ગાંધીજીવનની દસ સ્મૃતિઓ.

**બાપુ — સૂરજના દોસ્ત:** (સચિત્ર) લે. અમૃતલાલ વેગડ; રૂ. ૨-૫૦

ગાંધીજીની લાક્ષણિકતાઓપૂર્ણ પંદર પ્રસંગો.

**સેવામૂર્તિ પરીક્ષિતલાલ:** લે. દલપત શ્રીમાળી; રૂ. ૨-૫૦

ગાંધીમાર્ગના એક અનન્ય હરિજનસેવકની જીવનરેખા (ફોટા સાથે).

**ગુજરાતના શિરછત્ર સરદાર:** સં. મુકુલભાઈ કલાર્થી; રૂ. ૧-૦૦

સરદાર પટેલની જીવનરેખા તથા પ્રેરક પ્રસંગો.

**પ્રાસંગિક પ્રતિસાદ:** લે. કાકા કાલેલકર; રૂ. ૭-૦૦

કાકાસાહેબ કાલેલકરના દૈનંદિન ચિંતનની અપાર વૈવિધ્યપૂર્ણ ૨૨૭ કણિકાઓ.

# મુંબઈમાં અધ્યયનનો આરંભ | સુમન્ત મહેતા

૧૮૯૭ની આખરે હું મુંબઈ ભણવા ગયો તેથી મને ખૂબ લાભ થયો. અમારા ઘરમાંથી મારા શિક્ષણની બાબતમાં જરા પણ દેખરેખ નહોતી. મારી માતાની શક્તિ બહારની એ વાત હતી, અને મારા પિતા રાજમહેલના જીવનમાં એવા તન્મય થઈ ગયા હતા કે તેમને પણ ફુરસદ નહોતી. એમને માટે મકરપુરામાં બંગલો બંધાયો હતો. એ ત્યાં જ જમતા, રહેતા અને રાજકુટુંબીઓની સેવા કરતા.

મુંબઈ જવાથી મને મારા મોટા મામા માર્કંડરાવ તથા તેમના મિત્રોની દેખરેખનો લાભ મળ્યો. એથી પણ વિશેષ લાભ એ થયો કે કુટુંબની બહાર રહેવાને કારણે સ્વતંત્રતા તથા સ્વાશ્રયની જવાબદારીની મને સમજણ આવી. મને હવે ખ્યાલ આવ્યો કે થોડાં વર્ષોમાં મારે મારા પગ પર ઊભા રહીને સ્વતંત્ર જીવન ગાળવું પડશે, કમાણી કરવી પડશે. મારે મારા ઉછેરના પ્રમાણમાં સારી સુખસગવડ જોઈતી હશે તો સારું ભણ્યા વિના છૂટકો નથી. સંયુક્ત કુટુંબમાં આવી જવાબદારીઓનું ભાન ઓછું આવે છે.

મુંબઈમાં અમે ભૂલેશ્વરમાં કબૂતરખાનાની પાસે એક ચાલીમાં રહેતા હતા. આસપાસ હિંદુ ડૉક્ટરો, વકીલો અને વેપારીઓનો વસવાટ હતો. માર્કંડરાવ (મામુભાઈ)ને ત્યાં સવારે એમના મિત્રો ભેગા મળતા તેમાં શ્રી કમળભાઈ પકવાસા, લલ્લુભાઈ આશારામ શાહ અને કૃષ્ણલાલ ઝવેરી ઘણું ખરું આવતા. હું કૃષ્ણલાલ ઝવેરી પાસે ફારસી શીખવા જતો. એ વર્ષ પહેલાં મુંબઈમાં ભરડા તથા મરકી

સદ્‌ગત ડૉ. સુમન્ત મહેતાની આત્મકથા તરતમાં પ્રગટ થવામાં છે (નવેમ્બર ૧૩, ૧૯૭૬ : શારદાબહેનની પ્રથમ પુણ્યતિથિ.) એનો એક અંશ આ સાથે પ્રગટ કરીએ છીએ.

ડૉ. સુમન્તને ગુજરાતના પ્રથમ નવલકથાકાર નંદશંકરના દૌહિત્ર તરીકે કે વડોદરાના દીવાન મનુભાઈના ભાણેજ તરીકે જ ઓળખીએ તો નહિ ચાલે. ૧૯૬૪ના ઓગસ્ટમાં 'સમાજ દર્પણ' પ્રગટ થયું ત્યારે પ્રસ્તાવનાકાર ઉમાશંકરે લખ્યું હતું : 'ગુજરાતના જીવનમાં પૂ. શારદાબહેન મહેતા અને ડૉ. સુમન્ત મહેતા એ વયોવૃદ્ધ દંપતીનું સ્થાન એક સંસ્કારતીર્થ જેવું છે.... શારદાબહેન ગુજરાતનાં પ્રથમ ગ્રૅજ્યુએટ થનાર બહેનોમાંનાં એક. ગુજરાતની તેમ જ દેશભરની સ્ત્રીજાગૃતિ, સ્ત્રીકેળવણી અને સમાજસેવાની પ્રવૃત્તિ સાથે નિકટતાથી જોડાયેલાં. ડૉ. સુમન્તનું ઘડતર જુદા ફલક ઉપર ચાલ્યું. અભ્યાસ માટે અને પછી સયાજીરાવ ગાયકવાડના ડૉક્ટર તરીકે પરદેશ ખેડવાના અને અનેક વિચક્ષણ માણસોના પરિચયમાં આવવાના પ્રસંગો એમને આવ્યા. ૧૯૧૫માં ભર યુવાવસ્થામાં બંનેએ ગોખલેના અવસાન પછી જીવન દેશને અર્પણ કરવાનો નિરધાર કરી સામાજિક પ્રવૃત્તિમાં ભાગ લેવાનું શરૂ કર્યું. સર્જન તરીકેની ઉચ્ચ ખ્યાતિ પામ્યા પછી ડૉક્ટર સાહેબે ૪૪ વરસની વયે ૧૯૨૧માં અમલદારી છોડી અને પોતાનો સમય આજીવિકા પાછળ ગાળવાનું બંધ કર્યું. ગાંધીજી આવ્યાં પહેલાંનો આપણા દેશમાંનો ઉગ્ર મંથનયુગ, સ્વાતંત્ર્યની લડતોનો તેજસ્વી પુરુષાર્થયુગ અને સ્વાતંત્ર્યોત્તર કસોટીયુગ એ ત્રણે સાથે આ દંપતીનો સંબંધ જીવંત અને આત્મીયતાભર્યો છે. એમના હૃદયના તારેતાર એ બધા સમયપટની મુખ્ય મુખ્ય ઘટનાઓ સાથે જોડાયેલા છે. આવી મહાનુભાવ વ્યક્તિઓ સાથે વાતચીત કરતા હોઈએ છીએ ત્યારે ઇતિહાસની રુદ્રવીણાના સ્વરો જાણે આપણા કાનમાં, હૃદયમાં, આખી ચેતનામાં ઊભરાતા હોય એવો અનુભવ થાય છે.

આને 'ન્યૂ હાઈસ્કૂલ' શરૂ કરી હતી તેમાં હું દાખલ થયો હતો. એ બંને મારા મામાના સહાધ્યાયી અને મિત્રો હતા. ભરડા સંસ્કૃત ભાષા લઈને પાસ થયેલા, અને ઘણા ભલા, હોશિયાર અને વિચારશીલ હતા. 'ન્યૂ હાઈસ્કૂલ'ની પ્રતિષ્ઠા ભરડાના ચારિત્ર્યબળને આભારી હતી. મરઝબાન મહેરનતુ સંચાલક હતા. ભૂલાભાઈ દેસાઈ આ શાળામાંથી જ મૅટ્રિક થયેલા. મારાથી મોટી વયના જુવાનો જે ચર્ચાઓ મામુભાઈના ઘરમાં ચલાવતા તેથી મને ઘણું બધું જાણવાનું મળતું. આ પ્રકારની ચર્ચાઓ મને વડોદરામાં સાંભળવા મળતી નહિ. મુંબઈમાં ધોબીતળાવ પર લાઈબ્રેરીનું મકાન અને હોલ હતાં. તેમાં રાજકીય અને બીજા વિષયો પર ભાષણો થતાં. ત્યાં ફીરોજશા મહેતા, દીનશા વાચ્છા, ડૉ. બહાદુરજી, ગોખલે, સેતલવાડ, ડૉ. ભાલચંદ્ર, ઝવેરીલાલ ઉમિયાશંકર વગેરેને મેં સાંભળેલા. તેમ છતાં ત્યારે મુંબઈના સામાજિક જીવનમાં યુવકો માટે કંઈ સ્થાન ન હતું.

એ વખતે રાષ્ટ્રીય મહાસભા (કોંગ્રેસ) નાતાલના દિવસોમાં મળતી અને ત્રણ દિવસ સુધી દેશનેતાઓ એકઠા થતા, લાંબાચોડા ઠરાવો પસાર કરતા અને છૂટા પડતા. એ પછી પાછા ત્રણસો બાસઠ દિવસે ભેગા મળતા! કોંગ્રેસ હમેશાં પ્રેસિડેન્સી ટાઉન કે મોટાં શહેરોમાં મળતી. ફ્રૉકકોટ અથવા સાધારણ યુરોપીય કપડાંમાં સજ્જ થઈને આગેવાનો આવતા અને જોન બ્રાઈટ, ગ્લેડસ્ટન, બર્કની વકતૃત્વશૈલીમાં તેમનાં ભાષણો થતાં. યુવકોમાં ખાસ આદર્શવાદ — ભાવનાવાદ—નહોતો. તે ખીલવવા માટે પ્રસંગ અથવા અવકાશ પણ નહોતા. યુવકો પરપ્રાંતમાં તો શું પોતાના પ્રાંતમાં પણ ફરેલા નહિ!

હું દરરોજ ટ્રામમાં નિશાળે જતો. એ દિવસોમાં ટ્રામને ઘોડા જોડવામાં આવતા હતા. કોઈ વાર હું ચાલતો પાછો આવતો ત્યારે ન્યાયમૂર્તિ રાનડે હાઈકોર્ટમાંથી પાછા ચાલતા આવતા મને રસ્તા પર મળતા. કોંગ્રેસ અને સામાજિક સુધારો એ બે પ્રવૃત્તિમાં રસ લેવા તેઓ ખુલ્લી રીતે સલાહ આપતા. આ યુગમાં આપણા હિંદી અમલદારો કોંગ્રેસના પ્રેક્ષક તરીકે બેસી શકતા. 'વાઈસકાઉન્ટ' હ્યુમ તથા વેડરબર્નની સૂચના અને હ્યુમની પ્રેરણાથી જ કોંગ્રેસ અસ્તિત્વમાં આવી હતી એમ કહેવાય છે. આ બંને સ્કૉચ હતા. બ્રિટિશ પ્રજામાંથી સ્કૉચ અને આઇરિશમાં જ ભાવનાવાદ છે. અંગ્રેજ ખૂબ જાડી ચામડીનો, કાર્યકુશળ અને બુલડૉગના જેવો ચીવટવાળો હોય છે, તેવી મારી માન્યતાને આથી સમર્થન મળ્યું હતું.

મારાથી મોટી વયના સહાધ્યાયીઓ સાથે ફરીને હું મુંબઈના જોવાલાયક સ્થળો, કળા-પ્રદર્શનો, રાજકીય સભાઓ, સામાજિક સંમેલનો વગેરેમાં જતો.

મારી મૅટ્રિકની પરીક્ષા પાસે આવી એટલે ભરડા માસ્તરે તથા બીજા શિક્ષકોએ અમારા પાઠોનું પુનરાવર્તન કરાવવા માંડ્યું. વર્ગકામ ઉપરાંત અમને તેઓ મોડાવહેલા બોલાવે અને અમે થાકીને લોથપોથ થઈ જઈએ ત્યાં સુધી નવી નોંધ લખાવ્યા કરે. એક રવિવારે સવારે સામટા ચાર કલાક અમારી પાસે કામ લઈને ભરડા માસ્તરે અમારો દમ કાઢી નાખ્યો. વિદ્યાર્થીઓ થાકીને કંટાળી ગયા પણ કોઈનામાં વિરોધ કરવાની હિંમત નહિ! છેવટે હું ઊભો થયો અને મેં કહ્યું: 'અમારું મગજ હવે કામ કરતું નથી.' જાલભાઈ ભરડાએ થોડીક મીઠી મશ્કરી કરી સૌને હસાવ્યા, પરંતુ હું મારી ચોપડીઓ એકઠી કરીને ઊભો થઈ ગયો એટલે તેમણે અમને સહુને છોડી મૂક્યા. આ લડતને લીધે અમારો સંબંધ વધારે ગાઢ થયો. જાલભાઈ જોઈ શક્યા કે અમે વેઠી શકીએ તે કરતાં તેમણે વધારે ભાર અમારા મગજ પર નાખ્યો હતો અને મારા જેવો શાંત સ્વભાવનો ઓછાબોલો માણસ બંડ ઉઠાવે તો તે સકારણ હોય તેવી તેમને પ્રતીતિ થઈ. ઘણાં વર્ષો પછી જ્યારે હું નવસારીમાં સિવિલ સર્જન હતો ત્યારે તેઓ મને ખાસ મળવાને આવેલા અને મેં એમને ટી-પાર્ટી આપીને ખૂબ માન આપેલું. ત્યાર પછી એમનાં પત્ની

તથા દીકરી સાથે મને તથા શારદાબહેનને ઓળખાણ થયેલું અને ભરડા માસ્તર "મારા સુમંતની" ચતુરી વાંચી સાંભળીને ખૂબ રાજી થતા.

મેટ્રિકની પરીક્ષામાં હું સહેલાઈથી પાસ થયો અને મુંબઈની ગ્રાંટ મેડિકલ કૉલેજમાં દાખલ થયો. આ ધંધા માટે મારામાં ખાસ આવડત, લાયકાત કે વલણ હોય એવું હું માનતો નથી પરંતુ ઘરમાં સહુની વૃત્તિ હું દાક્તર થઉં તે માટેની હતી. અને હું પણ તેમાં સંમત થયો હતો.

મેડિકલ કૉલેજનું કામ શરૂ થતાં તદ્દન નવા મિત્રો મળી આવ્યા. આ બાબતમાં હું નસીબદાર હતો. મારા ખાસ મિત્રોમાં મોહનનાથ દીક્ષિત, મગનલાલ મહેતા હતા. (પાછળથી જાહેરજીવનમાં આગળ આવેલા)

મેડિકલ શિક્ષણના પહેલા વર્ષમાં અમારે વનસ્પતિશાસ્ત્ર, ફિઝિક્સ, ઝુઑલૉજી અને રસાયણ—એ વિષયો શીખવાના હતા. અને વખતે બીજા સત્રમાં મેટીરિયા મેડિકાની શરૂઆત થઈ હશે. વર્ષની આખરે જે પરીક્ષા આપવાની હતી તેનું solids and fluids એવું વિચિત્ર નામ આપવામાં આવ્યું હતું. અમે કેમિસ્ટ્રીના વર્ગમાં જતા તે બરાબર સાંભરે છે. પ્રયોગોને માટે બારણાં અગિયાર વાગ્યે ખોલવામાં આવતાં. અમે એ વખતે બારણાની બહાર ધક્કામુક્કી કરતા હોઈએ. બારણું ઊઘડે એટલે અમે જંગલી ધસારો કરતા અને તેમાં કેટલાકને સખત ઈજા પણ થતી. મેં બે બાંકડા કૂદીને બેસવાની એક જગ્યા નક્કી કરી મૂકી હતી. હું હમેશાં આગળની સારી જગ્યાએ જ બેસતો. ત્યાંથી પ્રયોગ સારી રીતે જોઈ શકાતા. પરંતુ ધસારો કરવામાં સમયસૂચકતા અને આવડતની કસોટી થતી. શારીરિક ચપળતા અને સાહસનો પ્રશ્ન પણ હતો. અમે માત્ર જીવનના મસ્ત આનંદને કારણે જ આ ખંડ-પ્રવેશનો સંગ્રામ ખેલતા.

મને કસરતનો શોખ હતો. હું ક્રિકેટ, ટેનિસ જેવી રમતો રમતો. મને તરતાં પણ આવડતું; અને ઘોડેસવારી પણ હું કરતો. ખીલતી યુવાવસ્થાનો અમારો આ સમય આનંદ અને સ્વપ્નોનો હતો. જેને યુવાવસ્થા કહીએ છીએ તેને હું બે ભાગમાં વહેંચી નાખું છું. યુવાવય શરૂ થયા પછી જાતીય વૃત્તિ જાગ્રત થઈ હોય તે છતાં વિષયની બાબતમાં બિલકુલ વિકાર ન હોય એવી નિર્દોષ કુમારાવસ્થા મારા જીવનમાં ૧૮૯૩ની સાલના અંત સુધી એટલે કે વડોદરા રહ્યો ત્યાં સુધી ચાલી હતી. જોકે, જાતીય પ્રશ્નો વિષે મને ઘણીખરી માહિતી હતી. મુંબઈ આવ્યા પછી મને તેની ન સમજી શકાય તેવી ભૂખ અગર ઇચ્છાઓ થવા માંડી. અમે ચોપાટી પર ફરવા જતા ત્યારે નાજુકડી સ્ત્રીઓને જોઈને આકર્ષણ થતું. ભૂલેશ્વરમાં નાની સ્ત્રીઓ, જેને આજે તો હું છોકરીઓ કહું તેવી, લટકમટક કરતી જરા નાચતી હોય તેમ ચાલતી; તેમની હલચલ અને તેમના અંગેઅંગના આકાર અને મરોડ જોઈને મને અવર્ણનીય આનંદ થતો. હું માનું છું કે તેમાં કોઈ દોષ નહોતો. મુંબઈગરી છોકરીઓની જે નખરાળી ચાલ હતી તેવી મેં સુરત–વડોદરામાં જોઈ નહોતી. તે જમાનામાં મુંબઈના વાતાવરણમાં છોકરીઓ વધારે સેક્સ-જાગ્રત થઈ જતી હશે એમ હું અનુમાન કરું છું.

માબાપોએ તથા શિક્ષકોએ થોડું જાતીય જ્ઞાન વાતવાતમાં છોકરાઓને આપવું જોઈએ એવું હું માનતો આવ્યો છું; કારણ, નહિ તોય એ જ્ઞાન છોકરાંઓ એકબીજા પાસેથી પામ્યા વિના રહેતાં જ નથી! અને પશુપંખીઓ ક્યાં કોઈની શરમ રાખે છે? એ પદાર્થપાઠ આપવા સર્જાયાં હશે એમ જો મનુષ્યપ્રાણી માની લે તો કંઈ ખોટું નથી. મને લાગે છે કે મનુષ્યે પોતાની અર્ધદગ્ધ સ્થિતિમાં જ્યારે એનું જ્ઞાન અધકચરું હતું ત્યારે જાતીય બાબતમાં એ અંગેના આચારમાં કંઈક મલિનતા, શરમાવા જેવું કંઈક, જોયું હશે; બાકી સૃષ્ટિમાં કોઈ અસ્વચ્છ કે ખરાબ છે નહિ. મનુષ્યે પોતાની

બીક, પોતાના વહેમ અને અજ્ઞાનને કારણે ખોટા આચાર સર્જ્યા છે.

અમારી સાથે કૉલેજના વર્ગોમાં છોકરીઓ બેસતી તેને લીધે પણ આકર્ષણ થતું અને ખોટા વિચારો આવતા. એ અમારા તરફ અને અમે એમના તરફ દૃષ્ટિ ફેરવ્યાં કરતાં. પ્રસંગ મળે તો તેમને મદદ કરવાને બહાને અમે તેમની સાથે વાતો પણ કરી લેતા. સાધારણ રીતે મેડિકલ શિક્ષણ બધા વિદ્યાર્થીઓને a-sexual (જાતીયભાનથી પર) બનાવી દે છે. એટલે તેમને સેક્સનું આકર્ષણ સાવ ઓછું લાગે છે. પ્રસૂતિશાસ્ત્ર શીખ્યા પછી મારા મનમાં સ્ત્રીઓ પ્રત્યે એક પ્રકારની ઘૃણા ઉત્પન્ન થઈ હતી; બાદ, ૧૯૦૦-૦૧માં સ્ત્રીઓના દર્દોનો વિષય શીખતી વેળાએ ગુપ્ત ભાગો ઉપરનાં ઓપરેશનો મેં જોયાં ત્યારે તો મને એ અંગો ઉપર એવી સૂગ ચડેલી કે મારાં રૂંવાં ખડાં થઈ જતાં.

૧૮૯૫ની સાલમાં દિવાળી પહેલાં અમારી પરીક્ષા થઈ ગઈ અને અમારી આખી ટોળી તેમાં પાસ થઈ ગઈ. એ વર્ષની આખરે નાતાલના દિવસોમાં પૂનામાં અગિયારમી કૉંગ્રેસ મળી તેમાં અમે મેડિકલ સ્વયંસેવકો તરીકે ગયા હતા. એ કૉંગ્રેસમાં સુરેન્દ્રનાથ બેનરજી પ્રમુખ હતા. એમણે વિવિધ પ્રાંતોમાં પ્રવાસ કરીને પ્રજાજાગૃતિ આણવાનો ખૂબ પ્રયાસ કર્યો હતો. આ વર્ષની કૉંગ્રેસમાં ભારે ઉત્સાહ હતો, અને બાળ ગંગાધર ટિળકનું પ્રચારકાર્ય જબરું હતું. એમાં પ્રતિનિધિઓની સંખ્યા પંદરસો જેટલી હશે. તેમ છતાં હજુ સુધી તેનું બંધારણ ઘડાયું નહોતું. તદુપરાંત આ પરિષદની એક વિશેષતા એ ગણાય કે ઘણું કરીને પહેલી જ વાર આ સભામાં ટિળક સ્થાનિક ભાષામાં બોલવા. બાકી મોટે ભાગે પરિષદમાં અંગ્રેજી ભાષામાં જ પ્રવચનો થતાં. એ સિવાય દક્ષિણ આફ્રિકાના હિંદીઓનો મતાધિકાર ખૂંચવી લેવાનો હતો તેનો સહુ પ્રથમ વાર વિરોધ કૉંગ્રેસના મંચ પર આ વર્ષે સંભળાયો હતો. પરંતુ મારા મન ઉપર ઊંડામાં ઊંડી છાપ તો, કૉંગ્રેસના મંડપનો ઉપયોગ સમાજસુધારા પરિષદવાળાને માટે ન થાય તે બાબતમાં ટિળકે જે ધાંધલ મચાવી તેની પડી છે. અત્યાર સુધી કૉંગ્રેસની સાથે સાથે હમેશાં સામાજિક સુધારા પરિષદ મળતી હતી. સામાજિક સુધારાની બાબતમાં ચિપળૂણકર, આગરકર, ટિળક વગેરે આગેવાનો વચ્ચે મતભેદ જાગ્યો હતો. ટિળક વિરોધ પક્ષે હતા. મહારાષ્ટ્રમાં જ્યારે મતભેદ થાય ત્યારે તે તીવ્રતાની હદે પહોંચી જતો હોય છે. ટિળકે દેશમાં જે અજબ પ્રવૃત્તિ આણી, જે ભોગ આપ્યા, રાજકીય લડતમાં જુસ્સો આણ્યો તે માટે તો તેમની પ્રશંસા કરીએ તેટલી થોડી. તેમ છતાં ઐતિહાસિક દૃષ્ટિએ એ જાણવા જેવું છે કે એમનામાં હદપારની અસહિષ્ણુતા હતી અને સામા પક્ષને હેઠો પાડવા માટે એ સાધનની યોગ્યાયોગ્યતા વિચાર્યા વિના જ તેનો ઉપયોગ કરવામાં અસત્યાગ્રહી હતા. સુધારક પક્ષના રાનડે તથા ગોખલેની સામે તેમણે ઘણો પ્રચાર કરેલો અને તેમાં તેમની પદ્ધતિ સારી નહોતી. જોકે તેમના વિચારો આગળ જતાં ઉદાર બન્યા હતા.

મહારાષ્ટ્રમાં બ્રાહ્મણ-અબ્રાહ્મણનો પ્રશ્ન પણ ખૂબ ઝઘડાનો વિષય હતો. તેમાં બ્રાહ્મણોની માનસિક સંકુચિતતા તથા હઠાગ્રહ મુખ્ય કારણરૂપ ગણાય. અંત્યજો અંગ્રેજો સાથે ભળી ગયા, આંબેડકરને મોટો પક્ષ મળ્યો તેની જવાબદારી બ્રાહ્મણોનો સત્તાલોભ જ છે. સાવરકરની જેમ કેટલાક દક્ષિણી બ્રાહ્મણો હજી સુધી હિંદુપદ-પાદશાહીનાં સ્વપ્નો સેવે છે અને પોતાનું સર્વોપરીપણું સ્થાપવાની આશા રાખી રહ્યા છે.

આ વર્ષ દરમ્યાન ફોસ્ટર નામના લેખકના એક પુસ્તકમાં વાંચેલું કે દરેક યુવકે નોંધપોથી રાખવી જોઈએ. મારા પિતા પણ નોંધપોથી રાખતા હતા. આ કૉંગ્રેસ વખતે ઓઝના સુગંધી તેલોની જાહેરાતની એક નાની ડાયરી અમને મળી. મેં તેમાં લખવાનું શરૂ કર્યું. તે દિવસથી આજ સુધીની, ચાળીસ વર્ષ કરતાં પણ વધુ સમયની, નોંધ મારી પાસે જળવાઈ રહી છે. *

* પાછળથી આ નોંધપોથીઓનો લેખકે પોતાને હાથે નાશ કરાવ્યો હતો.

૧૮૯૬ની શરૂઆતથી હું કૉલેજની પાસેની જગ્યામાં રહેવા ગયો. કૉલેજના વસતિગૃહમાં માત્ર ચોથા અને પાંચમા વર્ષના વિદ્યાર્થીઓને જગ્યા મળતી હતી. અમારે શબચ્છેદન કરવાનું હતું અને દવાખાનામાં કામ કરવાનું હોવાથી કૉલેજની પાસેના સ્થળમાં રહ્યા વિના છૂટકો ન હતો. અમારે ખાનગી રીતે ઓરડીઓ ભાડે રાખવી પડતી. એ દિવસોમાં બેલાસીસ રોડ પર ઘણી ગરીબ અને ગંદી વસ્તી રહેતી. અમે જે ચાલીમાં રહેતા હતા તેમાં ભોંયતળિયે અત્યંત ગરીબ વેશ્યાઓ રહેતી, કોઈ કોઈ ગરીબ મજૂરો પણ રહેતા. અનેક મજૂરો એક ઓરડીમાં સામાન રાખે, વખતે રાંધે અને બહાર રસ્તા ઉપર સૂઈ રહે. અમારે ઉપરના માળ પર જવા માટે ઓસરીમાં થઈ ચડવું પડતું હતું. તેમાં એટલું બધું અંધારું હતું કે તેમાં કોઈ બેઠું છે કે નહિ તે પણ જોઈ શકાય નહિ. અને અમે ચેપી રોગથી એટલા બીતા કે દીવાલને હાથ તો લગાડીએ નહિ. કેટલીક વખત લોકો અથડાતા અગર નીચે બેઠેલાને અમારા જોડા લાગતા. પણ આ ગરીબ લોકો કદી અમારી સાથે ઝઘડો કરતા નહિ. અમે બીજા માળ એટલે ત્રીજા મજલા પર રહેતા. આ ગંદવાડ અને ચેપ લાગવાના ભયનો વિચાર કરું છું ત્યારે કમકમાં આવે છે. અમે કેવી રીતે તંદુરસ્તી જાળવી શક્યા તેની નવાઈ લાગે છે. કૉલેજની પાસે ઘેરાંનીઓની દુકાનો હતી પણ અમે ત્યાં એક પણ વખત ગયા નહોતા, કારણ કે મને ચેપી રોગનો ઘણો ડર હતો.

શરૂઆતમાં થોડા દિવસ અમે (સહાધ્યાયીઓએ) પોતે રાંધવાનું શરૂ કરેલું. તેમાં મારો હિસ્સો નહિ જેવો હતો કારણ કે મને બિલકુલ રાંધતાં કે શાક મોળતાં આવડતું નહિ. જોકે, આહારશાસ્ત્રનો તાજો અભ્યાસ કરેલો એટલે બધાં તત્ત્વો આવે છે કે નહિ તે તપાસીને રસોઈની વ્યવસ્થા કરતા.

મારા સહાધ્યાયી મહેતા બહુ મહેનતુ હતા, રોજના સોળ કલાક વાંચી શકતા. હું રમતો, રમતો અભ્યાસ કરતો, પણ દરેક વખતે પાસ થતો. શરીર સંભાળવાને માટે હું ઘરમાં કસરત કરતો, અને કસરતશાળામાં પણ જતો.

રવિવાર તથા તહેવારોને દિવસે હું માર. મામા માજુભાઈને ત્યાં જતો અને જમતો. એક વખત ત્યાં વિદ્યાબહેનને પણ મળેલો. વિદ્યાબહેન કૉલેજમાં ભણતાં હતાં તેથી તેમને મેં બારીકાઈથી નીરખેલાં. તે વખતે સ્ત્રીઓ પુરુષો જોડે ક્વચિત જ વાત કરતી. વિદ્યાબહેન હોશિયાર પણ મુખ પર ભાવવિહીન લાગ્યાં હતાં.

શિક્ષણ સિવાયની અમારી પ્રવૃત્તિ Student Brotherhoodની સંસ્થા હતી. પ્રાર્થના સમાજ હૉલમાં ભાષણો થતાં. એ દરમ્યાન ચંદાવરકર, તરખડ, ભગવાનદાસ માધવદાસ (વિધવાવિવાહવાળા), પુરુષોત્તમ સોલંકી વગેરેનો મને પરિચય થયો હતો.

કૉંગ્રેસની ચળવળ વિષે અમારી મંડળીમાં ભારે ચર્ચાઓ થતી. સ્વદેશીની ચળવળ ઠીક જોરમાં હતી. લોકમાન્ય ટિળકે મહારાષ્ટ્રમાં ઘણી જબરી જાગૃતિ આણેલી સામાન્ય માણસો પણ 'કેસરી' વાંચતા થયેલા લગભગ ૧૯૦૮ની સાલ સુધી મહારાષ્ટ્ર આગેવાની ભોગવી. તેમ છતાં મને કૉંગ્રેસના આગેવાનો મોળા લાગતા. હું તેમની ટીકાઓ કરતો. મને સામાજિક સુધારા માટે ઠીક આગ્રહ હતો, પણ તે ખંડ-વૃત્તિના માર્ગનો. સમાજ એકઠો મળીને સુધરવાનો ઠરાવ કરે એવી રીતમાં મને આશા કે શ્રદ્ધા નહોતી. સામાજિક સુધારકોના મોળાપણાથી મને કંટાળો આવતો. રાનડે નાની છોકરીને પરણ્યા હતા. ચંદાવરકરે લગ્નપ્રસંગે ગણેશસ્થાપના કરી હતી, અને ગુજરાતી સુધારકોના ઘરમાં માતા, મહાદેવ, હનુમાનનાં દર્શન થતાં — આમ, સેંકડો વહેમોને પોષણ મળતું.

# બાંગલા દેશ-નિર્ણાયક તબક્કો, ક્રાન્તિકારી નીતિ | પ્રવીણ ન. શેઠ

બાંગલા દેશની સમસ્યા જાણે નિર્ણાયાત્મક તબક્કામાં પ્રવેશી ચૂકી હોય તેમ મુક્તિવાહિનીની પ્રવૃત્તિ વ્યાપક, ઉગ્ર અને કેટલીક રીતે અસરકારક બનતી જાય છે. પાકિસ્તાનના લશ્કરી પ્રમુખની ધમકીઓના પડઘા આછેરા થતા જાય છે, પણ તે ભુલાયા નથી. ભારત સરકારની નિર્ણયપ્રક્રિયામાં સહાય કરવા લશ્કરી-રાજકીય દૃષ્ટિએ નવી નોંધો તૈયાર થઈ રહી છે. ભારત–રૂસ સંધિ થઈ ગઈ અને છેલ્લે શ્રીમતી ગાંધી મૉસ્કોની મુલાકાત લઈ દિલ્હી આવી ગયાં. 'હિન્દુસ્તાન ટાઇમ્સ'માં ત્યારે એક મોટું કાર્ટૂન છપાયું: કસ્ટમ્સખાતું તેમને ઍરપોર્ટ પર પૂછે છે: "Have you anything to declare?" પણ બાંગલા દેશ અંગે કશું નિર્ણયાત્મક કે મહત્ત્વનું કહેવા જેવું મૉસ્કોથી લાવ્યાં નથી.

બીજી બાજુ બાંગલા દેશનો પ્રશ્ન હવે તાકીદનો બન્યો છે એનાં કેટલાંક કારણો છે. જુલાઈ માસના પ્રવાહો ભારત માટે વિષમ બન્યા હતા. પાકિસ્તાની લશ્કરનો બાંગલા દેશ પરનો કાબૂ અગાઉ કરતાં મજબૂત બન્યો લાગતો હતો. મુક્તિફોજની પ્રવૃત્તિ મંદ હતી. અમેરિકાની ૩૫૦ લાખ ડૉલરની લશ્કરી અને આર્થિક સહાય પાકિસ્તાનને મળશે તેની સ્પષ્ટતા થઈ હતી. ચીન અને અમેરિકાની સહાનુભૂતિ પાકિસ્તાન તરફ હોય, તેની ખાતરી થતી જતી હતી. રશિયા મૂક હતું અને યુનોના નિરીક્ષકો ભારત-પાકિસ્તાનની વચ્ચે દીવાલ બની ભારતને મુક્તિફોજની મદદે જતાં રોકે, તેવી કારવાઈ યુનો કક્ષાએ થઈ રહી હતી. ને બીજી બાજુ પાકિસ્તાને પૂર્વ બંગાળમાં ચાર ડિવિઝનો (૮૦,૦૦૦ સૈનિકો) ઉપરાંત બીજી બે ડિવિઝનો તૈયાર કરી બાંગલા દેશ પર પાકિસ્તાનનો ભરડો મજબૂત રહે, તેવાં આ એંધાણ છે.

આમ બાંગલા દેશની આંતરિક સ્થિતિ અને આંતરરાષ્ટ્રીય સંદર્ભ બંને આપણને સહાયરૂપ બને તેવું લાગતું નથી. હાલને તબક્કે રશિયાનો પણ મર્યાદિત ટેકો મળવાથી, એકંદરે ભારતે પાકિસ્તાનને નબળું પાડવા માટે બાંગલા દેશને વાસ્તવિક રાજકીય અસ્તિત્વ આપવું એ અનિવાર્ય લેખાવા માંડવું જોઈએ.

આ ધ્યેય પ્રાપ્ત કરવા માટે ચોમાસું પૂરું થતાં પહેલાંનાં થોડાં અઠવાડિયાં ખૂબ જ મહત્ત્વનાં બની રહે તેમ છે.

(૧) બાંગલા દેશમાં ચોમાસા પહેલાં લશ્કરી આવનજાવન અને બૉમ્બમારાને કારણે પૂરતું વાવેતર થયું ન હોઈ ત્યાં અનાજની ખેંચ પડશે અને ઊભા થનાર દુષ્કાળને કારણે નિર્વાસિતોનો નવો પ્રવાહ ભારત તરફ આવે એમ લાગે છે.

(૨) શણ અને ચા જેવી પાકિસ્તાની શાસનને કીમતી વિદેશી હૂંડિયામણ રળી આપનાર પેદાશો બંગાળી ઉત્પાદકો પાસેથી મેળવવા માટે પાકિસ્તાન લશ્કરી દમન આદરે તેથી પણ નિર્વાસિતોનો નવો પ્રવાહ ભારત તરફ આવશે.

(૩) ચોમાસા દરમિયાન ને તે પછી મુક્તિફોજની ગેરીલા પ્રવૃત્તિ જેમ જેમ વ્યાપક અને સફળ બનતી જાય છે, તેમ તેમ પાકિસ્તાની લશ્કર વધુ જીવ પર

૧૮૯૯ની શરૂઆતથી હું કૉલેજની પાસેની જગ્યામાં રહેવા ગયો. કૉલેજના વસતિગૃહમાં માત્ર ચોથા અને પાંચમા વર્ષના વિદ્યાર્થીઓને જગ્યા મળતી હતી. અમારે શબચ્છેદન કરવાનું હતું અને દવાખાનામાં કામ કરવાનું હોવાથી કૉલેજની પાસેના રસ્તામાં રહ્યા વિના છૂટકો ન હતો. અમારે ખાનગી રીતે ઓરડીઓ ભાડે રાખવી પડતી. એ દિવસોમાં બેલાસીસ રોડ પર ઘણી ગરીબ અને ગંદી વસ્તી રહેતી. અમે જે ચાલીમાં રહેતા હતા તેમાં ભોંયતળિયે અત્યંત ગરીબ વેશ્યાઓ રહેતી, કોઈ કોઈ ગરીબ મજૂરો પણ રહેતા. અનેક મજૂરો એક ઓરડીમાં સામાન રાખે, વખતે રાંધે અને બહાર રસ્તા ઉપર સૂઈ રહે. અમારે ઉપરના માળ પર જવા માટે ઓસરીમાં થઈ ચડવું પડતું હતું. તેમાં એટલું બધું અંધારું હતું કે તેમાં કોઈ બેઠું છે કે નહિ તે પણ જોઈ શકાય નહિ. અને અમે ચેપી રોગથી એટલા બીતા કે દીવાલને હાથ તો લગાડીએ નહિ. કેટલીક વખત લોકો અથડાતા અગર નીચે બેઠેલાને અમારા જોડા લાગતા. પણ આ ગરીબ લોકો કદી અમારી સાથે ઝઘડો કરતા નહિ. અમે બીજા માળ એટલે ત્રીજા મજલા પર રહેતા આ ગંદવાડ અને ચેપ લાગવાના ભયનો વિચાર કરું છું ત્યારે કમકમાં આવે છે. અમે કેવી રીતે તંદુરસ્તી જાળવી શક્યા તેની નવાઈ લાગે છે. કૉલેજની પાસે ઈરાનીઓની દુકાનો હતી પણ અમે ત્યાં એક પણ વખત ગયા નહોતા, કારણ કે મને ચેપી રોગનો ઘણો ડર હતો.

શરૂઆતમાં થોડા દિવસ અમે (સહાધ્યાયીઓએ) પોતે રાંધવાનું શરૂ કરેલું. તેમાં મારો હિસ્સો નહિ જેવો હતો કારણ કે મને બિલકુલ રાંધતાં કે શાક મોળતાં આવડતું નહિ. જોકે, આહારશાસ્ત્રનો તાજો અભ્યાસ કરેલો એટલે બધાં તત્ત્વો આવે છે કે નહિ તે તપાસીને રસોઈની વ્યવસ્થા કરતા.

મારા સહાધ્યાયી મહેતા બહુ મહેનતુ હતા, રોજના સોળ કલાક વાંચી શકતા. હું રમતો રમતો અભ્યાસ કરતો, પણ દરેક વખતે પાસ થતો. શરીર સંભાળવાને માટે હું ઘરમાં કસરત કરતો, અને કસરતશાળામાં પણ જતો.

રવિવાર તથા તહેવારોને દિવસે હું મિ. મામા: માણુભાઈને ત્યાં જતો અને જમતો. એક વખત ત્યાં વિદ્યાબહેનને પણ મળેલો. વિદ્યાબહેન કૉલેજમાં ભણતાં હતાં તેથી તેમને મેં બારીકાઈથી નીરખેલાં. તે વખતે સ્ત્રીઓ પુરુષો જોડે ક્વચિત જ વાત કરતી. વિદ્યાબહેન હોશિયાર પણ મુખ પર ભાવવિહીન લાગ્યાં હતાં.

શિક્ષણ સિવાયની અમારી પ્રવૃત્તિ Student Brotherhoodની સંસ્થા હતી. પ્રાર્થના સમાજ હૉલમાં ભાષણો થતાં. એ દરમ્યાન ચંદાવરકર, તરખડ, ભગવાનદાસ માધવદાસ (વિધવાવિવાહવાળા), પુરુષોત્તમ સોલંકી વગેરેનો મને પરિચય થયો હતો.

કૉંગ્રેસની ચળવળ વિષે અમારી મંડળીમાં ભારે ચર્ચાઓ થતી. સ્વદેશીની ચળવળ ઠીક જોરમાં હતી. લોકમાન્ય ટિળકે મહારાષ્ટ્રમાં ઘણી જબરી જાગૃતિ આણેલી સામાન્ય માણસો પણ 'કેસરી' વાંચતા થયેલા લગભગ ૧૯૦૮ની સાલ સુધી મહારાષ્ટ્ર આગેવાની ભોગવી. તેમ છતાં મને કૉંગ્રેસના આગેવાનો મોળા લાગતા. હું તેમની ટીકાઓ કરતો. મને સામાજિક સુધારા માટે ઠીક આગ્રહ હતો, પણ તે બંડ-વૃત્તિના માર્ગનો. સમાજ એકઠો મળીને સુધરવાનો ઠરાવ કરે એવી રીતમાં મને આશા કે શ્રદ્ધા નહોતી. સામાજિક સુધારકોના મોળાપણાથી મને કંટાળો આવતો. રાનડે નાની છોકરીને પરણ્યા હતા. ચંદાવરકરે લગ્નપ્રસંગે ગણેશસ્થાપના કરી હતી, અને ગુજરાતી સુધારકોના ઘરમાં માતા, મહાદેવ, હનુમાનનાં દર્શન થતાં — આમ, સેંકડો વહેમોને પોષણ મળતું.

# બાંગલા દેશ-નિર્ણાયક તબક્કો, ક્રાન્તિકારી નીતિ | પ્રવીણ ન. શેઠ

બાંગલા દેશની સમસ્યા જાણે નિર્ણયાત્મક તબક્કામાં પ્રવેશી ચૂકી હોય તેમ મુક્તિવાહિનીની પ્રવૃત્તિ વ્યાપક, ઉગ્ર અને કેટલીક રીતે અસરકારક બનતી જાય છે. પાકિસ્તાનના લશ્કરી પ્રમુખની ધમકીઓના પડઘા આછેરા થતા જાય છે, પણ તે બુઝાયા નથી. ભારત સરકારની નિર્ણયપ્રક્રિયામાં સહાય કરવા લશ્કરી-રાજકીય દૃષ્ટિએ નવી નોંધો તૈયાર થઈ રહી છે. ભારત-રૂસ સંધિ થઈ ગઈ અને ઉપરે શ્રીમતી ગાંધી મૉસ્કોની મુલાકાતે જઈ દિલ્હી પાછી ગયાં. 'હિન્દુસ્તાન ટાઇમ્સ'માં ત્યારે એક મોટું કાર્ટૂન છપાયું: કસ્ટમ્સખાતું તેમને ઍરપોર્ટ પર પૂછે છે: "Have you anything to declare?" પણ બાંગલા દેશ અંગે કશું નિર્ણયાત્મક કે મહત્ત્વનું કહેવા જેવું મૉસ્કોથી લાવ્યાં નથી.

બીજી બાજુ બાંગલા દેશનો પ્રશ્ન હવે તાકીદનો બન્યો છે એનાં કેટલાંક કારણો છે. જુલાઈ માસના પ્રવાહો ભારત માટે વિષમ બન્યા હતા. પાકિસ્તાની લશ્કરનો બાંગલા દેશ પરનો કાબૂ અગાઉ કરતાં મજબૂત બન્યો લાગતો હતો. મુક્તિફોજની પ્રવૃત્તિ મંદ હતી. અમેરિકાની ૩૫૦ લાખ ડૉલરની લશ્કરી અને આર્થિક સહાય પાકિસ્તાનને મળશે તેની સ્પષ્ટતા થઈ હતી. ચીન અને અમેરિકાની સહાનુભૂતિ પાકિસ્તાન તરફ હોય, તેની ખાતરી થતી જતી હતી. રશિયા મૂક હતું અને યુનોના નિરીક્ષકો ભારત-પાકિસ્તાનની વચ્ચે દીવાલ બની ભારતને મુક્તિફોજની મદદે જતાં રોકે, તેવી કાર્યવાઈ યુનો કક્ષાએ થઈ રહી હતી. ને બીજી બાજુ પાકિસ્તાને પૂર્વ બંગાળમાં ચાર ડિવિઝનો (૮૦,૦૦૦ સૈનિકો) ઉપરાંત બીજી બે ડિવિઝનો તૈયાર કરી બાંગલા દેશ પર પાકિસ્તાનનો ભરડો મજબૂત રહે, તેવાં આ એંધાણ છે.

આમ બાંગલા દેશની આંતરિક સ્થિતિ અને આંતરરાષ્ટ્રીય સંદર્ભ બંને આપણને સહાયરૂપ બને તેવું લાગતું નથી. હાલને તબક્કે રશિયાનો પણ મર્યાદિત ટેકો મળવાથી, એકંદરે ભારતે પાકિસ્તાનને નબળું પાડવા માટે બાંગલા દેશને વાસ્તવિક રાજકીય અસ્તિત્વ આપવું એ અનિવાર્ય લેખાવા માંડ્યું જોઈએ.

આ ધ્યેય પ્રાપ્ત કરવા માટે ચોમાસું પૂરું થતાં પહેલાંનાં થોડાં અઠવાડિયાં ખૂબ જ મહત્ત્વનાં બની રહે તેમ છે.

(૧) બાંગલા દેશમાં ચોમાસા પહેલાં લશ્કરી આવનજાવન અને બૉમ્બમારાને કારણે પૂરતું વાવેતર થયું ન હોઈ ત્યાં અનાજની ખેંચ પડશે અને ઊભા થનાર દુષ્કાળને કારણે નિર્વાસિતોનો નવો પ્રવાહ ભારત તરફ આવે એમ લાગે છે.

(૨) શણ અને ચા જેવી પાકિસ્તાની શાસનને કીમતી વિદેશી હૂંડિયામણ રળી આપનાર પેદાશો બંગાળી ઉત્પાદકો પાસેથી મેળવવા માટે પાકિસ્તાન લશ્કરી દમન આદરે તેથી પણ નિર્વાસિતોનો નવો પ્રવાહ ભારત તરફ આવશે.

(૩) ચોમાસા દરમિયાન ને તે પછી મુક્તિફોજની ગેરીલા પ્રવૃત્તિ જેમ જેમ વ્યાપક અને સફળ બનતી જાય છે, તેમ તેમ પાકિસ્તાની લશ્કર વધુ ઉગ્ર પર

આવીને બાંગલા વીરોને સહાય આપતા હોય એવા વસવાટો સામે વધુ અમાનુષી પગલાં લેવા પ્રેરાશે. હવાઈ હુમલાઓ ફરીથી કરે તે શક્યતા પણ આવી જાય છે ને તેથી થોડા સમયમાં ભારતે એક કરોડથી વિશેષ શરણાર્થીઓની સમસ્યા હલ કરવાની આવશે.

## આંતરરાષ્ટ્રીય સંદર્ભ

આવી પરિસ્થિતિને આંતરરાષ્ટ્રીય પરિપ્રેક્ષ્યમાં પણ જોઈ લેવી પડશે. ભારતને માટે બાંગલા દેશના સંદર્ભમાં ચીન, અમેરિકા, રશિયા અને આરબ રાજ્યોનાં વલણો સમજવાં અગત્યનાં બની રહે છે. ચીન પોતે ભારતની શક્તિ બને એટલી રૂંધાઈ જાય તે દૃષ્ટિએ તેમ જ વિશેષતઃ દક્ષિણ અને અગ્નિ એશિયામાં તેનો પ્રભાવ ઘટે તે માટે પણ પાકિસ્તાનને ઉત્તેજન કે સહાય આપે તે સમજી શકાય એમ છે. અમેરિકા પેકિંગ સાથે સમજૂતીની અને મૈત્રી સંબંધ બાંધવાની પોતાના મુખ્ય નીતિના સંદર્ભમાં, પાકિસ્તાનનો આ બાબતમાં જે અંશતઃ 'રોલ' છે તે ખ્યાલમાં લઈ રશિયા કરતાં તેને પોતાની નજીક રાખવા માટે પાકિસ્તાન વિરુદ્ધ આપણને સહાય ન કરે, તે સ્પષ્ટ થઈ ગયું છે. વળી ચીનને આફ્રિકાના તાન્ઝાનિયા તથા પશ્ચિમ એશિયાના ઓમાન તથા મસ્કતનાં શેખશાસનોને સહાય મોકલવા પશ્ચિમ પાકિસ્તાનનો ભૂમિમાર્ગ તથા કરાંચી બંદર ઉપયોગી થઈ પડે તેમ છે. તે જ પ્રમાણે હિંદી મહાસાગરમાં રશિયાની વધતી જતી દરિયાઈ હિલચાલ સામે ભવિષ્યમાં પ્રતિરોધ ઊભો કરવા માટે બંગાળ જવા માટે ચીનને પૂર્વ બંગાળમાં મિત્ર રાજ્ય હોય તે ગમે. ઉપરાંત ભારત સામે પૂર્વમાં વ્યૂહાત્મક હેતુસર તેમ જ બીજા રાજકીય હેતુસર પાકિસ્તાનનો ઉપયોગ તે કરે છે.

આ બાબતમાં રશિયાના પણ કેટલાક પ્રશ્નો છે. એની નીતિ પોતાની આસપાસનાં લગભગ દોઢ ડઝન રાજ્યો સાથે મૈત્રીભાવ સાધવાની છે. અને પાકિસ્તાનની તે દૃષ્ટિએ તેને ઉપયોગિતા ખરી. ચીન તેની સામેના શક્ય ઘર્ષણમાં પોતાની સામે તેનો ઉપયોગ ન કરે તેવી ચિંતા પણ ખરી. અમેરિકાથી તેને છેટું રાખવામાં પણ આ બધી ગણતરી રહી છે, ને તેથી જ છેલ્લાં છ સાત વર્ષથી તેણે ભારત અને પાકિસ્તાન વચ્ચે કંઈક સમાંતરી નીતિ અપનાવી હતી. પણ રશિયા આ વખતે પેકિંગ-વૉશિંગ્ટન જે રીતે એના ભોગે નજીક આવી રહ્યાં છે તે દૃષ્ટિએ પ્રતિચાલ ચાલે તે જરૂરી બન્યું છે. યાહ્યાખાનની યુદ્ધ-ધમકીને કારણે તેની ચાલ, ગ્રોમિકોની દિલ્હી-મુલાકાત વખતે આપણી સાથેની સંધિ દ્વારા તેનું આ વલણ સ્પષ્ટ થયું છે. સંધિના સંકેત પ્રમાણે રશિયા અને ભારત વચ્ચે સમાન હિતનું ક્ષેત્ર વધ્યું છે. પૂર્વ પાકિસ્તાન બાંગલા દેશને સ્વરૂપે અલગ રાજકીય એકમ તરીકે પ્રગટ થાય તો પાકિસ્તાન નબળું પડે, ને અત્યારની બધી બાજુથી સંકડામણમાં મુકાયેલા ભારતને મોકળાશ મળે, તો પૂર્વ પાકિસ્તાન હાથથી જતાં પાકિસ્તાનની સરકારને તેને ભારત સામે ટકાવવા ભૂ-રાજકારણને કારણે ચીન પર જે આધાર રાખવો પડે છે તે આપોઆપ ઘટી જાય. ને ચીન પર પાકિસ્તાન ઓછો આધાર રાખે, તે તો રશિયાને ગમે જ. પણ તે અંગે તે ભારતની ઇચ્છા મુજબ સહાય આપવા તૈયાર નથી, એમ હાલને તબક્કે લાગે છે.

બાંગલા દેશની વર્તમાન પરિસ્થિતિને અનુલક્ષીને આંતરરાષ્ટ્રીય સંદર્ભમાં આપણે શું કરવું જોઈએ તેનો વિચાર કરવાનો છે.

## વિકલ્પી ઉકેલો

ભારત સરકાર શું કરી શકે તેને અંગે જુદા જુદા વિકલ્પોનાં સૂચનો વ્યવસ્થિત રીતે કે બાંગલા દેશની સમસ્યાના કોઈ પાસાની ચર્ચાના અનુસંધાનમાં થતાં રહ્યાં છે.

(૧) અનિવાર્ય વાસ્તવિકતાની દૃષ્ટિએ સ્વીકારાતું એક સૂચન એ હતું કે નિર્વાસિતોનો પ્રશ્ન ગમે એટલો બોજારૂપ હોય તોપણ તે સ્વીકારીને ચાલવું રહ્યું કારણ, એનો વિકલ્પ આકરી રીતે તો પાકિસ્તાન સાથે યુદ્ધ જ થાય છે, પણ આંતરરાષ્ટ્રીય સંદર્ભમાં આવું યુદ્ધ લડવામાં ભાગ્યે જ શાણપણ રહેલું છે. પણ ૭૦ લાખ શરણાર્થીઓ અને ઉપરનાં કારણોસર વધુ આવનાર શરણાર્થી-

એના આર્થિક ઉપરાંત રાજકીય અને વ્યૂહાત્મક સૂચિતાર્થો એટલા ગંભીર છે (જેનું વિશ્લેષણ વિશ્વમાનવના મે, ૧૯૭૦ના અંકમાં થઈ ગયું છે) કે સાથી સંમત એમનો ભાર વેંઢારવો એ યુદ્ધકીય બોજા જેવો જ બની રહેશે. આથી આ સૂચનને બીજા વિકલ્પો અપનાવવામાં રહેલી મુશ્કેલીઓના વિચારે હારીને—નિઃસહાય થઈને સ્વીકારવાનું આપણને પાલવે તેમ નથી.

૨. બીજાં કેટલાંક સૂચનો પણ છે. રેગ હૅરિસન જેવા બ્રિટનના સંસદ સભ્યનું સૂચન છે કે બ્રિટન, અમેરિકા, પશ્ચિમ જર્મની વગેરે દેશોમાં યાહ્યાખાનના અત્યાચાર સામે ઉગ્ર બનેલ પ્રજામત જે તે દેશની સરકારો પર દબાણ લાવે અને પાકિસ્તાનને સહાય આપતાં અટકાવે. પણ દૂર રહેલા દેશોનો નાગરિક એકાદ બે વાર બાંગલા દેશને રાહત આપવા માટે થોડો નાણાકીય ફાળો આપે કે તેની ચર્ચા કરે તે પછી તે વિશેષ વ્યવસ્થિત સ્વરૂપમાં ભાગ્યે જ અસરકારક પ્રવૃત્તિ ચલાવી શકશે. વિશ્વમત જાગ્રત કરવા માટે યુનો વગેરેમાં આપણા પ્રયાસ જાળવી રાખવા જોઈએ. પણ તેની પ્રતિ મુખ્ય ઉપાય કરતાં પૂરક ઉપાય તરીકે જોવું સલાહભરેલું છે. આંતરરાષ્ટ્રીય સંસદીય સંઘ, યુનોમાંના અપક્ષોના મંડળ તથા કૉમનવેલ્થ પરિષદમાં સપ્ટેમ્બર માસમાં થયેલા કડવા અનુભવો આમ માનવા પ્રેરે છે.

૩. બીજું એક સૂચન એ છે કે પાકિસ્તાનને સહાય કરનાર વિદેશી સરકારો તેને સહાય આપવાનું બંધ કરે. પાક-સરકાર બાંગલા દેશ સાથે રાજકીય સમજૂતી સાધે તો જ તેઓ તેને સહાય કરે. રેગ હૅરિસનનું આ સૂચન છે. પણ વિશ્વ રાજકારણ કર્તાઓ ચીનના વધતા જતા પ્રભાવને ખ્યાલમાં રાખીએ તો પોતપોતાની ગેડમાં રમતી મહાસત્તાઓ ભારતને આ રીતે oblige કરે તેવું માનવું એ હાલ ઉપયોગી થઈ પડશે નહિ. રશિયા જેવા પોતાને કારણે તેમ કરે તો અલબત્ત તે આવકાર્ય છે.

૪. તે ઉપરાંતનો માર્ગ અસહકારનો છે. આંતરરાષ્ટ્રીય શાંતિચાહકોના 'ઑપરેશન ઓમેગા' કે દૃઢ નિર્ધારવાળા જંગાળી શરણાર્થીઓની સેંકડો શાંતિટુકડીઓ બાંગલા દેશમાં મોકલવાનું એક અંગ્રેજ શુભેચ્છકે ('અમૃતબઝાર પત્રિકા', ૨૪-૭-૧૯૭૧) કર્યું છે તેવું સૂચન પાકિસ્તાનના લશ્કરી સત્તાવાળાઓના માનસને સમજવામાં નિષ્ફળ જાય છે. અહીં એ સ્પષ્ટ કરવું જોઈએ કે ભારતનો વિદેશી સરકારોમાં કરેલો પ્રચાર છેક નિષ્ફળ ગયો નથી.

## નિશ્ચયાત્મક લશ્કરી સહાય

૫. હવે એક જ માર્ગ રહે છે: મુક્તિફોજને બને એટલી લશ્કરી સહાય આપવાનો, શરણાર્થીઓમાંથી શારીરિક અને બીજી રીતે યોગ્ય હોય તેમને લશ્કરી તાલીમ આપવાનો, ગેરીલા પ્રકારની લડત માટે તૈયાર કરવાનો અને છૂપી માહિતી આપવાનો. તેમનો જોરસો વધે, તેમની લડાયક શક્તિ પ્રગટે તે માટે બધું જ કરી છૂટવાનો ભારતે પ્રયાસ કરવો જોઈએ. આ માટે બાંગલા દેશને માન્યતા આપવી જરૂરી લાગે તો તેમ કરીને; તેથી પ્રશ્ન ઉલઝાય એમ લાગે તો માન્યતા આપ્યા વિના લશ્કરી સહાય આપીને. આમ પણ આપણે તેને 'વાસ્તવિક' માન્યતા તો આપી જ છે. છેલ્લા થોડા દિવસોથી મુક્તિવાહિનીના મુક્તિવીરો ઠીક ઠીક હિંમતબાજ તેમ જ અસરકારક બન્યા છે. છેક ઢાકામાં વિદ્યુતકેન્દ્રોને કામ કરતાં થંભાવી દેવામાં તેઓ સફળ રહ્યા છે. અને સિલ્હટ વિસ્તારમાં તેમણે થોડો વિસ્તાર કબજે કર્યો છે, એમ ત્યાં જઈ આવનાર ભારતના અને વિદેશના કેટલાક પત્રકારો વગેરેનો અહેવાલ છે. આમ મુક્તિવાહિનીએ નૈતિક જોરસો તથા (તાલીમ અને શસ્ત્રો મળે તો) અસરકારક બનવાની ક્ષમતા સુપેરે બતાવી છે અને પાકિસ્તાની લશ્કર વાળમાં રહેલા મેલની જેમ ત્યાંની ઝાડીઓમાં—જંગલોમાં છુપાયેલા મુક્તિસૈનિકોને વાળવાનો વ્યૂહ (combing operation) કરવા જશે તો પાકિસ્તાનીઓ 'જાતે જ' શાહીની જેમ ચુસાઈ જશે, તેવું અવલોકન એક વિદેશી મુલાકાતીએ કર્યું છે. એવે સમયે મુક્તિસૈનિકોના શક્ય અડ્ડાઓ પર

છેવ પર આવેલું લશ્કર બૉમ્બમારો કરે તેમ બને. ગમે તેમ થાય, પણ એપ્રિલમાં પૂરતી દૃઢતા અને વ્યૂહ સાથે મુક્તિફોજને મદદ ન આપીને એક મહત્ત્વની તક આપણે ગુમાવી હતી ને પછી આપણે ભારે ગંભીર પરિસ્થિતિમાં મુકાઈ ચૂક્યા હતા. વળી પાછી હવે જવલ્લે જ આવતી તક ભારતને ગુમાવવી પાલવે નહિ ને તેથી ભારતે તેમને સર્વ પ્રકારે સહાય કરવી પડશે. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં આપણા હિતની વિરુદ્ધનાં વલણોનું દૃઢીકરણ થાય અને પેકિંગ-ઇસ્લામાબાદ-વૉશિંગ્ટનની બાંગલા નીતિ બરફ જેવી ઠરી જાય તે પહેલાં તેને પિગાળવા માટે પણ આપણે કોઈ પ્રકારનાં "પગલાં"થી ઉષ્મા લાવવી પડશે.

ભારત સરકાર આમ કરશે? તેની અનિશ્ચયની દેખાતી સ્થિતિ છોડશે? અને તેમ કરે ને પાકિસ્તાન આપણા પર યુદ્ધ લાદે તો? મુક્તિફોજ આપણી સહાયથી સફળ થતી જાય તો યાહ્યાખાન તેને હાથે હાર સ્વીકારશે ખરા? આવી હાર સ્વીકારે તો પાકિસ્તાનના હાલના લશ્કરી રાજ્યકર્તાઓ જ ઊથલી પડે, ને વળી સ્વાયત્તતા માટે ખુદ (પશ્ચિમ) પાકિસ્તાનમાં નવાં આંદોલનો જાગે. ને તેમ કરવા કરતાં યાહ્યાખાન પાકિસ્તાનના મોટા ને પ્રણાલીગત એવા પડોશી શત્રુ સામે યુદ્ધ આપે તે તેનું લશ્કરી માનસ જોતાં અસંભવિત નથી.

સંભવિત યુદ્ધનાં જોખમો અને યુદ્ધનાં અકલ્પ્ય પરિણામો તેમ જ અસરો માટે તૈયાર થતાં પહેલાં આપણા શાસનકર્તાઓએ ગંભીરતાપૂર્વક વિચારવું પડે તે સમજી શકાય તેમ છે. પણ પાકિસ્તાન [illegible] દેશ વચ્ચે ઉચિત કે ન્યાયી રાજકીય [illegible] થાય તો, અને ત્યાં સુધી આપણે માટે [illegible]દાયી માર્ગ નથી દેખાતો.

### વડાં પ્રધાનની ઉકેલશૈલી

શ્રીમતી ગાંધીની નિર્ણય-ભૂમિકા પરત્વે એક [illegible] કેટલાક સમયથી જોવા મળે છે. જ્યારે તેઓ ચારે બાજુએથી ઘેરાઈ જાય ત્યારે નિઃસહાય સ્થિતિ સ્વીકારવા કરતાં કોઈ એક જગ્યાએ ઘા કરી માર્ગ મોકળો કરવાનું સાહસ ખેડે છે. અલબત્ત, ભારતીય રાજ્યપ્રથામાં તેઓ નિર્ણય-પ્રક્રિયામાં વડા પ્રધાનપદના વ્યૂહાત્મક સ્થાન પર હોવાથી જેટલી આસાનીથી ધાર્યું કરી શક્યાં, તેવું આંતરરાષ્ટ્રીય પ્રથામાં ન જ થઈ શકે. કારણ તેઓ વિશ્વ અને પ્રાદેશિક રાજ્યપ્રથાઓની કક્ષાએ બીજા ઘણાંમાંના એક પાત્ર (actor) માત્ર છે ને વળી માઓ, કોસીજીન, નિકસન જેટલા મહત્ત્વનાં પાત્ર કદાચ નથી. છતાં સમસ્યાઓ માટેની એમની ઉકેલશૈલી કોઈ સ્વરૂપે આ પ્રશ્નમાં પણ પ્રગટે તે સંભવિત છે. ગેરીલા આંદોલનનો વ્યૂહ બાંગલા દેશમાં સફળ થાય, તેમ માનવા માટે આપણી પાસે ત્રણ કારણો પણ છે. કોઈ પણ પ્રદેશમાં ગેરીલાયુદ્ધની સફળતા માટે ત્રણ પરિસ્થિતિઓ હોવી જરૂરી છે એમ ગેરીલા-યુદ્ધના નિષ્ણાતો કહે છે :

(અ) એ પ્રદેશ ભૌગોલિક દૃષ્ટિએ ગેરીલા યુદ્ધ માટે પ્રોત્સાહક અને સાનુકૂળ હોવો જોઈએ. બાંગલા દેશના મોટા ભાગના વિસ્તારની ભૂ-રચના આમાં અનુકૂળ થઈ પડે તેવી છે.

(બ) એ પ્રદેશની વિશાળ પ્રજા ગેરીલાઓને ભૌતિક, નૈતિક અને અન્ય પ્રકારેય ટેકો આપતી હોવી જોઈએ; એટલે કે ગેરીલાઓની અલ્પ સંખ્યાને વિશાળ વસ્તી દ્વારા સક્રિય સ્વીકૃતિ (legitimacy) મળવી જોઈએ.

(ક) ગેરીલાઓને બહારના વિસ્તારોમાંથી સતત શસ્ત્રો અને વ્યૂહાત્મક—રાજકીય સહાય મળવી જોઈએ.

આવી બાબતમાં બાયફ્રા જેવા દેશોનાં દૃષ્ટાંતોથી નાસીપાસ થવા જેવું નથી, કારણ કોઈ પણ રાષ્ટ્રમાં લઘુમતી શાસક-વિભાગથી બહુમતી પ્રજા અને વિશાળતર વિસ્તાર (અને તે પણ સ્પષ્ટ ઉપ-સંસ્કાર ધરાવતો પ્રદેશ) અલગ પડવા માગતો હોય, તેવી ઇતિહાસમાં શોધવી મુશ્કેલ એવી આ ઘટના છે. એક અભ્યાસીએ કહ્યું છે તેમ, આપ કે ચે ગુએરાને જર્યાં રંગદર્શી, પણ અસરકારક મુક્તિ આંદોલનને દોરવાનું મન થાય તેવો આ કિસ્સો છે. આટઆટલા

દમન પછી, લશ્કરી સફળતા પછી કે અનેક લોભા-મણાં આકર્ષણો પછી પણ લશ્કરી શાસકો બાંગલા દેશમાં નામપાત્ર પૂતળા સરકાર ઊભી કરી શક્યા નથી તે હકીકત પણ આપણને આ બાબતમાં આગળ વધવા પ્રેરે તેવી છે.

## વિદેશનીતિ—નૂતન પરિમાણો

બાંગલા દેશની સમસ્યા આપણને આ સાથે જ તેની સાથે સંલગ્ન એવી બીજી કક્ષાએ પણ વિચાર કરવા પ્રેરે છે. એ છે વિદેશનીતિ. આપણને કોઈ ગંભીરતાથી ત્યારે જ લે જ્યારે આપણે શક્તિ-શાળી હોઈએ. આપણને શું જોઈએ છે, આપણે શું બનવા માગીએ છીએ અને શું કરવા માગીએ છીએ તે અંગે સ્પષ્ટ હોઈએ. ખાસ કરીને હાલ તો વિશ્વ કક્ષાએ નહિ, પણ દક્ષિણ એશિયાની પ્રદેશપ્રથાની કક્ષાએ આપણે નિર્ણાયક બળ બનવું જોઈએ. તો જ આ પ્રદેશનાં બળોનાં પુનર્ગોઠવણ અને સંદર્ભ-પરિ-વર્તન બને પ્રક્રિયાઓમાં આપણું હિત જળવાશે. બીજા શબ્દોમાં આપણું ધ્યેય-દર્શન અને ભૂમિકા-દર્શન સ્પષ્ટ અને વિશાળ હોવાં જોઈએ. આપણું દર્શન સ્પષ્ટ હશે તો મોસ્કોનો કયા પ્રકારનો ટેકો મેળવવો તે અંગે આપણે સ્પષ્ટ બનીશું અને તે ગમે તે પ્રકારની રાજકીય સમજૂતી સ્વીકારવાના તાશ્કંદ બનાવનું પુનરાવર્તન થતાં અટકશે.

આ કેવી રીતે બને? આપણે મહાસત્તા થવાનું દર્શન તો સેવ્યું જ નથી, પણ સત્તા તરીકે આગળ આવવાનાં દર્શન અને વ્યવહાર, બબ્બે યુદ્ધો પછી પણ, પ્રતીતિકર બને તે રીતે બતાવ્યા નથી. આપણા હિતને ગંભીરતાથી હણી નાખે તેવા બાંગલા દેશના પ્રશ્ન પર ઉગ્ર અને દૃઢ વલણ લેતાં અચકાયા હોઈએ તોપણ 'પાકિસ્તાનને પક્ષે ચીન સક્રિય થાય તો' એ તર્કને કારણે આવું ભવિષ્યમાં ન બને અને આપણે આવા તીવ્ર રીતે રાષ્ટ્રીય હિતના પ્રશ્નમાં ઇચ્છા-પ્રમાણે વર્તી શકીએ તે માટે આપણે પ્રાદેશિક સત્તા બનવું પડશે. અને શક્તિ વિકસાવવાનું એક મહ-ત્ત્વનું પરિમાણ—વિશેષ તો, ચીનના સંદર્ભમાં—અણુબોંબ કક્ષાની આયુધસત્તા બનવાનું છે.

બીજું, આપણને શું જોઈએ છે તે અંગે સ્પષ્ટ બની તેનો સ્પષ્ટ ખ્યાલ લાગતીવળગતી સત્તાઓને આપવો જોઈએ. આપણી સંકલ્પશક્તિ વિકસાવવાનો આ પ્રશ્ન છે. ઇચ્છાશક્તિ અને શક્તિ બે હોય તો ભારત જેવા મોટા રાષ્ટ્રને અવગણવાનું પછી અમેરિકા માટે પણ સહેલું નહિ બને. વારં-વારની નાનીમોટી પજવણીથી માંડીને બાંગલા દેશ જેવી ગંભીર ઉલઝન ઊભી કરવાનું પાકિસ્તાની વલણ અટકે તે માટે તે ખંડિત બનીને નબળું પડે તેવું જોતાં પણ ભારતને આવડે છે તેવો અણસાર તેને આવવો જોઈએ, એ પણ આવા નિર્ણયની ફલશ્રુતિ છે.

ત્રીજું, આ માટે આપણી નીતિને ખરેખર પરિણામગામી, વ્યવહારદક્ષ, રાષ્ટ્રીય-હિત-અભિમુખ બનાવવી જોઈએ, અને પરિવર્તનક્ષમ પણ. આપણી સાથે હિતોનું સમાન ક્ષેત્ર ધરાવતા કોઈ પણ રાષ્ટ્ર સાથે જે તે ચોક્કસ મુદ્દા પર સક્રિય સમજૂતી સાધતાં અચકાવું જોઈએ નહિ ને તેની સાથેનો સહકાર કદાચિત્ વિફળદાયી (dysfunctio-nal) બને તો તે સંબંધને ઓછો કરી નાખવા માટે પણ તૈયાર થવું જોઈએ. તો જ આપણાં મિત્રરાજ્યો પણ આપણી તરફ માનથી જોશે. રોજર્સની દિલ્હી મુલાકાતને આપણે આ રીતે મૂલવવી જોઈએ, અને પહેલાં આપણે એકલા નથી એમ યુદ્ધતત્પર યાહ્યાખાનને જણાવવાની પ્રતિરોધક યુક્તિ તરીકે ઇન્દિરા-રોજર્સ સંવાદ આંતરરાષ્ટ્રીય રાજકારણમાં એક સંવહન-યુક્તિ (communication gimmick) બને, તે જોવું જોઈએ. આમ થાય તો જ 'તીરે ઊભેલ તમાશાગીર' રાષ્ટ્રો ગંભીરતાપૂર્વક સક્રિય બની આ અન્યાયી સંઘર્ષમાં આપણે પક્ષે રહેલો ન્યાય જોશે, અને સંઘર્ષનિવાર અને નિવારણમાં આપણા હિતની વિરુદ્ધ જતાં અચકાશે.

આમ સક્રિય લશ્કરી સહાય અને વિદેશનીતિમાં

બુનિયાદી પરિવર્તન લાવવા માટેના નિમિત્ત તરીકે બાંગલા દેશના અનુભવને જોવો રહ્યો. અને તો જ વિશ્વકારણની ક્ષિતિજ પર એક નૂતન ભારતનો ઉદય થશે.

તા૦ ૬૦

બાંગલા દેશનો પ્રશ્ન ઘોંચમાં ન પડી જાય એ માટે કેટલાક નિર્ણાયક પગલાં અનિવાર્ય બની ગયાં છે. એના સંદર્ભમાં રશિયાના સ્પષ્ટ સમર્થનની શોધમાં શ્રીમતી ગાંધીએ ઉતાવળે નક્કી કરાયેલા કાર્યક્રમ પ્રમાણે મૉસ્કોની મુલાકાત લીધી. દરમિયાન ભારતીય ને રૂસી રાજદ્વારી પુરુષો પણ મૉસ્કો ને દિલ્હી વચ્ચે ઉડ્ડયન કરી આવ્યા. પણ આ બધાં નાટકીય ઉડ્ડયનોથી જન્મેલી અપેક્ષા પાછી ઠીજી ગઈ લાગે છે.

હાલના તબક્કાને નિર્ણાયક બનાવવામાં, નીતિને ક્રાન્તિકારી વળાંક આપતાં ભારત સરકાર કોઈ કારણસર અચકાય છે? નવે સ્વરૂપે કોઈ તારકંદની દિશામાં તો એ જોતી નથી ને?

પણ આજે તો પરિસ્થિતિ એ છે કે આપણે બાંગલા દેશ અંગે 'રાજકીય સમજૂતી'ના ધૂંધળાપણામાં અટવાઈએ છીએ. શાસક કૉન્ગ્રેસની સિમલા બેઠકનો સૂર પણ એક રીતે સ્પષ્ટ નથી. 'રાજકીય સમજૂતી'ના સ્વરૂપ વિષે બાંગલા દેશ, ભારત, રશિયા અને પાકિસ્તાનની સમજ જુદી જુદી હશે ત્યાં સુધી બાંગલા દેશનો ઓથાર આપણને તાવ્યા ને સતાવ્યા કરશે.

# સાભાર સ્વીકાર

પરિચય પુસ્તિકા શ્રેણી [દરેક ૬૦ પૈસા]

અંધારણમાં સુધારા (૨૯૩)
—નગીનદાસ સંઘવી

આપણો સિમેન્ટ ઉદ્યોગ (૨૯૪)
—અરવિંદ ભાંભરે

સંત કવિ તુકારામ (૨૯૫)
—પુરુષોત્તમ આત્મારામ ચિત્રે

તારાશંકર બંદ્યોપાધ્યાય (૨૯૬)
—ચંદ્રકાન્ત મહેતા

બિનસાંપ્રદાયિકતા શું છે? (૨૯૭)
—યાસીન દલાલ

યુરોપના કૌટિલ્ય: મૅકયાવેલી (૨૯૮)
—રાજેન્દ્ર વિયા



[અનુસંધાન પૃ. ૪૬૦ થી ચાલુ]

નિર્ણયો છોડી દેવામાં આવે તો સ્તાલિનવાદી રસમો તરફનો ઝુકાવ વધે એવો ભય પણ સેવાઈ રહ્યો હતો. અને ક્રુશ્ચોવ તકે મળતાં માલેન્કોવને માત કરવા મથી રહ્યો હતો. રાજ્યના નોકરશાહો અને ટેકનિશિયનો દ્વારા રાજ્યસત્તાને જોરે આગળ વધવાની માલેન્કોવની નીતિ સામે ક્રુશ્ચોવ પાર્ટીની પ્રમુખતા પુનઃસ્થાપિત કરવા માગતો હતો. અને પાર્ટીના પ્રથમ મંત્રી તરીકેની સત્તા તેની પાસે આવી ગયા પછી (૧૯૫૩ સપ્ટે.) ઘડીભર પણ જંપીને બેસે એવો એનો બાંધો ન હતો.

પ્રથમ પગલા તરીકે ક્રુશ્ચોવે દેશભરનાં પાર્ટી-કેન્દ્રોમાં પોતાના વિશ્વાસુ માણસોને ચાવીરૂપ સ્થાનો પર ચડાવી દીધા. એમાં 'પડ પાસા પોબાર' થતાં અન્ય સામ્યવાદી દેશોમાંના પાર્ટી પ્રતિનિધિ-ઓમાં પોતાના માણસોને ગોઠવી દીધા. પાર્ટીના વિરાટ પ્રચારતંત્ર (અખબારો, પ્રકાશન સંસ્થા અને સેવાઓ)નો લાભ લઈને પોતાની સ્થિતિ મજબૂત બનાવી દીધી. આ પછી તો, સ્તાલિનના રાહે ઉદ્યોગો, કૃષિ, વિદેશ સંબંધો સહિતનાં ક્ષેત્ર પાર્ટીના મુખ્ય મંત્રી તરીકેની લાગવગ વિસ્તારવા માંડી.

એક બાજુ, પાર્ટીતંત્ર ઉપર પોતાની પકડ જામતી થઈ; બીજી બાજુ માલેન્કોવની નીતિ સામે તેણે હુમલો કરવા માંડ્યો... માલેન્કોવે અણુશસ્ત્રોની દોડમાંથી બહાર નીકળવાનું સૂચન કર્યું હતું. પરંતુ એથી લશ્કરી જૂથની પકડ ઢીલી પડવાના ભયે તે જૂથના પ્રતિનિધિઓએ વિરોધ કર્યો; અને ત્યારે ક્રુશ્ચોવે એ વિરોધને પુષ્ટિ આપતાં બાળકોના જેવી દલીલ કરી: અણુશસ્ત્રોથી સર્વનાશ નહિ થાય, માત્ર મૂડીવાદનો જ નાશ થશે. તે જ રીતે, પ્રજાની જરૂરિયાતની વસ્તુઓના ઉત્પાદન ઉપર માલેન્કોવે ઝોક મૂક્યો ત્યારે 'ઔદ્યોગિક પાયો નબળો પડતાં દેશ કમજોર બનશે અને તેની સલામતી જોખમાશે' એવી દલીલ કરનાર લશ્કરવાદી જૂથને ક્રુશ્ચોવે ટેકો આપ્યો.

ક્રુશ્ચોવને મન સવાલ સિદ્ધાન્તનો ન હતો; અને અહીં તો એના વ્યવહારનોય ન હતો. ક્રુશ્ચોવ પોતે સત્તામાં આવ્યા પછી અણુશસ્ત્રોની બાબતમાં અને સાધારણ માનવીની જરૂરિયાતની ચીજવસ્તુના ઉત્પાદનની બાબતમાં માલેન્કોવને માર્ગે જ આગળ વધવાનો હતો. પરંતુ એ એટલો ઉસ્તાદ હતો કે સ્તાલિનપંથી લશ્કરી જૂથનો માલેન્કોવ સામેનો મોરચો પોતાના સત્તાવ્યૂહમાં એક સાધન બની શકે તો એવી તક તે જવા દે એમ ન હતો.

ક્રુશ્ચોવે એક વધુ દાવ ખેલ્યો. સ્તાલિનના શાસનનાં છેલ્લાં અનેક વરસો દરમ્યાન રશિયાની અન્ન કટોકટી ગંભીર બની હતી. ક્રુશ્ચોવે વર્ષો પૂર્વે યુક્રેનમાં કૃષિ-ઉત્પાદન અંગે ઘણા પ્રયોગો કર્યા હતા. એના જોરે, દેશને અન્નથી ઉભરાવી દેવા વોલ્ગા-ઉરલ્સ સાઇબીરિયા અને ઉત્તર કઝાકસ્તાનમાંની ૧ કરોડ ૩૦ લાખ હેક્ટારેસ પડતર જમીનને ફળદ્રુપ બનાવવાનો નુસખો આગળ ધરીને એ ઝુંબેશમાં પાર્ટીને ઝંપલાવવા જણાવ્યું. માલેન્કોવની ઉદ્યોગ-પ્રધાનનીતિ સામે આ જબરજસ્ત પડકાર હતો.

અંતે, ૧૯૫૫ના ફેબ્રુઆરીની ૮મીએ માલેન્કોવને વડા પ્રધાનપદેથી રાજીનામું આપી દેવું પડ્યું. ક્રુશ્ચોવનો મિત્ર બુલ્ગાનિન તખ્તનશીન થયો. બુલ્ગાનિને પાર્ટીની સાચી રાહબરીમાં ચાલવાની ખાતરી આપીને ક્રુશ્ચોવની વધતી જતી સત્તાને સલામી ભરી.

## ૨

૧૯૫૫ના જુલાઈ સુધીમાં ક્રુશ્ચોવનું સ્થાન સર્વોચ્ચ બની રહ્યાનું વરતાય છે. બીજા નેતાઓની સરખા-મણીએ તેને માટે વપરાતા પ્રશંસાના શબ્દો, તેના નામનું રટણ તથા તાળીઓ અને ફોટાઓથી થતું સન્માન આ વાતનાં સાક્ષી છે. આ પછી પોતે સ્તાલિનની પ્રતિમૂર્તિ હોય એવો વ્યવહાર શરૂ કર્યો હતો. સ્તાલિનની જન્મતિથિના નિમિત્તે 'ઇઝ્વેસ્તિયા' તથા અન્ય સરકારી પત્રોમાં સ્તાલિનની છબીઓ અને પ્રશસ્તિઓનું પ્રમાણ વધી ગયું હતું; સાથે સાથે ક્રુશ્ચોવનીય પ્રશસ્તિઓનું. ખાસ કરીને કઝાક અને યુક્રેનની પાર્ટી પરિષદોએ ક્રુશ્ચોવના વિરોધીઓને ભડકાવી મૂકવાની

હદે ભક્તિપૂજા કરી હતી. ૧૯૫૫ના અંત સુધીમાં તો આ ધૃષ્ટતા એટલી હદે વધી ગઈ હતી કે સોવિયેત એન્સાઇક્લોપીડિયાની ચાલુ આવૃત્તિમાં 'જૂની નીતિનો પ્રચાર' છે એમ કહીને તે ગ્રંથની નકલોનો નાશ કરવામાં આવ્યો અને 'નવો ઇતિહાસ' લખવામાં આવ્યો. સ્તાલિનનું જ આ દુબહૂ અનુકરણ હતું.

આ પછી ૧૯૫૬નાં ફેબ્રુઆરીમાં ક્રુશ્ચોવે ૨૦મી પાર્ટી કોંગ્રેસમાં ધડાકો કરી દુનિયા આખીને હચમચાવી મૂકી હતી. પાર્ટીના પ્રથમ મંત્રી તરીકે તેણે સ્તાલિનના શાસન અંગે એક ગુપ્ત હેવાલ રજૂ કર્યો હતો.* જોકે, આ હેવાલ વિશે અને તેની રજૂઆત વિશે હજી અનેક અર્થઘટનો ચાલુ છે. કેટલાક અભ્યાસીઓ એમ માને છે કે આ હેવાલ અંગે ઘણા મહિનાઓથી અંદર અંદર વાટાઘાટો ચાલી હતી અને આ હેવાલનો એક મુખ્ય હેતુ સ્તાલિનની ટીકા નિંદા કરવા ઉપરાંત ક્રુશ્ચોવ જે રીતે સર્વેસર્વા બનીને વર્તી રહ્યો હતો તેની નિંદાના સાધન તરીકેય ઉપયોગ કરવાનો હતો. (હકીકતે ક્રુશ્ચોવે ૧૯૫૫ જુલાઈથી ૧૯૫૬ના ફેબ્રુઆરી વચ્ચે સેંટ્રલ કમિટીની બેઠક બોલાવી ન હતી!)

હેવાલ અંગેની તથા તેની રજૂઆત અંગેની રહસ્યમયતા ગમે તે હો પરંતુ એક હકીકત મહત્ત્વની છે કે મિકોયાને સ્તાલિન ઉપર પ્રહાર કરવા ઉપરાંત ક્રુશ્ચોવે સ્તાલિનના વારે જે 'હકાલપટ્ટીઓ' (purges) કરી હતી, તથા એન્સાઇક્લોપીડિયામાં ફેરફારો કરીને ઇતિહાસના અસત્યીકરણની જે સ્તાલિની રસમ અખત્યાર કરી હતી તેની સખત ઝાટકણી કાઢી હતી.

૧૯૫૬ના ફેબ્રુઆરીની કોન્ગ્રેસ પછી ક્રુશ્ચોવના વિરોધીઓ ચોંકી ઊઠયા હતા એ પણ હકીકત છે. ૧૯૫૭માં એની સામે કાવતરું રંધાઈ પણ ગયું હતું. માલેન્કોવ-મિકોયાન જૂથે મોલોતોવ-કાગાનોવિચ જૂથ સાથે સંતલસ કરીને એવો ખેલ રચ્યો હતો કે માલેન્કોવ ફરી વડા પ્રધાન થાય અને મોલોતોવ પાર્ટીનો પ્રથમ મંત્રી. પરંતુ, ક્રુશ્ચોવ ચકોર નીકળ્યો. તેણે જોઈ લીધું કે પ્રમુખમંડળમાં હવે તેની બહુમતી રહી નથી; એટલે તરત જ તેણે મધ્યસ્થ સમિતિની બેઠક બોલાવીને (તેમાં તેની ચોખ્ખી બહુમતી હોઈ ને) ઊલટા માલેન્કોવ, મોલોતોવ અને કાગાનોવિચ ઉપર 'પાર્ટીદ્રોહ'નો આક્ષેપ મૂકયો અને તેમની સામે પગલાં ભર્યાં. ઉપરાંત પોતાના જૂથના કેટલાક હચુપચુ જણાયા તેમનેય તગડી મૂકયા (૧૯૫૭ જુલાઈ). આ પછી, લશ્કરનો લાભ લઈને ઝુકોવ વળી નવી કટોકટી ઊભી કરે એવો ભય દેખાતાં એનેય દૂર હટાવ્યો. આ પછી, ૧૯૫૮ માર્ચમાં સર્વોચ્ચ સોવિયેતે વડા પ્રધાન બુલ્ગાનિનનેય પદભ્રષ્ટ કરીને ક્રુશ્ચોવને સર્વાનુમતે વડા પ્રધાનપદે ચૂંટીને તેના તાજમાં નવી કલગી લગાવી! થોડાક મહિના પછી, બુલ્ગાનિન સામે 'પાર્ટી વિરોધી જૂથમાં જોડામા'નો આરોપ ઓઢાડીને તેનેય દૂર ધકેલી કાઢયો. ૧૯૫૯ના આરંભે ૨૧મી પાર્ટી કોંગ્રેસ મળી. ક્રુશ્ચોવે 'ઔદ્યોગિક-કૃષિનીતિના દુશ્મનો' તરીકે તથા 'સ્તાલિનયુગના ગુનેગારો' તરીકે ઘણા બધા સામે પગલાં ભર્યાં. નોંધપાત્ર હકીકત એ છે કે જુદા જુદા સમયે તેણે એવી રીતે દાવ નાખ્યા હતા કે માલેન્કોવ, મોલોતોવ, બુલ્ગાનિન જેવા ધરખમ વિરોધીઓનેય 'ગુનાના એકરારો'* કરવાની — સ્તાલિનયુગમાં સર્વ-

---

* આ ગુપ્ત હેવાલ પાર્ટી પરિષદમાં હાજર રહેલા ૧૫૦૦ પ્રતિનિધિઓમાં વહેંચાયો હતો. (પાછળથી જિલ્લા સમિતિના મંત્રીઓને પહોંચાડયો હતો.) પરંતુ એને અંગેની ચર્ચા બંધ બારણે થઈ હતી. કેટલાક વિવેચકોના મતે તે આખો હેવાલ કોંગ્રેસે પાસ કર્યો ન હતો, તેમાની 'થિસિસ' જ પસાર કરવામાં આવી હતી. × × જોકે એ હેવાલના અસ્તિત્વનો ખુદ ક્રુશ્ચોવે અને સોવિયેત નેતાઓએ સ્વીકાર નથી કર્યો. પરંતુ, એની નકલો ઇરાદાપૂર્વક વિદેશોમાં પહોંચાડવામાં આવેલી — પ્રગટ થાય તે હેતુથી જ...

* મોલોતોવે ૧૯૫૫માં સોવિયેત સંઘ વિશે એવું વિધાન કર્યું હતું કે ત્યાં "સમાજવાદી સમાજના પાયાઓ નંખાઈ ચૂકયા છે." આ વિધાનમાં રજૂ કરેલો દાવો તો વરસો પૂર્વે સિદ્ધ થઈ ગયો છે: ૧૯૫૫માં સોવિયેત દેશ એનાથી ઘણો આગળ વધી ગયેલો છે: આ કારણે, મોલોતોવનું નિવેદન "સૈદ્ધાન્તિક રીતે ભૂલભરેલું"

[ વિશ્વમાનવ:

સાધારણ બનેલી—અત્યંત અપમાનજનક પદ્ધતિને વશ થવું પડ્યું હતું!

૩

૧૯૫૯માં પાર્ટીની ૨૧મી કૉંગ્રેસ મળી ત્યારે ક્રુશ્ચોવે અમેરિકાની માથાદીઠ આવકને અને કુલ આવકના ધોરણને ૧૯૭૦ સુધીમાં આંબી જવાનો નિર્ધાર જાહેર પણ કરી દીધો. અને ૧૯૬૧માં મળેલી ૨૨મી પાર્ટી કૉંગ્રેસ વખતે તો તેણે ભવિષ્ય ભાખી દીધું: "રશિયા ૨૦ વર્ષમાં કમ્યુનિસ્ટ સમાજની કક્ષાએ (એટલે કે દરેક વ્યક્તિ પોતાની શક્તિ મુજબ કામ કરે અને પોતાની જરૂર મુજબ ઉપભોગ કરે એવી ઉચ્ચ કક્ષાએ !) પહોંચી ગયું હશે. ૧૯૮૦ સુધીમાં તો તમામ જાહેર સેવાઓ વિના મૂલ્યે મળતી હશે; દરેક કુટુંબને પોતાનો ફ્લેટ હશે. દરેકની માથાદીઠ સાચી આવક (ભાવવધારાને લક્ષમાં લઈને) ૧૯૬૦ કરતાં અઢી ગણી થઈ ગઈ હશે." વગેરે.

ક્રુશ્ચોવે પોતાના આ ઉત્સાહી વરતારા અંગે દાવો કર્યો હતો તેવો કશો જ વૈજ્ઞાનિક આધાર ન હતો. બલ્કે ક્રુશ્ચોવના શાસન દરમ્યાન ઉત્પાદન ૧૧ ટકાને બદલે સાડાસાત ટકા પર નીચે ઊતર્યું હતું અને જેના પર ક્રુશ્ચોવે ઘણો બધો ભાર મૂક્યો હતો તે રોજિંદી ઉપયોગી ચીજવસ્તુઓના ઉત્પાદનમાં ભારે ધબડકો થયો હતો—૧૦ ટકામાંથી માત્ર ૨ ટકા. રશિયાની પ્રજાને મન જે કેટલીક અતિશય ત્રાસદાયી સ્થિતિ જણાઈ છે તેમાંની એક મુખ્ય વસવાટનાં મકાનોની છે. એમાં પણ ક્રુશ્ચોવને ધારી સફળતા મળી ન હતી. અને ક્રુશ્ચોવ જેને પોતાની 'વશકલગી' ગણાવતો તે કૃષિ ક્ષેત્ર? ૧૯૫૮થી ૧૯૬૫ નાં સાત વર્ષ દરમ્યાન તેણે ૭૦ ટકા જેટલી ભવ્ય ઉત્પાદન વૃદ્ધિની બડાશ હાંકી હતી, તેમાં ભારે નાલેશી સાંપડી હતી. વસ્તી વધારા કરતાંયે ઓછા પ્રમાણમાં વધારો થયો હતો (માત્ર ૧.૭ ટકા)!

આ વરસો દરમ્યાન ચીન સાથેનો ઝઘડો વધ્યો હતો. ચીને ક્રુશ્ચોવની નીતિને સુધારવાદી અને પ્રત્યાઘાતી શાહીવાદી ગણાવી હતી; તો ક્રુશ્ચોવે માઓ-નીતિને એથેમાર્કસવાદી ટ્રૉટ્સ્કીવાદી કહીને નિંદી હતી. પરિણામે સમસ્ત વિશ્વની કમ્યુ. પાર્ટીઓમાં અને સામ્યવાદી સત્તાઓમાં ભંગાણ શરૂ થઈ ગયું હતું. બીજી બાજુ, અમેરિકા સાથેની વધતી મૈત્રી પછીય ક્રુશ્ચોવથી નિરાંતે રાખી બેસાય એવું ન હતું. અણુશસ્ત્રો અને પરંપરાગત સંરક્ષણ ખર્ચ પાછળના અઢળક ખર્ચમાં કાપ મૂકવાની ક્રુશ્ચોવની ધારણા વ્યવહારુ બને એમ ન હતી. આથી ૨૨ મી પાર્ટી કૉન્ગ્રેસ (૧૯૬૧ ઑક્ટોબર) માં તેણે શસ્ત્રઉત્પાદનમાં વધારો કરવાની જરૂરિયાત જણાવી હતી.

ક્રુશ્ચોવના વિરોધીઓ તો લાગ જોઈને જ બેઠા હતા. ૧૯૬૨ના માર્ચમાં સેન્ટ્રલ કમિટીમાં પહેલી જ વાર ક્રુશ્ચોવને નીચાજોણું થયું. સંરક્ષણ અને ભારે ઉદ્યોગોના ભોગે કૃષિને ઉપર લાવવાનો પોતાનો ઇરાદો નથી એવો બચાવ તેણે કરવો પડ્યો: હવે વધારે નાણાં કૃષિ ક્ષેત્રે મળવાનાં નથી એમ સ્પષ્ટ થયું.....આનો અર્થ એ કે તે જેના જોર ઉપર વર્ષોથી કૂદતો હતો તે કૃષિ વિકાસનો આધારસ્તંભ જ ખસી રહ્યો હતો. ૧૯૬૩ માં ભયંકર દુકાળ પડ્યો હતો અને અનાજ પરદેશથી આયાત કરવું પડ્યું હતું! માંસ અને માખણ જેવી ખાદ્ય વસ્તુઓના ભાવોમાં ૨૫ થી ૩૦ ટકાનો વધારો કરવો પડ્યો, એથી પ્રજામાં જે રોષ ધૂંધવાયો તેની સરખામણી ઘણાએ સ્તાલિનયુગી ધૂંધવાટ સાથે કરી હતી. બીજી બાજુ અમેરિકા સાથેની શસ્ત્ર (અણુ અને પરંપરાગત)ની હોડમાં આગળ વધવા માટેય અઢળક ખર્ચ કરવાનું હતું.

બેઉ બાજુની વિટંબણા ટાળવા ક્રુશ્ચોવે એકાએક ટૂંકો રસ્તો લીધો: ક્યૂબામાં અણુશસ્ત્રોથી ભરેલાં જહાજો રવાના કરી દઈ અમેરિકા સામે પોતાનું પલ્લું નમતું કરવાનું મૂર્ખ સાહસ કરી નાખ્યું (૧૯૬૨), અને દુનિયાભરમાં બદનામી સહીને એ પગલું પાછું ભરી જવું પડ્યું! આથી, અને;

છે અને રાજકીય રીતે નુકસાનકારક છે," એવો દોષનો સ્વીકાર મોલોતોવ પાસે કરાવાયો હતો. વિશેષ નોંધપાત્ર હકીકત એ છે કે ઉપરના નિવેદન પછી આઠ મહિને, લાગ આવતાં, એની કાનપટ્ટી પકડવામાં આવી હતી!

હદે વ્યક્તિપૂજા કરી હતી. ૧૯૫૫ના અંત સુધીમાં તો આ ધૃષ્ટતા એટલી હદે વધી ગઈ હતી કે સોવિયેત ઍન્સાઇક્લોપીડિયાની ચાલુ આવૃત્તિમાં 'જૂની નીતિનો પ્રચાર' છે એમ કહીને તે ગ્રંથની નકલો-નો નાશ કરવામાં આવ્યો અને 'નવો ઇતિહાસ' લખવામાં આવ્યો. સ્તાલિનનું જ આ હૂબહૂ અનુ-કરણ હતું.

આ પછી ૧૯૫૬ના ફેબ્રુઆરીમાં ક્રુશ્ચોવે ૨૦મી પાર્ટી કોંગ્રેસમાં ધડાકો કરી દુનિયા આખીને હચ-મચાવી મૂકી હતી. પાર્ટીના પ્રથમ મંત્રી તરીકે તેણે સ્તાલિનના શાસન અંગે એક ગુપ્ત હેવાલ રજૂ કર્યો હતો.* જોકે, આ હેવાલ વિષે અને તેની રજૂઆત વિષે હજી અનેક અર્થઘટનો ચાલુ છે. કેટલાક અભ્યાસીઓ એમ માને છે કે આ હેવાલ અંગે ઘણા મહિનાઓથી અંદર અંદર વાંટાઘાટો ચાલી હતી અને આ હેવાલનો એક મુખ્ય હેતુ સ્તાલિનની ટીકા નિંદા કરવા ઉપરાંત ક્રુશ્ચોવ જે રીતે સર્વેસર્વા બનીને વર્તી રહ્યો હતો તેની નિંદાના સાધન તરીકેય ઉપયોગ કરવા-નો હતો. (હકીકતે ક્રુશ્ચોવે ૧૯૫૫ જુલાઈથી ૧૯૫૬ના ફેબ્રુઆરી વચ્ચે સેંટ્રલ કમિટીની બેઠક બોલાવી ન હતી!)

હેવાલ અંગેની તથા તેની રજૂઆત અંગેની રહસ્યમયતા ગમે તે હો પરંતુ એક હકીકત મહત્ત્વની છે કે મિકોયાને સ્તાલિન ઉપર પ્રહાર કરવા ઉપરાંત ક્રુશ્ચોવે સ્તાલિનના વાદે જે 'હકાલપટ્ટીઓ' (purges) કરી હતી, તથા ઍન્સાઇક્લોપીડિયામાં ફેરફારો કરીને ઇતિહાસના અસત્યીકરણની જે સ્તાલિની રસમ અખત્યાર કરી હતી તેની સખત ઝાટકણી કાઢી હતી.

૧૯૫૬ના ફેબ્રુઆરીની કોન્ગ્રેસ પછી ક્રુશ્ચોવના વિરોધીઓ ચોંકી ઊઠયા હતા એ પણ હકીકત છે. ૧૯૫૭માં એની સામે કાવતરું રંધાઈ પણ ગયું હતું. માલેન્કોવ-મિકોયાન જૂથે મોલોતોવ-કાગાનોવિચ જૂથ સાથે સંતલસ કરીને એવો ખેલ રચ્યો હતો કે માલેન્કોવ ફરી વડો પ્રધાન થાય અને મોલોતોવ પાર્ટીનો પ્રથમ મંત્રી. પરંતુ, ક્રુશ્ચોવ ચકોર નીકળ્યો. તેણે જોઈ લીધું કે પ્રમુખમંડળમાં હવે તેની બહુમતી રહી નથી; એટલે તરત જ તેણે મધ્યસ્થ સમિતિની બેઠક બોલાવીને (તેમાં તેની ચોખ્ખી બહુમતી હોઈ ને) ઊલટા માલેન્કોવ, મોલોતોવ અને કાગાનોવિચ ઉપર 'પાર્ટીદ્રોહ'નો આક્ષેપ મૂક્યો અને તેમની સામે પગલાં ભર્યાં, ઉપરાંત પોતાના જૂથના કેટલાક હયુ-પયુ જણાયા તેમનેય તગડી મૂક્યા (૧૯૫૭ જુલાઈ). આ પછી, લશ્કરનો લાભ લઈ ને ઝુકોવ વળી નવી કટોકટી ઊભી કરે એવો ભય દેખાતાં એનેય દૂર હટાવ્યો. આ પછી, ૧૯૫૮ માર્ચમાં સર્વોચ્ચ સોવિયેતે વડા પ્રધાન બુલ્ગાનિનનેય પદભ્રષ્ટ કરીને ક્રુશ્ચોવને સર્વાનુમતે વડા પ્રધાનપદે ચૂંટીને તેના તાજમાં નવી કલગી લગાવી! થોડાક મહિના પછી, બુલ્ગાનિન સામે 'પાર્ટી વિરોધી જૂથમાં જોડાયા'નો આરોપ ઓઢાડીને તેનેય દૂર ધકેલી કાઢ્યો. ૧૯૫૯ના આરંભે ૨૧મી પાર્ટી કોંગ્રેસ મળી. ક્રુશ્ચોવે 'ઔદ્યોગિક-કૃષિનીતિના દુશ્મનો' તરીકે તથા 'સ્તા-લિનયુગના ગુનેગારો' તરીકે ઘણા બધા સામે પગલાં ભર્યાં. નોંધપાત્ર હકીકત એ છે કે જુદા જુદા સમયે તેણે એવી રીતે દાવ નાખ્યા હતા કે માલેન્કોવ, મોલોતોવ, બુલ્ગાનિન જેવા ધરખમ વિરોધીઓનેય 'ગુનાના એકરારો'* કરવાની — સ્તાલિનયુગમાં સર્વ-

* આ ગુપ્ત હેવાલ પાર્ટી પરિષદમાં હાજર રહેલા ૧૫૦૦ પ્રતિનિધિઓમાં વહેંચાયો હતો. (પાછળથી જિલ્લા સમિતિના મંત્રીઓને પહોંચાડયો હતો.) પરંતુ એને અંગેની ચર્ચા બંધ બારણે થઈ હતી. કેટલાક વિવેચકોના મતે તે આખો હેવાલ કોંગ્રેસે પાસ કર્યો ન હતો. તેમાંની 'થિસિસ' જ પ્રસાર કરવામાં આવી હતી. × × જોકે એ હેવાલના અસ્તિત્વનો ખુદ ક્રુશ્ચોવે અને સોવિયેત નેતાઓએ સ્વીકાર નથી કર્યો. પરંતુ, એની નકલો ઇરાદાપૂર્વક વિદેશોમાં પહોંચાડવામાં આવેલી — પ્રગટ થાય તે હેતુથી જ...

* મોલોતોવે ૧૯૫૫માં સોવિયેત સંઘ વિષે એવું વિધાન કર્યું હતું કે ત્યાં "સમાજવાદી સમાજના પાયાઓ નંખાઈ ચૂક્યા છે." આ વિધાનમાં રજૂ કરેલો દાવો તો વરસો પૂર્વે સિદ્ધ થઈ ગયો છે: ૧૯૫૫માં સોવિયેત દેશ એનાથી ઘણો આગળ વધી ગયેલો છે; આ કારણે મોલોતોવનું નિવેદન "સૈદ્ધાન્તિક રીતે ભૂલભરેલું".

સાધારણ બનેલી—અત્યંત અપમાનજનક પદ્ધતિને વશ થવું પડ્યું હતું!

૩

૧૯૫૯માં પાર્ટીની ૨૧મી કૉન્ગ્રેસ મળી ત્યારે ક્રુશ્ચોવે અમેરિકાની માથાદીઠ આવકને અને કુલ આવકના ધોરણને ૧૯૭૦ સુધીમાં આંબી જવાનો નિર્ધાર જાહેર પણ કરી દીધો. અને ૧૯૬૧માં મળેલી ૨૨મી પાર્ટી કૉન્ગ્રેસ વખતે તો તેણે ભવિષ્ય ભાખી દીધું: "રશિયા ૨૦ વર્ષમાં કમ્યુનિસ્ટ સમાજની કક્ષાએ (એટલે કે દરેક વ્યક્તિ પોતાની શક્તિ મુજબ કામ કરે અને પોતાની જરૂર મુજબ ઉપભોગ કરે એવી ઉચ્ચ કક્ષાએ ?) પહોંચી ગયું હશે. ૧૯૮૦ સુધીમાં તો તમામ જાહેર સેવાઓ વિના મૂલ્યે મળતી હશે; દરેક કુટુંબને પોતાનો ફ્લેટ હશે. દરેકની માથાદીઠ સાચી આવક (ભાવવધારાને લક્ષમાં લઈને) ૧૯૬૦ કરતાં અઢી ગણી થઈ ગઈ હશે." વગેરે.

ક્રુશ્ચોવે પોતાના આ ઉત્સાહી વરતારા અંગે દાવો કર્યો હતો તેવો કશો જ વૈજ્ઞાનિક આધાર ન હતો. કારણ કે ક્રુશ્ચોવના શાસન દરમ્યાન ઉત્પાદન ૧૧ ટકાને બદલે સાડાસાત ટકા પર નીચે ઊતર્યું હતું અને જેના પર ક્રુશ્ચોવે ઘણો બધો ભાર મૂક્યો હતો તે રોજિંદી ઉપયોગી ચીજવસ્તુઓના ઉત્પાદનમાં ભારે ધબડકો થયો હતો—૧૦ ટકામાંથી માત્ર ૨ ટકા. રશિયાની પ્રજાને મન જે કેટલીક અતિશય ત્રાસદાયી સ્થિતિ જણાઈ છે તેમાંની એક મુખ્ય વસવાટના મકાનોની છે. એમાં પણ ક્રુશ્ચોવને ધારી સફળતા મળી ન હતી. અને ક્રુશ્ચોવ જેને પોતાની 'મશ્કલગી' ગણાવતો તે કૃષિ ક્ષેત્ર? ૧૯૫૮થી ૧૯૬૫ ના સાત વર્ષ દરમ્યાન તેણે ૭૦ ટકા જેટલી ભવ્ય ઉત્પાદન વૃદ્ધિની બડાશ હાંકી હતી, તેમાં ભારે નાલેશી સાંપડી હતી. વસ્તી વધારા કરતાંયે ઓછા પ્રમાણમાં વધારો થયો હતો (માત્ર ૧૭ ટકા)!

છે અને રાજકીય રીતે નુકસાનકારક છે," એવો દોષનો સ્વીકાર મોલોતોવ પાસે કરાવાયો હતો. વિશેષ નોંધપાત્ર હકીકત એ છે કે ઉપરના નિવેદન પછી આઠ મહિને, લાગ આવતાં, એની કાનપટ્ટી પકડવામાં આવી હતી!

આ વરસો દરમ્યાન ચીન સાથેનો ઝઘડો વધ્યો હતો. ચીને ક્રુશ્ચોવની નીતિને સુધારવાદી અને પ્રત્યાઘાતી શાહીવાદી ગણાવી હતી; તો ક્રુશ્ચોવે માઓ-નીતિને અંધસાહસવાદી ટ્રૉટ્સ્કીવાદી કહીને નિંદી હતી. પરિણામે સમસ્ત વિશ્વની કમ્યુ. પાર્ટીઓમાં અને સામ્યવાદી સત્તાઓમાં ભંગાણ શરૂ થઈ ગયું હતું. બીજી બાજુ, અમેરિકા સાથેની વધતી મૈત્રી પછીય ક્રુશ્ચોવથી નિરાંત રાખી બેસાય એવું ન હતું. અણુશસ્ત્રો અને પરંપરાગત સંરક્ષણ ખર્ચ પાછળના અઢળક ખર્ચમાં કાપ મૂકવાની ક્રુશ્ચોવની ધારણા વ્યવહારુ બને એમ ન હતી. આથી ૨૨ મી પાર્ટી કૉન્ગ્રેસ (૧૯૬૧ ઑક્ટોબર) માં તેણે શસ્ત્રઉત્પાદનમાં વધારો કરવાની જરૂરિયાત જણાવી હતી.

ક્રુશ્ચોવના વિરોધીઓ તો લાગ જોઈને જ બેઠા હતા. ૧૯૬૨ના માર્ચમાં સેન્ટ્રલ કમિટીમાં પહેલી જ વાર ક્રુશ્ચોવને નીચાજોણું થયું. સંરક્ષણ અને ભારે ઉદ્યોગોના ભોગે કૃષિને ઉપર લાવવાનો પોતાનો ઇરાદો નથી એવો એકરાર તેણે કરવો પડ્યો: હવે વધારે નાણાં કૃષિ ક્ષેત્રે મળવાનાં નથી એમ સ્પષ્ટ થયું......આનો અર્થ એ કે તે જેના જોર ઉપર વર્ષોથી કૂદતો હતો તે કૃષિ વિકાસનો આધારસ્તંભ જ ખસી રહ્યો હતો. ૧૯૬૩ માં ભયંકર દુકાળ પડ્યો હતો અને અનાજ પરદેશથી આયાત કરવું પડ્યું હતું! માંસ અને માખણ જેવી ખાદ્ય વસ્તુઓના ભાવોમાં, ૨૫ થી ૩૦ ટકાનો વધારો કરવો પડ્યો, એથી પ્રજામાં જે રોષ ધૂંધવાયો તેની સરખામણી ઘણાએ, સ્તાલિનયુગી ધૂંધવાટ સાથે કરી હતી. બીજી બાજુ અમેરિકા સાથેની શસ્ત્ર (અણુ અને પરંપરાગત)ની હોડમાં આગળ વધવા માટેય અઢળક ખર્ચ કરવાનું હતું.

બેઉ બાજુની વિટંબણા ટાળવા ક્રુશ્ચોવે એકાએક ટૂંકો-રસ્તો લીધો: ક્યૂબામાં અણુ શસ્ત્રોથી ભરેલાં જહાજો રવાના કરી દઈ, અમેરિકા સામે પોતાનું પહેલું નમતું કરવાનું મૂર્ખ સાહસ કરી નાખ્યું (૧૯૬૨), અને દુનિયાભરમાં બદનામી સહીને એ પગલું પાછું ગળી જવું પડ્યું! આથી, અને;

આ દરમ્યાન, ક્રુશ્ચોવે ઉદ્યોગો અને કૃષિ એ પ્રકારના ઉત્પાદનના આધારે પાર્ટીમાં બે ભિન્ન શાખાઓ ઊભી કરીને આખી પાર્ટીનો પાયો જ બદલી નાખ્યો હતો તેની સામે આકરી ટીકા થઈ હતી. ૧૯૬૪ સુધીમાં તો ચીન સાથેનો ઝઘડો ઉગ્ર બની ગયો હતો.

આ ધૂંધવાટને બીજી દિશામાં વાળવા ક્રુશ્ચોવે વળી સ્તાલિનવાદ સામેની ઝુંબેશની યુક્તિ અજમાવી. એવતુશેન્કોની કવિતા "સ્તાલિનના વારસદારો" અને સોલ્ઝેનિત્સિનની નવલકથા ('ઇવાન ડેનિસોવિચના જીવનનો એક દિવસ') પ્રગટ કરવા સંમતિ આપી.

પરંતુ, આ બધું જ મિથ્યા છે એવું જણાતાં ૬૯ વર્ષના ક્રુશ્ચોવે એવાય ઉદ્‌ગારો કાઢ્યા કે:

"સૌ કોઈ જાણે છે કે હું હાલ પાર્ટી અને સરકાર બંનેમાં જે સ્થાન ધરાવું છું તે સદાકાળ માટે રહી ન શકે.... જે નેતા સમાજમાંના વ્યક્તિના ફાળાને પોતાના અંગત હિતોમાં સીમિત કરે છે એ રંક નેતા ગણાય.... તમે જાણો છો કે હું હવે પેન્શન-લાયક ઉંમરે પહોંચી ગયો છું."

આ છતાં ક્રુશ્ચોવ ખરેખર નિવૃત્ત થવા માંગતો હતો એમ માની લેવાને કારણ નથી. પરંતુ, ૧૯૬૪માં પરિસ્થિતિ એટલી બધી બદલાઈ ગઈ કે સર્વત્ર પોતાના માણસો ગોઠવ્યા હોવા છતાં, પોતાની સામેના અંતિમ કાવતરાની તેને ગંધ પણ ન આવી. ઑક્ટોબરમાં "સહી સલામત" સમજીને તે આરામ માટે રજા ઉપર ઊતર્યો. એકાએક એને પ્રમુખમંડળની બેઠક માટેનો સંદેશો મળ્યો. ક્રુશ્ચોવ મીટિંગમાં હાજર થયો ત્યારે જ એને ખબર પડી કે એ તો એના ઉપર કેસ ચલાવવાની બેઠક હતી! જેને તેણે પોતાનો લેખ્યો હતો એ પોલિયાન્સ્કીએ સુસ્લોવની મદદથી કેસ તૈયાર કર્યો હતો. ક્રુશ્ચોવે જોરદાર બચાવ કર્યા પછી, બચી જવાની આશાએ, આખો કેસ સેન્ટ્રલ કમિટી સમક્ષ રજૂ કરવા માંગણી કરી. અગાઉ, ૧૯૫૭માં મોલોતોવ–માલેન્કોવે તેને હાંકી કાઢવા પ્રયાસ કરેલો ત્યારે, નિર્ણય પ્રમુખમંડળની બેઠકને બદલે સેન્ટ્રલ કમિટીમાં લેવરાવી પોતાની જાતને બચાવી લઈ, વિરોધીઓને ગુનેગાર ઠેરવી શકેલો. હવે સાત વર્ષે એની એ જ માગણીનું પરિણામ ઊલટું આવ્યું. અલબત્ત, ક્રુશ્ચોવ એટલો સદ્ભાગી કે બહુમતીએ એને સત્તામાંથી છૂટો કર્યો અને પાછલાં વર્ષોમાં શાંતિથી (!) જીવવા દીધો......

ક્રુશ્ચોવના વિરોધીઓનું આ છેલ્લું લોકશાહી પગલું, સ્તાલિનવાદની સરખામણીએ, ક્રુશ્ચોવવાદનું એક શુભ પ્રદાન ગણાવું જોઈએ–ક્રુશ્ચોવવાદનો વિજય લેખાવો જોઈએ.

## ૪

ક્રુશ્ચોવની ચોથી મોટી કામગીરી વિસ્તાલિનીકરણ (de-Stalinization) છે. ૧૯૫૬માં ૨૦મી પાર્ટી કૉન્ગ્રેસમાં તેણે સ્તાલિનનું ભૂંડું રૂપ ખુલ્લું પાડતાં કહ્યું:

"યુદ્ધ શરૂ થતાં તો પરિસ્થિતિ ઊલટી વધુ ગૂંચવાઈ. સ્તાલિન અગાઉ કરતાંય વધુ સ્વચ્છંદી, તુંડમિજાજી અને પાશવી બન્યો, ખાસ તો, દરેકે દરેક બાબતમાં વહેમીલો. પરપીડનની એની મનોવૃત્તિ માની ન શકાય એ હદે પહોંચી. × × × યુદ્ધ પૂરું થયા પછી તો દરેકે દરેક બાબતમાં, બીજા કોઈની અને કશાની પરવા કર્યા વિના તે એકલો જ બધા નિર્ણયો લેતો હતો."

ઘણા જાણકારોની દૃષ્ટિએ આ હેવાલમાં ક્રુશ્ચોવે સ્તાલિનનું આલેખેલું ચિત્ર સત્યની સરખામણીએ ઘણું જ આછકલું હતું. ધીમે ધીમે કરતાં જે હકીકતો બહાર આવી છે તેમાંની કેટલીકની નોંધ જ કરીએ તોય સ્તાલિનની અકથ્ય દાનવલીલાનો અંદાજ મળી રહેશે:

• બેથી ચાર કરોડ પ્રજાજનોને કેદ કરીને નારકી યાતનામાં ધકેલવામાં આવ્યાં હતાં, તેમાં અરધાથી વધુ સંખ્યા યુદ્ધોત્તર સમયની છે. દોઢેક કરોડને મોતને ઘાટ પહોંચાડ્યાં હતાં.

પાર્ટીની પૉલિટબ્યુરો (પાછળથી પ્રમુખમંડળ)માં ૧૯૧૯–૧૯૩૮ વચ્ચે લેનિન સાથે ૩૩ ઉચ્ચ-

કક્ષાના નેતાઓ સ્થાન પામ્યા હતા. તેમાંના ૧૮ જણાનું સ્તાલિને કાસળ કઢાવ્યું હતું; પાર્ટીની સેન્ટ્રલ કમિટીથી માંડી પ્રાંતિક અને શહેર સમિતિઓના કુલ સભ્યો (હજારો) માંથી ૮૫થી ૯૦ ટકાને 'લિક્વિડેટ' કરવામાં આવ્યા હતા. છેક, ૧૯૫૨-૫૩નાં વરસોમાંય સ્તાલિને અંતિમ કક્ષાના અત્યાચારો વિચારી રાખ્યા હતા. તેમાં 'બનાવટી' કેસો ઊભા કરીને સ્તાલિને પોતાના જે નિકટતમ સાથીઓને યમધામ પહોંચાડવાની પેરવી કરી હતી તેમાં હતા બેરિયા અને જૂના સાથીઓ; મોલોતોવ, વોરોશિલોવ, આન્દ્રેયેવ, કાગાનોવિચ, અને કદાચ મિકોયાન; ઉપરાંત હજારો જ્યૂ રાષ્ટ્રવાદીઓ, ટીટોવાદી છાપામાં આવેલા સેંકડો કાર્યકરો, અને પાર્ટી કાર્યકરોમાંના હજારો! આનો આરંભ ઇગ્નાતેવે (સ્ટેટ સિક્યુરિટી પ્રધાને) ૧૯૫૨માં કરી પણ દીધો હતો.

● રશિયાની ૨૦ કરોડ પ્રજામાંની અરધી સંખ્યા ૧૨૫ ભાષા બોલનારી, વિવિધ સ્વાયત્ત પ્રજાસત્તાકોમાં વસતી લઘુમતીઓ, હતી પરંતુ તેમને જીવનમાં સાચી સ્વાયત્તતા કદી જોવા મળી ન હતી. રશિયાની ફેડરલ રિપબ્લિક અને તેના પાટનગર મોસ્કોની જોહુકમી નીચે તે કચડાઈ રહી હતી. કૉકેશસના ચેચેન્સ અને ક્રિમિયાના તાતરોની આખી ને આખી પ્રજાને ઉચાળા ભરાવ્યા હતા! જ્યૂ પ્રજાને માથે તો હિટલરને યાદ કરાવે તેવાં મોત અને દમનનો લાંબો ઓથાર ઊતર્યો હતો.

● ગ્રામ વિસ્તારોમાંનાં 'સમૂહ' ખેતરોમાં જેમને ફરજિયાત જોતરવામાં આવ્યા હતા તે ખેડુઓ વરસો સુધી બેહાલ રહ્યાં હતા. આ ખેતરોમાં કયો પાક લેવો, કેટલો પોતાના ઉપયોગ માટે રાખવો, કેટલા ભાવે સરકારને વેચવો, તેના નિર્ણયો સમૂહ ખેતરના ખેડૂતોને હસ્તક નહિ, સરકારી અધિકારીઓને હસ્તક રહેતા—પરિણામે ખેડૂતોને ભયંકર શોષણ અને જીવલેણ ગરીબીમાં અને અંધતમાં જીવવું પડે તો ભલે! એણે તો શહેરોમાંના ઉદ્યોગ વિસ્તારો માટે અને સૈન્ય માટે "ભોગ" આપવાનો હતો.

સરકારી 'ટ્રૅક્ટર સ્ટેશનો'ની શુંગાલમાં આ સમૂહ ખેતરોને એવી રીતે મૂકી દેવામાં આવ્યાં હતાં કે એની પકડની બહાર સ્વતંત્ર રીતે એક પણ પગલું ભરી ન શકાય. પરિણામે, સમૂહ ખેતીમાંથી ખેડૂતોનો એટલી હદે જીવ ઊડી ગયો હતો કે તેમને અંગત ઉપયોગ માટે આપેલી અંધાએક એકરના વાડાઓમાંથી તેઓ જેટલી કમાણી કરતા હતા એટલી પેલાં જંગી ખેતરો પર નહોતી થતી. એવું જ દુધાળાં ઢોરની બાબતમાં બન્યું હતું.

● શહેરોમાં કામદારો—જેમને નામે આ ક્રાંતિ થઈ હતી એ વર્ગ—વિરાટ ઔદ્યોગિક વિકાસમાં માત્ર સ્ક્રૂ તરીકે ઉપયોગમાં આવવાનું હતું. ઉદ્યોગો-કારખાનાંમાં કામની પદ્ધતિ, પગાર નીતિ અને કામદારોના કાનૂની અધિકારો તથા ટ્રેડ યુનિયનના અધિકારો આ બધું કામદારોને માટે હિતકારી બનવાને બદલે ઊલટાં દમન અને શોષણનાં સાધન બની ગયાં હતાં: સરકારે નીમેલા અને પાર્ટીએ માન્ય કરેલા મૅનેજરો, વહીવટદારો તથા ટેક્નિશિયનોના કાબૂ નીચે કામદારો લાચાર બન્યા હતા.

● ઉદ્યોગોના અને લશ્કરના ઝડપી વિકાસ માટે પ્રચંડ મૂડી 'સંચય' આવશ્યક હતો. તે માટે મૂડીવાદી સમાજ કરતાંય અધિક શોષણ સોવિયેતનો કિસાન-કામદાર સહી રહ્યો હતો. એમ ચાર દાયકા સુધી નીચા જીવનધોરણમાં વેઠ કરતો રહ્યો હતો.

● ટેક્નિશિયનો, એંજિનિયરો અને વિજ્ઞાનીઓ તથા અન્ય બૌદ્ધિક વ્યવસાયમાં રોકાયેલાઓમાં જેઓ સરકારની જરૂરિયાત મુજબ કૉન્ફર્મિસ્ટ જીવન જીવી રહ્યા હતા, તેમનો એક સંપન્ન વર્ગ ઊભો થઈ ગયો હતો. મૂડીવાદી દેશોની જેમ ત્યાં પણ વર્ગ-શ્રેણીઓ વચ્ચેનું અંતર બેફામ વધ્યું હતું.

આ ઉપરાંત સ્તાલિનનો એક અતિ ભયંકર વારસો હતો વ્યાપક ભ્રષ્ટાચાર (blat)નો: સર્વસાધારણ રીતે જે જે દેશમાં માલની માગ કરતાં અછત વિશેષ હોય ત્યાં ભ્રષ્ટાચાર પ્રવેશે જ. પરંતુ વિખ્યાત સોવિયેતનિષ્ણાત ક્રૅન્કશૉના કહેવા પ્રમાણે તો સ્તાલિનયુગી રશિયામાં કાળાં બજાર જેટલાં વ્યાપક બન્યાં હતાં એટલાં ભાગ્યે બીજે

ક્યાંય હશે. ક્રેન્કશો કહે છે કે બહુ મોટી સંખ્યામાં લોકોને આડા ધંધા ઉપર જ મોટે ભાગે આધાર રાખવો પડે એવું રશિયા સિવાય બીજે ભાગ્યે હશે. અમુક સ્ટેશનની રેલવેની ટિકિટ લેવી હોય, મૉસ્કોમાં કે લેનિનગ્રાડમાં ભાડે મકાન જોઈતું હોય, વાયરલેસ સેટનો નવો વાલ્વ ખરીદવો હોય, સરકારી કચેરીમાં અમલદારની મુલાકાત લેવી હોય, blat વિના અશક્ય ! તમે ફિક્સર (fixer)ને સાધો એટલે જોઈતું મળી જાય, પતી જાય !

ઝારશાહી કરતાંય વધુ જડબેસલાખ તંત્રની પૂરી અસર સર્વત્ર વરતાઈ રહી હતી. પરંતુ તેના મૂળમાં પોતાની ગલત નીતિ છે એમ સમજવાને બદલે સ્તાલિન વધુ ને વધુ શંકાશીલ બનતો ગયો. સરકાર અને પાર્ટીના કાર્યકરો ઉપર જ વહેમાઈને, દેશની પ્રજાને જ બેવફા સમજીને, વધુ ને વધુ વ્યાપક ધોરણે દમનનો કોરડો વીંઝતો રહ્યો. લાખો નહિ, કરોડો કિસાનો—કામદારો—એંજિનિયરો—ટેકનિશિયનો અને કર્મચારીઓ એના ભોગ બન્યા. સ્તાલિન યુગના આ દાનવી દમનથી વ્યગ્ર બનતી ઊઠેલા પત્રકારો, કલાકારો, વિચારકો, શિક્ષકો અને વિજ્ઞાનીઓ, વિણાઈ વિણાઈને શ્રમછાવણીઓમાં ફેંકાતા રહ્યા. પરિણામે પ્રજાનાં દુઃખ-યાતનાને વાચા આપનારાનું જ અસ્તિત્વ લગભગ ભૂંસાઈ ગયું: એક ભયંકર રાષ્ટ્રવ્યાપી હતાશામાં દેશ ભીંસાઈ રહ્યો.

વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના વહેમ અને ભયે માણસ-માણસના સંબંધને કલુષિત દૂષિત બનાવી મૂક્યો. સરકારની નજરે વફાદાર દેખાવા સારુ વ્યક્તિ-વ્યક્તિ વચ્ચે દગો રમાતો રહ્યો. સૌ એકબીજાથી પરાયાં બની ગયાં...!

કેવો પૅરેડૉક્સ! સામ્યવાદની સ્થાપનાને મિષે સ્તાલિને સામ્યવાદી ક્રાન્તિના પાયો—કમ્યુનિસ્ટ પાર્ટી, સોવિયેત (પંચાયતો), ટ્રેડ યુનિયનો, કિસાનસંઘો, વ્યાવસાયિક મંડળો રૂપી પાયો—જ ખતમ કરી નાખ્યો! લશ્કરની વારંવાર "સફાઈ" કરીને તેને પણ પાંગળું બનાવી નાખ્યું. અંતે પોતાની વ્યક્તિગત અમર્યાદ સત્તા ટકાવી રાખવાના એકમાત્ર હેતુથી તેણે ગુપ્ત જાસૂસી તંત્રો રચ્યાં (NKVD: MVD: MGB: KGB) અને એના ઉપર પણ જાસૂસી કરે એવી અંગત ગુપ્ત ટુકડી રાખી! અને એ ગુપ્તચરોના વડાઓ ઉપર પણ વિશ્વાસ મૂકવાને બદલે તેમનેય એક પછી એક મારી નંખાવ્યા, ને તેમને સ્થાને નવા નિમાતા ગયા!

આવા આ મહાદાનવી યુગ દરમ્યાન જે બની ચૂક્યું હતું તેમાંથી આખી પ્રજાને બહાર કાઢવાનું કામ મહાભગીરથ હતું.

## ૫

સ્તાલિનયુગી ઓથારમાંથી બહાર નીકળવાના માર્ગનો ઇશારો ક્રુશ્ચોવે તેના ગુપ્ત હેવાલ પર બોલતાં કર્યો હતો:

"બિરાદરો, આપણે વ્યક્તિપૂજાનો પંથ નિર્ણાયક રીતે અને સદાને માટે ખતમ કરવો જોઈએ. × × × આપણે લેનિનના સિદ્ધાન્તો અનુસાર સામૂહિક નેતૃત્વના મુખ્ય સિદ્ધાન્તોને વળગી રહીને ઉપરથી નીચે સર્વત્ર, પાર્ટી સંગઠનનું ચીવટાઈથી પાલન કરવું જોઈએ. × × × સમાજવાદી લોકશાહી અને ક્રાંતિકારી (સમાજવાદી) કાનૂની પદ્ધતિનું ઉલ્લંઘન કરવાથી જન્મેલાં અનિષ્ટો પૂર્ણપણે સુધારવાં જોઈએ...."

ક્રુશ્ચોવે વ્યવહારમાં આથી ઊલટું જ કર્યું ન હતું? ૧૯૫૯ સુધીમાં તો તેણે ચાર સત્તાસ્થાનો પર ચડી ચીટકીને અઢળક સત્તા હસ્તગત કરી હતી: પાર્ટીનો પ્રથમ મંત્રી, પ્રમુખમંડળનો સભ્ય, વડો પ્રધાન; ઉપરાંત, એક નવો હોદ્દો: રશિયન પ્રજાસત્તાકની પાર્ટી બ્યુરોના વડા તરીકેનો. આ ઉપરાંત ક્રુશ્ચોવે તમામ મોટાં બધાં મહત્ત્વનાં સ્થાનો પર અને ત્યાં, પોતાના અનુચરોને બેસાડી દીધા હતા. સામાજિક-આર્થિક-રાજકીય જીવનનાં તમામ મોરચા પર પોતાની પકડ જમાવી હતી. વધુમાં, તેણે પોતાની પાર્ટી અને સરકારથી અલગ અને આગવી એક સેના પણ ઊભી કરી દીધી હતી, 'યુક્રેનિયનો'ની, જેની દ્વારા સલામતી અને લશ્કરી દળો ઉપર પણ પોતાનો કાબૂ રાખી શકે.

સ્તાલિનની શ્રમછાવણીઓની ભારોભાર નિંદા કરનારા અને લાખો કેદીઓને મુક્તિ આપવામાં આગળ પડતો ભાગ લેનારા ક્રુશ્ચોવે પોતે જ કેટલાક હઠીલા લેખકો-સર્જકોને ગાંડાની અસ્પતાલમાં ધકેલી દઈને પાઠ શીખવવાનો અભખરો સેવ્યો હતો (ખાસ કરીને ૧૯૬૩થી).

ક્રાંતિકારીઓની દૃષ્ટિએ અંતિમ કસોટીએ વિચારતાં સ્તાલિન અને ક્રુશ્ચોવ વચ્ચે ભાગ્યે જ કશો ભેદ રહે છે.

સ્તાલિને એક દેશમાં સમાજવાદનું સૂત્ર બુલંદ કરીને દુનિયાના અન્ય દેશોની ક્રાંતિ અને ક્રાંતિ માટેની તૈયારી તરફ ઉપેક્ષા સેવી હતી. ક્રાંતિકારી આંતરરાષ્ટ્રીય બિરાદરીનો અર્થ તેણે એવો ઘટાવ્યો હતો કે બીજાં રાષ્ટ્રોના કમ્યુનિસ્ટોની ફરજ રશિયાના વિકાસના સાધન તરીકે રહેવામાં જ સમાયેલી છે. અલબત્ત, આ એકપક્ષી વ્યવહાર હતો: પરંતુ "દુનિયાના પ્રથમ ક્રાંતિગઢને અચળ સુરક્ષિત રાખો"ના સૂત્ર દ્વારા તેનું બહુરૂપ ઢાંકી શકાયું હતું. બીજા વિશ્વયુદ્ધને અંતે રશિયા–અમેરિકા અને બ્રિટને સંતલસ કરીને એકની અસરવાળા પ્રદેશમાં બીજા કોઈએ દખલ ન કરવી એવી ગુપ્ત ગોઠવણ કરી લીધી હતી.

ક્રુશ્ચોવે પણ 'સહઅસ્તિત્વ'ની અને 'શાંતિમય આર્થિક હરીફાઈ'ની અને અમેરિકા જેવા શાહીવાદી ગણાતા દેશની સાથે 'મૈત્રી સંબંધ'ની સિફારસ કરીને પછાત રાષ્ટ્રોની ક્રાંતિઓ તરફ ઉપેક્ષા સેવી હતી અને આંતરરાષ્ટ્રીય કમ્યુનિસ્ટ પાર્ટીઓને પોતાની વિદેશનીતિનું સાધન બનાવી હતી. કમ્યુનિસ્ટ દેશોનું, રશિયાની આબાદી માટેના સાધન લેખીને, સંસ્થાનવાદી શોષણ જ કર્યું હતું.

ક્રુશ્ચોવ ખરેખર સ્તાલિનની જેમ વર્ત્યો હતો? હા, 'ટેરર' તથા 'મર્ડર' સિવાયના માર્ગે ઘણી બધી સત્તા હાંસલ કરવામાં તે રચ્યોપચ્યો રહ્યો હતો. પણ આ જેવોતેવો ભેદ ન હતો.

કેન્ક્રૉની માન્યતા એવી છે કે ક્રુશ્ચોવ સ્તાલિનની જેમ કેવળ સત્તાનો ભૂખ્યો હતો એમ કહેવું પૂરતું નથી. કારણ કે તે 'સત્તા ખાતર સત્તા'નો જીવ ન હતો. અલબત્ત, સત્તા તેને પસંદ હતી. પણ એનાથી વિશેષ તેણે જે કામ પાર પાડવું હતું તે માટે તેને સત્તા અનિવાર્ય જણાતી હતી. અને તે જે કામ પાર પાડવા માગતો હતો તે રશિયાની કાયાપલટનું હતું... દુનિયામાં સોવિયેત દેશ માથું ઊંચું રાખી સૌથી આગળ ઊભો રહી જાય એ એનો મનોરથ હતો.

હા, ઘણી બધી રીતે ક્રુશ્ચોવ સ્તાલિનથી જુદો હતો: સ્તાલિન તેના લાંબા શાસનકાળ દરમ્યાન રશિયા બહાર ગયો ન હતો. ક્રાંતિ પૂર્વે તે સાઇબીરિયામાં કેદ હતો અથવા અન્યત્ર ગુપ્તવાસમાં હતો. ક્રાંતિ થયા બાદ દેશને દુનિયાથી અળગો રાખીને, તેને પછાત દશામાંથી બહાર લાવવા એકાગ્ર ભાવે મંડ્યો રહ્યો હતો. મૂડીવાદ અને શાહીવાદના સંપર્કમાત્રથી તે ભડકતો હતો. સામ્યવાદી યુગોસ્લાવિયાના ટીટોની સામેય એટલી હદે દુશ્મનાવટ દાખવી હતી કે ફરીથી યુગોસ્લાવિયા સાથે મૈત્રી સંબંધો સ્થાપવાની વાત તો દૂર રહી, પણ પોતાના દેશના અસંખ્ય માનવીઓને 'ટીટોવાદી' ગણાવીને સ્તાલિને રેંસી નાખ્યા હતા.

ક્રુશ્ચોવ એટલું સમજી ચૂક્યો હતો કે રશિયાને દુનિયાથી અલાયદું રાખીને કશું જ સાધી શકાવાનું નથી — બલ્કે, અન્ય રાષ્ટ્રોની વિકાસ પદ્ધતિઓનો અભ્યાસ કરીને લેવાય તેટલો લાભ લેવો પણ જરૂરી છે, તેમાં જ શાણપણ છે. અને ક્રુશ્ચોવને એની પણ ખાતરી હતી કે, સર્વનાશી પરમાણુ શસ્ત્રોના યુગમાં સશસ્ત્ર ક્રાંતિ દ્વારા અને યુદ્ધ દ્વારા કશું ધ્યેય સિદ્ધ થવાનું નથી; વૈચારિક અને આર્થિક હરીફાઈ વર્ગયુદ્ધનાં સાધન બની શકે એમ છે. વળી, તેણે સાથી નેતાઓ (શરૂમાં મોલોતોવ, કાગાનોવિચ, વોરોશિલોવ) અને પાર્ટી કાર્યકરોના વિરોધ છતાં ટીટો સામેની દુશ્મની દૂર કરીને, દોસ્તીનો સંબંધ બાંધ્યો. આ જ એ ક્રુશ્ચોવ હતો કે જેણે ૧૯૪૮–૫૧ દરમ્યાન ટીટોને "શાહીવાદના કુત્તા" તરીકે ભાંડ્યો હતો; કેટલાય દેશવાસીઓને

"ટીટોવાદી ગુંડાઓ" તરીકે સતાવ્યા હતા. પાછળથી તેણે બધો દોષ બેરિયા જૂથના 'શાહીવાદી જાસૂસો' ને ગણાવીને ટોપી ફેરવી લીધી હતી.

સ્તાલિનના ચિત્તમાં કદાચ એક મહાન શાસકથી વિશેષ કશો મનોરથ નહિ હોય ત્યારે ક્રુશ્ચોવના મનમાં આ વરસોમાં એક પ્રચંડ ખ્યાલ જોર કરી રહ્યો હતો; પોતાના જીવનકાળ દરમ્યાન તે રશિયાને, અમેરિકાનો બરોબરિયો સમૃદ્ધ દેશ બનાવી દેવા ઝંખતો હતો. અને તે માટે તે બધું કરી છૂટવા મથતો હતો.

૬

ક્રુશ્ચોવ મોલોતોવ અને માલેન્કોવ કરતાં સાવ જુદી માટીનો હતો. તેને સરકારી નોકરશાહો, કારખાનાં અને સમૃદ્ધ ખેતરોના મૅનેજરો તથા ટૅકનિશિયનો ઉપર આધાર રાખીને પ્રજાને ઉત્સાહિત કરવાનું અશક્ય લાગતું હતું. એ કહેતો કે આ વર્ગોમાં સુમેળતાની શક્તિ જ નથી. અને એ જાણતો હતો કે એમની દ્વારા કામ પાર પાડવા જતાં ધાક, દમન, જુલમનો રાહ લીધા વિના આખી પ્રજાને જોતરવાનું શક્ય નથી. એની દૃઢ પ્રતીતિ હતી કે આનો ઉપાય —બીજો વિકલ્પ— એક છે: નીચેથી ઉપર સુધી પાર્ટીને અને સોવિયેતો(પંચાયતો)ને પુનર્જીવિત કરવી. સ્તાલિન યુગમાં ભલે પાર્ટી અને સોવિયેતો બદનામ બની હોય, ભલે મૃતપ્રાય બની હોય, પરંતુ ઔદ્યોગિક વિકાસની સાથે વધતા જતા અને સ્તાલિન યુગમાં ખાઈ બદેલા — ઘણી વાર તો પાર્ટીની અંદર ઘૂસી બેઠેલા "કેરિયરિસ્ટો"—ને વશ કરવાનું પાર્ટી દ્વારા જ થઈ શકશે.

જોકે, ક્રુશ્ચોવનું બૌદ્ધિકો પ્રત્યેનું વલણ સાવ અણઘડ હતું. અને લેખકો-કલાકારોના કલેવર સમજવા જેટલી એની ગુંજાયશ પણ નહિ. માલેન્કોવની જેમ ક્રુશ્ચોવ બર્ન્સ અને હોરેસ વાંચી કે ટાંકી શકવા અસમર્થ હતો. ક્રુશ્ચોવના સ્વભાવમાં જ કલા અને કવિતા, સાહિત્ય અને સંગીતનું સ્થાન નહિવત્ હતું. આમ છતાં રશિયામાંના જે સર્જકોની દુનિયામાં વાદ વાદ થઈ શકે એમ હોય તેમને દેશમાં અને દેશ કરતાં વિદેશના પ્રવાસ દરમ્યાન તે ઘણી બધી વધુ છૂટછાટો આપતો; ઉત્તેજન પણ આપતો. પરંતુ એની મર્યાદા તરત આવી જતી. મૉડર્ન પેઇન્ટિંગ જોતાં તે અકળાઈ ઊઠતો. અને ત્યારે, તેનાં અણઘડ વેણોમાં એનું પોત પ્રગટ થતું....

ક્રુશ્ચોવનો હિસાબ સાદો હતો, અને કામમાં તે ઉતાવળો હતો. ઘણી બધી સમિતિઓ અને કમિશનો દ્વારા કામ કરવા જતાં કામ ગૂંચવાય છે એવો અનુભવ થતાં તેણે અનેક સમિતિઓ અને કમિશનો વિખેરી નાખ્યાં હતાં, અને 'વિકેન્દ્રિત' રચના ઉપર ભાર મૂક્યો હતો. ૧૯૬૧માં ૨૨મી પાર્ટી કોંગ્રેસમાં 'પાર્ટી પ્રોગ્રામ'માં એ વાત પણે સ્પષ્ટ કરી હતી કે સામ્યવાદનો ભૌતિક અને ટેકનિકલ પાયો જ પાર્ટીની જનરલ લાઇનનો પાયો હોઈ શકે. અને બીજે વરસે તેણે આર્થિક કાર્યો માટે પાર્ટી-સંગઠનને વધુ અનુરૂપ બનાવવા કોશિશ પણ કરી હતી, જોકે આને લીધે ઉદ્યોગો અને કૃષિ, એમ બે શાખાઓમાં આખી પાર્ટી વહેંચાઈ ગઈ હતી. એટલું જ નહિ પણ રાજ્યતંત્ર પણ આ રીતે વિભાજિત થયું હતું.

એકંદરે ક્રુશ્ચોવના શાસન દરમ્યાન પાર્ટીનું સંગઠન મજબૂત બન્યું. પરંતુ વૈચારિક-સૈદ્ધાન્તિક રીતે બોદું! ક્રુશ્ચોવ પોતાને સાધારણ ખેડૂત તરીકે ઓળખાવતો હતો ને 'પ્રૅક્ટિસિસ્ટ' (practicist) તરીકે ગૌરવ લેતો હતો. તેનું મંતવ્ય સાદું હતું:

> "હું માનું છું કે બીજા બધા કરતાં જો કશાનું વધુ મહત્ત્વ હોય તો તે વ્યવહાર (પ્રૅક્ટિસ)નું છે. માર્કસવાદી સિદ્ધાન્તે અમને સત્તા જીતવામાં અને એને સંગઠિત કરવામાં મદદ કરી છે. આ મેળવ્યા પછી આપણે પ્રજાને સારું ભોજન મળે, સારાં વસ્ત્ર મળે, અને સારાં મકાન મળે તે માટે મદદ કરવાની છે. તમે સિદ્ધાન્તને તમારા સૂપમાં કે કપડાંમાં નાખી શકતા નથી. ૪૦ વર્ષના સામ્યવાદને અંતે, જો પ્રજા પાસે દૂધનો પ્યાલો કે પગનાં જૂતાં ન હોય તો તે માની નહિ શકે કે સામ્યવાદ સારી વસ્તુ છે — ભલે પછી તમે

તેમને ગમે તે બોધ આપતા રહો." (૧૯૫૭)

જોકે, ક્રુશ્ચોવનો આ અભિગમ એના અનેક બૌદ્ધિક સાથીઓ (મોલોતોવ, માલેન્કોવ)ને મન ત્રાસજનક રીતે અણધડ હતો. પરંતુ ત્યારે ક્રુશ્ચોવ થોડાં વરસમાં રશિયાને અમેરિકાની સરસાઈમાં મૂકી દેવાની ધૂનમાં હતો. અને સ્તાલિનની 'ટેરર' 'મર્ડર' પદ્ધતિ વિના એ આ સિદ્ધિ હાંસલ કરવા માગતો હતો.

૭

ફ્રેન્કલેન્ડ કહે છે તેમ ક્રુશ્ચોવ સામે ત્રણ મુખ્ય સમસ્યાઓ હતી: તેનું સ્વરૂપ કંઈક આવું હતું: (૧) રશિયાનો સર્વ ક્ષેત્રે જે પ્રચંડ વિકાસ થઈ રહ્યો છે તેના સંદર્ભમાં અગાઉના કરતાં ઘણી વધુ સ્વતંત્રતા અને પહેલ કરવા માટેની પ્રેરણા આવશ્યક છે. પરંતુ એવી સ્વતંત્રતા અને છૂટછાટો જેમ જેમ અપાતી જાય છે તેમ તેમ પાર્ટીનો કાબૂ ઓછો થતો જાય છે! અને પાર્ટીનો કાબૂ એક પછી એક ક્ષેત્રેથી અને એક પછી એક જૂથ—વ્યક્તિ ઉપરથી હટતો જાય તો 'સામ્યવાદ' જેવું કશું ટકે ખરું? (૨) કમ્યુનિસ્ટ વિશ્વનો વિકાસ થતો જશે તેમ તેમ દરેક દેશને પોતાની આગવી શૈલી હોવાનું જરૂરી બનવાનું જ અને તેના પ્રમાણમાં સોવિયેત રશિયાની પકડ ઢીલી પડવાની. આમ જ જો ચાલ્યું તો આંતરરાષ્ટ્રીય સામ્યવાદ જેવું કશું રહેશે ખરું? (૩) અણુશસ્ત્રોના યુગમાં યુદ્ધ સર્વનાશી બનશે. એ જોતાં, શાંતિમય સહઅસ્તિત્વની નીતિ સાચી છે. પરંતુ જો સામ્યવાદે મૂડીવાદને શિકસ્ત આપવાની જ હોય તો આજનું 'સ્ટેટસ કો' બદલાવું જ જોઈએ. કેવળ શાંતિમય હરીફાઈ પર ક્યાં સુધી આધાર રખાય? દરમ્યાન 'શાહીવાદ' ફટકો મારી બેસે તો? આથી સહઅસ્તિત્વનો અને 'સ્ટેટસ કો'નો અર્થ મૂડીવાદ કરે છે એનાથી જુદો જ હોઈ શકે. વિદેશોમાં જરૂર મુજબ એજન્ટો, જાસૂસો અને કમ્યુ. પક્ષો દ્વારા કાવતરાં, હથિયારો અને નાણાં દ્વારા પરસ્થિતિ પલટવું રહે. પરંતુ એમ કરવા જતાં ક્યૂબા જેવી ઘટનાઓ બની જાય! અને ત્યારે યુદ્ધ કે પીછેહઠ: સમય વરતીને વર્તવું પડે!

આ ત્રણે સમસ્યાઓને અનિવાર્ય રીતે આંતરવિરોધી માનનારા કમ્યુનિસ્ટ નેતાઓ 'જરૂર' મુજબ એક છેડેથી બીજે છેડે 'જવું પડે' તો જઈનેય 'બૅલન્સ' સાચવવા મથે છે. હકીકતે, સામ્યવાદના મૂળભૂત અભિગમે પેદા કરેલી આ સમસ્યાઓ છે: અભિગમ અંગેના મૂળભૂત પરિવર્તન વિના આ સમસ્યાઓનો ઉકેલ શક્ય નથી. અને મહાન કમ્યુનિસ્ટ સત્તાના સર્વોચ્ચ નેતા પાસે આવી અપેક્ષા રાખવી અશક્ય છે; એમ સમજીને આપણે ક્રુશ્ચોવની કારકિર્દીનું મૂલ્યાંકન કરીએ તો, બીજા અનેક કરતાં એની સિદ્ધિને બિરદાવવી રહે...

ખૂબીની વાત તો એ છે ક્રુશ્ચોવે જે મર્યાદિત પરિવર્તન આણ્યું તેનાં પૂરાં ભાવિ પરિણામોની તેને સમજ ન હતી. કદાચ એવી સમજ પહેલાંથી હોત તો એ આટલીય હિંમત કરત કે કેમ એ સવાલ છે. વળી, એક રીતે તો ક્રુશ્ચોવના કેટલાક દુર્ગુણો—ધાડસ, દૂરદેશીનો અભાવ અને દાદાગીરી—તેના માથે ઠોકાયેલ અત્યંત કઠોર કર્તવ્યોમાં મદદરૂપ પણ થયા છે. આ વિના સ્તાલિન સામે સોંસરો પ્રહાર ઝીંકવાનું શક્ય જ બન્યું ન હોત; અને સ્તાલિનયુગી દુર્દશાને ધરમૂળથી બદલવાનું સાહસ પણ ખેડ્યું ન હોત; શાંતિમય, હરીફાઈયુક્ત સહઅસ્તિત્વની કલ્પનાને મૂર્તરૂપ આપવા અમેરિકા દોડી પહોંચવાની હિંમત ન કરી હોત.

ફ્રેન્કલેન્ડ સાચું જ કહે છે કે ક્રુશ્ચોવ એના દેશને અને વિશ્વને અગાઉનાં વર્ષોની સરખામણીએ ઘણી સારી સ્થિતિમાં મૂકતો ગયો છે.

'ક્રુશ્ચોવ રિમેમ્બર્સ" ગ્રંથના પ્રવેશકમાં, અંતે, એડવર્ડ ક્રેન્કશૉએ જે આશા સેવી છે તે અસ્થાને નથી:

"ક્રુશ્ચોવની એક મહાન સિદ્ધિ એ હતી કે, અવારનવાર બાંયો ખખડાવવા છતાં, ધમકીઓ આપવા છતાં, છેતરપિંડી આચરવા છતાં, અને હિંસક રૂપ દાખવવા છતાં, સ્તાલિનવાદી કોચલામાંથી તે બહાર આવ્યો હતો. અને એણે એક વાતની પશ્ચિમી દુનિયાને આશા બંધાવી કે તે પોતે સહઅસ્તિત્વની જે મર્યાદિત વિચારણા કરતો થયો હતો

તેના કરતાં વધુ પૂર્ણ' એક દિવસ સિદ્ધ થઈ શકશે. ."

ક્રેન્કશૉ એ સેવેલી ધારણા અને ફ્રેન્કશૉએ સેવેલી આશા સાથે ઘણે અંશે સંમત થયા પછી ક્રુશ્ચોવનું અંતિમ મૂલ્યાંકન બીજી રીતે પણ થઈ શકે:

ક્રુશ્ચોવ એક વાત બરાબર સમજી ગયો હતો. ૧૯૫૫માં ઇન્ડોનેશિયાના વિદેશ મંત્રી ડૉ. સુબાન્ડ્રીઓને તેણે કહેલું: "સ્તાલિન તો દેવ હતો; એ માનવીઓ અને વસ્તુઓ બનાવીને મિટાવી શકતો હતો; અમારું એ ગજું નહિ. . ." એક બીજા પ્રસંગે, એક બીજા પરદેશી સાથે વાત કરતાં આ વાત બીજી રીતે તેણે ઉચ્ચારેલી. "અમારા પંદરે (નેતાઓ)-ને એકસાથે સળંગ ગોઠવો તોય સ્તાલિન નહિ બને. . ." આ બધા છતાં, વામન ક્રુશ્ચોવનાં વલખાં "વિરાટ સ્તાલિન" સમાં હતાં! આપણે એને કરુણતા કહીશું?

કરુણતા એ વાતની નથી કે ક્રુશ્ચોવ વામન હતો. અને એણે વિરાટનાં વલખાં માર્યાં; કરુણતા એ માટે છે કે સ્તાલિનના તમામ વારસદારો મળીને જે કરી શક્યા હોત તે તેમણે ન કર્યું . . . કદાચ, ક્રુશ્ચોવથી ઘણું બધું થઈ શક્યું હોત. પરંતુ એય એનાં વિરાટ વલખાંમાં ઊધલી પડ્યો! કારણ?

કરુણતા એટલા માટે કે, સ્તાલિનના વારસદારોમાંનો એકેએક હત્યાકાંડમાં મદદરી સીધી રીતે, અને અલ્પાંશે આડકતરી રીતે, મંડાવાયેલો હતો; સૌના હાથ ખૂનથી ખરડાયેલા હતા: કોઈના વધુ કે કોઈના ઓછા. એનું પ્રાયશ્ચિત્ત પ્રજા આગળ કરીને જ તેઓ તેમનું રહ્યુંસહ્યું "દૈવત" બતાવી શક્યા હોત. પરંતુ, અઘોર પાપમાંથી બહાર આવવાને બદલે તેમણે પોતાની જાતને બચાવી લેવાનો જ વિચાર રાખ્યો. પરિણામે, અર્ધસત્યો દ્વારા પ્રજાને ઉધાવી દઈને, ઉપરછલ્લા સુધારાઓ દ્વારા પ્રજાને પટાવીને, નવેસરથી પોતાની પકડ ચાલુ રાખવા જ સૌ મથતા રહ્યા.

સામૂહિક નેતાગીરીના દંભી દાવા-દેખાવ નીચે તેમણે સૌએ પોતાના જૂથનાય નહિ: (જૂથ જેવું સ્તાલિને રહેવા જ દીધું ક્યાં હતું?) પોતાના કેવળ વ્યક્તિગત હિત અર્થે (તત્કાલ હિતથી માંડી, મહાન સત્તાધારી તરીકે નામના કમાઈ લેવામાં) સૌ મંડ્યા રહ્યા . . . આ છતાં, ક્રુશ્ચોવ જેટલે અંશે આ બધાથી ઉપર—વિશાળ હેતુ સાથે ઓતપ્રોત થતો રહ્યો હતો તેટલે અંશે, આડકતરી રીતેય, ભાવિનું જે કંઈ હિત તેના હાથે સધાયું છે, એ પણ ઇતિહાસની બલિહારી છે.

ક્રુશ્ચોવે સ્તાલિનવાદની જડ ઉખાડતાં ૨૦મી સદીના સામ્યવાદી વ્યવહારનો બુરખો ચીરી નાખ્યો છે. ૨૦મી કોન્ગ્રેસ પછીના દોઢ દાયકા દરમ્યાન, ક્રુશ્ચોવે પોતે નહિ કલ્પ્યું હોય એવું પરિણામ તેના ગુપ્ત હેવાલે આપ્યું છે. દુનિયામાં હવે એકછત્રી—(monolithic) સામ્યવાદને માટે કોઈ અવકાશ રહ્યો નથી. એકકેન્દ્રી (uni-centric) સામ્યવાદી નેતાગીરીને સ્થાને હવે બહુ-કેન્દ્રી (polycentric) નેતાગીરી જન્મી ચૂકી છે. આંતરરાષ્ટ્રીયતાનો વાઘો પણ ચિરાઈ ગયો છે. દુનિયાભરની સામ્યવાદી સત્તાઓ હવે પોતપોતાના રાષ્ટ્રીય હિતનો જ સર્વપ્રથમ વિચાર કરીને વર્તે છે—રશિયા કે ચીન કે બીજા જે કોઈને જે કાંઈ નુકસાન ભલે થાય!

વધુમાં સામ્યવાદને નામે જે ભવ્ય ઉદાત્ત યુટોપિયાનું આકર્ષણ હતું તે હવે ખતમ થયું છે; કેમ કે મૂડીવાદી સમાજની જેમ સામ્યવાદી સમાજ પણ અનેક ભયંકર દૂષણોથી ખદબદી રહ્યો છે એ વાત હવે પુરવાર થઈ ચૂકી છે. ખરે જ, વામન ક્રુશ્ચોવનાં વિરાટ વલખાં જગતના ઇતિહાસમાં બોધપાઠ સમાં બની રહેશે.

## સંદર્ભ ગ્રંથો

KHRUSHCHEV'S RUSSIA: Edward Crankshaw (1959)
KHRUSHCHEV: George Poloczi-Horvath (1960)
KHRUSHCHEV: Mark Frankland (1966)
WAS STALIN NECESSARY? Alce Nove (1964)
THE GREAT TERROR: Robert Conquest (1968,-1971)
KHRUSHCHEV REMEMBERS: —(1971)

# 'વિશ્વમાનવ' ('૭૦–'૭૧): ઊડતી નજરે

### સંવિવાદ

'સમાજવાદ: પુનર્વિચાર / રામમનોહર લોહિયા રાષ્ટ્રીય લોકશાહી મંચ/ લોકશાહીની કટોકટી (પાંચમી ચૂંટણી પ્રત્યાઘાતો)/ પાંચમી ચૂંટણી અને ભારતીય રાજકારણ

### સાહિત્ય-ચર્ચા

વેઇટિંગ ફોર ગોદો/વાલેરી : મેન્દ્રિય પ્રતાનો કવિ પિરાન્દેલો અને હેન્રી ચોથો/ અનન્ની (સુંઝાન સોમ્ટાગ)/ બે ભિન્ન દૃષ્ટિકોણ (અજ્ઞ સર્જક સંપૂર્ણ)

### રાજકારણ

અમેરિકા-ચીનની નવી ધરીના સંકેતો/ ભારતરૂસ કરાર : પાયાની વિચારણા

### અભ્યાસ

પ્રાગ્વૈદિક આર્યોની ભાષાના અવશેષો : હરિવલ્લભ ભાયાણી/ રાજકીય વિકાસની વિભાવના અને સ્વરૂપ : લુસિયન પાઇ

### કવિતા

નિકોલો સોપ/ શરતકુમાર મુખોપાધ્યાય જગન્નાથ ચક્રવર્તી/ જીવનાનંદ દાસ/ જ્યોતિર્મય દત્ત/નીરેન્દ્રનાથ ચક્રવર્તી/ ઉશનસ/આદિલ મન્સૂરી/ હરિકૃષ્ણ પાઠક/ રામાનુજ/રમેશ પારેખ/ પવનકુમાર જૈન...

### વાર્તા

વિલંબિત મૃત્યુ: પૌલ શાલ્ફુક/ ઠચ્ચાનું મૂલ્ય: બુદ્ધદેવ ગુહ/ સમય પસાર કરવો છે: મોરાવિયા રવિવાર: સુવર્ણા/ છિનાળ: ભૂપેશ અધ્વર્યુ/ વાડી: પૌલ બાઉલ્સ

### લઘુનવલ

વજીરનો હાથી : ઇવો આન્દ્રિચ અનુ. જયન્તિ દલાલ

### નવી કેડી

મેન્દરુભિમના ક્રમશઃ પ્રગટ થતી આત્મકથા

### એ પનોતું એક વરસ

સ્તાલિનપુત્રી સ્વેતલાનાના સ્મૃતિસંવેદનો : નિરૂપણ: સુભદ્રા ગાંધી

### ઊહાપોહ

પાઠ્યપુસ્તકોનું નોકરશાહીકરણ

### વિશેષાંક

ગાંધી : બાંગલા આંદોલન

### નગર અને નાગરિક

આપણે અને અમદાવાદને શું? : યજ્ઞેશ ભટ્ટ
અમદાવાદ ૧૯૮૦ : જયન્તિ દલાલ

### પ્રવૃત્તિ ને પડઘા

અધ્યાપકોનું આંદોલન/અમદાવાદ અને ભિવંડી/ લોકશાહી મોરચો અને સમાજવાદની 'મિથ'/ સાહિત્યને લગતાં સરકારી ઇનામો/ સોલ્ઝેનિત્સિનને નોબેલ પારિતોષિક/ ગવર્નરનો 'રોલ'/ વિકાસતો સમાજ અને લશ્કર/ સમાજવાદી એકતા/સાર્ત્રનું પત્રકારત્વ તાગોરકરની ચિરવિદાય

### ફિલ્મ

કંકુ/ સત્યકામ/ પ્રતિદ્વન્દ્વી/ ભુવન સોમ/આનંદ, સારા આકાશ

# વિશ્વમાનવ

માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક
૧૯૭૧ નવેમ્બર: વાર્ષિક રૂ. ૧૨; છૂટક રૂ. ૧.૫૦
૧૩૧



ડૉ. નરસિંહ મૂ. શાહ
(૧૮૯૯-૧૯૭૧)

# અનુક્રમણિકા

# અભિવ્યક્તિની ચરિતાર્થતા*

આ સૃષ્ટિ ઉપરનાં પ્રાણીઓ — નાનીમોટાં કીટક, પંખી, પશુ — કીડીથી માંડી કુંજર — પોતાના અસ્તિત્વની નાનીમોટી જરૂરિયાત કોઈ ને કોઈ પ્રકારે પ્રગટ કરતાં હોય છે. આગળ વધીને આપણે એવું વિધાન પણ કરી શકીએ કે આ પૃથ્વી ઉપર અને બ્રહ્માંડની અન્ય સૃષ્ટિઓમાં સુધ્ધાં, જ્યાં જ્યાં પારસ્પરિક જીવન-વ્યવહારનો અલ્પતમ આરંભ થયો હશે ત્યાં સર્વત્ર કોઈ ને કોઈ પ્રકારની અભિવ્યક્તિની આવશ્યકતા અનિવાર્ય બની હશે. મનુષ્યસમાજમાં શિશુ તેના જન્મ સાથે રુદન, અવાજ અને અંગોના હલનચલન દ્વારા એની જરૂરિયાતો સહજ રીતે પ્રગટ કરતું હોય છે; અને જન્મથી અંધ, બધિર અથવા મૂક માનવી માટે પણ એમ જ છે.

ટૂંકમાં, અભિવ્યક્તિ એ સજીવસૃષ્ટિના સામૂહિક અસ્તિત્વની એક અનિવાર્ય આવશ્યકતા છે. પરંતુ, અભિવ્યક્તિના અગણિત પ્રકારોની આ કક્ષા પ્રાથમિક છે, કેમ કે, એક તો, એ તાત્કાલિક હાજત, જરૂરિયાત પૂરતી સીમિત છે, અને બીજું એ કે એ સહજ-સ્ફૂર્ત (instinctive) છે.

આપણે અહીં 'અભિવ્યક્તિ' શબ્દનો જે પ્રયોગ કરી રહ્યા છીએ અને કરવા ઇચ્છીએ છીએ તે ઉપરના 'ઉલ્લેખો' કરતાં પ્રકારભેદે જ નહિ, કક્ષાભેદેય ભિન્ન છે. દા.ત. ચિત્ર, શિલ્પ, સંગીત, નૃત્ય જેવી મનુષ્યની આંતરિક ચેતનાના આવિષ્કારસમી લલિત કલાઓ દ્વારા માનવી જે અભિવ્યક્તિ કરે છે તે તેની સ્થૂલ અને બાહ્ય અસ્તિત્વની — શારીરિક હાજતોની જરૂરિયાત નથી. તે જે અભિનિવેશ-આસક્તિ, અજંપો પ્રગટ કરે છે તેમાં તો મનુષ્યની આંતરિક આવશ્યકતાનો આવિર્ભાવ છે. જોકે, આ પ્રત્યેક કલાનો પ્રકાર ભિન્ન છે, અને પ્રગટ કરવાની શૈલી અને તેનાં ઉપાદાનો પણ ભિન્ન છે. ચિત્રમાં રેખા અને રંગ, શિલ્પમાં ટંકારેલી આકૃતિ, સંગીતમાં આલાપ-સ્વર અને નૃત્યમાં મુદ્રા અને અંગભંગી મુખ્ય છે. આ બધાં વચ્ચે પ્રકારભેદ હોવા છતાં તે સર્વ 'સર્જન' છે.

ટૂંકમાં, પ્રાથમિક કક્ષાએ (પ્રાણીમાત્રની બાહ્ય જરૂરિયાતની કક્ષાએ) સહજસ્ફૂર્તતા (instinct) મુખ્ય હતી. અહીં અંતઃસ્ફૂર્તિ (intuition) મુખ્ય છે, એકમાં પ્રાથમિક કક્ષાએ વર્તન મુખ્ય હતું, આ બીજી કક્ષાએ સર્જન મુખ્ય છે. એકમાં બાહ્ય વ્યાપાર છે, બીજામાં આંતરિક આવિષ્કાર.

---

* મુખ્ય મુદ્દાઓ તા. ૨-૧૧-૭૧ ના રોજ બાલાસિનોરમાં ગુજરાત યુનિ૰ સંચાલિત શિબિરમાંના વાર્તાલાપમાં રજૂ કરેલા તે અહીં વ્યવસ્થિત રૂપે.

'આપણે અહીં મુખ્ય વાત તો 'લેખિત અભિવ્યક્તિ'ની કરવાના છીએ.

લેખનનો ઉપયોગ હજારો વર્ષ પૂર્વેથી થતો આવ્યો છે. લેખિત સંકેતોથી માંડીને અદ્યતન લિપિઓ સુધીનો ઉપયોગ બાહ્ય વ્યવહાર-વ્યાપાર માટે (આરંભમાં હિસાબ- અને યુદ્ધ-નોંધથી શરૂ કરીને અદ્યતન ભૌતિકવિજ્ઞાનો, સંશોધનો, વિવેચનો માટે) થતો રહ્યો છે. આપણે અહીં એ પ્રકારોને યાદ રાખીને ચિંતન-સર્જનવ્યવહારના સંદર્ભમાં વિચારીશું.

'અભિવ્યક્તિ'નાં મૂળિયાં શામાં છે? આંતરિક અનુભૂતિ અને તેમાંથી નીપજેલી પ્રતીતિમાં: આપણે કશા સંકોચ વગર કહી શકીએ કે એક અલ્લડ છોકરીએ એના પ્રણયની (મિલનની, વિરહની કે પ્રણયદ્રોહની!) સંવેદના ચિઠ્ઠી કે પત્રરૂપે — ભલેને અણઘડ, કાચી 'શૈલી'માં — પ્રગટ કરી હોય, ભલે ને સાહિત્ય-વિવેચકો એને સાહિત્ય રૂપે સિક્કો મારવા તૈયાર ન હોય; તોય આંતરિક સચ્ચાઈની અભિવ્યક્તિની દૃષ્ટિએ એનું મૂલ્ય 'ઘણું' છે.

આપણે એ પણ જાણીએ છીએ કે, પહેલો પુરુષ (હું) પોતાના અંતરનો ઉદ્રેક પ્રગટ કરતો હોય છે ત્યારે ડાયરી, આપવીતી, સ્વાનુભવી ઘટનાનું આલેખન ચોટદાર બને છે. અને, તે જ રીતે ભક્તો-સંતોની ગદ્ય કે પદ્યની વાણી ઉત્તમ દૃષ્ટાંત છે. ભલેને પંડિત-નિષ્ણાંતોની દૃષ્ટિએ તેની તત્ત્વવિવેચના અને શાસ્ત્રીયતા 'કાચી' ઠરે, પરંતુ આંતરિક સત્ત્વની દૃષ્ટિએ એની અભિવ્યક્તિનું મૂલ્ય ઘણું ઊંચું છે. હકીકતે, આમાંના ઘણા બધા અભણ હતા, નીચી કોમના હતા. (દા.ત. કબીર પીંજારો-વણકર, સેનો નાવી, નામદેવ છીપી - દરજી, રઈદાસ ચમાર-ખાટકી, ગોરો કુંભાર, સાવતો માળી અને સ્ત્રીભક્ત અંડાલ આળવાર.) આમ છતાં આ બધા સંતોની કૃતિઓમાં હૈવત જોવા મળે છે; સાહિત્યની 'મહાનતા' (greatness)નું તો અહીં દર્શન થાય છે જ; ઉપરાંત ઘણી બધી વાર તેની સર્જનાત્મક ઉત્કૃષ્ટતા(exquisitiveness)નું ય. આનું રહસ્ય શું છે? અહીં અનુભૂતિ પોતે જ એટલી સત્ત્વશીલ-સાચકલી છે કે એના જોરે જે અભિવ્યક્ત થાય છે તે મહાન અને ઉત્કૃષ્ટ સર્જન બની જાય છે. પ્રચલિત શાસ્ત્રીય ધોરણોને પાંગળાં પુરવાર કરીને વિવેચકોને નવાં ધોરણો સ્વીકારવાની તે ફરજ પાડે છે ટૂંકમાં, રહસ્ય તેની આંતરિક સત્ત્વશીલતામાં છે. કેવળ સંત-ભક્તો પૂરતી આ વાત નથી, તમામ સાહિત્યસર્જનનું આ રહસ્ય છે.

કવિતા, નાટક, નવલિકા, નવલકથા: આ બધાં જ સાહિત્યસ્વરૂપો ચિત્ર, શિલ્પ, સંગીત, નૃત્ય આદિ અન્ય કલાઓ કરતાં પ્રકારભેદે એ કારણે વિલક્ષણ છે કે તે શબ્દની કલા છે, અને સાહિત્યમાં શબ્દની સદાકાળ અર્થ-સાયુજ્યતા રહેવાની. છતાં, શબ્દ સ્ફુટ, સ્થૂળ અર્થબોધવાળો મટીને વ્યંજનાત્મક-ધ્વન્યાત્મક સંકેત રૂપે પ્રગટે છે, ત્યારે ઉચ્ચ સર્જન બની રહે છે.

અહીં આપણે તત્ત્વચિંતનનો પણ સમાવેશ કરી શકીએ. કેમ કે, ચિંતન એ કેવળ બૌદ્ધિક મનોવ્યાપાર નથી. એક કક્ષાએ તે સૂક્ષ્મ વ્યંજનાત્મક આવિષ્કાર રૂપે — મહાન અને સુંદરતમ સર્જનાત્મક અભિવ્યક્તિ બની રહે છે. ગદ્ય અને પદ્યની સીમાઓ પણ અહીં ઉલ્લંઘાય છે. (જૂજ દૃષ્ટાંત: ઉપનિષદો, શ્રી અરવિંદ તથા નિત્શેનાં તત્ત્વચિંતનો)

[ વિશ્વમાનવ :

સાહિત્ય અને સર્જનાત્મક ચિંતનની સિદ્ધિની એક આંતરિક પૂર્વશર્ત એ છે કે અભિલાષાને પ્રગટ કરી શકે તેવી તેની સ્વતંત્રતાની આડે બાહ્ય કશું જ ન આવવું જોઈએ. તેની અભિલાષાને કુંઠિત કરે એવા કોઈ બાહ્ય પરિબળનું પ્રભુત્વ ન હોવું જોઈએ. ત્યારે અદ્યતન સાહિત્ય અને ચિંતન સામે એક પ્રચંડ બાહ્ય પડકાર ઊભો છે! એ પડકાર છે અદ્યતન યુગી અતિકેન્દ્રિત (તેનાં માસ-મીડિયા સહિત) અર્થતંત્ર, રાજ્યતંત્ર અને સમાજતંત્રનો કેમ કે તેમાં વ્યક્તિ-માનવનો, વ્યક્તિના વ્યક્તિત્વનો, વ્યક્તિની વૈયક્તિકતાનો જ લોપ થઈ રહ્યો છે. તે 'યંત્રમાનવ' 'વ્યવસ્થા-માનવ' વેપારની ક્રય વસ્તુ (કૉમોડિટી) એટલે કે આજના સમાજની ખાસ જરૂરિયાતોને અનુકૂળ એવો ઉપયોગિતાવાદી, સંમતિવાદી (કૉન્ફર્મિસ્ટ) સમૂહમાનવ બની રહ્યો છે. તેના ઘણાખરા રસો, અભિપ્રાયો, આદર્શો બાહ્ય-નિર્ણીત હોય છે. તે પોતાનાં ઉપાદાનોથી, પોતાના પરિવાર અને સમાજથી પરાયાપણું (alienation) અનુભવતો થયો છે; અંતે તો પોતાની જાતથીય પરાયો! તે પોતે ભોક્તા મટી ભોગ્ય બન્યો છે. કર્તા મટી કર્મ બન્યો છે! અને ધર્મ (નીતિ), બુદ્ધિ (લૉજિક), વિજ્ઞાન (નિશ્ચિત નિયમો) આ બધાંમાંથી શ્રદ્ધા ગુમાવીને તે પોતાના એકાંગી કોચલામાં પુરાઈ રહે છે; વ્યક્તિ અને સમાજનાં તમામ મૂલ્યોની હાંસી ઉડાવે છે; નક્કર કશુંક કરવામાં રૂઢ સમાજને— એસ્ટાબ્લિશમેન્ટને — એક યા બીજા પ્રકારે સંમતિ અપાઈ જવાનો ભય સેવે છે; — 'ઍબ્સર્ડ' જીવન જીવવામાં ગૌરવ અનુભવે છે! અને સાહિત્યમાં ઘટનાનું ધૂંધળાપણું, પાત્રનું બેહૂદાપણું અને અર્થ તથા યથાર્થતાનો લોપ સિદ્ધ કરવા મથતું ઍબ્સર્ડ સાહિત્ય સર્જવામાં તે સર્જન-ક્ષેત્રનું સાહસ અનુભવે છે! આમ, એકાંગી ખંડિત જીવન, એકાંગી ખંડિત સાહિત્ય અને એકાંગી ખંડિત ચિંતન[1] દ્વારા તે વિદ્રોહી વીરકર્મનો સંતોષ લે છે.

પશ્ચિમી રાષ્ટ્રોના શિસ્તવિહીન, વ્યક્તિવાદી ખુલ્લા સમાજમાં શિવ અને સુંદરની થઈ રહેલી આવી ઢંઢીગાર વિડંબના સામે શિસ્તબદ્ધ, જૂથવાદી, બદ્ધ-સમાજના ક્રુદ્ધ શાસકો દંડ-શક્તિના જોરે મેદાને પડે છે. તત્ત્વચિંતન અને સર્જન–સાહિત્યનાં તમામ ક્ષેત્રે અંતિમ મૂલ્યોનો ઇજારો પોતાને હસ્તક રાખીને કહ્યાગરા સર્જકો તથા ચિંતકોની પલટનને 'સમાજ-વાદી વાસ્તવતા'ના મોરચે ખડી કરીને, વિજયપતાકા ઉડાવતા હોય છે! મહાન અને સુંદર અભિવ્યક્તિની અહીં શક્યતા જ શી હોઈ શકે! એવા સમન્વયની કલ્પના જ શી રીતે થઈ શકે? આમ છતાં અદ્ભુત જ કહી શકાય એવી ઘટના એ છે કે આ બદ્ધ-સમાજમાંય વરસો સુધી ગુફાવાસી રહેલા પાસ્તરનાકો, સોલ્ઝેનિત્સિનોનાં ટેબલોનાં ખાનાંઓમાં સમસ્ત એસ્ટાબ્લિશમેન્ટ સામેના વિદ્રોહની હજારો હસ્તપ્રતો પડી હોય છે,[2] તક મળતાં એમાંની કેટલીક — વિદેશોમાં સરકાવાયેલી — પ્રગટ પણ થઈ જાય છે. અને ક્વચિત્ ઘરના શાસકો, પોતાના હિત-હેતુની ગણતરીએ એમાંની થોડીક કૃતિઓને પ્રકાશમાં આવવા દઈને વાહવાહ પણ કમાઈ લે છે, પરંતુ આ 'વિરલ' પ્રકાશનો એ બંધિયાર સમાજના પાયામાં સુરંગ ચાંપનારી ચિનગારીનું કામ કરે છે. પ્રજાહૃદયમાં અકલ્પ્ય સાહસો સળવળાવી

૧. ચિંતનમાં 'ઍબ્સર્ડ' એટલે સર્વાંગી શૂન્યવાદી ચિંતનમાં પ્રગટ થતો વિદ્રોહનો મિજાજ.

૨. આ ગુપ્ત હસ્તપ્રતો 'ડ્રૉઅર્સ લિટરેચર' તરીકે ઓળખાય છે.

જાય છે. સાહસો? હા, ચિંતન અને સર્જનની અભિવ્યક્તિ માટે પ્રથમ શર્ત સમી સ્વતંત્રતા માટે સર્વગ્રાહી સત્તા સામેનાં સાહસો!

ખુલ્લા ગણાતા સમાજના ગુફાવાસી ચિંતક-સર્જકોની પેલી શૂન્યવાદી વિદ્રોહી અભિવ્યક્તિને બદલે બદ્ધ ગણાતા સમાજના ગુફાવાસી ચિંતક-સર્જકોની આ પુણ્યવાદી વિદ્રોહી અભિવ્યક્તિ! પામાતી આ ભિન્નતા શું સૂચવે છે? આ વિચિત્ર ઘટના સૂચવે છે કે જેઓ પોતાના ચિંતન-સર્જનના વૈયક્તિક કર્મનું નિષ્ઠાપૂર્વક પાલન કરે છે તેઓ જ સર્જક-ચિંતક તરીકેના સહજ સામાજિક ધર્મને સિદ્ધ કરી શકે છે. સમસ્ત સમાજના જીવંત પ્રહરી (sentinel) બની શકે છે.

ટૂંકમાં, સવાલ ચિંતન અને સર્જનની નિષ્ઠાયુક્ત સાધનાનો છે. લગભગ અભણ ઍાકરીની પ્રણય અભિવ્યક્તિ, લગભગ અભણ સંતોની ભક્તિની અભિવ્યક્તિ અને રૂસી પાસ્તરનાકોની વિદ્રોહી અભિવ્યક્તિનું રહસ્ય એક જ છે. એ સૌ સંવેદિત હતાં અને સન્નિષ્ઠ હતાં એથી જ એમની સ્વકર્મ-સાધના, સ્વ-ધર્મની ઉપાસના બની ગઈ. વૈયક્તિક ચેતના સામાજિક ચેતનાના સ્ફુલિંગમાં કાયાકલ્પ સાધી શકી. આ ક્ષણ તે મહાન અને સુંદર અભિવ્યક્તિની ચરિતાર્થતાની

૪-૧૧-'૭૧ **ભોગીલાલ ગાંધી**



# અભિવ્યક્તિની ચરિતાર્થતા*

આ સૃષ્ટિ ઉપરનાં પ્રાણીઓ — નાનાંમોટાં કીટક, પંખી, પશુ — કીડીથી માંડી કુંજર — પોતાના અસ્તિત્વની નાનીમોટી જરૂરિયાત કોઈ ને કોઈ પ્રકારે પ્રગટ કરતાં હોય છે. આગળ વધીને આપણે એવું વિધાન પણ કરી શકીએ કે આ પૃથ્વી ઉપર અને બ્રહ્માંડની અન્ય સૃષ્ટિઓમાં સુધ્ધાં, જ્યાં જ્યાં પારસ્પરિક જીવન-વ્યવહારનો અલ્પતમ આરંભ થયો હશે ત્યાં સર્વત્ર કોઈ ને કોઈ પ્રકારની અભિવ્યક્તિની આવશ્યકતા અનિવાર્ય બની હશે. મનુષ્યસમાજમાં શિશુ તેના જન્મ સાથે રુદન, અવાજ અને અંગોના હલનચલન દ્વારા એની જરૂરિયાતો સહજ રીતે પ્રગટ કરતું હોય છે; અને જન્મથી અંધ, બધિર અથવા મૂક માનવી માટે પણ એમ જ છે.

ટૂંકમાં, અભિવ્યક્તિ એ સજીવસૃષ્ટિના સામૂહિક અસ્તિત્વની એક અનિવાર્ય આવશ્યકતા છે. પરંતુ અભિવ્યક્તિના અગણિત પ્રકારોની આ કક્ષા પ્રાથમિક છે, કેમ કે, એક તો, એ તાત્કાલિક હાજત, જરૂરિયાત પૂરતી સીમિત છે, અને બીજું એ કે એ સહજ-સ્ફૂર્ત (instinctive) છે.

આપણે અહીં 'અભિવ્યક્તિ' શબ્દનો જે પ્રયોગ કરી રહ્યા છીએ અને કરવા ઇચ્છીએ છીએ તે ઉપરના ઉલ્લેખો કરતાં પ્રકારભેદે જ નહિ, કક્ષાભેદેય ભિન્ન છે. દા.ત. ચિત્ર, શિલ્પ, સંગીત, નૃત્ય જેવી મનુષ્યની આંતરિક ચેતનાના આવિષ્કારસમી લલિત કલાઓ દ્વારા માનવી જે અભિવ્યક્તિ કરે છે તે તેની સ્થૂલ અને બાહ્ય અસ્તિત્વની — શારીરિક હાજતોની જરૂરિયાત નથી. તે જે અભિનિવેશ-આસક્તિ, અજંપો પ્રગટ કરે છે તેમાં તો મનુષ્યની આંતરિક આવશ્યકતાનો આવિર્ભાવ છે. જોકે, આ પ્રત્યેક કલાનો પ્રકાર ભિન્ન છે, અને પ્રગટ કરવાની શકી, અને તેનાં ઉપાદાનો પણ ભિન્ન છે. ચિત્રમાં રેખા અને રંગ, શિલ્પમાં ટંકારેલી આકૃતિ, સંગીતમાં આલાપ-સૂર અને નૃત્યમાં મુદ્રા અને અંગભંગી મુખ્ય છે. આ બધાં વચ્ચે પ્રકારભેદ હોવા છતાં તે સર્વ 'સર્જન' છે.

ટૂંકમાં, પ્રાથમિક કક્ષાએ (પ્રાણીમાત્રની બાહ્ય જરૂરિયાતની કક્ષાએ) સહજસ્ફૂર્તતા (instinct) મુખ્ય હતી. અહીં અંતઃસ્ફૂર્તિ (intuition) મુખ્ય છે, એકમાં પ્રાથમિક કક્ષાએ વર્તન મુખ્ય હતું, આ બીજી કક્ષાએ સર્જન મુખ્ય છે. એકમાં બાહ્ય વ્યાપાર છે, બીજામાં આંતરિક આવિષ્કાર.

---

* મુખ્ય મુદ્દાઓ તા. ૨-૧૧-'૭૧ ના રોજ વાડાસિનોરમાં ગુજરાત યુનિ૦ સંચાલિત શિબિરમાંના વાર્તાલાપમાં રજૂ કરેલા તે અહીં વ્યવસ્થિત રૂપે.

આપણે અહીં મુખ્ય વાત તો 'લેખિત અભિવ્યક્તિ'ની કરવાના છીએ.

લેખનનો ઉપયોગ હજારો વર્ષ પૂર્વેથી થતો આવ્યો છે. લેખિત સંકેતોથી માંડીને અદ્યતન લિપિઓ સુધીનો ઉપયોગ બાહ્ય વ્યવહાર–વ્યાપાર માટે (આરંભમાં હિસાબ- અને યુદ્ધ-નોંધથી શરૂ કરીને અદ્યતન ભૌતિકવિજ્ઞાનો, સંશોધનો, વિવેચનો માટે) થતો રહ્યો છે. આપણે અહીં એ પ્રકારને બાદ રાખીને ચિંતન-સર્જનવ્યવહારના સંદર્ભમાં વિચારીશું.

'અભિવ્યક્તિ'નાં મૂળિયાં શામાં છે? આંતરિક અનુભૂતિ અને તેમાંથી નીપજેલી પ્રતીતિમાં આપણે કશા સંકોચ વગર કહી શકીએ કે એક અલ્લડ છોકરીએ એના પ્રણયની (મિલનની, વિરહની કે પ્રણય-દ્રોહની!) સંવેદના ચિઠ્ઠી કે પત્રરૂપે — ભલેને અણઘડ, કાચી શૈલીમાં — પ્રગટ કરી હોય, ભલે ને સાહિત્ય-વિવેચકો એને સાહિત્ય રૂપે સિક્કો મારવા તૈયાર ન હોય; તોય આંતરિક સચ્ચાઈની અભિવ્યક્તિની દૃષ્ટિએ એનું મૂલ્ય ઘણું છે.

આપણે એ પણ જાણીએ છીએ કે, પહેલો પુરુષ (હું) પોતાના અંતરનો ઉદ્રેક પ્રગટ કરતો હોય છે ત્યારે ડાયરી, આપવીતી, સ્વાનુભવી ઘટનાનું આલેખન ચોટદાર બને છે. અને, તે જ રીતે ભક્તો-સંતોની ગદ્ય કે પદ્યની વાણી ઉત્તમ દૃષ્ટાંત છે. ભલેને પંડિત-નિષ્ણાતોની દૃષ્ટિએ તેની તત્ત્વવિવેચના અને શાસ્ત્રીયતા 'કાચી' ઠરે, પરંતુ આંતરિક સત્ત્વની દૃષ્ટિએ એની અભિવ્યક્તિનું મૂલ્ય ઘણું ઊંચું છે. હકીકતે, આમાંના ઘણું બધા અભણ હતા, નીચી કોમના હતા. (દાખ્ત, કબીર પીંજારો–વણકર, સેનો નાવી, નામદેવ છીપી – દરજી, રઈદાસ ચમાર–ખાટકી, ગોરો કુંભાર, સાવતો માળી અને શ્રીભક્ત અંડાલ આળવાર.) આમ છતાં આ બધા સંતોની કૃતિઓમાં દૈવત જોવા મળે છે; સાહિત્યની 'મહાનતા' (greatness)નું તો અહીં દર્શન થાય છે જ; ઉપરાંત ઘણી બધી વાર તેની સર્જનાત્મક ઉત્કૃષ્ટતા(exquisitiveness)નું પણ: આનું રહસ્ય શું છે? અહીં અનુભૂતિ પોતે જ એટલી સત્ત્વશીલ–સાચકલી છે કે એના જોરે જે અભિવ્યક્ત થાય છે તે મહાન અને ઉત્કૃષ્ટ સર્જન બની જાય છે. પ્રચલિત શાસ્ત્રીય ધોરણોને પાંગળાં પુરવાર કરીને વિવેચકોને નવાં ધોરણો સ્વીકારવાની તે ફરજ પાડે છે ટૂંકમાં, રહસ્ય તેની આંતરિક સત્ત્વશીલતામાં છે. કેવળ સંત-ભક્તો પૂરતી આ વાત નથી, તમામ સાહિત્યસર્જનનું આ રહસ્ય છે.

કવિતા, નાટક, નવલિકા, નવલકથા: આ બધાં જ સાહિત્યસ્વરૂપો ચિત્ર, શિલ્પ, સંગીત, નૃત્ય આદિ અન્ય કલાઓ કરતાં પ્રકારભેદે એ કારણે વિલક્ષણ છે કે તે શબ્દની કલા છે, અને સાહિત્યમાં શબ્દની સદાકાળ અર્થ-સાયુજ્યતા રહેવાની. છતાં, શબ્દ સ્ફુટ. સ્થૂળ અર્થબોધવાળો મટીને વ્યંજનાત્મક–ધ્વન્યાત્મક સંકેત રૂપે પ્રગટે છે, ત્યારે ઉચ્ચ સર્જન બની રહે છે.

અહીં આપણે તત્ત્વચિંતનનો પણ સમાવેશ કરી શકીએ. કેમ કે, ચિંતન એ કેવળ બૌદ્ધિક મનોવ્યાપાર નથી. એક કક્ષાએ તે સૂક્ષ્મ વ્યંજનાત્મક આવિષ્કાર રૂપે — મહાન અને સુંદરતમ સર્જનાત્મક અભિવ્યક્તિ બની રહે છે. ગદ્ય અને પદ્યની સીમાઓ પણ અહીં ઉલ્લંઘાય છે. (જુઓ દૃષ્ટાંત: ઉપનિષદો, શ્રી અરવિંદ તથા નિત્શેનાં તત્ત્વચિંતનો)

સાહિત્ય અને સર્જનાત્મક ચિંતનની સિદ્ધિની એક આંતરિક પૂર્વશરત એ છે કે અભિવ્યક્તિને પ્રગટ કરી શકે તેવી તેની સ્વતંત્રતાની આડે બાહ્ય કશું જ ન આવવું જોઈએ. તેની અભિવ્યક્તિને ખંડિત કરે એવાં કોઈ બાહ્ય પરિબળનું પ્રભુત્વ ન હોવું જોઈએ. ત્યારે અદ્યતન સાહિત્ય અને ચિંતન સામે એક પ્રચંડ બાહ્ય પડકાર ઊભો છે! એ પડકાર છે અદ્યતન યુગી અતિકેન્દ્રિત (તેના માસ-મીડિયા સહિત) અર્થતંત્ર, રાજ્યતંત્ર અને સમાજતંત્રનો કેમ કે તેમાં વ્યક્તિ-માનવનો, વ્યક્તિના વ્યક્તિત્વનો, વ્યક્તિની વૈયક્તિકતાનો જ લોપ થઈ રહ્યો છે. તે 'યંત્રમાનવ' 'વ્યવસ્થા-માનવ' વેપારશી ક્રય વસ્તુ (કૉમોડિટી) એટલે કે આજના સમાજની બાહ્ય જરૂરિયાતોને અનુકૂળ એવો ઉપયોગિતાવાદી, સંમતિવાદી (કૉન્ફર્મિસ્ટ) સમૂહમાનવ બની રહ્યો છે. તેમાં ઘણાબધા રસો, અભિપ્રાયો, આદર્શો બાહ્ય-નિર્ણીત હોય છે. તે પોતાનાં ઉપાદાનોથી; પોતાના પરિવાર અને સમાજથી પરાયાપણું (alienation) અનુભવતો થયો છે; અંતે તો પોતાની જાતથીય પરાયો! તે પોતે ભોક્તા મટી ભોગ્ય બન્યો છે. કર્તા મટી કર્મ બન્યો છે! અને ધર્મ (નીતિ), બુદ્ધિ (લૉજિક), વિજ્ઞાન (નિશ્ચિત નિયમો) આ બધાંમાંથી શ્રદ્ધા ગુમાવીને તે પોતાના એકાંગી કોચલામાં પુરાઈ રહે છે; વ્યક્તિ અને સમાજનાં તમામ મૂલ્યોની હાંસી ઉડાવે છે; નક્કર કશુંક કરવામાં રૂઢ સમાજને— ઍસ્ટાબ્લિશમેન્ટને — એક યા બીજા પ્રકારે સંમતિ અપાઈ જવાનો ભય સેવે છે; — 'ઍબ્સર્ડ' જીવન જીવવામાં ગૌરવ અનુભવે છે! અને સાહિત્યમાં ઘટનાનું ધૂંધળાપણું, પાત્રનું બેહૂદાપણું અને અર્થ તથા યથાર્થતાનો લોપ સિદ્ધ કરવા મથતું ઍબ્સર્ડ સાહિત્ય સર્જવામાં તે સર્જન-ક્ષેત્રનું સાહસ અનુભવે છે! આમ, એકાંગી ખંડિત જીવન, એકાંગી ખંડિત સાહિત્ય અને એકાંગી ખંડિત ચિંતન[1] દ્વારા તે વિદ્રોહી વીરકર્મનો સંતોષ લે છે.

પશ્ચિમી રાષ્ટ્રોના શિસ્તવિહીન, વ્યક્તિવાદી ખુલ્લા સમાજમાં શિવ અને સુંદરની થઈ રહેલી આવી કઢંગી વિડંબના સામે શિસ્તબદ્ધ, જૂથવાદી, બદ્ધ-સમાજના ક્રુદ્ધ શાસકો દંડ-શક્તિના જોરે મેદાને પડે છે. તત્ત્વચિંતન અને સર્જન-સાહિત્યનાં તમામ ક્ષેત્રે અંતિમ મૂલ્યોનો ઇજારો પોતાને હસ્તક રાખીને કહ્યાગરા સર્જકો તથા ચિંતકોની પલટનને 'સમાજ-વાદી વાસ્તવતા'ના મોરચે ખડી કરીને, વિજયપતાકા ઉડાવતા હોય છે! મહાન અને સુંદર અભિવ્યક્તિની અહીં શક્યતા જ શી હોઈ શકે? એવા સમન્વયની કલ્પના જ શી રીતે થઈ શકે? આમ છતાં અદ્ભુત જ કહી શકાય એવી ઘટના એ છે કે આ બદ્ધ-સમાજમાંય વરસો સુધી ગુફાવાસી રહેલા પાસ્તરનાકો, યેવ્ટુશેન્કોઓ, સોલ્ઝેનિત્સિનોનાં ટેબલોનાં ખાનાંઓમાં સમસ્ત ઍસ્ટાબ્લિશમેન્ટ સામેના વિદ્રોહની હજારો હસ્તપ્રતો પડી હોય છે,[2] તક મળતાં એમાંની કેટલીક — વિદેશોમાં સરકાવાયેલી — પ્રગટ પણ થઈ જાય છે. અને ક્વચિત્ ઘરના શાસકો, પોતાના હિત-હેતુની ગણતરીએ એમાંની થોડીક કૃતિઓને પ્રકાશમાં આવવા દઈને વાહવાહ પણ કમાઈ લે છે, પરંતુ આ 'વિરલ' પ્રકાશનો એ બંધિયાર સમાજના માથામાં સુરંગ ચાંપનારી ચિનગારીનું કામ કરે છે. પ્રજાહૃદયમાં ગાઢ થયેલ સાહસો સળવળાવી

---

૧. ચિંતનમાં 'ઍબ્સર્ડ' એટલે સર્વાંગી શૂન્યવાદી ચિંતનમાં પ્રગટ થતો વિદ્રોહનો મિજાજ.

૨. આ ગુપ્ત હસ્તપ્રતો 'ક્રૉઅર્સ લિટરેચર' તરીકે ઓળખાય છે.

જાય છે. સાહસો! હા, ચિંતન અને સર્જનની અભિવ્યક્તિ માટે પ્રથમ શર્ત સમી સ્વતંત્રતા માટે સર્વાશ્લેષી સત્તા સામેનાં સાહસો!

ખુલ્લા ગણાતા સમાજના ગુફાવાસી ચિંતક-સર્જકોની પેલી શૂન્યવાદી વિદ્રોહી અભિવ્યક્તિને બદલે બંધ ગણાતા સમાજના ગુફાવાસી ચિંતક-સર્જકોની આ મૂલ્યવાદી વિદ્રોહી અભિવ્યક્તિ! પાયાની આ ભિન્નતા શું સૂચવે છે? આ વિચિત્ર ઘટના સૂચવે છે કે જેઓ પોતાના ચિંતન-સર્જનના વૈયક્તિક કર્મનું નિષ્ઠાપૂર્વક પાલન કરે છે તેઓ જ સર્જક-ચિંતક તરીકેના સહજ સામાજિક ધર્મને સિદ્ધ કરી શકે છે. સમસ્ત સમાજના જીવંત પ્રહરી (sentinel) બની શકે છે.

ટૂંકમાં, સવાલ ચિંતન અને સર્જનની નિષ્ઠાયુક્ત સાધનાનો છે. લગભગ અભણ ઓકરીની પ્રબુદ્ધ અભિવ્યક્તિ, લગભગ અભણ સંતોની ભક્તિની અભિવ્યક્તિ અને રૂસી પાસ્તરનાકોની વિદ્રોહી અભિવ્યક્તિનું રહસ્ય એક જ છે. એ સૌ સંવેદિત હતાં અને સંનિષ્ઠ હતાં એથી જ એમની સ્વકર્મ-સાધના, સ્વ-ધર્મની ઉપાસના બની ગઈ. વૈયક્તિક ચેતના સામાજિક ચેતનાના સ્ફુલિંગમાં કાયાકલ્પ સાધી શકી. આ હતું તે મહાન અને સુંદર અભિવ્યક્તિની ચરિતાર્થતાની

૪-૧૧-૭૧ ભોગીલાલ ગાંધી



# ત્રણ કાવ્યો | હરીન્દ્ર દવે

કહેવું છે કેટલું ને જવા પણ સમય નથી,
શબ્દો ઘણાબધા છે અને કોઈ લય નથી.

જીવતરના થાક સાથે હું જાગું છું રોજ રોજ,
કલ્પું છું રાતના — એ સવારે પ્રલય નથી.

શબ્દોનું રૂપ જોઉં છું, વાંચી શકું છું મૌન,
કીર્તિની ક્યાં સ્પૃહા, હવે મૃત્યુનો ભય નથી!

તોફાની સાગરોના ભંવર છે આ વર્તુલો,
કોઈ રૂપાળા હાથે સુહાતાં વલય નથી.

આંખો મળી એ પ્હેલાં ને છૂટાં પડ્યાં પછી,
ભરપૂર પ્રેમ છે, છતાં વચ્ચે પ્રણય નથી.

## તો કદાચ

કવચિત્
આ કોન્વોકેશન ખંડના
નીરવ વાતાવરણમાં
આરસનાં પૂતળાંઓ બોલવા લાગે
ત્યારે બહાર બગીચામાં ઊગેલાં વૃક્ષો
થોડાંક ડગલાં ચાલી
વિસ્મયથી અંદર ડોકાશે
તો તેઓને શું સાંભળવા મળશે?

નિઃશંક, એ પ્રતિમાઓ છે.
એટલે જ એ પોતાની કીર્તિગાથાઓ
તો નહિ જ કહે—
પણ
એમના કાન વારે તહેવારે
પડતા રહેલા શોરબકોર અને અવાજોને કારણે
અંતઃકરણની વરાળ ઠાલવી બેસશે તો?

તો કદાચ
વર્ષોથી જીવંત માનવીઓના
અવાજ સાંભળી કંટાળેલાં વૃક્ષોને
એમાં રસ પડે ખરો—

## ઓછી પડી

વેદના વધતી ગઈ, તો પણ ઘણી ઓછી પડી,
પૂર્ણિમાની રાતે જાણે ચાંદની ઓછી પડી.

જો અહર્નિશ નેત્રના દીવા બળે તુજ રાહમાં,
મારી એ ફરિયાદ છે કે રોશની ઓછી પડી.

પાત્ર મુજ નાનું ને અનરાધાર વરસી'તી કૃપા,
મેં તો માન્યું'તું કે મારી બંદગી ઓછી પડી.

લ્યો, ફરી રસ્તા ઉપર રોતાં દીઠાં મેં બાળ
તેં જે સરજી'તી જગત માટે ખુશી, ઓછી?

ક્યાં મિલન તારું, હજી તારી પ્રતીક્ષા પણ ન
પ્રેમને રસ્તે આ લાંબી જિંદગી ઓછી?

# સમણામાં | જયન્ત પાઠક

શહેરનાં મકાનો
ટેકરીઓ થઈ પગમાં અટવાય છે;
શેરીઓના સળવળતા સાપ
ચકલામાં ગૂંચળું વળીને બેસી જાય છે;
ધોરી માર્ગો ધસમસતી નદીઓ બની
ડહોળાં પાણીમાં મને તાણી જાય છે;
આંગણામાં ઉછેરેલા છોડ
વગડો થઈને મને ઘેરાવામાં ઘેરે છે;
કેલેન્ડરનાં ચીતરેલાં પંખી
મારા ખભા પર બેસી જાય છે
ગીત ગાય છે;
ઓરડાનાં ચકચકતાં ચોસલાં
નાની નાની સાકર-ચોસલીઓ થઈને
મોંમાં મીઠાશ ભરી જાય છે—
ટાંગેલી તસવીરમાંથી નીકળીને
મધરાતે હું મારા બાળસ્નેહી...મને
મળું છું ત્યારે......સમણામાં

# આઠ કાવ્યો | આદિલ મન્સૂરી

૧

આંગળીઓ આઠ
અંગૂઠા બે
બે હાથ
બે પગ
કદાચ
જમીન
સૂરજ
ચંદ્ર
તારા
પર્વતો સમુદ્રો
નદીઓ
વૃક્ષો
જંગલો
મહાનગરો માણસના
ઘરમાં ઊગે માણસ
ખેતરમાં ઊગે માણસ
માણસમાં ઊગે માણસ
આંગળીઓ આઠ
અંગૂઠા બે
બે હાથ બે પગ

૨

ગુફા અને સૂરજ
રજેરજ પર તડકો
તડકાની ધાર પર
ચાલી જતી હારબંધ કીડીઓ
ગુફાના ઊંડાણમાં
ટમટમતા તારલા
રચાતા વર્તુળનો આભાસ
ત્યાં જ હોવું શબ્દનું
લોહીમાં ખરડાયલું હોવું
ખરેખર
ગુફા અને સૂરજ
રજેરજ

૩

કાલે અને આજે સૂર્ય
સમયસર ઊગ્યો હતો
આવતી કાલેય ઊગશે
ઊગશે વગડે થોર
ઊગશે ફૂલ ગુલાબનું
સૂર્ય થોર અને ગુલાબના
ઊગવાનો ક્રમ નહિ અટકે
અટકશે કદાચ પવન
હા હું પવનના
અટકવાની જ અટકળ કરી રહ્યો છું
કોઈ પણ આધાર વગર
ખાતરીપૂર્વક કહી શકાય કે
પવન એક દિવસ તો અટકશે જ
પણ એ દિવસને
ઊગતો અટકાવી નહિ શકાય

૪

નદી કવિ શનિ
રવિ પછી તવી નથી હતી
રતિ મતી
સદી મદી કદી
નમી શમી ગમી રમી કમી
ગલી ભલી મલી
પરી ઠરી કરી મરી
ફરી ચરી ડરી
બધાયથી અલગ
બધાયમાં સતત
બધાયમાં રત

૫

અંતે તો ચક્રનો જ આધાર
બાકી રહેશે
વાતને ગમે તે દિશાએ વાળો
દિશાને ગમે તે નામ આપો
નામનો ગમે તે ઉચ્ચાર કરો
ઉચ્ચારને ગમે તેમ ઉછાળો
ઊછળતા સમુદ્રો સાથે સાંકળો
સર્વ ઋતુઓને
રંગો ગંધો અને આકારોને
આખરે બધું મળીને બનશે
કશું શ્રાવ્ય દશ્ય કે સ્પર્શનીય
ચક્રનો જ આધાર બાકી રહેશે
અંતે તો

૬

ઉઘાડી બારીની ધાર પર
દાંતમાં નવજાત સૂર્ય દબાવી
સ્તબ્ધ ઊભેલી ખિસકોલી
કોઈ મૃત સમ્રાટની કલગી જેવી
પૂંછડી હળવેથી ઊંચી કરી
ભરી દેતી અવકાશને
ઓરડાની ઝાંખાશમાં
બાકી રહે છે
કશુંક અપેક્ષિત જોવાની અપેક્ષાએ
ધીમે ધીમે આકાશ
ગોઠવાઈ જાય છે આવીને
પૂંછડીની ટોચ પર
આંખના પલકારામાં જ
પૂંછડી હલશે
ને ખિસકોલીનું મોં પણ
'પહોળું' થશે

૭

હવાને શિંગડાં ઊગવાની
રાહ જોતું
ક્યારનું બેઠું છે નગર
ખૂંધ ઊપસી આવી છે
રંગબેરંગી ચીંથરે
વીંટળાયેલાં શરીરો પર
વારંવાર એક માખી
આવી બેસે છે
ચશ્માંના કાચ પર
કેટલીયે વાર ઉડાડી
છતાં ફરી ફરી
આવી બેસે છે
રંગબેરંગી ચીંથરે વીંટળાયેલ
હવાને શિંગડાં ઊગવાની
રાહ જોતી
ચશ્માંના કાચ પર

૮

મુઠ્ઠી ઉઘાડશો નહિ
આમેય
મુઠ્ઠી સિવાય
અન્ય કશું પણ
ઉઘાડવાની શક્યતાના
હાથ કપાઈ ગયા છે
અને ઉઘાડ્યા વગરની
પરિસ્થિતિઓ તરફ
વિસ્મયની બારી ઉઘાડી
ક્યાં સુધી પ્રતીક્ષા કરશો—
હવે તો
એક જ ઉપાય છે
અને તે
મુઠ્ઠીને બંધ રાખવાનો જ

# વિરાટ દર્શન | કાન્તિ પટેલ

ઘણા બધા માણસો ભેગા થઈ જવાથી જે ઘોંઘાટ રચાય એવો ઘોંઘાટ અત્યારે રા. લલિતકુમારની પાટલૂનના જમણા ખિસ્સામાં ઉદ્ભવી રહ્યો હતો. બધા જ બોલતા હતા પણ કોઈ કોઈને સાંભળતું હોય એવું લાગતું નહોતું.

એક વેધક અવાજ આ રીતનો હતો : તમે ગમે તે કહો, પણ તમારી એ ભયંકર ભૂલ માફ કેમ કરી શકાય?

બીજો કંટાળામિશ્રિત અવાજ આવું કંઈક કહેતો હતો : હરામખોર લોકોની દયા ખાવા જેવું નથી!

ત્રીજો અવાજ : એકાવન રૂપિયા અને આડત્રીસ પૈસામાં એક પાઈ પણ ઓછી નહિ.

ચોથો અવાજ : ફરીથી એ અહીં આવ્યો તો એનું એક હાડકું સલામત નહિ રહે!

પાંચમો અવાજ : હેં ... હેં!

છઠ્ઠો અવાજ : છી ... છી

સાતમો અવાજ :

આઠમો અવાજ :

નવમો, અગિયારમો, બત્રીસમો, પાંસઠમો...

આ દરેક અવાજની વેવલેન્ગ્થ જુદી જુદી હતી અને લલિતકુમારની પાટલૂનના જમણા ખિસ્સામાં બેસાડેલા જુદા જુદા રિસીવર સેટ એ અવાજોને જુદી જુદી રીતે ઝીલતા હતા.

એવું તો નહોતું કે આ બધાને ખિસ્સામાં લઈને ફરવાનો ભાર લલિતકુમાર નહોતા અનુભવતા. તેમણે ઘણીય વાર પોતાની પત્નીને ચાલતાં થાકી જવાની ફરિયાદ કરી હતી. દરેક વખતે પત્નીએ બામ ઘસી દેવાની કે તેલ ચોળવાની વાત કહી લલિતકુમારના ઉત્સાહ પર ઠંડું પાણી ફેરવી દીધું હતું. હવે લલિતકુમારે એ અંગે પત્નીને કહેવાનું બંધ કર્યું. હવે તેમણે ચાલતાં ચાલતાં લાગતા ભાર અંગે પોતાની રીતે ખોજ આદરી.

પહેલાં તો પોતે જે હેન્ડબૅગ ઉપાડીને ચાલતા હતા તેમાંની ઘણી બધી નકામી વસ્તુને તિલાંજલિ આપી બૅગ હળવી ફૂલ બનાવી દીધી. પછી તો તેમને લાગ્યું કે હેન્ડબૅગ હોવી તે ન હોવા જેવું જ છે. પ્લાસ્ટિકનાં બે પડ વચ્ચે ઘેરાયેલા અવકાશનું કોઈ વજન હોતું નથી.

પછી તેમણે પોતાના જાડા, રબરના તળિયાંવાળા બૂટને છૂટા કર્યા. તેની જગ્યાએ મોંઘી કિંમતના ઓછા વજનવાળા બૂટ લઈ આવ્યા જેનાં તળિયાં અત્યંત પાતળાં પણ મજબૂત અને ટકાઉ હતાં. આ બૂટ પહેર્યા પછી લલિતકુમારને લાગ્યું કે જાણે બૂટ પહેર્યા જ નથી. ક્યારેક તો તેમને ખાલી મોજાં પહેરીને ચાલતા હોય એવો ભાસ થતો અને ગભરાઈ જઈ નીચે નજર કરતાં તો કાળા રંગનું ચામડું જોઈ હળવાશ અનુભવતા.

આમ ધીરે ધીરે લલિતકુમારે પોતાની પાસેની ઘણી ચીજો બદલાવી નાખી. ઓછી જરૂરિયાતવાળી ચીજો સાવ કાઢી નાખી અને વધારે વપરાશવાળી ચીજોનો ઉપયોગ મર્યાદિત બનાવી દીધો. તેમણે શર્ટની નીચે ગંજી પહેરવાનું પણ બંધ કર્યું. તેમણે માથાના વાળ ઓછે ઓછે દિવસે કપાવીને માથું હળવું ફૂલ રાખવા માંડ્યું. ખિસ્સામાં નાનકડી કાંસકી રાખવાની ટેવ હતી તે પણ ભુલાવી દીધી. ચશ્માંની જાડી ફ્રેમ બદલાવીને રોલ્ડ ગોલ્ડની

કિંમતમાં ભારે પણ વજનમાં હલકી જર્મન ફ્રેમ ખરીદી. ચશ્માંના કાચ પણ પ્રમાણમાં પાતળા રખાવ્યા. ખિસ્સામાં પરચૂરણ બહુ ઓછું રાખવા લાગ્યા. છત્રી વગેરે. તો સાથે રાખવાનો વિચાર સરખો કરતા નહિ. કપડાં, ચોપડા જેવી વસ્તુઓને તે પોતાનાથી અળગી રાખવા લાગ્યા.

આ બધાને અંતે પણ લલિતકુમારનો મૂળ સવાલ હલ થયો નહિ. જ્યારે પણ ઑફિસે જવા નીકળે ત્યારે હળવા ફૂલ બનીને ઉતાવળા પગ માંડતા ચાલી જાય. થોડો રસ્તો તો સહેલાઈથી કાપી નાખે. પછી એકાએક કોઈ પોતાના પગ ખેંચીને જમીનમાં દાટી દેવા માગતું હોય એવું લાગે. બહુ જોર કરે. ઉતાવળા કદમ માંડવાની કોશિશ કરે. શરીર ભારેખમ બની જાય. વસ્તુઓ વજનદાર લાગે. પાસેની દુકાનના ઓટલા પર આડા પડવાની લાલચ જાગે.

આવું એક વાર નહિ પણ અનેક વાર બનવા લાગ્યું. ડૉક્ટરને બતાવ્યું. ડૉક્ટર કહે, શરીર તમારું નરવું છે. તમારા નખમાંય રોગ નથી. અને પછી શું ખાવું–શું ન ખાવું એ મતલબના લલિતકુમારના પ્રશ્નના જવાબરૂપે ઉમેર્યું, "દુનિયામાં ખાવા જેવું છે તે બધું ખાવું. પીવા જેવું છે તે બધું પીવું. ચાર દિનકી જિંદગાની છે યાર!" અને પછી સમાપનરૂપે ઘી-દૂધ-ફળના વપરાશ પર ભાર મૂક્યો.

તેમ કર્યું તોયે ખાસ કંઈ ફેર પડ્યો નહિ, બલકે પેટ વધવા જેવું લાગતાં પહેલાં કરતાં પણ ચાલવામાં વધુ બેચેની અનુભવાવા લાગી. એક દિવસ તો તેમની જોવા જેવી સ્થિતિ થઈ. સામેથી એક ઓળખીતા સજ્જન ભેટી પડ્યા.

"કેમ છો, મજામાં?"

"મજામાં." એટલું તો લલિતકુમાર માંડ બોલી શક્યા. પછી બહુ પ્રયત્નને અંતે પૂછ્યું: "બાબાની તબિયત કેમ છે?" "સારી છે" એમ કહીને મૂછમાં હસતા પેલા સજ્જન છૂટા પડતી વેળા પૂછતા ગયા, "બોલો તો, તમે ક્યારે પેંડા ખવડાવો છો?"

કટાણું મોં કરીને ચાલતા લલિતકુમારને એકાએક પત્ની યાદ આવી. દોઢ મહિનાથી માસિક નથી આવ્યું એ વાતથી રાહત અનુભવતી પત્નીનો ચહેરો તેમના ચાલવાના ભારને ઓછો કરી શક્યો નહિ. પગારની બચતની ગણતરીઓ કરીને વાત ભૂલવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો. બળપૂર્વક સાહજિકતાથી થોડી વાર ચાલ્યે રાખ્યું તોપણ ધીમા થઈ જવું પડ્યું. પગમાં હાથીપગાનો રોગ થઈ ગયો હોય તેમ પગ ઉપાડવાનું દુષ્કર બની ગયું.

લલિતકુમાર ઊભા રહી ગયા. આજુબાજુ જતાઆવતા લોકો કુતૂહલપૂર્વક તેમને જોવા લાગ્યા, તેથી પોતે કોઈકની વાટ જોતા ઊભા હોય તેમ અમુક એક દિશા તરફ મીટ માંડીને ફાંકડાઘડિયાળ તરફ જોવાનો નાટકીય પ્રયાસ તેમણે કર્યો. ઘડિયાળમાં અત્યારે દશ ઉપર પાંચ મિનિટ થઈ હતી અને દસ-પચીસે ઑફિસમાં પહોંચીને મસ્ટરમાં સહી કરવાની હકીકત લાલ સિગ્નલ બનીને તેમની સામે ઊભેલી તેઓ જોઈ રહ્યા. અહીંથી બસ સ્ટૅન્ડ ખાસું આઘું હતું. ત્યાં પહોંચ્યા પછી તરત જ બસ મળી જાય એવી શક્યતા બહુ ઓછી હતી. ટૅક્સી કરવા સિવાય બીજો કોઈ ઉપાય નહોતો. તેમણે આસ્તે આસ્તે પોતાની જાતને ફૂટપાથ પરથી રસ્તા તરફ હડસેલવા માંડી. ઘણા યુગ વીતી ગયા તેમના રસ્તા પર આવતાં સુધીમાં. એક ધીમેથી જતી ટૅક્સીને મોટેથી બૂમ મારીને તેમણે ઊભી રખાવી. પણ તે રસ્તાની પેલી બાજુએ હતી. ટૅક્સીવાળો મીટર ફેરવીને ભાડૂતો આવવાની વાટ જોતો આજુબાજુની દુનિયામાં ડોકિયું કરવા લાગ્યો. ઘણી મથામણ છતાં લલિતકુમાર પગ માંડીને ટૅક્સી સુધી પહોંચી શક્યા નહિ. ટૅક્સીવાળો વ્યાકુળ ચહેરે તેમના પહોંચવાની વાટ જોવા લાગ્યો. લલિતકુમારે ઇશારાથી તેને બોલાવ્યો. મીટર પાડી દીધું હોવાથી ગુસ્સાના ભાવ સાથે ટૅક્સીવાળો ટૅક્સીને વાળી લઈ આવ્યો. મહામહેનતે લલિતકુમાર અંદર ગોઠવાયા.

ટૅક્સી ઑફિસ તરફ ચાલવા લાગી. મીટરનો આંકડો બદલાતો જતો હતો તેમાં લલિતકુમારે ચિત્ત

પરોવ્યું. આંકડો વધતો ગયો તેમ તેમ લલિતકુમાર-ની અકળામણ વધતી ગઈ. છેવટે ઑફિસના દરવાજા આગળ આવીને ટૅક્સી ઊભી રહી ગઈ. પૈસા ચૂકવવા માટે લલિતકુમારે પોતાનો હાથ જમણા ખિસ્સામાં નાખ્યો. પણ જાણે કે પેન્ટનું ખિસ્સું જ નહોતું અથવા તો પોતાનો હાથ જ શરીર પર નહોતો એમ તેમને લાગ્યું. ખિલાડી પગલે આવીને હાથ કોઈ હડપ કરી ગયું? તેમને ધ્રાસકો પડ્યો. ખાતરી માટે તેમણે તેમનો ડાબો હાથ ડાબા ખિસ્સામાં નાખ્યો જેમાં ઘણુંખરું તેઓ હાથરૂમાલ રાખતા. પણ એ રૂમાલ જાણે કે પહોળા મોંવાળો અજગર હોય તેમ તેમના ડાબા હાથને ઓહિયાં કરી ગયો. લલિતકુમારને હાથ જ નહોતા! ટૅક્સીમાંથી બહાર નીકળવાનો અને ટૅક્સીવાળાને પૈસા ચૂકવવાના તેમના વ્યર્થ ઉધામા જલદીથી કોઈના ધ્યાનમાં આવ્યા નહિ. ખૂબ જ મથામણને અંતે તેઓ બહાર નીકળ્યા. તેમના ચહેરા પર અવનવા ભાવ રંગ ધારણ કરવા લાગ્યા. એ જોઈને ટૅક્સીવાળા-એ થોડું મૂંછમાં મલકી લીધું. પછી લલિતકુમારે ઘીંટીક બુદ્ધિ વાપરીને ટૅક્સીવાળા સમક્ષ પોતાની મૂંઝવણ આ રીતે વ્યક્ત કરી, 'મારા હાથમાં ખાલી ચડી ગઈ છે તેથી તમે મારા જમણા ખિસ્સામાં હાથ નાંખી પાકીટ કાઢી આપો જરા.' ટૅક્સીવાળાને આશ્ચર્ય તો થયું. લલિતકુમારના હાથ તો ખિસ્સાની અંદર જ હતા, છતાં ખિસ્સામાં હાથ નાખી પાકીટ કાઢવાનું તે પોતાને જણાવતા હતા. પણ તે વખતના તેમના મોઢા પરના દયામણા હાવભાવ જોઈ તેણે તરત તેમના ખિસ્સામાં હાથ નાખ્યો. પાકીટ લેવા માટે આંગળીઓ ઊંચીનીચી કરી. પણ આશ્ચર્ય! આંગ-ળીઓ તો હતી જ નહિ. હાથ પણ એવી રીતે ગુમ થઈ ગયેલો લાગ્યો. ટૅક્સીવાળાએ અકળામણ અનુભવી. તેણે જોર કરીને હાથ ખેંચવાનો પ્રયત્ન કર્યો પણ હાથ ઉપર તેના જોરની કંઈ અસર પડેલી જણાઈ નહિ, જાણે કે એ બીજાનો હાથ હતો! તેણે પોતાના બીજા હાથને મદદે બોલાવ્યો પણ ખિસ્સામાં પહોંચીને તેની પણ એ જ દશા થઈ.

હવે તો હાથ વગર અપંગ જેવા બની ગયેલા આ બંને માણસો જે મુદ્રામાં ઊભા હતા તેને કારણે તેઓ બીજાના કુતૂહલના વિષય બન્યા. આવતા-જતા લોકોમાંથી કોઈકની મદદ માગ્યા વિના છૂટકો નહોતો. પણ જે જે મદદ કરવા આવ્યા તે બધાની સ્થિતિ પણ એમના જેવી જ થઈ. બધાએ લલિતકુમારની પાટલૂનના જમણા ખિસ્સામાં હાથ નાખવાનો પ્રયત્ન કરી જોયો પણ કોઈ તેને ફરીથી બહાર કાઢવમાં સફળ થયા નહિ. હાથ વગરના થઈ જવાના અનુભવથી તેમના હૃદયમાં ફાળ પડવા લાગી. આ પ્રકારના માણસોની સંખ્યા વધતી જ ગઈ. આને કારણે હોહા અને ઘોંઘાટ પણ એટલાં બધાં વધી પડ્યાં કે કોઈના પણ નિમંત્રણ વગર પોલીસને આવવાની ફરજ પડી. મૂળ વસ્તુનો તાગ મેળવતાં પોલીસને ખાસ્સી મહેનત પડી. ઘણા બધા માણસોનાં આધારભૂત વિધાનો પછી તેમણે શોધી કાઢ્યું કે આ જનજાગૃતિનું મૂળ લલિતકુમારની પાટલૂનનું જમણું ખિસ્સું છે. કદાચ ખિસ્સું કાપવાનો બનાવ બન્યો હોય અને તેને કારણે સામસામા પક્ષો પડી ગયા હોય એમ માનીને પોલીસ વધારે સાબદી થઈ ગઈ. વાતાવરણમાં ઉશ્કેરાટનો ભાવ સ્પષ્ટપણે વરતાઈ આવતો હતો.

ઘણી મહેનતને અંતે લલિતકુમાર ઊભા હતા તે જગ્યા ઉપર પોલીસ પહોંચી ગઈ. એક પછી એક આદમી-ને ખસેડતાં છેવટે પોલીસોએ લલિતકુમાર નામના શખસનો કબજો મેળવ્યો. વધુ કાંઈ પૂછપરછ કર્યા વિના તેમણે તરત લલિતકુમારને પકડીને બેડીમાં બાંધી દેવાનો પ્રયત્ન કર્યો. લલિતકુમારે તેનો કંઈ વિરોધ કર્યો નહિ તેનું તેમને આશ્ચર્ય થયું. પણ આશ્ચર્યનો જવાબ જાણે કે તરત મળી ગયો. લલિતકુમારને બેડી પહેરાવવી જોઈએ, પણ તેના હાથ ક્યાં? જેને કારણે આટલા બધા માણસો ભેગા થઈને અવ્યવસ્થા જન્માવવાનું નિમિત્ત બન્યા હતા તેને જેર કર્યા સિવાય છૂટકો નથી એમ માની-ને પોલીસવાળાઓએ તેના પગમાં બેડી પહેરાવીને તેને પકડી લઈ જવાનો નિર્ણય કર્યો. તેના પગમાં

બેડી નાંખવા માટે જેવા બે સિપાહી વાંકા વળ્યા તેવી તેમની નજર પેલા ખિસ્સા પર પડી. તેઓ તરત હેબતાઈને નીચે પછડાયા. સાથેના માણસો ચમક્યા. કંઈક વધુ રહસ્યમય બનવાની અપેક્ષાથી સાબદા થઈ ગયા. પોલીસ સબ ઇન્સ્પેક્ટરે લલિતકુમારને ધારી ધારીને જોયો પણ બધું નૉર્મલ જણાતું હતું. તેના ચહેરા પર આ આવી પડેલી આપત્તિને અનુલક્ષીને જાગતી ભયની રેખાઓ સિવાય બીજું કંઈ વિશેષ દેખાતું નહોતું. તેની આસપાસ એકઠા મળેલા માણસોમાં પણ કુતૂહલ સિવાય બીજો કોઈ ભાવ પ્રગટ થતો નહોતો. તો પછી બનાવનું રહસ્ય શું હોઈ શકે ? એ પ્રશ્નનો જવાબ જાણે કે પેલા ખિસ્સામાં સમાયેલો હોય તેમ બધા ધારી ધારીને લલિતકુમારના ખિસ્સા ભણી જોઈ રહ્યા હતા.

ખિસ્સામાં નાખેલો લલિતકુમારનો હાથ બહાર નીકળવાની પોતાની અક્ષમતા જડવત્ પ્રગટ કરતો હતો. તેવું જ બીજાના હાથો વિશે પણ હતું. કોઈ કંઈ બોલતું નહોતું. પોલીસ સબ ઇન્સ્પેક્ટર પણ લોકોની નજરને વશ થઈ પેલા ખિસ્સા તરફ મીટ માંડીને ઊભા હતા. એટલામાં એક ચમત્કાર થયો. ખિસ્સામાં અટકી પડેલો લલિતકુમારનો હાથ સળવળ્યો. તે સાથે જ ભૂકંપના હળવા આંચકા જેવી ઝણઝણાટી ત્યાં હાજર સહુએ અનુભવી. પછીથી એક હાથ બહાર આવ્યો. પણ માત્ર એક હાથ નહિ, બીજો, ત્રીજો, ચોથો, પાંચમો એમ અનેક હાથ બહાર ધસવા લાગ્યા. સંખ્યા વધતી જ ચાલી. જેટલા જેટલાએ લલિતકુમારના ખિસ્સામાં હાથ નાંખેલા અને પછી હાથ ગુમાઈ ગયા જેવું અનુભવેલું તે બધાના હાથ એક પછી એક બહાર આવીને તેમના ખભા પર વળગવા લાગ્યા. હાથ તો એક પછી એક બહાર આવતા જ ગયા. સ્ત્રી-પુરુષ-બાળક બધાના અલગ અલગ માપના એ હાથ તેમની યોગ્યતા પ્રમાણે માણસોને ખોળી કાઢવા લાગ્યા. પણ પછી એવું બન્યું કે હાથની સંખ્યા વધી પડી. જેટલી સંખ્યામાં માણસો હાજર હતા તેની બમણી સંખ્યા કરતાં વધારે હાથ ત્યાં કેમ આવી પડ્યા તે કોઈને કાંઈ સમજાયું નહિ. પછી માણસની સંખ્યા કરતાં હાથ ઘણા વધી પડ્યા ત્યારે વધારાના હાથ હવામાં ઊડતા માંહોમાંહે લડવા લાગ્યા. જેમ સંખ્યા વધતી ગઈ તેમ ઘર્ષણ તુમુલ બનતું ગયું. અવાજ વધતો ગયો. ચારે કોર ઘોર અવ્યવસ્થાનું વાતાવરણ સર્જાઈ ગયું. તેમાં શબ્દ સાવ પીગળી ગયો. શબ્દ વગરનો માણસ ત્યાં આગળ પૂતળું બનીને બધી લીલા જોયા કરતો હતો.

છેવટે માણસો બધા જવા લાગ્યા. ટોળું બધું વિખેરાઈ ગયું. રહ્યા માત્ર એક લલિતકુમાર અને પેલો ટૅક્સીવાળો. તેમ જ પોલીસના બે ચાર માણસો. બધું થાળે પડી ગયું એટલે લલિતકુમારે ટૅક્સીવાળાને પૈસા ચૂકવી દીધા. ટૅક્સીવાળો ચાલતો થયો. પોલીસના માણસોને ચાર આઠ આના ચાના આપ્યા એટલે તેઓ પણ સલામ ભરીને ચાલવા લાગ્યા. લલિતકુમારને હવે ઑફિસ પહોંચવામાં ઘણું મોડું થઈ ગયું હતું. તેથી ઑફિસના મકાન પર એક ઊડતી નજર અધિકારપૂર્વક નાખીને—તેમણે ઘર તરફ ચાલવા માંડ્યું... ઘેર પહોંચીને તેમણે પત્નીને જણાવ્યું, "અમારા શેઠનો બાપ મરી ગયો તેથી બે દિવસ ઑફિસ બંધ રહેશે !"

# કવિતા અને પ્રેમ | અબૂ સઈદ અય્યૂબ

પ્રાચીન ગ્રીકોનો અનુકારવાદ પાછળના ગ્રીક દાર્શનિકો જ માની શક્યા નહોતા. કારણ તેમણે જોયું કે કળાકારો નકલ કરતા હોય તોયે તેમાં કંઈક ફેરફાર કરે છે, પ્રકૃતિની હૂબહૂ પ્રતિકૃતિ અશક્ય છે એટલા માટે નહિ, પણ કોઈ વિશેષ ઉદ્દેશ્ય નજર સામે રાખીને જ તેઓ નિરૂપિત પ્રતિબિંબને બિંબનુંઅવિકલ અનુકરણ બનાવવા રાજી નથી હોતા. અનુકૃત માનવ અથવા પ્રાકૃતિક વિષય જોઈએ એટલો સુંદર નથી હોતો એટલે શું તેના નિરૂપણમાં કલાકાર વધારોઘટાડો -ઊનોક્તિ-અત્યુક્તિ કરતા હોય છે-જેથી તેમની સૃષ્ટિ ભગવાનની સૃષ્ટિને પણ મનોહારિતામાં ટપી જઈ શકે ? પણ જો એ જ ઉદ્દેશ્ય હોય તો તો કશાનું અનુકરણ અથવા અનુરૂપાયણ કરવાની જ શી જરૂર ? રંગ રેખા અને ધ્વનિનાં એવાં સંયોજનો કલાકાર જરૂર યોજી શકે જે પોતે આત્મસંપૂર્ણ હોય, જે બહારના કોઈ વિષયનો નિર્દેશ ન કરતાં હોય, કોઈ ઊંડા અર્થનું ઉદ્ઘાટન ન કરતાં હોય, જે પોતાના ઉપરની સપાટીના લાલિત્યથી જ રસિકચિત્તને મુગ્ધ કરતાં હોય. ડેકોરેટિવ આર્ટ બેશક આર્ટની કોટિમાં જ આવે — જોકે નીચામાં નીચી કોટિમાં. પરંતુ આર્ટમાત્રને ડેકોરેટિવ આર્ટ સાથે એકરૂપ ગણીને જેઓ એમ કહે કે काव्यं ग्राह्यमलंकारात् એવા લોકોની કોઈ પણ યુગમાં ખોટ નહોતી. અતુલ ગુપ્તની ભાષામાં કાવ્યવિચારના ક્ષેત્રમાં એ લોકો દેહાત્મવાદી ગણાય. માલાર્મેના વારંવાર ઉતારાતા વાક્યમાં પણ —

poetry is written with words, not ideas—

કલાના ક્ષેત્રમાં આ જ દેહાત્મવાદ પ્રત્યે પક્ષપાત છે એવું લાગવાનો સંભવ છે; પરંતુ માલાર્મે મૂળે સંગીત અને કાવ્યના સમીકરણમાં માનનાર હતા. અને સંગીતમાં કોઈ પણ અર્થયુક્ત શબ્દ વપરાયો ન હોય તોયે તેની ધ્વનિપરંપરા કેવળ શ્રુતિમધુર જ નહિ, અર્થવ્યંજનાધન પણ હોય છે. એલિયટે એક સમયે કહ્યું હતું કે, કાવ્યસમાલોચનાની પાયાની વાત એ છે કે

Poetry is excellent words in excellent arrangement and excellent metre,

કેમ જાણે એ લલિત પદવિન્યાસને કોઈ અર્થ ન હોત તો જ સારું થાત ! અત્યારના અનેક કવિઓ અર્થપ્રકાશ કરતાં અર્થગોપનમાં જ વધારે કુશળ છે એની કોણ ના પાડશે ? એલિયટે બેશક કહ્યું છે કે, કવિતાના અર્થનો બિલકુલ લોપ ન કરતાં થોડોઘણો અર્થ રાખવો સારો — એ અર્થ વાચકની સામે નાખી તેના મનને રોકાયેલું રાખી કવિતા પોતાના કામમાં આગળ વધી શકે છે — જેમ કોઈ ખાતર પાડનાર ચોર ઘરના પાળેલા કૂતરાની આગળ માંસનો ટુકડો નાખી પોતાનો હેતુ બર લાવે છે તેમ. પરંતુ વાચકની મનનશીલતાને ભોળવીને કવિઓ સહૃદયના હૃદયમંદિરમાં ખાતર પાડી પેસી જાય છે, તેને પણ એક પ્રકારની અર્થદ્યોતના કહીએ તો તેમાં 'અર્થ' શબ્દની અભિધા ઉપર ભારે જુલમ કર્યો કહેવાય ખરો ? મતલબ કે, કવિતાનો કોઈ સુનિર્દિષ્ટ આભિધાનિક અર્થ હોય કે ન હોય, બીજો એક ગૂઢતર અર્થ વહન કરવાની તેની શક્તિ છે, જેને જોરે તે

વિશ્લેષણ કરનાર મનની ચોકી વટાવીને, હૃદયના અંતઃપુરમાં પ્રવેશવાનો અધિકાર પામે છે. આપણા દેશના આલંકારિકોએ કાવ્યના બે પ્રકારના અર્થો કહેલા છે—એક તેનો વાચ્યાર્થ, એલિયટનો mince-meat માંસનો ટુકડો; બીજો તેનો વ્યંગ્યાર્થ, તેમની પરિભાષામાં જેને ધ્વનિ કહે છે. રસવાદીઓને મતે આ બે પ્રકારના અર્થો વચ્ચે મૌલિક ભેદ છે—એટલો મૌલિક કે પહેલાંને લૌકિક, અને બીજાને અલૌકિક એવું નામ આપતાં તેઓ ખંચાયા નથી: કવિતાનો એ અલૌકિક વ્યંગ્યાર્થ શો છે?

પશ્ચિમના આનંદમીમાંસકોમાં રસો જ પહેલા એવા હતા જેમણે કાવ્યનું રહસ્ય બાહ્ય જગતમાં શોધવાને બદલે અંતરના ઊંડાણમાં શોધ્યું, અને લગારે સંકોચ વગર જાહેર કર્યું કે કવિતા પ્રધાનપણે કવિના હૃદયાવેગનું જ વાહન છે. પરંતુ એમ તો વિલાપ પણ શોકાર્તની હૃદયાનુભૂતિને વ્યક્ત કરે છે અને શ્રોતાના ચિત્તમાં કરુણા જગાડે છે; તેમ છતાં શોકજન્ય રુદનને કોઈ મહામૂર્ખ પણ શોકનું કાવ્ય નહિ કહે. કલાની વિશેષતા બતાવવા માટે આપણે તોલ્સ્તોયનું શરણું લઈને એમ કહી શકીએ કે કલાકૃતિ એટલે અનુભૂતિનું સંક્રામણ, અર્થાત્ એવી અભિવ્યક્તિ જે શ્રોતાના ચિત્તમાં અનુરૂપ ભાવ જગાડે, ભિન્ન પ્રકારનો કોઈ આવેગનો ઉદ્રેક ન કરે. શોકના કાવ્યને જો આપણે દુઃખની અભિવ્યક્તિ કહીએ તો શોકાર્તના વિલાપને દુઃખનું પ્રદર્શન કહેવું જોઈએ. બીજું અને મોટું પાર્થક્ય એ છે કે, કલાકાર જે અભિવ્યક્ત કરે છે તે કોઈ રોજિંદી અનુભૂતિ નથી હોતી; કારણ—ઉદાહરણ તરીકે—શોકનો વિક્ષોભ, પરેશાની, પ્રબળતા, ચાંચલ્ય, ક્રિયાકારિત્વ કશું જ તેમાં હોતું નથી. શોક ભલે તેવો વિપુલ કે ગંભીર હોય તોયે કાવ્યમાં તેનું રૂપ અત્યંત શાંત, અત્યંત સ્નિગ્ધમધુર હોય છે. વર્ડ્ઝવર્થે કહ્યું હતું કે—

Poetry is emotion recollected in tranquillity.

ટ્રાન્કિવલ તો ખરું, પણ કશું યાદ આવવાની સુદૂરતા, વિગતતા અથવા અસ્પષ્ટતા કાવ્યના આધેયમાં હોતી નથી, કાવ્યમાં જે પ્રગટ થાય છે તે અત્યંત ઉપસ્થિત હોય છે, તે સ્વ-ક્ષેત્રમાં અને સ્વ-ભાવે અત્યંત ઉજ્જ્વળ હોય છે. તેમ છતાં હૃદયાવેગના કોઠામાં તેને નાખી ન શકાય, દૈનંદિન જીવનના પ્રવાહમાં તેનો જોટો મળવો મુશ્કેલ છે. આલંકારિકો એવું માનતા કે, આપણા હૃદયમાં જે મૂળ ભાવો રહેલા છે તેનું વિશેષ એક પ્રકારનું રૂપાન્તર કવિકર્મથી સધાતાં તેઓ રસમાં પરિણત થાય છે. રોજિંદા જીવનના ભાવો જ્યારે કોઈ વ્યક્તિના હૃદયને વિક્ષુબ્ધ બનાવી દે છે ત્યારે તે ભાવો તે વ્યક્તિના જ હોય છે, એમાં કોઈ શંકા હોતી નથી. કાવ્યાનુભૂત રસ એની તુલનાએ અનેકગણા વધુ નૈર્વ્યક્તિક (ભિન્નગત) અને સાધારણીકૃત હોય છેઃ "મારા છે એમ લાગે છે તેમ છતાં જાણે મારા નથી, પારકાના છે, પણ સંપૂર્ણપણે પારકાના પણ કહી શકાય એમ નથી." (સાહિત્ય દર્પણ.) વ્યાવહારિક જીવનની અનુભૂતિ જ્યારે કાવ્યવર્ણિત રસમાં પરિણમે છે ત્યારે આપણે તે અનુભૂતિઓ દ્વારા અભિભૂત ન થઈ જતાં જાણે કોઈ એક ઉચ્ચતર સ્તર ઉપરથી તેમનું ધ્યાનસ્નિગ્ધ રૂપ પ્રશાંત સમાહિતિમાં જોઈએ છીએ—ઉપનિષદમાં કહેલા પેલા પરમસાક્ષીની પેઠે જ, જે श्रोत्रस्य श्रोत्रम् मनसो मनः છે.

If in real life we had to endure all those emotions through which we live in Sophocles' Oedipus or in Shakespear's King Lear we should scarcely survive the shock and strain. But art turns all these pains and outrages, these cruelties and atrocities, into a means of self-liberation, thus giving us an inner freedom which cannot be attained in any other way.
—Cassirer, 'An Essay on Man', p. 149.

એટલે જ આલંકારિકોએ રસલોકને અલૌકિક કહ્યો છે અને રસાસ્વાદને પરબ્રહ્માસ્વાદસચિવ માન્યો છે.

ભિનિવાદના મૂળ વાક્યને અભિનવગુપ્તે એકમાત્ર સમાસબદ્ધ-પદમાં ગૂંથી દીધું છે, જેનો અર્થ ગુજરાતીમાં એવો થાય કે રસ એટલે પોતાની આનંદમય સંવિતના આસ્વાદનરૂપ એક વ્યાપાર. રવીન્દ્રનાથે પણ એનો જ પડઘો પાડી એક જગ્યાએ કહ્યું છે, "રસમાત્રમાં જ, અર્થાત્ બધા પ્રકારના હૃદયબોધમાં જ આપણે વિશેષ ભાવે પોતાને જ જાણીએ છીએ, એ જાણવામાં જ વિશેષ આનંદ આવે છે." ('સાહિત્યેર પથે', પૃ. ૫૦)

પરંતુ આપણી સંવિત્ એક સ્વયંસંપૂર્ણ સ્વાશ્રયી વ્યાપાર નથી. માકર્સ-એંગલ્સના શબ્દોમાં તેને જડ જગતનું મુકુરબિંબ કહેવું એ બેશક સોહંવાદની જ ઊલટી બાજુ થઈ, અને ભ્રાંતિવિલાસમાં બંનેનું મૂલ્ય સરખું છે તેમ છતાં એટલું તો માનવું જ પડશે કે આપણી ચિન્મય સત્તાનો પ્રત્યેક વ્યાપાર — પછી તે ઇન્દ્રિય-પ્રત્યક્ષ હોય કે એષણાવાસના અથવા સુખદુઃખબોધ હોય — બધું જ પોતાને અતિક્રમીને બહારના કોઈ વિષય, જડ વસ્તુ કે નિર્વસ્તુક તત્ત્વ, પ્રિયાના મુખ કે પરમેશ્વરના ચરણ તરફ નિર્દેશ વહન કરતો હોય છે. સંવિત્ વિષયીધર્મી છે, એનો અર્થ એ કે તેનું અસ્તિત્વ કોઈ ને કોઈ વિષયસાપેક્ષ છે. ઉદાહરણ તરીકે, દુઃખ નામે કોઈ સ્વતંત્ર મનોવ્યાપાર નથી, સંતાનના મૃત્યુસંવાદની શ્રુતિપ્રત્યક્ષચેતનાના એક વિશેષ વર્ણપ્રલેપને જ દુઃખ કહેવામાં આવે છે; તે જ પ્રમાણે સુખ એ પ્રિયતમાના પ્રસન્નવદનની ઉપલબ્ધિની એક દીપ્તિચ્છટા છે. એટલે કાવ્યને હૃદયાવેગની અભિવ્યક્તિ કહીને અટકી જઈએ તે નહિ ચાલે, તે આવેગ જે વિષયમાંથી જન્મ્યો છે, જે પરિસ્થિતિ ઉપર તેનો આધાર છે, તેની વાત પણ સાથે સાથે આવી પડે છે.

અહીં સ્વાભાવિક રીતે જ એવો પ્રશ્ન થાય કે જે વિષયને અનુલક્ષીને આપણો હૃદયાવેગ આકાર પામે છે તે વિષય મનઃકલ્પિત પણ હોઈ શકે, વાસ્તવ જગતમાં તેનું કોઈ સ્થાન હોવું જ જોઈએ એવું નથી. એ વાત સાચી કે એમ હોઈ શકે છે, અને પરીકથા, બાળકોને રીઝવવાનાં જોડકણા, નૉનસેન્સ વર્સ વગેરેનો રસ એવો તો રસિકચિત્તને વિભ્રમમાં નાખે એવો હોય છે કે બાહ્ય જગતની કોઈ અર્થવ્યંજના તેમાં ન હોય તોયે તેનું મૂલ્ય ઘટતું નથી! પરંતુ કોઈ પણ ગુરુભાર રસઘન 'કલાસર્જન'ને બાહ્ય વિશ્વથી એ રીતે સંપર્કચ્છિન્ન કરીને ચિત્તૈકધર્મીરૂપે કલ્પી શકાતું નથી. સ્વયં અભિનવગુપ્ત પણ છેવટે જતા એવું કલ્પી શકયા નહોતા. "અભિનવે જોકે કાવ્યાર્થને રસ કહ્યો છે અને કાવ્યનું એકાંત તાત્પર્ય રસમાં જ છે એમ અત્યંત સ્પષ્ટ રીતે સ્વીકાર્યું છે તો પણ એ રસ મારફતે સમગ્ર વિશ્વની એક અંતર્દષ્ટિ પ્રગટે છે અને કવિ પોતાના કાવ્ય મારફત વિશ્વભુવનના સત્યને નિત્ય નવોન્મેષિણી બુદ્ધિ દ્વારા રસસિક્ત કરી પ્રગટ કરીને ભગવત્પ્રાપ્તિ જેવો ચરમાનંદ પામે છે એમ તેઓ મુક્તકંઠે કહી ગયા છે." (સુરેન્દ્રનાથ દાસગુપ્ત – 'કાવ્યવિચાર, પૃ. ૧૩૬.) પાશ્ચાત્ય કલાકૈવલ્યવાદીઓ (art-for-art-sakist)માં સૌથી વધુ ઉલ્લેખયોગ્ય છે ચિત્રસમાલોચક ક્લાઇવ બેલ અને કાવ્યવિચારક બ્રેડલી. બેલે કલાના — ક્રમમાં ક્રમ દશ્ય કલાના — તાત્પર્યને એકાંત ભાવે કલાવસ્તુમાં જ બાંધી રાખવાનો, જીવનના અને ચિત્રબહારના સમગ્ર વસ્તુજગતના સ્થૂલહસ્તાવલેપથી યત્નપૂર્વક બચાવી લઈ તેનાં રંગ અને રેખાના એક વિશેષ સંયોજનને, — જેને તેઓ significant form કહે છે — તેને જ અંતિમ ગણવાનો પ્રકટતમ પ્રયત્ન કર્યો છે. 'સિગ્નિફિકન્ટ' શબ્દ જરા ગોટાળો ઊભો કરે છે, કારણ તેમાં વ્યંજક અને વ્યંજિત બંને ભેગાં રહેલાં છે. સ્વાભાવિક રીતે જ એવો પ્રશ્ન થાય કે શાની વ્યંજનાને કારણે કલારૂપ સાર્થક કોટિનું ગણાય?.. "રંગ અને રેખાનો કોઈ કોઈ વિન્યાસ આપણા મન ઉપર આટલી ઊંડી અસર શા માટે કરે છે — એવો પ્રશ્ન મેં મારી જાતને પૂછ્યો છે. એનો જવાબ કદાચ એ હોય કે સાર્થક કલાકારો રંગ અને રેખાના સંનિવેશ દ્વારા આપણા મનમાં પરમ સત્તાનો જ અનુભવ જગાડી શકે છે. આ જવાબ સ્વીકાર્ય છે કે કેમ એની મને ખબર નથી; જો હોય તો એમ

સમજવું કે સિગ્નિફિકન્ટ ફોર્મનો અર્થ એવું ફોર્મ જેની પાછળ આપણે કોઈ પરમ સત્તાનો આભાસ જોવા પામીએ." (ક્લાઇવ બેલ — 'આર્ટ ઇઝ આર્ટ', પૃ. ૫૪.) અને અંતે જતાં ક્લાઇવ બેલ પોતાના આ સૂચનને સ્વીકાર્યા વગર રહી શક્યા ન હતા. બ્રૅડલી પણ કાવ્યેતર કોઈ મૂલ્યનો ચેપ કાવ્યને ન લાગે એ માટે અત્યંત પ્રયત્નશીલ હતા. જે મતો પ્રમાણે કાવ્યને ધર્મનીતિના પ્રચારનું અથવા દાર્શનિક તત્ત્વ પ્રગટ કરવાનું વાહન માનવામાં આવતું હોય તે બધાને તેમણે સ્પષ્ટ શબ્દોમાં વખોડી કાઢેલા છે. તેમ છતાં ઉપસંહારમાં તેમને પણ સ્વીકાર કરવો પડ્યો છે કે ઉત્તમ કાવ્યનું ગંભીરતમ તાત્પર્ય કોઈ ગહ્વરેષ્ઠ મહા-સત્યની દિશામાં રસિકચિત્તને લઈ જાય છે.

About the best poetry, and not only the best, there floats an atmosphere of infinite suggestion. Its meaning seems to beckon away beyond itself, or rather to expand into something boundless which is only focussed in it; something also, which we feel would satisfy not only the imagination, but also the whole of us.... Poetry has in this suggestion, this 'meaning', a great part of its value.—'Oxford Lectures on Poetry', p. 26.

કલાકારના હૃદયરૂપી અંતઃપુરની ગલીકૂંચીઓમાં ફર્યા પછી આપણને ફરી પેલા બહારના જગતમાં જ આવવું પડ્યું. પણ એ પ્રત્યાવર્તનનો માર્ગ વૃત્તાકાર નથી, સ્પાઇરલ (શંખની રેખા જેવો) છે, કારણ, કલાકારનું કામ બાહ્ય જગતનું અનુકરણ કરવાનું છે એ પ્રાચીન ગ્રીક મત ઉપર આપણે પાછા આવતા નથી એ ચોક્કસ. બાહ્ય જગતની ઉપરની સપાટીની વાસ્તવિકતાનું નિરૂપણ નહિ, પણ તેના કોઈ ગભીર ગુહાહિત સાધન-દુર્લભ સત્યને આપણી હ્‌લાદકમયી ધ્યાનદૃષ્ટિ સમક્ષ કલાકાર પ્રગટ કરે છે. હેગલ એમ માનતા કે વિશ્વસત્તાનું યથાર્થ સ્વરૂપ એક પરમતત્ત્વ છે, જેમાં બધાં ક્ષુદ્ર ખંડિત સત્યનાં વિચ્છેદ અને દ્વન્દ્વ મટી જઈ સંપૂર્ણ સાયુજ્ય —એટલે જ પરિપૂર્ણ વાસ્તવતા—સધાઈ હોય છે. એ પારમાર્થિક પારમાત્મિક સત્તા (Absolute Spirit)નું પૂર્ણ સ્વરૂપ પ્રગટ કરવું કેવળ દાર્શનિકોને માટે જ શક્ય છે: કલા તો તેનો આંશિક આભાસ જ આપી શકે છે. આથી તેમણે રસોપલબ્ધિને પરાવિદ્યાનો પ્રાથમિક અને નીચામાં નીચો સ્તર કહેતાં સંકોચ અનુભવ્યો નહોતો. કલાસૃષ્ટિના એક વૈશિષ્ટ્યનો ઉલ્લેખ બેશક તેમણે કર્યો હતો: દાર્શનિક જ્યારે એ પરમ-સત્તાને મનન અને નિદિધ્યાસન દ્વારા એક મહત્તત્ત્વરૂપે જ જાણવાનો પ્રયાસ કરે છે, ત્યારે કલાકાર તેને રૂપ રંગ રેખા અને ધ્વનિમાં મૂર્ત અને પ્રાણથી ધબકતી બનાવીને તેની સાથે ઇન્દ્રિયાર્થસંનિકર્ષ સ્થાપન કરવા શક્તિમાન થાય છે. પ્રતીયમાન અને વાસ્તવ સત્તાનો ભેદ માર્ક્સે પણ સ્વીકાર્યો હતો: અને તેમને મતે સત્તાભાસની ઉપરની સપાટી ઉપરથી તેની અંતર્નિહિત વાસ્તવિકતાએ પહોંચવાનું ઉત્કૃષ્ટ વાહન ડાઇલેક્ટિક્સ છે. તે સત્તાનું યથાર્થ સ્વરૂપ આપણે માર્ક્સના વિજ્ઞાનથી, દ્વન્દ્વાત્મક અને ઐતિહાસિક જડવાદથી જાણી શકીએ છીએ. પરંતુ કલા પણ તે એક જ વાસ્તવસત્તાને તેના પોતાના માધ્યમમાં પ્રતિફલિત કરીને સહૃદય સમક્ષ ખડી કરે છે. હેગલ અને માર્ક્સ બંનેની સમાલોચનારૂપે હું એટલું કહેવા માગું છું કે દર્શન-વિજ્ઞાન અને કલાસાહિત્યનાં કેવળ માધ્યમો જ ભિન્ન છે એટલું જ નહિ, પ્રતિફલિત થતા વિષયમાં પણ ભેદ છે. અર્થાત્ બંને વચ્ચે જે ભેદ છે તે કેવળ આધારગત નથી, અથવા આધારગત પાર્થક્ય છે માટે જ તેમનું આધેય પણ એક નથી. વૈજ્ઞાનિક પોતાના વ્યક્તિપુરુષને, પોતાની ભાવનાવેદનાને, ગમાઅણગમાને પોતાના સત્યાન્વેષણમાંથી હઠાવી દેવાનો પૂરો પ્રયત્ન કરે છે, તે એવી વસ્તુસત્તાની શોધ કરતો હોય છે જે વિષયમાં હોય અને માટે વિષયીના અનુભવસાપેક્ષ ન હોય, અભિજ્ઞેય હોય પણ અભિજ્ઞાતાનિર્ભર ન હોય. બીજી બાજુએ,

કલાકારનું જગત તેના હૃદયથી રંગાયેલું હોય છે, તેનાં આનંદવેદના આશા-આકાંક્ષાના સ્પર્શથી ધબકતું હોય છે; તેના અંતર્લોકની સાથે તેનું બહિર્વિશ્વ અંગાંગીભાવે જોડાયેલું હોય છે, બંનેનું દ્વૈતાદ્વૈત હોય છે. કવિતા શબ્દોમાં કહેવું હોય તો કહી શકાય કે "માણસ સમસ્ત જગતને હૃદયરસની મદદથી પોતાની માનવતા દ્વારા પોતાનું બનાવી લે છે—સર્વત્ર તેનું સાહિત્ય સધાતું હોય છે. માણસો સર્વમેવાવિશન્તિ." એ વાત સાચી કે વિજ્ઞાન પણ મિથ્યાનું આવરણ ભેદીને સત્યને પામવા ઇચ્છે છે, કલાકારની પણ સાધના એ જ હોય છે; બંને પ્રતીયમાન વસ્તુમાંથી વાસ્તવ સત્તા તરફ જવા મથતાં હોય છે પરંતુ એમની સાધનાના માર્ગ એટલા તો ભિન્ન છે, દિશા નક્કી કરવાનાં સાધનો, સત્યનિરૂપણનાં કાટલાં એટલાં તો જુદાં છે કે અંતે તેઓ એક જ સત્યે જઈને પહોંચે છે એમ કેવળ શ્રદ્ધાને જોરે જ કહી શકાય, કોઈ યુક્તિપ્રમાણ ઉપર તેનો પાયો નથી. વિજ્ઞાનનું સત્ય સર્વસાધારણ, નિરપેક્ષ અને એ જ કારણે નિર્વસ્તુક (abstract) હોય છે; કલાકારનું સત્ય એટલી સાર્વજનીનતાનો દાવો કરતું નથી, પરંતુ તે વધુ વાસ્તવિક હોય છે. એનો અર્થ એ કે હું અનેકાન્તવાદમાં માનું છું. બેશક એ અનેકાંત સત્યો બધા વિરોધ અને વિચ્છેદ-ને અંતે કદાચ કોઈ એક મહાસત્યમાં જઈને ભળતાં હશે. પરંતુ એ તો ધર્મની માન્યતાની વાત થઈ, યોગજ પ્રત્યક્ષની બાબત થઈ. આપણા મોઢામાં એ વાત શોભતી નથી—કોઈ ડાયલેક્ટિક જડવાદીના મોઢામાં તો નહિ જ. કાવ્યના રસાસ્વાદથી આપણે વિજ્ઞાનના પરિમાણગત સત્યને પામતા નથી, વિજ્ઞાન-ના નિયમતંત્રની જાળમાં કાવ્યનું પરિમાણ-બહારનું સત્ય પકડાતું નથી, અને આપણે કોઈ ત્રીજા નેત્રના અધિકારી તો છીએ નહિ.

આજના જમાનામાં આપણે માણસની બહાર કોઈ પરમતત્ત્વ કે ચરમમૂલ્યની શોધ કરવા બિલકુલ ઇચ્છતા નથી. પશ્ચિમી 'ચિત્તજાગરણ (રેનેસાંસ) પછીથી માંડીને યુરોપમાં અને પરિણામે બીજા દેશોમાં પણ જે બધા દાર્શનિક મતો અને રાજકીય આંદોલનો ચાલુ થયાં છે—Humanism, Positivism, Utilitarianism, Marxism, Pragmatism વગેરે—તે બધામાં જ માણસનો જયજયકાર સાંભળવા મળે છે, આખા વિશ્વમાં એક-માત્ર માણસને જ સર્વોચ્ચ મૂલ્યના આધાર તરીકે જાહેર કરવામાં આવે છે. પરંતુ એ કયો માણસ? આંખ ઉઘાડતાં ચારે કોર અને પોતાની અંદર જે માણસને જોઈએ છીએ તેને ચરણે તો આપણાં હૃદયમનનો અર્ઘ્ય આપી શકીએ એમ નથી. તેનામાં દેવત્વ છે પરંતુ તેટલા જ પ્રમાણમાં અથવા તેના કરતાં પણ વધારે પશુત્વ પણ છે, તેના મહિમા-નો અવશ્ય સ્વીકાર કરીશું, પણ તેની જાતજાતની ક્ષુદ્રતા અને નીચતા પ્રત્યે શી રીતે આંખમીંચામણાં કરી શકાય? ઐતિહાસિક દૃષ્ટિએ યુગયુગાંતરની પટભૂમિકા ઉપર વિચાર કરીએ તો બેશક માલૂમ પડશે કે માણસમાં ક્ષુદ્રમાંથી મહત્ તરફ, પાર્થિવવૃત્તિ-માંથી દૈવી પ્રેરણા તરફ એક અનંતમાત્રાનો માર્ગ અંકાયેલો પડેલો છે—જોકે એ માર્ગ સર્વત્ર ઊર્ધ્વ-ગામી નથી, ક્યાંક અધોગામી, ક્યાંક વળી ઊંડા અરણ્યમાં ભૂલો પડેલો પણ જોવા મળે છે. અર્થાત્ ભૂતકાળના કે વર્તમાનના નહિ, પણ કોઈ એક અનિર્દિષ્ટ દુર્નિરીક્ષ્ય ભવિષ્યકાળના માણસને જ આપણે પરમમૂલ્યના આધાર તરીકે વંદન કરીએ છીએ. પરંતુ ભવિષ્યની વાત તો ભવિતવ્ય જ જાણે; આ ક્ષણે તેની ચિંતા ઘણે ભાગે કલ્પનાવિલાસ જ નથી શું? અથવા વર્તમાન કાળના માણસમાં પેલા અનાગત પુરુષોત્તમની જે ગાણિતિક સંભાવના માત્ર જોઈ શકીએ છીએ તેટલાથી આપણો સમગ્ર શ્રેયો-બોધ સંતોષાવાનો સંભવ ખરો? એટલે એવી શંકા થાય છે કે આપણા અત્યારના અત્યંત વ્યાવહારિક અને વસ્તુનિષ્ઠ મિજાજની સાથે એ ગાણિતિક અમૂર્ત તત્ત્વ પ્રત્યે આટલી બધી શ્રદ્ધા અથવા ઉત્સાહનો મેળ ખાશે ખરો?

પરંતુ વર્તમાનકાળને કાળના અનંત પ્રવાહથી, માણસના સુખમંગળ અને એથી પણ બૃહત્તર જે

નક્ષત્રોના પરિમંડળનો તે નિવાસી છે તેનાથી વિચ્છિન્ન કરીને જોવાનું કોઈ કારણ નથી. માણસના ઇતિહાસમાં જે અનંત દ્વન્દ્વાત્મક વિવર્તનની વાત જડવાદી માર્ક્સ, અને Infinite progress and infinite perfectibility of man સંબંધે જે વાત ભાવવાદી કોચેએ કહી છે, તે જ પ્રકૃતિની સાથે અંગાંગીભાવે સંકળાયેલી છે, અને પ્રાકૃતિક શક્તિઓના આશ્રયે જ અસ્તિત્વમાં આવે અને સંભવે એવી છે. પદાર્થવિજ્ઞાન ગમે એટલું કહે કે પ્રાકૃત જગતની એકંદરે ગતિ અવ્યવસ્થા ભણી છે, તાપમૃત્યુ નામે આખા જગતના વિનાશ તરફ છે; અને પ્રાણીલોકની અને માનવ ઇતિહાસની ઉત્ક્રાંતિ (ઇવોલ્યૂશન) એ એક અપ્રત્યાશિત અકસ્માત (chance event) છે, ભૌતિકનો વ્યતિક્રમ એટલું જ નહિ પ્રતિક્રમ છે, તેમ છતાં થર્મોડાઇનેમિક્સના એ સિદ્ધાંતને હું પણ એડિંગ્ટનને અનુસરીને વૈજ્ઞાનિક ઘાલમેલ સિવાય બીજું કશું માની શકતો નથી. વિશ્વવ્યાપારને સંપૂર્ણપણે સ્ટેટિસ્ટિકલ વિધાને અથવા અવિધાનનું ક્ષેત્ર સમજવાને પરિણામે સૃષ્ટિ-સ્થિતિ-પ્રલયનું જે રૂપ કોઈ કોઈ પદાર્થ-વિજ્ઞાનીના લખાણમાં પ્રગટ થાય છે તે ઘણુંખરું આ જાતનું છે:

There was once a brainy baboon
Who always breathed down a bassoon;
  For he said, 'It appears
  That in billions of years
I shall certainly hit on a tune.'

આની વિસ્તૃત ચર્ચા અહીં અપ્રસ્તુત ન હોવા છતાં અસંગત લાગશે. જેને કુતૂહલ હોય એવા વાચકે એડિંગ્ટનના ગ્રંથ 'ન્યૂ પાથવેઝ ઑફ સાયન્સ'માંથી 'ધિ એન્ડ ઑફ ધિ વર્લ્ડ' નામનું પ્રકરણ વાંચી જોવું.

માર્ક્સવાદીઓની પેઠે હું પણ વિશ્વપ્રકૃતિને એક ડાયલેક્ટિક ઉત્ક્રાંતિ-માર્ગના પ્રવાસી રૂપે જ જોઉં છું. તે લોકોની સાથે એકમત થઈને બેશક હું એમ માનતો નથી કે આ માન્યતાને ઘટતો વૈજ્ઞાનિક પાયો છે. કદાચ ભવિષ્યનો કોઈ વ્હાઇટહેડ અથવા કોઈ સોવિયેત મહાવિજ્ઞાની એવા એક નવા જ પદાર્થ-વિજ્ઞાનનો પાયો નાખવા શક્તિમાન થશે જેનો સિદ્ધાંત વિશ્વપ્રગતિને અનુકૂળ હશે; પરંતુ અત્યાર સુધી તો એ મતનું સમર્થન દાર્શનિક જિજ્ઞાસામાં જ શોધવું પડે એમ છે; ખાસ કરીને મૂલ્ય દર્શનની શોધમાં—થરમોડાયનેમિક્સના દ્વિતીય વિધાન-વિડંબિત પદાર્થવિજ્ઞાનમાં નહિ. માર્ક્સના દર્શનની અનુપ્રેરણાથી આધુનિક પદાર્થવિજ્ઞાનથી ઊલટો મત સ્વીકારવાની મને ફરજ પડી છે, તેનું કારણ એવા કોઈ મતવાદ સિવાય આપણા શાશ્વત મૂલ્યબોધનો પાયો મને શોધ્યો જડતો નથી. नान्यः पन्था विद्यते એમ તો હું નહિ કહું, પરંતુ બીજો માર્ગ છે logical positivist લોકોની પેઠે શ્રેય અને સુંદરને વ્યક્તિગત ખયાલ કહીને ઉડાવી દેવાનો; અથવા પહેલાંના naturalist લોકોની પેઠે બધાં ચરમ મૂલ્યોની વ્યાખ્યા આપણી જૈવ વૃત્તિઓની સુપરિકલ્પિત તૃપ્તિ સાધવામાં શોધવી રહે.

માણસ એવો આશ્ચર્યમય જીવ છે કે એ જીવમાત્રની પેઠે જ દેહ અને વંશનું રક્ષણ કરવાને ઉદ્યોગી હોવા છતાં કેવલ પ્રાણધારણથી એને સંતોષ નથી; બલકે એથી એને ગ્લાનિ જ થાય છે, અને ક્રમમાં ક્રમ આજના જમાનામાં જૈવ વૃત્તિની પૂરેપૂરી ચરિતાર્થતાને પણ તે સભ્યતા અને સંસ્કૃતિનો પ્રાથમિક સ્તર જ માનતાં શીખેલો છે. એમ કહી શકાય કે જીવનની પૂર્ણતા જૈવવૃત્તિના તર્પણમાં પ્રાપ્ત થતી નથી, માનવવૃત્તિના સાર્થક વિકાસમાં પ્રાપ્ત થાય છે. એ વાત સાચી છે, અને કલા, જ્ઞાન, વ્યક્તિગત અને સર્વ માનવગત પ્રેમ—એ બધાને જ આપણે વિશિષ્ટરૂપે માનવવૃત્તિની સાર્થકતા પામવાના ક્ષેત્ર તરીકે જાણીએ છીએ. ઉપર કહેલી બે પ્રકારની (જૈવ અને માનવ) વૃત્તિઓ વચ્ચે એક મૂલગત ભેદ ધ્યાનમાં રાખવા જેવો છે. જૈવવૃત્તિ અંધપણે પોતાની તૃપ્તિ અર્થાત્ બાધામુક્ત સ્ફુરણ શોધે છે, શાથી તેની તૃપ્તિ થાય એમ છે, તે વસ્તુની પ્રકૃતિ કેવી છે, પોતાની મર્યાદા કેટલી છે, એ બધાની તેને કશી પડી નથી. એકંદરે જે તેને વધુ તૃપ્તિ આપે તેના તરફ જ તેને વધુ આકર્ષણ હોય છે, પરંતુ

માનવવૃત્તિઓની સાર્થકતા પોતે જ સ્વપર્યાપ્ત નથી હોતી, તેને માટે તે પોતાની બહાર એવી કોઈ સત્તાની ઉપલબ્ધિ ઇચ્છે છે જે તેને પોતાના મૂલ્ય અને મહિમાથી સમૃદ્ધ લાગતી હોય. જ્ઞેય વિષયનું એટલે કે વિશ્વબ્રહ્માંડનું પરમ મૂલ્ય જો આપણે મનથી ન સ્વીકારીએ તો શુદ્ધ જ્ઞાનપિપાસાનો કશો અર્થ જ રહેતો નથી. એ વાત ફરીથી કહેવાની જરૂર નથી કે, પ્રયોજિત વિજ્ઞાન આપણા જ્ઞાનની શોધનો બહુ નજીવો ભાગ છે. તેવી જ રીતે કલાસર્જન દ્વારા આપણે જે બહિર્વિશ્વને જાણીએ છીએ તે પણ આપણી સમક્ષ બીજા પ્રકારના (નાંદનિક અથવા aesthetic) પરમ મૂલ્યનો દાવો કરતું આવે છે. એ સંબંધમાં પણ ફરી કહેવાની જરૂર નથી કે, કલા અને સાહિત્યમાં આપણે — કલાકાર અને ભાવક આપણી અનુભૂતિને પ્રગટ કરીએ છીએ ખરા, પરંતુ તે અનુભૂતિ કોઈ નિરાલંબ સ્વપર્યાપ્ત વસ્તુ નથી હોતી. વાસ્તવપલાયની દૃષ્ટિસૃષ્ટિવાદી કલાતત્ત્વના સૌથી મોટા આચાર્ય ક્રોચેએ પણ અંતે જતાં સ્વીકારવું પડ્યું હતું કે

Feeling is not a particular content, but the whole universe sub specie intuitionis. — 'Essence of Aesthetics', p. 40

ટૂંકમાં, તદ્દન 'મિરરઇમેજ' ન કહીએ તોયે હું માર્ક્સવાદીઓની સાથે એકમત છું કે જેમ દર્શન-વિજ્ઞાન તેમ કલા-સાહિત્ય પણ કોઈ ને કોઈ વાસ્તવ સત્તાની ઉપલબ્ધિમાંથી જ જન્મે છે. અને તેના પાયા ઉપર જ હું એમ કહેવા માગું છું કે કલા અને જ્ઞાનને આપણે જીવનમાં જે મહાન મૂલ્ય આપીએ છીએ તેની મારફતે વાસ્તવતા પ્રત્યેનો જ આપણો મૂલ્યબોધ અભિવ્યક્ત થાય છે. વિજ્ઞાન ટેક્નોલૉજી (યંત્રવિદ્યા) મારફતે આપણા જીવનધારણને મદદ કરે છે — એ એનું વ્યાવહારિક મૂલ્ય થયું; પરંતુ એનું ચરમ મૂલ્ય તો ત્યારે મળે છે જ્યારે તે તે ચરમ મૂલ્યના આધારરૂપ વિશ્વસત્તાની સાથે આપણો યોગ સાધે છે. તે જ રીતે, સાહિત્ય સમાજવિપ્લવ લાવી શકે, વર્ગવિહીન સમષ્ટિવાદી રાજ્યવ્યવસ્થા ઊભી કરવામાં તે આપણને મદદ કરી શકે — એ તેનું વ્યાવહારિક મૂલ્ય થયું. પરંતુ તેની સાચી સાર્થકતા તો તે મનની સાથે વિશ્વનું જે સાહિત્ય સાધે, વિશ્વનું જે પરમમૂલ્યઘન રૂપ નૈમિત્તિક જીવનની સ્થૂલ દૃષ્ટિ સમક્ષ અનુદ્ઘાટિત રહે છે, તેને રસાભિસિક્ત ચિત્ત સમક્ષ આવરણમુક્ત કરે એમાં રહેલી છે.

માર્ક્સવાદી કદાચ એમ કહેશે કે, જ્ઞાની અને કલાકાર જે વાસ્તવ સત્તાની ઉપલબ્ધિમાં પોતાના પરમ મૂલ્યબોધની સાર્થકતા શોધે છે તેનું જ નામ સમાજ. કંઈ નહિ તોયે સાહિત્યના ક્ષેત્રમાં તો એ લોકો એવું કહે છે. વ્યક્તિ માણસનું સમ્યક્ સ્ફુરણ બેશક સમાજમુખી અને સમાજનિર્ભર હોય છે. પરંતુ વ્યક્તિના મનની પાર સમાજના મન જેવું કશું નથી. વ્યક્તિસમૂહનાં સુખદુઃખ અને હિતાહિતથી જુદાં કોઈ સામાજિક મંગલ-અમંગલની, આપણે કલ્પના કરી શકતા નથી. એટલે માર્ક્સવાદીએ પણ એટલું તો માનવું પડશે — સ્વયં માર્ક્સ તો માનતા જ — કે ભિન્ન ભિન્ન વ્યક્તિના જીવનમાં valueનો આવિર્ભાવ (માર્ક્સના શબ્દોમાં free development of each) થયા વગર આખા સમાજમાં પણ તે થવો શક્ય નથી. ઉપરાંત, મેં પહેલાં જ કહ્યું છે કે મનુષ્ય વિશ્વપ્રકૃતિથી કોઈ વિચ્છિન્ન વસ્તુ નથી. સમાજમાં જો પરમ મૂલ્યનો ઉદય થયો હોય તો તે, જાગતિક નિયમને આધારે જ થયો છે; સર્વદેશકાળ-માં વ્યાપ્ત જે બૃહત્તર મૂલ્ય છે તેનો જ એક ઘની-ભૂત આવિર્ભાવ તે સામાજિક મૂલ્ય. એ પણ કહેવાઈ ગયું છે કે, વ્યક્તિ હોય કે સમાજ હોય, તેના વર્તમાન અસ્તિત્વને આપણે ચરમ મૂલ્યના આધાર તરીકે સ્વીકારી શકતા નથી. ભવિષ્યના પૂર્ણતર મૂલ્યવિકાસની સંભાવના રૂપે જ, તેની આજની ખંડિત અને વિકૃત સત્તાનું આપણી આગળ મૂલ્ય છે. અને ક્ષણકાલની દૃષ્ટિએ જે સંભાવના માત્ર છે તે જ મહાકાલની દૃષ્ટિએ વાસ્તવ છે. મહાકાલ (eternity) શબ્દને ભાવવાદી દર્શનની વાક્છટા તરીકે જો ઉડાવી દઈશું તો આપણે જીવનની એક બહુ મોટી અનુભૂતિનો અસ્વીકાર કરીશું.

માણસનું મન એવું આશ્ચર્યમય વસ્તુ છે, જે એકી સાથે ક્ષણિક તરંગોથી ક્ષુબ્ધ અને શાશ્વત કાળની પ્રશાંતિથી अपामिवाधारमनुत्तरंगम् હોય છે. ઉપસ્થિત ક્ષણ અને મહાકાલનું આ દ્વન્દ્વમય સાયુજ્ય કેવળ દાર્શનિક ચિંતનમાં જ નહિ સાર્થક કાવ્યાનુભૂતિમાં પણ સ્થાન પામ્યું છે.

*At the still point of the*
turning world. Neither
flesh nor fleshless;
Neither from, nor towards;
at the still point, there
the dance is,
But neither arrest nor move-
ment. And do not call
it fixity,
Where past and future
are gathered.

—T. S. Elliot,
'Four Quartets', p. 9.

મહાકાલની એ સ્થિતપ્રજ્ઞ દૃષ્ટિ ચાલુકાળની વહેતી અનુભૂતિને ખંડિત કરતી નથી, તેને પરિવ્યાપ્તિ અને પૂર્ણતા જ અર્પે છે. જો કોઈ શાંકર વેદાન્તી મહાકાલની ઉપલબ્ધિમાં વિભોર બનીને ચાલુ કાળના જગતને માયાની સૃષ્ટિ કહીને ઉડાવી દઈ કર્મસંન્યાસ ધારણ કરવાની વાત કરે, તો તેની વાત જેમ અસ્વીકાર્ય થશે તેમ બધા ક્ષણકાલવાદીઓની વાત પણ અમાન્ય થશે, જેઓ ધ્યાની અને જ્ઞાની પ્રત્યે કટાક્ષ કરીને માત્ર કર્મમાર્ગની ઉપસ્થિત કાલમાં મર્યાદિત સાધનાનો મંત્ર જપી ગયા છે—

Philosophers have so far interpreted world; the point is to change it.

શાશ્વત કાળની દૃષ્ટિએ જોતાં તેની મૂલ્યહાનિ, અપૂર્ણતા અને અસિદ્ધિ સ્પષ્ટ દેખાઈ આવે છે. પરંતુ કુત્સિતની અંદર પણ સુંદરને જોવું, અપૂર્ણની અંદર પણ પૂર્ણતાનું ધ્યાન ધરવું, ક્ષુદ્ર ક્ષુદ્ર અસિદ્ધિઓની સામે પણ મહત્‌ની સાધનાની દીપશિખાને બુઝાવા ન દેવી—એ જ મહાન કલાકારની મૂળ પ્રેરણા હોય છે.

We begin to live only when we have conceived life as a tragedy—

કંઈ નહિ તોયે કવિના જીવનમાં યેટ્સની આ ઉક્તિ અક્ષરે અક્ષર સાચી છે. ટ્રૅજડીનો અર્થ બેશક મૂલ્યનો સમૂળગો વિનાશ એવો નથી; સાહિત્યમાં અને જીવનમાં જેઓ સિનિકના વિક્ષોભથી જર્જરિત થઈ ગયા હોય છે અને જેઓ ટ્રૅજિક ઉપલબ્ધિ દ્વારા ખૂબ સ્નિગ્ધ થઈ ગયા હોય છે તેમની વચ્ચે આભજમીનનું અંતર છે. જે કવિનું ચિત્ત પરમ મૂલ્યની સાક્ષાત્ ચેતનાથી સમુન્નત થયું હોય તેની નજરમાં જ તે મૂલ્યનો આંશિક કે ક્ષણિક વિલોપ ટ્રૅજડીરૂપે દેખા દે. શેક્સપિયરના નાટકનું વૈશિષ્ટ્ય દર્શાવતાં મિડલટન મરીએ લખ્યું છે—

When Shakespeare has pronounced that life is 'a tale told by an idiot, full of sound and fury, signifying nothing', he is not left, as other men would be, *naked to the cold wind* of eternity.

*

વ્યક્તિત્વનો અનંત વિકાસ, અને શાશ્વત સત્ય અને સુંદરની ઉપલબ્ધિની સાધનામાં વ્યક્તિનું આત્મસમર્પણ—એ બેની વચ્ચે જે વિરોધ નજરે પડે છે તે ઉપર ઉપરનો છે; અનુભૂતિના વધુ ઊંડાણમાં ઊતરીને જોઈએ તો એ બંને વચ્ચે આશ્ચર્યજનક સંગતિનો અનુભવ થશે. પ્રેમી જેમ પોતાની જાતને અર્પી દઈને જ પોતાને પામે છે; પ્રેમાસ્પદની વ્યક્તિસત્તાનું મૂલ્ય જ્યારે તેની આગળ સરગ અને એકમેવાદ્વિતીયમ્ બની જાય છે, ત્યારે જ તે પોતાના વ્યક્તિત્વના ગરીયતમ મૂલ્યની સૌથી વધુ પ્રત્યક્ષભાવે ઉપલબ્ધિ કરે છે—એ પણ તેવું જ છે. કવિ અને પ્રેમી સરખા છે એવું જે શેક્સપિયર કહી ગયો છે તેની સાર્થકતા મને લાગે છે કે આમાં જ છે. બંનેના અનુભવના મૂળમાં એક પ્રકારનો દ્વૈતાદ્વૈત સંબંધ

રહેલો છે, પોતાને સમર્પી દઈને પોતાની જાતને પામવાનો વિસ્મય રહેલો છે. કાવ્યની અનુભૂતિ અને પ્રેમના અનુભૂતિ વચ્ચે એક ખૂબ મોટો ફરક પણ રહેલો છે, તેનો અહીં ઉલ્લેખ કરવાની જરૂર છે; પ્રેમની બાબતમાં ઔચિત્ય (appropriateness)-નો કોઈ પ્રશ્ન જ ઊઠતો નથી; અર્થાત્ કોઈનો ઊંડામાં ઊંડો પ્રેમ, પૂરેપૂરો પ્રેમ જો કોઈ એવી એક વ્યક્તિ ઉપર ઊતરે જેને આપણે — ઇતરે જનાઃ — ગુણલેશહીન અને અનેક દોષથી ભરેલી માનતા હોઈએ, તોયે આપણે એમ ન કહી શકીએ કે આમ થવું ઉચિત નહોતું, અથવા એ પ્રેમને કેવળ ભ્રાંતિ માની લઈ તેને અવજ્ઞાની નજરે જોતા નથી. પરંતુ કલા-સાહિત્યના ક્ષેત્રમાં ઔચિત્યનો વિચાર અનિવાર્યપણે કરવો જ પડે છે. અધમ કાવ્યને ઉત્તમ સમજીને જો કોઈની રસાનુભૂતિમાં ઊભરો આવે તો શું આપણે એમ નહિ કહીએ કે આ રસબોધ અહીં ભૂલભરેલો અને અનુચિત છે, અને માટે વખોડવા લાયક છે? કોઈ પણ સાર્થક કલાકૃતિના આસ્વાદ વિશે સાર્વજનીનતાનો એક વણબોલ્યો દાવો હોય છે કલાકાર અને ભાવકના ચિત્તમાં; તે દાવાને સાબિત કરી શકાતો નથી, સર્વત્ર તે સ્વીકારાતો પણ નથી, તેમ છતાં તેની ઉપસ્થિતિની ઉપેક્ષા થઈ શકતી નથી. પરંતુ કોઈ પ્રેમી — તેની પ્રિયાના અમાપ મૂલ્યની બાબતમાં તેના પોતાના મૂલ્યાંકન અનુસાર ગમે તેટલો નિઃસંશય હોય — મનનો ગુપ્ત ખૂણામાં પણ એવો દાવો સેવતો નથી કે બીજાઓના મૂલ્યાંકનમાં તેનું સમર્થન મળશે જ. તેમ છતાં આ ઉપરથી જો એવું અનુમાન કાઢવામાં આવે કે કાવ્યાનુભૂતિ પૂરેપૂરી વિષયનિષ્ઠ છે, તેનું સત્યાસત્ય કોઈ વૈજ્ઞાનિક સિદ્ધાંતની પેઠે સુસ્પષ્ટ સીમારેખા દ્વારા વિભક્ત છે, અને પ્રેમ કેવળ વિષયીગત અને વ્યક્તિગત બાબત છે, અવાસ્તવ લાગણીનો ઊભરો માત્ર છે, તેમાં કોઈ યાથાર્થ્યનો અંગીકાર નથી, તો એ ભારે ભૂલ થશે. પહેલાં જ કહેવામાં આવ્યું છે કે, કવિનું જગત તેનું એને કલ્પી કાઢેલું જગત નથી એ ખરું, પણ તેને કવિના અને સહૃદયનાં ચિત્તનિરપેક્ષ વૈજ્ઞાનિક વસ્તુ-સત્તારૂપે પણ ગણવાનું નથી; બહારનું વિશ્વ અને મનની ભાવનાવેદના તેમાં એકાકાર થઈને ભળી ગયાં હોય છે. દાર્શનિક પરિભાષામાં તેને વિષય-વિષયીગત કહી શકાય — જોકે એવો કોઈ શાસ્ત્રીય પ્રયોગ મારા જાણ્યામાં નથી. મારે મતે કલાવસ્તુનું એથી પણ વધુ સમુચિત વર્ણન શાંકર વેદાંતના (જુદા જ ઉદ્દેશથી વાપરેલા) 'સત્યાનૃતમિથુનીકૃત' શબ્દથી કરી શકાય. એ સત્ય અને અનૃત બેશક દાર્શનિક-વૈજ્ઞાનિક વિચારસંમત સત્ય અને અનૃત છે, નહિ તો કાવ્યાનુભૂતિના પોતાના ક્ષેત્રમાં તો કવિતા સંપૂર્ણ સત્ય જ હોય છે. પ્રેમ પણ એવી જ એક સત્ય-મિથ્યાના મિશ્રણરૂપ વસ્તુ છે.

પ્રેમની વ્યાખ્યા આપતાં એક અમેરિકન દાર્શનિકે લખ્યું છે —

Love may be defined as any activity which finds its end and value in the maintenance and increase of value in another mind.

— Parker, 'Human Values', p. 177

આ વ્યાખ્યામાં અમેરિકી કર્મકુશળ અને કર્મપ્રિય મનની છાપ અત્યંત સ્પષ્ટ છે; તેમ ન હોત તો પ્રેમની એક પ્રધાન બાજુ જે અક્રિય છે, ધ્યાનદૃષ્ટિનિર્ભર (contemplative) છે, જેમાં પ્રેમપાત્રના જીવનમાં મૂલ્યનું સંવર્ધન અથવા સંરક્ષણ નહિ, પણ તેના વ્યક્તિત્વના પોતાના મૂલ્યની ઉપલબ્ધિ અને તેનો સંભોગ કરવાનું જ મહત્ત્વનું છે — તે બાજુ પાર્કરની વ્યાખ્યામાંથી બાદ કેમ રહેત? કોઈ પણ વિષયના મૂલ્યને મૂલ્યગ્રાહી ચેતનાનો વ્યાપારમાત્ર માનવો એ મારે મતે ભૂલ છે; પરંતુ એ વાત પણ સ્વીકાર્યા વગર છૂટકો નથી કે, તથ્ય વસ્તુની પેઠે તે સંપૂર્ણપણે વિષયગત નથી, વિષયમાં રહેવા છતાં તે વિષયીનો અનુભવસાપેક્ષ છે, અર્થાત્ મૂલ્ય છે તેમ છતાં કોઈ ચેતનામાં તેની ઉપલબ્ધિ થઈ નથી, કોઈ રસિક-ચિત્તે તેને પોતાના અનુભવમાં ગ્રહણ કર્યું નથી, એવું કલ્પી પણ શકાતું નથી. પરંતુ વ્યક્તિસ્વરૂપનું મૂલ્ય તે વ્યક્તિની જ ઉપલબ્ધિનો વિષય બની શકે

નથી: તેનો બધો જ મૂલ્યબોધ બહિર્મુખી હોય છે, અન્ય વિષય, ઘટના કે વ્યક્તિ તરફ નિર્દેશાયેલો હોય છે. પોતાની વ્યક્તિસત્તાના મૂલ્ય સંબંધે જે વ્યક્તિ પોતે જ જાગ્રત અને રસાભિષિક્ત હોય તે આત્મકેન્દ્રિત અને અહંપૂર્ણ બની જાય છે, પરિણામે અનિવાર્યપણે તેના વ્યક્તિત્વની અવનતિ થાય છે, વ્યક્તિસત્તાનું મૂલ્ય ઘટી જાય છે. જેને આપણે માનવપ્રેમ અથવા ભ્રાતૃભાવ કહીએ છીએ તેમાં બીજાં બધાં વ્યક્તિત્વોનો સ્વીકાર અને મૂલ્યગ્રહણ છે ખરાં, પરંતુ વિશેષ વ્યક્તિની વિશિષ્ટ વ્યક્તિસત્તાનું જે મૂલ્ય, તેની યથાર્થ ઉપલબ્ધિ તેમાં નથી હોતી. માનવપ્રેમનો ભાવ ઘણું ખરું આવો હોય છે: 'તું', અર્થાત્ ગમે તે કોઈ માણસ, 'તારા વ્યક્તિત્વનું સાચું સ્વરૂપ ગમે તે હોય, તેનું મારે કામ નથી, પરંતુ તારા વ્યક્તિત્વના વિકાસમાં—તે બીજાના વ્યક્તિત્વના વિકાસમાં અવરોધરૂપ ન થતો હોય તો—હું યથાશક્તિ તને મદદ કરીશ.

આપણે જે ભાવ અને અર્પણાને પ્રેમ એવું નામ આપીએ છીએ (માનવપ્રેમની પ્રતિતુલનામાં જેને વ્યક્તિપ્રેમ નામ આપી શકાય) તેમાં જ કોઈ વિશેષ એક માણસના વ્યક્તિસ્વરૂપના વૈશિષ્ટ્યની અને તેના સ્વકીય મૂલ્યની ઉપલબ્ધિ અને તેનું રસાસ્વાદન જોવા મળે છે. 'ગમે તે વ્યક્તિનું વ્યક્તિત્વ ગમે તેવું હોય'—એવો ભાવ નહિ; અનન્ય, અતુલનીય

> તુમિ જે તુમિઇ, ઓગો
> સેઇ તવ ઋણ
> આમિ મોર પ્રેમ દિયે
> શુધિ ચિરદિન.

(તું તો તું જ છે. એ મારું ઋણ હું હંમેશ મારા પ્રેમ વડે ફેડી રહ્યો છું.)

પ્રેમાસ્પદના વ્યક્તિસ્વરૂપનું અંતર્નિહિત મૂલ્ય અને તેના વિકાસના વિશિષ્ટ માર્ગની શોધ જ પ્રેમીની સાધના છે, તે વ્યક્તિસ્વરૂપના પૂર્ણતર ઉન્મેષને ખાતર આત્મસમર્પણ કરવામાં જ પ્રેમીનો આનંદ છે.

અહીં એવો પ્રશ્ન ઊઠી શકે કે, પ્રેમી શું પ્રેમપાત્રની વ્યક્તિસત્તાનું કોઈ ગભીરતર, બીજાને અગોચર અંતઃસ્વરૂપ જોવા પામે છે, કે પછી બધું જ તેના મોહમુગ્ધ મનનું સર્જન હોય છે—"આમિ આપન મનેર માધુરી મિશાયે તોમારે કરેછિ રચના?" જેમ આર્ટમાં, તેમ પ્રેમમાં પણ, કેટલું આપણને બહારથી મળે છે અને કેટલું અંતરમાંથી મેળવી લઈએ છીએ, એને વિશે ચર્ચા થઈ શકતી નથી. કોલિંગવુડે આર્ટની ચર્ચામાં કહ્યું છે તે જ અવિકલ પ્રેમની બાબતમાં પણ સાચું છે:

The distinction between what we find and what we bring is altogether too naive.— 'Principles of Art', p. 150.

કલાકૃતિ કેવળ કલાકારના મનનું જ પ્રતિબિંબ નથી—સમગ્ર વિશ્વભુવનનું એક સત્યરૂપ આપણે તેમાં જોવા પામીએ છીએ—આગલી ચર્ચાનો એ નિર્ણય સર્વસંમત ન હોય તોયે ઘણાને તે અસ્વીકાર્ય નહિ લાગે એમ ધારું છું. કલાકારની અંતર્દૃષ્ટિની અથવા બોધિની, કંઈ નહિ તોયે આંશિક સત્યતા જેઓ માની લેવા તૈયાર હોય છે તેઓ પણ ઘણાં દાખલાઓમાં પ્રેમીને અનુરૂપ સંમાન આપવા રાજી નથી હોતા. એ અનિચ્છામાં સહેજ અન્યાય છૂપો રહેલો નથી? આપણે પોતાના પ્રેમને અને બીજાના પ્રેમને બરાબર એક જ નજરે જોવા ટેવાયેલા નથી. જ્યારે બીજાના પ્રેમનો વિચાર કરવાનો હોય છે ત્યારે જ આપણે પ્રેમપાત્રનું જે રૂપ પ્રેમીના શારીર અને મનશ્ચક્ષુ સમક્ષ પ્રગટ થયેલું હોય છે, તેને કોઈ મોહાવિષ્ટ વ્યક્તિનો ખ્યાલ કે સ્વપ્ન કહીને ઉડાવી દેવાનો આગ્રહ રાખીએ છીએ. પોતાના પ્રેમની વાત હોય ત્યારે એવો વિચાર કે નિર્ણય સંભવિત લાગતો નથી; જો એ સંભવિત હોય તો તે પ્રેમના અસ્તિત્વની સંભાવનાને જ અમુક અંશે ખંડિત કરશે. પ્રિયાના અત્યંત આશ્ચર્યજનક શરીર-મનનું રૂપ પોતાના જ મનની માધુરી વડે પોતે જ રંગેલું છે, ખરું જોતાં તે લાખો માણસોમાં એક અત્યંત સામાન્ય વ્યક્તિ હોય છે, તેની સત્તા રૂપમાં અને ગુણમાં તુચ્છમાંયે તુચ્છ હોય છે—એ વાતનો

કેવળ મૌખિક-નહિ, આંતરિક સ્વીકાર પોતાના પ્રેમનું માત્રાગત અને ઘણે ભાગે ગુણગત પરિવર્તન લાવશે એવો મારો વિશ્વાસ છે. એવી મોહમુક્તિ પછી — જો એને મોહમુક્તિ કહેવી હોય; તો — તેના વડે પોતાની શારીરિક વાસના તૃપ્ત થઈ શકે, સાંસારિક પ્રયોજન સિદ્ધ થઈ શકે, તે પોતાની સહકર્મિણી, સહધર્મિણી અને સચિવ થઈ શકે, પરંતુ તેના પ્રત્યે પોતાના હૃદયાવેગના ભાવવિન્યાસમાં પેલી સ્વર્ગીય સુષમા પછી નહિ રહે, જે એ હૃદયાવેગને બીજી બધી અનુભૂતિથી ઊંચે લઈ જઈને પ્રેમની વિશિષ્ટતા અર્પે છે.

એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે હું એવી જાતનો કોઈ મત મૂળે જ સ્વીકારતો નથી જેમાં વૈજ્ઞાનિક વિશ્લેષણને નામે પ્રેમની વ્યાખ્યા આપતી વખતે તેને ગિરિસા અથવા બળૌપણા (will to power)નો એક પ્રકાર બનાવી દેવામાં આવે છે. પ્રેમની સાથે કોઈ એક અથવા એકથી વધુ જૈવવૃત્તિઓનું સમીકરણ માંડવું એ કાં તો અપવિજ્ઞાન છે અથવા અતિવિજ્ઞાન છે, અર્થાત્ વિજ્ઞાનીને માટે અનધિકાર ચર્ચા છે. અને અંતે જતાં કંઈ નહિ તોયે પોતાના પ્રેમની બાબતમાં એવા કોઈ સર્વનાશ કરનારા તત્ત્વવિલાસમાં આપણું મન માનતું નથી. એનો અર્થ એ કે પ્રેમીની અંતર્દષ્ટિની કંઈ નહિ તોય આંશિક સત્યતા આપણે પ્રકારાન્તરે સ્વીકારીએ છીએ, સંપૂર્ણ પ્રાતિભાસિક કહીને તેને ઉડાવી દઈ શકતા નથી; એમ માની લઈએ છીએ કે પ્રેમ એકી સાથે આંધળો અને ત્રીજા નેત્રવાળો હોય છે. પણ એટલું જ પ્રેમપાત્રના બધા દોષો પ્રત્યે અંધતા, અથવા તેના વ્યક્તિત્વમાં પૃથ્વીના બધા જ મોટા ગુણોનો આરોપ, પ્રેમને માટે કદી આવશ્યક નથી હોતાં; ખરું જોતાં એ પ્રેમની કચાશ જ પુરવાર કરે છે. જે ખરેખર અત્યંત આવશ્યક છે તે એટલું જ કે બધા દોષ, ત્રુટિ, અભાવ અને વિકારની પાછળ પ્રિયાના સ્વરૂપ અને વ્યક્તિસ્વરૂપની પાછળ ખૂબ ઊંડે ઊંડે એવી એક પૂર્ણતા જોવી, જે અનન્યભાવે તેની જ હોય, જે બીજાની નજરમાંથી છટકી જવા છતાં, પ્રેમીનો દૃષ્ટિભ્રમ નથી, બલકે એકમાત્ર તેની જ પ્રેમપૂર્ણ અંતર્દષ્ટિ આગળ પ્રગટ થાય એવી છે, જે પૂરેપૂરી મોજૂદ નયે હોય, કેટલોક અંશ ભવિષ્યના ઇંગિતરૂપે જ જોવાનો હોય — જે ભાવિ પૂર્ણતાના વિકાસનો માર્ગ તેને પ્રેમની પ્રદીપશિખા જ બતાવીને દોરી જવાની છે. કલાકાર પણ તે જ રીતે જ્યારે પોતાની ધ્યાનદૃષ્ટિ વડે જગતને જુએ છે, ત્યારે સુંદરને જ જુએ છે. જોકે તેની આસપાસ માણસોમાં અને પ્રકૃતિમાં પણ જે કંઈ કુત્સિત, ગર્હિત અને નિંદાપાત્ર હોય છે તેનો અસ્વીકાર કરવાનું તેને પ્રયોજન નથી, બલકે મહાકવિ તો આપણે તેને જ કહીએ છીએ જેના અંતરમાં वेदाहमेतं पुरुषं महान्तं आदित्यवर्णं तमसः परस्तात् ગાજ્યા કરે છે. કેવળ પરસ્તાત્ નહિ, તમસની વચ્ચે પણ.

[1] બીજી એક દૃષ્ટિએ પ્રેમી કલાકારનો અથવા કલાકાર પ્રેમીનો સગોત્ર છે. આપણે જે કંઈ કરીએ છીએ, તે પોતાના સુખને માટે કરીએ છીએ, આપણા મોટામાં મોટા કાર્યનો પણ અંતિમ ઉદ્દેશ આત્મતુષ્ટિ હોય છે — એવો એક ચિત્તાકર્ષક મતવાદ ગયા સૈકાના ઉત્તરાર્ધમાં પાશ્ચાત્ય નીતિશાસ્ત્રમાં ખૂબ જ પ્રબળ બન્યો હતો. દર્શનથી મોટા પ્રમાણમાં વિચ્યુત હોવા છતાં એનો પ્રભાવ દર્શનની મર્યાદા વટાવી જનપ્રિય સાહિત્યકારોના લખાણમાં આજે પણ ખાસો જોવા મળે છે. નીતિશાસ્ત્રની આ સુખવાદી અપવ્યાખ્યામાં કલાકૃતિની પેઠે પ્રમાણમાં શોખની વસ્તુ ગણાય એવી કૃતિઓ પણ સમાઈ જશે એમાં આશ્ચર્ય શું? બસો વર્ષ પહેલાં ડ્રાયડને જે કહ્યું હતું —

Delight is the chief, if not the only, end of poesy—

તેના પડઘા આજે પણ જુદા જુદા કંઠમાંથી સંભળાય છે. એમને માટે સ્વાભાવિક રીતે જ રુદ્ર અથવા કરુણ રસાત્મક સાહિત્ય જેમ કે, King Lear, Crime and Punishment, 'શ્યામા' વગેરેનું મૂલ્યાંકન એક મોટી સમસ્યારૂપ થઈ પડે છે. એ બધી રચનાઓ વાંચતાં

આપણું ચિત્ત પુલકિત થાય છે એમ તો કહી શકાય એમ છે જ નહિ. તેમ છતાં સર્વાનુમતે કાવ્યના મૂલ્યવિચારમાં તેમનું સ્થાન ઘણું ઊંચું છે. નાછૂટકે એ લોકો કબૂલ કરે છે કે પુલક સંચાર કરવાની શક્તિ નહિ, પણ આહ્લાદ આપવાની શક્તિ એ મહાકાવ્યનો ગુણ છે; અને એ આહ્લાદ અથવા રસાનંદ અને બીજી જાતનાં સુખો વચ્ચે એક સૂક્ષ્મ પરંતુ સ્પષ્ટ સીમારેખા દોરવાની ફરજ પડે છે. મારે મતે સીધેસીધું એમ કહી દેવું એ જ સારું કે રસની અનુભૂતિની જાત જ જુદી છે, સુખદુઃખના ભાવગ્રામમાં તેનું સ્થાન નથી. પ્રેમની બાબતમાં પણ શું એ જ સાચું નથી? પ્રેમીમાત્ર જાણે છે કે પ્રેમના આઘાતમાં પણ તીવ્ર આનંદ અને આનંદની અંદર પણ મર્માન્તિક વેદના ઓતપ્રોત રહેલી હોય છે. પ્રેમાનુભૂતિ પણ ખરું જોતાં સુખદુઃખ હર્ષવિષાદાદિના પરિપ્રેક્ષ્યમાં વિચારવાની અથવા સમજવાની વસ્તુ નથી, એ અનુભૂતિ બીજી જ જાતની છે. એટલે જ તો પ્રેમના વર્ણપટનું સાચું વર્ણન કરવાની ભાષા આપણને જડતી નથી, મનોવિજ્ઞાનની સૂક્ષ્મતર પરિભાષા પણ તેના ઉપલબ્ધ ઐશ્વર્યનો પરિચય આપવામાં ભૂલી પડે છે કોઈ અબૂઝ સખીનો કૌતૂહલભર્યો પ્રશ્ન પીછો છોડે જ નહિ તો તેને આ સિવાય બીજું શું કહી શકાય—

સખી, કી પુછસિ અનુભવ મોય
સેહ પિરીતિ અનુરાગ બાખાનિતે
તિલે તિલે નૂતન હોય.

(હે સખી, તું મને અનુભવ શું પૂછે છે! તે પ્રીતિ અને અનુરાગ વર્ણવવા જતાં ક્ષણે ક્ષણે નવાં થતાં જાય છે.)

૧૯૫૬ અનુ૦ નગીનદાસ પારેખ

## સાભાર સ્વીકાર

ભાષાન્તર નિધિ: ભાવનગર

સત્તા (નવું સામાજિક વિશ્લેષણ) લે. બર્ટ્રાન્ડ રસેલ, અનુ૦ યશવંત શુક્લ, રૂ. ૭–૫૦

જગતના એક મહાન ચિંતકની કલમે અદ્યતન યુગની એક જટિલ સમસ્યા ઉપર વેધક પ્રકાશ.

આપણી લૂંટાતી ધરતી: લે. ફેરફિલ્ડ ઓસ્બોર્ન, અનુ૦ મૃદુલા મહેતા. રૂ. ૩–૫૦

માણસના સમગ્ર પ્રકૃતિ સાથેના અને ખાસ તો બીજી જીવંત સૃષ્ટિ સાથેના સંબંધનાં અનેક ચિંતનાત્મક પાસાઓ.

અન્ય પ્રકાશકો

સ્વાતંત્ર્ય સંગ્રામના લડવૈયા: (ગુજરાત રાજ્ય) પરિચય ગ્રંથ: ૧. પ્ર. માહિતી ખાતું, ગુજરાત સરકાર, અમદાવાદ–૧૫

પરદેશી અંગ્રેજી શાસન સામે ગાંધી પ્રણીત લોકક્રાંતિમાં ઝુકાવનારાઓમાંથી ૫૪૪ નરનારીઓના જીવનની ટૂંકી નોંધ

ગુજરાતમાં ગાંધીયુગ (ઐતિહાસિક અને સાહિત્યિક અવલોકન) વ્યાખ્યાતા: કાકાસાહેબ કાલેલકર. સંપાદક: અમૃતલાલ માણેક; પ્ર. મુંબઈ યુનિવર્સિટી, મુંબઈ, રૂ. ૫–૫૦

મુંબઈ યુનિવર્સિટીના ઉપક્રમે અપાયેલાં પાંચ વ્યાખ્યાનો.

શ્વેતક્રાંતિ લે. શિવજીભાઈ જે. પટેલ. પ્ર. ગુજરાત રાજ્ય ગો સંવર્ધન પરિષદ, દહેગામ. (કિંમત છાપી નથી)

"ગાયના વિકાસ વિના હરિયાળી ક્રાંતિ અસ્થિર રહેવાની છે—" એવા સ્પષ્ટ અભિગમ સાથે દુધાળ-ક્રાંતિ (શ્વેતક્રાંતિ) અંગેનું અભ્યાસપૂર્ણ વિવરણ.

લોકનીતિ: વિનોબા, પ્રકાશક યજ્ઞપ્રકાશન, વડોદરા-૧

"ભારતની રાજકીય સ્વતંત્રતા મળ્યા છતાં સામાજિક, નૈતિક અને આર્થિક સ્વતંત્રતા સિદ્ધ કરવાની બાકી છે"—એવા અભિગમ સાથે રાજ્ય–સુરાજ્ય સ્વરાજ્ય, લોકશાહી અને કલ્યાણરાજ્યના અનેક પાસાઓની સંકલિત રૂપે રજૂઆત.

# વિવેચનની સામ્પ્રત તરાહો—૧ | સુમન શાહ

## : FLAPS :

આપણા સાહિત્યવિવેચનનો 'છેલ્લામાં છેલ્લો પ્રકાર ફ્લૅપિયા વિવેચનોનો છે. જૂની-નવી પેઢીની અધવચ્ચે ઊભેલા, સાંસારિક લાલસાઓથી દોરવાયેલા, છેલ્લા દાયકાના એક બેજવાબદાર કમજોર વિવેચક વર્ગની વિકાસપ્રક્રિયા, તપાસનારને માટે આ પરિણામથી અચરજ પામવાપણું રહેતું નથી. એઓએ ઊભી કરેલી કૃશકાય, નિર્વીર્ય પરિપાટી પાસેથી આવું જ કશુંક છોગિયું 'વિવેચન' અપેક્ષિત હતું. પશ્ચિમમાં પુસ્તકોનાં ફ્લૅપ ઉપર શ્રદ્ધેય વિવેચકોનાં અવલોકનોમાંથી કેટલાંક સચોટ, પુસ્તકની દિશા ખોલતાં કહેનારાં, ને તેથી લગભગ એક શુદ્ધ જાહેરાત જેવાં અવતરણો છાપવામાં આવે છે. ફ્લૅપ પરનું આ લખાણ જે તે લેખકોની પ્રતિભાનો, ઉપરાંત, તે જેમાં પ્રગટ્યું હોય તે સામયિકની શાખ-પ્રતિષ્ઠાનો, લાભ પણ પામતું હોય છે. વાચકને, ઓછામાં ઓછું, પુસ્તક હાથમાં પકડવા જેટલા ઉત્સાહની તો એમાંથી પ્રેરણા મળે જ છે. અથવા ક્યારેક સાવ ઊલટું જ બનવાનો સંભવ છે—ઉતાવળિયા વાચકો અવળો નિર્ણય પણ લેતા હોય છે. ટૂંકમાં, આ ઉદ્ધરણોને શ્રદ્ધેય એવા પરિપૂર્ણ વિવેચનની કોટિમાં કોઈ મૂકતું નથી. એનું જે કંઈ મૂલ્ય છે તે એના સમગ્ર રૂપમાં ત્યાં સ્પષ્ટ છે. છાપાંમાંની Book-Reviewની કૉલમમાંનાં લખાણ, સાહિત્યિક, ગંભીર સામયિકોમાંની અવલોકન-પરિપાટીઓ અને કૃતિ કે કર્તાનું સઘન વિવેચન-અધ્યયન—આ ત્રણ વચ્ચેની ભેદરેખાઓ ત્યાં હજી લુપ્ત થઈ નથી—થશે પણ નહિ. વિવેચનની જુદી જુદી કક્ષાઓ ત્યાં આવશ્યક શિસ્તથી સમૃદ્ધ થતી રહી છે.

આપણે ત્યાં હમણાં હમણાં લખાતાં ફ્લૅપ-વિવેચનોનું સ્વરૂપ આપણી વિવેચનપ્રવૃત્તિ વિશે આપણને ગંભીરતાથી વિચારતા કરી મૂકે છે. સાંભળ્યું છે તે પ્રમાણે ફ્લૅપ ઉપર લખી આપનારા તો મળી આવે જ છે—પરંતુ ફ્લૅપ ઉપર અમુક વ્યક્તિ બે શબ્દ પાડી આપે તે વાતનો, ખંત અને ચીવટથી પેલો લેખક વિચાર કરે છે—એટલું જ નહિ યોજના ઘડે છે ને તેમાં સફળ પણ થાય છે. વાતને ખૂબ હળવી બનાવી દેતી એ બિરાદરી જણાવે છે કે આ તો માત્ર અભિપ્રાય છે ને એનું ઝાઝું મૂલ્ય નથી. પોતાના તાજા પુસ્તકની સાથે આવો 'માત્ર અભિપ્રાય' છાપવાનું પસંદ કરનારાઓની ચતુરાઈ પાછળનું લૉજિક સમજાય તેવું છે.

પંડિતયુગના, અભ્યાસનિષ્ઠ, માર્ગસૂચક અને એટલા જ 'ખરેખરી' ટીકા કરનારા ઉપોદ્‌ઘાતોનો કે પ્રવેશકોનો આપણા 'સમયમાં' અધઃપાત થયો. વળી સાથે સાથે, છેલ્લા દાયકામાં 'ઉત્થાન' પામેલ સર્જક-મિજાજને લીધે, તથા પોતાના સર્જન ઉપર જ મદાર બાંધી નિરાંત જીવઃ થવાની વૃત્તિને લીધે વડીલ પંડિતના અહેસાનમાં દબાઈ જવાનું નવોદિતોએ ઇરાદાપૂર્વક ટાળ્યું. એટલું જ નહિ; આખી પ્રવેશક પ્રવૃત્તિ નિંદ્ય ગણાઈ. તેમ છતાં પણ, નવાઓમાંના કેટલાકોએ મર્યાદાસહજભાવે 'પ્રવેશક'ના બેઉનિષાદ શસ્ત્રને બીજી જોવાની કાપુરુષતા તો દાખવી જ;

વળી લબ્ધપ્રતિષ્ઠ વિવેચકોએ પણ પોતાની કીર્તિના આ ધોવાણને વિકાસનો પર્યાય માની નવોદિતોને આંગળીએ વળગાડવાનું મુરબ્બીકર્મ ચાલુ જ રાખ્યું. સર્જકતા-શોધક અને કૃતિનિષ્ઠ વિવેચનપદ્ધતિના એક નંબરના પુરસ્કર્તાઓને પણ લાચારભાવે પ્રવેશકની ભીખ માગતા આપણે જોયા, તો વળી કેટલાકોને વિવેચકપદના જૂનાણાને બચાવી-સાચવી રાખવા માગી માગીને પણ પ્રવેશકો લખતા જોયા. વચમાં, મિત્રો પાસે સર્જનસૃષ્ટિનો પરિચય કરાવતા આસ્વાદ-લેખો લખાવીને પુસ્તકને છેડે મૂકવાની એક તંદુરસ્ત રસમ, આ દૂષણની અવેજીમાં, જન્મી હતી ખરી. પરંતુ અવેજીમાં જન્મી હતી તેથી જ કદાચ દૂષણ ભૂંસી શકાયું નહિ — માત્ર દૂષણનું રૂપ બદલાયું. વળી આ પ્રકારમાં બીજી પણ મુશ્કેલી હતી. મિત્ર કવિ કે વાર્તાકારની સર્જકતા ખરા દિલથી પૂરી સજ્જતાથી ચીંધી બતાવવાની હતી, મર્યાદાઓ પણ સ્પષ્ટપણે સ્પષ્ટ કહેવાની હતી. આ મુકાબલો પણ આપણાથી ઝાઝો વખત જીરવાયો નહિ. અંગતતાના ગેરલાભ પણ આવા આસ્વાદોને મળેલા એમ કહેવાય છે. આસ્વાદમાં મૌલિક જેવું એના લેખકનું નિજી વ્યક્તિત્વ કે સમૃદ્ધ વેદનશીલતા ધરાવતું ભાવજગત આ પ્રકારમાં જવલ્લે જ ઉપલબ્ધ થયું. તુલનાત્મક પરિપ્રેક્ષ્યોનો અભાવ પણ આમાં ભાગ ભજવતો હતો, કેમ કે સરખાવવા યાદ આવે એવું ભરપૂર વાચન પણ આસ્વાદક પાસે ભાગ્યે જ હતું. એ પ્રવૃત્તિની અવેજીમાં હવે, આપણે ફ્લેપ ઉપર આવી ગયા. અહીં ટૂંકમાં અભિપ્રાય આપવાનો હોય છે તેથી ઘણી વાર આખી ચોપડી વાંચવાના શ્રમમાંથી પણ ઊગરી જઈ શકાય છે. ટીકા કરવાનો અવકાશ આ રચનામાં નથી એમ નહિ પણ એવું કોણ કરે ? પુસ્તકના પ્રોડક્શનનો સમગ્ર પરિવેશ ફ્લેપલેખકને ભોળો બનાવી દે છે — નમ્રતાથી એ લેખકના પ્રકાશન ઉત્સવમાં સહકારી અને સદ્ભાગી બનતો હોય છે. આ બેહૂદી 'સક્રિયતા' પુસ્તક પ્રગટ્યા પછી એને વિવેચનારના 'સક્રિય તાટસ્થ્ય'થી સાવ સામે છેડેની છે. પેલા ઉપોદ્ઘાત કે પ્રવેશકમાં ટીકાના ઓઝામાં ઓછા એક ફકરાની અપેક્ષા તો લખાવનાર રાખતો — જ્યારે અહીં, એવો કશો ભ્રમ નથી. અહીં માત્ર વખાણની જ ગૅરન્ટી છે! આમ બંને પક્ષે વિવેચન નામે એક પ્રકારની વંધ્ય નપુંસકતાનો સંચાર થતો જણાય છે. પ્રવેશકસંગ્રહો તેમ હવે ફ્લેપસંગ્રહો પણ આપણને મળવાના અથવા વિવેચનસંગ્રહમાં એનો એક વિભાગ મળવાનો — 'વિવેચન' લખ્યું હોય ને સંગ્રહસ્થ ન કરે તો તે પછી 'વિવેચક' શાનો?— ફ્લેપને વિવેચનની એક કક્ષામાં ગણાવી લેવાનો થોડોક ઉપક્રમ કરવો પડે એટલું જ! અને એ વાત કંઈ અઘરી નથી.

ઉપોદ્ઘાત, પ્રવેશક આસ્વાદ કે ફ્લેપ માત્ર, એક તૂત છે એમ કહેવાની મૂર્ખતા તો ભાગ્યે જ કોઈ કરે. તો વળી એમ પણ ન જ કહી શકાય કે દરેક પુસ્તક નાગું પૂગું કશા પણ આવરણો-ઉપરણાં વિના પ્રગટવું જોઈએ—એની સાથે કશું વિવેચન મુકાય જ નહિ. હા, કોઈના પણ ટેકાની, સમર્થનની કે સહિયારાની પરવાહ ન કરનારા વીરલા તો વિરલ જ મળ્યા છે. પરંતુ મૂળ વાત આ બધા પ્રકારોમાં આપણે ત્યાં તો મોટે ભાગે ગૂંચવાતી જ રહી છે. ઉપોદ્ઘાત લખતારાઓમાંના કેટલાકોએ બિનજરૂરી પાંડિત્યના પ્રદર્શન કાજે, હાથ આવેલી ચોપડીનાં પાનાંનો અને તેના લેખકનો દુરુપયોગ પણ કરેલો. પ્રવેશકોમાંની મુરબ્બીવટો તો ખૂબ ખૂબ જાણીતી છે; પછી આપણે મિત્રવટના જમાનામાં આવ્યા ને અભેખમો મિલાવવાની રસમમાં કૃતિ વિશેના આપણા સાચુકલા સંસ્કારો જેમાંથી વાંચી શકાય તેવા કોઈ કલાનુભવને નિર્ભેળ રીતે વર્ણવી શક્યા નહિ; કલાનો અનુભવ ન થતો હોય તો તેમ કહેવાનું પણ આપણને ભાગ્યે જ ફાવ્યું છે. સાહિત્યવિષયક સર્જક અને સમજેની સમાનતામાંથી જન્મેલી મૈત્રીને આપણે કુંવારી, અકબંધ રાખી શક્યા નથી—એનો પ્રત્યેક વખતે એક-મેકને સ્થાપવા-ઉથાપવામાં ઉપયોગ કર્યો છે. એ બધા પ્રપંચમાં ભુલાતો ગયો તે 'કલા'પદાર્થ. કૃતિના પ્રથમ ઉપભોક્તા તરીકેનો કશો પણ નિર્વ્યાજ અનુભવ આપણને કેટલા ઉપોદ્ઘાતો કે પ્રવેશકો કે આસ્વાદો-

દેશોની મહદ્દી પ્રજા આ નાનકડા રાષ્ટ્રમાં એકઠી થઈ છે. અહીંની પવિત્ર ભૂમિ પર જેનો જન્મ થયો છે તે ઇઝરાયલી પ્રજા ખૂબ ગર્વિષ્ઠ બનીને ફરે છે. તેઓ 'સાબ્રા'ના નામથી ઓળખાય છે. સાબ્રા એટલે કે થોરિયું, જેનું ફળ બહારથી કાંટાળું પણ અંદરથી મુલાયમ હોય છે. સાબ્રાની આખી પેઢીને માટે એવું કહેવાય છે કે તેઓનાં જીવન અતિ કઠણ અને ખરબચડાં હોય છે, પણ તેમનાં હૈયાં ઉઘાડે તો અતિ કોમળ, પણ ઉઘાડનાર જોઈએ. તેમાંય, કીબુત્ઝના યુવાનો માટે આ વિશેષપણે લાગુ પડે છે. કીબુત્ઝ તો એક સહકારી ગામડું, જ્યાં બધું જ સહકારી. ખાનગી મિલકતને કોઈ જ સ્થાન નહિ. આવા કીબુત્ઝોમાં દેશની ૪ ટકા પ્રજા વસે છે, પરંતુ દરેક ક્ષેત્રમાં નેતાગીરી પૂરી પાડનારા કીબુત્ઝોમાંથી આવે છે. કીબુત્ઝના યુવાનને વર્ણવવો હોય તો હું આ રીતે વર્ણવું : ખેતરમાં કામ કરીને, સાંજે મેદાની રમતો રમીને શરીરે પૂરો કસાયેલો, આકર્ષક શરીર-સૌષ્ઠવ, સાંસ્કૃતિક દૃષ્ટિએ પણ ઉત્તમ રીતે કસાયેલો, ભારે શિસ્તધારી. જ્યારે બીજી બાજુ મનમોજી, કોઈનો ડર નહિ, ઓછાબોલો, સ્વમાનનો ટુકડો, પોતાનું સ્વમાન અને દેશના સ્વમાન વચ્ચે કોઈ આડો આંક નહિ. ઇઝરાયલના સમાજમાં સર્વોચ્ચ શિરોમણિ જેવું સ્થાન પામેલ કીબુત્ઝનાં આ લાડીલાં સંતાનોએ તેમનાં વડવાઓની જેમ, કદાચ તેથી પણ આગળ વધીને સમાજસેવા અને દેશભક્તિના શપથ લીધા છે. તેવી પ્રજા પોતાના દેશ અને તેના ઇતિહાસની વિગતોથી સંપૂર્ણ સજ્જ છે. પોતાના વ્યક્તિત્વના પણ ભોગે નિશ્ચિત સામાજિક અને નૈતિક ધોરણો સ્વીકારેલ સુગ્રંથિત સમાજના આ સભ્યોને મળવું એ દેશના ખાટું નિષ્ણાતોને મળવા બરાબર છે. આમ જોઈએ તો આ બધાં યુવાન યુવતીઓ એક સરખાં જ લાગે : કીબુત્ઝની શાળામાં ભણ્યાં, સાથે ખેતીવાડીનું જ્ઞાન અને તાલીમ લીધાં, અઢાર વર્ષની વયે ત્રણ વર્ષ માટે લશ્કરમાં જોડાયાં (છોકરીઓ ૨૦ માસ માટે), ત્યાંથી કીબુત્ઝમાં પાછાં આવ્યાં અને મોટેરાઓની સાથે સમૂહજીવનમાં જોડાઈ ગયાં.

૧૯૬૭માં ૭ દિવસના યુદ્ધ સમયે લશ્કરના મોટા ભાગના સૈનિકો ૧૮થી ૨૫ વચ્ચેની વયના હતા. લશ્કરની દરેક શાખામાં કામ કર્યું, સૈનિકથી માંડીને લેફ્ટનન્ટ કર્નલ સુધીની કક્ષા ભોગવનાર એ જ સામાન્ય યુવાનો હતા, કોઈ સેન્ડહર્સ્ટના નિષ્ણાતો નહોતા.

૭ દિવસનાં યુદ્ધની વાત કરતાં મોર્દેખાઈ નામના બીજા એક યુવાને મને કહ્યું કે,

"યુદ્ધ પછીના વિજય સમારંભો એટલા બધા જોરશોરથી ચાલ્યા કે અમારાં અંગત લાગણી-વિચાર-વમળને અમે કોઈ વાચા આપી ન શક્યા. ઘેર જઈને અમારી પેઢીએ લશ્કરી પોશાક ઉતારી અભરાઈએ ચડાવી દીધો અને અમે ચૂપચાપ રોજિંદા કામમાં લાગી ગયા. ઝાઝું બોલવું નહિ, તત્ત્વજ્ઞાન ડહોળવું નહિ, એવું માનતી આ પેઢીને માટે નિઃશબ્દ રહેવું સ્વાભાવિક હતું. રેડિયો પર, સમાચારપત્રોમાં અમારી પેઢીના ઇન્ટર્વ્યુ લેવાતા. સંસ્મરણોની ઝીણામાં ઝીણી નોંધ રાખવામાં આવતી. તેમાં પણ યુદ્ધને બાહ્ય સ્વરૂપે જ ઉલ્લેખવામાં આવતું: મારા હિસાબે તો યુવાન પેઢીનું તે મૌન જ હતું. યુદ્ધમાં અમે શું કર્યું તેની જ વાતો હતી, અમને શું લાગ્યું તેનો શબ્દોચ્ચાર સરખો નહોતો. મારા કેટલાક મિત્રો યુદ્ધના પડઘાને હજુ પણ યોજી રહ્યા હતા. લખાણો, છબીઓમાં ક્યાંક તેમના અનુભવો પડઘો શોધી રહ્યા હતા. મારા એક મિત્રે મને કહ્યું કે એકેય ચિહ્ન વિના યુદ્ધને મારે છોડવું નહોતું. શરીર પર એકાદ ઘાવ પણ રહ્યો હોત તો તેની દ્વારા મારા હૃદયના ઘાવને હું ઓળખત. પણ હું શું શોધી રહ્યો છું, તે જ હું જાણતો નહોતો. 'મે બી સ્પિરિચ્યુઅલ રેકનિંગ!'

જરૂર હતી આ આખીયે પેઢીને ભેગી કરીને ઘૂંધાતાં અંતરને વાચા આપવાની તકની. બહારની દુનિયાની, મોટેરાઓની પરવા કર્યા વિના યુવાન પેઢીએ જાત સાથે, સામસામી બેસીને સંવાદ કરવાની ખૂબ જ જરૂર હતી. મોટેરાઓને આ જરૂરિયાત વરતાઈ અને તેમણે દરેક કીબુત્ઝમાં સંખ્યાબંધ વાર્તાલાપો યોજ્યા. 'ધિ સેવન્થ ડે' તરીકે ગ્રંથસ્થ થઈને તેમના

વાર્તાલાપો પ્રગટ થયા. યુદ્ધ સાહિત્યમાં એક નવી જ ભાત પાડનારું આ પુસ્તક છે.

યુદ્ધનાં નગારાં નિકટથી સંભળાઈ રહ્યાં છે, તેવા ૧૯૬૭ના દિવસોની વાત છે. એક નિવૃત્ત વડીલ ન્યૂસપેપર સ્ટૉલ પાસે ઊભા છે. તેમનો આંખે દેખ્યો હેવાલ ઉપરોક્ત પુસ્તકમાં તે આપે છે. સ્ટૉલવાળો છોકરો હાથ લંબાવીને મારે જોઈતું છાપું આપી જ રહ્યો છે ત્યાં એકાએક સંભળાયેલા અવાજ તરફ તેનું ધ્યાન ચોંટી ગયું. તેની આંખો પહોળી થઈ, મારી સામે નહિ પણ મારી આરપાર વીંધતી દૃષ્ટિ નાખીને જોયું અને જાણે વિસ્મયપૂર્વક કહ્યું, "ઓહ ! મને તેઓએ મને બોલાવી લીધો છે!" છાપાંઓનો વીંટો વાળીને તે ચાલ્યો ગયો. સામી દુકાનમાંથી એક સેલ્સગર્લ બહાર આવી, બારણા પાસે જરા ખચકાઈને થોભી, નર્વસ બનીને તેનું બ્લાઉઝ ઠીકઠાક કર્યું. હાથમાંની હેંડબૅગ પટાક દઈને બંધ કરીને ચાલી નીકળી. પાસેની દુકાનવાળા ખાટકીએ ઍપ્રન કાઢીને ખીંટીએ ટિંગાડી દીધું, દુકાનનું બારણું બંધ કર્યું, અને ચાલી ગયો. ઘાસમાં એકઠા થયેલા થોડાક માણસો એક ટ્રાન્ઝિસ્ટર પર ઝૂકીને ટોળે વળેલા હતા. પોતાના નામનો સૂચિત-શબ્દ (કોડવર્ડ) આવતાં ટોળું છોડીને વારાફરતી એકએક જવા લાગ્યા. શાંતિથી ટોળું આખું વીખરાઈ ગયું. દરેક પોતાને રસ્તે ગયું. ઊંચી એડીના બૂટ પહેરેલી એક છોકરી આવી રહી હતી તેણે પણ પોતાનું નામ સાંભળ્યું; અને પાછી વળીને ચાલી ગઈ. એક અનુપમ નિઃશબ્દતા આખા ગામ પર છવાઈ ગઈ.

તે વડીલ કહે છે કે લશ્કરની હેરફેર થતાં નગરો મેં જોયાં છે. રાષ્ટ્રોને યુદ્ધને રાહે જતાં મેં જોયાં છે. રેલવે સ્ટેશનો પર રોતી પત્નીઓના આલિંગનમાં સૌનિકોને મેં જોયા છે. ઉલ્લાસ દેતાં ટોળાંઓ વચ્ચે મૂર્ખ સ્ત્રીઓનાં ચુંબનો ઝીલતાં લશ્કરોને નગરોમાંથી પસાર થતાં મેં જોયાં છે. ફૂલોથી શણગારેલી બંદૂકોવાળા સૈનિકોને, મોટા રાગે કૂચગીતો ગાતા, તાલબદ્ધ પગલાં પાડતાં યુદ્ધે ચડતા મેં જોયા છે. પરંતુ, ફરજનો સાદ પડતાં આટલી શાંતિથી ઊમટતા નગરને કદી જોયું નથી. વિધાતાના મોકલ્યા આ દેશના સૈનિકો અનન્ય ગંભીર અને શાંત તત્પરતાથી યુદ્ધે નીસર્યા. નાતાન્યા, કીર્યાત શ્મોનાર, જેરુસલામ, તેલઅવીવ, બીઅરશીબા બધેથી સૈનિકો ગયા, ત્યારે, હવે મને સમજાયું કે આ મારી પ્રજા છે કે જેને હું પહેલાં ઓળખતો નહોતો !

દરેક સૈનિક જાણતો હતો કે અમારે માટે લડવા સિવાય બીજો કોઈ ઉપાય જ નથી.

૭ દિવસના યુદ્ધ પછી સાતમે દિવસે વિવિધ અનુભવો સંભળાવા લાગ્યા. કોઈ કહે કે "એકાએક આ તો ઇતિહાસ બની ગયો". કેટલાકને મન યુદ્ધ એ "મોતની ખીણ", "જીવનની અધરામાં અઘરી પરીક્ષા" અને "સર્વોત્કૃષ્ટ સિદ્ધિ" હતું. "ડેવિડ ગોલિયેથ બન્યો !" પરંતુ મેં તો ઘણા યુવાનો પાસેથી સાંભળ્યું કે "અરેરે ! વિજયી બનવાની કરુણતા અમારે શિરે ચોંટી !" આ જુવાનોને હજુય સ્વસ્થ થવાની બહુ જરૂર છે.

કહે છે કે મૃત્યુની હાજરી સાથે જ ભીતિ ઉદ્‌ભવે છે. યુદ્ધમાં દરેક સૈનિક ભયભીત થયો હતો. કોઈ સૈનિક આ વાતને નકારતો નથી. યુદ્ધની ગરમીમાં તો માત્ર કાર્ય પર જ ધ્યાન કેન્દ્રિત હોય છે. અફસર યુવાનો કહે છે કે જવાબદારીની ભાવના ડરને ભગાડી મૂકે છે. અફસરોનાં તાલીમ, કાર્યક્ષમતા, લશ્કરી જ્ઞાન અપ્રતિમ હતાં પણ કોઈ પોતાને વીર (હીરો) કહેવડાવવા તૈયાર થતું નથી. કારણ ?

ખૂબ ઉચ્ચ પ્રકારનો મૉરેલ, નીતિમત્તા, જીવનની કટોકટીની પળે કુટુંબ જેવો ભાઈચારો, અને ટેકનિકલ તાલીમનું અતિ ઊંચું ધોરણ—એ ઇઝરાયલી લશ્કરની વિશિષ્ટતા ગણાય છે. લગભગ આખુંય લશ્કર રોજિંદા વ્યવસાય, કામધંધામાં પરોવાયેલા યુવાનોનું રચાયેલું છે. આ લશ્કર પોતે જ પ્રજા છે એમ કહીએ તો જરાય અતિશયોક્તિ ન કહેવાય. ઘેર રહેલા પિતાની તેના પુત્ર સાથે એટલી બધી એકતા સધાયેલી હોય કે જાણે પિતા પોતે જ ન લડી રહ્યા હોય ! જેમ કીબુત્ઝમાં સહુ એકસાથ મળીને નાનામોટાના ભેદ વિના કામ કરતા, તેમ લશ્કરમાં પણ અફસરો

સૈનિકો એક બર્નીને કામ કરતા હોય તેવો જ અનુભવ આ યુવાનોને યુદ્ધ દરમ્યાન થયો હતો.

આ લશ્કરની બીજી વિશિષ્ટતા "તારા પહેલાં હું મરું" (આફ્ટર મી) કરીને વર્ણવી શકાય. યુદ્ધભૂમિ પર પહેલી હરોળમાં હંમેશ અધિકારી જ હોય, એવી એક વણબોલી સમજૂતી જ છે. "સૈનિકને તમે તમારી અગાઉ મોકલી જ કેમ શકો? એમ કરવું યોગ્ય નથી અને તાત્ત્વિક પણ નથી" એવું અફસર યુવાને મને કહ્યું. મને થયું કે આ તે મિલિટરી રીત છે કે સામાજિક નીતિ! તેથી જ તો યુદ્ધમાં મૃત્યુ પામેલામાં સૌથી મોટી સંખ્યા અફસરોની હતી.

સિનાઈના રણમાં ઇજિપ્તના કોન્વોયનો ભંગાર જોઈને એક યુવાને અકળાઈને કહ્યું,

"મારા જેવા યુવાનોને તમારે આવું ન બતાવવું જોઈએ. તેમાંય અમે ઇઝરાયલ કાણુતઝી જેવું અધિત શિક્ષણ નવનિર્માણનું છે તેને તો આ વિનાશ ન જ બતાવો. માલમિલકતનું નુકસાન તો ઠીક, પણ મનુષ્યજાતિની કેટલી હત્યા થઈ! આ યુવાનોની વાચા ખૂલી ત્યારે તેના દુશ્મન પ્રત્યેની તેમની લાગણીની તેઓએ સૌથી વધુ વાતો કરી; એક કહે કે, અમને આરબ સૈનિકને ગોળી મારતાં થથરાટ નહોતો થતો પણ તે ખરી જતો ત્યારે હું રાજી જરૂર થતો. ઇઝરાયલી યુવાનોએ આરબોને ઘાયલ, હરાવેલા, પગે પડતા જોયા હતા, તેઓના હૃદયમાં ભારોભાર અનુકંપા, કરુણા ઊપજી હતી. સિનાઇ રણના જે આરબને હું પાણી આપું છું ને કાલે ઊઠીને મારી સામે બંદૂક ઉઠાવશે તેવો વિચાર મને કદી આવ્યો નથી. યુદ્ધભૂમિ પર ફસાયેલા આરબ બાળકોને ઇઝરાયલી સૈનિકો બતાવવા ગયેલા તેવા અનેક દાખલાઓ જોયા, સાંભળ્યા ત્યારે હવે મન નવાઈ ન લાગી. અનેકાનેક યુવાનોને કહેતાં સાંભળ્યા કે અમને આરબ લશ્કર સામે દુશ્મનાવટ છે, આરબ પ્રજા સામે નહિ પરિણામે ઇઝરાયલી લશ્કરે કદી લૂંટ કરી નથી. કેટલાક સૈનિકોએ થોડી સિગારેટ લૂંટેલી તે પણ તેમના અફસરે ઠપકો આપીને પાછી મુકાવી દીધેલી. ઠપકામાં બાઇબલનો ઉપદેશ ટાંકીને કહ્યું કે "તારે માથે એના લોહીનું પાપ ચડે" આપણને થાય કે આ તે નૉર્મલ આર્મી છે?

દરેક ઇઝરાયલીના શિક્ષણનો બાઇબલ એક મહત્ત્વનો ભાગ છે, શાળાના શિક્ષણ દરમ્યાન પાંચ વખત આખા બાઇબલ (ઓલ્ડ ટેસ્ટામેન્ટ)નો અભ્યાસ થાય છે. પ્રજાની દરેક નાનીમોટી વ્યક્તિમાં ધાર્મિક, નૈતિક લાગણીઓ ખાસ ધ્યાન ખેંચે છે. એ જ પ્રજાના સૈનિકોમાં પણ આ લાગણીઓ ખાસ ધ્યાન ખેંચે છે. જ્યારે જેરુસલામ જિતાયું ત્યારે તો આ લાગણી ચરમસીમા પર પહોંચી ગઈ. યુગાંતરથી જેની ખેવના કરી છે તે યહૂદીઓના હત્યાકાંડની કરુણગાથાના પ્રતીકસમી "રોતી દીવાલ" પાસે જ્યારે સૈનિકો પહોંચ્યા ત્યારે કહેવા લાગ્યા કે અમને થાય છે કે અમારા બધા જ વડવાઓને જગાડીને અહીં બોલાવીને કહીએ કે "જુઓ તો ખરા અમે ક્યાં ઊભા છીએ? અમે રોતી દીવાલ પાસે ઊભા છીએ!" એક યુવાને કહ્યું, "જ્યારે શાળામાં ધાર્મિક શિક્ષણ અમને આપવામાં આવતું ત્યારે મને ઘણી શંકા ઊઠતી કે પ્રેમ અને ધર્મના શિક્ષણ —આ બધા માત્ર શબ્દવિલાસ તો નથી! પણ હવે મને ખાતરી થઈ કે એ ધર્મે જ અમને યુદ્ધમાં પણ બળ આપ્યું હતું."

પણ અંતમાં તો આ બધા યુવાનો શાંતિ માટે ઝંખે છે અને પૂછે છે કે એ શાંતિ આવશે ખરી? આ પ્રશ્ન તેમની આંખોમાં તરત વાંચી શકાય છે. મને એવું કહેનાર કીબુત્ઝ યુવાન પણ મળ્યો હતો કે "શાંતિ એ જ પરમ ધ્યેય છે. દેશપ્રેમ કરતા પણ શાંતિને હું વધુ મહત્ત્વની ગણું છું!"

પણ શાંતિ આવશે ખરી? સાચું કહું તો મને ઝાઝી આશા નથી. આંના યુવાનોમાં બે મત છે. કેટલાક આશાવાદી છે, જ્યારે કેટલાક કહે છે કે "ભૂતકાળનું પુનરાવર્તન કરાવતા ઇતિહાસમાં જ અમારે સદાકાળ જીવવાનું છે. અમારાં બાળકોને પણ અમારે એવી જ કેળવણી આપવાની છે." પછી અકળાઈને કહે છે કે અમે હાડમાંસના બનેલા

સામાન્ય માનવી ક્યાં લગી આ સહન કરી શકીએ? એક હાથમાં બંદૂક લઈને જ શું હંમેશ અમારે જીવવાનું છે? તેથી જ તો આ યુવાન પેઢીમાં જીતની કોઈ ખુમારી નથી.

અંકીકીમ નામનું કીબુત્ઝ ઇઝરાયલનું ત્રીજા નંબરનું મોટું કીબુત્ઝ છે. તેમાં ૨૦૦૦ની વસ્તી છે. ૧૯૩૨મા રશિયન સ્નાતકોએ આ કીબુત્ઝની સ્થાપના કરી હતી. તેમાં હાલ ખેતવાડી અને ઉદ્યોગને ખૂબ વિકસાવ્યાં છે. તેની પ્લાયવુડની ફેક્ટરી મોટામાં મોટી ફેક્ટરી છે. દુનિયાભરના કેટલાય દેશોના યહૂદીઓ આ કીબુત્ઝમા રહે છે. ૨૭ વર્ષના શાઈને મળવાનું થયું. શાઈ એક બાળકના પિતા છે. આ કીબુત્ઝમાં જ તે જન્મેલા. અહીં જ ભણ્યા અને મોટા થયા. લશ્કરની તાલીમ પૂરી કર્યા બાદ તેમને પૅરેશ્યુટિસ્ટની વિશેષ તાલીમ આપવામાં આવી, હાલ તે કીબુત્ઝની ફેક્ટરીમાં ઇલેક્ટ્રિશિયન તરીકે કામ કરે છે, અને હાઇફામાં એન્જિનિયરિંગનો અભ્યાસ કરે છે. છ દિવસના યુદ્ધ દરમિયાન એક પૅરાટ્રુપ કંપનીના તે લેફ્ટનન્ટ હતા. સિનાઈમાં ઇજિપ્તની ગનબૅટરીને ઉડાડી દેનાર આ ટુકડી હતી.

શાઈને ઘેરે જવાનું થયું. તેણે કહ્યું:

"અમે બધા જ યુવાનો જાણતા હતા કે યુદ્ધ સિવાય અમારે કોઈ છૂટકો નથી. આખી પ્રજાની પણ આ પ્રમાણે જ લાગણી હતી. એક કુર્દિશના ગામડાનો અમને અનુભવ છે. તેમની સંતરાંની વાડીઓનો એક ભાગ લશ્કરના ઉપયોગ માટે વાપરવા દેવાની અમે પરવાનગી માગી ત્યારે તેઓએ ભર્યાં-ભાદર્યાં ખેતરો, વાડીઓ, પોતાનાં ઘરો બધું જ અમારા સૈનિકો માટે ખુલ્લું મૂકી દીધું અને દરેક બાબતે ઉપયોગ કરવા કરગર્યા. સંતરાંની વાડીને આ પ્રમાણે લશ્કરી માણસોને ચૂંથવા દેવી એ કાંઈ જેવી તેવી વાત નથી.

"ઇજિપ્તની ગનબૅટરી પર અમારે હુમલો લઈ જવાનો હતો. અમારી પાસે માણસો બહુ ઓછા હતા. તેમાં વળી ઘણા ઘવાયેલા હતા. વળી આ છોકરાઓ ગભરાતા હતા. તેઓનો હું નેતા હતો. મારે તેઓને હિંમત આપવાની હતી. તેઓ ભયભીત હતા છતાં તુરત જ ફરજ પર લાગી ગયા. અમે બહુ મોટા વીરો છીએ અને લશ્કરી વિદ્યામાં પારંગત છીએ અને નિર્ભયપણે બહાદુરીથી યુદ્ધે ચડ્યા હતા તેવું બધું કહેવું જૂઠું છે.

"લડવાનું શરૂ થાય તે પહેલાંની ઘડીઓ બહુ ભય પમાડનારી હોય છે. આખા શરીરમાં ભય કંપે છે. તમારે લડવાનું છે તે તમે જાણો ત્યારથી માંડીને પહેલો હુમલો શરૂ કરો તે વચ્ચેનો ગાળો સહુથી ભયાનક હોય છે. તમારે નસીબે શું લખાયું છે તે તમે જાણતા નથી, પણ એટલું જાણો છો કે આ મામલો જીવસટોસટનો છે. મને યાદ છે કે રણભૂમિ પર હું આજુબાજુ પર ફરીને સૈનિકોને જોતો અને વિચારતો કે કોણ જીવતો પાછો ફરશે! કોણ ઘવાશે, કોણ હણાશે. સહુને એવો જ વિચાર નહિ આવતો હોય! પોતે મરશે તેવો વિચાર કોને આવે? 'મને તો કાંઈ થઈ ન શકે!'

"પરંતુ એક વાર લડાઈ શરૂ થતાં તે વખતનું વાતાવરણ જ તમને લડવાનું બળ આપે છે. એવું પણ બને કે તમે પહેલા ગોળીબારે જ ડરીને કોકડું વળી જાઓ અને કાર્યશક્તિ સદંતર ગુમાવી દો. સારો યોદ્ધો કોણ કહેવાય? જે ઊગતા ભયને જીતી શકે તે.

"વીરત્વનું માપ શું? છાપાંઓમાં મેં વર્ણનો વાંચ્યાં હતાં. વીર સૈનિકો ઘવાયા છતાં ટેક છોડતા નથી. લડ્યે રાખે છે. અમારે ત્યાં પણ એક સૈનિકને પગમાં ગોળી વાગતા છતાં પોતાનું આખું કાર્ય પૂરું કર્યા બાદ જ પાછો આવ્યો. એક સાર્જન્ટને ખભા ઉપર, બીજા એકને હથેળીમાં ગોળી વાગી. તેઓએ પણ કોઈની મદદ વિના પોતાનું કામ પૂરું કર્યું."

"આને તમે વીરતાના દાખલા ન ગણાવી શકો?"

"મને ખબર નથી. તે છોકરાઓને પૂછો તો તેઓ પણ કહે કે એમાં અમે કશું અસાધારણ કર્યું નહોતું. મારા એક સાથીદારનો પગ કપાઈ ગયો ત્યારે ડૉક્ટરને કહેતાં મેં સાંભળ્યું કે 'જુઓ ડૉક્ટર, મારો પગ ગયો!' ત્યારે તે કેટલો શાંત હતો! બીજા એકને

બપોરે એક વાગ્યે ગોળી વાગી હતી. સાત વાગ્યા લગી તે કામ કરતો રહ્યો. પછી તેને રેતાળ ઊંચા-નીચા પ્રદેશમાંથી સ્ટ્રેચરમાં લઈ જવામાં આવ્યો. તેનું ઑપરેશન થયું. પણ એક હરફ પાડીને બેલ્યો નથી. આ સહેલું નથી. મને લાગે છે કે છાપામા વીરત્વના દાખલાઓ આપ્યા હતા તે કરતાં આ વીરતા ઓછી નહોતી.

"અમારો વિજય ઘણો ઝડપી નીવડયો તેનું એક જ કારણ તે એ કે અધિકારીઓ આગળ રહ્યા, નહિ તો આટલું ઝડપી ન બનત. હું અફસર બનીને મારા સૈનિકોને આગળ મોતના મોમા મોકલી જ કેમ શકું? તું પહેલો જા એવો હુકમ અપાય જ કેમ? એ ઍથિકલ નથી, એ લૉજિકલ પણ નથી. મારા સૈનિકોનો મારા પર પૂરો વિશ્વાસ કે હું તેમનું નેતૃત્વ બરાબર સંભાળીશ. અને તેટલી ઓછી સંખ્યામાં ખુવારી થાય તેની હું પૂરેપૂરી કાળજી રાખીશ. તેમને હું શી રીતે મારી પહેલાં ખપાવી દઈ શકું? અફસરની મહામોટી જવાબદારી હોય છે તેનું ટેન્શન પણ કેટલું રહે છે! હું તમને સમજાવી શકતો નથી.

"એક બાજુ જ્યારે ભયમુક્ત થવાનું છે, તમને ડરવાનો સમય પણ નથી, છતાં બીજી બાજુ ટેન્શન-મુક્ત થવાતું નથી. હજુ આજે પણ મને તે ટેન્શન સતાવે છે. વિચારું છું કે કોઈક રીતે કદાચ હું ખુવારીની સંખ્યા ઓછી કરી શક્યો હોત? મારા ઘવાયેલા સાથીઓની યાદ આવ્યા જ કરે છે. યુદ્ધ પહેલાં આ છોકરાઓને અમે એટલા નજીકથી ઓળખતા હોઈએ છીએ કે ખુવારીનો પસ્તાવો અમને વધુ ઊંડો લાગે છે."

"વિજય મેળવ્યાની જાણ થયા બાદ તમારી લાગણી કેવી હતી?'

શાર્પે કહ્યું:

"એક પ્રકારની મોટી હાશ થઈ, પરંતુ ઉલ્લાસ જરાય નહોતો. સપ્યાબંધ આરબોને માર્યાનો અમને જરાય આનંદ નહોતો, અમારી ફરજ અમે સારી રીતે બજાવી તેવો બસ સંતોષ હતો. ઘવાયેલાને લેવા માટે હેલિકોપ્ટર આવ્યું ત્યારે દરેક જણ બહુ જ તંગ હતું. હેલિકોપ્ટરમાંના કેપ્ટને અમને કહ્યું કે 'બસ થયું હવે, જરા હસો. બહુ મોટો વિસ્તાર આપણે કબજે કર્યો છે.' "સાચી વાત હતી. તે મહાન વિજય હતો પણ અમને તે વિજયનો પાનો આજેય નથી ચડતો. અમને તો અમારી અને દુશ્મનપક્ષની માનવ ખુવારીની જ પડી હતી."

---

[અનુસંધાન પૃ. ૫૪૨ થી ચાલુ]

પડે ખરો, પરંતુ મનુષ્ય મનુષ્યના મગજમાંના ખૂણામાં જુદાં જુદાં સ્વરૂપની ગલીઓ હોય એમ હું ધારતો નથી.

સ : તમે આજના ભારતીય વિજ્ઞાનને કઈ રીતે મૂલવશો?

જ : અત્યાર સુધીમાં હું, બહુ ઓછા માણસોને મળ્યો છું, પણ એ બધા પ્રથમ કક્ષાના વૈજ્ઞાનિકો છે. વિજ્ઞાનની એવી કોઈ શાખાની મને જાણ નથી કે જેમાં દુનિયાના અન્ય વૈજ્ઞાનિકોને હિસાબે ભારત ઓછું ઊતરે કે પાછું પડે. એ ક્ષેત્રોમાં તમારે ત્યાં કામ કરનારી વ્યક્તિઓ ઓછી છે, એટલું જ. મેં જોયેલી ટી. આઈ. એફ. આર. અને એ. ઈ. ઈ. ટી. એ બંને સંસ્થાઓ પ્રથમ કક્ષાની તો છે જ. અમેરિકા, યુરોપ, રશિયા કે ચીનની સરખામણીમાં ભારતમાં થઈ રહેલા વૈજ્ઞાનિક કામની કક્ષા ઊતરતી છે એવું રખે માનતા. નજર તો કરો કે ચીન કેટલી ઝડપથી આગળ વધી રહ્યું છે. મનુષ્યજાતિ અણઓછેલ બુદ્ધિમત્તાથી સભર છે. વીસ વરસ પહેલાં યુરોપ પોતાના જ ટાંટિયા કાપી રહ્યું હતું એવું ભાન તેને હવે થઈ રહ્યું છે. મનુષ્ય માનસ તો બધેય એકસરખું જ હોય છે.

અનુ૰ બંસીધર ગાંધી

# ભારતીય વિજ્ઞાન : બ્રોનોવ્સ્કીની દૃષ્ટિએ

સ: ભારતમાં વિજ્ઞાનના આત્માની સમજનો ફેલાવો કરવાની પદ્ધતિ ઉત્તમ છે એવું તમે માનો છો?

જ: હું દિલગીર છું, ભારતવાસીઓની સમજ પાછળની પાર્શ્વભૂમિકા સંબંધે હું બહુ ઓછું જાણું છું. તમારે ત્યાં (ભારતમાં) કેટલીક મહાન પ્રથાઓ વિકસી ચૂકેલી હોવી જોઈએ — સાહિત્યિક પ્રથા, ગૂઢવાદની પ્રથા, સમસ્ત જીવન જે પાયા ઉપર રચાયેલું છે એ પાયાની શોધ કે ખોજ કરવી ઘટે એવી વિચારસરણી વગેરે. હું ધારું છું કે જો મારે ભારતમાં વિજ્ઞાન શીખવવાનું આવે તો હું ભૌતિક વિજ્ઞાન શાખાઓની સરખામણીમાં જૈવિક વિજ્ઞાન શાખાઓ ઉપર ખૂબ જ ભાર મૂકું. વળી હું ગણિતના વિષય ઉપર વધુ ઝોક આપું. કારણ તમારે ત્યાં એક એકથી ચડિયાતા ગણિતશો પાક્યા છે. હું માનું છું કે જો તમે જૈવિક વિજ્ઞાનના વિચારોને ગણિત સાથે સાંકળી શકો તો તમે ઘણા બધા લોકોને એમાં રસ લેતા કરી શકો. હું ચોક્કસ તો ન જ કહી શકું, પણ ભારત એક વણશોધાયેલો મહાખંડ છે.

સ: હજી પણ?

જ: હા, હું એમ માનું છું. ખેર. પણ એક વાત તો નક્કી જ કે તમારે વિજ્ઞાનનું સ્વરૂપ બદલવાનો પ્રયત્ન કરવાનો નથી. એ જે કંઈ છે તેથી જરાય વિશેષ તમારે માની લેવાની જરૂર નથી. વળી તમારે વિજ્ઞાન સંબંધી તુક્કા પણ હાંકયે રાખવા નહિ.

થોડાં અઠવાડિયાં પહેલાં મારે એક મહાન વિજ્ઞાનીને મળવાનું થયું, ફ્રાન્સિસ ક્રીક. આમ તો મારો સહકાર્યકર્તા ગણાય. ત્રણેક વર્ષ પહેલાં તેને નોબેલ પારિતોષિક પણ મળેલું. કોઈક માણસ મગજના અભ્યાસ સંબંધી વાત કરવા આવ્યો અને કહે કે અમુક અમુક બાબત હું ગણિતથી સિદ્ધ કરી આપું. ક્રીકે તેને જણાવ્યું 'ગણિતથી તમે જે કંઈ સિદ્ધ કરી શકો એ બધુંય શબ્દ દ્વારા વ્યક્ત કરતાં તમને આવડવું જોઈએ. જો તમે મને એ સમજાવી ન શકો તો એનો અર્થ એટલો જ કે તે વાત તમે પોતે પણ સમજતા નથી. વિજ્ઞાનીએ આ વાત જાણવી ખાસ અગત્યની છે. જો તમે મને કંઈ સમજાવી ન શકો તો એ સંબંધી તમારી સમજમાં ક્યાંક કોઈક કસર હોવી ઘટે.

વિજ્ઞાનના ખ્યાલો એકદમ સરળ છે. સામાન્ય માણસને તે સમજવામાં મુશ્કેલી પડતી હોય તો એ તેની ભાષાની છે કે જે દ્વારા તમે વિજ્ઞાનના ખ્યાલોનું માળખું બાંધો છો. એટલે તમારે એ વિજ્ઞાનના ખ્યાલોને એ માણસના કોઈ પ્રકારના પૂર્વજ્ઞાન સાથે સાંકળી લેવા ઘટે. એક ઉદાહરણ લઈએ. પ્રત્યેક માણસને તેની પોતાની તંદુરસ્તીમાં રસ હોય છે. તમે તમારા માસિક 'સાયન્સ ટુડે'માં તે ઉપર એકાદ કોલમ નિયમિત આપ્યા કરો. તેમાં તમારે રોગ મટાડવાના નુસખા કે તરકીબો આપવાનાં નથી. એવું બધું છાપાનાં કોલમમાં ચાલી શકે પણ તમે 'રોગ' સંબંધે મૂળભૂત સમજણ એ કોલમમાં આપી શકો; 'રોગ' શબ્દના પાયામાં શું શું પડેલું છે તે સમજાવી શકો.

સ: તમે ઇતિહાસમાં ઘણો વધારે રસ ધરાવો

છો. અને ઇતિહાસ આપણી સમક્ષ વિચાર-પ્રક્રિયાની ઉત્ક્રાંતિને નક્કર સ્વરૂપે ધરી દે છે. ભારતીય ઇતિહાસમાં સુષુપ્ત પડેલી કોઈ મેધાવી પ્રણાલીનો ખ્યાલ તમને હશે?

જ : આ વિષયમાં મારે વિશેષ માહિતી મેળવવી જરૂરી છે. અમે માત્ર પશ્ચિમી પ્રણાલીઓ જ સમજ્યા છીએ. હું ધારું છું અહીં ભારતમાં પણ કેટલીક મહાન પ્રણાલીઓ હોવી જોઈએ અને અમારે વાસ્તવિકતાની દૃષ્ટિએ તે બધી ફેરવી જોઈએ.

સ : ભારતમાં અમે એક પ્રકારની ઔદ્યોગિક ક્રાન્તિમાંથી પસાર થઈ રહ્યા છીએ. પરંતુ પુરાણા વિચારકો ભૌતિકવાદથી વિમુખ હતા એમ કહેવાય છે. અને આજનું હુન્નરવિજ્ઞાન મૂળે તો ભૌતિક વિજ્ઞાનવાદી જ છે. 'અદ્યતન હુન્નરવિજ્ઞાનને પરિણામે ચીનની માફક અહીં પણ ભૌતિકવાદ પુનર્જીવન પામશે એવું તમે માનો છો?

જ : હું ધારું છું કે ભારતીય પ્રણાલીમાં રહેલી કોઈ મહાઅગત્યની વાત તમારી નજર બહાર રહી ગઈ લાગે છે. ગામડાના પ્રદેશમાંથી આવતો કોઈ પણ જુવાન અદ્યતન વિજ્ઞાન અને હુન્નરશાસ્ત્રમાં ઊંડો રસ ધરાવે છે. સર્વત્ર આવું જ બને છે. ઔદ્યોગિક ક્રાંતિના આગમનની એક પ્રકારની આ નિશાની છે. અમે પશ્ચિમમાં જેને માનવતાવાદ એટલે કે મનુષ્ય-માનસનું સૌંદર્ય અને વાસ્તવિક જીવન કહીએ છીએ એના ચોકઠામાં રહીને અહીં એનું આગમન થતું હોય એવું લાગે છે.

મને મુંબઈમાં એકેક રસદાયક અનુભવ થયા તે દ્વારા મારા કહેવાનું તાત્પર્ય હું વધારે સારી રીતે સમજાવી શકીશ. એક અનુભવ નર્યો હુન્નરશાસ્ત્રીય જ છે. ટ્રોમ્બેના મકાનમાં ધાતુકામનું માળખું તૈયાર થઈ રહ્યું હતું. તેમાં મેં લોકોને યુરેનિયમ કાઢતાં, તેના ઉપર જુદી જુદી પ્રક્રિયા કરતાં અને બળતણના સળિયાઓ ઉપર એલ્યુમિનિયમનું પડ ચડાવતાં જોયા. મને ખાતરી છે એવી જ કારીગીરી ધરાવનારા લુહારો ત્રીસ વરસ પહેલાં પણ અહીં વસતા હોવા જોઈએ. અને ઘડીભર તો એમ પણ લાગ્યું કે એ લુહારો અને કારીગરોને આજના અદ્યતન કારખાનામાં કામ કરવાનું સોંપવામાં આવ્યું હોત તો તે જમાનામાં પણ તેમણે જબરી ક્રાંતિ—નરી હુન્નરશાસ્ત્રીય ક્રાંતિ જ માત્ર નહિ પણ સામાજિક ક્રાંતિ પણ લાવી દીધી હોત. એ જુવાનો પ્રોસેસિંગના કારખાનામાંથી ઘરે કે અન્ય કોઈ સ્થળે જ્યાં જ્યાં જતા હોય ત્યાં ત્યાં એક નવા પ્રકારની તાજગીભરી હવા જ લઈ જાય છે. અને અન્યને પણ તેનો ચેપ લગાડે છે.

બીજી એક રસદાયક ચીજ ટ્રોમ્બેમાં અને તાતા ઇન્સ્ટિટ્યૂટ ઑફ ફન્ડામેન્ટલ રિસર્ચમાં મેં જોઈ એ. બંને સ્થળે ભરચક હરિયાળી ઉગાડવામાં આવી છે. મને કહેવામાં આવ્યું કે જ્યારે ભાભાએ આ સંસ્થાઓનો પ્લાન મૂક્યો ત્યારે તેમાં બોટાનિકલ ગાર્ડનની પણ વ્યવસ્થા રાખેલી. પશ્ચિમમાં પ્રયોગશાળાઓ ફરતાં પુષ્કળ વૃક્ષો ઉગાડવામાં આવે છે. પરંતુ સામાન્યતઃ એની યોજનાઓ બીજાઓને સોંપવામાં આવે છે.

પ્રયોગશાળાની આજુબાજુની પરિસ્થિતિ કંઈક એવી જ હોવી ઘટે. ખુદ પ્રયોગશાળા જ એવી હોવી જોઈએ. બાગ આંખને આનંદ આપે છે, પરંતુ સાથે સાથે જ તેમાંના પ્રત્યેક છોડ કે વૃક્ષ ઉપર તેના નામની પટ્ટી પણ ચોડવામાં આવે. તમે એ વૃક્ષો સાથે પણ કામ પાડી શકો. સૌંદર્ય અને ઉપયોગ એ બંનેનો એમાં સુંદર સમન્વય થવો હેવો જોઈએ ડૉ. ભાભા જેવી કોઈ મહાન વ્યક્તિને જ તે સૂઝે. મેં અજન્ટા અને ઈલોરામાં કલાનું નિરૂપણ અને ચિત્રો જોયાં તે નિઃસંશય, કોઈ મહાવિભૂતિઓએ દોરેલાં કે ચીતરેલાં હશે.

સ : ત્યારે તમારા મતે તો પશ્ચિમી વિજ્ઞાનની પ્રથા અને ભારતીય વિચારસરણીમાં કશો ભેદ જેવું નથી જ એમ માનવું?

જ : સાચે જ હું એવું હરગિજ નથી માનતો કે ઈશ્વરે ભારત અને પશ્ચિમી દુનિયા બાગ આગવા પદાર્થોમાંથી ઘડી કાઢયાં હોય. હું ધારું છું કે મનુષ્ય-માનસની ઉત્ક્રાંતિની ભાત તો બધે જ એક ધારી જ હોય છે. પ્રથાઓમાં અહીં તહીં થોડોઘણો ફેરફાર

[અનુસંધાન પૃ. ૫૪૬ ઉપર

# બાંગલા દેશ અને ભારતનું ભાવિ

જયપ્રકાશ નારાયણ

સત્તાસ્થાને બેઠેલા આપણા નેતાઓની જીભ ચોમાસું વીતી ગયું એટલે ધાર્યા પ્રમાણે છૂટી થઈ છે અને એમણે જાતજાતનો શોરબકોર કરવા માંડ્યો છે. ખાસ કરીને આપણા સંરક્ષણ પ્રધાન શ્રી જગજીવનરામ ગર્જવા માંડ્યા છે તેઓ લોકોની અક્કલનું અપમાન કરતા લાગે છે. ઉપરાંત, દુનિયાની આંખે પોતાને હાસ્યાસ્પદ બનાવે છે. જલંધરમાં બોલતાં તેમણે જણાવેલું કે "લગભગ અડધું પાકિસ્તાન ક્યારનુંય ખતમ થઈ ગયું છે અને ભારતે લડવાની પણ જરૂર નહિ પડે. જનરલ યાહ્યાખાનને હવે સમજાવા લાગ્યું છે કે બાંગલા દેશમાં મુક્તિવાહિનીનો હાથ ઉપર છે અને દુનિયાનો અભિપ્રાય પાકિસ્તાનની વિરુદ્ધ થવા લાગ્યો છે. બાંગલા દેશને મુક્ત કરવા મુક્તિવાહિનીએ હવે ફક્ત એક જ ફટકો મારવાની જરૂર છે."

સંરક્ષણ પ્રધાન તરીકે શ્રી જગજીવનરામ પાસે વધારે સારી માહિતી હોવી જોઈએ. બાંગલા દેશના છાપામારુઓ અને તેમનાં નાનકડાં સૈન્યો યોગ્ય રીતે સજ્જ થયાં નથી. તેમની પાસે દારૂગોળાની અછત છે અને આધુનિક શસ્ત્રો અને ભારે બખ્તરિયા દળો નથી. પ્રધાનશ્રી આટલું તો જાણતા હોવા જોઈએ. આવું અલ્પસજ્જ સૈન્ય બાંગલા દેશના પાકિસ્તાની લશ્કરનાં તૂટી પડવાને સદા સાબદાં પાંચ ડિવિઝનોને છેવટનો ફટકો મારશે એવું માનવું એ તો મૂર્ખાના સ્વર્ગમાં રાચવા જેવું છે. આ દેશના લોકોને ગેરરસ્તે દોરવા બરાબર છે, આજે તો લોકોને માનસિક રીતે સજ્જ કરવાની, આપસઆપસના મતભેદો ભૂલી જવાની અને દેશના હિતની રક્ષા કરવા માટે બધા પ્રકારના ભોગ આપવાની અનિવાર્યતા સમજાવવાની જરૂર છે ત્યારે રાષ્ટ્રના સંરક્ષણ પ્રધાન જેવી વ્યક્તિ દેશના લોકોને ભરમાવે છે કે એકલા બાંગલા દેશનાં જ દળો આ કામ પાર પાડશે.

એ વાત સાચી કે બાંગલા દેશના લોકોએ જ તેમની સ્વાધીનતા મેળવવા લડવું જોઈએ. પરંતુ, બાંગલા દેશની આઝાદીના લડવૈયાઓ બહાદુર, કૃતનિશ્ચયી અને ન્યોછાવરીને વરેલા છે તેમ છતાં તેઓ એટલે હાથે પાકિસ્તાનના લશ્કરને પરાજિત કરશે એમ કહીને આપણી જાતને કે દુનિયાને છેતરવાની જરૂર નથી. કોકે તો તેમની પડખે જવું પડશે. ભારત સિવાય બીજું કોણ તેમની વહારે ધાવાની સ્થિતિમાં છે? અથવા એના જેટલી નિસબત પણ બીજા કોને હોય? સંકટમાં આવેલા પડોશીને મદદ કરવાનો જ માત્ર સવાલ હોત તો આપણે અત્યારના કોઈ નિર્દય, નીતિવિહીન અને નિષ્ઠુર દેશની માફક આંખ આડા કાન કરી શકત; આપણા અંતરાત્માને બાળવા, બાંગલા દેશમાંના પાકિસ્તાની લશ્કરના ખાજરામાં પુરાયેલી દુર્ભાગી બંગાળી કન્યાઓના આર્તનાદ સંભળાય નહિ માટે આપણે કાનમાં પૂમડાં ખોસી શક્યા હોત.

"પણ, દુર્ભાગ્યે બંગલા દેશનો પ્રશ્ન ખુદ ભારતને માટે જીવનમરણનો કોયડો બન્યો છે. આ એક કરોડ સુધી પહોંચવા આવેલા નિર્વાસિતોનો જ સવાલ નથી. આ સંખ્યા બીજા એક કરોડ સુધી પણ પહોંચી જાય, જો દુનિયાની બે મહાસત્તાઓ રશિયા અને અમેરિકા નિર્વાસિતો પાછા ફરી શકે તેવા

સંજોગો ઊભા કરવામાં નિષ્ફળ જાય. આપણા જેવા અનહદ વસ્તીવાળા અને ગરીબ દેશ પર આ બધા નિર્વાસિતોનો ભાર આવી પડે તો તેની સામે શા આર્થિક અને સલામતીના સવાલો ઊભા થાય તે તો ગમાર પણ સમજી શકે તેમ છે.

ઓછામાં ઓછા સ્વમાન અને આબરૂ સાથે દુનિયામાં ટકવાનો આપણે માટે સવાલ છે. ભલે નિક્સન કે પોદગોર્ની જાણતા ન હોય પણ નવી દિલ્હીએ તો હવે જાણી લેવું જોઈએ કે એક પણ બિન-મુસ્લિમ કે એક પણ રાજકીય રીતે જાગ્રત મુસ્લિમ બાંગલા દેશમાં પાછો ફરનાર નથી, સિવાય કે બાંગલા દેશ એક સ્વતંત્ર અને સાર્વભૌમ રાષ્ટ્ર બને. બાંગલા દેશની સ્વતંત્રતા જેના પાયામાં હોય એવા કોઈ પણ 'રાજકીય ઉકેલ'નો યાહ્યાખાન કદાપિ સ્વીકાર કરશે નહિ, ભલેને દુનિયા આખી ગમે તેટલું દબાણ લાવે કે સમજાવે. અત્યાર સુધી તેમના પર કરવામાં આવેલાં તમામ દબાણ અને સમજાવટનું શું પરિણામ આવ્યું છે તે તો બારમી ઑક્ટોબરે તેમણે કરેલા નિવેદન પરથી જાણી શકાશે. 'રાજકીય ઉકેલ'ના પહેલા પગલા તરીકે શેખ મુજિબુર રહેમાનને મુક્ત કરવા અમેરિકા અને રશિયા યાહ્યાખાન ઉપર દબાણ લાવતાં હોવાનું કહેવાય છે. જ્યાં સુધી લશ્કરી અદાલત રહેમાનને દોષમુક્ત જાહેર ન કરે ત્યાં સુધી આ 'દ્રોહી' સાથે વાત કરવા પણ યાહ્યાખાન તૈયાર નથી. દુનિયાની મોટી સત્તાઓ અને આપણાં વડાં પ્રધાનના રાજકીય ઉકેલ માટેના દબાણની આ જ ફલશ્રુતિ! રાજકીય દબાણ એ શબ્દપ્રયોગ જાણી બૂઝીને જ અસ્પષ્ટ રાખવામાં આવ્યો છે. પરંતુ, સંયુક્ત પાકિસ્તાનના માળખામાં રહીને જ આ ઉકેલ હોય એટલું તો સ્પષ્ટ છે.

અમેરિકાએ પોતે જ સંસ્થાનિક આધિપત્ય હેઠળથી સ્વાધીનતા મેળવવા યુદ્ધ ખેલ્યું હતું એ તો ભૂતકાળની વાત થઈ. ન્યૂયૉર્કના બારામાં ખડા કરવામાં આવેલા સ્વાતંત્ર્યદેવીના પૂતળાને બાદ કરતાં, આજે એમાંનું કશું જ બાકી રહેવા પામ્યું નથી. ખુદ અમેરિકા પોતે મોટો સાંસ્થાનિક દેશ બન્યો છે. બધા પ્રકારની સંસ્થાનવાદ વિરોધી લડતોને ટેકો આપવાની બાંગ પોકારનાર રશિયાના પોતાના જ સકંજામાં તેના આશ્રિત દેશો સપડાયેલા છે. દુનિયા આ બે મહાસત્તાઓના પનારે પડી છે. રશિયા સાથે ભારતના કરાર થયા છે તેમ છતાં પાકિસ્તાનના આ 'આંતરિક પ્રશ્ન' વિશે અમેરિકા અને રશિયા વચ્ચે કોઈ પાયાનો મતભેદ નથી. આ ઘટના બાંગલા દેશ માટે દુર્ભાગ્યની વાત છે. બન્ને પોતપોતાના રાષ્ટ્રીય સ્વાર્થ માટે પાકિસ્તાનની એકતા અને અખંડના જાળવવા માગે છે. ભલેને પાકિસ્તાનનાં આ અંગો વચ્ચેનાં સંબંધો ગમે તેટલા નાજુક હોય.

પરંતુ, ઓછામાં ઓછું, ભારત જેવો દેશ કે જે સંસ્થાનો જમાવવાની કોઈ મહત્ત્વાકાંક્ષા સેવતો નથી અને જેની સરકારમાં હજી પણ એવા કેટલાક માણસો છે, જેઓ પોતે સ્વાતંત્ર્ય સંગ્રામના લડવૈયાઓ હતા તેને માટે બાંગલા દેશના કરુણ કિસ્સામાં સમાયેલા મહત્ત્વના મુદ્દા વિશે કોઈ ભ્રમણા રહેવી ના જોઈએ. પહેલેથી જ એ સ્પષ્ટ હતું કે પાકિસ્તાનમાં જે કંઈ બની રહ્યું હતું તે તે રાષ્ટ્રને તોડી પાડવા માટેનું નહિ પરંતુ સ્વાધીનતા માટેની સંસ્થાનવાદ વિરોધી લડત સાથે સંકળાયેલું હતું. દુર્ભાગ્યની ને દુઃખની વાત તો એ છે કે ગજબ મોટી તાકાતની સામે સાત સાત મહિનાના કૃતનિશ્ચયી સ્વાતંત્ર્યસંગ્રામ પછી પણ અને સાર્વભૌમ સ્વતંત્રતા સિવાય બીજું કશું પણ પોતાને કે પોતાની પ્રજાને સ્વીકાર્ય બનશે નહિ તેવી બાંગલા દેશની વિધિસરની સરકારની વારંવારની સત્તાવાર જાહેરાતો પછી પણ ભારતના નેતાઓ બાંગલા દેશના ચૂંટાયેલા પ્રતિનિધિઓને માન્ય હોય તેવા રાજકીય ઉકેલની વાતો કર્યા કરે છે. બળવાન મિત્રોવાળું પાકિસ્તાન પોતાની પૂર્વ પાંખ ગુમાવવાના દબાણને વશ બને એવી આશા સાત સાત મહિનાના અનુભવે કેમ રાખી શકાય? કે પછી આપણા રાજકર્તાઓ અંદરખાને ઇચ્છે છે કે પાકિસ્તાન અવિભક્ત રહે? આ વાત સાચી હોય તો ઈશ્વર આ દેશને બચાવે.

એકલા બાંગલા દેશનો જ સવાલ હોત તો

આપણે અપ્રસ્તુત વાગાડંબર કર્યો હતો. આપણા વડા પ્રધાનના જ શબ્દો હું ટાંકું. નિરાશ્રિતોના ધસારા અંગે તેમણે કહ્યું હતું: "આટલા ટૂંકા સમયમાં આવડું મોટું સ્થળાંતર ઇતિહાસમાં અભૂતપૂર્વ છે. છેલ્લા આઠ અઠવાડિયામાં બાંગલા-દેશમાંથી લગભગ ૩૫ લાખ માણસો ભારતમાં આવ્યા છે. ભાગલા બાદ જે અર્થમાં આપણે નિરાશ્રિત શબ્દ સમજતા આવ્યા છીએ તે અર્થમાં આ નિરાશ્રિતો નથી. આપણી સરહદની પેલે પારના મુલકમાં થતા લશ્કરી ત્રાસથી બચવા તેઓ શરણાર્થીઓ તરીકે અહીં આવ્યા છે. શું પાકિસ્તાનને બંદૂકની જોરે સેંકડો નહિ, હજારો નહિ, બલકે લાખોને તેમનાં વતન છોડીને ભગાડી મૂકવાનો હક છે? આપણે માટે તો એ અસહ્ય પરિસ્થિતિ છે."

આ વાત થઈ મેના ચોથા અઠવાડિયાની. આજે ઓક્ટોબરનું ચોથું અઠવાડિયું છે, ત્યારે નિરાશ્રિતોની સંખ્યા ૩૫ લાખ હતી; આજે તે ૯૫ લાખની છે. તે સમયે જો પરિસ્થિતિ અસહ્ય હતી, તો ત્યાર પછી આ પાંચ મહિનામાં તેઓ આટલી ગંજાવર સંખ્યામાં ખડકાયા તે વડા પ્રધાને કેવી રીતે સહી લીધું! આપણા આંતરરાષ્ટ્રીય મુરબ્બીઓએ આપણી સરકારની સહનશીલતાની માત્રા વધારી દીધી હશે! આવી સહનશીલતાનો છેડો ક્યારેક પણ આવશે કે નહિ તે વિષે મને શંકા છે.

વડા પ્રધાને, વિશેષમાં કહ્યું છે: "પાકિસ્તાનને તેના રાજકીય કે બીજા પ્રશ્નોનો નિવેડો ભારતના ભોગે કે ભારતની ભૂમિ પર લાવવા દેવાય નહિ." પાકિસ્તાન બરાબર આ જ કરી રહ્યું છે. આમ છતાં તેને અટકાવવા વડા પ્રધાને કંઈ જ કર્યું નથી. હા, એટલું ખરું કે એમણે પાકિસ્તાનને વારવાનું સમજાવવા માટે અન્ય દેશોની મુલાકાતે દૂતોને રવાના કર્યા છે! પાકિસ્તાન જે કંઈ કરી રહ્યું છે તે ભારતને સ્પર્શે છે એટલી હદે બીજા એકે દેશને સ્પર્શતું નથી છતાં ભારત એવી અપેક્ષા કેવી રીતે સેવી શકે કે પોતે નથી કરતું તે બીજાઓ કરશે? આથી વધારે મોટી બાલિશતા હું કલ્પી શકતો નથી.

વડા પ્રધાને વિશેષમાં જણાવ્યું છે કે દુનિયાના દેશો આટલું નહિ સમજે તો આપણી સલામતી, સ્થિરતા ને શાંતિના હિતમાં જરૂરી એવાં સઘળાં પગલાં ભરવાની આપણને ફરજ પડશે." ભારતની કૃતનિશ્ચયતાની ચેતવણી આપવા વાસ્તે આથી વધુ લાયક શબ્દો ભાગ્યે જ શોધ્યા જડે. પણ આ ઉદ્ગારો પછી પૂરા પાંચ મહિના જેમના તેમ વીતી ગયા તે જોતાં આ શબ્દો કેવા પોકળ લાગે છે! વાણી અને વર્તન વચ્ચેના આ અંતરે દુનિયાની નજરમાં આપણા દેશની આબરૂના કાંકરા ઉડાડ્યા છે. મોટી મોટી વાતો કરવી પણ એક પગલું સુધ્ધાં ભરવું નહિ તેથી પૂર્વના પ્રદેશોને બાદ કરતાં સમસ્ત દેશ પર આત્મતુષ્ટિની એક લાગણી વ્યાપી ગઈ છે. એકંદરે લોકો પાકિસ્તાનના કોઈ પણ પ્રકારનાં પગલાંના પરિણામનો સામનો કરવા માટે મુદ્દલ તૈયાર નથી.

આપણા વડા પ્રધાન પર સંયમ અને મુત્સદ્દીગીરીના ગુણે બદલ પ્રમાણપત્રનો વરસાદ વરસ્યો છે. પણ દેશ જે ભારે આર્થિક, સામાજિક અને રાજકીય બોજા હેઠળ મુકાયેલો છે તેને હળવો કરવા કે દેશના અસ્તિત્વને માટે જે ભય ઊભો થયો છે તેને હળવો કરવા બાબત આ બધાથી કશું સરતું નથી. રાજકીય ઉકેલ માટે જે આંતરરાષ્ટ્રીય મથામણ મહિનાઓથી ચાલી રહી છે તેનું કોઈ પરિણામ નીપજ્યું નથી. સિવાય કે, યાહ્યાખાને મિત્ર-શત્રુ સૌને ઠીક દેખાડ્યો હોય. અને જેને બળવાન મિત્રો છે એને એ સિવાય બીજું કરવાનું પણ શું હોય?

સાચી વાત તો એ છે કે બાંગલા દેશના રાજકીય ઉકેલની ચાવી ભારતના હાથમાં છે. મેં ક્યારનું કહ્યું છે કે સ્વતંત્રતા સિવાય કોઈ રાજકીય ઉકેલ શક્ય નથી. એટલા માટે, ભારત આમાં અંતર્ગત રીતે સંકળાયેલું હોઈ તેણે જ રાજકીય ઉકેલની નિષ્ફળ ખોજને બંધ કરી દેવી જોઈએ. અને

હૈયામાં હામ ધરી સદાને માટે બાંગલા દેશ અને તેની સરકારની સ્વતંત્રતાનો વિધિસર રીતે સ્વીકાર કરીને આ મુદ્દાનો નિવેડો લાવવો જોઈએ. હજુ પણ આ કરવા માટે યોગ્ય પળની રાહ જોવાનું વડા પ્રધાન ગાણું ગાયા કરે છે. ઇતિહાસ નોંધશે કે વડા પ્રધાન આવી અનેક યોગ્ય પળો ચૂકી ગયાં છે.

બાંગલા દેશના સ્વાતંત્ર્યસંગ્રામના ભડવીરોએ તેમની સરકારની રચના કરી હતી અને દિલ્હી દોડતા આવી તેઓ આપણી મદદ માગતા હતા ત્યારે એટલે કે એપ્રિલના પહેલા પખવાડિયામાં અતિ યોગ્ય સમય હતો. આપણે એમની અપીલને છાજતો જવાબ આપ્યો હોત તો આ દુનિયામાં જે કંઈ પવિત્ર નૈતિક અને માનવીય તત્ત્વો છે તે આપણે પડખે હોત તે સમયે આપણે આક્રમકો તરીકે નહિ બલકે બાંગલા દેશની વિધિસરની સરકારની વિનંતીને પરિણામે સ્વાતંત્ર્યના લડવૈયાને મદદ કરવા તેમના મિત્રો તરીકે ગયા હોત. આ સરકારને થોડા મિરજાફરોને બાદ કરતાં સમસ્ત પ્રજાનો સાથ અને ટેકો હતો ને હજી પણ છે. આમ છતાં, આપણે તે યોગ્ય પળ જવા દીધી છે. આવી તક તો રાષ્ટ્રના જીવનમાં સેંકડો વર્ષોમાં માત્ર એકાદ વાર જ આવતી હોય છે. તે સમયે પગલું લેવાની નિષ્ફળતા માટે આપણે ભારતના લશ્કરને હોળીનું નાળિયેર બનાવીએ છીએ. આપણા બહાદુર જવાનો અને તેમના બાહોશ અફસરોને આના કરતાં બીજો કયો વિશેષ અન્યાય હોઈ શકે? લશ્કર તૈયાર નહોતું એમ નહિ પરંતુ આપણા રાજકીય નેતાઓના હાથમાં કોઈ વિકલ્પી યોજનાઓ ન હતી.

હવે તો એ વાત ખુલ્લી થઈ છે કે ઢાકામાંના આપણા હાઈકમિશનની કચેરી તરફથી સમાચાર મળતા હતા કે મુજિબ અને યાહ્યા વચ્ચે ચાલતી વાટાઘાટો તો માત્ર દેખાવ જ છે. એની પછવાડે પાકિસ્તાન પૂર્વમાં તૂટી પડવા પોતાનાં સશસ્ત્ર દળોની જમાવટ કરી રહ્યું હતું. ઇસ્લામાબાદ ખાતેનું આપણું હાઈકમિશન હૈયાધારણ આપી રહ્યું હતું એ વાત હવે સૌ જાણે છે. પણ આપણા પ્રતિનિધિઓને દોષ દેવો યોગ્ય નથી, જ્યારે સ્પષ્ટ થયું કે માત્ર બે જ વિકલ્પો છે ત્યારે બેમાંથી કોઈ પણ વિકલ્પ માટે સજ્જ બની રહેવાની આપણા રાજકીય નેતાઓની ફરજ હતી. આપણા માનવંતા સેનાપતિને ખરાબમાં ખરાબ વિકલ્પ માટે સાબદા થઈ રહેવાની ચોખ્ખી સૂચના આપવામાં આવી હોત તો મને ખાતરી છે કે આપણાં સશસ્ત્ર દળોને દોષ આપવાને કોઈ કારણ રહેત નહિ.

કેટલાંક મંડળોમાં કહેવામાં આવે છે કે આથી ભારત અને પાકિસ્તાન વચ્ચેના સંઘર્ષની પરિસ્થિતિ ઊભી થાત. પણ આમેય આ શક્યતાનો વહેલેમોડો સામનો તો કરવો પડવાનો છે કેમ કે તે સિવાય બીજો વિકલ્પ નથી. પરંતુ, એપ્રિલનાં શરૂઆતનાં સપ્તાહોની પરિસ્થિતિ એટલી બધી અનુકૂળ હતી કે શું બની રહ્યું છે તેની ખબર પડે તે પહેલાં જ નિવેડો આવી ગયો હોત. બાંગલા દેશને ખાલસા કરવાની મારી કોઈ સૂચના નથી. આપણે તો તેમની કુમકે પહોંચી જઈ સ્વાતંત્ર્યના ભડવીરોની સાથે રહી કદાચ દસ-પંદર દિવસમાં બધું પતાવી દીધું હોત. પછી લોકોના પ્રતિનિધિઓના હાથમાં સત્તાનાં સૂત્રો સુપરત કરી બાંગલા દેશની ભૂમિ પરથી ચાલ્યા આવ્યા હોત. સિવાય કે, થોડાં બખ્તરિયાં દળો અને તાલીમ આપી શકે તેવા અફસરોને બાંગલા દેશની સરકારની વિનંતીથી ત્યાં રહેવું પડ્યું હોત.

આપણે આ માત્ર એક જ તક ગુમાવી નથી પરંતુ એ બધી વાતોમાં અત્યારે ઊતરવું કંટાળાજનક છે. અગત્યની વાત તો એ છે કે આપણે આપણા રાજદ્વારી પ્રયત્નોમાં પછાડ ખાધી છે. હવે આપણે હૈયામાં હિંમત એકઠી કરીને મોડું થયું હોવા છતાં શેખ મુજિબુર રહેમાનની આગેવાની હેઠળની સરકારને વિધિસરની માન્યતા આપવી જોઈએ અને સ્વતંત્રતા માટે સર્વાંગી મદદ કરવી જોઈએ. આમ કરવાથી પાકિસ્તાન સામે યુદ્ધ આવી પડે તો એને માટેય આપણે ગમે તેમ કરીને પણ તૈયાર રહેવું જોઈએ.

શ્રીમતી ગાંધી વારંવાર કહ્યા કરે છે કે બાંગલા દેશની સરકારને રીતસરની માન્ય કર્યા વિના પણ શક્ય

એવી બધી મદદ આપી શકાય. પરંતુ, આ તો આ દેશના લોકોની આંખમાં ધૂળ નાખવા બરોબર છે. સ્વાતંત્ર્યના લડવૈયાઓને છૂપી મદદ આપીએ છીએ એ વિશે શંકા નથી જોકે આપણે આ વાતનો ઇનકાર કરીએ છીએ પણ દુનિયાનાં છાપાંઓ આ વિશે તો છૂટથી લખે છે અને એ પરદેશી કચેરીઓથી છાનું રહ્યું નથી. આપણી આબરૂ ગુમાવવા સિવાય આવી બેવડી વાત કરવાથી આપણને શો લાભ થાય છે? બાંગલા દેશને છૂપી મદદ કરીને સંઘર્ષને આપણે લંબાવી રહ્યા છીએ એવા આક્ષેપો આપણા ઉપર કરવામાં આવે તો તે કરનારને આપણે પ્રામાણિકપણે કઈ રીતે દોષ કાઢી શકીએ? હવે ચોમાસું વીતી ગયું છે માટે બહાના નહિ પણ હિંમતભર્યાં પગલાની જરૂર છે. અગાઉ કહી ગયા પ્રમાણે બાંગલા દેશનો રાજકીય ઉકેલ માત્ર ભારતના હાથમાં જ રહેલો છે. આપણે પગલું ભરીશું તો મને ખાતરી છે કે આપણને અનુસરનારા નીકળશે. ભારત એમ કંઈ સાવ મિત્રવિહોણો દેશ નથી. જો ભારતને બીજાની જરૂર છે તો બીજાને પણ ભારતની એટલી જ જરૂર છે.

સંસદે સર્વાનુમતે અને સ્પષ્ટ સાદે ઠરાવ કર્યો ત્યારે વડા પ્રધાને શરૂઆતમાં સમસ્ત દેશને સંગઠિત કર્યો હતો. ત્યાર પછી તેમણે જે ખંચકાટ, અનિર્ણય અને ગરમ-નરમ વલણ લીધું તેથી દેશનો જુસ્સો અને એકતા તૂટી ગયાં છે. દુર્ભાગ્યે આજે, જ્યારે દેશની એકતા ખૂબ આવશ્યક બની છે ત્યારે તેઓ બાંગલાનું રાજકારણ ખેલી રહ્યાં છે. તેઓ કેટલાક પક્ષોની સામે ગેરવાજબી આક્ષેપો કરે છે અને કેવળ પક્ષીય સ્વાર્થ માટે જ નહિ પરંતુ કોમી લાગણી બહેકાવવા સુધ્ધાં પરિસ્થિતિનો ગેરલાભ લે છે. નવી કોંગ્રેસ સમેત સઘળા રાજકીય પક્ષોએ પક્ષીય સ્વાર્થ માટે બાંગલા દેશના મુદ્દાનો ગેરલાભ ઉઠાવ્યો છે તે વાત નિઃશંક છે. પરંતુ, કોઈ પણ પક્ષે કોમી આગ સંકોરવા માટે પરિસ્થિતિનો લાભ લીધો હોય એ વાતમાં કોઈ સત્ય નથી.

જો આપણે એક રાષ્ટ્ર તરીકે ટકવું હોય તો ઇતિહાસની આ ગંભીર પળે વડા પ્રધાને પક્ષીય રાજકારણથી ઊંચે ઊઠીને સમસ્ત દેશને અને સઘળા રાજકીય પક્ષોને તેમની નેતાગીરી હેઠળ સંગઠિત થઈ પ્રશ્નને સ્પષ્ટ દોરવણી આપવાની અને યાતનાઓ બરદાસ્ત કરવાની ચોખ્ખી વાત કરવી જોઈએ. આટલું એ કરે અને આ ક્ષણે જે પગલાની ખૂબ જ જરૂર છે તે પગલું તેઓ જો ભરે તો તેમની અંગત લોકપ્રિયતા અને અત્યાર લગી પુરવાર થયેલી કાબેલિયત લોકોમાં રહેલી ઉત્તમ શક્તિઓને બહાર આણવામાં જરૂર સફળ થશે. લોકો તેમની પડખે અડીખમ સૈનિક બની ઊભા રહેશે. વડા પ્રધાન પ્રત્યે નિરતિશય સ્નેહભાવ રાખનાર તરીકે આશા રાખું કે મારા આ શબ્દોને તેઓ ગંભીર ભાવે લેશે. મારા આ શબ્દો ટીકાત્મક હોવા છતાં તેનો આશય તેમને ઉતારી પાડવાનો નહિ, બલ્કે તેમને સહાયભૂત થવાનો છે.

અનુ૦ સિદ્ધાર્થ ભટ્ટ

# બાંગલા દેશ – ખરું ને ખોટું | બદર-ઉદ્-દીન તૈયબજી

બાંગલા દેશ પરના શ્રી જયપ્રકાશ નારાયણનાં મંતવ્યો કોઈ મહાનુભાવ રાજનીતિજ્ઞનાં હોય તેવાં નથી લાગતાં. એ કદાચ એમના વિચ્છિન્ન વ્યક્તિત્વનો જ ખ્યાલ વધુ તો આપે છે. એક બાજુ છે જાતને ઘસી-ભૂંસી નાંખવા ઇચ્છતો સર્વોદય કાર્યકર ને બીજી બાજુએ છે તક ચૂકી ગયેલો પણ ફરીને સત્તાને પાટે ચડવા આતુર રાજકારણી! હજી વરસ પહેલાં તો એમને દેશ સ્વબચાવમાં સુધ્ધાં લશ્કરી તાકાત વાપરે એની સામેય વાંધો હતો અને હવે અબઘડી જંગે મેદાનનું એલાન કરવા એ તલપાપડ છે. દારૂનું ટીપુંયે કદી ન ચાખનાર મરજાદીને વ્હીસ્કીનો નશો ઓર ચડે એમ કદાચ લોહીના સહેજ અમથા સવાદે અને દારૂગોળાની નહિ જેવી સોડમે સર્વોદયીઓ જંગખોર થઈ જતા હશે! ખુદાની મેર છે કે આ દેશની આગડોર એક એવી વ્યક્તિના હાથમાં છે જે નથી ખૂની, નથી ઝનૂની.

શ્રી નારાયણના લેખો વાચતાં મનમાં ઊઠતી છાપ તો એ છે કે એમને પૂર્વ બંગાળીઓના ભલા કરતાં વધુ રસ તો પાકિસ્તાનના વિઘટનમાં છે. સદંતર વિરોધી એવા વિશ્વમતની સામે જઈને પણ આપણે સર્વાંગી યુદ્ધ ખેલી લેવું જોઈએ એવી શ્રી નારાયણની સલાહ છે. એમને ખબર છે ખરી કે આ યુદ્ધથી આપણું અર્થતંત્ર ખાડામાં પડશે, બંગાળ કાબૂમાં નહિ રહે અને હિન્દુમુસ્લિમ સમસ્યા ઓર વકરશે? અલગતાવાદી ચળવળને વેગ મળશે?

આપણી આરંભિક ભૂલ આપણે બાંગલા દેશને માન્યતા ન આપી એ નહોતી. ખરી ભૂલ તો આપણે સરહદ બંધ ન કરી એ છે.

યાહ્યાખાન સરકારની સરિયામ મૂર્ખતા, અપ્રમાણિકતા ને ગુનાહિત પ્રવૃત્તિઓ સામે પશ્ચિમ પાકિસ્તાનમાં સહજ ક્રમે અવાજ ઊઠ્યો હોત; પણ મુજિબ અને હિન્દ મળી જઈને પાકિસ્તાનના વિઘટનનું કાવતરું કરી રહ્યા છે એ મતલબની દહેશતે પશ્ચિમ પાકિસ્તાનીઓની રાષ્ટ્રીય લાગણીને એટલી હદે જાગ્રત કરી મૂકી છે કે આમ ન બની શક્યું. યાહ્યાખાનને તો એટલું જ જોઈએ છે કે હિન્દ એને યુદ્ધ શરૂ કરવાનું બહાનું પૂરું પાડે. એક વાર યુદ્ધ શરૂ થાય તો પાક. લોકમત યાહ્યાની પૂંઠે સંગઠિત થવાનો જ, અને એથી યાહ્યાનું સિંહાસન સ્થિર થશે.

આકાશવાણી, અખબારો અને શ્રી જયપ્રકાશ જેવાઓનાં નિવેદનોએ કેવળ પાક. લોકમતને જ નહિ પણ વિશ્વમતનેય ખાતરી કરાવી દીધી છે કે હિન્દ પાકિસ્તાનનો નાશ નહિ તોયે વિઘટન તો ઇચ્છે જ છે. આ છાપ એટલી જોરદાર છે કે એને પરિણામે યાહ્યાખાનની પશુતા ઢંકાઈ જાય છે.

વડા પ્રધાન દુનિયાની સફરે જઈ આવ્યાં એ સારું જ થયું. એમની કોશિશ એ સમજાવવાની હતી કે આપણને પાકિસ્તાન પર હલ્લો કરવામાં રસ નથી... હવે વડા પ્રધાને યાહ્યાખાનને ન મળવાના પોતાના નિર્ણય સંબંધે પણ ફેરવિચાર કરવો જોઈએ. તેઓ યાહ્યાખાનને મળે અને પોતે તેમની પાસે શી અપેક્ષા સેવે તે છે સાફ સાફ કહે તો તેથી પાકિસ્તાનમાં, હિન્દમાં અને દુનિયાભરમાં વાતાવરણ સાફ થશે. બને કે યાહ્યા પર ખાસ અસર ન પડે. પણ પાક. લોકમત ને વિશ્વમત પર તો એની ભારે મોટી અસર પડશે. આપણે સહુને ઠસાવવું છે તે એ કે આપણી એકમાત્ર કોશિશ પાકિસ્તાનીઓ અંદરોઅંદર અને આપણી સાથે અમનથી રહે એટલી જ છે.

## બાંગલા દેશ અને રાષ્ટ્રીય હિત | જીવતરામ કૃપાલાની

શાસક કૉંગ્રેસની મહાસમિતિની સિમલા બેઠકમાં વિદેશ પ્રધાન સ્વર્ણસિંહે બાંગલા સમસ્યાના ત્રણ રાજકીય ઉકેલોનો નિર્દેશ કર્યો હતો : (૧) બાંગલા દેશ પાકિસ્તાનના પ્રાંત તરીકે રહે, (૨) બાંગલા દેશ આઝાદ બને; (૩) બાંગલા દેશને વિશેષ પ્રાન્તિક સ્વાયત્તતા મળે. આ નિર્દેશ બાદ વિદેશ પ્રધાને વધુમાં ઉમેર્યું હતું કે આ ત્રણમાંથી બાંગલા દેશના ચૂંટાયેલા પ્રતિનિધિઓને માન્ય હોય તેવો કોઈ પણ ઉકેલ ભારતને સ્વીકાર્ય રહેશે.

સર્વપ્રથમ એટલું સમજી લેવું જોઈએ કે બાંગલા પ્રશ્નમાં આપણે સંડોવાયા છીએ તે રોજ રોજ ચાલ્યા આવતા શરણાર્થીઓની વણથંભી વણઝારને લીધે. એટલે રાષ્ટ્રીય હિતની રીતે વિચારવાનો મુદ્દો તો કયા ને કેવા ઉકેલને લીધે શરણાર્થીઓ પાછા ફરી શકે તે છે.

પહેલો ઉકેલ—એટલે કે પાક. માળખાની અંતર્ગત બાંગલા દેશ—એના પ્રતિનિધિઓને માન્ય હોય તોપણ આપણને કેવી રીતે માન્ય હોઈ શકે? બહારની મદદના અભાવમાં અને લશ્કરશાહીને કારણે બાંગલા દેશ પાક. ધૂંસરી સ્વીકારે એ શક્ય છે, પણ એ સંજોગોમાં આપણે શરણાર્થીઓને પાછા ફરવાનું ન જ સમજાવી શકીએ.

બાંગલા દેશના ચૂંટાયેલા પ્રતિનિધિઓને સ્વાધીન બાંગલા દેશ તો, અલબત્ત, માન્ય હોય જ. પણ આપણે માટે એનું સ્વાધીન હોવું પૂરતું નથી. એણે બિનસાંપ્રદાયિક પણ હોવું જોઈશે. અન્યથા, હિન્દુ શરણાર્થીઓ અહીં જ રહેશે, અને બિનસાંપ્રદાયિકતાવાદી મુસ્લિમોય.

ત્રીજા ઉકેલ વિષે મારે એ જ કહેવાનું છે કે બાંગલા દેશને બિનસાંપ્રદાયિકતા સમેતની સ્વાયત્તતા મળવાની હોય તો જ આપણે રાહતનો દમ લઈ શકીએ.

શ્રી સ્વર્ણસિંહે કહેતાં તો કહી નાખ્યું, પણ ત્યાર પછી લોકોએ જે ટીકા કરી તેથી એમને સમજૂતીનું કષ્ટ ઉઠાવવું પડ્યું છે, (જોકે આ સમજૂતી આપણી સમજમાં ભાગ્યે જ વધારો કરે છે—અને એમની સમજનો તો પ્રશ્ન જ નથી!) વસ્તુતઃ શ્રી સ્વર્ણસિંહ કે એમના ટીકાકારો પણ એક પાયાની વાત સમજી શક્યા નથી. વિદેશ પ્રધાનનું સિમલા વક્તવ્ય ભારત ને બાંગલા દેશ વચ્ચે હિતોનું તાદાત્મ્ય સૂચવે છે. અમુક કક્ષાએ આપણાં હિતો સાથે જાય છે એ સાચું, પણ બન્નેનાં હિતોને તદ્દન એકરૂપ સમજવાનું વલણ ભૂલભર્યું છે. બાંગલા દેશનો પ્રશ્ન આઝાદીનો છે. એમાં આપણી સહાનુભૂતિ હોય જ. પણ આપણી ચિંતા એટલેથી અટકતી નથી. આપણે તો શરણાર્થીઓને ફરીને સલામતીભેર વતનભેગા કરવાના છે.

## થોડીક સાફ વાતો | હમીદ દલવાઈ

કેટલાક લોકોને એમ કહેતાં સાંભળીએ છીએ કે મુક્તિફોજને મદદ ન કરવી જોઈએ. હું નમ્ર પણ મક્કમ સૂરે એ હકીકત તરફ ધ્યાન દોરવા ઇચ્છું છું, કે આપણે એમને સહાય નહિ કરીએ તો તેઓ બીજેથી પણ સહાય મેળવશે જ. શી ખાતરી કે ખુદ ચીન સુધ્ધાં એમને સહાય નહિ કરે? અને ત્યારે આપણે દોર ગુમાવી બેઠા હોઈશું. બાકી અત્યારે તો મુક્તિફોજને માટે સારો મોકો છે. પાકિસ્તાને ભારત સાથેની સીમા પર પોતાનાં દળો ગોઠવી દીધાં છે એટલે પૂર્વ બંગાળમાં એનું લશ્કરી ભારણ પ્રમાણમાં ઓછું છે.

મુક્તિફોજને મદદ નહિ કરીએ; (યુદ્ધ નહિ ઇચ્છતા હોઈએ તોપણ) જરૂર પડ્યે યુદ્ધની હદે નહિ જઈએ તો સ્વાધીન બિનસાંપ્રદાયિક બાંગલા દેશનું નિર્માણ ભારે ધાર્યમાં પડશે. અને તમે શું એમ માનો છો કે બિનસાંપ્રદાયિક નહિ એવા બાંગલા

દેશમાં પાછાં ફરવા લાખો હિન્દુ શરણાર્થીઓ સંમતે થશે? ભારત સરકાર એવું માનીને ચાલતી હોય એવું કાંઈ લાગતું તો નથી. પાછળથી જે શરણાર્થીઓ આવ્યાં એમને સ્થાનિક વસ્તી સાથે ભળવા દેવાને બદલે અલાયદા રાખવાનું વલણ ભારત સરકાર દાખવી રહી છે. મારો ખ્યાલ છે કે આ વલણ પાછળ એમને વહેલા મોડા પાછા મોકલવાની ગણતરી રહેલી છે. અને આ ગણતરીનો તકાજો યુદ્ધ લગી પણ લંબાય.

જ્યાં સુધી પાકિસ્તાનના વલણની વાત છે, હું નથી માનતો કે તત્કાળ કોઈ યુદ્ધમાં એને સીધો રસ હોય. શું કામ હોય? એણે તો વિના યુદ્ધે જ પોતાનો પ્રશ્ન હલ કરી નાખ્યો છે. આટલી મોટી વસ્તીને આપણે ત્યાં ખદેડી મૂકીને એણે પાકિસ્તાનની બંગાળી બહુમતીને લઘુમતીમાં ફેરવી નાખી છે.

આપણે સાચે જ નાજુક પરિસ્થિતિમાં છીએ. રશિયા સહિત કોઈ પણ મહાસત્તા પોતપોતાના કારણસર, ભારત–પાક યુદ્ધ ઇચ્છતી નથી. તે સાથે, આ મહાસત્તાઓ વર્તમાન સંજોગોમાં પાકિસ્તાન તૂટે તેમ પણ ઇચ્છતી નથી. રૂસ સાથેની સંધિ બાદ રૂસને બાંગલા પ્રશ્નમાં આપણી નજીક લાવવાના પ્રયાસો જરૂર થઈ રહ્યા છે, પણ એ તો નીવડ્યે વાત.

વડા પ્રધાનની વિદેશયાત્રાથી પાકિસ્તાનને કેટલીક પશ્ચિમ યુરોપીય દેશોની સહાય બંધ થવાની આશા બંધાઈ છે. અમેરિકાના વલણમાં પણ બદલની વાત ચાલી છે — પણ એ તો નવી દિલ્હીના સાઉથ બ્લોકમાં બેસતા વિદેશ ખાતાના અધિકારીઓની લીપાપોતી જ હોવાનો સંભવ છે. અને યુરોપીય સહાય તો પોતે જ એટલી ઓછી હતી કે એના બંધ થવાથી પાકિસ્તાનને ખાસ અસર પહોંચે તેમ નથી. મારી ધારણા છે કે પાકિસ્તાનને મળતી સહાયનો સાચો સ્રોત તો અન્યત્ર જ છે: એને આર્થિક સહાય મળે છે ધનકુબેર આરબ હાકેમો પાસેથી; અને શસ્ત્રસહાય મળે છે ઈરાન ને તુર્કસ્તાન દ્વારા. ત્યાં આપણી પહોંચ નથી. અંતર્ગત ને અન્ય કારણોસર પાકિસ્તાન તૂટવાની શક્યતાઓ કોઈને જણાતી હોય તો તે ખોટી નથી, કલ્પનાતરંગ નથી; પણ એનો એ અનિવાર્ય અંજામ, આમ, સંજોગવશાત્ પાછો ઠેલાઈ રહ્યો છે.

મારું સૂચન છે કે આપણે બાંગલા દેશને તાત્કાલિક માન્યતા આપવી જોઈએ એટલું જ નહિ પણ એની સાથે સંરક્ષણ કરારથી પણ જોડાવું જોઈએ. આમ કરતાં, પાકિસ્તાનનું આક્રમણ આવી પડે તો જોરદાર જવાબી કારવાઈ કરીએ. પણ યુદ્ધને ટાળીને જ રહીશું, કોઈ પણ કિંમતે ટાળીશું જ, એવા હિસાબ માંડીને ચાલવાની ભૂલ તો ન જ કરીએ.

રખે કોઈ માને કે અનિવાર્ય બની રહેલા આ યુદ્ધની વાત હું કોઈ જનસંઘીની પેઠે કરી રહ્યો છું. મેં જોયું છે કે બાંગલા આંદોલનના સમર્થનમાં મળતી સભાઓને અંતે કેટલીક વાર 'અખંડ હિન્દુસ્તાન'ના સૂત્રો પોકારવામાં આવે છે. આવું મનોવલણ બરાબર નથી. ભારત સાથે જોડાવાની ઇચ્છા પૂર્વ બંગાળ પોતે વ્યક્ત કરે તો બરાબર; પણ આપણે સામેથી એ કેવી રીતે ઠોકી બેસાડી શકીએ? આપણે તો એટલું જ ઇચ્છીએ કે સ્વાધીન બિનસાંપ્રદાયિક બાંગલા દેશ આકાર લે અને ભારત સાથે એને એટલી ગાઢ મૈત્રી હોય કે બંને વચ્ચેની સીમા અર્થહીન બની જાય.

સામે પક્ષે, પાકિસ્તાનની ફિકરમાં દિવસરાત દૂબળા થઈ રહેલાઓની જમાતને તે શું કહીએ! આ એ લોકો છે જેઓ અંગ્રેજ અમલ દરમ્યાન ગોરાઓને જીસબ્બે કરતાં થાકતા નહોતા. અખબારોમાં તમે જયપ્રકાશજી ને બદર-ઉદ-દીન તૈયબજી વચ્ચેની આપલે જોઈ હશે. તૈયબજી જયપ્રકાશજીની નિષ્ઠા પર ઘા કરવાની હદે ન ગયા હોત તો સારું થાત. પણ તૈયબજીને પાકિસ્તાનના વિઘટન વિશે અતિશય ચિંતા છે એટલે મેં તો એમને પત્ર લખ્યો છે કે તેઓ પિંડી જ જઈને વસે!

ખેર. બાંગલા દેશને માન્યતા આપીએ અને તમામ પરિણામોના મુકાબલા માટે તૈયાર રહીએ.

વ્યાખ્યાન નોંધ

## ...નોબેલ પારિતોષિક

સાહિત્ય માટેનું આ વર્ષનું નોબેલ પારિતોષિક ચેલીના સુખ્યાત કવિ પાબ્લો નેરુદાને એનાયત કરવામાં આવ્યું છે. વીસમી સદીની કેટલીક જગપ્રસિદ્ધ સાહિત્યિક પ્રતિભાઓની જેમ નેરુદાનું નામ પણ એકથી વધુ સંદર્ભોમાં નોંધપાત્ર અને ચર્ચાપાત્ર પણ બનતું આવ્યું છે. નોબેલ અંગેના અકાદમીના કેટલાક અત્યંત ચોક્કસ, રીતસરના અને નવકા નિર્ણયોની સામે પક્ષપાતના વજનવાળા, રાજકારણની બૂથી ફોરમતા અને લગભગ બિનસાહિત્યિક ગણી કાઢી શકાય તેવા એકથી વધુ જે કંઈ નિર્ણયો છે એ એની વચમાં ક્યાંક આ નિર્ણય બુશના સાહિત્યપ્રેમે વડે તોળાય તો નવાઈ નહિ. નેરુદાની કેટલીક કવિતાનો ઉપલો સ્તર ખોલકો, સમકાલીન હવામાન અને મિજાજથી પ્રચારપૂર્વક સાજ કરેલો, ક્વચિત રાજકીય બની જતો પણ છે. તેમ છતાં, સાહિત્યના મર્મજ્ઞો નેરુદામાં એક યુગકવિની ઝાંખી જોઈ શકે તેવો, અંતરાલો ભેદીને ગુહાતમોમાંથી આવતો અવાજ એની કવિતામાં આવશ્યક વેરાયેલો છે. નેરુદા કદાચ એક આટલા જ કારણે સ્પર્શક્ષમ બની રહે છે. એક રાજપુરુષ તરીકેના એના બધા જ સંદર્ભોને જોયા પછી પણ એની સર્જકતાની ગતિવિધિ અને ભુનિશ્ચાદ હાથ ન આવે એવી અઘરી કવિતાનો એ કવિ છે.

સ્પેનિશનું સ્મરણ થતાંવેંત અંદાલુસિયન પરંપરાઓ અને લોર્કાની 'ભસતી ક્ષિતિજો'નું સહેજે સ્મરણ થઈ આવે, પણ નેરુદાની ભાષામાં એવો કશો સંસ્કાર ઝાઝો બચ્યો નથી. દક્ષિણ અમેરિકનો માને છે તેમ એમનો કાયદો જુદો જ છે—જેને ભાષ્યમ સાથે કશી લેવાદેવા નથી. આ સદીની પહેલી પચીસીમાં જ નેરુદાની કવિતા ઊભરી આવી હતી અને કવિની પણ એ પહેલી જ પચીસી હતી. અને આ વયની લાક્ષણિક કવિતારૂપે વીસ પ્રેમકાવ્યોને અંતે નિરાશાનું જ ગીત આવે છે. ૧૯૩૬નું સ્પેનનું આંતરયુદ્ધ કવિની આંખ ખોલી નાખે છે. પરંપરાગત સાહિત્યસર્જનને તેવે મૂકીને કવિ હવે નિર્ભ્રાન્તભાવે રીતસરનું committed writing શરૂ કરે છે. 'Residence on Earth' માંની superreal ઇમેજરીમાં આ છાયાઓ અહીં તહીં ભારે ભોજ સાથે ભટકતી વરતાય છે. બદલાયલી દિશા નેરુદાને દેખીતી રીતે જ રાજકારણ પ્રતિ ખેંચી જાય છે—કવિ માર્ક્સ-કથી 'કવિતા'નાં સમીકરણોમાં પ્રતિભાનાં બધાં જ પ્રહરણોસમેત બદલાયેલા જણાય છે. માર્ક્સવાદી ફિલોસોફીમાં પડેલી નકરી ભૌતિકતા પ્રતિક્ષોભ પામેલા કવિચિત્તને આકર્ષક જણાય એ બહુ બનવા જોગ હતું. આજદિન લગી નેરુદાના સર્જકવિશ્વમાં ક્રાન્તિપ્રેરિત એ તાકાત વહેતી આવી છે. છતાં કલાપદાર્થને પીંછ નાખવા બેઠેલા સામ્યવાદી સર્જકોથી નેરુદા ઘણે ઘણે દૂર છે. સામ્પ્રતના અનેકાનેક દબાવો અને ભીંસો વચ્ચે કવિકર્મને ઉચિત ભાવે સમજેલો, અને જાગ્રત નિષ્ઠાથી વરેલો એ એક નિર્ભ્રાન્ત કલાકાર છે. આજના દિવસોમાં કવિતા 'મહાન' કેવી રીતે બની શકે તેનું દૃષ્ટાન્ત કોઈ બેહૂદસમાં કે કોઈ નેરુદામાં મળી આવે છે. Eastern Funeralની રચનાઓ પ્રાસંગિકતાઓના પાસવાળી છે, જ્યારે Canto General નેરુદાની લાક્ષણિક સર્ગશક્તિનો ઉમદા નમૂનો છે. વતન અને વિશ્વ પ્રતિ એક પ્રગલ્ભરી આવેશ સાથ કવિ ત્યાં સક્રિય બન્યા છે.

નેરુદા પોતાના પ્રકારની કવિતાના હિમાયતી છે. એવી 'અશુદ્ધિ'નો એમને પક્ષપાત છે. પણ આ 'અશુદ્ધિ'ની

મૂળ-નકરા ભૌતિક વિશ્વની સોમકામાં મળી આવશે — જ્યાં મનુષ્ય બસ માત્ર જીવે છે અને સારું જીવવા તલસે છે. નેરુદા કોઈ પણ અર્થમાં આમ aristocratic નથી — ગહનતમ માનવતા અને મનુષ્યજાતિ માટેની અપરંપાર સહાનુભૂતિથી એમનું વિશ્વ છલકાય છે; સૌ કોઈ તે, પદાર્થમાત્રને એ સ્પર્શવા કરે છે. આ earthliness કવિની પ્રતિભાનો સંનિકર્ષ પામતાં great poetryમાં રૂપાંતરિત થાય છે. અને વિવાદનો ભય 'શુદ્ધ'ની સરખામણીએ સદા 'મહાન' સાહિત્યને માથે જ તોળાતો હોય છે. અને નેરુદા એ સન્માનના જરૂર અધિકારી છે.

સુમન શાહ

## સ્વ. ડો. ન. મૂ. શાહ

ડૉ. નરસિંહ મૂ. શાહના અવસાનની વાત સાંભળી તા. ૨૮-૯-૭૧ ના રોજ બપોરના. કાંઈક નવાઈ પણ લાગી, પરંતુ અવસાન એ અવસાન જ હતું.

બોંતેર વર્ષની વયે પહોંચ્યા છતાં તેમનું અધ્યયન-અધ્યાપન ચાલુ જ હતું. તા. ૨૬ સપ્ટેમ્બરને રોજ તેમને હું મળેલો. તેમની કલમ ચાલુ જ હતી. અગાઉ કરી રાખેલી નોંધને આધારે તેમણે એ દિવસે ત્રણેક લેખ સડસડાટ લખી નાખ્યા હતા. તેમણે લખેલી પરમાણુવિજ્ઞાનની એક પુસ્તિકાના લખાણને તેં મઠારી રહ્યા હતા. યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ તરફથી એક એમ. એસસી. નું પાઠ્યપુસ્તક લખી રહ્યા હતા. તેનાં કેટલાંક પાનાં તેમણે બતાવેલાં અને હવે આ કામ જલદી પૂરું કરી કાઢવું છે એમ તેમણે જણાવેલું. ઇન્સ્ટિટ્યૂશન ઑફ કેમિસ્ટ્સ તરફથી જનરલ કેમિસ્ટ્રી—એ આઈ. સી. ના પરીક્ષક થવા માટે તેમને પુછાવેલું, તેનો સ્વીકાર કરતો પત્ર સાંજના તેમણે લખ્યો. પરંતુ તે રવાના કરવાનો રહી ગયો. કંઈક વિધિ-સંકેત જ હશે!

'સાંનગંગોત્રી ગ્રંથશ્રેણી'માં તે સક્રિય રસ લેતા હતા. 'રસાયણ-દર્શન' તેમણે અન્ય સહલેખકોની સાથે રહી લખેલું. એ ગ્રંથ ગુજરાત સરકારના પારિતોષિકને પાત્ર પણ ઠરેલો. આ જ ગ્રંથશ્રેણીના અન્ય એક પુસ્તક 'કૃષિ-દર્શન'માં પણ તેમનું માર્ગદર્શન મળેલું. રાસાયણિક દવાઓ અંગેનો આખો વિભાગ તેમણે વાંચી સુધારી આપેલો. તા. ૨૭-૯-૭૧ના રોજ સાંજના એ ગ્રંથની નકલ તેમને પહોંચે છે. તેને રસપૂર્વક તે જોઈ જાય છે. તા. ૨૮-૯-૭૧ના રોજ પ્રભાતે ચાર વાગતાં ઊઠી, જીવનનું કોઈક કામ અધૂરું તો નહિ રહી જાયને (!) એમ માની તે કલમ પકડે છે અને સવારના સાત સુધી કલમ ચલાવી હાશ અનુભવે છે. અને.... બપોરના અઢી વાગતાં તો તે ચિરનિદ્રામાં પોઢી જાય છે. 'Death is but a longer sleep.'

ન. મૂ. શાહ ગાંધીયુગમાં જન્મ્યા અને જીવ્યા. ૧૯૨૧થી શરૂ થતા અસહકારયુગમાં તેમણે કૉલેજ છોડી. ગાંધીજીએ એવામાં જ સ્થાપેલી વિદ્યાપીઠમાં જોડાઈ તે સ્નાતક થયા. ત્યાર બાદ તે રાણપુરમાં 'સૌરાષ્ટ્ર'ના પ્રકાશન વિભાગમાં અમૃતલાલ શેઠ સાથે જોડાયેલા. ત્રણેક વર્ષના અનુભવે અટપટા રાજકારણનું પત્રકારિત્વ તેમને હૈયે બેઠું નહિ અને ૧૯૨૪માં તેમણે બી. એસસી. ની પરીક્ષા પસાર કરી. કેટલોક સમય રચનાત્મક કામ કર્યા બાદ તેમને અભ્યાસ કરવાનું મન થઈ આવ્યું. અધ્યયનના રસિયા જીવે ઈ. સ. ૧૯૩૦ માં એમ. એસસી. અને છેવટે ૧૯૩૮માં પીએચ. ડી. ની ઉપાધિ મેળવી. રસાયણવિજ્ઞાનમાં મુંબઈ યુનિવર્સિટીના પ્રથમ પીએચ. ડી. થવાનું માન તે ખાટી ગયા.

સરકારી નોકરીમાં જોડાઈ તેમણે ધારવાડની કૉલેજમાં અધ્યાપન શરૂ કર્યું. કેટલાક સમય બાદ તેમની બદલી ગુજરાત કૉલેજમાં થઈ. સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા બાદ પણ તેમણે તેમનું અધ્યાપનકાર્ય ચાલુ જ રાખેલું. અવસાન સમયે પણ

તે ગોધરાની વિજ્ઞાનની કૉલેજમાં એમ. એસસી.ના વિદ્યાર્થીઓને સંશોધનમાં માર્ગદર્શન આપતા હતા. તેમણે રાસાયણિક સંશોધન અંગેના સોથીય વધારે અભ્યાસલેખો લખેલા જે દેશ-પરદેશનાં પ્રસિદ્ધ સામયિકોમાં પ્રકાશિત થયેલા.

તેમના સહકાર્યકરો સાથે તેમના સંબંધ મીઠાશભર્યા રહેતા. પરંતુ તેમણે માની લીધેલું જે કાંઈ 'સત્ય' હોય તેને સારી રીતે વળગી રહેવાની તેમ જ દૈયે જે કંઈ વસ્તુ તે તડ ને ફડ કહી નાખવાની ટેવને લીધે તેમના ઘણાખરા સંબંધો દીર્ઘજીવી નીવડતા નહિ. પરંતુ તેમાં તેમનો કાંઈ દોષ નહોતો. તેમના સ્વભાવનાં કેટલાંક ઊજળાં પાસાંઓનાં સાચા દર્શન પણ એ જ પાર્શ્વભૂમિકા ઉપર મળી રહેતાં. એક મિજભાળી સહકાર્યકરની નીતિરીતિની ટીકાઓ તે વારંવાર કર્યા કરતા, પરંતુ એ જ પ્રાફેસરે કરેલા એક સંશોધનની વાત નીકળતાં, તેમણે તેનાં ભારોભાર વખાણ કરેલાં. તેમના ગુણગ્રાહી સ્વભાવનું આ દર્શન સાથે જ તેમના તરફ આદર પ્રેરતું.

પરીક્ષક તરીકે તે કડક ગણાતા પરંતુ તેમાંય વિદ્યાર્થીઓના — પરીક્ષાર્થીઓના સાચા પ્રમાણિક પ્રયત્ન પરત્વે તેમને ખૂબ સહાનુભૂતિ રહેતી. માતૃભાષા દ્વારા શિક્ષણના તે આગ્રહી હતા. તેમની એ દૃઢ માન્યતા હતી કે માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાથી વિદ્યાર્થીનું અભ્યાસ-ધોરણ ઊંચું આવશે. પરંતુ ઉત્તરોત્તર વિદ્યાર્થીઓના અભ્યાસનું ઊતરતું ધોરણ જોઈ તે અત્યંત નિરાશ થયા હતા. જોકે, તેમાં તેમણે યુનિવર્સિટીના ભેરંભાઓની 'રેકેટબાજી'ને જ દોષિત ગણેલી, માધ્યમને નહિ.

તેમનામાં નર્મ-હાસ્ય નોંધપાત્ર હતું. પરંતુ પ્રોફેસરીના અંચળા હેઠળ તે દબાયેલું રહેતું.

તેમણે એક વાર, તે પીએચ. ડી. થયા તે પહેલાં એક કૉલેજના સામાયિકમાં N. M. S. ના નામે Discovery of a New Element લેખ લખેલો. જેનો સાર કાંઈક આવો હતો:

Element: Woman; Chemical symbol: Wo; Atomic wt.: Not yet determined, the element being highly refractive and unstable and it is difficult to work with, especially for bachelors.

ગુજરાતી ભાષામાં વિજ્ઞાનને લોકભોગ્ય બનાવવાના તે આગ્રહી હતા. તેમણે તે અંગે ઠીક ઠીક સાહિત્ય સર્જ્યું છે: 'દૂધ — સર્વસંપૂર્ણ ખોરાક' (૧૯૪૦), 'મૅડમ ક્યુરી' (૧૯૪૦), 'મહાન વૈજ્ઞાનિકો' ખંડ ૧–૬ (સુરેશ શેઠના સહકારમાં), 'લૂઈ પાશ્ચર', 'શોધ અને સિદ્ધિ', 'માનવ જીવનમાં વિજ્ઞાન' વગેરે. આ ઉપરાંત તેમણે ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ ના આશ્રયે વિજ્ઞાન વિભાગના સમીક્ષકનું કામ પણ કરેલું છે. ઈ.સ. ૧૯૪૯–૫૦ ના વર્ષમા વિજ્ઞાનવિભાગની સમીક્ષાને અંતે ઉપસંહારમાં તે જણાવે છે:

"વિજ્ઞાનનાં બળોએ જે પરિવર્તન આણ્યું છે તેને સમજવા માટે આપણા સાહિત્યમાં વિજ્ઞાનવિષયક પુસ્તકો ખૂબ લખાય અને ખૂબ વંચાય એ ઇચ્છનીય છે એટલું જ નહિ, પણ આવશ્યક છે. ગુજરાતી સાહિત્યમાં વિજ્ઞાન તરફ હજી જોઈએ તેટલી દૃષ્ટિ વળી નથી અને તે માટે આવશ્યક પ્રયત્ન પણ ખાસ થયા નથી....

"લોકભોગ્ય ભાષામાં ઉપયોગી વિજ્ઞાનનાં પુસ્તકો સુપ્રાપ્ય નહિ થાય ત્યાં સુધી આપણા સાહિત્યનું એક મહત્ત્વનું અંગ અણવિકસિત જ રહેશે.... આપણી સાહિત્યસંસ્થાઓએ આ કામ ખાસ ઉપાડી લેવાનો વખત પાકી ચૂક્યો છે.

"... પ્રથમ જરૂરિયાત છે એક સારી વિજ્ઞાનવિષયક પુસ્તકશ્રેણીની. જેમ અંગ્રેજીમાં આધુનિક વિજ્ઞાનની સંશોધનને લગતી અદ્યતન ખબર સાદી અને સહેલી ભાષામાં આપતી 'સાયન્સ ન્યૂસ'ની શ્રેણી પ્રગટ થાય છે, તેમ ગુજરાતી ભાષામાં આવી પ્રવૃત્તિ શરૂ થવી જોઈએ. આથી વિજ્ઞાનપ્રચાર થશે. ... પુસ્તક શ્રેણીને યોગ્ય વિષયો મેળવવા આપણા વૈજ્ઞાનિકોએ સંશોધન તરફ વળવું પડશે અને જેમ

જેમ વૈજ્ઞાનિક સંશોધન વધતું જશે તેમ તેમ પરિભાષા સ્વયમેવ ઘડાતી જશે...: શબ્દકોષો રચવા મારીમચડીને શબ્દ બનાવવા કરતાં ઉપરની રીત વિશેષ નૈસર્ગિક છે એમાં બે મત હોઈ ન શકે.

"આ ઉપરાંત વિજ્ઞાનને લગતું એક સારું માસિક ગુજરાતી ભાષામાં શરૂ થવું જોઈએ... ગુજરાતમા આવું એક માસિક આવશ્યક છે.... ગુજરાતી ભાષામાં વિજ્ઞાનવિષયક સાહિત્યનો ખૂબ પ્રચાર થાય એવી યોજના કરવાનો સમય પાકી ચૂક્યો છે એમ કહીએ તો તે અતિશયોક્તિ નહિ ગણાય.... ગુજરાતી સાહિત્યનો વિજ્ઞાનવિભાગ જ્યાં સુધી સારી રીતે ખીલશે નહિ ત્યાં સુધી આપણા સાહિત્યની એક મહત્ત્વપૂર્ણ બાજુ અપંગ રહેવાની."

ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૨મા સંમેલન (૧૯૬૩)માં વિજ્ઞાન વિભાગના પ્રમુખપદેથી ભાષણ આપતાં પણ તેમણે માતૃભાષાના માધ્યમને સફળ બનાવવા આપણી ભાષામાં વૈજ્ઞાનિક સાહિત્યના લેખન અને પ્રકાશનની તાકીદ પર ભાર મૂકેલો અને વિજ્ઞાનનાં પુસ્તકોને લોકભોગ્ય બનાવવામાં સિદ્ધાંત નિરૂપણને ઉવેખી મનોરંજકતા તરફ વળી જવા સામે ચેતવણી ઉચ્ચારી હતી. આ સમયે પણ ડૉ. શાહે ગુજરાતી ભાષામા કેવળ વિજ્ઞાનને જ વરેલું સામયિક પ્રગટ કરવાનો સમય પાકી ગયો છે એમ જણાવેલું.

હજુ હમણા જ યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડના અધ્યક્ષશ્રી ઈશ્વરભાઈ પટેલની રાહબરી હેઠળ 'વિજ્ઞાન દર્શન' માસિકની યોજના ઘડાઈ ત્યારે તેમણે ઊંડો સંતોષ વ્યક્ત કર્યો હતો. તેમાં નિયમિત લેખો લખવાની તેમની યોજના પણ હતી. પરંતુ એ માસિકનો પહેલો અંક બહાર પડેલો (તા. ૨૫–૧૦–૭૧) એ જોવા તેઓ રહ્યા નહિ. हा हन्त हन्त नलिनीं गज उज्जहार।

## વર્ષાન્ત વિશેષાંક

'વિશ્વમાનવ'નો ડિસેમ્બર ૧૯૭૧ નો અંક ભારતીય રાજકારણનાં કેટલાંક પાસાંનું પુનર્મૂલ્યાંકન કરતા લેખગુચ્છ સાથે પ્રગટ થશે.

## ઊડતી નજરે ઊડતી નજરે ઊડતી નજરે

સમાજવાદ : પુનર્વિચાર / રામમનોહર લોહિયા / પાંચમી ચૂંટણી
અને ભારતીય રાજકારણ / અમેરિકા-ચીનની નવી ધરીના
સંકેતો / ભારત-રૂસ કરાર: પાયાની વિચારણા / લોકશાહી
મોરચો અને સમાજવાદી 'મિથ' / વિકસતો સમાજ અને લશ્કર
વેટિંગ ફોર ગોદો / વાલેરી / પિરાન્દેલો / બનન્તી / બેક્ષિન દૃષ્ટિકોણ
અબૂ સઈદ અય્યૂબની સાહિત્યોત્તર અપેક્ષા
સાહિત્યને લગતાં સરકારી ઇનામો / સોલ્ઝેનીત્સિનને
નોબેલ પારિતોષિક / સાર્ત્રનું પત્રકારત્વ / તારાશંકરની ચિરવિદાય

## વિશ્વમાવ વિશ્વમાનવ વિશ્વમાન વિશ્વમાનવ

નિકોલો સોપ / પોલ શાલ્યુક / આલ્બર્ટો મોરાવિયા / પોલ બાઉલ્સ
લુસિયન પાઈ / લિપ્સેટ / બુદ્ધદેવ ગુહ / જીવનાનંદ દાસ
હરિવલ્લભ ભાયાણી / નગીનદાસ પારેખ સ્નેહરશ્મિ / જયન્તિ દલાલ
ધીરુભાઈ ઠાકર / સી. એન. પટેલ / ઉશનસ્ આદિલ મન્સૂરી
હરિકૃષ્ણ પાઠક / માધવ રામાનુજ / રમેશ પારેખ / પવનકુમાર જૈન
રાધેશ્યામ શર્મા / સુવર્ણા / ભૂપેશ / અધ્વર્યુ / ચન્દ્રકાન્ત ટોપીવાલા
ભોળાભાઈ પટેલ / પનુભાઈ ભટ્ટ / કીર્તિદેવ દેસાઈ / પ્રવીણ ન. શેઠ
ભોગીલાલ ગાંધી / અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ / સુભદ્રા ગાંધી / સુમન શાહ

૧૯૭૦-૭૧ ૧૯૭૦-૭૧ ૧૯૭૦-૭૧ ૧૯૭૦-૭૧

વાર્ષિક લવાજમ રૂપિયા બાર
રામજી મંદિર પોળ, સરકારી છાપખાના સામે, વડોદરા-૧



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા–૧ (ફોન : ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઇચ્છે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોના જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)

**વિશ્વમાનવ** [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧·૫૦]

**પરામર્શ** નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી
**સંપાદન** પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * મુકુંદરાય મુનિ * સુમન શાહ * સુભદ્રા ગાંધી
**પ્રકાશન** પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯ (ફોન : ૭૯૪૩૬)
**મુદ્રણ** એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ–૭
**હિસાબ–લવાજમ** જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા–૧

* સંપાદકીય પત્રવ્યવહાર : પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (વિવેચન) : સુમન શાહ, સ્ટેશન રોડ, કપડવંજ (જિ. ખેડા)

મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રોસલેન, મુંબઈ–૩

Regd. No. G 651

જે દિવસે હું ખોટો થઈશ તે દિવસે હું પડયો
એમ સમજવું. 'ખોટો' એટલે જે સત્ય લાગ્યું
તેને ન આચરનારો.

૧૨-૨-'૩૩ —ગાંધીજી

વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ : ગોપાળેશ્વર રામજીમંદિર પોળ વડોદરા-૧ (ફોન : ૪૯૫૦).
વિશ્વમાનવ (સામયિક) : સંપાદન : પ્રકાશ ન. શાહ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ મુકુંદરાય મુનિ સુમન શાહ સુભદ્રા ગાંધી

# વિશ્વમાનવ : સહાય અપીલ

વિશ્વમાનવે ૧૩ વર્ષ પૂરાં કર્યાં; આજ સુધી વચ્ચે વચ્ચે ખોડંગાતી છતાં એકંદર ગતિએ એ આગળ વધ્યું છે અને એની એપણાં તો હજી લાંબું આયુ ભોગવવાની છે જ. છતાં દેશવિદેશનાં અનેક ચિરાયુ ગણાતાં સામયિકો સંકેલાઈ ગયાનું બન્યું છે; અને વિશ્વમાનવ માટે, વિચિત્ર વાત તો એ છે કે, આટલે વરસે તે વધુ પક્વતા અને સંક્રાન્તિ સાથે આગેકૂચ કરવાની ગુંજાયશ ધરાવતું થયું છે ત્યારે જ તેને આર્થિક કારણે ઠીંગરાઈ જવાની ભીતિ જાગી છે.

એ તો સ્પષ્ટ છે કે આવાં સામયિકો માટે પગભર બનવા સારુ (સંપાદકો અને સલાહકારો કશા જ વેતન વગર કામ કરતા હોવા છતાં) જાહેર ખબરો મુખ્ય સાધન હોય છે. આજ સુધી મદદરૂપે એ દિશામાં સારો એવો ટેકો મળતો રહ્યો છે, પરંતુ છેલ્લાં બે વરસ દરમ્યાન અત્યંત ક્ષુબ્ધ થયેલા રાજકારણી વાતાવરણની અસર થયા વિના નથી રહી, એ દુઃખદ છતાં સત્ય હકીકત છે.

વિશ્વમાનવનું કાર્ય આરંભથી તે આજ સુધીમાં જે પ્રકારે બંધાતું રહ્યું છે તે અનુસાર સર્જન અને ચિંતન ક્ષેત્રે સર્જકો અને બૌદ્ધિકો (સુખ્યાત અને અજ્ઞાત, પીઢ અને નવીન)ની પ્રતિભાને વાચા આપતા રહેવાનું એનું ધર્મકૃત્ય અદા કરવા હજી તે ખાસું ખંતીલું છે. તેથી જ, કટોકટી વરતાતાં, સહજ સંકોચ છતાં, વિશ્વમાનવના શુભેચ્છકો, સહાયકો, ગ્રાહકો અને વાંચકો તથા એજંટો સમક્ષ અમે ટહેલ નાખીએ છીએ —

☐ નિયમિત રીતે જાહેર ખબરો મેળવી આપવામાં થાય એટલી મદદ કરો; છેવટે વરસમાં બે એક 'વિશેષાંક' માટે વ્યાપક પ્રમાણમાં જા. ખ. મેળવવામાં શક્ય એટલો વધુ પ્રયાસ કરો.

☐ આજની ગ્રાહક સંખ્યામાં વધારો થાય તે દિશામાં સક્રિય સાથ આપો —

(અ) સ્થાયી ગ્રાહક યોજના મુજબ પાંચ વર્ષ માટેનું લવાજમ રૂ. ૧૦૦) ભરીને, રૂ. ૧૪૦ની છાપેલી કિંમતનું સાહિત્ય (વિશ્વમાનવ-સામયિક તથા ટ્રસ્ટ પ્રકાશિત–પુરસ્કૃત પુસ્તકો : પોસ્ટેજ ફ્રી) મેળવો; (લેખક મિત્રો પોતાના લેખનપુરસ્કારની રકમ આ યોજનામાં જમા કરાવી શકે).

(આ) વિશ્વમાનવનું પાંચ વર્ષ માટેનું લવાજમ રૂ. ૫૦) (રૂ. ૬૦ ને બદલે) મોકલો.

(ઇ) વાર્ષિક લવાજમ રૂ. ૧૨) લેખે પાંચથી વધુ ગ્રાહકોની રકમ મોકલીને એજંટ તરીકે પાંચ ગ્રાહકો ઉપર રૂ. ૧)નું; ૫૦ ગ્રાહકો ઉપર રૂ. ૧–૨૫ પૈ. નું, ૭૫ ગ્રાહકો ઉપર રૂ. ૧–૫૦ નું કમિશન કાપીને રકમ મોકલો.

☐ છેવટે, જાતે ગ્રાહક ન હો તો, ઉપરાંત મિત્રોને ગ્રાહક બનાવી શકો તો, રૂ. ૧૨–૦૦ (વાર્ષિક લવાજમ) મોકલીને વિશ્વમાનવને પગભર બનાવો.

'વિશ્વમાનવ'ને કેવળ આર્થિક સંજોગોને કારણે ઠીંગરાવું પડે – કાંઈ નહીં તો આજનાં ૪૮ થી ૫૬ પૃષ્ઠને સ્થાને ૩૨ થી ૪૦ ઉપર આવી જવું પડે – એ અમારે માટે તો અણગમતી વાત છે જ, પરંતુ તમારે માટેય હશે જ.

વાંચકો, ગ્રાહકો, એજંટો અને સહાયકો પાસેથી ઉમળકાભર્યા સહકારની અપેક્ષા સાથે—

લિ.

સંપાદકો : સંચાલકો

વિશ્વમાનવ



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા–૧ (ફોન : ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)

**વિશ્વમાનવ** [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧·૫૦]

પરામર્શ નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી
સંપાદન પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * મુકુંદરાય મુનિ * સુમન શાહ * સુભદ્રા ગાંધી
પ્રકાશન પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯ (ફોન : ૭૯૪૩૬)
મુદ્રણ એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ–૭
હિસાબ–લવાજમ જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા–૧

* સંપાદકીય પત્રવ્યવહાર : પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (વિવેચન) : સુમન શાહ, સ્ટેશન રોડ, કપડવંજ (જિ. ખેડા)
મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રોસલેન મુંબઈ–૩

# વિશ્વમાનવ



પૂઠા પરનો બ્લૉક : 'લોકજીવન'ના સૌજન્યથી

# યુદ્ધસ્ય કથા...

'યુદ્ધસ્ય કથા રમ્યા' એવું સૂત્ર ગમે ત્યારે ને ગમે તેણે ઉચ્ચાર્યું હોય પરંતુ યુદ્ધની કથા કદીય રમ્ય તો હોઈ શકતી જ નથી—ભલે પછી એ ભગવાન રામચંદ્ર અને દાનવ રાવણ વચ્ચેનું યુદ્ધ હોય વા કુટિલ કૌરવો અને ધર્મિષ્ઠ પાંડવો વચ્ચેની યાદવાસ્થળી હોય: મહાપ્રતાપી વિજયોને અંતે અશ્વમેધ યજ્ઞો ઊજવનાર અશોકનુંય હૈયું, કલિંગની કતલ બાદ દ્રવી ઊઠ્યું હતું... અદ્યતન યુગમાં જ્યૂ જાતિના નવજાત ઇઝરાયલ રાજ્યના આદર્શવાદી અને ધર્મપરાયણ ગણાતા જુવાનોએ, ભલેને આપદ્ધર્મ સમજીને, આરબો સામે આયુધ ઉપાડ્યાં હોય, અને અકલ્પ્ય ઝડપે ફરીફરી વિજયો હાંસલ કર્યા હોય; તેમને હૈયે, હજી આજેય એની ઓછી બળતરા નથી.

યુદ્ધ ગમે તેવા શુભ હેતુથી હોય અને ગમે તે પરિસ્થિતિમાં હોય એ એક દુર્ઘટના જ છે. એનો ડાઘ વિજયીના હૃદયમાંથીય ભૂંસાતો નથી, છતાં યુદ્ધ ધર્મયુદ્ધ બનીને આવે છે અને ગીતાકાર ભગવાન પણ અર્જુનને 'યુધ્યસ્વ'નો સ્વધર્મ બનાવવા આદેશ આપે છે!

: ૧ :

ભારતે તાજેતરમાં, ભલેને ના છૂટકે પોતાની ઉપર યુદ્ધ લાદવામાં આવ્યું ત્યારે આપદ્ધર્મ લેખીને એનો સ્વીકાર કર્યો હોય, અને ભલેને પૂરાં શૌર્ય, કાબેલિયત અને સંયમથી, બે અઠવાડિયાંમાં જ પાકિસ્તાનને શરણે આણ્યું હોય, લાંબા યુદ્ધનો રક્તપાત ટાળીને ગૌરવપૂર્વક યુદ્ધનો અંત આણ્યો હોય; અને ભલેને એ પછીય પાકિસ્તાને પરાજયનો અસ્વીકાર કરીને "હજાર વર્ષના યુદ્ધ"ની જામગરી સળગતી રાખી હોય, અને બને કે એપ્રિલ આવતાં આવતાં વળી પાછાં યુદ્ધનાં દુંદુભિ, અગાઉ કરતાં વધુ રુદ્ર સ્વરે ગડગડી ઊઠવાની વકી હોય; એક વાત નિશ્ચિત છે કે ગઈકાલના યુદ્ધની કથા રમ્ય ન હતી અને આવતી કાલના યુદ્ધની કથા પણ રમ્ય હોવાની નથી.

યુદ્ધ જોઈતું ન હોય, અને છતાં એ આપદ્ધર્મ બનીને આવી ઊભું રહે ત્યારે એનો બીજો કોઈ વ્યવહારુ વિકલ્પ હજી કોઈને હાથ ચડ્યો નથી. મહાત્મા ગાંધીએ અવારનવાર એવાં સૂચન કર્યાં હતાં કે હિટલર જેવા આતતાયી આક્રમકની સામેય એક વાર એક લાખ નિઃશસ્ત્ર નાગરિકો જાન ન્યોછાવર કરવાના સંકલ્પ સાથે ખડા રહી જાય તો, એ લાખ મડદાં પર થઈને આગળ ધપવાની એની મજાલ નથી. વ્યાપક અહિંસક પ્રતિકારની અસર રાક્ષસી રાજ્યતંત્ર ઉપર પણ થયા વિના નહિ રહે.

મહાત્મા કહે છે તેમ સજ્જ આયુધોવાળી અક્ષૌહિણી સેનાઓ સામસામે આવીને ઊભી રહી જાય તેવા સંગ્રામને ટાણે ઉપર કહ્યો તેવો ચમત્કાર શક્ય બને પણ ખરો—હિટલરો અને યાહ્યાખાનો પણ, કદાચ, હથિયાર જમીને પાછા વળેય ખરા, પરંતુ આજના યાંત્રિક યુગનાં મહદંશે અવૈયક્તિક તાંત્રિક યુદ્ધોની પૅટર્ન જોતાં આવો પ્રયોગ કેવળ તર્ક પૂરતો જ રહી જવા સંભવ છે.

આ પણ એક તર્ક જ થયો. હકીકતમાં તો મહાત્માએ પણ ભારત ઉપર અને અન્યત્ર આવી પડેલા આપદ્ધર્મને લક્ષમાં લઈને, યુદ્ધ માટે આશીર્વાદ ન આપ્યા હોય તોય, એને રાજ્યસત્તાઓ માટે લગભગ અનિવાર્ય સમજીને, યુદ્ધનો રાહ લેનારા સાથીઓનેય વાર્યા ન હતા.

આજે મહાત્મા હોત તો શું કહેત? પાકિસ્તાન છૂટું પડ્યું એનો એમને ઘણો ઊંડો આઘાત હતો, પરંતુ એ પછીય, ભારત અને પાકિસ્તાન બેઉ સ્વતંત્ર પડોશી રાજ્યો પરસ્પરની હૂંફે જીવી શકે—જીવે—જીવવાં જ જોઈએ, એવો એમનો દૃઢ મત, આગ્રહ અને આદેશ પણ હતો. મહાત્માની આ અંતિમ ઇચ્છા-આશા, આટલે વરસેય ફળી નથી, એ કઠોર વાસ્તવિકતા છે, અને હવે પછી કદાચ, લાંબા સમય લગી એ કઠોર હકીકત રહેવાની હશે! બંનેમાંથી એકે પ્રજા માટે આ ઘટના સુખકર ન હોઈ શકે અને રમ્ય તો નહિ જ.

શું બંને પક્ષે યુદ્ધ અનિવાર્ય રહેશે? પાકિસ્તાનના ભુટ્ટો 'જેહાદ' (ધર્મયુદ્ધ) ને નામે, પોતાનું ચાલે તો, તેમના જ શબ્દોમાં, એક હજાર વર્ષ સુધી પાકિસ્તાનની પ્રજાને ઉશ્કેરતા રહેશે? અને ભારતમાં જે કોઈ પક્ષ સત્તામાં હશે તેનો નેતા આપદ્ધર્મ સમજીને—યુગધર્મ લેખીને ભારતની પ્રજાને યુદ્ધ માટે ઉદ્યત રહેવા કહેશે?

પાકિસ્તાનનું જેહાદી ધર્મયુદ્ધ અને ભારતીય આપદ્ધર્મી—યુગધર્મી યુદ્ધ! શું બંને પ્રજાઓ હારી-થાકીને છોડે ત્યારે જ એ ટળશે?

કદાચ, યુદ્ધનો થાક-ત્રાસ ગમે તેટલો હોવા છતાં બે-પાંચ-પચીસ વર્ષેય જેહાદીઓ અને આપદ્ધર્મીઓ વચ્ચે યુદ્ધનો આતશ સળગતો રહેશે? આગથી આગ શમતી નથી, હિંસાથી હિંસા મિટતી નથી. આ સૂત્રો, સેંકડો વર્ષોના અનુભવ આગળ, કેવળ તરંગી બની રહેવાનાં હશે? શું 'માર્ક્સ' અને માઓ સૂચવે છે તેમ યુદ્ધ એ વર્ગવિગ્રહનું જ વ્યાપક રૂપ છે? તો પછી, જ્યાં લગી વર્ગોની હયાતી, એક યા બીજા રૂપે, ટકી રહી હશે ત્યાં સુધી—એટલે કે વ્યવહારુ રીતે વિચારતાં—કલ્પી શકાય એટલા દૂરના ભાવિ સુધી—દેશની અંદર આંતરવિગ્રહના રૂપે, અને બહાર વ્યાપક યુદ્ધસ્વરૂપે, કતલનું ચક્ર માનવજાતને માથે ફરતું જ રહેશે? શું ઇતિહાસનું આ અપરિહાર્ય સત્ય છે?

૨

દુનિયાનો ઇતિહાસ—માનવ સમાજના વિકાસનો ઇતિહાસ બીજો ઇશારો પણ કરે છે. માનવ સમાજના અસ્તિત્વના કરોડો દિવસોનો વહીવંચો ઉકેલનારને એમ પણ જણાશે કે શાંતિ અને સહ-અસ્તિત્વ એ લાંબા ગાળાની અને કતલ અને યુદ્ધ એ ટૂંકા ગાળાની ઘટના રહી છે. સામાજિક વિકાસની સાથે ઉત્તરોત્તર શાંતિનો ગાળો લંબાતો જવાની અને યુદ્ધનો ગાળો ટૂંકાતો જવાની સંભાવના વધતી રહી છે.

આનું રહસ્ય પ્રજાના સીધા આધ્યાત્મિક વિકાસમાં ન હોય, તોય એના સામૂહિક વિકાસની પ્રક્રિયા દરમ્યાન એક આવશ્યકતા તરીકે રાષ્ટ્રના આંતરિક અને બાહ્ય સંબંધની પૂર્વશર્ત તરીકે જે કેટલાંક માળખાં ઊભાં થયાં છે એમાં છે. આ માળખાંમાંનું એક મહત્ત્વનું છે લોકશાહી માળખું.

લોકશાહી જ્યાં માન્ય છે અને જીવંત છે ત્યાં સંઘર્ષો ઉદ્ભવતા નથી વા તત્કાલ શમી જાય છે એવું અભિપ્રેત નથી. બલ્કે, રાષ્ટ્રધોરણે અને વિશ્વધોરણે ઘર્ષણો—કેટલીક વાર ઉગ્ર ઘર્ષણો ઉદ્ભવતાં

રહ્યાં છે અને રહેશે, એય ગૃહીત છે પરંતુ, બળિયાના બે ભાગ સમા મત્સ્ય-ગલ-ન્યાયને જોરે એક-બીજાનું નિકંદન કરવાનું અનિવાર્ય નથી, નિકંદનના નહિ, ઘર્ષણોનાં નિયંત્રણના સાધન રૂપે લોકશાહીનું માળખું વિકસ્યું છે. એથી જ તો, બીજી બધી પેટર્ન કરતાં, પ્રમાણમાં અને લાંબે ગાળે, લોકશાહીનું માળખું અધિક ફલદાયી નીવડ્યું છે. જ્યાં જેટલા પ્રમાણમાં આ બનવા પામ્યું છે ત્યાં પોતાની પ્રજાના અધિકારો અને પડોશી દેશોની પ્રજાના અધિકારોની સલામતી વધી છે. ત્યાં તેટલે અંશે સંઘર્ષો, વિદ્રોહો, યુદ્ધ માટેનો અવકાશ અલ્પ બનતો રહ્યો છે સહઅસ્તિત્વ અને વિશ્વબંધુત્વ વ્યવહારુ મર્યાદામાં સચવાયાં છે.

મહાત્માની છત્રછાયામાં પં. નેહરુએ ભારતમાંના વિવિધ ભાષા–સંસ્કારિતાઓવાળા પ્રજા-સમૂહોને રાજ્યઘટકો તરીકે અધિકૃત સ્થાન આપ્યું, મિઝો-નાગ અને આસામી પહાડી પ્રજાસમૂહોની વિકાસની અભિલાષાઓનો સ્વીકાર કરીને તેમની સ્વાયત્તતાને અનુરૂપ માળખાં ઊભાં કર્યાં; વિવિધ ધર્મ-સંપ્રદાયવાળી લઘુમતી કોમોના અધિકારોને બિનસાંપ્રદાયિકતાના ધોરણે સલામતી બક્ષી. આમ ભારતીય લોકશાહીને સ્વાયત્તતા અને બિનસાંપ્રદાયિકતાના અદ્યતનયુગી આધારસ્તંભો દ્વારા ભારતીય રાષ્ટ્રીયતાને સ્થિરતા અને વિકાસના પંથે વિકાસોન્મુખ બનાવી છે. આનો અર્થ એ નથી કે આ બધું પહેલે દિવસે આપોઆપ બન્યું હતું : ઓછાવત્તા સંઘર્ષો અને આંદોલનો તથા વિદ્રોહોને અંતે, પરંતુ લોકશાહીના માળખાની અંદર જ, આ બધું શક્ય બન્યું છે એ નોંધપાત્ર છે.

આનો અર્થ એ પણ નથી કે આજે ભારતીય રાષ્ટ્રીય એકાત્મતા પૂર્ણતઃ સિદ્ધ થઈ ચૂકી છે. હજી પહાડી પ્રજાઓ, રાની પ્રજાઓ, અસ્પૃશ્ય ગણાતી કોમો; દક્ષિણની દ્રવિડ સંસ્કૃતિવાળી પ્રજાઓ અને મુસ્લિમ સાંપ્રદાયિક કોમોમાં અસંતોષ પ્રવર્તે છે. તથા કેન્દ્ર અને રાજ્ય વચ્ચેના સંબંધોમાં ઊણપો અને કમજોરીઓ રહેલી છે. અવારનવાર સૌમ્ય અને કંઈક ઉગ્ર સંઘર્ષો દ્વારા ભારતીય રાષ્ટ્રીય એકાત્મતાની તરાડો પ્રત્યક્ષ થતી રહી છે.

આ બધું છતાં, એક વાત સ્પષ્ટ છે કે ભારતમાં આ અસંતોષો અને ઘર્ષણોને પ્રગટ કરવાનું અને તેમના પ્રજાકીય ઉકેલ માટેનું લોકશાહી માળખું પ્રમાણમાં ઘણું સંવર્ગી રહ્યું છે.

* ભારતના બંધારણે ભારતીય પ્રજાસમૂહોના અધિકારોને અધિકૃત રીતે બહાલી આપેલી છે—વિશિષ્ટ સલામતીઓ સાથે;

* ભારતના બંધારણે, તેની સમવાયલક્ષી રચના દ્વારા, રાજ્યો અને કેન્દ્રના સુનિશ્ચિત અધિકારોની ફાળવણી કરી આપેલી છે;

* ભારતના બંધારણે આ આખા માળખામાં આમૂલ પરિવર્તન કરવાનો અધિકાર, સંસદને હસ્તક સુપરત કરેલો છે;

* ભારતના બંધારણે સ્વતંત્ર સર્વોચ્ચ ન્યાયતંત્ર દ્વારા સંસદના અધિકારોનો સંદર્ભ નિશ્ચિત કરી આપીને, સંઘર્ષની મર્યાદા આંકી આપી છે.

* ભારતનો કોઈ પણ એક પ્રદેશ, એક સંપ્રદાય, એક સંસ્કારજૂથ, એક વર્ગ કે એક રાજ્ય; કે અંતે, કેન્દ્ર સુધ્ધાં મનસ્વી રીતે વર્તી ન શકે અને કોઈ ઘટક અન્યાયનો ભોગ બની દબાઈ પણ ન રહે એવી સગવડ અને તકો ભારતીય બંધારણમાં રહેલી છે.

પરિણામે; ભારતની આંતરિક લોકશાહી અન્ય એશિયાઈ–આફ્રિકી રાજ્યોની જેમ, અથવા

પાકિસ્તાનની જેમ, લોકશાહીનો આરંભ કરીને આપખુદ સત્તાનો શિકાર બનતી બચી ગઈ છે. સાથે સાથ તેની આંતરિક લઘુમતી — મુસ્લિમોને પાકિસ્તાન વિરુદ્ધ ઉશ્કેરીને અથવા તેમને દબાવી દઈને પાકિસ્તાન સામેના યુદ્ધનું વાતાવરણ ઉભારવાની તેને જરૂર નથી પડી. (બલકે, પાકિસ્તાન સાથેના ૧૯૬૫ અને ૧૯૭૧નાં યુદ્ધ દરમ્યાન પણ, ભારતના કટ્ટર હિંદુઓમાંનીય, મુસ્લિમો પર તેનું વેર ઉતારવાની વિકૃતિ જોર કરી શકી નથી.)

૩

પાકિસ્તાનનો જન્મ અને વિકાસ બેઉ જુદું જ ચિત્ર રજૂ કરે છે:

* પાકિસ્તાની રાષ્ટ્રનો ઇસ્લામી પાયો તેની બિન-ઇસ્લામી લઘુમતીઓને સમાન અધિકારોથી વંચિત રાખનારો રહ્યો છે;

* પાકિસ્તાની શાસનમાં પંજાબી, સિંધી, પઠાણી, બલૂચી, બંગાળી ભાષા-સંસ્કારિતાઓની વિલક્ષણતાને લક્ષમાં લેવા કરતાં, ઇસ્લામ ધર્મ-સંપ્રદાયની એકતાને જ રાષ્ટ્રીયતાનો સબ્ધર પાયો સમજીને, કાયદે આઝમ ઝીણા અને લિયાકત અલીએ આખા પાકિસ્તાનની માત્ર ૨ ટકા લોકોની ઉર્દૂ ભાષાને રાષ્ટ્રભાષા તરીકે લાદવા પ્રયાસ કર્યો છે;

* પાકિસ્તાની રાષ્ટ્રની ૫૬ ટકા વસ્તી ધરાવનાર પૂર્વ બંગાળ પાકિસ્તાનના જન્મથી માંડી આજ દિન સુધી સાંસ્કારિક, આર્થિક, રાજકીય દમન અને શોષણ નીચે પશ્ચિમી પાકિસ્તાનની નાનકડી (મહદંશે પંજાબી) ટોળકીનાં હિતોને હસ્તક રૂંધાતો રહ્યો છે;

* પાકિસ્તાનના જન્મથી માંડી આજ દિન સુધી, પુખ્તવય મતાધિકારના ધોરણે, મુક્ત ચૂંટણીઓ દ્વારા ચૂંટાયેલા લોક-પ્રતિનિધિઓની સંસદને સાર્વભૌમત્વ સુપરત થયું નથી; આ દિશાનો દરેક પ્રયાસ કાં તો સ્વેચ્છાચારી સત્તાધારી પ્રમુખોના વા ફોજી સરમુખત્યારીના ખપ્પરમાં ઝબ્બે થયો છે;

* દુનિયાના ઇતિહાસમાં નોંધપાત્ર એવી પાકિસ્તાની ઘટના એ છે કે સમસ્ત રાષ્ટ્રમાં બહુમતી ધરાવતા અને પશ્ચિમી પાકિસ્તાનથી સર્વથા ભિન્ન સાંસ્કૃતિક શૈલીવાળા પૂર્વ બંગાળને તેના આંતરિક વહીવટ પૂરતી પણ સ્વતંત્રતા — સ્વાયત્તતા માન્ય થઈ નથી; જે કંઈ માન્ય થઈ તેય કાગળ પૂરતી જ મર્યાદિત રહી છે;

* દુનિયાના ઇતિહાસમાં નોંધપાત્ર એવી પાકિસ્તાની ઘટના એ પણ છે કે ૧૯૭૦ના ડિસેમ્બરમાં પ્રથમ વાર પુખ્તવય મતાધિકારના ધોરણે પ્રમાણમાં મુક્ત ચૂંટણીઓ દ્વારા, કેવળ પૂર્વ બંગાળની ધારાસભા પૂરતી નહિ, કેન્દ્રીય રાષ્ટ્રીય સંસદમાં પણ, બહુમતી પ્રાપ્ત કરનારી અવામી લીગને હસ્તક સત્તાની સૂત્રો સુપરત કરી દેવાને બદલે તેના નેતા મુજિબુર રહેમાનને દેશદ્રોહી ઠરાવી માર્શલ લૉ નીચે બંદી રાખીને, તેની પ્રજા ઉપર હીનતમ હત્યારો હલ્લો કરવામાં આવ્યો છે;

* દુનિયાના ઇતિહાસમાં એવી ઘટના ભાગ્યે જ જોવા મળશે કે જ્યારે બહુમતી વસ્તી ધરાવનારા અને લોકશાહી ચૂંટણી દ્વારા બહુમતી પ્રાપ્ત કરી ચૂકેલા આખા પ્રદેશ — ઘટકે, દેશની ખાંધ પર ચડી બેઠેલા બર્બર ફોજી શાસન સાથે વાટાઘાટો કરીને, રાષ્ટ્રના સમવાયી બંધારણમાં જ રહીને, તેના એક મુખ્ય ઘટક તરીકે સ્વાયત્તતાના અધિકારોની યાચના કરી હોય;

* દુનિયાના ઇતિહાસમાં એવુંય ભાગ્યે જ શોધ્યું જડશે કે જ્યારે ન્યાયી અને લોકશાહી અધિકારોની યાચના ઠુકરાવાયા પછી, એકાએક દગાખોર ફોજી આક્રમણ થતાં, એ પ્રદેશ — ઘટકને ના

છૂટકે, પોતાની રક્ષા અર્થે હથિયાર ઉઠાવવાં પડ્યાં હોય; અને ત્યારે તેને રાષ્ટ્ર સામેની બગાવત ગણીને તેનાં લાખો માનવીઓની કતલ કરવામાં આવી હોય; તેનાં એક કરોડ માનવીઓને જીવ બચાવવા પડોશી રાષ્ટ્રની સરહદે નિર્વાસિત તરીકે રક્ષણની ધા નાખવી પડી હોય;

* દુનિયાની વિચિત્ર ઘટનાઓમાંની એક એ પણ છે કે ન્યાયી અને લોકશાહી અધિકારોની યાચનાને અત્યાચારોથી દબાવી દેવાના પ્રયાસ સામે આખી પ્રજાએ આત્મસમર્પણ કરીને સ્વાધીન સાર્વભૌમ રાષ્ટ્રની સ્થાપના કરી હોય, અને ત્યારે એ રાષ્ટ્રીય સ્વાધીનતાને જ ખતમ કરવા સારુ દુનિયાનાં સુધરેલાં અને મહાન લોકશાહી ગણાતાં રાષ્ટ્રો જલ્લાદી હત્યારાઓની કુમકે ધાયાં હોય;

* દુનિયામાં એવુંય ઓછી વાર બન્યું હશે કે જ્યારે કોઈ એક રાષ્ટ્રે પોતાના જન્મની સાથે, વિભાજન પૂર્વેના પોતાના જ ભાંડુ-રાષ્ટ્રને પોતાનો એકમાત્ર દુશ્મન લેખીને, દુનિયાની ગમે તે સત્તાઓ સાથે ગમે તે રસ્તે દોસ્તી કરીને, દુશ્મન લેખેલા ભાંડુ-રાષ્ટ્રને શિરે યુદ્ધો લાદીને, તેને બરબાદ કરવા આકાશપાતાળ એક કર્યાં હોય અને ત્યારે એ ભાંડુ-રાષ્ટ્રને, પોતાના બધા પ્રયાસો નાકામયાબ નીવડતાં, સ્વરક્ષણનું યુદ્ધ આપદ્ધર્મ રૂપે સ્વીકારવું પડ્યું હોય; છતાં, તેને જ યુદ્ધખોર અને આક્રમક ગણીને દુનિયાની સત્તાઓએ મતદાન કર્યું હોય (મહાસત્તાઓએ પોતાની સત્તારમતની ગણતરીએ, અને નાનાં રાષ્ટ્રોએ મહાસત્તાઓની શેહને કારણે, તો કેટલાંકે પોતાના ધર્મ-સંપ્રદાયની વફાદારીને મિષે !

ભારત–પાકિસ્તાનના સંદર્ભમાં વીસમી સદીમાં આ બન્યું છે એ ઇતિહાસની એક કરુણતા છે, વિશેષ એટલા માટે કે તે ભારત–પાકિસ્તાન યુદ્ધમાં અને પૂર્વ બંગીય પ્રજા ઉપરના હત્યાકાંડમાં પરિણમી છે, જે ઘટના અનિવાર્ય ન હતી.

પાકિસ્તાને જો તેના સાંસ્કૃતિક ઘટકો (પંજાબી, સિંધી, બલૂચી, પઠાણી, અને સૌથી મુખ્ય પૂર્વ બંગાળી)ને સમવાયી બંધારણમાં સમાનતા અને સ્વાયત્તતાનો અધિકાર આપ્યો હોત, જો તેણે પુખ્તવય મતાધિકારને ધોરણે મુક્ત ચૂંટણીમાં બહુમતીથી ચૂંટાયેલાઓને હસ્તક જે–તે ઘટકોનાં અને કેન્દ્રનાં સત્તાસૂત્રો સુપરત કરી દીધાં હોત, તો બાંગલા દેશની સમસ્યા ગમે તેટલી ગૂંચવાયેલી હોવા છતાં પાકિસ્તાનના વિભાજનની અંતિમ હદે વીફરી ન હોત.

પાકિસ્તાની ઘટનાનું 'આશ્ચર્ય' તો ઊલટું જ છે: પૂર્વ બંગાળ જાણીબૂજીને પાકિસ્તાનના વિચ્છેદની રમત રમતું હતું; બલ્કે એ પોતે પાકિસ્તાનથી છૂટું પડવા માગતું હતું એવો આક્ષેપ જ આશ્ચર્યજનક છે.

માની લઈએ કે પૂર્વ બંગાળ પશ્ચિમ પાકિસ્તાનના દમન અને શોષણથી ત્રાસી જઈને, આંતરિક સ્વાયત્તતાની કોઈ શક્યતા ન દેખાતાં, અંતે, પાકિસ્તાનથી મુક્ત થવા ઇચ્છતું હતું... પરંતુ, છેલ્લી ચૂંટણીએ તો એમને સમગ્ર રાષ્ટ્રના ઉપર આધિપત્ય આપ્યું હતું—સમગ્ર રાષ્ટ્રના શાસનના હકદાર તેમને બનાવ્યા હતા. આવી, સમસ્ત રાષ્ટ્રના શાસનની તક જાણી જોઈને જતી કરીને, પોતાના અલગ બાંગલા દેશ પૂરતા જ શાસનનો સંતોષ માનીને છૂટા થવાનું એ શા માટે કરે ?

> કોઈ પણ રાષ્ટ્રમાંથી છૂટા થવાની હઠ કોઈ પણ ઘટક ત્યારે જ કરે કે જ્યારે તેને તેના પોતાના પૂરતીય સ્વાયત્તતા પ્રાપ્ત ન હોય...પરંતુ, જેને આખા દેશની સાર્વભૌમ સત્તા પ્રાપ્ત થઈ હોય એ જ છૂટા થવાની—એટલે કે પ્રાપ્ત સત્તાના સંન્યાસની હઠ લે તો કાં તો એના નેતાઓ મહામાનવો હોય કાં તો મૂર્ખ રાજકારણીઓ.

હકીકતે, પૂર્વ બંગાળના નેતા ન હતા સંન્યાસીઓ કે ન હતા મૂર્ખ માનવીઓ.

ઘડીભર માની લઈએ કે પૂર્વ બંગાળ પાકિસ્તાનથી અલગ થવા જ માગતું હતું તોપણ પાકિસ્તાનમાં જો સુસંગત સમવાયી બંધારણ હોત અને તેમાં દરેક ઘટકને છૂટા પડવાનો અધિકાર માન્ય થયેલો હોત, તો કશા અંતિમ સંઘર્ષ વિના તેમ બની શક્યું હોત; અથવા એવા બંધારણની ગેરહાજરીમાં કોઈ એક ઘટક-પ્રદેશે પોતાની મુનસફી મુજબ સમવાય રાષ્ટ્રમાંથી મુક્ત થવાની જેહાદ જગાવી હોત, તો બંધારણીય રીતે તેને પહોંચી વળી શકાયું હોત; ઘડીભર માની લઈએ કે, બંધારણનેય અવગણીને કોઈ એક-ઘટકે એવો ઉદ્દંડ રવૈયો લીધો હોત તો કેન્દ્ર સરકાર તેને દબાવી દેવામાં ન્યાયી ઠરી હોત—શર્ત એ કે તે કેન્દ્રીય સત્તા લોકશાહી ચૂંટણીઓના જોરે સત્તામાં આવી હોય અને ટકી હોય.

પાકિસ્તાનની વર્તમાન બેહાલીનું કારણ જ એ છે કે બિનબંધારણીય રીતે—બલ્કે, બંધારણને જ ફગાવી દઈને ફોજી 'કૂપ' દ્વારા ચઢી બેઠેલી સરમુખત્યારશાહીએ પૂર્વ બંગાળના હાથમાં સંપૂર્ણ શાસન સુપરત કરવાને બદલે સત્તા પકડી રાખી, અને ઉપરથી પૂર્વ બંગાળને પાશવી દમનથી કચડી નાખવાની બૂરી દાનત સેવી.

પાકિસ્તાનની આ ફોજી ટોળકીએ પૂર્વ બંગાળમાં કત્લેઆમ ચલાવી અને તેના અનુસંધાનમાં ભારત પર યુદ્ધ લાદ્યું—બેમાંથી એકે ઘટના અનિવાર્ય ન હતી. એ અનિવાર્ય બની કેમ કે (૧) પાકિસ્તાનના ધડવૈયાઓએ અને શાસકોએ લોકશાહીના આધારસ્તંભ સમી વિવિધ સંસ્કારિતાઓની (લઘુમતીઓ સહિતની) આંતરિક સ્વાયત્તતાની કદી પરવા જ કરી ન હતી; (૨) બિનસાંપ્રદાયિકતાને અદ્યતન લોકશાહીનો મુખ્ય આધારસ્તંભ ગણવાને બદલે, ઇસ્લામને નામે કેવળ પાકિસ્તાનની પ્રજાને જ નહિ, ભારતમાંના મુસ્લિમોનેય ઉશ્કેરતા રહીને, પરિસ્થિતિ પોતાની પકડ બહાર વીફરવા દીધી હતી.

પાકિસ્તાનની ગળથૂથીમાં ઘૂંટાયેલો ભારતદ્વેષ પાકિસ્તાનની કમજોરીઓ ઢાંકવા માટેનું એક સાધન બન્યો હતો. અંતે, યાહ્યાખાને પૂર્વ બંગાળ સાથે વાટાઘાટો શરૂ કરી; અને સમાધાનની આશા પેદા થઈ કે તરત ભૂટ્ટોએ ભારતદ્વેષી પરંપરાનો લાભ લીધો. પૂર્વ બંગાળની ઘટનાની પૂંઠે ભારતનું પાકિસ્તાનને છિન્નભિન્ન કરવાનું કાવતરું હોવાની તેની ગુલબાંગ કામ કરી ગઈ—યાહ્યાખાને વાટાઘાટોનો પંથ છોડી દઈ, બીજી જ મધરાતે વિધ્વંસનો પંથ અપનાવ્યો!

બાંગલા દેશની કતલ અને ભારત-પાકિસ્તાનનું યુદ્ધ એકે અનિવાર્ય હતું નહિ. વર્તમાન યુગમાં પાકિસ્તાનના માનસ અને શાસને જ એને અનિવાર્ય બનાવ્યું...

ભારત-પાક. યુદ્ધની કથા 'આપત્તિ' જ હતી... રમ્ય તો નહિ જ નહિ...

—ભોગીલાલ ગાંધી

# સ્વાતંત્ર્યના બે દાયકા | સિદ્ધાર્થ ભટ્ટ

સ્વતંત્ર ભારતનું પ્રજાસત્તાક બંધારણ ૧૯૫૦ના જાન્યુઆરીની ૨૬મીથી અમલમાં આવ્યું. આઝાદી પહેલાં અને પછી એમ લાગલગાટ આશરે ત્રણ વરસ આપીને બંધારણસભાએ ઘડી કાઢેલું આ બંધારણ ભારતને સમવાયતંત્રનું સ્વરૂપ આપે છે, જોકે એમાં મધ્યસ્થ સરકારને વિશાળ સત્તાઓ આપવામાં આવી છે. રાજ્યોનું સભ્યપદ ફરજિયાત છે. મરજી પડે ત્યારે તેઓ સંઘ છોડી નથી શકતાં. અધિકારો અગાઉથી નક્કી કરવામાં આવ્યા છે અને એમના અર્થઘટનની જવાબદારી સર્વોચ્ચ અદાલતને સોંપવામાં આવી છે.

આઝાદ ભારતનો પહેલો પ્રશ્ન રાજવીઓને સંઘમાં મેળવવાનો હતો. એ દુષ્કર કાર્યને પાર પાડવાની મુખ્ય જવાબદારી સરદાર પટેલને ફાળે આવી. તેમણે તે માટેની યોજના ઘડી કાઢી અને વી.પી. મેનને તેનો અમલ કર્યો. રાજવીઓ સંઘમાં ભળતાં સંરક્ષણ, પરદેશ-વ્યવહાર અને સંદેશા-વ્યવહારના તેમના અધિકારો રદ થયા. દેશી રિયાસતોના વિલીનીકરણનું કાર્ય બે વરસમાં પૂરું થયું. જોડાતાં પહેલાં મૈસૂર, હૈદરાબાદ અને કાશ્મીરે અનેક પ્રશ્નો ઊભા કર્યા. હૈદરાબાદના નિઝામે તો ભારત સાથેના સંપૂર્ણ જોડાણ વિષે સંદિગ્ધ વલણ અપનાવ્યું, અને 'સ્ટેન્ડ સ્ટિલ ઍગ્રીમેન્ટ' પર જ સહી-સિક્કા કર્યા. ત્યાં પરિસ્થિતિ વણસતી જતી હતી. ખાસ કરીને રઝાકારોએ મુશ્કેલીની પરંપરા સરજી હતી. સપ્ટેમ્બર ૧૧, ૧૯૪૮ના રોજ કાયદે આઝમ ઝીણાનું અવસાન થયું. રાજેન્દ્રસિંહજીના નેતૃત્વ નીચે આઝાદ હિન્દની ફોજે, બે દિવસ બાદ, હૈદરાબાદ પર કૂચ આરંભી. પાંચમો દિવસ પૂરો થાય તે પહેલાં તો હૈદરાબાદ શરણે આવી ગયું. નવેમ્બરની ૨૪મીએ નિઝામે હૈદરાબાદના ભારત સાથેના જોડાણની જાહેરાત કરી. બીજા દિવસે મૈસૂર પણ જોડાઈ ગયું.

આ જ ગાળામાં એટલો જ ઉગ્ર પ્રશ્ન નિરાશ્રિતોનો ગણાવી શકાય. પંજાબના રસ્તા નિરાશ્રિતોથી ભરાયેલા હતા. આ પરિસ્થિતિને પહોંચી વળવા મિલિટરી ઇવેક્યુએશન ઑર્ગેનિઝેશનની સ્થાપના કરવામાં આવી. સપ્ટેમ્બરની નવમીએ એની સ્થાપના થઈ અને પહેલા જ અઠવાડિયામાં દસ લાખ જેટલા નિરાશ્રિતોની હેરફેર કરવામાં આવી. આમાંથી ચારેક લાખ જેટલા પાકિસ્તાન ચાલ્યા ગયા, જ્યારે ૭ લાખ જેટલા લોક આશરાની શોધમાં ભારત આવ્યા. પ્રશ્નની ઉગ્રતાનો અંદાજ એ હકીકત પરથી આવશે કે આરંભના ચાર જ મહિનામાં લગભગ પંચાશી લાખ નિરાશ્રિતોની હેરફેર કરવામાં આવી હતી. અને વિસ્થાપિતોની બહુમતી, દેખીતી રીતે જ, ભારત આવનારાઓની હતી. ભારત સરકાર સામે એ સહુને વ્યવસાયમાં થાળવાનો ભારે મોટો પડકાર હતો. પંજાબીઓને ખેતીનો મહાવરો હોઈ એમને ખેતીમાં વાળવામાં આવ્યા. (પરિણામે જે પંજાબ ભાગલા પહેલાં વર્ષે દહાડે લગભગ ત્રીસ લાખ ટન અનાજની ખોટ બતાવતું હતું તે તેર વર્ષ બાદ તેટલો જ વધારાનો જથ્થો બતાવતું થઈ ગયું.)

Uncertain India: A Political Profile of Two Decades of Freedom (Pran Chopra, Bombay, 1968) પર આધારિત

૧૯૪૮ના જૂનમાં બંને દેશો વચ્ચે લઘુમતી-ઓના હકોની રક્ષા કાજે સમજૂતી થઈ. ૧૯૫૦ના અંત પહેલાં ૧૮,૦૦,૦૦૦ હિંદુઓ પૂર્વ પાકિસ્તાન છોડીને ભારતમાં આવ્યા હતા તેમાંના ૧૨,૦૦,૦૦૦ પાછા ગયા અને ૭,૫૫,૦૦૦ જેટલા મુસ્લિમો પૂર્વ પાકિસ્તાન જતા રહ્યા હતા તેમાંના ૭,૦૧,૦૦૦ મુસ્લિમો ભારત પાછા ફર્યા.

રાજવીઓના ભારતમાં ભળવા સાથે રાજાશાહી, સ્વાભાવિક જ, ભૂતકાળની વસ્તુ બનવા લાગી. શરૂ શરૂમાં તો વહીવટી નકશાઓમાં વિવિધ વર્ગનાં રાજ્યો-રૂપે તેના અંશો રહ્યા હતા, પણ ભાષાકીય રાજ્યોની રચનામાં તે ઓગળી ગયા.

કોકડું ગૂંચવાયેલું રહ્યું હોય તો તે માત્ર કાશ્મીરનું. તેનું કારણ એ છે કે પાકિસ્તાને અને દુનિયાની બીજી સરકારોએ તેના ભારત સાથેના જોડાણની હકીકતનો હજી સ્વીકાર કર્યો નથી. ઑક્ટોબર ૧૯૪૭ના છેલ્લા દિવસો દરમ્યાન હવાઈ માર્ગે લશ્કરી અને બીજી મદદ પહોંચી જતાં દુશ્મનનાં ધાડાંને રોકી શકાયાં. નવેમ્બરની ત્રીજી સુધીમાં તેણે પીછેહઠ શરૂ કરી દીધી. પ્રશ્ન સંયુક્ત રાષ્ટ્રસંસ્થાને સોંપાયો. વર્ષના છેલ્લા દિવસે યુદ્ધ-વિરામની જાહેરાત થઈ. માર્ચ ૧૯૪૮માં કાશ્મીરમાં શેખ અબદુલ્લાની આગેવાની નીચે પહેલી સરકાર રચવામાં આવી. દરમિયાન, લૉર્ડ માઉન્ટબૅટને રાષ્ટ્રસંઘના નેજા નીચે, ભારત-કાશ્મીર જોડાણ વિષે કાશ્મીરમાં લોકમત લેવાનો વિચાર રજૂ કર્યો. એમ કહી શકાય કે બહુ બહુ તો ૧૯૫૪ સુધી આ વિચારને અમલમાં મૂકવા અંગે કંઈક પણ શક્યતાનો દાવો કરી શકાય તેમ હતો – પછી તો, પાકિસ્તાને સિયાટો ને સેન્ટો સાથે લશ્કરી જોડાણ કરતાં તે ઠંડા યુદ્ધનું એક પ્યાદું માત્ર બની રહ્યું. અને ભારતને કાશ્મીર પ્રશ્ન પરત્વે ૧૯૫૬થી રૂસનો ટેકો મળી ગયો એ પણ નોંધપાત્ર ઘટના છે.

અહીં જ ભારત-પાક. રાજકીય સંબંધોનો પણ વિચાર કરી લેવો જોઈએ. ભારતે, ભાગલા પડ્યા છતાં, પાયાની વસ્તુ તરીકે મજહબનો સ્વીકાર ક્યારેય નથી કર્યો. બલકે, આપણે તો કાશ્મીરના ભારત સાથેના જોડાણને પ્રાદેશિક પ્રકારનું જ ગણતા આવ્યા છીએ. ને તે સાથે પાકિસ્તાન જોડે મૈત્રીની પરિસ્થિતિ સર્જવાની આપણી સતત ઇચ્છા રહી છે. ૧૯૫૩માં નેહરુ કરાંચી ગયા ત્યારે તેમનું ઉષ્માભર્યું સ્વાગત કરવામાં આવ્યું હતું. પાકિસ્તા-નના આગેવાનો સાથે નેહરુનો સંવાદ ત્યાર બાદ પણ ચાલુ રહ્યો. સપ્ટેમ્બર ૧૯૪૮માં નેહરુ સર ફીરોઝ-ખાન નૂનને મળ્યા. એ વર્ષ બાદ પાકિસ્તાનના ત્યારના લશ્કરી સરમુખત્યાર અય્યૂબ સાથે શિખર મંત્રણાઓ યોજાઈ. ભારત-પાક. આગેવાનો વચ્ચે એ કક્ષાની આ છેલ્લી મંત્રણાઓ હતી. સિંધુનાં પાણી અંગેય બંને દેશો વચ્ચે કરાર થઈ ગયા. એ પૂર્વે માર્ચ ૧૯૫૩માં વ્યાપારને લગતા કરારો તો થયા જ હતા. સરહદી તંગદિલી હળવી કરવાના હેતુસર પણ બંને વચ્ચે સંપર્ક ચાલુ રહ્યો હતો અને ૧૯૬૦માં તો પશ્ચિમી સરહદે શાંતિ વિષે જાહે-રાતો પણ થઈ હતી. પણ કદાચ બે કારણસર – પાકિસ્તાનના અસ્તિત્વ માટે એના ભારતદ્વેષની અનિ-વાર્યતા ઉપરાંત – ભારત-પાક. સંબંધો, આપણી કોશિશ છતાં, મૈત્રી ને શાંતિના બની શક્યા નથી. એક તો, કાશ્મીરનો સવાલ અને બીજું આ ઉપખંડના ભૂ-રાજકારણમાં પાકિસ્તાનને પક્ષે ચીનનો પ્રવેશ.

જ્યાં સુધી કાશ્મીરનો સવાલ છે, નેહરુએ વસ્તુતઃ ટાળી શકાઈ હોત એવી બે ભૂલો કરીઃ એક તો કાશ્મીરના પ્રશ્નને સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા સમક્ષ લઈ જવાની અને બીજી, આંતરરાષ્ટ્રીય નિરી-ક્ષણ નીચે લોકમત દ્વારા જ કાશ્મીરના આખરી જોડાણને સ્વીકારવાની જાહેરાતની. સરદાર પટેલે બંને સૂચનોનો વિરોધ કર્યો હતો. નેહરુએ આ પ્રશ્નને લંબાવ્યે રાખ્યો અને છેવટે ૧૯૫૩ના અરસામાં કાશ્મીરની આંતરિક પરિસ્થિતિએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું. એ જ અરસામાં જનસંઘે કાશ્મીરનો આગવો દરજ્જો નાબૂદ કરવાની ચળવળ ઉપાડી. સર્વોચ્ચ અદાલત અને ઑડિટર જનરલના કાર્યાધિકારને જમ્મુ-કાશ્મીર સ્વીકારે એવું શેખ

અબ્દુલ્લાને સમજાવવાનો નેહરુએ પ્રયાસ કર્યો, પણ શેખે તો ખુદ જોડાણને જ પડકારવાનું શરૂ કરી દીધું. સ્વતંત્ર કાશ્મીરના ભૂતે શેખના દિમાગનો કબજો લીધો હતો. અમેરિકાના ઍડલાઈ સ્ટિવન્સનને જો શેખ આ સમય દરમ્યાન મળ્યા હોય અને બંને વચ્ચેની મંત્રણાને લીધે શેખનું વલણ બદલાયું હોય તો નેહરુનો ભય સકારણ હતો.

મે ૧૯૫૪માં પાકિસ્તાને અમેરિકા સાથે લશ્કરી કરાર કર્યો. ૧૯૫૬માં સિયાટોએ કાશ્મીરના પ્રશ્નને ચર્ચ્યો ત્યારે નેહરુએ સાફ જણાવી દીધું કે પાકિસ્તાનના લશ્કરી જોડાણથી લોકમતની દરખાસ્તના પાયા હચમચી જાય છે. જાન્યુઆરી ૧૯૫૭માં કાશ્મીરને ભારત સાથે વિધિસર સમાવી લેવામાં આવ્યું. ૧૯૬૩માં નાતાલને દિવસે હજરત બાલની ચોરીની અફવાઓ શ્રીનગરમાં શરૂ થઈ. બક્ષી ગુલામ મહંમદ શંકાને પાત્ર બન્યા. શાસ્ત્રીએ ભારે જહેમત બાદ બેઠી રીતે મેળવી આપીને ૧૯૬૪માં આ પવિત્ર વાળ હજરત બાલ મસજિદને સુપરત કર્યો. દરમ્યાન, આ બહાનાસર મોટા પાયા પરનાં રમખાણો શરૂ થઈ ગયાં હતાં, જેની અસર છેક કલકત્તા, જમશેદપુર, રૂરકેલા અને પૂર્વ પાકિસ્તાન પર પણ થઈ.

૧૯૬૪માં નેહરુનું અવસાન થતાં તેમના વારસદાર લાલબહાદુર શાસ્ત્રીને શિરે તમામ જવાબદારીઓ આવી. જાન્યુઆરી ૧૯૬૫માં પાકિસ્તાને ચીનની લદાખમાંની તરકીબ કચ્છના રણમાં અજમાવી. મામલો બિચક્યો અને ઑગસ્ટ–સપ્ટેમ્બરમાં ભારત-પાક. યુદ્ધ પણ ખેલાઈ ગયું. ૧૯૬૨માં ચીનના આક્રમણ વખતે સાંપડેલી હતાશાનો પૂરેપૂરો બદલો આ યુદ્ધમાં લેવાયો. યુદ્ધની પરિસ્થિતિ ચાલુ હતી તે દરમિયાન ચીને ધમકી આપવી શરૂ કરી જેનો શાસ્ત્રીએ ઠંડે કલેજે જવાબ આપ્યો.

*

ભારતની આર્થિક ઉન્નતિના પ્રયાસોનું પણ મૂલ્યાંકન કરી લેવું જરૂરી છે.

પહેલી યોજનામાં સિંદરી ફર્ટિલાઇઝર્સ, ચિત્તરંજન લોકોમોટિવ વગેરેની જોગવાઈ કરવામાં આવી હતી: ખાનગી કરતાં જાહેર સાહસને ઉત્તેજન આપવા તરફનો એનો ઝોક સાફ હતો. પોલાદના ઉત્પાદન માટે રશિયા, બ્રિટન અને જર્મનીને આમંત્રવામાં આવ્યાં. આંતરરાષ્ટ્રીય સહકાર અને મિશ્ર અર્થતંત્રનો આ મોટો પ્રયોગ હતો.

એપ્રિલ ૧૯૫૬માં સરકારની નવી ઔદ્યોગિક નીતિ અમલમાં આવી. એને અન્વયે ઉદ્યોગોના ત્રણ પ્રકાર પાડી દેવામાં આવ્યા: (અ) સરકારની સંપૂર્ણ જવાબદારીવાળા ઉદ્યોગો, (બ) સરકાર અને ખાનગી સાહસની સંયુક્ત જવાબદારીવાળા ઉદ્યોગો, અને (ક) ખાનગી સાહસ હસ્તકના ઉદ્યોગો. સમય જતાં પહેલા બેને વિકસાવવામાં આવ્યા છે અને સમગ્ર ઔદ્યોગિક અર્થતંત્રને આવરી લેવાના તમામ પ્રયાસો કરવામાં આવ્યા છે.

ત્યાર બાદ આવે છે રાષ્ટ્રીયકરણોનો અને ખાનગી ઉદ્યોગોના નિયંત્રણનો તબક્કો. ૧૯૫૫માં ઇમ્પિરિયલ બૅન્કનું રાષ્ટ્રીયકરણ થઈ ચૂક્યું હતું અને ૧૯૫૬માં જીવનવીમાનો વારો આવ્યો. ૧૯૫૯થી અનાજની બાબતમાં રાજ્યની દરમ્યાનગીરી શરૂ થઈ. જીવનવીમા દ્વારા સરકારને આવકનું મોટું સાધન મળ્યું.

નેહરુનાં છેલ્લાં વર્ષો દરમ્યાન યોજનાની સફળતા કપરી ગઈ. કૉંગ્રેસે ઉત્પાદનને બદલે વિચારસરણી પર ભાર મૂકવા માંડ્યો. કૅબિનેટમાં મતભેદો ઊભા થયા — જોકે કૅબિનેટે નેહરુ નીચે ક્યારેય એક ટીમ તરીકે કામ કર્યું ન હતું. (આ પૂર્વે આંબેડકર અને દેશમુખને રાજીનામાં આપવા પડેલાં — કારણ, તેમનો અભિપ્રાય લેવામાં આવતો ન હતો.) સરકારી તંત્રની બિનકાર્યક્ષમતા વધી હોવાનું સહુ કહેતા, પરંતુ તે વિશેના કોઈ ઉપાયો થતા ન હતા. નેહરુ જ્યારે ખૂબ લોકપ્રિય હતા ત્યારે પણ વહીવટી બિનકાર્યક્ષમતા તો હતી જ, પણ તેમનાં છેલ્લાં વર્ષો દરમ્યાન તે જાણે અચાનક શોધાઈ હોય તેમ બધા વર્તતા હતા. લાંચરુશવતની વાતો ચોમેર ચાલતી હતી. ૧૯૫૬માં ટી. ટી. કૃષ્ણમાચારીને રાજીનામું આપવું પડ્યું હતું. પંજાબ, ઓરિસા અને કાશ્મીરના

પ્રધાનમંડળો સામે પણ એ જ બાબત — એટલે કે ભ્રષ્ટાચાર — અંગે ઊહાપોહ શરૂ થઈ ચૂક્યો હતો.

નેહરુના જીવનકાળ દરમ્યાન, આમ સમાજવાદે ઉત્પાદનોના આંકડાથી વિશેષ પ્રગતિ નહોતી કરી. ભૂમિક્ષેત્રે ખેતમજૂરોની તરફેણમાં સુધારા થયા છતાં સ્થાનિક વહીવટી તંત્ર જમીનમાલિકને પક્ષે રહેતું. યોજના પંચે ભાવો વિશે બહુ જ ઓછું ધ્યાન આપ્યું હતું કે આપે છે. કૌટુંબિક માલિકીના મોટા ઉદ્યોગોનાં ક્ષેત્રો — જે દૂર કરવાનાં હતાં — તે નેહરુના શાસનકાળનાં અંતિમ વર્ષોમાં વિકસતાં જતાં હતાં. નેહરુ નવાં અને ભવ્ય કાર્યોના ખ્યાલોથી અંજાયેલા હતા એટલે કેટલીક તદ્દન દેખીતી ખામીઓય એમની નજર બહાર રહેતી. સ્વાતંત્ર્ય બાદ સરકાર અને પ્રજા વચ્ચે ઊભું થયેલું અંતર ઓછું કરવા કદાચ નેહરુથી તદ્દન જુદી પ્રકૃતિના માણસની જરૂર હતી.

નેહરુ અને શાસ્ત્રીના અવસાન બાદ ઇંદિરા ગાંધીની સરકારે પણ કેટલાક જૂના ચીલા છોડ્યા નથી. ૧૯૬૭ની ચૂંટણીના નવ મહિના પહેલાં રૂપિયાનું અવમૂલ્યન થયું... આપણે ત્યાં ઘણી વાર એવું બને છે કે જેમને નિર્ણય લેવાનો હોય છે તે લે છે તો સાચો નિર્ણય—પણ ખોટી રીતે! ભારતીય નેતાગીરી ચીજોના ઉત્પાદન પર ભાર આપવાને બદલે વિચારસરણીને પ્રાધાન્ય આપતી આવી છે અને પોતે જે વહીવટી માળખાને સમજી કે સિદ્ધ કરી શકી નથી તેની બાબતમાં હોશિયારી મારતી થઈ છે. યોજનાઓ આજે પણ જૂના માર્ગે જ ઘસડાતી રહી છે. પરિણામે મૂડી ભરખાતી જાય છે. અર્થકારણ પર ગજા ઉપરવટની મહત્ત્વાકાંક્ષાઓ લાદવામાં આવી રહી છે; મોટા પ્રોજેક્ટોની લત લાગવા માંડી છે. જે ભારે મોટી પરદેશી સહાયની અનિવાર્યતા વધારી દે છે.

*

૧૯૫૨ની પહેલી ચૂંટણીએ એક કામ જરૂર કર્યું. એ કામ તે તેલંગણમાં સામ્યવાદીઓનું જોર નરમ કરવાનું. ભારતભરમાં સામ્યવાદી ચળવળો પ્રસરી ન હોવાનાં કેટલાંક કારણો છે. એક તો, સંસદીય લોકશાહી લોક-ઉશ્કેરાટને અંગે 'સેફ્ટી વાલ્વ'-નું કામ કરે છે. બીજું, સ્વાતંત્ર્યસંગ્રામ જે રીતે ને જેટલો સમય ચાલ્યો તેને કારણે લોકોમાં સારી એવી ઉદારમતવાદી લાગણી ઊભી થઈ છે. ત્રીજું, સામ્યવાદીઓ ઉપરાંત બીજા અનેક પક્ષો પણ સમાજવાદી સૂરમાં ગાણાં ગાતા રહ્યા છે. છેલ્લે, વર્ણવ્યવસ્થા ને સામ્યવાદી વિચારસરણી પરસ્પર ભિન્ન છે.

પહેલી ચૂંટણીની કેટલીક રસપ્રદ વિગતો નોંધીએ: આખા દેશમાં સત્તર કરોડ ઉપરાંત મતદારો હતા; કુલ મળીને ૩૮૦૦ બેઠકો ભરવાની હતી; ૧૭,૦૦૦ ઉમેદવારો ઊભા રહ્યા હતા; ચૂંટણીમાં નાના મોટા ૭૭ રાજકીય પક્ષોએ ભાગ લીધો હતો. નવ જે કિસ્સાઓમાં મતદાન બંધ રાખવામાં આવ્યું હતું અને કેવળ ૧૯૩ અનાવેમાં જ નવેસર ચૂંટણી યોજવાની જરૂર જણાઈ હતી. કુલ મતદારોના સાઠ જેટલા મતદારોએ મતાધિકારનો ઉપયોગ કર્યો હતો.

પહેલી ચૂંટણીમાં કોન્ગ્રેસ બહુમતીમાં આવી. મતદાનની રીતે, લોકસભાની ચૂંટણી પૂરતું પક્ષવાર ચિત્ર આવું હતું: કોંગ્રેસ–૪૫%, સમાજવાદીઓ–૧૦.૫૬%, કિસાન મઝદૂર પ્રજા પક્ષ વ. – ૫.૮૭%, સામ્યવાદીઓ – ૫.૦૬%; જનસંઘ — ૩.૦૫%, હિંદુ મહાસભા – ૦.૯૧%, રામરાજ્ય પરિષદ ૧.૯૮%.

સત્તાવનની ચૂંટણી દરમ્યાન સામ્યવાદીઓએ કેરળમાં સત્તા કબજે કરવા ઉપરાંત લોકસભામાં બળ વધાર્યું. જનસંઘે સારો દેખાવ કર્યો અને ઉત્તર પ્રદેશ તથા મધ્ય પ્રદેશમાં ઠીક લાભ મેળવ્યો. હિંદુ મહાસભા અને રામરાજ્ય પરિષદ તૂટતી ગઈ. પ્ર.સ. પક્ષે આશા ગુમાવી દીધી. લોકસભાની બેઠકો માટેની ચૂંટણીમાં કોંગ્રેસ ૪૭.૭૮% મત મેળવી ગઈ. રાજ્ય કક્ષાએ એણે ૪૪.૯૭% મત મેળવ્યા, જે પહેલી ચૂંટણી કરતાં વધારે હતા. ૧૯૬૨ની ત્રીજી ચૂંટણીમાં કોંગ્રેસે લોકસભા કક્ષાએ ૪૬.૦૨% જેટલા મતો મેળવ્યા, તો રાજ્ય કક્ષાએ ૪૩.૫૩%.

આ બધી ચૂંટણીઓ દરમ્યાન મતદારોનો ઉત્સાહ સતત વધતો રહ્યો હતો, એ પણ નોંધવું જોઈએ કે

આ ગાળામાં પક્ષસંખ્યા પણ ઘટતી જણાઈ હતી સ્વતંત્ર ઉમેદવારો અને નાના પક્ષો પણ જણાયા હતા. આપણાં ૭ મોટા રાજકીય પક્ષોએ લોકસભાની ચૂંટણીમાં અનુક્રમે ૬૮.૮% (૧૯૫૨), ૭૩.૪% (૧૯૫૭), ૭૮.૫% (૧૯૬૨), ગત અને ૭૬.૬% (૧૯૫૨), ૮૫.૬% (૧૯૫૭) ૮૯% (૧૯૬૨) ટકા મેળવી હતી એ જોતાં વ્યવસ્થિત રાજકીય પક્ષોનું યોગદાન ઉત્તરોત્તર વધી રહ્યું હોવાનું અવલોકન સ્વીકાર્ય લાગે છે

આપણે વ્યવસ્થિત રાજકીય પક્ષોનો ઉલ્લેખ તો કર્યો. પણ એમાંના મુખ્ય પક્ષ એટલે કે કોંગ્રેસ વિશે ઘણીબધી ટીકા કરી શકાય તેમ છે. એક પક્ષ તરીકે તે એટલી બધી ટૂંકી દૃષ્ટિવાળો બની ગયો છે કે તેણે જે કંઈ મેળવ્યું છે — પછી તે સિદ્ધાંતો હોય કે એકતા, દેશપ્રેમ હોય કે સત્તા — ગુમાવી દેશે. આઝાદી પછીનાં પહેલાં દસ વર્ષો એના પાસે અસ્પષ્ટ એવી રાજકીય ફિલસૂફી હતી, જેની આસપાસ એકતા સરજાઈ શકી હતી. નેહરુનાં છેલ્લાં વર્ષોમાં એ એકતા તૂટવા લાગી. કોંગ્રેસની આવી આંતરિક ક્ષતિઓએ દેશના બંધારણને નબળુ પાડવાનો ઘણો ભાગ ભજવ્યો છે. કોંગ્રેસ એ એક એવો કાચિંડો છે જે ચૂંટણી સમયે ખૂબ સમાજવાદી બની જાય છે. એણે રશિયાના સામ્યવાદી પક્ષનાં અને બ્રિટનના મજૂર પક્ષનાં સારામાં સારાં લક્ષણોનું મિશ્રણ બનતું જોઈએ એને બદલે એ અમેરિકાની રાજકીય પ્રથાઓનાં અધમ લક્ષણોનું મિશ્રણ બની ગઈ છે. ઉમેદવારોને ઊભા કરવા અને ચૂંટાવા સિવાયનાં સઘળાં કાર્યો તેણે પડતાં મૂક્યાં છે. પક્ષના સભ્યો મતભેદના મુદ્દા પર બાંધછોડ દ્વારા થીંગડાં મારવામાં કુશળ છે, એથી ચૂંટણીમાં એણે પાંચ રાજ્યો — પશ્ચિમ બંગાળ, ઓરિસા, કેરળ, પંજાબ અને રાજસ્થાનમાં સત્તા ગુમાવી તે તેનાં પોતાનાં જ નાનાં જૂથોની તકરારને કારણે. છતાં હજીય કોંગ્રેસ સત્તા તરફ ઘૃણા દર્શાવે છે જ્યારે તે પામવા માટે બધું જ કરી છૂટે છે.

*

મહાત્મા ગાંધીએ નેહરુને પોતાના વારસ તરીકે જાહેર કર્યા ત્યારથી જ વારસાના યુદ્ધની શરૂઆત થઈ ચૂકી હતી. ૧૯૫૦માં સરદાર પટેલના મૃત્યુ સાથે નેહરુ સામેનો એક મોટો પડકાર દૂર થયો. સમય જતાં નેહરુ પોતે વડા પ્રધાન અને કોંગ્રેસ પ્રમુખ બંને બન્યા. ત્યાર બાદ, બંતીલા પણ પ્રતિભા વિનાનાંઓને કોંગ્રેસનું પ્રમુખપદ સોંપવાની પ્રથા પડી ગઈ.

ભાષાકીય રાજ્યરચનાને લગતી બાબતો, લઘુમતીઓના પ્રશ્નો વગેરેને પરિણામે રાજ્યો વચ્ચેની સંવાદિતા જોખમાઈ અને પોતે ન હોય ત્યારેય ભારતીય અખંડિતતા અક્ષુણ્ણ હોય એવી પરિસ્થિતિ ઊભી કરવામાં નેહરુ નિષ્ફળ ગયા. તેમની હયાતીમાં જ રાજ્યો એકબીજા સાથે મેળથી રહેતાં નહોતાં. વધારાનું અનાજ ધરાવતાં રાજ્યો ખાધવાળાં રાજ્યોને અનાજ આપવાનું નકારતાં હતાં. નેહરુએ સરજેલી ભૂલોની પરંપરાને કારણે પ્રાદેશિકતા ખૂબ વધી ગઈ એનો ખરાબમાં ખરાબ નમૂનો જૂના મુંબઈ રાજ્યના જે હાલ થયા તે છે. જેનો વહીવટ કાર્યક્ષમ હતો એવું એક રાજ્ય તૂટ્યું, અને બંને પ્રદેશોમાં જાનહાનિ થઈ તે વધારામાં.

નેહરુનાં છેલ્લાં દસ વર્ષોમાં દેશની જરૂરિયાત ખૂબ જ બદલાઈ ગઈ હતી. નેહરુ ૧૯૬૦થી પરદેશનીતિમાં ફેરફારની આવશ્યકતા પરત્વે બેધ્યાન બન્યા હતા, તેવું જ દેશ વિષેય બન્યું હતું. તેમના જીવનનાં છેલ્લાં વર્ષો નિરાશાજનક હતાં. દેશભરમાં હતાશાની લાગણી છવાઈ જાય એવા અનેક બનાવો બની રહ્યા હતા.

છતાં નેહરુમાં જોવા મળતી આધુનિકતાની ઝલક નોંધપાત્ર હતી. તેઓ ખુલ્લા દિમાગના હતા એટલે આ દેશને વીસમી સદીની ઝાંખી પમાડી શક્યા. મોટા પાયા પરનાં યાંત્રિક ઔદ્યોગિક પ્રસ્થાનો તેમના સમયમાં થયાં. એશિયાનું પહેલું એટમિક રિએક્ટર તો એનો માત્ર એક જ દાખલો છે.

નેહરુના જીવન ને વ્યક્તિત્વમાંથી એક નવું જ વાતાવરણ ઊભું થતું હતું — એ ગાળામાં દેશભરમાં જાણે નાના પાયા પરનું સાંસ્કૃતિક ઉત્થાન આવી

ગયું. એમના હૃદયમાં ઋજુતા હતી. પીડિત ને દુઃખી જનો માટે હમદર્દી હતી. ભારે મોટા વહીવટી બોજ હેઠળ પણ તેઓ વિવિધ સાંસ્કારિક પ્રવૃત્તિઓ માટે સમય ફાજલ પાડતા.

નેહરુના અવસાન બાદ સિન્ડિકેટે — પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ ભારતની પ્રાદેશિક કૉંગ્રેસના વડાઓએ — તેમના અનુગામીની પસંદગી કરી એ એક અજોડ બીના છે. શાસ્ત્રીના અવસાન બાદ કામરાજે એ જ રીતે ઇન્દિરા ગાંધીની પસંદગી કરી હતી. એક વ્યક્તિના શાસનને બદલે એ સર્વસંમતિની પ્રક્રિયા હતી.

શાસ્ત્રી જાણીતા થયા તે ૧૯૫૬માં રેલવે અકસ્માતના પ્રશ્ન પર એમણે પ્રધાનપદેથી આપેલા રાજીનામાના વખતથી. ૧૯૫૭માં તેમણે પક્ષના સંગઠનમાં ઉત્તમ કામગીરી બજાવી. પંડિત પંતના અવસાન પછી તેઓ ગૃહપ્રધાન થયા, કામરાજ યોજના હેઠળ છૂટા થયેલા શાસ્ત્રી, બીમાર નેહરુના આમંત્રણથી પ્રધાનમંડળમાં ફરીને જોડાયા. ૧૯૬૪માં એ વડા પ્રધાનપદે આવ્યા ત્યાર પછીના પહેલા જ વર્ષમાં મુશ્કેલીઓની જાણે પરંપરા ચાલી. નાગા ચળવળ, કેરળમાં કૉંગ્રેસ સરકારની હાર, ઓરિસામાં વિદ્યાર્થી આંદોલન, કેરળમાં ખોરાક માટેનાં તોફાનો, કૈરોનનું ખૂન, શેખ અબ્દુલ્લાનો છુટકારો ને ફેર-ધરપકડ, ચીનનો પહેલો અણુ ધડાકો. — અને છેવટે, એમના અમલના બીજા વર્ષના આરંભકાળે પાક. આક્રમણ. એટલું ખરું કે તેમના શાસન દરમ્યાન રાજકારણ વિચારસરણીઓનો વળગાડ છોડી વધારે વહેવારુ બન્યું.

[અનુસંધાન પૃ. ૫૭૨ થી ચાલુ]

નિર્માણ કરવાનો ડૉ. લોહિયાએ સૂચવેલો ભાગલાનો ઉકેલ કેટલે અંશે વહેવારુ છે એ વિષે મારા મનમાં શંકા છે પરંતુ ભાગલાને કારણે ભારતના થયેલા બે ટુકડાઓ ગમે ત્યારે પણ ફરી સંધાઈ જઈ ભારત અખંડ દેશ થવો જોઈએ એ ડૉ. લોહિયાની ભૂમિકા સાથે હું સો ટકા સંમત છું. ડૉ. લોહિયાના આ પુસ્તકને લીધે માત્ર ભાગલા જ નહિ પરંતુ એકંદરે હિંદુ-મુસ્લિમ ઝઘડાઓના સવાલમાં સાચા, સ્વતંત્ર વૃત્તિના, સ્પષ્ટ અને અભ્યાસપૂર્ણ વિચારો આપણી સમક્ષ આવે છે.

અનુ૰ ગોપાળરાવ વિદ્વાંસ



# ભારત-વિભાજન વિષે

પ્રહ્લાદ કેશવ અત્રે

કૉંગ્રેસના આગેવાનોએ દેશના ભાગલાને ભોગે સ્વરાજનો સોદો કર્યો હતો. એ ઘટનાને આજે એકવીસ વર્ષો થઈ ગયાં છતાં ભારત-પાકિસ્તાનના વેર રૂપે તથા ભારત માંહેના હિંદુમુસલમાનો વચ્ચેની તંગદિલી રૂપે એ ભાગલાનો જખમ હજી વહેતો જ રહ્યો છે, એટલે આ ભાગલા કેવી રીતે, શા માટે અને કોના લીધે થયા તથા ભાવિમાં પણ એ ભાગલાનાં અનિષ્ટ પરિણામો દૂર થશે કે નહિ, એ સવાલ આજની ઘડીએ પણ ભારતના રાજકારણનો એક જીવતો અને સળગતો સવાલ રહ્યો છે.

આ બાબતમાં અનેક આંગળ પડતા રાજકીય આગેવાનો અને વિચારકોએ આજ સુધીમાં ઘણું ઘણું લખ્યું છે. એ લખાણોમાં દર્શાવેલા અભિપ્રાયો જ માત્ર નહિ પરંતુ ખરેખર બનેલી માહિતી પણ અનેક વાર પરસ્પર વિરોધી જણાઈ છે. દાખલા તરીકે સામ્રાજ્યવાદી અંગ્રેજોએ ઘડેલી ભાગલાની દુષ્ટ યોજના સ્વીકારવાના પાપની સહુથી વધારે જવાબદાર વ્યક્તિઓ તરીકે ગાંધીજી, સરદાર પટેલ, નેહરુ અને આઝાદ એમ વિવિધ આગેવાનોનાં નામો જાતજાતના લેખકોએ આપ્યાં છે. કેટલાક લેખકોએ તો ભારતના મૂડીપતિઓના શિરોમણિ શા બિરલા શેઠે જ ભાગલાની યોજના કૉંગ્રેસના આગેવાનોને ગળે ઉતારી હતી એવો એમના પર આરોપ કર્યો છે. કૉંગ્રેસના એક આગળ પડતા આગેવાન અને સ્વરાજની ભારત સરકારના શિક્ષણ પ્રધાન પૈ. વા. મૌલાના અબુલ કલામ આઝાદે લખેલા 'ઇન્ડિયા વિન્સ ફ્રીડમ' નામના પુસ્તકમાં કરેલી ભાગલા અંગેની મીમાંસા પણ આ જ રીતે વિવાદાસ્પદ બની છે. મૌલાના આઝાદે લખેલું એ પુસ્તક એમના મૃત્યુ પછી પ્રા. હુમાયુન કબીરે પ્રગટ કર્યું હતું. એ પુસ્તકમાં પ્રા. કબીરે કેટલાએક ફેરફારો કરેલા અને અસલ પુસ્તકમાંથી કેટલોએક ભાગ પડતો મૂકેલો એવો આક્ષેપ એમના પર તે વેળા કરવામાં આવ્યો હતો. એ કારણે એ પુસ્તકમાં કરાયેલાં વિધાનો અંગેની ચર્ચા વધુ જોરદાર બની હતી.

એ ચર્ચાને ધ્યાનમાં રાખીને ડૉ. રામમનોહર લોહિયાએ ભારતના ભાગલાની બાબતમાં પોતાને મળેલી માહિતી પ્રગટ કરતું અને સાથોસાથ પોતાના વિચારો પ્રદર્શિત કરતું એક પુસ્તક લખ્યું હતું. સંયુક્ત સમાજવાદી પક્ષના કેટલાએક પ્રમુખ કાર્યકરોએ એનું મરાઠી ભાષાંતર પણ પ્રગટ કર્યું, અને એની પ્રસ્તાવના લખવા મને આગ્રહ કર્યો. ડૉ. લોહિયા પ્રત્યેના મારા અપાર આદરભાવ તેમ જ આત્મીયતાને કારણે ના પાડવાનું મારે માટે શક્ય નહોતું, તેથી આ પ્રસ્તાવના લખવાનું હાથ ધર્યું છે.

ભારતીય રાજકારણમાં ડૉ. લોહિયા અત્યંત તેજસ્વી અને ખળભળાટ પેદા કરે તેવી વ્યક્તિ હતા. એથી એમના વિચારો સાથે સોએ સો ટકા મળતી આવે એવી એક પણ વ્યક્તિ સાંપડવી મુશ્કેલ છે. પણ એ જ રીતે એમના મતોનો સોએ સો ટકા અસ્વીકાર કરવાનું પણ હરકોઈ માટે અશક્ય છે. પ્રચલિત માન્યતાઓ અને કલ્પનાઓ કરતાં જુદી

ડૉ. લોહિયા કૃત 'Guilty Men of India's Partition'ના મરાઠી અનુવાદ 'भारतीय फाळणीचे गुन्हेगार'ની પ્રસ્તાવના પરથી.

સરેરહના વિચારો રજૂ કરી લોકોની વિચારશક્તિને આઘાત પહોંચાડવાનું ડૉ. લોહિયાએ જાણે વ્રત જ લીધું હતું. એમની આવી વૃત્તિની પ્રતીતિ આ પુસ્તકને પાને પાને થાય તેમ છે. આ પુસ્તકની શરૂઆતમાં જ ડૉ. લોહિયાએ કહ્યું છે કે ભારતના ભાગલા અંગે આ પુસ્તક નવી માહિતી આપે છે. વસ્તુતઃ તે વેળા શું બન્યું એનું કેવળ વર્ણન જ આ પુસ્તકમાં નથી; લોહિયાના સામાજિક તેમજ રાજકીય વિચારોની સ્પષ્ટ છાપ એમાં પડેલી છે. દાખલા તરીકે ભાગલાના અનુસંધાનમાં ડૉ. લોહિયાએ ભારતના લોકોમાં સેંકડો વર્ષોથી ઘર કરી બેઠેલી હિંદુ-મુસ્લિમ તંગદિલી અંગે જે માન્યતાઓ રજૂ કરી છે તે ભારે વિચાર કરતાં કરી મૂકે તેવી છે.

ભાગલાની બાબતમાં ડૉ. લોહિયા જે મુખ્ય કારણો ગણાવે છે તે આ છે: (૧) બ્રિટિશોનું કપટ; (૨) કોન્ગ્રેસી આગેવાનોની વધતી જતી ઉંમર; (૩) હિંદુ-મુસ્લિમ હુલ્લડોમાંથી ઊભી થયેલી પરિસ્થિતિ; (૪) જનતામાં દૃઢતા અને સામર્થ્યનો અભાવ; (૫) ગાંધીજીની અહિંસા; (૬) તક ઊભી થાય ત્યારે પણ એનો લાભ ઉઠાવી લેવાની આપણી અશક્તિ અને (૭) હિંદુઓનો અહંકાર. આ કારણો પૈકી કોંગ્રેસના આગેવાનોની વધતી જતી ઉંમરને રાજકીય કારણ ગણી શકાય કે કેમ, એટલે કે કોંગ્રેસના આગેવાનોની ઉંમર વધારે ન હોત તો ભાગલા અટકાવી શકાયા હોત કે કેમ, એમાં મતભેદનો અવકાશ હોઈ શકે છે. પરંતુ હિંદુ સમાજ મૂળમાં જે જ્ઞાતિભેદને લીધે ચાલેલો અને વહેંચાઈ ગયેલો હોવાથી હિંદુઓથી અલગ રહેવામાં મુસલમાનોને અનુકૂળતા મળી ગઈ એ ડૉ. લોહિયાનો મુદ્દો વિચારવા લાયક ચોક્કસ છે. એ જ રીતે ભારતના તમામ નાગરિકોને સમતોલ અને સાચા રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુવાળો ઇતિહાસ ભણાવવામાં આવતો નથી તેથી મુસલમાનોને મહંમદ ઘોરી, બાબર વગેરે મુસ્લિમ આક્રમણખોરો મહાપુરુષો લાગે છે; બીજે પક્ષે ભારતમાં કેવળ હિંદુ અને મુસલમાન રાજકર્તાઓમાં પણ અંદરોઅંદર ઘનઘોર લડાઈઓ થયેલી છે એ સત્ય ખ્યાલ બહાર રહી જાય છે. વળી મુસલમાનોની મહાન વ્યક્તિઓનો પણ હિંદુઓને પરિચય નથી હોતો. ડૉ. લોહિયાએ રજૂ કરેલી આ ભૂમિકાને લક્ષમાં રાખીને શિક્ષણના બારામાં અવશ્ય વિચાર થવો જોઈએ.

ભાગલા કઈ રીતે પડ્યા એની ચર્ચા કરતી વેળા ડૉ. લોહિયા ઘણી નવી માહિતી પ્રકાશમાં લાવ્યા છે. ભાગલાની મુખ્ય જવાબદારી તેઓ એકલા નેહરુને માથે જે રીતે ઢોળે છે, અને ગાંધીજી તથા સરદાર પટેલની જવાબદારી તેઓ જે રીતે ઓછી લેખે છે, તે કેટલા પ્રમાણમાં યોગ્ય છે એ સવાલ છે. ગાંધીજીને ભાગલા અસ્વીકાર્ય હોવા છતાં એમણે એની સામે જાહેરમાં વિરોધ દાખવ્યા સિવાય એ શા માટે સ્વીકારી લીધા એવો કોયડો ડૉ. લોહિયાને મન આ પુસ્તકમાં ઊભો થયેલો દેખાય છે. મારી માન્યતા મુજબ ભાગલાનું સાચું કારણ ગાંધીજીનું રાજકારણ અમુક મર્યાદા સુધી વ્યાપક સ્વરૂપનું હોવા છતાં એ ક્રાંતિકારક નહોતું એ જ છે. લડતના દબાણનો લાભ લઈ અંગ્રેજ સામ્રાજ્યવાદીઓ સાથે સોદો કરી લેવાનું ધોરણ ગાંધીજીના રાજકારણમાં હતું; અને નેહરુ, સરદાર પટેલ, આઝાદ, સહુ એ જ ધોરણનો પુરસ્કાર કરનારા હતા; એટલે દેશના ભાગલાની બાબતમાં એ તમામને સમાન રીતે જવાબદાર ગણવા જોઈએ. પરંતુ ડૉ. લોહિયાની ગાંધીજી પરની શ્રદ્ધા અને નેહરુ પરનો ગુસ્સો, બંનેની અસર એમના આ પુસ્તકમાંના વિવેચન પર થઈ છે, એમ મને જણાય છે.

બેશક ભાગલાને લીધે ભારત માંહેની હિંદુ-મુસ્લિમ તંગદિલી અગર બીજા કોઈ સવાલનો નિકાલ તો ન જ આવ્યો, ઊલટાના એ વધારે વિકટ બન્યા એવા ડૉ. લોહિયાના વિવેચન અંગે કોઈ પણ સમજદાર વ્યક્તિ માટે મતભેદનો પ્રશ્ન રહેશે નહિ. પાકિસ્તાનનો પૂર્વ બંગાળ અને ભારતનો પશ્ચિમ બંગાળ ભેગા કરી એક સ્વતંત્ર સાર્વભૌમ રાજ્ય

(અનુસંધાન પૃ. ૫૭૦ ઉપર)

# બિટવિન ધ લાઇન્સ | વિષ્ણુ પંડયા

એ વર્ષ પર, સિમલાનો 'વાઇલ્ડ ફ્લાવર હૉલ'-માંનો એક દિવસ. ત્યારે હજુ શ્રી કુલદીપ નય્યરના 'Between the Lines' પુસ્તકની પ્રતિક્રિયાઓ અટકી નહોતી. તંદુરસ્ત બદન, ભરાવદાર ચહેરા પર પ્રસન્ન સ્મિત અને અત્યંત સરળતાપૂર્વકની વાતચીત — 'સ્ટેટ્સમૅન'ના તંત્રી કુલદીપની સાથે ગમે તે વાત કરવાની મજા પડે તેવું હતું — તરત હંદી પડી જતી હોશીથી માંડીને રાજકારણી-ચરિત્ર વિષે પણ.

'બિટવિન ધ લાઇન્સ'ની સીધીસાદી ભાષામાં ઘડેલી ભારતીય રાજકારણની મહત્ત્વપૂર્ણ ઘટનાઓ વિષેની ચોંકાવનારી શૈલી માટે મેં ધન્યવાદ આપ્યા તો તેમણે પૂછ્યું, 'તમને શૈલી ગમી? શું આમ 'સીધી વાતચીત' હવે પછી સારી લાગશે?' મેં હા પાડી, ને તેમણે વિગત કહી — 'પછીનું પુસ્તક 'India: the Critical Years' લખી રહ્યો છું. કેટલાંક પ્રકરણો અત્યારે પણ, લખવા અહીં લાવ્યો છું... એમાં પણ આવી ભાષાનો ઉપયોગ કરી રહ્યો છું.'

કુલદીપ નય્યરનો પત્રકાર-જીવ, આમ-આદમી સુધી ટોચની રમતોનો પડઘો પડે — અને લોકતંત્રમાં સૌથી મહત્ત્વનો એકમ 'વ્યક્તિ' — અંધારામાં ન રહે એવો દર્શક હેતુ લઈને લખતો હોય એવું લાગ્યું હતું, તે તેમની વાતચીત પરથીયે પ્રતીત થયું.

'ધી સ્ટેટ્સમૅન'ના તંત્રીપદ ઉપરાંત, ભૂતકાળમાં 'યુનાઇટેડ ન્યૂસ ઑફ ઇંડિયા' સમાચાર સંસ્થાના વડા તરીકે અને પછી ભારત સરકારના માહિતી-વિભાગના વડા તેમ જ લાલબહાદુર શાસ્ત્રીના અંગત સચિવ જેવું પદ પણ કુલદીપ નય્યર ભોગવી આવ્યા છે એટલે તેમની પાસે ટોચના રાજકારણીઓ અને ટોચની રાજનીતિ — બંનેનાં સઘળાં પાસાંઓનો ઊંડો અનુભવ છે. એ અનુભવમાંથી નીપજે છે — રાજનીતિના ચક્રવાતના ક્ષેત્રકણને પામી લઈને, પારખી લઈને તેનું વિશદ દર્શન કરાવવાની અભિવ્યક્તિ.

એનું પરિણામ તે આ બંને પુસ્તકો છે. 'બિટવિન ધ લાઇન્સ' પહેલાં — ૧૯૬૯માં — અને પછી 'ઇન્ડિયા — ધ ક્રિટિકલ યર્સ' — ૧૯૭૧માં છપાયેલ છે. બંનેમાં રાજકીય ઘટનાઓમાંની કેટલીક વારેવારે દેખા દે છે, છતાં વાચકને છેક દિલ્હી-દરબાર સુધી અને ત્યાંથી અનેક રાજકીય નેતાઓના દિલોદિમાગ સુધી પહોંચાડવાની કુલદીપ નય્યરની લેખનશક્તિનો સરસ પરિચય થાય છે.

'બિટવિન ધ લાઇન્સ'નાં પાંચે પ્રકરણો, આમ ગણીએ તો અલગ, છતાં એક ઘટનાના તંતુએ બંધાયેલાં છે. ૧૯૬૩માં નેહરુજી માંદગીના બિછાને હતા ત્યારથી કોંગ્રેસમાં 'સિન્ડિકેટ'ના ગર્ભાધાનથી પ્રારંભાયેલી ધ્રુવીકરણની આજની દશા સુધી ખેંચી જવાનો લેખકનો ઇરાદો સ્પષ્ટ લાગે છે. એટલે જ એ પ્રથમ 'સિન્ડિકેટ'-નો જન્મ, તેના જન્મદાતાઓ અને શ્રીમતી ગાંધી સામે મોરારજીભાઈની પડકાર સુધીની ઘટનાઓ પહેલા પ્રકરણમાં સમાવી લે છે, બીજામાં હિંદી-અંગ્રેજીના ઝઘડાનાં વાસ્તવિક કારણો, ત્રીજામાં અત્યંત ચીકણાપાત્ર એવું રૂપિયાનું અવમૂલ્યન, પછીના પ્રકરણમાં રશિયન પ્રભાવના પડછાયાઓનું ચક્રવ્યૂહ, અને પાંચમા પ્રકરણમાં ભારત-ચીનના યુદ્ધની કથા દૈનિકી-રૂપે

કહીને લેખક ભારતીય રાજનીતિનાં એ સૌથી કડવાં વર્ષોની રેખાઓ વચ્ચે આપણને મૂકી દે છે.

જ્યારે બીજા પુસ્તકમાં કટોકટીનાં તીવ્ર વર્ષોની અગણિત ઘટનાઓ અને તેનું વિશ્લેષણ છે. પુસ્તક પ્રારંભાય છે પેલી કોંગ્રેસની ફાટફૂટથી — જેને કારણે કોંગ્રેસના ભાગલા અનિવાર્ય બન્યા. બીજા પ્રકરણમાં ભારતના અર્થકારણને ચર્ચવામાં આવ્યું છે. ત્રીજામાં ભારતના વૈદેશિક સંબંધોની કહાણી અને ચોથા — છેલ્લા પ્રકરણમાં કેન્દ્ર-રાજ્ય સંબંધો ચર્ચ્યા છે.

શ્રી મોરારજી દેસાઈની, પ્રધાનમંડળમાંથી વિદાયના તીવ્ર પ્રસંગની પાછળ કેટલા ખેલ રમાયેલા તેનું રોચક બયાન — એક ઉદાહરણ રૂપે — આ પુસ્તકના લેખકની રાજકીય શતરંજ સાથેની નિકટની જાણકારીનો પરિચય કરાવી દે છે. શ્રી નય્યર બીજા પુસ્તકમાં નોંધે છે સમગ્ર દૃશ્ય.

"દ્વારિકાપ્રસાદ મિશ્ર શ્રીમતી ગાંધીના પક્ષના મુખ્ય રણનીતિવિશારદ હતા. અને સર્વશ્રી સ્વર્ણસિંહ, ફખરુદ્દીન અહમદ, તથા ચન્દ્ર ગુજરાલ સંજીવ રેડ્ડીની પસંદગી પછી પરામર્શ માટે બેંગલોરમાં તેમની હોટલના કમરામાં એકત્ર થયા. બધા ચિંતાતુર હતા પરંતુ મિશ્રજીના ચહેરા પર અકળામણ નહોતી. તેમણે કહ્યું : 'બીજા પક્ષે પણ પગલું ભર્યું છે તો હવે લડ્યા સિવાય કોઈ આરો-વારો નથી.'"

આ બધા કોઈ નિશ્ચય કરે એ પહેલાં તો ઇન્દિરાજીનો સંદેશો — મિશ્રજી પર આવ્યો. મૈસૂરના રાજભવનમાં — જ્યાં શ્રીમતી ગાંધીનો નિવાસ હતો — રણનીતિ નક્કી કરાઈ. એમ નક્કી કરાયું કે વડા પ્રધાન મોરારજીભાઈને નાણાખાતું છોડી દેવા ફરજ પાડશે.

"આમ તો શ્રીમતી ગાંધીનો રોષ યશવંતરાવ પર હતો." કુલદીપ નય્યર નોંધે છે, અને જણાવે છે કે ચવાણે સિન્ડિકેટ તરફી મત આપેલો, પરંતુ હવે આ યુદ્ધને સિદ્ધાંતનું મહોરું પહેરાવવાનું હતું, એટલે ચવાણને — જેઓ ઉદારમતવાદી ગણાવાતા હતા-સાથે રાખવા જરૂરી હતા. મોરારજીભાઈની સામે પગલાં લેવાં સરળ હતાં કેમ કે, તેઓ જમણેરી નીતિના સમર્થક તરીકે જાણીતા જ હતા. પછીથી શ્રીમતી ગાંધીની સંપાદકો સાથેની વાતચીત ટાંકીને શ્રી નય્યરે નોંધ્યું છે કે પ્રગતિશીલ કાર્યક્રમનો અમલ પ્રધાનમંડળમાં મોરારજીભાઈની હયાતીને લીધે થઈ શકતો નહોતો.

લેખક નોંધે છે કે દેસાઈની બરખાસ્તગીથી ચવાણ પણ નારાજ થઈ રાજીનામું આપી દે એવી આશંકા હતી. પણ મિશ્ર એવી સંભવિતતા માનતા નહોતા, જોકે એમ જ બન્યું. ચવાણે રાજીનામું આપ્યું નહિ, જોકે ચવાણે પોતાના સાથીઓને એમ કહ્યું ખરું કે શ્રીમતી ગાંધીને મોરારજીભાઈ નાણાખાતું સંભાળે છે તેની સામે જ વાંધો હોય તો હું એ ખાતું સંભાળી લઉં! બરાબર છ માસ પછી વડાં પ્રધાને ખરેખર ચવાણની ઇચ્છાને માન (!) આપ્યું — તેમનું ગૃહપ્રધાનપદ ઝૂંટવીને નાણા પ્રધાન બનાવી દીધા! ચવાણ ત્યારે ભારે નારાજ થયા હતા.

વડાં પ્રધાને આ લડાઈ સૈદ્ધાંતિક બનાવી દીધી તેનો લાભ પણ તેમને થયો. સિન્ડિકેટના એક પછી એક કર્ણધારો તૂટવા માંડ્યા. મોરારજી પણ ગયા અને તેમના જવાના થોડા જ કલાકોમાં શ્રીમતી ગાંધીએ ચૌદ ભારતીય બેન્કોના રાષ્ટ્રીયકરણની નાટકીય જાહેરાત પણ કરી નાખી! આ બધાં પગલાંએ બેંગલોરનો પરાજય ભુલાવી દીધો. શ્રી દિનેશસિંહે લેખકને કહ્યા પ્રમાણે બેંકોના રાષ્ટ્રીયકરણની યોજના તો બેંગલોર કોંગ્રેસ અધિવેશન પહેલાં ઘણા સમય પર તૈયાર કરાયેલી.

સિન્ડિકેટના જન્મગ્રહો કેવા હતા તેનું લાક્ષણિક બયાન તત્કાલીન પરિસ્થિતિની સાથે લેખકે 'બિટ્વિન ધ લાઇન્સ'ના પહેલા જ પ્રકરણમાં આપ્યું છે : ૧૯૬૩ની એક ઉનાળુ રાત્રિએ, તિરુપતિમાં એક વિશાળ વૂડન ટેબલ પર પાંચ આદમીઓ ગુફતેગો કરવા એકત્રિત થયા હતા. તેમાં હતા — એસ. નિજલિંગપ્પા, સંજીવ રેડ્ડી, અતુલ્ય ઘોષ, કે. કામરાજ અને શ્રીનિવાસ મલ્લયા. 'પોતાના પિતાના મૃત્યુની પૂર્વે સંધ્યાએ પુત્રો એકત્ર થયા હોય તેવું લાગતું હતું.'

આ લોકોએ એ રાત્રિ-મંત્રણામાં શું કર્યું ? પરિસ્થિતિનો ક્યાસ. કોંગ્રેસ ૧૯૬૨ના ચીની આક્રમણથી લોકપ્રિયતા ગુમાવી રહી હતી. ત્રણ પેટા સંસદીય ચૂંટણીઓ — ફરૂખાબાદ, રાજકોટ અને અમરોહા — વિરોધ પક્ષોએ જીતી લીધી હતી. સુવર્ણ નિયંત્રણધારાએ અને ફરજિયાત ડિપૉઝિટ યોજનાએ લોકોમાં વધુ અણગમો પેદા કર્યો હતો. 'દેવતા' સરખા જવાહર ચીની હુમલા પછી નિષ્ફળ દેખાતા હતા... એ શારીરિક રીતે પણ હવે લાંબા ગાળા સુધી ટકી શકે તેમ નહોતા. એમના પેંગડામાં પગ કોણ મૂકશે?

કોંગ્રેસના આ પંચ સ્તંભોએ નામોની વિચારણા કરવા માંડી, પ્રશ્નાર્થના પ્રત્યુત્તરને લગભગ મેળવવા માટે. એનાં વિષે શ્રી નય્યર કહે છે કે જવાહરલાલના વારસ કોણ થઈ શકે એ પ્રશ્ન પણ હતો. સાથે જ કોંગ્રેસની તરફેણમાં ફરી વાર પ્રજામાનસને ઢળતું કરે તેવો નિર્ણય પણ લેવો જરૂરી હતો. આ બધા માટે પક્ષના વડા અને સરકારના વડા તરીકે પોતાના માણસની પસંદગી જરૂરી હતી.

— અને નામ નક્કી થયું: લાલબહાદુર શાસ્ત્રીનું. ૧૯૬૨માં ચૂંટણીના મુખ્ય સંગઠક તરીકે તેમણે સરસ કાર્ય કરેલું. કોંગ્રેસ પક્ષ અને સરકારમાંયે તેમનો મહત્ત્વનો ફાળો ખરો. વળી એમના દુશ્મનો જ જૂજ અને પ્રજામાં પસંદ. મોરારજીભાઈનું નામ યાદીમાં ઝળક્યું ખરું પણ તેમના અસમાધાનકારી અને જિદ્દી વલણને લીધે બહુ કામ ના'વે એવો મત વ્યક્ત થયો...

...ને આમ શાસ્ત્રીનું નામ કોંગ્રેસ પ્રમુખપદ માટે — અને આડકતરી રીતે વડા પ્રધાનના વારસદાર તરીકે પણ — લઈને કામરાજ નેહરુ પાસે જાય એવું નક્કી થયું: 'પણ શાસ્ત્રી પોતે ઇન્કાર કરી દે તો?' 'ના, આપણે તેમને સંમત કરવા જ રહ્યા.' 'આપણે બધા તેમના પર દબાણ લાવીશું.' નિજલિંગપ્પા કામરાજ-સંજીવ રેડ્ડી વગેરે બધાની આ પ્રતિક્રિયાઓ હતી.

— પણ કામ ધાર્યા જેટલું સહેલું નહોતું. શાસ્ત્રી પણ નેહરુને પૂછ્યા વિના આગળ પગ ભરે તેમ નહોતા. વાત તો એમ પણ આવી હતી કે નેફા-પરાજય માટે જે જે કોંગ્રેસી નેતાઓએ સરકારની ટીકા કરી હતી એ બધાને નેહરુ સજા કરવા માગતા હતા. કૃષ્ણમેનનની હકાલપટ્ટીમાં ભાગ લેનારાઓ પર પણ તેમનો રોષ હતો. અને એટલે નેહરુ પોતે જ વડા પ્રધાન પદ અને કોંગ્રેસ પ્રમુખપદ — બંને પદ પર રહેવાનું નક્કી કરી રહ્યા હતા એવી અફવા હતી. જો આમ બને તો ...

સિન્ડિકેટની મૂંઝવણ ફરી સવાલોના ચાકડે ચડી ગઈ. 'શાસ્ત્રીજી ના પાડશે તો?' ફરી એ જ પ્રશ્ન, બધાની આંખો કામરાજ તરફ ગઈ! પણ એ તો 'ઇલ્લે' ઇલ્લે' (ના—ના) કહેતા હતા. ઘોષ કહે: 'કામરાજે સહમત થવું પડશે.' એમ બને તો મદ્રાસ રાજકારણ પણ થોડો અનુકૂળ પલટો ખાય. કામરાજે હા પાડી. અને 'શક્ય હોય તો શાસ્ત્રી, જરૂર પડે તો કામરાજ' એવો નિર્ણય લઈ મોડી રાતે પાંચે મહારથીઓ ઊઠયા.

પછીની ઘટનાઓ તો આપણે સારી પેઠે જાણીએ છીએ પણ 'ઘટનાઓમાંની ઘટનાઓ'ને શ્રી નય્યરે પેશ કરી છે તેમાંથી નેહરુ–ઇન્દિરા–મોરારજી–શાસ્ત્રી અને તેમની ચોતરફ ફરતું રાજકીય ચક્ર અતિપરિચિત કરી દે છે. મોરારજીભાઈને આ બેઠકની ખબર પડી કે તરત અકળાયા. સંજીવ–અતુલ્ય તેમને સમજાવતા હતા કે આ તો શ્રીમતી ગાંધી આગળ ન આવે તે માટે વ્યૂહરચના ગોઠવી છે. પણ મોરારજીભાઈ કેમ માને? તેમને લાગ્યું કે શાસ્ત્રી વ્યવસ્થા સંભાળી શકે તેવા લાગતા તેઓએ મને બાજુ પર મૂક્યો છે, એટલે તેમણે તો શાસ્ત્રીની પ્રમુખપદની ઉમેદવારીનો વિરોધ કરવાનું શરૂ કરી દીધું! નેહરુને આ હરીફાઈ પસંદ નહોતી. એ શાસ્ત્રીજીની વિરુદ્ધમાં નહોતા. 'તો પછી મોરારજીભાઈ શા માટે પ્રમુખપદ માટે આટલા ઉત્સુક છે?' એમ શાસ્ત્રીજી કહેતા હતા. નેહરુએ નવો પાસો નાખ્યો. તેમણે કામરાજને પૂછ્યું — 'તમે પોતે જ શા માટે પ્રમુખ થવા વિચારતા નથી? તમે અને તમારા સાથીદારો સંગઠનાત્મક કામ સારી રીતે હાથ ધરી શકશો.' કામરાજે "હા કે ના"માં કોઈ જવાબ આપ્યો નહિ, એટલે તેમનું

નામ પણ હરીફની સંભાવ્ય યાદીમાં ચમકવા માંડ્યું.

—પછીનાં કેટલાંક તારણો લેખકે આમ તારવ્યાં છે: "શાસ્ત્રીજીને પ્રધાનમંડળમાં પાછા લાવી તેમનો અનિચ્છુક બાબુસો સામે 'સ્ટ્રાઇકર' તરીકેનો ઉપયોગ કરવાની નેહરુજીની નેમ હતી... પણ શાસ્ત્રીજીએ એ કર્યું નહિ. 'I am a glorified clerk' એમ તે કહેતા ફરતા. દિલ્હીમાં રહેવાની ઝાઝી ઇચ્છાયે નહોતી. કેમ કે નેહરુજી સામે ગમે ત્યારે અથડામણમાં ઊતરવાનો તેમને ભય હતો, પણ ઘણાં કારણોએ તે પાછા ગયા નહિ."

નેહરુના મનમાં પોતાના વારસદાર તરીકે કોણ હતું? એ વિષે એક વાર નય્યરે શાસ્ત્રીજીને પૂછ્યું: 'તો પછી નેહરુના મનમાં તેમના વારસદાર તરીકે કોણ છે તે વિષે તમે શું વિચારો છો?'

'તેમની પુત્રી.' એક ક્ષણનાયે વિલંબ વગર તેમણે પ્રત્યુત્તર આપ્યો. 'પણ તે કંઈ સહેલી વાત નથી', તેમણે ઉમેર્યું:

'લોકો એમ માને છે કે તમે એવા નેહરુભક્ત છો કે તમે પોતે જ નેહરુજીના અવસાન પછી ઇન્દિરાજીનું નામ સૂચવશો.', મેં કહ્યું.

'તમે કલ્પો છો એટલો બધો હું સાધુ નથી.' શાસ્ત્રીજીનો આમ જવાબ હતો.

શ્રી નેહરુનું મૃત્યુ એ ભારતીય રાજનીતિનું પડખું બદલાવનારી ઘટના હતી. અત્યાર સુધી તો આ આકર્ષક, શક્તિશાળી અને પ્રભાવી નેતાના હાથ તળે ભારતીય તંત્રનું એકચક્રી શાસન ચાલ્યું હતું. અને 'લોકતંત્રીય સરમુખત્યાર' નેહરુની વિરુદ્ધ કોઈ શું કે કાં પણ કરી શકતું નહોતું. પણ વહેણ પલટાયાં. પલટાયેલાં વહેણને શ્રી નય્યર આ ઘટનાઓ દ્વારા મૂલવે છે— જ્યારે નેહરુ ફરી સાજા થઈ રહ્યાના ખબર હતા ત્યારે જ અચાનક નેહરુ-મૃત્યુ આવી પડ્યું. બધા દિલ્હી દોડ્યા. કામરાજ ચાર્ટર્ડ પ્લેનમાં પહોંચ્યા, અતુલ્ય અને મોરારજી પણ. હજી નેહરુજીનો મૃતદેહ તીનમૂર્તિ ભવનમાં જ હતો ને વારસદારની ચર્ચા શરૂ થઈ ગઈ. નંદા કામચલાઉ વડા પ્રધાન તરીકે નિમાયા હતા. પછીની સાંજે—જ્યારે નેહરુજીનાં અસ્થિ માત્ર બચ્યાં હતાં—ત્યારે તેમની ખોટની ચર્ચાને બદલે વારસની ચર્ચાનું વાતાવરણ વધુ જામ્યું હતું. આ પ્રશ્ન વિષે સેન્ટ્રલ ઇન્વેસ્ટિગેશન બ્યૂરોએ તો એટલી અતિગંભીરતા અનુભવી કે દરેક રાજ્યને સંદેશો મોકલી દીધો કે દિલ્હીમાં તનાવ છે! કેટલાંક લશ્કરી દળોને સાંજે કર્યાનીયે ખબર હતી પણ પછીથી માહિતી મળી કે દિલ્હી સૈનિકો બોલાવાયેલા તે તો માત્ર સ્મશાન-યાત્રામાં વ્યવસ્થા પૂરતા હતા. દરમિયાન મોરારજી-ભાઈનું નિવાસસ્થાન—ત્યાગરાજ માર્ગ પરનું—ધમધમવા માંડ્યું. તારકેશ્વરી અને સુરેશ દેસાઈ કોંગ્રેસી સંસદ સભ્યોની તરફેણ અને વિરોધ કરનારાઓની નામાવલિ તૈયાર કરતા હતા. શ્રી નય્યર ત્યાં પહોંચ્યા ત્યારે મોરારજી-જૂથના નેતાઓએ વિશ્વાસ વ્યક્ત કર્યો કે જીતશે તો મોરારજીભાઈ જ. નય્યર સાથેની વાતમાં શાસ્ત્રીજીએ કહ્યું કે ચૂંટણી સર્વસંમતિથી થવી જરૂરી છે, એમ ન બને તો હું મોરારજીભાઈની સામે લડવાનું પસંદ કરીશ. મોરારજીભાઈ ઇન્દિરાને સર્વસંમતિથી સ્વીકારવા તૈયાર હોય તો હું પણ એમ કરીશ. બાકી આદર્શ પરિસ્થિતિ તો જયપ્રકાશ જેવા નેતૃત્વથી જ નિર્માણ પામે.

આવી ઘટનાઓમાં અખબારી સમાચાર કેવો ફાળો ભજવે છે એનું રસપ્રદ ઉદાહરણ પણ આપણને મળી આવે છે. શ્રી નય્યર ત્યારે યુ. એન. આઈ. સમાચાર સંસ્થાના વડા હતા એટલે તેમણે 'સ્ટોરી' તૈયાર કરી—'મોરારજીભાઈ સૌ પહેલા ઉમેદવારી માટે તત્પર છે. તેઓ ચૂંટણી ઇચ્છે છે અને પોતાનું નામ પાછું ખેંચી લેવા તત્પર નથી. દફતર વિનાનો શ્રી શાસ્ત્રી બીજા ઉમેદવાર ધારવામાં આવે છે. પરંતુ શક્ય ત્યાં સુધી તેઓ હરીફાઈ ટાળવા ઇચ્છે છે.'

આ સમાચારે એવી અસર પાડી દીધી કે વાતાવરણ મોરારજીભાઈની વિરુદ્ધમાં બદલઈ ગયું! પછીથી મોરારજીભાઈએ નય્યરને કહ્યુંયે ખરું— 'શાસ્ત્રી લોકો પાસે પોતાના રસ્તે કામ કરાવી જાણે છે!' શાસ્ત્રી મળ્યા ત્યારે તેમણે નય્યરને માત્ર એક જ શબ્દ કહ્યો: 'ધન્યવાદ!' પણ પછી તેમણે સલાહેમ

આપી કે હવે વધુ ન લખશો. આ ન્યૂસ સ્ટોરીને કારણે મોરારજીભાઈને એકસો જેટલા મતનો ફટકો પડ્યો હતો!

મોરારજીભાઈએ આ હરીફાઈમાં કરેલી કડવી વાતોએ પણ કામરાજને ઇંદિરા-તરફી બનવા, અને શાસ્ત્રીજી પછી તેમને વડા પ્રધાનપદે બેસાડવા પ્રેર્યા હશે? એવું પણ લાગે છે. જ્યારે કામરાજ મોરારજીભાઈને કહેવા ગયા કે વાતાવરણ શાસ્ત્રીની તરફેણમાં છે, ત્યારે દેસાઈ બોલ્યા: 'તમે જૂઠાણું હાંકો છો.' કામરાજ આ ટોણો પછી કદી ભૂલ્યા નહિ. આ ટોણો મોરારજીભાઈએ માર્યો તેની પાછળ કામરાજ કરતાં થોડા કલાકો પર મળવા આવેલા ઢેબરભાઈ પણ હતા! ઢેબરભાઈએ મોરારજીભાઈને એમ કહ્યું કે 'શાસ્ત્રીજીની તરફેણમાં વાતાવરણ હોય એવું લાગે છે પણ નક્કી કહી શકાય નહિ' — ને ઢેબરે એમ પણ કહ્યું કે કામરાજ કહે છે કે શાસ્ત્રીજી જીતશે! તરત મોરારજીભાઈનું મન કામરાજ પ્રત્યે ખાટું થઈ ગયું.

આખરે શાસ્ત્રી સર્વાનુમતે ચૂંટાયા. મોરારજીભાઈએ પોતાનું નામ પાછું ખેંચી લીધું. પણ, શાસ્ત્રીએ તેમને 'બીજા નંબર'ના પ્રધાન તરીકે જોડાવા આમંત્ર્યા; તેમણે તે નકાર્યું. શ્રીમતી ગાંધી કૅબિનેટમાં જોડાયાં — માહિતી પ્રસારણના પ્રધાન તરીકે. પણ ત્યારથી જ તેમણે પોતાની રીતે ઝઝૂમવાનું શરૂ કરી દીધું એમ પણ શ્રી નય્યર નોંધે છે. શ્રી નય્યરે ૧૧ નવેંબર, ૧૯૫૬ના દિવસે શ્રીમતી ગાંધીની 'વિશેષ મુલાકાત' લીધી. તેમણે આવો ઉભરો ઠાલવ્યો — 'બિનજોડાણ ક્યાં છે?' 'શું આપણી નીતિ સમાજવાદી છે ખરી?' 'ભારત નેહરુના મૃત્યુ પછી સાચા રસ્તેથી આડરસ્તે ચડી ગયું છે' વગેરે વગેરે. આનું એક પરિણામ શાસ્ત્રીના મન પર એય આવ્યું કે તેમણે જવાહરલાલના છેલ્લા દિવસોના સાથી ટી.ટી.કે.ને પ્રધાનમંડળમાંથી પડતા મૂક્યા!

ફરી એક આકસ્મિક ઘટના ભારતીય રાજકારણ પર આવી પડી — શાસ્ત્રીજીનું તાશ્કંદમાં 'અવસાન'. ફરીવાર, અનાયાસ, પ્રશ્નાર્થ — હવે કોણ? કુલદીપ નય્યર આલેખે છે તેમ નેહરુ-મૃત્યુ સમયે જે બન્યું હતું તેવું જ દૃશ્ય સર્જાયું. શાસ્ત્રીજીની સ્મશાનયાત્રા ટાણે વડા પ્રધાનપદની વાત ચર્ચાવા માંડી. શાસ્ત્રીજીનો મૃતદેહ તાશ્કંદથી દિલ્હી આવે એ પૂર્વે, વિમાની મથકે જ શ્રીમતી ગાંધીનું નામ તરતું મુકાયું. પાલમના વિમાની મથકે એક જ્યોતિષી પણ આવેલ. બીજુ પટનાયકે તેને પૂછ્યું: 'કોના ગ્રહો જોરદાર છે?' જવાબ મળ્યો — 'It will be a hat trick.' — કે કાયેલો હશે ત્રણે વિકેટ ખેરવી પાડશે એવી આ આગાહીનો અર્થ શો હતો? નય્યર કુશળતાભેર અર્થની આસપાસ રમીને, આ રાજકારણી પ્રકરણને જ hat trick નામ આપી દે છે! વાત સાદી સીધી હતી — ઉત્તર પ્રદેશે પહેલા બે વડા પ્રધાન તો આપ્યા હતા, ત્રીજા પણ......

— અને વાત સાચી હતી. 'હૅટ ટ્રિક'ની પૂર્વભૂમિકા બંધાવે ગઈ. શાસ્ત્રીજીને શ્રદ્ધાંજલિ આપી, કૉંગ્રેસ કારોબારી વડા પ્રધાનપદના નામ માટે વિચારવા બીજા દિવસ પર મુલતવી રહી. દરમિયાન બે નામો દેખાયાં — મોરારજીભાઈ અને ઇંદિરાજી; અને બીજાં પણ — ચવાણ, નંદા, જગજીવનરામ. કારોબારીએ નિર્ણય લીધો કે પસંદગી સર્વાનુમતે થવી જોઈએ. મોરારજી ફરી ઊભર્યા. તેમણે સ્પર્ધા પસંદ કરી. નંદા પણ પોતાને માટે આશાસ્પદ હતા. તેમને શ્રીમતી ગાંધીનો ટેકો હોવાનો ભ્રમ પણ હતો — સિન્ડિકેટ તો મોરારજી-ઇન્દિરાજી-નંદા ત્રણેથી વિરુદ્ધમાં હતી. કામરાજ મૂંઝાયા. નંદા કંઈ શક્તિવંતા ઉમેદવાર નહોતા. અને શ્રીમતી ગાંધીની સામે સિન્ડિકેટની ખફગી હતી. ચૂંટણી પૂર્વેની છેલ્લી રાત સુધી કામરાજ સિન્ડિકેટનો ઇન્દિરા-વિરુદ્ધ મત તોડવા મથ્યા હતા. કામરાજ સફળ પણ થયા. છેલ્લે સંજીવ રેડ્ડી પણ માન્યા — જેમને શ્રીમતી ગાંધીએ એક વાર ટોણો માર્યો કે કૉંગ્રેસપ્રમુખ તો મારા ચપરાસી છે!' બીજા પણ તૂટ્યા.

હવે ખરી લડાઈ મોરારજી-ઇન્દિરા વચ્ચે હતી. મિત્રો નવી દિલ્હીના 'મધ્યપ્રદેશ ભવન'માં મહારાષ્ટ્રના નાયક, મદ્રાસના ભક્તવત્સલમ, આંધ્રના બ્રહ્માનંદ રેડ્ડી, ઓરિસાના સદાશિવ ત્રિપાઠી,

મૈસૂરના નિજલિંગપ્પા અને કાશ્મીરના સાદિક—એમ લગભગ બધા મુખ્ય પ્રધાનોને એકત્ર કર્યા. બધા શ્રીમતી ગાંધીની તરફેણમાં હતા. તેમનો પ્રભાવ રાજ્યના સંસદ-સભ્યો પર પડ્યો કેમ કે ચૂંટણીઓ નજદીક હતી અને પોતપોતાના રાજ્યના વડાઓ જ ચૂંટણીના ઉમેદવારો નક્કી કરવામાં મહત્ત્વનો ભાગ ભજવવાના હતા.

વડા પ્રધાનની તરફેણમાં ચવાણ તો ઝૂક્યા જ—'અત્યારે બે પેઢી વચ્ચેના ફાસલામાં હું જુવાન માણસને પસંદ કરું' એમ કહીને. પણ જગજીવનરામ મોરારજીભાઈની તરફેણમાં હતા! અને ફર્યા ત્યારે તેમના મતે 'મોરારજીના લોકો પૈસાદારો હતા, અને મારા લોકો આમ-આદમીઓ; એ બે વચ્ચે સરખાપણું ક્યાંથી સંભવે?' અંતે દેસાઈ-કામરાજની ચૂંટણી પહેલાંની છેલ્લી વાતચીતમાં આટલા જ મુદ્દાઓ હતા—

મોરારજીભાઈ પૂછતા હતા: 'મેં ગુનો શો કર્યો છે? શું એકતાનો અર્થ મારે ઉમેદવારી પાછી ખેંચી લેવી તે જ છે?'

'પણ બહુમત તમારી સાથે નથી' કામરાજે કહ્યું.

'કોને ખબર છે, જો સંસદસભ્યો પર કોઈ દબાણ ન હોય તો મારી પડખે નહિ રહે? કદાચ, હજી પણ તેમ કરે.'

'બીજા ઉમેદવાર પાસે ઘણાબધા મતો છે.'

મોરારજીભાઈનો ટૂંકો પ્રત્યુત્તર હતો: 'કાલે મતપેટી જ બોલશે.'

મતપેટી બોલી. શ્રીમતી ગાંધીને ૩૫૫ મતો મળ્યા, મોરારજીને ૧૬૯. ઇન્ટેલિજન્સ બ્યૂરોએ—રૉ'ના કરતાયે વધુ વફાદાર સંસ્થાએ—કામચલાઉ વડા પ્રધાન નંદાને એવી બાતમી આપેલી પણ ખરી કે ફરક ૩૫૭ અને ૧૬૭ ગત વચ્ચે રહેશે. 'કદાચ, પોતાના અસ્તિત્વમાં પહેલી વાર કેન્દ્રીય ગુપ્તચર સંસ્થાએ સાચું અનુમાન તાર્યું હતું.' એમ લેખક કહે છે.

આમ મોરારજીભાઈએ પોતાની રાજકીય કારકિર્દીની છેલ્લી લડાઈ કેવા સંજોગોમાં લડી એની વિગતો આપી છે, ને ત્યાર પછી શ્રીમતી ગાંધી પણ શાસ્ત્રીજીની પેઠે કામરાજથી કોઈ રીતે દૂર થતાં ગયાં, મોરારજીભાઈને સંપૂર્ણપણે નેતાગીરીમાંથી હાંકી મૂકવાના તેમના પ્રયત્નોને અંતે નાણાપ્રધાનપદ, બે નંબરના પ્રધાન, જેવી સમસ્યાઓના વિસ્ફોટ પછી મોરારજી કઈ રીતે ગયા—આ વિગતો ટૂંકમાં આપી છે.

એક મહત્ત્વની નોંધરૂપે શ્રી નય્યરે ચીની આક્રમણ વેળાની ડાયરી આપી છે. ચીનને હાથે ભારતના પરાજયમાં નેતાઓ અને લશ્કરી અધિકારીઓના કયા ભ્રમો કારણરૂપ હતા એની સ્પષ્ટ વિગતો એનાથી મળી રહે છે. કેટલાંક અવતરણોને જોતાં તેનો ખ્યાલ આવે છે; તે આ રહ્યાં:

ભૂતપૂર્વ ગૃહસચિવ શ્રી ઝાએ મને એક વાર તત્કાલીન ડાયરેક્ટર ઑફ ઇન્ટેલિજન્સ શ્રી મલિકનો એ 'ઝળકતો વિચાર' જણાવ્યો હતો કે ભારતીય પોલીસદળે ચીની રેખામાં પણ ગમે ત્યાં થાણાં નાખવાં, જેથી એ પ્રદેશ પરનો આપણો દાવો સફળતાપૂર્વક કરી શકાય! 'પણ મલિક એ ન સમજ્યા કે આવાં થાણાંને પાછળથી કોઈ મદદ ન રહેતાં ચીનાઓ ગંજીફાનાં પત્તાંની જેમ ખેરવી નાંખે!' પરિણામે ૪૧ આવાં છૂટાંછવાયાં થાણાંઓ નંખાયાં, ને ઊથલી ગયાં!

*

ચીનાઓએ બાંધેલા માર્ગ વિષેની કેટલીક વિગતો ૧૯૫૭ના પ્રારંભે જ મળેલી. થોડા સમય પછી આ હકીકત જણાવનાર અધિકારી મને મળ્યા. તેમણે કહ્યું કે તેના અંગત સચિવને આ ચોક્કસ દસ્તાવેજો 'બોર્ડર ફાઈલ'માં મૂકવા જણાવ્યું છે. મેં પૂછ્યું—'આ બોર્ડર ફાઈલ શું છે વળી?' હસીને તેમણે કહ્યું, 'આપણી મિનિસ્ટ્રીમાં કોઈ એક વિષયનો હલ લાંબા ગાળા લગી લેવાનું ન ઇચ્છતા હોય તો એ વિગતોને 'બોર્ડર ફાઈલ'માં મૂકી દેવાનો આદેશ આપી દે છે।

*

પંડિત ગોવિંદવલ્લભ પંત ચીનાઓ સાથે લડાખ અને બધી સમસ્યાઓ ચર્ચી લેવા ખૂબ આતુર હતા. ચાઉ એન-લાઈ સાથેની તેમની મુલાકાત અને મંત્રણામાં આ પ્રશ્ન વિગતે ચર્ચાયો હતો, પણ ચાઉ

મેકમોહનરેખાને જ માન્ય કરવાના મિજાજમાં નહોતા.

*

ચીન સાથે પ્રાદેશિક અધિકારના મુદ્દાને મજબૂત કરાવવા માટે સરકાર જાગતી થઈ હતી, એટલે લગી કે સરવે ઑફ ઇન્ડિયાના અને અન્ય સરકારી નકશાઓ — જેમાં ભૂલો હતી — પાછા ખેંચી લેવાયા હતા.

*

શ્રીમતી ગાંધીએ એમ કહેલું કે ૧૯૫૪માં તેમણે પિતા જવાહરલાલ સાથે ચીનની મુલાકાત લીધી ત્યારે જ ચીનના બદઇરાદાની જાણ થઈ ગયેલી. પણ નેહરુજી આર્થિક પ્રગતિ પહેલાં ઇચ્છતા હતા અને તેથી સંરક્ષણ માટેનો વધુ ખર્ચ મુલતવી રાખવાનો તેમનો નિર્ણય હતો.

*

મેનન સામેનો રોષ સળગવા માંડ્યો હતો. મોરારજીભાઈએ નેહરુજીને મેનનને પ્રધાનમંડળમાંથી પડતા મૂકવા કહ્યું હતું. શાસ્ત્રીજી પણ તે જ મતના હતા. એક બેઠકમાં મેનન-નેહરુ બંનેની કોંગ્રેસીઓએ ટીકા કરી. ત્યાર બાદ મેનને મુંબઈની સભામાં ચીનાઓને હાંકી કઢાશે એમ કહ્યું. શાસ્ત્રીજીના મત પ્રમાણે નેહરુએ મેનનને પોતાની પ્રતિભા પુરવાર કરવા જણાવ્યું હતું. પણ તે કરી શકે તેમ નહોતા.' સેલાંગના પતન પછી 'મેનન હટાઓ' પ્રવૃત્તિ વધુ ગરમ બની.

*

નેહરુ ચીન-ભારત સંઘર્ષ ટાળવા બધું કરી છૂટ્યા હતા. તેમણે નાસરને ચીનને સમજાવવા પત્ર લખેલો. ઉપરાંત ઇન્ડોનેશિયા, બર્મા, સિલોન, અફઘાનિસ્તાન, મોરોક્કો, ઘિયેના, અલ્જીરિયા વગેરે દેશોને પણ સંદેશો મોકલેલો. નાસરે તો પ્રયત્ન પણ કરી જોયો. એક પત્ર તેમણે (નેહરુજીએ) કેનેડીને અને બીજો ક્રુશ્ચેવને લખ્યો. કેનેડીને નેહરુના પત્રથી તરત પડઘો પાડ્યો ગમ્યો અને હાર્દિક જવાબ પણ આપ્યો. પણ પછી તેમણે જાણ્યું કે નેહરુએ તો બધા દેશના વડાઓને આવો જ પત્ર લખેલો — તો તેમનો અતિભાવ ઠંડો પડી ગયેલો.

*

અમેરિકન રાજદૂત જૉન ગાલબ્રેથની મંત્રણા પછી તરત અમેરિકન શસ્ત્રોની સહાય મળી. સૈનિકો તે યોગ્ય રીતે વાપરી શકે તેની તાલીમમાં સમય જાય તેવી સંભાવના—સમસ્યા હતી. 'પણ થ્રી-નોટ-થ્રી જેવાં હથિયારોથી ચીનાઓનો પ્રવાહ ખાળવો મુશ્કેલ હતો.' રશિયાએ શસ્ત્રસહાયની તત્પરતા દાખવી નહિ. કદાચ મેનનના પ્રકરણ વિશે ભારત સરકારના નિર્ણયની રાહ જોતું હતું!

*

મેનનનું રાજીનામું ઘણા વિવાદને અંતે આવ્યું. તેમાં એક વાક્ય આમ પણ હતું, જેનો કેટલાક સિનિયર પ્રધાનોએ અણગમો વ્યક્ત કરેલો— 'No one other than you (Nehru) can garner help to maintain that (people's) resoluteness to the fullness of its purpose and without deterioration.'

શાસ્ત્રીજી ધારતા હતા કે નેહરુ હવે મોરારજીભાઈને તો સંરક્ષણ પ્રધાન નહિ બનાવે પણ કદાચ ચવાણને મુંબઈથી બોલાવશે. (૮ નવેમ્બર, ૧૯૬૨ના દિવસે શાસ્ત્રીજીએ આ વાત શ્રી નય્યરને કરી અને ૧૦મીએ ચવાણને દિલ્હીનું તેડું આવ્યું!)

*

અમેરિકા અને ઇંગ્લંડના દબાણને કારણે પાકિસ્તાને સ્વીકાર્યું કે આ સંજોગોમાં તે ભારત પર આક્રમણ નહિ કરે. અયૂબખાનની આવી બાંયધરી શ્રી કેનેડીએ નેહરુ પરના પત્રમાં નિર્દેશી હતી.

*

ચીની આક્રમણ પછી નેહરુજીના આકાશવાણી પરના પ્રવચનમાં આસામ વિષેના વાક્ય — 'My Heart goes to the people of Assam at this hour'-નું અર્થઘટન આસામની અલવિદા જેવું જ થયું હતું — આસામીઓ માટે આ જબરો આંચકો હતો. શાસ્ત્રીજી આસામ જાય એમ નક્કી થયું. આ બન્યું વીસમી નવેમ્બરે. એકવીસમીએ શાસ્ત્રી અને લિમયે (તત્કાલીન અંગત સચિવપદે હતા) દિલ્હીથી જવા ઍરપોર્ટ પર પહોંચ્યા હતા,

ત્યાં અખબારમાં ભારત-ચીન વચ્ચેના 'યુદ્ધવિરામ'ની ચીની દરખાસ્તના નાટકીય સમાચાર હતા! આ વિષે ન તો ગૃહખાતાને કોઈ જાણ હતી, ન ઇન્ટેલિજન્સ વિભાગને! ગૃહપ્રધાન શ્રી શાસ્ત્રી પણ ગણગણ્યા— 'કંઈક જુદું લાગે છે. મારે હવે આસામયાત્રા મુલતવી રાખવી પડશે. પણ પહેલાં વડા પ્રધાન પાસેથી જાણી લઈએ.' તેમની કાર વડા પ્રધાનના નિવાસે દોડી. નેહરુ પણ કંઈ જાણતા નહોતા! જ્યારે અખબારો પાસે પાંચ-૭ કલાક પહેલાં ખબર પહોંચી ગયા હતા! શાસ્ત્રીજીને નેહરુએ કહ્યું: 'આમ બન્યું? હું આશા રાખતો હતો.' શાસ્ત્રીજીએ આસામપ્રવાસ મુલતવી રાખવા જણાવ્યું તો કહે— ના, ના, તમે જાઓ, પણ જલદીથી પાછા આવો— આપણે આપણી યોજનાઓ છોડીએ નહિ.'

*

તેજપુરની હાલત આમ બનેલી. એક દિવસ અચાનક વહેલી સવારે લાઉડ સ્પીકર દ્વારા જાહેરાત કરાઈ કે નાગરિકોના સંરક્ષણ માટે સરકાર જવાબદાર નથી. ડેપ્યુટી કમિશનર ભાગ્યા. ફાઈલો બાળી નખાઈ. ચલણી નોટો આગમાં ખાક કરી દેવાઈ. મોટા ભાગના લોકો ભાગવામાં પડ્યા. અનાજ વગેરેનો પુરવઠો રહ્યો નહોતો. પાગલો સહિત જેલમાંથી કેદીઓ છોડી મુકાયેલા. હૉસ્પિટલો ખાલી થઈ હતી.

*

ચીની- દરખાસ્ત સાચે જ ગૂંચવાડાભરી હતી. આંતરિક બનાવોના ખાતાના ડેપ્યુટી સેક્રેટરી શ્રી એ. પી. વેંકટેશ્વરને પુછાવ્યું પણ ખરું કે તમે 'actual control' ગણાવો છો ત્યાંથી ૨૦ કિલોમીટર પાછા ખસી જવાનું કહો છો અને આઠમી સપ્ટેમ્બરની સ્થિતિ દ્વારા આની મુલવણી થવી જોઈએ તેમ કહો છો, પણ એમ બને તોયે ઘણી જગ્યાએ તમે તો ૮ સપ્ટેમ્બર પછીની સ્થિતિએ— ઘણી બધી જગ્યાએ રહો—તેનું શું?

એક તીખો જવાબ નેહરુએ પણ આપેલો, આવા શબ્દોમાં—"'નવેમ્બર ૭, ૧૯૫૯ ના દિવસની વાસ્તવિક નિયમનની રેખા' એટલે તમે શું કહેવા માગો છો? પશ્ચિમ વિભાગમાં ત્યારે માત્ર એકાકી મિલિટરી થાણાંઓની હારમાળા હતી. તમે જાણો કે નવેમ્બર ૧૯૫૯મા ચીની થાણાં હતાં જ નહિ-પશ્ચિમી કિરકલિંગ, શિગલુંગ, દેહરા, ગ્મેંરેગસંગ, કે બીજી કોઈ પણ જગ્યાએ નહિ. 'નવેમ્બર, ૭ની વાસ્તવિક નિયમનની રેખા'ને લક્ષમાં લાગુ પાડવાનું તમે કહો છો તે તો તમારા દળોએ સામૂહિક આક્રમણ કરીને છેક ૨૦ ઑક્ટો. ૧૯૬૨ સુધીમાં બનાવી છે."

*

દરમિયાન કોલંબો પ્રસ્તાવ આવ્યો. આફ્રિકન અને એશિયન દેશો કોલંબો ઠરાવ ભારત:માન્ય કરે તેવી વેતરણમાં હતા ત્યારે ચીનને સમજાવી શકવા બધા અસમર્થ હતા, નાસર પણ. બીજી તરફ ભારત-પાકિસ્તાન વચ્ચે કેટલીક મંત્રણાઓ પણ થઈ. મંત્રણાઓના પ્રતિનિધિ ઝુલ્ફીકાર ભૂત્તો હતા. બેઠકમાં તેમણે શાસ્ત્રીજીને કહ્યું — 'આપણી મંત્રણાઓ ધીમી ગતિએ ચાલે છે. અમારી પ્રજાને અમારે જવાબ આપવાના હોય છે–' છતાં તેમણે 'કંઈ જ નહિ કરતાં મંત્રણાઓ સારી' એમ પણ વ્યક્ત કર્યું. આ સંજોગોમાં ૧૦ ડિસે. ૧૯૬૨ના દિવસે આસામમાંથી માહિતી આવી કે ચીનાઓ બોમ્ડીલા ખાલી કરી રહ્યા છે. નવી દિલ્હીએ સૂચના આપી કે માત્ર પોલીસ જ ત્યાં જાય, લશ્કર કે આસામ રાઇફલ્સ નહિ.

*

'સીઝ ફાયર' પૂર્વે તેજપુરમાં શું બન્યું હતું તેનો ખુલાસો આસામના પ્રધાન શ્રી ત્રિપાઠીએ કર્યો, પંડિત નેહરુને લખેલા પત્રમાં. તે આ પ્રમાણે હતો: 'માત્ર યુવાન વર્ગને જ તેજપુર ખાલી કરવાનું કહેવાયેલું.'— ચલણી નોટો, ગુપ્ત દસ્તાવેજો, પેટ્રોલ પંપ, વીજળીઘર વગેરેનો જતાં પૂર્વે નાશ કરવો એવું સૂચવાયેલું. સરકારી કર્મચારીઓના પરિવારને ખાલી કરાયેલ. અને પાછળ વધુ અનાજનો જથ્થો રખાયેલો નહિ.'

આસામ સરકારના ખુલાસા પ્રમાણે તો કેદીઓને એટલા માટે છોડી મૂકવામાં આવેલા, કે ચીની કેદીઓને માટે ત્યાં જગ્યા થઈ શકે. (વાસ્તવમાં

એક જ ચીની કેદી પકડાયેલો !) અનાજ ચીનાઓના હાથમાં ન જાય માટે ખસેડી લેવાયેલું.

આખી ઘટના ક્રમશઃ આમ બનેલી : ૧૯મીની રાત્રે ત્રિપાઠી અને ફખરુદ્દીન અલી અહમદ, ડેપ્યુટી કમિશનર કે. ડી. એન. સિંહની સાથે અગિયાર વાગ્યે તેજપુર પહોંચ્યા. એ સમયે જન. કૌલ નિદ્રામાં મગ્ન હતા બ્રિગેડિયર વર્મા તેમને મળ્યા અને પરિસ્થિતિની ગંભીરતાની જાણ કરી. પછીની સવારે આઠ વાગ્યે ફખરુદ્દીન-ત્રિપાઠી જનરલ કૌલને મળ્યા. કૌલ અને વર્મા બંનેના કહેવા મુજબ, હકીકત ભારે ખરાબ હતી. ફૂટહિલ્સ નજીકના સ્થાન ચાકોને ચીનાઓએ પાડી લઈને ત્યાં ટ્રક, જીપ અને શસ્ત્રો ઉતાર્યાં હતાં. બોમ્ડીલા પછી આ મોટો બનાવ હતો. કૌલ એમ ધારતા હતા કે તેજપુર પર ચીનાઓ કાં તો વિમાની હુમલો કરશે, કાં છત્રીદળો ઉતારશે. સેને કહ્યું કે કોર્પ્સ હેડક્વાર્ટરને તેજપુરથી ગૌહતી લઈ જવા કહ્યું છે.

ત્રિપાઠીએ એવી પણ ભલામણ નેહરુ પરના પત્રમાં કરી કે ભવિષ્યે પ્રધાનોને સહીસલામત બીજે મોકલવા જરૂરી છે કેમ કે તેઓ દુશ્મનોના હાથમાં ન જાય. ત્રિપાઠીના મતે અહિંસા દ્વારા લડાઈ લડાવી જોઈએ, અને ચીનાઓએ કબજે કરેલી ભૂમિ માટે સત્યાગ્રહ કરવો જોઈએ!

*

જનરલ કૌલ પાસેથી હોદ્દો લઈ લેવા માટે જનરલ ચૌધરીને મોકલવામાં આવ્યા ત્યારે નેહરુએ તેમને કહ્યું : 'કૌલને સમજાવટથી (persuation) નિવૃત્ત કરજો' જનરલ ચૌધરીનો જવાબ હતો — 'Persuation શબ્દ જ લશ્કરમાં હોતો નથી. If he disobeys, I shall court-martial him.'

*

સુબ્રાહ્મણ્યમના મતે ચીને હોલ્ડો દરખાસ્ત ન સ્વીકારી તેનું કારણ 'પાકિસ્તાનનું' દબાણ' હતું. પાકિસ્તાનને માટે ચીનનું ભારત સાથેનું આ સમાધાન 'મોત' હતું . . .

*

આમ શ્રી નવેમ્બર ૨૦ ઓક્ટોબર, ૧૯૬૨થી છેક ૪ મે, ૧૯૬૩ સુધી ડાયરીના સ્વરૂપે આપણને ભારત-ચીન સંઘર્ષ અને ત્યાર બાદના પ્રતિભાવોની દુનિયામાં લઈ જાય છે. આ દુનિયામાં તરેહતરેહના જય અને પરાજય, હતાશા અને અટ્ટહાસ્ય, આત્મવંચના અને સિદ્ધાંતોનાં દર્શન થાય છે. રાષ્ટ્રમાં બનતી એક ઘટના એ એના મિજાજ અને સત્વનો સાચો પરિચય કરાવતું દર્પણ છે. એ રીતે ચીન-ભારત સંઘર્ષ વેળાનું ભારતીય નેતાગીરીનું મનોદર્શન પ્રત્યક્ષ કરી બતાવવામાં કુલદીપ સફળ થયા છે.

આ સફળતાનું કારણ શું હશે ? પેલું — નાનામાં નાના માણસની નજરમાં સમાયેલા પ્રતિભાવ સાથેનું સહસંવેદન હશે ? કદાચ એ જ; અને એટલે સ્તો 'બિટવિન ધ લાઇન્સ' અર્પણ કરી છે— ગુડગાંવના એક ચાની લારીવાળાને, જેણે લેખકને 'વધુ વાસ્તવિક બનવા, ભારતીય સમસ્યાને સમજવા દિલ્હી દરબાર કરતાં વધુ ધરતી પર પગ માંડવા' પ્રેર્યા હતા !

પ્રશ્ન રાજદૂતો મારફતે હલ કરવો જોઈએ. આ વાત સાથે મલિક સહમત થતા નથી. તેઓ માને છે કે લશ્કરને તૈયાર કરવું જોઈતું હતું; કરી શકાયું હોત.

હાલનાં વડાં પ્રધાન ઇન્દિરા ગાંધી કબૂલ કરે છે કે ૧૯૫૪માં જ્યારે તેઓ તેમના પિતાશ્રી નેહરુ સાથે ચીનની મુલાકાતે ગયાં હતાં ત્યારે ચીન ભારત ઉપર આક્રમણ કરે એવી દહેશત અસ્થાને ન હતી પણ પંડિત નેહરુ માનતા હતા કે આ પ્રશ્ન વાટાઘાટો દ્વારા હલ થઈ શકે તેમ છે તેથી સંરક્ષણ પાછળ ખર્ચ કરવાને બદલે વિકાસના કામોમા તે નાણુનો ઉપયોગ કરી શકાશે.

મેનનનાં વખાણ કરતાં લેખક જણાવે છે કે તેમના વહીવટ દરમ્યાન સંરક્ષણનાં સાધનો માટે નવી નવી ફેકટરીઓ વધતી ગઈ હતી. સંરક્ષણનું બજેટ ૧૯૫૦-૫૧માં ૧૬૮ કરોડ રૂ. હતું તે વધીને ૪૪૦ કરોડનું થયું હતું. આપણી પાસે જે સાધનો હતાં તેમની આયાતો વધવા માંડી હતી. માલવાહક તેમ જ લડાયક વિમાનો આવ્યાં, હેલિકૉપ્ટરો વધ્યાં, વિમાની મથકોનો વિકાસ થયો, સરહદી વિસ્તારમાં સંદેશા તેમ જ વાહનવ્યવહાર વધ્યાં, નવા સરહદી જિલ્લાઓ બનાવવામાં આવ્યા, સરહદી વિસ્તારોના વિભિન્ન પ્રકારના વિકાસ માટે કરોડો રૂપિયા ખર્ચાયા... વગેરે પ્રગતિ સધાઈ. આ બાબતમા મેનનના વિરોધીઓ પણ કબૂલ કરે છે કે સ્વાવલંબનનું પ્રમાણ મેનનના અથાગ પ્રયત્નને કારણે વધતું ગયું હતું. આ કરવામાં મેનનને ઘણી મુશ્કેલીઓ પણ પડી હતી.

જનરલ થિમય્યા બાદ જનરલ થાપર વડા તરીકે આવે છે. મેનનને કારણે તેમ જ નેહરુના સગપણને કારણે કૌલને બઢતી મળી એવી માન્યતાને લીધે સૈન્યમાં અસંતોષ વધે છે. બ્રિગેડિયર દલવી જણાવે છે કે લે. જનરલ કૌલને લડાઈનો કોઈ પણ પ્રકારનો અનુભવ ન હતો. તેમનાથી વધુ હોશિયાર માણસોને બાજુમાં રાખીને કૌલને બઢતી અપાઈ હતી. આ ગ્રંથના લેખક મલિકની માન્યતા એવી છે કે કૌલને પોતાની શક્તિ બતાવવાની તક અપાઈ હતી. કૌલની શક્તિ અને હિંમતની તારીફ કર્યા પછી દૃષ્ટાંત રૂપે લેખક જણાવે છે કે જનરલ કૌલ એક જ એવા ઑફિસર હતા કે જે ઠેઠ સીમા સુધી નિરીક્ષણ માટે ગયા હતા.

આપણી વિદેશનીતિ વાસ્તવદર્શી ન હતી તેવા આક્ષેપનો જવાબ આપતાં લેખક જણાવે છે કે આપણે નેફામાં ઉપરાછાપરી હાર ખાઈ રહ્યા હતા તે વખતે એટલે કે કટોકટીને વખતે, અમેરિકા, બ્રિટન, કેનેડા, જર્મનીએ માત્ર મૌખિક સહાનુભૂતિ બતાવી ન હતી પણ તરત જ મદદ કરી હતી. બંગાળના ઉપસાગરમાં અમેરિકાનું વિમાનવાહક જહાજ આવી રહ્યું હતું. પ્રેસિડેન્ટ કેનેડીએ ચીનને ચેતવણી આપી હતી કે તમે નેફામાંથી પાછા નહિ હઠો તો તમારે તેનાં પરિણામો ભોગવવાં પડશે. પરિણામે યુદ્ધવિરામ થયો હતો.

બીજી બાજુ આપણે નેફામાં હાર ખાઈ રહ્યા હતા ત્યારે પશ્ચિમના રાજદૂતો આપણી ખરાબ પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને કાશ્મીરના ભાગલા પાડીને તેમાંથી અમુક ભાગ પાકિસ્તાનને આપી દેવો તેવી ચાલ પણ ચાલતા હતા. કારણ કે તેઓ ઇચ્છતા હતા કે ભારત-પાકિસ્તાનના પ્રશ્નોનો અંત આવી જાય અને ભારત પોતાની પાકિસ્તાન સામે રાખેલી સેનાને ચીન સામે ગોઠવી શકે. આ વખતે મોરારજીભાઈ તથા નેહરુએ કડક વલણ દાખવેલું. અને આ વાત ચૂપ થઈ ગઈ, એમ જણાવી અમેરિકા અને બ્રિટન કાશ્મીર વિશે શું માને છે તેનો લેખક ઉલ્લેખ કરે છે.

જ્યારે ચીનની સેના આસામના મેદાનમાં આવેલા તેજપુર શહેરથી ૪૦ માઈલ દૂર હતી, અને શહેર ખાલી કરાવવાનો સમય આવેલો, ત્યારે સરકારી કર્મચારીઓ પોતે પહેલાં ભાગેલા. તેવું જ નેફામાં પણ થયું હતું. સમગ્ર નિઃશસ્ત્ર પ્રજા પાછળ રહી ગઈ હતી! આનો ઉલ્લેખ કરીને લેખક જણાવે છે કે સરકારી કર્મચારીઓને કારણે પ્રજામાં ઘણો અસંતોષ વ્યાપ્યો હતો.

લેખક પોતાના પુસ્તકનાં અંતિમ વિભાગમાં ૧૯૬૨ની હાર પછીની આપણી તૈયારીઓ બતાવે છે, તેમના જણાવ્યા મુજબ આ કારણે આપણને ૧૯૬૫માં વાંધો આવ્યો નહિ.

સમગ્ર પુસ્તક વાંચતાં એમ લાગે છે કે આ પુસ્તકમાં જાસૂસીખાતા સામેના આક્ષેપોનો સારી રીતે બચાવ થયો છે. ગુપ્તચર ખાતાનો જે દોષ જનરલ હેન્ડરસન–બ્રુકસના હેવાલમાં દર્શાવવામાં આવ્યો છે તેને અંગે તેમનો જવાબ એ છે કે ગુપ્તચર ખાતાની માહિતી બ્રુકસ પાસે હતી નહિ—તેમને તે આપી શકાય પણ નહિ. આથી તેમની ટીકા મહત્ત્વની બનતી નથી. વધુમાં, ૧૯૬૨માં તે સમયના ગૃહ પ્રધાન શાસ્ત્રીજીએ બધા હેવાલો જોયા પછી પાર્લમેન્ટમાં પોતાનો સંતોષ જાહેર કરીને મલિકનો બચાવ કર્યો હતો.

આ પુસ્તક એ પણ સ્પષ્ટ કરવા મથે છે કે ૧૯૬૨ વખતે જે નીતિ અખત્યાર કરવામાં આવી હતી તેની પાછળ કહેવાતી 'પોલિટિકલ' દખલ (પં. નેહરુ તથા કૃષ્ણ મેનનની) ન હતી પણ 'મિલિટરી' કારણો હતાં.

આ મુદ્દાઓ સ્પષ્ટ કરતાં લેખકે ત્રણ પ્રકરણોમાં રસપ્રદ વીગતો આપી છે. તેમાંના કેટલાક મુદ્દા જોવા જેવા છે:

ચીને ભારત પર આક્રમણ કર્યું તેના સવા માસ અગાઉથી (સપ્ટેમ્બર ૧૦, ૧૯૬૨થી.) સંરક્ષણ પ્રધાન મેનન પોતાની ઑફિસમાં સરહદની પરિસ્થિતિ અંગે રોજ મીટિંગ બોલાવતા હતા. તે દિવસોમાં લશ્કરનાં ઉપરી અમલદારો વારંવાર જણાવતા હતા કે આપણે ચીની સૈનિકોને હાંકી કાઢી શકીએ તેમ છીએ, તેમ જ તવાંગનું સરસ રીતે રક્ષણ કરી શકીએ તેમ છીએ. પરંતુ સપ્ટેમ્બરની ૧૭મીએ મહત્ત્વપૂર્ણ મીટિંગ થઈ તેમાં જાસૂસી ખાતાએ ચીનની તૈયારી વિશે વિગતવાર બયાન કર્યું અને જણાવ્યું કે ચીની સૈનિકો લડાખ, સિક્કિમ અને નેફામાં વહેલું આક્રમણ કરે તેવી શક્યતાઓ છે. ત્યારે લશ્કરના વડાઓએ જણાવ્યું કે નામકાચુ ખાતે આપણું લશ્કર બ્રિગેડની સંખ્યામાં એકઠું થશે, એ પછી ચીની સૈન્યને હાંકી કાઢી શકાશે, એ પહેલાં નહિ. આ નિર્ણય રાજકીય દબાણના કારણસર લેવામાં આવ્યો ન હતો, પણ લશ્કરના ઉપરી અમલદારોની ગણતરીના આધારે લેવામાં આવ્યો હતો. લડાખના બચાવ માટે જરૂરી સામગ્રી વિમાનમાર્ગે પૂરી પાડવામાં આવી હતી. પરિણામે આ વિભાગમાં ભારતીય સેના ઘણી સારી રીતે લડી અને તે પ્રદેશ જતો બચાવી શકી હતી.

સપ્ટેમ્બરની ૨૦મીએ ભરાનારી યુનોની સલામતી સમિતિની બેઠક માટે કૃષ્ણ મેનન ઊપડી ગયા. તેઓ પરિસ્થિતિ જાણતા હતા તેમ છતાં, લશ્કરના વડાની સલાહને અવગણીને, ગયા. આ દરમ્યાન નામકાચુ ખાતે જેટલો જઈ શકે તેટલો સામાન મોકલવામાં આવ્યો હતો. બધી જ બાજુ સુગઠિત પ્રયાસો થયા હતા. આમ છતાં, સપ્ટેમ્બરના ૨૫મી સુધી નામકાચુ ખાતે બ્રિગેડ પૂરેપૂરી ખસેડી શકાઈ નહિ અને સપ્ટેમ્બરની ૨૯મી સુધીમાં તે પહોંચી જશે તેમ લાગ્યું. મેનન ૩૦મી સપ્ટેમ્બરે આવ્યા અને ૧લી ઑક્ટોબરે મહત્ત્વપૂર્ણ મીટિંગ થઈ. ઑક્ટોબરની ૨જીએ ચીનના સૈનિકોને હાંકી કાઢવાનો મૂળ ખ્યાલ હતો, પણ હવે તે અસંભવિત બન્યું હતું. નવા નિર્ણયો લેવાયા અને જનરલ કૌલને મહત્ત્વપૂર્ણ હોદ્દા ઉપર મૂકવામાં આવ્યા. કૌલે વડા પ્રધાનને જણાવ્યું કે ઑક્ટોબર ૧૦ સુધીમાં તો તેઓ ચીનાઓને હાંકી કાઢવા સમર્થ થશે.

કૌલે ૨જી ઑક્ટોબરે નવી જવાબદારી લીધી હતી અને ૪થીએ તેજપુર પહોંચ્યા હતા. ૧૦મી ઑક્ટોબરે તેઓ ચીની જમાવટ ઉપર હુમલા કરવાના હતા; ઑક્ટોબરની ૯મીએ શેંગજોંગ ખાતે નાના પાયા ઉપર લડાઈ થઈ અને બે વખત ચીની સૈનિકોને પાછા હઠાવાયા. પરંતુ આ પછી તે વિભાગમાંના ત્રણ મહત્ત્વપૂર્ણ લશ્કરી અમલદારો દલવી, કૌલ તેમ જ નિરંજન પ્રસાદને લાગ્યું કે ચીનાઓને હાંકી કાઢી શકાય તેમ નથી. તેટલું જ નહિ, પણ આપણે

બચાવ પણ કરી શકાશું નહિ. આમ, કૌલે અગાઉ આપેલો ૧૦મીનો વાયદો પણ પળાય એમ ન હતો.

સપ્ટેમ્બરની ૧૧મીએ કૌલ ભયંકર મુશ્કેલીઓ વેઠીને રાત્રે ૧૦ વાગ્યે દિલ્હી આવ્યા. તેમણે પરિસ્થિતિનો વિગતવાર ખ્યાલ આપ્યો અને સ્પષ્ટ શબ્દમા જણાવ્યું કે આક્રમણની વાત તો બાજુએ રહી પણ આપણે આપણી વર્તમાન સ્થિતિને પણ જાળવી શકીશું નહિ. વડા પ્રધાને જણાવ્યું કે આવી પરિસ્થિતિમાં લશ્કરને આપઘાત કરવા ન મોકલાય. પણ નામ્કાચુનું રક્ષણ ચાલુ રાખવું તેવો નિર્ણય લેવાયો. આ નિર્ણય પણ કોઈ રાજકીય કારણે લેવાયો ન હતો પણ તે વખતની પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને લેવાયો હતો.

૧૩મી ઑક્ટોબરે વડા પ્રધાન વિદેશ જવા રવાના થયા. વિમાની મથકે જણાવ્યું કે તેમણે લશ્કરને ચીનાઓને હાંકી કાઢવાનો હુકમ આપી દીધો છે; પરંતુ કઈ તારીખે અમલ કરવો તે લશ્કરે નક્કી કરવાનું છે. (કેટલાક લોકો એમ માને છે કે વડા પ્રધાનનું નિવેદન બહાર પડી જતાં ચીને ૨૦ ઑક્ટોબરે હુમલો કર્યો. આ વાત લેખકના મત મુજબ બરાબર નથી. ચીન તો જૂન ૧૯૬૨થી આગળ વધવાની તૈયારી કરી રહ્યું હતું. અને ભારતની તૈયારી પૂરી થાય તેની આગમચ તેણે હલ્લો કર્યો હતો.)

૧૩મી ઑક્ટોબરે જ. કૌલ તેજપુર પહોંચ્યા તે વખતે તેઓ હતાશ હતા. વળી ૧૩મીએ તેમ જ ૧૪ મીએ બ્રિગેડિયર દલવીએ પાછા હઠવાનો સંદેશો મોકલાવ્યો. આ સમય દરમ્યાન દલવીએ સ્વબચાવ માટે કોઈ પણ તૈયારીઓ કરી ન હતી કારણ કે તેઓ શરૂઆતથી માનતા હતા કે નામ્કાચુનું રક્ષણ થઈ શકે તેમ નથી.

૧૭મી ઑક્ટોબરે મેનન, સેનાધિપતિ થાપર, મલિક વગેરે તેજપુર ગયા. ત્યાં મહત્ત્વપૂર્ણ મીટિંગ થઈ. કૌલે પોતાની જૂની દલીલો દોહરાવી કે ચીની સૈનિકો સંખ્યામાં, સાધનમાં, તાલીમમાં, બધી રીતે ચડિયાતા છે માટે નામ્કાચુમાંથી હઠી જવું જોઈએ. પરંતુ, ભારતની પાર્લમેન્ટ અને પ્રજા ચીની હલ્લા સામે ભારતીય સૈન્ય પીછેહઠ કરતું રહે એ સ્થિતિથી અકળાઈ ઊઠી હતી. અને નામ્કાચુ ગુમાવતાં મોટી સરહદો દુશ્મનના પંજામાં પડવાનોય ભય હતો. આ બધા કારણે પં. નેહરુ, મેનન અને મુલકી અધિકારીઓ નામ્ચુકથી પાછા ન હઠવા સૂચવતા હતા. લાંબી ચર્ચાને અંતે, મેનન, મલિક તેમજ મુલકી અધિકારી બહાર નીકળ્યા અને લશ્કરના અધિકારીઓ ઉપર છેવટનો નિર્ણય છોડી દેવામાં આવ્યો. બાદ લશ્કરી વડાઓએ નિર્ણય લીધો કે નામ્કાચુનું રક્ષણ કરવામાં આવશે. આમ, આ અંતિમ નિર્ણય પણ લશ્કરી વડાઓનો હતો.

કૌલની તબિયત આ સમય દરમ્યાન સારી ન હતી, અને તે વધુ બગડી. તેમને ૧૮મી ઑક્ટોબરે દિલ્હી લાવવામાં આવ્યા.

૧૯મી ઑક્ટોબરે ચીની સૈનિકો ચુપકીદીથી પ્રવેશ્યા અને વ્યૂહાત્મક સ્થળે પહોંચી છુપાઈ ગયા. આ પછી ચારે બાજુથી આક્રમણ થયું. આપણે ઉપરાછાપરી હાર ખાવી પડી. કોઈ જગ્યાએ તો આપણી સેનાએ પીછેહઠ કરતી વખતે યુદ્ધ-સામગ્રીનો નાશ કર્યો નહિ, તે ચીની સૈન્યના હાથમાં પડી આપણે એક પછી એક મથક ગુમાવતા ગયા.

સેનાધિપતિ થાપર ૨૨મી ઑક્ટોબરે તેજપુર ગયા. તવાંગનો બચાવ થઈ શકે તેમ હતો. પણ લશ્કરના સ્થાનિક કમાન્ડરની ભૂલને કારણે તેય થઈ શક્યો નહિ. કૌલની જગ્યાએ હરબક્ષસિંહને પરિસ્થિતિ સુધારવા માટે ૨૫મીએ મોકલવામાં આવ્યા હતા. બાદ કૌલ ૨૭મીએ કમાન્ડર તરીકે કામ પર ચડ્યા.

ઉપરાઉપરી પીછેહઠને કારણે સંરક્ષણ પ્રધાન મેનનને ઑક્ટોબરની ૨૮મીએ રાજીનામું આપવું પડ્યું. બાદ તેમને સંરક્ષણ ઉત્પાદન ખાતાના પ્રધાન બનાવવામાં આવ્યા, પણ તે સ્થાન પણ તેમને ૯મી નવેમ્બરે છોડવું પડ્યું.

# ભારત-ચીન યુદ્ધ | જવાહર શાહ

## ઢાલની બીજી બાજુ

૧૯૬૨ના ભારત-ચીન યુદ્ધે એક મોટો ફાયદો કરી આપ્યો તે એ કે તે બનાવ અને તેની આસપાસના પ્રશ્નો વિષે જુદા જુદા લેખકોએ, ખાસ તો આપણી નામોશીભરી હારના સંદર્ભમાં, ઠીક ઠીક ચર્ચા જગાવી છે. જાણીતા પત્રકાર શ્રી માર્કેકર જણાવે છે કે આ બધા લેખકોમાં બ્રિગેડિયર દલવી અગ્રિમ મહત્ત્વ ધરાવે છે. લેખક પોતે નેફા વિસ્તારમાં કામેંગ ડિવિઝનમાં ભારતીય સેનાના એક બ્રિગેડિયર તરીકે હતા અને યુદ્ધકેદી તરીકે ચીનમાં ૭ મહિના રહી પણ ચૂક્યા છે. તે ગાળા દરમ્યાન તેમને થયું કે મારે દેશને હકીકતો પહોંચાડવી જોઈએ. તેમાંથી 'હિમાલયન બ્લન્ડર'નો જન્મ.

બ્રિટિશ શાસન દરમ્યાન ભારત અને ચીન વચ્ચે તિબેટ એક બફર સ્ટેટ હતું. ૧૯૫૧ની સાતમી સપ્ટેમ્બરે ચીને લ્હાસામાં શાંતિપૂર્વક પગપેસારો શરૂ કર્યો અને તિબેટને પોતાના સકંજામાં લઈ લીધું. આ બનાવ બન્યો તે પહેલાં, પોતાના મૃત્યુના એકાદ મહિના અગાઉ તે વખતના નાયબ વડા પ્રધાન અને ગૃહ પ્રધાન સરદાર પટેલે પં. નેહરુ પરના એક પત્રમાં ભારતની ચીન-નીતિમાં કોઈ મોટી ભૂલ થઈ રહી છે એવી ચેતવણી આપી હતી. બ્રિગેડિયર દલવી આ પત્રની યાદ આપે છે ને એ ઐતિહાસિક મહત્ત્વનો હોવાની માન્યતા ઉચ્ચારે છે.

ચીને તિબેટ પર કબજો જમાવ્યો અને ભારતે તેને સ્વીકૃતિની મહોર મારી તે પછી ચીન અને ભારત લડાખથી માંડીને છેક બ્રહ્મદેશ લગી અડોઅડ આવી ગયા — હવે વચમાં કોઈ બફર રહ્યું નહિ. ભારત ને ચીને પંચશીલના કરાર પર સહીસિક્કા કર્યા અને હિન્દી-ચીની ભાઈ ભાઈનાં સૂત્રો ઉચ્ચારાવા લાગ્યાં. આ દિવસોમાં જ ચીને તિબેટને લશ્કરી મથકમાં ફેરવવાની તૈયારીઓ પુરઝડપે શરૂ કરી દીધી. લ્હાસાને પેકિંગ સાથે રેલરસ્તે સાંકળી લીધું.

૧૯૫૫માં બાંડુંગ ખાતે ભરાયેલી આફ્રો-એશિયન કૉન્ફરન્સમાં ભારતના વડા પ્રધાને ચીનના વડા પ્રધાનને 'આગળ પડતા' કર્યા હતા જોકે ત્યારના બર્મી વડા પ્રધાન ઉ નુએ નેહરુને ચીનથી ચેતતા રહેવાનું સૂચવેલું, પણ આપણે તો ત્યારે, ત્યાર પહેલાં ને ત્યાર પછી ચીનને યુનોમાં સ્થાન મળે તે માટેના પ્રયાસો કરવામાં જોરશોરથી પડ્યા હતા.

૧૯૫૯ના એપ્રિલની ત્રીજીએ પં. નેહરુએ ચીનને જણાવ્યું કે તિબેટના રાજકીય ને ધાર્મિક વડા દલાઈ લામાએ ભારતમાં રાજકીય આશ્રય માગ્યો છે અને ભારતે તે માગણી સ્વીકારી છે. અને ઑગસ્ટમાં તો નેહરુએ લોકસભામાં જણાવ્યું કે ચીને ભારતીય સરહદે અકસાઈ ચીનમાં સિંક્યાંગ અને તિબેટને જોડતો સંરક્ષણ માટેનો મહત્ત્વપૂર્ણ ધોરી માર્ગ બાંધી દીધો છે; ત્યાં ગયેલી ભારતની પોલીસ પાર્ટીને ગિરફતાર કરી છે અને ત્યાં લશ્કરી થાણું સુધ્ધાં ઊભું કર્યું છે. એમણે વધુમાં એમ પણ કબૂલ્યું કે બીજી ત્રણ ઠેકાણે ચીન સાથે સીમા બાબત મતભેદ પ્રવર્તે છે. વળતે મહિને ચીને

Himalayan Blunder by
Brig Dalvi

લડાખ ને નેફામાંના ૫૦,૦૦૦ ચોરસ માઈલ વિસ્તાર પર પોતાનો દાવો જાહેર કર્યો — એમાંથી અકસાઈ ચીનના ૧૨,૦૦૦ ચોરસ માઈલ તો તેણે પચાવી પાડેલા જ હતા. ઑક્ટોબરની સાતમીએ વડા પ્રધાને ફરીને જણાવ્યું કે નેફામાં કામેંગ ડિવિઝનમાં ભારત-ચીન વચ્ચે અથડામણ થઈ છે અને સમગ્ર ઉત્તર સરહદે સંરક્ષણની જવાબદારી પોલીસને સ્થાને લશ્કરને સોંપવામાં આવી છે.

નેફા વિસ્તારના સીમાસંરક્ષણની જવાબદારી લશ્કરને સોંપાઈ ત્યારે તે વિભાગના વડા લેફ્. જનરલ થોરાટે લશ્કરના વડા પર તે વિસ્તારની ભૌગોલિક પરિસ્થિતિ વિષે વિગતે લખ્યું હતું. એમનું કહેવું એમ હતું કે હિમાલયની સીમાઓ પાંચ હજારથી અઢાર હજાર ફૂટની ઊંચાઈ ધરાવતી હોઈ તેમને વિષે સંરક્ષણની દૃષ્ટિએ અલાયદો વિચાર કરવો જોઈએ.

આ સમય દરમ્યાન સરસેનાપતિપદે થિમય્યા આવ્યા હતા. ૧૯૪૭માં કાશ્મીર મોરચે ચૌદ હજાર ફૂટની ઊંચાઈએ ટૅન્કો ઉતારી એમણે વિજય મેળવેલો એનો તો વાચકોને ખ્યાલ હશે જ. સંરક્ષણ પ્રધાન કૃષ્ણ મેનન અને તેમની વચ્ચે તીવ્ર મતભેદો ઊભા થતાં થિમય્યાએ રાજીનામું પણ આપેલું, પણ વડા પ્રધાન નેહરુની દરમ્યાનગીરીથી એ પાછું ખેંચાયું. એપ્રિલ ૧૯૬૦ માં ચીનના વડા પ્રધાન ચાઉ એન-લાઈ સીમાસંઘર્ષો અંગે વાટાઘાટ કરવા નિમિત્તે ભારત આવ્યા. આ મંત્રણા બાદ બન્ને વડા પ્રધાનો સંઘર્ષનો હલ બંને સરકારોના નિષ્ણાતો દ્વારા લાવવા સંમત થયા. ૧૯૬૧માં વડા પ્રધાને લોકસભાને ખાતરી આપી કે સરહદી સુરક્ષા બાબત પરિસ્થિતિ આપણી તરફેણમાં છે — જોકે ૧૯૬૨માં થયેલો અનુભવ તો જુદી જ વાત સાબિત કરનારો નીવડ્યો: —

૧૯૬૨માં સૈન્યના વડાની ના છતાં, મેજર જનરલ કૌલને લેફ્ટનન્ટ જનરલના હોદ્દા પર લાવવામાં આવ્યા.—કૌલને પ્રત્યક્ષ યુદ્ધનો કોઈ પ્રકારનો અનુભવ ન હતો — અને છતાં એમને નેફાના સંરક્ષણની વિશિષ્ટ પ્રકારની કામગીરી સોંપાઈ. કૌલથી વિશેષ અનુભવ ધરાવનારાઓ લશ્કરમાં સુલભ હોવા છતાં આમ બન્યું તેથી સૈન્યમાં પ્રવર્તતો અસંતોષ વધુ ઉગ્ર બન્યો.

તિબેટ હડપ કર્યા પછી ચીન કંઈ શાંતિનાં કબૂતરો ઉડાડવામાં કે પંચશીલના મંત્રજાપમાં મશગૂલ ન હતું. એણે એક બાજુથી મંત્રણા ને શાંતિ-ઇચ્છાનો શબ્દવ્યૂહ શરૂ કર્યો ને બીજી બાજુ શસ્ત્રયુદ્ધની તૈયારી ચાલુ રાખી. દલવીએ એ વિષે વિગતે ખ્યાલ આપ્યો છે તે આપણે મુદ્દાસર જોઈએ —

(૧) તિબેટના રક્ષણ અને ભારત પરના ભાવિ આક્રમણને ધ્યાનમાં રાખીને ચીને કોરિયાઈ યુદ્ધના અનુભવી જનરલને ત્યાં નીમ્યા હતા.

(૨) નેફામાં રસ્તા બાંધવા માટે આપણે કામે રાખેલા તિબેટી મજૂરોમાં ચીનના એજન્ટો પણ ઘૂસી ગયા હતા. લશ્કરોના માલસામાનની હેરફેર મુખ્યાં એમના હાથે થતી! અને અલબત્ત, એમના દ્વારા આપણા લશ્કરની હલચલની ઝીણામાં ઝીણી વિગત પહોંચી જતી.

(૩) ચીને ભારતીય ભાષાઓ, પહાડી બોલીઓ અને રીતરિવાજોથી સુમાહિતગાર ચીની અફસરો — જેમાંના કોઈ તો ભારતમાં જ જન્મેલા — નીમ્યા હતા. આમાં દિલ્હી ખાતેની ચીની એલચી કચેરીના લશ્કરી અધિકારીએ મહત્ત્વપૂર્ણ ભાગ ભજવ્યો હતો.

(૪) ચીનાઓએ ઠેઠ મેકમેહોન રેખા સુધી રસ્તા બાંધ્યા હતા. તેમનાં લશ્કરી વાહનો છેક સીમા સુધી આવી શકતાં હતાં. (પહાડી વિસ્તારમાં રસ્તા બાંધવાનું આવું કામ સહેજે આઠ-દસ વરસ લેતું હોય છે. અકસાઈ ચીનની આપણી જ ભૂમિ પર તેમણે ગિલગિટથી સિકયાંગને જોડતો મહત્ત્વનો ધોરી માર્ગ બાંધ્યો તેની આપણને ખબર જ નહોતી!)

(૫) આ રસ્તે હેરફેર માટે જરૂરી એવા તિબેટી ખચ્ચરો તેમણે સેંકડોની સંખ્યામાં રોકયા હતાં. એટલું જ નહિ, ખચ્ચરો પેદા કરવાનું ખાસ કામ એમણે તિબેટમાં ૧૯૫૨થી ઊભું કર્યું હતું. આપણી પાસે ખચ્ચરો જ ન હતા

(૬) તિબેટમાં તેમણે રસ્તા બાંધવા હજારોની

સંખ્યામાં મજૂરો રોકયા હતા. જેમાંના અનેક પાસે તો ભારતીય ગણવેશ પણ હતો! આપણી પાસે પૂરતા મજૂરો ન હોઈ, સૈનિકો પાસે મજૂરોનું કામ કરાવવું પડતું.

(૭) તિબેટમાં તેમણે હવાઈ અને અન્ય લશ્કરી હુમલાથી સંરક્ષિત પુરવઠા મથકો ઊભાં કર્યાં હતાં.

(૮) પ્રદેશના રક્ષણ માટેના તાત્કાલિક નિર્ણય સ્થાનિક કમાન્ડર પર છોડી દેવામાં આવ્યા હતા. અત્યાર સુધીના અનુભવ પ્રમાણે, આમ કરવું સરવાળે વધુ હિતાવહ થઈ પડતું હોય છે.

(૯) ચીન પાસે પૂરતા પ્રમાણમાં પુરવઠો હતો અને તે એકઠો કરવા માટે પૂરતો સમય હતો.

(૧૦) ચીનને આપણા વિસ્તારોની રજેરજ માહિતી હતી. એમણે જરૂરી ફોટાઓ ને ફિલ્મો પણ તૈયાર કરી લીધાં હતાં.

(૧૧) આશરે ૩,૦૦૦ જેટલા યુદ્ધકેદીઓ પકડાશે એવી ગણતરી સાથે કેમ્પો ઊભા કર્યા હતા.

(૧૨) કોની સામે, કઈ રીતે, કયાં સાધનોથી અને શા માટે લડવાનું છે, સામા પક્ષના સૈનિકો પાસે શું શું છે, એ બધા વિષેની લશ્કર સભાન હતું.

(૧૩) સરહદથી મુખ્ય મથક સુધી સંપૂર્ણ ટેલિફોન લાઈનો નાખવામાં આવી હતી.

બીજી બાજુએ આપણી ગોકળગાયની ગતિએ ચાલતી લશ્કરી તૈયારીઓ અંગે લેખકે જે નોંધ્યું છે તે સંક્ષેપમાં જોઈએ —

(૧) આપણા નેતાઓને અને લશ્કરને સીમાઓ વિષે સતાગમ નહોતી. આપણા વિસ્તારમાં રસ્તા બંધાઈ રહે પછી આપણને ખબર પડે એ હાલ હતા!

(૨) નેફા ને લડાખમાં ખચ્ચર–ખટારા–માણસ લાયક રસ્તા હતા જ નહિ.

(૩) ખચ્ચર નહોતા એટલે ખચ્ચર જોગ કામો માણસ પાસે લેવાં પડતાં.

(૪) પાંચ હજારથી પંદર હજાર ફૂટની ઊંચાઈ માટે પૂરતાં કપડાં, બૂટ વગેરે સામાન નહોતો, કે નહોતો ખોરાકનો પુરવઠો. કયાંક તો માંડ બે જ દિવસ ચાલે તેટલી ખોરાકસામગ્રી હતી એવો હલવીનો પ્રત્યક્ષ અનુભવ છે.

(૫) પહાડી લડાઈની તાલીમ ન હતી.

(૬) પહાડી લડાઈ માટે જરૂરી હલકા વજનનાં હથિયારો ન હતાં!

(૭) પહાડી રસ્તા બાંધવા ૧૯૬૦માં બોર્ડ નિમાયેલું, પણ તેની પાસે ૧૯૬૨ સુધી રસ્તા બાંધવાની સામગ્રી જ ન હતી!

વધુમાં, હેલિકોપ્ટર ઉતારવાની જગ્યા અંગે વાયુસેના તે ભૂમિસેના વચ્ચે મતભેદ હતા. નેફામાં એક સ્થળે વિમાન દ્વારા પુરવઠો ઉતારવાનું વાયુસેનાને ટેકનિકલ કારણસર અશકય લાગ્યું હતું — છતાં તે જ સ્થળે લડાઈ શરૂ થઈ ત્યારે પુરવઠો ઉતારતાં ટેકનિકલ કારણ આડે નહોતું આવ્યું!

ચીન ૧૯૬૨ના ઉનાળા કે શિયાળામાં હુમલો કરશે એવી માહિતી સૈન્યના વડા મારફતે સંરક્ષણ પ્રધાન અને વડા પ્રધાનને અપાયેલી. તે છતાં વડા પ્રધાન વિદેશયાત્રાએ ગયા હતા અને નાણાપ્રધાન વિશ્વબેંકની બેઠકમાં હાજરી આપવા લંડન ગયા હતા. આટલું અધૂરું હોય તેમ તે વિભાગના કેટલાક લશ્કરી અધિકારીઓ, આ નાજુક સમયે, વિશેષ અભ્યાસ માટે બહાર મોકલવામાં આવ્યા હતા.

—આ સંજોગોમાં, 'ચીનાઓને હાંકી કાઢો!' એવા હુકમો લશ્કરને અપાય એના કરતાં વધુ હાસ્યાસ્પદ બીજું શું હોય?

૧૯૬૨ના ઑક્ટોબરની દસમીએ નેફામાં શેંગજોંગ પર પંદરથી સોળ હજાર ફૂટની ઊંચાઈએ ૧,૦૦૦ ચીની સૈનિકોએ ૧૦૦ ભારતીય સૈનિકો પર આક્રમણ કર્યું ત્યારે ભારત સરકારની કુંભકર્ણી નિદ્રામાં ખલેલ પડી. આપણા સૈનિકોએ જોકે અદ્‌ભુત શૌર્ય દાખવ્યું — ૨૦૦ ચીનાઓ સામે ૬ જ

ભારતીય સૈનિકો માર્યા ગયા. આ બનાવ બન્યા પછી લશ્કરને આગળ વધવાને બદલે પોતાની સ્થિતિ જાળવી રાખવાના હુકમો અપાયા. ૨૨મી ઑક્ટોબરે ચીને ભારતની સમગ્ર સરહદ પર હુમલો કર્યો. નેફાના સંરક્ષણની જવાબદારી જેમને માથે હતી તે લેફ્ટનન્ટ જનરલ કૌલ અચાનક બીમાર થઈ ગયા અને તેમને દિલ્હી ખસેડવા પડ્યા. ચીનની સેના આગળ વધી રહી હતી, મહત્ત્વના નિર્ણયો તાકીદે લેવાના હતા, એ દિવસોમાં કોઈ કમાન્ડર જ હતા નહિ!

નામ્કાચુ ખાતે ૨૦,૦૦૦ની ચીની સેનાએ હુમલો કર્યો ત્યારે તેની સામે ભારતના માત્ર ૨૨૫૦ સૈનિકો હતા. લડાઈનો સામાન ખલાસ થઈ ગયો ત્યાં સુધી ભારતીય સૈનિકો લડ્યા. લેખક દલવી પોતે તે વિસ્તારમાં હતા એ નોંધે છે તે પ્રમાણે ખુદ ચીની સૈનિકોએ પણ કબૂલ્યું હતું કે નેફાની લડાઈમાં ભારતીય કરતાં ચીની સૈનિકોની વિશેષ હાનિ થઈ હતી. દલવીએ પોતે યુદ્ધકેદી તરીકે પકડાતાં અગાઉ ૭૨ કલાક લગી કશું ખાધું ન હતું (અને છતાં ૧૦,૦૦૦થી ૧૫,૫૦૦ ફૂટની ઊંચાઈએ ચડ્યા હતા) —તો પછી સામાન્ય સૈનિકોની તો વાત જ શી?

નેફાની આપણી આ નામોશી માટે લેખક સ્પષ્ટપણે વડા પ્રધાન નેહરુ અને સંરક્ષણ પ્રધાન મેનનને જવાબદાર ગણે છે. કારણ, તેમણે ચીનને ઓળખવામાં થાપ ખાધી હતી અને વારંવાર જાણ કરાયા છતાં જરૂરી તકેદારી દાખવી નહોતી.

૧૯૬૨ની હારની અંગે લેફ્ટનન્ટ જનરલ હેન્ડરસન-બ્રુક્સનો હેવાલ પણ આપણી બિનતૈયારીની ને ફૂવડપણાની સાખ પૂરે છે. આચાર્ય કૃપાલાનીએ પણ લોકસભામાં આકરી ટીકા કરતાં જણાવ્યું હતું: 'હું શ્રી મેનન પર આક્ષેપ મૂકું છું કે એમણે આ ગરીબ ને ભૂખ્યા દેશના પૈસા વેડફી માર્યા છે. હું આક્ષેપ મૂકું છું કે એમણે લશ્કરમાં મતભેદો ને ગૂંચો ઊભી કરી છે. હું આક્ષેપ મૂકું છું કે એમણે લશ્કરની પ્રામાણિકતા તેમ જ જુસ્સો તોડી નાખ્યાં છે. હું આક્ષેપ મૂકું છું કે એમણે ચીન સામે રક્ષણ બાબત ઉપેક્ષા સેવી છે.'

'હિમાલયન બ્લન્ડર'ના લેખકનું મંતવ્ય છે કે ૧૯૬૨ની નામોશીના બોધપાઠ ૧૯૬૫ની લડાઈ વખતે કામમાં આવ્યા હતા—જોકે પાકિસ્તાન એ કંઈ ચીન નથી.



## હચમચાવી નાખનાર વૃત્તાંત | એચ. એમ. પટેલ

'ઇન્ડિયાઝ ચાઇના વૉર' એ ગ્રંથમાં નેવિલ મેક્સવેલનો પ્રયાસ ૧૯૬૨ના ભારત-ચીન યુદ્ધનું તથા એ યુદ્ધના સમગ્ર 'પૂર્વવર્તી' સંદર્ભનું, મહત્ત્વની ઘટનાઓ તથા વાતો-વાટાઘાટોનું વસ્તુનિષ્ઠ વૃત્તાંત આપવાનો હોય એમ લાગે છે.

જોકે વાચક એ કિતાબ વાંચવી શરૂ કરે કે તરત જ લેખકને ચીન પ્રત્યે કંઈક કૂણી લાગણી છે એવું આપોઆપ સમજાવા માંડે છે. આમ છતાંય લેખકે ચીનની જોડાજોડ ભારતીય દૃષ્ટિબિંદુને સુધ્ધાં વખાણવા લાયક પરિશ્રમપૂર્વક રજૂ કર્યું છે.

'ઇન્ડિયાઝ ચાઇના વૉર' ચોપડીને પેરેપેરે ભારત વિરોધી કહીને તંતોતંત વગોવવામાં આવી એ પણ એક કમનસીબી જ છે, કેમ કે, એને પરિણામે તેને એકપક્ષીપણાની મહોર લાગી અને તેની કિંમત કોડીની થઈ ગઈ. અને તો એમ લાગે છે કે એમાં રહેલી ગણનાપાત્ર ત્રુટિઓ તરફ જરાય આંખમીંચામણાં ન કરતાં છતાં પોતાના દેશના સાંપ્રત પ્રવાહો સમજવાની ઉત્સુકતા ધરાવનાર દરેક જાગ્રત ભારતવાસીએ એને અવશ્ય વાંચવી જોઈએ.

ચીન-ભારત ઘર્ષણ દરમ્યાનની આપણી વિદેશ-નીતિની, આપણા રક્ષાતંત્રની તેમ જ આપણી નેતાગીરીની સરિયામ નિષ્ફળતાઓનું આવું સ્પષ્ટ, સચોટ તેમ જ તથ્યપૂર્ણ નિરૂપણ કરતું હોય તેવું બીજું કોઈ પુસ્તક નથી. આમાં એકમાત્ર અપવાદરૂપ કદાચ બ્રિ. દલવીકૃત 'હિમાલયન બ્લન્ડર'ને ગણી શકાય. પરંતુ 'હિમાલયન બ્લન્ડર' પણ આ પ્રસંગના ચોક્કસ પાસાને જ સીમિત માત્રામાં સ્પર્શે છે.

India's China War by Neville Maxwell

એ નિઃશંક બતાવી શકાય એવું છે કે પોતાનાં મંતવ્ય-પ્રતિપાદનોને ટેકો આપે એવા જ માહિતી-સ્રોતોમાંથી લેખકે ઉદ્ધરણો આપ્યાં છે અને કોઈ પણ ઇતિહાસકાર માટે ક્ષમ્ય ન ગણી શકાય એવો ગુનો કર્યો છે. ખાસ તો, મેક્સવેલે પોતાનાં અવતરણોમાંથી મહત્ત્વના શબ્દો તેમ જ ભાગો પણ પડતા મૂક્યા છે. આવા ગંભીર દોષો છતાંય એમ સ્વીકારવું જોઈએ કે આપણે જ પ્રસિદ્ધ કરેલા અહેવાલો તેમ જ લખાણોમાંથી હકીકતો અને અવતરણો તારવી-ટાંકીને લેખકે પોતાની દલીલોનું સમર્થન કરેલું છે. આપણે તેમાંથી યોગ્ય બોધ તારવવો જોઈતો હતો, અને તારવવો જોઈએ.

મારા ખ્યાલ મુજબ મેક્સવેલનું પ્રતિપાદન કંઈક આવું છે: ભારતે છેક ઉગમણા છેડાની પોતાની સરહદથી માંડીને આથમણી સીમા પર્યંતના ચીન-ભારત સીમાડાના મહત્ત્વના મુદ્દાઓનો નિરાકરણની દિશામાં ચીન સાથે વાટાઘાટમાં ઊતરવાનો ઇન્કાર કર્યો એ બાબત જ ચીન-ભારત વચ્ચેના મૈત્રી-સંબંધો હદ બહારના બગાડવામાં નિમિત્તરૂપ છે. એને લીધે જ ચીન અને ભારત યુદ્ધના ઉત્કટ ઘર્ષણબિંદુએ પહોંચ્યાં હતાં એટલું જ નહિ પણ પરિણામે આજ દિવસ સુધી એ સંબંધો બિનમૈત્રીયુક્ત જ રહ્યા છે.

ભારતનું વલણ નવેમ્બર ૧૯૫૦માં કરવામાં

ચીન-ભારત સંબંધો પરત્વે આપણને માટે ભાગે એકપક્ષીય વૃત્તાંતો જ વાંચવા—સાંભળવાની તક સાંપડી હતી—અને તે પણ માત્ર આપણી સરકાર દ્વારા અપાયેલા અહેવાલો જ. ખરી વાત તો એ છે કે આપણે આ સમસ્યા વિશેની ચીનની સમજણનો પણ કાળજીભર્યો અભ્યાસ કરવો જોઈતો હતો. આ કિતાબમાં આવી કામગીરી બજાવવામાં આવી છે. એ સમસ્યાને અહીં કેવી રીતે નિરૂપવામાં આવી છે એ આપણે માટે બહુ અગત્યનું નથી. વસ્તુતઃ ચીનાઓનું પોતાનું પણ એક આગવું દૃષ્ટિબિંદુ છે તેમ જ એ દૃષ્ટિબિંદુ તથ્યો અને દસ્તાવેજ—દલીલોથી સાધાર છે એવું અહીં સમર્થન છે. ચીનાઓ આખીય સરહદને વણઆંકેલી, વ્યાખ્યારહિત અને અનિશ્ચિત સમજે છે આમ છતાંય તેઓ જ્યાં લગી વાટાઘાટ મારફત નિરાકરણ ન થાય ત્યાં લગી યથાસ્થિતિની જાળવણી માટેય તૈયાર હતા. પરંતુ આપણને આ કબૂલ નહોતું. કેમ કે તેને પરિણામે આ વાટાઘાટગાળા દરમ્યાન જે વિસ્તાર પર આપણે દાવો કરીએ છીએ તેમાં ચીનાઓ રહે એવું બને અને તેથી આપણે ચીનના દાવાને તથ્ય રૂપે સ્વીકાર્યાનો સંભવ ઊભો થાય એવી કંઈક આશંકા હતી... વાટાઘાટ ચલાવવાનો આપણો ઇન્કાર આ પ્રશ્નનું શાંતિમય નિરાકરણ શોધવામાં કેવી રીતે સહાયભૂત થાય?

અકસાઈ ચીન વચ્ચેથી ચીને રસ્તો બાંધ્યો છે એની માહિતી મળી ત્યારથી ચીન-ભારત સંબંધો દિનપ્રતિદિન, અસંતોષકારક બનતા ચાલ્યા. ફરી એક વાર સિકયાંક અને તિબેટ પર પોતાનો કબજો જમાવ્યા બાદ ચીન માટે એ રસ્તો તાતી આવશ્યકતારૂપ હતો. ભારતે સમજવું જોઈતું હતું કે તેના કહેવાથી કંઈ ચીન તેનો નાશ નહિ જ કરે, અને તેથી ચીન પાસે આપણું દૃષ્ટિબિંદુ સ્વીકારાવવા માટે તેની સાથે વાટાઘાટમાં ઊતરવું એ એક જ લાજિમ માર્ગ આપણે માટે હતો. આમ કરવાને બદલે આપણે આ વિવાદગ્રસ્ત વિસ્તારમાં આપણી લશ્કરી ચોકીઓ વિસ્તારવાનો નિર્ણય લીધો.

ચીન ભારત ઉપર કોઈ પણ સંજોગોમાં આક્રમણ નહિ જ કરે એવું માનવા માટે પૂરતાં કારણો હતાં એવું સ્વીકારીએ તો જ ભારતનાં વલણ ને વર્તન વાજબી ઠરાવી શકાય. ચીને તો વારંવાર ભારતને સાફ સાફ ચેતવણી આપેલી કે પશ્ચિમમાં ચીન જે પ્રદેશને પોતાની માલિકીનો માને છે એ (બંને વચ્ચેના વિવાદગ્રસ્ત) વિસ્તારમાં ભારત જો પોતાની ચોકીઓ વિસ્તારવાનું હોય તેમ જ પૂર્વ સરહદે ભારત જેને પોતાની હદ ગણાવતું રહ્યું છે તે મૅકમેહોન રેખા સુધી એનેય પેલે પાર, પોતાની પ્રદેશવિસ્તારનીતિ ચલાવ્યે રાખવાનું હોય તો ચીન એ હરગિજ સાંખી નહિ લે. આ તો ચીનની ડંફાસો જ છે; ચીન જે પ્રમાણે બોલે છે તે પ્રમાણે વર્તશે નહિ; એવું માનીને વર્તવાનાં કોઈ કારણો આપણી પાસે હતાં ખરાં? કે પછી આપણે કદાચ એવા આત્મસંતોષમાં રાચતા હતા કે ચીનાઓ સાટું વાળવા હુમલો કરે તોય ભારતની લશ્કરી તાકાત એનો પ્રતિરોધ કરવા માટે પૂરતી છે?

*

બીજી બાબત સાચી હોય તો સરકારે ચીનના આક્રમણની જવાબી કારવાઈ માટે લશ્કરી દળોને સાબદાં રાખ્યાં હશે એવી અપેક્ષા સ્વાભાવિક છે. પરંતુ આવું કાંઈ બન્યું નહિ, એ બાબત જ સૂચવે છે કે આપણી સરકાર પહેલું દૃષ્ટિબિંદુ ધરાવતી હતી: ચીન ગાજે છે ખરું, પણ વરસશે નહિ. એમ હોય તોપણ પોતે આપેલી ધમકી મુજબ ચીન ઉગ્ર પગલાં લેશે એવું ધારીને વળતા પગલાની પૂર્વતૈયારી રાખવી એ શું વધારે ઉચિત નહોતું?

હકીકતે, મહત્ત્વના નિર્ણયો લેતી વખતે, પણ ક્યારેય કૅબિનેટની સંરક્ષણ સમિતિના સભ્યો સાથે વિચાર-વિનિમય થયો હોય એમ જણાતું નથી; એટલું જ નહિ, નીતિ ઘડતી વખતે ભૂમિદળ અને હવાઈ દળના વડાઓ સાથે ચર્ચાવિચારણા સુધ્ધાં નહોતી કરવામાં આવી કે નહોતા તેમને સૌને વિશ્વાસમાં લેવાયા. ખરેખર તો એમ બનેલું કે જે સમયે લશ્કરી પરિણામો સાથે દેશ સંડોવાયેલો હતો તે સમયે પણ લશ્કરી 'ફલિતાર્થો' ધ્યાનમાં લીધા

વગેરે જ, માત્ર રાજકીય દૃષ્ટિએ જ આ સઘળા નિર્ણયો લેવામાં આવેલા. એટલું જ નહિ, જ્યારે એમ સાંભળીએ છીએ કે લશ્કરી દૃષ્ટિએ જે નિર્ણયો તદ્દન ભૂલભરેલા હતા એ વિષે પણ લશ્કરી વડાએ (ભલે આનાકાની સાથે) સંમતિ આપી હતી ત્યારે તો હદ બહારનું આશ્ચર્ય અનુભવાય છે.

લશ્કરી દળો પરના મુલકી અંકુશનું અર્થઘટન પણ એવું કરવામાં આવ્યું કે જેને સાવ લશ્કરી બાબતો જ કહી શકાય તેમાંય મુલકી અભિપ્રાયો એમના તેમ સ્વીકારવા રહ્યા, જોકે આ વલણનાં પરિણામો પ્રલયકર નહિ તોપણ અસંતોષજનક તો નીવડે જ. સૈનિકોને એવી કામગીરીઓમાં જોતરવામાં આવ્યા કે જેને માટે તેમની પાસે મુદ્દલ સાધન કે સોઈ નહોતી. આ ઉપરાંત 'લોજિસ્ટિક' જરૂરિયાતોની પણ ઘોર અવગણના કરવામાં આવેલી.

નેવિલ મેકસવેલ પોતાના વૃત્તાંતમાં વર્ણવે છે તેમ ૧૯૬૨ના સપ્ટેમ્બર-ઑક્ટોબરના ભારત-ચીન વચ્ચેના યુદ્ધની કથની હૃદયદ્રાવક રામકહાણી જ છે. માન્યામાં ન આવે તેવી મૂર્ખામીઓ, હેરત પમાડે એવી બિનકાર્યક્ષમતાનાં કૌભાંડો, અને કલ્પકતાનો સદંતર અભાવ વગેરે સામગ્રી એ રામકહાણીમાં ભરપટ્ટે ભરી છે. અલબત્ત, ગમે તેવા વિકટ-વસમા સંજોગોમાં પોતાની ફરજ બાખૂબ બજાવનારા ભારતીય જવાનો અને જુનિયર ઑફિસરોનાં મનોબળ, ફરજપરસ્તી અને શિસ્તની લેખક ખરા દિલથી પ્રશંસા પણ કરે છે. એમને સૌને વિઘ્નો અને વિપરીત બળો વચ્ચે મુકાબલો કરવાનો હતો. એ સઘળા પાસે નહોતી પૂરી વરદીઓ, નહોતાં પૂરાં આયુધો. ખાધા-ખોરાકીની પણ અછત કે અભાવ. છતાંય, એમને લડવાનો આદેશ મળતાંવેંત એ સૌ જ્યાં સુધી લડી શકાયું ત્યાં સુધી દુશ્મનોને ભૂલ્યો ન ભુલાય એવો પરચો બતાવતી જવાંમર્દીથી લડ્યા.

આ સૌ જવાનો તથા ઑફિસરોના એ સીનિયરોની કામગીરી તો, વ્યૂહાત્મક તથા લશ્કરી પગલીને સંબંધિત સંભવિત પરિણામો, હવામાન, લોજિસ્ટિકના પ્રશ્નો, ભૌગોલિક અને એવાં અન્ય સઘળાં તથ્યો વિશે ઊંડો અભ્યાસ કરીને સંગીન આયોજન કરવાની હોવી જોઈતી હતી! અવારનવાર મોરચા ઉપર કમાન્ડિંગ ઑફિસરોને કહેવામાં આવતું હતું કે લશ્કરી રીતે જે પગલું યોગ્ય ગણાતું હશે તે લોકમતની દૃષ્ટિએ સ્વીકાર્ય નહિ હોય તો તેને પડતું મૂકીને લશ્કરી રીતે અસંતોષકારક પણ લોકપસંદ એવું બીજું પગલું ભરશે!

પશ્ચિમ સેક્ટર માંહેના સિનિયર મિલિટરી ઑફિસર જનરલ દૌલતસિંહમાં સાચી સલાહ આપવાની ને એને વળગી રહેવાની હિંમત હતી એટલે એ પ્રમાણમાં ઠીક ઠીક ધાર્યું કરાવી શક્યા. પરંતુ પૂર્વ સેક્ટરના એવા જ સિનિયર મિલિટરી ઑફિસર જનરલ ઉમરાવસિંહ એટલા નસીબદાર નહિ એટલે એ ધાર્યું પાર લાવી શક્યા નહિ. એમણે સાચી સલાહ આપવાની હામ ભીડી ખરી, પણ પરિણામે તરતોતરત જ એમને દૂર કરવામાં આવ્યા અને એમની જગ્યાએ વધારે કહ્યાગરા જનરલને મૂકવામાં આવ્યા.

નેવિલ મેકસવેલનો દાવો છે કે તેણે ભારતના વિદેશ ખાતાના તથા સંરક્ષણ ખાતાના અપ્રકાશિત એવાં સાધનો–મિનિટ્સ, મેમોરેન્ડમો અને અન્ય અહેવાલોમાંથી આ બધી સામગ્રી એકઠી કરી છે. એમણે પોતાની સામગ્રી એકત્રિત કરવામાં ગમે તેટલી પક્ષિલ પસંદગી દાખવી હોય તોપણ ૧૯૬૨ના સપ્ટેમ્બર, ઑક્ટોબર અને નવેમ્બર મહિનાઓ દરમ્યાન ચીન-ભારત સરહદના પૂર્વ સેક્ટર ઉપર જે કંઈ ઘટનાઓ ઘટી તેના એમના નિરૂપણની અધિકૃતતાને પડકારવી કઠિન છે. આ બધા અહેવાલોમાં સૌથી મહત્ત્વનો અહેવાલ તો સરકારે પોતે જ સમગ્ર ઘટનાની સરતપાસ કરવા માટે નીમેલા જનરલ હેન્ડરસન-બ્રુકસનો છે. જોકે સરકારે ચરમી ડહાપણદારીથી એને પ્રકાશિત કરવાનું મુનાસિબ માન્યું નથી એટલું જ નહિ સંસદ સમક્ષ પણ એની કાળજીપૂર્વક તૈયાર કરેલી સારવણી જ રજૂ કરાઈ છે. એ અહેવાલમાંથી આ હૃદયમચાવી નાખનાર વૃત્તાંતને કેટલીક સામગ્રી સાંપડી હોવાનું

નિર્વિવાદ જણાય છે ત્યારે આપણાં લશ્કરી દળો તથા આપણા લોકો સાથેના ન્યાયબુદ્ધિભર્યા વ્યવહારનો એ તકાજો છે કે હેન્ડરસન-બ્રુક્સ અહેવાલ પ્રગટ થાય.

ભારતીય લોકો ૧૯૬૨ના ચીન-ભારત સરહદી સંઘર્ષ દરમ્યાન ખરેખર શું બન્યું હતું તેને વિશે હવે વધુ સમય મુગ્ધ ભ્રમમાં રહેવા ન જોઈએ. પછી એમની ભલે ગમે તેવી ગંભીર ભૂલો કે નાનીમોટી ક્ષતિઓ હોય તથા ગમે તેને માથે જવાબદારી જતી હોય તોપણ આ થવું જ જોઈએ. ખાસ તો એટલા માટે કે એવી ગંભીર ભૂલોમાંથી ભવિષ્યમાં આપણે બચી શકીએ. એક સંતોષ પેદા કરે તેવી વાત એ છે કે, ૧૯૬૫ના પાકિસ્તાન સાથેના બાવીસ દિવસના યુદ્ધ દરમ્યાન એક પાઠ આપણે અવશ્ય શીખ્યા એ દેખાયું. ત્યારના આપણા વડા પ્રધાન શ્રી લાલબહાદુર શાસ્ત્રીએ લશ્કરી બાબતો પરત્વે લશ્કરી સલાહોને કદીય અવગણી કે ફેંકી દીધી નહોતી. એ પણ જાણીતું છે કે ૧૯૬૨ કરતાં અત્યારે આપણે વધુ સુસજ્જ છીએ. એટલું જ નહિ પણ કેટલીક બાબતોમાં રક્ષાતંત્રનું નોંધપાત્ર પુનર્ગઠન પણ થયું છે. આમ છતાંય મહત્ત્વના સંરક્ષણાત્મક સવાલોને લાગેવળગે છે ત્યાં ટાળી શકાય તેવી ગુપ્તતા હજીય જળવાઈ રહી છે — ચીન અને પાકિસ્તાનને નિસબત હોય તેવી બાબતોમાં તો ખાસ. ચીનની વધતી જતી અણુ-તાકાત, પાકિસ્તાનનું મોટા પાયા પરનું પુનઃશસ્ત્રીકરણ, હિન્દી મહાસાગરમાંના બનાવો વગેરે વિષે સરકાર આત્મસંતોષપૂર્ણ પણ અપ્રતીતિકર નિવેદનોમાં રાચે છે એ જોતાં કોઈ ભાગ્યે જ એવા તારણ પર આવી શકે કે ભારત-ચીન-યુદ્ધ પહેલાંની લકવાયેલી મનોદશામાંથી આપણી સંરક્ષણ ને વિદેશનીતિ — એકંદર વિચારરૂપ બહાર આવી શક્યાં છે.

('ફોરમ', ફેબ્રુઆરી '૭૧) અનુ૦ મુકુંદરાય મુનિ

---

પૈસા જગતમાં બધું કરી શકે છે અને મજૂર પૈસાના દાસ છે એ બંને ઘોર ભ્રમણા છે. અજ્ઞાનની નિશાની છે.

૨૭-૬-'૭૧ ગાંધીજી

# યુદ્ધની આસપાસ | વિષ્ણુ પંડ્યા

૧૯૪૭નું કાશ્મીર પરનું આક્રમણ, ૧૯૬૨નું નેફા-લડાખ પરનું આક્રમણ અને ૧૯૬૫નું સમગ્ર પશ્ચિમી સરહદો પરનું આક્રમણ — આ ત્રણે સમયે પરિસ્થિતિ જુદી હતી, નેતા જુદા હતા, દુશ્મન અને દુશ્મનાવટમાં પણ ફરક હતો.

એનું બયાન કરતાં કરતાં દિલ્હી-દરબારની તત્કાલીન વૃત્તિ અને પ્રવૃત્તિ સુધી ખેંચી જનારાં ત્રણ પુસ્તકો છે: બ્રિટિશ પત્રકાર મેક્સવેલનું 'ઇન્ડિયાઝ ચાઇના વૉર', શ્રી બી. એન. મલિકનું 'માઈ ઇયર્સ વિથ નેહરુ' (કાશ્મીર); અને જનરલ બી. એમ. કૌલનું 'કન્ફ્રન્ટેશન વિથ પાકિસ્તાન.'

એક રીતે આ ત્રણે પુસ્તકોના લેખકો પાસે પોતપોતાના નિરનિરાળા અનુભવો છે. પત્રકાર મેક્સવેલ ચીની આક્રમણને જાણે કે ઉચિત ગણાવવાનું નક્કી કરી બેઠા છે. પોતે ચુકસ અહેવાલના ટાંચણો મેળવી લીધાં હોવાનો એમનો દાવો છે. બી. એન. મલિક ૧૯૪૭થી ૧૯૬૫ સુધી, ભારતીય કેન્દ્રીય ગુપ્તચર સેવાના સર્વોચ્ચ પદે રહ્યા છે. અને ૧૯૬૨ના ચીની આક્રમણ સમયે સૈનિકવડાની જવાબદારી સંભાળતા શ્રી કૌલ તો તેમના આગલા પુસ્તક 'ધ અન્ટોલ્ડ સ્ટોરી'થી પણ ખ્યાત છે. પરંતુ આ પુસ્તકોમાં બન્યું છે એવું કે પ્રશ્ન, ઉત્તર, વળી તેનો ઉત્તર — આમ વર્તુળાકાર ખેલાયું છે. જનરલ કૌલે મેક્સવેલ અને મલિક બંનેએ ૧૯૬૨ના જંગ વિશે કેટલાક મુદ્દાઓ ઊભા કર્યા તેનું સમાધાન આપવાનો પ્રયાસ કર્યો છે. જ્યારે શ્રી મલિકે ૧૯૬૨ના સૈનિકી અનુમાનોમાં અને તૈયારીઓમાં રહેલી ગલતીઓ બતાવવાનો પ્રયત્ન કરતાં કરતાં જાસૂસીતંત્રે બજાવેલી સફળ કાર્યવાહીનો પણ અહેવાલ આપી દીધો છે.

My Years with Nehru: Kashmir (B. N. Malik); Confrontation with Pakistan (B. M. Kaul).

શ્રી મલિકના પુસ્તકનો ઘણો મોટો ભાગ કાશ્મીરે રોક્યો છે. અને એ વધુ પ્રામાણિક, રોચક અને તથ્યાત્મક પણ છે. તેમાં કાશ્મીર અને તેના શહેનશાહ બનવા માગતા શેખ અબ્દુલ્લા વિશેની હકીકતોનું સરસ બયાન છે. લેખકે શેખના ભારત-વિરોધની પૂર્વભૂમિકા રૂપે કેટલીક વિગતો આમ આપી છે — ૧૯૪૯ના મધ્યાંતર સુધીમાં તો નેશનલ કૉન્ફરન્સમાં આપસી લડાઈ પેદા થઈ ચૂકી હતી. કૉન્ફરન્સના એક મુખ્ય નેતા ગુલામ મોહિયુદ્દીન કારાનો પ્રધાનમંડળમાં સમાવેશ કરાયો નહિ ત્યારે તેણે કૉન્ફરન્સમાંથી રાજીનામું આપી દીધું અને પાકિસ્તાન તરફ ઝૂકવા માંડ્યા. (આ જ કારાએ આઝાદીપૂર્વે મહારાજા વિરોધી ચળવળમાં આગેવાની આપી હતી !) ૧૯૫૧માં સંવિધાનસભાની ચૂંટણી થઈ, કૉન્ફરન્સને બહુમતી મળી અને કેટલાક ઉમેદવારો તો બિનહરીફ ચૂંટાઈ આવ્યા: ૧૭ નવેમ્બર, ૧૯૫૨ના દિવસે યુવરાજ કર્ણસિંહ પહેલા 'સદરે રિયાસત' બન્યા ત્યાં સુધીમાં કાશ્મીરી રાજકારણ બે ભાગમાં વહેંચાઈ ચૂક્યું હતું — એક તરફ બક્ષી ગુલામ મોહમ્મદ, ડી. પી. ધાર (શ્રીમતી ગાંધીના આજના વિશ્વાસુ વિદેશનીતિ નિષ્ણાત), સાદિક વગેરે કાશ્મીરનો

બધા આરોપો દમ વગરના છે.' પરિણામે ૪૯ સંસદ સભ્યોએ શેખની મુક્તિની માગણી કરી ! આ માગણીને જયપ્રકાશજીનું પણ સમર્થન હતું. નેહરુનીતિ ફરી બદલાઈ. બક્ષીને એમણે જણાવ્યું કે મુકદ્દમો પાછો ખેંચી લો. મલિકે એ પત્રનો વિરોધ પણ કર્યો બારો.

દરમિયાન કાશ્મીરની રાજનીતિમાં વળાંક આવ્યો. બક્ષી ગયા, સાદિક આવ્યા. ભારત સરકાર અને બક્ષીની તત્પરતા શેખવિરોધી મુકદ્દમો પાછો ખેંચવાની હતી તેની જાહેરાત પણ કરાઈ. લોકોમાં — સરકારી સાક્ષીઓ સુધ્ધાંમાં — તેની અસર થઈ. દિલ્હી હજુ નિર્ણય લેતાં ખચકાતું હતું ત્યાં સાદિકે મુકદ્દમો પાછો ખેંચી લેવાની જાહેરાત પણ કરી નાખી ! નેહરુજી પણ આવી એકપક્ષી જાહેરાતથી નાખુશ હતા. છતાં એમની માન્યતા પ્રમાણે આ ઘટનાથી સાદિક-સરકાર વધુ સ્થિર થાય તેમ હતું ! વડા પ્રધાનની આ માન્યતા સામે કોઈ પ્રધાન બોલી શક્યા નહિ. થોડા દિવસો પછી કાનૂનમંત્રી એ. કે. સેને પદ પરથી રાજીનામું પેશ કરી દીધું. શેખને એ પછી નેહરુજીએ સલાહ આપવાનું નક્કી કર્યું હતું કે કાશ્મીરના ભારત સાથેના સંબંધોની સમસ્યા વિશે તેઓ યથોચિત સમાધાન શોધી કાઢે. આટલું જ નહિ પણ શેખ કોઈ પણ નિર્ણય પર પહોંચતા પહેલા પાકિસ્તાન પણ જાય એવું નેહરુ કહેવાના હતા. પણ શેખની પાક. મુલાકાત પૂરી પાર પડે તે પહેલાં મે ૧૯૬૪માં નેહરુજીએ વિદાય લીધી.

શ્રી મલિકે શેખનાં કાશ્મીર વિષેનાં ખ્વાબો પાછળની નિમિત્તરૂપ ઘટના પણ નોંધી છે કે ૧૯૪૯ ના જાન્યુઆરીમાં બે વિદેશી પત્રકારો — ડેવિડસન અને વોર્ડ પ્રાઇસ — કાશ્મીર ગયેલા. શેખે તેમની સાથે લાંબી મંત્રણાઓ કરી. કદાચ, ત્યારથી તેમના દિમાગમાં એક શબ્દ ઘૂસી ગયો — સ્વિટ્ઝર્લેન્ડ. તેમણે કાશ્મીરને પણ એવું અલગ-વિલગ સ્વિટ્ઝર્લેન્ડ બનાવવાની કલ્પનાનો ઘોડો દોડાવવાનો શરૂ કરી દીધો.

મલિકે એક બીજું કારણ પણ નોંધ્યું છે : શેખના ભારત-વિરોધી વલણમાં શેખનું કુટુંબ સૌથી મહત્ત્વનો ફાળો નોંધાવી રહ્યું હતું. શેખ પરિવાર સમગ્રપણે ભારતવિરોધી. એનું એક ઉદાહરણ બેગમ અબ્દુલ્લાનો જોસેફ કોર્બેલ (ભારત-પાકિસ્તાન માટે સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાના મિશનના સભ્ય) પરનો પત્ર પણ છે. જેમાં બેગમે લખ્યું હતું કે 'મારા પતિ સ્વતંત્ર કાશ્મીર વિષે હજી દૃઢ નથી પણ એ બાબતમાં હું અચલ છું.'

મલિકે શેખ-ચરિત્રના આપેલા આ લાંબા બયાનમાં કાશ્મીર વિષેની ભારત સરકારની ઢીલીપોચી નીતિનાં અસંખ્ય ઇંગિતો મળી જાય છે. સાથોસાથ કાશ્મીરમાં પાકિસ્તાન સાથે જોડાવા ઇચ્છુક તત્ત્વો ભારત સરકારને કેવો ભ્રમ બતાવતાં હતાં એનાં પણ ઉદાહરણો મળી આવે છે.

કાશ્મીરના સવાલનો કાકડો સળગતો રાખી પાકિસ્તાને જે ભારત-દ્વેષનું વાતાવરણ સર્જ્યું રાખ્યું તેનું વર્ણન શ્રી મલિક કરતાં શ્રી કૌલના પુસ્તકમાં વધુ તથ્યાત્મક છે. પાકિસ્તાનની લશ્કરી તૈયારી વિષે અને તેને કારણે જય-પરાજયના હિસાબ વિષે બંને જુદા પડે છે. શ્રી મલિકના મંતવ્ય મુજબ છેલ્લાં ત્રણ યુદ્ધમાં પાકિસ્તાન નિષ્ફળ રહ્યું છે, અને એક વધુ અવસર શોધી રહ્યું છે. (મલિકના આ અનુમાનને યાહ્યાએ ૧૯૭૧ના ડિસેમ્બરના આક્રમણ દ્વારા સાચું પાડ્યું છે.) જનરલ કૌલ ૧૯૬૫ના યુદ્ધ વિષે ઇશારો કરતાં કહે છે કે અલબત્ત, પાકિસ્તાને આપણને હરાવ્યા નથી, પણ આપણે પાકિસ્તાનને કરારી ચોટ આપી એમ કહેવુંય બરાબર નહિ ગણાય. એ યુદ્ધ શરૂ થયું ને સમાપ્ત થયું ત્યારે પણ અનિર્ણાયક રહ્યું હતું. એનાથી દુઃખી થયેલું પાકિસ્તાન પણ ફરી વાર હુમલો કરે તે શક્ય છે.

શ્રી કૌલે એમના આ જુલાઈ '૭૧માં પ્રગટ થયેલા પુસ્તકમાં પાકિસ્તાનના યુદ્ધખોર માનસના નેતાઓનાં નામ ગણાવ્યાં છે. તે ગુપ્તચર ખાતું, જાસૂસખાતાના મુખ્ય અધિકારી લે. જનરલ પીરઝાદા, મુખ્ય સેનાપતિ જનરલ ગુલ હસન, રાષ્ટ્રીય સુરક્ષા પરિષદના અધ્યક્ષ મેજર જનરલ ઉમર, આંતરિક સેવાઓના સમિતિના ભૂતપૂર્વ પ્રમુખ મેજર જનરલ અકબરખાન અને પાકિસ્તાની યોજના-પંચના પ્રમુખ મોહમ્મદ અહમદ. આ લોકો યાહ્યા પર દબાણ લાવ્યા કરે છે કે

પાકિસ્તાને ચીન સાથે સમજૂતી કરીને ભારત સામે યુદ્ધ કરવું જોઈએ. જન. કૌલે આ પુસ્તકમાં ભવિષ્ય ભાખ્યું છે, કે બાંગલા દેશના કારણે પાકિસ્તાન યુદ્ધ ખેલશે. આ યુદ્ધ એક બહુ મોટો જુગાર હશે, જો તે યુદ્ધ જીતી જશે તો ડૂબતું વહાણ બચાવી લેશે અને હારશે તો પાકિસ્તાન જ ખતમ થશે—

શું ચીન આ યુદ્ધમાં દખલ કરશે? કૌલનો જવાબ અનુમાન પર આધાર રાખે છે—ચીન મોટું લશ્કર તો ન ઉતારે, કેમ કે તેને પ્રત્યાઘાતોની બીક છે પણ તે લડાખમાં સીમિત માત્રામાં પ્રવેશ જરૂર કરે. કદાચ, તે માત્ર મનોવૈજ્ઞાનિક યુદ્ધ પણ ચલાવે અને લડાખ, નેફા, ચુંબી ઘાટીમાં આક્રમક વલણ લઈ આપણા સૈન્યને ત્યાં ફસાયેલું રાખવા ફરજ પાડે. જન. કૌલે ચીની સૈનિકી શક્તિનો પરિચય પણ આપ્યો છે—ચીની સેનામાં ૩૦ લાખ સૈનિકો છે, જે ૧૩૮ ડિવિઝન અને ૪૦ ક્ષેત્રીય એકમોમાં વિતરિત છે. દરેક ડિવિઝન ૧૨,૦૦૦ સૈનિકોની છે. ચીન તિબેટમાં લગભગ ત્રણ લાખ સૈનિકો રાખી શકે તેવી ક્ષમતા ધરાવે છે.

એક તરફ શ્રી કૌલ કહે છે કે ૧૯૬૨માં વાયુસેનાના સંબંધમાં ચીની શક્તિ ઝાઝી નહોતી, આપણું અનુમાન જ અતિરેકિયું હતું. એ બરાબર છે કે તેની પાસે ૨,૮૦૦ જેટલાં લડાયક હવાઈ જહાજ છે. પણ એ બધાં અનેક જગ્યાએ ફેલાયેલાં છે. વળી તિબેટ જેવી ઊંચી પહાડી જગ્યાએ હવાઈ જહાજો ઉડાડવા માટે લાંબી વિમાન પટ્ટીઓ જોઈએ, તે બધાં કારણો ચીની કાર્યક્ષમતાને તોડી નાખે તેમ છે. આમ રજૂઆત પછી કૌલ ચેતવે છે કે ૧૯૬૨ પછી ચીને પોતાની શક્તિ ઘણી સુધારી લીધી છે. તેણે કેટલાંક વિમાની મથકો પણ બનાવ્યાં છે, તેમાંનું એક લડાખમાં છે, બીજું ચુંબી ઘાટી નજદીક છે. ત્યાં તે જેટ વિમાનો ઉતારી શકે તેમ છે. શ્રી કૌલે આ જ રીતે પાકિસ્તાની સૈન્યની સંહારક શક્તિનું વર્ણન કર્યું છે. ચાર લાખની સ્થાયી સેના, બે લાખ પચીસ હજાર અર્ધ-સૈનિક સમૂહો, આઝાદ કાશ્મીરમાંના ચાળીસ હજાર સૈનિકો, બે લાખ મુજાહિદો વગેરેનો એમાં સમાવેશ થાય છે. શ્રી કૌલની ગણતરી મુજબ ૧૪૦૦ ટૅન્કો અને (અલબત્ત એમાંની ૪૦૦ બહુ સારી હાલતમાં નથી!) ૪૫૦ લડાયક વિમાનો પણ છે.

જનરલ કૌલ 'પાકિસ્તાન આમનેસામને', (કન્ફ્રન્ટેશન વિથ પાકિસ્તાન) શીર્ષક ભૂલી જઈને શ્રી મલિકની આમનેસામને આવી જાય છે એ આ પુસ્તકનો રસપ્રદ હિસ્સો છે. ૧૯૬૨ના ચીન-ભારત યુદ્ધ વિષે શ્રી મલિકે પોતાના પુસ્તકમાં સાફસાફ કહ્યું છે કે પોતે અને કેન્દ્રીય ગુપ્તચર વિભાગ યુદ્ધ પૂર્વે ૧૪ વર્ષોથી ચીની બદઇરાદા વિષે સૂચનાઓ આપતા રહેલા, પરંતુ સૈનિક અધિકારીઓએ ન તો પોતે એ સૂચનાઓ પર ધ્યાન આપ્યું કે ન એ સૂચનાઓ જે તે સૈનિક વિભાગોને પહોંચાડી. શ્રી મલિકે ૧૭ સપ્ટેમ્બર, ૧૯૬૨ના દિવસનું વર્ણન કરતાં કહ્યું છે કે—એ દિવસે એક બેઠક થઈ. બેઠકમાં નક્કી એ કરવાનું હતું કે ચીનની સામે પગલાં લેવાં કે કેમ? મેં ચીની ગતિવિધિની બધી માહિતીઓ ત્યાં ઉપસ્થિત સઘળા સૈન્યવડાઓને આપી અને પછી બેઠકમાંથી ચાલ્યો ગયો. મેં શ્રી વી. કે. કૃષ્ણમેનનને પણ કહ્યું કે તેઓ આ બેઠકમાં ન બેસે. શ્રી મલિક નોંધે છે કે એ દિવસે ધોલા ક્ષેત્રમાંથી ચીની સેનાઓને હાંકી કાઢવાનો નિર્ણય માત્ર સૈનિકી અધિકારીઓએ જ લીધો, રાજકીય નેતાઓએ નહિ.

એ આરોપનો જવાબ શ્રી કૌલ આમ આપે છે—'૧૭મી સપ્ટેમ્બર પહેલાં એક બેઠક મળી હતી ૬ઠ્ઠી સપ્ટેમ્બરે. ત્યારે કૃષ્ણમેનનને જનરલ થાપરે સાફ સમજાવ્યું હતું કે જો નેફામાં ચીનાઓ વિરુદ્ધ કોઈ સશસ્ત્ર કાર્યવાહી કરાઈ તો તેનો પડઘો લડાખમાં પડશે અને ત્યાં આપણી સેના પરિસ્થિતિ સંભાળી નહિ શકે... થાપરે જનરલ સેનની પ્રતિક્રિયા પણ જણાવી કે ચીનાઓ મોટી સંખ્યામાં આવે તો નેફામાં પણ આપણે મુકાબલો કરી નહિ શકીએ.'

શ્રી કૌલ નોંધે છે તેમ જનરલ થાપરે કરેલી સ્પષ્ટતાઓ પછી પણ મેનને જણાવ્યું કે કોઈ ને કોઈ

જગ્યાએ ચીનાઓનો આપણે મુકાબલો કરવો જ રહ્યો. ત્યાર પછી સૈન્યે ચીની હુમલાને ખાળી હઠાવવાનો નિર્ણય લીધો હતો. જનરલ કૌલ મલિક પર દોષનો ટોપલો ઢોળે છે કે મલિકે નેહરુજીને એવી સૂચના આપી હોત કે થાગલા પહાડી પરથી ચીનીઓને અત્યારે હટાવવા ન જોઈએ તો પરિસ્થિતિ સુધરી હોત. પણ એમ બન્યું નહિ અને જનરલ થાપરે ના પાડવા છતાં નેહરુએ થાગલા પર આક્રમણનો આદેશ આપ્યો.

આ બંને વર્ણનો પરથી એમ લાગે છે કે સેનાધિકારીઓને પણ સાચેસાચી પરિસ્થિતિનો પૂર્ણ અંદાજ નહોતો. નેફામાં આપણો જે ધબડકો થયો એમાં ભૂલ આપણી જ હતી. ભારતીય સેનાએ મૅકમેહોન રેખાની ઉપેક્ષા કરીને નામકા-ચૂના દક્ષિણ કિનારે સેડોંગ કે ધોલા પર થાણું જમાવ્યું એનું કારણ કૌલ પ્રમાણે "આપણને સાચા નકશાની સામગ્રી ઉપલબ્ધ નહોતી,' એટલે કોઈ એક ક્ષેત્રમાં આપણે થાણું નાખ્યું. કેપ્ટન મહાવીરપ્રસાદને મૅકમેહોન રેખા પર આપણી તરફે ચોકી બનાવવા પસંદ કરાયેલા. તેઓ એ સ્થાન પર પહોંચ્યા તો ત્યાં પાણી વરસી રહ્યું હતું અને જે નકશા હતા તે બિલકુલ સ્પષ્ટ નહોતા.' એટલે તેમણે એવા સ્થાને ચોકી ઊભી કરી જે મહાવીરપ્રસાદના મતે તો પોતાના જ પ્રદેશમાં હતી, પણ વાસ્તવમાં તે મૅકમેહોનની પેલી પાર સેડોંગમાં હતી! આમ, કૌલના કહેવા પ્રમાણે તો ધોલા —જેના વિષે ભારતીય નેતાઓ ભુલભુલામણીમાં હતા—એવું સ્થાન બન્યું કે જ્યાંથી આપણે પાછા હટી ગયા હોત તો નેફામાં આવડી મોટી લડાઈ જ ન થાત!

જનરલ કૌલે ૧૯૬૫ના યુદ્ધનો આલેખ્યું છે ને તેમાં જનરલ ચૌધરીની રણનીતિની તેમણે સખત આલોચના પણ કરી છે. એ વિષે તેમણે પાકિસ્તાનના સેનાપતિ જનરલ મોહમ્મદ મૂસાનો એક લેખ પણ છાપ્યો છે. [અલબત્ત, ત્યાર બાદ જનરલ ચૌધરી અને એરમાર્શલ અર્જુનસિંહે પત્રકારપરિષદમાં એને રદિયો આપ્યો હતો] કૌલે જનરલ માણેકશાને પણ છોડ્યા નથી.

શ્રી કૌલે ૧૯૬૫ની લડાઈની નિષ્ફળતાઓ આંકતાં લખ્યું છે કે આપણી બખ્તરબંધ સેનાઓ પંદર દિવસમાં માત્ર વીસ માઈલ જ આગળ ધપી શકી તેનું કારણ આપણા હાઈકમાન્ડના નિર્ણયોના અપૂરતાપણામાં રહ્યું છે. આપણી ચાર ડિવિઝન સેના સામે શત્રુઓની ત્રણ ડિવિઝન સેના હતી. આપણી પાસે એક બખ્તરબંધ ડિવિઝન હતી, પાકિસ્તાન પાસે એવી માત્ર એક રેજિમેન્ટ હતી. પછીથી પાકિસ્તાને બે વધુ રેજિમેન્ટ જોડી. વ્યંગ એ છે કે આ લડાઈ ટૅંક-વિશેષજ્ઞ જનરલ ચૌધરીની પોતાની કરામત હતી પણ અફસોસ એ કે એક સોનેરી તક આપણે ગુમાવી. લાહોર-સિયાલકોટ પર આપણે પૂરી ધાક બેસાડી શક્યા નહોતા, અને બન્યું એવું કે રાજસ્થાનમાં પાકિસ્તાને આપણી કેટલીક ચોકીઓ પડાવી લીધી. આનો અર્થ એવો થયો કે ૧૯૬૨માં આપણે તૈયાર નહોતા. ૧૯૬૫માં તૈયાર હતા પણ મોકો ગુમાવ્યો અને...

...અને, ભારતીય સૈન્યે ડિસેમ્બર ૧૯૭૧ના યુદ્ધમાં સઘળી ભૂલોને તોડી પાડીને એક જ્વલંત અધ્યાય રચ્યો છે, એમ શ્રી કૌલ કહે એવા પુસ્તકની આપણે રાહ જોઈશું?

## એક કાવ્ય | મેઘનાદ હ. ભટ્ટ

(બંગબંધુ શેખ મુજિબુર રહેમાનને સાદર)

વૈશાખી વાયરામાં ભ્રમણ કરતા વંટોળને
એની દિશાશૂન્યતાનો ખ્યાલ આવી ગયો
જ્યારે
નાનકડા એક વાદળની ભીનાશથી તરબોળ થૈ બેઠેલું
સારુંય આકાશ
એકદમ
જમીન પર ઝૂમી બેઠું
જ્યારે
ચણોઠીને વર્ષોથી આભ માનતું સસલું
અવકાશમાં પથરાયેલી
આભની અસીમ સીમને
યકીનન
ચણોઠી માની બેઠું.
જ્યારે
તમાચો મારીને લાલ રાખેલું અંગ
અચાનક એની લાલાશનો
અનેરો અણસાર આપી બેઠું.
જ્યારે
માણસનું વાવેલું વૈશાખી ફૂલ
શ્રાવણમાં
માણસિયા વાદળની ભીંજાયેલી સુગંધ લઈ બેઠું.
જ્યારે
અદ્રિ–આકાશને એકાકાર કરતું વાદળ
ધુમ્મસિયા સૃષ્ટિમાં
ઓગળતું, ઓગળતું
વરસાદ થૈ બેઠું.
જ્યારે
ગિરિકુંજોને પયસ્નાન કરાવતું ઝરણું
ફેલખલતું, કલખલતું
નામ વિનાની નદી થૈ બેઠું.
અને—
ક્યારેક જે હવાનું સ્ખલન થૈ ગયું 'તું
તે
તે જ ઝરણું જ્યારે
અકારણ-હવાનું સ્મરણ થૈને બેઠું.
—ત્યારે...

## બાંગલા દેશ | વિપિન પરીખ

આકાશ લાલ છે, પૃથ્વી લાલ છે,
દરિયો લાલ છે, હવા લાલ છે,
આંખ લાલ છે, જીભ લાલ છે,
હોઠ લાલ છે અને
આ હાથ લાલ છે.

ત્યાં એક મુસલમાન બીજા મુસલમાનની હત્યા કરે છે!
ના
ત્યાં એક માણસ બીજા માણસનો વધ કરે છે!
ઈશુના વધને કેટલાં વર્ષો થયાં?
ગાંધી કાલે જ હતા આ પૃથ્વી પર?
બુદ્ધનાં નયન હજુ બંધ કેમ છે?

બધા ચૂપ કેમ છે!

હું જાગતો નથી રહી શકતો.
મારે કવિતા લખવાનું છોડી દેવું જોઈએ.
મારે આ શબ્દોની રમત બંધ કરવી જોઈએ.
કાગળ ફાટી ગયેલા ડોળા જેવો ફીકો છે.
મારા હાથ લાલ છે.

# બરફની ભીંતો | મૌન બલોલી

ચોમેર ફરતી બરફની ભીંતોને
પરસેવો ન વળે
એ ફિકરમા ને ફિકરમાં
માણુસની આંખ રાડાર બની ગઈ.
બરફની ભીંતો ખાતર
માણુસની છાતીમાં સંગીન જેમ
ભોંકાય છે માણુસ
ને વિયેટનામ જેવા ચંદ્રકથી
સોહી ઊઠે છે એની છાતી
ત્યારે જેને રાષ્ટ્ર જેવું જ નથી એવું
નૈસર્ગિક વેશમાં નિજાનંદ માણુતું
હિપ્પીયુગલ કીજડી સંસ્કૃતિની આંખમાં
ફાંસ જેમ ખટકે છે
વૉર્ડરે આપેલા વસ્ત્રના ફાંસામાં
શહીદ જેમ લટકે છે.

બંદૂકની ઘૂસણખોર ગોળી
વગર પાસપોર્ટે
ગમે તે રાષ્ટ્રમાં ગમે ત્યાં ફરી શકે
એની જિપ્સી આંખોની સંમોહિત હિંસતામાં
પુનો પણ બાકોરું પાડી શકતો નથી.
ભીંતિ ડાઘ જેમ ચોંટેલી ગરોળી
હડપ દઈને બત્તીના અજવાળામાં
જીવાત પકડે એમ
સ્ટેશન બહાર નીકળતાં
કોઈ એ કાનમાં કહ્યું
"બાબુજી, નવાબજી બેટી હૈ
યૂં તો નકાબપોશ નિકલતી હૈ
લેકિન આજકલ દેશી ટેબૂલ
સિર્ફ દેશી હી હૈ
તંગ આ ગયે હૈં હોઠ ઔર રૂખસાર
ધનકે રબ્બરી બોસાસે."
ને રગેરગમાં વહેતું રક્ત
મારા શિશ્ન ભણી ધસ્યું
હા એ જ આ પુનો

બાંગલા દેશ-બળાત્કાર કેસમાં
બંધળ પુરવાર થયેલ તાજનો સાક્ષી
એનેય બરફની ભીંતો હશે
નહિતર એ મશીનગનનો
ટોટો પીસી શકે,
સફેદ ગાય પાછળ દોડતા આખલાને
બળદની જેમ નાથી શકે,
પણ કોણ કોને રોકે
કોણ કોને ટોકે
બધાય જીવતા માણુસને ખીલા ઠોકે!

મેં જ્યારે કહેલું
"હણાયેલા દુશ્મનોનાં પણ
ક્યાંક સ્મારક રચાતાં હશે"
ત્યારે કોઈએ કહેલું
કે છોકરો બહુ ફાટ્યો છે
ગોળીએ દેવો પડશે
નહિતર નકસલવાદનાં જંગલો
ઊગી નીકળશે બરફની ભીંતોમાં.

મારી બળવાખોર ગરમીમાંથીય
બરફ બનાવવાનું શીખી ગયાની
ખુશાલીમાં મારા મડદાને
કાચું ને કાચું ખાતો હશે માણુસ
ત્યારે દૂર ઊભો ઊભો હું જોતો હોઈશ
બરફની ભીંતોમાં ચણાઈ ગયેલી
જાળની બારી શોધી રહ્યો છે માણુસ
અને પાછો પરોઢિયે
સેરટીન ચેપલના ફ્રેસ્કા પર
સૂતેલો માણુસ ચીખી ઊઠશે
આ મારો સ્વર્ણસૂત્ર નો'મ
સંઘરેલા પ્હાણા એવા ને એવા જ
મારી કબરમાં જાતે દફનાવવા પડશે
મારો મડદો ચીરેલા નકામાં જશે
આ બરફની ભીંતો ખાતર
હા, આ બરફની ભીંતો ખાતર

# એક તુલસીના છોડની વાત

સૈયદ વલી ઉલ્લાહ

ધનુષ્યના જેવા વાંકા ઈંટ-સિમેન્ટના પહોળા પુલની સો વાર છેટે ઘર હતું. બે માળનું, સરસ; રસ્તાની બરાબર ધારે. આ બાજુ ફૂટપાથ હોતો નથી, એટલે ઘર આગળ પણ થોડી જમીન છોડવી જોઈએ એવી કશી બલા નહોતી. પણ ઘરના પાછલા ભાગમાં તો ઘણી બધી જગ્યા હતી. સ્નાનઘર-રસોડા અને પાયખાનાંની વચ્ચેની ખુલ્લી સ્વચ્છ જમીન સિવાય પણ બીજી ઘણી બધી જગ્યા હતી. ત્યાં આંબા, જાંબુડા અને ફોફાનું ગીચ જંગલ જેવું હતું, મોટા ઘાસથી ઢંકાયેલી ભીની માટીની ભેજવાળી ગંધ વહી આવતી અને ધોમધખતા તડકામાં પણ સૂર્યાસ્તનો મલિન અંધકાર છવાયેલો રહેતો.

આટલી બધી જગ્યા હતી તો પછી, સામે જરા જગ્યા છોડીને એકાદ બાગ જેવું કર્યું હોત તો શું દોષ થઈ જવાનો હતો?—આ વાતના જ તેમને વિચારો આવે છે. મતિન વિચારે છે કે, ભલે બાગ ન રહ્યો, આગળ જરા જમીન હોત તો તેઓ પોતે જ બાગ બનાવત, ખૂબ પ્રયત્ન કરી, ઋતુઋતુનાં મોસમી ફૂલ ઉગાડત, ગંધરાજ, બકુલ, હારનાહાના, બે ચાર ગુલાબ પણ. તે પછી, સાંજની વેળાએ ઑફિસથી આવીને ત્યાં બેસત. બેસવા માટે, કંઈ નહિ તો એકાદ નેતરની ખુરશી અથવા એકાદ આરામ-ખુરશી ખરીદી લેત. બેઠાં બેઠાં વાતો કરતાં કરતાં આમજાદાને હુક્કો પીવાની ટેવ હતી તે ના હોય તો બાગનું સંમાન જાળવી રાખવા જેવો એક નાળવાળો સુંદર હોકો ખરીદી લેત. સાંજવેળાના વિશ્રામવિલાસ માટે વાતો જમાવનાર કાદર પણ હતો. ફરફરતી ખુલ્લી હવામાં તેનું ગળું વાતમિય, હારનાહાના ફૂલની સુવાસ સાથે ભળીને મધુર બની જાતું, અથવા તો, ચાંદની રાતે કશી વાતો ન કરીએ તોયે શું જવાનું હતું! મોઢું બરાબર ધીમેથી ચંદ્રની સામે રાખી ચુપચાપ બેસી ના રહેવાય!—ઑફિસમાંથી થાકીને પાછા આવતાં રસ્તાની ધારે ઊભેલા મકાનના બીજે માળે જવાનાં પગથિયાં ચડતાં ચડતાં તે વાત વારે વારે મનમાં લાવતો.

આ લોકોએ મકાનનો કબજો લઈ લીધો છે. જરૂર, કબજો લેતી વખતે લડાઈ કરવી પડી નહોતી, અથવા તેમની લડાયક શક્તિનું અનુમાન કરીને કોઈએ હાર પણ માની લીધી નહોતી. દેશવિભાજનની ધમાલમાં આ શહેરમાં આવ્યા ત્યારથી તેઓ એકાદ ગમેતેવા ડેરાની શોધમાં ભટકતા હતા. એક દિવસ જોયું આ ઘર, સરસ મોટું ઘર જનમાનવ-વિહોણી સ્થિતિમાં ખાઉં ખાઉં કરે છે. પહેલાં તેઓ નવાઈ પામ્યા હતા. પછી ટોળી સાથે આવીને દરવાજાનું તાળું તોડીને હો હો અવાજ કરતા ઘરમાં પેઠા. વૈશાખની કેરી ભેગી કરવાના ક્ષિપ્ર ઉન્માદમાં એટલા મસ્ત થઈ ગયા હતા કે તેમનું આ કૃત્ય ધોળે દહાડે ધાડ પાડવા જેવું છે એવું તેમને ન લાગ્યું. મનમાં કશુંક ગુનાહિત કૃત્ય કર્યાનો ભાર પડે તે પહેલાં તે ભાર પીંજાયેલા રૂની જેમ ફરર ઊડી જતો હાસ્યના ભારે અવાજમાં.

સાંજની વેળાએ શહેરમાં જ્યારે ખબર પડી ત્યારે, અણગમતાઓનું આગમન શરૂ થયું. માથા પર એકાદ છાપરાની આશામાં તેઓ ટોળેટોળાં આવવા

લાગ્યા. પણ આ લોકો ગરમ થઈ ગયા. ધાડ પાડો છો કે શું? પછી શક્ય તેટલો મિજાજ ઠંડો રાખીને બોલ્યા—જગ્યા જ ક્યાં છે? આખું ઘર ભરાઈ ગયું છે. બોલ્યા, જુઓ સાહેબ, આ નાના અંધારિયા ઓરડામાં પણ ચાર ચાર પથારીઓ પડી છે. હજી તો પથારીઓ જ પડી છે, પણ છ ફૂટ બાય ત્રણ ફૂટના ચાર ચાર પલંગ, છ એક ખુરશીઓ કે ટેબલ આવતાં ઘરમાં જગ્યા બોલતાં કોઈ વસ્તુ નહિ હોય. કેટલાક સહાનુભૂતિપૂર્વક બોલ્યા, તમારી તકલીફ સમજીએ છીએ. અમે પણ કંઈ ઓછી તકલીફ વેઠી છે? આ તમારું નસીબ જરા મંદ. જો ચાર કલાક વહેલા આવ્યા હોત તો, ચાર શું, બેએક કલાક પહેલાં જ નીચે ખૂણાવાળા ઓરડામાં એકાઉન્ટ્સ ઑફિસવાળા એક બાબુએ કબજો લીધો. રસ્તા ઉપર જ રૂમ છે, પણ તેમાં વાંધો શું? બારી પાસે જ સરકારી દીવો છે. કોઈ દિવસ દીવા બુઝાઈ જાય, તો તે દીવાથી જ સરસ ચાલે.

આખા દેશમાં ભારે મોટી ઊથલપાથલ થઈ હતી ખરી, તોયે ક્યાંય હજુ અરાજકતા ફેલાઈ નહોતી. એટલે જ પછી, આ ગેરકાયદેસર કબજો છોડાવવા પોલીસના માણસો આવ્યા હતા.

ભાગી જનાર ઘરમાલિકે પોતાનું મકાન છોડાવવા સરકાર આગળ ધરણાં કર્યાં હતાં એવું નથી ગેરકાયદે કબજો થયો છે એમ જાણવા છતાંય ધરણાં કરત કે કેમ તે બાબતમાં સંદેહ છે. જો પ્રાણભયે આવડો મોટો એક પરિવાર માત્ર બે દિવસમાં જ દેશમાંથી ભાગી જઈ શકે, એવાની બાબતમાં આવી ધારણા રાખવી વધારે પડતી છે. પોલીસને એવા લોકોએ જ ખબર આપી હતી, જેઓ તે વખતે શહેરના અન્ય ભાગમાં લૂંટફાટ કરવા ભમતા હતા અને એટલે અહીં ચાર કલાક પહેલાં કે બે કલાક પહેલાં પણ આવી નહોતા શક્યા. સીધીસાદી નસીબની વાત છે; એમનું નસીબ સારું નહિ હોય. ભાગ્યને બળે ગરીબ ગાય જેવા પણ ખરેખરા લાઠીધારી બની જઈ શકે છે. સાચેસાચ ભલે લાકડીએ "લાકડીએ" ન આવત પણ તેને માટેની તૈયારીથી એ લોકોએ સમગ્ર વ્યાપાર પોલીસને એવી રીતે સમજાવી દીધો કે ફોજદાર ફરી વાર બોલ્યા વિના પોતાના દલ સાથે પાછો જતો રહ્યો. રિપોર્ટ આપવાની વાત હતી. આ રિપોર્ટ ઉપર આપ્યા કરતાં તો દબાવી દેવામાં જ પોતાનું શ્રેય લાગ્યું. તે સિવાય એટલી બધી ઉતાવળ પણ શી હતી? જે ઘર છોડીને ચાલ્યા ગયા છે તેમના માટે સહાનુભૂતિની કશી વાત નથી અને માલિક પાછો આવીને પોતે કશું ના કરે તો પછી ખોટી માથાફોડ શા માટે કરવી? તે સિવાય, આ બધા આવી પડેલા કારકુન હોવા છતાંય સારા ઘરના છોકરા હતા. કબજો જમાવી બેઠા છે એટલે કંઈ બારીબારણાં તોડી નાખે છે અથવા છતની બીમ ધીરે ધીરે કાઢી લઈને સીધા ચોરબજારમાં વગે કરી નાખે છે, તેમ પણ નથી.

રાતભરમાં તો ઘર ભર્યું "ભાદર્યું" બની ગયું. આમાંના ઘણાએ કલકત્તાની બ્લેકમેન લેનમાં, ખલાસી પટ્ટીમાં, બેઠકખાનામાં, દફતરી પાડામાં, સૈયદ સાલેહ લેનમાં તમાકુના વ્યાપારીઓની સાથે અથવા કમરુ ખાનસામા લેનમાં અકથ્ય દુર્ગંધ ભરી ગંદકી વચ્ચે દિવસો વિતાવ્યા છે. આ ઘરના મોટા મોટા ઓરડા, નીલગંગલાના વરંડાઓની ફેશન પ્રમાણે મોટી મોટી બારીઓ, પાછળ ખુલ્લું આંગણું, તેની પાછળ વનજંગલની જેમ આંબા, જાંબુ અને કોઠનો બાગ— આ બધું આ લોકોને કેટલું બધું ગમી ગયું હતું તે કહેવાની જરૂર નથી. એકેક જણે એકેક ઓરડો કબજે નહોતો કર્યો એ વાત ખરી, તેમ છતાં ઓરડામાં ખુલ્લી હવાની આવજા અને ભરપૂર અજવાળું જોઈને ખૂબ રાજી થયા હતા. આ વખતે મનમાં થયું કે જીવી ગયા. મોકળાશમાં રહીને, પવન-પ્રકાશ માણીને જીવન હવે સતેજ હર્યુંભર્યું થશે, દસેક બે હજારના પગારદારી જેવા સુરેખા ચહેરા પર આવશે, દેહ મલેરિયા અને કાળાજ્વરના જીવાણુઓથી મુક્ત થશે.

જેમ ફ્રુનુસ મૅકલીવુડ સ્ટ્રીટમાં રહેતો હતો. વિલાયતી નામ હોય એટલે શું થઈ ગયું, ગલીમાં એક એક અંશ જાણે કે સવાર વેળાએ કચરો ભરેલા

ડસ્ટબિન જેવો હતો. તે ગલીમાં જ જીર્ણ થઈ ગયેલા બે માળના મકાનમાં તે કચ્છના એક ચામડાના વ્યાપારી સાથે રહેતો હતો. તે કહેતો કે ચામડાની ગંધ સારી, યક્ષ્માના જીવાણુનો નાશ કરે છે. તે સિવાય તે ઉત્કટ ગંધ ગટરની સડેલી ગંધને પણ ખબર ન પડે તે રીતે ડુબાડી દે છે; ઘરના ખૂણામાં દશ દિવસ સુધી મરેલી બિલાડી કે ઉંદર સડતાં રહે તોપણ નાકને તેની ખબર પડી શકવાની ગુંજાયશ નહોતી. ધુતુસ વિચારતો કે ખોટું શું છે. કંઈ નહિ તો યક્ષ્માના જીવાણુના નાશ પામવાની વાત મનમાં બરાબર બેસી ગઈ હતી. શરીર તેનું જોઈએ તેવું સારું નહોતું. રોગજર્જર દુર્બળ માણસ. અહીં બે માળવાળા ઘરની દક્ષિણ દિશાના મોટા ઓરડાની બારી પાસે સૂતાં સૂતાં સૂર્યના પ્રકાશના સોનેરી ચળકાટમાં મેકલીવુડ સ્ટ્રીટના મકાનની વાત યાદ કરતાં ધ્રૂજી ઊઠે છે વિચારે છે, આટલા દિવસો કેમ વિતાવ્યા કોણ જાણે છે? પૈસા હોત તો ડાક્ટર પાસે એક વાર છાતીની તપાસ કરાવી આવત. ચેતતા નર સદા સુખી.

અંદર રસોડાની ડાબી બાજુએ એક ખૂણામાં અર્ધો હાથ ઊંચા ઈંટના એક ચોતરા પર એક તુલસીનો છોડ હતો. એક દિવસ સવારે લીમડાની ડાળીનું દાતણ કરતાં કરતાં મુદાબ્બીર આંગણામાં ફરતો હતો કે એકાએક તેની નજરે પડ્યો તુલસીનો છોડ. મુદાબ્બીર હતો હુલ્લડિયો જીવ. જરા કંઈક થાય કે હો હો કરી ગજવી મૂકે. બધા દોડી આવ્યા. જેટલી બૂમાબૂમ હતી તેટલું કશું ગંભીર ન હોવા છતાં છેવટે કંઈ નહિ તો કંઈક તો છે.

— આ તુલસીનો છોડ છે. એને ઉખાડી નાખવો પડશે. આપણે જ્યારે આ ઘરમાં આવ્યા છીએ ત્યારે હિંદુપણાનું કોઈ ચિહ્ન રહેવું ન જોઈએ.

બધાએ તે તરફ જોયું. કથ્થાઈ રંગની આભામાં લીલાં પાંદડાં કેવાં મ્લાન થઈ ગયાં હતાં. નીચે કેટલાય દિવસથી દેખરેખ વિના ઘાસ વધી ગયું છે. નવાઈ કહેવાય. આટલા દિવસ સુધી આ છોડ નજરે જ પડ્યો નહોતો. ન જાણે કેવી રીતે સંતાઈ ગયો હતો.

પણ તેઓ એકદમ સ્તબ્ધ બની ગયા. જે ઘર આટલું સૂનું લાગતું હતું, સીડી અને ઓરડાની દીવાલો પર વાંકાચૂકા અક્ષરોમાં નામ લખેલાં હોવા છતાં એવું અનાથ લાગતું હતું કે તેનો ચહેરો એકાએક બદલાઈ ગયો તુલસીનો છોડ એકાએક નજરે પડીને જાણે ઘણી બધી વાત કરી રહ્યો હતો.

એ લોકોની સ્તબ્ધતા જોઈને મુદાબ્બીરે ફરી વાર ગર્જના કરી: 'વિચારો છો શું? ઉખેડી નાખો, બીજી વાત નહિ.'

હિન્દુ રીતરિવાજ આ લોકો સારી રીતે જાણતા નહોતા. તોપણ ક્યાંક સાંભળ્યું છે કે હિન્દુ ઘરમાં દરરોજ સાંજે ગૃહિણી તુલસી પાસે સંધ્યાદીપ પેટાવીને માથે ઓઢી તુલસીને પ્રણામ કરે છે. ઘાસમાં ઢંકાઈ ગયેલા, કરમાયેલા લાગતા આ તુલસીના છોડ પાસે પણ દરરોજ સાંજે કોઈક દીવો પેટાવતું હશે. આકાશ જ્યારે સંધ્યાતારાના બલિષ્ઠ એકાકીત્વથી ઉજ્જ્વલ થઈ ઊઠતું હશે, બરાબર તે વખતે ગાઢ થતી જતી છાયાઓની વચ્ચે ઝૂકેલા સિંદૂરના નીરવ લાલ સ્પર્શથી એક શાન્ત ધીર પ્રદીપ સળગી ઊઠતો હશે પ્રત્યેક દિને — કદાચ વર્ષ પછી વર્ષ એમ સળગતો હશે. ઘરમાં દુર્દિનનું વાવાઝોડું આવ્યું હશે, કદાચ કોઈ જીવનદીપ બુઝાયો હશે, તોપણ આ દીવો મૂકવાનું અનુષ્ઠાન એક દિવસ માટે પણ બંધ થયું નહિ હોય.

જે ગૃહિણીએ વરસો સુધી આ તુલસી પાસે દીવો મૂક્યો હતો તે આજે ક્યાં છે? શા માટે ચાલી ગઈ છે? મતિન એક સમયે રેલવેમાં કામ કરતો હતો. તે વિચારતો કે કદાચ કલકત્તા કે પછી આસાનસોલ, કે વૈદ્યવારી કે પછી હાવડામાં કોઈ સગાના ઘરે. સિલુવામાં પણ કેમ નહિ? નિશાળ રેલવે યાર્ડની પાસે એક કાળી કે લાલ કિનારવાળી સાડી ઝૂલે છે જાણે. તે આ ગૃહિણીની જ. પણ જ્યાં હશે ત્યાં, આકાશમાં જ્યારે દિનાન્તની છાયા ગાઢ થતી હશે ત્યારે દરેક સાંજે આ તુલસીના ચબૂતરાની વાત યાદ કરીને તે ગૃહિણીની આંખો આંસુથી છલછલ થતી હશે.

ગઈ કાલથી યુનુસને શરદી થાય એવું થાય છે. તે બોલ્યો,—રહેવા દોને. આપણે તો કંઈ પૂજા કરવા જતા નથી. અને વળી ઘરે એકાદ તુલસીનો છોડ હોય તો સારું. શરદી કફમાં તેનાં પાંદડાંનો રસ ઉપકારક હોય છે.

મુદાબ્બીરે આમતેમ જોયું. બધાનો જાણે એ જ મત હતો. એમની વચ્ચે એનાયત મૌલવી જેવો માણસ પણ હતો. મુખ પર દાઢી છે, પાંચ વખત નમાજ પઢે છે, સવારે કુરાન પણ વાંચે છે. તેય ચૂપ હતો. દરેક સાંજે છલછલ કરતી ગૃહિણીની આંખોની વાત તેને યાદ આવી? અક્ષત દેહે તુલસીછોડ વિરાજિત રહ્યો. ઘરની આબોહવા સરસ હતી. કલકત્તાનો થાકનો ભાવ જાણે કપાઈ ગયો છે. ગોષ્ઠિ પણ સરસ જામે છે, જોતજોતામાં મોઢે ફીણ આવી જાય એવા વાદવિવાદ થતા. સામાજિક, રાષ્ટ્રીય, આર્થિક બધા પ્રકારની ચર્ચા થતી. સામ્પ્રદાયિકતાની વાત પણ આવતી વચ્ચે વચ્ચે.

— એ જ તો એનું મૂળ છે, મુદાબ્બીર કહે છે. કહેતો કે હિંદુઓની નીચતા અને ઝનૂનને લીધે તો દેશના આજ ભાગલા થઈ ગયા.

તે પછી તેમના અન્યાય અને અત્યાચારનાં ખૂબ ખૂબ દાખલા આપતો. લોહી ગરમ થઈ જતું બધાનું. ટોળીમાં ઢાબેરી ગણ્યાતા મકસૂદ મિયાં ક્યારેક ક્યારેક પ્રતિવાદ કરતા. કહેતા — એટલા બધા નહિ. એટલા બધા હોય તોયે આપણે કંઈ ઓછા છીએ. મુદાબ્બીર દાંત કચકચાવતો. એ જોતો કે આ કહેવાતા ઢાબેરીનો કટ્ટ હસે છે. તે જીદ છોડીને વિચારે છે, કોણ જાણે બાબા, આપણે પણ હડપ દઈને કહી શકીએ કે દોષ એમનો છે. તે સાલા પણ હડપ કરીને કહી શકે છે કે દોષ આપણો છે. સવાલ ઘણો ગૂંચવાડા ભરેલો છે; સમજવો મુશ્કેલ છે. વિચારે છે: અમે જ ખરા છીએ. અમારી ભૂલ કેવી રીતે થાય? શું અમે પોતાને નથી ઓળખતા? કટ્ટ સંશયમાં હાલતો હાલતો એકાએક જમણે છેડે જઈને સ્થિર થઈ જાય છે. કટ્ટ ક્યારેક ક્યારેક સમજ્યા વિના જ ડાબે છેડે આવી જતો એટલે જ એને ઢાબેરીનું કલંક લાગેલું.

પાયખાના ભણી જતાં જતાં રસોડાની પાસે તુલસીનો છોડ નજરે પડે છે. કોઈએ આજુબાજુનાં જાળાં સાફ કરી દીધાં છે. પાંદડાં સુકાઈ જઈને કથ્થાઈ રંગનાં થઈ ગયાં હતાં, તે ફરી જાણે ગાઢ રંગમાં જાણે લીલાં થઈ ગયાં હતાં. કોણ તેના મૂળિયે પાણી સિંચે છે? જરૂર, ખુલ્લંખુલ્લી રીતે લોકોની નજરે પડતો નથી. સમાજમાં આંખની શરમ જેવી કોઈક વસ્તુ તો છે.

યુનુસ વિચારતો હતો કે મેકલીયુડ સ્ટ્રીટના ચામડાના વ્યાપારીના ગંદા ઘરમાં ફરી ક્યારેય પાછો નહિ જાય — અહીં પવન-પ્રકાશની વચ્ચે જીવવા માટે તે બચી ગયો. પણ તેનો આ વિચાર ભૂલભરેલો હતો. માત્ર યુનુસ જ કેમ, બધા જ — જેઓ વિચારતા હતા કે આ આપત્તિના સમયમાં સારી રીતે ખાવાનું ભલે ના મળે, ઘરમાં આ જીવનમાં દુર્પ્રાપ્ય એવો આરામ તો મળશે — તે બધા ભૂલ કરતા હતા. તોયે જે હોય તે સામે જમીન નથી. હોત તો તેઓ આજ બાગ કરત અને તે સમય બીજું કશું ભલે ન થાત, પણ હજારીગલના છોડ તો મોટા થઈ જાત. તેમ થાત તો વળી મોટી ભૂલ ન થાત!

મુદાબ્બીર હાંફળોફાંફળો આવીને બોલ્યો, પોલીસ આવી છે. શા માટે? વિચાયું કે, કદાચ રસ્તા પરથી ભાગી જઈને એકાદ ચોર આવીને ઘરમાં ઘૂસી ગયો હશે. પણ તે તો સસલા જેવી વાત થઈ. શિકારીની સામેથી ભાગવાનો બીજો માર્ગ ન રહેતાં એકાએક બેસી પડીને આંખો મીચીને સસલું વિચારે છે કે હવે કોઈ મને જોઈ શકતું નથી. અહીં તેઓ પોતે જ તો ચોર છે, માત્ર શરીર ઢાંક્યું નથી, આંખો મીંચેલી છે.

પોલીસનો સબ-ઇન્સ્પેક્ટર જૂના અમલની હેટ બગલમાં રાખીને ચાઠાવાળા કપાળનો પરસેવો લૂછતો હતો. કેમ જાણે એક ભોળપણનો ભાવ. પાછળ બે બંદૂકધારી કોન્સ્ટેબલો મોટી મૂછવાળા હોવા છતાં તેથીયે વધારે ભોળા લાગતા હતા. તેઓ ચુપચાપ વળીઓ ગણવા લાગ્યા. ઉપર એક બાકોરામાં એક-

જોડી કબૂતરે માળો બાંધ્યો છે. એક સફેદ છે, અને બીજું ભૂખરું. તોયે જુએ છે તાકીતાકીને. હાથમાં બંદૂક છે ને એટલે

મતિને વિનયપૂર્વક પૂછ્યું —તમારે શેનું કામ છે?

—તમારું બધાંનું. તમે બધાએ ગેરકાયદેસર રીતે આ ઘર કબજે કર્યું છે. ચોવીસ કલાકમાં આ ઘર તમારે ખાલી કરવું પડશે —કહીને ઑર્ડર બતાવ્યો.

ઘરનો માલિક તો તો પાછો આવ્યો લાગે છે. ટ્રેનમાંથી ઊતરીને અહીં આવીને આ સ્થિતિ જોઈ સીધો થાણે પહોંચી ગયો હશે. અત્યારે સાથે આવ્યો છે કે નહિ તે જોવા માટે અડઝસે ડોક ઊંચી કરીને જોયું. કોઈ નથી. પાછળ તો માત્ર મૂછોવાળા બે કૉન્સ્ટેબલો જ છે.

—કેમ? ઘરવાળાએ ફરિયાદ કરી છે?

—ગવર્મેન્ટે ઘરનું રિક્વિઝિશન કર્યું છે. અનેક ક્ષણો તેઓ ચુપ રહ્યા. છેવટે મતિન બોલ્યો,—

—અમે પણ ગવર્મેન્ટના જ માણસો છીએ.

ક્યારેક ક્યારેક માણસની નિર્બુદ્ધિતા જોઈને અવાક થઈ જવાય છે. વાત સાંભળીને ચુપચાપ ઊભેલા બન્ને કૉન્સ્ટેબલ મુચ્છોએ વળીઓ પરથી નજર હટાવી તેમની તરફ જોયું, ભાવભરી આંખો એકાએક બધી વાત કરી રહી.

ઘર પર આ પછી એક છાયા ઊતરી આવી. ચિંતાઓનો પાર નહોતો. ક્યાં જવું એ જ ચિંતા. કોઈ કોઈ તો ગુસ્સે થઈને બોલ્યા, ક્યાંય નહિ જઈએ, અહીં જ રહીશું. જોઈએ છે કોણ હટાવે છે તે. કોઈ આ ઘરનો ઊમરો વળોટે તો તે અમારી લાશ પર થઈને આવશે. (ક્યાંક વિદ્યાર્થીઓએ શું આમ ને આમ શારીરિક જોરે એક ઘર પર કબજો નથી જમાવ્યો? તેમને હટાવવાનો પ્રયત્ન કરતાં સરકારના ઊંચામાં ઊંચા અમલદારો નેસ્તનાબૂદ થઈ ગયા છે. તે વાત જ યાદ છે.) છેવટે તેમનું લોહી ઊકળી ઊઠ્યું. બોલ્યા, ક્યારેય છોડીશું નહિ. જેમને આવવું હોય તે આવે, પણ તેઓ આટલી વાત ધ્યાનમાં રાખે કે તેમને અમારી લાશ પર થઈને આવવું પડશે.

કેટલાક દિવસ ગરમ લોહી ઊછળતું રહ્યું. કામકાજમાં મન ચોંટતું નથી, ખાવામાં મન લાગતું નથી. માત્ર વાતો, તીખા રસથી સિંચાયેલી ક્રોધભરી વાતો. પણ ધીમે ધીમે વાતો ઓછી થતી ગઈ. અને એમની વાતો બંધ થતાં લોહી ઠંડું થતાં કેટલા દિવસ!

અને તેઓ તો કંઈ વિદ્યાર્થીઓ નથી. તેઓ કોણ હતા, તે વાત તો અભિમાનપૂર્વક તે દિવસે પોલીસને જાતે જ કરી હતી. ઘર રિક્વિઝિશન થવાની વાત સાંભળ્યા પછી કેટલીક ક્ષણો વિમુખ રહીને બોલ્યા હતા, અમે તો ગવર્મેન્ટના જ માણસો છીએ.

એક દિવસ તેઓ લાવલશ્કર સાથે ચાલ્યા ગયા. એક વાવાઝોડાની જેમ ચાલ્યા ગયા. ઘરમાં વેરવિખેર મૂકી ગયા જૂનાં છાપાંના ટુકડા, કપડાં લટકાવવાની દોરીનો ટુકડો, બીડી-સિગારેટનાં ઠૂંઠાં કે તૂટેલાં જૂતાંની એડીઓ. નીલકોઠી બંગલાની ફેશનમાં તૈયાર કરવામાં આવેલાં બારીબારણાં ખાઉં ખાઉં કરવા લાગ્યા. પણ તે હવે કેટલા દિવસ. રંગબેરંગી પડદા ઝૂલશે ત્યાં.

પાછળ રસોડાની બાજુમાં તુલસીનો છોડ કેવો તો સુકાઈ ગયો છે! તેનાં પાંદડાંએ ફરીથી ક્યાંઈ રંગ ધારણ કર્યો છે. જે દિવસે પોલીસ આવી ઘર છોડવાની વાત કહી ગઈ હતી તે દિવસથી તેને કોઈએ પાણી સિંચ્યું નહોતું. તુલસીના છોડની વાત ભલે ન હોય, પણ ગૃહિણીની છલછલ કરતી આંખોની વાત પણ શું તેમને યાદ ન આવી?

કેમ ન આવી, તે વાત માત્ર તુલસીનો છોડ જાણે છે. તે તુલસીને માણસ જિવાડવા માગે તો જિવાડી શકે છે, નાશ કરવા માગે તો એક ક્ષણમાં નાશ કરી શકે છે. અર્થાત્ જેના જીવવાનું કે સમૃદ્ધ થવાનું તેની પોતાની આત્મરક્ષાની શક્તિ પર આધારિત નથી.

અનુ. ભોળાભાઈ પટેલ

મિહિર આચાર્ય સંપાદિત 'પૂર્વાંચલાર ગલ્પસંગ્રહ'માંથી

# સ્વાતંત્ર્યનો ઢંઢેરો

બાંગલા દેશની સરકારે ગયા એપ્રિલ માસની તા. ૧૦મીએ પ્રગટ કરેલો, સ્વાતંત્ર્યનો ઢંઢેરો નીચે મુજબ છે:

કારણ કે, બાંગલા દેશનું બંધારણ ઘડવાના હેતુસર ૧૯૭૦ના ડિસેમ્બરની તા. ૭મીથી ૧૯૭૧ના જાન્યુઆરીની તા. ૧૧મી સુધી બાંગલા દેશમાં ચૂંટણી યોજવામાં આવી;

અને

કારણ કે, આ ચૂંટણીઓમાં બાંગલા દેશના પ્રજાજનોએ ૧૬૯માંથી ૧૬૭ અવામી લીગના પ્રતિનિધિઓને ચૂંટી કાઢયા;

અને

કારણ કે, જનરલ યાહ્યાખાને ૧૯૭૧ના માર્ચની ૩જી તારીખે બંધારણ ઘડવાના હેતુસર ચૂંટાયેલા પ્રતિનિધિઓની એક સભા બોલાવી;

અને

કારણ કે આ રીતે બોલાવવામાં આવેલી પ્રતિનિધિસભાને અચોક્કસ મુદત માટે, મનસ્વી રીતે અને ગેરકાયદે મોકૂફ રાખવામાં આવી;

અને

કારણ કે પાકિસ્તાનના સત્તાવાળાઓએ તેમના વચનનું પાલન કરવાને બદલે બાંગલા દેશના પ્રતિનિધિઓની સાથે વાટાઘાટો ચલાવવામાં આવતી હતી ત્યારે અન્યાયી અને દગલબાજીભર્યું યુદ્ધ જાહેર કર્યું;

કારણ કે, આવી દગાબાજીભરી હકીકતો અને વર્તાવના કારણે, બાંગલા દેશના સાડાસાત કરોડ પ્રજાજનોના એકમેવ નેતા, બંગબંધુ શેખ મુજીબુર રહેમાને બાંગલા દેશના પ્રજાજનોના આત્મનિર્ણયના વાજબી અધિકારની યોગ્ય બજવણી માટે, ૧૯૭૧ના માર્ચની તા. ૨૫મીના રોજ ઢાકા મુકામે સ્વતંત્રતાની જાહેરાત કરી અને બાંગલા દેશનાં ગૌરવ અને અખંડિતતાની રક્ષા કરવાની હાકલ કરી,

અને

કારણ કે, ઘાતકી અને જંગલિયતભર્યું યુદ્ધ ખેલતા પાકિસ્તાનના સત્તાવાળાઓએ બાંગલા દેશના નાગરિકો અને નિઃશસ્ત્ર પ્રજાજનો પર નરસંહારનાં સંખ્યાબંધ કૃત્યો કર્યાં અને અભૂતપૂર્વ અત્યાચારો ગુજાર્યા અને હજુય ગુજારી રહ્યા છે,

અને

કારણ કે, બાંગલા દેશના પ્રજાજનોએ પોતાનાં શૌર્ય, બહાદુરી અને ક્રાંતિકારી જુસ્સાથી બાંગલા દેશના પ્રદેશો પર અસરકારક કાબૂ મેળવ્યો

એટલા માટે,

જેમની ઇચ્છા સર્વોપરી છે એવા બાંગલા દેશના પ્રજાજનોએ બક્ષેલા સર્વાધિકારનું યોગ્ય પરિપાલન કરવાને બંધાયેલા અમે, બાંગલા દેશના પ્રજાજનોના પ્રતિનિધિઓએ, કૉન્સ્ટિટ્યૂઅન્ટ ઍસેમ્બ્લી રચી અને પરસ્પરમાં ચર્ચા-વિચારણા કરીને, બાંગલા દેશના પ્રજાજનોને માટે, સમાનતા, માનવગૌરવ અને સામાજિક ન્યાયની સિદ્ધિ કરવા માટે,

બાંગલા દેશને સાર્વભૌમ પ્રજાસત્તાક જાહેર કરી તેની રચના કરીએ છીએ અને તેમ કરીને બંગબંધુ શેખ મુજીબુર રહેમાને સ્વતંત્રતા માટે ક્યારનીય કરેલી જાહેરાતને મંજૂર કરીએ છીએ.

અમે ઠરાવ કરીએ છીએ કે બંધારણ ઘડવામાં આવે ત્યાં સુધી બંગબંધુ શેખ મુજીબુર રહેમાન પ્રજાસત્તાકના રાષ્ટ્રપતિ અને સૈયદ નઝરુલ ઇસ્લામ પ્રજાસત્તાકના ઉપરાષ્ટ્રપતિ બનશે,

અને

રાષ્ટ્રપતિ પ્રજાસત્તાકનાં સઘળાં સશસ્ત્ર દળોના સરસેનાપતિ બનશે,

તેઓ ક્ષમા આપવા સમેત પ્રજાસત્તાકના સર્વ કારોબારી અને ધારા ઘડવાના અધિકારોનો અમલ કરશે, તેમને કરવેરા નાખવાનો અને નાણાં ખર્ચવાનો અધિકાર રહેશે, કૉન્સ્ટિટ્યૂઅન્ટ ઍસેમ્બ્લી બોલાવવાનો અને તેને મોકૂફ રાખવાનો અધિકાર રહેશે,

બાંગલા દેશના પ્રજાજનોને વ્યવસ્થાબદ્ધ અને ન્યાયી સરકાર આપવા માટે જરૂરી એવી બીજી બધી બાબતો કરશે.

અમે, બાંગલા દેશના પ્રજાજનોના ચૂંટાયેલા પ્રતિનિધિઓ વિશેષમાં સંકલ્પ કરીએ છીએ કે રાષ્ટ્રપતિ ન હોય અથવા તેઓ તેમનો હોદ્દો ગ્રહણ કરી શકે તેમ ન હોય અથવા ગમે તે કારણસર તેમના અધિકાર અને ફરજોનું પાલન કરી શકે તેમ ન હોય તેવા સંજોગોમાં ઉપરાષ્ટ્રપતિ રાષ્ટ્રપતિને બક્ષવામાં આપેલા સઘળા અધિકારો, ફરજો અને જવાબદારીઓનું પાલન કરશે.

વિશેષમાં વિવિધ પ્રજાઓના કુટુંબમેળાના એક સભ્ય તરીકે તથા રાષ્ટ્રસંઘના અધિકારપત્ર દ્વારા અમારા પર આવતી સઘળી ફરજો અને જવાબદારીઓનું પાલન અને અમલ કરવાનો સંકલ્પ કરીએ છીએ.

વિશેષમાં, અમે ઠરાવ કરીએ છીએ કે, સ્વાતંત્ર્યનો આ ઢંઢેરો ૧૯૭૧ના માર્ચ માસની તા. ૨૫મીના રોજથી અમલમાં આવશે.

વિશેષમાં આ દસ્તાવેજને અમલી બનાવવા માટે, પ્રાધ્યાપક એમ. યુસૂફઅલીની અમારા સર્વાધિકારી પ્રતિનિધિ તરીકે નિમણૂક કરવાનો અને રાષ્ટ્રપતિ અને ઉપરાષ્ટ્રપતિને તેમના હોદ્દાના સોગંદ આપવાનો ઠરાવ કરીએ છીએ.

બાંગલા દેશની કૉન્સ્ટિટ્યૂઅન્ટ ઍસેમ્બ્લીએ આપેલી સત્તા અનુસાર

એમ. યુસૂફઅલી

# બાંગલા દેશનો ઉદ્ભવ: વિદેશનીતિને વળાંક | પ્રવીણ ન. શેઠ

એક સુભગ, ગૌરવભર્યો ઇતિહાસ રચાતો જોવા આપણે સદ્ભાગી બન્યા છીએ. હવે આપણે ફ્રેન્ચ, અમેરિકન કે રશિયન ક્રાન્તિની અદેખાઈ નહિ કરીએ. સોનાર બાંગલા એ ભારતના ઇતિહાસમાં પૂર્વમાં ઊગેલા સોનાના સૂરજની જેમ ઊગી ચૂક્યો છે.

છેલ્લા થોડા સમયથી આંતરરાષ્ટ્રીય રાજકારણમાં પરિવર્તનનો જે સંદર્ભ રચાઈ રહ્યો હતો, તેની બાંગલા દેશના ઉદ્ભવથી નવી ધાર નીકળી છે. બીજા વિશ્વયુદ્ધ પછી કોઈ પણ રાષ્ટ્રનું — એની અનેક ઉત્કટ કટોકટીઓ પછી પણ — વિઘટન થયું નથી, એ મહાસત્તાઓની ઓથ છતાં પાકિસ્તાનનું તેમ થયું, તે, બાંગલા દેશનો ઉદ્ભવ કેટલાં ગંભીર તાત્પર્યો ધરાવે છે, તેના સંકેતરૂપ છે. બાંગલા રાષ્ટ્રના જન્મમાં ભારતે માત્ર 'મિડવાઈફ' કરતાં ઘણો વિશેષ ભાગ ભજવ્યો છે તેને કારણે તથા આ ઘટના પછી આંતરરાષ્ટ્રીય રાજકારણમાં એક નવી શક્તિ, નવો વિશ્વાસ, નવી આત્મઓળખ અને પ્રતિભા સાથે નવા ભારતનો જન્મ થાય, તેવી શક્યતાઓ રહેલી છે તે કારણે દેશના ઇતિહાસમાં આ ઘટના સુભગ અને સીમાવર્તી બની જશે. આને પરિણામે ભારતની દૃષ્ટિએ તેનાં આંતરરાષ્ટ્રીય તાત્પર્યોને સમજવાનું આપણે માટે પ્રસ્તુત બની જાય છે. આપણી વિદેશનીતિનાં નવાં પરિમાણો વિકસાવવામાં પણ આ ઘટના મહત્ત્વની બની રહેશે.

## સંદર્ભ-પરિવર્તન

કોઈ પણ રાજ્યની વિદેશનીતિ એ આંતરરાષ્ટ્રીય પ્રશ્નમાં એક પાત્ર તરીકે તે રાજ્ય અને સમગ્ર આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ વચ્ચેની આંતરક્રિયાના પરિપાક રૂપે છે. આ ક્રિયા દરમ્યાન દરેક પાત્ર પોતાના રાષ્ટ્રીય હિતને કેન્દ્રમાં રાખીને બીજાં પાત્રો સાથેના સંબંધો પ્રયોજે છે. પણ આંતરરાષ્ટ્રીય પ્રશ્નની ત્રણ કક્ષાઓ હોય છે: વિશ્વ કક્ષા, પ્રાદેશિક કક્ષા (ભારતના સંદર્ભમાં એશિયા) અને સ્થાનીય કક્ષા (ભારતની દૃષ્ટિએ ભારતીય ઉપખંડ અને દક્ષિણ એશિયા). આ ત્રણે કક્ષાઓમાંથી એક પણ કક્ષા કે કક્ષાઓમાં રાજ્ય-રાજ્ય વચ્ચેના સંબંધો કે રાજકારણની ભાતમાં કે તેના સમગ્ર સત્તામાળખામાં પરિવર્તન આવે, તો તેની અસર લાગતાવળગતા દેશની વિદેશનીતિ પર પડવાની.

ભારતની દૃષ્ટિએ જોઈએ તો આ ત્રણે કક્ષાઓએ સૌ પ્રથમ વાર લગભગ એકસાથે પરિવર્તનો આવી રહ્યાં છે. વળી વિદેશનીતિ પર બહારથી અસર કરનાર આ ત્રણે કક્ષાઓમાં મહત્ત્વના ફેરફારો આવી રહ્યા છે, તે જ રીતે તેના પર અંદરથી સંચાર કરતાં તત્ત્વો — લશ્કરી સામર્થ્ય, આર્થિક ક્ષમતા, રાજકીય સ્થિર માળખું અને તેના નીતિનિર્માતાઓની સત્તા અને વિશ્વકારણ અંગેની સમજ અને દર્શનનાં (એટલે કે મનોવૈજ્ઞાનિક વિચારમાળખામાં) દબાણો પણ વિદેશનીતિની પરિવર્તનક્રિયામાં પોતાનો ફાળો આપી રહ્યાં છે. આમ વિદેશનીતિ સ્વરાજકાળના ૨૫ મા વર્ષમાં ગુણાત્મક ફેરફારો સાથે ઘડાવા માંડે તેવો સંદર્ભ ઊભો થઈ ચૂક્યો છે.

— ૧૯૭૦ના ઉત્તરાર્ધમાં વિશ્વપ્રથા પ્રવાહી બની ચૂકી છે. વિશ્વના રાજકીય રંગપટ પર જર્મની/જાપાન

છેડા પર આવેલ મૂડીવાદી અમેરિકા અને આ રંગ-પટના બીજા છેડા પર આવેલ ઉદ્દામ સામ્યવાદી ચીન એકમેકની સમીપ આવી રહ્યાં છે.

—પશ્ચિમ યુરોપનાં સમૃદ્ધ થયેલાં રાજ્યો સંયુક્ત રીતે કોઈક સ્વરૂપમાં અતિ-રાજ્ય તરીકે બહાર આવે તે લક્ષમાં રાખીને રશિયા અને અમેરિકા વૈકલ્પિક અનુકૂલન-વ્યૂહો વિચારવા માંડયા છે.

—એક મજહબના પાયા પર જેનો જન્મ થયો હતો અને જેનું અસ્તિત્વ ચાલુ રાખી શકાયું હતું તે પાકિસ્તાનનું મુસ્લિમ રાજ્યકર્તાને હાથે જ વિભાજન થવા માંડ્યું છે.

—જેની યુનોમાંની ભૂમિકા વિશે 'પેકિંગ ડેઈલી' વગેરેમાં ભારે અપશબ્દો વપરાતા તે અમેરિકા સાથે જ ચીન યુનોની રાજદ્વારી કાર્યવિધિમાં એક થઈ જાય છે, અને યુનોની શાંતિ-અભિમુખ પ્રવૃત્તિમાં હંમેશાં સાથ આપનાર ભારત બાંગલા દેશની બાબતમાં તેમાં ભારે લઘુમતીમાં મુકાઈ જાય છે.

૧૯૪૫ થી ૧૯૬૨ સુધી વિશ્વ દ્વિધ્રુવી રાજકારણના પ્રભાવ નીચે હતું. ઠંડા યુદ્ધને કારણે મોસ્કો અને વૉશિંગ્ટન વચ્ચે સહકાર કરતાં સંઘર્ષના મુદ્દા વધારે ઊભા થયા હતા. ક્યૂબાના બનાવ પછી બ ને દેશો વચ્ચે સહકારાત્મક પ્રથા (duopoly) વિકસી. પણ આ બંને તબક્કાઓમાં આ સત્તાઓ યથાવત્ સ્થિતિમાં માનતી હોવાથી ત્રીજી કોઈ સત્તા તેમની વચ્ચે વહેંચાયેલ એકાધિકારમાં હિસ્સો માગે, તેવી પરિસ્થિતિ ઊભી થવા દેવા માગતી નહોતી. પણ ચીને પોતાની શક્તિ વિકસાવી બળજબરીપૂર્વક વિશ્વપ્રથામાં પ્રવેશ કર્યો છે અને તેથી તુલનાત્મક બલાબલને કારણે ચીન બે સવાઈ મહાસત્તાઓ કરતાં ઘણું પાછળ હોવાથી ત્રિધ્રુવી રાજકારણને આકાર આપી શક્યું ન હોવા છતાં ત્રિકોણિયા સત્તા-રમતને જન્મ આપી ચૂક્યું છે. ને ખુમારીથી યુનોમાં એક 'વીટો પાવર' તરીકે પણ બેસી ચૂક્યું છે.

૧૯૭૧-૮૦ નો સિત્તેરીનો દાયકો એશિયાનો દાયકો હશે. આ પ્રદેશ કક્ષાએ આવનાર પરિવર્તનનો જેટલો સ્પષ્ટ પૂર્વખ્યાલ ભારત મેળવશે, એટલા પ્રમાણમાં પોતાની વિદેશનીતિ ઘડવામાં સ્પષ્ટ દર્શન કે સમજ તે પ્રાપ્ત કરી શકશે ને તે પ્રમાણે પોતાની ક્ષમતા અને સામર્થ્ય કેળવી શકશે. સિત્તેરી એશિયાનો દાયકો હશે, એ આ બનાવો પરથી જોઈ શકાશે.

— આ કક્ષાએ નાના એશિયાઈ દેશ વિયેતનામે અમેરિકા જેવી સવાઈ સત્તાનો તેજોવધ કર્યો છે.

— અમેરિકન રાજદૂત કિસિન્જરને પેકિંગ આવવું પડ્યું.

—તૈવાનને હકાલીને ચીને સલામતી સમિતિમાં પોતાની તાકાત પર એક એશિયાઈ સત્તા તરીકે કાયમી સ્થાન મેળવ્યું.

—જાપાન આર્થિક રીતે એક અતિરાજ્ય તરીકે વિકસી ચૂક્યું છે. તેનું ઔદ્યોગિક આંતર-માળખું (સહાયતંત્ર) તેને લશ્કરી સત્તામાં રૂપાંતર થવામાં સરળતા કરી આપે તેમ છે.

— બાંગલા દેશનો એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે ઉદય થયો છે. જગતની અડધા કરતાં વધારે વસ્તી ધરાવતા અને સૌથી મોટા ખંડમાં ચીન, ભારત, ઇન્ડોનેશિયા ઉપરાંત હવે બાંગલા દેશ એક મોટા રાજ્ય તરીકે સ્થાન લેશે. યુનોના ૧૩૨ સભ્યોની સરખામણીમાં વસ્તીની દૃષ્ટિએ તે આઠમા નંબરનું રાજ્ય હશે.

ભારત જેવા મોટા રાજ્યની સાથે આવા મોટા રાજ્યને ગણીએ તો સ્થાનીય કક્ષાએ —ઉપખંડીય કક્ષાએ આ એક સૂચક ફેરફાર છે.—બીજી બાજુ ચીનને પણ આ વિસ્તારમાં રસ છે જ. પાકિસ્તાન દ્વારા ભારતને નબળું પાડવામાં અત્યાર સુધી તેણે ભજવેલો ભાગ આ દૃષ્ટિએ જોવો જોઈએ.

## સ્પષ્ટ વિશ્વ દર્શન, ધૂંધળું પ્રદેશ દર્શન

આમ અનેક પરિવર્તન-સૂચક ઘટનાઓ ઉપરાંત એકલા ચીનના મહાસત્તા તરીકેના ઉદય અને તેનો સવાઈ મહાસત્તા દ્વારા થયેલો સ્વીકાર એ એક જ

હકીકત ધ્યાનમાં લઈએ તો એમ કહી શકાશે કે ભારતની દૃષ્ટિએ આંતરરાષ્ટ્રીય રાજકારણની ત્રણેય કક્ષાઓએ લગભગ એક જ સમયમાં નોંધપાત્ર ફેરફાર આવી ચૂક્યો છે. ભારતને ગમે કે ન ગમે, ભારતના સંદર્ભમાં ચીન એ વિશ્વ કક્ષા, એશિયાઈ કક્ષા અને ઉપખંડીય કક્ષા બધે જ પ્રવર્તમાન હોવાથી આપણા આંતરરાષ્ટ્રીય સંબંધો અંગે પુનર્વિચાર કરવાની પળ આવી ગઈ છે.

પરિવર્તનના આ સંદર્ભમાં ભારતે એ સમજી લેવું પડશે કે ૧૯૫૦ પછીના બે દાયકાઓમાં જે સંદર્ભ અને ગણતરીઓ પર આપણી વિદેશનીતિ આધારિત હતી, તે હવે અપ્રસ્તુત અને કંઈક સમયાતીત બની ગઈ છે.

અગાઉ નેહરુ અને મેનન જેવા આપણી વિદેશનીતિના નિર્માતાઓ વિશ્વકક્ષાના રાજકારણને તેની સમગ્રતામાં વાસ્તવિક રીતે સમજ્યા હતા. દ્વિધ્રુવી રાજકારણના સમયમાં અપક્ષનીતિ દ્વારા અને તે પછી રશિયા અને અમેરિકા વચ્ચેના સહકારાત્મક સંબંધના ગાળામાં બંનેની સાથે મળીને આપણે ચીનનો ભય ટાળી શક્યા હતા. આમ વિશ્વ કક્ષાના રાજકારણનું આપણું દર્શન સાચું હતું. પણ તે સમયે પણ પ્રાદેશિક અને સ્થાનીય કક્ષાઓના રાજકારણનું આપણું દર્શન કાચું કે ધૂંધળું કે અવાસ્તવિક રહ્યું હતું. માઇકલ બ્રેશરે કૃષ્ણ મેનન સાથેની વિસ્તૃત મુલાકાત તેમ જ નેહરુનાં વિધાનો વગેરે દ્વારા એ બતાવ્યું હતું કે આપણી સરકાર વિશ્વપ્રવાહના સંદર્ભમાં જ નીચલી કક્ષાઓના રાજકારણને સમજવાનો કે મૂલવવાનો પ્રયાસ કરતી હતી. ચીન-પાકિસ્તાન અને બીજાં પડોશી રાજ્યો સાથેના આપણા સંબંધમાં જે ભૂલો થઈ હતી તેમાં, આ અવ-દર્શન (mis-perception)નો મોટો ફાળો હતો. બ્રેશરે તેથી જ લખ્યું હતું :

"It is as if Southern Asia does not exist as a legitimate area for the pursuit of India's foreign policy."

આથી ૧૯૬૨ પછી ચીન અને ૧૯૬૫ પછી પાકિસ્તાન સાથે સંઘર્ષને પરિણામે આપણી નીતિ નિષ્ક્રિય અને દિશાસૂઝ વિનાની બની ગઈ. નેહરુના સમયમાં આપણને કેટલીક પરિસ્થિતિમાં મહારાજ્યનું સ્ટેટસ મળ્યું હતું. ૧૯૬૨ પછી આપણા પ્રતિ એક નાના રાજ્યને છાજે તેવું વલણ બીજા સેવવા લાગ્યા. એક મહાસત્તા બનવાની શક્યતા ધરાવનાર ભારત માટે આ ખૂબ બેહૂદી અને અકળામણભરી અવાસ્તવિક સ્થિતિ હતી — વિશ્વમાં વસ્તી અને વિસ્તારની દૃષ્ટિએ, રાજકીય સ્થિરતા અને લશ્કરીવ્યવસ્થા દૃષ્ટિએ (માત્ર આર્થિક સામર્થ્ય બાદ કરતાં) ભારત મધ્યમ કક્ષાની મહાસત્તા બની શકે તેમ હોવા છતાં.

**સત્તા-દર્શનનો અભાવ**

પણ સત્તા તરીકે વિકસવાનું આપણી પાસે દર્શન જ ન હતું. અપક્ષનીતિનો એક વ્યૂહ કરતાં વધુ તો એક વિચારધારા કે સિદ્ધાંત તરીકેનો આધાર આપણને આપણું માનસિક ઢોચલું તોડીને બહાર આવવા દેતો ન હતો. વિશ્વમૂલ્યો અને નૈતિકતાનું સ્થાન રાષ્ટ્રીય હિતની અગ્રતાઓમાં ક્યાં હોઈ શકે તે માટે આપણે હજી ચોક્કસ નહોતા. ખુદ એશિયા અને આફ્રિકાના પ્રશ્નો પ્રતિ પણ આપણે નિષ્ક્રિય બનતા ગયા. પોતાના વિશ્વદર્શન અને સિદ્ધાન્તોમાં તેને અવિશ્વાસ જન્મ્યો. લશ્કરી તૈયારી અને જરૂર પડયે લશ્કરી ઘર્ષણો માટે તત્પરતા એ ગયા દશકાનાં બે યુદ્ધો પછી વાસ્તવિક જણાવા છતાં એક રાષ્ટ્ર તરીકેની આપણી માનસિક પ્રણાલીની તે વિરુદ્ધ જતું લાગતું. આથી આપણે દ્વિધા અને આશંકાથી ત્રસ્ત હતા. આ કારણે આંતરરાષ્ટ્રીય રાજકારણમાં આપણી છાપ તથા આત્મઓળખનો પ્રશ્ન નવેસરથી ઊભો થયો હતો. આપણા આર્થિક પ્રશ્નોએ પણ આપણને આ સ્થિતિમાં માથું ઊંચું કરવાની સ્વસ્થતા આપી નહિ. દા. ત. વિદેશનીતિ જડ અને સુસ્ત ન રહી શકે એમ કહ્યા પછી પણ ભારત સરકારના વિદેશ મંત્રાલયનો ૧૯૭૦-૭૧નો વાર્ષિક અહેવાલ ૧૯૬૯-૭૦ ના કરતાં ભાગ્યે જ જુદો પડે છે!

આવા સંજોગોમાં બાંગલા દેશની સમસ્યા આપણા

રાષ્ટ્રીય હિતને પડકારે એવું પરિમાણ ધારણ કરવા લાગી. આ પરિસ્થિતિમાં પાકિસ્તાનની ધમકીને કારણે આપણે રશિયા સાથે મૈત્રીકરાર કર્યો. આમાં પૂર્ણ સ્વસ્થ રીતે સમગ્ર પરિપ્રેક્ષ્યમાં વિચાર્યું હોય તેના કરતાં ૧૯૭૦ના જુલાઈ-ઑગસ્ટમાં આંતરરાષ્ટ્રીય રાજકારણમાં આપણે અનુભવેલી એકલતા આદિના પ્રત્યાઘાત રૂપે આપણે આમ કર્યું હોય એ વધારે સંભવિત છે. કારણ કે આ અગાઉ ભારત સરકારના વિદેશ મંત્રાલયના છેક છેલ્લા અહેવાલમાં duopoly વિશે સંતોષ વ્યક્ત કરવામાં આવ્યો હતો અને અપક્ષનીતિના શક્તિતત્ત્વ અંગે આપણે તદ્દન અણુજ જણાયા હતા.

## બાંગલા દેશ — સમ્યક્ અનુભવ

આવી અસમંજસ પરિસ્થિતિમાંથી આપણને જગાડનાર છે બાંગલા દેશ. આને પરિણામે આપણને વિશ્વ પ્રજામત પર કેટલે અંશે આધાર રાખી શકાય તેનો ખ્યાલ આવ્યો. રશિયા સાથે સંરક્ષણ કરાર કરવાની વ્યવહારુતા સૂઝી. શક્તિનો ઉપયોગ કરીને આપણી સમસ્યા આપણે ઉકેલીએ, તેની સૂઝ કેળવી અને બાંગલા દેશને સ્વતંત્ર બનાવીને તેના ફળદાયિત્વની પ્રતીતિ કરી. જે વિશ્વ પ્રજામતને વજનદાર ગણતા હતા તેની કડવી વાસ્તવિકતા યુનોની મહાસભામાં ૧૦૪ સભ્યોની બહુમતીવાળા ઠરાવને અવગણ્યા પછી સમજાઈ. છતાં આમાંની ઘણી બાબતમાં આપણે પહેલ કરીને આપણી નીતિ બદલી હોય તેના કરતાં તેને અંગેના પ્રત્યાઘાત રૂપે તેમાં આપણે વલણ લીધું એમ કહેવું વિશેષ વાસ્તવિક ગણાય. છતાં એ ભૂલવું ન જોઈએ કે આપણાં વડા પ્રધાને રાજદ્વારી, રાજનૈતિક અને લશ્કરી કક્ષાએ ખૂબ ધીર, સ્વસ્થ અને દૂરદર્શી યુદ્ધનીતિ અપનાવી છે. પરંતુ હવે એના વિધ્માનત્વમાં અપેક્ષાય હતું તેમ ગમે તેમ પણ બાંગલા દેશના ઉદ્ભવ સાથે ભારતીય ઉપખંડીય રાજકારણના માળખાની પુનઃરચના થવા માંડશે અને દક્ષિણ એશિયાના આંતરરાજ્ય સંબંધને નવા પરિપ્રેક્ષ્યમાં જોવા પડશે. બાંગલા દેશ જેવું મોટું રાષ્ટ્ર ભારતનું મિત્ર છે તથા તેના આધારે સ્થિર રાજ્ય બની શકશે, તે હકીકત જ ભારતની વધનાર શક્તિ અને પ્રભાવ વિષેના સંકેત બની રહે છે. તેની એક નવી છાપ ઊભી થાય છે. આંતરરાષ્ટ્રીય પ્રથામાં એક માનાર્હ મહાસત્તા બનવાની શક્તિ તેમ જ શક્યતા ધરાવનાર રાષ્ટ્ર તરીકે ભારતની આકૃતિ ઊપસે છે. આપણે અમેરિકા અને ચીન જેવી સત્તાઓની રાજદ્વારી અને બીજી દબાણ-પ્રયુક્તિઓને સ્વસ્થતાથી ધોળી પીધી છે તથા લશ્કરી શક્તિનો અસરકારક ઉપયોગ કરી બતાવ્યો છે. સાથોસાથ પાકિસ્તાન ખંડિત બનતાં, તેની દ્વારા ભારતને, આ ઉપખંડમાં જ ભંડારી રાખવાના દાવપેચને હવે આખરે નિષ્ફળ બનાવ્યા છે અને દક્ષિણ એશિયાની યથાવત્ સ્થિતિ જાળવી રાખી, ભારતને આ પ્રદેશમાં મહાસત્તા તરીકે વિકસતાં અટકાવવાના અમેરિકા અને ચીનના વ્યૂહને ધૂળમાં મેળવ્યો છે.

## વિકસતું દર્શન

ડિસેમ્બર દરમિયાન આકાર લઈ ચૂકેલ આ ઘટનામાંથી ભારતની વિદેશનીતિની ભૂમિકા ઘડવા માટે આપણે આટલાં તારણો લક્ષમાં લઈ શકીએ—

(૧) શક્તિ દ્વારા વાસ્તવિકતા સર્જવામાં આવે ત્યારે જ બીજા તેનો હકીકત તરીકે સ્વીકાર કરે છે. શક્તિનો પૂરતા પ્રમાણમાં ઉપયોગ કરતી વખતે આંતરરાષ્ટ્રીય મર્યાદા કે દબાણને પણ ખ્યાલમાં રાખવાં તો પડે જ. પણ તેમાં રશિયા જેવા મિત્રરાજ્ય સાથેની સતત ચાલુ રહેતી સમજૂતીનું કારણ ઉપયોગમાં લઈ શકાય.

(૨) આપણે સત્તા બનવાનું દર્શન તો કેળવીશું જ; પણ તે સાથે દક્ષિણ એશિયાઈ કક્ષાએ તો મહાસત્તા કે આગેવાન સત્તા બનવાનું દર્શન અને ધ્યેય પણ કેળવવાં પડશે — જેથી આ વિસ્તારની સત્તાભાતમાં કોઈ પણ ફેરફાર કરવાની વાત કરતાં પહેલાં ચીન, અમેરિકા કે રશિયાએ ભારતના હિતને લક્ષમાં લેવું પડે.

(૩) યુનોના આદર્શ પ્રતિ, આપણે નિષ્ઠા ધરાવીએ છીએ, તેનો ત્યાગ કરવાની જરૂર નથી; પણ તેની અયોગ્ય કે સત્તાકારણથી ઘડાતી ગતિવિધિઓને સ્વીકારવાની મુગ્ધતા કે શરમાળ વલણ હવે છોડી દેવામાં આવશે.

(૪) આપણને શું જોઈએ છે તે અંગે સ્પષ્ટ થતા જઈશું ને તે અંગે લાગતાવળગતા રાજ્યો સમક્ષ આપણે સ્પષ્ટતા કરતા રહીશું.

(૫) આપણે સત્તા અને 'શક્તિની' વાસ્તવિકતા અને આવશ્યકતા સમજતા થયા છીએ. હવે ગયા દશકાના દૃષ્ટિભ્રમનું પૂર્ણ નિરસન કરી માત્ર 'આદર્શ' કે લાગણીને પ્રધાન સ્થાન ન આપતાં આપણી રાષ્ટ્રીય વિદેશનીતિના ઘડતરમાં પરિણામગામી અને વ્યવહારવાદી વલણ અપનાવવાનું રહેશે.

હવે આ નવાં દર્શનો અને વલણોને વ્યવહારમાં મૂકવાનું બે દેશોના સંદર્ભમાં આવવાનું છે — તાત્કાલિક બાંગલા દેશની બાબતમાં અને લાંબે ગાળે ચીન સાથેની નીતિની બાબતમાં.

પરિવર્તનનો સંદર્ભ એ સૂચવી જાય છે કે ૧૯૭૦માં ભારતનું પોતાનું સ્થાન શું હશે તે આપણે વિચારી લેવું પડશે. આ માટેનો પ્રથમ 'ટેસ્ટ કેસ' છે બાંગલા દેશ તરફની આપણી નીતિ.

પડોશમાં નવા રાજ્યમાં, આપણી સરહદો પર બાંગલા દેશ નબળો હશે તો ચીન અને બીજી સત્તાઓ તેમાં માથું મારશે. ૨૪ વર્ષના શોષણ અને છેલ્લા ૯ માસની યુદ્ધ જેવી પરિસ્થિતિને કારણે આ પ્રદેશનું આર્થિક માળખું તૂટી ગયું છે. આપણે ભારે બોજ કરીને પણ તેને આર્થિક રીતે ઊભું કરવું પડશે. આ માટે તેને ઉદાર શરતે લોન આપવી પડશે, મૂડી રોકાણ, ટેકનિકલ જાણકારી વગેરે દૃષ્ટિએ તેને સહાય કરવી જોઈશે. એકમેકને પૂરક થઈ પડે તેવા વ્યાપારી સંબંધમાં (આપણા કારખાનામાં બનેલ ચીજવસ્તુઓ માટે બાંગલા દેશ મોટું બજાર પૂરું પાડી શકે) એકપક્ષી લાભ કે શોષણખોર વલણ નહિ અપનાવતાં પસંદગીને ધોરણે ઉદાર વ્યાપારી નીતિ અપનાવવી પડશે. તે જ રીતે વહીવટી તંત્ર ઊભું કરવા માટે પણ પૂરતું ધ્યાન આપવું પડશે. સમાનભાવે તેની સાથે વર્તાવ રાખવો પડશે. એશિયામાં રાષ્ટ્રવાદ એક તકદર અને અસરકારક તત્ત્વ છે તે ભૂલીએ નહિ. નેપાળ, બર્મા સાથે ભારતે અગાઉ 'મોટા ભાઈ'ની જે છાપ ખરીખોટી રીતે ઊભી કરી, તેનું પુનરાવર્તન નહિ થવું જોઈએ. આમ તેની સાથેના સંબંધની કલ્પનાભરી માવજત કરવી પડશે તેમ જ બીજી સત્તાઓ આપણી પ્રતિના સદ્ભાવને ત્યાં ઓછો કરવાના પેંતરા કરે, તેનો પ્રતિકાર કરવાની સાવધતા રાખવી પડશે.

અગ્નિ એશિયા અને અગ્નિ એશિયાનાં નાનાં રાષ્ટ્રો આપણે બાંગલા દેશ પ્રતિ કેવો વર્તાવ રાખીએ છીએ તે જોશે. આપણે તેમનામાં વિશ્વસનીયતા (credibility) ઉપજાવી શકીશું, તો જ તેઓ આપણી સાથે મોકળાશભરી મૈત્રી રાખતાં થશે. ચીન સામે રાજદ્વારી પ્રભાવનું માળખું વિકસાવવામાં તથા ભવિષ્યમાં પ્રાદેશિક, આર્થિક અને એવો સહકાર ઊભો કરવામાં આવું વાતાવરણ આપણા માટે ઉપકારક થઈ પડશે. મહાસત્તાઓ પણ તે પછી જોશે કે આ વિસ્તારમાં એક આગેવાન સત્તા તરીકે ભારતે કાઠું કાઢ્યું છે.

આની સાથે જ ચીન સાથેના સંબંધો અંગે હવે આપણે નવા પ્રકારના તબક્કામાં પ્રવેશી શકીએ. ઉપખંડીય કક્ષાએ આપણે સફળ અને શક્તિશાળી બનીશું તે સાથે જ પ્રાદેશિક કક્ષાએ પણ આગળ આવવા માંડીશું અને તેથી ચીનની સન્મુખતા માટે તૈયાર રહેવું પડશે. ૧૯૫૦ના દાયકામાં, સમાનતા અને તંદુરસ્ત સ્પર્ધાની ભૂમિકા પર ચીનની મૈત્રી શોધવાની નેહરુની નીતિ ચીનને પસંદ ન હતી. ચીને સમાનતાલક્ષી ભારતીય મૈત્રીદાવાને તરછોડ્યો. તે પછી ચીન ભારત કરતાં ઘણું જ શક્તિશાળી બન્યું અને ભારત તેને પડકારી શકે તેવી સ્થિતિમાં ન રહ્યું ત્યારે તેણે ફરીથી બંને દેશો વચ્ચે થાળે પડેલા ખરડીલા સંબંધોમાં ઉષ્માનો પ્રથમ સ્પર્શ આણ્યો. પાકિસ્તાન સાથેના યુદ્ધને કારણે ચીન સાથેના

સંબંધો પાછા ઠરી જાય તેવો ભય ઊભો થયો છે. છતાં બને એટલા પ્રમાણમાં તેની સાથે રાજદ્વારી અને આર્થિક સંબંધો કેળવવા આપણે સંચાર-માધ્યમો ખુલ્લાં રાખવાં જોઈએ.

આપણા ચીન સાથેના સરહદી પ્રશ્ન અંગે પણ લાગણીવશ બન્યા વિના ખુલ્લું મન રાખવું જોઈશે.

## કક્ષાભેદનો વ્યૂહ

સંગ્રામક્ષેત્રે આપણા અને રાજદ્વારી ક્ષેત્રે રશિયાના વ્યૂહનું સંકલન એક જુગલબંધી જેવું આપણને ફળ્યું છે. આવો સહકાર-આધારનો સંબંધ જાળવી રાખવો જરૂરી છે. છતાં, એ પણ ધ્યાનમાં રાખવું પડશે કે રશિયાને પડખે રહીને મોટાં રાજ્યોની રમતમાં એક પ્રકારના ઠંડા યુદ્ધમાં આપણે વધુ પડતા સંડોવાઈ ન જઈએ; અમેરિકાની આર્થિક સહાય બંધ થતાં લશ્કરી સહિત આર્થિક બાબતમાં પણ આપણે કોઈ એક જ સત્તા કે તેના જૂથ સાથે ગંઠાઈ ન જઈએ. રશિયા ચીન સામેની રમતમાં ભારતને એવી રીતે ન સંડોવી દે કે જેથી આપણા રાષ્ટ્રીય હિતમાં ચીન સાથેના સંબંધો બાંધવાના વિકલ્પો ઓછા થઈ જાય યા બંધ થઈ જાય. આમ આ બાબતમાં ખૂબ નાજુક તબક્કામાં આપણે પ્રવેશી રહ્યા છીએ તેનો ખ્યાલ રાખીએ. નીચેની કક્ષાના રાજકારણને કારણે ટોચની કક્ષાના રાજકારણમાં ગૂંચવાઈ ન જવાય તે માટે આંતરરાષ્ટ્રીય રાજકારણના કક્ષાભેદને બને ત્યાં સુધી આપણે પાળી શકીશું ખરા ?

બીજી બાજુ ચીનના હેતુ અંગે કડક આલોચના કરતા રહેવું પડશે. બાંગલા દેશના ઉદ્ભવને કારણે અને ભારતની વધતી જતી શક્તિથી તેમ જ પ્રભાવને કારણે ચીન આપણને ડામવા પ્રયાસ કરશે જેથી આપણે તેના પ્રતિસ્પર્ધી કે સમોવડા થવાનો દાવો ન કરી શકીએ. આ ખ્યાલમાં રાખીને આપણે આપણી લશ્કરી શક્તિ ચીનના સંદર્ભમાં વધારવી પડશે. જરૂર પડ્યે પ્રણાલીગત શસ્ત્રો ઉપરાંત મધ્યમ કક્ષાની અણુસત્તા બનવા અંગેનો વિકલ્પ પણ સમયાન્તરે વિચારી લેવો પડશે. અણુસત્તા બનવાના આર્થિક તેમ જ સામાજિક-રાજકીય પ્રશ્નો વિચારીને જ્યારે યોગ્ય લાગે ત્યારે આ દિશામાં ગતિમાન થઈ શકીએ તેવી ભૂમિકા તૈયાર રાખવી પડશે. સદ્ભાગ્યે શ્રીમતી ગાંધી આ બાબતોમાં પરિણામ-ગામી અને વાસ્તવિક દૃષ્ટિથી વિચારી રહ્યાં છે અને પ્રગતિશીલ દિશામાં તેનો ઉપયોગ કરી શક્યાં છે. બાંગલા દેશની ઘટના પરથી એવા ઘણા સંકેતો મળી રહે છે. લોકશાહી, બિનસાંપ્રદાયિકતા, સમાજ-વાદ, માનવતાવાદ વગેરે મૂલ્યોની પ્રતિષ્ઠા માટે આપણી શક્તિનો કરેલો ઉપયોગ શક્તિનાં વિધાયક પાસાં અંગે ભારતને સજાગ રાખે તે આપણે જોઈશું.

૧૬-૧૨-૭૧

માણસા અને ગાંધીનગરની કૉલેજોમાં આપેલ વ્યાખ્યાનો, વિસ્તારીને.



મારે એટલી જ વાત ભાર દઈને કહેવી છે કે આપણે ભીખ માગવાને જેની તેની આગળ હાથ ન લંબાવીએ. એથી આપણી પ્રજા ભ્રષ્ટ થાય છે.

૬-૧૦-'૪૭ ગાંધીજી

મોહનલાલ લાલજીભાઈ ગાંધીની કં.
[ઘાસના વેપારી, ઓટો પાર્ટ્સ એસેસરિઝ ડીલર્સ]
મોતીવાલા ચાલ-તારદેવ
મુંબઈ-૭
ના
સૌજન્યથી

મને લાગે છે કે શાંતિના ભૂખ્યા જગતને માર્ગ બતાવવાનું માન કદાચ હિંદ જેવા પ્રાચીન દેશને ફાળે જશે.

'ઇન્ડિયાઝ કેસ ફોર સ્વરાજ' — ગાંધીજી

હિંદ નિષ્ફળ નીવડશે તો એશિયાનો અંત આવશે... એશિયા, આફ્રિકા અગર બીજા કોઈ પણ ખંડમાં હસ્તી ધરાવતી સૌ કોઈ શોષિત તેમ જ કચડાયેલી પ્રજાને માટે હિંદ આશારૂપ થાઓ ને હમેશ તેવું રહો.

૫-૧૦-'૪૭ ગાંધીજી

ગાંધી ઍન્ડ કંપની
૪૪, નાગદેવી ક્રૉસ લેન

સૌજન્યથી

પહેલો પાઠ આપણે સ્વાશ્રય ને આત્મશ્રદ્ધાનો શીખવાનો છે. એ પાઠ બરાબર પચાવીએ તો પરદેશો પર આધાર રાખવાની, અને આખરે તેમાંથી દેવાળું કાઢવાની આફત-માંથી આપણે તરત ઊગરી જઈએ.

૬-૧૦-'૪૭ ગાંધીજી

પ્રભાત પ્રોસેસ સ્ટુડિયો : રિલીફ રોડ, અમદાવાદ-૧
ના
સૌજન્યથી

રાજ્યે નિર્માણ કરેલી સરહદોની પેલે પારના આપણા પડોશીઓને આપણી સેવા આપવાને કશી સીમા નથી. ઈશ્વરે કદી પણ એવી સરહદો સરજી નથી.

૩૧-૧૨-'૨૧ — ગાંધીજી

એક શુભેચ્છક તરફથી

# વિશ્વમાનવ: અંક ૧૨૧થી ૧૩૨: ૧૯૭૧ જાન્યુઆરીથી ડિસેમ્બર: સૂચિ

અનુવાદકનું નામ [ ] કૌંસમાં મૂક્યું છે.

## લેખો

૧૮૦૮ માં જે નગરીમાં સર્વપ્રથમ હડતાળ કારખાનાના કામદારોએ પાડી હતી તે જ રોશડેલ નગરીના કામદારોએ ૧૮૪૪ માં 'સહકારી સંઘ'ને જન્મ આપ્યો હતો. પરંતુ એ પહેલાંય, સહકારી દિશાના પ્રયાસો આરંભાઈ ચૂક્યા હતા. ૧૮૨૪ માં ૩૦,૦૦૦ પાઉન્ડ ખર્ચીને ૩૦,૦૦૦ એકર ઉપર 'ન્યૂ હાર્મની કૉલોની' (નૂતન સંવાદી વસાહત) ઊભી કરીને સહકારી જીવનનો જાતપ્રયોગ કરનાર બ્રિટિશ ઉદ્યોગપતિ રૉબર્ટ ઓવેને ૧૮૩૨ માં ત્રીજી કૉ-ઑપરેટિવ કૉન્ગ્રેસ (બ્રિટન) માં આગળ પડતો ભાગ લીધો હતો. તેને બીજે જ વરસે તેણે તે સમયનાં ટ્રેડ યુનિયનો અને કૉ-ઑપરેટિવ મંડળીઓ વચ્ચે એકતા સાધવા બંનેની સંયુક્ત પરિષદ બોલાવી હતી. આ બ્રિટિશ ઉદ્યોગપતિ સમાજવાદનોય પ્રણેતા હતો. તેણે સમાજવાદનું રહસ્ય 'સહકાર'માં જોયું હતું. આમ, સમાજવાદ, સહકાર અને કામદાર સંઘ (ટ્રેડ યુનિયન): ત્રણેનો સમન્વય સાધવાનો રૉબર્ટ ઓવેનનો પુરુષાર્થ અનન્ય હતો.

જગતના કાન પર માર્ક્સ-ઍંગલ્સે સામ્યવાદી ઢંઢેરો પીટ્યો (ઈ.સ. ૧૮૪૮) તે પૂર્વે કામદાર-સંઘો, સહકારી મંડળીઓ અને સમાજવાદી આંદોલને સારી એવી પ્રગતિ સાધી હતી. સહકારી પ્રવૃત્તિની વિશેષતા એ હતી કે તે બિનરાજકારણી સામાજિક-આર્થિક પ્રવૃત્તિ તરીકે વિકસી હતી.

સહકારી પ્રવૃત્તિ માત્ર આર્થિક પ્રવૃત્તિ નથી, રાજકારણી તો નહિ જ નહિ; એ માનવ વ્યવહારની એક લાક્ષણિક શૈલી છે; એની પાછળ, એક બાજુ, અંગત હિત માટેની સંકુચિત વૃત્તિ સામે, અને બીજી બાજુ સરકારી નિયંત્રણ અથવા સરકાર ઉપરના પરાવલંબનને બદલે, પ્રજાકીય પહેલવૃત્તિ તથા સામાજિક ન્યાયની ભાવનાને મૂર્ત કરવાનો ઉદ્દેશ છે.

સહકારી પ્રવૃત્તિનો મુખ્ય વિકાસ વપરાશી ગ્રાહકો (કન્ઝ્યુમર્સ)ની સહકારી મંડળીઓની દિશામાં થયો છે. પરંતુ બ્રિટન, સ્વીડન, જર્મની, આયર્લૅન્ડ તથા વિશેષે સ્કૅન્ડિનેવિયન રાષ્ટ્રોની અંદર સામાજિક વ્યવહારનાં અનેક ક્ષેત્રે ખેતી, ડેરી, શિક્ષણ, આરોગ્ય, રહેઠાણ વગેરે વિવિધ ક્ષેત્રે સહકારી પ્રવૃત્તિનો વિકાસ થયો છે, એ તેની શક્યતાઓનો વ્યાપ બતાવે છે.

માનવીના સ્વસ્થ વિકાસનું રહસ્ય પ્રજાકીય પહેલ-વૃત્તિ(ઇનિશિયેટિવ)માં હોઈને એ વાત પણ મહત્ત્વની બની જાય છે કે જે દેશોમાં લોકશક્તિના જોરે કામ થયું છે, એટલે કે જે દેશોમાં લોકશાહીનું માળખું જીવન્ત રહ્યું છે, ત્યાં તેટલે અંશે, સહકારી પ્રવૃત્તિનાં મૂળિયાં ઊંડાં નખાયાં છે. આ દૃષ્ટિએ ઇઝરાયલનો કિબુત્ઝ(સહકારી સામૂહિક જીવન)નો અખતરો વધુ અધ્યયન-ચિંતન માગી લે તેવો છે. તેની ભૂતકાલીન ભૂમિકા આધ્યાત્મિક છે અને તેની ભાવિ દૃષ્ટિ માનવતા પ્રતિ છે, તેનો વર્તમાન અવલોકવા જેવો તો છે જ. કદાચ એ ક્ષેત્રેઇસતો માનનીય 'સહકારી સમાજવાદ'નો કીમિયો હાથ લાગી જાય!

બીજી દિશામાં નજર નાખીએ. સોવિયેત રશિયાનાં સમૂહ ખેતરો અને સામ્યવાદી ચીનનાં કમ્યુનોમાં વ્યક્તિમાનવને સ્થાને સમૂહમાનવનું મહત્ત્વ સ્વીકારાયેલું હોઈને, વૈયક્તિકતાના ભોગે સામૂહિકતાને સ્થાપવાનો પ્રયાસ થયો છે. પરિણામે, સર્વશ્રેષ્ઠી રાજ્યસત્તા સમગ્ર સમાજની સમસ્ત પ્રવૃત્તિઓને પોતાની ભીંસમાં લઈ શકી છે, જે માનવીના વિકાસમાં બાધારૂપ બની રહી છે.

૩

ભારતમાં બ્રિટિશ શાસન દરમ્યાન, સર્વપ્રથમ ૧૮૯૧માં પંજાબમાં સહકારી પ્રવૃત્તિ શરૂ થઈ તે કૃષિસહકારી મંડળી રૂપે હતી. ૧૯૦૪ માં કૉઑપરેટિવ ક્રેડિટ સોસાયટીનો કાનૂન પસાર થયો, બાદ

સહકારી બૅંકોનો વિકાસ થયો. એમની મુખ્ય નેમ ખેડૂતોને જરૂર વખતે નાણાં ધીરવાની હતી. ૧૯૧૨ થી બિન-ધિરાણ સહકારી મંડળીઓ પણ ઊભી થઈ. તેમનો મુખ્ય હેતુ ખેડૂતોને ઉત્પાદન, ખરીદી, વેચાણ વગેરે જરૂરિયાતોમાં મદદરૂપ થવાનો હતો. ખેતીપ્રધાન ભારત માટે અને ગરીબ ખેડૂત માટે આ બ્રિટિશ-યુગી પ્રયાસો મહત્ત્વના હતા.

સ્વરાજ્ય પ્રાપ્ત થયા પછી ખેડૂતોને માટે બહુલક્ષી (મલ્ટિપરપઝ) સહકારી સોસાયટીઓ વિકસી છે. સાથોસાથ જળસિંચન, ગૃહનિર્માણ, તથા નાના ઉદ્યોગો (ઈંટ, ચર્મ, તેલ, દૂધ આદિ) નાં ઉત્પાદન તથા વેચાણ ક્ષેત્રે સહકારી મંડળીઓનો ફાલ વધતો ગયો છે. વપરાશી (કન્ઝ્યુમર્સ) સહકારી મંડળીઓની સંખ્યા પણ વધી છે.

એકંદરે અનુભવ એવો છે કે બ્રિટિશ શાસનની પરંપરા હજી ઘણે અંશે ચાલુ છે. સ્વરાજ્ય દરમ્યાન પણ સરકારી તંત્રની જટાજાળમાં અને નોકરશાહી તંત્રના સડેલા કારભારમાં આ પ્રવૃત્તિ રૂંધાતી રહી છે. આ પ્રવૃત્તિમાં સ્થાપિત હિતો અથવા લાગવગધારી જૂથોની પકડ પણ રહી છે. મંડળીના આંતરિક વહીવટમાં લોકશાહીનું તત્ત્વ ક્ષીણ થતું ગયું છે.

અનુભવે એમ પણ સમજાયું છે કે સામૂહિક ખેતીનો ઉત્સાહ અણસમજનું પરિણામ હતું, અને સહકારી ખેતીના પ્રયોગમાં પણ થોડાક અપવાદ સિવાય, નિષ્ફળતા મળી છે. કદાચ એમ કહી શકાય કે કૃષિ જેવા અત્યંત વૈયક્તિક પ્રકારના અને વૈવિધ્યપ્રચુર ક્ષેત્રે સહકારી કૃષિ કરતાં, કૃષિકારને સહાયરૂપ થાય તેવી ધિરાણ, ખરીદ-વેચાણ અને ખાતર-સિંચન વગેરેમાં સહકારી મંડળીઓ પોતાનો વધુ મહત્ત્વનો ભાગ ભજવી શકે તથા ઉત્પાદન સિવાયના નાના અને મધ્યમ કક્ષાના વેપાર-વ્યવસાયમાં સહકારી મંડળીઓ પોતાનો આગવો ફાળો આપી શકે એમ છે... પરંતુ, સુપર બજાર કે અપના બજાર જેવા પ્રયોગો એટલાં સફળ નથી થયા કે મુક્ત બજારના તકવાદી ભાવો અને અયોગ્ય નફાખોરી તથા માલની છેતરપિંડી સામે કશો અસરકારક ફાળો આપી શકે.

બીજી બાજુ સહકારી મંડળીઓ સરકારી અંગ જેવી અથવા તો દાન ઉપર જીવનારી પરાવલંબી બની ગઈ છે. પ્રજા સહકારના ધોરણે પોતાના પગ ઉપર ઊભી રહે એ મૂળ હેતુ જ લગભગ ભુલાઈ ગયો છે. કેમ જાણે ભારતની સહકારી પ્રવૃત્તિ બ્રિટિશ શાસનની છાયામાંથી હજી બહાર નથી આવી; અથવા તો સ્વરાજ પછીય પોતાનું આગવું તેજ દાખવી શકી નથી.

૪

ઘણા બધા નવોદિત દેશોમાં, ઘણાં બધાં કારણે, સહકારી પ્રવૃત્તિ દૂબળી-બોદી રહી છે. જે શોષિત, દલિત તથા અલ્પ સાધનવાળી મધ્યમવર્ગી પ્રજાના કલ્યાણ માટે સહકારી પ્રવૃત્તિનો આરંભ થયો હતો તે જ પ્રજા એમાં પોતાની આત્મીયતા અનુભવી શકી નથી, પોતાનું સ્વત્વ દાખવી શકી નથી. વ્યક્તિગત સ્વાર્થ પર નિર્ભર મુક્ત મૂડીવાદી પદ્ધતિ અથવા સરકારી માલિકી વા કાબૂ નીચે કામ કરી રહેલી સમાજવાદી પદ્ધતિ બંનેનાં દૂષણો સહકારીમાં ઘૂસ્યાં છે. બલકે, સરકારી માલિકીના નહિ, પણ સરકારી સંચાલનમાં એ અટવાઈ રહી છે. પરિણામે, એક ઉત્તમ આદર્શ, એક શ્રેષ્ઠ પદ્ધતિ બદનામ બની છે.

એકંદરે, આપણે એમ કહી શકીએ કે નવોદિત રાષ્ટ્રોમાં મોટે ભાગે મૂડીવાદ, સમાજવાદ અને સહકારવાદ, થોડાક અપવાદ સિવાય, દૂષિત બન્યા છે. પરંતુ, મૂડીવાદી મુક્ત સમાજમાંના શોષક અને શોષિત તથા સરકારી સમાજવાદમાંના શાસક અને શાસિતના સંઘર્ષોને ઓગાળી દઈને, પ્રજાનું, પ્રજા

માટેનું અને પ્રજા દ્વારા સંચાલિત સ્વરાજ્ય સિદ્ધ કરવામાં સહકારનું કેટેલેટિક રસાયણ ખપમાં લઈ શકાય તો નવો જ પદાર્થ નીપજે — રોબર્ટ ઓવેને ઝંખેલો અને મરી મથેલો નૂતન સંવાદી સમાજ (ન્યૂ હાર્મની કોલોની) તરંગ મટીને નક્કર આકાર લે —એ અશક્ય નથી. આપણે એને, ઓવેનના જ પુરસ્કારેલા 'સહકાર' અને 'સમાજવાદ'ના પુરુષાર્થને બિરદાવી આ નૂતન પદાર્થને 'સહકારી-સમાજવાદ' બિરુદ આપી શકીએ.

કદાચ, ઓવેનની સાધના સાથે અદ્યતન ગાંધીવિચારનો પુરસ્કાર કરી રહેલા વિનોબા-જયપ્રકાશપ્રણીત ગ્રામદાની પ્રયોગનો અનુબંધ સાધી શકીએ. જોકે, આરંભે એણે નવી આશા પ્રગટાવી હોવા છતાં — ૨૦ વર્ષને અંતે, નિષ્ફળ ન નીવડ્યો હોય, તોય ભારતના ગ્રામવિસ્તાર ઉપરેય પોતાનો નિર્ણાયક પ્રભાવ પાડવા જેટલો કાર્યક્ષમ નીવડ્યો નથી એ પણ હકીકત છે. પરંતુ સર્વોદયી દર્શન સમગ્ર દર્શન છે. એનું સૂત્ર 'સબ ભૂમિ ગોપાલકી'નું છે, એટલે કે સંપત્તિ-મુક્તિનું છે; અને એનું સ્વપ્ન સર્વોદયી સમાજનું છે, એટલે કે સત્તા-મુક્તિનું છે; અને એનું અંતિમ ધ્યેય સામ્યયોગનું છે, એટલે કે આધ્યાત્મિક અને વિજ્ઞાનના સુભગ સમન્વયનું. એટલું જ નહિ તેની નિષ્ઠા સર્વોદયની સિદ્ધિ કતલ અને કાનૂન દ્વારા નહિ, સહકાર અને સ્નેહ દ્વારા પ્રાપ્ત કરવાની છે એ પણ એક મોટું આશ્વાસન છે.

બને કે અન્ય યુટોપિયાની જેમ સર્વોદય પણ આ ધરતી પર અવારનવાર ચમકી ગયેલા જીવનના સહકારી સહકારી સમાજવાદના — વિરલ પ્રયોગો સમું સાચી દિશા ચીંધી જતું એક ધ્રુવબિંદુ બની રહેશે.

પ્રયોગો નિષ્ફળ જશે, પણ માનવીની સહકારી જીવનની ઝંખના સદાકાળ ધીખતી રહેશે એ નિશ્ચિત છે. એથી કરીને એને સિદ્ધ કરવાની તમન્ના પણ સદાકાળ નવે નવે રૂપે પ્રગટતી જ રહેશે. એય નિશ્ચિત છે.

૨૭-૧૨-'૭૧

# ડૉ. સુમન્ત : વિશિષ્ટ વ્યક્તિત્વ*

## વિશિષ્ટ વ્યક્તિની આત્મકથા | રસિકલાલ છો. પરીખ

૧

આ એક વિશિષ્ટ વ્યક્તિની આત્મકથા છે. એમાં ઘટનાઓની કથા કરતાં ચિંતન વધારે છે. એ રીતે આ વિશિષ્ટ વ્યક્તિનું જીવનચિંતન છે; અને એ રીતે એને સવિશેષ મહત્ત્વ પ્રાપ્ત થયું છે. છતાં ઘટનાકથાં ઓછી આકર્ષક નથી.

ભારતના અને ગુજરાતના અર્વાચીન ઇતિહાસ માટે આવી કથાઓ મહત્ત્વનું સાધન છે. નાનાલાલ કવિએ રચેલી દલપતરામની જીવનકથા, નામે 'કવીશ્વર દલપતરામ', ગાંધીજીની આત્મકથા, નંદશંકર મહેતાની જીવનકથા, ભાઈ મણિલાલની આત્મકથા અને ઇન્દુલાલ યાજ્ઞિકની આત્મકથાનો પ્રવાહ — આ અને આવાં બીજાં જીવનવૃત્તાન્તો ગુજરાતના સામાજિક, ધાર્મિક અને રાજકીય જીવનના પ્રવાહો અને ઘટકબળો સમજવાનાં સંશોધકને આવશ્યક એવાં સાધનો છે. એમાં દાક્તર સુમન્ત મહેતાની આ આત્મકથા મહત્ત્વની અને દુર્લભ એવી સામગ્રીનો ઉમેરો કરે છે.

૨

દાક્તર સાહેબની — આ લખાણમાં દાક્તર સુમન્ત મહેતાનો આ નામથી નિર્દેશ કરું છું — દાક્તર સાહેબના જીવનની કેટલીક વિશિષ્ટતાઓ નોંધવા જેવી છે. એથી એમને અને એમના જમાનાને સમજવાની સરળતા થાય છે.

એમનો જન્મ ૧૮૭૭ની સાલમાં થયો હતો. સુરતની વડનગરા નાગર ગૃહસ્થની જ્ઞાતિમાં એમના કુટુંબની મોટી પ્રતિષ્ઠા હતી. પોતે જણાવે છે તેમ 'સામાન્ય રીતે વડનગરા નાગર ગૃહસ્થોની પ્રજા ભણેલી હોય છે. સ્ત્રીઓને પણ લખતાંવાંચતાં અને હિસાબ કરતાં આવડે છે. પુરાણા કાળમાં તો પુરુષોને સંસ્કૃત ભાષાનું સારું જ્ઞાન પ્રાપ્ત કરવું પડતું' (પૃ.૧૩). નાગરી નાતમાં શિક્ષણનો પ્રસાર તો હોય જ — દરેક સ્ત્રીને પણ લખતાંવાંચતાં આવડે. નવાબી રાજ્યઅમલમાં નાગરો ફારસી, ઉર્દૂ પણ શીખેલા — થોડીક સ્ત્રીઓ પણ તે ભાષા શીખી હતી. પછી અંગ્રેજી યુગમાં અંગ્રેજી શીખ્યા' (પૃ. ૨૦).

પોતાના દાદાના દાદા દુર્ગારામ વિષે પોતે જણાવે છે કે 'એ ઘણા સ્વમાની હતા, સત્યભાષી હતા અને અસત્ય વાત સાંભળીને અત્યંત ગુસ્સે થઈ જતા. કુટુંબમાં કોઈ ગુસ્સે થઈ જાય તો એમને દુર્ગારામ સાંભરી આવતા' (પૃ. ૩).

દાક્તર સાહેબમાં આ પ્રકૃતિ ઠીક ઠીક ઊતરી આવી હતી. 'મને સત્યને માટે આગ્રહ હતો તેના કરતાં વધારે અસત્ય સામે વિરોધ હતો...પુણ્યપ્રકોપ શા માટે ન હોય?' (પૃ ૬૨). પોતે ક્રોધ જીતી શક્યા નથી, એ પોતાની ફરિયાદ હતી (પૃ.૧૫૧, ૩૧૯).

પોતાની પિતામહી વિષે લખે છે કે, 'એ પૈસાપાત્ર દેસાઈ કુટુંબનાં હતાં. એમને વારસામાં દેસાઈગીરી અને મોજલાઈના વાર્ષિક રૂ. ૨૦૦ મળતા હતા; તેઓ ઘણાં મહેનતુ અને કાર્યકુશળ હતાં. શરીરે જબરાં હતાં. એમણે સાત સુવાવડ વેઠેલી છતાં શરીરે લાલઘૂમ હતાં' (પૃ. ૪).

* ડૉ. સુમન્ત મહેતાની 'આત્મકથા' (મહાકવિશ્રી નાનાલાલ સ્મારક ટ્રસ્ટ તરફથી પ્રકાશિત)માંથી.

પોતાની માતાના કુટુંબ વિષે પોતે જણાવે છે કે 'મારાં માતાના પિતા ગુજરાતી સાહિત્યમાં પહેલા નવલકથાકાર — કરણઘેલાના કર્તા નંદશંકર તુળજાશંકર મહેતા હતા. નંદશંકરે સારો અભ્યાસ કર્યો. એ પોતે કાબેલ અને બુદ્ધિશાળી હોવાને લીધે પ્રગતિ કરીને સુરતની હાઈસ્કૂલમાં હેડમાસ્ટર થયા. સુરતમાં એ હમેશાં "માસ્તર સાહેબ" જ કહેવાતા: જોકે એમના જીવનના ઉત્તરકાળમાં એ પોલિટિકલ ખાતામાં ઊંચી પદવીએ પહોંચ્યા હતા' (પૃ. ૪, ૫).

'નંદશંકરના બીજા પુત્ર સુપ્રસિદ્ધ વડોદરા રાજ્યના દીવાન સર મનુભાઈ હતા. એમના ત્રીજા પુત્ર વિનાયક મહેતા સિવિલ સર્વિસમાં સૌથી પહેલા ગુજરાતી હતા. મોટા મામા માર્કન્ડરાય મુંબઈ હાઈકોર્ટના ઠીક કમાનાર એડ્વોકેટ હતા' (પૃ. ૫).

પિતા વિષે લખે છે: 'મારા પિતા (બટુકરામ) ભણવામાં હોશિયાર ગણાતા હતા. મૅટ્રિક પાસ કર્યા પછી એમને મેડિકલ કૉલેજમાં જવાની હોંશ હતી. પણ એમાં તો મડદાં ચીરવાં પડે, ભ્રષ્ટાચાર થાય અને એથી નાતબહાર પણ મુકાવું પડે. એ જમાનામાં સામાજિક બહિષ્કાર સખ્ત થતો અને ભલભલા એનાથી ડરી જતા હતા. આવા સંજોગોમાં પણ મારા પિતાએ દાક્તરી અભ્યાસ કરવાનું નક્કી કર્યું. છેવટે અમુક પ્રકારની શુદ્ધિ ભવિષ્યમાં કરવી પડે તો કરી લેવાની શરતે એમને દાક્તરી અભ્યાસ માટે છૂટ આપવામાં આવી' (પૃ. ૫).

દાક્તર બટુકરામે વડોદરા રાજ્યમાં નોકરી સ્વીકારી લીધી. તેઓએ મહારાજા સયાજીરાવના વિશ્વાસપાત્ર અંગત સલાહકાર જેવા દાક્તરનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

માતા વિષે પોતે લખે છે કે 'નંદશંકર માસ્તર સાહેબનાં એ સૌથી મોટાં પુત્રી હતાં. એમના સોળમા વર્ષે, એમનું લગ્ન મારા પિતા સાથે થયું. એમણે અંગ્રેજીમાં પાંચમા ધોરણ સુધી અભ્યાસ કર્યો.' દાક્તર સાહેબને અંગ્રેજી, ગણિત વગેરેનું શિક્ષણ એમણે ઘેર પાકું કરાવ્યું હતું: આ હકીકતથી દાક્તર સાહેબ પોતાને મોટો લાભ મળ્યો એમ ગણે છે. પોતે નોંધે છે કે ગુજરાતના સામાજિક ઇતિહાસમાં આ હકીકત નોંધપાત્ર છે કે લગભગ પંચાશી વર્ષ પહેલાં એક કન્યા પંદરસોળ વર્ષની થઈ ત્યાં સુધી હાઈસ્કૂલમાં અભ્યાસ કરી શકી અને અપરિણીત રહી એમનું નામ હરસિદ્ધગૌરી હતું.' કુટુંબમાં એમને ડાહીબહેન કહેતા (પૃ. ૫). 'તે સ્વભાવે અત્યંત શરમાળ હતાં. હમેશાં જમીન પર નીચું જોઈને ચાલતાં. ઠોકરો ખાવાનું કે ઝઘડવાનું તેમને ગમતું નહિ. તે ખૂબ ભલા સ્વભાવનાં, પવિત્ર ચારિત્ર્યનાં અને પ્રેમાળ હતાં' (પૃ. ૨૧).

દાક્તર સાહેબને પોતાની માતા તરફ સવિશેષ ભક્તિભાવ હતો, એ વકીલશાહીના વિરોધી એવા દાક્તર સાહેબ માટે નોંધવા જેવી હકીકત છે. પોતે જ્યારે ઇંગ્લૅંડ દાક્તરીનો અભ્યાસ કરવા જવા નીકળ્યા તે પ્રસંગનું એમણે માતુશ્રીનું ભાવવાહી ચિત્ર દોર્યું છે. 'જ્યારે વડોદરાનું ઘર છોડ્યું ત્યારે મારાં માતુશ્રીને અત્યંત દુઃખ થયું. એમનું હૃદય બહુ કોમળ હતું. મારા પિતા વારંવાર પરદેશ જતા હતા તેને લીધે એમને હદપાર વ્યથા રહેતી. એ વ્યથાનું ઊંડાણ અમે તે વખતે પારખી શકેલા નહિ. મારા જવાને લીધે એમનું હૃદય ઘણું ઘવાયું, કારણ કે હું એમનો લાડકો દીકરો હતો. એમની આંખમાંથી ગંગાજમના વહેતાં હતાં. પણ એક પણ શબ્દ બોલ્યા વિના એમણે મને હાર પહેરાવ્યો. નમસ્કાર કરીને હું છૂટો પડ્યો. એમનું ચિરાતું હૃદય આજે મારી આંખ આગળ તરવરી આવે છે. મેં એમને ફરીથી જોયાં નહિ' (પૃ. ૪૯). માતુશ્રી શાંત, નરમ, શરમાળ, સુશીલ, સ્વમાની સ્વભાવનાં હતાં. જેણે પોતાનું પૂરેપૂરું આત્મસમર્પણ કરેલું એવી તેમની મૂર્તિ મારી આંખ આગળ ખડી થાય છે' (પૃ. ૭૮). 'વિલાયતમાં જ્યારે માતાના અવસાનના સમાચાર મળ્યા ત્યારે વર્ણવી ન શકાય એવો આઘાત મને લાગેલો, પણ હું બિલકુલ રડેલો નહિ કે આંખમાં આંસુ આવેલું નહિ. જ્યારે મેં વડોદરા છોડ્યું ત્યારે એક પણ શબ્દ બોલ્યા વિના દડદડ આંસુ પાડતી આંખે માતુશ્રીએ મને હાર પહેરાવેલો તે દશ્ય દિવસો સુધી અને ખાસ કરીને રાત્રે મને

સાંભરી આવતું' (પૃ. ૭૮). પોતે જ્યારે ઇંગ્લંડમાં દાક્તરી પરીક્ષા સારી રીતે પાસ કરી તે વખતના દાક્તર સાહેબના ઉદ્ગારો નોંધવા જેવા છે: 'મારો મા આ સમાચાર સાંભળવા માટે જીવતાં. એમના અવસાનનું ખરું દુઃખ મારી પરીક્ષા પૂરી થઈ પછી લાગ્યું' (પૃ. ૭૯).

દાક્તર સાહેબે એ જૂના જમાનામાં પોતાના કુટુંબમાં જે સુધારાનાં બે પગલાં લેવાયાં તેની નોંધ લીધી છે. 'પહેલું મારા પિતાએ દાક્તરી અભ્યાસ કર્યો તે, બીજું પગલું, એમનાં ફોઈ વિજયાગૌરીને નાગર બ્રાહ્મણ (કર્મકાંડી) પક્ષમાં પરણાવેલાં તે' (પૃ. ૨૧).

નાગરોમાં ગૃહસ્થ અને બ્રાહ્મણ વચ્ચે જે તીવ્ર ભેદ હતો અને હજી પણ છે, તે આ નાગરી નાતની એક નોંધવા જેવી બાબત છે. દાક્તર સાહેબનાં બહેન વીરબાળાને પણ આવી રીતે પરણાવેલાં ત્યારે એમના બન્ને મામાઓએ લગ્નમાં આવવાની ના પાડી હતી (પૃ. ૨૩૧).

એમના પિતાનું અવસાન ઇંગ્લંડમાં થયેલું. આ માઠા સમાચાર સાંભળીને એમને સખત આઘાત થયો. પણ પોતે હૃદય કઠિન કરી નાખ્યું. 'હું નિગ્રહી હતો અને રડવામાં નાનમ માનતો હતો' (પૃ. ૧૧૨-૩).

એમના પિતાએ યુરોપ જતાં પહેલાં બે ઇચ્છા પ્રગટ કરી હતી, એક તો એ કે જ્યારે તેમનું અવસાન થાય ત્યારે એમના શબને કોઈ પણ બ્રાહ્મણ અડકે નહિ. બીજી ઇચ્છા એવી હતી કે કોઈ પણ ધાર્મિક ઉત્તરક્રિયા ન કરવી (પૃ. ૧૧૪). આ ઇચ્છાઓનું પાલન કરવામાં પોતાને મામાઓ વગેરે સાથે કેવાં સંઘર્ષમાં ઊતરવું પડ્યું હતું તેનું વર્ણન દાક્તર સાહેબે કર્યું છે એ નોંધવા લાયક છે (પૃ. ૧૧૫).

દાક્તર સાહેબ પિતા વિષે જણાવે છે કે 'આ બન્ને શરતો એમના માનસ પર ઘણો પ્રકાશ નાખે છે. બ્રાહ્મણોએ વર્ષો સુધી મારા પિતાને વારંવાર નાત બહાર મૂકીને ત્રાસ આપ્યો હતો. એ તો ન્યાતબહાર રહી શકે અને રહ્યા હતા. પણ એમના આખા કુટુંબને, સંસર્ગ રાખનારને પણ, ન્યાતબહાર મૂકતા હતા.— તે યુગમાં ન્યાતબહાર મુકાવાનો ત્રાસ આજના લોકો શું સમજી શકે! પોતાની છોકરીઓ, બહેનો, ઘેર આવી ન શકે, આવે તો પાણી ન પીએ; છોકરાઓની કોઈ વિવાહ ન થાય, લગ્નસંબંધ તો થાય જ શાના? એટલે એ જમાનામાં ન્યાતનો ત્રાસ જબરો હતો' (પૃ. ૧૧૪-૫)

પિતાના વિષેનું દાક્તર સાહેબનું અંકન નોંધવા જેવું છે: 'મારા પિતા વિષે લખવાનું મારે માટે બહુ મુશ્કેલ છે. ગરીબ પણ સાદા પ્રામાણિક કુટુંબમાં એમનો જન્મ થયો હતો. પોતાના બુદ્ધિબળથી સ્કૉલરશિપ લઈને ભણ્યા હતા. મારા કાકાએ તેમને ઘણી મદદ કરેલી અને પ્રોત્સાહન આપેલું. મારા કાકા સ્વભાવે પ્રેમાળ હતા, સુધારક વિચારના હતા. કવિ નર્મદાશંકર સાથે દોસ્તી હતી. પોતે નીતિવાન હતા અને ઉત્તરોત્તર આત્મોન્નતિ કરવાની મહેચ્છા હતી. મારા પિતા મહત્ત્વાકાંક્ષી હતા. સારા કુટુંબમાં પરણ્યા, એમનું દાંપત્યજીવન ઘણું સુખી અને રસમય નીવડ્યું હતું. એમને સારી નોકરી મળી હતી. પહેલ કરીને અનેક સુધારક પ્રવૃત્તિઓ ઉપાડવાની અને તેને ચલાવવાની શક્તિ હતી. મેડિકલ સોસાયટી સ્થાપીને તેના મંત્રી થયા હતા. સમાજીવિહાર ક્લબના મંત્રી વર્ષો સુધી રહ્યા હતા. બહુ વિચારેલું, સારા મિત્રો સાથે ચર્ચા કરતા. ખૂબ તડાકા મારીને મઝા કરી શકતા (જે શક્તિ કમનસીબે મારામાં ઊતરી નથી). પોતાના ચારિત્ર્યબળને લીધે મહારાજાને આકર્ષી શક્યા હતા. પ્રગતિના પૂજક હતા, હિંમતવાન અને સાહસિક હતા અને આત્મશ્રદ્ધાથી ભરપૂર હતા. મહારાજાની સાથે રહ્યા તે છતાં તેમનાથી જરાય દબાઈ જતા નહિ. સાચી સેવાવૃત્તિ અને લાગણીથી એમણે મહારાજાની સેવા કરી હતી. રાજકુટુંબમાં અદ્વિતીય સ્થાન મેળવ્યું હતું. મહારાણીશ્રી અને મહારાજાના ભાઈઓ તથા છોકરાઓનો પક્ષ લઈને તેમને ન્યાય મેળવી આપતા. ૧૮૮૭ની સાલથી એમણે લગભગ બધું જીવન રાજકુટુંબને અર્પણ કરી દીધું હતું. દાક્તર તરીકે હોશિયાર ગણાતા હતા અને આસપાસનાં રાજરજવાડાંમાં તેમ જ મહારાજાનાં સગાંસંબંધીઓમાં

તેમની જબરી પ્રતિષ્ઠા હતી. મહારાજાની ખાનગી તેમ જ રાજકીય બાબતમાં સલાહકાર થઈ ગયેલા. વડોદરા રાજ્યનાં ખાતાંઓની વિગતવાર માહિતી એમને નહોતી પણ સિદ્ધાંતના બળ પર અને પ્રામાણિક વ્યવહારુ જ્ઞાનથી તેઓ યોગ્ય સલાહ આપતા. એમનું હૃદય લાગણીથી ભરપૂર હતું. અમારા તરફ વાત્સલ્ય પ્રેમમાં કંઈ બાકી રાખ્યું નહોતું. અને મને ખાતરી છે કે મારાં માના અવસાનથી, પત્નીના વિયોગથી, એટલા નિરાશ થઈ ગયા કે એમની જીવનશક્તિ જ ઓછી થઈ ગઈ અને તેમનો દેહ પડ્યો. અમને બે ભાઈઓને સારામાં સારી કેળવણી આપી હતી. અને બીજા બે ભાઈઓ માટે સગવડ કરતા ગયા હતા. સામાન્ય રીતે હિંદુ કુટુંબમાં છોકરીઓને ઘરેણાંમાં ભાગ મળે છે પણ તે ઉપરાંત મારી બંને બહેનોને નાણાંની બક્ષિસ આપવાનું વીલમાં તે લખી ગયા હતા' (પૃ. ૧૧૬).

'અવસાનના સમાચાર વખતે મહારાજા સયાજીરાવ કાશ્મીરમાં હતા. એમના ખાનગી મંત્રી શ્રી અરવિંદ ઘોષની મારફતે તેમણે મને લાગણીપૂર્વક સંદેશો મોકલ્યો હતો' (પૃ. ૧૧૬).

જનસેવાની ભાવના પિતા પાસેથી મળેલી તેનો નિર્દેશ દાક્તર સાહેબ કરે છે, 'હું એમ માનતો હતો કે મારા પિતા પણ જનસેવા કરવાની ઇચ્છા રાખતા હતા. એમની ઇચ્છા પાર ન પડી; હવે હું એ ઉપાડી લઉં. એ ઇચ્છા વારસામાં આવી હતી' (પૃ. ૨૫૯).

દાક્તર સાહેબના ઘડતરની વિશેષતાઓમાં તેમની વડનગરા ગૃહસ્થની જ્ઞાતિની નોંધ પહેલી કરવી જોઈએ. પોતે ન્યાતમાં મુદ્દલ માનતા ન હતા છતાં એક વૈજ્ઞાનિક તરીકે એમાંથી આવતા સંસ્કારો — કલમ-કડછી-બરછીના સંસ્કારો — એમના ધ્યાન બહાર નહોતા. આબુ પર્વત ઉપર ગયા ત્યારે અચલગઢ તરફથી જે મેદાન દેખાય છે તે જોતાં પોતે કહે છે: 'તેનું ચિત્ર આજે પણ મારી આંખ આગળ તરવરી આવે છે. આ મેદાનમાંથી મારા પૂર્વજો ઘોડા ઉપર બેસીને કલમ, કડછી અને બરછીનાં શસ્ત્ર સજીને વડનગર તરફ ઊતરી પડેલા અને બાપા રાવળની ટોળી ઉદયપુર તરફ ફંટાઈ ગયેલી' (પૃ. ૩૮).

આ જ દૃષ્ટિએ એમનો કુટુંબ-વારસો — દાદાના દાદા, પિતામહી, માતાપિતા આદિનો સંસ્કારવારસો પણ એમના ધ્યાન બહાર નથી. એક વૈજ્ઞાનિકની અદાથી પોતાના ઘડતર વિષે પોતે લખે છે: 'દરેક માણસના ઘડતરમાં અમુક શક્તિ, સંયોગો, વાતાવરણ ઇત્યાદિનો હિસ્સો હોય છે. માણસનું કેટલુંક ઘડતર તો મૂળનું એટલે વંશપરંપરાથી ઊતરી આવેલા ગુણદોષથી — શક્તિ-અશક્તિથી — થતું હોય છે... જે માટીમાંથી ઘડો થયો હોય તે માટીની અસર તો હંમેશ માટે રહી જ જાય છે... અને પછીથી જે માણસોના સમાગમમાં, પુસ્તકના સંપર્કમાં આવે છે, જે કેળવણી તે પામે છે, તેનાથી પણ તેનું ઘડતર થતું હોય છે. માણસ પર તો કુટુંબ, સમાજ તથા રાષ્ટ્રના વાતાવરણની અસર થયા જ કરે છે. નૈશાપુરના સૂફી ઉમર ખય્યામે આખું "રૂબાઈનામું" લખી કાઢ્યું છે; મને પ્રારબ્ધવાદ ગમતો નથી, પણ કેટલીક વસ્તુસ્થિતિ ગૂંચવણમાં નાખી દે છે' (પૃ. ૧૮).

દાક્તર સાહેબની આ આત્મકથામાં વૈજ્ઞાનિકની નજર આરપાર દેખાય છે. એમની વિશિષ્ટતાઓ પણ વૈજ્ઞાનિકની વિવેચનાત્મક દૃષ્ટિમાંથી આવેલી છે.

## ૩

આ આત્મકથા વાંચતાં એને વિવિધ રીતે અંકિત કરવાનું મન થઈ જાય. પ્રારંભમાં એને વિશિષ્ટ વ્યક્તિની આત્મકથા કહી છે પરંતુ આત્મકથાના પ્રારંભનો ભાગ અને આગળ વાંચતાં એને 'એક સત્યનિષ્ઠની આત્મકથા', 'એક અસત્ય અને દંભને ધિક્કારનારની આત્મકથા', 'એક વૈરાગીની આત્મકથા' ઇત્યાદિ વિશેષણો મનમાં આવ્યા કરે. પણ પોતાના જીવનના આ નિરૂપણમાં એક બળવાખોર આત્માની અભિવ્યક્તિ થાય છે. એટલે હું આ આત્મકથાને એક બળવાખોરની આત્મકથા મુખ્યત્વે ગણું છું.

દાક્તર સાહેબને બળવાખોર થવાનાં કારણો એમના અંગત સંસારી જીવનમાં દેખાતાં નથી. પોતે

એક ભાગ્યશાળી વ્યક્તિ છે, એવું એમને સ્પષ્ટ ભાન છે. પોતે ઇંગ્લંડ જતાં પોર્ટ સૈયદ પહોંચ્યા તે પહેલાં એક નોંધ કરે છે (૭-૫-૧૮૯૮): 'હું ભાગ્યશાળી છું એમ શા માટે ન માનું? માતાપિતાએ મને સારા સંસ્કાર આપ્યા છે. ઇંગ્લંડ જવાની અભિલાષા પાર પડે છે મારે પરણવું પડે તો જે કન્યાને હું લાયક ગણતો હતો તેની સાથે પરણવાનું મળ્યું.' આ માનથી પોતે સંકલ્પ કરે છે: 'મારે ખૂબ મહેનત કરીને સારો અભ્યાસ કરવો જોઈએ. મારાં શારીરિક અને નૈતિક બળ વધારવાં જોઈએ. મારી ખાતરી છે કે મારું નૈતિક અધઃપતન થવાનું નથી. મને બીડી પણ પીવાની ઇચ્છા થતી નથી. બનવા જોગ છે કે મારામાં અભિમાન અને અતડાપણું આવશે પણ બીજા મોટા દુર્ગુણો નહિ આવે' (પૃ ૫૦).

પોતે ઇંગ્લંડમાં દાક્તરીનો સારી રીતે અભ્યાસ કર્યો. વડોદરા આવ્યા પછી ગાયકવાડ સરકારના દાક્તરી ખાતામાં સારું સ્થાન મળ્યું. ક્રમે ક્રમે પોતે ઊંચી પાયરીએ ચડ્યા. દાક્તરી ખાતામાં ઘણા સુધારાવધારા કર્યા અને એ રીતે પોતાની કારકિર્દી સફળ કરી. એમની પ્રતિષ્ઠા દાક્તર તરીકેની ખૂબ જામતી હતી. પોતે નોંધે છે તે પ્રમાણે 'મારા વખતમાં ઇંગ્લંડની ડિગ્રીવાળા દાક્તરો મુંબઈ ઇલાકામાં ઘણા નહોતા' (પૃ. ૯૮). એ વખતનો મુંબઈ ઇલાકો એટલે ગુજરાત, મહારાષ્ટ્ર અને કન્નડનો પ્રદેશ. આમ ઇંગ્લંડ જઈ આવેલા દાક્તર તરીકે તેમને સવિશેષ મહત્ત્વ મળતું હતું. દાક્તર તરીકે પોતાની કુશળતાનું એમને ભાન હતું. 'દાક્તર તરીકે હું નિદાનમાં સારો હતો એમ કહેતાં હું અચકાતો નથી. જે માણસને બારીક અવલોકન કરવાની ટેવ પડી છે તે, દર્દી ઓરડામાં પેસે ત્યારથી તેની ચાલ, ચહેરો અને હાવભાવ જોઈને રોગનું પારખું કરી શકે છે. અને ચિકિત્સક તરીકે પણ મને દવાઓ આપવાનો શોખ નહોતો... હું ઘણુંખરું કુદરતી રીતે એટલે નિયમથી રોજ ભટકવામાં માનતો હતો. ખોરાક સંભાળવો અને પેટની ગટર સાફ રાખવી, લિવરને ઉત્તેજિત રાખવું અને કસરત કરવી. આ રીતે ઘણે અંશે આરોગ્ય સાચવી શકાય એવી મારી દૃઢ માન્યતા છે. દયાભાવ, સહાનુભૂતિ, અને સખતાઈ ત્રણેની જરૂર દાક્તરને પડે છે' (પૃ. ૧૨૨-૩).

એમનું વ્યક્તિત્વ પણ સુંદર રીતે ખીલ્યું હતું. પોતે શરીરે ઊંચા, ગૌરવર્ણા, સુંદર ચહેરો અને યુરોપીય પોશાકની છટામાં દીપતા હતા. દેખાવડા પુરુષ તરીકે એ ઘણું આકર્ષણ હતા. પોતાને તે સમયે યુરોપિયન શૈલીનું જીવન જીવવાનો આગ્રહ હતો. ૧૯૨૦ સુધીનો પોતે વ્યવહાર મુખ્યત્વે અંગ્રેજી દ્વારા કરતા. એમનું વ્યક્તિત્વ સુભગ હતું. આમ વ્યક્તિગત જીવન સંતોષ આપે એવું હતું. 'મારા કૌટુંબિક જીવનમાં ઉલ્લાસ અને ઉમંગ હતાં. અમે આનંદિત અને સુખી હતાં. આજની પરિભાષામાં, એમ કહો કે હાલના મૂડીવાદી સમાજમાં મને બધી અનુકૂળતાઓ પ્રાપ્ત થતી હતી' (પૃ. ૧૨૨).

આમ છતાં આવી સુખસાહેબીમાં એ નિરાંત અનુભવી શકતા ન હતા. ભારતમાં, ખાસ કરીને ગુજરાતમાં, સામાજિક જીવનમાં જે આળસ, પ્રમાદ અને અન્યાય પ્રવર્તતાં હતાં, ધાર્મિક જીવનમાં જડતા અને વહેમનું જે જોર હતું, આજુબાજુના માનવોના વર્તનમાં જે ચારિત્ર્યની શિથિલતા દેખાતી હતી તે એમનાથી સહી જતી ન હતી. પોતે લખે છે કે 'મારામાં શુદ્ધ આચરણનો અતિ આગ્રહ હતો. એટલે કે અનીતિનો સક્રિય વિરોધ હતો. આગ્રહની સાથે થોડી હઠ અને દૃઢતા પણ ખરાં. હઠ કરતાં દૃઢતા વધારે. અસત્યથી તેમ જ અન્યાયથી મારું લોહી ઊકળી જતું અને તે વખતે સામા માણસની લાગણીનો વિચાર ઓછો કરતો. તડ અને ફડ કહી દેવાની મને ટેવ હતી' (પૃ. ૯૮-૯).

આવી પ્રકૃતિનો પુરુષ સુલભ એવાં સુખચેનમાં જીવન ગાળી ન શકે એ આત્મકથા વાંચનારને પાને પાને સ્પષ્ટ થાય છે. એના સ્વભાવમાં સતત બળવાની લાગણી રહ્યા કરે, એ તરત સમજાય એવું છે. પરંતુ એમનું બળવાખોરપણું કેવળ નકારાત્મક ન હતું. જ્યાં જ્યાં અનિષ્ટ દેખાય ત્યાં ત્યાં એનો સામનો કરી એને દૂર કરવાની અને સુધારવાની

પ્રવૃત્તિમાં તે સતત વ્યગ્ર રહેતા. પ્રારંભમાં એમનું ધ્યાન મુખ્યત્વે સામાજિક સુધારાઓ તરફ રહેતું પણ પાછળથી એમને એમ લાગ્યું કે રાજકીય સુધારા અને સ્વાતંત્ર્ય વિના દેશમાં પ્રગતિ ન થઈ શકે અને એ રીતે એમણે પોતાની પ્રવૃત્તિઓને ઝોક પણ આપ્યો (પૃ. ૧૭૭).

૪

દાક્તર સાહેબે ચારિત્ર્યઘડતર વિષે આ આત્મકથામાં અનેક ઠેકાણે નોંધ કરી છે તે મારે મતે ઘણી મહત્ત્વની છે, અને આજે રાજકીય સ્વાતંત્ર્ય મળ્યા પછી જેની ઊણપ વધારે વર્તાય છે. આત્મકથામાં બીજો મહત્ત્વનો અંશ દાક્તર સાહેબનું આત્મનિરીક્ષણ છે. આ બધું થોડુંક જોઈએ.

'મેં માતૃપિતૃ બંને પક્ષના ગુણ-અવગુણો લીધા છે અને ત્યજ્યા પણ છે. દરેક વ્યક્તિને કુદરતી આકર્ષણ અને વિકર્ષણ થાય છે. મારે માટે પણ બંને પક્ષેથી ગુણો જ લઈને દોષોથી મુક્ત રહી શક્યો હોઉં એમ નથી બન્યું. સંભવ છે કે કેટલીક વાર દોષો સદ્‌ગુણોને ઢાંકીને ઉગ્રરૂપે પ્રગટ થયા હોય. મારા હાડલોહીમાં જે હશે તે પ્રગટ થયું છે. તેમાં સુધારો કરવા મેં ખૂબ પ્રયત્ન કર્યો છે. અને છતાં હું છું તેવો નીવડ્યો છું. કેવો છું તે હું જાણતો નથી!' (પૃ. ૨૩) અને રૉબર્ટ બર્ન્સની પ્રસિદ્ધ એવી બે પંક્તિઓ ટાંકે છે: 'બીજાઓ આપણને જેવી રીતે જુએ છે તેવી રીતે આપણે પોતાને જોઈ શકીએ એવી શક્તિની બક્ષિસ ઈશ્વર આપણને આપે તો કેવું સારું!' (પૃ. ૨૩).

ચારિત્ર્યબળમાં પોતે બે ગુણો મુખ્ય ગણે છે: નિશ્ચયાત્મકતા અને નીડરતા. 'પણ એ બધાંની પાછળ બીજા બે ગુણો હતા. સત્યપાલન અને પ્રામાણિકતા. અમને જૂઠાણા તરફ તિરસ્કાર હતો. જૂઠાણાની જે નબળાઈ અને નીચતા હોય છે તે અમે સમજતા. કોઈ પણ એવું કારણ નથી કે જેને માટે જૂઠું બોલવું પડે એવી છાપ અમારા મન પર પડેલી અને અપ્રામાણિકતા એ ગંદવાડથી પણ વધારે ખરાબ છે એટલી અમને સૂગ હતી. મારામાં ઘણાય અવગુણો છે. પણ મારા વર્તનમાં અસત્ય અને અપ્રામાણિકતાને સ્થાન મળ્યું હોય એવું મને ભાન નથી. અપ્રામાણિકતાને હું મોટામાં મોટો સામાજિક ગુનો માનું છું, અને જો સત્ય છુપાવવાનો પ્રયત્ન થતો હોય તો હું અપમાન કરી બેસું છું' (પૃ. ૪૨).

અમદાવાદમાં કોંગ્રેસ ભરાઈ ત્યારે એમાં એમણે હાજરી આપી ને તે વખતે એમને જે પ્રતિભાવ થયેલો તે નોંધવા જેવો છે. 'સુરેન્દ્રનાથ બેનરજી પ્રમુખ હતા, અને તેમના વક્તૃત્વના ફક્કાથી હું જરા પણ અંજાઈ ગયો અગર પ્રભાવિત થયો નહોતો. બોલવા પ્રમાણે વર્તવાની આવશ્યકતા આગેવાનોમાં સ્વીકારાઈ નહોતી. તેના તરફ મને સ્પષ્ટ અણગમો હતો. અને મહારાષ્ટ્રમાં ફરીથી સ્વદેશીની ચળવળ જાગી હતી તે છતાં રાષ્ટ્રીય સંમેલનમાં લેંકેશાયરનાં કપડાં પહેરીને આગેવાનો સ્વદેશીની વાતો કરતા હતા' (પૃ. ૧૧૬-૭).

પોતાની જાતને તટસ્થપણે તપાસવાની ખાસિયત દાક્તર સાહેબે વિકસાવેલી. 'મને છેક નાનપણથી એક ટેવ હતી. અને જેમ મોટો થતો ગયો તેમ તે વિકસતી ગઈ. એ વિચિત્ર અને નોંધવા લાયક છે. કોઈ વખત જ્યારે હું વિચારમગ્ન અથવા વિચારશૂન્ય થઈને બેસતો ત્યારે જે ચીજ જોવામાં આવે અથવા જેને વિષે વિચાર આવે તે જાણે કોઈ બીજી જ વ્યક્તિ જોતી હોય અને વિચાર કરતી હોય એવો મને ભાસ થતો. મારા પોતાને વિષે પણ હું તટસ્થ વ્યક્તિ તરીકે વિચાર કરતો. આવી વિચિત્ર માનસિક દશા મેં કેળવેલી નહોતી પણ કુદરતી હતી. એને ધ્યાન જોડે કોઈ સંબંધ છે કે નહિ એ હું જાણતો નથી. પણ જાણે દૂરથી બધી "લીલા" કોઈ વ્યક્તિ જોઈ રહી હોય એવું મને લાગતું" (પૃ. ૬૪).

૫

દાક્તર સાહેબ એક કુશળ દાક્તર હતા. એમણે દાક્તરીનો સારો એવો અભ્યાસ કર્યો હતો. પણ દાક્તરોમાં જે વિરલ હોય છે એવા એ મોટા અભ્યાસી — ઇતર સાહિત્યના અભ્યાસી હતા. એ

પોતે પુષ્કળ વાંચતા — ઠેઠ સુધી એમની આ ટેવ ચાલુ હતી. એ સાચા અર્થમાં 'બહુશ્રુત' હતા. એટલે વિદ્યાર્થીજીવનમાં કયા ગ્રંથો એમણે વાંચ્યા એ જાણવાનું એમને સમજવામાં ઉપયોગી થઈ પડે. એમણે પોતે જ એની નોંધ કરી છે. હકસલી, હર્બર્ટ સ્પેન્સર, મિલ, ઓમર ખય્યામ, આર્નોલ્ડનું 'લાઇટ ઑફ એશિયા', 'હેમ્લેટ', રસ્કિન, કાર્લાઇલ, બાઇબલ (પૃ. ૭૩), મોનિયર વિલિયમ્સનું 'હિંદુ ધર્મ', રીસ ડેવિસના બૌદ્ધ ગ્રંથો અને લેઇગના જરથોસ્તી પુસ્તકો. સાથે સાથે Hackel, Buchner વગેરે વિજ્ઞાનશાસ્ત્રીઓની ફિલસૂફીનો અભ્યાસ કર્યો (પૃ. ૮૫). ડાર્વિન અને વૉલેસનો અભ્યાસ કરેલો. ભગવદ્‌ગીતાનું એની બેસન્ટના અનુવાદ દ્વારા વાચન કરેલું (પૃ. ૭૭).

બાઇબલ વિષે લખે છે: '૧૯૦૦ની સાલથી મેં બાઇબલનો સારો અભ્યાસ કર્યો અને તે પણ વારંવાર વાંચતો' (પૃ. ૭૩). 'મારા બંને ભાઈઓને મેં થોડા વખત સુધી બાઇબલ શીખવેલું. એ પુસ્તકે મને ઘણી પ્રેરણા આપી છે, જોકે હું જિસસને અવતાર તરીકે નહિ પણ એક મહાન આધ્યાત્મિક પુરુષ તરીકે સ્વીકારતો. મનુષ્યની સેવા અને ઈશ્વરની સેવા એ બંને એક જ છે, માટે ગરીબ થાઓ અને ગરીબની સેવા કરો એ તત્ત્વ અને Kingdom of God is within you એ વિચાર, મારે માટે પૂરતા હતા. પતિત ઓને પણ પ્રેમભાવથી બચાવી લે એવી વ્યક્તિ તરફ પૂજ્યભાવ થાય જ' (પૃ. ૧૨૯).

૬

દાક્તર સાહેબના ઘડતરમાં થોડીક સ્ત્રીઓનો, ખાસ કરીને શારદાબહેનનો ફાળો છે. પોતે નોંધે છે કે, 'જુવાનીમાં મારા જીવનમાં રસ રેડનાર થોડીક બહેનો હતી. શરીફા તૈયબજી અને બેઝ બહેનો. ત્યાર પછી વડોદરાનાં મહારાણીએ પરોક્ષ રીતે ઘણી અસર કરી. મારાં મોટાં મા (દાદી)માં વ્યક્તિત્વ ઘણું હતું. તેમના કેટલાક ગુણો માટે મને માન હતું પણ તેમણે મારું જીવન ઘડ્યું નથી. શારદાબાઈએ તો ઉલ્લાસમાં વધારે ઉલ્લાસ, પ્રવૃત્તિમાં વધારે પ્રવૃત્તિનો ઉમેરો કર્યો. મારી ઊણપો જગતને જાણવા ન દીધી. હું અસામાજિક, આરામત, પ્રણાલીને ઠેબે ચડાવનારો, રીતરિવાજોને તરછોડી ફેંકી દેનારો, વ્યવહાર નહિ સાચવનારો, વખતે લડકણો હોઈશ. તે બધા પર લગાડાય તેટલું વાર્નિશ શારદાબાઈએ લગાડ્યું હશે. પછી મેં જીવનના અખતરાઓ શરૂ કર્યા ત્યારે તેમાં અચકાયા વિના મદદ કરી છે. દરેક સારા કામમાં સાથ આપવો એ સહેલું નથી. વળી કુટુંબની કેળવણીનો પ્રશ્ન પૂરો પોતે ઉપાડી લીધો. છેવટે પૈસાની વ્યવસ્થા પણ માથે લઈ લીધી અને મને તદ્દન છૂટો કર્યો એ કાંઈ નાનીસૂની વાત નથી. જે લોકો ચીલાચાલુ જીવન ગાળે છે તે બિચારા પૂરેપૂરું સમજી ન શકે, પણ જેમણે મારી માફક ફાંફાં માર્યાં છે તે બરાબર સમજશે કે શારદાબાઈએ અને કેટલો બધો નિશ્ચિત કર્યો છે. કુટુંબનાં ખર્ચ શી રીતે થાય છે, તેની શી વ્યવસ્થા છે તે હું જાણતો નહિ. છોકરાંઓ માટેની બધી કાળજી પણ એમણે માથે લઈ લીધી. હું એ બધી બાબતોમાં રસ લેતો નહોતો એવો ખોટો અર્થ કોઈ ન કરી બેસે. જ્યારે ઘેર જાઉં ત્યારે બધી માહિતી મને મળે, અમે એક એકની સલાહ લઈએ. અમે આપોઆપ જ એકબીજાના અભિપ્રાય સમજી લઈએ છીએ. હું ખરેખરું માનું છું કે મારા જેવા માણસની સાથે રહેવું એ સહેલું નથી, અને જેટલે અંશે સમાધાન થયું છે તેમાં મેં કેટલું જતું કર્યું છે એ એક પ્રશ્ન છે' (પૃ. ૨૬૭-૮).

૭

આખો ગ્રંથ સામાજિક સુધારા, રાજકીય સુધારા ઇત્યાદિ વિષેનાં દાક્તર સાહેબનાં સૂચનોથી ભરેલો છે. તેમાં નીચેના વિચારો ધ્યાન ખેંચે એવા છે. 'સામાજિક સેવાની અંદર પ્રશ્ન એ નથી હોતો કે લોકોને શું જોઈએ છે; પ્રશ્ન જુદી રીતે તપાસવો પડે છે કે પ્રજાની ઉન્નતિ થાય તેટલા માટે તેમને શાની જરૂર છે અને તે મેળવવા માટે ભાગે પોતે કેવી રીતે મેળવી શકે. બીજા કોઈ અપાવે તેથી લાભ તત્કાલ જ થાય છે. બીજો મોટો પ્રશ્ન માણસોને ઓળખ-

વાની શક્તિ છે. કેટલાક ઓછાબોલા માણસો બહુ સારા નીવડે છે અને કેટલાક ખાલી ગૅસ બૅગ (ફુગ્ગા જેવા) હોય છે. તેથી બોલકા માણસોના હાથમાં ફસાઈ પડવાનો સંભવ રહે છે, પણ અનુભવ ડહાપણ શીખવે છે' (પૃ. ૨૯૩).

આવી બીજી એક નોંધ છે. 'મારા કામમાં હું પૂરેપૂરો ધૂનથી પડ્યો હતો અને મને ઘણો અનુભવ મળ્યો. ઘણી સંસ્થાઓ જોઈ, તે બાબત ઘણું વાંચ્યું અને આગળ વધવાના માર્ગો જોયા. આપણે રાજકીય કે સામાજિક મંડળો કાઢવામાં સફળ થઈએ પણ મુખ્ય ચીજ ભૂલવી ન જોઈએ કે પ્રજાનાં દુઃખો સ્વાશ્રયથી દૂર કરવાનાં છે. આપણે ત્યાં ૯૪ ટકા પ્રજામાં અજ્ઞાન, વહેમ, ક્રૂરતા અને ત્રાસદાયક ભૂખ-મરો, ગંદવાડ, રોગો, ન્યાત અને સમાજની ગુલામ-ગીરી આ બધાં દૂષણો છે. તે દૂર કરવાની જરૂર છે. પણ એ કોઈ બહારથી આવીને કરી જવાનું નથી. आपणे पोते प्रजा पासे आ काम करावयानुं छे' (पृ. ३१७).

'ગાંધીજીના આગમન પૂર્વે' રાજકીય ચળવળ વિષે કરેલી નોંધ એક જાગરૂક મનની સાક્ષી પૂરે છે: '૧૯૦૨ની શરૂઆતમાં જ્યારે આપણી રાજકીય ચળવળમાં બહુ થોડો દમ હતો તે વખતે મેં થોડા don'ts મારા ભવિષ્યના માર્ગદર્શન માટે લખેલાં તે અહીં ઉતારું છું' (પૃ. ૮૧). 'સ્થાનિક અને મોટી રાજકીય પ્રવૃત્તિમાં માથું મારવું નહિ કારણ કે તેમાં માત્ર "બકવાટ" (બૂમાબૂમ?) છે, પણ રાજકારણને લગતા સિદ્ધાંતોના પ્રચારમાં ભાગ લેવો. (૨) સામાજિક સુધારાની કહેવાતી પાર્ટીઓ સાથે સંબંધ રાખવો નહિ પણ સ્વતંત્ર રીતે સંગઠન કરીને કામ કરવું. (૩) ધાર્મિક પ્રશ્નોની ચર્ચા મામૂલી માણસો અગર આમવર્ગ આગળ કરવી નહિ, કારણ કે હિંદી પ્રજા હજી સંશયવાદ સમજી શકવાની નથી. (૪) અંગ્રેજી સરકાર આપણા ભલાને માટે રાજ્ય કરે છે એ ખ્યાલ માંડી વાળવો. હાલના હિંદીઓમાં ઐક્ય આવે એ અશક્ય છે. (૫) સામાજિક રૂઢિરિવાજો, ન્યાતના નિયમો, કપડાં, ખોરાક, ભાષા અને કૌટુંબિક જીવન, રહેણીકરણી વિષેના હિંદી પૂર્વગ્રહોને જરા પણ નમતું આપવું નહિ. લોકોને જરા દૂર રાખવા. (૬) બહુ ગગનવિહારી (યુટોપિયન) થઈને કદી એમ માનવું નહિ કે ગરીબાઈ અને દુઃખ સદંતર કાઢી શકાશે. (७) कदी असत्य बोलवुं नहि. मश्करीमां पण नहि. (८) કોઈને ધિક્કારવા નહિ, જોકે દરેક તરફ પ્રેમભાવ રાખવો એ આવશ્યક નથી. બાઇબલના દસમા હુકમ કરતાં આ વધારે સારી સૂચના છે. (૯) કદી ખટ-પટ કરવી નહિ. (૧૦) કોઈની સાથે વધારે છૂટછાટ લેવી નહિ: કોઈને લેવા દેવી નહિ. (૧૧) કદી અનિયમિત, અવ્યવસ્થિત અને ફૂવડ થવું નહિ, બીજાનું વર્તન ચલાવી લેવું નહિ. (૧૨) કદી વખત નકામો ગાળવો નહિ (પૃ. ૩૮૫-૬).

આગેવાનોની યોગ્યતા વિષે એક નોંધ છે: 'મને થતું હતું કે સાદું જીવન અને ઉચ્ચ જીવન ગાળ્યા વિના જે જાતના આધ્યાત્મિક બળવાળા આગેવાનોની જરૂર છે તે આપણે પેદા કરી શકીશું નહિ.' (પૃ. ૨૫૩).

૮

આવા સૂક્ષ્મ વિચારકે અને વૈજ્ઞાનિકે ઈશ્વર વિષે, પરમતત્ત્વ વિષે, ચિંતન ન કર્યું હોય એવું બને નહિ: પોતે નોંધે છે: 'હું સ્પષ્ટ સંશયવાદી થયો હતો અને સગુણ ઈશ્વરના વિચારની સામે થતો. સગુણ ઈશ્વરમાં માનનારા એવી પ્રાર્થના કરતા કે "હું પાપી છું, પામર છું." તેની સામે મને સખત વિરોધ હતો. નબળાઈને પોષક પ્રાર્થનાનો મને તિરસ્કાર હતો. મારું વલણ આધ્યાત્મિક હતું. શાંતિ—સંપૂર્ણ શાંતિ માટે મને ભારે તૃષ્ણા હતી. હું સમજી ન શકું એવી તીવ્ર ઇચ્છા થતી કે આ સૃષ્ટિનાં રહસ્યોનો ઊંડો વિચાર કરવા માટે હિમાલયના કોઈ એકાંત સ્થળે નાસી જાઉં. આ ભૂખ વર્ષો સુધી રહી. એમ-ર્સનના એક વાક્યે મારી આંખ ઉઘાડી અને હું સમજ્યો કે સમાજમાં રહીને વિરક્તતા ભોગવવી એ ઉત્તમોત્તમ માર્ગ છે, તેમાં જ મનુષ્યની કસોટી છે' (પૃ. ૧૦૦). વળી એમણે નોંધ્યું છે કે 'હિંદમાં કિસ્મત, પ્રારબ્ધ, ઈશ્વરેચ્છાનું બહાનું બતાવીને પ્રજા પોતાનું મન મનાવે છે. આમ કરવાથી તેનો પુરુષાર્થ

ઘસાઈ જાય છે, અને તે નિષ્ક્રિય બને છે.' (પૃ. ૯૫). 'હું હરિઇચ્છા કરતાં મારી ઇચ્છામાં વધારે માનનારો છું' (પૃ. ૨૩૮).

પોતે વ્યક્તિના અમરત્વમાં કે પુનર્જન્મમાં માનતા નથી. 'જ્યારે વરસાદનાં ટીપાં પડે છે ત્યારે તળાવ કે જમીન પર પડીને તે એકઠાં થાય છે. જમીનમાંથી, નદીમાંથી તે દરિયામાં જાય છે. પરંતુ જ્યાં સુધી એ ટીપું કમળપત્ર પર કે બીજાં પર્ણ પર જળવાઈ રહ્યું હોય ત્યાં સુધી તેમનું વ્યક્તિત્વ સચવાઈ રહે છે, તેના પર સૂર્યકિરણ પડે તો સાત રંગ પણ દેખાય, આંખને સંતોષ પણ મળે, આત્માની ઠંડક પણ થાય. પરંતુ એ ટીપું સરીને નદીમાં પડ્યું એટલે The All—બ્રહ્મ, પરમાત્મા. The Absolute માં તે ભળી જાય છે' (પૃ. ૧૯).

ડાક્તર સાહેબને સંશયવાદી કહેવા કરતાં 'અજ્ઞેય'વાદી agnostic કહેવા એ વધારે બેસતું લાગે છે, જોકે એમનો ઝોક સર્વેશ્વરવાદ તરફ છે. એમની નીચેની નોંધ મહત્ત્વની છે: 'એક દિવસ બાગની અંદર થોડો વરસાદ પડ્યો હતો. અને ઘાસ તથા ઝાડનાં પાંદડાં પર પડેલા વરસાદનાં ટીપાં પર સૂર્યનાં કિરણો ચમકી રહ્યાં હતાં. તે જોઈને એક મારા જેવા હાર્ડીપાકે મને કહ્યું કે આ સુંદર ઝાડ, આ લીલું ઘાસ, વરસાદ અને સૂર્ય એ જોયા પછી એવો હતભાગી કોણ હોય કે જે ઈશ્વરમાં માને નહિ? જ્યારે જ્યારે આવાં દશ્યો મારા જોવામાં આવે છે ત્યારે મને તો આ દરેક ટીપું "જીવ" છે અને "પરમાત્મા"માં ભેગું થઈ જવાનું છે એ વિચાર આવે છે. છૂટું છે ત્યારે પણ પરમાત્મા છે, પરમાત્મા એનાથી જુદો નથી, પરમાત્માથી એ જુદું નથી. હું Pantheistic—સર્વેશ્વરવાદી છું તે છતાં "હું જાણતો નથી" એમ કહેતાં મને શરમ આવતી નથી, કારણ કે એ વાત સાચી છે' (પૃ. ૮૬).

૯

ડાક્તર સાહેબની બંધનોમાંથી મુક્ત થવાની તમન્નામાં એમની બળવાખોર પ્રકૃતિનાં મૂળ કોઈને દેખાય તો નવાઈ નથી. વૈભવશાળી જીવન જીવતાં જીવતાં ડાક્તર સાહેબને એની પણ સૂગ આવતી. નીચેની નોંધમાં એમની ફકીરી પ્રેરણા સ્પષ્ટ તરી આવે છે: 'નવસારીમાં અનુભવો થયા તેનાથી સંતોષ માનવાને બદલે વધારે અનુભવો થાય માટે મને રખડવાનો અભરખો હવે થયો હતો. વડોદરાની નોકરીમાં તેમ જ ગૃહસ્થાશ્રમમાં દાખલ થઈને પૂરાં ચાર વર્ષ ડાહ્યાડમરા થઈને ગાળ્યાં હતાં. હવે દૂરદૂરના દેશો જોવાનું મન થઈ આવ્યું. ખરું જોતાં દરેક માણસના લોહીમાં રખડવાની ઇચ્છા હોય છે. પણ સાંસારિક માયાને લીધે તે ઢંકાઈ જાય છે. મનુષ્યનો મૂળ સ્વભાવ અને સામાજિક નિયમન એ બંનેની સતત ચાલુ લોબી ખેંચતાણ થયા કરે છે, તેનું ભાન કેટલા માણસોને હોય છે? અને એ ભાન ન હોવાનું કારણ એ છે કે સમાજે મનુષ્યને સમાજના પાંજરામાં ચાલાકીથી પૂરી દીધો છે. મનુષ્યને હવે સાલતું નથી કે તે કેદી છે કે આ જાળમાંથી છૂટવું ઘણું અઘરું છે. માણસ જન્મે ત્યારથી તે મરી જાય ત્યાં સુધી એ કમબખ્તને સમાજે બાંધી રાખવાની પેરવી કરી છે. તેમાંથી છૂટા થવા માટે આપઘાત કરવાનો પણ હક રાખ્યો નથી. જ્યારે જ્યારે માણસ આ માયાવી સંસારમાંથી થોડો છૂટો થાય છે ત્યારે તેને અપાર આનંદ થાય છે, તેથી જ જ્યારે દરિયા પર, રણમાં કે મોટા પહાડ પર મનુષ્ય જાય છે ત્યારે સમજી જાય છે કે જગત તો બહુ મોકળું છે અને બધાં બંધનો અર્થ વિનાનાં છે. એ કરોળિયાની જાળ જેવાં છે. તોડવાં હોય તે દિવસે તૂટી શકે છે. આવી જ લાગણી સાથે સાધુઓ છૂટા થાય છે. આપણી બધી સંસ્કૃતિનો આધાર મનુષ્યને આંખે પાટા બાંધીને તેને ઘાણીમાં ઘાલીને કેમ ફરતો રાખવો તેમાં છે. ઘાણીમાં ફરવું તે દરેક વ્યક્તિનો પવિત્ર અનિવાર્ય પરમ ધર્મ છે, વ્યક્તિસ્વાતંત્ર્ય એ મોટો ભયંકર સામાજિક ગુનો મનાયો છે. ખરો કલાકાર સુખી છે કારણ કે પોતાના કામની ધૂનમાં સામાજિક બંધનોને ભૂલી જાય છે. બધા કલાકારો અંતડા, સામાજિક નિયમનમાં ભોળા ગણાઈને નિંદાને પાત્ર થાય છે...

ઇસ્લામમાં ફકીરો, દરવીશો અને ઓલિયા હતા; આપણે ત્યાં સાધુઓ છે. છોકરું નાનું હોય ત્યારે તેને માબાપ વળગ્યાં હોય છે. છોકરાંને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તન કરાવે છે. પછી શાળાનો માસ્તર તેને ઘડે છે. પરીક્ષાઓ તેને નીચી મૂંડી રાખીને મજૂરી કરવાની તાલીમ આપે છે. પછી કમાણીને માટે આખી જિંદગીની સજા શરૂ થાય છે. છેવટે આવે છે બૈરી અને છોકરાં. કરોળિયામાં ફસાયેલી માખીની માફક પછી તો એને સ્વપ્નમાં પણ છૂટવાનો વિચાર આવતો નહિ હોય. એનું શરીર જકડાઈ જાય છે, મન પણ જકડાઈ જાય છે. બિચારો ચોરો જંગલમાં જઈને રહે તોપણ સમાજમાંથી છૂટો થઈ શકતો નથી. પેટ કરાવે વેઠ એ સાચું પણ "સમાજ કરાવે નમાજ" એવી નવી કહેવત ચાલુ કરવા જેવી છે' (પૃ.૧૪૪–૫૫).

દાક્તર સાહેબને એમના 'એસેટિક' (વિરક્ત) વલણનો પૂરો ખ્યાલ હતો. 'એક દિવસ મનુભાઈ (દીવાન)ને ઘેર મહારાજાને ડિનર આપ્યું હતું. થોડા મોટા અમલદારો પણ હતા. અમારો ખોરાક પીરસાયો ત્યારે મારો ઠામ ખાલી પડેલો જોઈને મહારાજાએ પૂછ્યું કે ડૉક્ટર ભૂખ્યા રહે છે? ત્યારે મનુભાઈ કહ્યું કે ના, એમને માટે વેજિટેરિયન ખોરાક કર્યો છે તે આવે છે. મહારાજાએ મને પૂછ્યું કે હવે વેજિટેરિયનિઝમમાં આવી ગયા? ત્યારે તો હું હસ્યો, પણ મનુભાઈએ અડધા મશ્કરીમાં કહ્યું કે ડૉક્ટર વેજિટેરિયનિઝમ, ટોલ્સ્ટોઇઝમ, નેશનલિઝમ, સોશિયાલિઝમ, એસેટિસિઝમ અને ખુદા જાણે કે બીજાં કેટલાં ઇઝમમાં માને છે.

'મેં કહ્યું કે બીજા ગમે તેટલાં ઉમેરો પણ તે બધાની પાછળ મારું એસેટિસિઝમ છે' (પૃ. ૪૧૬).

દાક્તર સાહેબનું જીવન બહારથી એક ભભકાદાર તેજસ્વી અમલદારનું હતું. પણ અંતઃપ્રેરણા ફકીરીની, ત્યાગીની, વિરક્તની હતી. આ પ્રેરણાએ એમના જીવનમાં પરિવર્તન કરાવ્યાં અને દીર્ઘ જીવનનો પાછળનો ઘણો મોટો ભાગ લોકસેવાના સાધુ તરીકે તેમણે વિતાવ્યો અને એમાં અંતિમ ક્ષણ સુધી જીવનની કૃતાર્થતા અનુભવી.

દાક્તર સુમન્ત મહેતા જેવી વિશિષ્ટ વ્યક્તિ ગુજરાતમાં અભિવ્યક્ત થઈ એ ગુજરાત માટે ગૌરવરૂપ છે.

આ આત્મકથાનો બીજો ખંડ હવે પછી પ્રગટ થનાર છે. આમાં છે તેટલી સામગ્રી પણ, જીવનમાર્ગની દ્યોતક છે. વર્તમાન પેઢીને એમાં અહીં ઘણું જાણવા જેવું, વિચારવા જેવું અને પ્રેરણા મેળવવા જેવું દેખાશે.

અર્વાચીન યુગમાં પરતંત્ર ભારતે ઘણી વિશિષ્ટ વ્યક્તિઓ વિકસાવી હતી. સ્વતંત્ર ભારત એમાં દરિદ્ર રહેશે? દાક્તર સુમન્ત મહેતાની જીવનમથામણ નવા સર્જનમાં 'કૅટેલિટિક એજન્ટ' (catalytic agent) (ઉત્પ્રેરક તત્ત્વ) તરીકે કામ આપે એવી છે.

## આત્મકથા | ભોગીલાલ ગાંધી

આ આત્મકથામાંથી જાગ્રત યુવાનો અને ભવિષ્યની પ્રજાને પ્રેરણાદાયી ઘણું બધું મળશે; પરંતુ, ખાસ તો, ગુજરાતની આ એક એવા પ્રકારની આત્મકથા છે કે એનો જોટો ભાગ્યે જ ક્યાંય મળે. હકીકતે પૂરા અર્થમાં આ આત્મ-કથા છે. સમાજમાં ઊંચે સ્થાને પ્રતિષ્ઠા પામેલા એક તેજસ્વી આગેવાનની ક્ષણક્ષણની અસાધારણ જાગ્રત મથામણ અને તલતલની તમન્નાનું જે ચિત્ર અહીં ઊભું થાય છે એવું ભાગ્યે જ બીજે જોવા મળશે એ તો ખરું જ; પણ એક ધ્યેયનિષ્ઠ આદમી જેવો છે તેવો જ — એના ગમાઅણગમા, પૂર્વગ્રહો, વળગણો (obsessions) જેવાં ને તેવાં, કશા પૉલિશ કે વાઘા વિના, શબ્દોની કશી કરામત વિના, સરળ સીધા — કેટલીક વાર અણઘડ લાગે તેવા નગ્નરૂપે — પહેલી જ વાર જોવા મળે છે, એ આ આત્મકથાનું જેવુંતેવું આગવાપણું નથી. આગવાપણાનું બળ તેમની

સત્યનિષ્ઠામાં છે. ગાંધીજીના 'સત્યના પ્રયોગો' સાથે આ આત્મકથા સત્યનિષ્ઠામાં ઊતરે એવી નથી. મહાત્મા બન્યા તે પૂર્વેની — કિશોરવયથી શરૂ થયેલી — સત્યને વળગી રહેવાની ગાંધીજીની તમન્ના અહીં પણ સરસાઈ કરે એવી છે. બંનેની તમન્ના સરખી છે, તપસ્યાનો કક્ષાભેદ છતાં.

ગાંધીજી સર્વાંગી સૌમ્ય ક્રાંતિકાર, સુમંતભાઈ સર્વ ક્ષેત્રે ઉદ્દામ બંડખોર; ગાંધીજી સત્ય પણ મિષ્ટના આગ્રહી, ત્યારે સુમંતભાઈ સત્ય ઘણે ભાગે કટુ અને ઉગ્ર હોવાની પાકી માન્યતાવાળા (પા. ૨૩૪).* ગાંધીજી આજીવન વ્રતધારી, સુમંતભાઈ વ્રતપાલનના બંધનના વિરોધી રહીનેય શુદ્ધ આચરણ કરી બતાવનારા; અને ગાંધીજી સિદ્ધ યોગી, સુમંતભાઈ મર્યાદિત સિદ્ધિને પોતાનું લક્ષ્ય રાખી સતત સંયમી જીવન જીવવા મથનારા સંસારી. ગાંધીજી નિત્ય -આશાભર્યા ઈશ્વરાર્થી; સુમંતભાઈ 'સિનિક'ની ઊંડી એકલતા અને નિરાશાને પુરુષાર્થથી દૂર રાખીને શુભની સાધના કરનાર પુરુષાર્થી. ગાંધીજી ઈશ્વર અને શાસ્ત્રોના, ઋષિઓ અને સંતોના ચીલે ચાલનારા, 'હું કશું નવું નથી કહેતો, નવું નથી કરતો' એમ કહેવામાં હુંપદ ધરાવનારા મહાત્મા; સુમંતભાઈ ક્ષણે ક્ષણે પરંપરાને પડકારીને 'અજ્ઞાત પ્રવાસે આગવું સાહસ' ખેડવાના ખ્યાલમાં હુંપદ ધરાવનારા સાધક. મહાત્મા મૂળભૂત રીતે પરંપરાગત સાત્ત્વિક પારપારીના આગ્રહી, સુમંતભાઈ મૂળભૂત રીતે રાજસિક નૉનકૉન્ફૉર્મિસ્ટ બંડખોર; છતાં, બેઉ જીવનભર સેવાવ્રતધારી. ગાંધીજી પરમ પ્રાર્થનાપ્રેમી, સુમંતભાઈ પ્રાર્થનાને નબળાઈ-પોષક ગણી દૂર રહેનારા છતાં શુદ્ધ આચરણના અતિ આગ્રહી. ગાંધીજી કોને કેમ શું કહેવું, ક્યારે શું કરવું તેનો વિચાર કરીને બોલવેચાલવે સાવધા-

* "હિંદુ શાસ્ત્રમાં સત્ય બોલવાનો (જ) આગ્રહ નથી પણ પ્રિય હોય એવું સત્ય બોલવાનું ફરમાવ્યું છે; અને જરૂર પ્રસંગે કડવું બોલવાની નૈતિક હિંમત હિંદીઓ બતાવવા નથી તેથી તેમનું જાહેર જીવન જોઈએ તેવું શુદ્ધ થયું નથી." [લૉર્ડ કર્ઝનના આ શબ્દો સુમંતભાઈએ સંમતિભાવે ટાંક્યા છે.]

નીથી પગ માંડનારા સજ્જન, સુમંતભાઈ કોઈની કશી સાડાબારી વિના હૈયે તે હોઠે, ને જે ક્ષણે જે સાચું લાગ્યું તે કરનારા સાહસિક, 'ગુડીગુડી' — સુષ્ઠુસુષ્ઠુ સજ્જન નહિ જ.

ગાંધીજી જેવા મહાત્મા સાથે સુમંતભાઈ જેવા સાધારણ જીવાત્માની આ સરખામણી ભક્તહૃદયની સ્તુતિરૂપે નથી. સંપાદન કરતાં કરતાં નજરમાં બરાબર વસેલું નક્કર તારતમ્ય છે.

૨

એક રીતે જોઈએ તો સુમન્તભાઈને ઘણાં બધાં વિશિષ્ટ લક્ષણો નાગરી ન્યાત અને વડીલો તરફથી — ખાસ તો, તેમના પિતા પાસેથી મળેલાં છે. વીસમી સદીની છેલ્લી પચીસીના જમાનામાં માતા પંદરસોળ વરસ સુધી કુંવારાં રહીને અંગ્રેજી શિક્ષણ લઈ શકેલાં: ફોઈ પણ અંગ્રેજી ભણેલાં; પિતાએ 'મડદાં ચીરવાની' મેડિકલ લાઇન લઈને યુવાન વયે જ ન્યાતબહાર થવાની તૈયારી રાખેલી; છોકરાંના ઉપવીત અને કેશસંસ્કારની વિધિબિધિ કરેલી નહિ. પોતે પણ ૧૮૯૨ પછી વચ્ચે વચ્ચે ખાસ પ્રસંગે જનોઈ પહેરતા તે જ. નવરાત્રીમાં માતા બેસાડવાનો 'ઢોંગ' બંધ કરીને ઘણાને દૂભવેલા. પિતાએ પોતાના વીલમાં પોતાની સંપત્તિમાંથી અમુક બક્ષિસ દીકરીઓને આપવાનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો અને પુત્ર પાસે વચન લીધેલું: (૧) 'મારા શબને કોઈ પણ બ્રાહ્મણ અડકે નહિ, (૨) ધાર્મિક રીતે મારી ઉત્તરક્રિયા કરવી નહિ.' (સંજોગો એવા રહ્યા કે પિતાનું અવસાન વિલાયતમાં થયું; ને પુત્રે દૃઢ રહીને ધાર્મિક ઉત્તરક્રિયા ન થવા દીધી). સુમંતભાઈના કાકા આસ્તકરામ પણ જબરા સુધારક — વીર નર્મદના દોસ્ત.

સુમંતભાઈએ આ વારસો જાળવી રાખ્યો; દીપાવ્યો. એ કહે છે: 'ન્યાતનો પિતાને ત્રાસ હતો; મેં ન્યાતને બિલકુલ ગણકારી જ નહિ; અને સંબંધ તોડી નાખ્યો' (પા. ૨૪–૨૫). વીસ વર્ષની અપક્વ વયે તેમનામાં પાકી બંડવૃત્તિ જોવા મળે છે. એમને રીતરિવાજો ગમે નહિ. અમુક લગ્નવિધિમાં મૂર્ખાઈ દેખાય. ન્યાતમાં સુધારો કરવો અશક્ય લાગે; 'ન્યાત'

તોડો' એ જ ખરો ઉપાય! (પા. ૪૩.) અને 'જુઠાણું' દંભને ઉત્તેજન આપે તેનું નિકંદન કાઢવું, એવું સૂત્ર! (પા. ૪૩.)

૧૮૯૮માં ૨૦ વર્ષની વયે અભ્યાસ માટે વિલાયત જતાં પિતાએ પ્રતિજ્ઞા માટે આગ્રહ રાખ્યો, તેમાં પરસ્ત્રી-સંબંધ અને દારૂનો ત્યાગ, ઉપરાંત દર અઠવાડિયે હિસાબ મોકલવો, એ ત્રણ વાત હતી. સુમંતભાઈને આમાં પોતાનું અપમાન દેખાયું. અને એ વખતે તો 'હઠીલા' પિતાની આગળ, પોતે 'ગરજાઉ' હોઈને નમતું જોખ્યું (પા. ૪૮); પરંતુ વિલાયત પહોંચ્યા બાદ તતડાવીને લખ્યું: 'જોર-જુલમથી લેવાયેલી પ્રતિજ્ઞા બંધનકારક હોય એમ હું માનતો નથી....મને ત્રણે પ્રતિજ્ઞામાંથી મુક્ત ગણવો.' કારણ એ ન હતું કે પ્રતિજ્ઞાનો અમલ કરવાની તેમની અનિચ્છા કે અશક્તિ હતી. કારણ એટલું જ હતું કે પ્રતિજ્ઞાનું બંધન એમને જુલમરૂપ હતું. 'પ્રતિજ્ઞાઓ ઉન્નત કરવાને બદલે નીચે પાડે છે. અત્યાચારથી બંડ કરવાની ઇચ્છા જાગ્રત થાય છે...' (પા. ૫૬).

—ગાંધીજીને તેમનાં માતુશ્રીએ પ્રતિજ્ઞાઓ લેવડાવેલી; કિશોર મોહનદાસે તે હર્ષપૂર્વક માથે ચડાવી હતી; ને તેના આંતરિક અર્થના* પાલનનો પણ આગ્રહ રાખ્યો હતો. અહીં કિશોર સુમંત પ્રતિજ્ઞાને બંધન સમજી બંડ પોકારે છે, ને છતાં ત્રણે 'પ્રતિજ્ઞાનું પૂર્ણ' પાલન કરીને વતન પાછો ફરે છે!

મોટી વાત તો એ છે કે ૧૯૦૨ સુધીમાં—૨૫ વર્ષની વય સુધીમાં—સુમંતભાઈએ 'જીવનની કાર્યદિશા નક્કી કરી નાખી હતી; કાર્યક્રમની વિગતો મોડેથી આવી...' (પા. ૯૮) એટલું જ.

ગાંધીજીએ વિલાયતના અભ્યાસકાળ દરમ્યાન જ, ૨૦–૨૧ વર્ષની વયે પોતાનો ભાવિ પંથ પાકો કરી લીધેલો. (૧૮૯૧માં ગાંધીજી વિલાયતથી પાછા આવ્યા: ૧૮૯૨માં સુમંતભાઈ વિલાયત ગયાં: ગાંધીજીથી એક વર્ષ પૂંઠે!)

યુરોપમાં સાડા ચાર વર્ષ રહીને દેશમાં આવનાર દાક્તર માટે વડોદરાનું વાતાવરણ અકળાવનારું બન્યું. યુરોપના મુક્ત જીવનથી આત્મશ્રદ્ધા ખીલી હતી; અંતઃસ્ફુરણનું બળ વિકસ્યું હતું; જવાબદારીનું ભાન આવ્યું હતું... હિંદુ સમાજ પરંપરાનો ગુલામ બન્યો હતો, તેનો અનાદર કરીને પોતાના સિદ્ધાન્તો પ્રમાણે નિર્ણય કરવાનું ધોરણ સ્વીકાર્યું". બધી બાબતોમાં છેલ્લી અપીલ અંતરાત્માની...(પા. ૯૮). અંતરાત્માને તેમણે મિત્ર, માર્ગદર્શક અને ફિલોસોફર પ્રમાણેલ છે (પા. ૬૩).

સુમંતભાઈનો અંતરાત્મા જ્યાં ત્યાં અથડામણો વહોરતો રહ્યો! કેમ કે—અંગ્રેજી પહેરવેશનો અને અંગ્રેજીમાં જ બોલવાનો (શારદાબહેન સાથેય) આગ્રહ; સૌથી અતડાં રહેવાનો—બલકે અમુક અંતર રાખીને જ જીવવાનો—(પિતા અને શારદાબહેનથીય!—પા. ૧૦૩) આગ્રહ, સંયુક્ત કુટુંબનો અણગમો, જ્ઞાતિભેદો, નાતજાતના રિવાજો સામે સૂગ, સંયમની સાથે ઉલ્લાસનો પક્ષપાત; અસત્યથી તેમ જ અન્યાયથી લોહી ઊકળી ઊઠે એવો એમનો સ્વભાવ. આ અને આવી બાબતોનો અતિરેક પણ સ્વભાવગત જણાય છે. એટલે તો, પછાત વિચારના લોકોની લાગણીનો લગભગ તુચ્છકાર અને પોતાના વિચારના ન હોય તે સૌ જંગલી એવી માન્યતા અમુક સમયે ધરાવતા હતા (પા. ૯૯).

એક રીતે તો, પોતે જેને 'કુલીનતાવાદી કટુતા' (aristocratic cynicism) કહે છે તે પણ પિતાનો જ વારસો હતો: અન્યાયની ભારે ચીડ; સત્ય છુપાવવાનો પ્રયત્ન જોતાં અપમાન કરી બેસે' (પા. ૪૨); અસત્ય ચલાવી લેવાથી દેશનું સત્યાનાશ ગયું છે એવી સમજને કારણે 'પુણ્યપ્રકોપી અસહિષ્ણુતા'નાં અનેક દૃષ્ટાંત ગ્રંથમાં ઠેર ઠેર મળે છે. પરંતુ તેઓ જાતે જણાવે છે તે મુજબ, એની પાછળ એવો ભય કામ કરતો હતો કે 'હિંદી સમાજમાં રખેને હું ઓગળી જઈશ': તેમના મનમાં એવી મૂંઝવણ હતી કે 'હું ગોળ કાણામાં ચોરસ ખીલા જેવો શી

* સત્યના પ્રયોગો, મો. ક. ગાંધી (પા. ૪૪–૪૫).

રીતે સમાઈ શકશે? સમાજ અને છોલીને ગોળ-મટોળ, મોળો, નીરસ, વ્યક્તિત્વ વિનાનો, વિશિષ્ટ ઉદ્દેશ કે આદર્શ વિનાનો બનાવી દેશે કે શું?' (પા. ૧૦૧) પરિણામે, પ્રત્યાઘાત રૂપે, અંડખોરીનો આવેશ વધ્યો — એમના ખૂણા સૌને વાગે એ રીતે! અંગ્રેજી પહેરવેશ ચાલુ રાખવા જેવી બાબતનું મહત્ત્વ પુરવાર કરતાં દલીલ કરે છે કે, 'તે પણ સ્વતંત્ર રીતે વર્તવાની ઇચ્છાનું જ પરિણામ હતું.' સૌ સમજી શકશે કે આ અતિરેકનું જ દૃષ્ટાંત છે.

આનું બીજું પાસું એ કે તેઓ રૂઢ સમાજથી અળગા રહીને પોતાના માનસિક અને ચારિત્ર્યના વિકાસમાં ગૂંથાઈ ગયા. ૧૯૩૦માં પિતાની જવાબદારી અને ચિંતા હળવી કરવા રાજ્યની નોકરીમાં જોતરાઈ ગયા. એક વરસે પિતાનું અવસાન થયું. દેશી રાજ્યની નોકરીમાં સ્વમાન, સ્વ-ગૌરવ સાચવવાની કસોટી વારંવાર આવતી રહી. એમાં વળી પોતે રાજ્યના અમલદાર હોય ત્યારે, એ સ્થાનના મોભાનીય વાત મોખરાની ગણાય. ધનિકોને એવી અપેક્ષા રહે કે બીજા દાક્તરોની જેમ સુમંતભાઈ પણ એમને ઘેર ધક્કા ખાય. પણ આ તો જુદી જ ખોપરીનો દાક્તર. 'વટીલશાહીને પાઠ શીખવવા' એણે સામો બહિષ્કાર પોકાર્યો (પા. ૧૨૦).

સમય જતાં પ્રવૃત્તિ વધી. સાંસારિક, ધાર્મિક અને રાજકારણી ક્ષેત્રે સુધારો કરવાની વૃત્તિને હવે નક્કરરૂપ આપવાની શરૂઆત થઈ. અહીં ધર્મને નામે ચતાં ઢોંગ સામેનો તેમનો પ્રકોપ જોવા મળે છે (પા. ૧૩૪-૩૫). પરંતુ, ધાર્મિક સુધારણા માટે વાતાવરણ નથી રહી. તત્કાલ સામાજિક-સાંસારિક સુધારા દ્વારા તૈયારી કરવાની જરૂરિયાત સ્વીકારે છે (પા. ૧૪૫). રોજના બનાવોથી 'રેવાઈ જાય એવા આંધળા ને જડ પોતે ન બની જાય તેની તકેદારી રાખે છે (પા. ૧૪૪). નવસારીમાં એકાદ વર્ષના અનુભવો પછી વળી વડોદરા જાય છે. બે મામાઓ વિલાયત જઈ આવેલા હોઈ દબાણને વશ થઈ પ્રાયશ્ચિત્ત દ્વારા શુદ્ધિ સ્વીકારે છે. પરંતુ પોતાની ઉપર એવું દબાણ આવતાં સુમંતભાઈ જુદ્ધાણા અને ખોટા વહેમોમાં પાબા ઇનકાર કરે છે (પા. ૧૫૪).

'સુમંતભાઈ' રાજ્યના દાક્તર તરીકે પ્રતિષ્ઠિત બન્યા પછી નવી કસોટીએ ચડ્યા. લોકો લાગવગ માટે દબાણ લાવે (પા. ૧૪૦). વીમા કેસમાં જૂઠું બોલવા માટે લાલચ આપે (પા. ૧૫૮). દાક્તરને નામે ફાર્મસીવાળા ખરાબ દવાઓ વેચીને કમાઈ જવાના લોભે સુમંતભાઈને લલચાવે (પા. ૧૫૭). સુમંતભાઈ માટે આ પ્રલોભનોને વશ ન થવું એ સહજ હતું. વશ થાય, તો એ સુમંતભાઈ નહિ એવી ખુમારીવાળો એ આદમી હતો.

સ્વભાવે જ સુમંતભાઈ કોઈની શેહમાં તણાય એ અશક્ય હતું. શું મહારાજા કે શું મહાત્મા.

## ૩

મહારાજા સયાજીરાવ સાથે લગભગ બે દાયકા (૧૯૦૩ થી ૧૯૨૧) સુધી ઘનિષ્ઠ રીતે સંકળાયેલા સુમંતભાઈ મહારાજાની સાથેના શેઠ-નોકરના સંબંધને મૈત્રીના ધોરણે મૂકી શક્યા હતા એ આશ્ચર્ય છે. આશ્ચર્ય એટલા માટે કે એ સ્થાન તેમણે ખુશામતથી નહિ, ખુમારીથી પ્રાપ્ત કર્યું હતું. મહારાજાની મૂર્ખતા, કંજૂસાઈ, ગોરા અમલદારો તરફનું તેમનું આંધળું ને પક્ષપાતી વલણ, દેશી અમલદારોમાં ફાટફૂટ પડાવવાની ટેવ, અને એવી અનેક બાબતોને કારણે સુમંતભાઈ કેવી અસહ્ય અકળામણ અનુભવતા હતા તે તેઓ સ્પષ્ટપણે જણાવે છે. સાથે સાથે બ્રિટિશ સત્તા મહારાજાને કેવી રીતે ફસાવીને બદનામ કરવા માગતી હતી એ પણ તેઓ ઉઘાડી આંખે જુએ છે; અને ત્યારે મહારાજાની દયા પણ ખાય છે. છતાં, ૧૯૧૨ પછી મહારાજાનું નૈતિક પતન વધતું ગયું તેમ તેમ સુમંતભાઈનો પુણ્ય-પ્રકોપ વધતો ગયો. આ ઘટના તેમણે આત્મકથામાં ફોડ પાડીને લખી છે. પરંતુ, રખે કોઈ માને કે મહારાજાને નીચા પાડવાની વૃત્તિ એની પાછળ હતી. એક બાજુ, મહારાજા તરફ હમદર્દી થાય છે; ખાસ તો, 'મારે હમેશાં ચોવીસે કલાક મહારાજા થઈને રહેવું?' એવું human વાક્ય એમના મુખેથી સાંભળે છે ત્યારે. પરંતુ, એની પાછળ હલકી વૃત્તિ હતી તેમ જણાતાં — સગી આંખે એ જોતાં — તિરસ્કારનો ભાવ પણ જાગે છે.

નોંધપાત્ર તો એ છે કે સુમંતભાઈએ ૧૯૧૧ની આ હકીકત ૨૬ વર્ષ સુધી (૧૯૩૭માં આ લખાણ લખ્યું ત્યાં સુધી) કોઈને જણાવી ન હતી. મહારાણી પૂછતાં ત્યારે 'નિર્દોષ, ભોળા, નિખાલસ શબ્દોમાં' વાત ટાળતા હતા. અરે, ખુદ શારદાબહેનનેય એનો ઇશારો કદી આપ્યો ન હતો.

મહારાણી માટે તો સુમંતભાઈને સદ્ભાવ હતો. તેમના આંતરિક દુઃખમાં તેઓ હમદર્દ હતા. અને તેમને હિંમતવાન, 'સ્પષ્ટબોલાં', 'ઉદ્દામ વિચારો ધરાવનારાં' (પા. ૨૦૦) તથા 'બહાદુર સન્નારી' (પા. ૩૦૦) તરીકે તેમણે બિરદાવ્યાં છે. અને પોતાના ઘડતરમાં મહારાણીના મહત્ત્વના ફાળાનો ઉલ્લેખ અન્યત્ર કરેલો છે.

મહારાજાની કઠોર ટીકા કરનાર (ખાનગીમાં નિંદા નહિ)—જરૂર પડતાં મોઢામોઢ સત્ય વાત કહી દેનાર—સુમંતભાઈ જતે દિવસે મહારાજાના અંગત વિશ્વાસુ માણસ થઈ રહ્યા, મહારાણીના અને રાજકુમારી ઇન્દિરા રાજેના અંગત સલાહકાર જેવા બની રહ્યા. આથી જ તો નોકરી છોડીને સમાજ-સેવામાં જોડાવાની 'દાક્તર'ની ભાવના સમજી જઈને મહારાજા-મહારાણીએ તેમને વારંવાર રોક્યા: ચાલુ પગારે અનુભવ લઈ આવવાની છૂટ આપી; ચાલુ નોકરીએ, કોઈ પ્રકારની જવાબદારી વિના, લોક-શિક્ષણ અને સંસ્કારની પ્રવૃત્તિ કરવાની તક સુધ્ધાં આપી.

સુમંતભાઈએ વિલાયતના અભ્યાસકાળ દરમ્યાન જ (૧૮૯૮–૧૯૦૨) દિશા નક્કી કરી લીધી હતી. પરદેશથી પાછા આવ્યા બાદ રાજ્યના દાક્તર તરીકેની નોકરી દરમ્યાન, સામાજિક, સાંસ્કૃતિક અને સંસાર-સુધારાની પ્રવૃત્તિઓમાં ભાગ લીધો હતો—ઘણી તો પોતે જ આરંભી હતી. ૧૯૦૬માં સામાજિક સુધારાની સંસ્થા કાઢી તેને જીવન આપી દેવાનો વિચાર ચિત્તમાં રમતો થયો હતો.

આ અરસામાં રાષ્ટ્રીય કોંગ્રેસની પ્રવૃત્તિ સાથેનો સંપર્ક ચાલુ રહ્યો હતો. (મુંબઈના અભ્યાસકાળે દરમ્યાન ઈ. સ. ૧૮૯૫માં મેડિકલ સ્વયંસેવક તરીકે પૂનાની બેઠકમાં કામગીરી બજાવી ત્યારથી શરૂ થયેલો.) ત્યારે, ટિળક મહારાજની પ્રવૃત્તિથી આખો દેશ આકર્ષાયો હતો—ખાસ કરીને જુવાન અને જહાલ વર્ગ. પરંતુ, ત્યારે, આ અઢાર વરસના કિશોરે ટિળકની નીડરતા, ત્યાગ અને દેશભક્તિની તારીફ કરવાની સાથે, તેમની 'હદપારની અસહિષ્ણુતા'ની માનસિક નોંધ લીધી હતી (પા. ૩૫). તેમની 'પદ્ધતિ' તરફ નારાજી દાખવી હતી. આ પછી ૧૯૦૭ના અરસામાં, ટિળક મહારાજની પ્રવૃત્તિના અને તેમના ગુજરાતી-બિનગુજરાતી અનુયાયીઓ સાથેના પરિચય પછી, સુમંતભાઈએ ટિળક મહા-રાજની 'રાષ્ટ્રભાવનામાં કંઈક સંકુચિતતા'ને કારણે 'હિંદુપદ પાદશાહી'નો ભય સેવ્યો હતો. અને 'વિરોધીઓ સામે ટિળક ગમે તેવું સાધન વાપરતા' એવી ટીકા દોહરાવી હતી (પા. ૧૬૦) તથા રાજ-કીય ક્ષેત્રના આ જહાલ નેતા સામાજિક સુધારામાં પાછળ હતા તેનું દુઃખ સેવ્યું હતું.

નોકરીના વરસોનો કંટાળો વધતો ગયો. તેમાંથી છૂટા થઈને જાહેર જીવનમાં પડવાનું મન વધુ ને વધુ જોર કરતું થયું. તે વરસો દરમ્યાન (૧૯૧૩થી ૧૬) સુમંતભાઈએ ગોખલેના હિંદ સેવક સમાજમાં જોડાવાની તાલાવેલી સેવી હતી. ૧૯૧૪માં ઠક્કરબાપા અને પાછળથી ઇન્દુલાલ પણ તેમાં જોડાયા હતા. સુમંતભાઈ રજા ઉપર ઊતરી જાતઅનુભવ લેવા પૂના ગયા. પરંતુ, ત્યાંના અગ્રણી કાર્યકર્તાઓની બુદ્ધિશક્તિ માટે માન થવા છતાં, તેમની રહેણીકરણી અને કાર્યપદ્ધતિની તેમના મન ઉપર સારી છાપ ન પડી અને ગોખલેનું અવસાન (૧૯૧૫) થતાં, 'જાણે પૃથ્વી મારી નીચેથી ખસી ગઈ' એવો આઘાત તેમણે અનુભવ્યો. બાદ, અંદરોઅંદરનો કંકાસ જોઈ ગુજરાતમાં એની સ્વતંત્ર શાખા ખોલવાની દરખાસ્ત રજૂ કરી; પણ એની શક્યતા રહી ન હતી (પા. ૩૦૦); એ પછી 'અસ્થિર' ઇન્દુલાલ, 'અગમ્ય' શંકરલાલ (બેંકર) અને 'હતોત્સાહ' પોતે: આદર્શો

સરખા છતાં જુદા જુદા માર્ગોવાળી ત્રિપુટીએ સેવા-મંડળ (આશ્રમ)નો અખતરો કરી જોયો (૧૯૧૭): પણ ઇન્દુલાલ 'impressionable', શંકરલાલ 'excitable' અને પોતે 'critical' (પા. ૩૩૦). વરસેકમાં જ પ્રયોગ નિષ્ફળ ગયો! (પા. ૩૩૨).

દક્ષિણ આફ્રિકામાં અપૂર્વ લડત આપીને નામના મેળવીને, ગાંધીજી ૧૯૧૫માં ભારત આવ્યા હતા. એ જ વરસે સુમંતભાઈ તથા શારદાબહેન એમના સંપર્કમાં આવ્યાં. ૧૯૨૧ સુધીમાં એ સંપર્ક વધતો ગયો: સંપર્કમાંથી 'સમાગમ' ઉદ્ભવ્યો. આરંભે જ સુમંતભાઈને ગાંધીનું માનસ 'વિચિત્ર' લાગ્યું હતું (પા. ૧૬૮). તેઓ 'દેશમાં સર્વથી વધારે શિસ્તબદ્ધ હશે, પણ એમનામાં શિસ્તબદ્ધ માણસની અડગ આત્મશ્રદ્ધા નથી,' એવી છાપ મન પર પડી હતી. હોમરૂલ ('હિંદ સ્વરાજ')ની ચોપડી વાંચ્યા બાદ Curious mental attitude to everything belonging to civilizationની છાપ પાકી થઈ હતી. આગળ જતાં, 'સામાજિક પરિષદ'ના પ્રમુખ તરીકે શારદાબહેને લખેલું ભાષણ ફેરવવા બાબત જાતે મળી જવાની શારદાબહેન ઉપરની ગાંધીજીની સૂચના સામે સુમંતભાઈએ વિરોધ દર્શાવ્યો. એમણે માન્યું કે 'ગાંધીજીમાં દરેકના વિચાર પોતાની ઘરેડમાં મૂકવાની વૃત્તિ હતી; માત્ર વૃત્તિ નહિ પણ અતિ આગ્રહ' (પા. ૩૨૧). સાથે સાથે તેઓ જણાવે છે કે, ગાંધીજી પોતાનું 'દર્શન' કરવા આવનારાને રોકતા ન હતા, ઉત્તેજન આપતા હતા, એમાં એમના 'મનની નબળાઈ' હતી. 'પગરજ લેવાની પ્રથા પાછળ ગુરુ-શિષ્યનો સંબંધ રહેલો હોય તો તે અધોગતિએ લઈ જનારો છે.' વળી, 'ગાંધીજીએ હિંદી પ્રજાનું માનસ પારખ્યું હતું અને તેને તેઓ વટાવી ખાતા હતા,' એવી કાતિલ ટીકા કરતાં સુમંતભાઈ ખચકાયા ન હતા. આગળ પર ગાંધીજીએ 'મહાત્મા' શબ્દ ખૂબ જ પ્રચલિત થયો ત્યાં સુધી વાંધો ન લીધો; અને પાછળથી નહિ જેવો વાંધો ઉઠાવ્યો. આ 'વ્યક્તિ-પૂજા'ની પણ સુમંતભાઈએ ખબર લઈ નાખી છે (પા. ૩૩૮). ગાંધીજી 'આપખુદ હતા' એવો પણ તે વખતના તેમના વિચારો સુમંતભાઈએ છુપાવ્યા નથી (પા. ૩૨૯-૩૩૦). 'એમના (ગાંધીજીના) જબરા મનોબળ આગળ ૯૯ ટકા (સાથીઓ) પોતાનું વ્યક્તિત્વ ખીલવી શકતા નથી,' એમ કહે છે; અને ગાંધીજી પહેલાં ગુજરાતમાં કે ભારતમાં અંધારું હતું એવી તેમના શિષ્યોની ધારણાને તેમણે અસ્થાને લેખી છે (પા. ૩૫૮). 'ખોટી માન્યતા', 'ખોટો આગ્રહ' ને 'હું ખરો'ના દોષો તેમને ગાંધીજીમાં દેખાયા તેવા જ ચીંધ્યા છે. વળી, 'હજાર વર્ષે એકાદ, એવું અદ્વિતીય ગાંધીનું વ્યક્તિત્વ છે,' એમ કહ્યા પછીય, (તેમની પદ્ધતિથી) ધાર્મિક ગુરુની પ્રથાને ઉત્તેજન મળતું હોઈ ને સુમંતભાઈ તેમના એ વ્યક્તિત્વને 'પ્રગતિગામી' નથી લેખતા. 'ખરો મહાપુરુષ' ગાંધી નહિ પણ ગોખલે, એવા તારતમ્ય પર પણ એ પહોંચી ગયા હતા..

'આનો અર્થ' એ નથી કે ગાંધીજીની શક્તિઓ અને વિરાટ પ્રતિભાનો તેમણે ઇનકાર કર્યો હતો. 'ગાંધી આગ્રહની મૂર્તિ હોઈને સરકાર તેમનું સાંભળે છે, પ્રજા માને છે' (પા. ૨૯૬), તથા He was a man after my heart' એવી વિરલ મુગ્ધતા પણ પ્રગટ કરી છે. પોતાની જાતને સરખાવી આજેય (૧૯૩૭માં) ગાંધીના જેટલી સાદાઈની શક્તિ પોતાનામાં નથી એવો અફસોસ કરે છે. ખાસ તો, ગાંધીના 'જટિલ' માનસનાં કેટલાંક પાસાં તેમને દેખાયાં તેવાં રજૂ કરીને 'માનસશાસ્ત્રીય સંશોધન'ની જરૂરિયાત ચીંધી છે. . .

(જોકે ગાંધીજી અંગેના સુમંતભાઈના વધુ પ્રતિભાવો તો હવે પછીના ગ્રંથમાં સવિશેષ જોવા મળશે.)

*

સુમંતભાઈની ટીકાવૃત્તિ એમની લાક્ષણિકતા છે. પોતાના પરિચયમાં આવેલા ભાગ્યે જ કોઈને એમણે છોડ્યા છે. ટિળક મહારાજની ટીકાની વાત અગાઉ નોંધી છે (પાં. ૪૪). તેમની પદ્ધતિ માટે 'મૅકિયાવેલીવાદ' જેવો પ્રયોગ કર્યો છે. રાનડે, ચંદાવરકર અને તે વખતના ગુજરાતી સુધારકોની ત્રુટીઓને 'લાંબીચોડી વાતોનો યુગની ત્રુટી' તરીકે ઓળખાવે છે. ફીરોજશા મહેતાને જબરા વ્યવસ્થાપક, બુદ્ધિવાન

ગણાવે છે. પણ 'સ્વભાવે આપખુદ હોઈને ઘણાને તેમણે દબાવેલા' એવું વિધાન કરે છે. એની બિસંટના ભાષણની ટીકા કરતાં લખે છે: 'વિશાળ સમુદાયને તેઓ શબ્દોથી ઘસડી જઈ શકતાં હતાં' અને 'મેં પણ એ લોકસમૂહને એ રીતે રમાડ્યા છે,' એવું તરત ઉમેરે છે. ત્યારે, એમાં એમનો અહમ્ જોર કરતો દેખાય છે. ગોખલેના સાથીદાર દેવધર 'વહાલા આવે એવા માણસ છે' એમ કહેતાંની સાથે એમના ફૂવડપણાની ટીકા કરે છે (પા. ૨૬૯).

હિંદની પ્રજા અને સમાજ, બંગાળી, મરાઠી, ગુજરાતીઓ, કાઠિયાવાડીઓ, અમદાવાદીઓ અને હિંદુ-મુસ્લિમો; દેશના રાજાઓ અને મૂડીદારો. પ્રાર્થના-સમાજ, આર્યસમાજ તથા અનેક સંપ્રદાયો: સૌના ગુણદોષો થોડાક જ શબ્દોમાં જાણે ગણાવે છે અને લસરકે રજૂ કરતા રહે છે. રસ્કિન જેવા મહાચિંતકના લખાણને કંટાળાભરેલું ગણાવે છે અને તેમાં 'સંકુચિતતા'નું આરોપણ સુધ્ધાં કરે છે. ત્યારે કાર્લાઇલ ઉપર તેઓ ખુશ છે (પા. ૭૩).

૪

પહેલી નજરે આ બધામાં સુમંતભાઈનો 'અહંકાર' દેખાય, 'વાંકાબોલા'નો ભાસ થાય એ શક્ય છે. કેટલીક ટીકા 'નિંદા' જેવી લાગે તોય નવાઈ નહિ. ઘણે સ્થળે 'ઉતાવળા અભિપ્રાયો' હોવાનું પણ જણાય; તો કેટલેક સ્થળે નાના મોઢે મોટી વાત કર્યાનો પણ પ્રતિભાવ જાગે.

વાત સાચી છે કે સુમંતભાઈમાં ઉગ્રતાનો ઝોક છે; ઘણીબધી વાર તેનો અતિરેક પણ છે. પરંતુ એની પાછળ અન્યાય અને અસત્ય સામે, દંભ અને શોષણ સામે જલતો આત્મા છે એ મુખ્ય વાત છે. દા૦ ત૦, સુમંતભાઈ અંગ્રેજો સામેની ચીડ વારંવાર પ્રગટ કરે છે. તે જ રીતે, રાજાઓ, જમીનદારો, શાહુકારો, ધનિકો (બૂર્ઝ્વા) તરફ એમને તિરસ્કાર છે, છતાં પશ્ચિમમાં એમણે જે વરસો ગાળ્યાં છે અને 'બુર્ઝવા' લોકો અને સાથીઓ વચ્ચે રહીને ભારતમાંય તેમણે જે જાહેર જીવન ખેડ્યું છે તે સમાજવાદ, ઉદ્દામવાદ, રશિયા, ક્રાંતિ વગેરેનું ઘણું બધું વળગણ છતાં, ક્યાંય આંધળા બન્યા ન હતા એનાં સાક્ષી છે.

એ વાત સાચી છે કે, સુમંતભાઈના હાડમાં જ ઉગ્રતા, ઉદ્દામ વલણ છે, જે એમને વારંવાર એકાંગી બનાવે છે; અને તોછડી વાણી ઉચ્ચારાવે છે. પરંતુ ગંભીર પરિસ્થિતિમાં એ અત્યંત સ્વસ્થ અને વ્યવહારુ પણ બની શક્યા છે; કટોકટીના પ્રસંગે ઠંડા રહી શક્યા છે: યુક્તિપૂર્વક વર્તી શક્યા છે. સ્વસ્થ ચિંતન કરી શક્યા છે. કેમ કે અંતે તો 'ગુણગ્રાહી થઈને મારે તો મારું જીવન અને વિચારો સુધારવાના હતા' એવું ભાન ૧૯૦૨માં યુરોપથી ભણીને આવ્યા ત્યારથી થઈ ચૂક્યું હતું. એટલું જ નહિ પણ પોતાના જમા પાસામાં સાદાઈ, લોભ-મોહ પર અંકુશ, અને વ્રતો તથા સંયમની વાત સુધ્ધાં કરી છે (પા. ૯૭). 'હિંદુસ્તાન દેશ નિષ્ક્રિયતા, જંગલીપણા, અને વહેમથી ભરેલો છે' (પા. ૬૫) એમ કહેનાર ભારતના ગુણોનું પણ બયાન કરે છે (પા. ૯૭). હા, બધી વખત, બધી બાબતમાં સમતુલા કરે છે એમ પણ નથી. એવી એમની વૃત્તિ નથી. છતાં—'આપણે જગત કરતાં ડાહ્યા છીએ એમ માની લેવામાં કેટલી મૂર્ખાઈ છે,' એવો 'સિનિકલ મૂડ' પણ આવતો રહ્યો છે (પા. ૩૩૩). 'કડવું સાચું બોલવાની ટેવ' પડી ગઈ હતી (પા ૩૪૨), છતાં એમની નિષ્ઠા સચ્ચાઈની હતી. એટલે જ ક્યાંક કોઈ સંબંધોમાં કડવાશ આવી નથી એ હકીકત જ ઘણું રહસ્ય ઇંગિત કરી જાય છે.

સુમંતભાઈ પોતાના વિકાસ વિષે સતત ચિંતન-મનન કરતા રહ્યા છે. 'ગધેડાનું પૂછડું નહિ જ—' એવું સ્વીકારીને, બને એટલી 'તટસ્થ વ્યક્તિ તરીકે બહારથી લીલા જોતા હોવાનોય અનુભવ' કરતા હતા.

હા, સુમંતભાઈમાં 'આત્મતત્ત્વ' જોરદાર છે. હું નસીબવાન છું. હું (ઈશ્વરનો ?—સં.) માનીતો (Chosen?—સં.) છું. ઈશ્વરથી જુદો નથી એ અર્થમાં (પા. ૬૪) તો એવી માન્યતા બચપણથી મનમાં જડાઈ ગઈ હતી. એથી પણ એક બાજુ અહમ્, બીજી બાજુ એવા માનીતા (!) બનવા ને ટકી રહેવા

માટેની સતત જાગૃતિ, સતત ઉદ્યમ જોવા મળે છે.

એકંદરે, દરેક કક્ષાએ તેઓ પોતાની મર્યાદામાં જ નવું નિશાન તાકતા રહ્યા છે. "આમવર્ગમાં મારાથી કામ કરી શકાશે નહિ. ભણેલા દ્વારા સુધારાનો પ્રયાસ કરવો" ૧૯૦૧માં એવું વિચારનાર કહે છે: "ભવિષ્યે મને છેક ગામડાંમાં ધકેલ્યો એ મારા જીવનવિકાસનું રહસ્ય છે" (પા. ૮૦).

ખરું રહસ્ય તો એ છે કે, સુમંતભાઈએ 'સ્વ'નું આત્મરૂપ પ્રગટ કરતાં પોતાનું એ રૂપ કદરૂપ હશે, ત્રુટીભરેલું હશે, નામોશી પ્રગટ કરનારું હશે એની રજમાત્ર દરકાર કરી નથી. બલ્કે, એ પોતાનીય કઠોર ટીકા કરે છે, ઠેકડી ઉડાવે છે, ભૂલોના અને અવગુણોના, પૂરી ટેવોના અને અહમના અતિરેકના એકરારોય તેમણે કર્યાં છે. ક્યારેક તો તેમણે એમ પણ કહ્યું છે કે "મારું જીવન જેકિલ અને હાઈડ જેવું થઈ ગયું છે." (પા. ૨૦૩); અને એવું પણ એમને પોતાને લાગ્યું છે કે "સર્વસાધારણ અભિપ્રાયોથી ક્વચિત્ અન્યાય પણ થાય છે" (પા. ૨૧૯). દેવલાલીની એક ટેકરી પર બેસી આત્મચિંતન કરતાં એ લખે છે: "માણસ પોતાને કેટલું બધું મહત્ત્વ આપે છે! દા. ત. હું મને પોતાને કેટલું બધું મહત્ત્વ આપતો હતો! — જાણે કે મારી પ્રજાસેવાને લીધે જગત બદલાઈ જવાનું હોય!" (પા. ૨૭૪)

"મોટેથી અમલદારીને કારણે મારામાં પોતાનો કક્કો ખરો કરવાની ટેવ વધી ગઈ હતી." (પા. ૯૯), "લોકોને ખોટું લાગશે કે આઘાત લાગશે તેની દરકાર રાખતો નહિ, એમાં હું કંઈક ગૌરવ માનતો. પછાત વિચારના લોકોની લાગણી લગભગ તુચ્છકારતો અને મારા વિચારના જે ન હોય તેમને જંગલી માનતો...." (પા. ૯૯).

સુમંતભાઈનો અહમ્ જરૂર ભારે છે. અવારનવાર ત્રુટિઓનો બચાવ પણ કરતા દેખાય છે. "મારામાં અભિમાન અતડાપણું આવશે પણ બીજા મોટા દુર્ગુણો નહિ આવે." (પા. ૫૦); પણ પાછા કબૂલાતેય કરી દે છે. જે ભાગ્યે સતત પોતાના ગૌરવ — સ્વમાનનો વિચાર કરતો દેખાય છે એ જ પાછો પોતાની બધી નબળાઈઓ જાહેર કરતો રહે છે!

એમનું મન ખુલ્લું છે તેથી એમ પણ ઉચ્ચારે છે: "મને ખોટા પડ્યાનું દુઃખ નથી. બધી જ ચીજ વિજ્ઞાનની દૃષ્ટિએ જોતી જોઈએ" (પા. ૧૦૩). અહીં, વૈજ્ઞાનિક દૃષ્ટિનો અર્થ 'ખુલ્લા મનથી' એટલો જ હશે (પા. ૧૩૫). આથી વિશેષ આપણે એમની પાસે શું માગી શકીએ! સર્વત્ર સર્વદા ખુલ્લું મન ન રાખી શક્યા હોય, 'વૈજ્ઞાનિક દૃષ્ટિ' ન જાળવી શક્યા હોય એથી શું? બીજાની નબળાઈઓની જેમ પોતાની નબળાઈઓ સામે પણ પુણ્યપ્રકોપ અને સતત જાગ્રત પુરુષાર્થને કારણે તો ટોલ્સ્ટોય 'મહાત્મા' ગણાયા હતા — લગભગ છેવટ સુધી નબળાઈઓથી ન છૂટી શક્યા છતાં.

સુમંતભાઈની અનેક ટીકાઓ, એમનાં અનેક વિધાનો 'અછડતાં' લાગે છે — જરૂરી દલીલ કે સમર્થન વિનાનાં. આનું એક બીજું કારણ એ પણ છે કે આ ગ્રંથ મૂળ 'ડાયરી'ના આધારે તૈયાર થયો હોઈને 'ડાયરી-સહજ' મર્યાદાઓમાંની આ એક મર્યાદા પણ રહી છે.

આવી જ એક વધુ મર્યાદા એ જોવા મળે છે કે ગ્રંથમાં અવારનવાર 'ઘણું વાંચ્યું', "ગાંડાની જેમ વાંચી વાંચીને શરીર બગાડ્યું" (પા. ૭૩) એવા ઉલ્લેખો આવે છે; પરંતુ બેએક ડઝન ગ્રંથોનાં નામો આવે છે અને વિગતો તો ભાગ્યે જ. પોતાની ઉપર કયા ગ્રંથની કેવી અસર થઈ તેય બહુ ઓછું જાણવા મળે છે. (ગાંધીજીએ પોતાની આત્મકથામાં આ વાત ઉપર ખાસ લક્ષ રાખ્યું છે; આમ છતાં ગાંધીજીની જેમ વિલાયતમાં વિદ્યાભ્યાસ દરમ્યાન જ સુમંતભાઈએ પણ બાઈબલ, ગીતા, કાર્લાઇલ, હક્સલી, ટોલ્સ્ટોય, થોરો, સ્પેન્સર, મિલ, ઉમર ખય્યામ, હોગકેઈન વગેરેના ગ્રંથોના અભ્યાસચિંતન દ્વારા પોતાનું જીવનશાસ્ત્ર બાંધ્યું હતું.)

આ આત્મકથાના નાયકને માપવાનું મુશ્કેલ છે

કેમ કે વ્યવહારુ દુનિયાના ડાહ્યા પુરુષો કરતાં આ આદમી જુદો જ છે. ડાહ્યા પુરુષોના મનમાં એમનાં સગાં-સ્વજનો-સ્નેહી-સંબંધીઓ, સહકાર્યકરો-આગેવાનો અને સામાન્ય સંતો વિષેય ખરેખર શું ટીકા-નિંદાનો ભાવ કદી જાગ્યો જ હોતો નથી? જાગ્યો તો હોય છે જ. પરંતુ પરંપરાગત inhibitionsમાં જીવનારાઓ માટે એવો ભાવ મનમાં જાગ્યાનો મનોમન એકરાર કરવાનું પણ શક્ય નથી હોતું. પ્રગટ કરવાની તો કલ્પના જ શી? હિંમત જ ક્યાંથી?

ઇતર જનોની વાત જવા દઈએ. કેટલા અને કયા આત્મકથાકારોએ ખરેખર 'આત્મ'માં ઊઠેલા ભાવો-પ્રતિભાવો આટલી સહજ રીતે, શબ્દોના કશા આડંબર વિના દિગંબર રૂપે પ્રગટ કર્યા છે? એમાંય વળી, પોતાના યુગમાં જે 'પ્રાતઃસ્મરણીય' ઠર્યા હોય, 'પુણ્યપુરુષ' તરીકે પૂજાતા હોય, એમના વિષેના બંધાયેલા — અણઘડ તો અણઘડ — ખ્યાલો ખરાર રજૂ કરી દેવાની સત્યનિષ્ઠા તો વિરલ જ ગણાય.

એટલે જ તો આ આત્મકથાની વિશિષ્ટતા જ એ છે કે તે એક અ-રૂઢ (un-orthodox) બંડખોર વ્યક્તિત્વની આંતરિક પ્રતિભાનું લગભગ નખશિખ સાચકલું દર્શન કરાવે છે. આથી વિશેષ અપેક્ષા આત્મકથાકાર પાસે શી હોઈ શકે? નાયક જેવો છે તેવો તગારી સામે હાજર થઈ જાય એ એની સિદ્ધિ નથી શું?

આ આત્મકથા એક રીતે ગાંધીજીના 'સત્યના પ્રયોગો'ની યાદ આપે છે. બીજી રીતે, ઇન્દુભાઈ (યાજ્ઞિક)ની આત્મકથાની. ઇન્દુભાઈ, સુમંતભાઈથી પંદર વરસે નાના; છતાં જાહેર જીવન લગભગ એક સમય-બંધનું.

ઇન્દુભાઈનો સ્વભાવ 'યાહોમ'નો. જેલ ને મહેલ સરખાં; ઉપાધિઓ વહોરતા ફરે. પૂર ઉપર સવાર થવાના કોડમાં, આવેશ અને લાગણીના પૂરમાં ધસડાઈને ખુવાર થવામાં ઇન્દુભાઈને ભાગ્યે જ કોઈ આંટી શકે. એક પૂર ઊતરી જતાં, કિનારે ફેંકાઈને, બીજા પૂરની રાહ જોવામાં, ઇન્દુભાઈ રેતીમાંય બાચકા મારતા દિવસો ખેંચી કાઢે; ને નવાં અવસરનો ભાસ થતાં તક ઝડપી લેતાંય વાર નહિ. ઇન્દુભાઈનું જોર ઊડવામાં ને કૂદકા મોટા. ત્યારે સુમંતભાઈ જેવા એકલપંથના પ્રવાસીને પૂરની પાંખે ચડવાની કે ઊડવાની એષણા જ નહિ; ધસડાવાની તો હરગિજ તૈયારી નહિ — below his dignity. અલબત્ત, અમસ્તા અટવાઈ ખેંચાઈ ન જવાની તકેદારી રાખીને સાહસ તો ખેડે જ; તકલીફો ખૂંચે ને અકળાવે પણ ફરજ સમજી વેઠી લે. સુમંતભાઈનાં પગલાં નાનાં. એમનું જોર ચાલવામાં એકધારી ગતિમાં. ઠોકર વાગે એ પહેલાં ચેતેલા તો હોય જ. લખાવટ, બોલવટ, ચર્ચાવટ અને ભાષણમાં ઇન્દુભાઈ ભલભલાને હંફાવે, સુમંતભાઈ સંભાષણ અને સંભાષણ જેવાં ભાષણોમાં જીતે. પણ સુમંતભાઈનો શબ્દ નગદ, ત્યારે ઇન્દુભાઈનો સ્ફોટક. ઇન્દુભાઈનો અભિગમ આદર્શવાદી 'રોમાન્ટિક', સુમંતભાઈનો આદર્શવાદી 'રિયાલિસ્ટિક'. ઇન્દુભાઈ અને સુમંતભાઈ બંને ઉત્કટ દેશપ્રેમી, અન્યાય, જુલમ, શોષણ સામે પુણ્યપ્રકોપી. બંને ઉદ્દામ છતાં બંનેની પ્રકૃતિ અને વૃત્તિની મૂળભૂત ભિન્નતાને લીધે જાહેરજીવનમાં ઝાઝો સંગાથ ન સાધી શક્યા.

મૂળભૂત રીતે જ, ઇન્દુભાઈ extrovert, સુમંતભાઈ introvert. બંનેની આત્મકથાય બંનેની વિલક્ષણતાઓ અનુસાર નિરાળી — આગવાં લક્ષણો ધરાવનારી છે. ઇન્દુભાઈની આત્મકથા માહિતીસભર, સુમંતભાઈની ચિંતનસભર; ઇન્દુભાઈની આત્મકથા ઉપયોગી ઘણી રીતે, સુમંતભાઈની મહત્ત્વની વિશેષ; ઇન્દુભાઈની શૈલી પત્રકારત્વથી માંડી સાહિત્યવિહારી, સુમંતભાઈની સાદી, સરળ, સાધનાલક્ષી. ઇન્દુભાઈની આત્મકથામાં નવલકથાનો અને નવલકથામાં આત્મકથાનો વણાટ જોવા મળે, સુમંતભાઈને માટે એ કસબ સાધ્ય જ નહિ. ઇન્દુભાઈની આત્મકથામાં કથાપટ વિસ્તરેલો, સુમંતભાઈમાં આત્મપરિચયનું ઊંડાણ.

બહારથી શુષ્ક લાગે, સદૈવ કામ કામ અને

[ વિશ્વમાનવ :

કામમાં જ ખૂંપી ગયેલો લાગે ને એમાં મથતો રહે એવો માણસ જ્યારે એમ કહે છે કે "હું સૃષ્ટિ-સૌન્દર્યથી ઘણા દિવસ માટે કદી વિખૂટો પડ્યો જ નથી" ત્યારે અદકું માન ઊપજે છે. "સૂર્યોદય સૂર્યાસ્ત, આકાશ ને વાદળાં, ઝાડની ઘટા, લીલોતરીના રંગો, પહાડ ને દરિયો, નદી તથા સરોવરોનો આનંદ ઓછો નથી—અંધારી રાતના તારા, અજવાળિયાનો ચન્દ્ર આપણા રોજના સાથી છે. વરસાદની ઝરમર કે મુશળધારની ઓર ખૂબીઓ છે. નીરવ શાંતિમાં જે સંગીત છે તે થોડાક સાંભળી શકે છે; પણ ઘોંઘાટમાં મધુરું સંગીત છે તે સાંભળનારા વિરલ હોય છે. પાણીમાં પડતા પડછાયા, તેની લહેરો, તેની નિર્મળતા, આ બધાંથી કોનાં હૃદય હાલતાં નથી! પક્ષીઓના સંગીતનો જગજૂનો આત્મસમર્પણનો સંદેશ સૃષ્ટિની એકતાનતાનું ભાન કરાવે છે. થોડેઘણે અંશે આવાં સૌન્દર્યો માણવાની શક્તિ મેં ખીલવી હતી."

ખરેખર, તો આ આદમી સૃષ્ટિસૌન્દર્ય પાછળ ગાંડો બનતો હતો, તે આ ગ્રંથમાં બેત્રણ સ્થળે આવતાં વર્ણનો પરથી પ્રતીત થાય છે. યુરોપના એક એકાંત સૌન્દર્યસ્થળનો ઉલ્લેખ કરીને જણાવે છે: "ત્યાં વાંચવા કે લખવા બેસતો પણ ચોપડી અને કલમ બાજુએ રહી જતાં અને હું સ્વપ્નસૃષ્ટિમાં કલાકો સુધી સમાધિસ્થ થઈ જતો!" (પા. ૮૪–૮૫). યુરોપમાં એક શિકાર પાર્ટી દરમ્યાનના સૌન્દર્યાનુભવ પછી લખે છે: "તોફાન પછી હમેશાં શાંતિ અને સુખ આવે છે. પણ તે કોને માટે? નિર્દોષ માણસો માટે, પાપી અને અકર્મી માણસ માટે નહિ" (પા. ૨૦૭–૨૦૮); અને સોનગઢની શિકાર પાર્ટી દરમ્યાન "એક ટોળી મશાલોના અજવાળામાં નદી ઓળંગતી હતી તેનું વર્ણન કરવાની મારી શક્તિ નથી" એમ કહીને, "આજ સુધી એ ચિત્ર મારા સ્મરણપટ પર છે..." એમ ઉમેરીને એક જ વાક્યમાં કમાલ કરે છે. "શું વિચિત્ર પડછાયા પડતા હતા: માણસોના, ઝાડના અને મશાલોના. મશાલોનું તેજ નદીમાં પડતું અને ત્યાં બીજી મશાલો સળગતી હોય એવું જણાતું."

અનેક પ્રસંગોનું જીવંત આલેખન પણ આ ગ્રંથનું એક વધુ આકર્ષણ છે. શરૂમાં આવતો "એપ્રિલફૂલ"નો પ્રસંગ (પા. ૪૦–૪૧); એ પછી ગોધા લડાઈનું વર્ણન (પા. ૮૮–૮૯), યુરોપની એક હોટેલમાં રાજકીય ચર્ચા મિષે મળેલા જુવાનિયાઓની દારૂડિયા મહેફિલ (પા. ૨૦૨–૨૦૩), મગજની ખુમારી ઉતારવાને બદલે મૂછ મૂંડી કાઢી (પા. ૨૦૩–૨૦૪), એની વાત, એક અનાડી દૂબળાને માર મારી સીધો કર્યાનો કિસ્સો (પા. ૨૩૩), એક ગુંડાને તથા એક બેદરકાર ખલાસીને 'ચમત્કાર વિના નમસ્કાર નહિ'નો પાઠ શીખવ્યાનો કિસ્સો (પા. ૨૪૦–૪૧, ૨૯૭), અને બીજા કિસ્સાઓ (પા. ૨૪૨–૨૪૩); ઉપરાંત, શારદાબહેનના જીવનમાં ક્ષણભર ભારે વંટોળ જગાવી દેનારો એક ગેરસમજનો કિસ્સો (પા. ૨૫૦), તારંગા હિલથી અંબાજી જતાં, કોડીનારના પ્રવાસ દરમ્યાન, અને અલીંદ્રા જતાં વાઘ અને કહેવાતા વાઘના કિસ્સા (પા. ૩૪૩, ૩૪૭), તથા સિદ્ધપુરથી અમદાવાદની ટ્રેનમાં વાઘને સાથે લઈ બેઠેલા ગોરા અમલદાર સાથેનો કિસ્સો (પા. ૩૬૨–૬૩), વગેરે ખૂબ જ રમૂજી પ્રસંગો સૌ કોઈને આહ્‌લાદક લાગે એવા છે. કેટલાક આવા કિસ્સામાં સુમંતભાઈનું મનોમંથન પણ મહત્ત્વનું બન્યું છે. હાથ ઉગામીને ગુંડાને, દારૂડિયાને, અનાડીને પાઠ ભણાવ્યાના પ્રસંગો પછી સુમંતભાઈ "અનાડી લોકો ચમત્કાર વિના નમસ્કાર કરે એવા નથી," એમ કહ્યા પછીય કબૂલે છે કે "હાથ ઉપાડવો એ ખરાબ છે, તેમાં બંનેનું સ્વમાન હણાય છે." છતાં, "ગમે તેમ પણ પરિણામે (એ બિનાએ) વાતાવરણ સુધાર્યાનો" સંતોષ પણ લે છે... તો વળી કહે છે: "સફળતા મળી માટે મારવાનો બચાવ નહિ કરવો જોઈએ. એથી હૃદયપલટો નથી જ થવાનો, પરંતુ, ગુનો પકડવાનો આગ્રહ જતો કરીએ તો ગુનેગાર નીડર બને, વધુ ગુના કરે...!" આ પછી સુમંતભાઈ એમનું લોજિક સમજાવતાં કહે છે: "પુણ્યપ્રકોપને સામાન્ય ગુસ્સાથી જુદા પ્રકારનો ગણું છું. એમાં હિંસા છે, પણ એ બીજા નંબરનો ઉત્તમ

માર્ગ છે. (કેમ કે) હૃદયમાં હિંસા (ભાવ) નથી...
નથભાઈની અહિંસા એક જાતનો સામાજિક ગુનો
જ છે.''× × ×આવી બધી ફિલસૂફી ડહોળવાને બદલે
હોડીના ખલાસીવાળા કિસ્સામાં સ્પષ્ટ એકરાર કરે
છે: ''વ્યાસ જઈને ક્રોધને માટે પશ્ચાત્તાપ કર્યો.
(પણ) તાત્કાલિક પશ્ચાત્તાપ થાય; અગ્નિ ધીમો પણ
પડે; પરંતુ ક્રોધાગ્નિ સળગે જ નહિ એવો સંયમ
મેળવી શક્યો નથી. . . .''

કેટલી સરળતા! આ બધાં મંથનો કોઈ પણ
જાગ્રત છતાં સાધારણ માનવીના મનની અંદરની
ગૂંચોનો પડદો ખુલ્લો કરી આપે એવાં નથી?

સુમંતભાઈમાં ચિંતનનું ઊંડાણ પણ ઓછું નથી.
આરંભે જ 'વ્યક્તિતાના લોપ'ની વાત કરે છે, ત્યારે
(પા. ૧૮-૧૯) અને વસ્તી ઓછી કરવાના 'ઈશ્વરને
સૂઝતા રસ્તા'ને બહાને ecologyનું રહસ્ય-ચિંતન
પ્રગટ કરે છે ત્યારે (પા. ૩૮), અને મેડિકલ કૉલેજના
હૉલમાં મડદાં ચીરતાં દિવાસ્વપ્ન જોઈને ''આ મિથ્યા
જીવન, આ મિથ્યા મહેનત, માનવીનું અભિમાન
ગળી જાય એવું ચિંતન-મનન'' (પા. ૪૧-૪૩) કે
પછી યુરોપ જતાં ભરદરિયે માણસ — ક્ષુદ્ર જંતુની
શી કિંમત? ના વિચારો (પા. ૪૯-૫૦); તથા
યુરોપમાં શિકારે જતાં દિવાસ્વપ્નાવસ્થા સમાધિ-
ચિંતન અને વર્ણન (પા. ૨૦૬)ના ગદ્યખંડો જરૂરી
તેજસ્વિતા ધરાવે છે. ઈશ્વર અંગેના વિચારો તથા
નાસ્તિકનેય ઘડીભર વિચારતો કરી મૂકે એવી
સ્વાનુભવજન્ય ઘટનાઓ (અંગારા ઉપર ચાલવાના
બે પ્રસંગ: પા. ૧૩૨-૩૩, ૧૬૩-૧૬૪); તથા બાઈ-
બલ ખોલતાંવેંત મળતા સંકેતો (પા. ૧૬૩); સ્વપ્નને
અંતે 'સંદેશો' — સત્યનું દર્શન (૧૫૦-૫૧) જેવા
પ્રસંગોની mystic અનુભૂતિઓ પોતાને નાસ્તિક
ગણાવતા સુમંતભાઈની કલમે લખાય છે ત્યારે એ
કેટલી સંતર્પક બની રહે છે!

*

સુમંતભાઈ શબ્દોના સ્વામી નથી. ક્યાંક કશો પ્રયત્ન
કરીને એકે શબ્દ લખવો પડ્યો હોય એવું જણાતું
નથી. અને છતાં, અનેક સ્થળે ચિંતનકણિકાઓ
વેરાયેલી મળે છે. ભાષા રસળતી વહેતી હોય છે.
ઘણી જગાએ ગાંધીજીની તરાહ જોવા મળે છે. ટૂંકાં
વાક્યો, સચોટ શબ્દો, અર્થગર્ભ ગદ્ય... યુરોપમાં
અને સૌરાષ્ટ્રના પ્રવાસ વર્ણને તથા સોનગઢના શિકાર
વખતનાં કુદરતનાં વર્ણનો — ઋતુવર્ણનો એમની
ભાષાસમૃદ્ધિનાં સાક્ષી છે. કટાક્ષ પણ સુમંતભાઈનો
ભાષાનું કાતિલ તીર છે, ધાર્યું શરસંધાન કરી જાય
છે. ચિંતન તો એમને માટે શ્વાસોચ્છ્વાસ જેવું કામ
આપે છે!

સુમંતભાઈ માટે વિદ્યાભ્યાસ અને પરીક્ષાઓ
આનંદમય રહ્યાં છે. છેક કુમારવયથી વિશાળ વાચન,
ચિત્ર, સુથારી, લુહારી, ફોટોગ્રાફી, સીવણ-ગૂંથણ,
ઘોડેસવારી વગેરે બધાં ક્ષેત્રના રસિયા રહ્યા છે. જોકે
પોતાને સંગીતનો કશો રસ નથી એમ કહેવા છતાં
પિયાનો અને દિલરુબા જેવા વાદ્ય પર પણ હાથ
અજમાવ્યા વિના નથી રહ્યા. સુમંતભાઈનો સંસ્કારી
જીવ ક્યાંય છૂપો નથી રહ્યો.

કદાચ આ ગ્રંથમાં મારા મતે એક સૌથી મોટી
ક્ષતિ હોય તો તે એ છે કે તેમાં પોતાના કુટુંબ-
જીવન વિષે નહિ જેવા ઉલ્લેખો છે. છોકરાંઓ સાથે
રવિવારે પત્તાં રમતા, કસરત કરતા, ક્યારેક પ્રવાસમાં
સાથે લઈ જતા, પરસ્પર છૂટથી વર્તતા, પોતે
ઉપદેશ કે સલાહો આપવાનું ટાળતા, અને સમય
મળ્યે પોતાના અનુભવો કહેતા, તથા ખૂબ મોજ
કરાવતા વગેરે અલ્પાક્ષરી ઉલ્લેખોથી વિશેષ નથી.
શારદાબહેનના ઉલ્લેખો પણ ઉપરછલ્લા અને જરૂરી
નોંધ પૂરતા જ છે.

હા, પોતાના તરંગો — ડાહ્યા કે ગાંડા — અને
યોજનાઓની ચર્ચા શારદાબહેન સાથે કરતા તથા પોતાની
'પ્રગતિ'માં શારદાબાઈની પ્રગતિ હોવી જોઈએ જ
એમ માનતા હતા. અલબત્ત, (કુટુંબ) અવરોધક
નીવડે તો ફગાવી દેવાનું બૌદ્ધિક વલણ ધરાવતા,
પણ એકલપંડ આદર્શો પ્રમાણે સ્વચ્છંદે પ્રગતિ કરવાના
વિરોધી હતા. (પા. ૧૯૪); ગરીબીથી રહેવાના પ્રસંગે

શારદાબહેન ખચકાઈ, આંસુ પાડીને (સંતાનોના શિક્ષણ અને સુખી ઉછેરની ચિંતાએ જ) પણ તૈયાર થયાં હતાં કેમ કે એ 'હિંમતવાન' હતાં અને સાથે ચાલવાની ઇચ્છા હતી, (પા. ૨૧૮). સુમંતભાઈ બધી રીતે શારદાબહેનનું સન્માન સાચવતા. એમ છતાં એમનો ટીખળી સ્વભાવ છાનો રહેતો નહિ. શારદાબહેન અમદાવાદની પ્રવૃત્તિમાં ખૂંપેલાં હોઈને ૪ાા વરસે વડોદરા સ્થાયી થવા આવ્યાં ત્યારે સુમંતભાઈ 'વડોદરા પધાર્યાં' એવો કટાક્ષ કર્યા વિના રહી નથી શકતા. અને શારદાબહેન માટે એમણે પાડેલાં નામો —સંબોધનો પણ એવાં જ; 'દેશી', 'હિંદુ' 'મેડમ', 'મેમ'; ૧૯૩૨ પછી 'માજી' (પા. ૧૪૩).

આવી કેટલીક માહિતીથી અધિક કૌટુંબિક અનુભવોના આલેખનમાં તેઓ ઊંડાં પાણીમાં ઊતર્યા નથી, એની પાછળ એમનો, પત્નીથીય અંતર રાખવાનો, પેલો સિદ્ધાન્ત કે સર્વત્ર અમુક અંતર રાખવાનો સ્વભાવ કારણભૂત હશે? જે હોય તે, પરંતુ એ ખોટ 'આત્મ'ની ઓળખ અધૂરી રાખે છે એટલું તો નક્કી.

૨૮-૧૦-'૭૧

પારકા લોકોએ આપેલા દાન પર જીવવા કરતાં આપણી ધરતી આપણને જે કંઈ આપે, તેના પર જીવી નીકળવાની આપણામાં તાકાત અને હિંમત હોય. તેમ ન કરીએ તો સ્વતંત્ર મુલક તરીકેની આપણી હસ્તીને આપણે લાયક ન રહીએ.

૧૩-૧૦-'૪૧ ગાંધીજી